भगवताऽऽत्रेयपुनर्वसुनोपदिष्टा तच्छिष्येण महर्षिणाग्निवेशेन तन्त्रिता
चरकदृढबलाभ्यां प्रतिसंस्कृता

# चरकसंहिता



सान्वय-हिंदी-गुर्जर-आङ्ग्लेति-भाषात्रयानुवादालङ्कृता विविधपाठान्तरैः संयोजिता






भारतवर्षान्तर्गतसौराष्ट्रप्रदेशे श्री जामनगरे
श्री गुलाबकुंवरबा आयुर्वेदिक् सोसायटी इत्याख्यया संस्थया
संपादिता प्रकाशिता च

पञ्चमः खण्डः

शकाब्दः १८७१, खिस्ताब्दः १९४९, विक्रमाब्दः २००५

मूल्यम् ७५ रूप्यकाः

ભગવાન આત્રેય પુનર્વસુએ ઉપદેશેલ અને તેના શિષ્ય મહર્ષિ અગ્નિવેશે રચેલ
તથા ચરક અને દૃઢબલથી પ્રતિસંસ્કાર પામેલ

# ચરકસંહિતા

અન્વયથી અને હિંદી, ગુજરાતી તથા અંગ્રેજી એ ત્રણેય ભાષાના
અનુવાદથી અલંકૃત તથા વિવિધ પાઠાન્તરોથી સંયોજિત

ખંડ પાંચમો




: સંપાદક અને પ્રકાશક :

**શ્રી ગુલાબકુંવરબા આયુર્વેદિક સોસાયટી**

જામનગર-(સૌરાષ્ટ્ર)



શકે ૧૮૭૧, સન ૧૯૪૯, સંવત ૨૦૦૫



મૂલ્ય રૂા. ૭૫-૦-૦

# ચરકસંહિતા વિષયાનુક્રમણિકા

ઇતિ ભેષજચતુષ્ક

## ૫ માત્રાશિતીય અધ્યાય

## ૧૧ તિસ્રૈષણીય અધ્યાય



## ૧૨ વાતકલાકલીય અધ્યાય

## ૧૩ સ્નેહાધ્યાય

---

## ૧૭ કિયન્તઃશિરસીય અધ્યાય

## ૨૦ મહારોગાધ્યાય



ઇતિ રોગચતુષ્ક

## ૨૧ અષ્ટૌનિન્દિતીય અધ્યાય



## ૨૨ લંઘનબૃંહણીય અધ્યાય

## ૨૭ અન્નપાનવિધિ અધ્યાય



### ૧ શૂકધાન્યવર્ગ

## ૫ ફલવર્ગ

## ૨૯ દશપ્રાણાયતનીય અધ્યાય



## ૩૦ અર્થેદશમહામૂલીય અધ્યાય

## નિદાનસ્થાન

### ૧ જ્વર નિદાન



### ૨ રક્તપિત્ત નિદાન

## ૩ વિમાનસ્થાન

### ૧ રસવિમાનાધ્યાય

## ૨ ત્રિવિધકુક્ષીય વિમાન



## ૩ જનપદોધ્ધ્વંસનીય વિમાન



## ૪ ત્રિવિધરોગવિશેષવિજ્ઞાનીય અધ્યાય

## શારીરસ્થાન

### ૧ કતિધાપુરુષીય શારીર

## ૨ અતુલ્યગોત્રીય શારીર

## ૩ ખુડ્ડિકાગર્ભાવક્રાન્તિ શારીર



## ૪ મહતી ગર્ભાવક્રાન્તિ શારીર

## ૩ પુરુષવિચય શારીર



## ૬ શરીરવિચય શારીર

### ૭ શરીરસંખ્યા શારીર



### ૮ જાતિસૂત્રીય શારીર

## ઇન્દ્રિયસ્થાન

### ૧ વર્ણસ્વરીય ઇન્દ્રિય



### ૨ પુષ્પિતક ઇન્દ્રિય

વિષય પૃષ્ઠાંક

# ચિકિત્સાસ્થાન

## ૧ રસાયનાધ્યાય

### ૧ અભયામલકીય રસાયનપાદ



### ૨ પ્રાણકામીય રસાયનપાદ



### ૩ કરપ્રચિતીય રસાયનપાદ



### ૪ આયુર્વેદસમુત્થાનીય રસાયનપાદ

## ૨ વાજીકરણ અધ્યાય

### ૧ સંપ્રયોગશરમૂલીય વાજીકરણપાદ



### ૨ આસિક્તક્ષીરીય વાજીકરણપાદ



### ૩ માષપર્ણભૃતીય વાજીકરણપાદ

## ૪ રક્તપિત્ત ચિકિત્સિત

## ૫ ગુલ્મ ચિકિત્સિત

## પ્રમેહ ચિકિત્સિત



## ૭ કુષ્ઠ ચિકિત્સિત

## ૮ રાજયક્ષ્મા ચિકિત્સિત

## ૯ ઉન્માદ ચિકિત્સિત



## ૧૦ અપસ્માર ચિકિત્સિત

## ૧૧ ઉરઃક્ષત ચિકિત્સિત



## ૧૨ શ્વયથુચિકિત્સિત

## ૧૩ ઉદર ચિકિત્સિત

## ૧૪ અર્શશ્ચિકિત્સિત

---

## ૧૫ ગ્રહણી ચિકિત્સિત

## ૧૮ કાસ ચિકિત્સિત

## ૧૯ અતિસાર ચિકિત્સિત

## ૨૪ મદાત્યય ચિકિત્સિત



## ૨૫ દ્વિવ્રણીય ચિકિત્સિત

## ૨૬ ત્રિમર્મીય ચિકિત્સિત

## ૨૭ ઊરુસ્તમ્ભ ચિકિત્સિત

## ૨૯ વાતશોણિત ચિકિત્સિત



## ૩૦ યોનિવ્યાપદ્ ચિકિત્સિત

## કલ્પસ્થાન

### ૧ મદનકલ્પ

## ૨ જીમૂતકકલ્પ



## ૩ ઇક્ષ્વાકુકલ્પ



## ૪ ધામાર્ગવકલ્પ

### ૫ વત્સકકલ્પ



### ૬ કૃતવેધનકલ્પ



### ૭ શ્યામાત્રિવૃતકલ્પ

# સિદ્ધિસ્થાન

## ૧ કલ્પનાસિદ્ધિ



## ૨ પંચકર્મીયા સિદ્ધિ

## ૩ બસ્તિસૂત્રીયા સિદ્ધિ



## ૪ સ્નેહવ્યાપદિકી સિદ્ધિ

## ૫ નેત્રવ્યાપદિકી સિદ્ધિ



## ૬ વમનવિરેચનવ્યાપત્ સિદ્ધિ

## ૭ બસ્તિવ્યાપત્સિદ્ધિ



## ૮ પ્રાસૃતયોગિકા સિદ્ધિ

## ૧૦ બસ્તિસિદ્ધિ



## ૧૧ ફલમાત્રાસિદ્ધિ



## ૧૨ ઉત્તરબસ્તિસિધ્ધિ

---

ચરકસંહિતા ગુજરાતી વિષયાનુક્રમણિકા

સંપૂર્ણ

# શ્રી ચરક સંહિતા

## સૂત્રસ્થાન

### અધ્યાય ૧ લો

### :: દીર્ઘજીવિતીય અધ્યાય ::

दीर्घजीवितीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી અમે 'દીર્ઘજીવિતીય' નામના અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહેલું છે. ૧, ૨

आयुर्वेदना अभ्यास माटे भरद्वाजनुं इन्द्र पासे जवुं—

દીર્ઘ જીવનના જ્ઞાનની પ્રાપ્તિને અર્થે ઉગ્રતપસ્વી ભરદ્વાજ દેવોના રાજા ઇન્દ્રને શરણ જવા યોગ્ય જાણીને તેની પાસે ગયા. ૩

કારણકે આદિકાળમાં બ્રહ્માએ આયુર્વેદને જે રીતે કહ્યો તે જ પ્રમાણે પ્રજાપતિએ તેને સંપૂર્ણ રીતે ગ્રહણ કર્યો. તે પછી પ્રજાપતિ પાસેથી અશ્વિનીકુમારોએ ગ્રહણ કર્યો અને અશ્વિનીકુમારો પાસેથી ભગવાન ઇન્દ્રે સંપૂર્ણ રીતે તેને પ્રાપ્ત કર્યો. તે માટે ઋષિઓએ મોકલેલા ભરદ્વાજ ઇન્દ્ર પાસે આયુર્વેદ શીખવા માટે ગયા. ૪, ૫

જ્યારે શરીરધારીઓનાં તપ-ઉપવાસ-અધ્યયન-બ્રહ્મચર્ય-વ્રત અને આયુષ્યમાં વિઘ્નરૂપ રોગ ઉત્પન્ન થયા ત્યારે પ્રાણીઓ પર દયા કરીને પુણ્યકર્મવાળા નીચે દર્શાવેલા મહર્ષિઓ હિમાલયના પવિત્ર પ્રદેશમાં એકત્રિત થયા. ૬, ૭

અંગિરા, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ, ભૃગુ, આત્રેય, ગૌતમ, સાંખ્ય, પુલસ્ત્ય, નારદ, અસિત, અગસ્ત્ય, વામદેવ, માર્કંડેય, આશ્વલાયન, પારિક્ષિ, ભિક્ષુક આત્રેય, ભરદ્વાજ, કપિંજલ, વિશ્વામિત્ર, આશ્મરથ્ય, ભાર્ગવ, ચ્યવન, અભિજિત, ગાર્ગ્ય, શાંડિલ્ય, કૌંડિલ્ય, વાર્ક્ષિ, દેવલ, ગાલવ, સાંકૃત્ય, વૈજવાપિ, કુશિક, બાદરાયણ, બડિશ, શરલોમા, કાપ્ય, કાત્યાયન, કાંકાયન, કૈકશેય, ધૌમ્ય, મારીચ, કાશ્યપ, શર્કરાક્ષ, હિરણ્યાક્ષ, લોકાક્ષ, પૈંગિ, શૌનક, શાકુનેય, મૈત્રેય, મૈમતાયનિ, વૈખાનસ, વાલખિલ્ય, અને બીજા મહર્ષિઓ જે બધા બ્રહ્મજ્ઞાન, દમ અને નિયમના ભંડાર હતા તથા તપના તેજથી પ્રજ્વલિત હોમાગ્નિની માફક દેદીપ્યમાન હતા તેઓ ત્યાં સુખપૂર્વક બેસીને આ નીચે લખેલી પવિત્ર કથા કહેવા લાગ્યા. ૮, ૧૪

ધર્મ–અર્થ–કામ અને મોક્ષનું પ્રધાન કારણ આરોગ્ય જ છે; રોગો તે આરોગ્યનો, શ્રેયનો અને જીવનનો નાશ કરનારા છે. મનુષ્યોને આ મહાન વિઘ્ન ઉત્પન્ન થયું છે. ૧૫, ૧૬.

'એ રોગોની શાંતિનો ઉપાય શો હોઈ શકે?' એમ કહીને તેઓ ધ્યાનમગ્ન થયા. પછી તેઓએ ધ્યાન-ચક્ષુથી ઇન્દ્રને રક્ષક રૂપે જોયા. ૧૭

અને તે અમરેશ્વર શાંતિનો ઉપાય યોગ્ય રીતે કહેશે એમ જાણ્યું. ઇન્દ્રને પૂછવા માટે ઇન્દ્રના ભવને કોણ જશે? એવી ચર્ચા થતાં ભરદ્વાજ મુનિએ સૌથી પ્રથમ કહ્યું કે "મને આ કાર્યમાં નિયુકત કરો"; તેથી ઋષિઓએ તેને નિયુકત કર્યા. ૧૮, ૧૯.

ઇન્દ્રના ભવન પર પહોંચીને બલાસુરને મારનાર, અગ્નિસમાન દેદીપ્યમાન અને દેવર્ષિઓની મધ્યમાં બિરાજમાન ભગવાન ઇન્દ્રને એ ભરદ્વાજ મુનિએ જોયા. ૨૦

બુદ્ધિમાન ભરદ્વાજ મુનિએ ઇન્દ્રની સંમુખ ઉપસ્થિત થઈ, 'આપનો જય હો' એવા આશીર્વાદથી ઇન્દ્રને અભિનન્દન આપીને ઋષિઓનાં ઉત્તમ વચન વિનયપૂર્વક કહ્યાં : ૨૧

'હે અમરેશ્વર, સર્વ પ્રાણીઓને ત્રાસ આપનાર વ્યાધિઓ ઉત્પન્ન થયા છે; માટે આપ તેની શાંતિનો ઉપાય યથાવત્ મને કહો.' ૨૨

इन्द्रे भरद्वाज पासे आयुर्वेदनुं करेलुं प्रवचन—

તેથી ભગવાન ઇન્દ્રે તે મહર્ષિ ભરદ્વાજને અતિશય બુદ્ધિસંપન્ન સમજી સંક્ષેપમાં આયુર્વેદનો ઉપદેશ કર્યો. ૨૩

જે આયુર્વેદનો બ્રહ્માને બોધ થયો હતો, તે હેતુ, લિંગ અને ઔષધના જ્ઞાનરૂપ તથા સ્વસ્થ અને આતુરને ઉત્તમ આશ્રયરૂપ, ત્રિસૂત્રરૂપ, નિત્ય અને પવિત્ર આયુર્વેદનો ઇન્દ્રે ભરદ્વાજ મુનિને ઉપદેશ કર્યો. ૨૪

તે મહામતિ ભરદ્વાજે તન્મય થઈને અતિદુસ્તર અને ત્રિસ્કન્ધરૂપ આયુર્વેદને સત્વર યથાવત્ સમજી લીધો. ૨૫

આયુર્વેદનાં તે જ્ઞાનથી ભરદ્વાજે સુખયુક્ત દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કર્યું અને કાંઈ પણ વધારો ઘટાડો કર્યા વિના તેણે તે જ્ઞાનનો ઋષિઓને ઉપદેશ કર્યો. ૨૬

आयुर्वेदनुं पृथ्वी पर प्रवर्तवुं—

અને દીર્ઘ આયુષ્યની ઇચ્છાવાળા મહર્ષિઓએ લોકહિતકારી અને આયુષ્યની વૃદ્ધિ કરનાર તે વેદને ભરદ્વાજ પાસેથી ગ્રહણ કર્યો. ૨૭

તે મહર્ષિઓએ જ્ઞાનરૂપી ચક્ષુથી સામાન્ય, વિશેષ, ગુણ, દ્રવ્ય, કર્મ અને સમવાય એ છ પદાર્થોને યથાવત્ જોઈ લીધા. તેને જાણીને અને આયુર્વેદોકત વિધિનો આશ્રય કરીને તેઓએ પરમ સુખ મોક્ષ અને અનશ્વર દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કર્યું. ૨૮, ૨૯

તે પછી સર્વ પ્રાણીઓના મિત્રભૂત પુનર્વસુએ સર્વ પ્રાણી પર દયા કરીને પવિત્ર આયુર્વેદ છ શિષ્યોને આપ્યો. ૩૦

અગ્નિવેશ, ભેલ, જતૂકર્ણ, પરાશર, હારીત અને ક્ષારપાણિએ તે મુનિનો ઉપદેશ ગ્રહણ કર્યો. ૩૧

પરંતુ તન્ત્રના પ્રથમ કર્તા અગ્નિવેશ થયા કારણ કે અગ્નિવેશમાં બુદ્ધિનો ઉત્કર્ષ હતો, નહિ કે મુનિના ઉપદેશમાં ફેરફાર હતો. ૩૨

પછી ભેલાદિએ પોતપોતાનાં તન્ત્રો રચ્યાં અને ઉત્તમ બુદ્ધિવાળા તેઓએ પોતે રચેલાં તન્ત્રો ઋષિઓના સમૂહમાં બેઠેલા આત્રેયને કહી સંભળાવ્યાં. ૩૩

પુણ્યકર્મશાળી અગ્નિવેશાદિરચિત આયુર્વેદીય વિષયોનું ગ્રથન સાંભળીને તે ઋષિઓ પ્રસન્ન થયા અને 'આપે યથાવત્ રચના કરી છે,' એમ કહીને તેનો તેઓએ સ્વીકાર કર્યો. ૩૪

સર્વ પ્રાણીઓનું હિત ચાહનારા બધાય ઋષિઓએ તેઓની પ્રશંસા કરી અને 'પ્રાણીઓ ઉપર આપે સારી રીતે દયા કરી,' એમ સર્વે એકી સાથે ઉચ્ચ સ્વરથી બોલી ઊઠયા. ૩૫

આકાશમાં રહેલા દેવોની સાથે દેવર્ષિઓએ ઋષિઓનો તે મંગળકારી શબ્દ સાંભળ્યો અને તે સાંભળીને અતિશય આનંદ પામ્યા. ૩૬

આકાશમાં રહેલા દેવોએ હર્ષથી ઉચ્ચારેલા 'અહો સાધુ,' એવા સ્નિગ્ધ ગંભીર નાદે ત્રણે લોકને ગજાવી મૂકયા. ૩૭.

કલ્યાણકારી વાયુ વાવા લાગ્યો, સર્વ દિશાઓ તેજથી પ્રકાશિત થઈ અને જલસહિત પુષ્પોની દિવ્ય વૃષ્ટિ થઈ. ૩૮

ત્યારે અગ્નિવેશાદિ ઋષિઓમાં બુદ્ધિ, સિદ્ધિ, સ્મૃતિ, મેધા, ધૃતિ, કીર્તિ, ક્ષમા અને દયા—એ જ્ઞાનરૂપી દેવતાઓએ પ્રવેશ કર્યો. ૩૯

પરમર્ષિઓએ સ્વીકારેલાં અગ્નિવેશાદિનાં તે તન્ત્રોએ લોકસમૂહની સ્થિતિ માટે પૃથ્વી પર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. ૪૦

आयुर्वेदनुं लक्षण—

હિતમય, અહિતમય, સુખમય અને દુ:ખમય આયુ તથા તે આયુષ્યનું પથ્યાપથ્ય અને પ્રમાણુ જેમાં કહેલ છે તેને આયુર્વેદ કહે છે. ૪૧

आयु शब्दनां लक्षण अने पर्यायो—

શરીર-ઇન્દ્રિય-મન અને આત્માના સંયોગને આયુષ્ય કહે છે. ધારિ, જીવિત, નિત્યગ અને અનુબન્ધ એ તેના પર્યાયો છે. ૪૨

बीजा वेदो करतां आयुर्वेदनी उच्चता—

આ આયુર્વેદ સૌથી વધારે પવિત્ર છે, એમ વેદ જાણનારાઓ માને છે કારણુ કે તે, મનુષ્યોને બન્ને લોકમાં જે હિતકર વાત છે તે કહે છે. ૪૩

सामान्य अने विशेषनुं लक्षण—

હંમેશાં બધા પદાર્થોની વૃદ્ધિનું કારણુ સામાન્ય છે અને સર્વ પદાર્થોના હ્રાસનું કારણુ વિશેષ છે. બન્નેની પ્રવૃત્તિ થયા કરે છે. ૪૪

સામાન્ય ઐક્યકર છે અને વિશેષ પૃથક્તાકર છે કારણુ કે સામાન્યને તુલ્યાર્થતા કહે છે અને તેથી વિપરીતનું નામ વિશેષ છે. ૪૫

आयुर्वेदनां अधिकरणो—

મન, આત્મા અને શરીર એ ત્રણ ત્રિદંડ જેવાં છે. તેના સંયોગથી જીવોનું અસ્તિત્વ છે અને આ સજીવ શરીરમાં બધું પ્રતિષ્ઠિત છે. ૪૬

તે સજીવ શરીર આ વેદનો પુરુષ છે, તે જ ચેતન છે, અને તેને જ અધિકરણુ માનેલ છે; તેને માટે જ આ આયુર્વેદ પ્રકાશિત કરવામાં આવ્યો છે. ૪૭

द्रव्य-संग्रह; चेतन अचेतन भेद प्रमाणे बे प्रकारनां द्रव्यो—

પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પંચભૂત, આત્મા, મન, કાલ અને દિશા એ નવ સંક્ષેપમાં દ્રવ્ય છે. ઇન્દ્રિયયુક્ત દ્રવ્યને ચેતન અને ઇન્દ્રિયરહિત દ્રવ્યને અચેતન કહે છે. ૪૮

गुण अने कर्म—

ઇન્દ્રિયોના વિષયો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ ૫, ગુરુ-લઘુ-આદિ ૨૦, બુદ્ધિ ૧, પ્રયત્ન-પર્યન્ત ૫, અને પર-અપરાદિ ૧૦, આ ૪૧ ને ગુણુ કહ્યા છે. પ્રયત્નજનિત ચેષ્ટાને કર્મ કહે છે. ૪૯

समवायनुं लक्षण—

ભૂમિ-આદિ પંચ મહાભૂતોના પોતાના ગુણુથી અપૃથગ્ભાવને સમવાય માન્યો છે, તે નિત્ય છે કારણુકે જ્યાં દ્રવ્ય છે ત્યાં ગુણુ નથી એમ નથી જ, એટલેકે સદા હોય છે જ. ૫૦

द्रव्यनुं लक्षण; गुणनुं लक्षण—

જેમાં કર્મ અને ગુણુ આશ્રય કરીને રહ્યા છે અર્થાત્ જે કર્મ અને ગુણુનો આધાર છે અને જે કાર્યની ઉત્પત્તિમાં સમવાયી કારણ છે અર્થાત્ જેની અંદર સમવેત થઈને-સમવાય સંબંધથી-નિત્ય સંબંધથી રહીને કાર્ય ઉત્પન્ન થાય છે તેને દ્રવ્ય કહે છે; જે સમવાયી એટલે સમવાયાધેય હોય-અર્થાત્ દ્રવ્ય અને ગુણુના સંબંધમાં આધેયરૂપ હોય, નિશ્ચેષ્ટ (ચેષ્ટાશૂન્ય અથવા ચેષ્ટારૂપ ન હોય) અને કારણરૂપ હોય છે તેને ગુણુ કહે છે. ૫૧

कर्मनुं लक्षण—

કર્મ સંયોગ અને વિભાગમાં કારણુ છે; તે કર્મ દ્રવ્યમાં આશ્રિત છે; કર્તવ્યના અનુષ્ઠાનને કર્મ કહે છે. નિષ્પન્ન કર્મ કોઈની અપેક્ષા રાખતું નથી. ૫૨

आयुर्वेदनुं प्रयोजन—

આ પ્રમાણે કારણુ સમજાવ્યું. આ તન્ત્રમાં ધાતુ-સામ્યને કાર્ય કહેવામાં આવે છે, ધાતુસામ્યની ક્રિયા એ આ તન્ત્રનું પ્રયોજન છે. ૫૩

व्याधिनो त्रण प्रकारनो हेतुसंग्रह—

—કાલ, બુદ્ધિ અને ઇન્દ્રિયોના વિષયોના મિથ્યા યોગ, અયોગ અને અતિયોગ એ શારીરિક અને માનસિક રોગોનો ત્રિવિધ હેતુસંગ્રહ છે. ૫૪

व्याधिना बे आश्रयो; आरोग्यनुं कारण—

શરીર અને મન, વ્યાધિ અને આરોગ્યનાં આશ્રય-સ્થાન છે. કાલ, બુદ્ધિ અને ઇન્દ્રિયાર્થીનો સમયોગ સર્વ પ્રકારના સુખનું કારણ છે. ૫૫

आत्मानुं लक्षण—

પરમાત્મા નિર્વિકાર છે; મન, પંચમહાભૂત, શબ્દાદિ ગુણ અને ચક્ષુરાદિ ઇન્દ્રિયોની સહાયતાથી એ ચૈતન્યમાં કારણરૂપ બને છે, અર્થાત્ આત્માનું ચૈતન્ય વ્યક્ત થાય છે. તે આત્મા નિત્ય છે, સાક્ષી છે અને તે સર્વ ક્રિયાઓને જુએ જ છે. ૫૬

शरीरना त्रण दोषोनो संग्रह; मनना बे दोषोनो संग्रह—

વાત, પિત્ત અને કફ એ શારીરિક દોષસંગ્રહ છે; અને રજસ્ તથા તમસ્ તે માનસિક દોષસંગ્રહ કહ્યો છે. ૫૭

दोषोनी शान्तिना उपायो—

શારીરિક રોગ દૈવવ્યપાશ્રય (અદૃષ્ટદ્વારા કાર્ય કરનારા) અને યુક્તિવ્યપાશ્રય (ઔષધ-યોજના-દ્વારા કાર્ય કરનારાં) ઔષધોથી શાન્ત થાય છે; અને માનસિક રોગ અધ્યાત્મજ્ઞાન [શાસ્ત્રીયજ્ઞાન], ધૈર્ય, સ્મૃતિ અને સમાધિથી શાન્ત થાય છે. ૫૮

वायुना गुणो अने प्रशमनो—

રૂક્ષ, શીત, લઘુ, સૂક્ષ્મ, ચલ, વિશદ અને ખર—એ વાયુના ગુણો છે. આ ગુણોથી વિપરીત ગુણવાળાં દ્રવ્યો વાપરવાથી વાયુ શીઘ્ર અને સમ્યક્ પ્રકારે શાન્ત થાય છે. ૫૯

पित्तना गुणो अने प्रशमनो—

પિત્ત—થોડુંક સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ, અમ્લ, સરણશીલ અને કટુ છે. આ ગુણોથી વિપરીત ગુણ-વાળાં દ્રવ્યો વાપરવાથી પિત્ત શીઘ્ર શાંત થાય છે. ૬૦

कफना गुणो अने प्रशमनो—

ગુરુ, શીત, મૃદુ, સ્નિગ્ધ, મધુર, સ્થિર અને પિચ્છિલ એ કફના ગુણો છે. વિપરીત ગુણોવાળાં દ્રવ્યો વાપરવાથી તેની શાંતિ થાય છે. ૬૧

विकारो मटाडवाना उपायो—

દેશ, માત્રા અને કાલને જોઈ પ્રયોજેલાં વિપરીત ગુણવાળાં ઔષધોથી સાધ્ય રોગો મટે છે. ૬૨

પણ અસાધ્ય રોગોની ચિકિત્સા કહેવામાં આવી નથી. હવે પછી પ્રસંગાનુસાર દ્રવ્યને અનુરૂપ ગુણ-કર્મો આચાર્ય આગળ ઉપર કહેશે. ૬૩

रसनुं लक्षण अने भेदोनां निमित्तकारणो—

રસનેન્દ્રિય એટલે જિહ્વા ઇન્દ્રિયથી જે વિષય—ગુણનું ગ્રહણ કરવામાં આવે છે તેને રસ કહે છે. જળ અને પૃથ્વી તેનું આધાર-કારણ છે. રસની ઉત્પત્તિ અને તેના મધુરાદિ ભેદોમાં આકાશ, વાયુ અને તેજ એ ત્રણ નિમિત્ત-કારણ છે. ૬૪

रसोनो संग्रह—

સ્વાદુ, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય એ સંક્ષેપમાં છ રસો છે. ૬૫

दोषोना प्रशामक अने प्रकोपक रसो—

મધુર, અમ્લ અને લવણ રસ વાતને, કષાય, મધુર અને તિક્ત રસ પિત્તને તથા કષાય, કટુ અને તિક્ત રસ કફને જીતે છે. ૬૬

કટુ, અમ્લ અને લવણ રસ પિત્તને, મધુર-અમ્લ અને લવણ રસ કફને અને કટુ, તિક્ત તથા કષાય રસ વાતને કોપાવે છે. (૧)

प्रभावभेद प्रमाणे द्रव्यभेद—

કેટલાંક દ્રવ્યો દોષને શાન્ત કરે છે, કેટલાંક ધાતુઓને દૂષિત કરે છે અને કેટલાંક સ્વાસ્થ્યપાલનમાં હિતકારી છે. એમ ત્રણ પ્રકારનાં દ્રવ્યો કહ્યાં છે. ૬૭

उत्पत्तिभेद प्रमाणे द्रव्यभेद : जंगम द्रव्योनो संग्रह—

વળી તે દ્રવ્ય જંગમ, પાર્થિવ અને ઔદ્ભિદ એમ ત્રણ પ્રકારનાં કહેલ છે. બધી જાતનાં મધ, ગોરસ

(દૂધ, દહીં વગેરે), પિત્ત, વસા, મજ્જા, લોહી, માંસ, પુરીષ, મૂત્ર, ચર્મ, શુક્ર, હાડકાં, સ્નાયુ, શીંગડાં, નખ, ખરીઓ, વાળ, રુંવાડાં અને ગોરોચન--એટલાં જંગમ અથવા પ્રાણિદ્રવ્યો ઔષધ તરીકે વપરાય છે. ૬૮, ૬૯

पार्थिव द्रव्योनो संग्रह—

સુવર્ણ, મંડૂર, પાંચ પ્રકારનાં લોહ (ચાંદી, ત્રાંબુ, કલઈ, સીસું, અને લોહ), વેળુ, ચૂનો, મનઃશિલ, હરતાલ, રત્નો, લવણ, ગેરુ, અને અંજનો (સ્રોતાંજન સૌવીરાંજન વગેરે) ને પાર્થિવ અથવા ખનિજ ઔષધો કહેલ છે. ૭૦

चार प्रकारनां औद्भिद द्रव्यो—

વનસ્પતિ, વીરુધ, વાનસ્પત્ય તથા ઔષધિ—એ ચાર પ્રકારનાં ઔદ્ભિદ દ્રવ્યો છે. કેવલ ફલથી વનસ્પતિ, પુષ્પ અને ફલથી વાનસ્પત્ય, ફલ પાકીને તરત નાશ પામે તેને ઔષધિ અને લતા-ગુલ્માદિને વીરુધ કહે છે. ૭૧, ૭૨.

औद्भिद द्रव्योनो संग्रह—

મૂલ, છાલ, લાકડું, નિર્યાસ (ગુંદ વગેરે), નાલ, સ્વરસ, પલ્લવ, ક્ષાર, ક્ષીર, ફલ, પુષ્પ, ભસ્મ, તૈલ, કંટક, પાંદડાં, શુંગ, કંદ અને અંકુરોને ઔદ્ભિદ ગણ કહ્યો છે. ૭૩

जंगम वगेरे द्रव्योमांथी प्रशस्त द्रव्योनो संग्रह—

નીચે જંગમાદિ ત્રિવિધ દ્રવ્યોમાં ઉપયોગી અંશભેદ પ્રમાણે કેટલાંક પ્રશસ્ત દ્રવ્યો ગણાવ્યાં છે. ૭૪

ભગવાન પુનર્વસુએ કહેલ સોળ મૂલિની અને ઓગણીસ ફલિનીઓ, ચાર મહાસ્નેહો, પાંચ લવણ, આઠ મૂત્ર, આઠ દૂધ અને શોધનને માટે ઉપયોગમાં આવતાં છ વૃક્ષો એઓને રોગોમાં સારી રીતે યોજવાનું જાણે છે તે શાસ્ત્રજ્ઞ છે. ૭૫, ૭૬

सोळ मूलिनीनां नामो तथा कर्मो—

ગણુસર (મ.), સફેદ વજ, કાળું નસોતર, નસોતર, વરધારો, ચિકાખાઇ, ધોળી ગરણી, દાંતી, ઇંદ્રવારુણી, માલકાંગણી, કડવી ઘીલોડી, ઘૂઘરા, ચમારદૂધેલી, આકળી, રતનજોત, હીરવી કાશ્મીર; આમાંથી ઘૂઘરા, કડવી ઘીલોડી અને ધોળો વજ એ વમન માટે તથા ધોળી ગરણી અને માલકાંગણી શિરોવિરેચન માટે અને બાકીની અગિયારને વિરેચન માટે યોજવી જોઈએ. આ પ્રમાણે નામ અને કર્મ અનુસાર મૂલિનીઓ કહી છે. હવે ફલિનીઓ સાંભળો. ૭૭-૮૦

ओगणीश फलिनीनां नाम तथा कर्मो—

આંખ ફુટામણી, વાવડિંગ, કડવી કાકડી, મીંઢળ, કડવું ગલકું, કડવી તુંબડી, કુકડવેલાં, કડવાં તૂરિયાં આનૂપ અને સ્થલજ બન્ને પ્રકારની જેઠીમધ, કરંજ, વાંકેરીનું મૂળ, અઘેડો, હરડે, વરધારો, દૂધાળી મોરવેલનું શરદઋતુનું ફલ, કપીલો, ગરમાળો, કડાની શિંગો આ ઓગણીસ ફલિની ઔષધો છે. ૮૧-૮૩

કડવું ગલકું, કડવી તુંબડી, કુકડવેલાં, કડવાં તૂરિયાં, મીંઢળ, કડાની શિંગો, કડવી કાકડી અને દૂધાળી મોરવેલને વમનમાં અને આસ્થાપનમાં વાપરવાં જોઈએ. ૮૪

અને અઘેડો શિરોવિરેચનમાં પણ વપરાય છે. જે દશ બાકી રહ્યાં તે વિરેચનમાં વપરાય છે. આ પ્રમાણે ઓગણીસ ફલિનીઓનાં નામ અને કર્મ કહ્યાં. ૮૫½

चार महास्नेहोनां नाम तथा कर्म—

ઘી, તેલ, વસા અને મજ્જા એમ ચાર પ્રકારના સ્નેહ છે. તેનો ઉપયોગ પાન, અભ્યંગ, બસ્તિ અને નસ્ય માટે કરાય છે. ૮૬½

આ સ્નેહો સ્નિગ્ધકારક, જીવનદાયક, વર્ણપ્રદ, બલવર્ધક અને પુષ્ટિકારક તથા વાતપિત્ત અને કફને હણનાર કહ્યા છે. ૮૭½

पांच लवणोनां नाम तथा कर्मो—

સંચળ, સૈંધવ, બિડલવણ, ઔદ્ભિદ અને સામુદ્રલવણ મળીને પાંચ લવણો થાય છે. એ સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ અને અત્યંત દીપનીય છે. ૮૮-૮૯

આલેપન, સ્નેહવિધિ, સ્વેદવિધિ, વિરેચન, વમન, નિરૂહ, અનુવાસન, અભ્યંગ, ભોજન, શિરોવિરેચન, શસ્ત્રકર્મ, વર્તિ, અંજન, ઉવટન, અજીર્ણ, આનાહ, વાતવ્યાધિ, ગુલ્મરોગ, શૂલરોગ અને ઉદરરોગમાં તેઓ વપરાય છે. આ પ્રમાણે લવણો કહ્યાં; હવે પછી આત્રેયતંત્રમાં જે આઠ મુખ્ય મૂત્રો કહ્યાં છે તે નીચે પ્રમાણે છે. ૯૦-૯૨

આઠ મૂત્રોનાં નામ તથા કર્મો—

જેમકે મેંઢીનું મૂત્ર, બકરીનું મૂત્ર, ગોમૂત્ર, ભેંસનું મૂત્ર, હાથીનું મૂત્ર, ઊંટનું મૂત્ર, ઘોડાનું મૂત્ર અને ગધેડાનું મૂત્ર. તેઓ ઉષ્ણ, તીક્ષ્ણ, રૂક્ષ, કટુક અને લવણાનુ-રસવાળાં છે અને ઉત્સાદન, આલેપન, આસ્થાપન, વિરેચન, સ્વેદન, આનાહ, અગદપ્રયોગ, ઉદરરોગ, અર્શ, ગુલ્મ, કુષ્ઠ, કિલાસ, ઉપનાહ અને પરિષેકમાં તે યોજાય છે; તથા તે દીપન, વિષઘ્ન અને ક્રિમિઘ્ન મનાય છે. ૯૩–૯૭

પાંડુરોગપીડિતોને તે અત્યંત સુખકર કહેલ છે; પીધું હોય તો તે કફને શાંત કરે છે, વાયુનું અનુલોમન કરે છે અને પિત્તને અધોભાગ તરફ લઈ જાય છે એટલેકે પિત્તનું રેચન છે. આ પ્રમાણે એ મૂત્રોના સામાન્ય ગુણો ઉપર કહેવામાં આવ્યા. પ્રત્યેક મૂત્રના ગુણો જુદા જુદા કહેવામાં આવશે. ૯૮, ૯૯

મેંઢીનું મૂત્ર થોડું તિક્ત, સ્નિગ્ધ અને પિત્તને ન વધારનારું હોય છે. બકરીનું મૂત્ર કષાય તથા મધુર રસવાળું, પથ્ય અને દોષનાશક છે. ગોમૂત્ર થોડું મધુર, જરા દોષઘ્ન, કૃમિઘ્ન, કુષ્ઠઘ્ન છે અને કંડૂને શમાવે છે; પીધું હોય તો દોષજન્ય ઉદરરોગમાં સારી રીતે હિતકર છે. ૧૦૦, ૧૦૧

વળી ભેંસનું મૂત્ર અર્શોઘ્ન, શોફનાશક અને ઉદરરોગનાશક છે અને થોડું ક્ષારયુકત અને સારક છે. હાથીનું મૂત્ર લવણરસવાળું છે અને વળી કૃમિ તથા કુષ્ઠ રોગવાળાઓને હિતકર છે અને મળબંધ, મૂત્રાવરોધ, વિષ, કફરોગ અને અર્શરોગમાં પ્રશસ્ત ગણાય છે. ઊંટનું મૂત્ર થોડું તિકત, શ્વાસહર, કાસઘ્ન અને અર્શોઘ્ન કહેવાય છે. ઘોડાનું મૂત્ર તિક્ત અને કટુ રસવાળું, કુષ્ઠ, વ્રણ અને વિષનું નાશક છે. ગધેડાનું મૂત્ર અપસ્માર, ઉન્માદ અને ગ્રહબાધાનો નાશ કરે છે. ૧૦૨–૧૦૪

આઠ ક્ષીરોનાં નામ તથા કર્મો—

આ પ્રમાણે અહીં શક્તિ-યોગાનુસાર સામાન્ય-વિશેષ રૂપથી મૂત્રો કહ્યાં છે. હવે અહીંથી દૂધ અને તેનાં ગુણ-કર્મ કહેવામાં આવશે. ૧૦૫

મેંઢીનું દૂધ, બકરીનું દૂધ, ગાયનું દૂધ, ભેંસનું દૂધ, ઊંટડીનું દૂધ, હાથણીનું દૂધ, ઘોડીનું દૂધ અને સ્ત્રીનું ધાવણ એમ આઠ પ્રકારનાં દૂધ છે. ૧૦૬

દૂધ ઘણે ભાગે મધુર, સ્નિગ્ધ અને શીતળ, ધાવણ વધારનાર, આહ્લાદકર, પુષ્ટિકર, શુક્રવર્ધક, બુદ્ધિવર્ધક, બલકારક, મનોબલવર્ધક, જીવનીય, શ્રમહર અને શ્વાસ-કાસ અને રક્તપિત્તનો નાશ કરે છે તથા ભગ્નસંધાન-કારક છે; બધાં પ્રાણીઓને સાત્મ્ય છે અને શમન, શોધક, તૃષ્ણાનાશક અને અતિદીપન છે; ક્ષતક્ષીણ, પાંડુ, અમ્લપિત્ત, શોષ, ગુલ્મ, ઉદરરોગ, અતિસાર, જીર્ણજ્વર, દાહ અને વિશેષે કરીને શોથરોગમાં શ્રેષ્ઠ મનાય છે તથા યોનિરોગ, શુક્રરોગ, મૂત્રાલ્પતા, ગ્રથિતમલ અને વાતપિત્તના રોગીઓ માટે પથ્ય છે. નસ્ય, આલેપન, અવગાહન, વમન, આસ્થાપન, વિરેચન અને સ્નેહન એમ સર્વ ક્રિયામાં દૂધ વપરાય છે. ૧૦૭–૧૧૨

પ્રત્યેક દૂધના અન્નપાનાદિ અધ્યાયમાં આ ગુણો ક્રમાનુસાર જુદા જુદા ફરીથી પૂર્ણરૂપે કહેવામાં આવશે. ૧૧૩

દૂધાળાં ત્રણ વૃક્ષો અને તેનાં કર્મો—

ફલિની અને મૂલિનીથી જુદા થોર, આકડો અને અષ્ટા (મ.) નામે જે ત્રણ વૃક્ષો છે તેઓનું આ જુદું જુદું કર્મ છે. ૧૧૪

વમનમાં અષ્ટા (મ.) અને વિરેચનમાં થોરનું દૂધ વાપરવું અને આકડાનું દૂધ વમન અને વિરેચન બન્નેમાં વાપરવું જોઈએ. ૧૧૫

છાલ–ઉપયોગી ત્રણ વૃક્ષો અને તેનાં કર્મો—

કાંકચ, કડવો સરગવો અને તિલ્વક એ ત્રણ બીજાં વૃક્ષો કહ્યાં છે કે જેઓની છાલ ઉપ-યોગી છે. ૧૧૬

કાંકચ અને તિલ્વકને વિરેચનમાં વાપરવાં જોઈએ, અને કડવો સરગવો વિસર્પ, શોથ, અર્શ, દાદર, વિદ્રધિ, ગંડમાલા, કુષ્ઠ અને અલજીમાં વપરાય છે. બુદ્ધિમાન વૈદ્યે આ શોધન કરનાર છ વૃક્ષોને પણ જાણવાં જોઈએ. ૧૧૭, ૧૧૮

આ પ્રમાણે ફલિની, મૂલિની, સ્નેહો, લવણો, મૂત્રો, ક્ષીર અને જેનાં ક્ષીર અને છાલ બન્ને વાપરવાનું કહ્યું છે તે છ વૃક્ષો વર્ણવ્યાં છે. ૧૧૯

ઔષધનાં નામ, રૂપ અને યોગ જાણવાના ફાયદા—

વનમાં બકરાં ચારનારા, ઘેટાં ચારનારા, ગાયોના ગોવાળ અને વનમાં વસનારા જે બીજા લોકો છે તેઓ ઔષધિઓને નામ અને રૂપથી ઓળખે છે. ૧૨૦

કેવળ નામ અને આકૃતિનાં જ્ઞાનથી ઔષધિઓનો સમ્યક્ પ્રયોગ જાણવા કોઈ શક્તિમાન નથી. ૧૨૧

તેઓનાં સંપૂર્ણ રૂપ ને પ્રયોગને જાણતો હોય તે તત્ત્વવિદ્ કહેવાય છે; તો જે વૈદ્ય ઔષધિઓને સર્વ પ્રકારે નામ, રૂપ અને યોગજ્ઞાનથી ઓળખે તેને માટે તો કહેવુંજ શું ! ૧૨૨

પ્રત્યેક પુરુષને બલ-કાલ-વય-પ્રકૃતિ પ્રમાણે તપાસીને દેશકાલાનુસાર ઔષધોની યોજના જાણે તેને ઉત્તમ વૈદ્ય જાણવો જોઈએ. ૧૨૩

ઔષધનાં નામ, રૂપ અને યોગ ન જાણવાના દોષો—

જેમ વિષ, શસ્ત્ર, અગ્નિ અને વજ્ર મારક છે તેમ અજાણ્યું ઔષધ પણ મારક છે અને જાણેલું ઔષધ અમૃતતુલ્ય છે. ૧૨૪

કારણ કે નામ, રૂપ અને ગુણ—એ ત્રણેથી નહિ જાણેલું ઔષધ અને જાણેલું છતાં ખોટી રીતે વાપરેલું ઔષધ એ બન્ને અનર્થ કરે છે. ૧૨૫

તીક્ષ્ણ વિષ પણ સમ્યગ્ યોગથી શ્રેષ્ઠ ઔષધ બને છે અને ઔષધ પણ ખરાબ રીતે યોજાય તો તીક્ષ્ણ વિષ બને છે. ૧૨૬

તેથી જીવન અને આરોગ્યની ઇચ્છાવાળા બુદ્ધિમાન પુરુષે પ્રયોગ ન જાણનાર મૂર્ખ વૈદ્યે આપેલું કોઈ પણ ઔષધ લેવું જોઈએ નહિ. ૧૨૭

માથા પર પડેલું ઇન્દ્રનું વજ્ર કદાચ મનુષ્યને જીવતો રાખે પરંતુ મૂર્ખ વૈદ્યે યોજેલું ઔષધ રોગીને જીવવા દેતું નથી. ૧૨૮

પોતાને બુદ્ધિમાન સમજનાર જે વૈદ્ય દુઃખી, રોગશય્યા પર સૂતેલા અને શ્રદ્ધાવાળા રોગીને વગર વિચાર્યે ઔષધ આપે છે તેવા ધર્મરહિત, પાપી, મૃત્યુરૂપ અને દુર્બુદ્ધિવાળા સાથે સંભાષણ કરવાથી પણ મનુષ્ય નરકમાં પડે છે. ૧૨૯, ૧૩૦

સર્પનું વિષ અથવા ઉકાળેલો ત્રાંબાનો રસ પીવો સારો છે, અગ્નિસંતપ્ત લોહના ગોળા ખાવા એ પણ ઠીક છે પણ આયુર્વેદવિદનો વેષ ધારણ કરીને શરણે આવેલા રોગી પાસેથી અન્ન, પાન કે દ્રવ્ય લેવું યોગ્ય નથી. ૧૩૧, ૧૩૨

भिषग्बुभूषुनुं कार्य—

એથી વૈદ્ય થવાની ઇચ્છાવાળા બુદ્ધિમાન પુરુષે પોતામાં ગુણસંપાદન માટે ખૂબ પ્રયત્ન કરવો જોઈએ કે જેથી પોતે મનુષ્યોનો જીવન-દાતા થઈ શકે. ૧૩૩

યોગ્ય ઔષધનું લક્ષણ—

તે જ ઔષધ શ્રેષ્ઠ છે કે જે આરોગ્ય આપી શકે અને વૈદ્ય પણ તે જ શ્રેષ્ઠ છે કે જે રોગોમાંથી રોગીઓને મુક્ત કરે. ૧૩૪

ઉત્તમ વૈદ્યનું લક્ષણ—

સઘળાં કર્મોની સિદ્ધિ સમ્યક્ પ્રયોગને જણાવે છે અને તે સિદ્ધિ શ્રેષ્ઠ વૈદ્યને સર્વગુણસંપન્ન દર્શાવે છે. ૧૩૫

अध्यायार्थसंग्रह श्लोको—

આયુર્વેદનો આગમ, અવતરણક્રમ, આગમનો હેતુ, આયુર્વેદનો પ્રચાર, સૂત્રણનું અભ્યનુજ્ઞાન (ગ્રંથસ્વીકાર) અને નિર્ણય (પરિભાષા), સંપૂર્ણ કારણ-કાર્ય, આયુર્વેદ-પ્રયોજન, હેતુ, દોષ, સંક્ષિપ્ત ઔષધસંગ્રહ, રસો અને તેનાં નિમિત્તકારણ અને આધાર-કારણ, ત્રિવિધ દ્રવ્યસંગ્રહ, મૂલિની, ફલિની, સ્નેહ, લવણ, મૂત્ર, ક્ષીર અને ક્ષીર તથા છાલનાં આશ્રયસ્થાન છ શોધન વૃક્ષો, અને એ સૌનાં કાર્ય, યોગ, અયોગ, ગુણ અને દોષો, અજ્ઞવૈદ્યની નિન્દા, ઉત્તમ વૈદ્યના સર્વે ગુણો આવેલા છે—એ સર્વ આ પ્રથમ અધ્યાયમાં મહર્ષિએ બતાવ્યું છે. ૧૩૬-૧૪૦

આ પ્રમાણે અગ્નિવેશથી રચાયેલ અને ચરક મુનિથી સુધારાવધારા પામેલ આ શાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે "દીર્ઘંજીવિતીય" નામનો પહેલો અધ્યાય સંપૂર્ણ થયો. ૧

## અધ્યાય બીજો
## અપામાર્ગતંડુલીય અધ્યાય

अपामार्गतण्डुलीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી અમે 'અપામાર્ગતંડુલીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહેલું છે. ૧, ૨

शिरोविरेचन द्रव्यो—

અઘેડાનાં બીજ, પીપર, મરી, વાવડિંગ, સરગવો, સરસવ, તેજબળનાં ફળ, જીરું, બાફળી, પીલુ, નાની એલચી, રેણુકબીજ, કલૌંજી જીરું, તુલસી, ધોળી ગરણી, કુઠેરક, મરવો, કાળિયા સરસનાં બીજ, લસણ, હળદર, દારુહળદર, સિંધાલૂણ, સંચળ, માલકાગણા અને સૂંઠ—એ માથાના ભારેપણામાં, માથાના શૂલમાં, પીનસમાં, આધાશીશીમાં, શિરોગત ક્રિમિરોગમાં, અપસ્મારમાં, સૂંઘવાની શક્તિના નાશમાં અને મૂર્છામાં શિરોવિરેચન માટે દેવાં. ૩-૬

वमन द्रव्यो—

મીંઢળ, જેઠીમધ, લીમડો, કુકડવેલાં, કડવાં તૂરિયાં, લીંડીપીપર, કડો, કડવી તુંબડી, એલચી અને કડવાં ગલકાં એઓને કફ અને પિત્ત બહાર નીકળવાને તત્પર થયા હોય ત્યારે અને રોગ આમાશયમાં રહેલો હોય ત્યારે વૈદ્યે દેહને હાનિ ન પહોંચે તે રીતે વમન માટે પ્રયોજવાં. ૭, ૮

विरेचन द्रव्यो—

દોષ જ્યારે પકવાશયમાં ગયેલો હોય ત્યારે વિરેચન માટે આટલાં દ્રવ્યો પ્રયોજવાં— નસોતર, ત્રિફલા, દાંતી, ગળી, ત્રિકાખાદ્ય, વજ, કપીલો, ઇંદ્રામણું, હીરવી કાશ્મીર, વાકેરીનાં મૂળ (મ.), કરંજ, પીલુ, ગરમાળો, દ્રાક્ષ, રતનજોત, અને સમુદ્રફળ. ૯, ૧૦

आस्थापन द्रव्यो—

ઉદાવર્ત, કબજિયાત અને આસ્થાપનોમાં આટલાં દ્રવ્યો યોજવાં—પાટલા, અરણી, બીલી, રેંટૂ, શીવણ, સાલવણ, પીઠવણ, ભોરિંગણી, ખપાટ, ગોખરુ, ઊભી ભોરિંગણી, એરંડો અને સાટોડી, જવ, કળથી, બોર, ગળો અને મીંઢળ, ખાખરો, રોહિષ ઘાસ, સ્નેહો અને લવણો. ૧૧-૧૩

अनुवासन द्रव्योनुं आस्थापन द्रव्योमां कथन—

આ જ ઔષધસમૂહથી વાતનાશક અનુવાસન બનાવવું જોઈએ. આ પ્રમાણે પંચકર્મ સંબંધી ઔષધોનો સંગ્રહ કહ્યો. ૧૪

पंचकर्मनुं पूर्व कर्म—

સ્નેહ અને સ્વેદથી કોષ્ઠમાં આવીને જેઓના દોષ બહાર નીકળવા તૈયાર થયા છે તેઓને માત્રા તથા કાલનો વિચાર કરી ઉપર લખેલાં દ્રવ્યોથી પંચકર્મો કરાવવાં. ૧૫

युक्तिज्ञानना गुणो—

યુક્તિ(ઔષધની સમ્યગ્ યોજના)નો આધાર માત્રા અને કાળ પર છે; સિદ્ધિ યુક્તિમાં રહેલી છે અને યુક્તિ જાણનારો વૈદ્ય કેવળ દ્રવ્યજ્ઞાનવાળા કરતાં હંમેશાં ચઢિયાતો છે. ૧૬

अठ्ठावीस यवागूओ—

વિવિધ ઔષધોથી બનતી યવાગૂઓ સાધ્ય વિવિધ પ્રકારના રોગોને મટાડવા માટે હવે કહેવામાં આવે છે. ૧૭

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રો અને સૂંઠથી સિદ્ધ કરેલી યવાગૂ અગ્નિદીપક અને શૂલનાશક છે. ૧૮

કોઠ, બીલું, ખાટી ચાંગેરી, છાશ અને દાડમથી તૈયાર કરેલી પેયા પાચક અને ગ્રાહી છે. વાતપ્રધાન અતિસારમાં પંચમૂળની પેયા યોજવી જોઈએ. ૧૯

સાલવણ, બલા અને બીલી તથા પીઠવણથી તૈયાર કરેલ અને દાડમસાર નાખીને ખાટી બનાવેલ પેયા પિત્ત અને કફથી થયેલા અતિસારવાળાને હિતકર છે. ૨૦

બકરીના દૂધમાં અરધું પાણી નાખી વાળો, પોયણાં અને સૂંઠ તથા પીઠવણથી તૈયાર કરેલ પેયા રક્તાતિસારનો નાશ કરનારી છે. ૨૧

આમયુક્ત અતિસારમાં અતિવિષ અને સૂંઠથી તૈયાર કરેલ પેયાને દાડમ્સારથી ખાટી કરી આપવી જોઈએ. મૂત્રકૃચ્છ્રમાં ગોખરુ અને ભોરીંગણીથી બનાવેલી પેયા ફાણિત મેળવીને આપવી જોઈએ. ૨૨

વાવડિંગ, પીપરીમૂળ, સરગવો અને મરી વડે છાશમાં સિદ્ધ કરેલી અને સાજીખાર મેળવેલી યવાગૂ ક્રિમિનાશક હોય છે. ૨૩

દ્રાક્ષ, સારિવા, ડાંગરની ધાણી, પીપર, મધ અને સૂંઠથી સિદ્ધ કરેલી યવાગૂ તૃષા મટાડનાર છે. બાવચીથી પકાવેલા યવાગૂ વિષનાશક છે. ૨૪

વરાહના માંસરસમાં સિદ્ધ કરેલ યવાગૂ બૃંહણ કરનાર છે અને શેકેલ કસઈની યવાગૂ મધ મેળવીને આપવાથી કૃશતા કરનાર છે. ૨૫

ઘીવાળી, બહુ તલવાળી અને લવણયુક્ત યવાગૂ સ્નેહન કરનાર છે; કુશ તથા આમળાંના કવાથથી સિદ્ધ કરેલી સામાની યવાગૂ રૂક્ષણ કરનાર છે. ૨૬

દશમૂળમાં સિદ્ધ કરેલી યવાગૂ કાસ-હેડકી-શ્વાસ અને કફનો નાશ કરનાર છે. ઘી-તેલમાં મદિરાથી સિદ્ધ કરેલી યવાગૂ પકવાશયના રોગ મટાડનાર છે. ૨૭

શાક-માંસ, તલ અને અડદથી સિદ્ધ કરેલ યવાગૂ મળને બહાર કાઢે છે. જાંબુના ઠળિયા, આંબાની ગોઠલી, કોઠની ખટાઈ અને બીલીથી સિદ્ધ કરેલી યવાગૂ સંગ્રાહક છે. ૨૮

જવખાર, ચિત્રો, હિંગ અને અમ્લવેતસથી સિદ્ધ કરેલ યવાગૂ ભેદન કરનાર છે; હરડે, પીપરીમૂળ અને સૂંઠથી બનાવેલી યવાગૂ વાતનું અનુલોમન કરનાર છે. ૨૯

છાશથી સિદ્ધ કરેલી યવાગૂ ધૃતની વ્યાપદનો નાશ કરે છે; છાશ તથા તલવટથી સાધેલ યવાગૂ તેલની વ્યાપદમાં પ્રશસ્ત છે. ૩૦

ગાયના માંસરસથી ખાટાં દાડમસહિત સિદ્ધ કરેલ યવાગૂ વિષમજ્વરનો નાશ કરનાર છે. ઘી અને તેલમાં પીપર અને આમળાંથી સિદ્ધ કરેલી જવની યવાગૂ કંઠને હિતકર છે. ૩૧

કૂકડાના માંસરસમાં સિદ્ધ કરેલ યવાગૂ વીર્યમાર્ગના રોગ દૂર કરનાર છે. અડદની દાળસહિત ઘી અને દૂધમાં સાધેલી યવાગૂ વૃષ્ય છે. ૩૨

પોઈ તથા દહીંથી સિદ્ધ કરેલી યવાગૂ મદનો નાશ કરનાર છે. અઘેડાનાં બીજ, દૂધ અને ઘોના માંસરસથી સિદ્ધ કરેલી યવાગૂ ભૂખનો નાશ કરે છે. ૩૩

તે બાબતમાં ઉપસંહારના શ્લોક—

આ પ્રમાણે આ અઠ્ઠાવીસ યવાગૂઓ કહી દેખાડી અને પંચકર્મ સંબંધી ઔષધસંગ્રહ પણ કહી બતાવ્યો. ૩૪

મૂલ અને ફલનાં જ્ઞાનના હેતુથી જે ઔષધો પ્રથમ કહ્યાં હતાં તે પંચકર્મ સંબંધી જ્ઞાનના કારણે ફરીને અહીં કહ્યાં છે. ૩૫

चिकित्सार्ह वैद्य—

સ્મૃતિવાળો, હેતુ અને યુક્તિ જાણનાર, જિતેન્દ્રિય અને તાત્કાલિક ઉપચાર જાણનાર વૈદ્ય ઔષધોના સંયોગથી ચિકિત્સા કરવાને યોગ્ય છે. ૩૬

૨. આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'અપામાર્ગ-તંડુલીય' નામક બીજો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય ત્રીજો

### :: આરગ્વધીય અધ્યાય ::

आरग्वधीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'આરગ્વધીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

कुष्ठहर पंदर लेपो—

ગરમાળો, કૂવાડિયો, કરંજ, અરડૂશી, ગળો, મીંઢળ, હળદર અને દારુહળદર, ગંધબિરોજા, દેવદાર,

ખેર, ધાવડો, લીમડો, વાવડિંગ, કરેણની છાલ, ભોજપત્રની ગાંઠ, લસણ, સરસડો, કાસીસ, ગૂગળ, સરગવો, મરવો, કડો, સાતવીન, પીલુ, કઠ, જૂઈનાં પલ્લવ, વજ, હરેણુકબીજ, નસોતર, દાંતી, ભિલામો, સોનાગેરુ, સુરમો, મનઃશિલ, હરતાલ, ઘરની મેશ, એલચી, કાસીસ, લોધ્ર, અર્જુન, મોથ તથા શાલ–આ પ્રમાણે અર્ધા અર્ધા શ્લોકથી કહેલા આ છ યોગોનાં દ્રવ્યોને ગાયનાં પિત્તથી પીળાં કરી ફરીથી પીસી તથા શ્રેષ્ઠ રીતે સિદ્ધ કરી સરસવનાં તેલ સાથે મેળવીને વૈદ્યે તેનાં ચૂર્ણ અને લેપનો પ્રયોગ કરવો. ૩–૬

પ્રયોજેલા આ લેપો મનુષ્યોનાં કષ્ટસાધ્ય ચામડીનાં દરદો, નવું કિલાસ, ઇન્દ્રલુપ્ત, કિટિભ, દાદર, ભગંદર, અર્શ, અપચી, અને ખસનો તરતમાં નાશ કરે છે. ૭

કઠ, હળદર અને દારુહળદર, તુલસી, પરવળ, લીમડો, અસન, દેવદાર, સરગવો, સરસવ, તેજફળ, ધાણા, કેવડીમોથ અને ચોરકનું સમ પ્રમાણમાં ચૂર્ણ કરવું. ૮

પ્રથમ શરીરે સરસવનું તેલ ચોળી પછી છાશમાં ઘૂંટેલાં તે દ્રવ્યોથી ઉદ્વર્તન કરવાનો યત્ન કરવો. તેથી એની ખજવાળ, ફોડકીઓ, કોઠ, કુષ્ઠ અને શોફ શાન્ત થાય છે. ૯

કઠ, મોરથુથુ, દારુહળદર, કાસીસ, કંપીલો, મોથ, લોધર, ગંધક, રાળ, વાવડિંગ, મનઃશિલ, હરતાલ અને કરેણની છાલ–એનું ચૂર્ણ કરી તેલ ચોળેલ શરીરવાળાને શરીરે મસળવા માટે આપવું. તે પ્રમાણે કરવાથી દાદર, ખજવાળ, કિટિભ, ખસ અને વિચર્ચિકા શાન્ત થાય છે. ૧૦, ૧૧

મનઃશિલ, હરતાલ, મરી, તેલ અને આકડાના દૂધનો લેપ ચામડીનાં દરદનો નાશ કરનાર છે. મોરથુથુ, વાવડિંગ, મરી, કઠ, લોધ્ર અને મનઃશિલનો લેપ તે પ્રમાણે ચામડીનાં દરદનો નાશ કરે છે. ૧૨

રસાંજન અને કૂવાડિયાનાં બીજનો કોઠના રસથી યુક્ત લેપ કુષ્ઠનાશક છે. કરંજનાં બી, કૂવાડિયો અને કઠને ગોમૂત્રમાં વાટીને કુષ્ઠનાશક શ્રેષ્ઠ લેપ બને છે. ૧૩

બન્ને હળદર, ઇંદ્રજવ, કરંજનાં બીજ, જૂઈનાં પાન, અને કરેણની છાલ તથા વચલો ભાગ એનો તલના ક્ષાર સહિત લેપ કરવો. ૧૪

મનઃશિલ, કડાછાલ, કઠ, કાસીસ, કૂવાડિયો, કરંજ, ભોજવૃક્ષની ગાંઠ અને કરેણનાં મૂળ એ પ્રત્યેકનું એક તોલા જેટલું ચૂર્ણ ૨૫૬ તોલા તુષોદકથી અને ખાખરાના ૨૫૬ તોલા ચૂવાથી સિદ્ધ કરવું અને કડછીને ચોટે તેવો લેપ કરવો; તેને કુષ્ઠનું નિકંદન કરવા માટે શ્રેષ્ઠ કહે છે. ૧૫, ૧૬

ગરમાળાનાં પાન અને પીલુડીનાં પાન તથા કરેણનાં પાન છાશની સાથે વાટીને જે માણસે શરીરે તેલ ચોળ્યું હોય તેવા માણસના કુષ્ઠને ઉદ્વર્તન કરવું. ૧૭

વાતનાશક પાંચ લેપો—

બોર, કળથી, દેવદાર, રાસ્ના, અડદ, અળસી, તેલીબીઆં, કઠ, સુવા અને જવનું ચૂર્ણ એ બધાંને કાંજી વગેરેથી અમ્લ કરીને વાતરોગીઓને ઊનાં ઊનાં ચોપડવાં. ૧૮

આનૂપ પશુપંખીઓ અને મત્સ્યના માંસનાં ઊના ઊના વેસવારનો લેપ વાતનાશક છે. દશમૂલથી મિશ્રિત ગંધૌષધથી સિદ્ધ કરેલા ચાર સ્નેહોવડે કરેલો લેપ વાતનાશક છે. ૧૯

છાશથી યુક્ત જવનું ચૂર્ણ, જવખાર સાથે ઊનું ઊનું પેટ પર લગાડવાથી જઠરની વ્યાધિને મટાડે છે. કઠ, સુવા અને જવનું ચૂર્ણ તેલ તથા અમ્લદ્રવ્ય સાથે મેળવીને વાતરોગમાં આપવાનું કહ્યું છે. ૨૦

વાતરક્તહર ત્રણ લેપો—

સુવા અને વરિયાળી, જેઠીમધ, મહુડાં, બલબીજ, ચારોલી, કસેલાં, ઘી, વિદારીકંદ અને ખડીસાકરનો લેપ વાતરક્તમાં કરવો જોઈએ. ૨૧

રાસ્ના, ગળો, જેઠીમધ, બલબીજ, ખપાટ, જીવક, ઋષભક, દૂધ, ઘી અને મીણથી સિદ્ધ કરેલ લેપ ચોપડવાથી વાતરક્તના વ્યાધિને દૂર કરે છે. ૨૨

ઘઉંનો લોટ અને બકરીના દૂધનો ઘીસહિત લેપ વાતરક્તમાં કરાય છે. તગર, ઉત્પલ, શ્વેતચંદન,

અને કઠનો ઘીની સાથે માથાં પર લેપ શિરોવ્યાધિમાં કરવામાં આવે છે. ૨૩

शिरःशूलहर बे लेपो—

પ્રપૌંડરીક, દેવદાર, કઠ, જેઠીમધ, એલચી, કમળ અને ઉત્પલ, અગુરુ, ધાબાજરિયું, પદ્મકાષ્ઠ અને ચોરકનો ઘીસહિત લેપ શિરોરોગમાં કરવામાં આવે છે. ૨૪

पार्श्वशूलहर लेप—

રાસ્ના, બેઉ હળદર, જટામાંસી, સુવા અને વરિયાળી, દેવદાર અને ખડીસાકર તથા દોડીનાં મૂળ, ઘી, અને તેલ સાથે પડખાંના વ્યાધિમાં નવશેકાં ચોપડવાં. ૨૫

निर्वापण करनार बे लेपो—

શેવાલ, પદ્મ, ઉત્પલ, વાળુંજ, લાલ નાગકેશર, પ્રપૌંડરીક, વીરણનો વાળો, લોધર, ધઉંલા, પીળું ચન્દન અને સફેદ ચંદનનો ઘી સાથે લેપ દાહશામક છે. ૨૬

ખડીસાકર, મજીઠ, વાળુંજ, પદ્મકાષ્ઠ, જેઠીમધ, ઇંદ્રવારુણી, કમળ, ધ્રો, જવાસાનું મૂળ અને કુશ તથા કાંસડાનું મૂળ, વાળો અને ધાબાજરિયાંનું લેપન દાહશામક છે. ૨૭

शीतहर लेप; विषहर लेप—

દગડફૂલ, એલચી, અગુરુ, કઠ, ચોરક, તગર, તજ, દેવદાર અને રાસ્નાનો લેપ તરતમાં શીત મટાડે છે; અને શિરીષ તથા નગોડનો લેપ વિષનો નાશ કરે છે. ૨૮

त्वग्दोष तथा स्वेदहर लेप; शरीरनी दुर्गन्ध हरनार लेप—

શિરીષ, વીરણનો વાળો, લાલ નાગકેશર અને લોધરનો લેપ ચામડીના દોષો અને પરસેવો મટાડનાર છે. તજ, સુગંધી વાળો, લોધર, વીરણનો વાળો, અને સફેદ ચંદનનો લેપ શરીરના દુર્ગન્ધ હરનાર છે. ૨૯

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

સિદ્ધ અને મહર્ષિઓને પૂજ્ય ભગવાન આત્રેયે જગતના હિત માટે અહીં આ આરગ્વધીય અધ્યાયમાં વિવિધ રોગનાશક ઉત્તમ સિદ્ધ થયેલ બત્રીસ ચૂર્ણ અને લેપો કહ્યા છે. ૩૦

૩. આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'આરગ્વધીય' નામક ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય ચોથો

### ષડ્વિરેચનશતાશ્રિતીય અધ્યાય

षड्विरेचनशताश्रितीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'ષડ્વિરેચનશતાશ્રિતીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

षड्विरेचनशत वगेरेनुं संक्षेपमां कथन—

અહીં ખરેખર ૬૦૦ વિરેચનો છે, વિરેચનના આશ્રય ૭ છે, કષાયની યોનિઓ પાંચ છે, કષાયની કલ્પના પાંચ પ્રકારની છે, પચાસ મહાકષાય છે અને પાંચસો કષાયો છે. આ પ્રમાણે સંક્ષેપમાં છે. ૩

छसो विरेचनो—

૬૦૦ વિરેચનો છે એમ જે કહ્યું તેનું અહીં સંક્ષેપમાં ઉદાહરણ આપી, કલ્પસ્થાનમાં તે વિસ્તારપૂર્વક કહેશું. તેમાં મીંઢળના ૧૩૩ યોગ કહેલા છે, કુકડવેલાંના ૩૯ યોગ, કડવી તુંબડીના ૪૫, કડવાં ગલકાં ૬૦ પ્રકારે યોગયુક્ત થાય છે, કડોના ૧૮ યોગ થાય છે, કડવાં તૂરિયાં ૬૦ પ્રકારે યોગયુક્ત થાય છે, કાળાં નસોતર અને નસોતરના ૧૦૦ યોગ કહેલા છે અને બીજા ૧૦ થાય છે, ગરમાળાના ૧૨ રીતે યોગ થાય છે, લોધર વિધિમાં ૧૬ યોગથી યુક્ત છે, થોર ૨૦ યોગવાળો છે, ચિકાખાઈ અને આંખફુટામણીના ૩૯ યોગો તથા દાંતી અને રતનજોતના ૪૮ યોગો છે. આ પ્રમાણે કુલ છસો વિરેચનો છે. ૪

विरेचनना छ आश्रयो—

વિરેચનના છ આશ્રયો એ ક્ષીર, મૂળ, છાલ, પાન, ફૂલ અને ફળ છે. ૫

पांच कषाययोनिओ—

મધુરકષાય, અમ્લકષાય, કટુકષાય, તિક્તકષાય અને કષાયકષાય એવી પાંચ કષાય-યોનિઓની શાસ્ત્રમાં સંજ્ઞા છે. ૬

पांच प्रकारनी कषायकल्पना—

કષાયની કલ્પના પાંચ છે; જેમકે સ્વરસ, કલ્ક, શૃત, શીત, અને ફાંટ કષાય.

स्वरस वगेरेनां लक्षणो—

યન્ત્રથી પીલેલાં દ્રવ્યમાંથી જે રસ નીકળે તે સ્વરસ કહેવાય છે. રસસહિત પીસેલાં દ્રવ્યોનો પિંડો તે કલ્ક કહેવાય છે. અગ્નિ ઉપર પાણી સહિત ઉકાળેલાં દ્રવ્યને ચિકિત્સકો શૃત કહે છે. પાણીમાં આખી રાત રહેલાં ખાંડેલાં દ્રવ્યમાંથી જે કષાય બને છે તેને શીત કહેલો છે. ઊનાં પાણીમાં નાખીને મસળેલ હોય તેને ફાંટ કહેલ છે.

स्वरस वगेरेमां बलतारतम्य—

તેઓમાં પૂર્વતા અનુસાર બલની અધિકતા હોય છે. તેથી કષાયોની કલ્પના વ્યાધિ અને રોગીના બળની અપેક્ષા રાખે છે. એ પ્રમાણે ખરેખર સર્વ કલ્પનો સર્વ સ્થાને ઉપયોગી થતાં નથી. ૭

पचास महाकषायोनुं संक्षेपमां विवरण; पांचसो कषायोनुं विवरण—

પચાસ મહાકષાયો છે એમ જે કહ્યું તેની વ્યાખ્યા હવે કરશું. જેમકે જીવનીય, બૃંહણીય, લેખનીય, ભેદનીય, સન્ધાનીય અને દીપનીય એ છનો સમૂહ પ્રથમ કષાયવર્ગ છે; બલ્ય, વર્ણ્ય, કંઠ્ય, અને હૃદ્ય એ ચારનો સમૂહ બીજો કષાય વર્ગ છે; તૃપ્તિઘ્ન, અર્શોઘ્ન, કુષ્ઠઘ્ન, કંડૂઘ્ન, ક્રિમિઘ્ન અને વિષઘ્ન એ છનો સમૂહ ત્રીજો કષાયવર્ગ છે; સ્તન્યજનન, સ્તન્યશોધન, શુક્રજનન અને શુક્રશોધન એ ચારનો સમૂહ ચોથો કષાયવર્ગ છે: સ્નેહોપગ, સ્વેદોપગ, વમનોપગ, વિરેચનોપગ, આસ્થાપનોપગ, અનુવાસનોપગ અને શિરોવિરેચનોપગ એ સાતનો સમૂહ પાંચમો કષાયવર્ગ છે; છર્દિનિગ્રહણ, તૃષ્ણાનિગ્રહણ અને હિક્કાનિગ્રહણ એ ત્રણનો સમૂહ છઠ્ઠો કષાયવર્ગ છે; પુરીષસંગ્રહણીય, પુરીષવિરજનીય, મૂત્રસંગ્રહણીય, મૂત્રવિરજનીય અને મૂત્રવિરેચનીય એ પાંચનો સમૂહ સાતમો કષાયવર્ગ છે; કાસહર, શ્વાસહર, શોથહર, જ્વરહર અને શ્રમહર એ પાંચનો સમૂહ આઠમો કષાયવર્ગ છે; દાહપ્રશમન, શીતપ્રશમન, ઉદર્દપ્રશમન, અંગમર્દપ્રશમન અને શૂલપ્રશમન એ પાંચનો સમૂહ નવમો કષાયવર્ગ છે; શોણિતાસ્થાપન, વેદનાસ્થાપન, સંજ્ઞાસ્થાપન, પ્રજાસ્થાપન અને વયઃસ્થાપન એ પાંચનો સમૂહ દશમો કષાયવર્ગ છે. આ પ્રમાણે મહાકષાયોનાં લક્ષણનાં ઉદાહરણ માટે પચાસ મહાકષાયોની વ્યાખ્યા કરી છે. તેમાંના દરેક મહાકષાયના દશ દશ પેટા કષાયો હવે કહેશું. તેઓ બધા મળીને પાંચસો કષાયો થાય છે. ૮

जीवनीय दशक—

જેમકે–જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી, માષપર્ણી, દોડી અને જેઠીમધ એ દશ જીવનીય છે. (૧)

बृंहणीय दशक—

ક્ષીરવિદારી, નાગલાદુધેલી, આસન, કાકોલી, ક્ષીરકાકોલી, ખપાટ, બળબીજ, ઉલટકંબલ, ફગિયો અને વરધારો એ દશ બૃંહણીય છે. (૨)

लेखनीय दशक—

મોથ, કઠ, હળદર, દારુહળદર, વજ, અતિવિષ, કડુ, ચિત્રો, ચરેલ અને સફેદ વજ એ દશ લેખનીય છે. (૩)

भेदनीय दशक—

નસોતર, આકડો, એરંડો, દુધિયો વછનાગ, ચિત્રા, ચિત્રક, ચરેલ, આંખફુટામણી, કડુ અને હીરવી (કાશ્મીર) એ દશ ભેદનીય છે. (૪)

संधानीय दशक—

જેઠીમધ, ગળો, પીઠવણ, વેણીવેલ, રીસામણી, શીમળાનો ગુંદ, ધાવડી, લોધર, ધઉંલા અને કાયફળ એ દશ સન્ધાનીય છે. (૫)

दीपनीय दशक—

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, આદુ, અમ્લવેતસ, મરી, બોડીઅજમોદ, ભિલામો અને હિંગ એ દશ દીપનીય છે. (૬) આ પ્રમાણે છના સમૂહવાળો પહેલો કષાય વર્ગ થયો. ૯

बल्य दशक—

ઐન્દ્રી, કૌંચાં, શતાવરી, ફગિયો, ઋષ્યપ્રોક્તા, આસન, શાલપર્ણી, રોહણ, બળબીજ અને ખપાટ એ દશ બલ્ય છે. (૭)

वर्ण्य दशक—

સફેદ ચન્દન, લાલ નાગકેસર, પદ્મક, વીરણનો વાળો, જેઠીમધ, મજીઠ, સારિવા, ફગિયો, સફેદ ધ્રો, શ્યામ દૂર્વા એ દશ વર્ણ્ય છે. (૮)

कंठ्य दशक—

સારિવા, શેરડીનાં મૂળ, જેઠીમધ, પીપર, દ્રાક્ષ, ફગિયો, મીઠો લીમડો, હંસરાજ, ઊભી ભોરીંગણી અને બેઠી ભોરીંગણી એ દશ કંઠ્ય છે. (૯)

हृद्य दशक—

આંબો, અંબાડો, લિકુચ, કરમદાં, કોકમ, અમ્લવેતસ, મોટાં બોર, બોર, દાડમ અને ચકોતરું એ દશ હૃદ્ય છે. (૧૦) આ પ્રમાણે ચાર સમૂહનો બીજો કષાય વર્ગ પૂરો થયો. ૧૦

तृप्तिघ्न दशक—

સૂંઠ, ચવક, ચિત્રક, વાવડિંગ, મોરવેલ, ગળો, વજ, મોથ, પીપર, અને પરવળ એ દશ તૃપ્તિઘ્ન છે. (૧૧)

अर्शोघ्न दशक—

કડો, બીલું, ચિત્રક, સૂંઠ, અતિવિષ, હરડે, ધમાસો, દારુહળદર, વજ અને ચવક એ દશ અર્શોઘ્ન છે. (૧૨)

कुष्ठघ्न दशक—

ખેર, હરડે, આમળાં, હળદર, ભિલામો, સાતવીન, ગરમાળો, કરેણ, વાવડિંગ અને જૂઈનાં પ્રવાલ એ દશ કુષ્ઠઘ્ન છે. (૧૩)

कंडूघ्न दशक—

ચન્દન, જટામાંસી, ગરમાળો, કરંજ, લીમડો, કડો, સરસવ, જેઠીમધ, દારુહળદર અને મોથ એ દશ કંડૂઘ્ન છે. (૧૪)

क्रिमिघ्न दशक—

સરગવાનાં બીજ, મરી, ગંડીર, કેબુક, વાવડિંગ, નગોડ, સફેદ શિરીષ, ગોખરુ, વૃષપર્ણિકા અને ઉંદરકની એ દશ ક્રિમિઘ્ન છે. (૧૫)

विषघ्न दशक—

હળદર, મજીઠ, નસોતર, નાની એલચી, કાળું નસોતર, ચન્દન, નિર્મળી, સરસ, નગોડ અને ગૂંદો એ દશ વિષઘ્ન છે. (૧૬) આ પ્રમાણે છના સમૂહવાળો ત્રીજો કષાયવર્ગ પૂરો થયો. ૧૧

स्तन्यजनन दशक—

વીરણનો વાળો, શાળ, સાઠી ચોખા, એખરો, દર્ભ, કુશ, કાંસડો, ધાબાજરિયું, ઈકડ અને રોહિષઘાસનાં મૂળ એ દશ સ્તન્યજનન છે. (૧૭)

स्तन्यशोधन दशक—

પાહા, સૂંઠ, દેવદાર, મોથ, મોરવેલ, ગળો, કડાછાલ, શીંગ, કરિયાતું, કડુ અને સારિવા એ દશ સ્તન્યશોધન છે. (૧૮)

शुक्रजनन दशक—

જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી, માષપર્ણી, મેદા, શતાવરી, જટામાંસી અને ઉટીંગણ એ દશ શુક્રજનન છે. (૧૯)

शुक्रशोधन दशक—

કઠ, એલુવા, કાયફળ, સમુદ્રફીણ, કદંબનો ગુંદ,

નાની શેરડી, મોટી શેરડી, એખરો, વસુક અને વીરણનો વાળો એ દશ શુક્રશોધન છે. (૨૦) આ પ્રમાણે ચારના સમૂહવાળો ચોથો કષાયવર્ગ પૂરો થયો. ૧૨

स्नेहोपग दशक—

દ્રાક્ષ, જેઠીમધ, ગળો, મેદા, ફગિયો, કાકોલી, ક્ષીરકાકોલી, જીવક, દોડી અને શાલવણ એ દશ સ્નેહોપગ છે. (૨૧)

स्वेदोपग दशक—

સરગવો, એરંડો, આકડો, ધોળી સાટોડી, સાટોડી, જવ, તલ, કળથી, અડદ અને બોર એ દશ સ્વેદોપગ છે. (૨૨)

वमनोपग दशक—

જેઠીમધ, શ્વેત કાંચનાર, ચિત્રવિચિત્ર ફૂલનો કાંચનાર, કદંબ, સમુદ્રફળ, કડવી ધિલોડી, ધુત્રરા, રાતાં ફૂલનો આકડો અને અઘેડો એ દશ વમનોપગ છે. (૨૩)

विरेचनोपग दशक—

દ્રાક્ષ, શીવણ, ફાલસાં, હરડે, આમળાં, બહેડાં, મોટાં બોર, બોર, ચણીબોર, અને પીલુ એ દશ વિરેચનોપગ છે. (૨૪)

आस्थापनोपग दशक—

નસોતર, બીલું, પીપર, કઠ, સરસવ, વજ, ઇન્દ્રજવ, સુવા, જેઠીમધ અને મીંઢળ એ દશ આસ્થાપનોપગ છે. (૨૫)

अनुवासनोपग दशक—

રાસ્ના, દેવદાર, બીલું, મીંઢળ, સુવા, ધોળી સાટોડી, સાટોડી, ગોખરુ, અરણી અને ટેંટુ એ દશ અનુવાસનોપગ છે. (૨૬)

शिरोविरेचन दशक—

માલકાંગણી, નાકછીંકણી, મરી, પીપર, વાવડિંગ, સરગવો, સરસવ, અઘેડાનાં બીજ, ધોળી ગરણી અને સફેદ શિરીષ એ દશ શિરોવિરેચનોપગ છે. (૨૭) આ પ્રમાણે સાતના સમૂહવાળો પાંચમો કષાયવર્ગ પૂરો થયો. ૧૩

छर्दिनिग्रहण दशक—

જાંબુ, આંબાનાં પલ્લવ, ચકોતરું, ખાટાં બોર, દાડમ, જવ, સાઠી ચોખા, વીરણનો વાળો, માટી અને શાળની ધાણી એ દશ છર્દિનિગ્રહણ છે. (૨૮)

तृष्णानिग्रहण दशक—

સૂંઠ, ધમાસો, મોથ, પિત્તપાપડો, ચન્દન, કરિયાતું, ગળો, સુગંધી વાળો, ધાણા અને પરવળ એ દશ તૃષ્ણાનિગ્રહણ છે. (૨૯)

हिक्कानिग्रहण दशक—

પટ્કચૂરો, પુષ્કરમૂળ, બોરનાં બીજ, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી, વાંદા, હરડે, પીપર, ધમાસો અને કાકડાશીંગી એ દશ હિક્કાનિગ્રહણ છે. (૩૦) આ પ્રમાણે ત્રણના સમૂહવાળો છઠ્ઠો કષાયવર્ગ પૂરો થયો. ૧૪

पुरीषसंग्रहणीय दशक—

ધઉંલા, સારિવા, આંબાની ગોઠલી, અરલુ, લોધર, મોચરસ, રીસામણી, ધાત્રડીનાં ફૂલ, ભારંગમૂળ અને પદ્મકેસર એ દશ પુરીષસંગ્રહણીય છે. (૩૧)

पुरीषविरजनीय दशक—

જાંબુ, શાલેડીની છાલ, કૌચાં, મહુડાં, શીમળો, ગંધબિરોજા, શેકેલી માટી, ફગિયો, નીલકમલ અને તલના દાણા એ દશ પુરીષવિરજનીય છે. (૩૨)

मूत्रसंग्रहणीय दशक—

જાંબુ, આંબો, પીપળ, વડ, પારસપીપળો, ઉંબરો, પીપળો, ભિલામો, આસોંતરો અને સફેદ ખેર એ દશ મૂત્રસંગ્રહણીય છે. (૩૩)

मूत्रविरजनीय दशक—

પદ્મ, નીલકમળ, નલિન, કુમુદ, સૌગન્ધિક, પુંડરીક, શતપત્ર, જેઠીમધ, ધઉંલા અને ધાવડીનાં ફૂલ એ દશ મૂત્રવિરજનીય છે. (૩૪)

सूत्रविरेचनीय दशक—

વાંદો, ગોખરુ, વસુક, અઘેડો, પાષાણ ભેદ, દર્ભ, કુશ, કાશ, ધાબાજરિયું, ઈકડનાં મૂળ એ દશ મૂત્રવિરેચનીય છે. (૩૫) આ પ્રમાણે પાંચના સમૂહવાળો સાતમો કષાય-વર્ગ પૂરો થયો. ૧૫

कासहर दशक—

દ્રાક્ષ, હરડે, આમળાં, પીપર, ધમાસો કાકડાશીંગી, બેઠી ભોરીંગણી, ધોળી સાટોડી, સાટોડી અને ભોંય-આમલી એ દશ કાસહર છે. (૩૬)

श्वासहर दशक—

ષટ્કચૂરો, પોખરમૂળ, અમ્લવેતસ, નાની એલચી, હિંગ, અગર, તુલસી, ભોંયઆમલી, દોડી અને ચોરક એ દશ શ્વાસહર છે. (૩૭)

शोथहर दशक—

પાટલા, અરણી, ટેંટુ, બીલી, શીવણ, બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી, શાલવણ, પીઠવણ અને ગોખરુ એ દશ શોથહર છે. (૩૮)

ज्वरहर दशक—

સારિવા, સાકર, પાઠા, મજીઠ, દ્રાક્ષ, પીલુ, ફાલસાં, હરડે, આમળાં અને બહેડાં એ દશ જ્વરહર છે. (૩૯)

श्रमहर दशक—

દ્રાક્ષ, ખજૂર, ચારોળી, બોર, દાડમ, અંજીર, ફાલસાં, શેરડી, જવ અને સાઠી ચોખા એ દશ શ્રમહર છે. (૪૦) આ પ્રમાણે પાંચના સમૂહવાળો આઠમો કષાયવર્ગ પૂરો થયો. ૧૬

दाहप्रशमन दशक—

શાળની ધાણી, ચન્દન, શીવણનાં ફલ, મહુડો, સાકર, નીલોત્પલ, વીરણનો વાળો, સારિવા, ગળો અને સુગંધી વાળો એ દશ દાહપ્રશમન છે. (૪૧)

शीतप्रशमन दशक—

તગર, અગર, ધાણા, આદુ, અજમો, વજ, બેઠી ભોરીંગણી, અરણી, ટેંટુ અને પીપર એ દશ શીતપ્રશમન છે. (૪૨)

उदर्दप्रशमन दशक—

ટીંબરવો, ચારોળી, બોર, ખેર, સફેદ ખેર, સાતવીન, શાલ, અર્જુન, અસાના (મ.) અને હરમો બાવળ એ દશ ઉદર્દપ્રશમન છે. (૪૩)

अंगमर्दप्रशमन दशक—

શાલવણ, પીઠવણ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, એરંડો, કાકોલી, ચંદન, વીરણનો વાળો, એલચી, અને જેઠીમધ એ દશ અંગમર્દપ્રશમન છે. (૪૪)

शूलप्रशमन दशक—

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, આદુ, મરી, બોડી અજમો, બાફળી, જીરું, અને ગંડીર એ દશ શૂલ-પ્રશમન છે. (૪૫) આ પ્રમાણે પાંચના સમૂહવાળો નવમો કષાયવર્ગ પૂરો. ૧૭

शोणितास्थापन दशक—

મધુ, જેઠીમધ, કેસર, મોચરસ, માટીની ઠીકરી, લોધર, ગેરુ, ઘઉંલા, સાકર અને શાળની ધાણી એ શોણિતાસ્થાપન છે. (૪૬)

वेदनास्थापन दशक—

શાળ, કાયફળ, કદંબ, પદ્મક, તેજફળ, મોચરસ, કાળિયો સરસ, વાળુંજ, એલુવા અને અશોક એ દશ વેદનાસ્થાપન છે. (૪૭)

संज्ञास्थापन दशक—

હિંગ, મીઠો લીમડો, હરમો બાવળ, વજ, ચોરક, બ્રાહ્મી, ભૂતકેશી, જટામાંસી, ગૂગળ અને કડુ એ દશ સંજ્ઞાસ્થાપન છે. (૪૮)

प्रजास्थापन दशक—

ઐન્દ્રી, બ્રાહ્મી, સફેદ ધ્રો, શ્યામ ધ્રો, આમળાં, ગળો, હરડે, કડુ, કાંસકી અને ઘઉંલા એ દશ પ્રજાસ્થાપન છે. (૪૯)

वयःस्थापन दशक—

ગળો, હરડે, આમળાં, રાસ્ના, ધોળી ગરણી, દોડી, શતાવરી, ખડબ્રાહ્મી, શાલપર્ણી અને સાટોડી એ દશ વયઃસ્થાપન છે. (૫૦) આ પ્રમાણે પાંચના સમૂહવાળો દશમો કષાયવર્ગ પૂરો થયો. ૧૮

पचास महाकषायोनो उपसंहार—

આ પ્રમાણે મહાકષાયોનાં લક્ષણ અને ઉદાહરણ માટે પાંચસો કષાયોનો સંક્ષેપ કરીને પચાસ મહાકષાયોની વ્યાખ્યા કરવામાં આવી છે. ૧૯

औषध असंख्य होवाथी संक्षेप-विस्तारमां युक्ति नथी—

વિસ્તારનું પ્રમાણ નથી અને અતિશય સંક્ષેપ અલ્પ બુદ્ધિવાળાઓને સમજવો શક્ય બનતો નથી તેથી બહુ સંક્ષેપમાં કે બહુ વિસ્તારમાં ઉપદેશ કરવામાં આવ્યો નથી. આટલા (કષાયો) અલ્પબુદ્ધિવાળાના વ્યવહાર માટે પૂરતા છે અને સ્વલક્ષણતાદ્વારા અનુમાન અને યુક્તિમાં કુશળ બુદ્ધિમાન પુરુષોને નહિ કહેલ બાબતનાં જ્ઞાનને માટે પૂરતા છે. ૨૦

एकज औषध फरी फरीने आवतां, पांचसो पूरां थाय तेनी युक्ति—

આ પ્રમાણે કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, "ભગવન્, એ પાંચસો કષાયો પૂર્ણ નથી કારણ કે તેનાં તે જ ઓસડો તે તે મહાકષાયોમાં ફરી ફરીને આવે છે."

ત્યારે ભગવાન આત્રેયે તેને કહ્યું, 'અગ્નિવેશ, બુદ્ધિમાન માણસે એવી દૃષ્ટિ રાખવી ન જોઈએ. એક જ હોવાં છતાં જુદાં જુદાં કાર્ય કરનાર અનેક સંજ્ઞા પ્રાપ્ત કરે છે; જેમકે–પુરુષ ઘણાં કર્મ કરવાને સમર્થ થાય છે. તે જે જે કામ કરે છે તે તે કામનાં કર્તા, કરણ અને કાર્ય અનુસાર તેવું તેવું ગૌણ કે વિશેષ નામ પ્રાપ્ત કરે છે; ઔષધ-દ્રવ્યોનું પણ તે જ પ્રમાણે સમજવું જોઈએ. જો એવી જાતનાં ગુણવાળું એક જ કોઈ દ્રવ્ય મળી જાય કે જે સર્વ કર્મ કરવામાં સમર્થ નીવડે, તો યાદ રાખવા કે શિષ્યોને ઉપદેશ કરવા બીજા દ્રવ્યની કોણ ઇચ્છા કરે !'

તે બાબતમાં ઉપસંહારના શ્લોક—

જેમાંથી, જેટલાં અને જે જે દ્રવ્યોથી છસો વિરેચનો થાય છે તે સંક્ષેપમાં અહીં કહ્યાં; તથા એઓના છ આશ્રય, લવણ સિવાયના રસો જેને કષાય એવું નામ આપવામાં આવ્યું છે, તેથી કષાયોની પાંચ પ્રકારની જાતિ કહેવામાં આવી છે, તથા તેઓની વળી પાંચ પ્રકારની કલ્પના અને પચાસ મહાકષાય કહી બતાવવામાં આવ્યા છે. વળી લક્ષણ માટે ભાગ પાડીને પાંચસો કષાયો કહ્યા છે, વિસ્તારનું પ્રમાણ નથી અને અતિસંક્ષેપ અલ્પબુદ્ધિવાળાને સમજાવટમાં સમર્થ થવા પૂરતો નથી તેથી બહુ સંક્ષેપ કે બહુ વિસ્તાર એ મન્દ જનોના વ્યવહારને માટે યોગ્ય નથી તે વિદ્વાનોની બુદ્ધિની વૃદ્ધિ માટે કષાયોનો વર્ગ કહી દેખાડયો છે. કષાયોનો બાહ્યકર્મમાં અને અંદરના કર્મમાં જે યોગ, સંયોગ અને પ્રયોગ જાણે છે તે વૈદ્ય શ્રેષ્ઠ છે. ૨૩–૨૯

૪. આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'ષડ્વિરેચનશતાશ્રિતીય' નામક ચોથો અધ્યાય સંપૂર્ણ થયો.

---

# અધ્યાય પાંચમો

## :: માત્રાશિતીય અધ્યાય ::

मात्राशितीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'માત્રાશિતીય' નામક અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

मिताहार करवो जोईए; आहार-मात्रानो अग्निबल उपर आधार—

મિતાહારી થવું જોઈએ અને આહારની માત્રા અગ્નિના બલ પર આધાર રાખે છે. ૩

आहारनी मात्रा—

કારણ કે જેટલા પ્રમાણમાં ખાનાર માણસે ખાધેલો ખોરાક આરોગ્ય બગાડયા વિના યથાસમય પચી જાય તેટલું તેને માટે આહારની માત્રાનું પ્રમાણ જાણવું જોઈએ. ૪

પ્રકૃતિથી લઘુ અથવા ભારે દ્રવ્યો માત્રામાંજ લેવાં જોઈએ—

તેમાં લાલ ચોખા, સાઠી ચોખા, મગ, તેતર, ગૌર તિત્તિર, કાળું હરણ, સસલું, મોટાં શીંગડાવાળું હરણ અને સાબર વગેરે આહારદ્રવ્યો સ્વભાવથી હલકાં હોવા છતાં માત્રાની અપેક્ષા રાખે છે, તેમજ લોટની બનાવટો, ગોળ, ખાંડ વગેરે, દૂધની બનાવટો, તલ, અડદ, આનૂપ-દેશનાં પ્રાણીઓનાં માંસ, જલચર પ્રાણીઓનાં માંસ વગેરે આહારદ્રવ્યો સ્વભાવથી ભારે હોવાને લઈને માત્રાની અપેક્ષા રાખે છે જ. ૫

માત્રાવિચારમાં ગૌરવ તથા લાઘવની ઉપયોગિતા—

ઉપર વર્ણવેલાં દ્રવ્યોમાં ગૌરવ અને લાઘવનો વિચાર કરવો વ્યર્થ છે એમ ન સમજવું; કારણ કે લઘુ દ્રવ્યો વાયુ અને અગ્નિના ગુણોની અધિકતાવાળાં હોય છે અને ગુરુ દ્રવ્યો પૃથ્વી અને જળના ગુણોની અધિકતાવાળાં હોય છે. તેથી લઘુ દ્રવ્યો પોતાના આરંભક મહાભૂતોના ગુણોથી અગ્નિને પ્રદીપ્ત કરવાના સ્વભાવવાળાં હોય છે અને તૃપ્તિપર્યન્ત ખવાય તો પણ અલ્પદોષકારક છે; જ્યારે ગુરુદ્રવ્યો જઠરાગ્નિથી વિરુદ્ધ ગુણવાળાં હોવાથી અગ્નિને પ્રદીપ્ત કરવાના સ્વભાવવાળાં હોતાં નથી. માટે વ્યાયામ-જન્ય અગ્નિબલ વિના પેટ ભરીને ખાધેલાં તે દ્રવ્યો અતિશય દોષકારક થાય છે. આ રીતે આહારમાત્રા અગ્નિબલની અપેક્ષા રાખે છે. ૬

ગુરુલઘુભેદ પ્રમાણે આહારની માત્રા—

માત્રા દ્રવ્યની અપેક્ષા નથી રાખતી એમ પણ નથી. દ્રવ્યની દૃષ્ટિએ પ્રકર્ષ-અપકર્ષ એટલે જઠરાગ્નિનાં બલાબલ જોઈને સાધારણ ગુરુદ્રવ્યો પોણા ભાગથી તૃપ્તિ થાય એટલાં અને વિશેષ ગુરુદ્રવ્યો અર્ધા ભાગથી તૃપ્તિ થાય એટલા પ્રમાણમાં ખાવાં. જઠરાગ્નિને સારો રાખવા માટે લઘુદ્રવ્યો પણ વિશેષ પ્રમાણમાં ખાવાં ઇષ્ટ નથી. ૭

મિતાહારના ગુણો—

માપસર ખાધેલું ભોજન, પ્રકૃતિને નુકસાન કર્યા વિના ભોજન કરનારને બલ, વર્ણ, સુખ અને આયુષ્ય અવશ્ય આપે છે. ૮

આ બાબતમાં નીચે પ્રમાણે શ્લોકો છે—

ગુરુ દ્રવ્યોની ભોજનમાં માત્રા—

પિષ્ટમય પદાર્થો (લોટથી બનતા પદાર્થો) અને પૌંઆ પણ પચવામાં ગુરુ છે માટે જમ્યા પછી તે ખાવા ન જોઈએ; અને ભૂખ્યે પેટે પણ વધારે ખાવા નહિ. ૯

કેવો ખોરાક ન ખાવો—

સૂકવેલું માંસ, સૂકવેલાં શાક, કમળના કંદ અને નાલ એ સર્વે ભારે હોવાથી તેઓનું નિત્ય સેવન ન કરવું જોઈએ. વ્યાધિથી કૃશ થઈ ગયેલા પશુનું માંસ કદી પણ વાપરવું જોઈએ નહિ. ૧૦

કૂર્ચિક, કિલાટ, સૂવરનું માંસ, ગાયનું અને ભેંસનું માંસ, માછલાં, દહીં, અડદ અને યવકને પણ નિરંતર સેવવાં ન જોઈએ. ૧૧

કેવો ખોરાક ખાવો—

સાઠી ચોખા, શાલિ, મગ, સિન્ધાલૂણ, આમળાં, જવ, વર્ષાજળ, દૂધ, ઘી, જાંગલ દેશનાં પશુ-પક્ષીઓનું માંસ અને મધ; નિત્ય સેવન કરવું જોઈએ. ૧૨

સ્વસ્થવૃત્તનો સૂત્રાત્મક ઉપદેશ—

જેનાથી સ્વાસ્થ્યનું સારી રીતે પાલન થાય અને જે નવા વિકારોને ઉત્પન્ન ન કરે તેવા આહારવિહારનું નિત્ય સેવન કરવું જોઈએ. ૧૩

અંજનવિધિ—

હવે પછી સ્વસ્થવૃત્તને દૃષ્ટિમાં રાખીને શરીરને માટે આવશ્યક કરવાની નેત્રાંજનાદિ દિનચર્યા, અને તેનાથી થતા લાભ કહેવામાં આવશે. ૧૪

નેત્રોને માટે હિતકારી સૌવીર અંજનનો નિત્ય પ્રયોગ કરવો જોઈએ અને સ્રાવણ માટે રસાંજનને દર પાંચ કે આઠ રાત્રિએ યોજવું જોઈએ. ૧૫

ચક્ષુ તેજપ્રધાન છે. તેને કફથી વિશેષ ભય રહે છે. તેથી કફનાશક કર્મ દૃષ્ટિને નિર્મળ કરનારું અને હિતકર છે. ૧૬

તે તીક્ષ્ણ અંજન આંખોમાં દિવસે ન યોજવું જોઈએ; કારણ કે સ્રાવણથી દુર્બળ થઈ ગયેલી દૃષ્ટિ સૂર્યતેજના સંપર્કથી પીડા પામે છે. ૧૭

તેથી સ્રાવણ-અંજન અવશ્ય રાત્રિએ જ ઇષ્ટ છે.

કારણ કે જેવી રીતે તેલ, વસ્ત્ર અને કચ (પીંછી) વગેરેથી ધોવાયેલાં વિવિધ પ્રકારનાં મલિન સુવર્ણાદિની નિર્મળ શુદ્ધિ થાય છે તેવી રીતે મનુષ્યોની આંખોમાં અંજન–આશ્ચ્યોતન વગેરે વાપરવાથી સ્વચ્છ થયેલી દૃષ્ટિ, નિર્મળ આકાશમાં ચંદ્રની પેઠે શોભે છે. ૧૮–૧૯½

**પ્રાયોગિક ધૂમવર્તિનાં દ્રવ્યો—**

રેણુકબીજ, ધઉંલા, કલોંજી જીરું, લાલ નાગકેસર, નખલા, સુગંધી વાળો, ચન્દન, તમાલપત્ર, તજ, એલચી, વીરણનો વાળો, પદ્મકાષ્ઠ, રોહિષઘાસ, જેઠીમધ, જટામાંસી, ગૂગળ, અગર, સાકર અને વડ, ઊંબરો, પીપળો, પીપળ અને લોધરની સ્વચ્છ છાલ, કેવડીમોથ, રાળ, મોથ, દગડફૂલ, કમલ અને નીલકમલ, ગંધબિરોજા, શાલેડી અને ચોરક એ સર્વને વાટીને બરુ ઉપર ચોપડીને અંગુઠા જેવી જાડી, આઠ આંગળ લાંબી અને જવના આકારની વર્તિ વૈદ્યે બનાવવી. ૧૯½–૨૩½

**ધૂમવર્તિનો નિર્માણવિધિ—**

સૂકાયેલી અને શરકાંડ કાઢી લીધેલી તે વર્તિને સ્નેહ ચોપડીને ધૂમનેત્રમાં એટલે નળીમાં રાખીને અને અગ્નિથી પ્રજ્વલિત કરીને આ પ્રાયોગિકી સુખપ્રદ વર્તિ મનુષ્યે પીવી. ૨૪½

**સ્નૈહિક ધૂમવર્તિનાં દ્રવ્યો—**

વસા, ઘી, મીણ અને જીવનીયગણનાં યુક્તિપૂર્વક યોજેલાં ઉત્તમ ઔષધોથી સ્નૈહિક વર્તિ બનાવીને તેનું ધૂમપાન કરવું. ૨૫½

**શિરોવિરેચન ધૂમવર્તિનાં દ્રવ્યો—**

ધોળી ગરણી, માલકાંગણી, હરતાલ, મનઃશિલ, અગર અને તમાલપત્ર વગેરે, કુષ્ઠ, તગર સિવાયનાં એલાદિ સુગંધી દ્રવ્યોનું ધૂમપાન શિરોવિરેચનમાં ઉપયોગી છે. ૨૬½

**ધૂમપાનના ગુણો—**

શિરોગૌરવ, શિરઃશૂલ, પીનસ, અર્ધાવભેદક, કર્ણશૂલ, નેત્રવેદના, ખાંસી, હેડકી, શ્વાસ, ગલગ્રહ, દન્તદૌર્બલ્ય, કાન-નાક અને નેત્રના દોષથી થતો સ્રાવ, નાક અને મોઢાંની દુર્ગન્ધ, દન્તશૂલ, અરોચક, હનુગ્રહ, મન્યાગ્રહ, કંડૂ, ક્રિમિ, પાંડુતા, લાળનું પડવું, સ્વરભેદ, ગલશુંડી, ઉપજિહ્વિકા, ટાલ પડવી, વાળોનું પિંગળાપણું અને ખરી જવું, છીંક, અતિતન્દ્રા, બુદ્ધિનો મોહ અને અતિનિદ્રા એ સર્વ રોગો ધૂમપાનથી શાંત થાય છે અને કેશ, ખોપરી, ચક્ષુરાદિ ઇન્દ્રિયો અને સ્વરના બળની વૃદ્ધિ થાય છે. ૨૬½–૩૦½

અને ધૂમ મોઢેથી પાન કરનારને વાતકફાત્મક બળવાન ઊર્ધ્વજત્રુજ શિરોરોગો પણ થતા નથી. ૩૨½

**ધૂમપાનના આઠ કાળ—**

પ્રાયોગિક ધૂમપાનના આઠ સમય ગણાવ્યા છે કારણ કે આ સમયોમાંજ વાત અને કફની વૃદ્ધિ દેખાય છે. નાહીને, જમીને, ઊલ ઉતારીને, છીંક ખાઈને, દંતધાવન કરીને, નસ્યકર્મ-અંજન અને નિદ્રાને અન્તે સંયમી પુરુષે ધૂમપાન કરવું. તેમ કરવાથી વાતકફજન્ય ઊર્ધ્વજત્રુના રોગો થતા નથી. આ ધૂમપાન કરવાની રીત એ છે કે પ્રત્યેક પાન સમયે ત્રણ વાર ફૂંક લેવી અને છોડવી; એ પ્રમાણે ત્રણ વખત ધૂમપાનની આવૃત્તિ કરવી જોઈએ. ૩૫½

દિવસના ઉપર્યુક્ત આઠ કાળમાં બુદ્ધિમાન પુરુષે પ્રાયોગિક ધૂમપાન કેવળ બે વખત કરવું, સ્નૈહિક એક વખત અને વૈરેચનિક ત્રણ કે ચાર વખત કરવું. ૩૬½

**સરખી રીતે પીવાયેલ ધૂમનાં લક્ષણ—**

હૃદય, કંઠ અને ઇન્દ્રિયોની સંશુદ્ધિ, માથાનું હલકાપણું અને પૂર્વોક્ત શિરોગૌરવાદિ દોષોનો શાંતિ, આ બધાં ધૂમના સમ્યક્ પાનનાં લક્ષણ છે. ૩૭½

**અવિધિસર પીવાયેલ ધૂમના દોષો—**

અકાળે કે અતિશય કરેલું ધૂમપાન બહેરાપણું, અંધાપો, મૂંગાપણું, રક્તપિત્ત અને શિરોભ્રમ વગેરે ઉપદ્રવો કરે છે. ૩૮½

તેની ચિકિત્સા—

તેમાં ઘૃતપાન નસ્યકર્મ, અંજન અને તર્પણ ઇષ્ટ છે પરંતુ ધૂમપાનથી ઉત્પન્ન થએલા વિકારમાં જો વાયુ પિત્તાનુગામી હોય તો સ્નૈહિક કર્મ, રક્તપિત્તમાં શીતળ કર્મ અને કફપિત્તમાં વિરૂક્ષણ કર્મ ઇષ્ટ છે. ૩૮½-૪૦

ધૂમપાનને અયોગ્ય પુરુષો—

હવે અહીંથી ધૂમપાન કોના માટે નિન્દિત છે તે બાબત કહીશ. વિરેચન અને બસ્તિકર્મ કર્યા પછી તથા રક્તદોષવાળા, ઝેરથી પીડાતા તથા શોકગ્રસ્ત મનુષ્યે અને ગર્ભવતી સ્ત્રીએ ધૂમપાન ન કરવું. શ્રમ, મદ, અજીર્ણ, પિત્ત, ઉજાગરો, મૂર્ચ્છા, ભ્રમ, તૃષ્ણા, ધાતુક્ષય અને ઉરઃક્ષતમાં, મદ્ય, દૂધ, સ્નેહ કે મધ પીને દહીં ખાઇને, રૂક્ષ કે ગુસ્સામાં હોતાં, તાલુશોષ-તિમિર-શિરનો અભિઘાત-શંખક-રોહિણી-મેહ અને મદાત્યયમાં ધૂમપાન ન કરવું જોઈએ. આ અયોગ્ય અવસ્થાઓમાં અજ્ઞાનથી જે મનુષ્ય ધૂમપાન કરે છે તેનામાં ધૂમવિભ્રમજન્ય દારુણ રોગો વૃદ્ધિ પામે છે. ૪૧-૪૫½

ધૂમપાન વિધિ—

ધૂમપાનને યોગ્ય પુરુષે શિર, નાસિકા અને નેત્રગત દોષમાં નાકથી ધૂમપાન કરવું જોઈએ, કંઠસ્થ દોષમાં મોઢેથી પાન કરવું જોઈએ. નાકથી પીનારાએ ધુમાડો મોઢેથી કાઢવો પરંતુ મોઢેથી ધૂમપાન કરનારાએ નાકેથી કાઢવો નહિ; કારણ કે અવળે માર્ગે જતો ધુમાડો આંખોને તરતજ નુકસાન કરે છે. ૪૬-૪૭½

સંયમી પુરુષે શરીર અને નેત્રને સીધાં રાખીને, તન્મય થઈને, સુખપૂર્વક બેસીને, નાકનું એક છિદ્ર બંધ કરીને નસકોરાંથી ત્રિપર્યય એટલે કે ૯ વખત ત્રણ આવૃત્તિથી ધૂમપાન કરવું. ૪૮½

ધૂમનેત્ર બનાવવાની રીત—

વૈરેચનિક ધૂમપાનમાં પોતાનાં ચોવીસ આંગળ પ્રમાણની નળી, સ્નૈહિકમાં બત્રીસ આંગળની અને પ્રાયોગિકમાં છત્રીશ આંગળની નળી ઇષ્ટ છે. ૪૯½

સરલ, ભિન્ન ભિન્ન ત્રણ પર્વયુક્ત, અગ્રભાગમાં બોરનો ઠળિયો પ્રવેશી શકે તેવા મુખવાળી, અને બસ્તિ આપવાની નળી જે દ્રવ્યોની બને છે તે સુવર્ણ રૌપ્યાદિ દ્રવ્યથી બનેલી ધૂમનલિકા પ્રશસ્ત ગણાય છે. ૫૦½

દૂરથી નીકળેલો, પર્વોથી વિહત વેગવાળો, નલિકામાં ક્રમશઃ પાતળો થયેલો ધૂમ જો યોગ્ય માત્રા અને કાલ પ્રમાણે સેવન કરવામાં આવે તો ઇન્દ્રિયોને હાનિ કરતો નથી. ૫૧½

સુપીત ધૂમનાં લક્ષણ—

જ્યારે છાતી, કંઠ અને માથું હલકાં લાગે અને કફ પણ પાતળો થાય ત્યારે ધૂમપાન ઉચિત રીતે થયું છે એમ સમજવું. ૫૨½

અપીત ધૂમનાં લક્ષણ—

જેનો સ્વર શુદ્ધ થયો ન હોય, કંઠ કફયુક્ત હોય અને માથું ભારે હોય તેને ઉચિત માત્રામાં ધૂમપાન નથી થયું એમ સમજવું. ૫૩½

અતિપીત ધૂમનાં લક્ષણ—

જો ધૂમનું અધિક માત્રામાં સેવન કરવામાં આવે તો એનું તાળવું, માથું અને કંઠ સૂકાય છે અને સંતપ્ત બને છે અને તે વ્યક્તિને તરસ લાગે છે અને ગભરામણ થાય છે તથા અધિક પ્રમાણમાં લોહી વહેવા લાગે છે; વળી માથું અતિશય ભમે છે અને એને મૂર્ચ્છા આવે છે તથા ઇન્દ્રિયો સંતાપ પામે છે. ૫૩½-૫૫½

અણુતૈલનો પ્રયોગકાલ—

મનુષ્યે પ્રતિવર્ષ પ્રાવૃટ્-શરદ અને વસન્ત એ ત્રણ ઋતુઓમાં જ્યારે આકાશ મેઘાચ્છાદિત ન હોય ત્યારે અણુતૈલનો ઉપયોગ કરવો જોઈએ. ૫૬½

અણુતૈલ સેવનના ગુણો—

જે માણસ યથોક્તવિધિથી યથાસમય નસ્યકર્મ સેવે છે તેનાં આંખ-નાક અને કાનની શક્તિ નષ્ટ થતી નથી. વળી તેના માથાના તથા દાઢીમૂછના વાળ ધોળા કે કપિલવર્ણના થતા નથી; તેના વાળ ખરી પડતા

नथी अने सारी रीते वधे छे. नस्य-सेवनथी मन्या-स्तम्भ, शिरःशूल, अर्दित, हनुग्रह, पीनस, अर्धावभेदक अने शिरःकम्प शान्त थाय छे. ५९½

ए नस्य सेवनारनां शिरःकपालनी सीराओ, सन्धिओ, स्नायु अने कंडराओ नस्यकर्मथी तर्पित थईने विशेष बळ प्राप्त करे छे. नस्यद्वारा मुख प्रसन्न अने पुष्ट थाय छे, स्वर स्निग्ध, स्थिर अने महान थाय छे. ६०½

अने सर्व इन्द्रियो निर्मळ तथा विशेष बळवान थाय छे. तेने जत्रुना ऊर्ध्वभागमां थनारा रोगो एकदम थता नथी अने ते वृद्ध थतो होवा छतां तेना शिरमां वृद्धावस्था जोर करी शकती नथी एटले के वृद्धावस्थामां पण तेने वलीपलितादि लक्षणो थतां नथी. ६१½, ६२½

अणुतैलनी बनावट—

अणुतैल विधि—चन्दन, अगर, तमालपत्र, दारुहळदरनी छाल, जेठीमध, बळबीज, प्रपौंडरीक, झीणी एलची, वावडिंग, बीलुं, नीलोत्पल, सुगंधी वाळो, वीरणनो वाळो, केवडीमोथ, तज, मोथ, सारिवा, शालपर्णी, दोडी, पीठवण, देवदार, शतावरी, हरेणुकबीज, ऊभी भोरिंगणी, बेठी भोरिंगणी, सुरभी अने कमलकेसरने सरखे भागे लईने अधकचरां करीने तेलथी सो गणा निर्मळ वर्षाजलमां पकाववां. ६२½-६५½

अवशिष्ट कषाय तेलथी दश गणो रहे त्यारे ऊतारी लेवो. ते कषायथी तेलने दशवार पकाववुं जोईए. अथवा प्रत्येक पाक समये तेलना समान भागे कषाय लेवो जोईए; आ रीते दश वार पाक सिद्ध करवो. ६६½

आ तेलना दशमा पाकमां तेलना जेटलुं ज बकरीनुं दूध नाखवुं. नस्यमां हितकर अणुतैलनी आ कल्पना-विधि छे. ६७½

अणुतैलनो प्रयोगविधि—

आ तेलनी २ तोला जेटली मात्रा वापरवी जोईए. माथानुं स्नेहन अने स्वेदन करीने रूना पूंमडांथी त्रण वखत नस्य लेवुं जोईए. आ प्रमाणे एक दिवस छोडी बीजे दिवसे प्रयोग करवो एम सात दिवस सुधी नस्यकर्म करवुं जोईए. ६९

आ तेलनो प्रयोग करनारे वातरहित उष्ण-प्रदेशमां रहेवुं, हितकारक भोजन करवुं अने संयमी बनवुं. आ तेल त्रिदोषघ्न अने इन्द्रियोने बळप्रद छे. तेनो यथासमय प्रयोग करवाथी यथोक्त गुणो प्राप्त थाय छे. ७०½

दातणनो विधि अने गुण—

अग्रभागनो कूचो करेलुं अने कषाय-तीखा अने कडवा रसवाळुं दातण, दांतना पेढांने इजा कर्या विना, बे वखत सवार-सांज करवुं जोईए. ७१½

दंतधावन जीभ, दांत अने मोढांना मळने तरत ज दूर करीने गन्ध अने विरसताने नाबूद करे छे तथा रुचि उत्पन्न करे छे. ७२½

दातणने योग्य वृक्षो—

करंज, करेण, आकडो, मालती, अर्जुन, असन अने एना जेवां बीजां जे वृक्षो छे ते दन्तधावनमां प्रशस्त छे. ७३½

ऊलियां सोनुं, रूपुं, तांबुं, कलई के पित्तळनां बनावेलां, धार वगरनां अने वांकां होवां जोईए. ७४½

जिह्वानिर्लेखनना गुणो—

जीभना मूळमां रहेलो अने श्वासनो अवरोध करनार जे मळ छे तेनाथी मोढुं दुर्गंधवाळुं थाय छे माटे जीभनी ऊल उतारवी जोईए. ७५½

मुखवासनां द्रव्यो—

मोढानी स्वच्छता, रुचि अने सुगंधनी इच्छावाळाए जायफळ, लताकस्तुरी, सोपारी, लवंग, चणकबाब, नागरवेलनां सारां पान, कपूर अने नानी एलचीने मोढामां राखवां जोईए. ७५½-७७

तैलगंडूषधारणना गुणो—

तेलनो कोगळो मोढामां राखवाथी हनुबळ, स्वर

બળ, વદનની ઉત્તમ પુષ્ટિ, ઉત્તમ રસજ્ઞાન અને અન્નમાં શ્રેષ્ઠ રુચિ ઉત્પન્ન થાય છે. તેને કંઠશોષ થતો નથી, તેના હોઠ ફાટવાનો ભય નથી, તેના દાંત પડતા નથી, અને તે દઢમૂલવાળા થાય છે. તેમાં શૂલ થતું નથી, અને ખટાશથી તે અંબાતા નથી અને અત્યંત કઠણ ભક્ષ્ય પદાર્થો પણ ચાવી શકે છે. ૭૮–૮૦

માથામાં તેલ નાખવાના ગુણો—

માથામાં હંમેશાં તેલ સીંચવાથી મનુષ્યને શિરઃશૂલ થતું નથી, ટાલ પડતી નથી અને પળિયાં આવતાં નથી તથા વાળ ખરી જતા નથી. ૮૧

શિરનાં કપાલાસ્થિઓનું બળ વિશેષ પ્રમાણમાં વૃદ્ધિ પામે છે અને વાળ દઢમૂલવાળા, લાંબા અને કાળા થાય છે. ૮૨

માથામાં તેલ નાખવાથી ચક્ષુરાદિ ઇન્દ્રિયો પ્રસન્નતા અનુભવે છે અને મોઢાની ત્વચા સુંદર બને છે. ઊંઘ આવી જાય છે અને સુખ થાય છે. ૮૩

કાનમાં તેલ નાખવાના ગુણો—

હમેશ કાનમાં તેલ નાખવાથી વાતજનિત કર્ણરોગ થતા નથી; મન્યાગ્રહ અને હનુગ્રહ પણ થતા નથી; અને ઊંચકનાપણું તથા બહેરાપણું આવતાં નથી. ૮૪

અભ્યંગના ગુણો—

જેવી રીતે સ્નેહયોગથી ઘડો, સ્નેહવિમર્દનથી ચર્મ અને સ્નેહદાનથી ધરી દઢ અને કલેશ સહન કરનાર બને છે તેવી રીતે અભ્યંગથી માણસનું શરીર સુદઢ અને સારી ચામડીવાળું થાય છે તથા વાયુની પીડા વગરનું અને કલેશ તથા વ્યાયામ સહન કરનારું બને છે. ૮૫, ૮૬

સ્પર્શજ્ઞાનમાં વાયુ જ પ્રધાન છે અને સ્પર્શજ્ઞાન ત્વચાને આશ્રયે રહેલું છે; અભ્યંગ ત્વચાને પરમ હિતકારી છે તેથી માણસે તેનું નિત્ય સેવન કરવું જોઈએ. ૮૭

અભ્યંગ સેવન કરનાર મનુષ્યનાં અંગને અભિઘાતજન્ય ચોટથી અથવા બલના કામથી કયારેય ભારે રોગ થતો નથી. ૮૮

નિત્ય અભ્યંગ કરવાથી માણસ કોમળ સ્પર્શવાળો, પુષ્ટ અંગવાળો, બલવાન, સુંદર દેખાવનો અને વૃદ્ધાવસ્થાનાં અલ્પ લક્ષણવાળો જ થાય છે. ૮૯

પાદાભ્યંગના ગુણો—

પગે તેલ ચોળવાથી પગની કર્કશતા, સ્તબ્ધતા, રૂક્ષતા, શ્રમ અને ખાલીનું ચડવું તરત જ શાંત થાય છે. ૯૦

પગમાં સુકુમારતા, બળ અને દઢતા આવે છે આંખનું તેજ વધે છે અને વાયુ શાંત થાય છે. ૯૧

પગે અભ્યંગ કરવાથી ગૃધ્રસી (રાંઝણ), પગનું ફાટી જવું અને પગની સિરા અને સ્નાયુઓનો સંકોચ થતાં નથી. ૯૨

શરીરપરિમાર્જનના ગુણો—

શરીરના ઉદ્વર્તનથી દુર્ગન્ધ, ભારેપણું, તન્દ્રા, કંડૂ, મેલ, અરોચક અને સ્વેદજન્ય બીભત્સતા નાશ પામે છે. ૯૩

સ્નાનના ગુણો—

સ્નાન પવિત્ર, વૃષ્ય અને આયુષ્યવર્ધક છે; તથા શ્રમ, સ્વેદ અને મળને દૂર કરે છે. શરીરના બળને વધારે છે તથા ઓજસની પરમ વૃદ્ધિ કરે છે. ૯૪

નિર્મળ વસ્ત્રધારણના ગુણો—

નિર્મળ વસ્ત્રો ધારણ કરવાથી કમનીયતા, યશ અને આયુષ્ય મળે છે, દરિદ્રતાનો નાશ થાય છે, મન પ્રસન્ન થાય છે, શોભા વધે છે અને તે સભાને માટે ઉપયોગી અને મંગળકારી છે. ૯૫

પુષ્પમાળ ધારણ કરવાના ગુણો—

ચન્દનાદિ અને પુષ્પમાળાઓનું ધારણ કરવું એ વૃષ્ય, સુગન્ધદાયક, આયુષ્યવર્ધક, સૌંદર્ય, પુષ્ટિ અને બળ આપનાર, મનપ્રસન્નતાકર અને દારિદ્રને દૂર કરનાર છે. ૯૬

રત્ન તથા આભરણ ધારણ કરવાના ગુણો—

રત્નજડિત આભરણો ધારણ કરવાં એ સૌભાગ્ય-

માંગલ્ય અને આયુષ્યદાયક છે, શોભાવર્ધક, ગ્રહપિશાચાદિ ભયનાં વિનાશક, હર્ષપ્રદ અને સૌન્દર્ય તથા ઓજસ આપનાર છે. ૯૭

પગ વગેરેના મળ ઉતારવાના ગુણો—

પગોનું અને મલમાર્ગોનું વારંવાર પ્રક્ષાલન મેધાવર્ધક, પવિત્ર અને આયુષ્યપ્રદ છે તથા દારિદ્ય અને પાપનો નાશ કરે છે. ૯૮

કેશકલ્પનના ગુણો—

માથાના વાળ, દાઢી, મૂછ અને નખ વગેરેનું છેદન અને મંડન પુષ્ટિદાયક, શુક્રવર્ધક, આયુષ્યવર્ધક, પવિત્ર અને સૌન્દર્યવર્ધક છે. ૯૯

જોડા પહેરવાના ગુણો—

પગરખાં ધારણ કરવાં એ આંખને હિતકર, પગની ત્વચાને હિતકારી, કાંટા વગેરે કષ્ટથી બચાવનાર, બલપ્રદ, ચાલવામાં સુખકર અને વૃષ્ય છે. ૧૦૦

છત્રધારણના ગુણો—

છત્રી ધારણ કરવી એ રોગાદિ દુર્દૈવનો નાશ કરે છે તથા તે બલકારક, રક્ષા, આચ્છાદન અને મંગલ કરનાર છે, તડકો-વાયુ-ધૂળ અને વૃષ્ટિથી રક્ષણ કરે છે. ૧૦૧

દંડધારણના ગુણો—

દંડ ધારણ કરવો એ પડતાને ટેકારૂપ, શત્રુઓનો નાશ કરનાર, બલપ્રદ, આયુષ્યવર્ધક અને ભયનાશક છે. ૧૦૨

સ્વસ્થવૃત્તમાં તત્પર રહેવું—

જેવી રીતે નગરરક્ષક નગરના કાર્યમાં અને રથવાળો રથના કાર્યમાં સાવધાન રહે છે તેવી રીતે બુદ્ધિમાન માણસે પોતાના શરીરના કાર્યમાં સાવધાન રહેવું જોઈએ. ૧૦૩

આ બાબતમાં શ્લોક છે કે—

સ્વસ્થને કરવા લાયક બીજાં કર્મો—

ધર્મને અનુકૂળ આજીવિકાના જે ઉપાયો છે તેનું, શાન્તિનું અને વેદના અધ્યયનનું સેવન કરવું જોઈએ. આ પ્રમાણે કરવાથી મનુષ્ય સુખ ભોગવે છે. ૧૦૪

અધ્યાયાર્થસંગ્રહ —

ઉપસંહાર—

માત્રા, દ્રવ્યો, માત્રા અને દ્રવ્યની દૃષ્ટિથી ગૌરવ અને લાઘવ, કયા દ્રવ્યોનો સતત અભ્યાસ નિન્દિત છે અને કેનો પ્રશસ્ત છે, અંજન, ધૂમવર્તિ, વર્તિની ત્રિવિધ કલ્પના, ધૂમપાનના ગુણ-કાલ, ધૂમપાનની જે માત્રા અને આપત્તિનાં ચિહ્નો, તેનાં ઔષધ, ધૂમ કેને નિન્દિત છે તે, ધૂમ કેવી રીતે પીવો જોઈએ તે, ધૂમનલિકા શેની અને કેવી જાતની બનાવવી જોઈએ, નસ્યનાં કર્મ અને ગુણો, નસ્યકર્મ તેની વિધિ અને સમય, દન્તધાવનવિધિ, તેના ગુણો, તેના માટે ઉપયોગી વૃક્ષો, મુખમાં ધારણ કરવા યોગ્ય દ્રવ્યો, તેલનો કોગળો ધારણ કરવાથી થતા ગુણ, માથે તેલ નાખવાના જે ગુણો કહેલા છે તે, તથા કર્ણતૈલના, અભ્યંગના, પાદાભ્યંગના, અંગપરિમાર્જનના, સ્નાનના, શુદ્ધવસ્ત્રોના, સુગંધિ અને રત્ન ધારણના, પવિત્રતાના, વાળ વગેરે કાપવાના, પગરખાં અને છત્રી ધારણ કરવાના તથા દંડ ધારણ કરવાના ગુણો આ માત્રાશિતીય અધ્યાયમાં કહ્યા છે. ૧૦૫-૧૧૧

આ પ્રમાણે અગ્નિવેશથી રચાયેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'માત્રાશિતીય' નામક પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય છઠો

### તસ્યાશિતીય અધ્યાય

તસ્યાશિતીય અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'તસ્યાશિતીય' નામક અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

ઋતુસાત્મ્ય જાણવાનું ફળ—

આહાર-વિહાર સંબંધી ઋતુસાત્મ્ય (પથ્યાપથ્ય)

જેણે જાણ્યું છે તેના અશિતાદિ–આહારથી બળ અને વર્ણ વૃદ્ધિ પામે છે. ૩

ઋતુવિભાગ પ્રમાણે વર્ષનો વિભાગ—

અહીં સંવત્સરને ઋતુવિભાગ પ્રમાણે છ અંગવાળો જાણવો. તેમાં શિશિરથી માંડીને ગ્રીષ્મસુધીની ત્રણ ઋતુઓને સૂર્યનું ઉત્તરાયણ અને આદાન કાળ, તથા વર્ષાથી હેમન્ત સુધીની (ત્રણ ઋતુઓને) દક્ષિણાયન અને વિસર્ગ સમજવાં. ૪

અયનનું સ્વરૂપ—

વિસર્ગકાળમાં વાયુઓ અતિરૂક્ષ વાતા નથી પણ આદાન કાળમાં તેનાથી વિપરીત એટલે કે અતિરૂક્ષ વાય છે સંપૂર્ણ બળવાળો ચંદ્રમા ઠંડા પ્રકાશ વડે જગતને નિરંતર ભરી દઈને તેનું સંતર્પણ કરે છે એથી વિસર્ગ-કાળ સોમગુણ-પ્રધાન છે પણ આદાનકાળ અગ્નિગુણ-પ્રધાન છે; કાલ, સ્વભાવ અને માર્ગને વશીભૂત થયેલા તે આ બન્ને સૂર્ય અને વાયુ તથા ચંદ્રમા, કાલ, ઋતુ, રસ, દોષ અને દેહબલની ઉત્પત્તિમાં કારણરૂપ મનાય છે. ૫

આદાનકાળમાં બળહ્રાસનું કારણ—

તેમાં અદાનકાળમાં જગતના સૌમ્ય ભાગને પોતાના પ્રખર તેજથી શોષતા સૂર્ય અને જગતના સૌમ્ય ભાગને શોષતા શિશિર–વસન્ત અને ગ્રીષ્મના ક્રમશઃ રૂક્ષતા ઉત્પન્ન કરતા કડવા, કષાય અને તીખા એ રૂક્ષ રસોને વધારતા તીવ્ર અને રૂક્ષ વાયુઓ માણસોને દુર્બળ બનાવે છે. ૬

વિસર્ગકાળમાં બળવૃદ્ધિનું કારણ—

પણ વર્ષા, શરદ અને હેમન્તમાં જ્યારે સૂર્ય દક્ષિણાયનના થાય છે ત્યારે કાલ-માર્ગ-મેઘ-વાત અને વર્ષાથી તેનું તેજ ઓછું થાય છે, ચંદ્રમા પૂર્ણબળવાળો હોય છે અને દિવ્ય સલિલથી જગતના સંતાપ શાન્ત થાય છે ત્યારે ક્રમશઃ અમ્લ–લવણ અને મધુર અને સ્નિગ્ધ રસો વૃદ્ધિ પામે છે અને તેમાં માણસોનું બળ વધે છે. ૭

આદાન–વિસર્ગમાં બળનાં હ્રાસ તથા વૃદ્ધિનો ક્રમ—

ઉપર્યુક્ત બાબતમાં નીચે પ્રમાણે શ્લોકો છે કે— વિસર્ગના આદિકાળમાં એટલેકે વર્ષામાં અને આદાનના અંતકાળમાં એટલેકે ગ્રીષ્મમાં માણસોનુ બલ ઘટે છે. વિસર્ગ–આદાનના મધ્યકાળમાં એટલેકે શરદ–વસન્તમાં માણસોનું બળ મધ્યમ હોય છે અને વિસર્ગના અન્તમાં અને આદાનના અગ્રમાં એટલેકે હેમન્ત–શિશિરમાં માણસોને બળ ઉત્તમ હોય છે. ૮

હેમન્તચર્યા—

શીતગુણયુક્ત હેમન્તમાં ઠંડા પવનના સ્પર્શથી રુંધાયેલો બળવાન પ્રાણીઓનો પ્રબલ જઠરાગ્નિ માત્રાગુરુ અને દ્રવ્યગુરુ આહારને પચાવવા સમર્થ થાય છે. ૯

જ્યારે તેને યોગ્ય આહારરૂપ ઇન્ધન (બળતણ) મળતું નથી ત્યારે તે દેહના ધાતુરસનો હ્રાસ કરે છે. એથી શીતકાળમાં શીતળ વાયુ પ્રકોપ પામે છે. ૧૦

તેથી ઠંડીના દિવસોમાં મેદસ્વી ઔદક અને આનૂપ માંસોના રસોમાં સ્નિગ્ધ–અમ્લ અને લવણ પદાર્થો નાખીને તેનો ઉપયોગ કરવો જોઈએ. ૧૧

તથા માણસે બિલેશય અને પ્રસહ પ્રાણીઓનાં માંસોનું ભડથું બનાવીને ખાવાં અને પછી મદિરા, શીધુ અને મધનું પાન કરવું. ૧૨

હેમન્ત ઋતુમાં ગોરસ, દૂધ, દહીં વગેરે, શેરડીના રસની બનાવટો, વસા, તેલ, નવા ચોખા અને ગરમ પાણીનું સેવન કરનારનું આયુષ્ય ક્ષીણ થતું નથી. ૧૩

હેમન્તમાં અભ્યંગ, સ્નિગ્ધ ઉદ્વર્તન, માથામાં તેલ, જેન્તાક સ્વેદ, સૂર્યનો તડકો, ગરમ ભોંયરું અને ગરમ ગર્ભગૃહનું સેવન કરવું જોઈએ. ૧૪

શીતકાળમાં પડદાવાળા વાહનનું તથા જેના પર રજાઈ વગેરે ઓઢવાનાં, મૃગચર્મ, રેશમી વસ્ત્ર, ગુણપાટ અને ચિત્રકમ્બલ પાથરેલાં હોય એવાં શયન અને આસ-નનું સેવન કરવું. ૧૫

શીતકાળમાં પુરુષે સદા શરીર પર અગુરુનો જાડો લેપ કરીને તથા ભારે અને ગરમ વસ્ત્રો ધારણ કરીને તેમજ મદ્યપાનજન્ય આનંદથી અને કામથી ઉત્તેજિત

થઈ, વિશાળ અને પુષ્ટ સ્તનવાળી, અગુરુથી લેપાયેલા અંગવાળી પુષ્ટ પ્રમદાને આલિંગન કરી શયનમાં સૂવું અને યથેચ્છ મૈથુન કરવું. ૧૬, ૧૭

હેમન્તઋતુમાં વાતવૃદ્ધિકારક અને હલકાં અન્નપાન, પુષ્કળ પવન, પરિમિત આહાર અને સાથવો, આ સર્વનો ત્યાગ કરવો જોઈએ. ૧૮

શિશિરચર્યા—

હેમન્ત અને શિશિર પ્રાયઃ સમાન છે પણ શિશિરમાં આદાનકાળજન્ય રૂક્ષતા અને મેઘ-પવન અને વર્ષાથી ઉત્પન્ન થયેલી ઠંડી એટલી થોડી વિશેષતા છે. ૧૯

તેથી શિશિરઋતુમાં હેમન્તનો બધો વિધિ ઇચ્છવા યોગ્ય છે શિશિરઋતુમાં નિર્વાત અને અધિક ઉષ્ણ ઘરનો આશ્રય લેવો જોઈએ તથા તીખાં-કડવાં-કષાય-વાતવૃદ્ધિકર-હલકાં અને શીતલ અન્નપાન તજવાં જોઈએ. ૨૦, ૨૧

વસન્તચર્યા—

હેમન્તમાં એકઠો થયેલો કફ વસન્તમાં સૂર્યના તેજથી ઓગળીને કાયાગ્નિને મંદ કરે છે અને તેથી તે ઘણા રોગો કરે છે. ૨૨

તેથી વસન્તમાં વમનાદિક પંચકર્મો કરાવવાં જોઈએ; અને ગુરુ, અમ્લ, સ્નિગ્ધ અને મધુર અન્નપાન તથા દિવસની નિદ્રા એ વર્જવાં જોઈએ. ૨૩

વસન્તઋતુમાં વ્યાયામ, ઉદ્વર્તન, ધૂમપાન, તેલનો કોગળો ભરવો, અંજન અને નવશેકાં પાણીથી શૌચવિધિનું સેવન કરવું. ૨૪

ચન્દન અને અગુરુનો શરીરે લેપ કરવો, જવ અને ઘઉંનું ભોજન કરવું; શરભ-સસલું-કાળું હરણ-લાવ અને કપિંજલનું માંસ ખાવું, અને નિર્દોષ સીધુ અથવા કેવળ માધ્વીક પીવો, અને વસન્તમાં પ્રમદાઓના અને ઉદ્યાનોના યૌવનનો અનુભવ કરવો. ૨૫, ૨૬

ગ્રીષ્મચર્યા—

ગ્રીષ્મમાં જ્યારે સૂર્ય પોતાનાં કિરણોથી જગતના સ્નેહને શોષી લે છે ત્યારે સ્વાદુ-શીત-પ્રવાહી અને સ્નિગ્ધ ખાનપાન હિતકર છે. ૨૭

શીત અને સાકરયુક્ત મન્થ, જાંગલ પશુપક્ષીઓનું માંસ, ઘી અને શાળ સાથે ઘી અને દૂધનું ગ્રીષ્મ ઋતુમાં સેવન કરનાર બળહીન થતો નથી. ૨૮

મદ્ય થોડું પીવું અથવા ન પીવું, સારી પેઠે પાણી સહિત પીવું અને લવણ-અમ્લ-કટુ અને ઉષ્ણ પદાર્થો તથા વ્યાયામ વર્જવાં. ૨૯

દિવસે શીતલ ઘરમાં અને રાત્રે શરીર પર ચન્દન લગાવીને ખૂબ પવનવાળી અને ચન્દ્રનાં કિરણોથી શીતળ થયેલી અગાશીમાં નિદ્રા કરવી જોઈએ. ૩૦

ચન્દનના જળથી શીતળ થયેલા વીંઝણાઓથી અને સ્ત્રીઓના હાથના સુકુમાર સ્પર્શથી સેવાતા મનુષ્યે મોતી તથા મણિઓથી વિભૂષિત થઈને આસન પર બેસવું. ૩૧

મનુષ્યે ગ્રીષ્મકાળમાં ગ્રામ્યધર્મથી વિરમીને ઉપવનો, શીતળ જળ અને કુસુમોનું સેવન કરવું. ૩૨

વર્ષાચર્યા—

આદાનકાળથી દુર્બળ થયેલા દેહમાં જઠરાગ્નિ મંદ થઈ જાય છે; તે જઠરાગ્નિ વર્ષાઋતુમાં વાતાદિના દૂષણથી ફરીથી મંદ બને છે. ૩૩

વર્ષાઋતુમાં ધરતીની બાફથી, મેઘવૃષ્ટિથી અને પાણીના અમ્લપાકથી અગ્નિબળ ક્ષીણ થતાં વાતાદિક દોષો પ્રકોપ પામે છે. ૩૪

તેથી વર્ષામાં બધો સાધારણ ત્રિદોષઘ્ન અને અગ્નિદીપક વિધિ વખણાય છે.

આ ઋતુમાં પાણીમાં ઘોળેલો સાથવો, દિવસની નિદ્રા, ઓસ, નદીનું પાણી, વ્યાયામ, તડકો, અને ગ્રામ્યધર્મનો પરિત્યાગ કરવો જોઈએ અને સંસ્કારિત અન્નપાન પ્રાયઃ મધ સાથે ખાવાં. ૩૫, ૩૬

વર્ષામાં વાત અને વૃષ્ટિથી યુક્ત અને વિશેષ શીતળ દુર્દિન હોય ત્યારે વાતાદિ દોષની શાન્તિને માટે અમ્લ-લવણ અને સ્નેહ-પ્રધાન ભોજન કરવું જોઈએ. ૩૭

અગ્નિનું સંરક્ષણ કરનારે જાંગલ માંસ સાથે અને વધારેલ યૂષો સાથે જૂના જવ, ઘઉં અને શાળના ચોખા ખાવા જોઈએ. ૩૮

માધ્વીકારિષ્ટ અથવા આંતરીક્ષ જલ અથવા ઉકાળીને ઠંડુ કરેલું કુવા કે સરોવરનું પાણી મધસહિત થોડું પીવું. ૩૯

પ્રઘર્ષ-ઉદ્વર્તન-સ્નાન ગન્ધદ્રવ્ય અને કુસુમ માળા સેવવાં. હલકાં અને સ્વચ્છ વસ્ત્રો પહેરવાં અને વર્ષાકાલીન ભેજ વિનાના સ્થાનમાં રહેવું. ૪૦

શરદચર્યા—

વર્ષા અને તેની ઠંડીનો જેને અભ્યાસ છે તેવા અંગવાળાઓને શારદમાં સૂર્યનાં કિરણોથી એકદમ તાપ લાગતાં સચિત પિત્ત પ્રાયઃ પ્રકોપ પામે છે. ૪૧

તેમાં સમ્યક્ ક્ષુધિત પુરુષોએ મધુર-લઘુ-શીતળ થોડા કડવા રસવાળું અને પિત્તશામક અન્નપાન યોગ્ય માત્રામાં સેવવું. ૪૨

શરદઋતુમાં તેતર, કપિંજલ, હરણ, ઘેટાં, શરભ, સસલાં, ચોખા, જવ અને ઘઉંનું સેવન કરવું, એમ આયુર્વેદવિદો કહે છે. ૪૩

શરદઋતુમાં તિક્તદ્રવ્યસાધિત ઘૃતનું પાન, વિરેચન અને રક્તમોક્ષણ કરવું જોઈએ તથા તડકો તજવો જોઈએ. ૪૪

વસા, તેલ, ઝાકળ, ઔદક અને આનૂપમાંસ, ક્ષીર, દહીં દિવાનિદ્રા અને પૂર્વદિશાનો વાયુ આ ઋતુમાં તજવાં. ૪૫

હંસોદકનું સ્વરુપ—

દિવસે સૂર્યનાં કિરણોથી તપેલું અને રાત્રે ચંદ્રનાં કિરણોથી શીતળ બનેલું, કાલપકવ, હવાથી નિર્દોષ, અગસ્ત્યના ઉદયથી નિર્વિષ થયેલા જળને હંસોદક કહે છે. શરદઋતુનું નિર્મળ પવિત્ર જળ અમૃતની પેઠે સ્નાન, પાન અને અવગાહમાં હિતકારી છે. ૪૬, ૪૭

શરદઋતુનાં ફૂલોની માળાઓ, વિમલ વસ્ત્રો અને પ્રદોષ સમયનાં ચન્દ્રકિરણો શરદકાલે વખણાય છે. ૪૮

સાત્મ્યનું લક્ષણ—

આ પ્રમાણે આહાર વિહાર સંબંધી ઋતુસાત્મ્ય કહ્યું. જે અભ્યાસથી સુખકર થાય તેને ઓકસાત્મ્ય કહે છે. ૪૯

સાત્મ્ય જાણનારા પુરુષો દેશ અને વ્યાધિના ગુણોથી વિપરીત ગુણવાળા આહાર અને વિહારને પણ સાત્મ્ય બનાવવાનું આવશ્યક માને છે. ૫૦

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં શ્લોક—

પ્રત્યેક ઋતુમાં જે કાંઈ મનુષ્યોએ સેવવાલાયક છે અને જે કાંઈ સેવવા યોગ્ય નથી તે તથા સહેતુક સાત્મ્ય પણ 'તસ્યાશિતીય' અધ્યાયમાં કહ્યું છે. ૫૧

આ પ્રમાણે અગ્નિવેશથી રચાયેલા અને ચરક મુનિથી પ્રતિસંસ્કાર પામેલ આ શાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'તસ્યાશિતીય' નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય સાતમો

### ન વેગાન્ધારણીય અધ્યાય

ન વેગાન્ધારણીય અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ન વેગાન્ધારણીય' નામક અધ્યાયની વ્યાખ્યા કરશું," એ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

જેના વેગ ધારણ ન કરવા તે—

બુદ્ધિમાન પુરુષે મૂત્ર, મલ, વીર્ય, અપાનવાયુ, ઉલટી, છીંક, ઓડકાર, બગાસું, ભૂખ, તરસ, આંસુ, નિદ્રા તથા શ્રમજનિત શ્વાસના ઉત્પન્ન થયેલા વેગોને રોકવા નહિ. ૩, ૪

ઉત્પન્ન થયેલા એ વેગોને રોકનારને જે રોગો થાય છે તે ચિકિત્સા માટે હું પૃથક્ પૃથક્ કહું છું તો તે મારી પાસેથી સાંભળો. ૫

મૂત્રનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

મૂત્રના વેગને રોકવાથી પેડુ અને મૂત્રેન્દ્રિયનું શૂલ, મૂત્રકૃચ્છ, માથાનો દુખાવો, બેવડ વળી જવું અને સાથળના મૂળમાં જકડાઈ ગયા જેવી પીડા—એ લક્ષણો થાય છે. ૬

મૂત્રાઘાત થાય ત્યારે સ્વેદન, અવગાહન, અભ્યંગ તથા ઘૃતનો અવપીડકરૂપથી પ્રયોગ અને આસ્થાપન, અનુવાસન તથા ઉત્તરબસ્તિકર્મ કરવાં જોઈએ. ૭

મળનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

મળના વેગને રોકવાથી પકવાશયનું શૂળ, માથાનું શૂળ, અપાન અને મળની અપ્રવૃત્તિ, પિંડીમાં ગોટલા ચડવા અને આફરો થાય છે. ૮

મલાવરોધમાં સ્વેદન, અભ્યંગ અને અવગાહન, વર્તિપ્રયોગ, બસ્તિકર્મ તથા અનુલોમન કરનાર અન્નપાન હિતકર છે. ૯

શુક્રનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

વીર્યના વેગને રોકવાથી મેઢ્ર તથા વૃષણોમાં શૂલ, અંગમર્દ, હૃદયમાં પીડા અને મૂત્રાવરોધ થાય છે. ૧૦

તેમાં અભ્યંગ, અવગાહ, મદિરા, કુકુટમાંસ, શાળના ચોખા, દૂધ, નિરૂહબસ્તિ અને મૈથુન હિતકર છે. ૧૧

અધોવાયુનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

અપાન વાયુના વેગને રોકવાથી મળ, મૂત્ર અને વાયુનો અવરોધ, આફરો, વેદના, થાક અને જઠરમાં વાતજન્ય બીજા રોગો થાય છે, ૧૨

તેમાં સ્નેહન, સ્વેદન, વર્તિપ્રયોગ, ભોજન, પાન અને બસ્તિ વગેરે વાયુનાં અનુલોમન કરનારાં કર્મો પ્રશસ્ત છે. ૧૩

ઉલટીનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

ઉલટીના વેગને રોકવાથી કંડૂ, કોઠ, અરુચિ, વ્યંગ, શોથ, પાંડુરોગ, જ્વર, કુષ્ઠ, મોળ અને વિસર્પ વગેરે રોગો થાય છે.

તેમાં ખાધા પછી વમન કરાવવું, ધૂમપાન, લંઘન, રક્તમોક્ષણ, રૂક્ષ અન્નપાન, વ્યાયામ અને વિરેચન પ્રશસ્ત છે. ૧૫

છીંકનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

છીંકના વેગને રોકવાથી મન્યાસ્તમ્ભ, શિરોવેદના, અર્દિત, આધાશીશી અને ઇન્દ્રિયોની દુર્બળતા થાય છે. ૧૬

તેમાં જત્રુસંધિ ઉપરના ભાગમાં અભ્યંગ, સ્વેદ, ધૂમપાન, નસ્યકર્મ તથા વાતહર અન્નનું સેવન અને ભોજન પછી ઘૃતપાન હિતકર છે. ૧૭

ઓડકારનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

ઓડકારના વેગને રોકવાથી હેડકી, શ્વાસ, અરુચિ, કમ્પ તથા હૃદય અને છાતીનું જકડાઈ જવું થાય છે. તેનું ઔષધ હેડકીના જેવું છે. ૧૮

બગાસાંનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

બગાસાંના વેગને રોકવાથી એવડા વળી જવું, અંગોની ખેંચ, સંકોચ, ચામડીનું બહેરાપણું, કંપવાત અને પ્રવેપન થાય છે. તેમાં સર્વ ઔષધ વાતનાશક હોવાં જોઈએ. ૧૯

ભૂખનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

ક્ષુધાના વેગને રોકવાથી કૃશતા, દુર્બળતા, વિવર્ણતા, અંગમર્દ, અરુચિ અને ભ્રમ થાય છે. તેમાં સ્નિગ્ધ, ઉષ્ણ અને હલકું ભોજન કરાવવું. ૨૦

તરસનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

તરસના વેગને રોકવાથી કંઠ અને મોઢાનો શોષ, બહેરાપણું, શ્રમ, શિથિલતા અને હૃદયમાં પીડા થાય છે. તેમાં શીત અને તૃપ્તિકારક અન્નપાન હિતકર છે. ૨૧

આંસુનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

આંસુના વેગને રોકવાથી સળેખમ, નેત્રરોગ, હૃદ્રોગ, અરુચિ અને ચકરી થાય છે. તેમાં નિદ્રા, મદ્ય અને પ્રિય કથા હિતકર છે. ૨૨

નિદ્રાનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

નિદ્રાના વેગને રોકવાથી બગાસાં, અંગમાં પીડા, તન્દ્રા, શિરોરોગ અને આંખોનું ભારેપણું થાય છે. તેમાં નિદ્રા અને ચંપી હિતકર છે. ૨૩

શ્રમનિશ્વાસનો વેગ ધારણ કરવાના દોષો તથા ચિકિત્સા—

શ્રમજન્ય નિશ્વાસને રોકવાથી ગુલ્મ, હૃદ્રોગ અને

મૂર્ચ્છા થાય છે. તેમાં પૂર્ણ વિશ્રામ અને વાતનાશક ક્રિયા હિતકર છે. ૨૪

ઉપરના વેગના ધારણનો નિષેધ—

વેગ રોકવાથી ઉત્પન્ન થતા જે રોગો અહીં ગણાવ્યા છે તેની ઉત્પત્તિ ન ઇચ્છનારે આ વેગને રોકવા નહિ. ૨૫

જે વેગો રોકવા તે—

આ જન્મમાં અને જન્માન્તરમાં પોતાનું કલ્યાણ ચાહનારે સાહસોના અને મન–વચન અને કાયાના નીચે કહેલા અનિષ્ટ ચેષ્ટાઓના વેગોને રોકવા જોઈએ. ૨૬

સાહસાદિના વેગધારણના ફાયદા—

બુદ્ધિમાન પુરુષે લોભ–શોક–ભય–ક્રોધ–માન–નિર્લજ્જતા–ઈર્ષ્યા–અતિપ્રીતિ અને પરદ્રોહચિન્તનના વેગને રોકવા જોઇએ. ૨૭

અત્યંત કઠોર, ચાડીચુગલીવાળા, જૂઠા અને અપ્રાસ્તાવિક વચનના ઉત્પન્ન થયેલા વેગને રોકવો જોઈએ. ૨૮

પરસ્ત્રીસંભોગ, ચોરી અને હિંસાદિક પરપીડાકારી દેહની જે કોઈ પ્રવૃત્તિ હોય તેના વેગને રોકવા. ૨૯

મન–વચન અને કાયાનાં નિષ્પાપી કર્મોથી તે પુરુષ પુણ્યશ્લોક થાય છે અને સુખી થઈને ધર્મ–અર્થ–કામનો ઉપભોગ કરે છે, તથા (જન્માન્તર માટે) તેઓનો સંચય કરે છે. ૩૦

વ્યાયામનું લક્ષણ—

શરીરની જે ચેષ્ટા સ્થિરતા તથા બલ વધારવા માટે ઇષ્ટ છે તેને શારીરિક વ્યાયામ કહે છે. તે પ્રમાણસર કરવી જોઈએ. ૩૧

વ્યાયામના ગુણો—

શરીરમાં લઘુતા, કાર્ય કરવાની શક્તિ, સ્થિરતા, દુઃખ સહન કરવાની શક્તિ, દોષોનો ક્ષય, તથા અગ્નિની વૃદ્ધિ,—એ સર્વ, વ્યાયામથી થાય છે. ૩૨

અતિવ્યાયામના દોષો—

અતિશય, વ્યાયામથી શ્રમ, કંટાળો, ધાતુક્ષય, તરસ, રક્તપિત્ત-પ્રતમક-ખાંસી-તાવ અને ઉલટી થાય છે. ૩૩

(પરસેવાનું આવવું, શ્વાસનું વધવું, ગાત્રની લઘુતા તથા હૃદય વગેરેનું રુંધન એ વ્યાયામનું લક્ષણ છે.) ૧

વ્યાયામ, હાસ્ય, બહુબોલાપણું, ચાલવું, મૈથુન અને ઉજાગરાનો અભ્યાસ હોય તો પણ બુદ્ધિમાન માણસે તેઓનું અતિપ્રમાણમાં સેવન ન કરવું જોઈએ. ૩૪

અતિસેવનના દોષો—

આ અને એવી જાતનાં બીજાંને જે અતિ માત્રામાં સેવે છે તે હાથીને ખેંચતા સિંહની પેઠે તરતજ નાશ પામે છે. ૩૫

વ્યાયામને અયોગ્ય પુરુષો—

અતિમૈથુન–ભારહરણ અને પન્થથી જે અત્યંત કૃશ થઈ ગયા હોય, વળી જે માણસો ક્રોધ, શોક, ભય અને શ્રમથી પીડિત હોય, જે બાળક, વૃદ્ધ કે પ્રબલવાતયુક્ત હોય, જેઓ ઊંચે સાદે ભાષણ કરનારા હોય, અને જેઓ ભૂખ્યા અને તરસ્યા હોય તેઓએ વ્યાયામ છોડી દેવો. (૧-૨)

હિત અને અહિતના સેવન તથા વર્જનનો ક્રમ—

બુદ્ધિમાન માણસે જેની ટેવ હોય તેવી અહિતકર વસ્તુનો ધીમે ધીમે પરિત્યાગ કરવો; અને હિતકારી વસ્તુનું ક્રમશઃ સેવન કરવું. આ ક્રમનો હવે અહીં ઉપદેશ કરવામાં આવે છે. ૩૬

ગ્રહણ કરવામાં અને ત્યાગ કરવામાં પાદાંશિક એટલે ચોથા કે સોળમા અંશનો ક્રમ વિહિત છે. પ્રથમ એક દિવસના અન્તરથી, પછી બે અને પછી ત્રણ દિવસના અંતરથી સેવન કરવું. ૩૭

ક્રમપૂર્વક હિતસેવન તથા અહિતત્યાગના ગુણો—

ક્રમપૂર્વક ક્ષીણ કરવામાં આવેલા દોષો ફરીથી ઉત્પન્ન થતા નથી અને ક્રમપૂર્વક વૃદ્ધિ પામેલા ગુણો સ્થિર રહે છે. ૩૮

આતુર તથા સ્વસ્થ પુરુષો—

કેટલાક મનુષ્યો ગર્ભાવસ્થામાંથીજ સમાન વાત–પિત્ત-

અને કફપ્રકૃતિવાળા તથા કેટલાક વાતાધિક, કેટલાક પિત્તાધિક તો કેટલાક કફાધિક દેખાય છે. ૩૯

દેહપ્રકૃતિનું લક્ષણ—

તેઓમાંથી પ્રથમ કહેલા સર્વદા નીરોગી રહે છે અને વાતબહુલાદિ પ્રકૃતિવાળા સદા રોગી રહે છે. તેઓના દોષોના આજન્મસંસર્ગનેજ દેહપ્રકૃતિ કહે છે. ૪૦

સ્વસ્થ માટે સર્વરસોનો સમાન રૂપમાં અભ્યાસ પ્રશસ્ત છે—

વાતબહુલાદિ પ્રકૃતિવાળાઓની સ્વસ્થ પ્રકૃતિને માટે વિપરીત ગુણવાળા આહારવિહારનું સેવન હિતકર છે. અને સમાન-વાત-પિત-કફ પ્રકૃતિવાળાને સર્વ રસોનો સમાન રૂપમાં અભ્યાસ કરવો પ્રશસ્ત છે. ૪૧

મળાયનો—

એ છિદ્રો નીચે સાત માથામાં અને સ્વેદ મુખો—એ મળમાર્ગો છે. તેઓ કુપિત અને વધેલા મળોથી બાધા પામે છે. ૪૨

મળોના ક્ષય તથા વૃદ્ધિનાં લક્ષણો—

મલાશયોનાં ભારેપણાથી તથા મળની અપ્રવૃત્તિથી મળની વૃદ્ધિ અને મલાશયોનાં હલકાપણાથી તથા મળની અતિપ્રવૃત્તિથી મળનો ક્ષય સમજવો. ૪૩

તેનાથી ઉત્પન્ન વ્યાધિનો ચિકિત્સાક્રમ—

મલવૃદ્ધિજન્ય તથા મલક્ષયજન્ય સાધ્ય રોગોને વાતાદિ લક્ષણોથી ઓળખીને વ્યાધિવિપરીત અને હેતુવિપરીત તથા વિપરીતાર્થકારી ઔષધોથી, માત્રા અને કાળનો વિચાર કરીને તેનો વૈદ્યે ઉપચાર કરવો. ૪૪

સ્વસ્થવૃતનાં સેવનનો હેતુ—

સ્વસ્થવૃતનું વિષમ રૂપમાં સેવન કરનાર મનુષ્યોને આ મલવૃદ્ધિજન્ય રોગો અને બીજા સ્થૌલ્યાદિ રોગો ઉત્પન્ન થાય છે, તેથી રોગી થયા પહેલાં જ સ્વસ્થવૃતનું પાલન કરવું જોઈએ. ૪૫

નિજ વિકારોની વૃદ્ધિ ન થવા દેવાનો વિધિ

વૈશાખની પહેલાંના ચૈત્ર માસમાં કફના, ભાદરવાની પહેલાંના શ્રાવણ માસમાં વાયુના, અને પોષની પહેલાંના માગશર માસમાં પિત્તના દોષના સંચયને દૂર કરવો. ૪૬

બુદ્ધિમાન વૈદ્યે પુરુષોને કાલાનુસાર સ્નેહન અને સ્વેદન આપીને વમન, વિરેચન અને બસ્તિકર્મ કરાવવું; પછી નસ્યકર્મ કરવું. ૪૭

એ પછી દેશ-કાળ જાણનાર વૈદ્યે ક્રમાનુસાર અને યોગાનુસાર સિદ્ધ રસાયનો અને વાજીકરણ યોગોનો પ્રયોગ કરવો જોઈએ. ૪૮

તે પ્રમાણે ધાતુઓ સામ્યાવસ્થામાં રહેવાથી રોગો થતા નથી, ધાતુઓ વધે છે અને વૃદ્ધાવસ્થા મોડી આવે છે. ૪૯

શરીરદોષજન્ય વિકારોની ઉત્પતિ ન થાય તે માટે આ વિધિ બતાવ્યો છે. પણ બીજા આગન્તુક અને માનસિક વ્યાધિઓની અનુત્પત્તિનો વિધિ જુદો કહેવામાં આવે છે. ૫૦

આગન્તુ રોગોની ઉત્પતિમાં પ્રજ્ઞાપરાધ કારણ છે—

માણસોને ભૂત, વિષ, વાયુ, અગ્નિ અને પ્રહાર વગેરેથી જે આગન્તુક રોગો થાય છે તેમાં પ્રજ્ઞાનો દોષ મુખ્ય કારણ છે ૫૧

તથા ઈર્ષ્યા-શોક-ભય-ક્રોધ-માન અને દ્વેષ વગેરે જે માનસિક વિકારો કહ્યા છે તે સર્વ પ્રજ્ઞાપરાધજન્ય છે. ૫૨

આગન્તુ રોગોની ઉત્પતિ ન થવા દેવાનો વિધિ—

પ્રજ્ઞાપરાધનો ત્યાગ, ઇન્દ્રિયોનો સંયમ, સ્મૃતિ, દેશ, કાલ અને આત્માનું જ્ઞાન તથા સદાચારનું પરિપાલન —એ આગન્તુક વ્યાધિઓની અનુત્પતિનો માર્ગ કહ્યો છે. બુદ્ધિમાન માણસે પોતાનું હિત જાણીને રોગોત્પતિ પહેલાં તેનું પરિપાલન કરવું. ૫૩, ૫૪

વ્યાધિને ઉત્પન ન થવા દેવામાં તથા ઉત્પન્ન વ્યાધિની શાન્તિમાં કારણ—

વ્યાધિને ઉત્પન ન થવા દેવામાં અને ઉત્પન્ન થયેલા વ્યાધિઓની શાંતિ કરવામાં આપ્તોપદેશનું જ્ઞાન અને

તેનું અનુષ્ઠાન કારણ રૂપ છે. ૫૫

वर्ज्य पुरुषो—

પાપયુક્ત આચરણ, વાણી અને મનવાળા, ચાડિયા, કજીયાખોર, મર્મપીડક, ઉપહાસ કરનારા, લોભી, અન્યની ઉન્નતિમાં દ્વેષ કરતા, શઠ, પરનિંદા પરાયણ, ઉતાવળીઆ, શત્રુસેવક, નિર્દય અને ધર્મહીન નરાધમોનો ત્યાગ કરવો જોઈએ. ૫૬, ૫૭

सेव्य पुरुषो—

બુદ્ધિ-વિદ્યા-વય-શીલ-ધૈર્ય-સ્મૃતિ અને સમાધિથી યુક્ત, વૃદ્ધ, વૃદ્ધોની સેવા કરનાર, સર્વ પ્રાણીઓના સ્વભાવને જાણનાર, દુઃખ રહિત, પ્રસન્ન મુખવાળા, શાન્ત વ્રતનું પાલન કરનાર, સન્માર્ગનો ઉપદેશ કરનાર અને જેનું શ્રવણ અને દર્શન મંગળકારી છે તેવાં માણસો સેવવા લાયક છે. ૫૮, ૫૯

हित सेवनमां तत्पर रहेवुं जोईए—

આ લોકમાં અને પરલોકમાં સુખની ઇચ્છાવાળા બુદ્ધિમાન પુરુષે હિતકર આહાર, આચાર અને ચેષ્ટાઓના સેવનમાં ખૂબ પ્રયત્નવાન રહેવું જોઈએ. ૬૦

दहीं सेवनना नियमो—

રાત્રે દહીં ન ખાવું, ઘી અને ખાંડ વિના પણ દહીં ન ખાવું, મગના યૂષ વિના ન ખાવું, મધ વિના ન ખાવું, ગરમ કરીને ન ખાવું અને આમળા વિના ન ખાવું. ૬૧

दहीं सेवनना नियमोनुं पालन न करवाथी दोषो—

જે દધિપ્રિય મનુષ્ય વિધિનો ત્યાગ કરીને દહીંનું સેવન કરે છે તેને જ્વર, રક્તપિત્ત, વિસર્પ, કુષ્ઠ, પાંડુ, ભ્રમ અને દારુણ કમળો થાય છે. ૬૨

ઉપસંહાર:—

વેગ, વેગરોધજન્ય રોગો, તેમની ચિકિત્સા, ધારણ કરવા યોગ્ય વેગો, જેના માટે જે જે હિતકર અને અહિતકર, અભ્યસ્ત અહિતનો ત્યાગક્રમ અને અનભ્યસ્ત ઉચિત હિતનો સેવનક્રમ, પ્રકૃતિ અનુસાર આહારનું સેવન, મલમાર્ગ તથા તેના રોગોની ચિકિત્સા, ભવિષ્યમાં થનારા રોગોને રોકવાનાં ઔષધો, આત્મસુખની ઇચ્છાવાળા બુદ્ધિમાન પુરુષે ત્યજવા યોગ્ય અને સેવવા યોગ્ય પુરુષો, જે વિધિથી અને જે કારણથી દહીં સેવવું જોઈએ તે સર્વ વિષયો આત્રેય મુનિએ "ન વેગાન્ધારણીય" અધ્યાયમાં કહી દીધા. ૬૩, ૬૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'ન વેગાન્ધારણીય નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો

---

### ઇન્દ્રિયોપક્રમણીય અધ્યાય

इन्द्रियोपक्रमणीय अध्यायनो उपक्रम—

હવે અહીંથી 'ઇન્દ્રિયોપક્રમણીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું, આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહેલું છે. ૧, ૨

पांच इन्द्रियो वगेरेनी गणना—

આ ઇન્દ્રિય સંબંધી પ્રકરણમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિય દ્રવ્યો, પાંચ ઇન્દ્રિયોના આશ્રયો, પાંચ ઇન્દ્રિયોના વિષયો અને પાંચ ઇન્દ્રિય-બુદ્ધિઓ છે. એ કહેવામાં આવશે. ૩

मननुं लक्षण—

વળી મન અતીન્દ્રિય છે, તેને સત્ત્વ કહે છે. કેટલાક તેને ચેતઃ કહે છે. મનોવ્યાપાર (ચેષ્ટા), વિષય અને આત્માના અવૈગુણ્યને આધીન જ્ઞાન કરાવનાર છે. ઇન્દ્રિયોની ચેષ્ટાનું કારણભૂત પણ તેજ છે. ૪

एकज पुरुषमां मन अनेक जेवुं देखाय छे तेनुं कारण—

મનના ચિન્ત્યાદિ વિષયો, ઇન્દ્રિયોના વિષયો અને સંકલ્પની અનેકતાથી તથા રજોગુણ, તમોગુણ અને સત્ત્વગુણના યોગથી એકજ પુરુષમાં મન અનેક જેવું દેખાય છે. પરંતુ મન અનેક નથી. કારણકે અણુ અને એક મન એકજ સમયે અનેક વિષયોમાં પ્રવૃત્ત થઈ

શકે નહિ, તેથી બધી ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓ એક સમયે જોવામાં આવતી નથી. ૫

पुरुषने सात्त्विक वगेरे कहेवानो हेतु—

જે પુરુષનું મન વારંવાર અને અધિકતાથી સત્ત્વ, રજ અને તમમાંથી જે ગુણનું અનુવર્તન કરે છે અર્થાત્ જે ગુણયુક્ત કાર્ય કરે છે તે પુરુષને ઋષિલોકો તે ગુણવાળા મનવાળો એટલે સાત્ત્વિક, રાજસ અને તામસ મનવાળો કહે છે. ૬

मनयुक्त इन्द्रियो ज अर्थग्रहणमां समर्थ बने छे—

મનથી યુક્ત હોય તો જ ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કરવામાં સમર્થ બને છે. ૭

पांच इन्द्रियो—

ચક્ષુ, કર્ણ, ઘ્રાણેન્દ્રિય, રસના અને સ્પર્શન એ પાંચ ઇન્દ્રિયો છે. ૮

पांच इन्द्रियद्रव्यो—

ઇન્દ્રિયદ્રવ્યો— આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી એ પાંચ તે તે ઇન્દ્રિયનાં ઉપાદાનભૂત દ્રવ્યો છે. અર્થાત્ ચક્ષુ ઇન્દ્રિય તેજથી, કર્ણેન્દ્રિય આકાશથી, ઘ્રાણેન્દ્રિય પૃથ્વીથી, રસનેન્દ્રિય વાયુથી ઉત્પન્ન થાય છે માટે એ ઇન્દ્રિયદ્રવ્યો છે. ૯

पांच इन्द्रियोनां अधिष्ठानो—

બે આંખ, બે કાન, બે નસકોરાં, જીભ અને ત્વચા એ પાંચ ઇન્દ્રિયોનાં આશયો છે. ૧૦

पांच इन्द्रियना विषयो—

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ શ્રોત્ર, ત્વચા, નેત્ર, જિહ્વા અને ઘ્રાણ એ પાંચ ઇન્દ્રિયોના અનુક્રમે વિષયો છે. ૧૧

पांच इन्द्रियजन्य ज्ञानो—

ચક્ષુજ્ઞાન, શ્રોત્રજ્ઞાન, ઘ્રાણજ્ઞાન, રસનાજ્ઞાન, સ્પર્શજ્ઞાન એ પાંચ ઇન્દ્રિયજન્ય જ્ઞાનો છે. તે ઇન્દ્રિય, ઇન્દ્રિયોના વિષય, મન અને આત્માના સન્નિકર્ષથી ઉત્પન્ન થાય છે; તે ક્ષણિક તથા નિશ્ચયાત્મક છે. આવી રીતે આ પાંચ પંચક કહ્યાં છે. ૧૨

अध्यात्मद्रव्यगुणसंग्रह—

સંક્ષેપમાં મન, મનનો વિષય, બુદ્ધિ અને આત્મા એ અધ્યાત્મદ્રવ્યો છે. તે શુભની પ્રવૃત્તિ અને અશુભની નિવૃત્તિનું કારણ છે. દ્રવ્યાશ્રિત કર્મ જેને ક્રિયા કહે છે તે પણ અધ્યાત્મદ્રવ્ય છે. ૧૩

पांचभौतिक चक्षु वगेरेने तैजस वगेरे कहेवानो हेतु—

જો કે પાંચેય ઇન્દ્રિયો પંચીકૃત મહાભૂતોથી બનેલી છે અને અનુમાનગમ્ય છે તો પણ ચક્ષુમાં તેજ, કર્ણમાં આકાશ, ઘ્રાણેન્દ્રિયમાં પૃથ્વી, જિહ્વામાં જળ અને ત્વચામાં વાયુ અધિકતામાં રહે છે. તેમાં જે જે ઇન્દ્રિયોમાં જે જે ભૂતની પ્રધાનતા હોય છે તે તે ઇન્દ્રિયો તે તે વિષયની સમાન પ્રકૃતિવાળી હોવાથી તથા તે તે વિષયને ગ્રહણ કરવામાં તે શકિતવાળી હોવાને લીધે તે તે ભૂતની અધિકતાવાળા વિષયનેજ ગ્રહણ કરે છે; જેમકે ચક્ષુરિન્દ્રિય તૈજસ છે અને તૈજસ રૂપનું જ ગ્રહણ કરે છે; તેમ બધી ઇન્દ્રિયો માટે સમજવું. ૧૪

मनसहित इन्द्रियोनी प्रकृतिविकृतिनां कारणो—

તે તે ઇન્દ્રિયોના વિષયોના અતિયોગ, અયોગ અને મિથ્યાયોગથી મનસહિત ઇન્દ્રયો વિકૃત થઈને પોતપોતાનાં બુદ્ધિજ્ઞાનને વિકૃત કરે છે અને તેઓના સમયોગથી પ્રકૃતિમાં રહીને પોતપોતાનાં બુદ્ધિજ્ઞાનને વધારે છે. ૧૫

मनना ग्राह्य विषयो—

ચિન્ત્ય વગેરે મનના વિષય છે. તે મનોવિષયના સમયોગ, અતિયોગ, હીનયોગ અને મિથ્યાયોગ એ મન અને માનસજ્ઞાનની પ્રકૃતિ તથા વિકૃતિનાં કારણ થાય છે. સમયોગયુકત હોય તો પ્રકૃતિ, અને હીન, મિથ્યા અને અતિયોગયુકત હોય તે વિકૃતિનાં કારણ થાય છે. ૧૬

मनसहित इन्द्रियोना स्वास्थ्यपालन माटेना उपायो—

પ્રકૃતિસ્થ મનસહિત ઇન્દ્રિયોનું સ્વાસ્થ્ય જાળવવા માટે તથા તેને વિકૃતિથી બચાવવા માટે પ્રત્યેક મનુષ્યે

પોતપોતાને સાત્મ્ય હોય તેવા ઇન્દ્રિયોના વિષયોના સેવનથી બુદ્ધિપૂર્વક ભલી પ્રકાર જોઈ વિચારીને કામ કરવાથી તથા તે તે દેશ, તે તે કાળ અને પોતાની પ્રકૃતિથી વિપરીત ગુણવાળા આહારવિહારના સેવનથી મનસહિત ઇન્દ્રિયોને પ્રકૃતિમાં રાખવા માટે આ પ્રમાણેના હેતુઓથી પ્રયત્ન કરવો જોઈએ. તેથી પોતાના કલ્યાણની ઇચ્છાવાળા બધાએ હંમેશાં સંપૂર્ણ સદ્વૃત્તને સ્મરણમાં રાખીને તેનું પાલન કરવું જોઈએ. ૧૭

सद्वृत्तनां अनुष्ठाननुं कारण तथा लाभ—

કારણકે તેનું સમ્યક્ પાલન કરનાર આરોગ્ય અને ઇન્દ્રિયવિજય એ બન્ને લાભોને એકીસાથે પ્રાપ્ત કરે છે.

अनुष्ठान करवा लायक सद्वृत्तों—

હે અગ્નિવેશ, તે સદ્વૃત્તનો સંપૂર્ણ રીતે ઉપદેશ કરશું. જેમકે:- દેવ, ગાય, બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ, સિદ્ધ અને આચાર્યનું પૂજન કરવું, અગ્નિની સેવા કરવી, ઉત્તમ ઔષધિઓ ધારણ કરવી, બે વખત સ્નાન કરવું, બધા મળમાર્ગો તથા પગોને વારંવાર સ્વચ્છ રાખવા, પખવાડિયામાં ત્રણ વખત માથાના વાળ, દાઢી, મૂછ તથા નખ કપાવવા જોઈએ, હંમેશાં સ્વચ્છ અને ફાટયા વિનાનાં વસ્ત્રો પહેરવાં, પ્રસન્ન મનવાળું રહેવું જોઈએ તથા સુગંધિ ધારણ કરવી જોઈએ, શિષ્ટ જનને યોગ્ય પોષાક પહેરવો જોઈએ, વાળ ઓળેલા રાખવા જોઈએ, માથામાં, કાનમાં, નાકમાં અને પગે નિત્ય તેલ લગાવવું જોઈએ, ધૂમપાન કરવું જોઈએ, પ્રથમ સંભાષણશીલ થવું જોઈએ, પ્રસન્ન મુખવાળા થવું જોઈએ, સંકટગ્રસ્તના રક્ષક થવું જોઈએ, હોમ કરનાર, યજ્ઞ કરનાર, દાન કરનાર, ચતુષ્પથને નમસ્કાર કરનાર, બલિ આપવાવાળો, અતિથિનો પૂજક, પિતૃને પિંડ આપનાર, યોગ્ય સમયે હિતકર, માપસર અને મીઠું બોલનાર, સંયમી, ધર્માત્મા, ફળમા નહિ પરન્તુ ફળનાં કારણમાં ઈર્ષ્યા કરનાર, નિશ્ચિન્ત, નિર્ભય, લજ્જાળુ, બુદ્ધિમાન, બહુ ઉત્સાહી, ચતુર, ક્ષમાવાન, ધાર્મિક, આસ્તિક. વિનય, બુદ્ધિ, વિદ્યા, કુળ, અને ઉંમરમાં વૃદ્ધ હોય તથા સિદ્ધ હોય તેનો તથા સિદ્ધ અને આચાર્યનો ઉપાસક; છત્રી-લાકડી અને પાઘડી ધારણ કરનાર, પગરખાં પહેરનાર, ચાર હાથ આગળ જોઈ ચાલનાર અને મંગલાચાર સેવનાર થવું જોઈએ. જે ભૂમિમાં જીર્ણ વસ્ત્ર, હાડકાં, કાંટા, અપવિત્ર વાળ, તરણાંનો ઢગલો રાખ, અને ઠીકરાં પડયાં હોય તે ભૂમિનો તથા સ્નાનભૂમિ અને બલિભૂમિનો ત્યાગ કરવો તથા સર્વ પ્રાણીઓમાં બન્ધુભાવ રાખવો જોઈએ. ગુસ્સે થયેલા પુરુષોને વિનયથી સમજાવનાર, બીધેલાઓને આશ્વાસન આપનાર, ગરીબોને શરણ આપનાર, સત્ય પ્રતિજ્ઞાવાળો, સાન્ત્વનપ્રધાન, બીજાનાં કઠોર વચન સહન કરનાર, ક્ષમાવાન, શાન્તિને ગુણરૂપે જોનાર, અને રાગદ્વેષના કારણના નાશક થવું જોઈએ. ૧૮

असद्वृत्तो जे न आचरवां जोईए—

અસત્ય ન બોલવું, બીજાઓની વસ્તુઓ ન લેવી, પરસ્ત્રીની ઇચ્છા ન કરવી, પરધનની ઇચ્છા ન કરવી, વેર ન ઇચ્છવું, પાપ ન કરવું, પાપીના સામું પાપ કરનાર ન થવું, બીજાના દોષ ન કહેવા, બીજાની ગુપ્ત વાતો જાણવી નહિ, અધર્મી અને રાજાઓને અપ્રિય પુરુષો સાથે ન બેસવું, ઉન્મત્ત, પતિત, ગર્ભપાત કરાવનાર, નીચ તથા દુષ્ટ પુરુષોની સાથે ન બેસવું, ખરાબ વાહન ઉપર ન બેસવું, ઘૂંટણ જેટલા ઊંચા અને કઠિન આસન ઉપર ન બેસવું, પાથર્યા વિનાની, ચાદર વિનાની, ટૂંકી અને વિષમ શય્યા ઉપર સૂવું નહિ, પર્વતના વિષમ શિખર ઉપર ફરવું નહિ, ઝાડ ઉપર ચઢવું નહિ, જળના ઉગ્ર પ્રવાહમાં નહાવું નહિ, નદીના કિનારાની છાયામાં બેસવું નહિ, આગના ઉત્પાતની ચોમેર ફરવું નહિ, ઊંચેથી હસવું નહિ, શબ્દયુક્ત અપાનવાયુ ન છોડવો, મોઢું ઢાંકયા વિના બગાસું, છીંક કે હાસ્ય કરવું નહિ, નાક ખોતરવું નહિ, દાંત કચકચાવવા નહિ, નખથી અવાજ કરવો નહિ, પરસ્પર હાડકાં ભટકાવવાં નહિ, જમીન ખોતરવી નહિ, તણખલાં તોડવાં નહિ, માટીનાં ઢેફાંને ભાંગવાં નહિ, પોતાના અંગોની વિગુણ ચેષ્ટાઓ કરવી નહિ, અત્યંત તેજસ્વી, અનિષ્ટ તથા અપવિત્ર અને અપ્રશસ્ત વસ્તુઓને જોવી નહિ, શબને જોઈને 'હુંકાર' ન કરવો, ચૈત્ય, ધ્વજા, ગુરુ, અન્ય પૂજ્ય અને અપ્રશસ્તોની છાયા ઓળંગવી નહિ, રાત્રિમાં દેવાલય, ચૈત્ય,

ચોરો, ચાર રસ્તા, ઉપવન, સ્મશાન અને વધસ્થાનમાં નિવાસ ન કરવો, એકલા સુના ઘરમાં કે જંગલમાં પ્રવેશ ન કરવો, પાપાચારી સ્ત્રી, મિત્ર અને નોકરનો સંગ ન કરવો, શિષ્ટ પુરુષ સાથે વિરોધ ન કરવો અને નીચની પાસે જવું નહિ, કુટિલ સાથે પ્રીતિ ન કરવી, અનાર્યનો આશ્રય ન લેવો, કોઈને ડરાવવા નહિ, સાહસ, અધિક-નિદ્રા, બહુ ઉજાગરો, બહુ સ્નાન, બહુ પાન અને બહુ ભોજન ન કરવું, ઉભડક લાંબો વખત બેસવું નહિ, સાપ, વાઘ આદિ દાઢવાળાં પશુઓ તથા ગાય, ભેંસ વિગેરે શીંગડાવાળા પશુઓ પાસે ન જવું, પૂર્વવાત, તડકો, ઝાકળ, અને અતિ પ્રવાતનું સેવન ન કરવું, કલહ ન આરંભવો, કપડાં સંકોર્યા વગર અગ્નિ પાસે ન જવું, ઉચ્છિષ્ટ અવસ્થામાં અગ્નિની ઉપાસના ન કરવી તથા અગ્નિને નીચે રાખીને શેક ન લેવો, થાક ઉતાર્યા વિના, મોઢું ધોયા વિના અથવા નગ્ન અવસ્થામાં સ્નાન ન કરવું, નહાવાના લુગડાથી માથું લુવું નહિ, વાળના અગ્રભાગને ઝાટકવા નહિ, નાહીને તેજ કપડાં પહેરવાં નહિ; રત્ન, ઘી, પૂજ્ય, અન્ય મંગલકારી દ્રવ્યો અને પુષ્પનો સ્પર્શ કર્યા વિના ઘરથી બહાર ન નિકળવું, પૂજ્ય અને મંગલ પદાર્થોને ડાબી તરફ રાખીને જવું નહિ અને અમંગલ પદાર્થોને જમણી તરફ રાખીને જવું નહિ. ૧૯

હાથમાં રત્નધારણ કર્યા વિના, સ્નાન કર્યા વિના, ફાટેલા વસ્ત્ર પહેરીને, જપ કર્યા વિના, હોમ કર્યા વિના, દેવતાને અને પિતૃને નૈવેદ્ય ધરાવ્યા વગર, ગુરુ, અતિથિ અને આશ્રિતોને દાન કર્યા વિના, પુણ્યગન્ધોનું લેપન કર્યા વિના, માળા પહેર્યા વિના, હાથ, પગ અને મોઢું ધોયા વિના, મુખશુદ્ધિ કર્યા વિના, ઉત્તર તરફ મુખ કરીને, બીજા કામમાં મન લાગેલ હોય ત્યારે, અભક્ત, અશિષ્ટ, અપવિત્ર તથા ક્ષુધિત નોકરથી રંધાયેલું અને પીરસાયેલું, અપવિત્રપાત્રમાં, અપવિત્ર જગામાં, તથા અકાળમાં, સંકીર્ણ જગ્યા ઉપર, પ્રથમ અગ્નિ જમાડયા વિના, પ્રોક્ષણોદકથી સિંચન કર્યા વિના, મન્ત્રો દ્વારા અભિમન્ત્રિત કર્યા વિના, નિન્દા કરતાં કરતાં, તથા નિન્દિત અને પ્રતિકૂલ વ્યક્તિઓએ લાવેલું અન્ન ખાવું નહિ માંસ, આદુ વગેરે. સુકાં શાક, ફળ અને લાડુ વગેરે ભક્ષ્ય સિવાય બીજું વાસી ન ખાવું, દહીં મધ, મીઠું, સાથવો અને ઘી સિવાયના બીજા પદાર્થો જમતી વેળાએ થોડા શેષ રાખવા, રાત્રે દહીં ન ખાવું, એકલો સાથવો ન ખાવો; રાત્રે, ભોજન કરીને, અધિકમાત્રામાં, બે વાર અને વચમાં જળપાન કરીને ન ખાવું અને દાંતથી તોડીને ન ખાવું. ૨૦

વાંકા વળીને છીંક ન ખાવી તેમજ વિષમાવસ્થામાં ખાવું કે સુવું નહિ, વેગ ઉપસ્થિત થતાં બીજા કામમાં ન લાગવું, વાયુ, અગ્નિ, જળ, ચંદ્ર, સૂર્ય, બ્રાહ્મણ અને ગુરુની તરફ મુખ કરીને થૂંકવું નહિ તથા અપાન, પુરીષ તથા મૂત્રનો ત્યાગ કરવો નહિ, માર્ગમાં પેશાબ ન કરવો, માણસોના સમૂહમાં, ભોજન સમયે, જપ, અધ્યયન, બલિ તથા બીજી મંગલ ક્રિયાઓમાં શેડા અને ગૂંગા કાઢવા નહિ. ૨૧

સ્ત્રીઓની અવગણના ન કરવી. તેનો અતિવિશ્વાસ પણ ન કરવો. તેને આપણી ગુહ્ય વાતો ન કહી સંભ-ળાવવી તથા અધિકાર ન દેવો. રજસ્વલા, રોહિણી, અપવિત્ર, અયોગ્ય, અનિષ્ટ રૂપ, આચાર તથા સ્વભાવ-વાળી, અચતુર, પ્રતિકૂળ, મૈથુનની કામના વિનાની, અન્ય પુરુષની કામના રાખનારી તથા પરસ્ત્રી સાથે, પર· યોનિ અને અયોનિમાં તથા ચૈત્ય, ચોરો, બગીચો, સ્મશાન, વધસ્થાન, પાણી, ઔષધ, બ્રાહ્મણ, ગુરુ, અને દેવોના સ્થાનમાં, બંને સંધ્યાકાળમાં, નિષિદ્ધ તિથિઓમાં, અપવિત્ર અવસ્થામાં, વાજીકરણ ઔષધનું સેવન કર્યા વિના, સંકલ્પ વિના, પ્રહર્ષ ઉપસ્થિત થયા વિના, ભોજન કર્યા વિના, વધારે ભોજન કરીને, વિષમ સ્થિતિમાં રહીને, મળમૂત્રના વેગયુક્ત બનીને અને શ્રમ વ્યાયામ ઉપવાસ તથા ગ્લાનિથી પીડિત થઈને અને સાવ ખુલ્લી જગ્યામાં મૈથુન કરવું નહિ. ૨૨

સત્પુરુષો અને ગુરુઓની નિન્દા ન કરવી જોઈએ. તથા મારણ મંત્રનું અનુષ્ઠાન, ચૈત્ય અને પૂજ્યની પૂજા તથા પઠનપાઠન એ સર્વ અપવિત્રપણે ન કરવું જોઈએ. ૨૩

મોસમ વિનાની વિજળી થતી હોય ત્યારે, આસપાસ અગ્નિ લાગ્યો હોય ત્યારે, ભૂકમ્પના વખતે, મહોત્સવના સમયમાં, ઉલ્કાપાત થાય ત્યારે, સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણ

હોય ત્યારે, અમાવાસ્યાએ તથા સંધ્યા સમયે અધ્યયન કરવું નહિ. ગુરુના ઉપદેશ વિના અધ્યયન કરવું નહિ. અભ્યાસ વખતે હીન વર્ણ, અધિક વર્ણ, રૂક્ષસ્વર, વિકૃત સ્વર, અવિચ્છિન્ન પદ, જલદી જલદી અથવા ધીરે ધીરે, નમાલા અવાજથી અને અત્યંત ઊંચા કે નીચા સ્વરથી ભણવું જોઈએ નહિ. ૨૪

બહુમતિના ઠરાવનું ઉલ્લંઘન કરવું નહિ, બીજા નિયમોનો ભંગ કરવો નહિ, રાત્રિએ કે દિવસે અયોગ્ય સ્થાનમાં ફરવું નહિ. સંધ્યાસમયમાં ભોજન, અધ્યયન, મૈથુન અને નિદ્રા કરવાં નહિ. બાળક, વૃદ્ધ, લોભી, મૂર્ખ, ક્લિષ્ટ અને નપુંસકોની સાથે મૈત્રી કરવી નહિ. મદ્યપાન જુગાર અને વેશ્યાસંગમાં રુચિ કરવી નહિ, ગુપ્ત વાતોને પ્રકાશિત કરવી નહિ, કોઈનું અપમાન કરવું નહિ, અહંકાર કરવો નહિ, સ્વકાર્યમાં અકુશળ રહેવું નહિ, પ્રતિકૂલ થવું નહિ, ઈર્ષ્યા કરવી નહિ, બ્રાહ્મણોની નિન્દા કરવી નહિ, ગાયની સામે લાકડી ઉગામવી નહિ, વૃદ્ધની, ગુરુની, પંચાયત વગેરે અને રાજાની નિન્દા કરવી નહિ. બહુ બોલવું નહિ, સ્વજન, અનુરાગી, વિપત્તિમાં સહાયક, મિત્ર અને ખાનગી વાતને જાણનારનો બહિષ્કાર કરવો નહિ. ૨૫

અધીરા ન થવું, ઉદ્ધત સ્વભાવવાળા ન થવું, ભૃત્યોનું પાલનપોષણ કરવું, સ્વજનનો અવિશ્વાસ ન કરવો, એકલાજ સુખી ન રહેવું. શીલ, આચાર અને ઉપચારમાં દુઃખી જેવું ન રહેવું. બધાનો વિશ્વાસ ન કરવો અને બધા ઉપર શંકાદષ્ટિ પણ ન રાખવી, બધો વખત વિચારમાં પણ પડયા ન રહેવું. ૨૬

કાર્ય કરવાનો સમય વ્યર્થ ન ગુમાવવો, જોયા વિના કાર્યનો આરંભ ન કરવો, ઇન્દ્રિયોને વશ ન થવું, ચંચલ મનને ભરમાવવું નહિ, બુદ્ધિ અને ઇન્દ્રિયો ઉપર બહુ ભાર ન નાખવો. બહુ દીર્ઘસૂત્રી ન થવું, ક્રોધ કે હર્ષની પછવાડે ખેંચાઈ ન જવું, શોકમાં પડયા ન રહેવું, સિદ્ધિ મળે ત્યાં ગર્વ ન કરવો અને અસિદ્ધિમાં હારી ન જવું, પ્રકૃતિનું વારંવાર સ્મરણ રાખવું, શુભાશુભ હેતુના પ્રભાવને નિશ્ચયપૂર્વક જાણવો, શુભ હેતુવાળા કામનો હંમેશાં આરંભ કરવો, કાર્ય સિદ્ધ થયેલું માનીને શાંત બેસી ન રહેવું, ઉત્સાહનો ત્યાગ ન કરવો, પોતા ઉપરના અપવાદને યાદ ન કરવો. ૨૭

પોતાનું શુભ કરવાનો પ્રકાર—

અપવિત્ર રહીને ઉત્તમ ગાયનું ઘી, અક્ષત, તલ, કુશ અને સરસવ વડે હોમ ન કરવો, अग्निर्मे नापगच्छेत् તથા आपोहिष्ठा ઇત્યાદિ મંત્રોથી પોતાને આશીર્વાદ આપીને જળનો સ્પર્શ કરવો તથા એ વખત હોઠ ધોઈને તથા પગ ઉપર પાણી નાખીને માથાના છિદ્રોને, માથાને અને હૃદયને પાણીથી ઉપસ્પર્શ કરવો. ૨૮

બ્રહ્મચર્યાદિમાં પરાયણ રહેવું—

બ્રહ્મચર્ય, જ્ઞાન, ધન, મૈત્રી, કરુણા, હર્ષ, નિષ્પક્ષપાતપણું અને પ્રશમમાં પરાયણ રહેવું. ૨૯

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

આ 'ઇન્દ્રિયોપક્રમણીય' અધ્યાયમાં પાંચ પંચક, મન તથા ચાર હેતુઓ અને સંપૂર્ણ સદ્વૃત્તનો ઉપદેશ કર્યો છે. ૩૦

આ ઉપદિષ્ટ સદ્વૃત્તનું વિધિપૂર્વક જે પાલન કરે છે તે નીરોગી રહીને સો વર્ષ સુધી જીવે છે. ૩૧

સાધુ પુરુષોથી પૂજનીય તે પુરુષ સત્કીર્તિથી મનુષ્ય-લોકમાં પ્રખ્યાત થાય છે, ધર્મ અને અર્થને પ્રાપ્ત કરે છે અને પ્રાણીમાત્રનો મિત્ર બને છે. ૩૨

તે પુણ્યકર્મા પુણ્યાત્માના ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે માટે બધાએ હંમેશાં આ સદ્વૃત્તનું અનુષ્ઠાન કરવું જોઈએ. ૩૩

ન કહેવાયેલાં સદ્વૃત્તોનો સંગ્રહ—

આમાં ન કહેવાયેલું જે કંઈ અન્ય શાસ્ત્રસંમત સદ્વૃત્ત હોય તેની આત્રેય હંમેશાં અનુમતિ આપે છે. ૩૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં ઇન્દ્રિયોપક્રમણીય નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. —૮—

## નવમો અધ્યાય

### ખુડ્ડાકચતુષ્પાદ અધ્યાય

खुड्डाकचतुष्पाद अध्यायनो उपक्रम—

હવે અહીંથી 'ખુડ્ડાકચતુષ્પાદ' નામના અધ્યાયનું વ્યાખ્યાન કરશું, આ વિષયમાં નીચે પ્રમાણેજ ભગવાન આત્રેયે કહેલ છે. ૧, ૨

चिकित्साना चार पाद—

રોગની સત્વર શાન્તિને માટે ગુણવાન વૈદ્ય, ગુણયુક્ત દ્રવ્ય, ગુણી પરિચારક અને ગુણવાન રોગી—એ ચાર ગુણવાન પાદ કારણરૂપ ગણાય છે. ૩

रोग तथा आरोग्यनां लक्षण—

ધાતુઓની વિષમતાને રોગ કહે છે અને તેની સમાનતાને પ્રકૃતિ કહે છે. આરોગ્યને સુખની સંજ્ઞા આપી છે અને વિકારને દુઃખ કહે છે ૪

चिकित्सानुं लक्षण—

ધાતુવૈષમ્ય થાય ત્યારે ગુણવાન વૈદ્ય વગેરે ચાર પાદની ધાતુસામ્ય માટેની પ્રવૃત્તિને ચિકિત્સા કહે છે. ૫

वैद्यना गुणो—

શાસ્ત્રનું વિશુદ્ધ જ્ઞાન, અનેકવાર કર્મનો પ્રત્યક્ષ અનુભવ પોતાના કામમાં નિપુણતા અને પવિત્રતા—એ ચારે વૈદ્યના ગુણો જાણવા. ૬

द्रव्यना गुणो—

વિપુલતા, યોગ્યતા, જેમાંથી અનેક પ્રકારની બનાવટ બનાવી શકાય તેવી સ્થિતિ અને સંપત્તિ—એ ચારના સમૂહને દ્રવ્યના ગુણ કહે છે. ૭

परिचारकना गुणो—

રોગીની પરિચર્યાનું જ્ઞાન, પોતાના કામમાં નિપુણતા, માલીકમાં પ્રેમભાવ અને શરીર તથા મનની પવિત્રતા—એ ચારના સમૂહને પરિચારકના ગુણ કહે છે. ૮

आतुरना गुणो—

સ્મરણ, વૈદ્યના કહેવા પ્રમાણે વર્તવું, નીડરતા અને રોગ તથા તેના કારણનું નિવેદન કરવાની શક્તિ—એ દરદીના ગુણ કહ્યા છે. ૯.

चार पादमां वैद्यनी प्रधानतानुं कारण—

સોળ ગુણવાળા ચાર અંગો સફળતામાં કારણભૂત છે. પરંતુ તેમાં વિજ્ઞાતા, શાસક તથા યોજક હોવાથી વૈદ્ય પ્રધાન કારણ છે. ૧૦

જેમ રસોયાને વાસણ, બળતણ અને અગ્નિ રાંધવામાં સાધનરૂપ છે અને વિજેતાને ભૂમિ, સૈન્ય અને આયુધો વગેરે વિજયમાં કારણ બને છે તેવીરીતે વૈદ્યને રોગી વગેરે પાદ ચિકિત્સાસિદ્ધિમાં સાધન રૂપ છે; માટે ચિકિત્સામાં વૈદ્ય પ્રધાન કારણ છે. ૧૧-૧૨

કુંભાર વિના જેમ માટી, દંડ, ચાકડો અને દોરી વગેરે ઘડો બનાવી શકતાં નથી તે પ્રમાણે વૈદ્ય વિના ઔષધાદિ ત્રણ પાદ સફળતા મેળવી શકતાં નથી. ૧૩

રોગી, પરિચારક અને દ્રવ્ય એ પાદત્રય હોવા છતાં જેમાં શીઘ્ર ચિકિત્સાની આવશ્યકતા છે તેવા દારુણ રોગ પણ, જે ગંધર્વપુરની પેઠે તરત નાશ પામે છે તેમાં વિદ્વાન વૈદ્ય કારણ છે. ૧૪

अज्ञचिकित्सकना दोषो—

અને એથી વિપરીત એટલે સાધારણ અને તુરત ઉપાયની અપેક્ષા ન રાખનારા સામાન્ય વ્યાધિઓ, જે વધી જાય છે તેમાં મૂર્ખ વૈદ્ય કારણરૂપ છે. મૂર્ખ વૈદ્ય દ્વારા ચિકિત્સા કરવા કરતાં પોતે અગ્નિમાં બળી મરવું એ વધારે સારું છે. ૧૫

જેવી રીતે આંધળો માણસ અજ્ઞાનથી બીતા બીતા હાથ ફેરવીને ચાલે અને જેમ પવનને આશરે છોડેલી નૌકા કોઈ વખત કાંઠે પહોંચે અને કોઈ વખત ખરાબે ચડી જાય છે તેમ મૂર્ખ વૈદ્ય ચિકિત્સામાં હિંમત વગર અને સુકાન વગરના વહાણની પેઠે કામ કરે છે. ૧૬

ચોક્કસ આયુષ્યવાળા કોઈ શરણાગત દરદીને દવયોગે સાજો કરીને વૈદ્ય તરીકેનો ફાંકો રાખનાર વ્યક્તિ સેંકડો અનિશ્ચિત આયુષ્યવાળા પુરુષોને તરતજ મારી નાખે છે. ૧૭

सारा वैद्यनुं लक्षण—

તેથી શાસ્ત્ર કંઠસ્થ રાખવાં, શાસ્ત્રનું અર્થજ્ઞાન, ચિકિત્સા પ્રવૃત્તિ અને પ્રત્યક્ષ કર્મદર્શન–એ ચારે ગુણોથી યુક્ત વૈદ્ય 'પ્રાણાભિસર' કહેવાય છે. ૧૮

રોગનાં હેતુ, લક્ષણ, પ્રશમન અને ફરીથી ન થવું–એ ચતુર્વિધજ્ઞાન જેને હોય તે રાજાઓને યોગ્ય ઉત્તમ વૈદ્ય કહેવાય છે. ૧૯

શસ્ત્ર, શાસ્ત્ર અને જળ– એ ગુણ તથા દોષની ઉત્પત્તિમાં પાત્રની અપેક્ષા રાખે છે તેથી ચિકિત્સા માટે બુદ્ધિને નિર્મળ કરવી જોઈએ. ૨૦

વૈદક શાસ્ત્રનું જ્ઞાન, શાસ્ત્રમૂલક ઊહાપોહ, અન્ય શાસ્ત્રોનું જ્ઞાન, સ્મરણશક્તિ, પ્રયત્નપરાયણતા અને ક્રિયા–કર્માભ્યાસ–આ છ ગુણો જેનામાં હોય તેને કાંઈ અસાધ્ય નથી. ૨૧

વિદ્યા, વિપુલબુદ્ધિ, કર્મદર્શન, કર્માભ્યાસ, ચિકિત્સાની સફળતા, અને સદ્‌ગુરુઓનો આશ્રય, એમાંથી એક એક ગુણ પણ વૈદ્યસંજ્ઞાની પ્રાપ્તિ માટે સમર્થ છે. ૨૨

પરંતુ જેનામાં આ વિદ્યા વગેરે સર્વ શુભ ગુણો હોય તે સદ્વૈદ્યસંજ્ઞાને યોગ્ય છે અને તે પ્રાણીઓને સુખ આપનાર થાય છે. ૨૩

वैद्यनुं कार्य—

પ્રકાશને માટે શાસ્ત્ર જ્યોતિરૂપ છે અને પોતાની બુદ્ધિ એ ચક્ષુરૂપ છે. તે બંનેના સુયોગથી ચિકિત્સા કરનાર વૈદ્ય નિષ્ફળ જતો નથી. ૨૪

ચિકિત્સામાં દ્રવ્યાદિ ત્રણે પાદ વૈદ્યને આધીન છે તેથી વૈદ્યે પોતાના ગુણોના ઉત્કર્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ. ૨૫

प्राणीमात्र साथे वैद्योनुं चार प्रकारनुं वर्तन—

પ્રાણીમાત્ર સાથે મૈત્રી, રોગીઓ તરફ કરુણા, સાધ્ય રોગી પત્યે પ્રીતિ અને મરણોન્મુખ પ્રાણીઓ તરફ ઉદાસીનતા– એમ વૈદ્યોનું ચાર પ્રકારનું વર્તન છે. ૨૬

### ઉપસંહાર:—

ચિકિત્સાના ચાર પાદની રોગનિવારણમાં સમર્થતા. પ્રત્યેક પાદના ચાર ચાર ગુણ, એ ચારે પાદોમાં વૈદ્યની પ્રધાનતા, વૈદ્યે કયા કયા ગુણથી યુક્ત શા માટે થવું જોઈએ, વૈદ્યનું જ્ઞાન, વૈદ્યની ચતુર્વિધ બ્રાહ્મીબુદ્ધિ– આ સર્વ વિષયોનું આ 'ખુડ્ડાકચતુષ્પાદ' નામક અધ્યાયમાં પ્રકાશન કર્યું છે. ૨૭, ૨૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'ખુડ્ડાક ચતુષ્પાદ' નામક નવમો અધ્યાય સંપૂર્ણ થયો. –૯–

## દશમો અધ્યાય

### મહાચતુષ્પાદ અધ્યાય

महाचतुष्पाद अध्यायनो उपक्रम—

હવે અહીંથી 'મહાચતુષ્પાદ' નામના અધ્યાયનું વ્યાખ્યાન કરશું; આ બાબતમાં નીચે પ્રમાણેજ ભગવાન આત્રેયે કહેલું છે. ૧,૨

चतुष्पाद भेषज आरोग्य माटे बस छे
एवो आत्रेयनो मत—

ચિકિત્સા ચાર પાદવાળી અને સોળ ગુણ યુક્ત છે એમ વૈદ્યો કહે છે અને તે સોળ ગુણ યુક્ત છે એમ પૂર્વાધ્યાયમાં પણ કહ્યું છે. યુક્તિપૂર્વક યોજાએલ તે ચિકિત્સા આરોગ્ય માટે સમર્થ છે એમ ભગવાન આત્રેય પુનર્વસુનો મત છે. ૩

मैत्रेये करेलं भेषज अने अभेषजनी समानतानुं प्रतिपादन—

મૈત્રેયે કહ્યું "એમ નહિ એમ કેમ હોઈ શકે? કારણ કે સાધનસંપન્ન, પરિચારક યુક્ત, સંયમી અને

સદ્દૈવથી ચિકિત્સા પામતા કેટલાએક દરદીઓ આરોગ્ય પ્રાપ્ત કરતા દેખાય છે તથા તેવાજ ગુણવાન ચતુષ્પાદ યુક્ત બીજા મરી જતા દેખાય છે. માટે આરોગ્ય-પ્રદાનમાં ચિકિત્સાક્રમ કાંઈ કરી શકતો નથી. જેવી રીતે નાના ખાડામાં કે તળાવમાં કે વહેતી નદીમાં થોડું નાખેલું પાણી વ્યર્થ જાય છે અથવા ધૂળના ઢગલામાં ફેંકેલી ધૂળની મુઠી નકામી ગણાય છે તેવી રીતે આ ચિકિત્સાક્રમ વ્યર્થ છે. તથા બીજા ઉપચાર-વિહીન, પરિચારકરહિત, અસંયમી અને અકુશલ વૈદ્યદ્વારા ચિકિત્સા પામતા કેટલાક રોગી આરોગ્ય પ્રાપ્ત કરે છે અને કેટલાક મરી જાય છે. ચિકિત્સા કરતાં કેટલાક સાજા થાય છે અને કેટલાક ચિકિત્સા કરતાં છતાં મરી જાય છે તથા ચિકિત્સા વિના પણ કેટલાક સાજા થાય છે અને કેટલાક મરી પણ જાય છે. માટે ચિકિત્સા અને અચિકિત્સામાં કાંઈ ભેદ નથી એમ વિચાર આવે છે.'' ૪

आत्रेये करेलुं समाधान—

આત્રેયે કહ્યું, ''હે મૈત્રેય, એ વિચાર શ્રેણી ખોટી છે, કારણ કે ષોડશ ગુણ યુક્ત આ ચિકિત્સાપદ્ધતિથી ઉપચાર કરાયા છતાં કેટલાક રોગીઓ મરી જાય છે એમ જે કહ્યું તે યોગ્ય નથી, કારણ કે ચિકિત્સા-સાધ્ય વ્યાધિઓમાં ચિકિત્સા નિષ્ફળ જતી નથી. વળી જે રોગીઓ ચિકિત્સા વિના સાજા થાય છે તેને સંપૂર્ણ ચિકિત્સા પ્રાપ્તિ થતાં, સાજા થવામાં કંઈ તફાવત નથી પડતો એમ નથી. જેમ કે કોઈ પડી ગયેલો પુરુષ ઉઠવામાં સમર્થ હોય છતાં તેને કોઈ માણસ ટેકાનું બળ આપે છે તેથી તે કંઈપણ કષ્ટ વિના સત્વર ઉભો થઈ જાય છે તેવી રીતે સંપૂર્ણ ચિકિત્સાના ઉપયોગથી રોગીઓ કંઈ પણ કલેશ વિના સત્વર સાજા થાય છે.

જે રોગીઓ સંપૂર્ણ ચિકિત્સા થયા છતાં પણ મરી જાય છે, તે સર્વે ચિકિત્સા મળવાથી સાજા જ થાય છે તેવા નથી હોતા કારણ કે સર્વે વ્યાધિઓ ઉપાયસાધ્ય નથી હોતા. વળી ઉપાયસાધ્ય વ્યાધિની ઉપાય વિના સિદ્ધિ થઈ શકતી નથી અને આ ભેષજ-સંગ્રહ અસાધ્ય વ્યાધિઓ માટે પણ નથી. પૂર્ણ જ્ઞાન-વાન વૈદ્યપણ મરણોન્મુખ રોગીને બચાવવા સમર્થ નથી. વિચાર કરીને કામ કરનારા માણસો જ કુશળ બને છે. જેમ યોગને જાણવાવાળો તથા નિત્ય અભ્યાસવાળો ધનુર્ધારી બહુ નજીકના અને મોટા લક્ષને ધનુષ્ય લઈને બાણથી વિંધવામાં નિષ્ફળ જતો નથી અને ઇષ્ટ કાર્ય સંપાદન કરી લે છે તેમ સર્વ ગુણયુક્ત અને સાધ્યરોગવાળા રોગીને કંઈપણ ચૂક કર્યા વગર આરોગ્ય આપે છે તેથી ચિકિત્સા અને અચિકિત્સામાં કાંઈ ભેદ નથી એમ નથી.'' ૫

चिकित्सासूत्र—

અને આ અમને પ્રત્યક્ષ છે- વ્યાધિવિપરીત ઔષધથી અમે રોગીની ચિકિત્સા કરીએ છીએ, ક્ષીણની બૃંહણથી ચિકિત્સા કરીએ છીએ, કૃશ અને દુર્બલનું સંતર્પણ કરીએ છીએ, સ્થૂલ અને મેદસ્વીનું અપતર્પણ કરીએ છીએ, ગરમીથી પીડાતા રોગીઓની શીત ક્રિયા કરીએ છીએ, ઠંડીથી પીડાતા રોગીઓની ઉષ્ણ ક્રિયાથી ચિકિત્સા કરીએ છીએ, ન્યૂન ધાતુઓનું પૂરણ કરીએ છીએ, વધેલી ધાતુઓનો હ્રાસ કરીએ છીએ. રોગને હેતુવિપરીત ચિકિત્સાથી નષ્ટ કરીને સારીરીતે ધાતુઓનું સામ્ય કરીએ છીએ. આવી રીતે તેઓના ચિકિત્સા કરતાં આપણને (વૈદ્યોને) ભેષજસંગ્રહ સર્વસિદ્ધિપ્રદ નીવડે છે. ૬

चिकित्सामां यश मळवानुं कारण—

વળી અહીં આ પ્રમાણે છે.

સાધ્ય અને અસાધ્યના વિભાગને જાણનાર વૈદ્ય જ્ઞાન-પૂર્વક યોગ્ય કાળે જે કાર્ય કરે છે તે અવશ્ય સિધ્ધ થાય છે ૭

असाध्य रोगोनी चिकित्सा करवामां हानि—

જે વૈદ્ય અસાધ્ય વ્યાધિનો ઉપચાર કરે છે તેને ધન, વિદ્યા અને યશની હાનિ થાય છે અને લોકો તેની નિન્દા કરે છે તથા તેની પાસે કોઈ ચિકિત્સા કરાવવા જતું નથી. ૮

રોગોની સાધ્યાસાધ્યતાના પ્રકારો--

સાધ્ય રોગ બે પ્રકારના હોય છે. (૧) સુખસાધ્ય (૨) કષ્ટ સાધ્ય. અસાધ્ય રોગ પણ બે પ્રકારના હોય છે. (૧) યાપ્ય (૨) અનુક્રમ. ૯

અલ્પોપાય સાધ્ય, મધ્યમોપાય સાધ્ય અને ઉત્કૃષ્ટોપાય સાધ્ય એમ સાધ્યના ત્રણ ભેદ છે. જે નિશ્ચયપૂર્વક અસાધ્ય છે તેના કાંઈ ભેદ નથી. ૧૦

सुखसाध्यनुं लक्षण--

જે રોગનાં કારણ, પૂર્વરૂપ અને લક્ષણ થોડાં હોય, દોષ અને દૂષ્ય સમાનગુણવાળા ન હોય, દોષ પ્રકૃતિ રૂપ ન હોય, કાળના સમાન ગુણવાળો દોષ ન હોય, દેશ- શરીરભાગ પણ દુશ્ચિકિત્સ્ય ન હોય, રોગ એકમાર્ગી અને નવીન હોય, ઉપદ્રવ રહિત હોય, રોગની ઉત્પત્તિનું કારણ એકજ દોષ હોય, રોગીનો દેહ સંપૂર્ણ ઔષધિઓ સહેવામાં સમર્થ હોય અને ભિષગાદિ ચતુષ્પાદ યોગ્ય હોય તે સુખસાધ્ય રોગનાં લક્ષણ છે. ૧૧, ૧૨, ૧૩

कृच्छ्रसाध्यनुं लक्षण--

જે રોગનાં કારણ, પૂર્વરૂપ અને લક્ષણ મધ્યમ બળવાળાં હોય, કાળ, પ્રકૃતિ અને દૂષ્યમાંથી કોઈ એક વ્યાધ્યારંભક દોષની સમાન હોય, ગર્ભિણી, વૃદ્ધ અને બાળકોને થયેલો રોગ જેમાં અધિક ઉપદ્રવવાળો ન હોય તે, શસ્ત્ર, ક્ષાર અને અગ્નિદ્વારા સાધ્યરોગ, જીર્ણરોગ, મર્માદિ પ્રદેશમાં ઉત્પન્ન થયેલો રોગ, ચતુષ્પાદ અતિપૂર્ણ ન હોય તેવો એક માર્ગગત, બહુ જીર્ણ નહિ તેવો દ્વિમાર્ગી અને દ્વિદોષજ રોગ કૃચ્છ્રસાધ્ય જાણવો. ૧૪, ૧૫, ૧૬

याप्यनुं लक्षण--

અલ્પ કારણથીજ જે જલદી પ્રવર્તતો હોય, ગમ્ભીર હોય, બહુ ધાતુઓમાં રહ્યો હોય, બહુ મમ અને સન્ધિઓમાં આશ્રિત હોય, વારંવાર ઉથલા મારતો હોય, લાંબા વખતનો હોય અને દ્વિદોષજ હોય તેને અસાધ્ય જાણવો, પણ આયુષ્ય શેષ હોય તથા પથ્ય સેવનથી થોડી શાંતિ રહેતી હોય, તેને યાપ્ય જાણવો.

प्रत्याख्येयनुं लक्षण--

આ પ્રમાણે જે વ્યાધિ ત્રિદોષજ હોય, ચિકિત્સાક્રમથી અતીત હોય, બધા માર્ગોમાં ફેલાયેલો હોય, ઉત્સુકતા, બેચેની તથા સંમોહ કરનારો તથા ઇન્દ્રિયોની શક્તિને નષ્ટ કરનારો, દુર્બલને બહુ પ્રમાણમાં થયેલો, જેમાં મૃત્યુસૂચક લક્ષણ ઉત્પન્ન થયાં હોય, એવા વ્યાધિને અસાધ્ય જાણવો. ૧૭-૨૦

रोगनां साध्यासाध्य जाणवानो हेतु--

બુદ્ધિમાન વૈદ્યે સૌથી પહેલા વ્યાધિઓના તેમનાં લક્ષણોથી સાધ્યાસાધ્ય પરીક્ષા કરવી અને પછી સાધ્ય રોગોની ચિકિત્સાનો પ્રારંભ કરવો. ૨૧

સમ્યગ્ જ્ઞાનવાન જે વૈદ્ય સાધ્ય અને અસાધ્યના ભેદને જાણે છે તે મૈત્રેય પેઠે મિથ્યા તર્ક કરતો નથી. ૨૨

ઉપસંહારના બે શ્લોક—

આ 'મહાચતુષ્પાદ' નામક અધ્યાયમાં ચિકિત્સા ચતુષ્પાદ ચતુષ્પાદના ગુણ, ચિકિત્સાનો પ્રભાવ, આત્રેય અને મૈત્રેયનો મત, એ બન્ને મત ઉપર વિચાર, સાધ્યાસાધ્ય પ્રમાણે વ્યાધિઓના ચાર વિભાગો અને દરેક વિભાગના લક્ષણોવાળા વ્યાધિઓ, સાધ્યાસાધ્યપણાનાં લક્ષણો અને દરેક વિભાગનાં લક્ષણો અને જેને આશ્રિત ચિકિત્સા છે તે સર્વે કહ્યાં છે. ૨૩ ૨૪

એ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'મહાચતુષ્પાદ' નામક દશમો અધ્યાય સંપૂર્ણ થયો.

## અગીયારમો અધ્યાય

## તિસ્રૈષણીય અધ્યાય

तिस्रैषणीय अध्यायनो उपक्रम—

હવે અહીંથી 'તિસ્રૈષણીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું, આ બાબતમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહેલું છે. ૧, ૨

त्रण एषणाओ—

આ લોક અને પરલોકમાં હિતને ઇચ્છતા અને મન-બુદ્ધિ-પૌરુષ અને પરાક્રમથી સંપન્ન પુરુષે ત્રણ એષણા-ઓની સ્પૃહા કરવી જોઈએ- જેમકે પ્રાણૈષણા, ધનૈષણા અને પરલોકૈષણા. ૩

पहेली प्राणैषणा—

પણ આ એષણાઓમાં પ્રાણૈષણા ખરેખર સૌથી પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ, કારણ કે પ્રાણત્યાગ થતાં જ સર્વનાશ થાય છે. પ્રાણનાં રક્ષણ માટે સ્વસ્થનાં સ્વસ્થ પાલનમાં અને રોગીના વ્યાધિપ્રશમનમાં સાવ-ધાનતા હોવાં જોઈએ. આ બન્ને પહેલાં કહ્યાં છે અને હવે પછી પણ કહેવામાં આવશે. આ કહ્યા પ્રમાણે વર્તનાર પુરુષ પ્રાણસંરક્ષણ કરવાથી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે પ્રથમ એષણા કહેવામાં આવી છે. ૪

बीजी धनैषणा—

હવે બીજી—ધનૈષણા પ્રાપ્ત કરવી જોઈએ. પ્રાણ પછી તરત ધનની પ્રાપ્તિનું અન્વેષણ ઇષ્ટ છે. કારણકે સાધનવિહીન રહી લાંબું આયુષ્ય ભોગવવું એ દુઃખથી વધારે દુઃખ બીજું કંઈ નથી. માટે જીવનનિર્વાહ માટે આવશ્યક પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ, તે માટે સાધનના ઉપાયો હવે કહેશું-જેમકે-ખેતી-પશુપાલન-વાણિ-જ્ય અને રાજસેવા વગેરે તથા સત્પુરુષોથી અનિન્દિત જે બીજાં કર્મો છે અને જે આજીવિકા અને ધનસંપત્તિનાં પોષક જણાય તે કર્મો કરવાનો આરંભ કરવો જોઈએ. આમ કરનાર પુરુષ દીર્ઘ જીવન જીવે છે અને સંમાનિત બને છે. આ પ્રમાણે બીજી ધનૈષણાનું વ્યાખ્યાન થયું. ૫

त्रीजी परलोकैषणा—

હવે ત્રીજી-પરલોકૈષણાની પ્રાપ્તિ કરવી જોઈએ. આ બાબતમાં સંશય છે કે આ લોકમાં મરી ગયા પછી આપણે પુનર્જન્મ પામશું કે નહિ? આ સંશય વળી કેમ? તેના ઉત્તરમાં કહીએ છીએ કે પુનર્જન્મના પરો-ક્ષભાવથી નાસ્તિક બનેલા કેટલાક પુરુષો પ્રત્યક્ષને જ પ્રમાણ માનનારા છે. વળી બીજા કેટલાક એવા છે કે જે શાસ્ત્રના પ્રમાણથીજ પુનર્જન્મને માને છે. વળી સાંભળવામાં આવતા જુદા જુદા મતોથી પણ કેટલાક માતાપિતાને જન્મનું કારણ માને છે, તો બીજા માણસો સ્વભાવને પરનિર્માણને અને યદચ્છાને જન્મનું કારણ માને છે. માટે શંકા છે કે ખરેખર પુનર્જન્મ છે કે નહિ! ૬

आत्मा अने परलोकनां अस्तित्वनुं प्रतिपादन—

તેમાં બુદ્ધિમાન માણસે નાસ્તિકબુદ્ધિ અને શંકા છોડી દેવાં કારણકે પ્રત્યક્ષ તો થોડું છે અને અપ્રત્યક્ષ ઘણું છે. આ અપ્રત્યક્ષ વસ્તુ આગમ-અનુમાન અને યુક્તિ એ પ્રમાણોથી ગ્રહણ કરી શકાય છે. વળી જે ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ પ્રાપ્ત કરાય છે તે ઇન્દ્રિયો હસ્તિમાં હોવા છતાં પોતેજ અપ્રત્યક્ષ છે. ૭

(૧) અતિ નિકટતા, (૨) અતિદૂરપણું, (૩) આવ-રણ, (૪) ઇન્દ્રિયોની નબળાઈ, (૫) મનનું બેધ્યાન પણું, (૬) વસ્તુ સરખા રૂપરંગવાળી સાથે મળી જાય તે, (૭) અભિભવ-સૂર્યના પ્રકાશથી દિવસે તારાઓ ન દેખાય તે, (૮) અને અતિસૂક્ષ્મતા- એટલાં કારણોથી સામે રહેલી વસ્તુઓ પણ પ્રત્યક્ષ થતી નથી. તેથી પ્રત્યક્ષજ છે અને બીજું કાંઈ નથી એમ કહેવું એ વગર વિચાર્યું છે.

પ્રચલિત મતમતાંતરો યુક્તિ વિરોધને લઈ કારણરૂપ નથી. માતા કે પિતાનો જે આત્મા છે તે આત્મા આખો અથવા વિભાગશઃ એમ બે પ્રકારે બાળકમાં ઊતરી શકે. જો આખોયે આત્મા ઊતરે તો માતા પિતાનું તાત્કાલિક મરણ થાય અને અતિસૂક્ષ્મ આત્મા તો નિરવયવ છે એટલે તેનો અમુક ભાગ ઊતરે એમ માની ન શકાય. ૯-૧૦

અને બુદ્ધિ તથા મનને જન્મનાં કારણ તરીકે પ્રમાણિત કરવામાં આવે તો જે દલીલો આત્માને લાગુ પડે છે તે જ દલીલ મન તથા બુદ્ધિને લાગુ પડે અને જેઓની આવી માન્યતા છે તેઓને તેઓના મતપ્રમાણે ચાર પ્રકારની યોનિઓ સંભવી શકે નહિ. ૧૧

છ યે ધાતુઓ— પંચમહાભૂત અને ચેતનનું જે લક્ષણ તેને સ્વાભાવિક જાણવું. તેઓના સંયોગ અને વિયોગમાં કર્મ જ કારણરૂપ છે. ૧૨

અનાદિ ચેતના ધાતુને બીજું કોઈ ઉત્પન્ન કરે એમ ઇષ્ટ નથી. પણ શરીરના નિર્માણનું કારણ પરમાત્મા હોય તો પરનિર્માણવાળો મત માન્ય છે. ૧૩

યદૃચ્છાવાદથી જેની બુદ્ધિ હણાઇ ગઈ છે એવા નાસ્તિકને પ્રમાણ, પ્રમેય, કર્તા, કારણ, દેવો, ઋષિઓ, સિદ્ધો, કર્મ, કર્મનું ફળ અને આત્મા એ કંઈ નથી. નાસ્તિકવાદ એ સર્વપાપમાં મોટું પાપ છે. ૧૪, ૧૫

ચાર પ્રકારની પરીક્ષા—

તેથી ડાહ્યા માણસે વિમાર્ગગામી આ બુદ્ધિને છોડીને સત્પુરુષોના બુદ્ધિરૂપી દીવાથી બધું યથાસ્વરૂપ જોવું. ૧૬

જગત્માં જે સર્વ છે તે સત્ અને અસત્ એ બે પ્રકારનું છે. આપ્તોપદેશ, પ્રત્યક્ષ, અનુમાન અને યુક્તિ—એ તેનાં ચાર પ્રકારનાં પ્રમાણ છે. ૧૭

આપ્તનું લક્ષણ—

પ્રથમ આપ્તનાં લક્ષણ:—

તપ અને જ્ઞાનનાં બળથી જેઓ રજોગુણ અને તમોગુણથી મુક્ત છે, જેઓનું નિર્મળ જ્ઞાન સદા ત્રણે કાળમાં અબાધિત છે, તેઓને આપ્ત, શિષ્ટ અને વિબુદ્ધ કહે છે. તેઓનો ઉપદેશ સંશયરહિત સત્ય છે; રજસ અને તમસથી રહિત તેઓ શા માટે અસત્ય બોલે! ૧૮,૧૯

પ્રત્યક્ષનું લક્ષણ—

આત્મા, ઇન્દ્રિયો, મન અને વિષયોનો સન્નિકર્ષ થતાં તે ક્ષણે જે નિશ્ચયાત્મક જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ કહેવાય છે. ૨૦

અનુમાનનું લક્ષણ—

અનુમાન પ્રત્યક્ષપૂર્વ વ્યાપ્તિજ્ઞાનપૂર્વક ત્રણ જાતનું—પૂર્વવત્, શેષવત્ અને સામાન્યતોદૃષ્ટ અને ત્રિકાલ-વર્તમાન, ભૂત, ભવિષ્ય વિષયક હોય છે.

જેમકે પર્વતમાં નિગૂઢ ન દેખાતા અગ્નિનું અનુમાન ધુમાડાને જોઈને થાય છે તે વર્તમાનકાલીન અને સામાન્યતોદૃષ્ટ છે. ગર્ભદર્શનથી મૈથુનનું અનુમાન અતીતકાલીન અને શેષવત્ છે તથા બુદ્ધિમાન પુરુષો એજ પ્રમાણે બીજ સમાન ફલને દેખીને એ બીજથી આ ફળ થવું જોઈએ એમ અનુત્પન્ન ફલનું અનુમાન બીજ ઉપરથી કરે છે, આ ભાવિષ્યકાલીન અને પૂર્વવત્ અનુમાન છે. ૨૧, ૨૨

યુક્તિનું લક્ષણ—

જેમ પાણી-ખેડ-બીજ અને અનુકૂલ ઋતુના સંયોગથી અનાજ ઉત્પન્ન થાય છે તે પ્રમાણે છ ધાતુઓ, આત્મા અને પંચમહાભૂતના સંયોગથી ગર્ભની ઉત્પતિ થાય છે. આ જ્ઞાનને યુક્તિ કહે છે. ૨૩

મથ્ય વસ્તુ, મન્થન ક્રિયા અને મન્થાનના સંયોગથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ યુક્તિપૂર્વક યોજાયેલા અને ગુણયુક્ત ચારે પાદ રોગને શાંત કરે છે. ૨૪

બહુ કારણના સંયોગથી ઉત્પન્ન થયેલ ભાવોને જે બુદ્ધિ જુએ છે તથા જે બુદ્ધિજ્ઞાન ત્રણે કાળનું જ્ઞાન કરાવે છે તેને યુક્તિ કહે છે અને તેનાથી ત્રિવર્ગની સિદ્ધિ થાય છે. ૨૫

પ્રમાણ પ્રકરણનો ઉપસંહાર—

આ પ્રમાણે ચાર પ્રકારની પરીક્ષા છે. બીજાં કોઈ વિશેષ પ્રમાણ નથી. પ્રમેય. સર્વ સત્ તથા અસત્નો તેનાથી પરીક્ષા થાય છે અને તે પરીક્ષાથી પુનર્જન્મ છે એમ સિદ્ધ થાય છે. ૨૬

આપ્તવાક્યદ્વારા પુનર્ભવનું પ્રતિપાદન—

તેમાં આપ્તવચનોનો પરંપરાપ્રાપ્ત મુખ્ય સંગ્રહ વેદ છે, અને બીજો પણ કોઈ શાસ્ત્રવાદ, જે વેદના અર્થથી વિરુદ્ધ ન હોય, પરીક્ષકોએ લખેલો હોય, શિષ્ટપુરુષોએ અનુમોદિત કરેલો હોય અને જે લોકો પર અનુગ્રહની દૃષ્ટિથી પ્રવર્ત્યો હોય તેને પણ આપ્તાગમ કહે છે. દાન-તપ-સત્ય-અહિંસા અને બ્રહ્મચર્ય—એ

અભ્યુદય અને મોક્ષને આપનારાં છે એમ આપ્તાગમથી જાણવામાં આવે છે. ૨૭

જે પુરુષોમાં માનસદોષની શાન્તિ નથી થઈ તેને માટે દોષરહિત મહર્ષિઓએ 'પુનર્જન્મ નથી' એમ ધર્મશાસ્ત્રોમાં ઉપદેશ કર્યો નથી એટલે કે પુનર્જન્મ હોવાનોજ ઉપદેશ કર્યો છે. ૨૮

ભય-રાગદ્વેષ-લોભ-મોહ અને માન વગરના, બ્રહ્મ-પરાયણ, કર્મજાણનાર, જેની સત્ત્વ અને બુદ્ધિની ગતિ અનુપહત છે એવા અને ધર્મદ્વારમાં દ્દઢતાવાળા, દિવ્ય ચક્ષુવાળા તથા પ્રાચીન અને પ્રાચીનતર આપ્ત મહર્ષિઓએ જોઈને પુનર્ભવનો ઉપદેશ કર્યો છે. આ પ્રમાણે પુનર્જન્મ થાય છે એમ આગમદ્વારા નિશ્ચય જાણવું. ૨૯.

प्रत्यक्षद्वारा पुनर्भवनुं प्रतिपादन—

"માતાપિતાથી જુદી જાતનાં બાળકો જોવામાં આવે છે; એકજ માબાપથી જન્મેલાં માણસોના વર્ણ-સ્વર-આકૃતિ-સત્ત્વ-બુદ્ધિ અને ભાગ્યમાં ફેરફાર જોવામાં આવે છે; કોઈનો ઊંચા કુળમાં તો કોઈનો નીચા કુળમાં જન્મ થાય છે; કોઈ ગુલામ તો કોઈ શેઠ હોય છે; કોઈની જિંદગી સુખી તો કોઈની દુઃખી દેખાય છે; આયુષ ઓછુંવત્તું દેખાય છે, અહીં ન કરેલાં એટલે કે પૂર્વે કરેલાં કર્મોનું ફળ અહીં મળે છે; શીખવ્યા વગર બાળકમાં રોવું-સ્તનપાન-હાસ્ય અને ભય વગેરેની પ્રવૃત્તિ જોવામાં આવે છે, માણસના શરીરમાં ભિન્ન ભિન્ન સામુદ્રિક લક્ષણો દેખાય છે, કર્મ સરખું હોવા છતાં ફળમાં ભેદ હોય છે, જુદા જુદા માણસની જુદા જુદા કર્મમાં સ્વાભાવિક બુદ્ધિ અને અબુદ્ધિ પૂર્વજન્મનું સ્મરણ-જેમકે-અહીંથી ગયેલાનું અહીં પાછું આવવું અને સરખાં દેખાતાં માણસોમાંથી કોઈ પ્રિય અને કોઈ અપ્રિય લાગે છે. ૩૦

अनुमानद्वारा पुनर्भवनुं प्रतिपादन—

ઉપર્યુક્ત પ્રત્યક્ષથી અનુમાન થાય છે કે જાતે કરેલું, અપરિહાર્ય, દૈવ નામનું પૂર્વદેહનું કર્મ છે તે જીવની સાથે રહે છે અને ઉપભોગ કર્યા વિના નાશ પામતું નથી. આ જન્મમાં અનુભવાય છે તે તેનું ફલ છે; અને હમણાં કરેલાં કર્મથી બીજું ભાવિ ફલ થશે. ફલથી બીજનું અનુમાન અને બીજથી ફળનું અનુમાન થાય છે ૩૧

युक्तिथी पुनर्भवनुं प्रतिपादन—

અને યુક્તિ પ્રમાણે એ છે કે- જેમ છ ધાતુના સમુદાયથી ગર્ભ જન્મે છે, કર્તા અને કરણના યોગથી ક્રિયા થાય છે કરેલાં કર્મનું ફળ હોય, ન કરેલાં કર્મનું નહિ, બીજ વગર અંકુરની ઉત્પત્તિ ન થાય, કર્મ પ્રમાણેજ ફળ હોય, એક જાતનાં બીજમાંથી બીજા પ્રકારનો અંકુર ઉદ્ભવતો નથી. આ પ્રમાણે યુક્તિ પ્રમાણ છે ૩૨

पुनर्भव सिद्ध थाय छे तेथी धर्मनुं आचरण अवश्य करवुं जोईए-

આ પ્રમાણે ચારે પ્રમાણથી પુનર્જન્મ સિદ્ધ થતાં ધર્મના સાધનમાં તત્પર રહેવું, દાખલા તરીકે-ગુરુ-સેવા, વેદાધ્યયન તથા બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવામાં, વિવાહ-સંતાનોત્પત્તિ-ભરણપોષણ કરવા યોગ્યનું પાલન-અતિથિપૂજન-દાન-પરદ્રવ્યની અનિચ્છા-તપ-અનસૂયા-ક્લેશરહિત કાયિક-વાચિક અને માનસિક કર્મમાં દેહ-ઇન્દ્રિય-મન-વિષયો-બુદ્ધિ અને આત્માની પરીક્ષા તથા ચિત્તવૃત્તિનિરોધમાં તત્પર રહેવું; તથા એ પ્રકારનાં બીજાં પણ જે કર્મો સત્પુરુષોથી અનિંદિત હોય, સ્વર્ગપ્રાપ્તિકારક હોય અને આજીવિકા અને ધનસંપત્તિનાં પોષક હોય તે કરવાનો પણ આરંભ કરવો જોઈએ. આ પ્રમાણે કરનાર આ લોકમાં યશ પ્રાપ્ત કરે છે અને મૃત્યુ પછી સ્વર્ગ મેળવે છે. આમ ત્રીજી પરલોકૈષણાની વ્યાખ્યા કરી. ૩૩

प्रात त्रिको—

હવે ત્રણ ઉપસ્તંભ છે, ત્રણ પ્રકારનાં બળ છે, ત્રણ રોગનાં કારણ છે, ત્રણ રોગ છે, ત્રણ રોગમાર્ગ છે, ત્રણ જાતના વૈદ્યો છે અને ત્રણ જાતનું ઔષધ છે ૩૪

त्रण उपस्तम्भो—

આહાર, સ્વપ્ન અને બ્રહ્મચર્ય એ ત્રણ ઉપસ્તંભો છે. આ ત્રણે ઉપસ્તંભોનો યુક્તિપૂર્વક પ્રયોગ કરવાથી, અહિત સંસ્કારનું સેવન ન કરનાર પુરૂષનું શરીર, જ્યાં સુધી આયુષ્યનો સરકાર હોય છે ત્યાં સુધી, સ્થિર રહે છે અને બલ વર્ણ અને પુષ્ટિથી પુષ્ટ બને છે. આ તન્ત્રમાં આ સંસ્કારનો ઉપદેશ કરવામાં આવશે. ૩૫

त्रण प्रकारनुं बळ—

ત્રણ જાતનું બળ છે—સહજ, કાલજન્ય અને યુક્તિજન્ય. શરીર અને મનનું જે સ્વાભાવિક બળ તે સહજ. ઋતુવિભાગજન્ય અને વયોનુસાર એમ બે પ્રકારનાં કાલકૃત બળ છે અને જે આહાર અને ચેષ્ટાના યોગથી ઉદ્ભવે તે યુક્તિકૃત બળ છે. ૩૬

रोगनां त्रण आयतनो—

રોગનાં કારણ ત્રણ છે- વિષયો-કર્મ અને કાલના અતિયોગ-અયોગ અને મિથ્યાયોગ. તેમાં અતિશય તેજસ્વી દૃશ્યોને અધિક માત્રામાં જોવાં તે રૂપનો અતિયોગ. દૃશ્ય પદાર્થો સર્વથા ન જોવા એ અયોગ. બહુ નજીકના, બહુ દૂરના, ઉગ્ર, ભયંકર, અદ્ભુત અપ્રિય, બીભત્સ, વિકૃત અને ત્રાસકારક વગેરે રૂપોને જોવાં એ મિથ્યાયોગ છે. તથા અત્યંત જોરદાર મેઘગર્જના, ઢોલનો મોટો અવાજ તથા સિંહ ગર્જના વગેરે શબ્દો અતિશય સાંભળવા તે શ્રવણનો અતિયોગ. શબ્દોને સર્વથા ન સાંભળવા તે અયોગ. કઠોર-ઇષ્ટવસ્તુના નાશસૂચક-મૃત્યુસૂચક-તિરસ્કારસૂચક અને ભયંકર શબ્દોનું શ્રવણ એ મિથ્યાયોગ. તથા અત્યંત તીક્ષ્ણ, ઉગ્ર તથા અભિષ્યન્દી ગન્ધોના અતિશય સૂંઘવાને ઘ્રાણનો અતિયોગ કહે છે. સર્વથા ન સૂંઘવું એ અયોગ. દુર્ગન્ધ-અપ્રિય-અપવિત્ર-ભેજવાળી-વિષયુક્ત પવન અને મુડદાંની ગન્ધ વગેરે ગન્ધોનાં સૂંઘવાને મિથ્યાયોગ કહે છે. તથા રસનો અત્યંત સ્વાદ લેવો તેને રસનો અતિયોગ કહે છે. સર્વથા સ્વાદ ન લેવો તેને અયોગ કહે છે. રસના મિથ્યાયોગનો ઉપદેશ 'આહારવિધિવિશેષાયતન' નામક પ્રકરણમાં રાશિ સિવાય કહેશું. તથા અત્યંત શીત કે ગરમ સ્પર્શથી જાણવા યોગ્ય પદાર્થોનાં સ્નાન -અભ્યંગ અને ઉત્સાદન વગેરેનો અતિશય ઉપયોગ એ સ્પર્શનો અતિયોગ છે. સર્વથા સેવન ન કરવું એ અયોગ. સ્નાન વગેરે તથા સ્પર્શદ્વારા જાણી શકાય તેવા શીત અને ઉષ્ણ પદાર્થોનું યથાક્રમ સેવન ન કરવું, ઊંચી જગાએ બેસવું, ચોટ લાગવી, અપવિત્ર વસ્તુઓ અને ભૂતોનો સ્પર્શ કરવો તેને મિથ્યાયોગ કહે છે. ૩૭

असात्म्येन्द्रियार्थसंयोगनी एकरूपतानुं कारण—

એક સ્પર્શનેન્દ્રિય ત્વચા સંપૂર્ણ ચક્ષુરાદિ ઇન્દ્રિયોમાં વ્યાપ્ત છે. તેનો મન સાથે સમવાય સમ્બંધ છે. અને સ્પર્શજ્ઞાન વ્યાપક હોવાથી મન પણ વ્યાપક છે. તેથી સંપૂર્ણ ઇન્દ્રિયોના વ્યાપક સ્પર્શથી ઉત્પન્ન થયેલ જે અવસ્થાવિશેષ છે તેને અનુપશય દૃષ્ટિથી અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ કહે છે. તેના પાંચ પ્રકાર છે અને ત્રિવધ વિકલ્પ છે. સાત્મ્યનો અર્થ એ જ ઉપશયનો અર્થ છે. ૩૮

अयोग-अतियोग-मिथ्यायोग युक्त कर्मनुं लक्षण—

વાણી-મન તથા શરીરની પ્રવૃત્તિ એ કર્મ છે. તેમાં વાણી, મન અને શરીરની અતિ પ્રવૃત્તિ એ તેનો અતિયોગ છે. સર્વથા પ્રવૃત્તિ ન કરવી એ અયોગ છે. ઉદીર્ણ વેગોને રોકવા, અપ્રાપ્ત વેગોને પ્રવૃત્ત કરવાની ચેષ્ટા કરવી, વિષમપણે ઠોકર લાગવી, વિષમ પતન, અંગોની વિષમ રીતે ચેષ્ટા કરવી, અંગોને દૂષિત કરવાં, પ્રહાર, મર્દન, પ્રાણરુંધન અને શરીરને કલેશ દેવો તેને શારીરિક મિથ્યાયોગ કહે છે. ચાડી, અસત્ય ભાષણ, અપ્રાસ્તાવિક વચન, કલહ કરવો, અપ્રિય બોલવું, અસંબધ્ધ બોલવું, પ્રતિકૂળ વચન અને કઠોર વચન વગેરેને વાણીનો મિથ્યાયોગ કહે છે. ભય-શોક-ક્રોધ-લોભ-મોહ-અહંકાર-ઈર્ષ્યા અને મિથ્યાદૃષ્ટિ વગેરેને માનસિક મિથ્યાયોગ કહે છે. ૩૯

સંક્ષેપમાં અતિયોગ અને અયોગને તજીને વાણી-મન અને શરીરથી કરવામાં આવતું અહિતકર અને શાસ્ત્રમાં નહિ કહેલ કર્મ એ મિથ્યાયોગ છે. ૪૦

આમ ત્રણ જાતના વિકલ્પવાળું અને ત્રણ પ્રકારનું કર્મ એ પ્રજ્ઞાપરાધ છે. એમ નિશ્ચિત જાણવું. ૪૧

अयोग–अतियोग–मिथ्यायोगवाळा कालनुं लक्षण—

શીત–ઉષ્ણ અને વર્ષાથી ઉપલક્ષિત હેમન્ત–ગ્રીષ્મ અને વર્ષારૂપ સંવત્સર છે અને તે કાલ કહેવાય છે. તેમાં પોતાનાં અધિક લક્ષણવાળા કાળને કાળનો અતિયોગ કહે છે. પોતાનાં ન્યૂન લક્ષણવાળા કાળને કાળનો અયોગ કહે છે અને પોતાનાં લક્ષણથી વિપરીત લક્ષણવાળા કાળને કાળનો મિથ્યાયોગ કહે છે. કાળને વળી આયુર્વેદમાં પરિણામ પણ કહે છે. ૪૨

रोगायतननो उपसंहार—

આ પ્રમાણે અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ એ ત્રણ–ત્રણ પ્રકારના ભેદથી રોગોનું કારણ બને છે. પણ સમયોગમાં પ્રયુક્ત કરવાથી એ ત્રણે આરોગ્યનું કારણ બને છે. ૪૩

बधा पदार्थोनुं अस्तित्व तथा अभाव योग वगेरेनी अपेक्षा राखे छे—

બધી યે વસ્તુઓનાં અસ્તિત્વ અને અભાવ તેના યોગ–અયોગ–અતિયોગ અને મિથ્યાયોગ વિના હોતાં નથી કારણ કે પ્રત્યેક વસ્તુની સ્થિતિ અને વિનાશ પોતાની યોજનાની અપેક્ષા રાખે છે. ૪૪

त्रण प्रकारना रोगो

નિજ, આગન્તુક અને માનસ એમ ત્રણ પ્રકારના રોગો છે. તેમાં નિજ શારીર દોષથી ઉત્પન્ન થાય છે. આગન્તુક રોગ ભૂત-વિષ-વાયુ-અગ્નિ અને સંપ્રહાર વગેરેથી ઉત્પન્ન થાય છે. માનસ રોગ વળી ઇષ્ટની પ્રાપ્તિ ન થવાથી અને અનિષ્ટના લાભથી ઉત્પન્ન થાય છે. ૪૫

मानस व्याधिनो प्रतिकार—

તે બાબતમાં માનસિકવ્યાધિયુક્ત બુધ્ધિમાન પુરુષે બુધ્ધિથી હિત અને અહિત સારી રીતે જોઈને અહિતકર ધર્મ-અર્થ–કામના ત્યાગમાં તથા હિતકર ધર્માર્થકામના સેવન માટે પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે આ ત્રણે વિના સંસારમાં કાંઈ પણ માનસિક સુખ કે દુઃખ નીપજતું નથી, તેથી આ પ્રમાણે વર્તવું જોઈએ—જેમકે તે વિષયના જ્ઞાતાઓની સેવા કરવામાં તથા આત્મા–દેશ-કુલ-કાળ-બળ અને શકિતનું જ્ઞાન મેળવવામાં સંપૂર્ણ રીતે પ્રયત્ન કરવો જોઈએ. ૪૬

આ બાબતમાં શ્લોક છે કે—

ધર્મ–અર્થ અને કામનું વિચારપૂર્વક અનુષ્ઠાન, તે વિદ્યા જાણનારની સેવા કરવી અને આત્મા-દેશ વગેરેનું સંપૂર્ણ જ્ઞાન આ ત્રણ માનસ રોગનું ઔષધ છે.

रोगना त्रण मार्गो—

(૧) શાખા (૨) મર્મ, અસ્થિ, સન્ધિ તથા (૩) કોષ્ઠ એ ત્રણ રોગના માર્ગ છે. તેમાં રકતાદિક ધાતુઓ અને ત્વચા એ શાખા છે અને તે રોગનો બાહ્યમાર્ગ છે. બસ્તિ, હૃદય અને મૂર્ધા વગેરે મર્મસ્થાનો છે તથા અસ્થિસંયોગરૂપ અસ્થિસંધિયો અને તેમાં જોડાયેલ સ્નાયુકંડરાઓ એ મધ્યમ રોગ માર્ગ છે. આ તન્ત્રમાં મહાસ્રોત, શરીરમધ્ય મહાનિમ્ન, અને આમાશય-પકવાશય એ પર્યાયવાચક શબ્દોથી કોષ્ઠ કહેવાય છે. તે રોગનો આભ્યન્તર માર્ગ છે. ૪૮

તેમાં ગંડ, પિડકા, અલજી, અપચી, ચર્મકીલ, અધિમાંસ, મષક, કુષ્ઠ અને વ્યંગાદિક રોગો તથા બાહ્યમાર્ગથી ઉત્પન્ન થનારા વિસર્પ, સોજો, ગુલ્મ, અર્શ, વિદ્રધિ વગેરે શાખાનુસારી રોગો છે. પક્ષવધ, પક્ષગ્રહ, અપતાનક, અર્દિત, ધાતુશોષ, રાજયક્ષ્મા, અસ્થિસન્ધિશૂલ, ગુદભ્રંશ વગેરે, શિરોરોગ, હૃદ્રોગ તથા બસ્તિરોગાદિ મધ્યમમાર્ગાનુસારી રોગો છે. જ્વર, અતીસાર, ઉલટી, અલસક, વિસૂચિકા, કાસ, શ્વાસ, હિક્કા, આનાહ, ઉદરરોગ, પ્લીહા વગેરે રોગો તથા અન્તરમાર્ગથી ઉત્પન્ન થનારા—વિસર્પ, ગુલ્મ, અર્શ અને વિદ્રધિ આદિ રોગ કોષ્ઠાનુસારી છે. ૪૯

त्रण प्रकारना वैद्यो—

ત્રણ પ્રકારના વૈદ્યો છે—

વૈદ્યનો વેશ ધારણ કરનારા, કેટલાક સિદ્ધસાધિત અને કેટલાક વૈદ્યના ગુણોથી સંપન્ન—એમ ત્રણ પ્રકારના વૈદ્યો વિશ્વમાં છે ૫૦

વૈદ્યોચિત પાત્રો પ્રતીકો, વૈદ્યકીય ગ્રન્થો, વાગ્જાળ અને તપાસવાના ડોળથી અજ્ઞાનીઓ વૈદ્ય શબ્દ મેળવે છે. તેઓ નકલી વૈદ્યો છે. ૫૧

લક્ષ્મી-યશ અને જ્ઞાનથી સિદ્ધ થયેલા વૈદ્યોને નામે જે જ્ઞાનહીન પુરુષો વૈદ્યશબ્દ મેળવી લે છે તેને સિદ્ધ-સાધિત જાણવા. ૫૨

જેઓ ઔષધના પ્રયોગમાં, શાસ્ત્રના જ્ઞાનમાં, વિજ્ઞાનમાં અને ચિકિત્સાની સફળતામાં પ્રસિદ્ધ હોય. આરોગ્ય આપનાર હોય તેઓજ પ્રાણીઓના પ્રાણદાતા છે; અને તેઓમાંજ વૈદ્યત્વ રહેલું છે. ૫૩

त्रण प्रकारनां औषध—

દૈવવ્યપાશ્રય, યુક્તિવ્યપાશ્રય અને મનોનિગ્રહ એ ત્રણ પ્રકારનાં ઔષધ છે. તેમાં મન્ત્ર–ઔષધિ–મણિ-ધારણ–મંગલકર્મ–બલિદાન-ઉપહાર-હોમ-નિયમ-પ્રાયશ્ચિત-ઉપવાસ–સ્વસ્તિવાચન–પૂજ્યોને પ્રણામ અને તીર્થગમન વગેરેને દેવવ્યપાશ્રય કહે છે. આહાર તથા ઔષધદ્રવ્યોની યથાવત્ યોજનાને યુકિતવ્યપાશ્રય કહે છે અહિતકર વિષયોથી મનને રોકવું તેને સત્ત્વાવજય કહે છે. ૫૪

શારીરિક દોષો પ્રકોપ પામે ત્યારે શરીરનોજ આશ્રય કરીને પ્રાયઃ અંતઃપરિમાર્જન, બહિઃપરિમાર્જન અને શસ્ત્રપ્રણિધાન એમ ત્રણ પ્રકારનાં ઔષધો ઇષ્ટ છે. તેમાં જે ઔષધ શરીરમાં પ્રવેશ કરીને આહારથી ઉત્પન્ન થતા રોગોને નષ્ટ કરે છે તેને અન્તઃપરિમાર્જન કહે છે. જે ઔષધ વળી અભ્યંગ, સ્વેદ, પ્રદેહ, પરિષેક તથા ઉન્મર્દન વિગેરેમાં બાહ્યસ્પર્શદ્વારા રોગોને શાંત કરે છે તેને બહિઃપરિમાર્જન કહે છે. છેદન-ભેદન-વ્યધન-દારણ- લેખન-ઉત્પાટન- પ્રચ્છન-સીવન- અગ્નિપ્રયોગ-ક્ષારપ્રયોગ અને જ લોકાપ્રયોગ- એ બધાંને શસ્ત્રપ્રણિધાન કહે છે. ૫૫

प्राज्ञ तथा अज्ञ रोगीनां लक्षण—

આ વિષયમાં શ્લોકો છે કે—

રોગ ઉત્પન્ન થતાં ડાહ્યો માણસ બાહ્ય-આભ્યન્તર અથવા શસ્ત્ર વડે ચિકિત્સાથી આરોગ્ય મેળવે છે. ૫૬

બાળકબુદ્ધિવાળો મૂર્ખ માણસ ઉત્પન્ન થતા રોગને ઉત્પન્ન થતા શત્રુની પેઠે મોહથી કે પ્રમાદથી પહેલાંથી જાણતો નથી. ૫૭.

રોગ પ્રથમ અણુતુલ્ય અલ્પ થઈને પાછળથી વૃદ્ધિ પામે છે ને દૃઢમૂલ થઈને તે મૂર્ખનાં બળ અને આયુષ્યને હરી લે છે. ૫૮

જ્યાં સુધી રોગથી બહુ પીડા પામતો નથી ત્યાંસુધી તે મૂર્ખને ખબર પડતી નથી, પણ બહુ પીડા પામતાં પાછળથી રોગનિગ્રહનો વિચાર કરે છે. ૫૯

પછી પુત્ર. સ્ત્રી અને સગાંસંબંધીઓને બોલાવીને કહે છે કે 'મારું સર્વસ્વ ખરચીને પણ કોઈ વૈદ્યને લઈ આવો.' ૬૦

પણ આવા દુર્બળ, વ્યાધિપીડિત, કૃશ, ક્ષીણેન્દ્રિય, દીન અને આયુષ્યહીન પુરુષને બચાવવાને કોણ શકિતમાન થાય? ૬૧

જેવી રીતે બળવાન પુરુષથી પૂંછડે બાંધેલી દોરી વડે ખેંચાતી ઘો મરણ પામે છે તેવી રીતે રક્ષણ કરનાર ન મળવાથી તે બાળકબુદ્ધિવાળો મનુષ્ય મરણ પામે છે. ૬૨

તેથી જે પોતાનું આરોગ્ય ઇચ્છતો હોય તેણે રોગ ઉત્પન્ન થયા પહેલાં અથવા તો રોગ તરુણ સ્થિતિમાં હોય ત્યારે જ ઔષધોથી પ્રતિકાર કરવો જોઈએ. ૬૩

अध्यायार्थसंग्रह—

ઉપસંહારનાં એ શ્લોકો છે— વિષયોથી અલિપ્ત બુદ્ધિમાન કૃષ્ણાત્રેયે એષણા, ઉપસ્તમ્ભ, બળ, કારણ, રોગો, રોગમાર્ગો, વૈદ્યો, ઔષધો- એમ આઠ વિષયો ત્રણ

ત્રણના સમુદાયમાં 'તિસ્રૈષણીય' અધ્યાયમાં ચર્ચ્યાં છે. આ આઠ ભાવોમાંજ સર્વ ધર્મ–અર્થ–કામ પ્રતિષ્ઠિત છે. ૬૪; ૬૫

આ પ્રમાણે અગ્નિવેશથી રચાયેલા અને ચરક મુનિથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં સૂત્રસ્થાન વિષે 'તિસ્રૈષણીય' નામનો અગિઆરમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય બારમો

### વાતકલાકલીય અધ્યાય

વાતકલાકલીય અધ્યાયનો ઉપક્રમ —

હવે અહીંથી 'વાતકલાકલીય' નામક અધ્યાયની વ્યાખ્યા કરશું, આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહ્યું હતું. ૧, ૨

વાતના સંબંધમાં મહર્ષિઓના પરસ્પર પ્રશ્નો—

વાતના ગુણદોષના જ્ઞાન સંબંધમાં એક બીજાનાં મન્તવ્યો જાણવાને ઇચ્છતા મહર્ષિઓએ એકત્ર બેસીને પરસ્પર પૂછ્યું– વાયુના શા ગુણો છે? તેના પ્રકોપનો શો હેતુ છે? તેની શાન્તિના શા ઉપાયો છે? અમૂર્ત અને ચલસ્વભાવવાળા વાયુના સંબંધમાં આવ્યા વિના પ્રકોપ કરનારાં દ્રવ્યો તેને કેવી રીતે કુપિત કરે છે અને પ્રશમન દ્રવ્યો તેને કેવી રીતે શાંત કરે છે? શરીરમાં અને શરીરની બહાર ચાલતા કુપિત અને અકુપિત વાયુની શરીરમાં અને શરીરની બહાર શી ક્રિયા છે? ૩

વાયુના ગુણો—

એ બાબતમાં સાંકૃત્યાયન કુશ બોલ્યા, રૂક્ષ, લઘુ, શીત, દારુણ, ખર અને વિશદ– આ છ વાયુના ગુણો છે. ૪

વાયુના પ્રકોપનાં કારણો—

તે વાક્ય સાંભળીને કુમારશિર ભરદ્વાજ બોલ્યા, "આપે જે કહ્યું તે યથાર્થ છે. આજ વાયુના ગુણો છે. એ પ્રકારનાં દ્રવ્યો અને એવા પ્રકારના પ્રભાવવાળાં કર્મોનું નિરંતર સેવન કરવાથી આ વાયુ પ્રકોપ પામે છે, કારણ કે સમાનગુણનું સેવન એ ધાતુઓની વૃદ્ધિનું કારણ છે." ૫

વાયુના પ્રશમનાં કારણો—

એ વાક્ય સાંભળીને બાહ્લીક દેશના વૈદ્યરાજ કાંકાયને કહ્યું, "આપે જે કહ્યું તે યથાર્થ છે. વાત પ્રકોપક હેતુઓ એ જ છે. તેઓથી વિપરીત ગુણવાળાં દ્રવ્યો વાતનું પ્રશમન કરનારાં છે, કારણ કે પ્રકોપણના વિરુદ્ધ હેતુઓ ધાતુઓનાં પ્રશમનનું કારણ બને છે." ૬

પ્રકોપ તથા પ્રશમનાં કારણો વાયુને કેવી રીતે કોપાવે તથા શાન્ત કરે છે તે—

તે વાક્ય સાંભળીને ધામાર્ગવ બડિશે કહ્યું, "આપે જે કહ્યું તે યથાર્થ છે; એજ વાત પ્રકોપને પ્રશમન કરનાર હેતુઓ છે. અમૂર્ત અને ચલસ્વભાવવાળા વાયુના સંબંધમાં આવ્યા વિના પ્રકોપણો તથા પ્રશમનો તેને કેવી રીતે પ્રકુપિત અને શાન્ત કરે છે તેની વ્યાખ્યા કરશું. વાયુને કુપિત કરનારાં દ્રવ્યગુણકર્મો-શરીરને રૂક્ષ-લઘુ-શીત-દારુણ–ખર-વિશદ અને પોલું કરે છે. એવા શરીરમાં આશ્રય પામીને સંચય પામતો વાયુ પ્રકોપ પામે છે. વાયુને શાંત કરનારાં દ્રવ્યગુણકર્મો શરીરને સ્નિગ્ધ ગુરુ-ઉષ્ણ-શ્લક્ષ્ણ-મૃદુ-પિચ્છિલ અને ઘન બનાવનારાં હોય છે. તેવાં શરીરોમાં સંચાર કરતો વાયુ ક્યાંય સ્થાન ન મળતાં શાન્ત થાય છે."

શરીરમાં ફરતા અકુપિત વાયુનાં કર્મો—

બડિશનું સત્ય અને ઋષિસંમત વચન સાંભળીને રાજર્ષિ વાર્યોવિદ બોલ્યા, 'આપે જે કંઈ કહ્યું છે તે સર્વ અપવાદરહિત એટલે સત્ય છે. શરીરમાં અને શરીર બહાર ચાલતા કુપિત અને અકુપિત વાયુની શરીરમાં અને શરીરની બહાર જે ક્રિયાઓ છે તેઓના અવયવ પ્રત્યક્ષ, અનુમાન અને આપ્તોપદેશથી સિદ્ધ કરીને તથા વાયુને નમસ્કાર કરીને યથાશક્તિ કહીશ–વાયુ શરીરરૂપી

યન્ત્રને ધારણ કરનાર છે. પ્રાણ–ઉદાન–સમાન–વ્યાન અને અપાન એમ પાંચ સ્વરૂપવાળો છે. સર્વ ઉચ્ચ, નીચ ચેષ્ટાઓનો પ્રવર્તક છે, મનનો નિયામક અને નેતા છે, સર્વ ઇન્દ્રિઓનો પ્રેરક છે, સર્વ ઇન્દ્રિયોના વિષયોનો વાહક છે, શરીરની સર્વ ધાતુઓની રચના કરનાર છે, શરીરનું સન્ધાન કરે છે, વાણીનો પ્રવર્તક છે, સ્પર્શ તથા શબ્દનું કારણ છે, શ્રોત્રેન્દ્રિય અને સ્પર્શનેન્દ્રિયનું મૂળકારણ છે, હર્ષ અને ઉત્સાહની અભિવ્યક્તિમાં કારણરૂપ છે, જઠરાગ્નિનો પ્રેરક છે, દોષોને સુકવનારો છે, મળોને બહાર કાઢનાર છે, સ્થૂલ અને સૂક્ષ્મ સ્રોતોનો ભેદક છે, ગર્ભની આકૃતિઓનો રચનાર છે અને અકુપિત વાત આયુષ્યની સ્થિતિનો સૂચક છે.

શરીરમાં ફરતા કુપિત વાયુનાં કર્મો—

અને શરીરમાં પ્રકોપ પામેલો તે વાયુ નાના પ્રકારના વ્યાધિઓથી શરીરને સંતાપે છે અને બલ, વર્ણ, સુખ અને આયુષ્યનો નાશ કરે છે, મનને મ્લાન બનાવે છે, સર્વ ઇન્દ્રિયોનો ઉપઘાત કરે છે, ગર્ભનો નાશ કરે છે અથવા તેને વિકૃત બનાવે છે અથવા તો તેને લાંબા કાળ સુધી ધારણ કરાવે છે, ભય-શોક-મોહ-દૈન્ય અને અતિપ્રલાપને ઉત્પન્ન કરે છે તથા મૃત્યુ કરે છે.

લોકમાં ફરતા અકુપિત વાયુનાં કર્મો—

પ્રકૃતિસ્થ વાયુ જ્યારે આ લોકમાં વિચરે છે ત્યારે આ કર્મો થાય છે– દાખલા તરીકે– પૃથ્વીનું ધારણ કરવું, અગ્નિને પ્રજ્વલિત કરવો, સૂર્ય–ચન્દ્ર–નક્ષત્ર અને ગ્રહ-ગણોને સતત ગતિમાન રાખવાં, વાદળાંનું સર્જન અને જલનું વિસર્જન, પ્રવાહોને પ્રવર્તાવવા, પુષ્પ તથા ફળને ઉત્પન્ન કરવાં, ઔદ્ભિદોને અંકુરિત કરવાં, ઋતુઓના વિભાગ કરવા, ધાતુઓના વિભાગ કરવા, ધાતુઓનાં પ્રમાણ અને આકૃતિને વ્યક્ત કરવાં, બીજોમાં ગુણાધાન કરવું, શસ્યોની વૃદ્ધિ કરવી, શસ્યોને ક્લેદરહિત કરવાં અને ઉપશોષણ કરવું તથા અવૈકારિક પરિણામ કરે છે.

લોકમાં ફરતા કુપિત વાયુનાં કર્મો—

લોકોમાં સંચરતા આ પ્રકુપિત વાયુનાં આ કર્મો છે–જેમકે પર્વતોનાં શૃંગોને તોડી નાખવાં, વૃક્ષોનું ઉન્મૂલન કરવું, સમુદ્રોને ક્ષુબ્ધ કરવા, તળાવોને ઉછાળવા, નદીઓનું પ્રતીપગમન, ભૂકમ્પ, મેઘોને અત્યંત ગર્જાવવા, બરફ–વાદળાં વિનાની ગર્જના, ધૂળ રેતી-માછલી-દેડકાં-સર્પ-ક્ષાર-રુધિર-પત્થર અને વિજળી વગેરેનું પાડવું, છએ ઋતુઓમાં વિપરીતતા પેદા કરવી, શસ્યની અનુત્પત્તિ, પ્રાણીઓમાં મારક રોગોનો પ્રાદુર્ભાવ કરવો, હતું ન હતું કરવું, ચારે યુગનો અન્ત કરનાર, મેઘ-સૂર્ય-અગ્નિ અને વાયુને પ્રેરિત કરવા.

વાયુનો પ્રભાવ—

કારણ કે તે ભગવાન વાયુ ખરેખર ઉત્પત્તિનું કારણ છે, અવ્યય છે, પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશ કરનાર છે, સુખદુઃખનો વિધાતા છે, મૃત્યુ, યમ, નિયન્તા, પ્રજાપતિ અદિતિ, વિશ્વકર્મા, વિશ્વરૂપ, સર્વગ, સર્વ કર્મના વિધાતા, પદાર્થોમાં અણુસ્વરૂપ, વિભુ, વિષ્ણુ અને સર્વ લોકમાં વ્યાપક ભગવાન વાયુ જ છે. ૮

મરીચિએ કરેલી ટીકા—

વાર્યોવિદનું તે વચન સાંભળીને મરીચિએ કહ્યું, 'જો કે તે બરાબર છે તો પણ આયુર્વેદમાં આ વિષયને કહેવાનું અને જાણવાનું શું પ્રયોજન છે? વૈદ્યવિદ્યાને અનુલક્ષીને આ વાત થઈ રહી છે.' ૯

વાર્યોવિદનું સમાધાન—

વાર્યોવિદ બોલ્યા, 'જો વૈદ્ય પ્રબલ-અતિકઠોર-અતિશીઘ્રકારી અને મારક વાયુનું જ્ઞાન ન મેળવે તો નાશનો ભય ઉપસ્થિત થયા પહેલાં જ તેનાથી લોકોને સંરક્ષવાને, તે અતિપ્રયત્નશીલ વૈદ્ય એ વાયુ એકદમ પ્રકુપિત થયો છે, એમ પહેલાંથી કેવી રીતે રહી શકશે? વાયુની યથાર્થ સ્તુતિ પણ આરોગ્ય, બળ અને વર્ણની વૃદ્ધિ, તેજસ્વિતા, પુષ્ટિ, જ્ઞાનવૃદ્ધિ અને દીર્ઘાયુષ્યના ઉત્કર્ષ માટે છે ૧૦

शरीरमां रहेला कुपित तथा अकुपित पित्तना गुणदोष—

મરીચિ બોલ્યા, 'શરીરમાં પિત્તની અંદર રહેલો, કુપિત કે અકુપિત અગ્નિજ શુભ કે અશુભ કરે છે. જેમકે પચન-અપચન, દર્શન--અદર્શન, ઊષ્માનું માત્રા-અમાત્રાત્વ, પ્રકૃતિમયવર્ણ કે વિકૃતિમયવર્ણ, શૌર્ય- ભય, ક્રોધ- હર્ષ, મોહ અને પ્રસાદ વગેરે તથા બીજાં પણ દ્વન્દ્વો છે તે બધાનું કારણ પિત્ત છે. ૧૧

शरीरमां रहेला कुपित के अकुपित कफना गुणदोष—

મરીચિનું તે વચન સાંભળીને કાપ્ય બોલ્યા, 'શરીરમાં શ્લેષ્માન્તર્ગત કુપિત કે અકુપિત જલીય ભાગ જ શુભ કે અશુભ કરે છે. જેમકે-- દૃઢતા--શિથિલતા, પુષ્ટિ-કૃશતા, ઉત્સાહ--આલસ્ય, પુરુષત્વ--નપુંસકતા, જ્ઞાન--અજ્ઞાન, બુદ્ધિ- મોહ વગેરે અને એવાં બીજાં દ્વન્દ્વો છે, તે બધાનું કારણ શ્લેષ્મા છે.' ૧૨

आत्रेयनुं समाधान—

કાપ્યનું તે વચન સાંભળીને ભગવાન પુનર્વસુ આત્રેયે કહ્યું, 'ઐકાન્તિક એટલે એક તરફી હોવા સિવાય આપ સર્વેએ ઠીક વચન કહ્યું છે.

સમ્યગ્ અનુષ્ઠિત ધર્મ-અર્થ અને કામ જેમ પુરુષને આ લોકમાં અને પરલોકમાં મહાન નિઃશ્રેય સંયુક્ત કરે છે તેમ પ્રકૃતિસ્થ વાત-પિત્ત-કફ, અવિકલ ઇન્દ્રિયોવાળા અને બલ-વર્ણ અને સુખથી સંપન્ન પુરુષને દીર્ઘ આયુષ્યથી જોડે છે. વળી જેવી રીતે વિકૃત થયેલી ત્રણે ઋતુઓ વિનાશ સમયે લોકને અશુભયુક્ત કરે છે તેવી રીતે વિકૃત થયેલા તે દોષો પુરુષને મહાન અનર્થથી જોડે છે. ૧૩

ભગવાન આત્રેયનાં તે વચનને બધાયે ઋષિઓએ અનુમતિ આપી અને તેને અભિનંદન આપ્યાં. ૧૪

अध्यायार्थसंग्रह—

એ બાબતમાં શ્લોક છે કે--

જેવી રીતે ઇન્દ્રનાં વચનને દેવતાઓ અનુમતિ આપે તેવી રીતે આત્રેયનું તે વચન સાંભળીને સર્વે ઋષિઓએ તેને અનુમતિ આપી અને અભિનંદન આપ્યાં. ૧૫

ઉપસંહારમાં બે શ્લોકો—

વાયુના છ ગુણો, દ્વિવિધ હેતુ, વિવિધ કર્મ અને વાતનાં ભિન્ન ભિન્ન ચતુર્વિધ કર્મ, કફ તથા પિત્તનું જુદું જુદું કર્મ, મહર્ષિઓના મત અને પુનર્વસુનો જે મત છે તે સર્વનું આ 'વાતકલાકલીય,' અધ્યાયમાં સંપ્રકાશન કર્યું છે. ૧૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'વાતકલાકલીય' નામનો બારમો અધ્યાય સમાપ્ત થયો.

આમ નિર્દેશચતુષ્ક સંપૂર્ણ ૩

## અધ્યાય તેરમો

### સ્નેહાધ્યાય

स्नेहाध्यायनो उपक्रम—

હવે અહીંથી 'સ્નેહાધ્યાય' ની વ્યાખ્યા કરશું, આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧, ૨

स्नेह संबंधमां अग्निवेशना प्रश्नो—

જાણવા યોગ્ય આત્માદિ તત્ત્વ જેણે જાણી લીધું છે તેવા જ્ઞાનીઓની સાથે બેઠેલા પુનર્વસુને અગ્નિવેશે જગતના હિતાર્થે પોતાનો સંશય પૂછ્યો. ૩

સ્નેહોનાં આધાર કારણ શું છે? સ્નેહ કેટલા છે? પૃથક્ પૃથક્ સ્નેહોના શા ગુણો છે? કયા સ્નેહનો કયો કાળ અને કયું અનુપાન છે? કેટલા અને કયા કયા સ્નેહના ઉપયોગો છે? ૪

તેની કેટલી માત્રા છે? કેટલા માપવાળી તેની માત્રા છે? કઈ માત્રા કયાં કયાં ઉપદિષ્ટ છે? કયો સ્નેહ કોને કોને હિતકર છે? સ્નેહનમાં કાલપ્રકર્ષ શો છે? સ્નેહને

યોગ્ય કોણ છે અને કોણ નથી? સ્નિગ્ધ, અસ્નિગ્ધ અને અતિસ્નિગ્ધના લક્ષણ શાં છે? સ્નેહપાનની પૂર્વે ને પીધા પછી અને તે પચી જાય ત્યારે શું હિતકર છે અને શું અહિતકર છે? ૫, ૬

મૃદુકોષ્ઠવાળા અને ક્રુરકોષ્ઠવાળા કોણ ગણાય? સ્નેહના ઉપદ્રવો અને તેના નિવારણનાં સાધનો શાં શાં છે? સંશમન અને સંશોધનમાં ઉપયુક્ત સ્નેહનું ઉપચાર-વિધાન શું છે? ૭

તેના ઉપયોગ કયા અને કેવી રીતે કરવા જોઈએ? અમિતજ્ઞાનવાળા હે પ્રભો, સ્નેહવિષયક તે જ્ઞાન જાણવાને હું ઇચ્છું છું. ૮

स्नेहनी वे प्रकारनी योनि—

ત્યારે તેના સંશયના ઉચ્છેદક પુનર્વસુએ પ્રત્યુત્તર આપ્યો કે, 'હે સૌમ્ય, સ્થાવર અને જંગમ એમ સ્નેહની બે પ્રકારની યોનિઓ છે. ૯

स्थावर स्नेहना आशयो—

તલ, ચારોલી, અભિષુક, બહેડાં, દાંતી, હરડે, એરંડા, મહુડાં, સરસવ, કસુંબો, બીલી, આલુ, મૂળાનાંબીજ, અળસી, પીસ્તાં, અખરોટ, કરંજ, સરગવો આ બધાં સ્થાવર એટલે વનસ્પતિજન્ય સ્નેહનાં ઉત્પત્તિસ્થાનો છે.

जंगम स्नेहना आशयो—

**તથા મત્સ્ય, પશુઓ અને પક્ષિઓ એ જંગમ એટલે પ્રાણીજન્ય છે. તેઓનાં દહીં, દૂધ, ઘી, માંસ, વસા અને મજ્જાનો સ્નેહમાં ઉપયોગ ઉપદિષ્ટ છે. ૧૦, ૧૧**

तलना तेलना गुणो—

સર્વ પ્રકારનાં તેલોમાં બળ અને સ્નેહન માટે તલનું તેલ શ્રેષ્ઠ છે. અને એરંડ તેલ વિરેચનમાં સર્વ શ્રેષ્ઠ છે. ૧૨

एरंड तेलना गुणो—

એરંડ તેલ કટુ-ઉષ્ણ-વાતશ્લેષ્મહર અને ગુરુ છે. અને વળી જો કષાય-મધુર અને તિક્ત દ્રવ્યો સાથે યોજવામાં આવે તો પિત્તહર પણ છે. ૧

वधा स्नेहोमां घीनी उत्तमता—

સર્વ સ્નેહોમાં ઘી, તેલ, વસા અને મજ્જા એ ઉત્તમ મનાયાં છે. ઘીમાં સંસ્કારથી બીજા ગુણોનું આધાન ઠીક થતું હોવાથી તે એ ચારેયમાં ઉત્તમ છે. ૧૩

घीना गुणो—

ઘી પિત્ત તથા વાયુને હરે છે, રસ-વીર્ય અને ઓજસને હિતકર છે, દાહશામક છે, માર્દવકર છે અને સ્વર તથા વર્ણને નિર્મળ બનાવે છે. ૧૪

तेलना गुणो—

તેલ વાતઘ્ન છે, શ્લેષ્મને વધારતું નથી, બલવર્ધક છે, ત્વચાને હિતકર છે, ઉષ્ણ, સ્થિરતા કરનાર અને યોનિ-વિશોધક છે. ૧૫

वसाना गुणो—

વિદ્ધ-ભગ્ન-આહત-યોનિભ્રંશ-કર્ણરોગ-શિરોરોગ,--પૌરુષની વૃદ્ધિ- વ્યાયામમાં અને સ્નેહમાં વસા ઇષ્ટ છે. ૧૬

मज्जाना गुणो—

મજ્જા એ બલ-વીર્ય-રસ-મેદ અને મજ્જાને વધારનાર અને ખાસ કરીને અસ્થિઓનાં બળને વધારે છે અને સ્નેહનમાં હિતકર છે. ૧૭

घी वगेरेना पानकाळो—

શરદ ઋતુમાં ઘી, વસંત ઋતુમાં વસા અને મજ્જા તથા પ્રાવૃટ્માં તેલનું પાન કરવું જોઈએ. અત્યંત ઉષ્ણ અને શીત કાલમાં માણસે સ્નેહપાન કરવું ન જોઈએ. ૧૮

स्नेहपानमां कालनो भेद तथा अधिकारनो भेद—

વાતપિત્તની અધિકતાવાળા મનુષ્યે ઉષ્ણકાલમાં પણ રાત્રે અને કફની અધિકતાવાળાએ શીતકાળમાં

સૂર્ય નિર્મળ હોય ત્યારે દિવસે સ્નેહપાન કરવું જોઈએ. ૧૯

તે નિયમો ન પાળવાના દોષો—

ગ્રીષ્મ કાળમાં દિવસે પીધેલો સ્નેહ અથવા વાત-પિત્તની અધિકતાવાળા પુરુષે દિવસે પીધેલો સ્નેહ મૂર્ચ્છા, ઉન્માદ અને કમળો કરે છે. ૨૦

શીતકાળમાં જો મનુષ્ય રાત્રે સ્નેહ પીએ અથવા શ્લેષ્મની અધિકતાવાળો પુરુષ રાત્રે સ્નેહપાન કરે તો આનાહ, અરુચિ, શૂલ અને પાંડુતા પ્રાપ્ત કરે છે. ૨૧

સ્નેહનાં અનુપાનો—

ઘી ઉપર ગરમ પાણી, તેલ ઉપર યૂષ અને વસા તથા મજ્જા ઉપર મંડ અથવા સર્વસ્નેહો ઉપર ગરમ પાણીનું અનુપાન પ્રશસ્ત છે. ૨૨

સ્નેહની ચોવીસ કલ્પના—

વિલેપી, રસ, માંસ, દૂધ, દહીં, યવાગૂ, સૂપ, શાક, યૂષ, કામ્બલિક, ખડ, સાથવો, તિલપિષ્ટ, મદ્ય, લેહ, ભક્ષ્ય, અભ્યંગ, બસ્તિ, ગંડૂષ, કર્ણતેલ, નસ્યકર્મ તથા ઉત્તરબસ્તિ, આંખનું તર્પણ—આમ ચોવીસ પ્રકારની કલ્પનાઓમાં સ્નેહનો પ્રયોગ થઈ શકે છે. ૨૩, ૨૪, ૨૫

જે સ્નેહ કેવળ સ્વચ્છ સ્વરૂપમાં પીવાનો છે તે બાબતની વિચારણા કહેતા નથી. વૈદ્યોએ સ્નેહના તે કલ્પને મુખ્ય કહ્યો છે. ૨૬

મિલિત અને અપૃથક્ છ રસો સાથે યોજાયેલા સ્નેહની સંખ્યા ૬૩ થાય છે અને કેવલ સ્નેહનો એક પ્રકાર છે. ૨૭

આમ ઋતુ, વ્યાધિ અને પુરુષને જાણનારે સ્નેહોની આ ૬૪ પ્રકારની કલ્પના પ્રયોગ કરવો. ૨૮

સ્નેહની ત્રણ પ્રકારની માત્રા—

પ્રધાન--મધ્ય અને હ્રસ્વમાત્રા પચી જવામાં અનુક્રમે ૨૪ કલાક ૧૨ કલાક અને ૬ કલાક લે છે. ૨૯

આમ પ્રમાણથી સ્નેહની ત્રણ માત્રાઓ કહી છે. પ્રત્યેક પુરુષ માટેના તેઓના પ્રયોગો હવે કહીશ. ૩૦

સ્નેહની ઉત્તમ માત્રાને લાયક પુરુષો—

જે પુરુષો સ્નેહનો અધિક માત્રામાં નિત્ય ઉપયોગ કરતા હોય, ભુખ, તરસ સહન કરી શકતા હોય, જઠરાગ્નિ ઉત્તમ બળવાળો હોય, જેઓ પોતે શ્રેષ્ઠ બળવાળા હોય, તથા ગુલ્મ રોગી, સર્પદષ્ટ, વિસર્પથી પીડાતા, ઉન્મત્ત, મૂત્રકૃચ્છ્રવાળા અને જેઓ અત્યંત કઠણ મળવાળા હોય તેઓએ સ્નેહની ઉત્તમ માત્રા પીવી. ૩૧, ૩૨

સ્નેહની ઉત્તમ માત્રાના ગુણો—

તે પીવાથી થતા ગુણો સાંભળો. સારી રીતે યોજાયેલી આ મોટી માત્રા રોગોને તરત શાંત કરી દે છે. ૩૩

આ માત્રા સર્વ માર્ગમાં પ્રસરતી હોવાથી દોષોને હરે છે, બળપદ છે તથા શરીર, ઇન્દ્રિય અને મનને તાજગી આપે છે. ૩૪

સ્નેહની મધ્ય માત્રાને લાયક પુરુષો—

અરુંષિકા, ફોડલા, પિડકા, કંડુ અને ખસ વિગેરેથી પીડિત, કુષ્ઠ- પ્રમેહ અને વાતરક્તથી પીડાતા જે રોગીઓ હોય, જેઓ બહુ ભોજન ન કરતા હોય, જેઓનો કોઠો મૃદુ હોય તથા જેઓ મધ્યમ બળવાળા હોય તેઓએ સ્નેહની મધ્યમ માત્રા પીવી. ૩૫, ૩૬

સ્નેહની મધ્યમ માત્રાના ગુણો—

આ મધ્યમ માત્રા અલ્પ વ્યાપત્તિવાળી છે, બલને અતિશય હરતી નથી, સુખથી સ્નેહન કરે છે અને સંશોધન માટે યોજાય છે. ૩૭

સ્નેહપાનની હ્રસ્વમાત્રાને લાયક પુરુષો—

વૃદ્ધ—બાળક—સુકુમાર—સુખાભ્યાસી, જેઓને ખાલી કોઠો કષ્ટ કરે છે, જેઓ મંદાગ્નિવાળા છે, જેઓને લાંબા વખતથી જ્વર, અતિસાર અને ખાંસી થયાં હોય અને જેઓ અલ્પ બળવાળા હોય તેઓએ સ્નેહની હ્રસ્વ માત્રા પીવી. ૩૮, ૩૯

स्नेहनी ह्रस्व मात्राना गुणो—

આ માત્રા પરહેજીમાં સુખરૂપ છે તથા સ્નેહન અને ગ્રહણ કરે છે વીર્યોત્પાદક-બલકર-ઉપદ્રવરહિત અને ચિરકાળ સુધી ઉપયોગ કરી શકાય તેવી છે. ૪૦

घृतपानने लायक पुरुषो—

વાત અને પિત્તની પ્રકૃતિવાળા, વાતપિત્તના રોગોવાળા, નેત્રોને સારાં રાખવા ઇચ્છતા, ઉરઃક્ષતવાળા, ક્ષીણ થયેલા, વૃદ્ધ, બાળક, દુર્બળ, દીર્ઘાયુષ્યની ઇચ્છાવાળા, બલ-વર્ણ અને સ્વરને ચાહતા, પુષ્ટિ-પ્રજા-સુકુમારતા-કાન્તિ-ઓજસ-સ્મરણશક્તિ-ધારણાશક્તિ-જઠર-બુદ્ધિ અને ઇન્દ્રિયોના બળની ઇચ્છાવાળા તથા દાહ, શસ્ત્ર, વિષ અને અગ્નિથી પીડાયેલા માણસોએ ઘી પીવું. ૪૧, ૪૨, ૪૩

तैलपानने लायक पुरुषो—

જેના કફ અને મેદ વધી ગયેલા હોય, જેનાં ગળાં અને પેટ ચલાયમાન અને સ્થૂલ થઈ ગયાં હોય, જેઓ વાતરોગથી પીડિત હોય, જેઓની વાતપ્રકૃતિ હોય, જેઓ બળ-કૃશતા-લઘુતા-દૃઢગાત્રતા-સ્થિરગાત્રતા ઇચ્છતા હોય તથા, સ્નિગ્ધ, સુંવાળી અને પાતળી ચામડીની ઇચ્છા રાખતા હોય, જેના કોઠામાં કૃમિ હોય, જેનો કોઠો ક્રૂર હોય, જેઓ નાડીવ્રણથી પીડિત હોય, અને તૈલના અભ્યાસી હોય તેઓએ શીતકાળમાં તૈલ પીવું. ૪૪, ૪૫, ૪૬

वसापानने लायक पुरुषो—

જે પુરુષો વાત તથા તડકો સહન કરી શકે છે, જેઓ રૂક્ષ છે, જેઓ ભાર ખેંચીને અથવા પંથ કરીને કૃશ થયા છે, જેઓનું શુક્ર અને રુધિર સુકાઈ ગયાં છે, જેઓના કફ અને મેદ ક્ષીણ થયા છે, જેઓને હાડકાં-સાંધા-સિરા-સ્નાયુ-મર્મસ્થાન અથવા કોઠામાં ભારે પીડા થતી હોય, જેઓનો બળવાન વાયુ સ્રોતો આવરીને ઊભો છે, જેઓનો અગ્નિ અતિબળવાન છે અને જેઓને વસા સાત્મ્ય છે તેઓને જો સ્નેહન કરાવવાનું હોય તો વસાપાન કરાવાય છે. ૪૭-૪૮-૪૯

मज्जापानने लायक पुरुषो—

જેઓનો અગ્નિ પ્રદીપ્ત છે, જેઓ ક્લેશ સહન કરે છે, બહુ ખાનારા છે, સ્નેહનું સેવન કરે છે તથા જેઓ વાતરોગથી પીડિત, ક્રૂર કોષ્ઠવાળા અને સ્નેહ યોગ્ય હોય તેઓએ મજ્જાનું સેવન કરવું જોઈએ. ૫૦

स्नेहनी उत्तमता—

વધારેમાં વધારે જેને જેને જે જે સ્નેહ હિતકર છે તે અહીં ગણાવ્યો છે. સાત રાત્રિ અને ઓછામાં ઓછી ત્રણ રાત્રિ એ બે સ્નેહનની અવધિ છે. ૫૧

स्नेहन योग्य पुरुषो—

જેઓ સ્વેદન યોગ્ય હોય, જેઓનું સંશોધન કરવાનું હોય તથા રૂક્ષ, વાતરોગી, વ્યાયામ-મદ્ય અને સ્ત્રીનું નિત્ય સેવન કરતા હોય અને જેઓ ચિન્તા કરનાર હોય, તેઓ સ્નેહન યોગ્ય છે. ૫૨

स्नेहनने अयोग्य पुरुषो—

જેઓનો રૂક્ષણવિધિ આગળ ઉપર કહેવામાં આવશે તથા જેઓના કફ અને મેદ વધેલા છે તેઓનું સંશોધન વિનાનું સ્નેહન પ્રશસ્ત નથી. ૫૩

જેમને મુખ અને ગુદદ્વારથી સ્રાવ થતો હોય, જેઓ નિત્ય મન્દાગ્નિવાળા હોય, જેઓ તરસ અને મૂર્છાથી પીડિત હોય, ગર્ભિણીઓ, તાલુશોષવાળા, અન્નદ્વેષી, ઉલટી કરનારા, ઉદરરોગ, આમદોષ અથવા કૃત્રિમ વિષદોષથી પીડાતા હોય, દુર્બળ, કંટાઈ ગયેલા, સ્નેહદ્વેષી, અને મદથી પીડાતા હોય તેનું સ્નેહન કરવું નહિ; તથા જ્યારે નસ્તકર્મ અથવા બસ્તિકર્મ ચાલતું હોય ત્યારે પણ સ્નેહન કરવું નહિ. તેઓને સ્નેહપાન કરાવવાથી અતિ દારૂણ રોગો ઉત્પન્ન થાય છે. ૫૪,૫૫,૫૬

अस्निग्धनां लक्षणो—

મળ ગંઠાયેલો તથા રૂક્ષ હોય, વાયુ પ્રતિલોમ હોય, જઠરાગ્નિ મંદ હોય, અંગો ખર અને રૂક્ષ હોય— એ અસ્નિગ્ધનાં લક્ષણ છે. ૫૭

सम्यक् स्निग्धनां लक्षण—

વાયુની અનુલોમતા, પ્રદીપ્ત જઠરાગ્નિ, સ્નિગ્ધ અને ઢીલો મળ તથા શરીરમાં કોમળતા અને સ્નિગ્ધતા—આ સર્વ લક્ષણો સમ્યક સ્નિગ્ધ મનુષ્યને થાય છે. ૫૮

अतिस्निग्धनां लक्षणो—

પાંડુતા, શરીરનું ભારેપણું, જડતા, મળની કચાશ તન્દ્રા, અરુચિ અને મોળ આવવી—એ અતિસ્નિગ્ધનાં લક્ષણ છે. ૫૯

स्नेहपाननुं पूर्वकर्म—

બીજે દિવસે સ્નેહપાન કરવા ઇચ્છતા મનુષ્યે આગલે દિવસે પ્રવાહી, ગરમ, અભિષ્યન્દી (કફકર) ન હોય તેવું અતિસ્નિગ્ધ ન હોય તેવું અને વિરુદ્ધ વીર્યવાળી ઝાઝી વાનીઓ ભેળી ન થઈ હોય તેવું અન્ન યોગ્ય પ્રમાણમાં ખાવું. ૬૦

संशोधन तथा संशमन स्नेहनो पानकाल—

ભૂખ્યા થયેલા માણસે ભોજન સમયે સંશમન માટે સ્નેહપાન કરવું. પણ શુદ્ધિને માટે રાત્રિનો આહાર પચી જાય ત્યારે પ્રાતઃકાળમાં સ્નેહન કરવું. ૬૧

स्नेहपान करेला माटे हिताहित—

સ્નેહપાન કર્યા પછી તથા તે જ દિવસે પુનઃ સ્નેહપાન કરીને બ્રહ્મચર્ય પાળવું, રાત્રિએજ સૂવું, ઝાડો, પિશાબ-વાયુ અને ઓડકારના ઉદીર્ણ વેગને ન રોકવા, વ્યાયામ-મોટેથી બોલવું-ક્રોધ-શોક-ટાઢ અને તડકાનો ત્યાગ કરવો. નિર્વાત સ્થાનમાં સૂવું-બેસવું. કારણ કે સ્નેહના મિથ્યા પ્રયોગથી દારુણ રોગો થાય છે. ૬૨, ૬૩, ૬૪

मृदु तथा क्रूरकोष्ठनां लक्षण —

કેવળ સ્નેહપાનથી મૃદુ કોષ્ઠવાળો પુરુષ ત્રણ રાત્રિમાં અને ક્રૂર કોષ્ઠવાળો પુરુષ સાત રાત્રિમાં સ્નિગ્ધ બને છે. ૬૫

ગોળ, શેરડીનો રસ, દહીનું પાણી, દૂધ, મથિત, દહીં, દૂધપાક, કૃશરા એટલે તલ-ચોખા અને અડદની કરેલ ખીચડી, ઘી, ગંભારી અને ત્રિફળાનો રસ—કવાથ, દ્રાક્ષારસ, પીલુરસ, ગરમ પાણી અથવા નવું મદ્ય પીવાથી મૃદુકોષ્ઠવાળાને રેચ લાગી જાય છે. એ દ્રવ્યો ક્રૂર કોષ્ઠવાળાને કદી પણ રેચ લગાડતાં નથી. કારણ કે ક્રૂર કોષ્ઠવાળાની ગ્રહણી અતિ પ્રબલ વાતથી યુક્ત હોય છે. ૬૬, ૬૭, ૬૮

મૃદુ કોષ્ઠવાળાની ગ્રહણી પ્રવૃદ્ધ પિત્તવાળી, અલ્પ કફવાળી અને મન્દ વાતયુક્ત હોય છે; તેથી તેવા પુરુષને સહેલાઈથી રેચ લાગે તેવો કહ્યો છે. ૬૯

स्नेहपानमां तृष्णाना उपद्रवनी चिकित्सा—

જેની ગ્રહણીમાં પિત્ત વધેલું હોય અને અગ્નિ અતિ બલવાન હોય તેણે પીધેલો સ્નેહ અગ્નિના તેજથી સત્વર ભસ્મીભૂત થાય છે. ૭૦

સ્નેહની માત્રા ખાઈ જઈને બળવાન થયેલો તે સ્નેહાગ્નિ ઓજસને સ્વસ્થાનથી ભ્રષ્ટ કરીને ઉપદ્રવ સહિત તીવ્ર તૃષા પેદા કરે છે. ૭૧

સ્નેહથી ઉદ્દીપ્ત અગ્નિને સારી પેઠે ભારે ભોજન પણ શાંત કરી શકતું નથી. જેવી રીતે બંધ જગ્યામાં પૂરાઈ રહેલો સર્પ પોતાના વિષના અગ્નિથી દાહ પામે છે તેવી રીતે જો તેને અત્યંત શીતળ જળ ન મળે તો તે દાહથી પીડાય છે. ૭૨

સ્નેહ ન પચતાં જો તેને તૃષા લાગે તો વૈદ્યે તેને ઉલટી કરાવવી. છતાં જો તૃષા શાંત ન થાય તો શીતળ જળ પીને તથા રૂક્ષ અન્ન ખાઈને ઉલટી કરવી. ૭૩

स्नेहना विभ्रमथी थता दोषो—

પિત્તમાં એકલું ઘી ન પીવું. ખાસ કરીને આમયુક્ત પિત્તરોગમાં ન પીવું. જો આવી અવસ્થામાં ઘૃતપાન કરવામાં આવે તો આખા શરીરને પીળું રંગી દે છે અને સંજ્ઞાનો નાશ કરીને મૃત્યુ કરે છે. ૭૪

સ્નેહના મિથ્યાયોગથી તન્દ્રા, મોળ સાથે આનાહ, જ્વર, સ્તમ્ભ, મૂર્છા, કુષ્ઠ, કંડૂ, પાંડુતા, શોથ, અર્શ, અરુચિ, તૃષા, જઠરરોગ સંગ્રહણી, સ્તિમિતતા, વાક્યનિગ્રહ, શૂલ અને આમદોષ— એ રોગો ઉત્પન્ન થાય છે. ૭૫, ૭૬

तेनी चिकित्सा—

તે ઉપદ્રવોમાં પણ પ્રત્યેક વ્યાધિનું બળ જોઈને વમન, સ્વેદન, કાલપ્રતીક્ષા, વિરેચન, તક્રારિષ્ટનો પ્રયોગ, રૂક્ષ અન્નપાનનું સેવન અને મૂત્રો તથા ત્રિફળાનું સેવન— આ સર્વ સ્નેહજન્ય ઉપદ્રવોનાં ઔષધ છે. ૭૭, ૭૮

स्नेहनी व्यापत्तिनां कारणो—

અકાળે, અહિતરૂપમાં, અયોગ્યમાપમાં, મિથ્યા રીતે યોજેલો અને અતિશય સેવાયેલો સ્નેહ વ્યાપત્તિ ઉત્પન્ન કરે છે. ૭૯

संशोधन स्नेहमां वर्तन—

સ્નેહપાન પછી ત્રણ રાત્રિ વિરામ લઈને માણુસે વિરેચન લેવું. અને આ ત્રણ દિવસોમાં સ્નિગ્ધ, દ્રવ અને ઉષ્ણ માંસરસયુક્ત ભાત ખાવા. ૮૦

संशमन स्नेहमां वर्तन—

સ્નેહપાન પછી એક દિવસ વિરામ લઈને અને પૂર્વવત્ ભોજન કરીને વમન દ્રવ્ય પીવું. સંશમન સ્નેહમાં વિરેચન આપેલા મનુષ્યની પેઠે ઉપચાર કરવો જોઈએ. ૮૧

स्नेहनी विचारणाना विषयो—

જે માણસો સ્નેહદ્વેષી, સ્નેહના અભ્યાસી, મૃદુ કોઠાવાળા, કલેશ સહન ન કરી શકનારા અને નિત્ય મદ્યપાન કરનારા છે તેઓને માટે વિચારણા એટલે સ્નેહની બનાવટો ઇષ્ટ છે. ૮૨

स्नेहनी कल्पनानो विधि—

લાવ-તિત્તિર-મયૂર-હંસ-ડુક્કર-કૂકડો-બળદ-બકરાં-મેઢાં અને મત્સ્યના માંસનો રસ સ્નેહનમાં હિતકર છે. ૮૩

જવ-બોર-કળથી-સ્નેહો-ગોળ-સાકર-દાડમ-દહીં અને ત્રિકટુ— એ સ્નેહાર્થે વપરાતા માંસરસોમાં વાપરવા યોગ્ય દ્રવ્યોનો સંગ્રહ છે. ૮૪

ભોજન પૂર્વે સ્નેહ તથા ફાણિત સાથે ખાધેલા તલ સ્નેહન કરે છે તેવી રીતે બહુસ્નેહવાળી કૃશરા તથા તલમિશ્રિત કામ્બલિક પણ સ્નેહન કરે છે. ૮૫

રૂક્ષ પુરુષે મદ્ય સાથે ફાણિત-આદુનો રસ અને તેલ મેળવીને પીવાં અને તે પચી જાય ત્યારે ભડથું કરેલાં માંસ સાથે ભોજન કરવું. ૮૬

સુરાના મંડ સાથે તેલ, વસા કે મજ્જા અથવા તો ફાણિત સહિત દૂધ પીનાર વાતિક માણસનું સ્નેહન થાય છે. ૮૭

સ્નેહ અને સાકરયુક્ત ધારોષ્ણ દૂધ પીવાથી અથવા ફાણિત સાથે દહીંની તર પીવાથી મનુષ્યનું સ્નેહન થાય છે. ૮૮

પાંચપ્રસૃતિકી પેયા અને અડદ મિશ્રિત દૂધમાં સિદ્ધ કરેલો બહુ સ્નેહયુક્ત દૂધપાક માણસનું તરતજ સ્નેહન કરે છે. ૮૯

ઘી-તેલ-વસા-મજ્જા અને તંડુલ એ પ્રત્યેકને બબ્બે પળ- આઠ તોલા લઈને બનાવેલી પેયા પાંચપ્રસૃતિકી કહેવાય છે અને સ્નેહનની ઇચ્છાવાળા પુરુષે તે પીવી જોઈએ. ૯૦

ઘી તથા લવણયુક્ત સૂવરના માંસનો સ્નિગ્ધ રસ, એક દિવસમા યત્ન પૂર્વક બે વાર પીવામાં આવે તો મનુષ્યનું તરત સ્નેહન કરે છે.

कुष्ठ वगेरे रोगीनां स्नेहनमां वर्जनीय द्रव्यो—

કુષ્ઠરોગી, શોથરોગી અને પ્રમેહવાળાએ ગ્રામ્ય-આનૂપ અને ઔદક માંસ, ગોળ, દહીં, દૂધ અને તલનો સ્નેહનમાં પ્રયોગ કરવો ન જોઈએ. ૯૧

कुष्ठ रोगीनां स्नेहननो प्रकार—

પીપરથી, હરડેથી કે ત્રિફળાથી સિદ્ધ કરેલા

અવિકારી સ્નેહોથી જરૂરીઆત પ્રમાણે તે કુષ્ઠરોગી વગેરેનું સ્નેહન કરવું. ૯૨

વૈદ્ય દ્રાક્ષ અને આમળાંના કવાથમાં ખાટું દહીં અને ત્રિકટુ નાખીને સ્નેહ સિદ્ધ કરવો. તે પીને મનુષ્ય સ્નિગ્ધ થાય છે. ૯૩

જવ-બોરા અને કળથીના કવાથ, ક્ષાર, સુરા, દહીં, તથા દૂધમાંથી કાઢેલું ઘી સરખે ભાગે લઈને સિદ્ધ કરેલું ઘી સ્નેહાર્થે વપરાતાં ધૃતોમાં ઉત્તમ છે. ૯૪

તેલ-મજ્જા-વસા તથા ઘીને બોરાં તથા ત્રિફળાના કવાથથી સિદ્ધ કરીને યોનિદોષમાં અને શુક્ર દોષમાં વાપરવાં જોઈએ. ૯૫

અતિમાત્રામાં તથા ઉતાવળથી સ્નેહ સેવન કરવાના દોષો—

જેવી રીતે વસ્ત્ર યોગ્ય માત્રામાં પાણીને ગ્રહણ કરે છે અને વધારાનું પાણી નીતરી જાય છે તેવી રીતે અગ્નિબળ પ્રમાણે સ્નેહ પચી જાય છે અને વધારાનો સ્રવી જાય છે. ૯૬

અથવા ઉતાવળે સીંચેલું પાણી માટીના પીંડાને જરાકજ ભીંજવીને સ્રવી જાય છે તેવી રીતે ઉતાવળે સેવેલો સ્નેહ સ્નેહન કર્યા વિના સરી જાય છે. ૯૭

લવણયુક્ત સ્નેહના ગુણો—

લવણયુકત સ્નેહો માણસને સત્વર સ્નિગ્ધ બનાવે છે કારણ કે લવણ અભિષ્યન્દી, અરૂક્ષ, સૂક્ષ્મ, ઉષ્ણ અને વ્યવાયી છે. ૯૮

સ્નેહ સ્વેદ વગેરેનો ક્રમ—

સૌ પહેલાં સ્નેહનો અને પછી સ્વેદનો પ્રયોગ કરવો જોઈએ. જેનું સ્નેહન અને સ્વેદન થયું છે તેનું પછી સંશોધન કે સંશમન કરવું જોઈએ. ૯૯

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં શ્લોક—

સ્નેહો, સ્નેહવિધિ, ઔષધો સહિત સર્વ વ્યાપત્સિદ્ધિ એ સર્વ પ્રશ્નાનુસાર ભગવાન ચન્દ્રભાગાના પુત્ર પુનર્વસુએ કહી દેખાડ્યું છે. ૧૦૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકમુનિથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'સ્નેહાધ્યાય' નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય ચૌદમો

### સ્વેદાધ્યાય

સ્વેદાધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'સ્વેદાધ્યાય'ની વ્યાખ્યા કરશું, આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧, ૨

સ્વેદના ગુણો—

જેનો યથાવત્ પ્રયોગ કરવાથી સ્વેદસાધ્ય વાત અને કફાત્મક રોગો શાન્ત થાય છે તે સ્વેદો અહીંથી કહેવામાં આવશે. ૩

સ્નેહન આપ્યા પછી સ્વેદનથી વાયુ જીતાતાં મળ-મૂત્ર કે વીર્ય કદી પણ રોકાઈ રહેતાં નથી. ૪

કારણ કે સ્નેહન અને સ્વેદન કરવાથી સૂકાં લાકડાંને પણ માણસો સહેજે વાળી શકે છે તો પછી જીવતાં માણસોની શી વાત કરવી ! ૫

સ્વેદ જે રીતે કામ કરે છે—

રોગ-ઋતુ તથા રોગી અનુસાર, બહુ ગરમ કે બહુ મૃદુ નહિ એવો, યથોચિત દ્રવ્યથી યુકત અને યોગ્ય અંગમાં યોજાયેલો સ્વેદ કાર્યસાધક માન્યો છે. ૬

સ્વેદની કલ્પના રોગાદિની અપેક્ષા રાખે છે—

વ્યાધિ શીત અને શરીર જો મહાબલ હોય તો મહાબલ, દુર્બલ હોય તો દુર્બલ અને મધ્યમ હોય તો મધ્યમ સ્વેદ હિતકર છે. ૭

વાતકફમાં સ્નિગ્ધ-રૂક્ષ, વાતમાં સ્નિગ્ધ અને કફમાં રૂક્ષ સ્વેદ પ્રયુક્ત કરવો ઇષ્ટ છે. ૮

જો વાત આમાશયગત હોય તો પ્રથમ રૂક્ષતા કરીને પછી સ્નિગ્ધ સ્વેદ હિતકર છે. અને જો કફ પકવાશયમાં આશ્રય કરીને રહેલો હોય તો પ્રથમ સ્નિગ્ધ કરી પછી સ્વેદ હિતકર છે. ૯

વૃષણ—હૃદય અને નેત્રને મૃદુ સ્વેદ આપવો અથવા તો ન જ આપવો; વંક્ષણ પ્રદેશમાં મધ્યમ સ્વેદ અને શરીરના બાકીના અવયવોમાં જરૂરીઆત પ્રમાણે સ્વેદ આપવો. ૧૦

**સ્વેદમાં હૃદય તથા વંક્ષણની રક્ષાનો વિધિ—**

સારી પેઠે ધોયેલાં કપડાંથી, ઘઉંના પિંડથી અથવા તો પદ્મ કે ઉત્પલનાં પાંદડાંઓથી આંખોને ઢાંકીને સ્વેદ આપવો. ૧૧

મોતીઓની શીતળ માળાઓથી, શીતળ પાત્રોથી અને જલાર્દ્ર કમળો અને હસ્તોથી, જેનું સ્વેદન થતું હોય તેના હૃદયને સ્પર્શ કરવો. ૧૨

**સરખી રીતે અપાયેલા સ્વેદનાં લક્ષણો—**

શીત અને શૂલ શાંત થાય ત્યારે, સ્તબ્ધતા અને ભારેપણું દૂર થાય, મૃદુતા ઉત્પન્ન થાય અને પસીનો આવે ત્યારે સ્વેદનકાર્ય કરતાં અટકી જવું એમ મનાય છે. ૧૩

**અતિસ્વેદનાં લક્ષણો—**

પિત્તપ્રકોપ, મૂર્છા, શરીરની શિથિલતા, તૃષા, દાહ, સ્વર તથા અંગની દુર્બળતા— એ અતિસ્વેદન થયાનાં લક્ષણ છે. ૧૪

**અતિસ્વેદની ચિકિત્સા—**

'તસ્યાશિતીય' અધ્યાયમાં ગ્રીષ્મચર્યાનો જે મધુર સ્નિગ્ધ અને શીતલ વિધિ કહ્યો છે તે અતિસ્વિન્ન પુરુષને સંપૂર્ણપણે કરવો જોઈએ. ૧૫

**સ્વેદન આપવા યોગ્ય પુરુષો—**

જેઓ નિત્ય, કષાય મદ્ય લે છે તેને, ગર્ભિણીને, રક્તપિત્તના રોગી, અતિસારી, રૂક્ષ, મધુમેહી, પકવગુદવલી, ગુદભ્રંશવાળા, વિષ કે મદ્યના વિકારવાળા, થાકેલા, બેશુધ્ધ થયેલા, સ્થૂલ, પિત્તમેહી, તરસ્યા, ભૂખ્યા, ક્રોધ પામેલા, શોકાતુર, કમળાના રોગી, ઉદરરોગી, ક્ષતરોગી, વાતરક્તના રોગી, દુર્બલ, અતિ સુકાયેલા, જેનું ઓજસ ક્ષીણ થયું હોય તેવા, તથા તિમિરના રોગીઓને વૈદ્યે સ્વેદ ન કરાવવો. ૧૬--૧૯

**સ્વેદથી સાધ્ય રોગો—**

પ્રતિશ્યાય, ખાંસી, હેડકી, શ્વાસ, ભારેપણું, કર્ણશૂલ, મન્યાશૂલ, શિરઃશૂલ, સ્વરભેદ, ગલગ્રહ, અર્દિત, એકાંગ વાત, સર્વાંગ વાત, પક્ષાઘાત, વિનામક, કોષ્ઠનો આનાહ, મલબંધ, મૂત્રાઘાત, વિજૃંભક, પાર્શ્વગ્રહ, પૃષ્ઠગ્રહ, કટીગ્રહ, કુક્ષિગ્રહ, ગૃધ્રસી મૂત્રકૃચ્છ્ર અંડવૃદ્ધિ, અંગમર્દ, પાદ-જાનુ-ઊરુ અને જંઘાની પીડા તથા જકડાઈ જવું, સોજો, ખલ્લી, આમદોષ, શીત, કમ્પન, વાતકંટક, સંકોચ, આયામ, શૂલ, સ્તમ્ભ, ગૌરવ, સુપ્તિ અને આખા શરીરના વ્યાધિઓમાં સ્વેદન હિતકર કહેલ છે. ૨૦--૨૪

**પિંડસ્વેદનાં દ્રવ્યો—**

સાથે મેળવેલા તલ, અડદ, કળથી, અમ્લદ્રવ્યો, ઘી, તેલ, માંસ, અને ભાત એઓથી, દૂધપાકથી, કૃશરાથી અને માંસથી પિંડસ્વેદ યોજવો જોઈએ. ૨૫

**પ્રસ્તરસ્વેદનાં દ્રવ્યો—**

ગાય, ગર્દભ, ઊંટ, સૂવર અને અશ્વના મળ, ફોતરાં સહિત જવ, રેતી, ધુળ, પત્થર, અડાયાં અને લોહ-ચૂર્ણની પોટલીઓથી શ્લેષ્મવાળાઓને સ્વેદ આપવો; પુર્વોક્ત તલ આદિ દ્રવ્યોથી વાતવાળાઓને સ્વેદ આપવો; પ્રસ્તર સ્વેદમાં પણ આ દ્રવ્યો દોષ અનુસાર કહેલ છે. ૨૬-૨૭

**ભૂ-કુટી-જેન્તાક સ્વેદનાં દ્રવ્યો—**

નિર્ધૂમ અંગારાઓથી તપેલાં ભોંયરાં, જેન્તાક અને

ઉષ્ણ ગર્ભગૃહોમાં સારી પેઠે અભ્યંગ કરેલા પુરુષનું સુખપૂર્વક સ્વેદન થાય છે. ૨૮

नाडीस्वेदननां द्रव्यो—

દેશ અને કાળના વિભાગને જાણનાર ઉત્તમ વૈદ્યે યુક્તિદ્વારા ગ્રામ્ય--આનૂપ અને ઔદક પ્રાણીઓનાં માંસમાં દૂધ, બકરાનું માથું, સૂવરનાં શરીરનો મધ્ય ભાગ, પિત્ત અને લોહી, સ્નેહ યુક્ત દ્રવ્યો, તેલ અને તંદુલ--એ બધાંને ઉકાળીને નાડીસ્વેદની યોજના કરવી. ૨૯, ૩૦

વાયવરણો–ગળો–એરંડો–સરગવો–મૂળા–સરસવ–અરડૂશી–વાંસ–કરંજ–આકડો,–આસોંતરો-મીઠો સરગવો-સફેદ ફૂલનો કાંટાશેરિયો–માલતી–સુરસા–રામતુલસીનાં પત્રો સાથે પાણી ઉકાળીને નાડીસ્વેદની યોજના કરવી. ૩૧, ૩૨

અજમો–પંચમૂલ–સુરા–દહીંનું પાણી–મૂત્રો અને સ્નેહયુક્ત અમ્લદ્રવ્યથી નાડીસ્વેદની યોજના કરવી જોઇએ. ૩૩

अवगाह तथा परिषेकस्वेदनां द्रव्यो—

આ જ ક્વાથોને જલકોષ્ઠમાં વાપરવા જોઇએ. અને સ્વેદન માટે ઘી–દૂધ અને તેલના કોઠાના પ્રયોગ કરાવવા જોઇએ. ૩૪

उपनाह स्वेदनां द्रव्यो—

અમ્લ–સ્નેહ–કિણ્વ અને લવણયુક્ત ઘઉંના કરકશ લોટથી અને જવના લોટથી તૈયાર કરેલ લોપરી પ્રશસ્ત છે. ૩૫

સુગન્ધિ દ્રવ્યો–સુરાનું બીજ–દોડી–સુવાદાણા અને કઠ તથા તેલથી યુક્ત અળસીથી બનાવેલ લોપરી લગાડવી. ૩૬

उपनाह स्वेदमां बंधन द्रव्यो—

રોમયુક્ત અને દુર્ગન્ધિરહિત ઉષ્ણવીર્ય ચામડું લોપરી ઉપર બાંધવું જોઇએ. પણ તે ન મળે તો રેશમી કે ઊનના વસ્ત્રોથી બાંધવી. ૩૭

उपनाह स्वेदमां बंधमोक्षनी विधि—

વિદાહ ન થવા માટે રાત્રે બાંધેલો દિવસે અને દિવસે બાંધેલો પાટો રાત્રે છોડવો પણ શીતકાળમાં લાંબો વખત પાટો રાખી શકાય. ૩૮

तेर प्रकारना स्वेद—

સંકર પ્રસ્તર નાડી, પરિષેક, અવગાહન, જેન્તાક અશ્મઘ્ન, કર્ષૂ, કુટી, ભૂ, કુમ્ભિકા, કૂપ અને હોલાક, એ તેર પ્રકારે સ્વેદન થાય છે તે બધાય એક પછી એક હું યથાવત્ત કહી દેખાડીશ ૩૯--૪૦

संकरस्वेदनी कल्पना—

તેમાં વસ્ત્રના એવડમાં રાખીને કે વસ્ત્રના એવડમાં રાખ્યા વગર કહ્યા પ્રમાણેના પિંડોથી સ્વેદન થાય તેને સંકરસ્વેદ જાણવો. ૪૧

प्रस्तरस्वेदनी कल्पना—

શૂકધાન્ય, શમીધાન્ય, અને પુલાકધાન્યની બનાવેલ કે વેશવાર, પાયસ, કૃશરા અને ઉત્કારિકા વગેરેની બનાવેલ બિછાતમાં રેશમી કે ઊનનું ઓછાડ નાખી અથવા ધોળા એરંડાનાં, રાતા એરંડાના કે આકડાના પાન પાથરી સર્વ અંગે સારી પેઠે તેલ ચોળેલ રોગીને સુવાડીને સ્વેદન કરવું તેને પ્રસ્તર સ્વેદ જાણવો. ૪૨

नाडीस्वेदनी कल्पना—

બાફ બહાર ન કાઢી નાખે તેવી હાંડીમાં ઊકાળેલાં મૂળ, ફળ, પત્ર, કુંપળો વગેરે અથવા ઉષ્ણ સ્વભાવવાળાં પશુ-પક્ષીનાં માંસ-માથાં-પગ વગેરે અથવા અમ્લદ્રવ્યો લવણ અને સ્નેહથી યુક્ત મૂત્ર-દૂધ વગેરે સ્વેદન દ્રવ્યોની બાફ, શરેષિકા–વંશદલ કરંજપત્ર કે આંકડાનાં પાનમાંનાં ગમે તે એકમાંથી બનાવેલી, હાથીની સૂંઢના અગ્રભાગના આકારના, વાંભ લાંબી કે અરધી વાંભ લાંબી, વાંભનાં ચોથા ભાગ અને આઠમા ભાગ જેટલી ગોળાઈવાળાં ક્રમશઃ મૂળ અને અગ્રભાગના છીદ્રવાળી, વાત હરનાર પાંદડાંઓથી સર્વ બાજુએ ઢાંકેલ છિદ્રોવાળી, બે વાર

કે ત્રણ વાર વાંકી વાળેલી નાળ વડે આખા શરીરે વાતહર દ્રવ્યોથી સિદ્ધ કરેલ સ્નેહથી. અભ્યંગ કરાવેલ રોગીએ બાફ લેવી; સીધી ન જઈ શકતી બાફ, પ્રબળ વેગ અટકી જવાથી ચામડીને દઝાડ્યા વગર સુખ પૂર્વક સ્વેદન કરે છે. આ પ્રમાણે નાડી સ્વેદ થાય. ૪૩

परिषेकस्वेदनी કલ્પના—

વાતિક અને વાત પ્રધાન મૂળ આદિના સહન થઈ શકે તેવા ઉષ્ણુ કવાથોથી ગાગર ઝારો કે ઝારી ભરી દઈને, જરૂરીઆત પ્રમાણે સિદ્ધ કરેલા સ્નેહથી સર્વાંગે અભ્યંગ કરેલ અને વસ્ત્રથી ઢાંકેલ રોગીને પરિસિંચન કરવું. એ પરિષેકસ્વેદ થયો. ૪૪

અવગાહસ્વેદની કલ્પના—

વાત હરનાર કવાથ-દૂધ-તેલ-ઘી-માંસરસ અને ઊનાં પાણીની કોઠીમાં નહાવું એ લોક પ્રસિદ્ધ અવગાહ જ છે. ૪૫

જેન્તાક સ્વેદની કલ્પના—

હવે જેન્તાક કરવાની ઇચ્છાવાળાએ ભૂમિની પરીક્ષા કરવી જોઈએ. તેમાં નગરથી કે ગામથી પુર્વ દિશા કે ઉત્તર દિશામાં કાળી અને મધુર માટીવાળા કે સોના-રંગી માટીવાળા ગુણયુકત અને વખાણવા લાયક ભૂમિ પ્રદેશમાં વાવ, તળાવ આદિ જલાશયોમાંના એકના, દક્ષિણ તરફ કે પશ્ચિમ તરફ ઘાટવાળા તીરે, સપાટ અને સુંદર વિભાગવાળા ભૂમિ પ્રદેશમાં જલથી સાત કે આઠ અરત્નિ દૂર જઈને ઘાટની સામે આવે તેવી રીતે ઉગમણા મોઢાંની કે ઉત્તરાદા મોઢાંની ઊંચાઈ અને વિસ્તારમાં પૂરા સોળ અરત્નિ, ચારે બાજુથી બરાબર ગોળ, માટી કામની સંપત્તિવાળી અને અનેક બારાંવાળી એક ગોળ કુટી કરાવવી. આ ગોળ કુટી અંદર ભીંતની સાથો સાથ બારણાં સુધી એક અરત્નિ વિસ્તારની તથા ઊંચાઈની ઓટલી કરવી. આ ગોળ કુટીની મધ્યમાં ચાર હાથ વિસ્તારનો પુરુષ જેટલો ઊંચો માટીનો બનાવેલો, કન્દુ આકારનો, ઘણાં સૂક્ષ્મ છિદ્રવાળો અંગારાના કોઠારૂપી સ્તંભ, ઢાંકણુ સહિત કરાવવો. અને તેને ખેર અને શાલ વગેરેનાં લાકડાંઓથી ભરી દઈને પ્રદીપ્ત કરવો. જ્યારે તે જાણે કે લાકડાં બરાબર બળી ગયાં છે અને ધૂમાડો ચાલ્યો ગયો છે તથા તે અગ્નિઘર આખુંય અગ્નિથી તપી ગયું છે અને સ્વેદ યોગ્ય ગરમીથી યુકત છે ત્યારે વાતહર દ્રવ્યથી સિધ્ધ કરેલ સ્નેહથી અભ્યંગ કરેલા અંગવાળા અને વસ્ત્રથી લપેટેલા એ પુરુષને પ્રવેશ કરાવવો અને પ્રવેશ કરાવતાં એને શીખામણ આપવી, "હે સૌમ્ય, કલ્યાણ અને આરોગ્ય માટે તું આમાં પ્રવેશકર; અને પ્રવેશ કરીને આ ઓટલી ઉપર ચડીને ઠીક પડે તેમ એક અથવા બીજે પડખે સૂજે; વળી સ્વેદ અને મૂર્ચ્છાથી ઘેરાયા છતાં પણ પ્રાણ ચાલતા હોય ત્યા સુધી આ ઓટલી છોડવી નહિ; કારણ કે એ ઓટલીના અવકાશથી ભ્રષ્ટ થતાં સ્વેદ અને મૂર્ચ્છાથી ઘેરાઈ જવાને લઈ બારણું ન મળવાથી તું તરત મરી જઇશ. માટે આ ઓટલીને કોઇપણ કારણે છોડજે મા. જ્યારે તું પોતાને અભિષ્યન્દ રહિત, સ્વેદની ચીકાશ બરાબર નીકળી ગયેલ, સર્વ સ્રોત ખૂલી ગયેલ, હલકો થયેલ અને કોષ્ઠના સ્તંભ, સુપ્તિ, વેદના અને ભારેપણાં રહિત જાણુ ત્યારે તે ઓટલીને અનુસરતાં અનુસરતાં દ્વારે પહોંચી જવું અને બહાર નીકળીને આંખોને નુકશાનથી બચાવવા માટે શીતળ જળથી એકદમ સ્પર્શ કરવો નહિ; એક મુહૂર્ત પછી ગરમી અને થાક દૂર થતાં નવશેકાં પાણીથી વિધિપૂર્વક સ્નાન કરી ભોજન કરવું. આ જેન્તાક સ્વેદ થયો. ૪૬

अश्मघन સ્વેદની કલ્પના—

સૂતેલાં મનુષ્ય જેટલાં માપવાળી નકકર પત્થરની શિલાને સળગાવેલાં વાતહર લાકડાંથી તપાવીને સર્વ અંગારા દૂર કરી, ગરમ પાણી છાંટી, તે શિલા ઉપર રેશમી કે ઊનનું વસ્ત્ર પાથરી, સર્વ અંગે સારી પેઠે તેલ ચોળેલ પુરુષ તેના ઉપર સૂઈને સુતરાઉ ચાદર, મૃગચર્મ, રેશમી ચાદર અથવા ધાબળો સારી રીતે ઓઢવાથી સુખેથી સ્વેદયુક્ત થાય છે. આ પ્રમાણે અશ્મઘન કહ્યો. ૪૭-૪૯

કર્ષૂસ્વેદની કલ્પના—

હવે કર્ષૂસ્વેદ કહેવામાં આવશે. સ્થાનના વિભાગને જાણનાર વૈદ્યે ખાટલા નીચે કર્ષૂ એટલે કે સાંકડા મોઢાનો અને અંદરથી પહોળો ખાડો ખોદાવવો. ૫૩

ત્યાર પછી તે કર્ષૂને પ્રજ્વલિત અને ધુમાડારહિત અંગારાથી ભરી દેવો એટલે તેના ઉપર શય્યામાં સૂતેલા પુરુષનું સુખેથી સ્વેદન થાય છે. ૫૧

કુટીસ્વેદની કલ્પના—

બહુ ઊંચાઈ કે વિસ્તાર વગરની, ગોળ આકારની, બારી જાળી રહિત, અને જાડી ભીંતવાળી એક કુટી કરીને તેને અંદરના ભાગમાં કઠ વગેરેથી લીપવી. ૫૨

કુટીની વચ્ચે પ્રાવાર ઓઢવાનું જાડું વસ્ત્ર, મૃગચર્મ, રેશમી વસ્ત્ર, પટ્ટ, ધાબળો અને શણિયાં બિછાવેલ શય્યા વૈદ્યે કરાવવી. ૫૩

અને અંગાર ભરેલી સગડીઓ સર્વ બાજુએ રાખીને તેલ ચોળેલ પુરુષે અંદર શય્યા ઉપર ચઢવું એટલે સુખેથી સ્વેદન થાય છે. ૫૪

ભૂસ્વેદની કલ્પના—

અશ્મઘન સ્વેદની જે વિધિ છે તેજ વિધિનો પ્રશસ્ત, વાયુરહિત અને સપાટ ભૂમિ ઉપર કરવાનો ભૂસ્વેદમાં ઉપદેશ આપવામાં આવે છે. ૫૫

કુંભીસ્વેદની કલ્પના—

વાતહર ક્વાથથી ભરેલી ગાગરને અર્ધાભાગ જેટલી કે ત્રીજા ભાગ જેટલી, ધરતીમાં દાટવી અને તેની ઉપર બહુ જાડાં પાથરવાનાં ન હોય તેવો ખાટલો કે આસન રાખવું. પછી સારી પેઠે તપેલા લોઢાના ગોળા કે પાષાણ ગાગરમાં નાખવા. સારી પેઠે ઢાંકેલ અંગવાળા અને વાતનાશક સ્નેહોનો શરીરે સારી પેઠે અભ્યંગ કરેલ હોય તેવા પુરુષનું તે ગરમીથી સુખપૂર્વક સ્વેદન થાય છે. ૫૬–૫૮

કૂપસ્વેદની કલ્પના—

સીધા વાયુ વગરના, પ્રશસ્ત પ્રદેશમાં, ખાટલા જેટલા વિસ્તારનો અને એથી બમણો ઊંડો સાફ કરેલો કૂવો કરવો. ૫૯

હાથી, ઘોડા, ગાય, ગર્દભ અને ઊંટનાં લાદ અને છાણ સળગાવીને ભરેલા તેની ઉપર સરખી રીતે પાથરેલ ખાટલામાં સારી રીતે ઢંકાયેલ અને તેલ ચોળેલ હોય તેવા પુરુષનું સુખેથી સ્વેદન થાય છે. ૬૦

હોલાકસ્વેદની કલ્પના—

અગાઉ કહ્યા પ્રમાણેનાં લાદ–છાણથી ખાટલાના માપની સગડી સળગાવવી; અને તે સારી પેઠે સળગી રહે અને ધુમાડો ન રહે ત્યારે અગાઉ કહ્યા પ્રમાણેની શય્યા તેના ઉપર રાખવી. સારી પેઠે ઓઢેલ અને તેલ ચોળેલ પુરુષનું ત્યાં સૂવાથી સુખેથી સ્વેદન થાય છે. ૬૧, ૬૨

આ પ્રમાણે આ સુખકારક હોલાકસ્વેદ મહર્ષિએ કહી દેખાડયો છે. આમ સાગ્નિક સ્વેદ તેર જાતનો છે. ૬૩

દશ પ્રકારનો નિરગ્નિસ્વેદ—

વ્યાયામ, ગરમ ઘર, જાડું ઓઢવાનું, ભૂખ, બહુ મદ્યપાન, ભય, ક્રોધ, લોપરી, યુદ્ધ અને તડકો- એ દશ વાનાં, મનુષ્યનું નિરગ્નિક સ્વેદન કરે છે. આ પ્રમાણે બે જાતનો સ્વેદ કહ્યો. ૬૪, ૬૫

બીજા છ પ્રકારના સ્વેદો—

સાગ્નિક અને નિરગ્નિક ઉપરાંત એકાંગગત એટલે અમુક જ એક અંગનો અને સર્વાંગગત એટલે સર્વ અંગનો, તથા સ્નિગ્ધ અને રૂક્ષ આ ત્રણ જાતનાં જોડકાં સ્વેદનને ઉદ્દેશીને કહી દેખાડયાં છે. ૬૬

સ્વેદ અપાયેલ પુરુષનું વર્તન—

અંદર અને બહાર સ્નેહન અપાયેલા મનુષ્યનું સ્વેદન કરવું જોઈએ; સ્વેદન પામેલાએ પથ્યભોજન કરવું,

જોઈએ અને જેનાં અંગોનું સ્વેદન થયું હોય તે પુરુષે તે દિવસે વ્યાયામ તજી દેવો જોઈએ. ૬૭

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

સ્વેદ જે પ્રમાણે કાર્યસાધક છે, જે જાતનો સ્વેદ જેઓને હિતકર છે, જે ભાગમાં જે પ્રમાણે સ્વેદ યોગ્ય છે અને જે ભાગનું જે પ્રમાણે રક્ષણ કરવું જોઈએ તે અને સ્વેદન પામેલા અને ખૂબ સ્વેદન પામેલાનાં લક્ષણો તથા વધારે પડતાં સ્વેદન પામેલાનું ઔષધ, સ્વેદન ન કરવા યોગ્ય અને સ્વેદન યોગ્ય પુરુષો, સ્વેદનની વસ્તુઓ અને વિધાન તેર પ્રકારનો સાગ્નિક સ્વેદ, દશ પ્રકારનો નિરગ્નિક સ્વેદ અને સંક્ષેપમાં છ સ્વેદ– એ બધાં 'સ્વેદાધ્યાયમાં' બતાવ્યાં છે. ૬૮,૬૯,૭૦

સ્વેદપ્રકરણમાં જે કહેવા યોગ્ય હતું તે મહર્ષિએ કહી દેખાડયું છે. શિષ્યોએ ગ્રહણ કરી લેવું કારણકે પુનર્વસુ ઉપદેશ કરનાર છે. ૭૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'સ્વેદાધ્યાય' નામક ચૌદમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય પંદરમો.

### ઉપકલ્પનીય અધ્યાય

उपकल्पनीय अध्यायनो उपक्रम—

"હવે અહિંથી 'ઉપકલ્પનીય' અધ્યાયની વ્યાખ્યા કરશું" આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણેજ કહ્યું હતું. ૧, ૨

वमनादि कर्म पहेलां सामग्री भेगी करवानुं प्रयोजन—

અહીં ખરેખર રાજાને, રાજાના જેવાને અથવા બીજા કોઈ મહાધનવાનને વમન અથવા વિરેચન ઔષધ પાવા ચાહતા વૈદ્યે ઔષધ પાતાં પહેલાં જ જરૂરયોગ્ય સાધનસામગ્રી તૈયાર રાખવી જોઈએ; કેમકે ઔષધનો સમ્યક યોગ થતાંજ પથ્ય પદાર્થો, તેમજ ઔષધનો અપયોગ થતાં ઉત્પન્ન થએલી વ્યાપદને જાણી તેનો ઇલાજ કરવા માટેના પદાર્થો તૈયાર હોવા જોઈએ; કેમકે વ્યાપત્તિ ઉત્પન્ન થતાં દુકાનો અને ધન મોજૂદ છતાં તત્કાળ ચિકિત્સા માટે, જોઈએ તેવો ઔષધોનો સંગ્રહ જલદી કરવો એ સહેલું નથી. ૩

એ પ્રમાણે પ્રવચન કરતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું—ખરું, ભગવાન! જ્ઞાનવાન વૈદ્યે પ્રથમથી જ ઔષધનો એવી રીતે પ્રયોગ કરવો જોઈએ કે જે પ્રકારે પ્રયોગ કરવામાં આવતાં ઔષધ અવશ્ય સફળ નીવડે; કેમકે ઔષધના સમ્યક્ પ્રયોગને કારણેજ સઘળાં કર્મોની અભીષ્ટ સિદ્ધિ થાય છે; અને વ્યાપત્તિ ઔષધના અસમ્યક્ પ્રયોગને કારણે થાય છે. હવે જો સારી કે નરસી રીતે આરંભેલું કર્મ નિયમ વગર સફળ કે વિફળ થતું હોય તો જ્ઞાન અને અજ્ઞાન બન્ને એક સરખાં બની જાય.

જવાબમાં ભગવાન આત્રેયે તેને કહ્યું–અગ્નિવેશ, જે પ્રમાણે કરવાથી ઔષધ અવશ્ય સફળ જ થાય તે પ્રમાણે કરવાનું અને તે પ્રયોગની શ્રેષ્ઠતાનો યોગ્ય રીતે ઉપદેશ કરવાનું અમારા માટે કે, અમારા જેવા માટેજ શકય છે. પરંતુ એવો કોઈ નથી કે જે આ પ્રમાણે કરેલ ઉપદેશને બરાબર ધારણ કરવા અથવા તો ધારણ કરીને તેવી રીતે તેનો અર્થ જાણવાને કે પ્રયોજવાને ઉત્સાહ ધરાવે; કેમકે દોષ, ઔષધ, દેશ, કાળ, બળ, શરીર, આહાર, સાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ અને ઉંમરના અવસ્થાભેદો સૂક્ષ્મ છે. જેનો વિચાર કરવામાં આવતાં તે નિર્મળ અને વિશાળ બુદ્ધિવાળાની બુદ્ધિને પણ વ્યાકુળ કરી દે તો પછી અલ્પબુદ્ધિવાળાનું કહેવુંજ શું? માટે ઔષધિના સમ્યક્ પ્રયોગનો અને અયોગ્ય રીતે યોજાયેલાં ઔષધથી ઉત્પન્ન થયેલ વ્યાપદ્ દૂર કરવાનાં સાધનોનો એ બન્નેનો હવે પછી સિદ્ધિ સ્થાનમાં ઉપદેશ કરશું.

एकठी करवानी सामग्री—

ત્યારે હવે વિવિધ પ્રકારની સાધનસામગ્રીઓ સંક્ષેપમાં પણ કહેશું. તે જેમકે–દૃઢ બહુ વાયુરહિત,

એક તરફથી હવા આવે જાય એવું, સુખેથી હરીફરી શકાય તેવું, ઊંચા ઘર અને પર્વત આદિથી દૂર, જેમાં ધૂમાડો–તડકો–વરસાદ અને રજ ન આવી શકે એવું તેમજ અનિષ્ટ શબ્દ-સ્પર્શ-રૂપ-રસ કે ગન્ધ ન આવી શકે તેવું, જલાશય, ખાંડણિયો, સાંબેલું, જાજરુ, નહાવાની જગ્યા તેમજ રસોડાની સગવડવાળું પ્રશસ્ત ગૃહ જ પ્રથમ તો કુશળ સ્થપતિએ તૈયાર કરવું જોઈએ.

તે પછી શીલ, શૌચ, આચાર, અનુરાગ, કર્મમાં કુશળતા અને અનુકૂળતાથી યુકત, સેવા સરભરામાં કુશળ, સર્વકર્મોમાં પૂર્ણ ચતુર, દાળભાત રાંધનારા, સ્નાન કરાવનારા, અંગ દબાવનારા શય્યામાંથી ઉઠાડનારા, સુવાડનારા, દવા પીસનારા અને સર્વકર્મોમાં સંપૂર્ણ અનુકૂળ પરિચારકોને હાજર રાખવા.

તથા ગાયન, વાદ્ય, સ્તોત્ર, શ્લોક, કથા, આખ્યાન ઇતિહાસ અને પુરાણમાં કુશળ, અભિપ્રાયને સમજનારા, સંમતિ પામેલા, દેશકાળને જાણનારા, સભ્ય પુરુષોને હાજર રાખવા.

તથા લાવ, સફેદ તિત્તિર, સસલાં, હરણ, એણ, કાલપુચ્છ, મૃગમાતૃક (વિશાળ ઉદરવાળો હરણ) અને મેંઢા પણ તૈયાર રાખવા.

દૂઝણી, શાંત સ્વભાવવાળી, નીરોગી અને જીવતા વાછરડાવાળી ગાયને ઘાસ, રહેવાની જગ્યા અને પાણીની સંપૂર્ણ વ્યવસ્થા સહિત રાખવી.

તથા પંચપાત્ર, આચમની, ગોળો, ઘડો, તપેલી, કડાઈ, ગાગર, માણ, કુંડું, શકોરું, કડછી, સાદડી, ભુઆરું, તેલ પકાવાનું પાત્ર, રવૈયો, વ્યાઘ્રચર્માદિ વસ્ત્ર, સૂતર, કપાસ, ઊન વગેરે દ્રવ્યો એકઠાં કરી હાજર રાખવાં. સારી રીતે બિછાવેલાં પાથરવાનાં-ઓઢવાનાં-ગાલમસૂરિયાં સહિત ઓશીકાંવાળાં પાસે, ઝારી અને પાળું રાખેલાં તથા સુવાડવું, બેસાડવું, સ્નેહપાન, સ્વેદન, અભ્યંગ જાડો લેપ, પરિષેક, અનુલેપન, વમન, વિરેચન, આસ્થાપન, અનુવાસન, શિરોવિરેચન, પેશાબ અને ઝાડો આદિ કર્મોના ઉપચાર કરાવવાની સગવડવાળાં શયનો અને આસનો તૈયાર રાખવાં.

સારી રીતે ધોએલા ઉપરવટણા, ખૂબ લીસી, કઠણ અને મધ્યમ છીપરો, ઉપકરણ માટે (કુહાડી, કોદાળી, કાતર વગેરે) શસ્ત્રો અને ધૂમ્રપાનની નળી, બસ્તિની નળી, તથા ઉત્તરબસ્તિનું ઉપકરણ સાવરણી, ત્રાજવું ઘી, તેલ, વસા, મજ્જા, મધ, ફાણિત (ગોળની રાબ), લવણ, બળતણ જળ મધુ, સીધુ સુરા સૌવીરક, તુષોદક, મૈરેય, મેદક, દહીં દહીંનો મંડ, છાશ, ધાન્યામ્લ, (કાંજી), અને મૂત્રો (ગાય આદિના) ને પણ તૈયાર રાખવાં.

તથા શાળ, સાઠી ચોખા મગ, અડદ, જવ, તલ, કળથી, બોર, મોટી દ્રાક્ષ, શીવણ, ફાલસાં, હરડે, આમળાં અને બહેડાં વગેરે ઔષધદ્રવ્યો તૈયાર રાખવાં.

નાના પ્રકારનાં સ્નેહસ્વેદનાં સાધન દ્રવ્યો, તથા વમનકારક, વિરેચનકારક તેમજ બન્ને કરનારાં દ્રવ્યો, સંગ્રહણીય, દીપનીય, પાચનીય, ઉપશમનીય તથા વાતહરાદિ કહેલાં ઔષધો હાજર રાખવાં. વળી વ્યાપત્તિનો વિચાર કરી બીજું પણ જે કંઈ વ્યાપતચિકિત્સા માટે તેમજ પથ્યસેવન કરાવવા માટે ઉપયોગી સાધન-સામગ્રી જણાય તે સર્વની જોગવાઈ કરી રાખવી જોઈએ.

વમનનું પૂર્વકર્મ—

ત્યાર પછી તે પુરુષને કહ્યા પ્રમાણેના સ્નેહ અને સ્વેદ જરૂરીઆત પ્રમાણે કરાવવા; તે દરમિયાન જો તેને કોઈ અતિશય તીવ્ર માનસિક કે શારીરિક રોગ એકદમ થઈ આવે તો તેના તે રોગને જ શાન્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. ત્યાર પછી તેને શાંત કરીને તેટલાજ વખત સુધી એટલે જેટલો વખત શાંત થતાં લાગ્યો હોય તેટલો વખત તેવીજ જાતના કર્મથી તેનો ઉપચાર કરવો જોઈએ. ૮

વમનનો વિધિ—

ત્યાર પછી જેને સ્નેહ અને સ્વેદ આપેલા છે તેવા, પ્રસન્ન મનવાળા, જેણે સારી રીતે નિદ્રા લીધી છે તેવા,

ખાધેલું જેનું સારી રીતે પચી ગયું છે તેવા માથાબોળ નાહેલા અંગે, અનુલેપન કરેલા, માલાધારી, નવાં વસ્ત્ર પહેરેલ દેવતા-અગ્નિ-દ્વિજ-ગુરુ-વૃદ્ધ અને વૈદ્યની જેણે પૂજા કરી છે તેવા, તે પુરુષને જોઈ, શુભ નક્ષત્ર-તિથિ-કરણ અને મુહૂર્તમાં બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, આપેલા આશીર્વાદથી મન્ત્રેલી તથા મધ-જેઠીમધ-સિંધાલૂણ અને ફાણિતથી યુક્ત, મીંઢોળના કવાથની માત્રા તેને પીવરાવવી. ૯

સંશોધન (વમન)ની માત્રા—

મીંઢોળના કવાથની માત્રાનું પ્રમાણ અને વળી સર્વ સંશોધનોની માત્રાનાં પ્રમાણ પ્રત્યેક મનુષ્ય માટે વ્યક્તિગત હોય છે. જેનું જેટલું પીધેલું સંશોધન વિકારના દોષ દૂર કરવા સમર્થ થાય છે અને અતિયોગ કે અયોગ થતો નથી તેટલું એની માત્રાનું પ્રમાણ જાણવું જોઈએ. ૧૦

વમન ઔષધ પીધું હોય ત્યારે કર્તવ્ય—

તે પી ગયા પછી બે ઘડી તેના ઉપર નજર રાખતાં વાટ જોવી. જ્યારે પરસેવો આવવા માંડે ત્યારે તેનો દોષ પાતળો પડયો છે, રુંવાડાં ઊભાં થવાથી પોતાનાં સ્થાનથી ખસ્યો છે ઉદર ફૂલવાથી ઉદરમાં ગયેલો છે તથા મોળ અને મોમાં થૂંક આવવાથી ઊર્ધ્વગામી થયેલો છે એમ જણાય ત્યારે ગોઠણ જેટલું ઊંચું કે જોઈએ તેવડું લાંબું પહોળું અને જેના ઉપર પાથરવાનાં-ઓઢવાનાં-ઓશીકાં અને ગાલમસૂરિયાં સારી રીતે યોજવામાં આવ્યાં છે એવું આસન તેને બેસવા આપવું, થુંકદાનીઓ પાસે રાખી દેવી, કપાળ ચાંપવાને, પકડવામાં, પડખાં દાબવાને, નાભિભાગ દબાવવાને અને પીઠ ઉપર હાથ ફેરવવામાં જેનાથી શરમ ન આવે તેવા અને અનુકૂલ સગાં સંબંધીઓએ પ્રયત્ન કરવો. ૧૧

પછી તેને શિખામણ આપવી કે– હોઠ, તાળવું અને ગળું ખોલીને ઉત્પન્ન થયેલા વેગોને વધારે પડતી મહેનત કર્યા વગર પ્રેરતો, ડોક અને ધડને જરા નમાવીને, વેગમાં આવ્યા જેવા અપ્રવૃત્ત દોષોને પ્રવર્તાવતો, સારી રીતે કાપેલ નખવાળી બે આંગળીઓથી અથવા ઉત્પલ, કુમુદ કે સૌગન્ધિકની ડાંડલી ગળાને સ્પર્શ કરતાં કરતાં સુખેથી ઉલટી કર. તેણે તે પ્રમાણે કરવું. પછી પિકદાનીમાં પડેલી તેની ઉલટીને વૈદ્યે ધ્યાનપૂર્વક જોવી. કારણકે ઉલટીની વિશેષતા જોવાથી કુશળ વૈદ્ય યોગ-અયોગ અને અતિયોગના ભેદને જાણી જાય અને ઉલટીનો તફાવત જોઈ લેનાર તે વૈદ્ય આવશ્યક કર્મ પણ લક્ષણથી જાણી લે. માટે ધ્યાનપૂર્વક ઉલટીની પરીક્ષા કરવી જોઈએ.

વમનના અયોગ-યોગ-અતિયોગનાં લક્ષણો—

તેમાં અયોગ-યોગ અને અતિયોગના તફાવતનાં લક્ષણો આ પ્રમાણે થાય છે, જેમકે કોઈ કારણને લઈ દોષોની થોડી પ્રવૃત્તિ થવી અથવા તો પીધેલ ઔષધનું નીકળી જવું અથવા વેગોનો નિરોધ-એ અયોગનાં લક્ષણો થાય છે. સમયે પ્રવૃત્તિ, બહુ થોડી વ્યથા, ક્રમ અનુસાર દોષ દૂર થવો અને પોતાની મેળે રોકાઈ જવું-એ સમ્યક્ યોગનાં લક્ષણો થાય છે. દોષના પ્રમાણના ભેદથી યોગના તીક્ષ્ણ-મૃદુ અને મધ્ય એમ વિભાગ જાણવા. વળી અતિયોગથી ફીણયુક્ત લોહીની ચાંગાવાળી ઉલટી થાય છે- એ અતિયોગનાં લક્ષણો થાય છે. તેમાં અતિયોગ અને અયોગને કારણે આ ઉપદ્રવો જાણવા-પેટનું ચડવું, વાઢ, લાળ ઝરવી, હૃદયગ્રહ, અંગ જકડાવું, જીવરક્તનું નીકળવું, સિદ્ધિસ્થાનમાં કહેવામાં આવશે તે વિભ્રંશ, જડતા અને થાક એ ઉપદ્રવો. ૧૩

વમનના સમ્યગ્ યોગનું પશ્ચાત્ કર્મ—

તેને સમ્યગ્ યોગથી ઉલટી થયેલ જોઈને સારી પેઠે ધોયેલ હાથ-પગ અને મુખવાળા તેને બે ઘડી આશ્વાસન આપી, સ્નૈહિક-વૈરેચનિક અને ઉપશમનીય ધૂમમાંનો એક શક્તિ અનુસાર પિવડાવી ફરીને વળી જલનો ઉપસ્પર્શ કરાવવો. ૧૪

જેણે જલસ્પર્શ કર્યો છે એવા તેને બહુ પવન વગરના ઘરમાં પ્રવેશ કરાવી અને સુવરાવીને ભલામણ આપવી, 'ઊંચે સાદે બોલવું, બહુ ખાવું, બહુ ઊભું

રહેવું, બહુ ફરફર કરવું, ક્રોધ, શોક, હિમ. તડકો, ઝાકળ અને અતિસખત પવન, વાહનોથી જવું, મૈથુન, રાતે ઉજાગરો, દિવસે નિદ્રા, વિરુદ્ધ–અજીર્ણ–અસાત્મ્ય–અકાલ–અલ્પ–તુચ્છ–ભારે અને વિષમ ભોજન, વેગોને રોકવા અને ઉત્પન્ન ન થયેલા વેગોને પ્રેરવા– એમ આ ભાવોને મનથી પણ ન સેવતાં આખો દિવસ પસાર કરજો.' તેણે તે પ્રમાણે કરવું જોઈએ. ૧૫

વમન અપાયેલ માટે संसर्जनक्रम —

પછી સાંજે કે બીજે દિવસે, નવશેકાં પાણીથી નાહેલા એને, જૂના લાલ શાળના ચોખાની સારી પેઠે પાતળી, નવશેકી યવાગૂ, પહેલાં ઉપલી આછ આપી, અગ્નિબળ જોઈને પિવડાવવી; એ પ્રમાણે બીજા અને ત્રીજા ટંકે પણ પાવી; પણ ચોથે ટંકે તેજ જાતના શાળના ચોખાની સ્નેહ અને લવણ વગરની કે થોડાંક સ્નેહ અને લવણ-વાળી, ખૂબ રંધાએલી વિલેપી ઊનાં પાણી સાથે ખવરાવવી; એ પ્રમાણે પાંચમે અને છઠ્ઠે ટંકે ખવરાવવું; વળી સાતમે ટંકે તેવીજ જાતના શાળના ૧૬ તોલા, સારી રીતે રંધાએલા ચોખા, થોડાક સ્નેહ અને લવણ યુક્ત, પાતળા મગના યૂષ સાથે, ઊનાં પાણીનાં અનુપાન-પૂર્વક ખવરાવવા; એ પ્રમાણે આઠમે અને નવમે ટંકે ખવરાવવુ; વળી દશમે ટંકે લાવ અને કપિંજલ વગેરેમાંના એકના, બહુ ઘટ નહિ તેવા, જલ અને લવણથી તૈયાર કરેલ માંસરસ સાથે, ઊનાં પાણીનાં અનુપાનપૂર્વક ભાત ખવરાવવા; એ પ્રમાણે અગિઆરમે અને બારમે ટંકે ખવરાવવું; એ પછીથી અન્નના ગુરુ-કઠિન-મધુરાદિ ગુણોનું ક્રમે ક્રમે ભોજન કરતાં, સાત રાત થતાં, સ્વાભાવિક ભોજન પર આવી જવું જોઈએ. ૧૬

विरेचननो विधि—

પછી એને ફરીથી સ્નેહ અને સ્વેદ આપીને, તેને પ્રસન્ન મનવાળો, જેણે સારી રીતે નિદ્રા લીધી છે તેવો ખાધેલું જેને સારી રીતે પચી ગયું છે તેવો અને જેણે હોમ–બલિદાન–મંગળ–જપ અને પ્રાયશ્ચિત્ત કર્યાં છે એવો જોઈને શુભ તિથિ,-નક્ષત્ર તથા કરણવાળા મુહૂર્તમાં બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, દોષ–ઔષધ–દેશ–કાલ–બલ–શરીર–આહાર–સાત્મ્ય–સત્વ–પ્રકૃતિ અને વયના અવસ્થાભેદો અને વિકારોને બરાબર જોઈ, નસોતરના કલ્કની એક તોલા જેટલી માત્રા, યથાયોગ્ય દ્રવમાં ઘોળી, પિવડાવવી. સારી રીતે વિરેચન પામેલ તેને, જ્યાં સુધી બલ–વર્ણ અને પ્રકૃતિ પ્રાપ્ત થાય ત્યાં સુધી, ધૂમપાન સિવાયની વમનમાં કહેલ વિધિ પ્રયોજવી. બલ અને વર્ણયુક્ત તથા પ્રસન્ન મનવાળો તેને જોઈને જેણે સારી નિદ્રા લીધી છે તેવા, 'ખાધેલું જેને સારી રીતે પચી ગયું છે તેવા માથાંબોળ નાહેલા, અંગે લેપન કરેલા માલાધારી, નવાં વસ્ત્ર પહેરેલ, યોગ્ય અલંકારોથી સુશોભિત તેને, સગાં–વહાલાંઓને દેખાડી, પછી જ્ઞાતિજનોને દેખાડવો. તે પછી તેને યથેચ્છ આહારવિહારની રજા આપવી. ૧૭

એ બાબતમાં શ્લોકો છે—

ગરીબ માણસનાં સંશોધનનો પ્રકાર—

રાજા, રાજાતુલ્ય અથવા વળી જેની પાસે પુષ્કળ ધન છે તે આ વિધિ અનુસાર સંશોધનને યોગ્ય છે. ૧૮

પણ ગરીબ માણસે માંદા પડીને દુર્લભ સાધન-સામગ્રી તૈયાર કર્યા વગર પણ તે વખતે યોગ્ય હોય તેવું સંશોધન ખુશીથી પીવું. ૧૯

બધાં મનુષ્યો પાસે બધી સાધનસામગ્રી હોતી નથી અને ભયંકર રોગો ગરીબોને પણ નથી પીડતા એમ નથી. ૨૦

માટે આપત્તિમાં મનુષ્યે જે જે ઔષધ કરવું શક્ય હોય તે તે અને વસ્ત્ર તથા ભોજન શકિત-અનુસાર સેવવાં ૨૧

સંશોધનના ગુણો—

મળ દૂરનાર-રોગહરનાર અને બલ તથા વર્ણને વધારનાર સંશોધન પીવાથી મનુષ્ય લાંબા આયુષ્યથી સારી રીતે યુક્ત થાય છે. ૨૨

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

રાજા વગેરેનું અને ધનવાનોનું વમન અને વિરેચન તથા જે સાધનસામગ્રી જેને માટે એકઠી કરીને પ્રયોજવી જોઈએ તે. જે માત્રા જે પ્રમાણે પ્રયોજવી જોઈએ તે, અયોગનું જે લક્ષણ, યોગ અને અતિયોગનું જે લક્ષણ, જે દોષો અને ઉપદ્રવો, સંશોધન પામેલાએ જે ન સેવવું જોઈએ તે અને જે પેયા વગેરેનો ક્રમ છે તે બધું પુનર્વસુએ 'કલ્પનાધ્યાયમાં' કહ્યું. ૨૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'ઉપકલ્પનીય' નામક પંદરમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

# અધ્યાય સોળમો

## ચિકિત્સાપ્રાભૃતીય અધ્યાય

चिकित्साप्राभृतीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'ચિકિત્સાપ્રાભૃતીય' અધ્યાયની વ્યાખ્યા કરશું." આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧, ૨

जाणकार वैद्ये योजेल विरेचनना गुणो—

ચિકિત્સાની સામગ્રીથી યુક્ત, બુદ્ધિમાન શાસ્ત્ર જાણનાર અને કર્મમાં તત્પરતાવાળો વૈદ્ય જે મનુષ્યને વમન–વિરેચન કરાવે છે તે મનુષ્ય સમ્યગ્ યોગને લઈ આરોગ્ય મેળવે છે. ૩

अज्ञान वैद्ये योजेल विरेचनना दोषो—

વૈદ્ય ન હોવા છતાં પણ પોતાને વૈદ્ય માનનાર મૂર્ખ, જે મનુષ્યને વમન–વિરેચન કરાવે છે, તે મનુષ્ય અયોગ કે અતિયોગને લઈ વિકાર પ્રાપ્ત કરે છે. ૪

विरेचनना सम्यग् योगनां लक्षणो—

દુર્બળતા, હલકાપણું, ગ્લાનિ, વ્યાધિની અલ્પતા, આહારમાં રુચિ, હૃદય અને વર્ણની શુદ્ધિ, ભૂખ લાગવી, તરસ લાગવી, સમયે વેગોની પ્રવૃત્તિ થવી, બુદ્ધિ-ઇન્દ્રિય અને મનની શુદ્ધિ, વાયુનું અનુલોમ થવું અને શરીરની ઉષ્માની સ્વાભાવિક સ્થિતિ– એ સરખી રીતે વમન-વિરેચન પામેલાનાં લક્ષણ છે. ૫, ૬

विरेचनना अयोगनां लक्षणो—

થૂંક આવવું, હૃદયની અશુદ્ધિ, કફ અને પિત્તનો ઉછાળો, આધ્માન અરુચિ, ઉલટી, દુર્બળતાનો અભાવ, ભારેપણું, પીંડી અને સાથળની શિથિલતા, તન્દ્રા, જડતા, શરદી થવી અને પવનનું રુંધન– એ વમન–વિરેચન ન પામેલાનાં લક્ષણો છે. ૭, ૮

विरेचनना अतियोगनां लक्षणो—

મળ–પિત્ત–કફ અને વાત ક્રમશઃ આવી ગયા પછી મેદ અને માંસના ધોણ જેવું લોહીનું સ્રવવું અથવા કફ અને પિત્ત વગરનું પાણી કે કાળાં લોહીનું ઝરવું તે તથા તરસ, વાયુની પીડા અને મૂર્છા–એ અતિયોગનાં લક્ષણ છે. ૯, ૧૦

वमनना अतियोगनां लक्षणो—

વમનના અતિયોગમાં આ લક્ષણો પણ થાય છે– ઊર્ધ્વગામી વાતરોગો અને જીભનું ઝલાઈ જવું. ૧૧

તેથી મનુષ્યે ચિકિત્સાની સાધનસામગ્રીવાળા વૈદ્યને શરણે જવું જોઈએ, જે એને ખૂબ આયુષ્ય અને આરોગ્યથી યુક્ત કરે છે. ૧૨

संशोधनने योग्य पुरुषो—

પાચન ન થવું, અરુચિ, સ્થૂલતા, પાંડુતા, ભારેપણું, થાક, ફોડકીઓ, ચકામાં અને ખંજવાળ થઈ આવવાં અને વળી બેચેની, આળસ, તરત થાકી જવું, દુર્બળતા, દુર્ગન્ધ, શિથિલતા, કફ અને પિત્તની બકારી, નિદ્રાનો નાશ, બહુ નિદ્રા આવવી, નપુંસકતા, બુદ્ધિ ન ચાલવી, ખરાબ સ્વપ્ન દેખવાં અને બૃંહણ દ્રવ્યોથી તૃપ્ત થતાં પણ બલ અને વર્ણનો નાશ– એ બહુદોષયુક્ત પુરુષનાં લક્ષણ છે. તે પુરુષને દોષ અનુસાર અને બલ અનુસાર વમન અને વિરેચન હિતકર છે. ૧૩–૧૬

સંશોધનના ગુણો—

આ પ્રમાણે શુદ્ધ થયેલ કોઠાવાળાના શરીરના અગ્નિની વૃદ્ધિ થાય છે અને વ્યાધિઓ શાંત થાય છે તથા પ્રકૃતિ મૂળ સ્વરૂપમાં આવી જાય છે. ૧૭

તેનાં ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને વર્ણ વિમલ થાય છે તથા બળ, પુષ્ટિ સંતાન અને પુરુષાતન એને પ્રાપ્ત થાય છે. ૧૮

તેને વૃદ્ધાવસ્થા મોડી આવે છે અને તે નીરોગ રહી લાંબો વખત જીવે છે, તેથી માણસે યુક્તિપૂર્વક યોજેલું સંશોધન યોગ્ય સમયે પીવું જોઈએ. ૧૯

સંશમન કરતાં સંશોધન સારું છે—

લંઘન અને પાચનથી જીતી લીધેલા દોષો કયારેક કુપિત થાય છે; પણ જે દોષો સંશોધનોથી જીતેલા છે તેઓની ફરી ઉત્પત્તિ થતી નથી. ૨૦

દોષોનું અને વૃક્ષોનું મૂળ ન છેદવાથી ગયેલા રોગોનું અને અંકુરોનું આગમન નક્કી છે. ૨૧

સંશોધન પછીનું પથ્ય—

ઔષધથી ક્ષીણ થયેલા મનુષ્યને ઘી, માંસરસ, દૂધ અને હૃદયને હિતકારી યૂષયુક્ત આહારોથીજ અને અભ્યંગ, ઉત્સાદન, સ્નાન, નિરૂહ અને અનુવાસનોથી બૃંહણ કરવું પથ્ય છે. તે પ્રમાણે કરવાથી તે આરોગ્ય મેળવે છે અને લાંબા આયુષ્યથી યુક્ત થાય છે. ૨૨, ૨૩

સંશોધનના અતિયોગ તથા અયોગનો પ્રતિકાર—

અતિયોગવાળાઓને ઘૃતપાન અથવા મધુર વર્ગનાં દ્રવ્યોથી સિદ્ધ કરેલા તેલનું અનુવાસન પણ પ્રશસ્ત છે ૨૪

પણ જેને અયોગ થયો છે તેનું અગાઉના અનુક્રમનું સ્મરણ કરીને, માત્ર-કાલ અને બલ ધ્યાનમાં રાખનાર વૈદ્ય સ્નેહન કરીને પાછું સંશોધન કરવું. ૨૫

સ્નેહન તથા સ્વેદન કર્મ અયોગ્ય રીતે થયું હોય તેની ચિકિત્સા—

યથાવિધિ સંયોજેલ—સ્નેહન-સ્વેદન- સંશોધન અને પેયાદિ સંસર્જનક્રમમાં જે રોગો થાય છે તેઓની ચિકિત્સા સિદ્ધિસ્થાનમાં કહેવામાં આવશે. ૨૬

ભાવોના નાશમાં પણ ચિકિત્સાનું પ્રયોજન—

હેતુઓની વિષમતાથી દેહના ધાતુઓ વિષમ થઈ જાય છે અને હેતુઓની સમતા એટલે સમતાયુક્ત આહાર વિહારનાં સેવનથી સમ થાય છે અને સ્વભાવથી તેઓ સદા વિનાશ પામ્યા કરે છે. ૨૭

ભાવોની ઉત્પત્તિમાં કારણ હોય છે પણ વિનાશમાં કારણ હોતું નથી કારણ કે તેઓ ઉત્પન્ન થતાં વેત જ વિનાશ પામ્યા કરે છે; છતાં પણ કેટલાક આચાર્યો વિનાશની બાબતમાં ઉત્પાદક હેતુના અભાવને જ વિનાશનું કારણ માને છે. ૨૮

ચિકિત્સાના પ્રયોજનના વિષયમાં અગ્નિવેશના પ્રશ્નો—

આ પ્રમાણે હકીકત કહેતા આચાર્યને અગ્નિવેશે કહ્યું, "જો સ્વભાવથી વિનાશ થતો હોય તો ચિકિત્સા કુશળ સાધનસંપન્ન વૈદ્યનું કામ શું? ૨૯

અને હે ભગવન્, વૈદ્ય કયા વિષમ ધાતુઓને ઔષધથી સમ કરે? પછી ચિકિત્સા શું અને શા માટે તે પ્રયોજાય?" ૩૦

આત્રેયે કરેલું સમાધાન—

શિષ્યનું તે વચન સાંભળીને પુનર્વસુએ કહ્યું, "હે સૌમ્ય, મહર્ષિઓએ જે યુક્તિ નક્કી કરી રાખી છે તે સાંભળ." ૩૧

નિત્ય વહી જનાર કાળના નાશનું કારણ જેમ જણાતું નથી તેમ નાશનાં કારણના અભાવને લઈને જ ભાવોના નાશનું કારણ જણાતું નથી. ૩૨

ક્ષણિક હોવાથી પદાર્થ જેવો ઉત્પન્ન થાય છે તેવોજ વિનાશ પામે છે માટે કાળની પેઠે પદાર્થના

વિનાશનું કારણ નથી અને તેનું પરિવર્તન થતું નથી. ૩૩

चिकित्सानुं लक्षण—

જે ક્રિયાઓથી શરીરમાં ધાતુઓ સમાન થાય તેને રોગોની ચિકિત્સા કહે છે અને તેને વૈદ્યોનું કર્મ માન્યું છે. ૩૪

चिकित्सानुं प्रयोजन—

શરીરમાં ધાતુઓની વિષમતા કેમ ન થાય અને સમધાતુ કેવી રીતે ચાલુ રહે તે માટે પણ ચિકિત્સા કરવામાં આવે છે. ૩૫

વિષમ હેતુઓના ત્યાગથી અને સમ હેતુઓના સેવનથી ધાતુઓની વિષમતા ચાલુ રહેતી નથી અને ધાતુઓ સમ થાય છે. ૩૬

साधनसंपन्न वैद्यना गुणो—

ચિકિત્સા-સાધન-સંપન્ન વૈદ્ય સમ હેતુઓથી ધાતુઓને સમ બનાવે છેઃ માટે તે દેહનાં આરોગ્ય અને આયુષ્યનો દેનાર છે. ૩૭

દેહનાં આરોગ્ય અને આયુષ્યનાં દાનથી વૈદ્ય, ધર્મ-અર્થ અને કામનો તથા મનુષ્યને બન્ને લોકનો દાતા બને છે. ૩૮

अध्यायार्थसंग्रहः—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

ચિકિત્સાપ્રાભૃતનો ગુણ અને એનાથી અન્યમાં એટલે વૈદ્યમાનીમાં રહેલ દોષ, વિરેચનમાં આવેલું યોગ-અયોગ અને અતિયોગનું લક્ષણ, બહુદોષયુક્ત પુરુષનાં લક્ષણ, સંશોધનના જે ગુણો, સિદ્ધિ અને વ્યાપત્તિ સંબંધી ચિકિત્સાનું કેવળ સૂત્ર, ચિકિત્સામાં જે યુક્તિ છે અને વૈદ્ય જે કામ કરે છે- તે બધું 'ચિકિત્સાપ્રાભૃત' અધ્યાયમાં મુનિએ કહી દેખાડ્યું. ૩૯-૪૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'ચિકિત્સાપ્રાભૃતીય' નામક સોળમો અધ્યાય સંપૂર્ણ થયો.

કલ્પના ચતુષ્ક સમાપ્ત થયો.

---

## અધ્યાય સત્તરમો

### કિયન્તઃશિરસીય અધ્યાય

कियन्तःशिरसीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'કિયન્તઃશિરસીય' અધ્યાયની વ્યાખ્યા કરશું," આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧, ૨

शिरोरोग वगेरे विषयमां अग्निवेशना प्रश्नो—

'હે નિષ્પાપ, દેહધારીઓનાં માથામાં અને હૃદયમાં કેટલા રોગ કહેલા છે? અને વાતાદિકના પરિમાણ-ભેદથી ઉત્પન્ન થયેલા રોગો કેટલા છે? ક્ષયો કેટલા કહ્યા છે અને ફોડકીઓ કેટલી કહી છે? અને હે દોષોના નાશ કરનાર! દોષોની ગતિ કેટલીક જાતની કહી છે?' ૩, ૪

आत्रेयनो जवाब—

આવું અગ્નિવેશનું વચન સાંભળીને ગુરુએ કહ્યું, 'હે સૌમ્ય, તે જે પૂછ્યું છે તે મારી પાસેથી સવિસ્તર સાંભળ.' ૫

માથાના પાંચ રોગો જોયેલા છે અને હૃદયના રોગો પણ પાંચ જોયેલા છે અને દોષના પરિમાણના ભેદથી ઉત્પન્ન થયેલા બાસઠ રોગો છે. ૬

અઢાર ક્ષય છે અને મધુમેહથી થતી સાત ફોડકીઓ છે અને દોષોની જાતિ ત્રણ પ્રકારની કહી છે તે હવે વિસ્તારપૂર્વક સાંભળ. ૭

शिरोरोगनां निदान तथा संप्राप्ति—

વેગો રોકવાથી, દિવસે નિદ્રા કરવાથી, રાત્રે ઉજાગરો કરવાથી, મદથી, ઊંચે સાદે બોલવાથી, વલ ખાવાથી,

પૂર્વના સીધા પવનથી, અતિ મૈથુનથી, અસાત્મ્ય ગન્ધ સૂંઘવાથી, ધૂળ-ધુમાડો-ટાઢ અને તડકાથી, અતિશય ભારે-ખાટું કે હરિતક વર્ગનાં દ્રવ્યો ખાવાથી, અતિશીત જલનાં સેવનથી, માથાને ઝપાટો લાગવાથી, દૂષિત આમથી, રોવાથી, આંસુ રોકવાથી, મેઘના આવવાથી, મનના સંતાપથી, દેશ અને કાળની વિપરીતતાથી વાતાદિ પ્રકોપ પામે છે અને માથામાં લોહી દૂષિત થાય છે; તેથી વિવિધ લક્ષણવાળા રોગો માથામાં ઉત્પન્ન થાય છે. ૮-૧૧

અંગોમાં શિરનું પ્રાધાન્ય—

પ્રાણીઓના પ્રાણ જ્યાં રહેલા છે અને સર્વ ઇન્દ્રિઓ રહેલી છે તથા અંગોમાં જે ઉત્તમ અંગ છે તેને 'શિર' કહે છે. ૧૨

શિરોરોગનાં નામ—

અર્ધાવભેદક થાય અથવા આખું માથું દુખે; સળેખમ, મુખ- નાક- આંખ અને કાનના રોગ, શિરોભ્રમ, અર્દિત માથાંનો કમ્પ, ગલગ્રહ, મન્યાગ્રહ, હનુગ્રહ અને બીજા પણ વાતાદિથી અને કૃમિથી ઉત્પન્ન થયેલા વિવિધ રોગો છે. ૧૩ ૧૪

વાતજન્ય શિરોરોગનાં નિદાન તથા લક્ષણો—

સંગ્રહાધ્યાયમાં મહર્ષિઓએ જે પાંચ શિરોરોગ જુદા જુદા બતાવ્યા છે તે શિરોરોગો પોતપોતાનાં હેતુ-લક્ષણો અનુસાર મારી પાસેથી સાંભળ ૧૫

ઊંચે સાદે બોલવાથી, ઝાઝું બોલવાથી, તીક્ષ્ણ પીણાંથી, ઉજાગરાથી, શીતળ વાયુના સ્પર્શથી મૈથુનથી, વેગના રુંધનથી, ઉપવાસથી, ઝપાટ લાગવાથી, અતિ વિરેચનથી, અતિ વમનથી, આંસુ-શોક-ભય અને ત્રાસથી, ભાર ઉપાડવાથી, બહુ ચાલવાથી અને અતિશય દુબળા થવાથી વૃદ્ધિ પામેલો વાયુ માથાંની સિરાઓમાં પ્રવેશીને કુપિત થાય છે, ત્યારે વાતને લઈ તેને ઘણું શૂળ ઉત્પન્ન થાય છે. ૧૬-૧૮

વાયુજન્ય શિરોરોગમાં લમણામાં બહુજ પીડા થાય છે ઓડ ફાટે છે, બન્ને ભમરના વચલા ભાગ સહિત કપાળ અતિવેદના સહિત જાણે કે તપે છે, કાન કપાઈ પડે છે અને તેમાં અવાજો થાય છે, આંખો જાણે કે બહાર ખેંચી કાઢવામાં આવે છે, આખું માથું જાણે કે ઘૂમા જાય છે અને સાંધાઓમાંથી જાણે છૂટું પડી જાય છે. શિરાઓનો સમૂહ અતિશય ફરકે છે; ડોક અકકડ થઈ જાય છે અને સ્નિગ્ધ તથા ઉષ્ણ આહાર-ઔષધ વગેરે સુખકર લાગે છે. ૧૯-૨૧

પિત્તજન્ય શિરોરોગનાં નિદાન તથા લક્ષણો—

તીખા-ખાટા-ખારા પદાર્થો, ક્ષાર-મદ્ય-ક્રોધ-તડકો અને અગ્નિથી માથામાં દૂષિત થયેલું પિત્ત શિરોરોગ કરનાર બને છે. ૨૨

તેનાથી મસ્તકમાં દાહ અને પીડા થાય છે અને રોગી શીતલ વસ્તુની ઇચ્છા કરે છે, આંખો બળે છે અને તરસ-ભ્રમ તથા પરસેવો ઉત્પન્ન થાય છે. ૨૩

કફજન્ય શિરોરોગનાં નિદાન તથા લક્ષણો—

બેઠાડુપણાંનાં સુખથી, દિવસે નિદ્રાનાં સુખથી તથા ભારે-સ્નિગ્ધ અને વધુ પડતાં ભોજનથી માથામાં દૂષિત થયેલો કફ શિરોરોગ કરનાર બને છે. ૨૪

તેનાથી માથું ધીમી પીડાવાળું, નિદ્રાધીન હોય તેવું જડ અને ભારે થાય છે તથા તન્દ્રા, આળસ અને અરુચિ ઉત્પન થાય છે. ૨૫

ત્રિદોષજન્ય શિરોરોગનાં નિદાન તથા લક્ષણો—

ત્રિદોષજન્ય શિરોરોગમાં વાતથી શૂળ-ભ્રમ અને કમ્પ, પિત્તથી દાહ-મદ અને તરસ, તથા કફથી ભારેપણું અને તન્દ્રા થાય છે. ૨૬

ક્રિમિજન્ય શિરોરોગનાં નિદાન તથા લક્ષણો—

તલ-દૂધ અને ગોળ વધુ પડતાં ખાવાથી, અજીર્ણ ઉપર ખાવાથી, સડેલું ખાવાથી અને વિરુદ્ધવીર્યવાળાં દ્રવ્યો ભેળાં કરી ખાવાથી, બહુદોષવાળા પુરુષનાં લોહી-કફ અને માંસમાં ક્લેદ ઉત્પન્ન થાય છે. ૨૭

ત્યાર પછી પાપી કર્મ કરનાર તેના માથામાં ક્લેદથી ઉત્પન્ન થયેલા ક્રિમિઓ ધૃણાજનક લક્ષણવાળો શિરોરોગ પેદા કરે છે. ૨૮

વીંધવા જેવી પીડા, કાપવા જેવી પીડા, વેદના, ખજવાળ, સોજો અને દુર્ગન્ધિથી દુઃખી જોઈને મનુષ્યને કૃમિના રોગથી માંદો જાણવો. ૨૯

વાતજન્ય હૃદ્રોગનાં નિદાન તથા લક્ષણો--

શોક-ઉપવાસ અને વ્યાયામથી તથા લૂખાં-સુકાં કે અલ્પ ભોજનથી વાયુ હૃદયમાં પેસીને અતિ સખત પીડા પેદા કરે છે. ૩૧

હૃદય વાતથી પીડાતાં આ લક્ષણ થાય છે-કંપ, વેષ્ટન, જડતા. મૂર્ચ્છા, શૂન્યતા, ફાટ અને ખાધું પચી જતાં અતિશય વેદના. ૩૧

પિત્તજન્ય હૃદ્રોગનાં નિદાન તથા લક્ષણો--

ઊના-ખાટા-ખારા-ક્ષારવાળા અને તીખા પદાર્થો ખાવાથી, અજીર્ણ ઉપર જમવાથી તથા મદ્ય-ક્રોધ અને તડકાથી તરતજ હૃદયમાં પિત્ત પ્રકોપ પામે છે. ૩૨

હૃદયમાં દાહ, મોઢામાં કડવાશ. કડવા-ખાટા ધચરકા. થાક, તરસ, મૂર્ચ્છા, ભ્રમ અને પરસેવો- એ પિત્તજન્ય હૃદયરોગનું લક્ષણ છે. ૩૩

કફજન્ય હૃદ્રોગનાં નિદાન તથા લક્ષણો—

બહુ ખાવું, ભારે કે સ્નિગ્ધ ભોજન, વિચાર ન કરવા, કામકાજ ન કરવું અને ખૂબ નિદ્રાસુખ-એ કફ-જન્ય હૃદયના રોગ થવાનું કારણ છે. ૩૪

કફજન્ય હૃદ્રોગમાં તન્દ્રા અને અરુચિથી ઘેરાયેલા મનુષ્યનું હૃદય સૂઈ ગયું હોય તેવું, જકડાઈ ગયેલું અને પાણાઓથી આવરી લીધું હોય તેમ ભારે થઈ જાય છે. ૩૫

સન્નિપાતજન્ય હૃદ્રોગનાં નિદાન તથા લક્ષણો—

ત્રણે દોષના હેતુઓ ભેળા મળવાથી અને લક્ષણો ભેળાં મળવાથી સાન્નિપાતિક હૃદ્રોગ કહેવાય છે. મહર્ષિઓએ હૃદ્રોગને કષ્ટ દેનારો અને કષ્ટસાધ્ય કહ્યો છે. ૩૬

ત્રિદોષજન્ય હૃદ્રોગમાં તો જે દુરાત્મા તલ-દૂધ અને ગોળ વગેરેનું સેવન કરે છે તેને હૃદયના એક ભાગમાં ગાંઠ ઉત્પન્ન થાય છે; અને એનો રસ ક્લેદ પામે છે. ૩૭

ક્રિમિજન્ય હૃદ્રોગનાં નિદાન તથા લક્ષણો—

એ ક્લેદમાંથી તે આત્માઘાતીને કૃમિઓ થાય છે. અને તે કૃમિઓ હૃદયના એક ભાગમાં જન્મ્યા હોવા છતાં ચારે બાજુ ફરતાં ફરતાં હૃદયનું ભક્ષણ કરે છે. ૩૮

ત્યારે તેને લાગે છે કે ખજવાળવાળું અને મોટી વેદનાયુક્ત હૃદય જાણે સોયોથી વીંધાય છે; અથવા શસ્ત્રોથી કપાય છે. ૩૯

કૃમિજન્ય આ મહા ભયંકર હૃદ્રોગને આ લક્ષણોથી ઓળખીને, શીઘ્ર મૃત્યુ કરનાર તે રોગને ટાળવા માટે વિદ્વાન વૈદ્યે એકદમ સારવાર શરુ કરવી. ૪૦

દોષોના પ્રમાણભેદથી બાસઠ ભેદો—

બબ્બે દોષ અધિક વૃદ્ધિ પામેલા અને એક એક દોષ વૃદ્ધિ પામેલા એવા બન્ને પ્રકાર મળી છ, હીન-મધ્ય અને અધિકના ભેદોથી છ. અને સમવૃદ્ધિવાળો એક વિકાર-એમ સર્વ મળીને તેર પ્રકારના સન્નિપાત છે. ૪૧

બે દોષના સંસર્ગવાળા વિકારો નવ છે-તેમાં એક દોષની વૃદ્ધિથી છ અને સમ દોષો હોતાં ત્રણ; વળી છુટા છુટા વૃદ્ધિ પામેલા તે ત્રણ છે-એમ કુલ પચીસ વ્યાધિઓ છે. ૪૨

જે પ્રમાણે વૃદ્ધિ પામેલા દોષોથી પચીસ રોગો છે તેમ ક્ષીણ થયેલ દોષોથી પણ પચીસ છે. વૃદ્ધિ અને ક્ષય મળીને થયેલા બીજા એક ભેદનો ઉપદેશ આપવામાં આવશે. ૪૩

એકની વૃદ્ધિ, એકની સમતા અને એકનો ક્ષય (૬), બબ્બેની વૃદ્ધિ અને એકનો ક્ષય (૩) અને એકની વૃદ્ધિ અને બબ્બેનો ક્ષય (૩). ૪૪

दोषना वृद्धिक्षयजन्य भेदनां लक्षणो—

કફના ક્ષયમાં, પ્રકૃતિમાં રહેલ પિત્તને પોતાના સ્થાનમાંથી લઈ, વાયુ જ્યારે અંગોમાં જ્યાં જ્યાં ફરે છે ત્યારે એને અંગના ભાગમાં ત્યાં ત્યાં ફરતી ફરતી ફાટ અને બળતરા થાય છે તથા શ્રમ અને દુર્બળતા થાય છે. ૪૫,૪૬

પિત્ત ક્ષીણ થયો હોય ત્યારે પ્રકૃતિમાં રહેલ કફને બલવાન વાયુ જ્યારે ખેંચે ત્યારે તે વાયુ શીતલતા-જડતા અને ભારેપણાં સહિત શૂળ કરે છે. ૪૭

કફના ક્ષયમાં, પ્રકૃતિમાં રહેલ વાયુનો જ્યારે પિત્ત નિરોધ કરે છે ત્યારે એને દાહ અને શૂલ ઉત્પન્ન થાય છે. ૪૮

વાતના ક્ષયમાં, સમસ્થિતિના કફનું જ્યારે પિત્ત રુંધન કરે છે ત્યારે તે તન્દ્રા અને ભારેપણાં સહિત તાવ ઉત્પન્ન કરે છે. ૪૯

પિત્ત ક્ષીણ થતાં, જ્યારે વૃદ્ધિ પામેલો કફ વાયુને રોકે ત્યારે તે શીતલતા, ભારેપણું અને વેદના કરે. ૫૦

વાયુ ક્ષીણ થતાં, સમત્વમાં રહેલ પિત્તનો નિરોધ કરતો કફ મન્દાગ્નિ, શિરોગ્રહ, નિદ્રા તન્દ્રા, બકવાદ, હૃદ્રોગ, અંગોનું ભારેપણું, નખ વગેરેની પીળાશ કરે છે અને રોગી કફ તથા પિત્ત થૂંકે છે. ૫૧, ૫૨

ક્ષીણ વાત વાળા પુરુષનો પિત્ત સહિત ફરતો કફ અરુચિ, અપચો, શિથિલતા, ભારેપણું, લાળ, પાંડુતા, મુખ-હોઠ અને તાળવામાં દાહ, મદ, મળાદિના ત્યાગમાં વિષમતા અને જઠરાગ્નિની વિષમતા કરે છે. ૫૩, ૫૪

ક્ષીણ પિત્તવાળા પુરુષનો કફ, વાયુથી યુક્ત થઈને જડતા, શીતતા અને ફરતી ફરતી પીડા, ભારેપણું, અગ્નિની મંદતા, ભોજનની અનિચ્છા, કંપ, નખ વગેરેનું ધોળાપણું અને અંગની કઠોરતા ઉત્પન્ન કરે છે. ૫૫, ૫૬

કફ ક્ષીણ થતાં, વાયુ અને પિત્ત બન્ને કુપિત થઈને જે લક્ષણો કરે છે તે સંક્ષેપમાં સાંભળ. ૫૭

ગોટલાં ચડવાં, ભ્રમ, તોડ, દાહ, ફાટ અને કંપ, અંગોની તૂટ, શરીરનું સૂકાવું, મુખ-હોઠ અને તાળવાંમાં દાહ તથા માથાં-ડોક અને તાળવામાં ધુંવાડા નીકળવા. ૫૮

વાત અને પિત્તના ક્ષયમાં, સ્રોતોને ખૂબ ભરી દેતો કફ હલનચલનનો નાશ, મૂર્છા અને વાણીનો રોધ કરે છે. ૫૯

વાત અને કફના ક્ષયમાં, દેહના ઓજસનું ક્ષરણ કરતું પિત્ત ગ્લાનિ, ઇન્દ્રિયોની નબળાઈ, તરસ, મૂર્છા અને ચેષ્ટાનાશ કરે છે. ૬૦

પિત્ત અને કફના ક્ષયમાં, મર્મસ્થળોને અતિશય પીડતો વાયુ સંજ્ઞાનો નાશ કરે છે અથવા મનુષ્યમાં કંપ ઉત્પન્ન કરે છે. ૬૧

दोषोनां वृद्धि-क्षय तथा साम्यनां लक्षणो—

વૃદ્ધિ પામેલા દોષો પોતાનાં બળ અનુસાર પોતાનું લક્ષણ બતાવે છે, ક્ષીણ થયેલા દોષો પોતાનું લક્ષણ તજી દે છે અને સમ દોષો પોતાનું કામ કરે છે. ૬૨

अढार क्षयनी गणना—

વાતાદિના, રસ આદિના મળોના તથા ઓજસના ક્ષયો થાય છે. તેઓમાં વાતાદિ વગેરેના ક્ષયનું લક્ષણ કહ્યું છે. ૬૩

रसादि धातुना क्षयनां लक्षणो—

રસક્ષયમાં થોડું પણ હલનચલન કરનાર પુરુષનું હૃદય ચૂંથાય છે, ઊંચેથી અવાજ સહન કરતું નથી, ઉતાવળું ચાલે છે, શૂળયુકત થાય છે અને હાંફે છે. ૬૪

રકતના ક્ષયમાં ચામડી કઠોર, ફાટેલી, કરમાયેલી અને લૂખી હોય છે, માંસક્ષયમાં સ્ફિચ-ડોક અને ઉદર ખાસ કરીને સૂકાઈ જાય છે. ૬૫

મેદ ક્ષીણ થતાં સાંધાઓનું ફૂટવું, આંખોમાં ગ્લાનિ, થકાવટ અને ઉદરની કૃશતા-એ લક્ષણો થાય છે. ૬૬

હાડકાંના ક્ષયમાં–વાળ–રુંવાડાં–નખ–દાઢી–મૂછના વાળ અને દાંતનું ખરી પડવું, થાક અને સાંધાઓની શિથિલતા–આ લક્ષણો જાણવાં. ૬૭

દેહધારીઓની મજ્જા ક્ષીણ થતાં હાડકાંઓ જાણે કે ખવાઈ જવા લાગે છે તથા નિર્બળ-હલકાં અને સતત વાતરોગી થાય છે. ૬૮

દુર્બળતા, મોઢું સૂકાવું, પાંડુતા, શિથિલતા, શ્રમ, નપુંસકતા અને સમયે વીર્ય સ્ખલિત ન થવું–એ ક્ષીણ-વીર્યનું લક્ષણ છે. ૬૯

પુરીષાદિ મળના ક્ષયનાં લક્ષણો—

મળ ક્ષીણ થતાં રૂક્ષ પુરુષનાં આંતરડાંઓને પીડતો હોય તેમ પવન, ઉદરને ફૂલાવતો, ત્રાંસો અને ઊંચો જાય છે. ૭૦

મૂત્રના ક્ષયમાં મૂત્રકૃચ્છ થાય છે અને મૂત્રનો રંગબદલો થાય છે, તરસ એને હેરાન કરે છે અને એનું મુખ એકદમ સૂકાય છે. ૭૧

પોતપોતાના મલનો ક્ષય થતાં બીજા મળ-મૂત્ર સિવાયના મળમાર્ગો શૂન્ય, હલકા અને સૂકાઈ ગયેલા દેખાય છે. ૭૨

ઓજસના ક્ષયનાં લક્ષણો—

ઓજસના ક્ષયમાં માણસ બીકણ બને છે વારંવાર વિચારે ચડી જાય છે, દુબળો-ઇન્દ્રિયોની પીડાવાળો-કાન્તિરહિત–નબળાં મનનો-રૂક્ષ અને કૃશ થાય છે. ૭૩

ઓજસનું લક્ષણ—

જે હૃદયમાં રહે છે. જરા લાલાસપડતું તથા જરા પીળાશપડતું ધોળું છે તેવું ઓજસ શરીરમાં માનેલું છે. તેના નાશથી પુરુષ નાશ પામે છે. ૭૪

શરીરધારીઓનાં આ શરીરમાં ઓજસ સૌથી પહેલું ઉત્પન્ન થાય છે. તે ઘીના જેવા વર્ણનું, મધુના જેવા રસવાળું અને ડાંગરની ધાણીના જેવી ગન્ધનું થાય છે. ૭૫

ક્ષયનાં સામાન્ય કારણો—

જેવી રીતે ભમરાઓ ફળ અને ફૂલમાંથી મધ ભેગું કરે છે તેવી રીતે ગુણો પોતાનાં કર્મમાંથી મનુષ્યોનું ઓજસ તૈયાર કરે છે. ૭૬

વ્યાયામ, ઉપવાસ, ચિન્તા, લૂખું–થોડું કે એક રસનું ભોજન, વાયુ, તડકો, ભય, શોક, રૂક્ષ પીણું, ઉજાગરો, કફ-લોહી-વીર્ય અને મળનું અતિ નીકળવું, કાળ-વૃદ્ધાવસ્થા કે ઉત્તરાયણ અને ભૂતની ઝપટ–એને ક્ષયનાં કારણ જાણવાં. ૭૬, ૭૭

મધુમેહનું નિદાન તથા સંપ્રાપ્તિ—

ભારે, સ્નિગ્ધ, ખાટું અને ખારું બહુ પ્રમાણમાં ખાનારાઓને, નવું અન્ન, નવું મદ્ય, નિદ્રાસુખ અને એદીપણાનું સુખ લેનારાઓને, વ્યાયામ અને ચિન્તા તજી દેનારાંને તથા સંશોધન ન કરનારાંને કફ, પિત્ત, મેદ, અને માંસ અતિશય વધે છે. ૭૮, ૭૯

તેઓથી ઢંકાયેલી ગતિવાળો વાયુ ઓજસને ઉપાડી જ્યારે બસ્તિમાં જાય છે ત્યારે કષ્ટસાધ્ય મધુમેહ થઈ આવે છે. ૮૦

મધુમેહનું લક્ષણ—

તે વારંવાર વાયુનું, પિત્તનું અને કફનું રૂપ દેખાડે છે અને ક્ષય પામીને વળી ફરીથી વૃદ્ધિ પામે છે. ૮૧

મધુમેહની ઉપેક્ષાથી પિડકાઓ થવી—

એના તરફ બેદરકાર રહેવાથી માંસલ સ્થાનોમાં, મર્મસ્થળોમાં અને સાંધાઓમાં સાત જાતની ભયંકર પિડકાઓ થાય છે. ૮૨

સાત પિડકાનાં નામો—

શરાવિકા, કચ્છપિકા, જાલિની, સર્ષપી, અલજી, વિનતા અને સાતમી વિદ્રધી. ૮૩

शराविकानुं लक्षण—

ઊંચી કોરવાળી, વચ્ચે ખાડાવાળી, ઈંટોડી રંગની, ક્લેદ અને પીડાયુક્ત અને શરાવ એટલે કોડિયાના જેવા આકારની પિડકાને શરાવિકા કહેવામાં આવે છે. ૮૪

कच्छपिकानुं लक्षण—

ઊંડી પીડા અને સોઈ ભોંકાવા જેવી વ્યથાવાળી, ઘણા વિસ્તારમાં ફેલાયેલી, ચળકતી અને કચ્છપ એટલે કાચબાની પીઠ જેવી પિડકાને કચ્છપી કહેવામાં આવે છે. ૮૫

जालिनीनुं लक्षण—

જડતાવાળી, શિરાઓનાં જાળાંવાળી, સ્નિગ્ધ સ્રાવવાળી, ઘણી વિસ્તારવાળી, બહુ પીડા અને દુખાવાવાળી, ઝીણાં છિદ્રવાળી-એ જાલિની છે. ૮૬

सर्षपीनुं लक्षण—

બહુ મોટી નહિ તેવી, ઝટ પાકનારી, ઘણી પીડાવાળી અને સર્ષપ એટલે સરસવ જેવી ફોડકીઓ ફરતી થયેલી હોય એને સર્ષપી કહે છે. ૮૭

अलजीनुं लक्षण—

અલજી ઉત્પન્ન થતાં ચામડીને બાળે છે, તરસ-મોહ અને તાવ ઉત્પન્ન કરે છે, સતત ફેલાતી જાય છે અને દુઃખને લઈ અગ્નિની પેઠે બાળે છે. ૮૮

विनतानुं लक्षण—

ગંભીર, પીડા અને ક્લેદવાળી, પીઠ ઉપર કે ઉદર ઉપર થતી, મોટી, વિનતા એટલે ઊંડી ઉતરી ગયેલી અને નીલરંગની ફોડકીને વિનતા માની છે. ૮૯

बाह्य तथा आभ्यंतर भेद प्रमाणे बे प्रकारनी विद्रधि—

વિદ્રધિ બે જાતની કહી છે- બહારની અને અંદરની. બહારની વિદ્રધિ ચામડી- સ્નાયુ અને માંસમાં ઉત્પન્ન થયેલી, કંડરા એટલે સ્થૂલ સ્નાયુના આકારની અને અતિવેદનાવાળી હોય છે. ૯૦

विद्रधिनां निदान-संप्राप्ति अने स्थान—

વાસી અન્ન-વિદાહી-ઉષ્ણ-લૂખું અને સૂકું-દરેક બહુ પ્રમાણમાં ખાવાથી, વિરુદ્ધવીર્યવાળા પદાર્થોનાં ભોજનથી, અજીર્ણ ઉપર ખાવાથી, દોષકર ભોજનથી, વિષમભોજનથી, અસાત્મ્ય ભોજનથી, બગડેલું- બહુ મદ્ય પીવાથી, વેગો રોકવાથી, શ્રમથી, આડાઅવળાં વ્યાયામ અને શયનથી, અતિ ભાર ઉપાડવાથી, બહુ ચાલવાથી અને અતિ મૈથુનથી, દોષો જ્યારે શરીરના અંદરના ભાગમાં માંસ અને લોહીમાં પ્રવેશ કરે છે ત્યારે હૃદયમાં, ક્લોમમાં, કલેજામાં, બરોળમાં, કુક્ષિમાં, ગુર્દાઓમાં, નાભિમાં, વંક્ષણોમાં કે મૂત્રાશયમાં ઊંડી ગયેલી, મહા ભયંકર અને તીવ્ર વેદનાવાળી ગાંઠ ઉત્પન્ન થાય છે ૯૧-૯૪

विद्रधिनी निरुक्ति—

દુષ્ટ લોહીની અધિકતાને લઈ તે ગાંઠ તરત પાકી જાય છે, તેથી ત્વરિત વિદાહીપણાને લઈ તેને વિદ્રધિ કહેવામાં આવે છે. ૯૫

वातज वगेरे भेद प्रमाणे अन्तर्विद्रधिनां लक्षणो—

વીંધવા જેવી પીડાથી, કાપવા જેવી પીડાથી, ચકરીથી, આનાહથી, અવાજથી, ફરકવાથી અને ફેલાવાથી વાતજન્ય વિદ્રધી; તરસ-દાહ-મોહ-મદ અને તાવથી પિત્તજન્ય વિદ્રધી; તથા બગાસાં-ઉછાળા-અરુચિ-જડતા અને શીતતાથી કફજન્ય વિદ્રધી જાણવી. આ બધી વિદ્રધીઓમાં અતિશય શૂળ ઉત્પન્ન થાય છે. ૯૬, ૯૭

पाकपर आवेल विद्रधिनां लक्षणो—

વિદ્રધી જ્યારે પાક પર આવે છે ત્યારે જાણે કે શસ્ત્ર અને અસ્ત્રથી કાપવામાં આવતું હોય, ઊંબાડિયાંથી બાળવામાં આવતું હોય કે વીંછીઓ કરડતા હોય તેવી વ્યાધિ થાય છે. ૯૮

विद्रधिना स्रावनां लक्षणो—

વાતવિદ્રધીમાંથી પાતળો, રૂક્ષ, ઈંટોડી જેવો લાલ અને ફીણવાળો સ્રાવ થાય છે; પિત્તવિદ્રધીમાં તલ-

અડદ અને કળથીનાં પાણી જેવો સ્રાવ થાય છે; તથા કફની વિદ્રધીમાં ધોળો, ચીકણો, ઘાટો અને ઝાઝો સ્રાવ થાય છે અને ત્રિદોષજન્ય વિદ્રધીમાં આ બધાં લક્ષણો થાય છે. ૯૮–૧૦૦

अन्तर्विद्रधिनां स्थानभेद प्रमाणे लक्षणो—

હવે આ વિદ્રધીઓનાં સાધ્યપણાં અને અસાધ્યપણાંનો ભેદ જાણવા માટે સ્થાનવાર ભિન્ન ભિન્ન લક્ષણોનો ઉપદેશ કરશું. તેમાં વિદ્રધિ જો હૃદયમાં ઉત્પન્ન થઈ હોય તો હૃદય ચૂંથાવું, તમકશ્વાસ, મૂર્છા, ઉધરસ અને શ્વાસ એ લક્ષણો થાય; કલોમમાં ઉત્પન્ન થઈ હોય તો તરસ, મુખનું સુકાવું અને ગલગ્રહ; કલેજામાં થઈ હોય તો શ્વાસ; બરોળમાં થઈ હોય તો ઉચ્છવાસનું રુંધન; કુક્ષિમાં થઈ હોય તો કુક્ષિ અને પડખાંની વચ્ચે તથા ખભામાં શૂલ; ગુરદામાં થઈ હોય તો પીઠ અને કેડ ઝલાઈ જવાં; નાભિમાં થઈ હોય તો હેડકી; વંક્ષણોમાં થઈ હોય તો સકિથપ્રદેશમાં શિથિલતા; મૂત્રાશયમાં થઈ હોય તો મુશ્કેલીથી નીકળતાં અને દુર્ગન્ધવાળાં મૂત્ર અને મળ હોય છે. ૧૦૧

નાભિની ઉપરના ભાગમાં થયેલી વિદ્રધી પાકીને ફૂટી જાય તો મુખમાંથી સ્રાવ ઝરે છે. નીચલા ભાગમાં થઈ હોય તો ગુદા દ્વારા સ્રાવ નીકળે છે અને નાભિમાં થઈ હોય તો બન્ને દ્વારા સ્રાવ થાય છે. ૧૦૨

अन्तर्विद्रधिनी साध्यासाध्यता तथा तेनो चिकित्साक्रम—

આ બધી વિદ્રધીઓમાં હૃદય–નાભિ અને બસ્તિમાં થયેલી બરાબર પાકી ગયેલી વિદ્રધી તથા ત્રિદોષજન્ય-પાકી કે કાચી-મરણ કરનારી છે. બાકીની તો કુશળ અને તરત ઉપાય કરનાર વૈદ્ય મેળવીને શાંત થાય છે. તેથી તરતમાં ઉત્પન્ન થયેલી અને શસ્ત્ર-સર્પ–વીજળી અને અગ્નિતુલ્ય વિદ્રધીનાં સ્નેહવિરેચનથી, ગુલ્મની પેઠે, સર્વ પ્રકારે ઝટઝટ ઉપચાર કરવા. ૧૦૩

प्रमेह वगर पण पिडका थाय छे—

એ બાબતમાં શ્લોકો છે–

જેનો મેદ દુષ્ટ થયો છે એવા પુરુષને મધુપ્રમેહ વિના પણ આ પિડકા થાય છે. જ્યાં સુધી તેઓ સ્થાન પકડતી નથી ત્યાં સુધી એ દેખાતી નથી. ૧૦૪

પુષ્કળ કફ અને મેદવાળાઓને સહન ન થઈ શકે એવી તથા અતિબળવાન 'શરાવિકા,' કચ્છપી અને જાલિની એ પિડકા ઉત્પન્ન થાય છે. ૧૦૫

पिडकानी साध्यासाध्यता—

સર્ષપી, અલજી, વિનતા અને વિદ્રધિ–જેઓ પિત્તની વૃદ્ધિથી થયેલી અને સાધ્ય છે. તેઓ તો અલ્પ મેદવાળાને થાય છે. ૧૦૬

મર્મસ્થળોમાં, ખભે, ગુદાએ, હાથે, સ્તને, સાંધાઓ પર અને પગોએ જેને પિડકા થાય છે તે પ્રમેહી જીવતો નથી. ૧૦૭

कह्या सिवायनी बीजी पिडकाओ—

તે સિવાય બીજી પિડકાઓ છે–રાતી, પીળી, કાળી, અરુણ, ધૂસર, પાંડુવર્ણની, રાખોડી અને ચળકતા-કાળા રંગની; બીજી વળી કોમળ કે કઠણ, કેટલીક મોટી કે નાની, મંદ વેગવાળી કે તીવ્ર વેગવાળી, થોડાં શૂલવાળી કે ઘણો દુખાવો કરનાર હોય છે. ૧૦૮, ૧૦૯

વાત આદિનાં પોતપોતાનાં હેતુ અને લક્ષણોથી તેઓને જાણીને તે કઈ જાતની છે તે કહેવું અને ઉપદ્રવો દેખાયા પહેલાં તેઓનો તરત ઉપચાર કરવો. ૧૧૦

पिडकाना उपद्रवो—

તરસ શ્વાસ, માંસનો સડો, મૂર્છા, હેડકી, મદ, તાવ, વીસર્પ અને મર્મસ્થાનોનો રોધ–એ પિડકાના ઉપદ્રવો છે. ૧૧૧

दोषोनी त्रण प्रकारनी गति—

દોષોની ત્રણ જાતની ગતિ છે–ક્ષય, સમતા અને વૃદ્ધિ. ઊંચી, નીચી અને ત્રાંસી એ બીજી ત્રણ પ્રકારની ગતિ છે. ત્રીજી વળી કોષ્ઠ એટલે આભ્યંતર માર્ગ,

શાખા એટલે રક્ત આદિ ધાતુઓ અને ચામડી એ બાહ્ય માર્ગ અને મર્મસ્થળ તથા હાડકાંના સાંધા એ મધ્યમ માર્ગમાં ત્રણ પ્રકારની ગતિ છે. આ પ્રમાણે વિધિભેદ પ્રમાણે દોષોની ત્રણ પ્રકારની ગતિ કહી. ૧૧૨, ૧૧૩

દોષોના સંચય-પ્રકોપ અને પ્રશમ કાળ—

વર્ષા વગેરે છ ઋતુઓમાં ક્રમાનુસાર પિત્તાદિમાં એક એકનો સંચય-પ્રકોપ અને શાન્તિ થાય છે. ૧૧૪

દોષોની પ્રાકૃત તથા વિકૃત ગતિ—

આ સંચય વગેરે ગતિ પણ કાલકૃત કહેવાય છે; જે ગતિ બે પ્રકારની નક્કી થયેલી છે તે પ્રાકૃત અને વૈકૃત છે. ૧૧૫

માણસોનું આહારનું પાચન પિત્તરૂપ અગ્નિથી જ થાય છે; અને તે પિત્ત પ્રકોપ પામતાં ઘણા વિકારો કરે છે. ૧૧૬

પ્રાકૃત કફ બળ કહેવાય છે અને વિકૃત કફ મળ કહેવાય છે. તેને જ એટલે પ્રાકૃત કફને શરીરમાં ઓજસ માન્યો છે અને તેને જ એટલે વિકૃત કફને રોગ રૂપે ઉપદેશ્યો છે. ૧૧૭

બધું હલનચલન વાતથી થાય છે અને તેને પ્રાણીઓનો પ્રાણ માન્યો છે. તેનાથી જ રોગો ઉત્પન્ન થાય છે અને તેનાથી જ માણસ મરી જાય છે. ૧૧૮

સ્થિર આયુષ્યને ઇચ્છતા ધીર પુરુષે પોતાને નિત્ય પિત્તાદિ શત્રુઓના નિકટમાં જોઈને હંમેશ ધ્યાનપૂર્વક પોતાની પરિચર્યા કરવી જોઈએ. ૧૧૯

અધ્યાયાર્થસંગ્રહ-

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

પ્રજાનું હિત ઇચ્છનાર તત્ત્વદર્શી મુનિએ આ 'કિયન્તઃશિરસીય' અધ્યાયમાં વૈદ્યોની જાણ માટે હૃદ્રોગસહિત શિરોરોગ, પરિમાણના ભેદથી ઉત્પન્ન થયેલા રોગ, પિડકાઓ સહિત ક્ષયો અને દોષોની ગતિ કહ્યાં છે. ૧૨૦, ૧૨૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'કિયન્તઃશિરસીય' નામક સત્તરમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય અઢારમો

### ત્રિશોથીય અધ્યાય

ત્રિશોથીય અધ્યાયનો ઉપક્રમ—

" હવે અહીંથી 'ત્રિશોથીય' અધ્યાયની વ્યાખ્યા કરશું" આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧, ૨

શોથના ભેદો—

વાત-પિત્ત અને કફને કારણે ત્રણ પ્રકારના સોજા થાય છે. તેઓ વળી નિજ અને આગન્તુના ભેદથી બે પ્રકારના છે. ૩

આગન્તુ શોથનાં કારણો—

તેમાં આગન્તુ સોજા-છેદન (કાપવું), ભેદન (ફાડવું), ક્ષણન (ભૂકો કરવો), ભંજન (ભાંગવું), પિચ્છન (બહુ દબાવું), ઉત્પેષણ (પીસાવું), પ્રહાર (માર), વધ (ઝપાટો), બન્ધન (બાંધવું), વેષ્ટન (વીંટવું), વ્યધન (વીંધવું), અથવા પીડન (દબાવવું)થી અથવા ભીલામાનાં ફૂલ-ફળ અને રસથી, કૌંચાંના કાંટાથી, જીવડાઓના કાંટાથી, અહિત (સોજો) કરનાર પાન-વેલા અને ઝુંડના સ્પર્શથી, વિષયુકત પ્રાણીઓના પરસેવાથી-ફરી જવાથી કે મુતરી જવાથી, વિષયુકત પ્રાણીઓનાં દાઢ-દાંત-શીંગડાં અને નખ લાગવાથી, સાગરના પવનથી, વિષયુકત પવનથી, હિમ સ્પર્શથી કે અગ્નિના સ્પર્શથી ઉત્પન્ન થાય છે. ૪

આગન્તુ શોથનો પ્રતિકાર

નિજ શોથનાં લક્ષણોથી કંઈક વિપરીત પરંતુ પોત-પોતાનાં કારણોથી ઉત્પન્ન થનાર લક્ષણો વડે તેઓ-

આગન્તુ સોજાઓ-શરુઆતમાં જાણી શકાય છે. બંધપાટો બાંધવો મન્ત્ર, ઔષધ, લેપન, શેક અને દાહશામક ઉપચારોથી સારવાર કરાતાં તેઓ શાન્તિ પામે છે. ૫

નિજ શોથનાં સામાન્ય કારણો—

નિજ શોથ વળી સ્નેહન-સ્વેદન-વમન-વિરેચન-આસ્થાપન-અનુવાસન અને શિરોવિરેચનનો યોગ્ય રીતે પ્રયોગ ન થવાથી, મિથ્યા ઉપચારથી, ઉલટી-અલસક-વિસૂચિકા-શ્વાસ-કાસ-અતિસાર-શોષ-પાંડુરોગ-ઉદરરોગ-જ્વર-પ્રદર-ભગંદર અને અર્શરોગોથી થતી અતિશય કૃશતાથી, કુષ્ઠ-ખજવાળ અને પિડકા વગેરેથી, ઉલટી-છીંક-ધચરકા-વીર્ય-વાત-મૂત્ર અને મળના વેગ ધારણ કરવાથી, પંચકર્મ-રોગ-ઉપવાસ અને ચાલવાથી દૂબળા થઈ ગયેલા પુરુષને એકદમ અતિશય ભારે-ખાટું-ખારું-વાટેલું અનાજ-ફળ-શાક-રાગ-દહીં-હરિતક વર્ગનાં દ્રવ્ય-મદ્ય-કાચું દહીં-ઊગાડેલાં કે નવીન શૂક અને શમી ધાન્યો-આનૂપ અને ઔદક પશુપક્ષીઓનાં માંસના ઉપયોગથી, માટી-કાદવ કે ઢેફાં ખાવાથી, લવણ ઝાઝું ખાવાથી, ગર્ભના દબાવાથી, કાચો ગર્ભ પડી જવાથી, સુવાવડીને થયેલા મિથ્યા ઉપચારથી, અને દોષોના વેગ ઉત્પન્ન થવાથી સોજાઓ પ્રગટ થાય છે. આ પ્રમાણે સામાન્ય હેતુ કહી દેખાડયો. ૬

વાતજન્ય શોથનાં નિદાન તથા લક્ષણો—

આટલું વળી અહીં વિશેષ છે-શીત-રૂક્ષ-લઘુ અને વિશદ દ્રવ્યોનાં સેવનથી, શ્રમ, ઉપવાસ, અતિકૃશતા અને અતિશોધન વગેરેથી કુપિત થયેલો વાયુ ત્વચા-માંસ અને રક્ત વગેરેને પરાભવ પમાડીને સોજો ઉત્પન્ન કરે છે; તે જલદી ઉપડી આવે છે અને જલદી શાંત થાય છેઃ તથા રંગે શ્યામ કે અરુણ અથવા દેહસમાન વર્ણવાળો, ચલ સ્વભાવનો, ફરકતો, ખરબચડાં-કઠોર અને ફાટેલ ચામડી તથા રુંવાડાંવાળો હોય છે અને જાણે કે છેદન થતું હોય, ભેદન થતું હોય, દબાવવામાં આવતું હોય, સોયો ભોંકવામાં આવતી હોય, કીડીઓ ફરતી હોય તેવો સળવળાટ થાય અને સરસવનો કલ્ક ચોપડયો હોય તેમ ચમચમ થાય છે, સંકોચ પામે છે અને વધે છે. આ પ્રમાણે આ વાતશોથનાં લક્ષણો છે. (૧)

પિત્તજન્ય શોથનાં નિદાન તથા લક્ષણો—

ઉષ્ણ-તીક્ષ્ણ-તીખા-ક્ષાર-લવણ અને ખાટા પદાર્થો ખાવાથી, અજીર્ણ પર ખાવાથી અને અગ્નિ તથા તડકાના તાપથી કુપિત થયેલું પિત્ત ત્વચા-માંસ અને રક્તને પરાભવ પમાડીને સોજો ઉત્પન્ન કરે છે. તે જલદી ઊપડી આવે છે અને જલદી શાંત થાય છે, કાળો-પીળો-નીલ કે તામ્ર દેખાતો, ઉષ્ણ, પોચો અને કપિલ કે તામ્ર રુંવાડાંવાળો હોય છે; તે બળે છે, તપે છે, જાણે કે ધુંધવાય છે, બાફ કાઢે છે, સ્વેદયુક્ત થાય છે, ક્લેદયુક્ત થાય છે અને સ્પર્શ તથા ઉષ્ણ વસ્તુ સહેવાતી નથી. આમ આ પિત્તશોથનાં લક્ષણો છે. (૨)

કફજન્ય શોથનાં નિદાન તથા લક્ષણો—

ગુરુ-મધુર-શીત, અને સ્નિગ્ધ દ્રવ્યોનાં સેવનથી, અતિનિદ્રાથી અને વ્યાયામ વગેરે ન કરવાથી. કુપિત થયેલ કફ ત્વચા-માંસ અને રક્ત વગેરેને પરાભવ પમાડીને સોજો ઉત્પન્ન કરે છે; તે ધીમે ધીમે ઊપડે છે અને ધીમે ધીમે મટે છે, તે પાંડુ અને શ્વેત દેખાવનો, ભારે, સ્નિગ્ધ, લીસો, સ્થિર, ઘન, રુંવાડાંના આગલા ભાગ ધોળા હોય તેવો અને સ્પર્શ તથા ઉષ્ણતા સહન કરનાર હોય છે. આમ આ શ્લેષ્મશોથનાં લક્ષણ છે. (૩)

દ્વન્દ્વજ તથા સન્નિપાતજન્ય શોથનાં નિદાન તથા લક્ષણો—

પોતપોતાનાં કારણ અને લક્ષણોનાં મિશ્રણથી બે દોષથી ઉત્પન્ન થયેલા શોથ ત્રણ છે. પોતપોતાનાં કારણ અને લક્ષણોના સન્નિપાતથી સાન્નિપાતિક શોથ એક છે. આ પ્રમાણે સાત જાતના ભેદ છે. ૭

શોથના જુદા જુદા પ્રકાર પ્રમાણે ભેદો—

તે તે કારણો અનુસાર ભેદ પાડવામાં આવતાં બે જાતનો નિજ અને આગન્તુક; ત્રણ જાતનો વાતજ-

પિત્તજ-કફજ; ચાર-જાતનો વાતજ-પિત્તજ-કફજ-નિજઅને આગન્તુક; સાત જાતનો-વાતાદિજ ત્રણ, સંસર્ગથી ત્રણ અને એક સાન્નિપાતિક; અને આઠ જાતનો-આગલા સાત, નિજ અને આગન્તુક મળી આવે છે. ઉપસેલ-પણાંની સમાનતાથી વળી શોથ એક જ પ્રકારનો છે. ૮

श्लोकोमां कथन—

એ બાબતમાં શ્લોકો છે—

જેનાં અંગો સૂજી જાય, જાણે કે વેદનરહિત હોય અને પીડાયુકત હોય અને દાબ્યા પછી તરત ઊંચાં આવી જાય તેને વાતશોથ ભાખવો. ૯

વળી અરુણ વર્ણનો દેખાતો જે શોથ રાત્રે ઓછો થાય છે અને સ્નેહ-ઉષ્ણતા તથા મર્દનથી જે શમી જાય તે પણ વાતિક જાણવો. ૧૦

તરસ અને તાવથી પીડાએલ મનુષ્યનો જે શોથ બળતરા કરે છે, પાકી જાય છે, પરસેવાયુકત બને છે, કલેદ પામે છે અને ગંધ મારે છે તે પિત્તનો સોજો સમજવો. ૧૧

જેનાથી નેત્ર-મુખ અને ચામડી પીળાં થાય, જેનાથી ચામડી પાતળી પડે અને ફેલાવાવાળો હોય તથા જે પહેલાં મધ્યમાં સૂજી આવે તેને પિત્તશોથ કહેવાય છે. ૧૨

જે સોજો શીત, ફેલાય નહિ તેવો, ખજવાળવાળો અને પાંડુરંગનો છે તથા દાબવાથી પાછો ઊંચો નથી ઊપડી આવતો તે કફાત્મક શોથ છે. ૧૩

શસ્ત્ર કે દર્ભથી કરેલાં જેનાં છેદનમાંથી લોહી ન નીકળે અને મુશ્કેલીએ પિચ્છા એટલે ચીકણા ઘટ પદાર્થનો સ્રાવ થાય તે પણ કફથી ઉત્પન્ન થયેલો સોજો સમજવો. ૧૪

નિદાન અને લક્ષણોના સંસર્ગથી બે દોષથી ઉત્પન્ન થયેલો સોજો થાય અને મિશ્ર હેતુઓથી ઉત્પન્ન થયેલો અને સર્વ લક્ષણવાળો સોજો સન્નિપાતથી થાય. ૧૫

शोथनी स्थानभेद प्रमाणे असाध्यता

વળી પુરુષને પગેથી શરુ થયેલો જે સોજો સર્વ અંગે પ્રસરી જાય અને જે સોજો સ્ત્રીને મુખથી શરુ થઈને પછી પ્રસરે તે બન્ને સોજા પ્રાણીને બહુ કષ્ટ-સાધ્ય બને છે. ૧૬

સ્ત્રીને અથવા પુરુષને જે સોજો વળી ગુહ્યભાગમાં થઈ આવે અને જેમાં ઉપદ્રવો થાય તે સોજાને સૌથી કષ્ટદાયક જાણવો. ૧૭

शोथना उपद्रवो—

ઊલટી-શ્વાસ-અરુચિ-તૃષ્ણા-તાવ-અતીસાર અને દુર્બળતા-એ સાતનો સમૂહ સંક્ષેપમાં શોફના ઉપદ્રવો છે ૧૮

उपजिह्विकानी संप्राप्ति तथा लक्षणो

જેનો કુપિત થયેલો કફ જીભના મૂળમાં આવી સ્થિર થાય છે અને તરત સોજો ઉત્પન્ન કરે છે તેને ઉપજિહ્વિકા થાય છે. ૧૯

गलशुंडिकानी संप्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો કફ કાકડામાં આવી સ્થિર થાય છે. અને તરત સોજો ઉત્પન્ન કરે છે તેને ગલશુંડિકા થાય છે. ૨૦

गलगंडनी संप्राप्ति तथा लक्षणो

જેનો કુપિત થયેલો કફ ગળાંના બહારના ભાગમાં રહે છે અને ધીમે ધીમે સોજો ઉત્પન કરે છે તેને ગલગંડ થાય છે. ૨૧

गलग्रहनी संप्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો કફ ગળાંના અંદરના ભાગમાં સ્થિર થાય છે અને જલદી સોજો ઉત્પન્ન કરે છે તેને ગલગ્રહ થાય છે. ૨૨

पिडकानी संप्राप्ति तथा लक्षणो—

જેનું કુપિત થયેલું પિત્ત લોહી સાથે ચામડીમાં પ્રસરે છે અને રતાશવાળો સોજો ઉત્પન્ન કરે તેને વિસર્પ થાય છે. ૨૩

विसर्पनी संप्राप्ति तथा लक्षणो—

જેનું કુપિત થયેલું પિત્ત ચામડીમાં અને લોહીમાં આવી સ્થિર થાય અને રતાશવાળો સોજો ઉત્પન્ન કરે તેને પિડકા થાય છે. ૨૪

तिल वगेरेनी संप्राप्ति तथा लक्षणो—

જેનું કુપિત થયેલું પિત્ત લોહીમાં પહોંચીને સુકાઈ જાય તેને તિલકાલક, પિપ્લુ વ્યંગ અને નીલિકા થાય છે. ૨૫

शंखकनी संप्राप्ति तथा लक्षणो—

જેનું કુપિત થયેલું પિત્ત બન્ને શંખ એટલે લમણામાં આવી સ્થિર થાય તેને શંખક નામનો ભયંકર સોજો થાય છે. ૨૬

कर्णमूलशोथनी संप्राप्ति तथा लक्षणो—

જેનું કુપિત થયેલું પિત્ત તાવના મધ્યમાં કે અન્તે કાનના મૂળમાં આવી સ્થિર થાય તેને ન મટે એવો શોથ મરણ કરનારો નીવડે છે. ૨૭

प्लीहावृद्धिनी संप्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો વાયુ બરોળને ખેસવીને સ્થિત થાય તેને ધીમે ધીમે ડાબા પડખામાં પીડા કરતી બરોળ વધે છે. ૨૮

गुल्मनी संप्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો, વાયુ ગુલ્મસ્થાન (બરોળનો ભાગ) માં આવી સ્થિર થાય અને શૂળ સહિત સોજો ઉત્પન્ન કરે તો તેને ગુલ્મ થઈ આવે છે. ૩૦

वृद्धिनी संप्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો વાયુ શોફ અને શૂલ કરીને ફરતો ફરતો વંક્ષણમાંથી વૃષણોમાં જાય તેને વૃદ્ધિરોગ થાય છે. ૩૦

उदरनी सम्प्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો વાયુ ચામડી અને માંસની વચ્ચે ભરાયો હોય અને ઉદરમાં શોથ ઉત્પન્ન કરે તેને ઉદર-રોગ થાય છે. ૩૧

आनाहनी संप्राप्ति तथा लक्षणो—

જેનો કુપિત થયેલો વાયુ ઉદરનો આશ્રય કરી રહે છે અને નથી નીચે જતો કે નથી ઉપર જતો તેને આનાહ થાય છે. ૩૨

अधिमांस तथा अर्बुद वगेरेनी शोथमां गणत्री

અધિમાંસ અને અર્બુદાદિ રોગો જો કે નામ અને રૂપમાં ભિન્ન છે છતાં પણ સોજો થવાની સમાનતાને લઈ શોથસંગ્રહમાં બતાવવા યોગ્ય છે. ૩૩

रोहिणीनी सम्प्राप्ति—

જેના એક સાથે કુપિત થયેલા વાત-પિત અને કફ— ત્રણેય બહુ વૃદ્ધિ પામી વિદાહ ઉત્પન્ન કરતા, જીભના મૂળમાં આવી સ્થિર થાય છે તથા ઘણો સોજો અને જુદી જુદી જાતની વેદનાઓ ઉત્પન્ન કરે છે તે શીઘ્રકારી રોગને રોહિણી છે એમ ભાખવો. ૩૪.૩૫

रोहिणीनी साध्यासाध्यता

તે પ્રાણીની જિંદગી વધુમાં વધુ ત્રણ રાતની હોય છે. પણ જો કુશળ વૈદ્યે તેની તરત ચિકિત્સા કરી હોય તો તરત નીરોગ થાય છે. ૩૬

कृच्छ्रसाध्यनुं लक्षण—

આવી જાતના સાધ્ય પણ દારુણ માનેલા રોગો છે;

જેઓની ચિકિત્સા કરવામાં ન આવે અથવા તો મિથ્યાચાર થાય તો તેઓ રોગીને હણે છે. ૩૭

सुखसाध्यनुं लक्षण—

વળી કોમળ માનેલા બીજા પણ સાધ્ય વ્યાધિઓ છે જેઓની પર યત્નથી કે યત્ન વગર કરેલું કર્મ ચોક્કસ સિદ્ધ થાય છે. ૩૮

याप्यनुं लक्षण—

વળી યાપ્ય કહેવાતા બીજા અસાધ્ય વ્યાધિઓ છે જેના ઉપર બહુ સારી રીતે કરેલું કર્મ પણ ટકાવી રાખનારું બને છે. ૩૯

प्रत्याख्येयनुं लक्षण—

વળી બીજા એવા રોગો છે જેઓની ઉપર અજ્ઞાનીઓએ યત્નપૂર્વક કરેલું કર્મ પણ સિદ્ધ થતું નથી, માટે વિદ્વાન વૈદ્યે તેઓના ઉપચાર ન કરવા જોઈએ. ૪૦

रोगोना साध्यादि भेदो—

સાધ્ય અને વળી અસાધ્ય એમ વ્યાધિઓ બે પ્રકારના માનેલા છે. પણ મૃદુ અને દારુણના ભેદથી તેઓ ચાર પ્રકારના થાય છે. ૪૧

वेदना वगेरे भेदथी रोगो अनेक छे छतां पण तेओनो अहीं स्थूल रोगोमां समावेश—

વેદના-રંગ-કારણ-સ્થાન- આકૃતિ અને નામ પ્રમાણે ભેદો પાડતાં તે જ રોગો અસંખ્ય થઈ જાય છે. ૪૨

તે વિકારોનો સ્થૂલ રોગોમાં જેમ સમાવેશ થાય તેમ સંખ્યાનું કથન કર્યું છે તથા નાના વિકારોમાં વાત, પિત્ત, વગેરે કારણોની સમાનતાનો ઉપદેશ કરવામાં આવે છે. ૪૩

कुपित थयेल एक ज दोष जुदा जुदा रोग उत्पन्न करे तथा रोगोनी असंख्यता होवा छतां तेनो चिकित्सानुं सामान्य रीते कथन—

વિકારનું નામ ન જાણનાર વૈદ્યે કદી પણ શરમાવું ન જોઈએ; કારણ કે સર્વ વિકારોને ચોક્કસ નામ આપી શકાય એવી સ્થિતિ નથી. ૪૪

કુપિત થયેલો તે જ દોષ હેતુઓના ભેદથી તથા જુદાં જુદાં સ્થાનને પ્રાપ્ત થઈ ઘણા રોગોને ઉત્પન્ન કરે છે. ૪૫

તેથી વિકારોની પ્રકૃતિ, સ્થાનના ભેદ અને હેતુઓના ભેદ જાણી જઈને વૈદ્યે કર્મ કરવું. ૪૬

જે વૈદ્ય આ ત્રણે બાબતને જાણીને જ્ઞાનપૂર્વક તથા યથાયોગ્ય રીતે ચિકિત્સાની શરૂઆત કરે છે તે ચિકિત્સામાં મૂંઝાતો નથી. ૪૭

विकृत तथा प्राकृत दोषो अवश्य जाणवा जोईए—

પ્રાણીઓના દેહમાં વિકૃત કે પ્રાકૃત વાત-પિત્ત અને કફ ત્રણે નિત્ય છે; માટે પંડિતે તેઓને જાણવાની ઇચ્છા રાખવી જોઈએ. ૪૮

प्राकृत वातादि दोषोनां कर्मो—

ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, ચેષ્ટા, સમઅવસ્થામાં ધાતુઓનું વહન મળ મૂત્રાદિનું સરખી રીત બહાર આવવું-એ પ્રાકૃત વાયુનું કર્મ છે. ૪૯

દેખવું, પચવું, ગરમી, ભૂખ, તરસ, દેહની કોમળતા, કાન્તિ, પ્રસન્નતા અને મેધા એટલે ધારણાત્મક બુદ્ધિ-એ પ્રાકૃત પિત્તનું કર્મ છે. ૫૦

સ્નિગ્ધતા, બન્ધન, સ્થિરતા, ભારેપણું, પુરુષાતન, બળ, ક્ષમા, ધૈર્ય અને નિર્લોભતા-એ વિકૃત નહિ થયેલ કફથી ઉત્પન્ન થતું કર્મ છે. ૫૧

वातादिना क्षयनां लक्षणो—

વાત-પિત્ત કે કફના ક્ષયમાં થતાં લક્ષણ કહેલાંમાં

આવે છે; પ્રાકૃત કર્મની હાનિ અથવા તો વિરોધી દોષોનાં કર્મની વૃદ્ધિ થાય છે. ૫૨

वातादिनी वृद्धिनां लक्षणो—

દોષની પ્રકૃતિમાં અધિકતા થાય તે ખરેખર તેની વૃદ્ધિનું લક્ષણ છે. આ પ્રમાણે દોષોની સમતા, ક્ષીણતા કે અધિકતાની પરીક્ષા કરવામાં આવે છે. ૫૩

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોક-

મોહ—રજોદોષ-લોભ—માન-મદ અને સ્પૃહા રહિત ભગવાન પુનર્વસુએ આ ત્રિશોથીય અધ્યાયમાં શોથોની સંખ્યા, કારણ, લક્ષણ, સાધ્યતા, અસાધ્યતા, તે તે વિકારોના પૂર્વે થતા તે તે શોથો, વિકારોના પ્રકાર, ભેદ, જાણવા યોગ્ય ત્રણ બાબતનો સંગ્રહ, દોષોનું પ્રાકૃત કર્મ તથા દોષોનું હાનિ અને વૃદ્ધિમાં લક્ષણ—એ બધાંની વ્યાખ્યા કરી છે. ૫૪-૫૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'ત્રિશોથીય' નામક અઢારમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

# ઓગણીસમો અધ્યાય

## અષ્ટોદરીય અધ્યાય

अष्टोदरीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'અષ્ટોદરીય' અધ્યાયની વ્યાખ્યા કરશું." આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧, ૨

उदरादि रोगोनी संख्या—

અહીં ખરેખર આઠ ઉદરરોગ, આઠ મૂત્રાઘાત, આઠ ધાવણના દોષો, આઠ વીર્યદોષ, સાત કુષ્ઠ, સાત પિડકા, સાત વીસર્પ, છ અતીસાર, છ ઉદાવર્ત, પાંચ ગુલ્મ, પાંચ બરોળના દોષો, પાંચ ઉધરસ, પાંચ શ્વાસ, પાંચ હેડકી, પાંચ તરસ, પાંચ ઉલટી, પાંચ ભોજનની અરુચિનાં કારણો, પાંચ શિરોરોગ, પાંચ હૃદ્રોગ, પાંચ પાંડુરોગ, પાંચ ઉન્માદ, ચાર અપસ્માર, ચાર આંખના રોગો, ચાર કાનના રોગ, ચાર સળેખમ, ચાર મુખરોગ, ચાર ગ્રહણીદોષ, ચાર મદ, ચાર મૂર્છા, ચાર શોષ, ચાર ષંઢત્વ, ત્રણ શોફ, ત્રણ કીલાસ, ત્રણ પ્રકારનાં રક્તપિત્ત, બે તાવ, બે વ્રણ, બે આયામ, બે ગૃધ્રસી, બે કમળા, બે પ્રકારનું આમ, બે પ્રકારના વાતરકત, બે પ્રકારના અર્શ, એક ઊરુસ્તંભ, એક સંન્યાસ, એક મહાગદ, વીસ ક્રિમિઓની જાત, વીસ પ્રમેહ, અને વીસ યોનિરોગ; આ પ્રમાણે આ સંગ્રહમાં અડતાલીસ રોગ વિષયો કહી બતાવ્યા છે ૩

आठ उदर; आठ मूत्राघात; आठ क्षीरदोषो;
आठ रेतोदोष—

એઓને ઉદ્દેશ અનુસાર વિસ્તારથી કહી બતાવશું—

આઠ ઉદરરોગો—વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધોદર, છિદ્રોદર અને જલોદર. આઠ મૂત્રાઘાત—વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, અશ્મરીજ, શર્કરાજ, શુક્રજ અને રકતજ. આઠ ક્ષીરદોષો—વિવર્ણતા, વિગન્ધતા, વિરસતા, ચીકાશ, ફીણનો સમૂહ, રૂક્ષતા, ભારેપણું અને અતિશય સ્નેહ. આઠ વીર્યદોષો—પાતળું, સૂકું; ફીણવાળું; શ્વેત સિવાયના રંગનું, પરૂ કે દુર્ગંધવાળું, બહુ ચીકણું, અન્ય ધાતુથી મિશ્રિત અને અવસાદી એટલે ગાંઠાવાળું અને મુશ્કેલીએ બહાર નીકળનાર. (૧)

सात कुष्ठ; सात पिडका; सात विसर्प—

સાત કુષ્ઠ-કપાલ, ઉદુમ્બર, મંડલ, ઋષ્યજિહ્વ, પુંડરીક, સિધ્મ અને કાકણ. સાત પિડકા—શરાવિકા, કચ્છપિકા, જાલિની, સર્ષપી, અલજી, વિનતા અને વિદ્રધી. સાત વિસર્પ—વાતવિસર્પ, પિત્તવિસર્પ, કફવિસર્પ, અગ્નિવિસર્પ, કર્દમક, ગ્રન્થિવિસર્પ અને સન્નિપાતવિસર્પ. (૨)

छ अतिसार; छ उदावर्त—

છ અતિસાર—વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ,

ભયજ, અને શોકજ. ૭ ઉદાવર્ત- વાતજ, મૂત્રજ, પુરીષજ, શુક્રજ, છર્દિજ અને છીંકથી ઉત્પન્ન થયેલ. (૩)

पांच गुल्म; पांचकास; पांच श्वास; पांच हिक्का; पांच तृष्णा; पांच छर्दि; पांच अरुचि; पांच शिरोरोग; पांच हृद्रोग; पांच पांडुरोग; पांच उन्माद—

પાંચ ગુલ્મો-વાતજ, પિત્તજ કફજ, સન્નિપાતજ, અને રક્તજ. પાંચ બરોળના દોષો-ગુલ્મોથી એઓની વ્યાખ્યા થઈ ગઈ. પાંચ ઉધરસ-વાતજ, પિત્તજ, કફજ, ક્ષતજ અને ક્ષયજ. પાંચ શ્વાસ-મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ, તમકશ્વાસ, અને ક્ષુદ્રશ્વાસ. પાંચ હેડકી-મહતી, ગંભીરા, વ્યપેતા, ક્ષુદ્રા અને અન્નજા. પાંચ તૃષા-વાતિક, પૈત્તિક, આમજન્ય, ક્ષયજન્ય અને ઉપસર્ગજન્ય. પાંચ ઉલટી-અણગમતા વિષયોના સંયોગથી થતી તથા વાત-પિત્ત-કફ અને સન્નિપાતની અધિકતાથી થતી. પાંચ ભોજન ન ખાવાનાં કારણ-વાત-પિત-કફ-સન્નિપાત અને દ્વેષ. પાંચ શિરોરોગ-પૂર્વોક્ત અધ્યાયનો સંગ્રહ કરી વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને ક્રિમિજ. પાંચ હૃદ્રોગ-શિરોરોગથી એની વ્યાખ્યા થઈ ગઈ. પાંચ પાંડુરોગ-વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને માટી ખાવાથી થયેલ. પાંચ ઉન્માદ-વાતજ, પિત્તજ, કફજ, સાન્નિપાતિક અને આગન્તુ નિમિત્તે થતા. (૪)

चार अपस्मार; चार अक्षिरोग; चार कर्णरोग; चार प्रतिश्याय; चार मुखरोग; चार ग्रहणीदोष; चार मद; चार मूर्च्छा; चार शोष; चार क्लीबता—

ચાર અપસ્માર-વાત, પિત, કફ અને સન્નિપાત નિમિતે થતા. ચાર આંખના રોગો-ચાર કાનના રોગો, ચાર સળેખમ ચાર મુખરોગ, ચાર ગ્રહણીદોષ, ચાર મદ અને ચાર મૂર્ચ્છા એ બધાંની અપસ્મારથી વ્યાખ્યા થઈ ગઈ. ચાર શોષ રોગ-સાહસથી થતો, વેગ રોકવાથી થતો ક્ષયથી થતો અને વિષમ ભોજનથી થતો. ચાર ષંઢત્વ-બીજને હાનિ થવાથી, ધ્વજભંગથી, વૃદ્ધાવસ્થાથી અને વીર્યના ક્ષયથી થાય છે. (૫)

त्रण शोथ; त्रण किलास; त्रण रक्तपित्त—

ત્રણ શોથ-વાત-પિત્ત અને કફને નિમિત્તે થતા. ત્રણ કિલાસ-રક્ત, તામ્ર અને શ્વેત. ત્રણ પ્રકારનું રક્તપિત્ત-ઉપલા ભાગનું, નીચલા ભાગનું અને બન્ને ભાગનું. (૬)

बे ज्वर; बे व्रण; बे आयाम; बे गृध्रसीवात; बे कामला; बे आम; बे वातरक्त; बे अर्श—

બે તાવ-શીતથી ઉત્પન્ન થયેલ અને રોગીને ઉનું ઉનું ગમે એવો તથા ઉષ્ણતાથી ઉત્પન્ન થયેલ અને રોગીને ઠંડુ ઠંડુ ગમે એવો. બે વ્રણ-નિજ અને આગન્તુ. બે આયામ-બહારનો અને અંદરનો. બે ગૃધ્રસી-વાતજ અને વાતકફજ. બે કામલા—કોષ્ઠાશ્રય અને શાખાશ્રય. બે પ્રકારનું આમ- અલસક અને વિસૂચિકા. બે પ્રકારનું વાતરક્ત-ગંભીર એટલે અન્તરાશ્રિત અને ઉત્તાન એટલે ત્વચા અને માંસમાં આશ્રિત. બે પ્રકારના અર્શ—સૂકા અને દૂઝતા. (૭)

एक ऊरुस्तम्भ; एक संन्यास; एक महागद—

એક ઊરુસ્તંભ-આમ અને ત્રિદોષથી ઉત્પન્ન થયેલ. એક સંન્યાસ-મન અને શરીરનો આશ્રય કરી ઉત્પન્ન થનાર ત્રિદોષજ. એક મહાગદ-અતત્વાભિનિવેશ. (૮)

वीस क्रिमिजाति; वीस प्रमेह; वीस योनिव्यापत्—

વીસ કૃમિની જાતિઓ છે- તેમાં બહારના મળથી ઉત્પન્ન થતા બે પ્રકારના-જૂ અને લીખ. રક્તથી ઉત્પન્ન થયેલા છ-કેશાદ, લોમાદ, લોમદ્વીપ, સૌરસ, ઔદુમ્બર અને જન્તુમાતર. કફથી ઉત્પન્ન થયેલા સાત -અન્ત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ, ચુરુ, દર્ભપુષ્પ, સૌગન્ધિક, અને મહાગુદ, મળથી ઉત્પન્ન થતા પાંચ-કકેરુક, મકેરુક, લેલિહ, સશૂલક અને સૌસુરાદ. વીસ પ્રમેહો-તેમાં ઉદકમેહ, ઇક્ષુવાલિક, રસમેહ, સાન્દ્રમેહ, સાન્દ્રપ્રસાદમેહ, શુક્લમેહ, શુક્રમેહ, શીતમેહ શનૈર્મેહ, સિકતામેહ, અને લાલામેહ-એ દશ કફ નિમિતે થનારા છે. ક્ષારમેહ, કાલમેહ, નીલમેહ, લોહિતમેહ, મંજીષ્ઠામેહ અને હરિદ્રામેહ-એ ૭ પિત્તનિમિત્તે થનારા છે. વસામેહ, મજ્જામેહ, હસ્તિમેહ

અને મધુમેહ–એ ચાર વાત નિમિત્તે થનારા છે. આમ વીસ પ્રમેહો છે. વીસ યોનિરોગ છે. તેમાં દોષથી ઉત્પન્ન થતા ચાર–વાતિક, પૈત્તિક, શ્લૈષ્મિક અને સાન્નિપાતિક. દોષોનો દૂષ્ય સાથે સંસર્ગ અને પ્રકૃતિનો નિર્દેશ કરીને બાકીના સોળ રોગ બતાવવામાં આવે છે; જેમકે–રક્તયોનિ, અરજસ્કા, અચરણા, અતિચરણા, પ્રાક્ચરણા, ઉપપ્લુતા, પરિપ્લુતા, ઉદાવર્તિની, કર્ણિની, પુત્રઘ્ની, અન્તર્મુખી, સૂચીમુખી, શુષ્કા, વામિનિ, ષંઢયોનિ અને મહાયોનિ–એ વીસ યોનિરોગ છે. (૯)

આ પ્રમાણે આ આખો વિષય ઉદ્દેશ અનુસાર કહી બતાવ્યો છે. ૪

દરેક રોગ વાયુ વગેરેથી જ થાય છે—

બધાય નિજ વિકારો વાત-પિત્ત અને કફ સિવાય ઉત્પન્ન થતા નથી. જેમકે પક્ષી આખો દિવસ ઊડતાં છતાં પણ પોતાની છાયાને છોડી શકતું નથી તેમ પોતાની ધાતુઓની વિષમતાથી ઉત્પન્ન થયેલા સર્વ વિકારો વાત-પિત્ત અને કફને છોડી શકતા નથી. વાત-પિત્ત અને કફનાં સ્થાન-લક્ષણ તથા કારણના ભેદો જોઈને, તે વાતાદિમય હોવા છતાં પણ સર્વ વિકારોને બુધ્ધિમાન વૈદ્યો તે તે સ્થાન, લક્ષણ અને કારણને અનુસરીને નિર્દેશ કરે છે. ૫

તે બાબતમાં બે શ્લોકો છે–

શરીરની અંદર પોતાની ધાતુની વિષમતાને કારણે ઉત્પન્ન થયેલ જે ઘણા નિજવિકારસમૂહો છે તે પિત-કફ અને વાયુથી જુદા નથી, પણ આગન્તુ રોગો જ તેનાથી ભિન્ન હોય છે. ૬

નિજ–આગન્તુક પરસ્પર અનુબન્ધ રૂપે હોય છે—

આગન્તુ વિકાર નિજ વિકારને અનુસરે છે તથા અતિશય વધેલો નિજ વિકાર પણ આગન્તુને અનુસરે છે. તેમાં અનુબંધ અને પ્રકૃતિને બરાબર જાણીને પછી ચિકિત્સાની શરૂઆત કરવી જોઈએ. ૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક–

'અષ્ટોદરીય' અધ્યાયમાં રોગોની વીસી, એકએકપણું અને ત્રણના સમુહ ત્રણ ત્રણ કહ્યા છે, જોડ આઠ, ચારના સમૂહ દશ, પાંચના સમૂહ બાર, અષ્ટકના વર્ગ ચાર, ષટ્ક બે અને સપ્તક ત્રણ પ્રકાશિત કર્યાં છે. ૮,૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'અષ્ટોદરીય' નામક ઓગણીસમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય વીસમો

### મહારોગાધ્યાય

મહારોગાધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'મહારોગાધ્યાય'ની વ્યાખ્યા કરશું" આ વિષયમાં નીચે પ્રમાણે જ ભગવાન આત્રેયે કહ્યું હતું. ૧,૨

ચાર રોગો; પીડાને લીધે એકજ; આગન્તુ નિજ; બે પ્રકારનાં અધિષ્ઠાન; રોગોની અસંખ્યતા—

ચાર રોગો થાય છે–આગન્તુ, વાતનિમિત, પિત્તનિમિત્ત અને કફનિમિત્ત. તે ચારેય રોગોનું રોગપણું રુક્ એટલે પીડાની સમાનતાને લઈ એક પ્રકારનું છે. આગન્તુ અને નિજના વિભાગ પ્રમાણે એઓની પ્રકૃતિ વળી બે પ્રકારની છે. મન અને શરીરના ભેદને લઈ એઓના આશ્રય બે પ્રકારના છે. પ્રકૃતિ-આશ્રય-લક્ષણ અને હેતુઓના વિકલ્પના ભેદ અસંખ્ય હોવાથી વિકારો વળી અસંખ્ય છે. ૩

આગન્તુ રોગોનાં કારણો; નિજ રોગોનાં કારણો—

આગન્તુ રોગનાં કારણ ખરેખર નખ લાગવો, દાંત બેસવો, પડી જવું, મેલી વિદ્યાનો પ્રયોગ, શાપ, અભિષંગ, ભૂત કે કીટાણુઓનો સંસર્ગ, ઘા લાગવો, વીંધાવું,

બંધન, વીંટાવું, દબાવું, રાંઢવાંથી બંધાવું, બળવું, શસ્ત્ર વાગવું, વીજળી પડવી અને ભૂતનો ઉપદ્રવ વગેરે છે અને નિજ રોગનું કારણ વાત-પિત્ત અને કફની વિષમતા છે ૪

दरेक विकारोनां प्रेरक कारणो—

આગન્તુ અને નિજ એ બન્નેનાં ખરેખર કારણ અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ છે. ૫

दरेक रोग परस्पर संकळायेला होय छे—

વળી ખરેખર વૃદ્ધિ પામેલા આ પૂરેપૂરા ચાર રોગો પરસ્પર સંકળાયેલા રહે છે અને એક બીજાની સાથે મિશ્ર થવા છતાં સંદિગ્ધ સ્વરૂપવાળા બનતા નથી. ૬

आगन्तु तथा निजनां लक्षणो प्रमाणे भेद—

આગન્તુ પ્રથમ પીડા સહિત ઉત્પન્ન થઈને પછી વાત-પિત્ત અને કફની વિષમતા કરે છે અને નિજ રોગમાં વાત-પિત્ત અને કફ પહેલાં વિષમતા પામે છે અને પછી પીડા ઉત્પન્ન કરે છે. ૭

शरीरमां दोषोनां स्थानभेद—

શરીરમાં તે ત્રણેય દોષોનાં સ્થાનના વિભાગનો હવે ઉપદેશ આપવામાં આવશે; જેમકે—બસ્તિ, મલાશય, કેડ, સાથળ, પગ, હાડકાં અને પક્વાશય એ વાતસ્થાનો છે; તેમાં પણ પક્વાશય ખાસ કરીને વાતસ્થાન છે. પરસેવો, રસ, લસીકા, લોહી અને આમાશય એ પિત્તસ્થાનો છે; તેમાં પણ આમાશય ખાસ કરીને પિત્તસ્થાન છે. માથું, છાતી, ડોક, સાંધાઓ, આમાશય અને મેદ એ કફસ્થાનો છે; તેમાં પણ છાતી ખાસ કરીને કફસ્થાન છે. ૮

प्राकृत तथा विकृत वात-पित-कफनां कर्म—

વળી આખાં શરીરમાં ફરનારા વાત-પિત્ત અને કફ કુપિત થયેલા અને ન થયેલા આખાં શરીરમાં અશુભ અને શુભ કરે છે. સમ અવસ્થામાં હોય તો પુષ્ટિ-બલ-વર્ણ અને પ્રસન્નતા વગેરે શુભ, અને વિકૃત પામ્યા હોય તો વિકાર કહેવાતાં અશુભ કરે છે. ૯

सामान्यज तथा नानात्मज रोगो—

તેમાં વિકારો સામાન્યજ એટલે જેમાં ત્રણે દોષો સામાન્ય રીતે રોગ ઉત્પન્ન કરી શકે અને નાનાત્મજ એટલે જેમાં અમુક એકજ દોષ રોગ ઉત્પન્ન કરી શકે તે છે. તેમાં સામાન્યજ રોગોની પૂર્વે 'અષ્ટોદરીય' અધ્યાયમાં વ્યાખ્યા કરી પણ નાનાત્મજ રોગોનું અહીં આ અધ્યાયમાં હવે વર્ણન કરશું. જેમકે—એંશી વાતવિકારો છે, ચાલીસ પિત્તવિકારો છે અને વીસ કફવિકારો છે. ૧૦

एंसी वातविकारोनी गणना—

તેમાં પ્રથમ વાતવિકારોની વ્યાખ્યા કરશું; જેમકે—નખભેદ, વિપાદિકા, પાદશૂલ, પાદભ્રંશ, પગે ખાલી ચડવી, વાતખુડ્ડતા, ઘૂંટી ઝલાઈ જવી, પીંડીઓ ભીડાવી, ગૃધ્રસી, ગોઠણની ફાટ, ગોઠણના સંધિની શિથિલતા, ઊરુસ્તંભ, ઊરુસાદ, પાંગળાપણું, ગુદભ્રંશ, ગુદાર્તિ, વૃષણોનું ઝલાઈ જવું, શિશ્નની જડતા, વંક્ષણનો આનાહ, ઢીંઢુ ફાટવું, વિડ્ભેદ, ઉદાવર્ત, લંગડાપણું, કુબડાપણું, ઠીંગણાપણું, ત્રિકનું ઝલાઈ જવું, પીઠ ઝલાઈ જવી, પડખામાં મર્દન જેવી પીડા, ઉદરાવેષ્ટ, હન્મોહ, હૃદયની ઉતાવળી ગતિ, વક્ષઉદ્ધર્ષ, વક્ષઉપરોધ, છાતીની પીડા, બાહુશોષ, ડોક ઝલાઈ જવી, મન્યાનું ઝલાઈ જવું, કંઠોદ્ધ્વંસ હનુભેદ, ઓષ્ઠભેદ, અક્ષિભેદ, દન્તભેદ, દાંતની શિથિલતા, મૂંગાપણું, જીભ ઝલાઈ જવી, મુખમાં કષાયતા, મુખશોષ, રસની ખબર ન પડવી, સુગંધ લેવાની શકિત ચાલી જવી, કર્ણશૂલ, ભણકારા વાગવા, ઊંચકનાપણું બહેરાપણું, પાંપણોની જડતા, પાંપણોનો સંકોચ, તિમિર, આંખનું શૂળ, આંખો ઊંચી ચડી જવી, ભમરનું ચડવું, લમણાં ફાટવાં, કપાળ ફાટવું, માથાંનો દુખાવો, વાળની ઊગવાની જગ્યાનું ફાટવું, અર્દિત, એકાંગરોગ, સર્વાંગરોગ, પક્ષવધ, આક્ષેપક, દંડક, અંધારાં આવવાં ચક્કર આવવી, કંપ થવો, બગાસાં, હેડકી, ખિન્નતા, અતિ બકવાદ, રૂક્ષતા, કઠોરતા ઈંટાડી કે અરુણ રંગનું દેખાવું, અનિદ્રા અને ચિત્તની અસ્થિરતા. આ પ્રમાણે વાતવિકારોમાં સૌથી સ્પષ્ટ આ એંશી વાતવિકારોની વ્યાખ્યા થઈ. ૧૧

वायुनां आत्मरूप–लक्षण तथा कर्मों —

કહેલા આ સર્વે વાતવિકારોમાં અને ન કહેલા બીજા વાતવિકારોમાં ખરેખર વાયુનું પોતાનું સહજ-સિદ્ધ સ્વરૂપ અને તેના કર્મનું લક્ષણ આ હોય છે–જેને સંપૂર્ણપણે કે તેના અવયવથી જાણીને સંદેહરહિત બનેલા કુશળ વૈદ્યો વાતવિકારજ છે એમ નિશ્ચય કરે છે. જેમકે–રૂક્ષતા, શીતતા, લઘુતા, વિશદતા, ગતિ. અમૂર્તતા અને અનવસ્થિતતા-એ વાયુનાં પોતાનાં લક્ષણ છે. અને વાયુ આવી જાતનો હોવાથી, શરીરના તે તે અવયવમાં પ્રવેશ કરતા તે વાયુના કર્મનું પોતાનું લક્ષણ આ પ્રમાણે થાય છે; જેમકે-સ્રંસ (સરકવું), ભ્રંશ (પડવું), વ્યાસ (વિસ્તાર કરવો), સંગ (ચોટવું), ભેદ (છુટું પડવું), સાદ (શિથિલતા), હર્ષ (રોમહર્ષ, ધ્વજહર્ષ, દન્તહર્ષ), તર્ષ (તૃષા), કંપ, વર્ત (ઘુમરી), ચાલ (ફરકવું), તોદ (સોય લાગવા જેવી પીડા), વ્યથા અને ચેષ્ટા વગેરે તથા ખરતા (ખરબચડાપણું), પરુષતા (કઠોરતા), વિશદતા (સુષિરતા), છિદ્રયુકતતા, અરુણ રંગ હોવો, કષાય અને વિરસ મુખ હોવું, શોષ, શૂલ, ખાલી ચડવી, સંકોચન (સંકોરવું), જડ કરવું અને લંગડાપણું વગેરે-એ વાયુનાં કર્મ છે. તેનાથી યુક્ત વિકારને નિશ્ચયપૂર્વક વાતવિકાર જ જાણવો. ૧૨

कुपित वायुनो उपक्रम—

માત્રા અને કાલનો વિચાર કરી, મધુર-અમ્લ-લવણ-સ્નિગ્ધ અને ઉષ્ણ ઉપચારોથી તથા વાતહર સ્નેહ-સ્વેદ-આસ્થાપન-અનુવાસન-નસ્યકર્મ-ભોજન-અભ્યંગ-ઉત્સાદન અને પરિષેક વગેરેથી તે વાતવિકારના ઉપચાર કરવા જોઈએ. વૈદ્યો તે વાતરોગમાં સર્વત્ર આસ્થાપન અને અનુવાસનને બધા ઉપચારોમાં મુખ્ય ગણે છે; કારણકે તે શરૂઆતથી જ પક્વાશયમાં પ્રવેશ કરીને બધા વિકાર ઉત્પન્ન કરનારાં વાતરૂપી મૂળને છેદી નાખે છે. તે બાબતમાં જેવી રીતે વનસ્પતિનાં મૂળ કાપી નાખવાથી થડ-શાખા-ફૂટ-અંકુર-ફૂલ-ફળ અને પાન વગેરેનો નિશ્ચિત વિનાશ થાય છે તેવી રીતે તે બાબતમાં વાતને જ જીતી લેવાથી, શરીરની અંદર રહેલા વાતવિકારો શાન્ત થાય છે. ૧૩

चालीस पित्तरोगोनी गणना—

અહીંથી આગળ હવે પિત્તના ચાલીસ વિકારો કહી બતાવશું. ઓષ (ગરમી), પ્લોષ (બળતરા), દાહ (બળું બળું થવું), દવથુ (ધગધગાટ), ધૂમક (ધૂંધવાવું), અમ્લક (દાહ અને શૂલયુકત ઓડકાર), વિદાહ (વિવિધસ્થાને દાહ), અન્તર્દાહ (શરીરની અંદર બળતરા), અંગદાહ (અંગોનો દાહ), ઉષ્માની અધિકતા, અતિ પરસેવો, અંગમાં ગંધ, અંગનું ફાટવું, રકતક્લેદ, માંસક્લેદ, ત્વચાનો દાહ, ઉપરની ચામડી ફાટવી, સઘળી ચામડીનું ફાટવું, રકતકોઠ (લાલ ચકામાં), રકત-વિસ્ફોટ, રકતપિત્ત, રકતમંડલો, લાલાશ, હળદર જેવું પીળું થવું, નીલિકા, કક્ષા, કમળો, મોઢામાં કડવાશ, મોઢામાં લોહી જેવી ગંધ, મુખમાં દુર્ગંધ, તૃષાની અધિકતા, અતૃપ્તિ મોઢું પાકવું, ગળું પાકવું, આંખો પાકવી, ગુદા પાકવી, શિશ્નનું પાકવું, જીવરકતનું નીકળવું, અંધારામાં પ્રવેશ કર્યા જેવું લાગવું અને આંખ-મૂત્ર તથા મળ લાલ કે પીળાં હોવાં-આ પ્રમાણે અસંખ્ય પિત્તવિકારો-માંના પિતના સૌથી સ્પષ્ટ ચાલીસ વિકારો કહી દેખાડયા. ૧૪

पित्तनां आत्मरूप-लक्षण-कर्मो—

કહેલા અને બીજા ન કહેલા આ સર્વેય પિત્તવિકારોમાં ખરેખર પિત્તનું પોતાનું સહજસિદ્ધ સ્વરૂપ અને તેના કર્મનું લક્ષણ આ હોય છે, જેને સંપૂર્ણપણે કે તેના અવયવથી જાણીને સંદેહરહિત બનેલા કુશળ વૈદ્યો પિત્તવિકારજ છે એમ નિશ્ચય કરે છે, જેમકે–ઉષ્ણતા તીક્ષ્ણતા. દ્રવપણું, બહુ સ્નિગ્ધતા ન હોવી, શ્વેત અને અરુણ સિવાયનો રંગ, આમ જેવી ગંધ, તીખા અને ખાટા બે રસ અને સરપણું-એ પિત્તનાં પોતાનાં લક્ષણ છે અને પિત્ત આવી જાતનું હોવાથી શરીરના જે જે અવયવમાં પ્રવેશ કરે છે તેમાં તેમાં પિત્તના કર્મનું પોતાનું લક્ષણ આ પ્રમાણે થાય છે; જેમકે–દાહ, ઉષ્ણતા, પાક, સ્વેદ, ક્લેદ, સડો, ખજવાળ, સ્રાવ અને લાલાશ તથા પોતાના જેવાં ગન્ધ-વર્ણ અને રસ ઉત્પન્ન કરવાં–એ પિતનાં કર્મ છે. તે લક્ષણોથી યુકત વિકારને નિશ્ચય-પૂર્વક પિત્તવિકારજ જાણવો. ૧૫

कुपित पित्तनो उपक्रम—

માત્રા અને કાળનો વિચાર કરી, મધુર-તિક્ત-કષાય અને શીત ઉપચારોથી તથા પિત્તહર સ્નેહ-વિરેચન-લેપન-પરિષેક અને અભ્યંગ વગેરેથી તે પિત્તવિકારના ઉપચાર કરવા જોઈએ. વૈદ્યો પિત્તમાં વિરેચનને સર્વ ઉપચારોમાં મુખ્ય માને છે, કારણકે શરૂઆતથી જ આમાશયમાં પ્રવેશ કરીને તે વિકાર કરનારાં પિત્તરૂપી બધાં મૂળને દૂર કરે છે. તે બાબતમાં જેવી રીતે અગ્નિ દૂર કરવામાં આવતાં અગ્નિવાળું આખુંય ઘર ઠંડું થઈ જાય છે તેવી રીતે પિત્ત જીતાઈ જતાં શરીરની અંદર રહેલા પિત્તવિકારો શાન્ત થાય છે. ૧૬

वीस कफविकारोनी गणना—

અહીંથી આગળ હવે કફના વીસ વિકારો કહી દેખાડશું; જેમકે—તૃપ્તિ, તન્દ્રા, નિદ્રાની અધિકતા, સ્તિમિતતા, અંગોનું ભારેપણું, આળસ, મુખમાં મિઠાશ, મુખસ્રાવ, કફનો ઘચરકો, મળની અધિકતા, બળનો ક્ષય, અપચો, હૃદયોપલેપ, કંઠોપલેપ, ધમનીઓનું અતિ પૂરાઈ જવું, ગલગંડ, અતિસ્થૂલતા, અગ્નિની મંદતા, ઉદર્દ, શ્વેતવર્ણતા અને મૂત્ર-આંખ તથા મળ શ્વેત હોવાં. આ પ્રમાણે અસંખ્ય કફવિકારોમાંના સૌથી સ્પષ્ટ વીસ કફવિકારોની વ્યાખ્યા થઈ. ૧૭

कफनां आत्मरूप-लक्षण-कर्मो—

કહેલા અને બીજા ન કહેલા આ સર્વે કફવિકારોમાં ખરેખર કફનું પોતાનું સહજસિદ્ધ સ્વરૂપ અને તેના કર્મનું લક્ષણ આ હોય છે, જેને સંપૂર્ણપણે કે તેના અવયવથી જાણીને સંદેહરહિત બનેલા કુશળ વૈદ્યો કફવિકાર જ છે એમ નિશ્ચય કરે છે, જેમકે—સ્નેહ, શીતતા, શ્વેતતા, ભારેપણું, મધુરતા, સ્થિરતા, પિચ્છિલતા અને મસૃણતા-એ કફનાં પોતાનાં લક્ષણ છે અને કફ આવી જાતનો હોવાથી, શરીરના જે જે અવયવમાં પ્રવેશ કરે છે તે તે સ્થાને કફના કર્મનું પોતાનું લક્ષણ આ પ્રમાણે થાય છે; જેમકે—શ્વેતતા, શીતતા, ખજવાળ, સ્થિરતા, ભારેપણું, સ્નેહ, સુપ્તિ, ક્લેદ, ઉપદેહ, મલથી લિપ્તતા, બન્ધ, મધુરતા અને ચિરકારીપણું—એ કફનાં કર્મ છે. તે લક્ષણોયુક્ત વિકારને નિશ્ચયપૂર્વક કફવિકાર જ જાણવો. ૧૮

कुपित कफनो उपक्रम—

માત્રા અને કાળનો વિચાર કરી, કટુક-તિક્ત-કષાય-તીક્ષ્ણ-ઉષ્ણ અને રૂક્ષ ઉપચારોથી તથા કફહર સ્વેદ-વમન-શિરોવિરેચન અને વ્યાયામ વગેરેથી તે કફવિકારના ઉપચાર કરવા જોઈએ. વૈદ્યો કફમાં વમનને સર્વે ઉપચારોમાં મુખ્ય માને છે, કારણકે તે શરૂઆતથી જ આમાશયમાં પ્રવેશ કરીને છાતીમાં રહેલ તથા વિકારને કરનાર કફનાં બધાં મૂળને ઊંચે ફેંકે છે. તે બાબતમાં જેવી રીતે ખેતરનો પાળો તૂટી જતાં, પાણીથી સિંચન ન પામતાં, શાળ-જવ અને ષષ્ટિક વગેરે સૂકાઈ જાય છે તેવી રીતે કફને જ જીતી લેતાં, શરીરમાં રહેલા કફવિકારો શાંત થાય છે. ૧૯

એ બાબતમાં શ્લોકો છે—

चिकित्सामां रोग-औषध वगेरे ज्ञाननी उपयोगिता—

વૈદ્યે પ્રથમ રોગની પરીક્ષા કરવી જોઈએ તે પછી ઔષધ અને તે પછી જ્ઞાનપૂર્વક ચિકિત્સા શરૂ કરવી જોઈએ. ૨૦

ઔષધનાં વિધાનને જાણતો હોવા છતાં પણ જે વૈદ્ય રોગને ઓળખ્યા વગર ચિકિત્સા શરૂ કરે છે તેની સિદ્ધિ ભગવાન-ભરોસે છે. ૨૧

પણ જે રોગના ભેદ જાણનારો છે, સર્વ ઔષધોમાં નિપુણ છે અને દેશ-કાલ તથા માત્રાનો જાણકાર છે તેને સિદ્ધિ ચોકકસ મળે છે. ૨૨

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

રોગોનો સંગ્રહ, રોગોની પ્રકૃતિ, રોગોનો દેશ, રોગોનું કારણ, રોગોના પ્રેરક, સંદેહરહિતતા અને અનુબંધને પ્રકાશિત કર્યાં છે, ઉપરાંત દોષોનાં સ્થાન, રોગોના નાનાત્મજ જે ગણો, દોષોનાં જુદાં જુદાં જે સહજસિદ્ધિ રૂપ અને કર્મ તથા છુટા છુટા કરીને રોગોના ઉપચારો-આ મહારોગાધ્યાયમાં તત્ત્વદર્શી મુનિએ સારી રીતે કહી બતાવ્યા છે. ૨૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'મહારોગાધ્યાય' નામક વીસમો અધ્યાય સંપૂર્ણ થયો.

# એકવીસમો અધ્યાય

## અષ્ટૌનિન્દિતીય અધ્યાય

અષ્ટૌનિન્દિતીય અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'અષ્ટૌનિન્દિતીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

આઠ નિન્દિત પુરુષો—

અહીં ખરેખર શરીરને ઉદ્દેશીને આઠ પુરુષ નિન્દિત છે. જેમકે બહુ લાંબો. બહુ ટૂંકો, બહુ રૂંવાડાંવાળો, રૂંવાડાં વગરનો, બહુ કાળો બહુ ગૌર, બહુ જાડો અને બહુ પાતળો ૩

અતિ સ્થૂલના દોષો—

તેમાં વળી બહુ જાડા અને બહુ પાતળા પુરુષોમાં બીજા પણ નિન્દિત ભેદો છે. ત્યારે અતિ જાડા માણસને આઠ દોષ થાય છે– આયુષ્યનો હ્રાસ, ઝડપની મંદતા મુશ્કેલીએ મૈથુન, નબળાઈ દુર્ગંધતા, પસીનાથી હેરાનગતિ, આકરી ભૂખ અને અતિશય તૃષા. અતિભોજનથી, ગુરુ, મધુર, શીત અને સ્નિગ્ધ પદાર્થોના ઉપયોગથી, વ્યાયામ ન કરવાથી, મૈથુન ન કરવાથી, દિવસે ઊંઘવાથી, નિત્ય હર્ષથી ચિન્તા ન હોવાથી અને બીજના સ્વભાવથી તે અતિ સ્થૂલતા ઉત્પન્ન થાય છે. બહુ મેદવાળા તેનામાં મેદનો જ સંચય થાય છે. તે પ્રમાણે બીજા ધાતુઓનો સંચય થતો નથી; તેથી આયુષ્યનો હ્રાસ થાય છે. મેદની શિથિલતા, કોમળતા અને ગુરુતાથી વેગનું રુંધન થાય છે. વીર્ય ઓછું હોવાથી અને મેદથી માર્ગો પૂરાયેલા હોવાથી મૈથુન મુશ્કેલીથી થઈ શકે છે. ધાતુઓ સમ ન હોવાથી નબળાઈ આવે છે, મેદના દોષથી અને મેદના સ્વભાવ તથા સ્વેદનપણાંથી દુર્ગંધ પેદા કરે છે. મેદનો કફ સાથે સંસર્ગ થવાથી, વિષ્યન્દીપણાંથી, બહુતાથી, ગુરુતાથી અને વ્યાયામ સહન ન કરવાથી પસીનાથી હેરાનગતિ થાય છે. તીક્ષ્ણ અગ્નિ હોવાથી અને કોઠામાં પુષ્કળ વાયુ હોવાથી આકરી ભૂખ અને અતિશય તૃષા ઉત્પન થાય છે. ૪

તેનું શ્લોકોમાં કથન—

એ બાબતમાં શ્લોકો છે—

મેદથી માર્ગો રુંધાયેલા હોવાથી વાયુ મુખ્યત્વે કરીને કોઠામાં ફરતો ફરતો, અગ્નિને પ્રજ્વલિત કરે છે અને આહારને પણ શોષી લે છે. ૫

તેથી તે આહારને જલદી પચાવે છે, વધુ અને વધુ આહારની આકાંક્ષા રાખે છે અને ભોજનકાળ જતાં કેટલાક ભયંકર વિકારો પ્રાપ્ત કરે છે. ૬

આ અગ્નિ અને વાયુ બન્ને ખાસ કરીને ઉપદ્રવ કરનારા છે. કારણ કે જેવી રીતે દાવાનળ વનને બાળે છે તેવી રીતે તેઓ બન્ને સ્થૂલ મનુષ્યને બાળે છે. ૭

જ્યારે મેદ અતિશય વધી જાય છે ત્યારે વાયુ-આદિ એકદમ ભયંકર વિકારો કરીને જીવનનો જલદી નાશ કરે છે. ૮

અતિ સ્થૂલનું લક્ષણ—

મેદ અને માંસ અતિ વધી જવાથી જેનાં નિતંબ, ઉદર અને સ્તન થગથગે છે અને પુષ્ટતાના પ્રમાણમાં જેનું બળ નથી તેવા પુરુષને અતિસ્થૂલ કહેવામાં આવે છે. ૯

અતિ કૃશતાનાં કારણો—

આ પ્રમાણે મેદવાળાના દોષો, હેતુઓ અને રૂપ કહી દેખાડયાં હવે પછી અતિ કૃશતામાં દોષ છે તે કહેવામાં આવશે. ૧૦

રૂક્ષ અન્નપાનનું સેવન, લંઘન, અતિઅલ્પ ભોજન, ક્રિયાઓનો અતિયોગ, શોક, વેગોનો અને નિદ્રાનો નિરોધ, રૂક્ષ ચૂર્ણથી ઉદ્વર્તન, બહુ નહાવાની ટેવ, પ્રકૃતિ, વૃદ્ધાવસ્થા, રોગનું ચાલુ રહેવું અને ક્રોધ એ સર્વ. મનુષ્યને અતિ કૃશ કરે છે. ૧૧, ૧૨

અતિકૃશના દોષો—

દુબળો માણસ જેમ વ્યાયામ, અતિ તૃપ્તિ, ભૂખ,

તરસ, રોગ અને ઔષધને સહી શકતો નથી તેમ અતિ ઠંડી, અતિ ગરમી અને અતિ મૈથુન સહન કરી શકતો નથી. ૧૩

બરોળ, ઉધરસ, ક્ષય, શ્વાસ, ગુલ્મ, અર્શ, ઉદર-રોગો અને ગ્રહણીના રોગો ઘણું ખરું કૃશ મનુષ્યને લાગુ પડે છે. ૧૪

अतिकृशानुं लक्षण—

જેનાં નિતંબ, ઉદર અને ડોક સુકાઈ ગયાં છે, ધમનીઓનાં જાળાં ફેલાયેલ દેખાય છે, ચામડી અને હાડકાંજ બાકી રહ્યાં છે તથા હાડકાંના સ્થૂલ સાંધા દેખાય છે તેવા પુરુષને અતિકૃશ માન્યો છે. ૧૫

अतिस्थूल तथा अतिकृशनो चिकित्साक्रम—

આ અતિસ્થૂલ અને અતિકૃશ બન્ને પુરુષો સતત રોગી રહે છે. તેથી કર્શન અને બૃંહણ વિધિથી તેઓના સતત ઉપચાર કરવા જોઈએ. ૧૬

स्थूलता थता कृशतामां कृशतानी श्रेष्ठता—

સ્થૂલતા અને કૃશતામાં કૃશતા ઠીક છે; કારણકે સમાન સાધનવાળા તે બન્નેને રોગ થાય તો સ્થૂલ મનુષ્યને જ અતિશય પીડા કરે છે. ૧૭

सममांसप्रमाण पुरुषनी श्रेष्ठता—

જેનામાં માંસનું પ્રમાણ સમ છે, જેનો બાંધો સમ છે અને જેની ઇન્દ્રિયો મજબૂત છે તે પુરુષ રોગોના બળથી પરાભવ પામતો નથી. ૧૮

ભૂખ, તરસ અને તડકો વેઠી શકનાર, શીત અને વ્યાયામ સહન કરી શકનાર, સમ જઠરાગ્નિવાળા અને સમ પાચનક્રિયાવાળા પુરુષને સમપ્રમાણમાં માંસના સંચયવાળો માનેલો છે. ૧૯

स्थूल–कृशनां कर्षण-बृंहण केम करवां ते—

જાડાંને પાતળાં કરવામાં જે ભારે અને તર્પણ ન કરે તેવું કર્મ હોય તે ઇષ્ટ છે; અને પાતળાંને પુષ્ટ કરવામાં જે હલકાં અને તર્પણ કરનાર હોય તે ઇષ્ટ છે. ૨૦

अतिस्थूलनो चिकित्साक्रम—

વાતનાશક, કફ અને મેદ હરનાર અન્નપાન, રૂક્ષ, ઉષ્ણ અને તીક્ષ્ણ બસ્તિઓ, રૂક્ષ ઉદ્વર્તનો ગળો, અને ભદ્રમોથનો પ્રયોગ તથા ત્રિફળાનો પ્રયોગ, તક્રારિષ્ટનો પ્રયોગ, મધનો પ્રયોગ, વાવડિંગ, સૂંઠ, જવખાર, તીક્ષ્ણ લોહનું ચૂર્ણ, મધ, જવ અને આમળાંનું ચૂર્ણ એ સર્વનો પ્રયોગ શ્રેષ્ઠ કહેવાય છે. ૨૧, ૨૨

બિલ્વ–આદિ પંચમૂલનો મધસહિત પ્રયોગ અને અરણીના રસ સાથે શિલાજિતનો પ્રયોગ શ્રેષ્ઠ છે. ૨૪

પ્રશાતિકા, ધઉંલા, સામો, યવક, યવ, જુવાર, કોદરા, મગ, કળથી, ચક્રમુદ્ગક અને તુવેરનાં બીજ, પરવળ અને આમળાં સાથે મધ અને પાણીના અનુપાનથી ભોજનને માટે પ્રયોજવાં જોઈએ. ૨૫, ૨૬

અતિસ્થૂલતા મટાડવા માટે મેદ, માંસ અને કફનો નાશ કરનારા અરિષ્ટોને કાળ–બળ વગેરે પ્રમાણે વિભાગ કરીને અનુપાન માટે પ્રયોજવા જોઈએ. ૨૭

સ્થૂલતાને તજવા ઇચ્છતા મનુષ્યે ઉજાગરો, મૈથુન, વ્યાયામ અને માનસિક શ્રમ ક્રમે ક્રમે વધારવો જોઈએ. ૨૮

अतिकृशनो प्रतिकार—

નિદ્રા, હર્ષ, સુખદાયક શય્યા, મોકળું મન, શાન્તિ, ચિન્તા, મૈથુન અને વ્યાયામનો વિરામ, વહાલાંનું દર્શન, નવાં અન્ન, નવું મદ્ય, ગ્રામ્ય-આનૂપ અને જલચર પશુ-પક્ષીઓના માંસરસ, સંસ્કાર પામેલ માંસો, દહીં, ઘી અને દૂધ, શેરડી, શાળ, અડદ, ઘઉં, ગોળની બનાવટ, સ્નિગ્ધ અને મધુર બસ્તિઓ, સર્વદા તેલનો અભ્યંગ, સ્નિગ્ધ ઉદ્વર્તન, સ્નાન, સુગન્ધિ દ્રવ્યો તથા માળાઓ ધારણ કરવી, શ્વેત વસ્ત્ર, સમયાનુસાર દોષોને બહાર કાઢવા તથા રસાયન અને વૃષ્ય પ્રયોગોનું સેવન એ બધા, અતિકૃશતાને મટાડી પુરુષમાં પરમ પુષ્ટિ પ્રગટ કરે છે. ૩૩

સંક્ષેપમાં સ્થૂલતા કરનાર પદાર્થો–

કામકાજની ચિંતા ન કરવાથી, સંતર્પણથી અને અતિ નિદ્રાથી માણસ ચોક્કસ વરાહની પેઠે પુષ્ટ થાય છે. ૩૪

નિદ્રાનું કારણ—

મન થાકી જતાં જ્યારે થાકી ગયેલ ઇન્દ્રિયો વિષયોમાંથી પાછી ફરે છે ત્યારે મનુષ્ય ઊંઘી જાય છે. ૩૫

નિદ્રાનું ફળ—

સુખ, દુઃખ, પુષ્ટિ, કૃશતા, બળ, નિર્બળતા, પુરુષાતન, નપુંસકતા, જ્ઞાન અજ્ઞાન, જીવન અને મરણ એ સર્વ નિદ્રાને આધીન છે. ૩૬

અકાળે તથા અત્યંત નિદ્રાના દોષો—

અકાળે સેવેલી, અતિ પ્રમાણમાં સેવેલી અને બિલકુલ ન સેવેલી નિદ્રા બીજી કાળરાત્રીની પેઠે સુખ અને આયુષ્યનો નાશ કરે છે. ૩૭

જેવી રીતે ઉત્પન્ન થયેલી સત્ય બુદ્ધિ એટલે તત્ત્વજ્ઞાન યોગી પુરુષને સિદ્ધિથી યુકત કરે છે તેવી રીતે તે જ નિદ્રા વળી સમયોગવાળી હોય તો દેહને સુખ અને આયુષ્યથી યુકત કરે છે. ૩૮

જેઓને માટે દિવસે સૂવું હિતકર છે—

અધ્યયન ભણતર, મદ્ય, મૈથુન, વમન-આદિ કર્મ, ભાર અને ચાલવાથી જેઓ કૃશ થયા હોય, અજીર્ણવાળા, ક્ષતવાળા, ક્ષીણ થયેલા, વૃદ્ધ, બાળક, નિર્બળ, તૃષ્ણા-અતિસાર અને શૂલથી પીડાયેલા, શ્વાસરોગી, હેડકીવાળા, કૃશ પડી ગયેલા, ધા લાગેલા, ગાંડા, મુસાફરી તથા ઉજાગરાથી થાકી ગયેલા, ક્રોધ-શોક અને ભયથી થાકી ગયેલા અને જેઓને દિવસે નિદ્રા કરવાની ટેવ હોય તેઓ બધાએ સર્વ ઋતુઓમાં દિવસે નિદ્રા કરવી જોઈએ. ૩૯–૪૧

તેમ કરવાથી તેઓને ધાતુની સમાનતા થાય છે, બળ પણ ઉત્પન્ન થાય છે, કફ અંગોને પુષ્ટ કરે છે અને આયુષ્યની સ્થિરતા થાય છે. ૪૨

ગ્રીષ્મ ઋતુમાં વળી આદાન કાળને લઈ શરીરનો રસ ચૂસાઇ જતાં વાયુ વધતો જતો હોવાથી તથા રાત્રિઓ અતિ ટૂંકી હોવાથી દિવસની નિદ્રા પ્રશસ્ત મનાય છે. ૪૩

ગ્રીષ્મ સિવાયની ઋતુમાં દિવાસ્વપ્નનો નિષેધ—

ગ્રીષ્મ સિવાયની ઋતુઓમાં દિવસે સૂવાથી કફ અને પિત્ત પ્રકોપ પામે છે તેથી તે ઋતુઓમાં દિવસની નિદ્રા પ્રશસ્ત નથી. ૪૪

જેમને માટે દિવાસ્વપ્ન હમેશાં અહિત છે—

મેદવાળા, સ્નેહનું નિત્ય સેવન કરનારા, કફ-પ્રધાન પ્રકૃતિવાળા, કફરોગી અને દૂષીવિષથી પીડિત મનુષ્યોએ કદી પણ દિવસે સૂવું ન જોઈએ. ૪૫

અહિતકર દિવાસ્વપ્નના દોષો—

હલીમક, માથાનું શૂળ, સ્તિમિતતા, અંગોનું ભારેપણું, અંગમર્દ, મંદાગ્નિ, હૃદયનો પ્રલેપ, શોફ, અરુચિ, મોળ, સળેખમ અને આધાશીશી, કોઢ, અરૂંષિકા અને પિડકા, ખજવાળ, તન્દ્રા, ઉધરસ, કંઠરોગો, સ્મૃતિ અને બુદ્ધિનો ભ્રંશ, સ્રોતોનો નિરોધ, તાવ, ઇન્દ્રિયોની અશકિત અને વિષનો વેગ થવો એ સર્વ રોગ દિવસની અહિતકર નિદ્રાના સેવનથી થાય, તેથી હિતકારક અને અહિતકારક નિદ્રા ઓળખીને ડાહ્યા મનુષ્યે સુખે સૂવું. ૪૬-૪૯

રાત્રિજાગરણ, દિવાસ્વપ્ન, અને બેઠેબેઠે સૂવાના ગુણો—

રાતે ઉજાગરો કરવો તે રૂક્ષ છે અને દિવસે સૂવું તે સ્નિગ્ધ છે; પણ બેઠાં બેઠાં ઝોકું લેવું એ નથી રૂક્ષ કે નથી અભિષ્યન્દી. ૫૦

સ્થૂલ-કૃશનાં નિદ્રા તથા આહાર—

દેહ ટકાવવામાં જેમ આહાર સુખનું કારણ છે તેમ નિદ્રાને પણ સુખનું કારણ માની છે; અને સ્થૂલતા તથા

કૃશતા ખાસ કરીને નિદ્રા અને આહારથી ઉત્પન્ન થયેલાં હોય છે. ૫૧

निद्रानाशनो प्रतिकार—

અભ્યંગ, ઉત્સાદન, સ્નાન, ગ્રામ્ય-આનૂપ અને જલચર પશુપક્ષીઓના માંસરસ, દહીં સહિત શાળના ચોખા, દૂધ, સ્નેહ, મદ્ય, મનનું સુખ, મનને ગમતા ગન્ધ અને શબ્દ, ચંપી, આંખોનું તર્પણ, માથે અને મોઢે શીત દ્રવ્યોનો લેપ, સારી રીતે બિછાવેલું શયન સુખપૂર્ણ ઘર અને રોજનો સૂવાનો સમય એ બધાં કારણવશાત્ જે નિદ્રા નષ્ટ થઈ હોય તેને તરતમાં લઈ આવે છે. ૫૨-૫૪

अति निद्रानो प्रतिकार—

શરીરનું અને માથાનું વિરેચન, ઉલટી, ભય, ચિન્તા, ક્રોધ તથા ધૂમપાન, વ્યાયામ, લોહી કઢાવવું, ઉપવાસ, અસુખકર શય્યા, સત્ત્વગુણની બહુતા અને યોગાભ્યાસથી તમોગુણ પર જય એ સર્વ, ઉત્પન્ન થયેલી અહિતકર અતિનિદ્રાને વારે છે. ૫૫-૫૬

निद्रानाशनो हेतु—

આને નિદ્રાનાશનાં કારણ જાણવાં તથા કાર્ય એટલે કામકાજ, કાળ એટલે વૃદ્ધાવસ્થા, વિકાર, પ્રકૃતિ અને વાયુ પણ નિદ્રાનાશનાં કારણ છે. ૫૭

निद्राना भेदो—

નિદ્રા તમોગુણથી ઉત્પન્ન થયેલી, કફથી ઉત્પન્ન થયેલી. મન અને શરીરના શ્રમથી ઉત્પન્ન થયેલી, આગન્તુક રોગના નિમિત્તે થયેલી અને રાત્રિના સ્વભાવથી ઉત્પન્ન થયેલી હોય છે. ૫૮

તેઓમાં જેને રાત્રિના સ્વભાવથી ઉત્પન્ન થયેલી માની છે તેને તદ્વિદો જગદ્ધાત્રી કહે છે. તમોગુણથી ઉત્પન્ન થયેલીને પાપનું મૂળ કહે છે અને બાકીની નિદ્રાઓને વ્યાધિઓમાં ગણેલી છે. ૫૯

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

નિન્દિત પુરુષો, તેઓમાં જે બે વિશેષ કરીને નિન્દિત છે, નિન્દિત હોવાનું કારણ, તે બન્નેના દોષ, નિન્દિત અવસ્થામાં ઔષધ, જેઓને જ્યારે નિદ્રા હિતકર છે અને જેઓને જ્યારે અહિતકર છે, અતિનિદ્રાવાળા અને અનિદ્રાવાળાનું ઔષધ, જેમાંથી તે ઉત્પન્ન થાય છે તે અને જે જે નિદ્રા જેવા જેવા પ્રભાવવાળી છે તે સર્વ, અષ્ટૌનિન્દિતીય નામના આ અધ્યાયમાં આત્રેય પુંનર્વસુએ કહી દેખાડયું. ૬૦-૬૨

૨૧ આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકની પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'અષ્ટૌનિન્દિતીય' નામનો એકવીસમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## અધ્યાય બાવીસમો

### લંઘનબૃંહણીય અધ્યાય

लंघनबृंहणीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'લંઘનબૃંહણીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું;" આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

लंघनबृंहणादि छ उपक्रमो—

તપ અને સ્વાધ્યાયમાં પરાયણ તથા શિષ્યોમાં શ્રેષ્ઠ અગ્નિવેશ વગેરે છ શિષ્યોને જ્ઞાન માટે પ્રેરતાં ભગવાન આત્રેયે કહ્યું, 'લંઘન, બૃંહણ, રૂક્ષણ, સ્નેહન તથા સ્વેદન અને સ્તંભન જાણે છે તે જ વૈદ્ય છે.' ૩, ૪

लंघनादि संबंधी अग्निवेशना प्रश्नो—

એમ કહી ચૂકેલા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'હે ભગવન્, લંઘન શું છે અને લંઘનને યોગ્ય કેવા પ્રકારના માણસો છે? બૃંહણ શું છે અને બૃંહણને યોગ્ય કોણ છે? રૂક્ષણ શું છે અને રૂક્ષણને યોગ્ય

કોણ છે? સ્નેહ શું છે અને સ્નેહને યોગ્ય કોણ છે? સ્વેદ શું છે અને સ્વેદયોગ્ય કોણ માનેલા છે? સ્તંભન શું છે અને સ્તંભનયોગ્ય કોણ છે? તે હે ગુરો! કૃપા કરી કહો. ૫–૭

કરેલ, ન કરેલ અને અતિશય કરેલ લંઘન વગેરે એ છયેનું લક્ષણ કૃપા કરી સંક્ષેપમાં કહો.' ૮

લંઘનનું લક્ષણ—

અગ્નિવેશનું તે વચન સાંભળીને ગુરુએ કહ્યું, 'દેહમાં જે કંઈ લઘુતા કરે તેને લંઘન કહ્યું છે. ૯

બૃંહણનું લક્ષણ; રૂક્ષણનું લક્ષણ—

અને શરીરમાં જે પુષ્ટિ પેદા કરે તે બૃંહણ; અને જે રૂક્ષતા, ખરતા અને વિશદતા કરે તે રૂક્ષણ સમજવું. ૧૦

સ્નેહનનું લક્ષણ; સ્વેદનનું લક્ષણ—

સ્નિગ્ધતા, વિષ્યન્દ, મૃદુતા અને ક્લેદ કરનાર સ્નેહન છે; અને સ્તંભ, ભારેપણું અને શીતનો નાશ કરનાર તથા પરસેવો કરનાર સ્વેદન છે. ૧૧

સ્તંભનનું લક્ષણ—

જે ગતિમાન એટલે બહાર ગતિવાળા અને ચલ એટલે અંદર ગતિવાળા દ્રવોને ચોક્કસ થંભાવે છે તે સ્તંભન;

લંઘન દ્રવ્યો—

અને જે દ્રવ્ય લઘુ, ઉષ્ણ, તીક્ષ્ણ, વિશદ, રૂક્ષ, સૂક્ષ્મ, ખર, સર અને કઠણ છે તેને ઘણુંખરું લંઘન માન્યું છે. ૧૨[૧]

બૃંહણ દ્રવ્યો—

અને ગુરુ, શીત, મૃદુ, સ્નિગ્ધ, ઘટ, સ્થૂલ, પિચ્છિલ, મન્દ, સ્થિર, અને શ્લક્ષ્ણ દ્રવ્યને ઘણુંખરું બૃંહણ કહેવામાં આવે છે. ૧૩[૨]

રૂક્ષણ દ્રવ્યો—

અને જે દ્રવ્ય રૂક્ષ, લઘુ, ખર, તીક્ષ્ણ, ઉષ્ણ, સ્થિર, વિશદ અને કઠિન છે તે ઘણુંખરું રૂક્ષણ છે. ૧૪[૩]

સ્નેહન દ્રવ્યો—

જે દ્રવ્ય દ્રવ, સૂક્ષ્મ, સર, સ્નિગ્ધ, પિચ્છિલ, ગુરુ, શીતલ, મન્દ અને મૃદુ છે તેને ઘણુંખરું સ્નેહન માન્યું છે. ૧૫

સ્વેદન દ્રવ્યો—

જે દ્રવ્ય ઉષ્ણ, તીક્ષ્ણ, સર, સ્નિગ્ધ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર અને ગુરુ છે તેને ઘણુંખરું સ્વેદન કહેવામાં આવે છે. ૧૬

સ્તંભનદ્રવ્યો—

જે દ્રવ્ય શીત, મન્દ, મૃદુ, શ્લક્ષ્ણ, રૂક્ષ, સૂક્ષ્મ, દ્રવ, સ્થિર, અને લઘુ કહ્યું છે તેને ઘણુંખરું સ્તંભન માનેલ છે. ૧૭

લંઘનના પ્રકારો—

અનુવાસન સિવાયનાં ચાર પ્રકારનાં સંશોધન, તરસનો નિગ્રહ, પવન, તડકો, પાચનો, ઉપવાસ અને વ્યાયામ એ લંઘન છે. ૧૮

જુદાં જુદાં લંઘનના અધિકારીઓ—

જેનામાં પુષ્કળ કફ, પિત્ત, લોહી અને મળ હોય, જેઓ વાયુના સંસર્ગવાળા હોય, મોટી કાયાવાળા હોય અને બળવાન હોય તેઓ ઉપર્યુક્ત ચાર સંશોધનોથી લંઘન કરવા યોગ્ય છે. ૧૯

જેઓને કફ અને પિત્તથી ઉત્પન્ન થયેલા ઉલટી, અતીસાર, હૃદ્રોગ, વિસૂચિ અલસક, જ્વર, વિબન્ધ, ગુરુતા, ઓડકાર, મોળ અને અરોચક વગેરે રોગો મધ્યમ બળવાળા હોય તેઓના ઉપચાર શરૂઆતમાં ડાહ્યા વૈદ્ય ઘણુંખરું પાચનોથી કરવા જોઈએ. ૨૦,૨૧

કહ્યા પ્રમાણેના એ જ રોગો જેને અલ્પ બળવાળા હોય, તેઓના તે રોગોને તરસના નિગ્રહથી અને ઉપવાસોથી જીતવા જોઈએ. ૨૨

બળવાન પુરુષોના મધ્યમ બળવાળા રોગોને પણ વ્યાયામ, તડકો અને પવનથી જીતવા જોઈએ તો પછી જે રોગોનું હીન બળ હોય તેનું કહેવું જ શું. ૨૩

ત્વચારોગીઓ, પ્રમેહરોગીઓ, અતિસ્નિગ્ધ મનુષ્યો, અભિષ્યન્દવાળાઓ અને સ્થૂલતાવાળાઓનું તથા વાતવિકારવાળાઓનુ પણ શિશિરઋતુમાં લંઘન પ્રશસ્ત છે. ૨૪

बृंहण मांस—

સાત્મ્ય દેશમાં ફરનારાં, પશુ માછલાં અને પક્ષીનું ઝેર ચોપડ્યા વગરનાં અસ્ત્રથી વીંધેલું, રોગ વગરનું અને યુવાન અવસ્થાનું માંસ બૃંહણ કહેવાય છે. ૨૫

बृंहणीय पुरुषो तथा द्रव्यो—

ક્ષીણ, ક્ષતવાળા, કૃશ, વૃદ્ધ, નબળા, નિત્ય બહુ ચાલનારા તથા સ્ત્રી અને મદ્યનું સેવન કરનારા પુરુષોને ગ્રીષ્મમાં બૃંહણયોગ્ય માન્યા છે. ૨૫

જેઓ શોષ-અર્શ અને ગ્રહણીના રોગોથી તથા અન્ય વ્યાધિઓથી કૃશ થઈ ગયેલ હોય છે તેઓને માંસાહારી પશુપક્ષીના હલકા માંસરસો બૃંહણ કરનારા છે. ૨૬

સ્નાન, ઉત્સાદન, નિદ્રા, મધુર દ્રવ્યોથી સિદ્ધ કરેલી સ્નેહ-બસ્તિઓ અને સાકર, દૂધ તથા ઘીને સૌ કોઈનું બૃંહણ જાણ. ૨૯

रूक्षणीय पुरुषो तथा द्रव्यो—

તીખા, કડવા અને કષાય રસોનું સેવન, સરસવની ખલિ, તલની પિણ્યાક અને છાશનું તથા મધ વગેરેનું સેવન તથા સંયમરહિત સ્ત્રીસેવન રૂક્ષણ છે. ૨૯

અભિષ્યન્દવાળા, મહાદોષવાળા અને મર્મસ્થળમાં થયેલા ઊરુસ્તંભ વગેરે જે વ્યાધિઓ છે તેઓને રૂક્ષણયોગ્ય કહેલા છે. ૩૦

स्नेहो तथा स्नेहनीय पुरुषो; स्वेदो तथा स्वेदनीय पुरुषो—

સ્નેહ અને સ્નેહયોગ્ય જે પુરુષો તથા સ્વેદ અને સ્વેદયોગ્ય જે પુરુષો છે તેઓને મેં સ્નેહાધ્યાયમાં વિસ્તારપૂર્વક કહી બતાવ્યા છે. ૩૧

स्तंभन द्रव्यो तथा स्तंभनीय पुरुषो—

જે ઔષધ દ્રવ, પાતળું, ચીકાશયુકત, સમસ્ત શીતલતા કરનાર, મધુર, કડવું અને કષાય હોય છે તે સર્વ સ્તંભન છે. ૩૨

જેઓ પિત્ત, ક્ષાર અને અગ્નિથી બળેલા છે, ઉલટી અને અતીસારથી પીડાયેલા છે અને વિષથી તથા સ્વેદના અતિયોગથી દુઃખિત છે તેઓને સ્તંભન-યોગ્ય માન્યા છે. ૩૩

लंघन जेनुं सारी रीते थयुं होय तेनां तथा अतिमात्रामां थयुं होय तेनां लक्षणो—

વાત, મૂત્ર અને મળનો યોગ્ય રીતે ત્યાગ થાય, શરીર હલકું થાય, હૃદય, ઓડકાર, કંઠ અને મુખ શુદ્ધ થાય, તન્દ્રા અને થાક ચાલ્યાં જાય, પરસેવો આવે, રુચિ ઉત્પન્ન થાય, કડકડી ભૂખ તથા તરસ લાગે અને મન વ્યથારહિત બને ત્યારે લંઘન સફળ થયું જાણવું. ૩૪, ૩૫

લંઘનનો અતિયોગ થતાં આંગળાંના સાંધાઓની તૂટ, અંગોમાં પીડા, ઉધરસ, મુખનો શોષ, ભૂખનો નાશ, અરુચિ, તૃષા, કાન તથા આંખની નબળાઈ, મનની અસ્થિરતા, નિરંતર ઊર્ધ્વવાત, હૃદયમાં મોહ તથા દેહનાં અને અગ્નિના બળનો નાશ થાય. ૩૬–૩૭

बृंहण जेनुं सारी रीते थयुं होय तेनां तथा अत्यंत थयुं होय तेनां लक्षणो—

યોગ્ય બૃંહણ પામેલાનું લક્ષણ–બળ તથા પુષ્ટિની પ્રાપ્તિ અને કૃશતાના દોષોનું નિવારણ; અતિશય બૃંહણ પામેલાનું લક્ષણ–અતિસ્થૂલતા; અને સમ્યક્ લંઘન પામેલા અને અતિલંઘન પામેલાનાં જે લક્ષણ થાય તે જ લક્ષણ સમ્યક્ રૂક્ષણ પામેલા અને અતિ રૂક્ષણ પામેલાનાં થાય.

जेनुं स्तंभन सारी रीते थयुं होय तथा अत्यंत थयुं होय तेनां लक्षणो—

અને બળ પ્રાપ્ત થાય તથા પૂર્વે કહ્યા પ્રમાણેના રોગો જીતાય ત્યારે યોગ્ય સ્તંભન થયું જાણવું. ૩૮, ૩૯

ઈંટોડી રંગ થવો, ગાત્રો જડ થવાં, વ્યાકુળતા, હનુગ્રહ, તથા હૃદય અને મળની અટકાયત એ વધારે પડતું સ્તંભન પામેલાનું લક્ષણ છે. ૪૦

લંઘનાદિ છના અયોગનાં લક્ષણો—

અયોગ પામેલાં આ છયેનું સંક્ષેપમાં આ લક્ષણ થાય-તે તે ઔષધથી સાધ્ય દોષોની શાંતિ ન થાય અને વૃદ્ધિ જ થાય. ૪૧

છ ઉપક્રમોનો ઉપસંહાર—

આ પ્રમાણે સર્વ સાધ્યરોગોને મટાડવામાં સિદ્ધ થયેલા અને માત્રા તથા કાળને અનુસરનારા છ ઉપચારો સારી રીતે કહી બતાવ્યા. ૪૨

ઉપક્રમ અસંખ્ય હોવા છતાં છ જ છે એમ કહેવામાં યુક્તિ—

એ બાબતમાં શ્લોક છે કે—

દોષોના બહુ પ્રકારના સંસર્ગને લઈ ઉપચારો જો કે મિશ્ર થઈને અનેક પ્રકારના થાય છે તો પણ જેવી રીત વાતાદિક પોતાના ત્રણપણાંને ઉલ્લંઘતા નથી તેવી રીત ઉપચારો પણ પોતાનાં છપણાંને ઉલ્લંઘતા નથી. ૪૩

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક-

આ પ્રમાણે જેનાથી ચિકિત્સા થાય છે તે છ ઉપચારો ભગવાન આત્રેયે આ 'લંઘનાધ્યાયમાં' પ્રશ્ન અનુસાર કહી બતાવ્યા.

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'લંઘનબૃંહણીય' નામનો બાવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૨

---

## અધ્યાય ત્રેવીસમો

### સંતર્પણીય અધ્યાય

સંતર્પણીય અધ્યાયનો ઉપક્રમ—

" હવે અહીંથી 'સંતર્પણીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું " આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

સંતર્પણનાં કારણો; સંતર્પણથી થતા રોગો—

વ્યાયામ વર્જનાર તથા દિવસની નિદ્રા, શય્યા અને આસનના સુખમાં મગ્ન રહેનાર જે પુરુષ સ્નિગ્ધ, મધુર, ગુરુ અને પિચ્છિલ દ્રવ્યોથી, નવાં અન્નથી, નવાં મદ્યોથી, આનૂપ અને જલચર પશુપક્ષીઓનાં માંસથી, ગોરસોથી, ગોળની બનાવટોથી અને વાટેલાં અનાજોથી અતિ પ્રમાણમાં સંતર્પણ કરે તેને જો જલદી ઉપાય ન કરે તો સંતર્પણના કારણે નીચેના રોગો થાય છે- પ્રમેહ, પિડકા, કોઠ, ખજવાળ, પાંડુરોગ, જ્વર, કુષ્ઠ, આમદોષ, મૂત્રકૃચ્છ્ર, અરોચક, તન્દ્રા, નપુંસકતા, અતિસ્થૂલતા, આળસ, અંગોનું ભારેપણું, ઇન્દ્રિયોના સ્રોતોનો લેપ, બુદ્ધિનો મોહ, પ્રમીલક (સતત ધ્યાનસ્થપણું), શોફ અને એવી જાતના બીજા રોગો. ૩-૭

તેનો પ્રતિકાર—

તેમાં વમન, વિરેચન, રક્તમોક્ષણ, વ્યાયામ, ઉપવાસ, ધૂમપાન અને સ્વેદન પ્રશસ્ત છે. ૮

મધસહિત હરીતકી અવલેહ, ઘણું ખરું રૂક્ષ અન્નનું સેવન, ખજવાળ અને કોઠનો નાશકરનાર ચૂર્ણનાં જે લેપનો કહ્યાં છે તે પ્રશસ્ત છે. ૯

ત્રિફલાદિ ક્વાથ—

ત્રિફલા, ગરમાળો, પાઠા, સાતવણ અને ઇંદ્રજવ, મોથ, અને માંઢળ તથા લીમડાની છાલ પાણીમાં ઊકાળીને પીવાં. ૧૦

માત્રા અને કાળ પ્રમાણે પ્રયોજેલાં તેઓનો અભ્યાસ રાખવાથી સંતર્પણને લઈ થયેલા પ્રમેહાદિક રોગો નક્કી નાશ પામે છે. ૧૧

મુસ્તાદિ ક્વાથ—

મોથ, ગરમાળો, પાઠા, ત્રિફળા, દેવદાર, ગોખરુ, ખેર, લીમડાની છાલ, બે જાતની હળદર અને કડોની

છાલ—એઓનો કવાથ દોષ પ્રમાણે રોજ સવારે પીનાર પુરુષ સંતર્પણથી થયેલા બધા વ્યાધિઓથી મૂકાઈ જાય છે. ૧૨, ૧૩

उद्वर्तन वगेरे—

ઉદ્વર્તન, ઉદ્ધર્ષ અને સ્નાનયોગના ઉપયોગમાં લીધેલાં તેઓથી તથા સ્નેહ સાથે સિદ્ધ કરેલાં તેઓથી ત્વચાના દોષો શાન્ત થાય છે. ૧૪

कुष्ठादि चूर्ण—

કઠ, ગોમેદક, હિંગ, ક્રૌંચ પક્ષીનાં હાડકાં, ત્રિકટુ, વજ, અરડૂસી, એલચી, ગોખરુ, બોડી અજમોદ અને પાષાણભેદ છાશ સાથે, દહીંના મંડ સાથે અથવા બોરના ખાટારસ સાથે પીવાથી એ મૂત્રકૃચ્છ્ર અને પ્રમેહને દૂર કરે છે. ૧૫,૧૬

तक्र वगेरेना प्रयोगो—

છાશ તથા હરડેના પ્રયોગથી તથા તે પ્રમાણે ત્રિફળાના પ્રયોગથી અને અરિષ્ટોના પ્રયોગોથી પ્રમેહાદિક રોગો શાન્ત થાય છે. ૧૭

त्र्यूषणादि मन्थ—

ત્રિકટુ, ત્રિફળા, મધ, વાવડિંગ, બોડીઅજમોદ, સાથવો અને તેલથી બનાવેલો તથા અગુરુના જળમાં બાળેલો એ મન્થ સંતર્પણજન્ય રોગોમાં હિતકર છે. ૧૮

व्योषादि सक्तु—

ત્રિકટુ, વાવડિંગ, સરગવાની છાલ, ત્રિફળા, કડુ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, હળદર અને દારુહળદર, પાઠા, અતિવિષની કળી, શાલવણ હિંગ, કેબુકનાં મૂલ. અજમો, ધાણા, ચિત્રો, સૌવર્ચલ લવણ. જીરું અને હાઉબેરતું સમ પ્રમાણમાં ચૂર્ણ કરવું. આ ચૂર્ણ, તેલ, ઘી અને મધ સમ પ્રમાણમાં હોવાં જોઈએ. તેનાથી સોળ ગણો ભાગ સાથવાનો લેવો. આ પ્રમાણે કરેલો સંતર્પણ મન્થ પીવો જોઈએ ૧૯–૨૧

આના પ્રયોગથી સંતર્પણથી થયેલા રોગો-પ્રમેહ, મૂઢવાત, કુષ્ઠ, અર્શ, કમળાઓ, પ્લીહા, પાંડુરોગ, શોફ, મૂત્રકૃચ્છ્ર, અરોચક, હૃદ્રોગ, રાજયક્ષ્મા. ઉધરસ, શ્વાસ, ગલગ્રહ, કૃમિઓ, ગ્રહણીના દોષો, શ્વિત્રરોગ અને અતિસ્થૂલતા શાન્ત થાય છે. મનુષ્યોનો અગ્નિ પ્રદીપ્ત થાય છે અને સ્મૃતિ તથા બુદ્ધિ વૃદ્ધિ પામે છે. ૨૨–૨૪

आहार विहार—

નિત્ય વ્યાયામ કરનાર, પચી ગયા પછી જમનાર તથા જવ અને ઘઉંનું ભોજન કરનાર સ્થૂલતાથી મુકત થઈ સંતર્પણથી થયેલા દોષોથી છૂટી જાય છે. ૨૫

अपतर्पणजन्य रोगो—

આમ સંતર્પણથી ઉત્પન્ન થયેલા રોગોનું અપતર્પણ ઔષધ કહ્યું; હવે પછી અપતર્પણથી ઉત્પન્ન થતા વ્યાધિઓ તેઓનાં ઔષધસહિત કહેવામાં આવશે. ૨૬

દેહ, અગ્નિ, બલ, વર્ણ, ઓજસ, વીર્ય અને માંસની ક્ષીણતા તાવ અને સતત ઉધરસ, પડખાંનું શૂળ, અરોચક, કાનની નબળાઈ, ઉન્માદ, પ્રલાપ, હૃદયમાં પીડા. મળ અને મૂત્ર અટકી રહેવાં, પિંડી-સાથળ અને ત્રિકપ્રદેશમાં શૂલ, પર્વ-હાડકાં અને સાંધાઓમાં ત્રોડ અને બીજા વાયુથી ઉત્પન્ન થયેલા ઊર્ધ્વવાતાદિક રોગો એ સર્વે અપતર્પણથી ઉત્પન્ન થાય છે. ૨૭-૨૯.

तेनो प्रतिकार—

તદ્‌વિદોએ વળી સંતર્પણને તેઓનું ઔષધ કહ્યું છે. જે સતર્પણ તત્કાલ સંતર્પણ કરવા સમર્થ થાય અથવા અભ્યાસથી સમર્થ થાય તે ઇષ્ટ છે. ૩૦

सद्यःक्षीणनो चिकित्साक्रम—

તરતમાં ક્ષીણ થયેલો મનુષ્ય તરતનાં તર્પણથી પુષ્ટ થાય છે પણ લાંબા વખતથી ક્ષીણ થયેલો મનુષ્ય સંતર્પણના લાંબા વખતના પ્રયોગ વગર પુષ્ટ થતો નથી. ૩૧

चिरदुर्बळनो चिकित्साक्रम—

લાંબા વખતથી દુબળા થયેલા રોગીનું ઔષધ, દેહ, અગ્નિ, દોષ, ઓસડ, માત્રા તથા કાળને અનુસરી, ઉતાવળ કર્યા વગર કરવું જોઈએ. ૩૨

તેને માટે માંસરસ, દૂધ, ઘી, સ્નાન, બસ્તિ, અભ્યંગ અને જે સંતર્પણ કરનાર મન્થ વગેરે છે તે હિતકારક છે ૩૩

જેને તાવ અને ઉધરસ લાગુ પડેલ હોય, કૃશ થયેલ હોય, મૂત્રકૃચ્છ્રના રોગી હોય, તૃષારોગવાળા હોય અને ઊર્ધ્વવાતવાળા હોય તેઓને હિતકર તર્પણો હવે કહેવામાં આવશે. ૩૪

સમાન ભાગે લીધેલાં સાકર, પીપર, તેલ, ઘી અને મધની સાથે એકત્ર કરેલ બધાંથી બમણો સાથવો–એ વૃષ્ય મન્થ તેઓને માટે પ્રશસ્ત છે. ૩૫

સાથવો મદિરા મધ અને સાકર એઓનો વાયુ, મળ, મૂત્ર, કફ અને પિત્તનું અનુલોમન કરનાર મન્થ પીવો જોઈએ. ૩૬

ફાણિત, સાથવો, ઘી, દધિમંડ અને ખાટી કાંજી– એઓનો મૂત્રકૃચ્છ્રનો નાશ કરનાર અને ઉદાવર્ત મટાડનાર મન્થ પીવો જોઈએ. ૩૭

खर्जूरादि मन्थ—

ખજૂર-દ્રાક્ષ-કોકમ-આમલી-દાડમ-ફાલસાં અને આમળાં સહિત મન્થ મદ્યવિકારનો નાશ કરનાર છે. ૩૮

संतर्पणमन्थविधान—

મધુર કે ખાટો, સ્નેહ યુકત કે રૂક્ષ, જે મન્થ જલના સંસ્કારવાળો હોય તે તરત સંતર્પણ કરનાર અને સ્થિરતા, વર્ણ અને બળ દેનારો છે. ૩૯

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

જે રોગો સંતર્પણથી ઉત્પન્ન થયેલા છે અને જે રોગો અપતર્પણથી ઉત્પન્ન થયેલા છે તે, તેઓનાં ઔષધ સહિત આ 'સંતર્પણીય' અધ્યાયમાં કહેવામાં આવ્યા છે. ૪૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'સંતર્પણીય' નામક ત્રેવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૩

---

## ચોવીસમો અધ્યાય

### વિધિશોણિતીય અધ્યાય

विधिशोणितीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'વિધિશોણિતીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું," આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

विधिथी उत्पन्न थयेलुं लोही शुद्ध होय छे—

દેશસાત્મ્ય, કાળસાત્મ્ય અને ઓકસાત્મ્યવાળા દેહધારીઓનો જે આહારવિધ 'તસ્યાશિતીય' અધ્યાયમાં પ્રકાશિત કર્યો છે તે વિધિથી ઉત્પન્ન થયેલું લોહી શુદ્ધ હોય છે. ૩

शुद्ध लोहीनुं फळ—

તે વિશુદ્ધ લોહી પ્રાણીને બલ, વર્ણ, સુખ અને આયુષ્યથી યુકત કરે છે કારણ કે પ્રાણ લોહીમાં આશ્રિત છે. ૪

लोही बगडवानां कारणो—

દૂષિત, ઝાઝા પ્રમાણમાં, તીક્ષ્ણ અને ગરમ મદ્યોથી, તેવી જાતનાં બીજા પાનોથી તથા અતિશય લવણ અને ક્ષારોથી, ખાટાં દ્રવ્યોથી, તીખાં દ્રવ્યોથી, કળથી, અડદ, વાલ, તલ અને તેલનું સેવન કરવાથી, પિંડાલુ અને મૂળા વગેરેનાં તથા હરિત વર્ગનાં બધાં દ્રવ્યોનું સેવન કરવાથી, જલચર–આનૂપ–દરમાં રહેનાર અને પ્રસહ

પશુપક્ષીઓનાં માસનાં સેવનથી, દહીં, કાંજી, મસ્તુ અને સુક્તનાં તથા સુરા અને સૌવીરકનાં સેવનથી, વિરુદ્ધ, ક્લેદયુક્ત અને ગંધાઈ ગયેલ આહાર ખાવાથી, દ્રવ-સ્નિગ્ધ અને ભારે પદાર્થો ખાઈને દિવસે સૂઈ રહેનારનું; હદબહાર ખાનારનું, ક્રોધ કરનારનું, તડકો અને અગ્નિ વેઠનારનું, ઉલટીના વેગને રોકવાથી, શરદ કાળે રકત મોક્ષણ ન કરવાથી, શ્રમ, ઝપાટો અને સંતાપથી, પચ્યા વગર ખાવાથી, ખાધા ઉપર ખાવાથી તથા શરદ સમયના સ્વભાવથી લોહી દૂષિત થાય છે. ૫–૧૦

શોણિતજન્ય રોગો—

ત્યારે લોહીથી ઉત્પન્ન થયેલા જુદી જુદી જાતના રોગો થાય છે–મુખપાક, આંખની લાલાશ, નાક તથા મુખમાં દુર્ગંધ થવી, ગુલ્મ, ઉપકુશ, વીસર્પ, રકત-પિત્ત, પ્રમીલક, વિદ્રધિ, રક્તમેહ, પ્રદર, વાતરકત વિવર્ણતા મન્દાગ્નિ, તૃષા. અંગોનું ભારેપણું, સંતાપ, અતિદુર્બળતા, અરુચિ, માથાનો દુખાવો, અન્નપાનનો વિદાહ, કડવા અને ખાટા ઓડકાર, થાક, વારંવાર ગુસ્સે થવું, બુદ્ધિનો મોહ, મોઢું ખારું થઈ જવું, પરસેવો, શરીરમાંથી દુર્ગન્ધ આવવી, મદ, કંપ, સ્વરભંગ, વધારે પડતી તન્દ્રા અને નિદ્રા, અન્ધકાર ઘણીવાર દેખવો, ખજવાળ, અરુંષિકા, કોઢ, પિડકા, કુષ્ઠ અને ચર્મદલ વગેરે આ બધાય વિકારો લોહીને લઈ થયેલા જાણવા. ૧૧–૧૬.

ન કહેવામાં આવેલ શોણિતજન્ય રોગોનો સંગ્રહ—

શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ વગેરે ઉપચારોથી સારી રીતે ચિકિત્સા કર્યા છતાં પણ જે સાધ્ય રોગો મટતા નથી તેઓને રકતથી ઉત્પન્ન થયેલા જાણવા. ૧૭

શોણિતજન્ય રોગોનો ચિકિત્સાક્રમ—

રકતના રોગોમાં રકતપિત્ત હરનારી ક્રિયા, વિરેચન, ઉપવાસ અને રકતનું સ્રાવણ કરવું જોઈએ. ૧૮

બળ અને દોષનાં પ્રમાણ અનુસાર અથવા વિશુદ્ધ રકત આવે ત્યાં સુધી અથવા દુષ્ટ રકતનું સ્થાન બરાબર લક્ષમાં લઈ પ્રાણીના રકતનું સ્રાવણ કરવું. ૧૯

વાત વગેરેથી દુષ્ટ રક્તનાં લક્ષણો—

વાતને લઈ રકત અરુણવર્ણનું, વિશદ, ફીણવાળું અને પાતળું હોય છે. પિત્તને લઈ રકત પીળું, કાળું અને ઉષ્ણતાને લઈ લાંબે વખતે થીજે છે. ૨૦

કફથી દુષ્ટ થયેલું જરાક પાંડુવર્ણનું, પિચ્છિલ, તાંતણાવાળું અને ઘટ હોય છે. બે દોષને લઈએ બે દોષનાં લક્ષણવાળું અને ત્રિદોષને લઈ ત્રણે દોષનાં લક્ષણવાળું રકત હોય છે. ૨૧

શુદ્ધ રક્તનાં લક્ષણો—

તપાવેલા સોના જેવું, ઇન્દ્રગોપના રંગના, લાલ કમળ કે અળતા જેવું અને ચણોઠી જેવા વર્ણનું લોહી વિશુદ્ધ જાણો. ૨૨

રક્તમોક્ષણ કર્યું હોય તે પુરુષનો અન્નપાનવિધિ—

રકતનું સ્રાવણ કર્યા પછી બહુ ઊનું નહિ કે બહુ ઠંડું નહિ એવું, હલકું અને અગ્નિદીપક અન્નપાન હિતકારક છે: કારણ કે ત્યારે શરીર અસ્થિર રકતવાળું હોય છે અને અગ્નિ ખાસ કરીને રક્ષવા યોગ્ય હોય છે. ૨૩

શુદ્ધરક્તવાળા પુરુષનાં લક્ષણ—

નિર્મળ વર્ણ અને પ્રસન્ન ઇન્દ્રિયોવાળા, ઇન્દ્રિયોના વિષયને ઇચ્છનાર, અંતરાય રહિત અગ્નિ અને મળ મૂત્રના વેગવાળા, આરોગ્યયુકત અને પુષ્ટિ તથા બલ-યુકત પુરુષને વિશુદ્ધરકતવાળો કહે છે ૨૪

મદ-મૂર્ચ્છા-સંન્યાસની સંપ્રાપ્તિ—

મલિન આહાર કરનાર, રજસ અને મોહથી ઢંકાયેલ આત્માવાળા પુરુષના કુપિત થયેલા મળ જુદા જુદા કે એકત્ર થઈને જ્યારે રકતવાહી, રસવાહી અને સંજ્ઞાવાહી સ્રોતોને રુંધીને સ્થિર થાય છે ત્યારે મદ-મૂર્ચ્છા અને સંન્યાસ-એ વ્યાધિઓ થાય છે હેતુ, લિંગ અને ઉપશમમાં વિચક્ષણ વૈદ્ય તેઓનાં બલની ઉત્તરોત્તર અધિકતા જાણવી. ૨૫, ૨૬, ૨૭

જ્યારે વાયુ ચિત્તનાં દુર્બળ થયેલ સ્થાનમાં પહોંચે છે ત્યારે પ્રાણીના મનને ક્ષોભ પમાડી, સંજ્ઞાને મોહ-યુક્ત કરે છે. ૨૮

એ જ પ્રમાણે પિત્ત અને એ જ પ્રમાણે કફ મનુષ્યનાં મનને ક્ષોભ પમાડતાં સંજ્ઞાને આકુલ કરી નાખે છે. એ બાબતમાં વિશેષ હવે કહેવામાં આવશે. ૨૯

વાતાદિ ભેદથી મદનાં લક્ષણ—

ખંચાતું, બહુ અને જલદી બોલનાર, અસ્થિર અને લથડતી ચેષ્ટાવાળા તથા રૂક્ષ-શ્યાવ અને અરુણ આકૃતિ-વાળાને વાતમદના આવેશવાળો જાણવો. ૩૦

ક્રોધસહિત કઠોર બોલનાર, મારામારી અને કજિ-આમાં પ્રીતિવાળા તથા રાતી-પીળી અને કાળી આકૃતિ-વાળાને પિત્તમદના આવેશવાળો જાણવો. ૩૧

બહુજ ઓછું અને સંબંધ વગરનું બોલનાર, તન્દ્રા અને આળસયુક્ત, પાંડુવર્ણના અને વિચારમગ્ન રોગીને કફમદના આવેશવાળો જાણવો. ૩૨

સન્નિપાતથી થયેલા મદમાં આ સર્વ લક્ષણો થાય છે; મદ્યના મદ જેવા જ સ્વરૂપનો એ મદ જલદી ઉત્પન્ન થાય છે અને જલદી શાન્ત થાય છે ૩૩

શોણિતજન્ય-વિષજન્ય વગેરે મદોનો વાત વગેરેમાં અન્તર્ભાવ—

જે મદ મદ્યથી થયેલો, વિષથી થયેલો અને જે લોહીથી થયેલો કહ્યો છે તે સર્વ મદો વાત-પિત્ત અને કફ એ ત્રણેના યોગ સિવાય થતા નથી. ૩૪

વાતાદિ ભેદ પ્રમાણે મૂર્ચ્છાનાં લક્ષણો—

વાતથી ઉત્પન્ન થયેલી મૂર્ચ્છામાં આકાશને નીલ-રંગનું અથવા કાળું અથવા અરુણરંગનું જોતાં જોતાં અંધારાં આવે છે અને પાછો તરત શુદ્ધિમાં આવે છે. કંપ, અંગમર્દ, હૃદયની તીક્ષ્ણ પીડા, કૃશતા અને શ્યાવ કે અરુણરંગની કાંતિ થાય છે. ૩૫,૩૬

પિત્તથી ઉત્પન્ન થયેલી મૂર્ચ્છામાં આકાશને લાલ, લીલું અથવા તો પીળું જોતાં જોતાં અંધારાં આવે છે અને પરસેવા સહિત શુદ્ધિમાં આવે છે, તેને તરસ અને સંતાપ થાય છે, આંખો લાલ, પીળી અને આકુલ થાય છે, મળ નીકળી જાય છે અને પીળાશ આવી જાય છે. ૩૭, ૩૮

કફથી ઉત્પન્ન થયેલી મૂર્ચ્છામાં આકાશને મેઘના જેવું અથવા અંધારાં અને વાદળાંથી છવાયેલું જોતાં જોતાં અંધારાં આવે છે અને લાંબે વખતે શુદ્ધિમાં આવે છે, જેવી રીતે ભીનું ચામડું વીંટયું હોય તેમ અંગો ભારે થાય છે, લાળ છૂટે છે અને મોળ ચડે છે. ૩૯,૪૦

સન્નિપાતને લઈ સર્વલક્ષણવાળી મૂર્ચ્છા આવે છે અને ઘૃણાજનક ચેષ્ટાઓ સિવાય જાણે કે અપસ્માર આવેલ હોય તેમ પ્રાણીને જલદી પાડી નાખે છે. ૪૧

संन्यास-मद-मूर्च्छाना भेदो—

દોષો પોતાનું બળ અજમાવી લેતાં દેહધારીઓનાં મદ અને મૂર્ચ્છા આપમેળે શાંત થઈ જાય છે પણ સંન્યાસ ઔષધો વિના શાંત થતો નથી. ૪૨

सन्यासनी संप्राप्ति—

પ્રાણના સ્થાનનો આશ્રય કરી રહેલા અતિબલવાન દોષો વાણી, દેહ અને મનની ચેષ્ટાઓને હરી લઈ બલહીન પ્રાણીને અચેષ્ટ કરે છે. ૪૩

संन्यासनां लक्षणो—

સંન્યાસથી ચેષ્ટારહિત, લાકડા જેવો અને મરી ગયેલ જેવો બનેલ તે પુરુષ તાત્કાલિક અસર કરનાર ઉપચારો ન મળતાં જલદી મરણ પામે છે. ૪૪

संन्यासनो उपक्रम—

અગાધ પાણીમાં ડૂબતાં પાત્રને જેવી રીતે તળે પહોંચ્યા પહેલાં ઉતાવળ કરીને ડાહ્યો માણસ લઈ લે તેવી રીતે સંન્યાસથી પીડાએલાની ઝડપથી ચિકિત્સા કરવી જોઈએ. ૪૫

અંજન, અવપીડ ધૂમ, પ્રધમન, સોયો ઘોંચવી, ડામ દેવો, નસોડાંમાં પીડા કરવી, વાળ અને રુંવાડાં ખેંચી કાઢવાં, દાંતથી બટકું ભરવું અને કુવચ શરીરે ઘસવી-એ તેને શુદ્ધિમાં લાવવા માટે હિતકારી છે. ૪૬, ૪૭

મિશ્રિત કરેલ વિવિધ પ્રકારનાં તીક્ષ્ણ મદ્યો પુષ્કળ તીખાં દ્રવ્યો સાથે તેના મોઢાંમાં વારંવાર પ્રયત્નપૂર્વક રેડવાં. ૪૮

તે પ્રમાણે ચકોતરાંનો રસ સૂંઠ મેળવીને દેવો અને એવીજ રીતે શુદ્ધિ આવે ત્યાં સુધી મદ્ય અને ખાટી કાંજી સાથે મેળવીને હિંગ અને મરીયુક્ત સૌવર્ચલ દેવું; અને શુદ્ધિ આવ્યા પછી લઘુ અન્નોથી તેનો ઉપચાર કરવો. ૪૯, ૫૦

શુદ્ધિમાં આવેલા તેને વિસ્મય પમાડે તેવી બાબતોથી, ગમતી બાબતો યાદ દેવાથી પ્રિય લાગે તેવું સંભળાવવાથી ગીત અને વાજિંત્રોના રંજક ધ્વનિથી ચિત્રવિચિત્ર દશ્યો દેખાડવાથી તથા સ્રંસન, ઉલ્લેખન, ધૂમ, અંજન, કવલગ્રહ, રક્તમોક્ષણ, વ્યાયામ અને ઘર્ષણથી બુદ્ધિમાન વૈદ્યે સતત ઉપચાર ચાલુ રાખવા અને મોહનાં કારણથી તેનાં મનનું બરાબર રક્ષણ કરવું. ૫૧-૫૩

मद-मूर्च्छानो ઉપક્રમ—

મૂર્છા અને મદના રોગોમાં, સ્નેહન અને સ્વેદન કરેલ રોગીઓનાં દોષ અને બલ અનુસાર પંચકર્મ કરવાં જોઈએ. ૫૪

તેવી રીતે અઠ્ઠાવીસ ઔષધવાળા પાનીયકલ્યાણઘૃતનો તથા તિક્તઘૃતનો અથવા મહાષટ્પલઘૃતનો પ્રયોગ પ્રશસ્ત છે. ૫૫

અથવા ઘી-મધ અને સાકર સહિત ત્રિફળાનો પ્રયોગ, શિલાજીતનો પ્રયોગ અથવા તો દૂધનો પ્રયોગ, પીપરનો પ્રયોગ અથવા દૂધ સાથે ચિત્રકનો પ્રયોગ, રસાયનોનો પ્રયોગ અથવા કૌંભ એટલે દશ વર્ષનાં જૂનાં ઘૃતનો પ્રયોગ પ્રશસ્ત છે. ૫૬, ૫૭

રક્તમોક્ષણથી અને શાસ્ત્રો-સત્પુરુષો અને સત્ત્વગુણવાળાઓનાં સેવનથી શરીરધારીઓનાં મદ અને મૂર્છા શાંત થઈ જાય છે. ૫૮

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક-

વિશુદ્ધ અને અશુદ્ધ લોહી, તેના હેતુઓ, રક્તના દોષથી ઉત્પન્ન થતા રોગો, તે રોગોમાં ઔષધ, મદ-મૂર્છા અને સંન્યાસનાં હેતુ, લક્ષણ અને ઔષધ-એ સર્વ આ વિધિશોણિત' અધ્યાયમાં પ્રકાશિત કર્યું છે. ૫૯, ૬૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'વિધિશોણિતીય' નામક ચોવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૪

---

## અધ્યાય પચીસમો

### યજ્જઃપુરુષીય અધ્યાય.

यज्जःपुरुषीय अध्यायનો ઉપક્રમ—

'હવે અહીંથી 'યજ્જઃપુરુષીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું,'' આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

पुरुष तथा रोग माटे भेगा थयेला महर्षिओना विवादो-

આત્મા-ઇન્દ્રિયો-મન અને ઇન્દ્રિયોના વિષયોનો જે આ સમૂહ પુરુષ કહેવાય છે તેની અને તેને થતા રોગોની પ્રથમ ઉત્પત્તિનાં કારણોનો નિર્ણય કરવા બાબત ધર્મનો સાક્ષાત્કાર કરનાર ભગવાન પુનર્વસુ પાસે એકઠા થયેલા મહર્ષિઓમાં પૂર્વે આ પ્રમાણે વાતચીત ચાલી. ૩, ૪

તે વખતે અર્થ જાણનાર કાશિરાજ વામકે ઋષિમંડળ પાસે જઈ અને પ્રણામ કરી વાત ઉચારી કે 'હે ઋષિઓ! શું જેનાથી પુરુષ જન્મ્યો છે તેનાથી જ તેના રોગો જન્મેલા માન્યા છે?' કે નહિ?' એમ જ્યારે રાજા બોલી રહ્યો ત્યારે પુનર્વસુએ ઋષિઓને કહ્યું. ૫, ૬

'અમાપ જ્ઞાન અને વિજ્ઞાનથી જેના સંશયો નાશ પામ્યા છે એવા આપ સર્વે કાશિરાજનો સંશય મટાડવા યોગ્ય છે. ૭

ત્યારે તેનો વિચાર કરીને મૌદ્દલ્ય ગોત્રના પારીક્ષિએ સૌથી પ્રથમ વાકય કહ્યું, કે 'પુરુષ આત્માથી જન્મે છે અને રોગો પણ આત્માથી જન્મે છે; કારણ કે આત્મા જ કારણરૂપ છે. તે આત્મા કર્મનો સંચય કરે છે અને કર્મનાં ફળો ભોગવે છે. ચેતનાધાતુ વિના સુખ અને દુઃખની પ્રવૃત્તિ થતી નથી.' ૮, ૯

ત્યારે શરલોમાએ કહ્યું, 'નહિ; દુઃખનો દ્વેષ કરનાર આત્મા પોતાની મેળે પોતાને દુઃખદાયક રોગો સાથે કોઈ દિવસ જોડે નહિ. પણ રજસ અને તમસથી ઘેરાયેલું સત્ત્વ કહેવાતું મન શરીરની અને રોગોની ઉત્પત્તિમાં કારણરૂપ છે.' ૧૦,૧૧

ત્યારે વાર્યોવિદ બોલ્યા, 'એમ નહિ; કારણ કે એકલું મન જ કારણરૂપ નથી; શરીર વિના, ન હોય શરીરના રોગો કે ન હોય મનની સ્થિતિ. ભૂતો રસથી જન્મેલાં છે અને વિવિધ પ્રકારના વ્યાધિઓ પણ રસજન્ય છે. વળી પાણી રસવાળું છે માટે તેને જ ઉત્પત્તિનું કારણ માનેલ છે.' ૧૨,૧૩

ત્યારે હિરણ્યાક્ષે કહ્યું, 'નહિ; આત્માને રસજન્ય માનેલ નથી અને ઇન્દ્રિયોથી પર મનને પણ રસજન્ય માનેલ નથી; તથા શબ્દાદિથી ઉત્પન્ન થયેલા રોગો પણ રસજન્ય માનેલ નથી. પુરુષ તો છ ધાતુઓથી ઉત્પન્ન થયેલો છે તેમજ રોગો પણ છ ધાતુઓથી ઉત્પન્ન થયેલા છે. આમ પ્રાચીન તત્ત્વજ્ઞાનીઓએ આ રાશિપુરુષને છ ધાતુઓથી ઉત્પન્ન થયેલ કહ્યો છે.' ૧૪,૧૫

તે પ્રમાણે કહેતા કુશિક હિરણ્યાક્ષને શૌનકે કહ્યું, 'તેમ નથી; માતા-પિતા વિના પુરુષ છ ધાતુઓથી કેવી રીતે ઉત્પન્ન થાય?' ૧૬

પુરુષથી પુરુષ, ગાયથી ગાય અને ઘોડાથી ઘોડો ઉત્પન્ન થાય છે; તેમ પ્રમેહાદિક રોગો પિતૃજન્ય કહેલ છે. માટે તે માતા-પિતા આ બાબતમાં કારણરૂપ છે.' ૧૭

ત્યારે ભદ્રકાપ્યે કહ્યું, 'નહિ; આંધળાથી આંધળો જ જન્મતો નથી. વળી આપના મત અનુસાર સૃષ્ટિના આરંભે માતા-પિતાની પ્રથમ ઉત્પત્તિ ઘટતી નથી.' ૧૮

માટે પ્રાણીને તો કર્મથી ઉત્પન્ન થયેલો જાણવો જોઈએ અને તેના રોગો પણ કર્મજન્ય જાણવા; કારણ કે કર્મ વિના પુરુષનો જન્મ થઈ શકતો નથી.' ૧૯

ત્યાં ભરદ્વાજ બોલ્યા, 'નહિ; કર્મનો પહેલાં કર્તા હોવો જ જોઈએ; ન કરેલું એવું કોઈ કર્મ દીઠું નથી જેનું ફળ પુરુષ હોય. ૨૦

માટે રોગોની અને પુરુષની ઉત્પત્તિનું કારણ સ્વભાવ છે; જે પ્રમાણે પૃથ્વી-જલ-વાયુ-અને તેજનાં ખરતા, દ્રવતા ચલતા અને ઉષ્ણતા સ્વભાવસિદ્ધ છે.' ૨૧

ત્યારે કાંકાયને કહ્યું, 'નહિ; સ્વભાવને લઈ જે ભાવોની સિદ્ધિ કે અસિદ્ધિ, થતી હોય તો કર્મનું ફળ ન રહે ૨૨

માટે અસંખ્ય સંકલ્પ કરનાર બ્રહ્માના પુત્ર પ્રજાપતિ, આ સચેતન અને અચેતન જગતના તથા સુખદુઃખના સરજનાર છે.' ૨૩

ત્યારે ભિક્ષુ આત્રેય બોલ્યા, 'તેમ નથી; કારણકે પ્રજાનું હિત ઇચ્છતા પ્રજાપતિ, દુષ્ટની માફક પોતાનાં સંતાનને સતત દુઃખોથી જોડે નહિ. ૨૪

પુરુષ તો કાળથી ઉત્પન્ન થયો છે અને તેના રોગો પણ કાલજન્ય છે. આખું જગત કાળને વશ છે માટે સર્વ ઠેકાણે કાળ જ કારણરૂપ છે.' ૨૫

પુનર્વસુનું સમાધાન--

તે પ્રમાણે ઋષિઓ જ્યારે વિવાદ કરતા હતા ત્યારે પુનર્વસુએ આ કહ્યું કે 'તમે આમ વિવાદ ન કરો; કારણ કે પક્ષને વળગી રહેવાથી તત્ત્વ દુર્લભ બને છે. ૨૬

તલનો પીલનાર જેમ ગોળ ગોળ ચાલ્યો જ જાય તેમ પ્રતિવાદ સહિત વાદોને નિશ્ચિત હોય તેવી રીતે બોલનારા પક્ષનો અન્ત પામતા જ નથી. ૨૭

માટે આ પ્રમાણેની વાદોની અથડામણી છોડી દઈને તત્ત્વનો વિચાર કરો. જ્યાં સુધી અજ્ઞાનનો સમૂહ નાશ ન પામે ત્યાં સુધી જાણવાયોગ્ય વસ્તુવિષે જ્ઞાન પ્રવર્તતું નથી. ૨૮

હિત-અહિત આહારનું લક્ષણ—

જે ભાવોની સંપત્તિ પુરુષને ઉત્પન્ન કરે તે જ ભાવોની વિપત્તિ વિવિધ વ્યાધિઓને ઉત્પન્ન કરે.' ૨૯

ત્યારે ભગવાન આત્રેયનું વચન સાંભળીને વળી ફરીથી કાશીપતિ વામકે ભગવાન આત્રેયને કહ્યું, 'ભગવન્, સંપત્તિથી ઉત્પન્ન થયેલા પુરુષની અને વિપત્તિથી ઉત્પન્ન થયેલા રોગોની વૃદ્ધિ થવાનું કારણ શું છે?' ૩૦

ભગવાન આત્રેયે તેને કહ્યું, 'એકલો હિતકર આહારનો ઉપયોગ જ પુરુષની વૃદ્ધિ કરનાર બને છે અને અહિત આહારનો ઉપયોગ રોગનું કારણ બને છે.' ૩૧

આ પ્રમાણે કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'ભગવન્, હિતકર અને અહિતકર આહારના સમૂહનાં અપવાદરહિત લક્ષણ અમે કેવી રીતે જાણી શકીએ? હિતકર કહેવાતા અને અહિતકર કહેવાતા આહારસમૂહોની વિપરીત અસર માત્રા-કાલ-ક્રિયા-ભૂમિ-દેહ અને પુરુષના અવસ્થાભેદોથી આપણને જોવામાં આવે છે.' ૩૨

ત્યારે ભગવાન આત્રેયે તેને કહ્યું, 'હે અગ્નિવેશ, આહારનો જે સમૂહ શરીરના સમધાતુઓને પ્રકૃતિમાં રાખે છે અને વિષમ ધાતુઓને સમ બનાવે છે તેને હિતકારક જાણ; અને વિપરીતને અહિતકર જાણ; આ પ્રમાણે હિતકર અને અહિતકર આહારનું લક્ષણ અપવાદરહિત થાય છે.' ૩૩

આમ બોલતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'ભગવન્ આ પ્રમાણેના એ ઉપદેશને વિવિધ પ્રકારના સર્વ વૈદ્યો બરાબર સમજી શકશે નહિ.' ૩૪

આહારવિધિવિશેષનું લક્ષણ પ્રમાણે તથા અવયવ પ્રમાણે વ્યાખ્યાન—

ત્યારે ભગવાન આત્રેયે તેને કહ્યું, 'હે અગ્નિવેશ, ગુણથી, દ્રવ્યથી અને કર્મથી આહારનું તત્ત્વ તથા સર્વ અવયવોથી માત્રાદિ ભાવો જેના જાણેલા છે તે આ પ્રમાણેનો એ ઉપદેશ સમજી જવાને શકિતમાન બને છે; જેવી રીતે ખરેખર વિવિધ પ્રકારના સર્વ વૈદ્યો એ ઉપદેશને બરાબર સમજી શકે તેવી રીતે માત્રાદિક ભાવોનાં ઉદાહરણ આપ્યા સિવાય ઉપદેશ કરશું; કારણકે માત્રાદિના બહુ પ્રકારના ભેદો છે. પણ આહારની વિધિના ભેદોની લક્ષણ અનુસાર અને અવયવ અનુસાર હવે વ્યાખ્યા કરશું. ૩૫

સામાન્ય ધર્મ એક જ હોવાથી આહારનું આહારપણું એક પ્રકારનું છે. સ્થાવર અને જંગમરૂપમાં હોવાથી તેનાં બે ઉત્પત્તિસ્થાન છે. હિતકર અને અહિતકર પરિણામના ભેદને લઈ તે બે પ્રકારના પ્રભાવવાળો છે. પાન-અશન-ભક્ષ્ય અને લેહ્ય તરીકેના ઉપયોગથી તે ચાર પ્રકારના ઉપયોગવાળો છે. છ પ્રકારના રસભેદને લઈ તેના છ સ્વાદ છે. ગુરુ-લઘુ, શીત-ઉષ્ણ, સ્નિગ્ધ-રૂક્ષ, મન્દ તીક્ષ્ણ, સ્થિર--સર, મૃદુ-કઠિન, વિશદ-પિચ્છિલ, શ્લક્ષ્ણ-ખર, સૂક્ષ્મ-સ્થૂલ સાન્દ્ર અને દ્રવ-યુક્ત હોવાથી તે વીસ ગુણવાળો છે; અને દ્રવ્યોના સંયોગ અને સંસ્કારની વિપુલતાથી તે અગણિત ભેદ-વાળો છે. ૩૬

આહારના વિકારના જે જે અવયવો ઘણુંખરું ઉપયોગમાં લેવાય છે અને ઘણા ખરા મનુષ્યોને પ્રકૃતિથી જ અતિ હિતકારક અને અતિ અહિતકારક હોય છે તે તે અવયવોનો યથાર્થ રીતે ઉપદેશ કરશું. ૩૬

પ્રકૃતિથી જ હિત આહારનો નિર્દેશ—

જેમકે-અતિપથ્યપણાંમાં લાલ શાળ શૂકધાન્યોમાં સૌથી શ્રેષ્ઠ છે. મગ શમીધાન્યમાં, વર્ષાજલ જલોમાં, સિંધાલૂણ લવણોમાં, દોડીનું શાક શાકોમાં, એણનું માંસ મૃગમાંસોમાં, લાવ પક્ષીઓમાં, ઘો દરમાં રહેનારાંમાં, રોહિતમત્સ્ય માછલાંઓમાં, ગાયનું ઘી ઘૃતોમાં, ગાયનું દૂધ દૂધોમાં. તલનું તેલ સ્થાવરથી ઉત્પન્ન થયેલાં તેલોમાં, સૂવરની વસા આનૂપ પશુઓની વસામાં, ચુલુકીની વસા માછલાંની વસામાં, પાકહંસની વસા જલચર પક્ષીઓની વસામાં, કુકડાની વસા વિષ્કિર પક્ષીઓની વસામાં,

બકરાંનો મેદ શાખાભક્ષક પ્રાણીઓના મેદમાં, આદુ કન્દોમાં, અંગુર ફળોમાં અને આકર શેરડીની બનાવટોમાં શ્રેષ્ઠ છે. એમ પ્રકૃતિથી જ પરમ હિતકર આહારવિકારોનાં દ્રવ્યોની મુખ્યત્વે કરીને વ્યાખ્યા થઈ. ૩૮

**પ્રકૃતિથી જ અહિત આહારનો નિર્દેશ—**

હવે અતિશય અહિત આહારનો પણ ઉપદેશ કરશું શૂકધાન્યોમાં યવક સૌથી અધિક અપથ્ય છે. શમીધાન્યોમાં અડદ, જલમાં વર્ષાઋતુનું નદીનું જલ. લવણોમાં ઊષરલવણ, શાકોમાં સરસવનું શાક, પશુઓનાં માસમાં ગાયનું માંસ, પક્ષીઓમાં કાણકપોત, દરમાં રહેનારામાં દેડકું, માછલાંઓમાં ચિલિચિમ, ઘીમાં મેંઢીનું ઘી, દૂધમાં મેંઢીનું દૂધ, સ્થાવર સ્નેહોમાં કુસુંભનું તેલ, આનૂપ પશુઓની વસામાં ભેંસની વસા. માછલાંની વસામાં કુંભીર મત્સ્યની વસા, જલચર પક્ષીઓના વસામાં જલકાકડાની વસા, વિષ્કિર પક્ષીઓની વસામાં ચકલાંની વસા, શાખાભક્ષક પ્રાણીઓના મેદમાં હાથીનો મેદ, ફળોમાં નિકુચ, કન્દોમાં આલુ અને શેરડીની બનાવટોમાં ફાણિત; આ પ્રમાણે પ્રકૃતિથી જ અત્યંત અહિત કરનાર આહારવિકારોનાં સૌથી મુખ્ય દ્રવ્યોની વ્યાખ્યા થઈ. આહારવિકારોના હિતકર અને અહિતકર અવયવની પણ વ્યાખ્યા થઈ. ૩૯

**શ્રેષ્ઠોનો સંગ્રહ—**

હવે અહીંથી વળી હિત અને અહિત આહારવિકાર તથા ઔષધનાં કર્મ અને પ્રયોજન સહિત દ્રવ્યોની મુખ્યત્વે કરીને વ્યાખ્યા કરશું, જેમકે-શરીરપોષક દ્રવ્યોમાં અન્ન શ્રેષ્ઠ છે, આશ્વાસન કરનારમાં જલ, શ્રમ હરનારમાં સુરા, જીવનીયોમાં દૂધ, બૃંહણીયોમાં માંસ, તર્પણીયોમાં માંસરસ, અન્નની ચીજોમાં રુચિકરનારાંમાં લવણ, હૃદયને હિત કરનારાંમાં ખાટા રસો, બળકારકમાં કુકડો, શુક્રવર્ધકમાં નક્રનું વીર્ય કફ અને પિત્તનું શમન કરનારાંઓમાં મધ. વાત અને પિત્તનું શમન કરનારાંમાં ઘી. વાત અને કફને શાન્ત કરનારાંમાં તેલ, કફ હરનારાંમાં ઉલટી, પિત્ત હરનારાંમાં વિરેચન, વાત હરનારાંમાં બસ્તિ કોમળતા કરનારાંમાં સ્વેદ, સ્થિરતા કરનારાંમાં વ્યાયામ, પુરુષત્વ ઓછું કરનારાંમાં ક્ષાર, અન્નદ્રવ્યોમાં રુચિ ન કરનારાંમાં ટિંબરવો, કંઠને નુકશાન કરનારાંમાં કાચું કોઠ, હૃદયને નુકશાન કરનારાંમાં ઘેટીનું ઘી, શોષનો નાશ કરનાર-ધાવણને હિતકારી-સાત્મ્ય-લોહીને રોકનાર તથા રકતપિત્ત પ્રશમન કરનારાંમાં બકરીનું દૂધ, કફ અને પિત્ત ઉત્પન્ન કરનારાંમાં ઘેટીનું દૂધ. નિદ્રા લાવવામાં ભેંસનું દૂધ, અભિષ્યંદ કરનારાંમાં કાચું દહીં, કૃશતા કરનારાંમાં કસઈ રૂક્ષતા કરવામાં ઉદ્દાલક અનાજ, મૂત્ર ઉત્પન્ન કરનારાંમાં શેરડી. મળ ઉત્પન્ન કરનારાંમાં જવ વાત ઉત્પન્ન કરનારાંમાં જાંબુ, કફ અને પિત્ત ઉત્પન્ન કરનારાંમાં શષ્કુલી અમ્લપિત્ત ઉત્પન્ન કરનારાંમાં કળથી, કફ અને પિત્ત ઉત્પન્ન કરનારાંમાં અડદ, વમન-આસ્થાપન અને અનુવાસનમાં ઉપયોગી થનારાંમાં મીંઢળ, સુખપૂર્વક વિરેચન કરનારાંમાં નસોતર, કોમળ વિરેચનમાં ગરમાળો, આકરૂં વિરેચન. કરનારાંમાં થોરનું દૂધ, શિરોવિરેચન કરનારાંમાં અઘેડો, કૃમિનાશકમાં વાવડિંગ, વિષનાશકમાં સરસડો, કુષ્ઠનાશકમાં ખેર, વાતહરમાં રાસ્ના, વયઃસ્થાપન કરનારાંમાં આમળાં, પથ્યોમાં હરડે, વૃષ્ય અને વાતહર દ્રવ્યોમાં એરંડાનું મૂળ, દીપનીય-પાચનીય અને આનાહશામકમાં પિપરીમૂળ, દીપનીય-પાચનીય અને ગુદાનો સોજો-અર્શ અને શૂલ દૂર કરનારાંમાં ચિત્રાનું મૂળ, હેડકી-શ્વાસ-ઉધરસ અને પડખાંનું શૂલ હરનારાંમાં પોખરમૂળ, સંગ્રાહક-દીપનીય અને પાચનીયોમાં મોથ, દાહશામક-દીપનીય અને ઉલટી તથા અતિસાર હરનારાંમાં સુગંધી વાળો, સંગ્રાહક-પાચનીય અને દીપનીયોમાં અરલુ, સંગ્રાહક અને રકતપિત્ત શાંત કરનારાંમાં સારિવા, સંગ્રાહક-વાતહર-દીપનીય અને કફ-રકત તથા વિબન્ધ શાંત કરનારાંમાં ગળો, સંગ્રાહક-દીપનીય અને વાત તથા કફને શાંત કરનારાંમાં બીલું, દીપનીય-પાચનીય-સંગ્રાહક અને સર્વ દોષ હરનારાંમાં અતિવિષની કળી, સંગ્રાહક અને રકતપિત્તની શાંતિ કરનારાંમાં નીલકમલ, કુમુદ અને પદ્મનાં કેશરો, પિત્ત અને કફ શાંત કરનારાંમાં ધમાસો. લોહી અને પિત્તના અતિયોગને શાંત કરનારાંમાં હઉલા, કફ-પિત્ત તથા રકતનાં સંગ્રાહક અને શોષણ કરનારાંમાં કડાછાલ, રકતસંગ્રાહક અને રકતપિત્ત શાંત કરનારાંમાં શીવણનાં ફૂલ, સંગ્રાહક-વાતહર-દીપનીય અને વીર્યવર્ધકમાં પીઠવણ, વૃષ્ય અને સર્વ-

દોષ હરનારાંમાં શાલવણ, સંગ્રાહક-બલવર્ધક અને વાતહરમાં બળબીજ, મૂત્રકૃચ્છ્ર અને વાત હરનારાંમાં ગોખરુ, છેદનીય-દીપનીય અને અનુલોમિક-વાત તથા કફ શાંત કરનારાંમાં હિંગ. ભેદનીય-દીપનીય અને અનુલોમિક-વાત અને કફ હરનારાંમાં અમ્લવેતસ, સ્રંસનીય-પાચનીય અને અર્શનાશકમાં જવખાર, ગ્રહણીદોષ સોજો-અર્શ અને ઘીની વ્યાપદ શાંત કરનારાંમાં તક્રનો અભ્યાસ, ગ્રહણીદોષ-શોષ અને અર્શનાશકમાં માંસાહારી પશુપક્ષીઓનાં માંસરસનો અભ્યાસ, રસાયનોમાં દૂધ અને ઘીનો અભ્યાસ, વૃષ્ય અને ઉદાવર્ત હરનારાંમાં સમ ભાગે ઘી અને સાથવો ખાવાનો અભ્યાસ. દાંતનું બળ અને રુચિ કરનારાંમાં તેલના કોગળાનો અભ્યાસ, દુર્ગન્ધનાશક-દાહશામક અને લેપન દ્રવ્યોમાં ચન્દન, શીત દૂર કરનાર લેપનોમાં રાસ્ના અને અગર, દાહ-ચામડીના દોષ અને પરસેવો દૂર કરનાર લેપનોમાં પીળો અને વીરણનો વાળો, વાતહર અભ્યંગ અને પોટીસમાં ઉપયોગી થનારાંમાં કઠ, નેત્રને હિતકર-વૃષ્ય-કેશવર્ધક-કંઠ સુધારનાર-વર્ણ સુધારનાર-વિરજનીય અને રોપણીય દ્રવ્યોમાં જેઠીમધ, પ્રાણ અને સંજ્ઞા દેનાર હેતુઓમાં વાયુ, આમ-જડતા-શીત-શૂલ અને કંપનું પ્રશમન કરનારાંમાં અગ્નિ, સ્તંભન પદાર્થોમાં જળ. તરસ અને ઉલટીના અતિયોગને શાંત કરનારાંમાં માટીનું તપાવીને લાલ કરેલું ઢેફાથી છમકારેલું પાણી, આમના દોષનાં કારણોમાં વધારે પડતું ખાવું તે, અગ્નિ પ્રદીપ્ત કરનારાંમાં જઠરાગ્નિ પ્રમાણે ખાવું તે. સેવન કરવા યોગ્યમાં સાત્મ્ય અનુસાર આહાર-વિહાર, આરોગ્ય કરનારમાં સમયસર ભોજન, આહારના ગુણોમાં તૃપ્તિ, આરોગ્ય બગાડનારાંમાં વેગોનું રોકવું તે, પ્રસન્ન ચિત્ત કરનારાંમાં મદ્ય. બુદ્ધિ-ધૈર્ય અને સ્મૃતિ હરનારાંમાં મદ્યથી થતી મત્તતા, મુશ્કેલીથી પચનારાંમાં ભારે ભોજન, સુખે પચી જનારાંમાં એકવારનું ભોજન, શોક ઉત્પન્ન કરનારાંમાં સ્ત્રીઓ સાથેનો અતિસંગ, નપુંસકતા કરનારાંમાં વીર્યના વેગનો નિરોધ, અન્ન તરફ અણગમો પેદા કરનારાંમાં કતલખાનું. આયુષ્ય ઓછું કરનારાંમાં ભોજનનો ત્યાગ, કૃશતા ઉત્પન્ન કરનારાંમાં અલ્પ ભોજન, ગ્રહણીને દૂષિત કરનારાંમાં અજીર્ણ ઉપર ભોજન. અગ્નિની વિષમતા કરનારાંમાં વિષમ ભોજન, નિન્દિત વ્યાધિઓ ઉત્પન્ન કરનારાંમાં વિરુદ્ધવીર્યવાળું ભોજન, પથ્યોમાં પરમ શાન્તિ, સર્વ અપથ્યોમાં સખત મહેનત. વ્યાધિ કરનારાંમાં મિથ્યાયોગ, અલક્ષ્મી ઉત્પન્ન કરનારમાં રજસ્વલાનો સંગ, આયુષ્યવર્ધકમાં બ્રહ્મચર્ય, આયુષ્યનો ક્ષય કરનારાંમાં પરસ્ત્રીગમન, વૃષ્યોમાં સંકલ્પ, વીર્યક્ષય કરનારાંમાં મનનો શોક અને ચિન્તા. પ્રાણનો નાશ કરનારાંમાં શક્તિ ઉપરાંતનું કામ, રોગ વધારનારાંમાં ખિન્નતા, શ્રમ હરનારાંમાં સ્નાન, પ્રસન્નતા કરનારાંમાં હર્ષ, શોષણ કરનારાંમાં શોક પુષ્ટિ કરનારાંમાં નિવૃત્તિ નિદ્રા લાવનારાંમાં પુષ્ટિ, તન્દ્રા કરનારાંમાં અતિનિદ્રા બલ કરનારાંમાં સર્વરસનો અભ્યાસ. દુર્બળતા કરનારાંમાં એકરસનો અભ્યાસ. ખેંચી કાઢવા યોગ્યમાં મૂઢ કે મૃત ગર્ભ, બહાર કાઢવા યોગ્યમાં અજીર્ણ. કોમળ ઔષધ આપવા યોગ્યમાં બાળક, ટકાવી રાખવા યોગ્યમાં વૃદ્ધ, તીક્ષ્ણ ઔષધ-મૈથુન અને વ્યાયામ તજવા યોગ્ય વ્યકિતઓમાં ગર્ભવતી સ્ત્રી, ગર્ભ ધારણ કરવામાં ચિત્તની પ્રસન્નતા, કષ્ટસાધ્યોમાં સન્નિપાત, વિષમપણે ચિકિત્સા થાય એવાંઓમાં આમ, રોગોમાં તાવ, દીર્ઘરોગોમાં કુષ્ઠ, રોગના સમૂહોમાં રાજયક્ષ્મા, ફરી ફરી થનારામાં પ્રમેહ, અનુશસ્ત્રમાં જળો, કર્મોમાં બસ્તિકર્મ, ઔષધિ ઉત્પન્ન કરનાર ભૂમિઓમાં હિમાલય, ઔષધિઓમાં સોમ, આરોગ્યકર દેશોમાં મરુભૂમિ અહિતકર દેશોમાં જલપ્રધાન દેશ, રોગીના ગુણોમાં કહ્યા પ્રમાણે વર્તવું તે, ચિકિત્સાનાં અંગોમાં વૈદ્ય, તજવા લાયકમાં નાસ્તિક, કલેશ કરનારાંમાં લોલુપતા, અરિષ્ટોમાં કહ્યા પ્રમાણે ન કરવું તે આરોગ્યનાં લક્ષણોમાં ઉત્સાહ, સંશય દૂર કરનારાંમાં વૈદ્યોનો સમૂહ, વૈદ્યના ગુણોમાં ઔષધનો યોગ્ય પ્રયોગ, ઔષધિઓમાં વિશેષ જ્ઞાન, સાધનોમાં શાસ્ત્રયુકત તર્ક, કાળનાં જ્ઞાનનાં હેતુઓમાં કર્તવ્યનું અનુષ્ઠાન, કાળને ચાલ્યો જવા દેવાનાં કારણોમાં વ્યવસાયનો અભાવ, નિઃસંશય કરનારાંમાં જાત અનુભવ. ભય કરનારાંમાં શકિતનો અભાવ. બુદ્ધિ વધારનારાંમાં તે તે વિદ્યા જાણનારાઓની ચર્ચા, શાસ્ત્રજ્ઞાનનાં કારણોમાં આચાર્ય, અમૃતોમાં આયુર્વેદ. કરવા લાયક કર્મોમાં સત્પુરુષોનું વચન, સવ અહિતોમાં ખોટી સમજણ અને સુખોમાં સર્વક્રિયાનો ત્યાગ.' ૪૦

तेओनो चिकित्सामां उपयोग—

આ બાબતમાં શ્લોકો છે—

આ જે એક સો બાવન શ્રેષ્ઠ ભાવો બતાવ્યા છે તેઓના વિકારોના વિનાશ માટે પૂરતો ઉપદેશ આપવામાં આવે છે. ૪૧

જે ભાવો તુલ્ય કર્મ કરનારા છે તેઓમાંના શ્રેષ્ઠનું લક્ષણ, કાર્ય કરવામાં મહત્ત્વ અને ઉત્તમતા પણ કહી દેખાડયાં છે. ૪૨

વાત-પિત્ત અને કફને શાંત કરવામાં જે જે હિતકર છે અને જે ઉત્તમ વ્યાધિ હરનાર છે તે મુખ્યપણે બતાવ્યું છે. ૪૩

આ કુશળપણે સાંભળીને પછી ચિકિત્સાનો પ્રયોગ કરવો જોઈએ. એ પ્રમાણે કરતો વૈદ્ય સદા ધર્મ અને કામ પ્રાપ્ત કરે છે. ૪૪

पथ्य-अपथ्यनुं लक्षण—

શરીરમાર્ગને જે હાનિ પહોંચાડતું નથી અને મનને જે ગમે એવું છે તે પથ્ય; અને જે ગમે એવું નથી તથા નુકશાન કરનારું છે તે અપથ્ય; તેઓ નિશ્ચિતપણે લેખવાં નહિ. ૪૫

द्रव्योनां मात्रादिज्ञाननुं प्रयोजन—

કેમકે માત્રા-કાલ-ક્રિયા-ભૂમિ-દેહ અને દોષના તે તે ગુણભેદો પ્રાપ્ત કરીને તે તે ભાવો તેવી તેવી જાતના દેખાય છે. ૪૬

તેથી ભાવોનો સ્વભાવ તથા માત્રા વગેરે આશ્રય બતાવ્યા છે; માટે સિદ્ધિ ઇચ્છતા વૈદ્યે તે બન્નેને ધ્યાનમાં રાખીને કર્મનો પ્રયોગ કરવો. ૪૭

धान्यादि नव आसवनी योनिओ—

ભગવાન આત્રેયનું તે વચન સાંભળીને ફરીથી વળી અગ્નિવેશે ભગવાન આત્રેયને કહ્યું, 'આપે આ આખોય વિષય ઉદ્દેશ અનુસાર કહી દેખાડયો છે અને અમે સાંભળ્યો છે. હવે આસવદ્રવ્યોનાં અપવાદરહિત લક્ષણને બહુ સંક્ષેપ વગર ઉપદેશાતું સાંભળવાને અમે ઇચ્છીએ છીએ.' ૪૮

चोराशी पथ्य आसवो—

ત્યારે ભગવાન આત્રેયે તેને કહ્યું, 'હે અગ્નિવેશ, ધાન્ય, ફલ, મૂલ, સાર, પુષ્પ, સાંઠો, પાન અને છાલ એ ટુંકમાં આઠ અને નવમી સાકર-આસવોનાં ઉત્પત્તિ સ્થાનો છે. દ્રવ્ય-સંયોગ અને સંસ્કારથી અસંખ્ય બનતા તેઓમાં સૌથી પથ્ય ચોરાસી આસવો ધ્યાનપૂર્વક સાંભળો. જેમકે સુરા, સૌવીર, તુષોદક મૈરેય, મેદક, અને ધાન્યામ્લ-એ છ ધાન્યથી થતા આસવો છે. દ્રાક્ષ, ખજૂર, શીવણ, ધામણ, રાયણ, કેવડો, ફાલસાં, હરડે, આમળાં, કરપરાં, જાંબુ, કોઠ, મોટાં બોર, બોર, ચણિયાં બોર, પીલું, ચારોલી, ફણસ, વડ, પીપળો, પીપળ, પારસ પીપળો, ઉંબરો બોડી અંજીરો, શિંગોડાં અને આંખકુટામણીનાં ફળોના આસવો છવ્વીસ થાય છે.

શાલવણ, આસન, સરગવાનાં બીજ, શતાવરી, કાળું નસોતર, નસોતર, દાંતી, રતનજોત, બિલી, એરંડો અને ચિત્રકનાં મૂળોથી અગિયાર મૂળ-આસવો થાય છે. શાલ, અસન, અશ્વકર્ણ, ચન્દન, તણછ, ખેર, સફેદ ખેર, સાતવન, અર્જુન, અસન, હરમો બાવળ, ટીંબરવો, કિણિહી, ખીજડી, બોર, સીસમ, સરસડો, વાળુંજ, ધામણ અને મહુડાંથી સારના આસવો વીસ થાય છે. પદ્મ, ઉત્પલ, નલિન, કુમુદ, સૌગન્ધિક, પુંડરીક, શતપત્ર, મહુડાં, ધઉંલા અને ધાવડીનાં ફૂલોથી દશ પુષ્પાસવ થાય છે. શેરડી, કાંડેક્ષુ, ઇક્ષુવાલિકા અને ધોળી મોટી શેરડી-એના ચાર કાંડ-આસવ થાય છે. પરવળનાં પાન અને તાડનાં પાનના આસવો બે થાય છે. તિલ્વક-લોધર-એલુવા અને પઠાણી લોધરના ચાર છાલના આસવ થાય છે; અને સાકરનો આસવ માત્ર એક જ છે. આમ આસવનાં દ્રવ્યો પરસ્પર ન મેળવેલ હોય તેવા ચોરાસી આસવોનો ઉપદેશ થયો છે. આસુત થવાને લઈ એટલે આથો આવવાથી આ આસવોનું આસવ નામ છે.

आसवना घणा विकल्पो तथा संस्कारो—

વળી એઓનો દ્રવ્યના સંયોગ અને વિભાગનો વિસ્તાર તથા સંસ્કાર ઘણી જાતનો છે.

પોતપોતાના સંયોગ તથા સંસ્કારથી કરેલા આસવો પોતાનું કામ કરે છે—

પોતપોતાના સંયોગ અને સંસ્કારથી સિદ્ધ કરેલા આસવો પોતાનું કામ કરે છે. તે તે આસવોના સંયોગ, સંસ્કાર, દેશ, કાલ અને માત્રા વગેરે તે તે ભાવોને તે તે કાર્યને અનુલક્ષીને ઉપદેશ કરવામાં આવે છે. ૪૯

આસવોના સાધારણગુણો—

એ બાબતમાં શ્લોક–

મન–શરીર અને જઠરાગ્નિને બલ દેનારા, અનિદ્રા-શોક અને અરુચિનો નાશ કરનારા તથા હર્ષ ઉત્પન્ન કરનારા આ ઉત્તમ ચોરસી આસવો કહી દેખાડ્યા. ૫૦

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક–

આત્રેય મુનિએ આ 'યજ્જઃપુરુષાદિક' અધ્યાયમાં શરીર અને રોગની પ્રકૃતિમાં ઋષિઓના મત, સત્યસ્વરૂપમાં આહારનો નિશ્ચય, શ્રેષ્ઠ કર્મ અને ઔષધનાં દ્રવ્યો અને ઉત્તમ આસવો કહ્યા. ૫૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'યજ્જઃ-પુરુષીય' નામક પચીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૫

---

## છવ્વીસમો અધ્યાય

### આત્રેયભદ્રકાપ્યીય અધ્યાય

આત્રેયભદ્રકાપ્યીય અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'આત્રેયભદ્રકાપ્યીય અધ્યાયનું વ્યાખ્યાન કરશું," આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

મહર્ષિઓની સભામાં રસ-આહારના નિશ્ચયમાં કથા—

આત્રેય, ભદ્રકાપ્ય, શાકુન્તેય, મૌદ્ગલ્ય ગોત્રનો પૂર્ણાક્ષ, કૌશિક ગોત્રનો હિરણ્યાક્ષ, જે કુમારશિરા નામનો પાપરહિત ભરદ્વાજ હતો તે, બુદ્ધિમાન પુરુષોમાં શ્રેષ્ઠ શ્રીમાન રાજા વાર્યોવિદ, વિદેહનો રાજા નિમિ, મહામતિ બડિશ, બાહ્લીક વૈદ્યોમાં શ્રેષ્ઠ બાહ્લીક દેશનો કાંકાયન–એ સર્વ જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ, ઇન્દ્રિયનિગ્રહી અને વિહાર કરવાની ઇચ્છાવાળા મહર્ષિઓ રમણીય ચૈત્રરથ વનમાં એકઠા થયા. ૩, ૬

ત્યાં બેઠેલા અર્થ જાણનાર તેઓની, રસ અને આહારના યથાર્થ નિશ્ચયની બાબતમાં આ પ્રમાણે અર્થપૂર્ણ કથા થઈ. ૭

ભદ્રકાપ્યે કહ્યું. 'રસ એક જ છે; જેને કુશળ મનુષ્યો ઇન્દ્રિયોના પાંચ વિષયમાંનો એક, જીભથી ગ્રહણ કરાતો ભાવ કહે છે અને તે જલથી જુદો નથી,' ત્યારે શાકુન્તેય બ્રાહ્મણે કહ્યું, 'રસો બે છે– છેદનીય (કર્શનીય) અને ઉપશમનીય (બૃંહણીય). ત્યારે મૌદ્ગલ્ય પૂર્ણાક્ષે કહ્યું,'રસ ત્રણ છે- છેદનીય, ઉપશમનીય અને સાધારણ.' ત્યારે કૌશિક હિરણ્યાક્ષે કહ્યું, 'રસ ચાર છે– સ્વાદુ અને હિતકર, સ્વાદુ અને અહિતકર, અસ્વાદુ અને હિતકર તથા અસ્વાદુ અને અહિતકર.' ત્યારે કુમારશિરા ભરદ્વાજ બોલ્યા, 'રસ પાંચ છે- ભૂમિ–જલ–અગ્નિ–વાયુ અને આકાશ.' ત્યારે રાજર્ષિ વાર્યોવિદ બોલ્યા, 'રસ છ છે– ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ.' ત્યારે વૈદેહ નિમિએ કહ્યું, 'રસ સાત છે– મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય અને ક્ષાર.' ત્યારે ધામાર્ગવ બડિશે કહ્યું, 'રસ આઠ છે– મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત, કષાય, ક્ષાર અને અવ્યક્ત' ત્યારે બાહ્લીક દેશના વૈદ્યરાજ કાંકાયને કહ્યું, 'આશ્રય-ગુણ-કર્મ અને સ્વાદના ભેદોની અસંખ્યતાને લઈ રસો અસંખ્ય છે. ૮

રસો છ જ છે એવો આત્રેયનો નિર્ણય—

ત્યારે ભગવાન આત્રેય પુનર્વસુએ કહ્યું, 'રસો છ જ છે. મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય. તે છયે રસોનું ઉત્પત્તિસ્થાન જલ છે. છેદન અને ઉપશમન એ કર્મ છે, એ રસ નથી, તેઓના મિશ્ર થવાથી સાધારણતઃ થાય છે. સ્વાદુતા અને અસ્વાદુતા એ ખાનારની ઇચ્છા છે. હિત અને અહિત પ્રભાવ છે. પ્રકૃતિ, વિકૃતિ, વિચાર, દેશ અને કાળને વશ પાંચ મહાભૂતના વિકારો આશ્રય છે. દ્રવ્ય કહેવાતા તે આશ્રયોમાં ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ વગેરે ગુણો છે. ક્ષરણ એટલે નીચે

જવાની ક્રિયાને લઈ ક્ષાર કહેવાય છે, એ રસ નથી પણ તે અનેક રસવાળાં દ્રવ્યોમાંથી ઉત્પન્ન થયેલું, અનેક રસવાળું, કટુ અને લવણરસ પ્રધાન છે એવું, ઇંદ્રિયોના અનેક વિષયોથી યુક્ત અને ક્રિયાથી તૈયાર થયેલું દ્રવ્ય છે. વળી રસોની અસ્ફુટતા ખરેખર તેઓની પ્રકૃતિમાં એટલે જલમાં, અનુરસમાં અથવા અનુરસયુક્ત દ્રવ્યમાં હોય છે. વળી આશ્રયાદિક ભાવોના ભેદોનાં અસંખ્યપણાંને લઈ તેઓનું અસંખ્યપણું માનવું યોગ્ય નથી. ભેદોનાં અસંખ્યપણાંને લઈ એક એક રસ પણ આ આશ્રયાદિક ભાવોના ભેદોનો આશ્રય કરે છે; અને તેથી તેની ભિન્નતા થતી નથી. પરસ્પર અધિક પ્રમાણમાં મળવાથી એઓનાં વ્યક્તપણાનાં ગુણ અને પ્રકૃતિની અસંખ્યતા થતી નથી. તેથી બુદ્ધિમાન પુરુષો મિશ્રિત રસોનાં કર્મનો જુદો ઉપદેશ આપતા નથી. તેજ કારણને લક્ષમાં રાખી પરસ્પર ન મળેલા છ રસોનાં લક્ષણની ભિન્નતાનો ઉપદેશ આપશું. ૯

**दरेक द्रव्य पांचभौतिक छे· चेतन तथा अचेतन एम बे प्रकारनां द्रव्यो; द्रव्योना गुणो तथा कर्मो—**

**ત્યારે પ્રથમ** તો દ્રવ્યભેદને ઉદ્દેશીને અમે કંઈક કહીશું. આ વિષયમાં સર્વ દ્રવ્ય પાંચભૂતોથી બનેલ છે. તે ચેતનાવાળું અને અચેતન એમ બે પ્રકારનું છે. શબ્દાદિક અને ગુરુથી માંડી દ્રવ સુધીના તેના ગુણો છે અને પાંચ પ્રકારનું વમનાદિક કર્મ કહેવાઈ ગયું છે. ૧૦

**पार्थिव वगेरे भेद प्रमाणे द्रव्योनां लक्षणो तथा गुणो—**

તેમાં ગુરુ, ખર, કઠિન મન્દ, સ્થિર. વિષદ, સાન્દ્ર, સ્થૂલ અને ગંધ–એ ગુણની પ્રધાનતાવાળાં દ્રવ્યો પાર્થિવ એટલે પૃથ્વીભૂતપ્રધાન છે; અને તેઓ પુષ્ટિ, કઠિનતા, ભારેપણું અને સ્થિરતા કરનારાં છે. દ્રવ, સ્નિગ્ધ, શીત, મંદ, મૃદુ, પિચ્છિલ તથા રસ–એ ગુણની પ્રધાનતાવાળાં દ્રવ્યો આપ્ય એટલે જલભૂતપ્રધાન છે; તેઓ ભીનાશ-સ્નિગ્ધતા, બન્ધન, વિષ્યન્દીપણું, કોમળતા અને પ્રસન્નતા કરનાર છે. ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, લઘુ, રૂક્ષ, વિશદ અને રૂપ–એ ગુણની પ્રધાનતાવાળાં દ્રવ્યો આગ્નેય એટલે અગ્નિભૂતપ્રધાન છે; તેઓ દાહ, પાક, પ્રભા, પ્રકાશ અને વર્ણ કરનાર છે. લઘુ, શીત, રૂક્ષ, ખર, વિશદ, સૂક્ષ્મ અને સ્પર્શ-એ ગુણની પ્રધાનતાવાળાં દ્રવ્યો વાયવ્ય એટલે વાયુભૂતપ્રધાન છે; તેઓ રૂક્ષતા, ગ્લાનિ, ગતિ, વિશદતા તથા હલકાપણું કરનાર છે. મૃદુ, લઘુ, સૂક્ષ્મ, શ્લક્ષ્ણ અને શબ્દ–એ ગુણની પ્રધાનતાવાળાં દ્રવ્યો આકાશાત્મક છે; તેઓ મૃદુતા, સૌષિર્ય એટલે છિદ્રયુક્તતા અને લઘુતા કરનાર છે. ૧૧

**दरेक द्रव्यो औषधरूप छे—**

આ ઉપદેશ અનુસાર તે તે યુક્તિ અને તે તે પ્રયોજનને ઉદ્દેશીને જગતમાં એવું કોઈ પણ દ્રવ્ય નથી જે ઔષધરૂપ ન હોય. ૧૨

**द्रव्य-कर्म-वीर्य-अधिकरण-काल-उपाय-फळनां लक्षणो—**

વળી દ્રવ્યો કેવળ ગુણના પ્રભાવથી જ કર્મ કરવા શક્તિમાન થતાં નથી, કેમકે દ્રવ્યના પ્રભાવથી, ગુણના પ્રભાવથી તથા દ્રવ્ય અને ગુણ બન્નેના પ્રભાવથી, તે તે કાળે, તે તે સ્થાન પ્રાપ્ત કરીને, તે તે યુક્તિ અને તે તે પ્રયોજનને અનુલક્ષીને, દ્રવ્યો જે કરે છે તે કર્મ, જેના વડે કરે છે તે વીર્ય, જે સ્થાને કરે છે તે અધિકરણ, જ્યારે કરે છે તે કાળ, જે પ્રમાણે કરે છે તે ઉપાય અને જે સિદ્ધ કરે છે તે ફળ. ૧૩

**रस प्रमाणे द्रव्यना त्रेसठ भेद—**

દ્રવ્ય–દેશ અને કાલના પ્રભાવને લઈ એ દ્રવ્યોનો ત્રેસઠ પ્રકારના વિકલ્પવાળો ભેદ થાય છે. તેનો હવે ઉપદેશ કરશું. ૧૪

મધુર રસ, અમ્લ વગેરે રસો સાથે યોગ પામે છે અને અમ્લ વગેરે રસો, બાકીના રસો સાથે જુદા જુદા યોગ પામે છે, એ પ્રમાણે બે રસવાળાં એ દ્રવ્યો પંદર થાય છે. ૧૫

જુદા જુદા અમ્લ વગેરે રસોથી યુક્ત. મધુર-અમ્લ-લવણ અને કટુ રસનો બાકીના છુટા છુટા રસો સાથેનો યોગ થવાથી ત્રણ રસવાળાં દ્રવ્યો ગણતરી અનુસાર વીસ કહ્યાં છે. ૧૬

વળી ચાર રસના સમૂહવાળાં પંદર દ્રવ્યો કહેવામાં આવશે. સ્વાદુ અને અમ્લ બે રસ ભેગા મળી, લવણ

વગેરે જુદા જુદા રસના યોગને પામીને બાકીના રસો સાથે જુદા જુદા યોગ પામે છે ત્યારે ચાર રસવાળાં દ્રવ્યની સંખ્યા ૭ થાય છે. ૧૮

તે પ્રમાણે સ્વાદુ અને લવણ ભેગા મળી કટુ વગેરે સાથે જુદા જુદા યોગ પામીને બાકીના રસો સાથે જુદા જુદા યોગ પામે છે તેની સંખ્યા ત્રણ છે. એવી રીતે સ્વાદુ અને કટુનું સમજવું તે એક જ છે. સાથે મળેલા અમ્લ અને લવણ રસો, કટુ વગેરે જુદા જુદા રસથી જોડાઈ બાકીના રસ સાથે જુદો યોગ પામે છે તેની સંખ્યા ત્રણ છે. તે પ્રમાણે અમ્લ અને કટુ રસ બાકીના છુટા છુટા રસો સાથે યોગ પામે છે તે એક છે અને તિક્ત સહિત લવણ અને કટુ, કષાયની સાથે જોડાય છે તે પણ એક છે. આ પ્રમાણે કુલ પંદર થાય છે. ૧૯–૨૦½

વળી એક એક રસ છોડી દેવાથી પાંચ રસવાળાં દ્રવ્યો ૭ કહ્યાં છે અને એક રસવાળાં દ્રવ્ય ૭ છે અને ૭ રસવાળું એક છે. આ પ્રમાણે રસની સંખ્યા ત્રેસઠ થઈ તે બતાવી. ૨૨

रस और अनुरसनी कल्पनाथी द्रव्योना असंख्य भेद—

રસ અને અનુરસની કલ્પનાથી તે ત્રેસઠ પણ અસંખ્ય બને; તેમજ 'તર' અને 'તમ' લગાડવાથી રસો તે સંખ્યાને પણ ઉલ્લંઘી જાય છે. ૨૩

रसना भेद असंख्य होवा छतां चिकित्सा माटे त्रेसठ कल्पना—

રસનો વિચાર કરનારાઓએ તે બાબતમાં યોગ્યતા અનુસાર રસોના સત્તાવન સંયોગો અને ત્રેસઠ કલ્પનાઓ કલ્પ્યાં છે. ૨૪

रसना भेदमां युक्ति—

સિદ્ધિ ઇચ્છનાર વૈદ્યે, દોષ અને ઔષધ વગેરેનો વિચાર કરી, કયારેક એક રસ કલ્પવો અને કયારેક સંયુક્ત રસોની કલ્પના કરવી. ૨૫

ડાહ્યા વૈદ્યો બે રસવાળાં વગેરે દ્રવ્યો અને સંયુક્ત રસો અથવા રસોને એક એક કરી રોગો પ્રત્યે યોજના કરે છે. ૨૬

रसना भेदनुं कारण—

રસના ભેદ અને દોષના વિકલ્પોને જે જાણે છે તે, વિકારોના હેતુ–લક્ષણ અને શાન્તિમાં મૂંઝાતો નથી. ૨૭

रस अने अनुरसनुं लक्षण—

શુષ્ક કે આર્દ્ર દ્રવ્યની જીભની સાથેના સંબંધથી પ્રથમ જે પ્રતીતિ થાય છે તે રસ છે; એનાથી વિપરીત એટલે અસ્પષ્ટપણે જે પ્રતીત થાય તે અનુરસ. ખરેખર સાતમો રસ નથી. ૨૮

पर आदि गुणोनो निर्देश—

પરત્વ અને અપરત્વ, યુક્તિ, સંખ્યા, સંયોગ, વિભાગ પૃથક્ત્વ અને વળી પરિમાણ, સંસ્કાર અને અભ્યાસ–એ પરાદિક ગુણોને ચિકિત્સાની સિદ્ધિના ઉપાય જાણવા; તેઓને લક્ષણો અનુસાર કહી બતાવીએ છીએ. ૨૯, ૩૦

पर आदि गुणोनां लक्षणो—

દેશ-કાલ-વય-પરિમાણ-પાક-વીર્ય અને રસાદિકમાં પરત્વ અને અપરત્વ; અને બંધબેસતી યોજના તે યુક્તિ–જે યોજવામાં આવે છે તે. ૩૧

ગણિત તે સંખ્યા અને સાથે જોડાવું તેને સંયોગ કહેવામાં આવે છે. દ્રવ્યોનો તે સંયોગ દ્વન્દ્વકર્મજ, સર્વકર્મજ અને એકકર્મજ હોય છે તથા તે અનિત્યજ હોય છે. ૩૨

ભાગ પાડવા તે વિભાગ, વિયોગ કે ભાગનું ગ્રહણ અને સંયોગ ન હોવો, વિલક્ષણતા અથવા અનેકતા એ પૃથક્ત્વ છે. ૩૩

પરિમાણ એટલે વળી માપ અને સંસ્કારને કરણ એટલે કરવામાં આવતી ક્રિયા માનેલ છે. કોઈ બાબત ફરી ફરી કર્યા કરવી તે અભ્યાસ છે અને સતત ક્રિયા અને શીલન એ તેના પર્યાયો છે. ૩૪

આ પ્રમાણે પર વગેરે ગુણો પોતપોતાનાં લક્ષણો અનુસાર કહી દેખાડયા; જે જાણ્યા ન હોય તો ચિકિત્સા જોઈએ તેવી થતી નથી. ૩૫

द्रव्योना गुणो रसोथी जाणवा—

ગુણો ગુણોને આશ્રયે એમ મનાતું નથી; તેથી વૈદ્યે રસના ગુણોને દ્રવ્યના ગુણો જાણવા. તન્ત્રકર્તાના અભિપ્રાયો જુદા જુદા પ્રકારના હોય છે. ૩૬

प्रकरण आदि जाणीने अर्थ करवो—

એથી સંગતતા, દેશના ભેદ, કાલના ભેદ, તન્ત્રકર્તાના અભિપ્રાય અને ઉપાયો જાણી જઈને અર્થ ભાખવો. ૩૭

रसो पंचभूतमांथी ज जन्मे छे—

પંચભૂતથી ઉત્પન્ન થયેલા રસોને જેવી રીતે છ ગણેલા છે તે, રસોના છ વિભાગ અહીંથી આગળ કહીશ. ૩૮

અન્તરીક્ષમાં ઉત્પન્ન થયેલું જળ ખરેખર સૌમ્ય એટલે સોમના ગુણવાળું, સ્વભાવથી શીતલ, હલકું અને અવ્યક્ત રસવાળું હોય છે. અંતરીક્ષથી નીચે પડતું કે નીચે પડયા પછી પંચમહાભૂતના ગુણથી યુક્ત બનીને તે જલ જંગમ અને સ્થાવર ભૂતોની આકૃતિઓને તૃપ્ત કરે છે. તે આકૃતિઓમાં છ રસો વ્યક્ત થાય છે. ૩૯

जे भूतना गुण वधु होय ते प्रमाणे रसनी उत्पत्ति वधु थाय छे—

તે છ રસોમાં સોમ ગુણની અધિકતાથી મધુર રસ, પૃથ્વી અને અગ્નિની પ્રધાનતાથી અમ્લરસ, જલ અને અગ્નિની પ્રધાનતાથી લવણ રસ, વાયુ અને અગ્નિની પ્રધાનતાથી કટુક રસ, વાયુ અને આકાશના અધિકતાથી તિક્ત રસ, તથા પવન અને પૃથ્વીની પ્રધાનતાથી કષાય રસ બને છે. આમ જેવી રીતે મહાભૂતોનાં ઓછાં-અધિકના ભેદથી સ્થાવર અને જંગમ ભૂતોના વિવિધ પ્રકારના વર્ણ અને આકૃતિના ભેદો થાય છે તેની રીતે આ રસોનું ઓછાં-અધિકના ભેદથી છપણું યોગ્ય છે. અને કાળની છ ઋતુઓ હોવાથી મહાભૂતોનો ઓછાં-અધિકનો ભેદ થાય છે. ૪૦

भूतभेद प्रमाणे रसोना गुणो—

તેમાં વાયુના હલકાપણાંથી તથા ઉપર તરફની ગતિને લઈ અને અગ્નિની જ્વાલા ઊંચી જતી હોવાને લઈ અગ્નિ અને વાયુમય રસો ઘણુંખરું ઊર્ધ્વગતિવાળા હોય છે એટલે કે વમનાદિદ્વારા દોષોને ઊર્ધ્વમાર્ગે કાઢનાર છે. અને પૃથ્વીનાં ભારેપણાંથી તથા જલના નીચે વહેવાના સ્વભાવથી જલ અને પૃથ્વીમય રસો ઘણુંખરું નીચાણમાં જનારા હોય છે એટલે કે વિરેચનાદિકદ્વારા દોષોને અધોમાર્ગે કાઢનારા છે અને મિશ્રભૂતોવાળા વળી ઉપર નીચે બન્ને તરફ જનારા હોય છે એટલે ઊર્ધ્વમાર્ગે અને અધોમાર્ગે દોષોને કાઢનાર છે. ૪૧

छ रसोना एक एकना गुण तथा कर्मनुं कहेवुं—

તે છ રસોમાંના દરેકનાં આધારદ્રવ્ય અનુસાર ગુણ અને કર્મ કહીશું. ૪૨

मधुररसनां गुण-कर्म; अतियोगना दोषो—

તેમાં મધુર રસ શરીરને જન્મથી સાત્મ્ય હોવાથી રસ-રક્ત-માંસ-મેદ-હાડકાં-મજ્જા-ઓજસ અને વીર્યને વધારનાર, આયુષ્યવર્ધક, છ ઇન્દ્રિયો એટલે પાંચ જ્ઞાનેન્દ્રિય અને મનને પ્રસન્ન રાખનાર, બલ અને વર્ણ કરનાર, પિત્ત-ઝેર અને પવનનો નાશ કરનાર, તૃષા અને દાહ શાંત કરનાર, ત્વચા-કેશ-કંઠ અને બલને હિતકર, પ્રસન્ન રાખનાર, જીવનશક્તિદાતા, તર્પણ, બૃંહણ, સ્થિરતા-કરનાર, ઉરઃક્ષતને સંધાન કરનાર, નાક-મુખ-કંઠ-હોઠ અને જીભને ખુશ કરનાર, દાહ અને મૂર્ચ્છા શાંત કરનાર, ભમરા અને કીડીઓને સૌથી પ્રિય તથા સ્નિગ્ધ, શીત અને ભારે હોય છે. આ પ્રમાણેના ગુણવાળો હોવા છતાં તેને એકલાને જ વધારે પડતો ઉપયોગમાં લેવાથી તે સ્થૂલતા, કોમળતા, આળસ, અતિનિદ્રા, ભારેપણું, અન્નની અનિચ્છા, અગ્નિની મંદતા, મુખ અને કંઠનાં માંસની વૃદ્ધિ, શ્વાસ-ઉધરસ-સળેખમ-અલસક-શીતજ્વર-આનાહ-મુખની મધુરતા-ઉલટી-સંજ્ઞાનાશ-સ્વરભંગ-ગલગંડ-ગંડમાલા—શ્લીપદ—ગળાંનો સોજો—બસ્તિ-ધમની અને ગળાંમાં ઉપલેપ—નેત્રરોગ અને અભિષ્યન્દ તથા એવા એવા કફજન્ય વિકારોને ઉત્પન્ન કરે છે. (૧)

अम्लरसनां गुण-कर्म; अतियोगना दोषो—

અમ્લરસ અન્નમાં રુચિ કરાવે છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, દેહને પુષ્ટ કરે છે તથા સચેત બનાવે છે; મનને જાગૃત કરે છે, ઇન્દ્રિયોને મજબૂત બનાવે છે, બળ વધારે છે,

વાયુનું અનુલોમન કરે છે, હૃદયનું તર્પણ કરે છે, મુખને સ્રાવયુક્ત કરે છે, ખાધેલું નીચે ખેંચી જાય છે, ક્લેદયુક્ત કરે છે અને પચાવે છે, પ્રસન્નતા કરે છે, લઘુ છે, ઉષ્ણ છે અને સ્નિગ્ધ છે. આ પ્રમાણેના ગુણવાળો હોવા છતાં તેને એકલાને જ અતિશય ઉપયોગમાં લેવાથી તે દંતહર્ષ કરે છે, તૃષા ઉત્પન્ન કરે છે, આંખો મીંચાવી દે છે, રોમાંચ કરે છે, કફને પીગાળે છે, પિત્તને વધારે છે, રક્તને દૂષિત કરે છે, માંસમાં વિદાહ કરે છે, શરીરને શિથિલ કરે છે, ક્ષીણ-ક્ષતયુક્ત-દુબળાં અને નબળાંને સોજો લાવે છે, અને વળી આગ્નેય સ્વભાવને લઈ ક્ષત (ઘા લાગેલ)- અભિહત (ઝપાટો લાગેલ)- દષ્ટ (કરડ થયેલ)- દગ્ધ (બળેલ)- ભગ્ન (ભાંગી ગયેલ)- શૂન (સોજો આવેલ)- પ્રચ્યુત (સ્થાનથી ખસી ગયેલ)- અવમૂત્રિત (ઝેરી પ્રાણી મૂતરી ગયું હોય તેવું)- પરિસર્પિત (ઝેરી જીવડું ફરી ગયુ હોય તેવું)- મર્દિત (મર્દન પામેલ)- છિન્ન-ભિન્ન-વિશ્લિષ્ટ (છૂટું પડેલ)- ઉદ્વિદ્ધ (વીંધાયેલ) અને ઉત્પિષ્ટ (પીસાઈ ગયેલ) વગેરેને પકાવી દે છે તથા કંઠ-ઉર અને હૃદયમાં દાહ કરે છે. (૨)

लवण रसनां गुण-कर्म; अतियोगना दोषो—

લવણ રસ પાચન, ક્લેદન, અગ્નિદીપક, ચ્યાવન એટલે ખસેડનાર, છેદન, ભેદન, તીક્ષ્ણ, સર, વિકાસી, વિષ્યન્દી, અવકાશ કરનાર, વાતહર, જડતા-બન્ધ અને સંઘાતનો નાશ કરનાર, સર્વરસોનો દુશ્મન (ઢાંકી દેનારો), મુખને સ્રાવયુક્ત કરે છે, કફને વહાવે છે, માર્ગોનું શોધન કરે છે, શરીરના સર્વ અવયવોને કોમળ બનાવે છે, આહારમાં રુચિ ઉત્પન્ન કરે છે તથા આહારમાં યોજાતો, બહુ ભારે કે સ્નિગ્ધ નહિ તેવો અને ઉષ્ણ છે. આ પ્રમાણેના ગુણવાળો હોવા છતાં તેને એકલાને જ વધુ પડતો ઉપયોગમાં લેવાથી તે પિત્તને કોપાવે છે, રક્તનું દબાણ કરે છે, તૃષા કરે છે, મૂર્ચ્છા કરે છે, તપાવે છે, ફાડે છે, માંસને ઢીલું કરે છે, કોઢને ગાળી નાખે છે, ઝેર વધારે છે, સોજાઓને ફોડી નાખે છે, દાંતોને હલાવી નાંખે છે, પુરુષાતનને હાનિ કરે છે, ઇન્દ્રિયોને અશક્ત કરે છે, વળીયાં-પળિયાં અને ટાલ ઉત્પન્ન કરે છે અને વળી રક્તપિત્ત-અમ્લપિત્ત-વીસર્પ-વાતરક્ત-વિચર્ચિકા અને ઇન્દ્રલુપ્ત વગેરે રોગોને ઉત્પન્ન કરે છે. (૩)

कटु रसनां गुण-कर्म; अतियोगना दोषो—

કટુ રસ મુખ શુદ્ધ કરે છે, અગ્નિ પ્રદીપ્ત કરે છે, ખાધેલું સૂકાવે છે, નાકમાં સ્રાવ કરે છે, આંખોમાં પાણી લાવે છે, ઇન્દ્રિયોને ઉત્તેજન કરે છે, અલસક-સોજો-ઉપચય-ઉદર્દ-અભિષ્યન્દ-સ્નેહ-સ્વેદ-ક્લેદ અને મળોનો નાશ કરે છે, ભોજનમાં રુચિ કરે છે, ખજવાળનો નાશ કરે છે, વ્રણોને શિથિલ કરે છે, ક્રિમિઓને મારી નાખે છે, માંસનું લેખન કરે છે, રક્તના સમૂહને ભેદે છે; બન્ધોને છેદી નાખે છે, માર્ગોને ખુલ્લા કરે છે, કફનું શમન કરે છે અને લઘુ-ઉષ્ણ તથા રૂક્ષ છે. આ પ્રમાણેના ગુણવાળો હોવા છતાં તેને એકલાને જ વધુ પડતો ઉપયોગમાં લેવાથી વિપાકના પ્રભાવને લઈ તે પુરુષાતનને હાનિ કરે છે, રસ અને વીર્યના પ્રભાવથી મોહ-ગ્લાનિ-શિથિલતા-કૃશતા અને મૂર્ચ્છા કરે છે, નમાવી દે છે, બેચેન કરે છે, ભમાવે છે, કંઠમાં દાહ કરે છે, શરીરમાં તાપ પેદા કરે છે, બળ ઓછું કરે છે અને તૃષાને જન્માવે છે અને વળી વાયુ અને અગ્નિની પ્રધાનતાને લઈ ભ્રમ-દાહ-કંપ-તોદ અને ફાટ સાથે પગ-હાથ-પડખાં અને પીઠ વગેરેમાં વાયુજન્ય વિકારો ઉત્પન્ન કરે છે. (૪)

तिक्त रसनां गुण-कर्म; अतियोगना दोषो—

તિક્ત રસ પોતે અણગમતો હોવા છતાં અરુચિનો નાશ કરનાર, વિષહર, ક્રિમિનાશક, મૂર્ચ્છા-દાહ-ખજવાળ-કુષ્ઠ અને તૃષા શાંત કરનાર, ત્વચા અને માંસને સ્થિર કરનાર, જ્વરહર, દીપન, પાચન, ધાવણ શુદ્ધ કરનાર, લેખન, ક્લેદ-મેદ-વસા-મજ્જા-લસીકા-પરુ-સ્વેદ-મૂત્ર-મળ-પિત્ત અને કફનું શોષણ કરનાર તથા રૂક્ષ-શીત અને લઘુ છે આ પ્રમાણેના ગુણવાળો હોવા છતાં તેને એકલાને જ વધુ પડતો ઉપયોગમાં લેવાથી રૂક્ષતાને લઈ તથા ખર અને વિશદ સ્વભાવને લઈ રસ-રક્ત-માંસ-મેદ-હાડકાં-મજ્જા અને શુક્રનું શોષણ કરે છે, સ્રોતોની ખરતા ઉત્પન્ન કરે છે, બળ હરી લે છે, કૃશતા કરે છે, ગ્લાનિ-મોહ અને ભ્રમ કરે છે, મોઢાંને સૂકાવે છે અને બીજા વાતવિકારોને ઉત્પન્ન કરે છે. (૫)

कषायरसनां गुण-कर्म; अतियोगना दोषो—

કષાય રસ સંશમન કરનાર, સંગ્રાહી, સન્ધાન કરનાર, પીડન, રૂઝવનાર, શોષક, સ્તંભક, કફ-રકત અને પિત્તને શાંત કરનાર, શરીરના કલેદને ચૂસી લેનાર તથા રૂક્ષ-શીત અને અલઘુ છે. આ પ્રમાણેના ગુણવાળો હોવા છતાં તેને એકલાને જ વધુ પડતો ઉપયોગમાં લેવાથી મુખને સૂકાવે છે, હૃદયને પીડા કરે છે, ઉદરમાં આધ્માન કરે છે, વાણીનો નિગ્રહ કરે છે. સ્રોતોને બંધ કરે છે, ઈંટોડી રંગ કરી દે છે, પુરુષાતનને હાનિ કરે છે, વિષ્ટંભ થયા પછી પચે છે, વાત-મૂત્ર-મળ અને વીર્યને રોકી રાખે છે, કૃશતા-ગ્લાનિ-તૃષા અને જડતા કરે છે તથા ખર-વિશદ અને રૂક્ષપણાંને લઈ પક્ષવધ-મન્યા વગેરેનો ગ્રહ-અપતાનક અને અર્દિત વગેરે વાતવિકારોને ઉત્પન્ન કરે છે. ૪૩

मात्रामां तथा असात्रामां उपयोगसां आवता रसोना गुणदोषो—

આ પ્રમાણે આ છ રસો જુદા જુદા કે એકત્ર કરીને માપસર બરાબર ઉપયોગમાં લેવાથી સર્વ પ્રાણી-માત્રનો ઉપકાર કરવા સમર્થ બને છે; એથી વિપરીત-પણે ઉપયોગમાં લેવાથી વળી અપકાર કરનારા બને છે. માટે વિદ્વાન મનુષ્યે તેઓને ઉપકારને માટે જ પ્રમાણસર બરાબર ઉપયોગમાં લેવા જોઈએ. ૪૪

रसद्वारा द्रव्यनां वीर्यनो उपदेश—

એ બાબતમાં શ્લોકો છે—

જે દ્રવ્ય રસ અને વિપાકમાં મધુર છે તે વીર્યમાં શીત છે. રસ અને વિપાક બન્નેમાં જે અમ્લ છે તે ઉષ્ણ છે. અને રસ તથા વિપાક બન્નેમાં જે કટુક છે તે પણ ઉષ્ણ છે. ૪૫

કેવળ રસના જ ઉપદેશથી તેઓનો ગુણસમૂહ નિર્દેશ કરવા યોગ્ય છે; અને વીર્યમાં તથા વિપાકમાં વિરુદ્ધ હોય તેઓના ગુણસમૂહનો ઉપદેશ આપવામાં આવશે. ૪૬

જેવી રીતે દૂધ, જેવી રીતે ઘી અથવા જેવી રીતે ચવક અને ચિત્રો; એ જ પ્રમાણે એવાં એવાં બીજાં દ્રવ્યોને વૈદ્યે રસથી સમજી લેવાં જોઈએ. ૪૭

रसना उपदेशथी द्रव्यनां वीर्यनो उपदेश—

કોઈ મધુર રસવાળું દ્રવ્ય ઉષ્ણવીર્ય પણ હોય અને કોઈ કષાય કે તિક્તરસવાળું દ્રવ્ય પણ ઉષ્ણવીર્ય હોય; જેમકે જલજ અને આનૂપ પશુપક્ષીઓનું માંસ અને બિલ્વાદિ પંચમૂલ. ૪૮

रसना उपदेशथी ज द्रव्योना गुण कहेवा ते अयोग्य छे—

સૈન્ધવ, લવણ હોવા છતાં પણ, ઉષ્ણવીર્ય નથી. તે પ્રમાણે આમળાં, અમ્લરસવાળાં હોવા છતાં પણ, ઉષ્ણવીર્ય નથી અને આકડો-અગર અને ગળો, તિક્ત રસવાળાં હોવા છતાં પણ, ઉષ્ણવીર્ય છે. ૪૯

કોઈ અમ્લ દ્રવ્ય સંગ્રાહી હોય છે અને કોઈ ભેદક હોય છે. જેમ કોઠું સંગ્રાહી છે અને આમળું ભેદક છે. ૫૦

કટુ દ્રવ્યને અવૃષ્ય કહેવામાં આવે છે પણ પીપર અને સૂંઠ, કટુરસવાળાં હોવા છતાં પણ, વૃષ્ય છે. કષાય દ્રવ્ય સ્તંભન અને શીત હોય છે પણ, હરડે, કષાય રસ-વાળી હોવા છતાં પણ, એથી ઉલટી વિરેચક અને ઉષ્ણ છે. ૫૧

માટે રસના ઉપદેશથી સર્વ દ્રવ્યને ભાખવાં નહિ. સમાનરસવાળાં હોવા છતાં જુદાં જુદાં દ્રવ્યમાં આ પ્રમાણે ગુણનો ભેદ દેખાયો છે. ૫૨

वीर्य करतां रसोनी अल्पता–मध्यमता तथा श्रेष्ठता—

રૂક્ષ રસોમાં કષાયરસ રૂક્ષતામાં સૌથી ચઢી જાય છે, કટુરસ મધ્યમ છે અને તિક્તરસ ઊતરતી કોટીનો છે. તે પ્રમાણે ઉષ્ણરસોમાં લવણરસ ઉષ્ણતામાં સૌથી ચઢિઆતો છે, અમ્લરસ મધ્યમ છે અને કટુક-રસ છેલ્લી પંક્તિનો છે. સ્નિગ્ધ રસોમાં મધુરરસ સ્નિગ્ધતામાં સૌથી ચઢિઆતો છે, અમ્લરસ મધ્યમ છે અને લવણ-રસ છેલ્લી કોટીનો કહેવાય છે. ૫૩, ૫૪

શીતતામાં કષાય–સ્વાદુ અને તિક્તરસ અનક્રમે મધ્યમ, ઉચ્ચ કોટીના અને ઊતરતી કોટીના છે. ભારે-પણામાં મધુરરસ સૌથી ચઢિઆતો, કષાય મધ્યમ અને લવણરસ ઊતરતી કોટીનો છે. ૫૫

લઘુતામાં અમ્લથી કટુ અને કટુથી તિક્ત ઉત્તરોત્તર ચઢિયાતો છે. કેટલાક આચાર્યો લવણ રસને લઘુઓમાં છેલ્લી પંક્તિનો માને છે. પણ ગુરુતામાં અને લઘુતામાં બન્નેયમાં તે છેલ્લી પંક્તિનો જ છે. હવે અહીંથી આગળ વિપાકનું લક્ષણ કહેવામાં આવશે. ૫૬, ૫૭

રસોના વિપાકો—

કટુ-તિક્ત અને કષાય રસનો વિપાક ઘણુંખરું કટુ હોય છે, અમ્લનો અમ્લ અને મધુર તથા લવણ રસનો વિપાક મધુર હોય છે. ૫૮

મધુરાદિ વિપાકોનાં કાર્યો—

મધુર-લવણ અને અમ્લ એ ત્રણે રસો સ્નિગ્ધ હોવાથી વાત-મૂત્ર અને મળના વિસર્જનમાં ઘણુંખરું સુખકર માન્યા છે. ૫૯

પણ કટુ-તિક્ત અને કષાય એ ત્રણે રસો રૂક્ષ હોવાથી વાત-મળ-મૂત્ર અને વીર્યના વિસર્જનમાં તેઓ દુઃખદાયક જોવામાં આવે છે. ૬૦

કટુવિપાક વીર્યનાશક, મળ અને મૂત્રને રોકનાર તથા વાતવર્ધક છે. અને મધુરવિપાક મળ અને મૂત્રનું વિસર્જન કરનાર તથા કફ અને વીર્યવર્ધક છે. ૬૧

અમ્લવિપાક પિત્ત કરનાર, મળ અને મૂત્રનું વિસર્જન કરનાર તથા વીર્યનાશક છે. તેઓમાંથી મધુર વિપાક ગુરુ છે અને કટુક તથા અમ્લ એથી વિપરીત એટલે કે લઘુ છે. ૬૨

દ્રવ્યના ગુણના વિશેષ કરતાં વિપાકની અલ્પતા-મધ્યતા-શ્રેષ્ઠતા

દરેક દ્રવ્યના ગુણના તારતમ્યથી વિપાકનાં લક્ષણની અલ્પતા-મધ્યતા અને અધિકતાને ત્યાં ત્યાં જોવી જોઈએ. ૬૩

વીર્યના ભેદો તથા લક્ષણો—

કેટલાક આચાર્યો વીર્યને મૃદુ-તીક્ષ્ણ, ગુરુ-લઘુ, સ્નિગ્ધ-રૂક્ષ, ઉષ્ણ અને શીતલ એમ આઠ પ્રકારનું માને છે; ત્યારે કેટલાક બે પ્રકારનું માને છે-શીત અને ઉષ્ણ. જેના વડે જે ક્રિયા કરવામાં આવે છે તે વીર્ય. વીર્ય-રહિત કાંઈ કરી શકતું નથી. સર્વ ક્રિયા વીર્યદ્વારા થાય છે. ૬૪,૬૫

દ્રવ્યોનો જીભની સાથે સંયોગ થવાથી રસ જાણી શકાય છે; વિપાક શરીરમાં કર્મનાં અંતિમ પરિણામથી જાણી શકાય છે; અને શરીરમાં જ્યાં સુધી રહે ત્યાં સુધી તેની ક્રિયાથી તથા શરીર સાથેના સંયોગથી વીર્ય જાણી શકાય છે. ૬૬

પ્રભાવનું લક્ષણ—

જે દ્રવ્યમાં રસ-વીર્ય અને વિપાકની સમાનતા દેખાય પણ કર્મમાં ભિન્નતા હોય તો તે તેનો પ્રભાવ જાણવો. ૬૭

પ્રભાવનાં ઉદાહરણો—

ચિત્રો કટુરસવાળો, વિપાકમાં કટુ અને વીર્યમાં ઉષ્ણ છે; દંતી પણ રસ, વિપાક અને વીર્યમાં તેવીજ હોવા છતાં પ્રભાવને લઈ વિરેચન કરે છે. ૬૮

ઝેરને જે ઝેરનાશક કહ્યું છે તેમાં પ્રભાવ કારણ-રૂપ છે અને ઊર્ધ્વભાગહર અને અધોભાગહર જે કર્મ છે તે પ્રભાવની શક્તિથી થયેલું હોય છે. ૬૯

ધારણ કરવા લાયક મણિઓનુ વિવિધ પ્રકારનું કર્મ છે તે તેઓના પ્રભાવે કરેલું હોય છે. જે પ્રભાવને અચિન્ત્ય કહેવામાં આવે છે. ૭૦

આ પ્રમાણે વિપાક, વીર્ય અને પ્રભાવને બરાબર સમજાવ્યાં. કોઈક દ્રવ્ય કામ રસથી કરે છે, બીજું વીર્યથી કરે છે અને કોઈક ગુણથી, તો કોઈક વિપાકથી અને કોઈક પ્રભાવથી કરે છે. ૭૧ૢ

રસાદિકનાં બળની સમાનતામાં વિપાક રસને, વીર્ય તે રસ અને વિપાક બન્નેને અને પ્રભાવ રસ, વીર્ય અને વિપાક ત્રણેયને પરાસ્ત કરે છે. આ પ્રમાણે કુદરતી બળ હોય છે. ૭૨ૢ

છ રસોનું વિજ્ઞાન—

અહીંથી આગળ હવે છ રસના વિજ્ઞાનનો ઉપદેશ કરશું. ૭૩

સ્નિગ્ધતા, તૃપ્તિ, આનંદ અને મૃદુતાથી મધુર રસ જાણી શકાય છે અને મુખમાં રહેલો મધુર રસ મુખને વ્યાપ્ત કરીને જાણે કે લીપી દેતો હોય તેમ જણાય છે. ૭૪

ખાંતા વેંતજ દન્તહર્ષથી, મુખના સાવથી, પરસેવો આવવાથી, સ્વાદ જાગૃત કરવાથી અને મુખ તથા કંઠના વિદાહથી અમ્લ રસ જાણવો. ૭૫

મોઢાંમાં જલદી ઓગળી જઈને જે ક્લેદ, વિષ્યન્દ અને મૃદુતા કરે તથા મુખનો વિદાહ કરે તેને લવણ રસ જાણવો. ૭૬

સ્પર્શથી જે જીભને ઉદ્વેગ કરાવે, સોયો ભોંક્યા જેવી પીડા કરે અને મુખ-નાક તથા આંખમાં વિદાહ કરીને સ્રાવ ઉત્પન્ન કરે તે કટુ રસ સમજવો. ૭૭

જીભનો સ્પર્શ થતાં જે જીભને જડ કરી દે અને ગમતો નથી તે, મુખની વિશદતા-શોષ અને હર્ષ કરનાર તિક્ત રસ સમજવો. ૭૮

જે રસ વિશદતા, સ્તંભ અને જડતાથી જીભને યુક્ત કરે અને જે જાણે કે કંઠને રુંધી નાખતો હોય એવો તથા વિકાસી પણ છે તે કષાય રસ જાણવો. ૭૯

विरोधी आहारविकारोनुं टुंकमां लक्षण—

આ પ્રમાણે કહી ચૂકેલ ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'ભગવન, દ્રવ્યોનાં ગુણ અને કર્મના વિષયમાં આપનું સંપત્તિથી યુક્ત એ સત્ય વચન બરાબર સાંભળ્યું; પરંતુ વિરોધી આહારદ્રવ્યોનું લક્ષણ જરા વિસ્તારથી કહેવાતું સાંભળવાને અમે ઇચ્છીએ છીએ. ૮૦

ત્યારે ભગવાન આત્રેયે તેને કહ્યું, 'દેહના ધાતુઓથી વિપરીત ગુણવાળાં દ્રવ્યો, દેહના ધાતુઓ સાથે વિરોધ પામે છે. કેટલાંક દ્રવ્યો પરસ્પર ગુણમાં વિરુદ્ધ હોય છે; ત્યારે કેટલાંક સંયોગથી, બીજાં સંસ્કારથી, અન્ય દેશ-કાલ અને માત્રાથી તથા બીજાં સ્વભાવથી વિરોધી હોય છે. ૮૧

केटलाक विरोधी आहारोनो युक्तिपूर्वक उपदेश—

તેમાં જેઓનો આહારને ઉદ્દેશીને ખૂબ ઉપયોગ થાય છે તેઓના વિરોધવાળા એક ભાગને અનુલક્ષીને ઉપદેશ કરશું. માછલાં દૂધ સાથે ખાવાં ન જોઈએ; કારણ કે એ બન્ને મધુર વિપાકવાળાં છે, બહુ અભિષ્યન્દી છે; પણ એક શીત અને બીજુ ઉષ્ણ હોવાથી વિરુદ્ધવીર્યવાળાં છે; અને વિરુદ્ધવીર્યવાળાં હોવાથી રક્તને દૂષિત કરે છે અને બહુ અભિષ્યન્દી હોવાથી સ્રોતોના માર્ગનું રુંધન કરે છે. ૮૨

આત્રેયનું તે વચન સાંભળ્યા પછી ભદ્રકાપ્યે અગ્નિવેશને કહ્યું, 'એક ચિલિચિમ મત્સ્ય સિવાય બધાંય મત્સ્યો દૂધ સાથે ખાઈ શકાય. તે વળી ભીંગડાંવાળું, લાલ નેત્રવાળું, ચારે કોર લાલ રેખાઓવાળું, રોહિત મત્સ્યના આકારનું હોય છે અને ઘણુંખરું પૃથ્વી પર ફરે છે. જો માણસ તેને દૂધ સાથે ખાય તો નક્કી રક્તજન્ય કે વિબન્ધજન્ય રોગોમાંના એકને અથવા મરણને પ્રાપ્ત કરે.' ૮૩

ત્યારે ભગવાન આત્રેયે કહ્યું, 'નહિ, બધાંય મત્સ્ય દૂધ સાથે ખાવાં ન જોઈએ અને ચિલિચિમ તો ખાસ કરીને ન ખાવું જોઈએ; કારણ કે તે અતિશય અભિષ્યન્દી હોવાને લઈ અતિ સ્પષ્ટ લક્ષણવાળા એ રોગોને જન્માવે છે અને આમવિષને ઉત્પન્ન કરે છે; અથવા ગ્રામ્ય-આનૂપ અને ઔદક પશુપક્ષીઓનાં માંસોને મધ-તલ-ગોળ-દૂધ-અડદ-મૂળા-કમલનાલ અને અંકુરિત અનાજ સાથે એકત્ર કરીને ખાવાં નહિ, કારણ કે તેને લઈને બહેરાપણું, આંધળાપણું, કંપ, જડતા, બોબડાપણું અને ગૂંગણાપણું થાય છે અથવા તો મરણ પામે છે. સરસીઆ તેલમાં વઘારેલ પુષ્કરનું કે રોહિણીનું શાક અથવા કબુતર મધ અને દૂધ સાથે ખાવાં નહિ, કારણ કે તેને લઈ રક્તનો અભિષ્યન્દ ધમનીઓનું ફૂલી જવું, અપસ્માર, શંખક, ગલગંડ અને રોહિણી-એઓમાંના એક વ્યાધિને પામે છે અથવા તો મરણ પામે છે. મૂળા-લસણ-સરગવાનાં બીજ-રાનતુલસી સુમુખ અને સુરસા વગેરે ખાઈને દૂધનું સેવન ન કરવું. નહિતર કુષ્ઠની પીડાનો ભય રહે છે. જાતુકશાક કે પાકેલું નિકુચ મધ અને દૂધની સાથે ઉપયોગમાં લેવાં નહિ. કારણ કે એનાથી મરણ અથવા બલ-વર્ણ-તેજ અને વીર્યને હાનિ અને મોટો રોગ તથા નપુંસકતા થાય છે. તેજ પાકેલું નિકુચ વિરોધી હોવાથી અડદની દાળ-ગોળ અને ઘીની સાથે ઉપયોગમાં લેવું નહિ. તેજ પ્રમાણે આંબો, અંબાડો, ચકોતરું, નિકુચ કરમદાં, કેળાં, મોટાં લીંબુ, બોર, કોસુંબ, કરંબલ, જાંબુ, કોઠ આંબલી, જામફળ, અખરોટ, ફણસ, દાડમ અને આંબળાં તથા એવા પ્રકારનાં બીજાં દ્રવ્યો અને પ્રવાહી કે અપ્રવાહી બધાં ખાટાં દ્રવ્યો દૂધથી વિરુદ્ધ છે. તે પ્રમાણે કાંગ, વનક, મઠ, કળથી, અડદ અને વાલ દૂધથી

વિરુદ્ધ છે. કુસુંબાનું શાક-સાકરનું મદ્ય-મૈરેય અને મધ સાથે ઉપયોગમાં લેવાથી વિરુદ્ધ થાય છે અને વાયુને અતિશય કુપિત કરે છે. સરસીયા તેલમાં હારિદ્રક નામનું પક્ષી વિરુદ્ધ છે, અને પિત્તને અતિશય કુપિત કરે છે. મન્થનાં અનુપાનવાળો દૂધપાક વિરુદ્ધ છે અને કફને અતિશય કુપિત કરે છે. તલના કલ્ક સાથે સિદ્ધ કરેલ પોઈ અતીસારનું કારણ છે. બગલો વારુણી મદિરા સાથે અને કુલ્માષો સાથે પણ વિરુધ્ધ છે અને તે જ જો સૂવરની વસામાં તળી હોય તો તરત જ પ્રાણ હરે છે. એરંડાની લાકડીમાં પરોવેલું અને એરંડાના અગ્નિમાં ભુંજેલું તથા એરંડતેલયુક્ત મોરનું માંસ તરતજ મરણ નિપજાવે છે. હળદરવાની લાકડીમાં પરોવેલું અને હળદરવાના અગ્નિમાં ભુંજેલું હારિદ્રક પક્ષીનું માંસ તરતજ મૃત્યુ કરે છે. અને રાખ કે ધૂળથી મલિન થયેલું હારિદ્રક પક્ષીનું તે માંસ મધ સાથે લેવાથી તરત મોત કરે છે. માછલાંની વસામાં સિદ્ધ કરેલ પીપર તથા પીલુડી અને મધ મરણ કરનાર છે. ઊનું થયેલું મધ અને ગરમીથી પીડાયેલાએ મધ ખાવું એ પ્રાણહર છે. સમાન ભાગે લીધેલાં મધ અને ઘી, સમ પ્રમાણમાં મધ અને અંતરીક્ષનું જળ, મધ અને કમળકાકડી, મધ પીને માથે ઊનું પાણી, ભિલામો અને ગરમ પાણી, છાશમાં સિદ્ધ કરેલ કંપીલો, વાસી થઈ ગયેલ પીલુડી અને અંગારા પર શૂળથી શેકેલ ભાસ પક્ષી વિરુદ્ધ છે. આ પ્રમાણે પ્રશ્ન અનુસાર આ કહી બતાવ્યું. ૮૪

અહિત આહારનું લક્ષણ—

એ બાબતમાં શ્લોકો છે—

જે કોઈ આહારની ચીજ, દોષોનું સ્રાવણ કરી, તેને શરીરમાંથી બહાર ન કાઢે તે સર્વ અહિત કરનાર બને છે. ૮૫

વળી જે દેશ-કાળ-અગ્નિ-માત્રા-સાત્મ્ય-વાયુ વગેરે દોષ-સંસ્કાર-વીર્ય-કોઠો-અવસ્થા-ક્રમ-પરિવાર-ઉપચાર-પાક-સંયોગ-હૃદય-સંપદ અને વિધિથી જે વિરુદ્ધ છે તે હિતકારક નથી. ૮૬, ૮૭

દેશ અનુસાર વિરુદ્ધ-જાંગલ કે મારુદેશમાં રૂક્ષ અને તીક્ષ્ણ વગેરે અને આનૂપમાં જે સ્નિગ્ધ અને શીત વગેરે ઔષધનું સેવન કરવામાં આવે તે દેશથી વિરુદ્ધ છે. ૮૮

કાળ અનુસાર પણ વિરુદ્ધ-શીતકાળમાં શીત-રૂક્ષ વગેરેનું સેવન અને ઉષ્ણકાળમાં કટુ અને ઉષ્ણ વગેરેનું સેવન એ કાળથી વિરુદ્ધ છે. ૮૯

તે પ્રમાણે ચાર પ્રકારના અગ્નિમાં વિરુદ્ધ અન્ન-પાન એ અગ્નિવિરુદ્ધ છે અને સમ પ્રમાણમાં પીધેલાં મધ અને ઘી માત્રા અનુસાર વિરુદ્ધ છે. ૯૦

જેને કટુ ઉષ્ણ વગેરે સાત્મ્ય હોય તેને મધુર અને શીતરસ વગેરેનું જે સેવન તે સાત્મ્યવિરુદ્ધ છે અને દોષના સમાનગુણવાળાં અન્ન અને ઔષધોનો અભ્યાસ અને ક્રિયા વાતાદિદોષવિરુદ્ધ છે. ૯૧, ૯૨

જેવી રીતે એરંડાની લાકડીમાં પરોવેલું મોરનું માંસ વિષ જેવું થઈ જાય છે તેવી રીતે જે ખાવાનો પદાર્થ વિષ જેવો થઈ જાય તે સંસ્કારવિરુદ્ધ છે, વીર્યમાં જે શીતલ છે તેને ઉષ્ણવીર્યવાળા દ્રવ્ય સાથે યોજીને સેવવામાં આવે તો તે વીર્યવિરુદ્ધ જાણવું. ૯૩½

ક્રૂર કોઠાવાળાને અતિ અલ્પ-મન્દવીર્યવાળું અને ભેદન ન કરે તેવું અન્નપાન અને કોમળ કોઠા-વાળાને ભારે, ભેદન કરનારું અને બહુ પ્રમાણમાં અન્નપાન એ કોષ્ઠવિરુદ્ધ છે. શ્રમ-મૈથુન અને વ્યાયામ સતત કરનારને વાયુકોપક ભોજન અને નિદ્રાથી આળસ-વાળા અને આળસુ પુરુષને કફકોપક ભોજન એ અવસ્થાવિરુદ્ધ છે. ૯૬

મળ અને મૂત્રનો ત્યાગ કર્યા વગર અને ભૂખ લાગ્યા વગર જે ખાય છે તથા અતિભૂખ લાગતાં જે ખાય નહિ તે ક્રમવિરુદ્ધ છે. ૯૭

વરાહ વગેરેનાં માંસનું સેવન કરી ઉષ્ણ પદાર્થનું સેવન કરે તે પરિહારવિરુદ્ધ અને ઘી વગેરે પીને શીતળ પદાર્થનું સેવન કરે તે ઉપચારવિરુદ્ધ છે. ૯૮

દૂષિત અને ખરાબ લાકડાંથી સિદ્ધ કરેલું, અપક્વ ચોખા વગેરે-અતિશય પાકેલું કે દાઝી ગયેલું જે હોય તે પાકવિરુદ્ધ છે. અને દૂધની સાથે ખટાશ તે સંયોગ-વિરુદ્ધ છે. ૯૯

જે મનને રુચતું નથી તે હૃદયથી વિરુદ્ધ કહેવાય છે. અને જે દ્રવ્યોમાં સંપૂર્ણ રસ ઉત્પન્ન નથી થયો, જેનો રસ ચાલ્યો ગયો છે અથવા તો જેનો રસ બગડી ગયો છે તેને સંપદવિરુદ્ધ જાણવું. તથા એકાંતમાં જે ખાવામાં નથી આવતું તે વિધિવિરુદ્ધ જાણવું. ઉપર લખેલા બધા પ્રકારે તે અન્નનો ઉપયોગ લેવામાં આવે તો તે વિરુદ્ધ થાય. ૧૦૧

વિરુદ્ધ આહારથી થતા રોગો—

વિરુદ્ધ અન્નને નપુંસકતા-અંધાપો-વીસર્પ-જલોદર-વિસ્ફોટક-ઉન્માદ-ભગંદર-મૂર્છા-મદ-આધ્માન-ગલગ્રહ-પાંડુ-રોગ અને આમવિષ-કિલાસ-કુષ્ઠ-ગ્રહણીરોગો-શોથ-અમ્લ-પિત્ત-જ્વર-સળેખમ-સન્તાનદોષ અને મૃત્યુનું યે કારણ કહે છે. ૧૦૨, ૧૦૩

વિરુદ્ધ આહારથી થતા રોગોનો પ્રતિકાર—

આ અને વિરુદ્ધતાના કારણે ઉત્પન્ન થયેલા બીજા વ્યાધિઓના પ્રતિકારરૂપે આ ઉપાયો લેવા જોઈએ. જેમકે-વમન અને વિરેચન તથા તે નપુંસકતા વગેરેનાં વિરોધી દ્રવ્યોનો સંશમન માટે ઉપયોગ, અને તેવી જાતના એટલે વિરુદ્ધતાથી ઉત્પન્ન થનાર દોષોનાં વિરોધી દ્રવ્યોથી શરીરનું પહેલેથી જ ઘડતર. ૧૦૪

કેટલીક વાર વિરોધી વસ્તુ વિફળ જાય છે તેનું કારણ—

એ બાબતમાં બે શ્લોક છે—

વિરેચન, વમન, સંશમન અને પહેલેથી જ હિતકર વસ્તુઓનું સેવન એ સર્વ વિરુદ્ધખાનપાનથી થયેલા રોગોને હણે છે. ૧૦૫

સાત્મ્યથી અથવા અલ્પ માત્રાથી, પ્રદીપ્ત અગ્નિ-વાળાને, યુવાનને અને સ્નિગ્ધ–વ્યાયામ કરનાર અને બલવાન મનુષ્યને વિરુદ્ધ અન્નપાન વિફળ જાય છે. ૧૦૬

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો-

રસના નિશ્ચયમાં મહર્ષિઓની જે જે માન્યતા હતી, ગુણ અને કર્મ સાથે દ્રવ્યો, રસને આશ્રયે દ્રવ્યોની સંખ્યા, રસની સંખ્યાનું કારણ, રસ અને અનુરસનું લક્ષણ, પર વગેરે ગુણોનાં જુદાં જુદાં લક્ષણ, જે કારણે પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલા રસો છ છે, જે ગુણની અધિકતાથી રસો ઊર્ધ્વગામી અને અનુલોમક થાય છે, છ રસોનાં છ પણામાં વિભાગોસહિત ભેદ, દ્રવ્યોના ગુણ અને કર્મના વિષયમાં ઉદ્દેશ અને અપવાદ, ગુરુતા વગેરેમાં રસોની અધિકતા-હીનતા અને મધ્યમતા, પાક અને પ્રભાવનું લક્ષણ, વીર્યની સંખ્યાનો નિશ્ચય, ચાખ-વામાં આવતા છયે રસોનું જે પોતાનું લક્ષણ, જે જે દ્રવ્ય જે જે કારણે જેનાથી વિરુદ્ધ હોય છે અને જે વિકાર કરનારું હોય છે, વિરુદ્ધતાને કારણે થયેલા વ્યાધિઓનું જે ઔષધ છે–તે સઘળું 'આત્રેયભદ્રકાપ્યીય' અધ્યાયમાં મુનિએ કહી દેખાડયું છે. ૧૦૭–૧૧૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'આત્રેયભદ્રકાપ્યીય' નામક છવ્વીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૬

---

## સત્તાવીસમો અધ્યાય

### અન્નપાનવિધિ અધ્યાય

અન્નપાનવિધિ અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'અન્નપાનવિધિ' અધ્યાયનું વ્યાખ્યાન કરશું," આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

વિધિવિહિત અન્નપાનથી પ્રાણીના પ્રાણો છે—

મનગમતાં અને હિતકર વર્ણ-ગન્ધ-રસ અને સ્પર્શ-વાળાં તથા વિધિ પ્રમાણે બનાવેલાં અન્નપાનને કુશળ મનુષ્યો પ્રાણી કહેવાતાં પ્રાણીઓના પ્રાણ કહે છે; કારણ કે તેનું ફળ પ્રત્યક્ષ દેખાય છે. તે અન્નપાનરૂપી બળતણથી અંદરનો અગ્નિ ટકી રહે છે, તે મનને પ્રબળ કરે છે અને કહ્યા પ્રમાણેની વિધિથી તેનું સેવન કરવાથી તે શરીરના ધાતુઓનો સંઘાત કરનાર તથા બલ-વર્ણ અને ઇન્દ્રિયોની પ્રસન્નતા કરનાર છે; વિપરીત હોય તો અહિત કરનાર બને છે. ૩

पाणी वगेरे केटलांक द्रव्योना स्वाभाविक गुणो—

તેથી હે અગ્નિવેશ! હિતકર અને અહિતકર જાણવા માટે અન્નપાનની વિધિનો સંપૂર્ણપણે ઉપદેશ કરશું. તેમાં સ્વભાવને લઈ જલ ક્લેદ કરે છે, લવણ કફ વગેરેને પાતળા કરે છે, ક્ષાર પાચન કરે છે, મધ સંધાન કરે છે, ઘી સ્નેહન કરે છે, દૂધ જીવન દે છે, માંસ બૃંહણ કરે છે, માંસરસ તૃપ્તિ કરે છે, સુરા માંસાદિકને જર્જરિત કરે છે, શીધુ કૃશતા કરે છે, દ્રાક્ષાસવ અગ્નિ-દીપન કરે છે, ફાણિત દોષોને એકત્ર કરે છે, દહીં સોજો ઉત્પન્ન કરે છે, પિણ્યાક શાક ગ્લાનિ કરે છે, અડદની રાંધેલી દાળ પુષ્કળ અંદરનો મળ કરે છે, ક્ષાર દ્રષ્ટિનો અને વીર્યનો નાશ કરનાર છે, દાડમ અને આમળાં સિવાય બધી ખાટી ચીજો ઘણુંખરું પિત્ત કરનાર છે, મધ અને જૂનાં શાલિચોખા–સાઠીચોખા–જવ અને ઘઉં સિવાય મધુર દ્રવ્ય ઘણુંખરું કફ કરનાર છે, નેતર–ગળો અને પરવળનાં પાન સિવાય તિક્ત દ્રવ્યો ઘણુંખરું વાત કરનાર અને અવૃષ્ય છે અને પીપર તથા સૂંઠ સિવાય કટુ દ્રવ્ય ઘણુંખરું વાતકારક અને અવૃષ્ય છે. ૪

वर्गसंग्रहथी द्रव्योना गुणोनो निर्देश—

હવે અહીંથી આગળ વર્ગસંગ્રહ કરીને આહારનાં દ્રવ્યોની વ્યાખ્યા કરશું. ૫

શૂકધાન્ય, શમીધાન્ય, માંસવર્ગ, શાકવર્ગ, ફલવર્ગ, હરિતવર્ગ, મદ્યવર્ગ, જલવર્ગ, ગોરસવર્ગ, અને ઇક્ષુ-વિકારવર્ગ એ દશ વર્ગ અને બે બીજા વર્ગ–કૃતાન્નવર્ગ અને આહારયોગીવર્ગ– તેઓને રસ-વીર્ય-વિપાક અને પ્રભાવ અનુસાર કહીએ છીએ. ૬, ૭

હવે પ્રથમ શૂકધાન્ય વર્ગ—

शालिना सामान्य गुणो—

લાલ ચોખા, મહાશાલિ, કલમ, શકુનાહત, તૂર્ણક, દીર્ઘશૂક, ગૌર, પાંડુક, લાંગુલ, સુગન્ધક, લોહવાલ, સારિવા, પ્રમોદક, પતંગ, તપનીય અને જે બીજી શુભ શાળ છે તે બધી શીતલ, રસ તથા વિપાકમાં મધુર અને થોડો વાયુ કરનાર, બદ્ધ અને અલ્પ મળ કરનાર, સ્નિગ્ધ, બૃંહણ, શુક્રકારક અને મૂત્રવર્ધક છે. ૮–૧૦

रक्तशालि वगेरेना विशेष गुणो—

તૃષાનો નાશ કરનાર તથા ત્રણે દોષોને શાંત કરનાર લાલ ચોખા તેઓમાં શ્રેષ્ઠ છે; તે પછી મહાશાલિ અને તેની પછી કલમ અને ત્યાર પછી બીજી બધી શાલિઓ. ૧૧

યવક–હાયન–પાંસુ તથા વાપ્ય અને નૈષધક વગેરે શાળો ગુણ અને દોષમાં ઉપર્યુક્ત શાળોનું અનુકરણ કરે છે. ૧૨

षष्टिकना गुणो—

ષષ્ટિક શીત–સ્નિગ્ધ–લઘુ–મધુર–ત્રિદોષનાશક અને સ્થિર છે; તેમાં ગૌર ષષ્ટિક શ્રેષ્ઠ છે; અને કૃષ્ણગૌર ષષ્ટિક તેનાથી ઊતરતો છે. ૧૩

वरक-उद्दालक-चीन-शारद-उज्जवल-दर्दुर-गन्धन अने कुरुविन्दना गुणो—

વરક, ઉદ્દાલક, ચીન, શારદ, ઉજ્જવલ, દર્દુર, ગન્ધન અને કુરુવિન્દ શાલિ એ ષષ્ટિકથી ગુણમાં થોડા ભેદ-વાળા છે. ૧૪

व्रीहिना गुणो—

વ્રીહિ મધુર, અમ્લ વિપાકવાળો, પિત્ત કરનાર અને ગુરુ છે.

पाटलना गुणो—

અને પાટલ બહુ મૂત્ર અને મળ કરનાર બહુ ઉષ્ણ તથા ત્રિદોષ કરનાર છે. ૧૫

कोरदूष-सामो वगेरे तृणधान्यना गुणो—

કોદરા અને સામો કષાય, મધુર, અને લઘુ તથા વાયુ કરનાર, કફ અને પિત્તનો નાશ કરનાર, શીત, સંગ્રાહી અને શોષણ કરનાર છે. ૧૬

મોટો સામો, નમાર ચોખા, તોયપર્ણી, કસઈ, પ્રશાન્તિકા, જલશ્યામાક, લૌહિત્ય, અણુ, ઘઉંલા, મુકુન્દ, ઝિંટિ, ગર્મૂટિ, વરુક, વરક, શિબિર, ઉત્કટ અને જુવાર એ ગુણમાં શ્યામાક જેવાં છે. ૧૭, ૧૮

જવના ગુણો—

જવ રૂક્ષ-શીત-લઘુ-મધુર-વાયુ અને મળ પુષ્કળ કરનાર-સ્થિરતા કરનાર– કષાયરસવાળા– બલ્ય અને કફના વિકારને દૂર કરનાર છે. ૧૯

વેણુયવના ગુણો—

વાંસનાં બીજ રૂક્ષ, કષાય અનુરસવાળા, મધુર, કફ અને પિત્તનો નાશ કરનાર, મેદ-કૃમિ અને વિષનો નાશ કરનાર તથા બલ્ય માનેલ છે. ૨૦

ઘઉંના ગુણો—

ઘઉં સંધાનકારક, વાતહર, મધુર, શીતલ, જીવનદાતા, બૃંહણ, વૃષ્ય, સ્નિગ્ધ, સ્થિરતા કરનાર અને ગુરુ છે. ૨૧

નાન્દીમુખી તથા મધૂલીના ગુણો—

નાન્દીમુખી અને મધૂલી મધુર-સ્નિગ્ધ અને શીતલ છે. આ પ્રમાણે શૂકધાન્યોનો આ પૂર્વવર્ગ સમાપ્ત થાય છે. ૨૨

શમીધાન્ય વર્ગ—

હવે શમીધાન્યવર્ગ—

મગના ગુણો—

મગ કષાય અને મધુર, રૂક્ષ, શીત, વિપાકમાં કટુ, લઘુ, વિશદ, કફ અને પિત્તનો નાશ કરનાર તથા દાળમાં ઉત્તમ માન્યા છે. ૨૩

અડદના ગુણો—

અડદ પરમ વૃષ્ય, વાતહર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, ગુરુ, બલ્ય, બહુ મળ કરનાર છે અને જલદીથી પુરુષાતન આપે છે. ૨૪

રાજમાષના ગુણો—

રાજમાષ સારક, રુચિકરનાર, કફ-વીર્ય અને અમ્લપિત્ત દૂર કરનાર, અડદના જેવા મધુર, વાયુ કરનાર, રૂક્ષ, કષાય, વિશદ અને ગુરુ છે. ૨૫

કળથીના ગુણો—

કળથી ઉષ્ણ, કષાય, વિપાકમાં અમ્લ, કફ-વીર્ય અને વાયુનો નાશ કરનાર, ગ્રાહી અને ઉધરસ-હેડકી-શ્વાસ અને અર્શને હિતકર છે. ૨૬

મઠના ગુણો—

મઠ મધુર, વિપાકમાં મધુર, ગ્રાહી, રૂક્ષ અને શીતલ છે તથા રક્તપિત્ત અને જ્વર વગેરેમાં પ્રશસ્ત છે. ૨૭

ચણા-મસૂર-ખંડિકા-હરેણુના સાધારણ ગુણો—

ચણા-મસૂર-ખંડિકા અને વટાણા લઘુ. શીત, મધુર, કષાયરસવાળાં અને વિરૂક્ષણ છે, પિત્ત–કફમાં તથા દાળમાં અને આલેપનમાં પ્રશસ્ત છે. તેઓમાં મસૂર સંગ્રાહી અને લાંગ પરમ વાતકારક છે. ૨૮, ૨૯

તલના ગુણો—

તલ સ્નિગ્ધ તથા ઉષ્ણ, મધુર અને તિક્ત, કષાય, કટુ, ત્વચાને હિતકર, કેશવર્ધક, બલદાયક, વાતહર અને કફ-પિત્ત કરનાર છે. ૩૦

શિમ્બિજાતિના ગુણો—

શિમ્બિની વિવિધ જાતો મધુર, શીતલ, ગુરુ, બલનાશક, રૂક્ષણ કરનાર અને બળવાન મનુષ્યોએ સ્નેહસહિત ખાવાયોગ્ય છે. ૩૧

શિમ્બી રૂક્ષ, કષાય, કોઠામાં વાતનો પ્રકોપ કરનાર, નહિ વૃષ્ય અને નહિ ચક્ષુષ્ય એવી તથા ગડબડ કરીને પચે છે. ૩૨

તુવેરના ગુણો—

તુવેર કફ અને પિત્તનો નાશ કરનાર તથા વાતજનક છે.

अवल्गुज-एडगज-निष्पावना गुणो—

બાવચી અને કુવાડીયો કફ અને વાત હરનાર છે તથા વાલ વાત અને પિત્ત કરનારા છે. ૩૩

काकांडोला—आत्मगुप्ताना गुणो—

તરવારડી, અળસી અને કૌંચાનું અડદના જેવું ફળ ભાખવું. આમ આ બીજો શમીધાન્યવર્ગ મહર્ષિએ કહી બતાવ્યો. ૩૪

मांसवर्ग—

**હવે માંસવર્ગ—**

प्रसहनो निर्देश—

ગાય-ગર્દભ-ખચ્ચર-ઊંટ-અશ્વ-ચિત્તો-સિંહ-રીંછ-વાનર-વરૂ-વાઘ-તરક્ષુ-બભ્રુ-મીંદડાં-ઉંદર-લોંકડી-શિયાળ-શકરો-કુતરો-ચાષ-કાગડા-શશઘ્ની-મધુહા-ભાસ-ગીધ-ઘુવડ-કુલિંગક-ધૂમિકા અને કુરર (ટીટોડી)—એ બધાં પ્રસહ જાતિનાં પશુપક્ષી છે. ૩૫, ૩૬

भूमिशयनो निर्देश—

ધોળો—કાળો-ચિત્રવિચિત્ર પીઠવાળો અને કાલક એ ચાર પ્રકારના કાકુલીમૃગ છે, કૂર્ચિકા, ચિલ્લટ, દેડકું, ઘો, શલ્લક, ગંડક, કદલી, નોળીઓ અને શ્વાવિત—એ ભૂમિશય—દરમાં રહેનારાં માનેલ છે. ૩૬—૩૮

आनूप मृगोनो निर्देश—

સૃમર, ચમર, ખડ્ગ, પાડો, ગવય, હાથી, ન્યંકુ, વરાહ અને રુરુ—એ સર્વે આનૂપ પશુઓ છે. ૩૯

वारिशयनो निर्देश—

કાચબો, કરચલો, મત્સ્ય, શિશુમાર, તિંમિગલ, શુક્તિ, શંખ, ઊદ્ર, કુંભીર, ચુલુકી અને મગર વગેરે વારિશય કહ્યાં છે.

वारिचरनो निर्देश—

હવે જલમાં ફરનારાં પ્રાણીઓ કહેવામાં આવશે. ૪૦½

હંસ ક્રૌંચ, બગલા, બક, કારંડવ, પ્લવ, શરારિ, પુષ્કરાહ્વ, કેશરી, મણિતુંડક, મૃણાલકંઠ, મદ્ગુ, કાદંબ, કાકતુંડક, ઉત્ક્રોશ, પુંડરીકાક્ષ, મેઘરાવ, જલકુકડી, આરા, નન્દીમુખી, વાટી, સુમુખા, સહચારી, રોહિણી, કામકાલી, સારસ, રક્તશીર્ષક અને ચક્રવાક તથા બીજા પક્ષીઓ જલચર છે. ૪૧-૪૪

जांगलनो निर्देश—

પૃષત, શરભ, રામ, શ્વદંષ્ટ્ર, મૃગમાતૃકા, સસલું, ઉરણ, કુરંગ, ગોકર્ણ, કોટ્ટકારક, ચારુષ્ક, હરિણ, એણ, સાબર, કાલપુચ્છક, ઋષ્ય અને વરપોત—એ જંગલી મૃગો જાણવા. ૪૫,૪૬

विष्किरनो निर्देश—

લાવ, વર્તીરક, વાર્તીક, કપિંજલ, ચકોર, ઉપચક્ર, કુકકુભ, રક્તવર્ત્મક—એ લાવાદિક વિષ્કિર પક્ષીઓ છે. હવે વર્તકાદિક, કહેવામાં આવશે. વર્તક, વર્તિકા, મોર, તેતર, કુકડો, કંક, શારપદ, ઇન્દ્રાભ, ગોનર્દ, ગિરિવર્તક, ક્રકર, અવકર અને વારડ—એ વર્તકાદિ વિષ્કિર પક્ષીઓ છે. ૪૭,૪૮

प्रतुदनो निर्देश—

શતપત્ર, ભૃંગરાજ, કોયષ્ટિ, જીવંજીવક, કૈરાત, કોયલ, અત્યૂહ, ગોપાપુત્ર, પ્રિયાત્મજ, લટ્ટા, લટ્ટૂષક, બભ્રુ, વટહા, ડિંડિમાનક, જટી, દુન્દુભિ, પાકકાર, લોહપૃષ્ઠ, કુલિંગક, કપોત, શુક, શારંગ, ચિરટી, કંકુ, યષ્ટિકા, સારિકા, કલવિંક, ચટક, અંગારચૂડક, પારાવત અને પાંડવિક—એ પ્રતુદ પક્ષીઓ કહ્યાં છે. ૫૨½

प्रसह वगेरे नामोनी निरुक्ति—

પ્રસહ એટલે બળાત્કારે ભક્ષણ કરે છે તેથી તેઓ

પ્રસહ કહેવાયાં છે. દરમાં રહેવાથી ભૂશય, જલપ્રધાન દેશના આશ્રયથી આનૂપ, જલમાં રહેવાથી જલજ અને જલમાં ફરવાથી જલચર કહેવાય છે. સ્થલ પર ઉત્પન્ન થયેલ અને જંગલમાં ફરનાર પશુઓ જાંગલ કહ્યાં છે. વિખેરી વિખેરીને ખાય તે વિષ્કિર અને ચાંચ તથા પગના બહુ ઝપાટા લગાવીને ખાય તે પ્રતુદ માનેલ છે. માંસોનાં આ આઠ પ્રકારનાં ઉત્પત્તિસ્થાન કહી બતાવ્યાં. ૫૩-૫૫½

પ્રસહ-ભૂશય-આનૂપ-વારિજ અને વારિચરના સાધારણ ગુણો—

પ્રસહ-ભૂશય-આનૂપ-જલજ અને જલચર પશુ-પક્ષીઓ ભારે ઉષ્ણ, સ્નિગ્ધ, મધુર. બળ અને પુષ્ટિ વધારનાર, વૃષ્ય, પરમ વાતહર, કફ અને પિત્ત વધારનાર, નિત્ય વ્યાયામ કરનાર તથા જે મનુષ્યોનો અગ્નિ પ્રદીપ્ત છે તેમને હિતકર છે. ૫૬-૫૭½

પ્રસહ વગેરેના વિશેષ ગુણો—

વૈદ્યે માંસાહારી પ્રસહ પશુપક્ષીઓનું માંસ જૂના થઈ ગયેલ અર્શ-ગ્રહણીદોષ અને શોષરોગથી પીડાયેલ રોગીઓ માટે પ્રયોજવું. ૫૮½

વિષ્કિર-પ્રતુદ-જાંગલના સાધારણ ગુણો—

લાવાદિ વૈષ્કિર વર્ગ અને પ્રતુદ તથા જાંગલ પશુઓ લઘુ, શીત, મધુર, જરા કષાય અને પિત્તની પ્રધાનતાવાળા- વાયુની મધ્યમતાવાળા તથા કફની અવરતાવાળા સન્નિપાતમાં મનુષ્યોને હિતકર છે. ૫૯-૬૦

વર્તક આદિ વિષ્કિર પક્ષીઓ ગુણમાં પ્રસહથી જરા ભિન્નતાવાળાં છે. ૬૦½

બકરાનાં માંસના ગુણો—

બકરાંનું માંસ બહુ શીત, ગુરુ અને સ્નિગ્ધ નથી, દોષ વધારતું નથી અને શરીરના ધાતુઓની તુલ્યતાને લઈ અભિષ્યન્દી નથી અને બૃંહણ છે. ૬૧½

ઘેટાંનાં માંસના ગુણો—

ઘેટાંનું માંસ મધુર અને શીત હોવાથી ગુરુ અને બૃંહણ છે. ૬૨

બકરાં અને ઘેટાં મિશ્રપણે જાંગલ અને આનૂપ દેશમાં દેખાતાં હોવાથી તેઓનું ઉત્પત્તિસ્થાન અનિશ્ચિત છે. ૬૨½

સામાન્યપણે પોતપોતાના ગુણ અનુસાર ઉપદેશેલાં માંસોમાંથી કેટલાંકનો વિશેષ ગુણ ગુણની વિશિષ્ટતાને લઈ જુદો કહેવામાં આવશે. ૬૩½

મોરનાં માંસના ગુણો—

મોરનું માંસ આંખ-કાન-મેધા-અગ્નિ-વય-વર્ણ-સ્વર અને આયુષ્યને એકદમ હિતકર, બલપદ, વાતનાશક અને માંસ તથા વીર્યવર્ધક છે. ૬૪½

હંસનાં માંસના ગુણો—

હંસોનું માંસ ગુરુ, ઉષ્ણ, સ્નિગ્ધ, મધુર, સ્વર-વર્ણ અને બલ દેનાર, બૃંહણ, વીર્યવર્ધક અને વાતનાશક કહેલ છે. ૬૫½

કુકડાનાં માંસના ગુણો—

કુકડાનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, બૃંહણ, સ્વરવર્ધક, બલપ્રદ, પરમ વાતહર અને સ્વેદન છે. ૬૬½

તેતરનાં માંસના ગુણો—

તેતર ગુરુ, ઉષ્ણ, મધુર અને અતિશય જાંગલ કે અતિશય આનૂપ દેશનું સેવન ન કરવાથી વાયુપ્રધાન ત્રણે દોષોને જલદી જીતે છે. ૬૭½

કપિંજલનાં માંસના ગુણો—

કપિંજલનું માંસ શીત-મધુર અને લઘુ હોવાથી રક્તસહિત પિત્ત અને કફના વિકારોમાં તથા મંદવાતમાં પ્રશસ્ત છે. ૬૮½

लावनां मांसना गुणो—

લાવતું માંસ કષાય, મધુર, લઘુ, અગ્નિ વધારનાર, સન્નિપાત શાંત કરનાર અને વિપાકે કટુ છે. ૬૯½

घोनां मांसना गुणो—

ઘોનું માંસ વિપાકમાં મધુર, રસમાં કષાય અને કટુક, વાત અને પિત્ત શાંત કરનાર, બૃંહણ અને બલ-વર્ધક છે. ૭૦½

शल्लकनां मांसना गुणो—

શલ્લકનું માંસ મધુર અને અમ્લ તથા વિપાકમાં કટુ માનેલ છે, વાત-પિત અને કફનો નાશ કરનાર તથા ઉધરસ અને શ્વાસ હરનાર છે. ૭૧½

गृहकपोतनां मांसना गुणो—

ઘરમાં રહેનાર કપોતનું માંસ કષાય, વિશદ, શીત, રક્તપિત્તનો નાશ કરનાર અને વિપાકમાં મધુર છે. ૭૨½

वनकपोतनां मांसना गुणो—

વનવાસી કપોતનું માસ ગૃહવાસી કપોતોથી કંઈક લઘુ હોય છે અને તે શીત, સંગ્રાહી અને ઓછું મૂત્ર કરનાર છે. ૭૩½

पोपटनां मांसना गुणो—

પોપટનું માંસ કષાય, વિપાકમાં અમ્લ, રૂક્ષ અને શીતલ, શોષ ઉધરસ અને ક્ષયમાં હિતકર, સંગ્રાહી, લઘુ અને અગ્નિદીપક છે. ૭૪½

चकलानां मांसना गुणो—

ચટકનું માંસ મધુર, સ્નિગ્ધ, બલ અને વીર્ય વધારનાર, સન્નિપાત શાંત કરનાર અને વાતશામક છે. ૭૫½

ससलानां मांसना गुणो—

સસલાનું માંસ કષાય, વિશદ, રૂક્ષ, શીત, વિપાકમાં કટુ, લઘુ, મધુર અને વાયુ અલ્પબળવાળો હોય તેવા સન્નિપાતમાં પ્રશસ્ત છે. ૭૬½

एणनां मांसना गुणो—

એણનું માંસ મધુર, વિપાકમાં મધુર, ત્રિદોષ મટાડનાર, કલ્યાણકારક, લઘુ, મળ-મૂત્રને બાંધનાર તથા શીત કહેલ છે. ૭૭½

वराहनां मांसना गुणो—

વરાહનું માંસ સ્નેહન, બૃંહણ, વૃષ્ય, શ્રમનાશક, વાતહર, બલપ્રદ, રુચિકર, સ્વેદન અને ભારે છે. ૭૮½

गायनां मांसना गुणो—

ગોમાંસ કેવળ વાતરોગમાં-સળેખમમાં તથા વિષમ-જ્વરમાં હિતકર છે; વળી તે સૂકી ઉધરસ-શ્રમ-અતિશય-અગ્નિ અને માંસના ક્ષયમાં હિતકર છે. ૭૯½

भेंसनां मांसना गुणो—

ભેંસનું માંસ સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, વૃષ્ય, ગુરુ અને તર્પણ છે તથા દઢતા, પુષ્ટતા, ઉત્સાહ અને નિદ્રાને ઉત્પન્ન કરે છે. ૮૦½

माछलांनां मांसना गुणो—

માછલાં ગુરુ, ઉષ્ણ, મધુર, બલપ્રદ, બૃંહણ, વાત-નાશક, સ્નિગ્ધ, વૃષ્ય તથા બહુદોષયુક્ત કહ્યાં છે. ૮૧½

रोहितनां मांसना गुणो—

શેવાળ અને કોમળ ઘાસ ખાવાથી અને નિદ્રાના ત્યાગને લઈ રોહિતમત્સ્ય અગ્નિદીપક, પચવામાં હલકો અને બહુ બળદાયક છે. ૮૨½

काचबानां मांसना गुणो—

કાચબો વર્ણને હિતકર, વાતહર, વૃષ્ય, આંખનું તેજ વધારનાર, બળવર્ધક, મેધા અને સ્મૃતિદાયક, પથ્ય અને શોષનાશક કહેવામાં આવે છે. ૮૩½

खड्गनां मांसना गुणो—

ખડ્ગનું માંસ અભિષ્યન્દી, બલપ્રદ, મધુર, સ્નેહન, બૃંહણ, વર્ણને હિતકર, શ્રમહર અને વાતનાશક માનેલ છે. ૮૪½

हंस वगेरेनां इंडांना गुणो—

ધાર્તરાષ્ટ્ર (હંસ)-ચકોર-કુકડા-મોર અને ચકલાંનાં જે ઈંડાં છે તે ક્ષીણવીર્યમાં, ઉધરસમાં, હૃદ્રોગમાં અને ક્ષતમાં હિતકર છે તથા મધુર, વિદાહી નહિ એવાં, અને તરત બળ દેનારાં છે. ૮૫½-૮૬½

शरीरनी वृद्धि माटे मांसनी प्रधानता -

શરીરનું બૃંહણ કરવામાં માંસ કરતાં કોઈ પણ બીજો ખાવાનો પદાર્થ ચઢી જતો નથી. આ પ્રમાણે આ ત્રીજો માંસ-વર્ગ કહી બતાવ્યો. ૮૭½

હવે શાકવર્ગ—

पाठा–शुषा–शटी–वास्तुक–सुनिषण्णकना गुणो—

પાઠા, કાસૂંદ્રો, ષટ્કચૂરો, વાસ્તુક અને જલકપાસીયાને ગ્રાહી અને ત્રિદોષનાશક જાણવા, પણ વાસ્તુક મળભેદક છે. ૮૮½

पीलुडीना गुणो—

પીલુડી ત્રિદોષશામક, વૃષ્ય, રસાયન, બહુ ઉષ્ણવીર્ય અને શીતવીર્ય નહિ એવી, મળ લાવનાર તથા કુષ્ઠનાશક છે. ૮૯½

राजक्षवकना गुणो—

નાગલાદુવેલીનું શાક વળી ત્રિદોષશામક, લઘુ, ગ્રાહી અને ગ્રહણીરોગવાળાને તથા અર્શવાળાને માટે ખાસ પ્રશસ્ત છે. ૯૦½

कालशाकना गुणो—

અને છૂંછનું શાક કડુ, દીપન તથા વિષ અને શોફને જીતનાર છે. લાંગનું શાક લઘુ, ઉષ્ણ, વાતવર્ધક અને રૂક્ષ કહેવાય છે. ૯૧½

अम्लचांगेरीना गुणो—

ખાટી ચાંગેરી અગ્નિદીપક, ઉષ્ણવીર્ય, ગ્રાહી અને કફ તથા વાતમાં પ્રશસ્ત છે. અને ગ્રહણી તથા અર્શમાં તે હિતકર છે. ૯૨½

पोईना गुणो—

પોઈ મધુર, વિપાકમાં મધુર, ભેદક, કફવર્ધક, વૃષ્ય, સ્નિગ્ધ, શીત અને મદનાશક છે. ૯૩½

तंडुलीयकना गुणो—

તાંદળજો રૂક્ષ, મદ અને વિષનો નાશ કરનાર, રક્તપિત્તવાળાઓ માટે પ્રશસ્ત, મધુર, વિપાકમાં મધુર અને શીતલ છે. ૯૪½

मंडूकपर्णी–वेत्राग्र–कुचेला–वनतिक्तक–कर्कोटक–अवल्गुज–पटोल–शकुलादनी–वनपुष्प–शार्ङ्गेष्ट-केम्बुक-कठिल्लक-नाडी-कलाय-गोजिह्वा-वार्ताक-तिलपर्णि-कुलक-कर्कश-निम्ब अने पर्पटक शाकोना गुणो—

ખડબ્રાહ્મી, વાણુંજનો અગ્રભાગ, પાઠા, વનતિક્તક, કંકોડાં, બાવચી, પરવળ, કડુ, અરડૂશીનાં ફૂલ, પીલુડી, કેમ્બૂક અને લાલ સાટોડી, નાડાની ભાજી, લાંગ, ગળજીભી, રીંગણાં, તલવણી, કારેલાં, નાનાં કંકોડાં લીમડો અને ખડસલીઓ પિત્તપાપડાનાં જે શાક તે કફ અને પિત્તનો નાશ કરનાર, કડવાં, શીત અને વિપાકમાં કડુ હોય છે. ૯૫½-૯૭½

सूप्यशाक–फंजी-चिल्ली–कुतुम्बक–आलुक–कटिंजर-शण–शाल्मलीपुष्प-कर्बुदार-सुवर्चला-निष्पाव-कोविदार-पत्तूर–चुच्चुपर्णिका-कुमारजीव–लोट्टाक–पालंकी–मारीषकलम्बी–वृक्षधूमक-लक्ष्मणा–प्रपुन्नाड–नलिनी–कुठेरक–लोणी-यवशाक-कुष्मांड–अवल्गुज–जातुक–शालकल्याणीना गुणो—

બધાં સૂપ્ય–મગ-અડદ વગેરેનાં પાનનાં શાકો, ફંગ, ચીલની ભાજી, દ્રોણપુષ્પી, કુમો, પાન સહિત સર્વ પિંડાલુક વગેરે કંદ, કુટિંજર શણનાં ફૂલ, શેમળાનાં ફૂલ, શ્વેત કાંચનાર, સુરજમુખી, વાલ, કાંચનાર,

લોંપડી, મોટી દૂંછ, પુત્રંજીવ, લુકાટ, પાલખની ભાજી અને અડબાઉ ડાંભો, નાડાનીભાજી, નાલિકા, રાઈ, કસુંબો, વૃકધૂમક, લક્ષ્મણા, ફૂંવાડિયો, નલિનીકા, કુડેરક લૂણી, યવનું શાક, કોળું, બાવચી, ચાતુક, શાલકલ્યાણી, હંસરાજ અને મોરવેલ—એ શાક ગુરુ, રૂક્ષ અને ઘણુંખરું વિષ્ટંભ કરી પચે છે. તે મધુર, શીતવીર્ય અને મળ પાતળો કરનાર છે તથા બાફીને રસ નીચોવી સ્નેહ ભરપૂર કર્યું હોય તો પ્રશસ્ત છે. ૯૮–૧૦૩½

शण-शाल्मलि-कोविदार-कर्बुदारनां फूलोना गुणो—

શણુ, કાંચનાર, સફેદ કાંચનાર અને શેમળાનાં ફૂલ ગ્રાહી અને રક્તપિત્તમાં ખાસ કરીને પ્રશસ્ત છે. ૧૦૪½

वड-ऊंबरो-पीपळो-प्लक्ष-पद्म वगेरेनां पानना गुणो—

વડ–ઊંબરો–પીપળો–પીપળ તથા પદ્મ વગેરેનાં પલ્લવો કષાય, સ્તંભન, શીત અને પિત્તાતિસાર-વાળાંઓને હિતકર છે. ૧૦૫½

वत्सादनीना गुणो तथा गंडीर–चित्रकना गुणो–

ગળો વાયુને હણે છે અને ગંડીર તથા ચિત્રો કફને હણે છે. ગજપીપર, બિલ્વપર્ણી અને બીલીપત્ર વાતહર છે. ૧૦૬½

श्रेयसी-बिल्वपर्णी-बिल्वपत्र वगेरेना गुणो—

નસોતર, શતાવરીતુંશાક, બળબીજ અને દોડીનું, ફ્રો અને શીમળાનું જે શાક તે વાત અને પિત્ત હરનાર માનેલ છે. ૧૦૭½

लांगलकी-उरुबुकना गुणो—

દૂધિયો વછનાગ અને એરંડાનાં શાક લઘુ, મળભેદક અને કડવાં છે,

तल-वेतस शाकना गुणो—

તલ, વાળુંજ અને એરંડાનાં શાક વાતજનક, કટુ-તિક્ત અને અમ્લ તથા નીચેના માર્ગની પ્રવૃત્તિ કરનાર છે. ૧૦૯

कुसुंभनां शाकना गुणो—

કસુંબાનું શાક રૂક્ષ-અમ્લ-ઉષ્ણ-કફનાશક અને પિત્ત વધારનાર છે. નાનીકાકડી અને મોટી કાકડી મધુર, ગુરુ, વિષ્ટંભ કરનાર અને શીતલ છે. ૧૧૦

त्रपुस-एर्वारुकना गुणो—

નાની કાકડી ખાવામાં ગમે એવી, રૂક્ષ અને અતિ મૂત્રલ છે અને સારી પેઠે પાકેલ મોટી કાકડી દાહ-તૃષા-થાક અને પીડાનો નાશ કરનાર છે. ૧૧૧

अलाबुना गुणो—

કડવી તુંબડી મળભેદક, રૂક્ષ, શીત અને ગુરુ છે.

चिर्भट-एर्वारुकना गुणो—

તે જ પ્રમાણે ચીભડાં અને મોટી કાકડી એ મળ-ભેદમાં હિતકર છે. ૧૧૨

कूष्मांडना गुणो—

પાકું કોળું સહેજ ક્ષારવાળું, મધુર, અમ્લ તથા લઘુ છે તથા મૂત્ર અને મળ લાવનાર તથા સર્વ દોષનો નાશ કરનાર છે. ૧૧૩

केलूट-कदम्ब-नदीमाषक-इन्दुकना गुणो—

કેલૂટ, કદંબ, નદીમાષક અને આસોતરો વિશદ, ગુરુ, શીત અને અતિશય અભિષ્યંદી કહેવાય છે. ૧૧૪

उत्पलना गुणो; तालप्रलंबना गुणो—

ઉત્પલો કષાય અને રક્તપિત્ત હરનાર છે અને તાડનાં અંકુર ઉરઃક્ષતની વ્યાધિ મટાડનાર છે. ૧૧૫

खजूर-तालशस्यना गुणो—

ખજૂર અને તાડની ટોચની મજ્જા રક્તપિત્ત અને ક્ષયનો નાશ કરનાર છે. ૧૧૫½

तरूट-बिस-शालूक-क्रौंचादन-कसेरुक-शृंगाटकना गुणो—

તરૂટ, કમળના દંડના તંતુ, શાલૂક, ઘીતેલાં, કસેલાં, શીંગોડાં, ઝીણુકા કમળનો કંદ—એ ગુરુ, વિષ્ટંભ કરનાર તથા શીતલ છે. ૧૧૬૩

कमळनां फूल-फळ-नाळना गुणो—

ફૂલ અને ફળ સહિત કુમુદ અને ઉત્પલની નાળો શીત, મધુર, કષાય અને કફ તથા વાયુ કોપાવનાર માનેલ છે. ૧૧૭૩

पुष्कर बीजना गुणो—

પુષ્કરનું બીજ થોડુંક કષાય, વિષ્ટંભ કરનાર અને રક્તપિત્ત હરનાર માનેલું છે અને રસ તથા વિપાકમાં મધુર હોય છે. ૧૧૮૩

मुंजातकना गुणो—

મુંજાતક—લાહોરી સાલમ-બલપ્રદ, શીત, ગુરુ, સ્નિગ્ધ, તર્પણ, બૃંહણ કરનાર, વાત અને પિત્ત હરનાર, મધુર અને પરમ વૃષ્ય છે. ૧૧૯૩

विदारीकन्दना गुणो—

વિદારીકન્દ જીવનદાયક, બૃંહણ, વૃષ્ય, કંઠને હિતકર, રસાયનમાં પ્રશસ્ત, બલપ્રદ, મૂત્રલ, મધુર અને શીતળ છે. ૧૨૦૩

अम्लिकाकन्दना गुणो—

આંબલિયો ગ્રહણી અને અર્શને હિતકર તથા લઘુ, બહુ ગરમ નહિ એવો, કફ અને વાતનો નાશ કરનાર અને ગ્રાહી માનેલ છે તથા તે મદાત્યયમાં પ્રશસ્ત છે. ૧૨૧૩

सरसवनां शाकना गुणो—

સરસવનું શાક ત્રિદોષકર અને મળ-મૂત્ર રોકનાર કહેવાય છે. તેવી રીતે અંબાડીનું શાક રૂક્ષ અને ખાસ કરીને અમ્લ હોય છે.

पिंडालुकना गुणो—

તેવીજ જાતનું પિંડાલુક જાણવું અને તે કન્દ હોવાથી ખાવામાં ગમે તેવું છે. ૧૨૨૩

छत्रकजातिना गुणो—

સર્પચ્છત્રક સિવાયની બીજી ઘણી છત્રની જાતિઓ શીત, સળેખમ કરનાર, મધુર અને ભારે છે. આ પ્રમાણે પત્ર-કન્દ અને ફળનો ચોથો શાકવર્ગ થયો. ૧૨૪

હવે ફલવર્ગ—

द्राक्षना गुणो—

દ્રાક્ષ તૃષા, દાહ, જ્વર, શ્વાસ, રક્તપિત્ત, ઉરઃક્ષત, ક્ષય, વાતપિત્ત, ઉદાવર્ત, સ્વરભેદ, મદાત્યય, મુખમાં કડવાશ, મુખશોષ અને ઉધરસને તરત દૂર કરે છે તથા બૃંહણ, વૃષ્ય, મધુર, સ્નિગ્ધ અને શીતળ છે. ૧૨૫, ૧૨૬

खजूरना गुणो—

ખજૂર મધુર, બૃંહણ, વૃષ્ય, ગુરુ, શીતળ છે તથા ક્ષય-માર-દાહ અને વાતપિત્તમાં તે હિતકર છે. ૧૨૭

फल्गुना गुणो—

અંજીર તર્પણ, બૃંહણ, ગુરુ, વિષ્ટંભી અને શીતલ છે.

परूषक-मधूकना गुणो—

ફાલસાં અને મહુડાં વાતપિત્તમાં પ્રશસ્ત છે. ૧૨૮

आम्रातकना गुणो—

અંબાડો મધુર, બૃંહણ, બલપ્રદ, તર્પણ, ગુરુ, સ્નેહયુકત, કફકારક, શીતલ, વૃષ્ય અને વિષ્ટંભ કરી પચનાર છે. ૧૨૯

पाकां तालाशस्य-नाळीएरना गुणो—

પાકેલાં તાડિયાં અને નાળિયેર બૃંહણ, સ્નિગ્ધ, શીતલ, બલપ્રદ અને મધુર છે. ૧૩૦

भव्यना गुणो—

કરંબલ મધુર, અમ્લ, કષાય, વિષ્ટંભી, ગુરુ, શીતલ, પિત્ત અને કફ કરનાર, ગ્રાહી અને મુખ સાફ કરનાર છે. ૧૩૧

खाटां परूषक-द्राक्ष-बोर-आरुक-कर्कन्धु-लकुचना गुणो—

ખાટાં ફાલસાં, દ્રાક્ષ, બોર, આલુ ચણીબોર અને નાનું ફણસ પણ પિત્ત અને કફનો પ્રકોપ કરનાર છે. ૧૩૨

आरुकना गुणो—

પાકેલ આલુ બહુ ઉષ્ણ નહિ તેવું, ગુરુ, લગભગ મધુર, ખાવામાં ગમે એવું, બૃંહણ, ઝટ પચી જનાર અને બહુ દોષ વગરનું છે. ૧૩૩

पारावतना गुणो—

મધુર અને અમ્લ એ બે જાતનું જામફળ ક્રમશઃ શીત અને ઉષ્ણ, ગુરુ અને અરુચિ તથા અતિશય જઠરાગ્નિનો નાશ કરનાર જાણવું. ૧૩૪

काश्मर्यफळना गुणो; तूदना गुणो—

શીવણનું ફલ કરંબલથી થોડા ભિન્ન ગુણવાળું કહેવાય છે. તેજ પ્રમાણે ખાટું શેતુર ફાલસાંથી થોડા ભિન્ન ગુણવાળું છે. ૧૩૫

टंकना गुणो; कवित्थना गुणो—

નાસપાતિ કષાય, મધુર, વાતવર્ધક, ગુરુ અને શીતલ છે. કાચું કોઠ સ્વરનાશક, વિષહર, ગ્રાહી અને વાતજનક છે; પણ પરિપક્વ કોઠ મધુર-અમ્લ અને કષાય હોવાથી તથા સુગન્ધિને લઈ રુચિ કરનાર તથા દોષહર, વિષનાશક, ગ્રાહી અને વળી ગુરુ છે. ૧૩૬,૧૩૭

बिल्वना गुणो—

પાકેલ બીલું મુશ્કેલીથી પચે એવું, દોષ કરનાર, અને દુર્ગન્ધિ વાયુ કરનાર છે. તે કાચું હોય તો સ્નિગ્ધ, ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિદીપક અને કફ તથા વાતને જીતનાર છે. ૧૩૮

आम्रना गुणो—

કાચું આંબું રક્તપિત્ત કરનાર અને ગોઠલીવાળું પિત્તવર્ધક છે; પણ પાકું આંબું વાયુને જીતે છે અને માંસ-વીર્ય અને બલ દે છે. ૧૩૯

जांबुना गुणो—

જાંબુ ઘણુંખરું કષાય અને મધુર, ગુરુ, વિષ્ટંભી, શીતલ, કફ અને પિત્તનો નાશ કરનાર, ગ્રાહી અને પરમ વાત કરનાર છે. ૧૪૦

बोरना गुणो—

બોર મધુર, સ્નિગ્ધ ભેદક તથા વાત અને પિત્તને જીતનાર છે. સૂકાઈ ગયેલું બોર કફ અને વાતનો નાશ કરનાર છે અને પિત્તમાં વિરુદ્ધ નથી. ૧૪૧

सिंचितिकाना गुणो; गांगेरुकी-करीर-बिम्बी-तोदन अने धन्वनना गुणो—

સફરજન કષાય, મધુર, શીત અને ગ્રાહી છે. ગંગેટીનું ફલ, કેરડાં, ઘીલોડી, તોદન અને ધામણ મધુર, કંઈક કષાય, શીત અને પિત્ત તથા કફનો નાશ કરનાર છે. ૧૪૨½

पनस-मोच अने राजादनना गुणो—

સારી પેઠે પાકી ગયેલ ફણસ અને કેળાં તથા રાયણ મધુર, કંઈક કષાય, સ્નિગ્ધ, શીત અને ગુરુ છે ૧૪૩½

लवलीफळना गुणो—

હરફારેવડીનાં કાંકણાં કષાય અને વિશદ હોવાથી તથા સુગન્ધિને લઈ રુચિ કરનાર, ખાવામાં પ્રીતિ કરનાર, હૃદ્ય અને વાતજનક છે. ૧૪૪½

नीप-शताह्वक-पीलु-तृणशून्य अने विकंकतना गुणो—

કદંબ સુવા, પીલુ, કેવડો, વિકળો અને જલઆંબળાં દોષનાશક અને વિષહર છે. ૧૪૫½

इंगोरीयाना गुणो—

ઇંગોરિયાં તિક્ત અને મધુર, સ્નિગ્ધ અને ઉષ્ણ તથા કફ અને વાત જીતનાર છે.

तिन्दुकना गुणो—

ટીંબરવો કફ અને પિત્તનો નાશ કરનાર, કષાય, મધુર અને લઘુ છે. ૧૪૬½

आमळांना गुणो—

આમળામાં લવણુરસ સિવાયના બધા રસ જાણવા; તે રૂક્ષ, મધુર, કષાય, અમ્લ અને કફ તથા પિત્તને પરમ હરનાર છે. ૧૪૭½

बहेडांना गुणो—

બહેડાં રસ–રક્ત-માંસ અને મેદથી ઉત્પન્ન થયેલા દોષોને હણે છે તથા સ્વરભેદ, કફનો ઉછાળો તથા પિત્ત-રોગનો નાશ કરનાર છે. ૧૪૮½

दाडमना गुणो—

દાડમ અમ્લ, કષાય અને મધુર. વાતનાશક. ગ્રાહી, દીપન, સ્નિગ્ધ અને ઉષ્ણ. હૃદ્ય અને કફ તથા પિત્તથી વિરુદ્ધ નહિ એવું છે. ૧૪૯½

જે વળી રૂક્ષ અને અમ્લ દાડમ છે, તે પિત્ત અને વાયુને કોપાવનાર છે; મધુર દાડમ પિત્તશામક છે; માટે તેઓમાં પ્રથમનું દાડમ ઉત્તમ છે. ૧૫૦½

वृक्षाम्लना गुणो—

કોકમ ગ્રાહી, રૂક્ષ ઉષ્ણ અને વાત તથા કફમાં પ્રશસ્ત છે. આમલીનો પાકેલો કાતરો તેનાથી થોડોક ગુણમાં ભિન્ન છે. ૧૫૩½

अम्लवेतसना गुणो; मातुलुंगना गुणो—

અમ્લવેતસ તે જ ગુણોથી યુક્ત અને ભેદન છે. ચકોતરાંનું કેસર શૂલ, અરુચિ, વિબન્ધ, મન્દાગ્નિ, મદાત્યય, હેડકી, શ્વાસ. ઉધરસ, ઉલટી, મળરોગો અને વાત તથા કફથી થયેલા સર્વેય રોગોમાં ઉપદેશેલ છે તથા લઘુ છે. કેસર સિવાયનું બાકીનું એથી વિપરીત છે. ૧૫૪

कचूराना गुणो—

છાલ વગરેનો કચૂરો રુચિકર, અગ્નિદીપક, હૃદ્ય, સુગન્ધિ, કફ અને વાતનો નાશ કરનાર તથા શ્વાસ, હેડકી અને અર્શરોગવાળાઓને હિતકર છે. ૧૫૫

नारंगीना गुणो—

નારંગી મધુર, કંઈક અમ્લ, હૃદ્ય, ખાવામાં રુચિ કરનાર, મુશ્કેલીથી પચે એવી, વાતશામક અને ગુરુ છે. ૧૫૬

बदाम-पीस्तां-अखरोट-मुकुल-निकोच अने उरुमाणना गुणो—

બદામ. અભિષુક, અખરોટ, ચિલગોઝા, પિસ્તાં અને ખીરમાણ ગુરુ, ઉષ્ણ, સ્નિગ્ધ, મધુર, બલપ્રદ, વાતનાશક, બૃંહણ, વૃષ્ય અને કફ તથા પિત્ત વધારનારાં છે. ૧૫૭½

चारोलीना गुणो—

ચારોળી ઉષ્ણતા સિવાય ગુણમાં તેઓના જેવી જ જાણવી. ૧૫૮

श्लेष्मातकना गुणो—

ગુંદાનાં ફળ કફકારક, મધુર, શીત અને ગુરુ છે. ૧૫૮½

अंकोटना गुणो—

આકોલનાં ફળ કફ કારક, ગુરુ, વિષ્ટંભી અને અગ્નિને જીતનાર છે. ૧૫૯

खीजडीना गुणो—

ખીજડીનાં ફળ ગુરુ અને ઉષ્ણ, મધુર, રૂક્ષ અને કેશનાશક છે.

करंजना गुणो—

કરંજ ફળ વિષ્ટંભ કરે છે અને વાત તથા કફથી વિરુદ્ધ નથી. ૧૬૦

आम्रातक-दन्तशठ-करमर्द-ऐरावतना ગુણો—

અંબોડા, મોટાં લીંબુ, કરમદાં અને નારંગી અમ્લ તથા રક્તપિત્ત કરનાર જાણવાં. ૧૬૧

वार्ताकना ગુણો; पर्वटकीना ગુણો—

રીંગણાં વાતહર, અગ્નિદીપક, કટુ અને તિક્ત છે. પોપટી વાતજનક તથા કફ અને પિત્તનો નાશ કરનાર જાણવી. ૧૬૨

आक्षिकीना ગુણો; पीपळो-ઉંબરો-प्लक्ष-वडनां फळना ગુણો—

આક્ષિકીફલ પિત્ત અને કફનો નાશ કરનાર, અમ્લ અને વાતજનક છે. પીપળો-ઉંબરો-પીપળ અને વડનાં ફળ મધુર, અમ્લ વિપાકવાળાં, પિત્ત અને કફને હર-નાર, કષાય, મધુર, વાતજનક અને ગુરુ છે. ૧૬૪

भीलामांना ગુણો—

ભીલામાં અગ્નિસમાન છે અને તેનો ગર્ભ મધુર અને શીતલ છે. ઘણુંખરું ઉપયોગમાં આવતો આ પાંચમો ફલવર્ગ કહી બતાવ્યો. ૧૬૫

હવે હરિતવર્ગ—

આદાંના ગુણો—

લીલી સૂંઠ રુચિકર, અગ્નિદીપક અને વૃષ્ય છે, તથા વાત અને કફના વિબંધમાં તેનો રસ પ્રયોજવાનું કહેવામાં આવે છે. ૧૬૬

जंबीरना ગુણો—

જંબીર રુચિકર, અગ્નિદીપક, તીક્ષ્ણ, સુગંધી, મુખ સાફ કરનાર, કફ અને વાતનો નાશ કરનાર, ક્રિમિનાશક અને ખાધેલું પચાવનાર છે. ૧૬૭

मूळाना ગુણો—

મૂળો કાચો હોય તો દોષહર, પાકી ગયેલ હોય તો ત્રિદોષ કરનાર, સ્નેહમાં સિધ્ધ કરેલ હોય તો વાયુનાશક અને સૂકાઈ ગયેલ હોય તો કફ અને વાતને જીતનાર છે. ૧૬૮

सुरसना ગુણો—

સુરસ હેડકી, ઉધરસ, વિષ, શ્વાસ અને પડખાંના શૂળનો નાશ કરનાર, પિત્ત કરનાર, કફ અને વાયુ મટાડનાર તથા દુર્ગંધ મટાડનાર છે. ૧૬૯

अजमो-अर्जक-सरगवो वगेरेना ગુણો—

અજમો, રાનતુલસી, સરગવો, વરિયાળી અને મૃષ્ટક હૃદ્ય તથા ચાખવા જેવાં હોય છે અને પિત્તને વધારે છે. ૧૭૦

गंडीर-जळपीपर-तुंबुरु-शृंगवेरिकना ગુણો—

ગંડીર, રતવેલિયો, તેજફળ અને આદુના મોગરા તીક્ષ્ણ, ઉષ્ણ, કટુ, રૂક્ષ અને કફ તથા વાત હરનારાં છે. ૧૭૧

भूस्तृणना ગુણો—

રોહિષ ઘાસ પુરુષાતનને હણનાર, કટુ, રૂક્ષ, ઉષ્ણ અને મુખ સાફ કરનાર છે. ખોડી અજમોદ કફ અને વાતનો નાશ કરનાર, બસ્તિના રોગને તથા પીડાને નષ્ટ કરનાર છે. ૧૭૨

धान्यक-अजगन्धा-सुमुखना ગુણો—

ધાણા, બાફળી અને સુમુખ રુચિકર, સુગંધી અને બહુ કટુ નહિ એવાં છે તથા દોષોને વધારે છે. ૧૭૩

गृंजनना ગુણો—

ગૃંજન ગ્રાહી, તીક્ષ્ણ, વાત-કફ અને અર્શરોગવાળાને હિતકર છે અને પિત્તરોગ વગરનાં માણસોનાં સ્વેદનમાં અને ભોજનમાં તેની યોજના કરવી જોઈએ. ૧૭૪

पलांडुना ગુણો—

ડુંગળી કફકારક અને વાયુનાશક છે. પણ પિત્તહર

નથી, આહારમાં યોજાતી, બલપ્રદ, ગુરુ, વૃષ્ય અને રુચિ વધારનાર છે. ૧૭૫

લસણના ગુણો—

લસણ ક્રિમિ-કુષ્ઠ અને કિલાસનો નાશ કરનાર, વાતહર, ગુલ્મ મટાડનાર, સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, કટુક અને ગુરુ છે. ૧૭૬

સૂકાઈ ગયેલ હરિતવર્ગનાં દ્રવ્યો અને એનાં ફળો કફ અને વાતનો નાશ કરનાર છે. આ પ્રમાણે આ છઠ્ઠો હરિતવર્ગ સમાપ્ત કરવામાં આવે છે. ૧૭૭

હવે મદ્યવર્ગ—

મદ્યના સામાન્ય ગુણો—

સામાન્યપણે બધાં મદ્ય સ્વભાવથીજ અમ્લ અને ઉષ્ણ તથા વિપાકે અમ્લ કહેલ છે. તેના વિશેષ ગુણનો હવે ઉપદેશ આપવામાં આવશે. ૧૭૮

સુરાના ગુણો—

કૃશ, અટકેલ મૂત્રવાળા અને ગ્રહણી તથા અર્શના રોગવાળાઓ માટે અને ધાવણ તથા રકતના ક્ષયમાં વાતહર સુરા પ્રશસ્ત છે. ૧૭૯

મદિરાના ગુણો—

હેડકી-શ્વાસ-સળેખમ-ઉધરસ-મળ અટકવો-અરુચિ ઉલટી-આનાહ અને વિબન્ધ રોગોમાં વાતાહર મદિરા હિતકર છે. ૧૮૦

જગલના ગુણો—

જગલ શૂલ-પ્રવાહિકા-આટોપ-કફ-વાત અને અર્શ રોગવાળાને હિતકર, ગ્રાહી, રૂક્ષ, ઉષ્ણ, શોફનાશક અને ખાધેલું પચાવનાર છે. ૧૮૧

અરિષ્ટના ગુણો—

રુચિકર અને અગ્નિદીપક અરિષ્ટ શોફ, અર્શ, ગ્રહણી-દોષ, પાંડુરોગ, અરુચિ અને જ્વર-એ કફથી થયેલા રોગોને હણે છે. ૧૮૨

શાર્કરના ગુણો—

શાર્કરમદ્ય મુખને ગમતું, હલકાં મદવાળું, સુગન્ધિ, બસ્તિરોગ દૂર કરનાર, પચાવનાર અને પોતે પચી ગયા પછી હૃદ્ય અને વર્ણને હિતકર છે. ૧૮૩

પક્વરસના ગુણો—

શેરડીના પકાવેલા રસનું મદ્ય રુચિકર, અગ્નિદીપક, હૃદ્ય, શોષ-શોફ અને અર્શરોગવાળાઓને હિતકર, સ્નેહ અને કફના વિકારનો નાશ કરનાર તથા વર્ણને હિતકર માનેલ છે. ૧૮૪

શીતરસિકના ગુણો—

શેરડીના ટાઢા રસનું મદ્ય પાચન કરનાર, વિબન્ધનો નાશ કરનાર, સ્વર અને વર્ણની શુદ્ધિ કરનાર, લેખન તથા શોફરોગ-ઉદરરોગ અને અર્શરોગવાળાને હિતકર છે. ૧૮૫

ગૌડના ગુણો—

ગૌડ એટલે ગોળનું મદ્ય, મળ અને વાયુને બહાર કાઢનાર અને ભેદનાર, તર્પણ અને દીપન છે. આક્ષિકી એટલે બહેડાનું મદ્ય પાંડુરોગ અને વ્રણમાં હિતકર અને અગ્નિદીપક માનેલ છે. ૧૮૬

સુરાસવના ગુણો; મૈરેયના ગુણો—

સુરાસવ તીવ્રમદ કરનાર, વાતનાશક અને ભૂખને ગમતો છે. મધ્વાસવ-મહુડાંનો આસવ-છેદન કરનાર તથા તીક્ષ્ણ છે અને મૈરેય મધુર અને ગુરુ છે. ૧૮૭

ધાવડીનાં ફલના આસવના ગુણો; દ્રાક્ષ-ઇક્ષુરસના આસવના ગુણો—

ધાતકીના ફલનો આસવ હૃદ્ય, રૂક્ષ, રુચિકર અને અગ્નિદીપક છે. દ્રાક્ષ અને શેરડીના રસનો આસવ માધ્વીક આસવ જેવો છે અને બહુ ઉષ્ણ નથી. ૧૮૮

मध्वासवना गुणो—

મધુ રુચિકર, અગ્નિદીપક, હૃદ્ય, બલપ્રદ, પિત્તથી વિરુધ્ધ નહિ એવું, વિબન્ધનો નાશ કરનાર, કફનાશક, લઘુ અને અલ્પવાયુવાળું છે. ૧૮૯

जवनी सुराना गुणो—

યવની મંડયુક્ત સુરા રૂક્ષ, ઉષ્ણ, વાત અને પિત્ત કરનાર અને ગુરુ છે અને વિષ્ટંભ કરી પચે છે પણ મધૂલિકા કફકારક છે. ૧૯૦

सौवीरक-तुषोदकना गुणो—

સૌવીરક અને તુષોદક અગ્નિદીપક, પાચન કરનાર, હૃદ્રોગ-પાંડુરોગ અને ક્રિમિરોગને મટાડનાર, ગ્રહણી અને અર્શમાં હિતકર તથા ભેદન કરનાર છે. ૧૯૧

अम्लकांजीना गुणो—

અમ્લકાંજીક સ્પર્શદ્વારા દાહ અને જ્વરનો નાશ કરનાર, પીવાથી વાત અને કફનો નાશ કરનાર, વિબંધ મટાડનાર, મળસારક અને અગ્નિદીપક છે. ૧૯૨

नवां मद्यना गुणो—

નવું મદ્ય ઘણુંખરું ગુરુ અને દોષોને કોપાવનાર હોય છે અને જૂનું મદ્ય સ્રોતોને શુદ્ધ કરનાર, દીપન, લઘુ અને રુચિકર છે. ૧૯૩

विधिपूर्वक पीधेल मद्यना गुणो—

મદ્ય હર્ષજનક, તૃપ્તિકર, ભય-શોક અને શ્રમને દૂર કરનાર તથા પ્રગલ્ભતા-વીર્ય-પ્રતિભા-સંતોષ-પુષ્ટિ અને બળ દેનાર છે. ૧૯૪

સાત્વિક મનુષ્યોએ વિધિપુરઃસર યુક્તિ અનુસાર પીધું હોય તો તે અમૃત જેવું થાય છે. આ પ્રમાણે મદ્યને ઉદ્દેશીને આ સાતમો વર્ગ કહી દેખાડયો. ૧૯૫

હવે જલવર્ગ—

पाणी एक प्रकारनुं होवा छतां गुणभेदनुं कारण—

એક પ્રકારનું સર્વ અન્તરીક્ષનું જળ આકાશમાંથી પડે છે તે પડતાં પડતાં અને પડયા પછી પણ દેશ અને કાળની અપેક્ષા રાખે છે. ૧૯૬

આકાશથી પડતાં, કાલને અનુસરનાર ચંદ્ર-વાયુ અને સૂર્યથી સ્પર્શ પામી પૃથ્વીના શીત-ઉષ્ણ-સ્નિગ્ધ-રૂક્ષ વગેરે ગુણોથી જલ સ્પર્શાનુસાર યુક્ત થાય છે. ૧૯૭

दिव्य जळना गुणो—

આકાશનું જળ સ્વભાવથી જ ઠંડુ પવિત્ર, કલ્યાણકારક, જીભને ગમતું, વિમલ અને હલકું-એ છ ગુણવાળું છે અને પડયા પછી પાત્રની અપેક્ષા રાખે છે એટલે કે જેવું પાત્ર તેવું બને છે. ૧૯૮

पात्रभेदथी जळना गुणभेद—

શ્વેત માટીમાં કષાય અને શ્વેતપીતમાં કડક, પીંગળી માટીમાં ક્ષાર મિશ્રિત અને ઊષરમાં લવણ, પર્વતોના વિસ્તારમાં તીખાશવાળું અને કાળી માટીમાં મધુર-આમ પૃથ્વી પરના જલના આ છ ગુણ હોવાનું કહ્યું. તે પ્રમાણે વર્ષાદનું, કરાનું અને બરફનું જે જલ છે તેને અસ્ફુટ રસવાળું જાણવું. ૨૦૦

વર્ષાદે ઉત્પન્ન કરેલું જે જલ અંતરીક્ષમાંથી પડે છે અને કહેલા પાત્રો વડે ઝીલી લેવામાં આવે છે, તે રાજાઓને પીવા લાયક મુખ્ય ઐન્દ્રજલ છે, એમ જ ધીર પુરુષો કહે છે. ૨૦૧

જરા કષાય અને મધુર, સારી પેઠે પાતળું, વિષદ, હલકું અને નહિ રૂક્ષ કે નહિ અભિષ્યન્દી એવું સર્વ પાણી ઉત્તમ છે. ૨૦૨

ऋतुभेदथी जळना गुणो—

વર્ષાદનું નવું જલ ભારે, અભિષ્યન્દી અને મધુર હોય છે અને શરદ ઋતુમાં જે વર્ષે છે તે ઘણુંખરું પાતળું, હલકું અને અને અભિષ્યન્દ વગરનું હોય છે. ૨૦૩

જેઓ બહુ કોમળ છે અને મોટે ભાગે સ્નિગ્ધ ભોજન કરનારા છે, તેઓનાં ભોજ્ય, ભક્ષ્ય, લેહ્ય અને પેયમાં તે જલ પ્રશસ્ત છે. ૨૦૪

હેમન્ત ઋતુમાં વર્ષેલું પાણી સ્નિગ્ધ, વૃષ્ય, બલપ્રદ અને ભારે હોય છે, ત્યારે શિશિર ઋતુમાં તેનાથી કંઈક હલકું અને કફ તથા વાતને જીતનાર હોય છે. ૨૦૫

વસન્તનું જલ કષાય, મધુર અને રૂક્ષ જાણવું; અને ગ્રીષ્મનું જલ અભિષ્યન્દ ન કરનારું હોય છે એ નિશ્ચય છે. આ પ્રમાણે ઋતુ ઋતુના જલના સર્વેય ગુણો અહીં કહી બતાવ્યા છે. ૨૦૬

અકાળે વરસેલા જળની નિન્દા—

કસમયે મેઘો જે જલ આપે છે તે દોષ કરનાર હોય છે એ બાબતમાં સંશય કરવો યોગ્ય નથી. ૨૦૭

શારદજળની નિન્દા—

રાજાઓએ, રાજાજેવાઓએ અને સુકોમળ મનુષ્યોએ શરદ ઋતુમાં ભેળું કરેલું પાણી ખાસ કરીને ઉપયોગમાં લેવું. ૨૦૮

જુદા જુદા પર્વતોમાંથી નીકળતી નદીનાં જળના ગુણો—

જેનાં પાણી પાણાઓથી છિન્ન ભિન્ન થાય છે, ક્ષોભ પામે છે અને પચ્છાય છે તથા જેઓ હિમાલયમાંથી નીકળેલી છે તથા ઋષિઓથી સેવાએલી છે તે નદીઓ પથ્ય અને પવિત્ર છે. ૨૦૯

જે નદીઓ પાણા અને રેતી વહનારી, વિમલ જલવાળી અને મલય પર્વતમાંથી નીકળેલી છે તેઓમાં અમૃત જેવું જલ છે. ૨૧૦

અને જેઓ પશ્ચિમ તરફ મુખવાળી છે તેઓ પથ્ય અને નિર્મળ જલવાળી હોય છે; અને જેઓ પૂર્વ સમુદ્ર તરફ મુખવાળી છે, ધીમે ધીમે વહે છે, તેઓ એટલે કે તેઓનું જલ ભારે હોય છે. ૨૧૧

અને જેઓ પારિયાત્ર પર્વતમાંથી નીકળેલી છે તથા જેઓ વિન્ધ્યાચલમાંથી અને સહ્યાદ્રિમાંથી નીકળેલી છે, તેઓ શિરોરોગ, હૃદ્રોગ, કુષ્ઠ અને શ્લીપદરોગનાં કારણરૂપ છે. ૨૧૨

વર્ષાજળ વહેનાર નદીનાં પાણીના ગુણો—

માટી-કીડા-સર્પ-ઉંદર અને મળથી દૂષિત જલવાળી, વર્ષા ઋતુનું પાણી વહેનારી નદીઓ સર્વ દોષોને કોપાવનારી છે. ૨૧૩

વાવ-કૂવા-તળાવનાં જળના ગુણો—

વાવ-કૂવા-તળાવ-ઉત્સ-સરોવર અને ઝરણાં વગેરેમાં આનૂપ-પર્વતાળ કે જાંગલ પ્રદેશના ગુણદોષો સમજવા. ૨૧૪

અહિત જળ—

ચીકાશવાળું, ક્રિમિયુક્ત, પાંદડાં-શેવાળ અને કાદવથી બગડી ગયેલું, વિકૃતવર્ણવાળું, વિકૃતસ્વાદવાળું, ઘાટું અને દુર્ગન્ધવાળું જલ હિતકર નથી. ૨૧૫

સમુદ્રજળના ગુણો—

સમુદ્રનું જે પાણી છે તે આમગન્ધી, ત્રિદોષજનક અને ખારું છે. આ પ્રમાણે સારી પેઠે નક્કી કરેલો આ આઠમો જલવર્ગ કહી બતાવ્યો. ૨૧૬

હવે ગોરસ વર્ગ—

ગાયનાં દૂધના ગુણો—

ગાયનું દૂધ દશ ગુણવાળું છે—મધુર, શીત, મૃદુ, સ્નિગ્ધ, ઘટ્ટ, શ્લક્ષ્ણ, પિચ્છિલ, ભારે, મંદ તથા વિમલ છે. ૨૧૭

એવા ગુણવાળું જ તે દૂધ સમાનપણાંને લઈ ઓજસને વધારે છે. દૂધને જીવનદાતા દ્રવ્યોમાં શ્રેષ્ઠ રસાયન કહ્યું છે. ૨૧૮

ભેંસનાં દૂધના ગુણો—

ભેંસોનું દૂધ ગાયના દૂધથી ભારે અને શીતલ તથા સ્નિગ્ધતામાં અધિક છે; તે અનિદ્રાને અને પ્રબળ જઠરાગ્નિવાળાને હિતકર છે. ૨૧૯

ઊંટડીનાં દૂધના ગુણો—

ઊંટડીઓનું દૂધ કાંઈક રૂક્ષ, ઉષ્ણ, લવણરસવાળું,

અને હલકું છે તથા વાત-કફ-આનાહ-ક્રિમિ-શોફ-ઉદર-રોગ અને અર્શવાળાને માટે પ્રશસ્ત છે. ૨૨૦

एकशफनां दूधना गुणो—

એક ખરીવાળાં સર્વ પ્રાણીનું દૂધ બલપ્રદ, સ્થિરતા કરનાર, ઉષ્ણ, કંઈક ખટાશવાળું, કંઈક ખારું, રૂક્ષ, શાખાગત વાતને હરનાર અને હલકું છે. ૨૨૧

बकरीनां दूधना गुणो—

બકરીનું દૂધ કષાય, મધુર, શીત, ગ્રાહી, હલકું, રક્તપિત્ત તથા અતિસારનો નાશ કરનાર અને ક્ષય, ઉધરસ તથા જ્વરને દૂર કરનાર છે. ૨૨૨

घेटीनां दूधना गुणो; हाथणीनां दूधना गुणो—

ઘેટીનું દૂધ હેડકી અને શ્વાસ કરનાર, ઉષ્ણ તથા પિત્ત અને કફ કરનાર છે. હાથણીઓનું દૂધ બલપ્રદ, ભારે અને પરમ સ્થિરતા કરનાર છે. ૨૨૩

धावणना गुणो—

ધાવણ જીવન, બૃંહણ સાત્મ્ય, સ્નેહન, રક્તપિત્તમાં નસ્ય અને આંખના શૂલવાળાઓ માટે તર્પણ છે. ૨૨૪

दहींना साधारण गुणो—

દહીં રુચિકર, અગ્નિદીપક, વૃષ્ય, સ્નેહન, બલ વધારનાર, વિપાકમાં અમ્લ, ઉષ્ણ, વાતહર, મંગળતા કરનાર અને બૃંહણ છે. ૨૨૫

रोगभेद प्रमाणे दहींनी श्रेष्ठता—

સળેખમ, અતિસાર, શીતજ્વર, વિષમજ્વર, અરુચિ, મૂત્રકૃચ્છ્ર અને કૃશતામાં દહીં પ્રશસ્ત છે. ૨૨૬

ऋतुभेद प्रमाणे दहींनी अहितता—

ઘણુંખરું શરદ-ગ્રીષ્મ અને વસન્ત ઋતુમાં દહીં નિન્દિત છે અને રક્તપિત્ત તથા કફથી થયેલા વિકારોમાં તે અહિતકર છે. ૨૨૭

मन्दक-दधिसर-दधिमस्तुना गुणो—

કાચું દહીં ત્રિદોષ કરનાર, જામેલું દહીં વાતહર, ઉપલી તર વીર્યવર્ધક અને દહીંનું પાણી કફ અને વાતનો નાશ કરનાર તથા સ્રોતોને સાફ કરનાર છે. ૨૨૮

छाशना गुणो—

શોફ-અર્શ-ગ્રહણીદોષ-મૂત્રનો નિરોધ-ઉદરરોગ-અરુચિ-સ્નેહથી થયેલ વિકાર-પાંડુરોગ અને સંયોગજ વિષમાં તક્ર દેવી. ૨૨૯

माखणना गुणो—

તરતમાં તારવેલું માખણ સંગ્રાહી, દીપન, હૃદ્ય અને ગ્રહણી તથા અર્શના વિકારનો નાશ કરનાર અને અર્દિત તથા અરુચિનો નાશ કરનાર છે. ૨૩૦

घीना गुणो—

સ્મૃતિ-બુદ્ધિ-અગ્નિ-વીર્ય-ઓજસ-કફ અને મેદ વધારનાર, વાત-પિત્ત-વિષ-ઉન્માદ-શોષ-અલક્ષ્મી અને જ્વરનો નાશ કરનાર, સર્વ સ્નેહોમાં શ્રેષ્ઠ, શીત, રસ અને વિપાકમાં મધુર અને જાતજાતનાં દ્રવ્યોથી સંસ્કાર પામી હજાર વીર્યવાળું ઘી હજારો કામ સિદ્ધ કરનાર છે. ૨૩૧,૨૩૨

જૂનું ઘી મદ-અપસ્માર-મૂર્છા-શોષ-ઉન્માદ-સંયોગજ વિષ-જ્વર-યોનિશૂલ-કર્ણશૂલ અને શિરઃશૂલને મટાડે છે. બકરી--ઘેટી અને ભેંસનાં ઘી ગુણમાં તેઓનાં પોતપોતાનાં દૂધ જેવાં કહેવાં. ૨૩૩॥

ખીરું, મોરટ અને વિવિધ પ્રકારના જે કિલાટો છે તે સર્વેય પ્રદીપ્ત અગ્નિવાળાઓને તથા અનિદ્રાના રોગીઓને માટે સુખદાયક છે તથા ભારે, તર્પણકારક, વૃષ્ય, બૃંહણ અને વાયુનાશક છે. ૨૩૫

तक्रपिंडना गुणो—

તક્રપિંડ વિશદ, ગુરુ, રૂક્ષ અને ગ્રાહી છે. આ પ્રમાણે ગોરસોનો આ નવમો વર્ગ કહી બતાવ્યો. ૨૩૬

હવે ઇક્ષુવર્ગ—

ચૂસેલ શેરડીના ગુણો; યન્ત્રથી કાઢેલ રસના ગુણો—

ચૂસેલી શેરડીનો રસ વૃષ્ય, શીત, સારક, સ્નિગ્ધ, બૃંહણ, મધુર અને કફકારક છે, તથા યન્ત્રથી કાઢેલો રસ વિદાહી છે. ૨૩૭

વંશક કરતાં પૌંડ્રકની ઉત્તમતાનું કારણ; ગોળના ગુણો—

શીતલતામાં, નિર્મલતામાં અને મધુરતામાં વંશક પૌંડ્રક કરતાં શ્રેષ્ઠ છે. ગોળ પુષ્કળ ક્રિમિ–મજ્જા–રક્ત–મેદ અને માંસ કરનાર છે. ૨૩૮

ક્ષુદ્રગોળ તથા અગ્નિપર બાળતાં ચોથો ભાગ, ત્રીજો ભાગ અને અર્ધો ભાગ બાકી રહેલ રસ ઉત્તરોત્તર લઘુ છે. ધોયેલો ગોળ બહુજ અલ્પ મળ કરનાર છે. ૨૩૯

મત્સ્યંડિકા-ખાંડ-સાકરના ગુણો—

તેનાથી મત્સ્યંડિકા, ખાંડ અને સાકર એકએકથી વિમલ છે. જેમ જેમ એઓની વિમલતા તેમતેમ તેઓની શીતતા હોય છે. ૨૪૦

ગુડશર્કરાના ગુણો; યાસશર્કરાના ગુણો—

ગોળની સાકર વૃષ્ય, ક્ષીણ–ક્ષતમાં હિતકર અને કંઈક સ્નિગ્ધ છે. યાસશર્કરા કષાય, મધુર, ઠંડી અને કંઈક તિક્ત છે. ૨૪૧

મધુશર્કરાના ગુણો—

મધુશર્કરા રૂક્ષ, ઉલટી અને અતિસારનો નાશ કરનાર અને કફ આદિનું છેદન કરનારી છે અને સર્વ પ્રકારની સાકર તૃષા, રક્તપિત અને દાહમાં પ્રશસ્ત છે. ૨૪૨

મધની જાતો—

માક્ષિક, ભ્રામર, ક્ષૌદ્ર અને પૌત્તિક- એ મધની જાતો છે; તેઓમાં માક્ષિક સૌથી શ્રેષ્ઠ છે અને ભ્રામર ખાસ કરીને ભારે છે. ૨૪૩

માક્ષિક મધ તેલના રંગનું અને પૌત્તિકમધ ઘીના વર્ણનું થાય; ક્ષૌદ્ર મધ કપિલવર્ણનું થાય અને ભ્રામર મધ શ્વેતવર્ણનું કહેવાય છે. ૨૪૪

મધના સાધારણ ગુણો—

મધ વાતજનક, ગુરુ, શીત, રક્તપિત્ત અને કફનો નાશ કરનાર, ભાંગ્યું સાંધનાર, કફ-ગ્રન્થિ આદિનું છેદન કરનાર, રૂક્ષ, કષાય અને મધુર છે. ૨૪૫

ગરમ સાથે મધનો વિરોધ—

વિષયુક્ત ઉત્પત્તિસ્થાન હોવાથી મધ ઊનું હોય તો મારે છે અથવા ગરમીથી પીડાયેલાંને મારે છે; વળી ગુરુ–રૂક્ષ અને કષાય હોવાથી તથા શીતતાને લઈ મધ અલ્પ પ્રમાણમાં હિતકર છે. ૨૪૬

મધથી થયેલ આમ કષ્ટસાધ્ય છે—

મધથી થયેલા એ આમરોગથી વધારે કષ્ટદાયી કંઈ નથી; કારણકે ચિકિત્સાની વિરુદ્ધતાને લઈ ઝેરની પેઠે તે માણસને તરતજ હણે છે. ૨૪૭

આમરોગમાં ઉષ્ણતાયુક્ત ક્રિયા કરવી જોઈએ પણ તે ક્રિયા મધથી થયેલા આમરોગમાં વિરૂદ્ધ બને છે તેથી મધથી થયેલો ભયંકર આમરોગ ઝેરની પેઠે તરત મૃત્યુ કરે છે. ૨૪૮

મધ યોગવાહી છે—

જુદા જુદા દ્રવ્યોમાંથી બનેલું હોવાથી મધ પરમ યોગવાહી છે. આ પ્રમાણે ઘણોખરો શેરડીની બનાવટોનો આ વર્ગ દશમો માન્યો છે. ૨૪૯

હવે કૃતાન્ન વર્ગ—

પેયાના ગુણો—

પેયા ભૂખ–તૃષા–ગ્લાનિ–દુર્બળતા–કુક્ષિરોગ અને જ્વરનો નાશ કરનાર, સ્વેદ અને જઠરાગ્નિ ઉત્પન્ન કરનાર તથા વાત અને મળનું અનુલોમન કરનાર છે. ૨૫૦

વિલેપીના ગુણો—

વિલેપિકા તર્પણ કરનાર, ગ્રાહી, લઘુ અને હૃદ્ય પણ છે; અને મંડ અગ્નિને પ્રદીપ્ત કરે છે તથા વાતનું અનુલોમન કરે છે. ૨૫૧

સ્રોતોને કોમળ કરે છે અને પરસેવો ઉત્પન્ન કરે છે; અને મંડ દીપન અને લઘુ હોવાથી લંઘન પામેલા, વિરેચન પામેલા તથા સ્નેહ પચી જતાં તરસ્યા થનારને માટે પ્રાણધારક છે. ૨૫૨૩

લાજપેયા-મંડના ગુણો—

અને લાજની પેયા ક્ષીણ સ્વરવાળા પ્રાણીના શ્રમને હરનારી છે.

લાજનો મંડ તૃષા અને અતીસાર શાન્ત કરનાર, ધાતુનું સામ્ય કરનાર, કલ્યાણકારક, અગ્નિ ઉત્પન્ન કરનાર અને દાહ તથા મૂર્ચ્છા દૂર કરનાર છે. ૨૫૪

સારી રીતે સંસ્કારવાળો લાજમંડ મંદાગ્નિવાળા-ઓને, વિષમ અગ્નિવાળાઓને, બાળક-વૃદ્ધ અને સ્ત્રીઓને તથા કોમળ મનુષ્યોને આપવો જોઈએ. ૨૫૫

સૂંઠ અને પીપરથી યુકત લાજા અને ખાટાં દાડમો સહિત પકાવેલો મંડ ભૂખ-તરસ મટાડનાર, પથ્ય અને સંશોધન પામેલ પુરુષોના મળને દૂર કરનાર છે. ૨૫૬

લાજસક્તુના ગુણો: ઓદનના ગુણો—

લાજાના સાથવા કષાય, મધુર, શીત અને લઘુ છે અને સારી પેઠે ધોયેલા, ઓસાવેલ, ગળી ગયેલા અને ઊના ભાત હલકા છે. ૨૫૭

શેકેલા ચોખાને વિષ અને કફના રોગોમાં આપવા વૈદ્યો ઇચ્છે છે. ધોયા વગરના, ઓસાવ્યા વિનાના, ગળ્યા વગરના અને વળી ઠંડા ભાત ભારે છે. ૨૫૮

માંસ વગેરે જુદાં જુદાં દ્રવ્યોથી સિદ્ધ ભાતના ગુણો—

માંસ-શાક-વસા-તેલ-ઘી-મજ્જા અને ફળોની સાથે તૈયાર કરેલા ભાત બલપ્રદ, સંતર્પણ કરનાર, હૃદ્ય, ગુરુ અને બૃંહણ છે. ૨૫૯

તે પ્રમાણે અડદ-તલ-દૂધ-અને મગ ભેળવીને સિદ્ધ કરેલા ભાત ગુણમાં સમાન છે.

કુલ્માષના ગુણો—

કુલ્માષ ગુરુ, રૂક્ષ, વાતકર અને મળભેદક છે. ૨૬૦

સૂપ, ઘઉં અને જવનાં રાંધીને ગાળી નાખેલાં જે કેટલાક ભક્ષ્યો છે તેઓનું ભારેપણું અને હલકાપણું વૈદ્ય દ્રવ્ય અનુસાર કહેવું ૨૬૧

યૂષ-રસ-સૂપના સંસ્કારભેદથી લઘુતા તથા ગુરુતા—

અકૃત એટલે સ્નેહ-લવણ વગેરે વિનાનો યૂષ, કૃત એટલે સ્નેહ-લવણ વગેરે નાખેલ યૂષ, પાતળો માંસરસ, સંસ્કાર પામેલો અને ઘન માંસરસ, ખાટી દાળ અને ખટાશ વિનાની દાળને ઉત્તરોત્તર ભારે જાણવાં. ૨૬૨

યવસક્તુના ગુણો—

સકતુઓ વાતજનક, રૂક્ષ, બહુ મળ કરનાર અને અનુલોમન કરનાર છે અને પીવાથી તેઓ તરત બળ દેનારા અને મનુષ્યનું તરત તર્પણ કરનારા થાય છે. ૨૬૩

શાલિસક્તુના ગુણો—

શાળના બનાવેલ સકતુઓ મધુર, લઘુ, શીત, ગ્રાહી, રકતપિત્તનો નાશ કરનાર તથા તૃષા-ઉલટી અને જ્વરને દૂર કરનાર છે. ૨૬૪

યાવપૂપ-યાવક-વાટયના ગુણો—

જવના પૂડા તથા જવનો વાટય ઉદાવર્ત, સળેખમ, ઉધરસ, પ્રમેહ તથા ગલગ્રહ—એ વ્યાધિઓને હણે છે. ૨૬૫

ધાણીના ગુણો—

ધાણી નામનું જે ભક્ષ્ય છે તે ઘણુંખરું લેખન કરનાર છે અને શુષ્ક હોવાથી તર્પણ કરનાર અને વિષ્ટંભીપણાને લઈ મુશ્કેલીથી પચે છે. ૨૬૬

विरूढ-शष्कुली-मधुकोड-पिंडक-पूप-पूपलिकाना गुणो—

અંકુરિત અનાજ, શષ્કુલી, પિંડક સહિત મધુકોડ, પૂપ એટલે પૂડા અને પૂપલિકા વગેરે લોટની બનાવટો અતિશય ભારે છે. ૨૬૭

फल-मांस वगेरेथी संस्कृत खोराकना गुणो—

ફલ, માંસ, વસા, શાક, તલવટ અને મધના સંસ્કાર વાળાં ભક્ષ્યો વૃષ્ય, બલપ્રદ, ગુરુ અને બૃંહણ કરનાર છે. ૨૬૮

वेशवारना गुणो; क्षीर-इक्षुरसना पूपना गुणो—

વેશવાર ગુરુ, સ્નિગ્ધ તથા બળ અને પુષ્ટિ વધારનાર છે. દૂધ અને શેરડીના રસથી બનાવેલ પૂપ ભારે, તર્પણકારક અને વૃષ્ય છે. ૨૬૯

खोराकना संस्कारथी गुरुता—

ગોળવાળાં, તલવાળાં અને દૂધ-મધ તથા સાકર-વાળાં ભક્ષ્યો વૃષ્ય, બલપ્રદ અને અતિશય ભારે માનેલ છે. ૨૭૦

घउंना खोराकना गुणो—

સ્નેહયુકત અને સ્નેહમાં સિદ્ધ કરેલ વિવિધ લક્ષણવાળાં ઘઉંનાં ભક્ષ્યો ગુરુ, તર્પણ, વૃષ્ય અને હૃદ્ય માનેલ છે. ૨૭૧

संस्कारथी घउंना लोटनी लघुता—

ધાણી-પર્પટ એટલે ઘઉંના ખાખરા-પૂપ વગેરે ઘઉંના લોટનાં ભક્ષ્યો સંસ્કારથી હલકાં બને છે. માટે તેઓને જાણી લઈને તે પ્રમાણે યોજના કરવી. ૨૭૨

पृथुकना गुणो; यावचिपिटकना गुणो—

પૌંઆ ભારે છે પણ તળેલા હોય તો તેઓને થોડા પ્રમાણમાં ખાવા જોઈએ. ચિપટા કરેલ જવ વિષ્ટંભ કરીને પચે છે અને શેકયા વગરના મલભેદક છે. ૨૭૩

कठोळना गुणो—

કઠોળ ધાન્યનાં બનાવેલાં ભક્ષ્યો વાતકર, રૂક્ષ અને શીતલ હોય છે. કટુદ્રવ્ય, સ્નેહ અને લવણ સહિત તેઓને અલ્પ પ્રમાણમાં ખાવાં જોઈએ. ૨૭૪

उक्त-अनुक्त खोराकनो संग्रह—

થોડી આંચે તૈયાર કરેલાં જે ભક્ષ્યો છે અને જે સ્થૂલ તથા કઠણ ભક્ષ્યો છે તેઓ ભારે, લાંબે વખતે પચનાર અને પુષ્ટિ તથા બળ દેનાર છે. ૨૭૫

ભક્ષ્ય પદાર્થોના દ્રવ્યના સંયોગ અને સંસ્કાર તથા દ્રવ્યની માત્રા જુદી જુદી જાણી લઈને તેની તેની ગુરુતા અને લઘુતા કહેવી. ૨૭૬

विमर्दकना गुणो—

પાકાં-કાંચાં-કિલન્ન અને શેકેલાં વિવિધ પ્રકારનાં દ્રવ્યોથી યુક્ત વિમર્દક-ફીણીને બનાવેલ દળ ગુરુ, હૃદ્ય, વૃષ્ય અને બલવાન મનુષ્યો માટે હિતકર છે. ૨૭૭

रसालाना गुणो;गोळवाळां दहींना गुणो—

રસાલા બૃંહણ કરનાર, વૃષ્ય, સ્નિગ્ધ, બલપ્રદ અને રુચિ કરનાર છે. ગોળયુકત દહીં સ્નિગ્ધતા કરનાર, તર્પણ કરનાર, હૃદ્ય અને વાતનાશક છે. ૨૭૮

पानकना गुणो—

દ્રાક્ષ-ખજૂર અને બોરનું તથા ફાલસા-મધ અને શેરડીની જે બનાવટો તેઓનું પાનક-શરબત ગુરુ અને વિષ્ટંભી છે. ૨૭૯

તે પાનકોના કટુદ્રવ્ય અને અમ્લદ્રવ્યના સંયોગો અને પૃથક પૃથક્ દ્રવ્ય તથા પ્રમાણ જાણીને તેઓનાં ગુણ અને કર્મ કહેવાં. ૨૮૦

राग-षाडवना गुणो—

રાગ અને ષાડવ કટુ, અમ્લ, મધુર અને લવણ

રસવાળા, લઘુ, સ્વાદિષ્ટ, હૃદ્ય, અગ્નિદીપક અને ખાવામાં રુચિ કરનારા છે. ૨૮૧

આંબા-આમળાંના લેહના ગુણો—

સ્નિગ્ધતા–મધુરતા અને ગુરુતાને લઈ આંબા અને આમળાંનાં ચાટણો બૃંહણ કરનાર, બલવર્ધક, રુચિકર તથા તર્પણ કરનાર કહ્યાં છે. ૨૮૨

उक्त-अनुक्त लेहना द्रव्य प्रमाणे भेद—

તે તે ચાટણોના સંયોગ તથા સંસ્કાર અને તેમાં રહેલ દ્રવ્યમાપને જાણીને તેવાં તેવાં ગુણ અને કર્મ કહેવાં. ૨૮૩

शुक्तना गुणो—

શુક્ત રક્તપિત અને કફની વૃદ્ધિ કરનાર અને વાતનું અનુલોમન કરનાર છે. તેની સાથે સંયુક્ત કરેલ કન્દ, મૂળ અને ફળ આદિ પણ તેવાંજ ગુણવાળાં જાણવાં. ૨૮૪

शिंडाकी वगेरे कालक्रमे खाटां थई जाय तेना गुणो—

શિંડાકી, અન્ય આપેલ વસ્તુ અને લાંબો વખત પડયો રહેવાથી ખાટો થયેલ પદાર્થ રુચિકર અને લઘુ હોય છે: આ પ્રમાણે વૈદ્યે કૃતાન્નોનો અગીઆરમો વર્ગ જાણવો. ૨૮૫

आहारयोगीवर्ग

तेलना गुणो;—

તલનું તેલ કષાય અનુરસવાળું, મધુર, સૂક્ષ્મ એટલે સ્રોતોમાં જનાર, ઉષ્ણ, વ્યવાયી એટલે વ્યાપી રહેનાર, પિત્તજનક, મળ-મૂત્રને અટકાવનાર, કફને ન વધારનાર, વાતહર દ્રવ્યોમાં શ્રેષ્ઠ, બલપ્રદ, ત્વચાને હિતકર, મેધા અને અગ્નિને વધારનાર તથા સંયોગ અને સંસ્કારને લઈ સર્વ રોગ મટાડનાર માનેલ છે. ૨૮૬, ૨૮૭

પૂર્વે દૈત્યોના અધિપતિઓ તેલના પ્રયોગથી વૃદ્ધાવસ્થા વગરના, રોગ રહિત, શ્રમને જીતનારા અને યુદ્ધમાં અતિ બલવાન થયા હતા. ૨૮૮

एरंडियां तेलना गुणो—

એરંડિયું તેલ મધુર, ગુરુ, કફ વધારનાર, વાતરક્ત-ગુલ્મ-હૃદ્રોગ અને જીર્ણજ્વરને મટાડનાર પરમ ઔષધ છે. ૨૮૮

सरसीआं तेलना गुणो—

સરસીઉં તેલ કટુ, ઉષ્ણ, રક્ત અને પિત્તને કોપાવનાર, કફ-વીર્ય અને વાયુ હરનાર તથા ખજવાળ અને કોઢનો નાશ કરનાર છે. ૨૯૦

चारोलीनां तेलना गुणो—

ચારોલીનું તેલ મધુર, ગુરુ અને કફવર્ધક છે; બહુ ઉષ્ણ ન હોવાથી તેને વૈદ્યો વાત અને પિત્તના સંયોગમાં હિતકર માને છે. ૨૯૧

अळसीनां तेलना गुणो—

અળસીનુ તેલ મધુર, અમ્લ, વિપાકમાં કટુ, ઉષ્ણ વીર્ય, વાતમાં હિતકર તથા રક્તપિત્તનો પ્રકોપ કરનાર છે. ૨૯૨

कुसुंभनां तेलना गुण—

કુસુંભનું (કસુંબાનું) તેલ ઉષ્ણ, વિપાકમાં કટુ, ભારે, વિદાહિ અને સર્વ દોષોને કોપાવનાર છે. ૨૯૩

ફલોનાં જે બીજાં તેલો આહારની બનાવટોમાં પ્રયોજાય છે તેઓનાં ગુણ અને કર્મ તે તે ફળ અનુસાર કહેવાં. ૨૯૪

वसा अने मज्जाना गुणो—

મજ્જા અને વસા મધુર, બૃંહણ, વૃષ્ય અને બલપ્રદ છે. વસા અને મજ્જાની શીતતા અને ઉષ્ણતા તે તે પ્રાણી અનુસાર જાણવી. ૨૯૫

सूंठना गुणो—

સૂંઠ કંઈક સ્નિગ્ધ, દીપન, વૃષ્ય, ઉષ્ણ, વાત અને કફનો નાશ કરનાર, વિપાકમાં મધુર, હૃદ્ય અને રુચિકારક છે. ૨૯૬

पीपरना गुणो—

લીલી પીપર કફકારક, મધુર, ગુરુ અને સ્નિગ્ધ છે; સૂકાઈ ગયેલી તે કફ અને વાતનો નાશ કરનાર, કટુ, ઉષ્ણ અને વૃષ્ય માનેલી છે. ૨૯૭

मरीना गुणो—

મરી બહુ ઉષ્ણુ નહિ એવાં, અવૃષ્ય, લઘુ, રુચિકર અને છેદન તથા શોષણુ કરનાર હોવાથી અગ્નિદીપક તથા કફ અને વાયુને જીતનાર છે. ૨૯૮

हिंगना गुणो—

હિંગ વાત-કફ અને વિબન્ધનો નાશ કરનાર, કટુ, ઉષ્ણ, અગ્નિદીપક, લઘુ, શૂલ શાન્ત કરનાર, પાચક અને રુચિકર જાણવી. ૨૯૯

सिंधालूणना गुणो—

સૈન્ધવ રુચિકર, અગ્નિદીપક, વૃષ્ય, આંખને હિતકારી, વિદાહ ન કરનાર, ત્રિદોષશામક, જરા મધુર અને લવણોમાં શ્રેષ્ઠ છે. ૩૦૦

संचळना गुणो—

સંચળ સૂક્ષ્મતા-ઉષ્ણતા-લઘુતા અને સુગન્ધીપણાને લઈ રુચિ કરનાર, કબજિઆત મટાડનાર, હૃદ્ય અને ઓડકારનું શોધન કરનાર છે. ૩૦૧

विडलूणना गुणो—

બિડલવણુ તીક્ષ્ણતા-ઉષ્ણતા અને વ્યવાયીપણાંને લઈ અગ્નિદીપક, શૂલનો નાશ કરનાર તથા ઉપર અને નીચે વાતનું અનુલોમન કરનાર છે. ૩૦૨

औद्भिद लवणना गुणो—

ઔદ્ભિદ લવણુ જરા તિક્ત અને કટુ, ક્ષારયુક્ત, તીક્ષ્ણુ અને ઉત્કલેદ કરનાર છે.

काललवणना गुणो—

કાલલવણમાં ગન્ધ હોતી નથી અને સંચળના ગુણો તેમાં હોય છે. ૩૦૩

सामुद्र लवणना गुणो—

સામુદ્ર લવણુ જરાક મધુર અને પાંશુજ લવણુ જરાક કડછું અને તીખું હોય છે.

लवणना सामान्य गुणो—

સર્વ પ્રકારનાં લવણુ રુચિકર, પાચન કરનાર, સારક અને વાયુનાશક હોય છે. ૩૦૪

जवखारना गुणो—

જવખાર હૃદ્રોગ-પાંડુરોગ-ગ્રહણીરોગ-બરોલ-આનાહ-ગલગ્રહ-કફની ઉધરસ અને અર્શનો નાશ કરે છે. ૩૦૫

साजीखार वगेरेना गुणो—

સર્વ પ્રકારના ક્ષાર તીક્ષ્ણ, ઉષ્ણ, લઘુ, રૂક્ષ, ક્લેદકારક, પાચન કરનાર, ફાડી નાખનાર, દાહ કરનાર, અગ્નિદીપક, છેદન કરનાર અને અગ્નિ જેવા હોય છે. ૩૦૬

कारवी-कुंचिका-अजमो-जीरु-धान्य-तुम्बुरुना गुणो—

ઓડી અજમો, કલોંજી જીરું, અજાજી, અજમો, ધાણા અને તેજફળ રુચિકર, અગ્નિદીપક અને વાત-કફ તથા દુર્ગન્ધિનો નાશ કરનાર છે. ૩૦૭

આહારયોગી દ્રવ્યો આટલાં છે તે બાબતનો નિશ્ચય થઈ શકતો નથી. આ પ્રમાણે આહારયોગીઓનો આ બારમો વર્ગ સમાપ્ત થયો. ૩૦૮

बारवर्गमां कहेल पदार्थोनी श्रेष्ठता तथा हेयता—

શૂકધાન્ય અને શમીધાન્ય એક વર્ષનાં જૂનાં પ્રશસ્ત છે. એથી જૂનું ઘણુંખરું રૂક્ષ હોય છે અને નવાં ઘણુંખરું ભારે હોય છે. ૩૦૯

જે જે ધાન્ય વાવતાં તરત ઊગે તે તે બહુ હલકાં માનેલ છે, અને ફોતરાં વગરનાં તથા યુક્તિપૂર્વક શેકેલાં કઠોળ-ધાન્ય પચવામાં હલકાં છે. ૩૧૦

મરેલ-દૂબળાં-બહુમેદવાળાં-વૃદ્ધ-બાળક-ઝેરથી મારેલ-અસાત્મ્ય દેશમાં ઉછરેલ અને વાઘ વગેરેએ મારેલ પ્રાણીનું માંસ તજી દેવું જોઈએ. ૩૧૧

मांसरसना गुणो—

એ સિવાયનું માંસ હિતકર, બૃંહણુ કરનાર અને બલ વધારનાર છે. માંસરસ સર્વ પ્રાણીઓને પ્રસન્ન કરનાર અને પરમ હૃદ્ય છે. ૩૧૨

શોષરોગી-તરતમાં સાજા થયેલ-કૃશ-ક્ષીણવીર્યવાળા અને બલ તથા વર્ણની ઇચ્છાવાળા પુરુષને માંસરસ અમૃત જેવો જાણવો. ૩૧૩

પોતપોતાના રોગ અનુસાર સાધિત રસ ઘણા રોગો શાંત કરનાર, સ્વરવર્ધક તથા વય-બુદ્ધિ-ઇન્દ્રિય અને આયુષ્યનું બલ વધારનાર જાણવા. ૩૧૪

જે પુરુષો નિત્ય વ્યાયામ કરનાર, નિત્ય સ્ત્રી સેવન કરનાર અને નિત્ય મદ્ય સેવનારા છે તેઓ માંસરસના નિત્ય આહારથી માંદા પડતા નથી અને દુર્બળ પણ થતા નથી. ૩૧૫

વર્જ્ય શાક—

જીવડાં-વાત અને તડકાથી દૂષિત થયેલું, સૂકાઈ ગયેલું, જૂનું, ઋતુ વગરનું, સ્નેહ સિવાય સિદ્ધ કરેલું અને જે નીચોવેલું નથા તે શાક તજવા યોગ્ય છે. ૩૧૬

વર્જ્ય ફળ—

જૂનું, કાંચું, જીવડાં-સર્પ-ટાઢ અને તડકાથી દૂષિત થયેલું, અસાત્મ્ય દેશમાં અને અકાળે ઉત્પન્ન થયેલું તથા ક્લેદયુકત જે ફળ હોય તે સારું નથી. ૩૧૭

વર્જ્ય હરિતશાકો—

હરિતવર્ગનાં દ્રવ્યોનો નિર્દેશ સિદ્ધ કરવાની વિધિ સિવાય શાક પ્રમાણે જાણવો. મદ્ય-જલ અને ગોરસ વર્ગનો નિશ્ચય પોતપોતાના વર્ગમાં કરવામાં આવ્યો છે. ૩૧૮

વર્જ્ય મદ્ય-અમ્બુ-ગોરસ વગેરે—

જે પીણું આહારના ગુણોથી વિપરીત હોય તે આવશ્યક છે; અને ધાતુઓથી જે વિરુદ્ધ ન હોય તેને અન્નનું અનુપાન માનેલ છે. ૩૧૯

યોગ્ય અનુપાન—

કહેવામાં આવેલા ચોરાસી આસવોનું અનુપાન તથા જલ પીવા લાયક છે કે પીવા લાયક નથી તેની પરીક્ષા કરીને હિતકારી જલનું અનુપાન કરવું. ૩૨૦

વાતાદિ પ્રકોપમાં યોગ્ય અનુપાન; ક્ષયમાં અનુપાન—

વાયુમાં સ્નિગ્ધ અને ઉષ્ણ, પિત્તમાં મધુર અને શીતલ, કફમાં રૂક્ષ અને ઉષ્ણ અનુપાન શ્રેષ્ઠ છે; તથા ક્ષયમાં માંસરસનું અનુપાન શ્રેષ્ઠ છે. ૩૨૧

ઉપવાસમાં દૂધનું અનુપાન—

ઉપવાસ-બહુ ચાલવું-સ્ત્રીસેવન તથા પવન-તડકો અને કામ કરવાથી થાકી ગયેલાંને અનુપાન માટે દૂધ અમૃત જેવું પથ્ય છે. ૩૨૨

કૃશનું સુરા અનુપાન—

કૃશ થયેલાને પુષ્ટિ માટે સુરાનું અનુપાન આપવામાં આવે છે.

સ્થૂલનું મધ-પાણીનું અનુપાન—

સ્થૂલ દેહોને કૃશ કરવા માટે મધૂદકનું અનુપાન પ્રશસ્ત છે. ૩૨૩

મદ્ય અનુપાનના અધિકારી—

તન્દ્રા-શોક-ભય અને થાકથી મંદાગ્નિવાળા તથા નિદ્રા વગરના મનુષ્યો માટે અને મદ્ય તથા માંસના અભ્યાસીઓ માટે મદ્યનું જ અનુપાન પ્રશસ્ત છે. ૩૨૪

અનુપાનના ગુણો—

હવે અનુપાનનાં કર્મ અને ગુણો કહેશું-અનુપાન તર્પણ કરે છે, પ્રસન્નતા કરે છે, સતેજ કરે છે, બૃંહણ કરે છે, તૃપ્તિ કરાવે છે, ખાધેલ અન્નને શિથિલ કરે છે, અન્નના સમૂહને તોડે છે, મૃદુતા લાવે છે, ક્લેદ કરે છે, પચાવે છે અને આહારનું સુખપૂર્વક પાચન અને શરીરમાં જલદી ફેલાવો કરે છે. ૩૨૫

એ બાબતમાં શ્લોક છે—

હિતકર રીતે યોજેલું અનુપાન મનુષ્યનું જલદી તર્પણ કરે છે અને સુખેથી આહાર પચાવી આયુષ અને બળ આપે છે. ૩૨૬

જેને જળનું અનુપાન નિષિદ્ધ હોય છે

જેને ઉપલા અંગોમાં વાયુનો કોપ હોય, જેઓને હેડકી-શ્વાસ અને ઉધરસ હોય, જેઓ ગીત-ભાષણ અને ભણતરમાં મશગૂલ હોય અને જેઓને ઉરઃક્ષત હોય તેઓએ જમીને પાણી ન પીવું જોઈએ કારણ કે પાણી કંઠ અને છાતીમાં રહેલા આહારજન્ય સ્નેહનો નાશ કરી બહુ દોષ કરવા સમર્થ થાય છે. ૩૨૭,૩૨૮

બધાં દ્રવ્યોનાં નામો અશક્ય હોવાથી સંગ્રહરુપે કહેવું—

ઘણુંખરું ઉપયોગમાં આવતો અન્નપાનનો આ એક ભાગ કહી બતાવ્યો; કારણ કે નામ લઈ લઈને સંપૂર્ણપણે દ્રવ્યોનો નિર્દેશ કરવાનું શક્ય નથી. ૩૨૯

અનુક્ત દ્રવ્યનાં ગુણ-કર્મ જાણવાના ઉપાયો—

'ઔષધ ન હોય એવું કોઈ પણ દ્રવ્ય નથી' એ અનુસાર જે દ્રવ્ય અહીં કહ્યું ન હોય તેને તે તે દેશજનોનાં વચન પ્રમાણે તેવું તેવું કહેવું. ૩૩૦

આ અન્નપાનના વિષયમાં ચર દેશ અને ભક્ષ્ય, શરીરના અવયવો, સ્વભાવ, ધાતુઓ, ક્રિયા, લિંગ, પ્રમાણ, સંસ્કાર અને માત્રાની પરીક્ષા કરવામાં આવે છે. ૩૩૧

દેશ અને ભક્ષ્ય પ્રમાણે પ્રાણીની ગુરુતા તથા લઘુતા—

અનૂપ, જલ, આકાશ અને જાંગલ વગેરે દેશ અને ખાવાના ખોરાકને ચર કહે છે. જલમાં જન્મેલાં અને અનૂપ દેશમાં જન્મેલાં જલચર અને અનૂપચર તથા જે પ્રાણીઓ ભારે ખોરાક ખાનારાં છે તે સર્વે પચવામાં ભારે સમજવાં. અને જંગલમાં ઉત્પન્ન થયેલાં અને જંગલમાં ફરનારાં તથા હલકું ખાનારાં પચવામાં હલકાં સમજવાં. ૩૩૨,૩૩૩

શરીરના અવયવની ગુરુતા-લઘુતા—

તથા સકિથ, મસ્તક, સ્કન્ધ વગેરે શરીરના અવયવો છે તે. સકિથના માંસથી સ્કન્ધ ગુરુ છે તેનાથી ક્રોડ, તેનાથી મસ્તક, તે માંસનાથી વૃષણ, ચર્મ, શિશ્ન, શ્રોણી, બેઉ વૃક્ક, યકૃત, ગુદા, મધ્યદેહ અને હાડકાંમાંની મજ્જા—એ પોતાનાં શરીરમાં જ સરખાવતાં એકએકથી ભારે છે. ૩૩૪, ૩૩૫

સ્વભાવથી ગુરુતા-લઘુતા—

મગ તથા લાવ અને કપિંજલ સ્વભાવથી જ હલકાં છે. ત્યારે અડદ તથા સૂવર અને પાડા સ્વભાવથીજ ભારે છે. ૩૩૬

ધાતુની ગુરુતા-લઘુતા—

રક્ત વગેરે ધાતુઓમાં ઉત્તરોત્તર ધાતુને ભારે જાણવા. જે બહુ કામ કરનાર પ્રાણીઓ છે તેઓ આળસુ પ્રાણીઓથી ચઢી જાય છે એટલે કે હલકાં હોય છે. ૩૩૭

સમાન જાતિ હોતાં પુરુષો ગુરુ છે અને સ્ત્રીઓ લઘુ છે. પોતાની જાતમાં મોટાં પ્રમાણવાળાં પ્રાણી ગુરુ અને એથી વિપરીત લઘુ હોય છે. ૩૩૮

સંસ્કારથી ગુરુતા-લઘુતા—

સંસ્કારને લઈ ગુરુ પદાર્થો લઘુ અને એથી વિપરીત લઘુ પદાર્થ ગુરુ જાણવા; જેમ વ્રીહિની લાજા અને સક્તુઓનાં અગ્નિમાં સિદ્ધ કરેલાં પીંડીઆં થાય છે. ૩૩૯

ગુરુ-લાઘવમાં માત્રાનું કારણ—

ગુરુ પદાર્થો અલ્પ લેવામાં અને લઘુ પદાર્થોનું અતિ સેવન કરવામાં દ્રવ્યોની ગુરુતા અને લઘુતાનું કારણ માત્રાને માનેલ છે. ૩૪૦

ગુરુ પદાર્થો થોડા પ્રમાણમાં ખાવા અને લઘુ તૃપ્તિ પર્યન્ત ખાવા જરૂર છે. દ્રવ્યો માત્રાની અપેક્ષા રાખે છે અને માત્રા અગ્નિ પર આધાર રાખે છે. ૩૪૧

માત્રા અગ્નિબળ ઉપર આધાર રાખે છે—

બળ, આરોગ્ય, આયુષ્ય અને પ્રાણ અગ્નિ ઉપર આધાર રાખે છે. એ અગ્નિ અન્નપાનરૂપી બળતણથી પ્રદીપ્ત રહે છે અને એથી ઉલટી રીતે તે ક્ષીણ થાય છે. ૩૪૨

ગુરુતા-લઘુતાની ચિન્તા જેણે કરવી અને જેણે ન કરવી તે—

ઘણુંખરું અલ્પબળવાળા, ધીમું કામ કરનાર,

આરોગ્ય રહિત, કોમળતાવાળા અને સુખના અભ્યાસીઓની બાબતમાં ગુરુ અને લઘુનો વિચાર કરવો જોઈએ. ૩૪૩

પ્રદીપ્ત અગ્નિવાળા, કઠોર પદાર્થ ખાનારા, નિત્ય કામ કરનારા અને મોટા પેટવાળા જે મનુષ્યો છે તેઓની બાબતમાં ગુરુતા અને લઘુતાનો વિચાર કરવો આવશ્યક નથી. ૩૪૪

હિત અન્નપાનના ગુણો—

સ્વસ્થ ચિત્તવાળા પુરુષે માત્રા અને કાળનો વિચાર કરી જઠરાગ્નિમાં હિતકર અન્નપાનરૂપી સમિધનો હોમ કરવો જોઈએ. ૩૪૫

અગ્નિને વ્યવસ્થિત ટકાવી રાખનાર જે મનુષ્ય હમેશાં પથ્ય પદાર્થો અંદરની અગ્નિમાં હોમે છે, રોજ રોજ બ્રહ્મનો જપ કરે છે અને દાન દે છે તે કલ્યાણ માટે લાગેલા અને પીવા-ખાવામાં સાત્મ્યને જાણનાર પુરુષને કારણ વગર કોઈ પણ રોગ ભવિષ્યમાં પણ થતા નથી. ૩૪૬,૩૪૭

હિતકર ભોજન કરનાર પ્રાણી, ઇન્દ્રિયોને જીતી અને સત્પુરુષોનું સંમાન પામી નીરોગી બનીને ૩૬૦૦૦ રાત્રિઓ સુધી જીવે છે. ૩૪૮

અન્નની પ્રશંસા—

અન્ન પ્રાણધારીઓના પ્રાણ છે, અન્ન તરફ લોક દોડી રહ્યો છે, વર્ણ, પ્રસન્નતા, સુંદર સ્વર, જીવિત પ્રતિભા, સુખ, સંતોષ, પુષ્ટિ, બલ અને મેધા—એ સર્વ અન્નમાં રહેલ છે; વૃત્તિ માટે જે વ્યાવહારિક કર્મ છે, સ્વર્ગ પ્રાપ્તિ માટે જે વૈદિક કર્મ છે અને મોક્ષને માટે જે કર્મ કહ્યું છે તે બધું અન્ન ઉપર આધાર રાખે છે. ૩૪૯,૩૫૦ $\frac{1}{2}$

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક-

અન્નપાનના ગુણો. પ્રધાન દ્રવ્યો સાથે બાર વર્ગનો નિશ્ચય, ગુણ સહિત અનુપાનો, ગુરુતા અને લઘુતાનો સંગ્રહ-એ સર્વ આ 'અન્નપાનવિધિમાં' કહી દેખાડ્યું. એ ખાસ પરીક્ષા કરવા યોગ્ય છે. ૩૫૨

આ પ્રમાણે આગ્નવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'અન્નપાનવિધિ' નામક સત્તાવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૭

---

## અઠાવીસમો અધ્યાય

### વિવિધાશિતપીતીય અધ્યાય

વિવિધાશિતપીતીય અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'વિવિધાશિતપીતીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

અશિત-પીત વગેરેના ગુણો; ધાતુઓજ ધાતુઓનો ખોરાક છે—

'પ્રાણીને હિતકર વિવિધ પ્રકારનું ખાધેલું, પીધેલું ચાટેલું અને જમેલું, અંદરના અગ્નિથી પ્રદીપ્ત બળવાળી પોતપોતાની ઊષ્માથી સરખી રીતે વિપાક પામીને, જેની અંદર કાળની પેઠે અવિશ્રાન્તપણે સર્વ ધાતુઓનો પાક થયા કરે છે તથા જેની અંદર સર્વ ધાતુઓની ઊષ્મા-વાયુ અને સ્રોતો હાનિ પામતાં નથી એવાં આખાં શરીરને પુષ્ટિ, બલ, વર્ણ, આરોગ્ય અને આયુષ્યથી યુક્ત કરે છે અને શરીરના ધાતુઓને પોષે છે. ધાતુનો આહાર કરીને ધાતુઓ પ્રાકૃત અવસ્થામાં રહે છે. ૩

આહારનું પરિણામ; કિટ્ટનું; કાર્ય; આહારરસનું કાર્ય; રસ-મળનું કાર્ય—

તેમાં આહારનો સાર કહેવાતો રસ અને મળ કહેવાતો કિટ્ટ બને છે. કિટ્ટમાંથી પરસેવો-મૂત્ર-મળ-વાત-પિત્ત-કફ-આંખ-કાન-નાક-મુખ-રોમકૂપ તથા જનનેન્દ્રિયના મળ અને વાળ-દાઢી-મૂછ-રુંવાડાં અને નખ વગેરે અવયવો પોષણ પામે છે. વળી આહારના રસમાંથી રસ-રક્ત-માંસ-મેદ-હાડકાં-મજ્જા-વીર્ય અને ઓજસ, ધાતુપ્રસાદ કહેવાતાં પાંચેય ઇન્દ્રિયોનાં દ્રવ્ય અને શરીરના સાંધા-બન્ધ તથા પિચ્છા વગેરે અવયવો પોષણ પામે છે; રસ અને મળથી પોષણ પામતા મળનામક અને સારભૂત તે સર્વેય ધાતુઓ વય અને શરીર અનુસાર પોતાનાં પ્રમાણને જાળવી

રાખે છે. આ પ્રમાણે પોતાનાં પ્રમાણમાં રહેલા રસ અને મલ સમ ધાતુના આશ્રયરૂપ શરીરનું ધાતુસામ્ય ટકાવી રાખે છે; અને કારણને લઇ ઘટ-વધ થયેલા પ્રસાદ નામક ધાતુઓનાં સામ્યને આહારમૂલક વૃદ્ધિ અને ક્ષય વડે રસ આરોગ્ય આપવા માટે ઉત્પન્ન કરે છે. કિટ્ટ પણ મળોનું સામ્ય એ જ પ્રમાણે કરે છે. વળી પોતાનાં પ્રમાણથી વધી ગયેલા બહાર નીકળનારા મળોની શીત તથા ઉષ્ણ વગેરે વિપરીત ગુણોથી ચિકિત્સા કરવામાં આવતાં તેઓ શરીરના ધાતુઓનું સામ્ય કરનારા જણાયા છે. ૪

શરીર અને વ્યાધિઓ અશિત-પીત વગેરેમાંથી થાય છે—

વળી મલ અને પ્રસાદ નામક તે ધાતુઓના જવાના માર્ગ તે સ્રોત કહેવાય છે. તેઓ વિભાગ અનુસાર જે જેનું પોષ્ય હોય તે પ્રમાણે ધાતુઓને પૂર્ણ કર્યા કરે છે. આ પ્રમાણે આ શરીર ખાવા-પીવા-ચાટવા અને જમવાથી ઉત્પન્ન થઈને જળવાઈ રહે છે; અને ખાવા-પીવા-ચાટવા અને જમવાને કારણે આ શરીરમાં વ્યાધિઓ થાય છે. વળી હિતકર અને અહિતકર આહારના ઉપયોગના ભેદથી શુભ અને અશુભનો ભેદ થાય છે." ૫

અગ્નિવેશનો પ્રશ્ન—

એ પ્રમાણે કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું 'ભગવન્, હિતકર કહેવાતા આહારનો ઉપયોગ કરનારા રોગી અને નીરોગી બન્ને દેખાય છે; તે જ પ્રમાણે અહિત કહેવાતા આહારનું છે. આમ દેખાતાં છતાં હિતકર અને અહિતકર આહારના ઉપયોગના ભેદને લઈ શુભ અને અશુભનો ભેદ અમે કેવી રીતે જાણીએ?' ૬

અહિત આહારના ઉપયોગ સિવાય બીજાં પણ રોગનાં કારણો—

ભગવાન આત્રેયે તેને કહ્યું, 'અગ્નિવેશ, હિતકર આહાર કરનારાઓને તેને કારણે રોગો થતા નથી અને વળી કેવળ હિતકર આહારના ઉપયોગથી જ સર્વ રોગનો ભય ટાળી શકતો નથી.

હિત આહારનો ઉપયોગ કરનારા પણ રોગી હોવાનું કારણ—

અહિતકર આહારના ઉપયોગ સિવાય પણ રોગનાં બીજાં કારણો છે. જેમકે—કાળની વિપરીતતા, પ્રજ્ઞાપરાધ અને અસાત્મ્ય શબ્દ-સ્પર્શ-રૂપ-રસ અને ગંધ. રસોનો સરખી રીતે ઉપયોગ કરનાર પુરુષને પણ રોગનાં તે કારણો અશુભ કરે છે. તેથી હિતકર આહારનો ઉપયોગ કરનારા પણ રોગી દેખાય છે.

અહિત આહારનો ઉપયોગ કરનારા પણ નીરોગ હોવાનું કારણ—

અહિતકર આહારનો ઉપયોગ કરનારાનો અપચાર વળી અમુક કારણને લઈ તરત જ દોષ કરતો નથી. કારણ એ જે, સર્વ અપથ્યો સમાન દોષવાળાં હોતાં નથી અને સર્વ દોષો સમાન બળવાળા હોતા નથી તથા સર્વ શરીરો વ્યાધિક્ષમત્વમાં એક સરખાં સમર્થ હોતાં નથી.

તે જ અપથ્ય દેશ-કાલ-સંયોગ વીર્ય અને પ્રમાણના અતિયોગથી અધિક અપથ્ય બની જાય છે. તે જ દોષ ઘણાં કારણે ઉત્પન્ન થયેલો, વિરુદ્ધ ચિકિત્સાવાળો, ગંભીર ધાતુઓમાં પહોંચી ગયેલો, લાંબા કાળથી સ્થિર થયેલો, પ્રાણાયતનમાં ઉત્પન્ન થયેલો અને મર્મસ્થળને હાનિ કરનાર હોય તો અતિશય કષ્ટસાધ્ય અને શીઘ્ર મૃત્યુકારક બને છે; અને અતિસ્થૂલ, અતિકૃશ, શિથિલ-માંસ-રક્ત અને હાડકાંવાળાં, દુર્બળ, અસાત્મ્ય આહારથી પોષાયેલાં, અલ્પ આહારવાળાં અને અલ્પસત્ત્વવાળાં શરીરો વ્યાધિ સહન કરી શકતાં નથી.

વ્યાધિ સહન કરનાર શરીરો—

એથી વિપરીત વળી વ્યાધિ સહન કરી શકનાર હોય છે. અપથ્ય આહાર-દોષ અને શરીરના આ ભેદથી મૃદુ, ભયંકર, તરત ઉત્પન્ન થનાર અને લાંબો વખત ટકનાર રોગો થાય છે. હે અગ્નિવેશ, ભિન્ન ભિન્ન સ્થાને પ્રકોપ પામેલા તે જ વાત-પિત્ત અને કફ, જુદા જુદા રોગોને ઉત્પન્ન કરે છે. ૭

रसना दोषथी थता व्याधिओ—

તેમાં રસાદિક સ્થાનોએ દોષો પ્રકુપિત થતાં જે સ્થાને જે જે વ્યાધિઓ ઉત્પન્ન થાય છે તેઓ તેઓની યથાયોગ્યપણે વ્યાખ્યા કરશું. ૮

અન્નદ્વેષ, અરુચિ. મુખની વિરસતા, રસની ખબર ન પડવી, મોળ, ભારેપણું, તન્દ્રા, અગમર્દ સહિત જ્વર, અંધારાં, પાંડુતા, સ્રોતોનું રુંધન, નપુંસકતા, શિથિલતા, કૃશતા, જઠરાગ્નિનો નાશ અને અકાળે કરચલી અને પળિયાં-એ રસના દોષથી ઉત્પન્ન થયેલા રોગ છે. ૯,૧૦

रक्तना दोषथी थता व्याधिओ—

હવે રકતના દોષથી ઉત્પન્ન થયેલા રોગો કહેવામાં આવશે.

કુષ્ઠ, વીસર્પ, પીડકા, રકતપિત્ત, રકતપ્રદર, ગુદા-શિશ્ન અને મુખના પાક, બરોલ, ગુલ્મ, વિદ્રધિ, નીલિકા, કમળો, વ્યંગ પિપ્લુ, તિલકાલક, દાદર, ચર્મદલ, શ્વિત્ર, ખસ, કોઢ અને રકતમંડલ-એ રકતના દોષથી ઉત્પન્ન થાય છે. ૧૧-૧૩

मांसना दोषथी थता व्याधिओ—

હવે માંસના દોષથી ઉત્પન્ન થયેલા રોગો સાંભળો. અધિમાંસ, અર્બુદ, અર્શ, ગલશાલૂક, ગલશુંડિકા, પૂતિમાંસ, અલજી, ગંડ, ગંડમાળ અને ઉપજિહ્વિકા-એ રોગોને માંસાશ્રિત જાણવા. ૧૩-૧૫

मेदना दोषथी थता व्याधिओ—

હવે મેદના આશ્રયે થતા રોગો કહીએ છીએ. 'અષ્ટૌનિન્દિતીય'માં કહેલ નિન્દિત પ્રમેહનાં જે પૂર્વરૂપો છે તે મેદના રોગો છે.

अस्थिना दोषथी थता व्याधिओ—

અધ્યસ્થિ, અધિદન્ત, દન્તભેદ અને શૂળ, અસ્થિભેદ અને શૂળ, વિવર્ણતા અને કેશ-રુંવાડાં-નખ તથા દાઢી-મૂછના દોષો-એ હાડકાંના દોષથી થયેલા રોગો છે. ૧૬

मज्जाना दोषथी थता व्याधिओ—

પર્વોમાં વેદના, ભ્રમ, મૂર્ચ્છા તથા અંધારાં દેખાવાં અને પર્વ પર થયેલા સ્થૂલ મૂલવાળા વ્રણો દેખાવા-એ મજ્જાના દોષોથી થાય છે.

शुक्रना दोषथी थता व्याधिओ—

વીર્યના દોષોથી નપુંસકતા તથા મૈથુનની અશકિત થાય છે અને સંતાન રોગી, નપુંસક, ઓછી આયુષ્યવાળું કે બેડોળ જન્મે છે; અને એને ગર્ભ ઉત્પન્ન થતો નથી, પડી જાય છે કે સ્રવી જાય છે. આમ દૂષિત થયેલું વીર્ય સંતાન અને સ્ત્રી સહિત પુરુષને બાધક બને છે. ૧૭-૧૯

इन्द्रियगत दोषथी थता व्याधिओ—

ઇન્દ્રિયોનો આશ્રય કરીને જ્યારે મળો પ્રકોપ પામે છે ત્યારે તેઓ ઇન્દ્રિયોને વિનાશ અને વિકળતાથી યુકત કરે છે. ૨૦

स्नायु आदिगत दोषथी थता व्याधिओ—

સ્નાયુ, સિરા અને કંડરાઓમાં દૂષિત થયેલા મળ સ્તંભ, સંકોચ અને ખલ્લીથી તથા ગાંઠ, સ્ફુરણ અને સ્પર્શ ન જાણી શકવાના રોગથી મનુષ્યને પીડે છે. ૨૧

मलाश्रित दोषथी थता व्याधिओ—

મળોનો આશ્રય કરીને કુપિત થયેલા દોષો મળના ભેદ, શોષ અને દૂષિતતા તથા અતિશય કબજિયત કે અતિશય પ્રવૃત્તિ કરે છે. ૨૨

જે વિકારોનાં ઉદાહરણ આપ્યાં છે તે વિવિધ પ્રકારનાં અહિતકર ખાન, પાન, ચાટણ અને ભોજનથી મનુષ્યોને થાય છે. ૨૩

हित आहारना गुणो—

તેઓ ઉત્પન્ન ન થાય એમ ઇચ્છનાર બુદ્ધિમાન માણસે હિતકર જ ખાન-પાન વગેરે સદા સેવવાં જોઈએ.

તે પ્રમાણે કરવાથી તેનાથી ઉત્પન્ન થતા રોગો થતા નથી. ૨૪

રસજન્ય તથા રક્તજન્ય વિકારોની ચિકિત્સા—

સર્વ પ્રકારનાં લંઘન રસજન્ય વિકારોનું ઔષધ છે. રક્તજન્ય વિકારોનું ઔષધ 'વિધિશોણિતક' અધ્યાયમાં કહ્યું છે. ૨૫

માંસજન્ય તથા મેદજન્ય વિકારોની ચિકિત્સા—

માંસજન્ય વિકારોની ચિકિત્સા સંશોધન, શસ્ત્રકર્મ, ક્ષારકર્મ અને અગ્નિકર્મ તથા મેદજન્ય વિકારોની ચિકિત્સા 'અષ્ટૌનિન્દિતીય' અધ્યાયમાં કહી છે. ૨૬

અસ્થિજન્ય વ્યાધિની ચિકિત્સા—

અસ્થિના આશ્રયે થતા વ્યાધિઓનું ઔષધ પંચકર્મ, બસ્તિઓ અને તિક્ત દ્રવ્યથી યુક્ત દૂધ અને ઘી છે. ૨૭

મજ્જા તથા શુક્રજન્ય વ્યાધિની ચિકિત્સા—

મજ્જા અને વીર્યથી ઉત્પન્ન થયેલા વ્યાધિઓનું ઓસડ મધુર અને તિક્ત અન્ન, મૈથુન, વ્યાયામ અને યોગ્ય સમયે માત્રા પ્રમાણે સંશોધન છે. ૨૮

ઇન્દ્રિયજન્ય તથા સ્નાયુ આદિજન્ય વ્યાધિની ચિકિત્સા—

ઇન્દ્રિયજન્ય રોગોની શાન્તિ વળી 'ત્રિમર્મીય' અધ્યાયમાં કહેવામાં આવશે અને સ્નાયુ વગેરેના રોગોની શાન્તિ વાતરોગની ચિકિત્સાના અધ્યાયમાં કહેવામાં આવશે. ૨૯

મલજન્ય વ્યાધિની ચિકિત્સા—

'નવેગાન્ધારણ' અધ્યાયમાં મલજન્ય વિકારોની ચિકિત્સાનો સંગ્રહ કરવામાં આવ્યો છે અને તેઓની ચિકિત્સા કયારેક કયારેક કહેવામાં આવી છે. ૩૦

કોષ્ઠાશ્રિત દોષો શાખામાં જાય છે તેમાં હેતુ—

વ્યાયામ, અગ્નિની તીક્ષ્ણતા, હિતકર આહારવિહારનું સેવન ન કરવું તથા વાયુની ચલતાને લઈ મળો કોઠામાંથી શાખાઓમાં જાય છે. ૩૧

પ્રેરણા નહિ પામતાં ત્યાં રહ્યા રહ્યા તેઓ રોગ ઉત્પન્ન કરવામાં કયારેક વિલંબ કરે છે. કેમકે અધિક કારણની પ્રતીક્ષા કરનાર તેઓ અનુકૂળ દેશ તથા કાળ વગર કુપિત થતા નથી. ૩૨

શાખાશ્રિત દોષો કોષ્ઠમાં જાય તેનું કારણ—

દોષની વૃદ્ધિથી, પીગળવાથી, પાકી જવાથી, સ્રોતોનાં મુખનાં સંશોધનથી અને વાયુના નિગ્રહથી મળો શાખાઓને છોડી દઈને કોઠામાં જાય છે. ૩૩

સ્વસ્થ અને આતુરને હિતકર વિધિ—

ઉત્પન્ન નહિ થયેલા રોગોને ઉત્પન્ન ન થવા દેવામાં અને ઉત્પન્ન થયેલા રોગોને મટાડવા માટે જે વિધિ નક્કી કરેલ છે તે વિધિ સુખ ઇચ્છનાર મનુષ્યે આચરવી જોઈએ. ૩૪

સર્વ પ્રાણીઓની સર્વ પ્રવૃત્તિઓ સુખને માટે માનેલ છે. પણ સાચે અને ખોટે માર્ગે પ્રવૃત્તિ જ્ઞાન અને અજ્ઞાનના ભેદથી થાય છે. ૩૫

પ્રજ્ઞ-અજ્ઞનો ભેદ—

પરીક્ષક પુરુષો ઝીણવટભરી પરીક્ષા કરીને હિતને જ અનુસરે છે ત્યારે રજોગુણ અને મોહથી ઢંકાયેલા સામાન્ય લોકો પરિણામનો વિચાર કર્યા વગર તત્કાળ ગમતી વસ્તુને જ અનુસરે છે. ૩૬

શાસ્ત્રજ્ઞાન-બુદ્ધિ-સ્મૃતિ-દક્ષતા-સંતોષ-હિતસેવન-વાણીની વિશુદ્ધિ-શાંતિ અને ધૈર્ય પરીક્ષા કરનાર પુરુષનો આશ્રય કરે છે. ૩૭

મોહ અને રજોગુણથી યુક્ત લૌકિક મનુષ્યનો આ ગુણો આશ્રય કરતા નથી, તેથી રજોગુણ વગેરેથી થતા શારીરિક અને માનસિક ઘણા રોગો તેને લાગુ પડે છે. ૩૮

કારણકે અજ્ઞાન મનુષ્ય પ્રજ્ઞાપરાધને લઈ પાંચ ઇન્દ્રિયોના અહિતકર અર્થોનું સેવન કરે છે, વેગોને ધારી રાખે છે, સાહસોનું સેવન કરે છે અને તાત્કાલિક સુખકર દેખાતા ભાવોમાં આસક્ત થાય છે. પણ પરીક્ષક મનુષ્ય પોતાનું વિજ્ઞાન વિમલ થઈ જવાથી તેમાં આસક્ત થતો નથી. ૩૯,૪૦

આસક્તિથી કે વળી અજ્ઞાનથી આહારનો ઉપયોગ ન કરવો જોઈએ. પરીક્ષા કરીને હિતકર હોય તે જ ખાવું જોઈએ; કારણકે દેહ આહારથી બને છે. ૪૧

શુભ અને અશુભ પરિણામ લાવવામાં આહારની વિધિમાં 'હેતુ' ગણાતા આઠ પ્રકારો છે; તેઓની પરીક્ષા કરીને આહારનો ઉપયોગ કરવો જોઈએ. ૪૨

अपथ्य छोडवानुं फळ—

તજવા લાયક અપથ્ય વસ્તુઓને સદા તજનાર પંડિત પુરુષ આ લોકમાં સાધુ પુરુષોના કરજમાંથી મુકત બને છે. ૪૩

વળી રોગની જે ઉત્પત્તિ દૂર કરવી કોઈ થી પણ શકય ન હોય તેને પ્રાપ્ત કરીને બુદ્ધિમાન માણસોએ શોક ન કરવો જોઈએ. ૪૪

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

આહારથી બંધાતું શરીર, આહારથી ઉત્પન્ન થતા રોગો, હિત અને અહિતના ભેદથી સુખ અને દુઃખનો ભેદ, દુઃખ સહન કરવામાં અને સહન ન કરવામાં શરીર અને મનનો વિશેષ, ધાતુજન્ય રોગોના જે જુદા જુદા સમૂહો, તેઓને શાંત કરવાનાં ઔષધ, કોઠામાંથી શાખાઓમાં અને શાખાઓમાંથી કોઠામાં જઈને દોષો જે પ્રમાણે પ્રકોપ પામે છે તે, પરીક્ષક અને અજ્ઞાનીનો ભેદ, નીરોગી અને રોગીને જે હિતકર છે તે સર્વ 'વિવિધાશિતપીતીય' અધ્યાયમાં પ્રકાશિત કર્યું છે. ૪૫–૪૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં સૂત્રસ્થાનમાં 'વિવિધાશિતપીતીય' નામક અઠ્ઠાવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૮

આ પ્રમાણે અન્નપાનચતુષ્ક સમાપ્ત.

---

## ઓગણત્રીસમો અધ્યાય

### દશપ્રાણાયતનીય અધ્યાય

दशप्राणायतनीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'દશપ્રાણાયતનીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

दश प्राणायतनो—

જેઓમાં પ્રાણ રહેલા છે એવાં દશ સ્થાન કહ્યાં છે-બે શંખ, ત્રણ મર્મસ્થળ-હૃદય-બસ્તિ અને શિર, કંઠ, રક્ત, વીર્ય, ઓજસ અને ગુદા. ૩

તેઓને, ઇન્દ્રિયોને, બુદ્ધિને, આત્માને અને રોગોને જે જાણે છે તે વિદ્વાન પ્રાણાભિસર કહેવાય છે. ૪

बे प्रकारना वैद्यो—

હે અગ્નિવેશ! વૈદ્યો ખરેખર બે જાતના થાય છે-કેટલાક વૈદ્યો પ્રાણોને લાવનારા અને રોગોને હરનારા હોય છે તો કેટલાક રોગોને લાવનારા અને પ્રાણોને હરનારા હોય છે. ૫

આ પ્રમાણે કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'ભગવન્, અમે તેઓને કેવી રીતે જાણી શકીએ?' ૬

प्राणाभिसर वैद्यनुं लक्षण—

ભગવાને કહ્યું. 'જે વૈદ્યો કુલીન, વિશુદ્ધ શાસ્ત્રજ્ઞાનવાળા, ખૂબ કર્મો જોયાં હોય તેવા, ચતુર, પવિત્ર, સિદ્ધહસ્ત, જિતેન્દ્રિય, સર્વ સાધનવાળા, સર્વ ઇન્દ્રિયોથી યુકત, પ્રકૃતિ જાણનારા અને પ્રતિપત્તિ એટલે તાત્કાલિક ઉપચાર જાણનારા છે તેઓને પ્રાણોને લાવનારા પ્રાણાભિસર અને રોગોને હણનારા જાણવા. તેવી જાતના વૈદ્યો શરીરના સંપૂર્ણ જ્ઞાનમાં—શરીર બંધાવાના જ્ઞાનમાં અને પ્રકૃતિ તથા વિકારના જ્ઞાનમાં સંશય રહિત, સુખસાધ્ય, કષ્ટસાધ્ય, યાપ્ય અને પ્રત્યાખ્યેય રોગોનાં નિદાન-પૂર્વરૂપ-લક્ષણ—વેદના અને ઉપશયનાં વિશેષ જ્ઞાનમાં સંદેહરહિત, સંગ્રહ અને વ્યાકરણ એટલે વિસ્તારથી યુકત તથા ત્રણ પ્રકારના ઔષધસમૂહથી યુકત, ત્રણ પ્રકારનાં આયુર્વેદસૂત્રો પર પ્રવચન કરનાર, પાંત્રીસ મૂળ અને ફળોના—ચાર સ્નેહોના—પાંચ લવણોના—આઠ મૂત્રોના—આઠ દૂધના—ત્રણ દૂધવાળાં અને ત્રણ છાલવાળાં એમ છ વૃક્ષોના-શિરો-વિરેચનાદિક અને પંચકર્મના આધારરૂપ ઔષધસમૂહના—અઠ્ઠાવીસ યવાગૂના—બત્રીસ ચૂર્ણપ્રદેહોના—છસો વિરેચનોના અને પાંચસો કષાયોના પ્રયોજનાર, સ્વસ્થવૃત્તમાં કહેલ ભોજન અને પાનના, નિયમ—સ્થાન—હરવું ફરવું—શયન—આસન—માત્રા-દ્રવ્ય-અંજન-ધૂમપાન-નસ્ય-અભ્યંગ-પરિમાર્જન-વેગો ધારણ ન કરવા અને ધારણ કરવા તે, વ્યાયામ-સાત્મ્ય-ઇન્દ્રિયોની પરીક્ષા-ઉપક્રમ અને સદ્વૃત્તમાં કુશળ, ચતુષ્પાદદ્વારા ગ્રહણ કરેલ સોળ ગુણવાળાં ઔષધમાં તથા ત્રણ એષણાસહિત વાતનાં અંશાંશ જ્ઞાનમાં સંદેહ-

રહિત, ચાર જાતના સ્નેહની–ચોવીસ વિચારણાની અને ચોસઠ સુધીની પ્રવિચારણાઓની વ્યવસ્થા કરનાર. સ્નેહન-સ્વેદન–વમન અને વિરેચનને યોગ્ય પુરુષોનાં બહુ પ્રકારનાં વિધાનથી યુક્ત વિવિધ ઔષધોના ઉપચારમાં કુશળ, શિરોરોગ વગેરેમાં ક્ષય–પિડકા અને વિદ્રધિ સહિત દોષના અંશની કલ્પનાથી ઉત્પન્ન થનાર વ્યાધિઓના સંગ્રહનાં-ત્રણ જાતના શોફનાં–શોફના બહુ પ્રકારના અનુબંધનાં અડતાલીસ રોગાધિકરણનાં–એકસો ચાલીસ નાનાત્મજ રોગોનાં-નિન્દિત–અતિસ્થૂલ અને અતિકૃશનાં હેતુ-લક્ષણ અને ઉપચારનાં, હિતકર અને અહિતકર નિદ્રાનાં–અતિ-નિદ્રાનાં અને અનિદ્રાનાં હેતુ અને ચિકિત્સાનાં-લંઘન વગેરે છ ઉપચારોનાં–સંતર્પણ અને અપતર્પણથી ઉત્પન્ન થનાર રોગોનાં રૂપ અને પ્રશમનનાં-રક્તજન્ય વ્યાધિઓ તથા મદ–મૂર્ચ્છા અને સન્યાસનાં કારણ–રૂપ–ઔષધ અને ઉપચારનાં જ્ઞાનમાં કુશળ આહારવિધિના નિર્ણયનાં-સ્વભાવથી હિતકર અને અહિતકર આહારની બનાવટોનાં-પ્રધાન દ્રવ્યોના સંગ્રહનાં-ચોરાસી આસવોનાં–રસ અને અનુરસને આશ્રયે દ્રવ્ય–ગુણ અને કર્મના નિશ્ચયનાં, વિકલ્પ સહિત વિરોધી આહારનાં ગુણ અને પ્રભાવ સહિત બારવર્ગમાં રહેલા અન્નપાનનાં–અનુપાનના ગુણ-સહિત નવ પ્રકારના અર્થસંગ્રહનાં–આહારની ગતિનાં-હિત અને અહિત ઉપયોગના ભેદથી શુભ અને અશુભ પરિણામના ભેદનાં–ઔષધના સંગ્રહ સહિત ધાતુના આશ્રયે થતા રોગોનાં, દશ પ્રાણાયતનોનાં જ્ઞાનમાં અને 'અર્થેદશ-મહામૂલીય,' નામક ત્રીસમા અધ્યાયમાં જે કહીશ તેમાં તન્ત્રના ઉદ્દેશનાં બધાં લક્ષણોનાં તથા તન્ત્રનાં ગ્રહણ-ધારણ–વિજ્ઞાન–પ્રયોગ–કર્મ-કાર્ય–કાલ-કર્તા અને કરણમાં કુશળ, સ્મૃતિ–મતિ–શાસ્ત્રયુક્તિ અને જ્ઞાનમાં કુશળ તથા પોતાનાં શીલ અને ગુણથી વિપરીતતા વગર અને સર્વ પ્રાણીઓમાં માતા–પિતા–ભાઈ અને બંધુની પેઠે મિત્રભાવવાળું ચિત્ત કરવામાં કુશળ–આ પ્રમાણે ગુણ યુક્ત વૈદ્યો, હે અગ્નિવેશ! પ્રાણોને લાવનારા અને રોગોને હણનારા થાય છે. ૭

રોગાભિસર વૈદ્યનું લક્ષણ—

એનાથી વિપરીત તે, રોગોને લાવનારા અને પ્રાણોને હણનારા, વૈદ્યના વેશમાં છુપાયેલા, લોકોને કંટકરૂપ તથા વૈદ્યના જેવું નકલી આચરણ કરનારા લોકો રાજાઓની બેદરકારીથી રાષ્ટ્રોમાં ફરે છે. ૮

તેઓની વિશેષ ઓળખ આ છે–વૈદ્યના વેશે પોતાનાં અતિશય વખાણ કરતાં કામકાજ મેળવવાના લોભથી એક શેરીથી બીજી શેરીમાં ફરી વળે છે. કોઈની પણ રોગી અવસ્થા સાંભળીને તેના ઘરની ચારે બાજુ ફરાફર કરે છે, રોગી સાંભળે તેમ વૈદ્ય તરીકેના પોતાના ગુણો ઊંચે સાદે કહી બતાવે છે અને જે વૈદ્ય તેની સારવાર કરતો હોય તેના દોષો વારંવાર કાઢી બતાવે છે, રોગીના મિત્રોને હુલાવી-ફુલાવી, કાન ભંભેરી, ખુશામત કરી પોતાના બનાવી લેવા ઇચ્છે છે, પોતે નિર્લોભી છે એમ બતાવે છે અને કામકાજ મેળવીને પોતાનું અજ્ઞાન છુપાવવાને ઇચ્છતા તેઓ ચતુરાઈ પૂર્વક વારંવાર અવલોકન કરે છે, વ્યાધિ મટાડવાને શક્તિ-માન ન થતાં રોગીનો જ વાંક કાઢે છે કે સાધનસામગ્રી નથી, પરિચારકો નથી, રોગી દૃઢ મનવાળો નથી; અને રોગીને મરણ પામેલો જોઈ ને વેશબદલો અને નામપલટો કરીને બીજે દેશ જઈ રહે છે, સાધારણ મનુષ્યોના સમૂહમાં કુશળ મનુષ્ય ન કરે તેવી રીતે પોતાની કુશળતા વર્ણવે છે, અધીરની પેઠે ધૈર્યવાળાનાં ધૈર્યની નિન્દા કરે છે, મુસાફરો જેવી રીતે ભયંકર અરણ્યને દૂરથી જ તજી દે છે તેવી રીતે વિદ્વાન મનુષ્યોના સમૂહને દૂરથી જ તજી દે છે, શાસ્ત્રનો જે કોઈ ભાગ તેઓને જ્ઞાત હોય તેને પ્રસ્તુત ન હોતાં કે પ્રસ્તુત હોતાં સતત બોલી દેખાડે છે, કોઈ એને પૂછે કે પોતે કોઈને પૂછે એ તેને ગમતું નથી, કોઈના પ્રશ્નથી તેને મૃત્યુ જેવો ઉદ્વેગ થાય છે; તેઓનો કોઈ આચાર્ય, શિષ્ય, સહાધ્યાયી કે સાથે વિવાદ કરનાર જાણી શકાતો નથી. ૯

રોગાભિસર વૈદ્યને છોડવાનું કારણ—

એ બાબતમાં શ્લોકો છે—

જેમ જાળ લઈ પારાધિઓ વનમાં પક્ષીઓને ફસાવવાનો વિચાર કરે છે તેમ શાસ્ત્રશ્રવણ, કર્મદર્શન. ચિકિત્સાજ્ઞાન અને માત્રાના જ્ઞાનથી રહિત એવા જેઓ આ પ્રમાણે વૈદ્યનો વેશ લઈ રોગીઓને ફસાવવાનો

વિચાર કરે છે તેઓનો ત્યાગ કરવો જોઈએ, કારણકે તેઓ પૃથ્વીપર મૃત્યુના દૂતો જ થઈ ફરે છે. ૧૦,૧૧

આજીવિકાને કારણે વૈદ્ય તરીકેનાં અભિમાનથી પૂર્ણ અને મૂર્ખાના સરદાર તેઓને વિદ્વાન રોગીએ તજી દેવા જોઈએ, કારણ કે તેઓ વાયુભક્ષી સર્પો જેવા છે. ૧૨

श्रेष्ठ वैद्य—

પણ જેઓ શાસ્ત્ર જાણનારા, ચતુર, પવિત્ર, કર્મ-કુશલ, સિદ્ધહસ્ત અને જિતેન્દ્રિય છે તેઓને નિત્ય નમસ્કાર કરવામાં આવે છે. ૧૩

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક-

આ 'દશપ્રાણાયતનિક' અધ્યાયમાં શ્લોકસ્થાનના વિષયોનો સંગ્રહ, બે પ્રકારના વૈદ્યો અને પ્રાણનાં સ્થાનો કહેવામાં આવ્યાં છે. ૧૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'દશપ્રાણાયતનીય' નામક ઓગણત્રીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૯

---

## ત્રીસમો અધ્યાય

### અર્થેદશમહામૂલીય અધ્યાય

अर्थेदशमहामूलीय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'અર્થેદશમહામૂલીય' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

हृदयना पर्यायो—

હૃદયરૂપી મૂળવાળી અને હૃદયરૂપી ફલવાળી દશ શિરાઓ હૃદયમાં લાગેલી છે. વિદ્વાનો મહત, અર્થ અને હૃદય શબ્દોને એકાર્થવાચક કહે છે. ૩

हृदयनां महत्त्व तथा अर्थत्वनुं कारण—

છ અંગવાળું શરીર, બુદ્ધિ, ઇન્દ્રિયો, પાંચ વિષયોનો સમૂહ, સગુણ આત્મા, મન અને મનનો વિષય—એ હૃદયમાં રહેલાં છે. ૪

જેવી રીતે વળીઓને આડસરની આવશ્યકતા છે તેવી રીતે હૃદય વિષે વિચાર કરનારાઓ હૃદયને આ ભાવોના આધારરૂપે માને છે. ૫

હૃદયને આઘાત લાગવાથી મૂર્છા થાય છે અને વધારે પડતું લાગવાથી મનુષ્ય મરણ પામે છે; કારણકે જેનાથી સ્પર્શનું જ્ઞાન થાય છે અને જે ધારિ છે, તે હૃદય ઉપર આધાર રાખે છે. ૬

તે હૃદય શ્રેષ્ઠ ઓજસનું સ્થાન છે અને ચૈતન્યનો સંગ્રહ પણ તેમાં છે, તેથી ચિકિત્સકોએ હૃદયને 'મહત્' અને 'અર્થ' કહ્યું છે. ૭

दश महामूळ धमनीओ—

તે હૃદયરૂપી મૂળથી દશ ધમનીઓને મહામૂળ એટલે હૃદયરૂપી મૂળવાળી માની છે. તેઓ આ શરીરમાં ઓજસનું વહન કરતી ચારે બાજુ પથરાય છે. ૮

ओजसनां कर्म—

જે ઓજસથી તર્પિત થયેલાં સર્વ દેહધારીઓ જીવતાં રહે છે અને જેના વગર સર્વ પ્રાણીઓનું જીવન ટકી શકતું નથી, ગર્ભનો જે પ્રથમ સાર હોય છે, જે ગર્ભના રસનો પણ સાર હોય છે, જે પહેલેથી જ ફરતું ફરતું હૃદયનો આશ્રય કરે છે અને જેના નાશથી શરીરનો નાશ થાય છે, હૃદયનો આશ્રય કરીને જે જીવન ધારણ કરી રાખે છે, જે શરીરના રસોનો સાર છે અને જેમાં પ્રાણ સ્થિર થયેલા છે તે ઓજરૂપી ફળવાળી હોવાથી અથવા તો તેઓ બહુ પ્રકારે ફળે છે એટલે કે ઘણી સંખ્યામાં વિસ્તરે છે તેથી તેઓ મહાફલ કહેવાય છે. ૯-૧૧½

सिरा-धमनी-स्रोतनी निरुक्ति—

ધ્મા એટલે ધમન કરવું- વહન કરવાના રસથી ભરપૂર થવું એ ઉપરથી 'ધમની'; 'स्रवण'-ઝરવું ઉપરથી 'સ્રોત' અને 'सरण'-સરકવું ઉપરથી 'સિરા' કહેવાય છે. ૧૨

हृदयादिनुं रक्षण करतां जे छोडवुं
तथा जे सेववुं तेनो उपदेश—

તે હૃદય, હૃદયરૂપી મૂળવાળી તે સિરાઓ અને તે ઓજસનું ચીવટથી રક્ષણ કરનાર મનુષ્યે મનને દુઃખ થાય તેવાં કારણોનો ખાસ કરીને ત્યાગ કરવો જોઈએ. ૧૩

માટે જે હૃદ્ય હોય, જે ઓજસને હિતકર હોય અને જે સ્રોતોનું તર્પક હોય તે તે અને પરમ શાન્તિ તથા જ્ઞાનને જ પ્રયત્નપૂર્વક સેવવાં જોઈએ. ૧૪

प्राणवर्धन माटे एक एकनी उत्कृष्टता—

હવે ખરેખર એક વસ્તુ પ્રાણ વધારનારાંમાં, એક બલ વધારનારાંમાં, એક બૃંહણ કરનારમાં, એક આનંદ દેનારાંમાં, એક હર્ષ આપનારાંમાં, અને એક મોક્ષ માર્ગોમાં શ્રેષ્ઠ છે, તેમાં અહિંસા પ્રાણીઓના પ્રાણ વધારનારાંમાં, વીર્ય બલ વધારનારાંઓમાં, વિદ્યા બૃંહણ કરનારમાં, ઇન્દ્રિયોનો જય આનંદ દેનારાંમાં, તત્ત્વનું જ્ઞાન હર્ષ આપનારાંમાં અને બ્રહ્મચર્ય મોક્ષ માર્ગોમાં શ્રેષ્ઠ છે; આ પ્રમાણે આયુર્વેદ જાણનારા માને છે. ૧૫

आयुर्वेद जाणनारनुं लक्षण—

તેમાં આયુર્વેદ જાણનારાઓને પૃથક્ પૃથક્ વાક્યથી, વાક્યાર્થથી અને અર્થના અવયવદ્વારા તન્ત્ર, સ્થાન, અધ્યાય અને પ્રશ્નના પ્રવચન કરનાર માનવા જોઈએ. તે બાબતમાં પ્રશ્ન ઉઠે છે કે વાક્યથી, વાક્યાર્થથી અને અર્થના અવયવદ્વારા તન્ત્ર વગેરે કેવી રીતે કહી શકાય? ૧૬

तन्त्रनुं वाक्य-वाक्यार्थ तथा अर्थना
अवयव प्रमाणे कहेवुं

આ બાબતમાં ઉત્તર છે કે-ઋષિપ્રણીત શાસ્ત્ર સંપૂર્ણપણે પાઠના ક્રમ અનુસાર કહેવામાં આવે તે વાક્યથી કહ્યું કહેવાય છે. ૧૭

બુદ્ધિદ્વારા અર્થનાં તત્ત્વને બરાબર સમજી લઈ, વ્યાસ એટલે વિસ્તાર-સમાસ એટલે સંક્ષેપ-પ્રતિજ્ઞા-હેતુ-ઉદાહરણ-ઉપનય અને નિગમનથી યુક્ત તથા ત્રણ પ્રકારના એટલે કે ઉત્તમ-મધ્યમ અને હીન શિષ્યોની બુદ્ધિથી સમજી શકાય એવી વાણીથી જે કહેવામાં આવે એ વાક્યાર્થથી કહેલું સમજવું. ૧૮

શાસ્ત્રમાં આવેલા દુર્બોધ અર્થોનું ફરીથી સ્પષ્ટતા-પૂર્વક કહેવું તેને અર્થના અવયવદ્વારા કહેલું કહેવામાં આવે છે. ૧૯

आयु वगेरे विषयमां प्रश्नो—

તે બાબતમાં જો કોઈ પૂછનારા હોય કે 'ઋગ્વેદ-સામવેદ-યજુર્વેદ અને અથર્વવેદ એ ચાર વેદમાંથી આયુર્વેદ જાણનારા કયા વેદનો ઉપદેશ કરે છે? આયુષ્ય શું છે? આયુર્વેદ શા માટે કહેવાય છે? તે શાશ્વત છે કે અશાશ્વત? કેટલાં અને કયાં કયાં તેનાં અંગ છે? કોણે એ ભણવો જોઈએ? અને શા માટે ભણવો જોઈએ?' ૨૦

आयुर्वेदनो अथर्ववेदमां अन्तर्भाव—

આ પ્રમાણે પૂછાતાં વૈદ્યે ઋક્-સામ-યજુ અને અથર્વ એ ચાર વેદમાંથી પોતાની ભક્તિ અથર્વવેદમાં જણાવવી; કારણકે અથર્વવેદ દાન-સ્વસ્તિવાચન-બલિદાન-મંગળ-હોમ-નિયમ-પ્રાયશ્ચિત્ત-ઉપવાસ અને તન્ત્ર વગેરેના સ્વીકારથી ચિકિત્સા કહે છે; અને આયુષ્યના હિત માટે ચિકિત્સાનો ઉપદેશ કરવામાં આવે છે. ૨૧

आयु शब्दना पर्यायो—

વેદનો ઉપદેશ કરીને હવે આયુષ્યનું નિરૂપણ કરવું જોઈએ. તેમાં આયુ-ચેતનાનુવૃત્તિ-જીવિત-અનુબંધ તથા ધારિ એ એકાર્થવાચક છે. ૨૨

आयुर्वेदनी निरुक्ति—

તે ઉપર્યુક્ત આયુષ્યનો જે બોધ કરે છે તે આયુર્વેદ. કેવી રીતે બોધ કરે છે એમ જો પૂછવામાં આવે તો

કહેવામાં આવે છે કે પોતાનાં લક્ષણથી, સુખ અને અસુખથી, હિત અને અહિતથી તથા પ્રમાણ અને અપ્રમાણથી. વળી આયુષ્યને હિતકર અને અહિતકર દ્રવ્ય–ગુણ અને કર્મોનો બોધ કરે છે તેથી પણ તે આયુર્વેદ કહેવાય છે. તેમાં આયુષ્યને હિતકર અને અહિતકર દ્રવ્ય-ગુણ અને કર્મોનો શાસ્ત્રથી સંપૂર્ણપણે ઉપદેશ અપાય છે. ૨૩

सुखकर आयुनुं लक्षण—

તેમાં અહીંજ પ્રથમ અધ્યાયમાં આયુષ્યને પોતાનાં લક્ષણ અનુસાર યોગ્ય રીતે કહ્યું છે. તેમાં શારીરિક અને માનસિક રોગોથી પરાભવ ન પામેલા, વિશેષે કરીને યુવાવસ્થાવાળા, યથાર્થ બલ-વીર્ય-યશ-પૌરુષ અને પરાક્રમવાળા, જ્ઞાન-વિજ્ઞાન-ઇન્દ્રિય-ઇન્દ્રિયોના અર્થ અને બળના સમુદાયમાં વર્તનાર, પરમ સમૃદ્ધિ અને વિવિધ સુંદર ઉપભોગવાળા, સર્વ કર્મની સમૃદ્ધિવાળા અને ઇચ્છા પ્રમાણે વિચરનાર પુરુષનું આયુષ્ય સુખમય આયુષ્ય કહેવાય છે.

असुखकर आयुनुं लक्षण—

એથી વિપરીત તે અસુખમય.

हितकर आयुनुं लक्षण—

વળી પ્રાણીમાત્રનું હિત ઇચ્છનાર, પરધનની આકાંક્ષા ન રાખનાર, સત્ય બોલનાર, શાન્તિયુક્ત, પરીક્ષા કરી કામ કરનાર, પ્રમાદરહિત, ધર્મ–અર્થ અને કામને પરસ્પર બાધ કર્યા વગર સેવનાર, પૂજ્યોને પૂજનાર, જ્ઞાન-વિજ્ઞાન અને ઉપશમરૂપી શીલવાળા, વૃદ્ધોની સેવા કરનાર, રાગ-રોષ-ઈર્ષ્યા-મદ અને માનના વેગને સારી પેઠે નિયમમાં રાખનાર, વિવિધ પ્રકારનાં દાનમાં સતત તત્પર, નિત્ય તપ-જ્ઞાન અને પ્રશમવાળા, અધ્યાત્મ જ્ઞાનવાળા, અધ્યાત્મ વિદ્યામાં પરાયણ, આ લોક અને પરલોકનું ધ્યાન રાખનાર તથા સ્મૃતિ અને મતિવાળા પુરુષનું આયુષ્ય હિતકર આયુષ્ય કહેવાય છે.

अहितकर आयुनुं लक्षण—

એથી વિપરીત તે અહિતકર. ૨૪

आयुष्यनुं प्रमाण—

વિષય, ઇન્દ્રિય, મન, બુદ્ધિ અને ચેષ્ટા વગેરેનાં આકસ્મિક વિકૃતિ લક્ષણોથી આયુષ્યનું પ્રમાણ જાણવામાં આવે છે કે આ પ્રાણી આ ક્ષણ, મુહૂર્ત, દિવસ, ત્રણ દિવસ, પાંચ દિવસ, સાત દિવસ, દશ દિવસ, બાર દિવસ, પખવાડીઉં, માસ, ૭ માસ અથવા વર્ષ પછી સ્વભાવને પામશે (મરી જશે). તેમાં સ્વભાવ, પ્રવૃત્તિનો વિરામ, અનિત્યતા અને નિરોધ એ એકાર્થવાચક છે. એ આયુષ્યનું પ્રમાણ છે. અરિષ્ટાધિકારમાં જ્યાં એ લક્ષણ ન હોય ત્યાં આયુષ્યનું પ્રમાણ અનિશ્ચિત જાણવું. દેહ, પ્રકૃતિ અને લક્ષણને ઉદ્દેશીને આયુષ્યનું પ્રમાણ આયુર્વેદમાં કહેલું છે. ૨૫

आयुर्वेदनुं प्रयोजन—

નીરોગી પુરુષના આરોગ્યનું રક્ષણ અને રોગીના વિકારનું પ્રશમન એ એનું પ્રયોજન છે. ૨૬

आयुर्वेदनी शाश्वततानुं प्रमाण—

અનાદિ હોવાથી, સ્વભાવસિદ્ધ લક્ષણ હોવાથી તથા ભાવોના સ્વભાવની નિત્યતાથી તે આ આયુર્વેદ શાશ્વત કહેવાય છે. આયુષ્યનો પ્રવાહ અથવા બુદ્ધિનો પ્રવાહ ક્યારેય પણ ન હતો એમ નથી; અને આયુષ્યનો જાણનાર શાશ્વત છે. એક બીજાનો એક બીજા સાથે યોગ થવાથી દ્રવ્ય-હેતુ અને લક્ષણ સહિત સુખ અને દુઃખ પણ અનાદિ છે. આ અર્થસંગ્રહને આયુર્વેદનું લક્ષણ માનવામાં આવે છે. ગુરુ–લઘુ, શીત–ઉષ્ણ અને સ્નિગ્ધ–રૂક્ષ દ્રવ્યોની તુલ્યતા અને ભિન્નતાથી વૃદ્ધિ અને હ્રાસ થાય છે; જેમકે કહ્યું છે કે ગુરુ દ્રવ્યોનું સતત સેવન કરવાથી ગુરુ ધાતુઓની વૃદ્ધિ થાય છે અને લઘુ ધાતુઓની ક્ષીણતા થાય છે; એ જ પ્રમાણે બીજાઓનું પણ સમજવું. ભાવોનો આ સ્વભાવ નિત્ય છે. પૃથ્વી વગેરે દ્રવ્યોનું પોતપોતાનું લક્ષણ પણ નિત્ય છે. પણ દ્રવ્ય અને ગુણ નિત્ય તથા અનિત્ય છે. આયુર્વેદ ન હતો અને થયો એમ જાણવામાં નથી. એ તો બોધ અને ઉપદેશરૂપે હતો જ. એ બન્નેરૂપે આયુર્વેદની ઉત્પત્તિ છે એમ કેટલાક કહે છે. એ આયુર્વેદનું જે લક્ષણ

અહીં અને પ્રથમ અધ્યાયમાં કહ્યું છે તે સ્વભાવસિદ્ધ છે, કોઈનું કરેલું નથી; જેમકે અગ્નિની ઉષ્ણતા, જલની દ્રવતા સ્વભાવસિદ્ધ છે. એનામાં ભાવોના સ્વભાવની નિત્યતા પણ છે; જેમકે કહ્યું છે કે ગુરુ દ્રવ્યોનું સતત સેવન કરવાથી ગુરુ ધાતુઓની વૃદ્ધિ થાય છે અને લઘુ ધાતુઓની ક્ષીણતા થાય છે. ૨૭

આયુર્વેદનાં અંગો—

તે આયુર્વેદનાં અંગો આઠ છે; જેમકે-કાયચિકિત્સા, શાલાક્ય, શલ્યાપહર્તૃક એટલે શલ્યતંત્ર, વિષગરવૈરોધિક-પ્રશમન એટલે અગદતંત્ર, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, રસાયન અને વાજીકરણ. ૨૮

આયુર્વેદનાં અધ્યયનના અધિકારીઓ—

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે આયુર્વેદ ભણવો જોઈએ. તેમાં પ્રાણીઓના અનુગ્રહ માટે બ્રાહ્મણોએ, પરિપાલન માટે ક્ષત્રિયોએ, આજીવિકા માટે વૈશ્યોએ અથવા સામાન્યપણે ધર્મ-અર્થ તથા કામની પ્રાપ્તિ માટે સર્વેએ તે ભણવો જોઈએ.

આયુર્વેદ ત્રિવિધ પુરુષાર્થને સિદ્ધ કરે છે—

તેમાં અધ્યાયાત્મવિદ્યાવાળા, ધર્મ માર્ગે પ્રવર્તનારા, ધર્મને પ્રકાશિત કરનારા કે મા-બાપ-ભાઈ-સગાં કે ગુરૂજનના રોગોને શાંત કરવામાં મનુષ્ય જે પ્રયત્નશીલ બને છે અને મનુષ્ય આયુર્વેદમાં કહેલ અધ્યાત્મજ્ઞાનનું જે ચિંતન કરે છે, જ્ઞાન કરાવે છે કે આચરણ કરે છે તે મનુષ્યોનો શ્રેષ્ઠ ધર્મ છે. વળી રાજાઓ અને ધનવાનો પાસેથી આરોગ્ય માટે ભેટ તરીકે થતી જે અર્થપ્રાપ્તિ અને પોતાનું પણ રોગથી રક્ષણ તથા પોતાને આશ્રયે રહેલાં પ્રાણીઓનું રોગીપણાથી બરાબર રક્ષણ તે એનો 'અર્થ' છે. વળી વિદ્વાનો તરફથી આદરરૂપી યશ તથા શરણ બનવાની જે સ્થિતિ, સંમાન અને જે ખાતરીબરદાસ્ત અને ઇષ્ટ વિષયો-સ્ત્રીપુત્રાદિનું આરોગ્ય રાખવું એ એનો 'કામ' છે. આ પ્રમાણે પ્રશ્ન અનુસાર સર્વ નિઃશેષ કહ્યું. ૨૯

તન્ત્ર વગેરે સંબંધમાં પ્રશ્ન—

હવે એક વૈદ્ય બીજા વૈદ્યને પ્રથમથી જ આઠ જાતના પ્રશ્ન પૂછી શકે છે-તન્ત્ર, તન્ત્રના અર્થ, સ્થાન, સ્થાનના અર્થ, અધ્યાય, અધ્યાયના અર્થ, પ્રશ્ન અને પ્રશ્નના અર્થ. પૂછવામાં આવેલ વૈદ્યે એ બધું વાક્યથી, વાક્યના અર્થથી અને અર્થના અવયવથી અશેષપણે કહેવું જોઈએ. ૩૦

તન્ત્રના પર્યાયો—

તેમાં આયુર્વેદ, શાખા, વિદ્યા, સૂત્ર, જ્ઞાન, શાસ્ત્ર, લક્ષણ અને તન્ત્ર એમાં અર્થભેદ નથી એટલે કે એક અર્થવાળા છે. ૩૧

તન્ત્રના અર્થો—

તન્ત્રનો અર્થ વળી પોતાનાં લક્ષણોથી કહી દીધેલ છે; અને તે અર્થનું પ્રકરણ પ્રમાણે વ્યાખ્યાન થતાં વળી શરીર, વૃત્તિ, હેતુ, વ્યાધિ, કર્મ, કાર્ય, કાલ, કર્તા, કરણ અને વિધિનો નિશ્ચય એ પ્રમાણે દશ પ્રકરણો થાય છે; તે પ્રકરણોનો સમગ્ર તન્ત્રવડે ઉપદેશ આપવામાં આવશે. ૩૨

તન્ત્રનાં આઠ સ્થાનો—

આ તન્ત્રનાં આઠ સ્થાનો છે, જેમકે-શ્લોક, નિદાન, વિમાન, શારીર, ઇન્દ્રિય, ચિકિત્સા, કલ્પ અને સિદ્ધિ સ્થાન. તેમાં શ્લોકસ્થાનના ત્રીસ અધ્યાય છે, નિદાન-વિમાન અને શારીરસ્થાનના આઠ આઠ અધ્યાયો છે, ઇન્દ્રિયસ્થાનના બાર, ચિકિત્સાસ્થાનના ત્રીસ, કલ્પસ્થાન તથા સિદ્ધિ-સ્થાનના બાર બાર અધ્યાયો છે. ૩૩

એ બાબતમાં શ્લોક છે—

દરેક સ્થાનના અધ્યાયોની સંખ્યા—

શ્લોક, ચિકિત્સા, ઇન્દ્રિય, કલ્પ, સિદ્ધિ, નિદાન, વિમાન અને શારીર નામક એ સ્થાનોમાં પહેલાં બે ત્રીસ અધ્યાયમાં, પછીનાં ત્રણ બાર અધ્યાયમાં અને તે પછીનાં ત્રણ આઠ અધ્યાયમાં સમાપ્ત થાય છે. ૩૪

સ્થાનનો અર્થ પોતપોતાનાં સ્થાને, પોતપોતાના વિષય અનુસાર કહેવામાં આવશે. અત્યારે નામ અને ક્રમ પ્રમાણે આવેલા એક સો વીસ અધ્યાયો સાંભળ. ૩૫

सूत्रस्थानना अध्यायो—

દીર્ઘંજીવિતીય, અપમાર્ગતંડુલીય, આરગ્વધીય, અને ષડ્વિરેચનશતાશ્રિતીય એ ચારનો સમૂહ ઔષધને આશ્રયે છે. ૩૬

માત્રાશિતીય, તસ્યાશિતીય, નવેગાન્ધારણીય અને ઇન્દ્રિયોપક્રમણીય એ ચાર, સ્વસ્થવૃત્ત સંબંધી છે. ૩૭

ખુડ્ડાક ચતુષ્પાદ, મહા ચતુષ્પાદ, તિસ્ત્રૈષણીય અને સાથે વાતકલાકલીય એ ચારને ડાહ્યા માણસે નિર્દેશ સંબંધી જાણવા. ૩૮

સ્નેહાધ્યાય અને સ્વેદાધ્યાય એ બે અને જે ઉપકલ્પનીય તથા ચિકિત્સાપ્રાભૃતીય અધ્યાયો છે તે સર્વેય કલ્પના સંબંધી છે. ૩૯

કિયન્તઃશિરસીય, ત્રિશોફીય, અષ્ટોદરીય અને મહારોગાધ્યાય એ ચાર અધ્યાયો રોગ સંબંધી છે. ૪૦

અષ્ટૌનિન્દિતીય, લંઘનબૃંહણીય, સંતર્પણીય અને વિધિશોણિતિક એ ચારમાં યોજનાનું વ્યાખ્યાન કર્યું છે. ૪૧

યજ્જઃપુરુષીય, આત્રેયભદ્રકાપ્યીય, અન્નપાનવિધિ અને વિવિધાશિતપીતીય એ ચાર અધ્યાયો અન્નનો નિશ્ચય કરનારા છે. ૪૨

દશ પ્રાણાયતનિક અને અર્થેદશમહામૂલીય એ બે અધ્યાયો પ્રાણ અને દેહને ઉદ્દેશીને તથા વૈદ્યોના ગુણના સંબંધમાં કહેલા છે. ૪૩

ઔષધ, સ્વસ્થ, નિર્દેશ, કલ્પના, રોગ અને યોજના એ ચાર ચાર અધ્યાયના છ વર્ગ ક્રમે ક્રમે કહ્યા છે અને સાતમો વર્ગ અન્નપાનનો છે અને છેલ્લા બે સંગ્રહાધ્યાય છે. આ પ્રમાણે અર્થયુક્ત ત્રીસ અધ્યાયોવાળું શ્લોકસ્થાન આ તન્ત્રના શુભ શિરરૂપ કહી દેખાડ્યું. ૪૪, ૪૫

श्लोकस्थाननी निरुक्ति—

મહા અર્થવાળાં ચતુષ્કોનો આ સ્થાનમાં સંગ્રહ કરેલો છે અને શ્લોકાર્થ એ જ સંગ્રહાર્થ છે માટે આને શ્લોકસ્થાન કહ્યું છે. ૪૬

निदानस्थान अध्यायो—

જ્વર, રકતપિત્ત, ગુલ્મ, મેહ, કુષ્ઠ, શોષ, ઉન્માદ અને અપસ્મારનાં નિદાન એ પ્રમાણે નિદાનસ્થાન આઠ અધ્યાયવાળું કહેવાય છે. ૪૭-૪૮

विमानस्थानना अध्यायो—

રસવિમાન, ત્રિવિધકુક્ષીય, જનપદોદ્ધ્વંસનીય, ત્રિવિધરોગવિશેષવિજ્ઞાનીય, સ્રોતોવિમાન, રોગાનીકવિમાન, વ્યાધિતરૂપીય અને રોગભિષગ્જિતીયવિમાન એ આઠ વિમાનો જ્ઞાન માટે મહર્ષિએ કહ્યાં છે. ૪૯-૫૦

शारीरस्थानना अध्यायो—

કતિધાપુરુષીય, અતુલ્યગોત્રીય, ખુડ્ડિકા ગર્ભાવક્રાન્તિ અને મહતી ગર્ભાવક્રાન્તિ કહેવામાં આવે છે, પુરુષવિચય અને શરીરવિચય એ બન્નેનો નિશ્ચય કરવામાં આવ્યો છે, તથા શરીરસંખ્યા અને આઠમો જાતિસૂત્રીય અધ્યાય કહેવામાં આવે છે. આ પ્રમાણે મહર્ષિ આત્રેયે શારીર કહી બતાવ્યાં છે. ૫૨

इन्द्रियस्थानना अध्यायो—

વર્ણસ્વરીય પુષ્પિતક, ત્રીજો પરિમર્ષણીય, ચોથો ઇન્દ્રિયાનીક, પાંચમો પૂર્વરૂપીય, કતમાનિશરીરીય, પન્નરૂપીય અને અવાક્શિરસીય, યસ્યશ્યાવનિમિત્તીય અને સદ્યોમરણીય, અણુજ્યોતીય નામનો અને ગોમયચૂર્ણીય આમ ઇન્દ્રિયસ્થાન બાર અધ્યાયવાળું કહેલું છે. ૫૫

चिकित्सास्थानना अध्यायो—

અભયામલકીય-પ્રાણકામીય-કરપ્રચિતીય અને આયુર્વેદ સમુત્થાનીય રસાયન, સંયોગશરમૂલીય-આસિકત-ક્ષીરીય-માષપર્ણભૃતીય અને પુમાંજાતબલાદિક, એ બે ચતુષ્ક

એ અધ્યાયમાં કહેવામાં આવ્યાં છે; એકને રસાયન અને બીજાને વાજીકરણ જાણવું. જ્વર, રક્તપિત્ત, ગુલ્મ, મેહ, કુષ્ઠ, શોષ, ઉન્માદ, અપસ્માર, ક્ષતક્ષીણ, શોફ, ઉદર, અર્શ, ગ્રહણી, પાંડુરોગ, હિક્કાશ્વાસ, કાસ, અતિસાર, છર્દિ, વીસર્પ, તૃષ્ણા, વિષ, મદ્યવિકાર, દ્વિવ્રણીય, ત્રિમર્મીય, ઊરુસ્તંભ, વાતરોગ, વાતરક્ત અને યોનિવ્યાપદ, એ વિષયોમાં ત્રીસ ચિકિત્સાઓ કહેલ છે. હવે અહીંથી કલ્પસ્થાન કહીએ છીએ. ૬૧

કલ્પસ્થાનના અધ્યાયો—

મદનફલ, જીમૂતક અને ઇક્ષ્વાકુના કલ્પ તથા ધામાર્ગવનો કલ્પ, પાંચમો વત્સકનો અને છઠ્ઠો કૃતવેધનનો કલ્પ કહ્યો છે. શ્યામા અને ત્રિવૃત્તો કલ્પ અને વળી ચતુરંગુલ, તિલ્વક, સુધા, સપ્તલા અને શંખિનીનો અને દન્તી-દ્રવન્તીનો એ બારમો કલ્પ સમાપ્ત થાય છે. ૬૨-૬૪

સિદ્ધિસ્થાનના અધ્યાયો—

કલ્પના, પંચકર્મીય, બસ્તિસૂત્રીય, સ્નેહવ્યાપદિકી, નેત્રવ્યાપદિકી, વમનવિરેચનવ્યાપદિકી સિદ્ધિ, બસ્તિ-વ્યાપદિકી સિદ્ધિ, પ્રાસૃતયોગિકી, ત્રિમર્મીય બસ્તિ સંબંધી જે સિદ્ધિ છે તે, ફલમાત્રા સિદ્ધિ અને ઉત્તર નામક સિદ્ધિ એ બાર જ સિદ્ધિઓ છે. અને એની સમાપ્તિ થતાં તંત્ર સમાપ્ત થાય છે. ૬૫-૬૭

અધ્યાયનો વિષય પોતપોતાનાં સ્થાનમાં અને અધ્યાયમાં કહેવામાં આવશે. તે સર્વ વિષયને સંક્ષિપ્ત કરીને પોતપોતાની અનુસાર સર્વ જગ્યાએ કહેવા જોઈએ. ૬૮

તન્ત્ર વગેરેની નિરુક્તિ—

રૂઢિ અનુસાર શાસ્ત્રમાંથી વિધિપૂર્વક પૂછવું તે પ્રશ્ન કહેવાય છે. પ્રશ્નનો અર્થ યુક્તિયુક્ત હોય છે અને તેના અર્થનો નિશ્ચય શાસ્ત્રદ્વારા જ થાય છે. ૬૯

તંત્રણ-ધારણ કરી રાખવું એ ઉપરથી તંત્રની નિરુક્તિ થાય છે; અર્થો સ્થિત થવાથી સ્થાન અને અર્થને ઉદ્દેશીને હોય છે માટે અધ્યાય નામ-સંજ્ઞા રાખવામાં આવી છે. ૭૦

આ પ્રમાણે પ્રશ્ન અનુસાર આખાંયે અષ્ટકને પ્રકાશિત કર્યું છે અને તન્ત્રનો સંગ્રહ પણ સારી રીતે નિશ્ચિત કરીને સંપૂર્ણપણે કહ્યો છે. ૭૧

પર અને અવર વૈદ્યની પરીક્ષા—

સંભવ વગર વર્તક પક્ષીઓના ઓચિંતા જ ઊડવાના ઉત્પાતની પેઠે એકદેશીય જ્ઞાનવાળા મનુષ્યોના પણ ઉત્પાતો હોય છે કે જે ઉત્પાતો ક્ષોભ ઉત્પન્ન કરે છે. તેથી ઉત્તમ અધમની પરીક્ષા કરવા માટે સર્વ સ્થાને વાદની શરૂઆતમાં તેઓને એ આઠ પ્રશ્ન પૂછવા; કારણ કે તેમાં શાસ્ત્ર જાણનારનું જ બળ દેખાય છે. ૭૩

જેવી રીતે ધનુષની દોરીના ટંકારથી વર્તક પક્ષીઓ નાસી જાય છે તેવી રીતે શાસ્ત્રમાં અલ્પ બળવાળા એકદેશીય જ્ઞાનવાળા પુરુષો સઘળા શાસ્ત્રના કેવળ શબ્દ-માત્રથી ભ્રમમાં પડી જાય છે. ૭૪

પશુઓની નબળાઈને લઈ કોઈક પશુ તેઓની વચ્ચે વરુ જેવું બની રહે છે; પણ સાચેસાચું વરુ આવતાં તે પશુ પોતાના અસલ સ્વભાવને પામે છે. ૭૫

તેવી રીતે અજ્ઞાનીઓની વચ્ચે રહેલો કોઈ બડાઈખોર અજ્ઞાની પોતાને આપ્ત તરીકે સ્થાપિત કરે છે પણ આપ્તનો ભેટો થતાં ભેદ ખૂલી જાય છે. ૭૬

ઊનમાં છૂપાયેલા વૃદ્ધ નોળિયાની પેઠે બુદ્ધિ વગરનો અને શાસ્ત્રનાં બહુ જ્ઞાન વગરનો તે હલકટ જડની પેઠે વાદ-વિવાદમાં શું કહી શકે? ૭૭

અલ્પ શાસ્ત્રજ્ઞાનવાળા પણ સદાચારી મનુષ્યો સાથે વૈદ્ય વિગ્રહ ન કરવો જોઈએ. પણ પોતાને આપ્ત માનનાર અન્યને પૂર્વોક્ત આઠ પ્રશ્નોથી શરૂઆતમાં જ પાડી નાખવા. ૭૮

અજ્ઞાનીઓ ઘણુંખરું દંભી, વાચાલ, બહુબોલા અને સંબંધ વગરનું બોલનારા હોય છે, પણ સત્પુરુષો ઘણુંખરું પ્રિયભાષી, યુક્તભાષી અને અલ્પભાષી હોય છે. ૭૯

અહંકારરહિત મનુષ્યે તત્વજ્ઞાનને પ્રકાશિત કરવા માટે, અલ્પ શ્રુત-અજ્ઞાન અને વાચાલ વિવાદીઓને સાંખી લેવા ન જોઈએ. ૮૦

પ્રાણીઓ ઉપર જેને પરમ અનુગ્રહ છે અને તત્ત્વ-જ્ઞાનમય જેની દયા છે તેઓની મતિ મિથ્યાવાદ રોકવામાં તત્પર હોય છે. ૮૧

પોતાના તંત્રમાં આપ્ત ન હોય તેવા પુરુષો અસ-ત્પક્ષ એટલે શાસ્ત્રસિદ્ધ ન હોય તેવો પક્ષ, સમય ન હોવો, દુખાવાતું બહાનું, દંભ અને કઠોર વચનરૂપી સાધનવાળા તથા ઘણુંખરું પારકાના દોષ કાઢનારા હોય છે. ૮૨

કાલપાશ જેવા અને શાસ્ત્રને દૂષિત કરનારા તેઓનો ત્યાગ કરવો જોઈએ; અને શાન્તિ-જ્ઞાન તથા વિજ્ઞાનથી પૂર્ણ શ્રેષ્ઠ વૈદ્યોને સેવવા જોઈએ. ૮૩

શાસ્ત્રનાં જ્ઞાન-અજ્ઞાનના ગુણ-દોષો—

શરીર અને મન બન્નેને આશ્રયે રહેલું સમગ્ર દુ:ખ બુદ્ધિ ન હોવાથી થાય છે અને શરીર તથા મન બન્નેને આશ્રયે રહેલું સમગ્ર સુખ વિમલ બુદ્ધિમાં સ્થિત છે. ૮૪

જેઓની દૃષ્ટિ નષ્ટ થઈ છે તેઓને જેવી રીતે સૂર્યમંડલ પ્રકાશ કરતું નથી તેવી રીતે ઉદાર અર્થવાળું આ જ શાસ્ત્ર અજ્ઞાનીઓને પ્રકાશદાતા બનતું નથી. ૮૫

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

હૃદયમાં દશ મહામૂલ ધમનીઓ, જે કારણે એની એ સંજ્ઞાઓ કરવામાં આવી, માર્ગ સુધીની ૭ પ્રધાન વસ્તુઓ, આયુર્વેદ જાણનારાનું જે લક્ષણ, સાત પ્રશ્નોનો સમૂહ અને આઠ પ્રશ્નોનો સમૂહ તથા તેઓના નિર્ણય, જે પ્રમાણે બોલવું જોઈએ તે અને ૭ પ્રકારના એક-દેશીય જ્ઞાનવાળા પુરુષો—એ સર્વ આ 'અર્થેદશમહામૂલ' અધ્યાયમાં પ્રકાશિત કર્યું. આ અધ્યાય આ આખાંય તન્ત્રનો કેવળ સંગ્રહ છે.

જે પ્રમાણે ફૂલોના સંગ્રહ માટે સુતર વાપરવામાં આવે છે તેવી રીતે વિષયોના સંગ્રહ માટે ઋષિએ આ સંગ્રહ કર્યો છે. ૮૬-૮૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં શ્લોકસ્થાનમાં 'અર્થેદશમહા-મૂલીય' નામક ત્રીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૩૦

અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં આટલી અવધિ સુધી આખું સૂત્રસ્થાન સમાપ્ત કરવામાં આવે છે. ૯૦



# ચરક સંહિતા.

## નિદાનસ્થાન

### અધ્યાય ૧ લો

### :: જ્વરનિદાન ::

જ્વરનિદાન અધ્યાયનો ઉપક્રમ—

" હવે અહીંથી 'જ્વરનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

'નિદાન' પદના પર્યાયો—

અહીં ખરેખર હેતુ, નિમિત્ત, આયતન, કર્તા, કારણ, પ્રત્યય, સમુત્થાન અને નિદાન એ એકાર્થવાચક શબ્દો છે.

નિદાનના ત્રણ પ્રકાર—

તે ત્રણ પ્રકારનાં છે- અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ અને પરિણામ. ૩

વ્યાધિના ભેદો—

એમાંથી ત્રણ પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે- આગ્નેય, સૌમ્ય અને વાયવ્ય; અને બે પ્રકારના બીજા- રાજસ અને તામસ. ૪

વ્યાધિના પર્યાયો—

તેમાં વ્યાધિ, આમય, ગદ, આતંક, યક્ષ્મા, જ્વર, વિકાર અને રોગ એકાર્થવાચક છે. ૫

રોગ જાણવાના ઉપાયો—

તેનું જ્ઞાન નિદાન, પૂર્વરૂપ, લિંગ, ઉપશય અને સંપ્રાપ્તિથી થાય છે. ૬

નિદાનનું લક્ષણ—

તેમાં નિદાન એ કારણ છે એમ અગાઉ કહી દીધું છે. ૭

પૂર્વરૂપનું લક્ષણ—

રોગની ઉત્પત્તિ પહેલાંનું લક્ષણ તે પૂર્વરૂપ. ૮

રૂપનું લક્ષણ અને પર્યાયો—

રોગ ઉત્પન્ન થયા પછી લક્ષણ થાય તે વળી લિંગ કહેવાય છે. તેમાં લિંગ, આકૃતિ, લક્ષણ, ચિહ્ન, સંસ્થાન, વ્યંજન અને રૂપ એ એકાર્થવાચક છે. ૯

ઉપશયનું લક્ષણ—

હેતુવિપરીત, વ્યાધિવિપરીત, હેતુવ્યાધિવિપરીત, હેતુવિપરીતાર્થકારી, વ્યાધિવિપરીતાર્થકારી અને હેતુવ્યાધિવિપરીતાર્થકારી ઔષધ-આહાર અને વિહારનો સુખકર પરિણામવાળો ઉપયોગ તે ઉપશય. ૧૦

સંપ્રાપ્તિનું લક્ષણ તથા ભેદો—

રોગની સંપ્રાપ્તિ, જાતિ અને આગતિ એ એકાર્થવાચક છે. ૧૧

તે સંપ્રાપ્તિ સંખ્યા, પ્રાધાન્ય, વિધિ, વિકલ્પ તથા બલકાલના ભેદથી ભિન્ન ભિન્ન થાય છે. (૧)

ત્યારે સંખ્યા; જેમકે આઠ જ્વર, પાંચ ગુલ્મ, સાત કુષ્ઠ વગેરે વગેરે. (૨)

દોષોની પ્રધાનતા વળી 'તર' અને 'તમ'થી જાણી શકાય છે; તેમાં બેમાં પ્રધાનતા બતાવવા 'તર' અને ત્રણમાં 'તમ' લગાડાય છે. (૩)

વિધિ ભેદથી–નિજ અને આગન્તુના ભેદથી વ્યાધિઓ બે પ્રકારના છે; ત્રિદોષના ભેદથી ત્રણ પ્રકારના છે; સાધ્ય, અસાધ્ય, મૃદુ અને દારુણના ભેદથી ચાર પ્રકારના છે. (૪)

એક બીજા સાથે મળેલ દોષોનો વળી અંશાંશ બલભેદ તે આ પ્રકરણમાં વિકલ્પ છે. (૫)

તેઓનાં પૃથક્ લક્ષણો–

વ્યાધિઓના બલકાલનો ભેદ વળી ઋતુ, અહોરાત્ર તથા ભોજનકાલની વિધિ પર આધાર રાખે છે. ૧૨

નિદાનપંચકનાં વર્ણનનો ઉપસંહાર–

તેથી સાબૂત મન અને બુદ્ધિવાળા વૈદ્યે વ્યાધિઓને હેતુ વગેરે ભાવોથી ખરા સ્વરૂપમાં જાણવા જોઈએ. ૧૩

આ પ્રમાણે નિદાનસ્થાનનો સંક્ષિપ્ત અર્થ કહ્યો છે. હવે ફરીથી ખૂબ વિસ્તારપૂર્વક ઉપદેશ કરતાં તેની વ્યાખ્યા કરશું. ૧૪

આ સ્થાનમાં કહેવાના વ્યાધિઓ—

તેમાં પહેલાં જ ત્યારે લોભ, હિંસા તથા કોપથી ઉત્પન્ન થયેલા મુખ્ય વ્યાધિઓની પહેલાં નિદાન આપીને, ક્રમસર વ્યાખ્યા કરશું; તથા ચિકિત્સાનાં સૂત્રો પણ સંક્ષેપમાં કહેશું. શોથ, અર્શ વગેરે જે ઉપચિત વ્યાધિઓ છે તેઓની વ્યાખ્યા આગળ ઉપર ચિકિત્સાસ્થાનમાં કરશું. ૧૫

જ્વર પ્રથમ કહેવાનું કારણ—

શારીરિક રોગોમાં જ્વર પ્રથમ હોવાથી અહીં ખરેખર વિકારોમાં પ્રથમ જ્વરનો જ ઉપદેશ આપવામાં આવે છે. ૧૬

જ્વરનાં આઠ કારણો—

મનુષ્યોને ખરેખર આઠ કારણોથી જ્વર ઉત્પન્ન થાય છે, જેમકે–વાતથી, પિત્તથી, કફથી, વાતપિત્તથી, વાતકફથી, પિત્તકફથી, વાતપિત્તકફથી અને આઠમાં કારણ આગન્તુથી. ૧૭

તે જ્વરનાં નિદાન, પૂર્વરૂપ, લિંગ અને ઉપશયના ભેદોની હવે વ્યાખ્યા કરશું, ૧૮

વાતજ્વરનાં હેતુ-સંપ્રાપ્તિ તથા લક્ષણો—

રૂક્ષ, લઘુ, શીત, વમન, વિરેચન, આસ્થાપન અને શિરોવિરેચનના અતિયોગથી તથા વ્યાયામ, વેગનો નિરોધ, અનશન, પ્રહાર, મૈથુન, ઉદ્વેગ, શોક, બહુ લોહીનું નીકળવું, જાગરણ અને શરીરની વિષમ ઊઠબેસ, સૂવું વગેરેનું અતિશય સેવન કરવાથી વાયુ પ્રકોપ પામે છે. ૧૯

પ્રકોપ પામેલો તે જ્યારે આમાશયમાં પ્રવેશ કરી, ગરમી સાથે મિશ્રિત બની, આહારના પરિણામરૂપ પ્રથમ રસ નામના ધાતુની પાછળ જઈને, રસ અને પરસેવાને વહન કરનાર સ્રોતોને પૂરી દઈ, અગ્નિને મંદ કરી, ગરમીને પાચનસ્થાનમાંથી બહાર કાઢી, આખાં શરીરમાં ફેલાઈ જાય છે ત્યારે તાવને ઉત્પન્ન કરે છે. ૨૦

તેનાં આ લક્ષણો થાય છે; જેમકે–આવવા અને ઊતરવાની વિષમતા, ગરમીની વિષમતા, જ્વરનું કયારેક તીવ્ર લાગવું અને કયારેક હલકું લાગવું, પચી ગયા પછી-દિવસને અંતે-રાતને અંતે કે વર્ષામાં જ્વરનું આવવું કે વૃદ્ધિ પામવું; નખ-આંખ-મુખ-મૂત્ર,-મળ અને ચામડી વિશેષે કરીને કઠોર અને અરુણ વર્ણનાં થવાં, મળ-મૂત્ર ખુલાસેથી ન આવવાં; શરીરનાં તે તે અવયવોમાં અનેક પ્રકારની ઉપમા આપી શકાય તેવી ચલ અને અચલ વેદના, જેમકે–પગનું સ્પર્શાજ્ઞાન, પિંડીઓમાં પીડા, ગોઠણ અને સર્વ સન્ધિઓનું જાણે કે છૂટું પડવું, ઊરુઓમાં શિથિલતા, કેડ-પડખાં-પીઠ-સ્કન્ધ-બાહુ-ખભા અને છાતીમાં અનુક્રમે ભાંગવા જેવી-કાપવા-જેવી-મસળવા જેવી-મથન જેવી-છૂટું પડવા જેવી-ફાટ જેવી અને ધકેલાવા જેવી પીડા, જડબાં પોતાનું કામ ન બજાવી શકે, કાનોમાં

અવાજ, શંખ દેશમાં સોઈ માર્યા જેવી પીડા, મોઢું કષાય થવું કે વિરસ થવું, મુખ-તાળવું અને કંઠમાં શોષ, તરસ, હૃદયનું ઝલાવું, સૂકી ઉલટી, સૂકી ઉધરસ, છીંક અને ઓડકાર રોકાઈ રહેવા, અન્નરસ તરફ અણગમો, લાળ પડે, અરુચિ થાય અને કંઈ પચે નહિ, ખિન્નતા, બગાસાં, બેવડ વળી જવું, ધ્રૂજારી, શ્રમ, ભ્રમ, બબડાટ, નિદ્રા ન આવવી, રુંવાડાં ઊભાં થવાં અને દાંત અંબાઈ જવા, ઉષ્ણ દ્રવ્યો ગમવાં અને નિદાનમાં કહેલા ભાવો અનુકૂલ ન થવા અને એથી વિપરીત અનુકૂલ થવા–એ વાતજ્વરનાં લક્ષણો છે. ૨૧

પિત્તજ્વરનાં-નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

ઉષ્ણ-અમ્લ-લવણ-ક્ષાર અને કટુક દ્રવ્યો તથા અજીર્ણ પર ભોજન–એ સર્વનું અતિશય સેવન કરવાથી અને તીક્ષ્ણ તડકા અને અગ્નિનો સંતાપ, શ્રમ, ક્રોધ, અને વિષમ ભોજનથી પિત્ત પ્રકોપ પામે છે. ૨૨

પ્રકોપ પામેલું તે પિત્ત જ્યારે આમાશયમાંથી ગરમીની સાથે મળીને આહારના પરિણામરૂપ પ્રથમ રસ નામના ધાતુની પાછળ જઈને, રસ અને સ્વેદને વહન કરનાર સ્રોતોને પૂરી દઈ, દ્રવતાથી અગ્નિને મંદ બનાવી, ગરમીને પાચનસ્થાનમાંથી બહાર કાઢી, અતિ પીડા કરતાં કરતાં આખા શરીરમાં પ્રસરી જાય છે ત્યારે તાવને ઉત્પન્ન કરે છે. ૨૩

તેનાં આ લક્ષણો થાય છે; જેમકે– ખાધેલું પચવા વખતે-મધ્યાન્હે-મધરાતે કે શરદ ઋતુમાં વિશેષ કરીને આખા શરીરમાં એક સાથે તાવ આવવો કે વધી જવો, મોઢું તીખું થવું, નાક-મુખ-કંઠ-હોઠ અને તાળવાંનો પાક, તૃષા, મદ, ભ્રમ, મૂર્ચ્છા, પિત્તની ઉલટી, અતીસાર, અન્નદ્વેષ, શિથિલતા, ખેદ, બબડાટ, શરીરે લાલ રંગનાં ચકામાં ઉપડવાં, નખ-આંખ-મુખ-મૂત્ર-મળ અને ચામડીમાં લીલાશ કે પીળાશ, ઉષ્ણતાની અતિશય તીવ્રતા, બહુ પ્રમાણમાં દાહ, શીત દ્રવ્યો ગમવાં અને નિદાનમાં કહેલા ભાવો અનુકૂલ ન થવા અને વિપરીત અનુકૂલ થવા–એ પિત્તજ્વરનાં લક્ષણો છે. ૨૪

શ્લેષ્મજ્વરનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

સ્નિગ્ધ-ગુરુ-મધુર-પિચ્છિલ-શીત-અમ્લ અને લવણ દ્રવ્યો તથા દિવસની નિદ્રા, હર્ષ, વ્યાયામ ન કરવો, એ સર્વનું અતિશય સેવન કરવાથી કફ પ્રકોપ પામે છે. ૨૫

પ્રકોપ પામેલો તે જ્યારે આમાશયમાં પ્રવેશ કરી, ગરમી સાથે મિશ્રિત બની, આહારના પરિણામરૂપ પ્રથમ રસ નામના ધાતુની પાછળ જઈ, રસ અને સ્વેદને વહન કરનાર સ્રોતોને પૂરી દઈ, અગ્નિને મંદ બનાવી, ગરમીને પાચનસ્થાનમાંથી બહાર કાઢી, અતિ પીડા કરતાં કરતાં આખાં શરીરમાં પ્રસરી જાય છે ત્યારે તાવને ઉત્પન્ન કરે છે. ૨૬

તેનાં આ લક્ષણો થાય છે; જેમકે–આખાં શરીરમાં ખાતાવેંતજ-બપોર પહેલાં-આગલી રાત્રે અને વસન્ત ઋતુમાં વિશેષે કરીને આખાં શરીરમાં એક સાથે તાવનું આવવું કે વધી જવું, અંગો ભારે થવાં, અન્નની અનિચ્છા, કફ પડવો, મોઢામાં મીઠાશ, મોળ, હૃદયનો ઉપલેપ, સ્તિમિતતા, ઉલટી, મંદાગ્નિ, નિદ્રાની અધિકતા, જડતા, તન્દ્રા, કાસ, શ્વાસ, સળેખમ, શીતતા, નખ-આંખ-મુખ-મૂત્ર-મળ અને ચામડીની શ્વેતતા, અંગો-માંથી અતિશય શીત પિડકાઓનું અતિ ઉપડી આવવું, ઉષ્ણ દ્રવ્યો ગમવાં અને નિદાનમાં કહેલા ભાવો અનુકૂલ ન થવા તથા વિપરીત ભાવો અનુકૂલ થવા–એ કફજ્વરનાં લક્ષણો છે. ૨૭

દ્વન્દ્વજ અને ત્રિદોષજ જ્વરનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

વિષમ ભોજનથી, અનશનથી, આહારનાં પરિવર્તનથી, ઋતુની વ્યાપત્તિથી, અસાત્મ્ય ગંધ સૂંઘવાથી, વિષયુક્ત જલના ઉપયોગથી, ઝેરથી, પર્વતોની નજીક રહેવાથી, સ્નેહ-સ્વેદ-વમન-વિરેચન-આસ્થાપન-અનુવાસન અને શિરો-વિરેચનનો યોગ્યપણે પ્રયોગ ન થવાથી કે તેની ઉપર પથ્ય ન પાળવાથી, સ્ત્રીઓને વિષમ પ્રસૂતિથી તથા સુવાવડ પછી મિથ્યા ઉપચારોથી, કહ્યા પ્રમાણેના હેતુઓ મિશ્રિત થવાથી નિદાન પ્રમાણે બબ્બે દોષમાંથી એક

દ્વંદ્વ અથવા ત્રણેય દોષ પૂરા એકસાથે પ્રકોપ પામે છે. પ્રકોપ પામેલા તેઓ તે જ ક્રમે જ્વરને ઉત્પન્ન કરે છે. ૨૮

તેમાં કહ્યાં તેવાં જ્વરલક્ષણોનાં મિશ્રપણાંની ભિન્નતા જોઈને કોઈ જ્વર દ્વંદ્વજન્ય એટલે બે દોષવાળો કે સાન્નિપાતિક એટલે ત્રણ દોષવાળો જાણવો. ૨૯

आगन्तु ज्वरना चार प्रकारो—

અભિઘાત, અભિષંગ, અભિચાર અને અભિશાપથી આઠમો આગન્તુ જ્વર થાય છે જેમાં પ્રથમ વ્યથા થાય છે. કેટલાક વખત સુધી તે કેવળ આગન્તુ રહીને પછી દોષોની સાથે અનુબંધ પામે છે.

कारणभेदथी दोषोनो अनुबन्ध—

તેમાં અભિઘાતજન્ય જ્વર દુષ્ટ રક્તનો આશ્રય કરનાર વાયુથી અનુબંધ પામે છે. અભિષંગજન્ય વળી વાતપિત્તથી, અભિચારજન્ય અને અભિશાપજન્ય વળી સન્નિપાતથી અનુબંધ પામે છે. ૩૦

आगन्तु ज्वरनी विशेषता—

સાત પ્રકારના જ્વરથી ભિન્ન લક્ષણ, ચિકિત્સા અને નિદાન હોવાથી તે આગન્તુને ભિન્ન જાણવો જોઈએ; અને તેના ઉપચાર સાધારણ ચિકિત્સાથી કરાય છે. આ પ્રમાણે આઠ પ્રકારની જ્વરપ્રકૃતિ કહી છે. ૩૧

ज्वर एक ज छे छतां कारणभेदथी भेदो देखाय छे—

સંતાપરૂપી લક્ષણવાળો જ્વર એક જ છે. તેને જ અભિપ્રાયની ભિન્નતાથી અને નિજ તથા આગન્તુ ભેદથી બે પ્રકારનો કહે છે. તેમાં વાત વગેરેના વિકલ્પથી વૈદ્યો નિજ જ્વરને બે પ્રકારનો, ત્રણ પ્રકારનો, ચાર પ્રકારનો અને સાત પ્રકારનો કહે છે. ૩૨

ज्वरनां पूर्वरूपो—

તેનાં આ પૂર્વરૂપ થાય છે; જેમકે—મુખની વિરસતા, અંગોનું ભારેપણું, અન્નની અનિચ્છા, આંખોની આકુળતા, આંસુનું આવવું, નિદ્રાની અધિકતા, બેચેની, બગાસાં, બેવડ વળવું, ધ્રૂજારી, શ્રમ, ભ્રમ, બબડાટ, જાગરણ, રોમહર્ષ અને દન્તહર્ષ, શબ્દ-શીત-વાત અને તડકો ગમવાં કે ન ગમવાં, અરોચક, અપચો, દુર્બળતા, અંગમર્દ, શિથિલતા, અલ્પપ્રાણતા, દીર્ઘસૂત્રીપણું, આળસ, ઉચિત કર્મનો ત્યાગ, પોતાનાં કામમાં પ્રતિકૂલતા, ગુરુઓનાં વાક્યોમાં દોષ શોધવા, બાળકો તરફ દ્વેષ, પોતાના ધર્મમાં ઉપેક્ષાવૃત્તિ, માળા-લેપન અને ભોજનમાં કલેશ, મધુર ભક્ષ્યો તરફ દ્વેષ, અમ્લ-લવણ અને કટુક પદાર્થોની પ્રિયતા—એ તાવ પહેલાં જ્વરનાં પૂર્વરૂપ થાય છે. અને વળી તાવથી પીડિત હોવા છતાં તેને ચાલુ રહે છે. ૩૩

આ પ્રમાણે જ્વરનાં આ લક્ષણો એક એક કરીને વિસ્તારપૂર્વક અને સંક્ષેપથી કહી બતાવ્યાં છે. ૩૪

ज्वरनी उत्पत्ति तथा प्रभाव—

જ્વર ખરેખર મહાદેવજીના કોપથી ઉત્પન્ન થયેલો, સર્વ પ્રાણીઓના પ્રાણ હરનાર, દેહ-ઇન્દ્રિય અને મનને તાપ કરનાર, પ્રજ્ઞા-બળ-વર્ણ-હર્ષ અને ઉત્સાહને ઓછાં કરનાર તથા શ્રમ-ક્લમ-મોહ-અને આહારનો પ્રતિબંધ ઉત્પન્ન કરનાર છે; શરીરોને જ્વરિત કરે છે તેથી જ્વર કહેવાય છે. જેવો એ જ્વર છે તેવા બીજા વ્યાધિઓ ભયંકર, બહુ ઉપદ્રવ કરનાર અને કષ્ટ-સાધ્ય નથી. તે સર્વ રોગોનો અધિપતિ છે. જુદા જુદા પ્રકારનાં પશુપક્ષીઓમાં તે બહુ પ્રકારના શબ્દોથી સંજ્ઞિત થાય છે. સર્વ પ્રાણીઓ તાવ સહિત જ જન્મે છે અને તાવ સહિત જ મૃત્યુ પામે છે; તે મહા મોહ કરનારો છે. તેનાથી પરાભવ પામેલાં પ્રાણીને પૂર્વદેહનું કંઈ પણ કર્મ યાદ આવતું નથી અને અંત સમયે પણ તે જ્વર જ સર્વ પ્રાણીઓના પ્રાણને હરે છે. ૩૫

ज्वरनुं चिकित्सासूत्र—

તેમાં જ્વર આમાશયમાંથી ઉત્પન્ન થયેલો હોવાથી, પૂર્વરૂપો દેખાતાં કે જ્વરની શરૂઆતમાં હલકું ભોજન કે અપતર્પણ હિતકર છે. ત્યાર પછી પોતપોતાની

જરૂરીઆત અનુસાર કષાયપાન-અભ્યંગ-સ્નેહ-સ્વેદ-પ્રદેહ-પરિષેક-અનુલેપન-વમન--વિરેચન-આસ્થાપન-અનુવાસન-ઉપશમન-નસ્યકર્મ-ધૂપ-ધૂમ-પાન-અંજન અને ક્ષીરભોજનનાં વિધાનને યુક્તિથી પ્રયોજવાં. ૩૬

વળી સર્વેય જીર્ણજ્વરોમાં પોતપોતાનાં ઔષધથી સિદ્ધ કરેલાં ઘીનું પાન પ્રશસ્ત છે; કારણ કે ઘી સ્નેહને લઈ વાતનું શમન કરે છે; સંસ્કારથી કફનું અને શિતળતાને લઈ પિત્ત અને ગરમીનું શમન કરે છે. તેથી પાણી જેમ અગ્નિથી બળેલાં દ્રવ્યોમાં હિતકર છે તેમ ઘી સર્વેય જીર્ણજ્વરમાં હિતકર છે. ૩૭

એ બાબતમાં શ્લોકો છે—

શાન્તિને અનુલક્ષીને મનુષ્યો બળતાં ઘરને જેમ પાણીથી સીંચે છે તેમ જીર્ણજ્વરમાં ઘી છે. ૩૮

ઘી સ્નેહને લઈ વાતને શાન્ત કરે છે, શીતલતાથી પિત્તને કાબુમાં લે છે અને સંસ્કારને લઈ સમાન ગુણવાળા દોષ કફને જીતે છે. ૩૯

ઘી જેટલું સંસ્કારવાળું થાય છે તેવો બીજો કોઈ પણ સ્નેહ થતો નથી. એથી ઘી સર્વ સ્નેહોમાં ઉત્તમ માનેલ છે. ૪૦

ગદ્યમાં કહેલા વિષયો પદ્યમાં કહેવાય તેમાં દ્વિરુક્તિ નથી—

ગદ્યમાં કહેલો વિષય ફરીથી શ્લોકોમાં કહેવામાં આવે છે; માટે સ્પષ્ટતાના નિશ્ચય ખાતર બે વાર કહેવું એ નિન્દિત નથી. ૪૧

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

નામના પર્યાયો સાથે ત્રણ પ્રકારના હેતુ, પાંચ પ્રકારના રોગ, રોગનાં લક્ષણોના પર્યાયો, વ્યાધિ ઓળખવાના પાંચ પ્રકારના ઉપાય, આઠ પ્રકારના જ્વર, તેનાં દૂરનાં અને નજીકનાં કારણો, પૂર્વરૂપ, રૂપ અને સંક્ષેપમાં ઔષધ—એ સર્વ જ્વરરહિત ભગવાન પુનર્વસુએ નમન કરતા અગ્નિવેશને પ્રથમ 'જ્વરનિદાન'માં કહ્યાં. ૪૨-૪૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં નિદાનસ્થાનની અંદર 'જ્વરનિદાન' નામક પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

## અધ્યાય બીજો

### રક્તપિત્તનિદાન

રક્તપિત્તનિદાન અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'રક્તપિત્તનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

રક્તપિત્તની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ—

જે અવસ્થામાં પિતને રક્તપિત્ત સંજ્ઞા પ્રાપ્ત થાય છે તે કહેશું. ૩

જ્યારે પ્રાણી મોટે ભાગે યવક-ઉદ્દાલક અને કોરદૂષ વગેરે અન્નો ખાય છે, વળી બહુ ઉષ્ણ તથા તીક્ષ્ણ અને વાલ-અડદ-કળથી-સૂપ અને ક્ષાર મેળવેલ કે દહીં-દહીંનો મંડ-પાતળી-છાશ કદ્વર અને ખાટી કાંજીયુક્ત વરાહ-મહિષ-ઘેટાં-મત્સ્ય અને ગાયનાં માંસવાળાં, તલવટ-પિંડાલુ અને સૂકાં શાક સહિત, મૂળા-સરસવ-લસણ-કરંજ-સરગવો-મીઠો-સરગવો ભૂસ્તૃણ-તુલસી-સુમુખ-કુઠેરક-ગંડીર-કાલમાલક-પર્ણાસ-ક્ષવક અને મરવાનાં અથાણાં ચટણીવાળાં, સુરા-સૌવીર-તુષોદક-મૈરેય-મેદક-મધૂલક-શુક્ત-મોટાં બોર અને બોર વગેરે ઘણુંખરું ખટાશવાળાં દ્રવ્યોનાં અનુપાનવાળાં તથા મોટે ભાગે પિષ્ટાન્નની મુખ્યતાવાળાં બીજા અન્ન ખાય છે તથા ગરમીથી તપેલો અતિમાત્રામાં કે વારંવાર કાચું દૂધ પીએ છે. દૂધની સાથે રોહિણી શાક ખાય છે અથવા સરસવના તેલમાં અને ક્ષારમાં સિદ્ધ કરેલ કાણકપોત ખાય છે અને કળથી-તલવટ-જાબું અને લકુચથી પકાવેલાં શૌક્તિકોની સાથે, ગરમીથી પીડાયેલો દૂધ પીએ છે તો તે પ્રમાણે આચરતા તેનું પિત્ત પ્રકોપ પામે છે અને લોહી પોતાનાં પ્રમાણથી વધી જાય છે. પ્રમાણમાં તે વધી જતાં, પ્રકોપ પામીને

શરીરમાં ફેલાતું જે પિત્ત, યકૃત અને પ્લીહામાંથી ઉત્પન્ન થતા અને રુધિર વહન કરતા સ્રોતોનાં લોહીના અભિષ્યન્દથી ભારે થયેલાં મુખોએ પહોંચીને તે મુખોને પૂરી દે તે જ પિત્ત રક્તને દૂષિત કરે છે. ૪

पित्त 'रक्तपित्त' શા માટે કહેવાય છે--

સંસર્ગને લઈ, રક્ત દુષ્ટ થવાથી અને ગંધ તથા વર્ણ રક્ત જેવાં જ થઈ જવાથી પિત્તને 'રક્તપિત્ત' કહે છે. ૫

रक्तपित्तनां पूर्वरूपो--

તેનાં આ પૂર્વરૂપો થાય છે; જેમકે-અન્નની અનિચ્છા, ખાધેલાંનો વિદાહ, શુકતતા જેવા ખાટા ગંધ અને રસવાળા ઓડકાર, વારંવાર ઉલટી આવવી, ઉલટી ઘૃણાજનક થવી, સ્વરભેદ, ગાત્રોની શિથિલતા, સર્વ શરીરે દાહ, મોઢામાંથી જાણે કે ધુંવાડો નીકળતો હોય, મોઢામાં લોઢું-લોહી-મત્સ્ય અને આમ જેવી ગન્ધ, શરીર-અવયવ-મળ-મૂત્ર-સ્વેદ-લાળ-લીંટ-મુખનો મેલ-કાનનો મેલ-આંખનો મેલ અને ફોડકીઓમાં રતાશ-લીલાશ અને પીળાશ, અંગોમાં વેદના અને સ્વપ્નમાં લાલ-નીલ-પીળાં અને ઈંટોડી રૂપોનું તથા તેજસ્વી રૂપોનું વારંવાર દર્શન-એ રક્તપિત્તનાં પૂર્વરૂપો થાય છે. ૬

रक्तपित्तना उपद्रवो—

અને ઉપદ્રવો ખરેખર-દુર્બળતા, અરુચિ, અપચો, શ્વાસ, કાસ, જ્વર, અતીસાર, શોફ, શોષરોગ, પાંડુરોગ અને સ્વરભેદ છે. ૭

दोषभेद प्रमाणे रक्तपित्तना मार्गभेद—

એના માર્ગ વળી બે છે-ઉપર અને નીચે. બહુ કફવાળા શરીરમાં કફના સંસર્ગથી તે ઉપર તરફ જઈને કાન-નાક-આંખ અને મુખથી ઝરે છે; અને બહુ વાતવાળાં શરીરમાં વાતના સંસર્ગથી નીચે તરફ જઈને મૂત્ર અને અને મળના માર્ગથી ઝરે છે; બહુ કફ અને વાતવાળાં શરીરમાં વળી તે કફ અને વાતના સંસર્ગથી બન્ને ય માર્ગે જાય છે અને તે બન્ને માર્ગે જઈને શરીરનાં ઉપર કહેલાં બધાંય છિદ્રોમાંથી ઝરે છે. ૮

रक्तपित्तनी साध्यासाध्यता—

તેમાં જે ઉપરના ભાગનું છે તે વિરેચનથી ઉપચાર કરવાથી તથા બહુ ઔષધોથી સાધ્ય છે. પણ જે નીચેના ભાગનું છે તેનો ઉપચાર વમન હોવાથી તથા ઔષધ થોડાં હોવાથી યાપ્ય છે. જે બન્ને ભાગનું છે તેના ઉપર વમન અને વિરેચન ઉપયોગી ન હોવાથી તથા તેનું કંઈ ઓસડ ન હોવાથી અસાધ્ય છે. ૯

रक्तपित्तनी प्रथम उत्पत्ति—

પૂર્વે ખરેખર દક્ષના યજ્ઞના નાશ વખતે રુદ્રના કોપયુક્ત અમર્ષરૂપી અગ્નિથી પ્રાણીઓનાં શરીર અને પ્રાણ સંતપ્ત થતાં, રક્તપિત્તનો પ્રકોપ જ્વર પછી પેદા થયો. ૧૦

रक्तपित्तनुं चिकित्सासूत्र—

શીઘ્રકારી અને દાવાગ્નિની પેઠે આવી પડેલા તે મારક રક્તપિત્તની સંપૂર્ણ શાંતિ માટે મનુષ્યે ચીવટથી માત્રા, દેશ અને કાલ જોઈને, સંતર્પણ કે અપતર્પણથી, કોમળ-મધુર-શિશિર-તિક્ત અને કષાય ખોરાકથી, પ્રદેહ-પરિષેક-અવગાહ અને સંસ્પર્શનથી તથા વમનાદિકથી ઉપચાર કરવાનો યત્ન કરવો જોઈએ. ૧૧

એ બાબતમાં શ્લોકો છે—

ऊर्ध्वग रक्तपित्तनी साध्यतानुं कारण—

જે રક્તપિત્ત ઊર્ધ્વ માર્ગ ગ્રહણ કરે છે તે વિરેચનની યોગિકતાથી તથા ઔષધોની બહુતાથી સાધ્ય છે. ૧૨

પિત્તને જીતવા માટે વિરેચન શ્રેષ્ઠ ઔષધ છે અને તેના અનુબન્ધ સ્વરૂપે જે કફ છે તેને માટે પણ તેને અધમ માનેલ નથી. ૧૩

તેમાં મધુર ઓસડ યોગવાહી છે, માટે જે રક્તપિત્ત ઉપર તરફ જાય છે તેને સાધ્ય માનેલ છે. ૧૪

અધોગ રક્તપિત્તની યાપ્યતાનું કારણ—

જે રક્તપિત્ત નીચે તરફ જનાર છે તે વમનની ઓછી અસરને લઈ તથા ઓસડોની અલ્પતાને લઈ યાપ્ય છે એમ નક્કી કરેલું છે. ૨૫

પિત્તને જીતવામાં વમન શ્રેષ્ઠ કહેવાતું નથી; અને તેના અનુબંધ સ્વરૂપે જે વાયુ છે તેની શાંતિમાં વમન અધમ માન્યું છે. ૧૬

કષાય અને તિક્ત ઓસડો પણ તેમાં ઉપયોગી નથી તેથી જે નીચે તરફનું રક્તપિત્ત છે તેને યાપ્ય કહ્યું છે. ૧૭

ઉભયગ રક્તપિત્તની અસાધ્યતાનું કારણ—

વળી જે રક્તપિત્ત બન્ને માર્ગ ગ્રહણ કરે છે તે અગાઉ કહેલાં કારણે જ અસાધ્ય છે એમ જાણવું. ૧૮

તેનાથી ઉલટા માર્ગે જનાર કોઈ સંશોધન નથી અને રક્તપિત્તમાં ઉલટા માર્ગે દોષ દૂર કરવો જોઈએ. ૧૯

એવીજ રીતે એનું ઉપશમન પણ બીલકુલ નથી જ. જ્યારે દોષો મિશ્રિત બને છે ત્યારે શમનને સર્વ જીતનાર માન્યું છે પણ એવું કોઈ શમન નથી. ૨૦

આ પ્રમાણે માર્ગભેદથી ત્રણ પ્રકારનાં પરિણામ-ફલવાળું રક્તપિત્ત કહ્યું. ૨૦½

રોગની અસાધ્યતાનું કારણ—

નીચેના ભાવોથી ખરેખર કોઈક રક્તપિત્ત સાધ્ય હોય તે પણ અસાધ્ય બને છે. પરિચારક અને સાધનના અભાવથી, રોગીની મૂર્ખાઈથી, વૈદ્યના દોષથી તથા ચિકિત્સા ન કરાવવાથી કોઈક રોગ સાધ્યતાને ઉલ્લંઘી જાય છે. તેમાં સાધ્ય અને યાપ્ય માર્ગવડે એટલે બન્ને ઉપર નીચેના માર્ગવડે થતું અસાધ્યપણું એક જ હોઈ શકે. ૨૨½

અસાધ્ય રક્તપિત્તનું લક્ષણ—

તે રક્તપિત્તની આ ઓળખ કહેવામાં આવે છે—જે રક્તપિત્ત કાળું અથવા નીલરંગનું કે ઇંદ્રધનુષના જેવું અને જે વસ્ત્રને રંગનારું છે તે અસાધ્ય છે. ૨૪

બહુ દુર્ગંધિયુક્ત, અતિપ્રમાણમાં, સર્વ ઉપદ્રવવાળું અને બળ તથા માંસના ક્ષયમાં જે રક્તપિત્ત થાય તે અસાધ્ય છે. ૨૫

જે રક્તપિત્તથી પરાભવ પામીને મનુષ્ય દેખાતી વસ્તુને અને આકાશને લાલ જુએ તે રક્તપિત્ત અસાધ્ય છે એમાં સંશય નથી. ૨૬

અસાધ્ય-યાપ્ય-સાધ્ય રક્તપિત્તમાં વૈદ્યનું કાર્ય—

તેમાં જે અસાધ્ય હોય તેને તજી દેવું, યાપ્યને યત્નપૂર્વક દબાવી રાખવું અને સાધ્યને સિદ્ધ ઔષધોથી ચીવટવાળા વૈદ્યે સુધારવું. ૨૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

રક્તપિત્તનું કારણ, નામકરણ, પૂર્વરૂપ, ઉપદ્રવો, બે માર્ગ, દોષનો અનુબન્ધ, હેતુયુક્ત સાધ્યપણું અને અસાધ્યપણું-એ સર્વ, મોહ-રજોદોષ-લોભ-માન-મદ અને સ્પૃહારહિત પુનર્વસુએ 'રક્તપિત્ત'ના નિદાનમાં કહી દેખાડ્યું. ૨૮,૨૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં નિદાનસ્થાનની અંદર 'રક્ત-પિત્તનિદાન' નામક બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨

---

## અધ્યાય ત્રીજો

### ગુલ્મ નિદાન

ગુલ્મનિદાન અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ગુલ્મનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ગુલ્મની સંખ્યા—

અહીં પાંચ ગુલ્મ છે, જેમકે-વાતગુલ્મ, પિત્તગુલ્મ, શ્લેષ્મગુલ્મ, નિચયગુલ્મ અને શોણિતગુલ્મ. ૩

નિદાન વગેરેથી ગુલ્મોનું તથા બીજા રોગોનું પણ વિશેષ જ્ઞાન થાય છે—

આ પ્રમાણે કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'ભગવન્, પાંચે ગુલ્મના ભેદને અમે અહીં કેવી રીતે જાણીએ? ઔષધ જાણનાર હોવા છતાં પણ રોગોના ભેદને ન જાણનાર વૈદ્ય રોગોને શાંત કરવા સમર્થ થતો નથી.' ૪

ભગવાન આત્રેયે તેને કહ્યું, 'અગ્નિવેશ, હેતુ-પૂર્વરૂપ-લિંગ-વેદના અને ઉપશયના ભેદથી ગુલ્મોનું અને બીજા રોગોનું પણ વિશેષ જ્ઞાન થાય છે; તે જ્ઞાન હવે ગુલ્મની બાબતમાં કહેવાતું સાંભળ.' ૫

વાતગુલ્મનાં નિદાન-સંપ્રાપ્તિ તથા લક્ષણો—

જ્યારે વાતલ પુરુષ વિશેષે કરીને જ્વર-વમન-વિરેચન અને અતિસારમાંનાં કોઈ એક કર્શનથી કૃશ થયેલો વાતલ ખોરાક અથવા ખાસ કરીને શીતલ ખોરાક અતિ-પ્રમાણમાં ખાય છે, પ્રથમ સ્નેહન કર્યા વગર વમન-વિરેચન પીએ છે, પરાણે ઉલટી કરે છે, વાત-મૂત્ર અને મળના ઉત્પન્ન થયેલા વેગને રોકે છે, ખૂબ ખાઈને અતિમાત્રામાં નવું પાણી પીએ છે, અતિ હડદોલાવાળાં વાહનમાં મુસાફરી કરે છે, અતિશય મૈથુન-વ્યાયામ-મદ્ય અને શોકમાં ડુબેલો રહે છે, પ્રહાર પામે છે, વિષમ આસન, શયન, ઊભું રહેવું અને હરવુંફરવું આચરે છે અથવા એવી જાતનું બીજું કંઈ વિષમ વ્યાયામ વગેરે અતિપ્રમાણમાં કરે છે, તેને અપચારને લઈ વાત પ્રકોપ પામે છે. ૬

તે પ્રકોપ પામેલો વાયુ મહાસ્રોતમાં પ્રવેશ કરીને, રૂક્ષતાથી કઠણ થઈ ગયેલાં તેમાં વ્યાપીને ગોળો બની, હૃદય-બસ્તિ કે પડખાં અને નાભિમાં સ્થિત થાય છે. તે શૂળ અને અનેક પ્રકારની ગાંઠો ઉત્પન્ન કરે છે અને પોતે ગોળાને આકારે રહે છે. આમ તે ગોળો હોવાથી 'ગુલ્મ' કહેવાય છે તે વારંવાર ફૂલાય છે અને વારંવાર અલ્પ થાય છે અને વાયુની ચલતાને લઈ ઘડીકમાં બહુ અને ઘડીકમાં થોડી વેદનાવાળો થાય છે. કીડીઓ ચાલતી હોય તેવું વારંવાર અંગોમાં લાગે છે અને બહુ તોદ, ભેદ, સ્ફુરણ, આયામ, સંકોચ, સ્પર્શજ્ઞાન અને હર્ષ થાય છે તથા ગુલ્મ બેસે છે અને ઉપડી આવે છે ત્યારે જાણે કે સોઈથી કે શલ્યથી પોતે વીંધાયો હોય એમ રોગી માને છે અને વળી સાંજે તાવ ચડે છે, એનું મોઢું સૂકાય છે, ઉચ્છ્વાસ રૂંધાય છે અને વેદના ઉત્પન્ન થતાં તેનાં રુંવાડાં ઊભાં થઈ જાય છે. પ્લીહા, આટોપ, અન્ત્રકૂજન, અપચો, ઉદાવર્ત, અંગમર્દ, મન્યાશૂલ, શિરઃશૂલ, શંખશૂલ અને બ્રધ્નરોગ એને ઉપદ્રવરૂપે થાય છે. ચામડી, નખ, આંખ, મુખ, મૂત્ર અને મળ કાળાં, અરુણવર્ણનાં અને કઠોર થાય છે. નિદાનમાં કહેલા આહાર-વિહાર અનુકૂલ આવતા નથી અને વિપરીત અનુકૂલ આવે છે. આ પ્રમાણે વાતગુલ્મ થયો. ૭

વાયુ સાથે પિત્તપ્રકોપનો હેતુ—

તે જ કર્શનોથી કૃશ થયેલાને અમ્લ-લવણ-કટુક-ક્ષાર-ઉષ્ણ-તીક્ષ્ણ-શુક્ત-વિકૃત મદ્ય-હરિતક વર્ગ તથા ખાટાં ફળોના અને વિદાહી શાક-ધાન્ય તથા માંસ વગેરેના ઉપયોગથી, અજીર્ણ અને વધુ પડતું ખાવાથી, આમાશય રૂક્ષ થઈ જતાં વમન લેવાથી અને ઘણા વખત સુધી વેગો ધારી રાખવાથી, વાત અને તડકો અતિ સેવનારનું પિત્ત વાયુ સાથે પ્રકોપ પામે છે. ૮

પિત્તગુલ્મની સંપ્રાપ્તિ તથા લક્ષણો—

પ્રકોપ પામેલાં તેને વાયુ આમાશયના એક ભાગમાં ફેરવીને વેદનાના જે પ્રકારો વાતગુલ્મમાં કહ્યા છે તે જ પ્રકારોને ઉત્પન્ન કરે છે; અને પિત્ત એને ઉદરમાં, હૃદયમાં, છાતીમાં અને કંઠમાં વિદાહ કરે છે. વિદાહી બનતાં તે જાણે કે ધુંવાડાવાળા હોય તેવા ખટાશવાળા ઓડકાર ખાય છે અને એનું ગુલ્મનું સ્થાન બળે છે, દુખે છે, ધૂંધવે છે, ગરમ થાય છે, સ્વેદયુક્ત બને છે, ક્લેદયુક્ત થાય છે, શિથિલ જેવું બને છે, સ્પર્શ સહન કરી શકતું નથી અને થોડો રોમાંચ થાય છે. જ્વર, ભ્રમ, બળતરા, તૃષા, કંઠ-શોષ, તાલુશોષ, મુખશોષ, મૂર્છા અને મલભેદ એને ઉપદ્રવરૂપે થાય છે. ચામડી, નખ, આંખ, મુખ, મૂત્ર અને મળ લીલાં-પીળાં થાય છે, નિદાનમાં કહેલા આહાર-વિહાર અનુકૂલ આવતા નથી પણ વિપરીત અનુકૂલ આવે છે. આ પ્રમાણે પિત્તગુલ્મ થયો. ૯

વાયુ સાથે કફના પ્રકોપનો હેતુ—

તે જ કર્શનથી કૃશ થયેલાને અતિશય ખોરાક ખાવાથી, અતિ સ્નિગ્ધ-ગુરુ-મધુર અને શીત પદાર્થો ખાવાથી, લોટ-શેરડી-દૂધ-તલ-અડદ અને ગોળની બનાવટોનાં અતિસેવનથી, મન્દક અને મદ્ય બહુ પીવાથી, હરીતક વર્ગનાં દ્રવ્યો બહુ લેવાથી, આનૂપ-ઔદક અને ગ્રામ્ય માંસ અતિ ખાવાથી, વેગો રોકવાથી, તૃપ્ત હોઈ પુષ્કળ પાણી પીવાથી અથવા શરીરને હડદોલા લાગવાથી કફ વાયુ સહિત પ્રકોપ પામે છે. ૧૦

શ્લેષ્મગુલ્મની સંપ્રાપ્તિ તથા લક્ષણો—

પ્રકોપ પામેલા તેને વાયુ આમાશયના એક ભાગમાં ફેરવીને વેદનાના જે પ્રકારો વાતગુલ્મમાં કહ્યા છે તે જ પ્રકારોને ઉત્પન્ન કરે છે અને કફ એને શીતજ્વર, અરુચિ, અપચો, અંગમર્દ, રોમહર્ષ, હૃદ્રોગ, ઉલટી, નિદ્રા, આળસ, સ્તિમિતતા, ભારેપણું અને શિરોરોગ ઉત્પન્ન કરે છે; અને વળી ગુલ્મની સ્થિરતા, ગુરુતા, કઠિનતા અને ઘન-સુપ્તતા ઉત્પન્ન કરે છે; તથા અધિક વધેલો કફ કાસ, શ્વાસ, સળેખમ અને રાજયક્ષ્માને ઉત્પન્ન કરે છે તથા ચામડી-નખ-આંખ-મુખ-મૂત્ર અને મળમાં શ્વેતતા ઉત્પન્ન કરે છે; નિદાનમાં કહેલા આહાર-વિહાર એને અનુકૂળ આવતા નથી અને વિપરીત અનુકૂલ આવે છે. આ પ્રમાણે શ્લેષ્મગુલ્મ થયો. ૧૧

સન્નિપાતગુલ્મનાં કારણ વગેરે તથા અસાધ્યતા—

ત્રણે દોષના હેતુ તથા લક્ષણનું મિશ્રણ થતાં કુશળ વૈદ્યો સન્નિપાતથી ઉત્પન્ન થયેલ ગુલ્મ કહે છે. તે નિચયગુલ્મ વાતાદિકના પરસ્પર વિરુદ્ધ ઉપક્રમને લઈ અસાધ્ય છે. ૧૨

રક્તગુલ્મ સ્ત્રીઓમાં જ થાય છે તેનું કારણ—

ગર્ભાશયમાં ઋતુ આવવાની વિશેષતાને લઈ શોણિત-ગુલ્મ ખરેખર સ્ત્રીને જ થાય છે, પુરુષને નહિ. પરાધીનતાથી, અજ્ઞાનતાથી, નિત્ય કામકાજમાં રોકાઈ રહેવાથી ઉદીર્ણ વેગોને રોકનારી તથા કાચો ગર્ભ તરતમાં જ પડી ગયો હોય ત્યારે અથવા સુવાવડ આવ્યાં બહુ વખત ન થયો હોય ત્યારે કે ઋતુકાલમાં વાતપ્રકોપક દ્રવ્યોનું સેવન કરનારી સ્ત્રીનો વાયુ તરત પ્રકોપ પામે છે. ૧૩

રક્તગુલ્મનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

પ્રકોપ પામેલો તે યોનિના મુખમાં પ્રવેશ કરીને આર્તવને રોકી રાખે છે અને મહિને મહિને રોકાયે જતું તે આર્તવ ઉદરને વધારતું જાય છે. તેને શળ, ઉધરસ, અતીસાર, ઉલટી, અરુચિ, અપચો, અંગમર્દ, નિદ્રા, આળસ, સ્તિમિતતા અને કફપ્રસેક થાય છે; સ્તનોમાં ધાવણ, હોઠ અને સ્તનમંડલ પર કાળાશ, આંખોમાં અતિશય ગ્લાનિ, મૂર્ચ્છા, મોળ, દોહદ, પગે સોજો, રુંવાડાં જરા ઊભાં થવાં, યોનિની વિસ્તૃતતા અને વળી યોનિમાંથી દુર્ગંધ તથા જરા જરા સ્રાવ થાય છે; અને ગોળો બનેલો તેનો આખો ગુલ્મ ફરકે છે; ગર્ભરહિત હોવા છતાં તે ગર્ભવાળી છે એમ મૂઢ લોકો કહે છે. ૧૪

ગુલ્મનાં પૂર્વરૂપો—

આ પાંચેય ગુલ્મોનાં ઉત્પન્ન થયા પહેલાં ખરેખર આ પૂર્વરૂપો થાય છે; જેમકે—અન્નની અનિચ્છા, અરુચિ, અપચો, અગ્નિની વિષમતા, ખાધેલાંનો વિદાહ, પાચન સમયે અકારણ ઉલટી અને ઓડકાર, વાત-મૂત્ર અને મળના વેગો ઉત્પન્ન ન થવા, વેગો ઉત્પન્ન થાય તો વાતમૂત્રાદિક બીલકુલ ન આવે અથવા તો જરાક જ આવે, વાતશૂલ, આટોપ, અન્ત્રકૂજન, રોમાંચ અને ઉદાવર્ત, ભૂખ ન લાગવી, દુર્બળતા અને તૃપ્તિપૂર્વક ભોજન સહન થઈ શકવું. ૧૫

દરેક ગુલ્મમાં વાયુ અવશ્ય હોય જ છે—

આ બધાય ગુલ્મોમાં કોઈ પણ ગુલ્મ વાયુ વગર સંભવતો નથી.

ગુલ્મનું ચિકિત્સાસૂત્ર—

તેઓમાંથી સાન્નિપાતિક ગુલ્મને અસાધ્ય જાણીને તેનો ઉપચાર ન જ કરવો; અને એકદોષજન્ય ગુલ્મમાં દોષ અનુસાર ચિકિત્સા કરવી જોઈએ; અને એ દોષથી ઉત્પન્ન થયેલા ગુલ્મોના સાધારણ ચિકિત્સાથી ઉપચાર કરવા જોઈએ. વળી ઉપદ્રવોની ગુરુતા અને લઘુતાને

વિભાગ કરી જે બીજું કંઈ વિરુદ્ધ ન જણાય તે પણ પ્રયોજવું. મોટા ઉપદ્રવોની ઝટઝટ ચિકિત્સા કરવી જોઈએ, બીજાઓની પછી ચિકિત્સા કરવી જોઈએ. ગુલ્મની ઉતાવળે ચિકિત્સા કરતાં ભેદ જાણી ન શકાય તો તાત્કાલિક ચિકિત્સામાં વાત ચિકિત્સા જ કરવી; વાતહર સ્નેહ અને સ્વેદ છે તેમજ સ્નેહયુક્ત મૃદુ વિરેચન અને બસ્તિઓથી પણ ચિકિત્સા કરવી. વળી અમ્લ, લવણ અને મધુર રસોને યુક્તિપુર્વક પ્રયોજવા જોઈએ. વાયુ શાંત થતાં ગુલ્મોમાં બીજો કોઈ પણ દોષ થોડાકજ પ્રયત્ને કાબુમાં લેવો શકય છે. ૧૬

એ બાબતમાં શ્લોક છે–

ગુલ્મ રોગીઓના વાયુની શાન્તિના ઉપાયો વિધિપુરઃસર સંપૂર્ણપણે કરવા; કારણ કે વાયુ જીતાઈ જતાં, વેગવાન બનેલ બીજા દોષને અલ્પ કર્મ પણ નષ્ટ કરી શકે. ૧૭

अध्यायार्थसंग्रह—

તે બાબાતમાં ઉપસંહારનો શ્લોક–

ગુલ્મોનાં સંખ્યા, નિમિત્ત, રૂપ અને વળી પૂર્વરૂપ તથા ચિકિત્સાનો એક ભાગ 'ગુલ્મનિદાન'માં બતાવ્યાં. ૧૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં નિદાનસ્થાનની અંદર 'ગુલ્મ-નિદાન' નામક ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩

---

## અધ્યાય ચોથો

### પ્રમેહ નિદાન

प्रमेहनिदान अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'પ્રમેહનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

प्रमेहनी संख्या—

ત્રિદોષના કોપને કારણે વીશ પ્રમેહો અને બીજા અગણિત રોગો થાય છે. તેમાં ત્રિદોષનો પ્રકોપ જેવી રીતે પ્રમેહોને ઉત્પન્ન કરે છે તે હવે કહેશું. ૩

निदान-दोष-दूष्यनी भिन्नताथी विकारना भेदो—

અહીં નિદાન-દોષ અને દૂષ્યની ભિન્નતાથી વિકાર ઉત્પન્ન ન થવા કે થવા તેના ભેદ થાય છે. નિદાન વગેરે આ ત્રણે ભેદો જ્યારે પરસ્પર અનુકૂલ થતા નથી અથવા કાળ જતાં અનુકૂલ થાય છે અથવા બળહીન સ્થિતિમાં અનુકૂલ થાય છે ત્યારે વિકાર ઉત્પન્ન થતો નથી અથવા લાંબે વખતે ઉત્પન્ન થાય છે અથવા તો સ્વલ્પ કે કહ્યા પ્રમાણેનાં સર્વ લક્ષણ વિનાનો થાય છે. એથી ઉલટી સ્થિતિમાં એથી ઉલટું થાય છે. આ પ્રમાણે સર્વ વિકાર ઉત્પન્ન ન થવા કે થવા તેના ભેદની ઉત્પત્તિનું કારણ કહી દેખાડયું છે. ૪

कफप्रमेहनुं निदान—

તેમાં નિદાનાદિ આ ત્રણે ભેદો કફજન્ય પ્રમેહોને તરત ઉત્પન્ન કરનારા થાય છે. જેમકે–નવાં હાયનક-યવક-ચીનક-ઉદ્દાલક-નૈષધ-ઈત્કટ-મુકુન્દક-મહાવ્રીહિ-પ્રમોદક અને સુગન્ધકનો વારંવાર અને અતિપ્રમાણમાં ઉપયોગ, તથા ઘી યુકત નવાં હરેણુ-અડદ તથા કઠોળનો અને ગ્રામ્ય-આનૂપ તથા ઔદક માંસોનો, શાક-તલ-તલવટ-પિષ્ટાન્ન-દૂધપાક-કૃશરા-વિલેપી અને શેરડીની બનાવટોનો, દૂધ-નવું મધ-કાચું દહીં-દ્રવ પદાર્થ-મધુર દ્રવ્યો અને અપકવ દ્રવ્યોનો મોટે ભાગે ઉપયોગ, ઉદ્વર્તન અને વ્યાયામનો ત્યાગ, અતિશય નિદ્રા, સૂતું રહેવું અને બેઠું રહેવું અને જે બીજો કોઈ પણ વિધિ કફ, મેદ અને મૂત્ર ઉત્પન્ન કરનાર છે તે સર્વ નિદાનવિશેષ છે. ૫

બહુ દ્રવસ્વરૂપ કફ એ દોષવિશેષ છે ૬

कफप्रमेहनी संप्राप्ति—

બહુ અને શિથિલ મેદ તથા માંસ શરીરજન્ય કલેદ, વીર્ય અને રક્ત, વસા, મજ્જા તથા લસીકા અને ઓજસરૂપ રસ—એ દૂષ્યવિશેષો છે. ૭

कफप्रमेहनी संप्राप्ति—

નિદાનાદિ આ ત્રણે ભેદોના સન્નિપાતથી કફ પહેલેથી જ અધિક પ્રમાણમાં હોવાથી તરતજ પ્રકોપ પામે છે. પ્રકુપિત

થયેલો તે, શરીરની શિથિલતાને લઈ શરીરમાં તરત જ ફેલાઈ જાય છે. શરીરમાં ફેલાતો તે કફ પ્રથમ મેદની સાથે મળી જાય છે. મેદ બહુ પ્રમાણમાં હોવાથી તથા શિથિલ હોવાથી અને મેદના ગુણો જેવા જ મોટે ભાગે તેના ગુણો હોવાથી, શરીરમાં ફેલાતાં ફેલાતાં તે પ્રથમ મેદની સાથે મિશ્રિત થાય છે. પોતે વિકૃત હોવાથી, મેદની સાથે મિશ્રિત થતાં તે તેને પણ દૂષિત કરે છે. વિકૃત થયેલા તે દુષ્ટ મેદસહિત, શરીરના કલેદ અને માંસનો સંસર્ગ પામે છે; કારણ કે કલેદ અને માંસ અતિ પ્રમાણમાં વધેલાં હોય છે. પોતે વિકૃત થયેલો હોવાથી તે માંસને દૂષિત કરી માંસમાં શરાવિકા, કચ્છપિકા વગેરે સડેલ માંસવાળી પિડકાઓ ઉત્પન્ન કરે છે. વળી શરીરના કલેદને દૂષિત કરીને તેને મૂત્રમાં ફેરવી નાખે છે અને વંક્ષણ તથા બસ્તિમાંથી ઉત્પન્ન થતા મૂત્રવાહક સ્રોતોના મેદ અને કલેદથી યુક્ત ભારે મુખોએ પહોંચીને રોકાઈ જાય છે પછી પ્રકૃતિસ્થિત દોષ-દૂષ્યો વિકૃત થઈ જવાથી પ્રમેહો અને તેઓની સ્થિરતા કે અસાધ્યતાને જન્માવે છે. ૮

કફ અને મેદથી મિશ્રિત થયેલો શરીરકલેદ વળી મૂત્રાશયમાં પ્રવેશ કરી, મૂત્ર સ્વરૂપ બન્યે જતો, કફના વિષમતાયુક્ત આ દશ ગુણોથી યુક્ત થાય છે. જેમકે-શ્વેત, શીત, કઠિન, પિચ્છિલ, અચ્છ, સ્નિગ્ધ, ગુરુ, મધુર, સાન્દ્ર, પ્રસાદ અને મન્દ. તેમાં જે જે એક ગુણથી અથવા અનેક ગુણથી અધિકતર યુક્ત થાય છે તે તે તત્સમ અથવા ગૌણ નામવિશેષ પ્રાપ્ત કરે છે. ૯

કફજન્ય દશ પ્રમેહનાં નામો—

નામભેદથી કફના દશ પ્રમેહ આ છે. જેમકે-ઉદકમેહ, ઇક્ષુવાલિકારસમેહ, સાન્દ્રમેહ, સાન્દ્રપ્રસાદમેહ, શુક્લમેહ, શુક્રમેહ, શીતમેહ, સિકતામેહ, શનૈર્મેહ અને આલાલમેહ. ૧૦

તેઓની સાધ્યતાનું કારણ—

સમાનગુણવાળો મેદ દૂષ્ય હોવાથી, કફની પ્રધાનતાથી અને દોષ-દૂષ્ય બન્નેની ચિકિત્સા સમાન હોવાથી તે દશ પ્રમેહો સાધ્ય છે. ૧૧

દશ શ્લેષ્મમેહોનાં લક્ષણો—

તેમાં કફજન્ય પ્રમેહના ભેદો સારી રીતે જાણવા માટે આ શ્લોકો છે-૧૨

કફકોપથી ઉદકમેહવાળો પુરુષ સ્વચ્છ, બહુ, શ્વેત, શીત, ગંધરહિત અને પાણી જેવું મૂત્ર કરે છે. ૧૩

કફકોપથી ઇક્ષુવાલિકારસમેહવાળો પુરુષ અતિશય મધુર, શીત, જરા પિચ્છિલ, ડહોળું અને કાંડેક્ષુના રસ જેવું મૂત્ર કરે છે. ૧૪

રાતવાસી રાખેલું જેનું મૂત્ર વાસણમાં કફના કોપથી ઘાટું થઈ જાય તે પુરુષને સાન્દ્રમેહી કહે છે. ૧૫

કફના કોપથી જેનું મૂત્ર કંઈક જાડું હોય અને કંઈક સ્વચ્છ હોય તેને સાન્દ્રપ્રસાદમેહી કહે છે. ૧૬

કફના કોપથી જે ધોળું, લોટ જેવું મૂત્ર વારંવાર કરે તે પુરુષને શુક્લમેહી કહે છે. ૧૭

કફના કોપથી જે પુરુષ વીર્યના જેવું કે વીર્યમિશ્રિત મૂત્ર વારંવાર કરે તે પુરુષને શુક્રમેહી કહે છે. ૧૮

કફના કોપથી જે અતિશય મધુર અને શીત મૂત્ર પુષ્કળ કરે તે પુરુષને શીતમેહી કહે છે. ૧૯

કફના કોપથી અણુ જેવડા મૂત્રગત કઠણ દોષોનો જે પુરુષ પિશાબ કરે તે પુરુષને સિકતામેહી જાણવો. ૨૦

કફના કોપથી જે મંદ મંદ, વેગરહિતપણે અને મુશ્કેલીથી ધીમે મૂત્ર કરે તે પુરુષને શનૈર્મેહી કહે છે. ૨૧

કફના કોપથી જે તાંતણા જેવું લાંબુ, લાળ જેવું અને પિચ્છિલ મૂત્ર કરે તે પુરુષને આલાલમેહી જાણવો. ૨૨

આ પ્રમાણે કફના પ્રકોપથી થતા આ દશ પ્રમેહોની વ્યાખ્યા થઈ. ૨૩

પિત્તપ્રમેહનાં નિદાન તથા સંપ્રાપ્તિ—

ઉષ્ણ, અમ્લ, લવણ, ક્ષાર અને કટુક ભોજન તથા અજીર્ણ પર ભોજન સેવનારને તથા અતિતીક્ષ્ણ તડકો,

અગ્નિ, સંતાપ, શ્રમ, ક્રોધ, અને વિષમ આહાર સેવનાર અને તેવી જાતનાં શરીરવાળાને પિત્ત જલદી પ્રકોપ પામે છે અને તે પ્રકુપિત થઈને અગાઉ કહેલ ક્રમે આ છ પ્રમેહોને બહુ જલદીથી ઉત્પન્ન કરે છે. ૨૪

પિત્તપ્રમેહનાં નામો—

પિત્તના ગુણના ભેદથી તેઓનાં પણ નામભેદ થાય છે. જેમકે—ક્ષારમેહ, કાલમેહ, નીલમેહ, લોહિતમેહ, માંજિષ્ઠમેહ અને હારિદ્રમેહ. ૨૫

અગાઉની પેઠે તેઓ ક્ષાર, અમ્લ, લવણ, કટુક, વિસ્ર અને ઉષ્ણ—એ છ યે પિત્તગુણોથી યુક્ત થાય છે. ૨૬

તેઓની યાપ્યતાનું કારણ—

મેદસ્થાન પિત્તની નજીક હોવાથી તથા વિરુદ્ધ ઉપચારતા હોવાથી તે સર્વે યાપ્ય છે. ૨૭

પિત્તપ્રમેહનાં લક્ષણો—

તેમાં પિત્તના પ્રમેહના ભેદોને સારી રીતે જાણવા માટે આ શ્લોક છે–૨૮

પિત્તકોપને લઈ ક્ષારમેહી પુરુષ ગન્ધ, વર્ણ, રસ અને સ્પર્શથી જેવો ક્ષાર હોય છે તેવી જાતનો પેશાબ કરે છે. ૨૯

પિત્તના પ્રકોપથી જે મેશ જેવા વર્ણનો કાળો ઉનો ઉનો સતત પેશાબ કરે તેને કાલમેહી જાણવો. ૩૦

પિત્તના પ્રકોપથી જે પુરુષ ચાષપક્ષીની પાંખ જેવો નીલરંગનો અને અમ્લ પેશાબ કરે તેને નીલમેહી જાણવો. ૩૧

પિત્તના પ્રકોપથી જે પુરુષ વિસ્ર, લવણ, ઉષ્ણ અને લાલ પેશાબ કરે તેને રક્તમેહી જાણવો. ૩૨

પિત્તના પ્રકોપથી મજીઠના પાણી જેવો બહુ વિસ્ર પેશાબ કરે તેને માંજિષ્ઠમેહી જાણવો. ૩૩

પિત્તના પ્રકોપથી જે હળદરના પાણી જેવો અને કટુ પેશાબ કરે તેને હારિદ્રમેહી જાણવો. ૩૪

આ પ્રમાણે પિત્તપ્રકોપથી થતા છ પ્રમેહોની વ્યાખ્યા થઈ છે. ૩૫

વાતમેહનાં નિદાન તથા સંપ્રાપ્તિ—

કષાય-કટુ-તિક્ત-રૂક્ષ-લઘુ અને શીત અન્નપાન, મૈથુન, વ્યાયામ, વમન-વિરેચન-આસ્થાપન અને શિરોવિરેચનનો અતિયોગ, વેગ રોકવા, અનશન, પ્રહાર, તડકો, ઉદ્વેગ, શોક, લોહી બહુ વહી જવું, જાગરણ અને શરીરને વિષમ સ્થિતિમાં રાખવું—એનું સેવન કરનારનો અને તેવી જાતનાં શરીરવાળાનો વાયુ જલદીથી પ્રકોપ પામે છે. ૩૬

પ્રકોપ પામેલો તે, તેવી જાતનાં શરીરમાં પ્રસરતો પ્રસરતો, વસાને ગ્રહણ કરીને જ્યારે મૂત્ર વહન કરનાર સ્રોતોએ પહોંચે છે ત્યારે વસામેહ ઉત્પન્ન કરે છે. જ્યારે વળી મજ્જાને મૂત્રબસ્તિમાં આકર્ષે છે ત્યારે મજ્જમેહને ઉત્પન્ન કરે છે. જ્યારે વળી લસીકાને મૂત્રાશયમાં વહી જતાં, મૂત્રને અવિચ્છિન્નપણે ઝરાવે છે ત્યારે લસીકા ઘણા મોટા પ્રમાણમાં હોવાથી તથા વાયુનાં વિક્ષેપીપણાંથી તે ખરેખર એને સંગપૂર્વક મૂત્રની અતિપ્રવૃત્તિ કરે છે, ત્યારે તે મત્ત હાથીની પેઠે વેગ વગર મૂત્રને સતત વહાવે છે; તેને હસ્તિમેહી કહે છે. ઓજસ વળી મધુર સ્વભાવનું છે, રૂક્ષતાને લઈ વાયુ તેને જ્યારે પોતાના કષાયરસવાળું બનાવી મૂત્રાશયમાં વહી જાય છે ત્યારે મધુમેહ કરે છે. ૩૭

વાતમેહની અસાધ્યતાનું કારણ—

મહાવિનાશકારી હોવાથી તથા વિરુદ્ધ ઉપચારવાળા હોવાથી વાતજન્ય આ ચાર પ્રમેહોને વૈદ્યો અસાધ્ય કહે છે. ૩૮

વાતમેહનાં નામો—

તેઓના પણ આગળની પેઠે ગુણભેદથી નામભેદ થાય છે; જેમકે—વસામેહ, મજ્જમેહ, હસ્તિમેહ અને મધુમેહ. ૩૯

તેનાં લક્ષણો—

તેમાં વાતપ્રમેહના ભેદો સારી રીતે જાણવા માટે આ શ્લોકો છે-૪૦

વાતકોપથી જે પુરુષ વસામિશ્રિત કે વસાના જેવો વારંવાર પેશાબ કરે તેને અસાધ્ય વસામેહી કહે છે. ૪૧

વાતકોપથી જે પુરુષ મૂત્રસહિત મજ્જાનો વારંવાર પેશાબ કરે તેને અસાધ્ય મજ્જમેહી કહે છે. ૪૨

વાતકોપથી મત્ત હાથીની પેઠે જે પુરુષ સતત પુષ્કળ પેશાબ કરે તેને અસાધ્ય હસ્તિમેહી કહે છે. ૪૩

વાતકોપથી જે પુરુષ કષાય, મધુર, પાંડુ રંગનો અને રૂક્ષ પેશાબ કરે તેને અસાધ્ય મધુમેહી જાણવો. ૪૪

આ પ્રમાણે વાતપ્રકોપથી થતા ચાર પ્રમેહોની વ્યાખ્યા થઈ. ૪૫

એ પ્રમાણે ત્રિદોષપ્રકોપથી થતા વીસ પ્રમેહોની વ્યાખ્યા થઈ. ૪૬

પ્રમેહનાં પૂર્વરૂપો—

પ્રકોપ પામેલા ત્રણે દોષો ખરેખર પ્રમેહને ઉત્પન્ન કર્યા પહેલાં આ લક્ષણો બતાવે છે. જેમકે-કેશ જટા જેવા બની જવા, મોઢાની મધુરતા, હાથપગમાં સ્પર્શાજ્ઞાન અને દાહ, મુખ-તાળવું અને કંઠનો શોષ, તૃષા, આળસ, શરીરમાં મળ, શરીરનાં છિદ્રો મળથી લીપાઈ જવાં, અંગોમાં સખત દાહ અને સ્પર્શાજ્ઞાન, શરીર અને મૂત્ર પર મંકોડા અને કીડીઓનું આવવું, મૂત્રમાં મૂત્રના દોષ, શરીરની ગંધ વિસ્ર થવી, નિદ્રા અને સર્વકાલ તન્દ્રા. ૪૭

પ્રમેહના ઉપદ્રવો—

પ્રમેહ રોગીઓને ખરેખર તૃષા-અતીસાર-જ્વર-દાહ-દુર્બળતા-અરુચિ અને અપચો તથા તેના લાંબા વખતના પ્રસંગથી પૂતિમાંસ, પિડકા, અલજી અને વિદ્રધિ વગેરે ઉપદ્રવો થાય છે. ૪૮

પ્રમેહનું ચિકિત્સાસૂત્ર—

તેમાં સાધ્ય પ્રમેહોના સંશોધન અને ઉપશમનથી યથાયોગ્ય ઉપચાર કરતાં ચિકિત્સા કરવી. ૪૯

કોને પ્રમેહ એકદમ થાય છે—

એ બાબતમાં શ્લોકો છે—

ખાવા પીવામાં લોલુપ અને સ્નાન તથા હરવું-ફરવું ન કરનાર મનુષ્યને, પક્ષી જેમ પોતાના માળાવાળાં વૃક્ષે આવે છે તેવી રીતે, જલદી પ્રમેહ થાય છે. ૫૦

મંદ ઉત્સાહવાળા, અતિસ્થૂલ, અતિસ્નિગ્ધ અને બહુ ખાનારને મૃત્યુ પ્રમેહરૂપે જલદી લઈને ચાલ્યું જાય છે. ૫૧

કોને પ્રમેહ થતો નથી—

જે પુરુષ શરીરની ધાતુઓનું સામ્ય કરનાર ખોરાક અને બીજી વિવિધ ક્રિયાઓનું સેવન કરે છે તે આરોગ્ય ભોગવે છે. ૫૨

અધ્યાયાર્થસંગ્રહ—

એ બાબતમાં ઉપસંહારના શ્લોક-

ભિન્ન ભિન્ન વ્યાધિઓ, પ્રમેહોનું કારણ, દોષ અને ધાતુઓનો સંયોગ, વિવિધ લક્ષણ, જેથી કફજન્ય દશ, પિત્તજન્ય ૭ અને જેવી રીતે બળવાન વાયુ ચાર પ્રમેહ કરે છે, સાધ્ય અને અસાધ્યના ભેદ, પૂર્વરૂપો, ઉપદ્રવો અને ચિકિત્સાસંગ્રહ-એ સર્વ આ પ્રમેહનાં નિદાનમાં કહ્યાં છે. ૫૩-૫૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા નિદાનસ્થાનની અંદર 'પ્રમેહનિદાન' નામક ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

## અધ્યાય પાંચમો

### કુષ્ઠનિદાન

કુષ્ઠનિદાન અધ્યાયનો ઉપક્રમ-

"હવે અહીંથી 'કુષ્ઠનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

કુષ્ઠનો દોષ-દૂષ્ય સંગ્રહ—

વિકૃતિ પામેલાં સાત દ્રવ્યો કુષ્ઠના કારણરૂપ થાય છે. જેમકે—પ્રકોપક કારણોથી વિકૃત થયેલા વાત-પિત્ત અને કફ એ ત્રણ દોષો તથા દોષના સંસર્ગથી વિકૃત થયેલા દૂષ્ય—શરીરના ચાર પ્રકારના ધાતુઓ-ચામડી, માંસ રક્ત અને લસીકા આ પ્રમાણેનો સાત ધાતુઓનો સમૂહ સાત કુષ્ઠને ઉત્પન્ન કરનાર છે. એ કારણથી ઉત્પન્ન થયેલા અને સર્વ બાજુએ પ્રસરતા તે કુષ્ઠો આખાંય શરીરને હેરાન કરે છે. ૩

કુષ્ઠ સમાન પ્રકૃતિવાળા હોવા છતાં દોષાંશભેદથી વેદનાના ભેદો—

એક દોષના પ્રકોપને કારણે કોઈ પણ કુષ્ઠ થતો નથી. સમાન પ્રકૃતિવાળા કુષ્ઠોનાં પણ ખરેખર દોષોના અંશાશભેદ-અનુબંધ અને સ્થાનના વિભાગથી વેદના, વર્ણ, સંસ્થાન, પ્રભાવ, નામ અને ચિકિત્સાના ભેદ હોય છે. તે સાત પ્રકારનો, અઢાર પ્રકારનો કે અસંખ્ય પ્રકારનો પણ થાય છે. કારણકે અસાધ્ય ભાવ સિવાય, અંશાંશ વિકલ્પ વગેરે ભેદોની કલ્પનાથી ભિન્ન ભિન્ન થતા દોષો વિકારોના ભેદ પાડે છે.

કુષ્ઠ ઘણી જાતના હોવા છતાં સાતમાંજ સમાવી ઉપદેશ—

તેઓના ભેદ અનુસાર વિકારો ગણાવતાં બહુ વિસ્તાર થાય એ જોઈને સાત પ્રકારના જ કુષ્ઠભેદોનો ઉપદેશ કરશું, ૪

દોષોની અધિકતાના ભેદથી સાત પ્રકારના કુષ્ઠો—

એમાં વાતાદિક ત્રણેય પ્રકુપિત થઈ, ત્વચા આદિ ચાર દૂષ્યોને દૂષિત કરતાં જ્યારે વાત અધિકતર થાય છે ત્યારે કપાલકુષ્ઠ થાય છે. પિત્તમાં ઔદુમ્બર, કફમાં મંડલકુષ્ઠ, વાતપિત્તમાં ઋષ્યજિહ્વ, પિત્તકફમાં પુંડરીક, કફવાતમાં સિધ્મકુષ્ઠ અને સર્વદોષની અભિવૃદ્ધિમાં કાકણક થાય છે. આવી રીતે સાત પ્રકારનો કુષ્ઠભેદ થાય છે; અને તે વળી તર અને તમ અનુસાર પ્રકૃતિના ભેદ પાડતાં, વિકારના ભેદોની મોટી સંખ્યાને પામે છે. ૫

ટુંકમાં કુષ્ઠનું નિદાન—

તેમાં સર્વ કુષ્ઠનું આ નિદાન સંક્ષેપમાં કહેશું-શીત અને ઉષ્ણનાં પરિવર્તનને ક્રમ સિવાય સેવનાર તથા સંતર્પણ-અપતર્પણ અને ભોજ્ય પદાર્થોનાં પરિવર્તનને ક્રમ સિવાય સેવનારના, મધુ-ફાણિત-મત્સ્ય લકુચ-મૂળા અને કાકમાચીને સતત અતિમાત્રામાં ખાનાર તથા અજીર્ણ પર ભોજન કરનારના, ચિલિચિમ મત્સ્યને દૂધની સાથે ખાનારના દૂધ-દહીં-તક્ર-મોટાં બોર-કળથી-અડદ-કુસુંભ અને સ્નેહસહિત એવાં મુખ્યત્વે હાયનક-યવક-ચીનક અને કોરદૂષકવાળાં અન્નોથીજ અતિ-પ્રમાણમાં તૃપ્ત થયેલાના અને મૈથુન-વ્યાયામ તથા સંતાપનું અતિશય સેવન કરનારના, ભય-શ્રમ અને સંતાપ પામીને ઓચિંતા ઠંડા પાણીમાં ઊતરનારના, વિદગ્ધ આહારનું ઉલ્લેખન કર્યા સિવાય વિદાહી દ્રવ્યોનું સેવન કરનારના, ઉલટીને રોકનારના અને સ્નેહોનો અતિ ઉપયોગ કરનારના ત્રણે દોષો એકસાથે પ્રકોપ પામે છે અને ત્વચા આદિ ચારે દૂષ્યો શિથિલતા પામે છે. તેઓ શિથિલ થતાં, પ્રકોપ પામેલા દોષો સ્થાન પ્રાપ્ત કરીને ત્યાં રહ્યા રહ્યા, ત્વચા વગેરે દૂષિત કરતા કરતા, કુષ્ઠ ઉત્પન્ન કરે છે. ૬

કુષ્ઠનાં પૂર્વરૂપો —

તેઓનાં આ પૂર્વરૂપો થાય છે; જેમકે-શરીરમાં પરસેવો ન આવવો, પરસેવો બહુ આવવો, કઠોરતા, અતિશ્લક્ષ્ણતા, વિવર્ણતા, ખજવાળ, સોઈ ભોંકાવા જેવી પીડા, સ્પર્શાજ્ઞાન, અતિદાહ, ઝણઝણાટી, રોમાંચ, ખરતા, ગરમી નીકળવી, ભારેપણું, સોજો, વીસર્પનું વારંવાર થવું, શરીરના છિદ્રોમાં ઉપલેપ, પાક થતાં-બળી જતાં-દંશ થતાં-ભાંગી જતાં-ક્ષત થતાં અને ઠેંસ આવતાં અતિશય વેદના અને સ્વલ્પ વ્રણો પણ દૂષિત થવાં તથા રૂઝ ન આવવી. ૭

કપાલકુષ્ઠનું લક્ષણ—

તે પછી કુષ્ઠો ઉત્પન્ન થાય છે. તેઓનાં વેદના-વર્ણ-સંસ્થાન-પ્રભાવ અને નામના ભેદનું જ્ઞાન આ પ્રમાણે છે. જેમકે-રૂક્ષ, અરુણ રંગના અને કઠોર, વિષમપણે

ફેલાયેલા, ખરબચડી કિનારવાળા, પાતળા, બહારનો ભાગ જેનો ઊંચો આવેલો છે તેવા, સ્પર્શજ્ઞાનરહિત, ઊભાં થયેલાં રુંવાડાંવાળા,સોઈ ભોંકવા જેવી મોટે ભાગે પીડાવાળા, અલ્પ ખજવાળ-દાહ-પરુ અને લસીકાવાળા, ઉતાવળા ફેલાવા અને ઉત્પત્તિવાળા, જલદી ફાટનારા, જન્તુયુક્ત અને કાળાં તથા અરુણવર્ણનાં ઠીકરાં જેવા રંગવાળા કપાલકુષ્ઠ હોય છે એમ જાણવું. (૧)

उदुम्बरकुष्ठनां लक्षण—

તાંબા જેવા, તાંબા જેવા રંગનાં અને ખરબચડાં રુંવાડાંના સમૂહથી ઘેરાયેલા,ઘન, અધિક અને ઘાટાં પરુ-રકત અને લસીકાવાળા, ખજવાળ-કલેદ-સડો-દાહ અને પાકયુકત, જલદી ફેલાનાર-ઉત્પન્ન થનાર અને ફાટનાર, સંતાપ અને ક્રિમિયુકત તથા ઊંબરાનાં પાકેલાં ફળ જેવા વર્ણવાળા ઔદુમ્બરકુષ્ઠ હોય છે એમ જાણવું. (૨)

મંડલकुष्ठनां लक्षण—

સ્નિગ્ધ-ગુરુ-ઊંચાઇવાળા, શ્લક્ષ્ણ-સ્થિર અને પીળી કિનારવાળા, ધોળા અને રાતા દેખાવના, શ્વેત રોમરાજીના વિસ્તારવાળા, ઘણા ઘટ્ટ-શ્વેત અને પિચ્છિલ સ્રાવવાળા, ઘણા કલેદ-ખજવાળ અને ક્રિમિવાળા તથા લાંબે વખતે ફેલનાર-ઉત્પન્ન થનાર અને ફાટનાર તથા ગોળ આકૃતિવાળાઓને મંડલકુષ્ઠ જાણવા. (૩)

ऋष्यजिह्वकुष्ठनां लक्षण—

કઠોર, અરુણ વર્ણના, બહાર તથા અંદર ઈંટાડી રંગના, નીલ-પીળા અને તાંબા જેવા દેખાવના, જલદી ફેલાનાર અને ઉત્પન્ન થનાર, અલ્પ ખજવાળ-કલેદ અને ક્રિમિ-વાળા, બહુ દાહ-ભેદ-નિસ્તોદ અને પાકવાળા, શૂળ લાગ્યા જેવી વેદનાવાળા, ઊંચા મધ્યભાગવાળા, પાતળી કિનારવાળા, કર્કશ પિડકાઓવાળા, લાંબા અને ગોળ આકારના તથા ઋષ્યહરિણની જીભ જેવા આકારના ઋષ્યજિહ્વકુષ્ઠ છે એમ જાણવું. (૪)

પુંડરીककुष्ठनां लक्षण—

શ્વેત અને લાલ દેખાવના, લાલ કિનારવાળા, લાલ રુંવાડા અને સિરાઓથી વ્યાપ્ત, ઊંચાઇવાળા, ઘણાં અને ઘાટાં રક્ત-પરુ તથા લસીકાવાળા, ખજવાળ-ક્રિમિ-દાહ અને પાકયુકત, જલદી ફેલાનાર-ઉત્પન્ન થનાર અને ફાટનાર, પુંડરીકની પાંખડી જેવા પુંડરીક-કુષ્ઠો છે એમ જાણવું. (૫)

सिध्मकुष्ठनां लक्षण—

કઠોર, અરુણ, બહારનો ભાગ જેનો વેરવિખેર છે એવા, અંદરના ભાગમાં સ્નિગ્ધ-શ્વેત અને લાલ દેખાવના, બહુ પ્રમાણવાળા, અલ્પ વેદનાવાળા, અલ્પ ખજવાળ-દાહ-પરુ અને લસીકાવાળા, નાનાં કારણથી ઉત્પન્ન થનાર, અલ્પ ફાટ અને ક્રિમિવાળા તથા તુંબ-ડીનાં ફૂલ જેવા સિધ્મકુષ્ઠો છે એમ જાણવું. (૬)

काकणककुष्ठनां लक्षण—

પ્રથમ ચણોઠીના વર્ણના અને પછી સર્વ કુષ્ઠનાં લક્ષ-ણથી યુક્ત, દુષ્ટ અને કુષ્ઠનાં સર્વ લક્ષણ ઉત્પન્ન થવાથી અનેક વર્ણવાળા કાકણકકુષ્ઠ છે એમ જાણવું. તેઓ અસાધ્ય છે અને બીજા વળી સાધ્ય છે. ૮

तेओनी साध्यासाध्यता—

તેમાં જે અસાધ્ય છે તે અસાધ્યતાને ઉલ્લંઘી જતા નથી એટલે અસાધ્ય જ રહે છે અને કોઈ સાધ્ય પણ કયારેક અપચારને લઈ સાધ્ય મટી જાય છે. કાકણક સિવાયના છ કુષ્ઠ સાધ્ય છે; પણ તેઓની ચિકિત્સા ન કરવામાં આવે કે અપચાર થાય તો દોષોથી ભરાઈ જતાં અસાધ્ય બની જાય છે. ૯

साध्य कुष्ठनी उपेक्षाथी कृमि थाय छे—

સાધ્ય કુષ્ઠોની પણ જો ઉપેક્ષા કરવામાં આવે તો ત્વચા-માંસ-રકત-લસીકા-સડો-કલેદ અને પરસેવાથી ઉત્પન્ન થયેલા ક્રિમિઓ પ્રબલ થાય છે. તેઓ ત્વચા વગેરેને ખાતાં અને દોષો તેઓને દૂષિત કરતાં જુદા જુદા આ ઉપદ્રવો કરે છે-તેમાં વાત ઈંટાડી અને અરુણવર્ણ-કઠોરતા અને રૂક્ષતા-શૂલ-શોષ-પીડા-કંપ-રોમાંચ-સંકોચ-થાક-જડતા-સ્પર્શાજ્ઞાન-ફાટ અને તોડ; પિત્ત દાહ-સ્વેદ-કલેદ-સડો-સ્રાવ-પાક અને લાલરંગ; અને કફ તેમાં

શ્વેતતા- શીતતા-ખજવાળ-સ્થિરતા-ભારેપણું-ઊંચાઈ-સ્નેહ અને ઉપલેપ ઉત્પન્ન કરે છે. ક્રિમિઓ વળી ત્વચા આદિ ચાર ધાતુઓ, સિરાઓ, સ્નાયુઓ અને કોમળ હાડકાંઓને પણ ખાઈ જાય છે. ૧૦

कुष्ठना उपद्रवो—

આ જ અવસ્થામાં કુષ્ઠરોગીને ઉપદ્રવો સ્પર્શ કરે છે. જેમકે-સ્રાવ ઝરવો, અંગભેદ, શરીરનાં અવયવોનું ખરી પડવું, તૃષા, જ્વર, અતીસાર, દાહ, દુર્બળતા, અરુચિ અને અપચો. તેવી જાતના કુષ્ઠને અસાધ્ય જાણવો. ૧૧

शरूआतथी ज रोगनी उपेक्षा न करवी जोईए—

એ બાબતમાં શ્લોકો છે-

આ સાધ્ય છે એમ જાણીને જે પુરુષ રોગની ઉપેક્ષા કરે છે તે થોડોક વખત રહીને મરી જ ગયો છે એમ જણાય છે. ૧૨

रोगोनी तरुण अवस्थामां सुखसाध्यता—

વળી રોગની પહેલાં અથવા તો રોગ થતો આવતો હોય ત્યારે સરખી રીતે ઓસડ કરે છે તે લાંબા વખત સુધી આરોગ્ય ભોગવે છે. ૧૩

रोगोनी वृद्धि थतां असाध्य थाय छे—

જેવી રીતે થતું આવતું એટલે કે યુવાન ઝાડ અલ્પ યત્નથી કાપી શકાય છે અને તે જ અતિ વધ્યા પછી અતિ પ્રયત્ને કાપી શકાય છે તેવી રીતે વિકાર પણ થતો આવતો હોય ત્યાં સુધી સુખેથી મટાડી શકાય છે પણ વધી ગયા પછી મુશ્કેલીથી મટાડી શકાય છે અથવા અસાધ્ય પણ થઈ જાય છે. ૧૪,૧૫

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

કુષ્ઠનાં સંખ્યા, દ્રવ્ય, દોષ, હેતુ, પૂર્વરૂપ, લક્ષણ અને ઉપદ્રવ—એ 'કુષ્ઠનિદાન'માં જુદાં જુદાં કહેવામાં આવ્યાં છે. ૧૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં નિદાનસ્થાનની અંદર 'કુષ્ઠનિદાન' નામક પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો. ૫

---

## અધ્યાય છઠ્ઠો

### શોષનિદાન

शोषनिदान अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'શોષનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

शोषनां चार कारणो—

અહીં ખરેખર શોષનાં ચાર કારણ છે; જેમકે-સાહસ, સંધારણ, ક્ષય અને વિષમ ભોજન. ૩

साहसथी जेम शोष थाय छे तेनुं वर्णन—

તેમાં સાહસ એ શોષનું કારણ છે એમ જે કહ્યું તેની હવે વ્યાખ્યા કરશું-જ્યારે પુરુષ દુર્બળ હોવા છતાં બળવાન સાથે લડે છે, અતિ મોટાં ધનુષથી વ્યાયામ કરે છે, અતિ પ્રમાણમાં બોલબોલ કરે છે, હદ ઉપરાંત ભાર ઉપાડે છે, પાણીમાં ઘણે લાંબે સુધી તરે છે, ઉત્સાદન અને પગ પછાડવાનું અતિશય સેવન કરે છે, અતિ દૂર સુધી ઉતાવળે ચાલે છે, પ્રહાર પામે છે અથવા એવી જાતનો કોઈ બીજો વિષમ કે હદ ઉપરાંતનો વ્યાયામ વગેરે કરે છે તેને હદ-બહારનાં સાહસભર્યાં કર્મથી ઉરમાં ક્ષત થાય છે. તેનાં ક્ષતને વાયુ વ્યાપ્ત કરે છે. ત્યાં રહ્યો તે છાતીમાં રહેલા કફને લઈને અને પિત્તને દૂષિત કરીને ઊંચો નીચો અને ત્રાંસો ફરવા લાગે છે. તેનો જે અંશ શરીરના સાંધાઓમાં પેસે છે તેનાથી એને બગાસાં-અંગમર્દ અને જ્વર થાય છે, જે વળી આમાશયમાં પહોંચે છે તેનાથી છાતીના રોગો અને અરુચિ થાય છે, જે કંઠમાં પહોંચે છે તેનાથી કંઠની ખરાબી થાય છે અને સાદ બેસી જાય છે, જે પ્રાણ વહન કરનાર સ્રોતોને અનુસરે છે તેનાથી

શ્વાસ અને સળેખમ થાય છે, જે માથામાં રહે છે તેનાથી માથાને નુકસાન થાય છે; ત્યારે ઉર ઉઝેડાવાથી વાયુની વિષમ ગતિને લઈ તથા કંઠની ખરાબીને લઈ તેને સતત ઉધરસ થાય છે, ઉધરસ સતત આવવાથી છાતીમાં ક્ષત થતાં તેને થૂંકમાં લોહી પડે છે અને લોહી પડવાથી તેને દુર્બળતા આવે છે. આ પ્રમાણે સાહસથી ઉત્પન્ન થયેલા આ ઉપદ્રવો સાહસિક પુરુષને લાગુ પડે છે. ત્યારે શોષણ કરનાર આ ઉપદ્રવોથી પીડાતો ધીમે ધીમે સૂકાતો જાય છે. તેથી બુદ્ધિમાન માણસે પોતાનાં બળનો વિચાર કરીને તેને યોગ્ય કર્મ કરવાનો આરંભ કરવો જોઈએ. શરીરનો આધાર બળ છે અને શરીરરૂપી મૂળવાળો પુરુષ છે. ૪

સાહસકર્મનો ત્યાગ—

એ બાબતમાં શ્લોક છે—

પોતાનાં જીવનને રક્ષનાર પુરુષે સાહસકર્મનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે જીવતો પુરુષ કર્મનું ઇષ્ટ ફળ ભોગવે છે. ૫

વેગધારણથી જે રીતે શોષ થાય છે તેનું વર્ણન—

સંધારણ એ શોષનું સ્થાન છે એમ જે કહ્યું તેની હવે વ્યાખ્યા કરશું—રાજાની નજીક, સ્વામીની નજીક, ગુરુનાં ચરણે, દ્યૂતસભામાં, સત્પુરુષોના સમાજમાં કે સ્ત્રીઓની વચ્ચે પ્રવેશ કરીને અથવા હડદોલાવાળાં વાહનથી જતાં, ભયથી, કામકાજથી, શરમાળપણાંથી કે ઘૃણાને લઈ મનુષ્ય આવેલા વાત-મૂત્ર અને મળના વેગોને જ્યારે રોકી રાખે છે ત્યારે તેના સંધારણથી વાયુ પ્રકોપ પામે છે ત્યારે પ્રકોપ પામેલો તે પિત્ત અને કફને પ્રેરીને ઊંચો, નીચો અને ત્રાંસો ફરવા લાગે છે; ત્યાર પછી અંશભેદથી અગાઉની પેઠે શરીરના ભિન્ન ભિન્ન અવયવોમાં પ્રવેશ કરીને શૂળને ઉત્પન્ન કરે છે, મળને ભેદે છે, શોષી લે છે, પડખામાં અતિ પીડા કરે છે, ખભાઓને મર્દન જેવી વ્યથા કરે છે, કંઠ અને ઉરને પીડે છે, માથામાં દુખાવો કરે છે તથા કાસ-શ્વાસ-જ્વર-સ્વરભેદ અને સળેખમને ઉત્પન્ન કરે છે. ત્યારે શોષણ કરનાર આ ઉપદ્રવોથી પીડાઈને ધીમે ધીમે સૂકાવા લાગે છે. તેથી બુદ્ધિમાન માણસે પોતાનાં શરીરનાં યોગ અને ક્ષેમ કરનાર ભાવોમાં વિશેષે કરીને પ્રયત્ન કરવો જોઈએ; કારણ કે શરીર એનું મૂળ છે અને શરીરરૂપી મૂળવાળો પુરુષ છે. ૬

એ બાબતમાં શ્લોક છે—

બીજાં બધાંનો ત્યાગ કરીને શરીરનું પાલન કરવું જોઈએ; કારણ કે તે ન હોતાં શરીરધારીઓના સર્વ ભાવોની હસ્તિ રહેતી નથી. ૭

ધાતુક્ષયથી જે રીતે શોષ થાય છે તેનું વર્ણન—

ક્ષય એ શોષનું કારણ છે એમ જે કહ્યું તેની હવે વ્યાખ્યા કરશું—જ્યારે પુરુષ હદબહાર શોક અને ચિન્તાથી પરિપૂર્ણ હૃદયવાળો થાય છે, ઈર્ષ્યા-ઉત્કંઠા-ભય અને ક્રોધ વગેરેથી આવિષ્ટ થાય છે, કૃશ હોવા છતાં રૂક્ષ અન્નપાનનું સેવન કરે છે, નબળી પ્રકૃતિનો પુરુષ આહાર લેતો નથી કે અલ્પ આહાર લે છે, ત્યારે તેના હૃદયમાં રહેલો રસ ક્ષય પામે છે અને તેના ક્ષયથી તે સૂકાવા લાગે છે. અને ચિકિત્સા ન કરવાથી આગળ કહેવામાં આવતાં લક્ષણોવાળા યક્ષ્મારોગને પ્રાપ્ત કરે છે. અથવા જ્યારે પુરુષ અતિહર્ષથી અધિક આસક્તિવાળો થઈ સ્ત્રી સાથે અતિશય સંયોગ કરે છે, ત્યારે તેના તે અતિશય સંયોગથી શુક્ર ક્ષીણ થઈ જાય છે. શુક્રક્ષય થવા છતાં પણ જ્યારે મન સ્ત્રીથી હઠતું નથી અને તે અતિ પ્રયત્નપૂર્વક મૈથુનનો સંકલ્પ કરીને સંયોગ કરે છે ત્યારે શુક્ર અતિશય ક્ષીણ થઈ ગયેલ હોવાથી બહાર આવતું નથી તથા મૈથુન કરતા એવા તેના શરીરની રક્તવાહિની ધમનીઓમાં જ વાયુ પ્રવેશ કરીને રક્તને બહાર લાવે છે ત્યારે શુક્રક્ષયના કારણે તેના શુક્રમાર્ગમાંથી દૂષિત વાયુના લક્ષણવાળું રક્ત બહાર આવે છે. ત્યાર બાદ શુક્રક્ષયના કારણે તથા રક્તના આવવાથી તેના સાંધા શિથિલ થઈ જાય છે, રૂક્ષતા ઉત્પન્ન થાય છે, શરીરમાં પુનઃ દુર્બળતા આવી જાય છે, વાયુનો પ્રકોપ થાય છે; તે કુપિત વાયુ ખાલી શરીરમાં પ્રસરતો પ્રસરતો કફ અને પિત્તને ઉદીર્ણ કરીને માંસ અને રક્તને સૂકવી નાખે છે, કફ અને પિત્તને ખસેડે છે, પડખામાં પીડા કરે છે, ખભાને શિથિલ કરે છે, કંઠને વિકૃત બનાવે છે, કફને કોપાવીને માથાને કફથી ભરી દે છે,

સાંધાઓમાં પીડા કરતાં અંગ ભાંગવાં-અરુચિ અને અવિપાક ઉત્પન્ન કરે છે, પિત્ત અને કફનો પ્રકોપ થવાથી અને વાયુ પ્રતિલોમ ગતિવાળો હોવાથી જ્વર-કાસ-શ્વાસ-સ્વરભેદ અને પ્રતિશ્યાયને પેદા કરે છે. કાસને લઈને છાતીમાં ક્ષત થવાથી રકતવાળું થૂંક આવે છે, રકત નીકળવાથી નબળાઈ ઉત્પન્ન થાય છે અને વળી પાછો શોષક ઉપદ્રવોથી પીડાતો તે માણસ ધીમે ધીમે સૂકાતો જાય છે. માટે બુદ્ધિમાન માણસે પોતાના શરીરની રક્ષા કરવા માટે શુક્રની રક્ષા કરવી. તે શુક્ર આહારની સર્વોત્તમ ફલસંપત્તિ છે. ૮

એ બાબતમાં શ્લોક છે-

પોતાના આહારનું ઉત્કૃષ્ટ સારરૂપ શુક્ર છે, તેનું રક્ષણ કરવું જોઈએ. તેનો ક્ષય થવાથી ઘણા રોગો થાય છે કે મૃત્યુ થાય છે. ૯

વિષમાશનથી જે રીતે શોષ થાય છે તેનું વર્ણન—

વિષમાશન એ શોષનું કારણ છે એમ જે કહ્યું છે, તેની હવે વ્યાખ્યા કરીએ છીએ.- જ્યારે પુરુષ પાન, અશન, ભક્ષ્ય અને લેહ પદાર્થોનો પ્રકૃતિ, કરણ, સંયોગ, રાશિ, દેશ, કાળ, ઉપયોગસંસ્થા અને ઉપશયનું ઉલ્લંઘન કરીને સેવન કરે છે ત્યારે તેઓથી તેના વાત-પિત્ત અને કફ વિષમ થઈ જાય છે; તે વિષમ થયેલા વાત, પિત્ત અને કફ શરીરમાં પ્રસરી જઈને જ્યારે સ્રોતોનાં મુખોને આવૃત કરીને રહે છે ત્યારે મનુષ્ય જે કાંઈ પણ આહાર લે છે, તેનાથી તેનું ઘણું કરીને મળ-મૂત્રજ બને છે, શરીરની બીજી કોઈ ધાતુ બનતી નથી; તે મનુષ્ય મળના આધારથી જીવતો રહે છે, માટે સૂકાતા એવાના તથા અન્ય પાતળા અને નબળા માણસોના મળની ખાસ કરીને રક્ષા કરવી જોઈએ. વૃદ્ધિ ન પામતા તેના વિષમાશનથી વધેલા દોષો તેને જુદા જુદા ઉપદ્રવોથી યુક્ત કરીને વળી પાછા શરીરનું શોષણ કરે છે; તેમાં વાયુ શૂળ, અંગ ભાંગવાં, કંઠની વિકૃતિ, પડખામાં પીડા, ખભામાં પીડા, સ્વરભેદ અને પ્રતિશ્યાય ઉત્પન્ન કરે છે. પિત્ત જ્વર, અતિસાર અને અન્તર્દાહને ઉત્પન્ન કરે છે. કફ પ્રતિશ્યાય, માથાનું ભારેપણું, અરુચિ, અને કાસ પેદા કરે છે. તે કાસના પ્રસંગથી છાતીમાં ક્ષત થવાને કારણ તેના થૂંકમાં લોહી પડે છે. અને રકતના બહાર આવવાથી દુર્બળતા થાય છે. એમ વિષમાશનથી ઉપચિત થયેલા આ ત્રણે દોષ રાજયક્ષ્માને ઉત્પન્ન કરે છે. તે માણસ તે ઉપશોષણ કરનારા ઉપદ્રવોથી પીડા પામતો પામતો ધીરે ધીરે સૂકાતો જાય છે. માટે બુદ્ધિમાન પુરુષે પ્રકૃતિ, કરણ, સંયોગ, રાશિ, દેશ, કાલ, ઉપયોગસંસ્થા અને ઉપશયને અનુકૂળ આહાર લેવો. ૧૦

એ બાબતમાં શ્લોક છે-

બુદ્ધિમાન પુરુષે વિષમાશનના કારણે ઉત્પન્ન થતા કષ્ટદાયક ઘણા રોગોને જોઈને હિતભોજી, મિતભોજી, કાલભોજી અને જિતેન્દ્રિય થવું જોઈએ. ૧૧

શોષને 'રાજયક્ષ્મા' કહેવાનું કારણ—

ક્ષયનાં સાહસ આદિ આ ચાર કારણોના સેવનથી વાત, પિત્ત અને કફ પ્રકુપિત થાય છે. તે પ્રકુપિત થઈને વિવિધ પ્રકારના ઉપદ્રવોથી શરીરને સૂકવે છે. તેને, સર્વ રોગોમાં અતિશય કષ્ટદાયક હોવાને કારણે, વૈદ્યો 'રાજયક્ષ્મા' કહે છે. અથવા એ સૌથી પહેલાં નક્ષત્રોના રાજા ચન્દ્રને થયો હતો તેથી રાજયક્ષ્મા કહે છે. ૧૨

શોષનાં પૂર્વરૂપો—

તેમાં આ મુજબ પૂર્વરૂપો થાય છે જેમકે-પ્રતિશ્યાય, વારંવાર છીંકો આવવી, લાળ ટપકવી, મોઢું મધુર રહેવું, અન્નની ઇચ્છા ન થવી, ભોજન વખતે થાક લાગવો, દોષ વિનાના અથવા થોડા દોષવાળાં વાસણ-પાણી-અન્ન-દાળ-અપૂપ-ચટણી-પીરસનાર ઇત્યાદિ ભાવોમાં દોષ દેખાવો, ખાધા પછી મોળ આવવી, ખાતા દરમિયાન ઉલટી થવી, મોઢા અને પગ પર સોજા આવવા, વારે વારે હાથ જોવા, આંખો ઘણીજ સફેદ થવી, ભુજાઓનો ઉપચય જાણવાની ઇચ્છા, સ્ત્રીસેવનની ઇચ્છા, નિર્લજ્જતા, પોતાના શરીરમાં બીભત્સતા દેખવી અને સ્વપ્નમાં વારંવાર જળવાળાં સ્થાનોને જળ વિનાનાં તથા ગ્રામ-શહેર-નગર અને જનપદોને ઉજ્જડ દેખવાં,

વનોને સૂકાં-બળતાં અને ભસ્મ થએલાં જોવાં, કાચિંડો-મોર-વાંદરાં-પોપટ-સાપ-કાગડા અને ઘુવડો વગેરેનો સ્પર્શ થવો, અથવા કૂતરાં-ઊંટ-ગધેડાં કે સૂવર ઉપર સ્વારી કરવી અને વાળ-હાડકાં-રાખ-ફોતરાં અને અંગારાના ઢગલાઓ ઉપર ચઢવું-તે શોષનાં પૂર્વરૂપો થાય છે. ૧૩

શોષનાં અગીયાર રૂપો—

તેની પછી યક્ષ્માનાં અગિયાર લક્ષણો થાય છે; જેમકે-માથું ભારે લાગવું, કાસ, શ્વાસ, સ્વરભેદ, કફની ઉલટી, લોહી થૂંકવું, પડખાઓમાં પીડા, ખભા તૂટવા, જ્વર, અતિસાર અને અરુચિ. ૧૪

તેમાં જેનાં બળ, માંસ અને રક્ત ક્ષીણ થયાં નથી હોતાં તે, બળવાન અરિષ્ટો ઉત્પન્ન થયાં ન હોય તો, શોષનાં સંપૂર્ણ લક્ષણોથી યુક્ત હોવા છતાં, સાધ્ય જાણવો. બળવાન વ્યક્તિ ઉપચિત હોવાથી વ્યાધિ અને ઔષધના બળને યથષ્ટ રૂપમાં સહન કરી શકે છે. માટે તેના બહુ લક્ષણવાળા વ્યાધિને પણ થોડા લક્ષણવાળો માનવો જોઈએ. ૧૫

શોષનાં સાધ્યાસાધ્ય લક્ષણો—

અતિક્ષીણ બળ-માંસ અને રકતવાળા દુર્બળ માણસને થોડાં લક્ષણ હોય અને અરિષ્ટ લક્ષણો પેદા ન થયાં હોય છતાં પણ બહુ લક્ષણવાળો અને અરિષ્ટ લક્ષણો ઉત્પન્ન થયાં હોય તેવો જાણવો. કારણકે તે રોગ અને ઔષધના બળને સહન કરી શકતો નથી; તેની ચિકિત્સા ન કરવી. તેને ક્ષણમાં અરિષ્ટ લક્ષણો ઉત્પન્ન થાય છે અને અરિષ્ટ લક્ષણો ઉત્પન્ન થવામાં કારણ દેખાતું નથી. ૧૬

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં શ્લોક છે-

જે વૈદ્ય શોષનાં કારણ, લક્ષણ અને પૂર્વરૂપને યથાર્થ રીતે જાણે છે તે જ રાજાની ચિકિત્સા કરવાને યોગ્ય છે. ૧૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં નિદાનસ્થાનમાં 'શોષનિદાન' નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

———

## અધ્યાય સાતમો

### ઉન્માદનિદાન

ઉન્માદનિદાન અધ્યાયનો ઉપક્રમ—

"હવે પછી 'ઉન્માદનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ઉન્માદની સંખ્યા—

અહીં પાંચ પ્રકારના ઉન્માદ થાય છે. જેમકે-વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય, સન્નિપાતજન્ય અને આગન્તુજન્ય કારણોથી. ૩

ઉન્માદની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ—

તેમાં દોષનાં કારણોથી ચાર પ્રકારના ઉન્માદ નિમ્નદર્શિત પુરુષોમાં એકદમ ઉત્પન્ન થાય છે; જેમકે-ડરપોક, રજસ અને તમસથી અભિઘાત પામેલા મનવાળા તથા વધેલા દોષવાળાઓમાં, મલિન-વિકૃત-દૂષિત અને અનુચિત આહારોથી, ઉપયોગવિધિથી વિરુદ્ધ રીતે ભોજન કરનારમાં, સદાચારથી વિરુદ્ધ રીતે વર્તનારાઓમાં અને બીજી અયોગ્ય શરીરની ચેષ્ટાઓ કરનારાઓના, અતિક્ષીણ શરીરવાળાના, રોગના વેગના કારણે વિકૃત અથવા કામ-ક્રોધ-લોભ-હર્ષ-મોહ-શ્રમ-શોક-ચિન્તા-ઉદ્વેગ વગેરેની મન ઉપર વારંવાર અસર થવાથી, ઘા વગેરે લાગવાથી, મન દૂષિત થવાથી અને બુદ્ધિ ચલાયમાન થવાથી, ઉદીર્ણ દોષ પ્રકુપિત થઈને હૃદયમાં પહોંચી મનોવહ સ્રોતોને આવૃત કરીને ઉન્માદને ઉત્પન્ન કરે છે. ૪

ઉન્માદનું લક્ષણ—

મન, બુદ્ધિ, સંજ્ઞા, જ્ઞાન, સ્મૃતિ, ભકિત, શીલ, ચેષ્ટા અને આચારના વિભ્રમને ઉન્માદ જાણવો. ૫

ઉન્માદનાં પૂર્વરૂપો—

તેનાં આ પૂર્વરૂપો છે; જેમકે-માથાની શૂન્યતા, આંખોની વ્યાકુળતા, કાનમાં અવાજ, ઉચ્છ્વાસની અધિકતા, મોઢામાંથી લાળ ઝરવી, ભોજનની ઇચ્છા ન થવી, અરુચિ, અવિપાક,

હૃદયની જડતા, અસ્થાને ધ્યાન-આયાસ-સંમોહ અને ઉદ્વેગ કરવો, નિરન્તર રુંવાડાં ઊભાં થવાં, વારંવારે તાવ આવવો, ચિત્તની અસ્થિરતા, ઉર્દ્દ અને અર્દિત રોગનાં લક્ષણો થવાં, સ્વપ્નમાં ભમતાં-ચંચળ અને અસ્થિર અને અયોગ્ય દ્રશ્યો વારંવાર દેખાવાં, ઘાણીપર બેસવું, વાયુ ચક્ર વડે ઉન્મથિત થવું અથવા ગંદા પાણીની ભમરીઓમાં ડૂબી જવું, આંખો વાંકી થઈ જવી–એ બધાં દોષજનિત ઉન્માદોનાં પૂર્વરૂપો છે. ૬

વાતોન્માદનાં લક્ષણ—

ત્યાર પછી તરતજ ઉન્માદ થાય છે. તેમાં વાતાદિ-જનિત ઉન્માદોનાં લક્ષણો નીચે પ્રમાણે થાય.–જેમકે સર્વદા ફર્યા કરવું, આંખ-ભમર-હોઠ-ખભા-જડબાં હાથના અગ્ર-પગના અગ્ર અને બીજાં અંગો અકસ્માત-ફેંકવાં, સતત અસંબદ્ધ બોલવું, મોઢામાંથી ફીણ આવવું, સતત અને અસ્થાને સ્મિત-હસવું-નાચવું-ગાવું અને વાજીંત્રો વગાડવાં, વીણા-વાંસળી-શંખ-શગ્યાના શબ્દોનું ઊંચેથી અનુકરણ કરવું, જેના પર સ્વારી ન થતી હોય તેના પર સ્વારી કરવી, આભૂષણને યોગ્ય ન હોય તેવી ચીજોને આભૂષણ તરીકે વાપરવી, ન મળે તેવા આહારની ઇચ્છા અને મળે તેવામાં અનિચ્છા અને તીવ્ર અદેખાઈ, કૃશતા, પરુષતા, આંખો સૂજી જવી અને લાલ થવી તથા વાતને અનુકૂલ દ્રવ્યોથી વિપરીત દ્રવ્યોનું માફક ન આવવું–એમ વાતોન્માદનાં લક્ષણો થાય છે

પિત્તોન્માદનાં લક્ષણો—

અસહિષ્ણુતા, કોપ, અસ્થાને ગુસ્સો, શસ્ત્ર-પથ્થર, ચાબુક-લાકડી અને મુક્કી વગેરેથી પોતાને કે બીજાને મારવું, આમ તેમ દોડવું, છાંયડો-શીતળ જળ અને અન્નની અભિલાષા, લાંબો વખત સંતાપ થવો, આંખો લાલ-લીલી કે પીળી અને ક્રોધિત થએલી જણાવી, પિત્તને અનુકૂળ દ્રવ્યોથી વિપરીત દ્રવ્યોનું માફક ન આવવું–એ પિતોન્માદનાં લક્ષણો થાય છે.

કફોન્માદનાં લક્ષણો—

એક જ ઠેકાણે પડી રહેવું, થોડું બોલવું, થોડું ફરવું, લાળ અને લીંટ ઝરવાં, અન્નની ઇચ્છા ન થવી, એકાંતપ્રિયતા, બીભત્સતા આવવી, ચોખ્ખાઈનો દ્વેષ, ઊંઘ્યા કરવું, મોઢા પર સોજો આવવો, આંખો સફેદ-નિશ્ચલ અને મળથી લીંપાઈ જવી, કફને અનુકૂલ દ્રવ્યોથી વિપરીત દ્રવ્યોનું માફક ન આવવું–એ શ્લેષ્મોન્માદનાં રૂપ છે.

સાન્નિપાતિક ઉન્માદનાં લક્ષણો—

સાન્નિપાતિક ઉન્માદમાં ત્રણે દોષનાં મિશ્રિત લક્ષણો થાય છે. તેને કુશળ વૈદ્યો અસાધ્ય કહે છે. ૭

સાધ્યની ચિકિત્સા—

સાધ્ય એવા ત્રણ વાત-પિત્ત અને કફજનિત ઉન્માદોની ચિકિત્સા-સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, આસ્થાપન, અનુવાસન, ઉપશમન, નસ્યકર્મ, ધૂમપાન, ધૂપન, અંજન, અવપીડન અને પ્રધમન, નસ્ય, અભ્યંગ, પ્રદેહ, પરિષેક, લેપ, વધ, બન્ધન, અવરોધન, ત્રાસ, વિસ્માપન, ભૂલાવી દેવું, અપતર્પણ, સિરાવેધ અને ભોજનવિધાન, દોષાનુસાર યુક્તિથી કરવું અને બીજું જે કાંઈ નિદાનથી વિપરીત ગુણવાળું ઔષધ હોય તેનો પણ પ્રયોગ કરવો. ૮

આ બાબતમાં શ્લોક છે કે —

શ્રેષ્ઠ વૈદ્યે દોષજન્ય ત્રણ ઉન્માદો જે સાધ્ય છે તેનો ઉપર્યુકત ચિકિત્સાવિધાનવડે વિધિપુરઃસર ચિકિત્સા કરવી.૯

આગન્તુ ઉન્માદનાં કારણો —

દોષજન્ય ઉન્માદનાં કારણ, પૂર્વરૂપ, રૂપ, વેદના અને ઉપશયની બાબતમાં જે ઉન્માદ ભિન્ન પ્રકારનો હોય તેને આગન્તુક ઉન્માદ કહે છે; કેટલાક તેને પૂર્વ-જન્મના પાપકર્મરૂપી કારણથી થતો માને છે. પરંતુ તેનું કારણ તો પ્રજ્ઞાપરાધ જ છે એમ ભગવાન આત્રેયનો મત છે. પ્રજ્ઞાપરાધથી જ દેવ, ઋષિ, પિતૃઓ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, પિશાચ, ગુરુ, વૃદ્ધ, સિદ્ધ,

આચાર્ય તથા પૂજ્યોની અવગણના કરીને અહિતાચરણ કરે છે, અથવા બીજું કાંઈ એવુંજ નિંદિત કર્મ આરંભે છે. પોતાથી જ હાનિ પામેલ તેને દેવ આદિ હાનિ કરતા કરતા ઉન્મત્ત બનાવે છે. ૧૦

आगन्तु उन्मादनां पूर्वरूपो—

દેવો વગેરેના પ્રકોપથી ઉત્પન્ન થએલ આગન્તુજ ઉન્માદ પ્રગટ થતાં આ પૂર્વરૂપ થાય છે. જેમકે–દેવતા-ગાય-બ્રાહ્મણ અને તપસ્વીઓને મારવાની ઇચ્છા થવી, ક્રોધિત થવું, બીજા તરફ ક્રૂર વર્તનની ઇચ્છા થવી, કોઈ કાર્યમાં મન ન લાગવું, ઓજ-વર્ણ-કાન્તિ-બળ અને શરીરનું કથળી જવું, સ્વપ્નમાં દેવ આદિ સાથે લડવું કે તેઓથી પ્રેરણા થવી–આ આગન્તુક ઉન્માદનાં પૂર્વરૂપો થાય છે. ત્યાર બાદ ઉન્માદ પ્રકટ થાય છે. ૧૧

उन्माद करनार भूतो उन्माद उत्पन्न करे तेमां भेद—

ઉન્માદને કરનાર ભૂતો ઉન્માદ ઉત્પન્ન કરવામાં આ ચેષ્ટાઓ કરે છે–દેવો ફક્ત દૃષ્ટિપાતથી ઉન્માદ પેદા કરે છે, ગુરુ-વૃદ્ધ-સિદ્ધ અને ઋષિઓ શાપ દઈને, પિતૃઓ દેખાવ દઈને, ગન્ધર્વો સ્પર્શથી, યક્ષો પ્રવેશ કરીને, રાક્ષસો પોતાની વાસ સુંઘાડીને અને પિશાચો ચલાવીને ઉન્માદને ઉત્પન્ન કરે છે. ૧૨

भूतोन्मादनां रूपो—

તેનાં આ મુજબ રૂપો થાય છે; જેમકે–રોગીમાં દેવ આદિનાં જેવાં બલ, વીર્ય, પૌરુષ, પરાક્રમ, ગ્રહણ, ધારણ, સ્મરણ, જ્ઞાન, વચન, અને વિજ્ઞાન આવે છે અને ઉન્માદનો કાળ અનિશ્ચિત હોય છે. ૧૩

आगन्तु उन्मादना आवेशकालो—

ગુરુ, વૃદ્ધ અને સિદ્ધોની ઉન્માદની અસર તળે મનુષ્ય આવે સમયે આવે છે; જેમકે–પાપ કર્મના આરંભમાં, પૂર્વનાં કરેલાં કર્મના વિપાકના સમયે, એકલો સૂના ઘરમાં રહેતો હોય ત્યારે અથવા ચાર રસ્તાઓ ભેગા મળતા હોય ત્યાં, સંધ્યાના વખતે, સંયમસર ન રહે ત્યારે, પૂર્ણિમા અને અમાસના સંધિકાળમાં, મૈથુન કરતો હોય ત્યારે, રજસ્વલા સ્ત્રી સાથે સંભોગ કરતો હોય ત્યારે, અધ્યયન-બલિદાન-મંગલકર્મ અને હોમના પ્રયોગ વિધિ મુજબ ન કરવાથી, નિયમ-વ્રતઅને બ્રહ્મચર્યનો ભંગ કરવાથી, મહા યુદ્ધમાં, દેશ-કુલ કે નગરના વિનાશ વખતે, ચંદ્ર કે સૂર્યનાં ગ્રહણ વખતે, સ્ત્રીઓના પ્રસવ વખતે, જુદાં જુદાં ભૂતો અથવા અશુભ વસ્તુઓના સ્પર્શથી, વમન કે વિરેચન કે રુધિરસ્રાવ થતાં, અપવિત્રપણે કે સંયમરહિતપણે ચૈત્ય કે દેવાલયમાં જતાં, માંસ-મધ-તલ-ગોળ અને મદ્યથી અજીઠાં રહેવાથી, નગ્ન રહેવાથી, રાત્રીને વખતે નગર-નિગમ-ચતુષ્પથ-ઉપવન-સ્મશાન તથા વધ-સ્થાનમાં જતાં, બ્રાહ્મણ-ગુરુ-દેવ-યતિ અને પૂજ્યોનો તિરસ્કાર કરતાં, અયોગ્ય રીતે ધર્મોપદેશ કરતાં અથવા તો અયોગ્ય કર્મની શરૂઆતમાં–આ પ્રમાણે દેવાદિજનિત ઉન્માદોના અભિઘાતકાલોની વ્યાખ્યા કરી. ૧૪

उन्माद करनारां भूतो उन्माद करे तेमां त्रण प्रयोजन होय छे—

ઉન્માદ કરનારાં ભૂતોનાં, ઉન્માદ ઉત્પન્ન કરવામાં, ત્રણ પ્રકારનાં પ્રયોજન હોય છે; જેમકે–હિંસા, પ્રેમ અને પૂજા. તેઓનાં તે પ્રયોજન ઉન્મત્ત પુરુષની ચેષ્ટાઓ ઉપરથી જાણી લેવાં.

आगन्तु उन्मादनी साध्यासाध्यता—

તે જ્યારે હિંસાના પ્રયોજનથી ઉન્મત્ત કરે છે ત્યારે પુરુષ અગ્નિમાં પ્રવેશે છે, જળમાં ડૂબકી ખાય છે, અથવા તો સીધી જમીન પરથી ખાઈમાં પડે છે, શસ્ત્ર-ચાબુક-લાકડી-પથ્થર અને મુક્કી પોતાની જાતનેજ મારે છે અને પ્રાણ હણવાને માટે બીજાં પણ ક્રૂર કર્મો કરે છે, તેને અસાધ્ય જાણવો અને બાકીના બે સાધ્ય છે. ૧૫

अगान्तु उन्मादनुं चिकित्सासूत्र—

મંત્ર, ઔષધિ, મણિધારણ, મંગળ, બલિદાન, ઉપહાર, હોમ, નિયમ, વ્રત, પ્રાયશ્ચિત્ત, ઉપવાસ, સ્વસ્તિવાચન, પ્રણિપાત અને તિર્થાદિ ગમન વગેરે તેઓની ચિકિત્સાનાં સાધન છે. ૧૬

એ રીતે પાંચેય ઉન્માદોની વ્યાખ્યા કરી છે. ૧૭

आगन्तुक अने निज परस्पर अनुबन्धरूपे होय छे—

એ ઉન્માદો પાંચ હોવા છતાં પણ નિજ અને આગન્તુક એ બે અને સાધ્ય અને અસાધ્ય એ બે ભેદથી બે જાતના છે.

हेतुसंसर्गथी मिलित पूर्वरूपो तथा लक्षणो थाय छे—

તે નિજ અને આગન્તુક કોઈ કોઈ વખતે કહ્યા પ્રમાણેનાં કારણોના સંસર્ગને લઈ મળી જાય છે અને તેઓનાં પૂર્વરૂપો તથા રૂપો મિશ્રિત હોય છે. તેઓના સંયોગમાં બેય અસાધ્ય અથવા એક સાધ્ય અને એક અસાધ્ય હોય તો તે બેય સંયોગ અસાધ્ય છે; અને બેય સાધ્ય હોય તો તે સંયોગ સાધ્ય છે; અને તેનું સાધન-ચિકિત્સા-પૂર્વોક્ત ચિકિત્સાનું મિશ્રણ કરીને કરવું. ૧૮

भूतोन्मादमां कर्मज कारण छे—

આ બાબતમાં શ્લોક છે કે-

જે મનુષ્યે પોતે અશુભ કાર્ય કર્યું નથી તેને દેવતા, ગન્ધર્વ, પિશાચ, રાક્ષસ કે બીજું કોઈ સતાવતું નથી, પીડા કરતું નથી. ૧૯

પોતાના કર્મથી પીડાતા પુરુષને દેવતા વગેરે અનુસરે છે; તેમાં તેઓ તેના ઉન્માદના કારણભૂત નથી કારણ કે દેવોને એમ કરવામાં કંઈ ફળ નથી. ૨૦

भूतोन्मादमां देव-पितृ-राक्षसोने निंदवा नहि—

પ્રજ્ઞાપરાધ થવાને કારણે પોતાનાં કરેલાં કર્મથી ઉત્પન્ન થનાર રોગમાં બુદ્ધિમાન પુરુષે દેવતા, પિતૃઓ, રાક્ષસો વગેરેને ઉપાલંભ દેવો જોઈએ નહિ. ૨૧

पोतानेज सुखदुःखनो करनार मानीने श्रेयस्कर मार्ग लेवो—

માણસે પોતાને જ સુખ અને દુઃખનો કર્તા જાણવો. માટે જ કલ્યાણકારક માર્ગે ચાલવું અને પછી ડર રાખવો નહિ. ૨૨

દેવ વગેરેની પૂજા કે વિરોધ તથા હિતકર કે અહિતકર આહારવિહારનું સેવન-એ બધું પોતાને જ આધીન છે. ૨૩

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક-

ઉન્માદોની સંખ્યા, બે પ્રકારના હેતુ, પૂર્વરૂપ, રૂપ, સાધ્યાસાધ્યતા અને ચિકિત્સાસૂત્ર આ 'ઉન્માદ-નિદાન'માં કહ્યાં છે. ૨૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલ શાસ્ત્રમાં નિદાનસ્થાનમાં 'ઉન્માદનિદાન' નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો
### અપસ્મારનિદાન

अपस्मारनिदाननो उपक्रम—

"હવે અહીંથી 'અપસ્મારનિદાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

अपस्मारनी संख्या—

અહીં ચાર પ્રકારના અપસ્માર થાય છે. જેમકે-વાતજ, પિત્તજ, કફજન્ય અને સન્નિપાતજન્ય. ૩

अपस्मारनी निदानपूर्वक संप्राप्ति—

તે નીચે વર્ણવેલા માણસોમાં શીઘ્ર પેદા થાય છે; જેમકે-જેનું મન રજસ અને તમસથી ઘેરાયું હોય, જેનામાં દોષો પોતપોતાના માર્ગથી વિચલિત થયા હોય, વિષમ થયા હોય કે વધી ગયા હોય, જે મળ અને વિકૃત દ્રવ્યોયુક્ત અપવિત્ર ભોજનને વિષમ રીતે સેવન

કરતા હોય, જે બરાબર રીતે સદ્વૃત્તનું પાલન ન કરતા હોય અથવા શરીરની બીજી ચેષ્ટાઓ વિષમ રીતે કરતા હોય અને ઘણાજ ક્ષીણદેહવાળા હોય તેવા મનુષ્યોના પ્રકુપિત થએલા દોષો રજસ અને તમસથી અભિભૂત થયેલા મનવાળા મનુષ્યના અંતરાત્માના શ્રેષ્ઠતમ સ્થાન હૃદય તથા ઇન્દ્રિયના સ્થાનમાં જઈને રહે છે. ત્યાં રહેતાં જ્યારે કામ, ક્રોધ, ભય, લોભ, મોહ, હર્ષ, શોક, ચિન્તા તથા ઉદ્વેગ વગેરેથી પ્રેરણા પામીને હૃદય અને ઇન્દ્રિયસ્થાનોને સહસા પૂર્ણ કરી દે છે ત્યારે મનુષ્યને અપસ્માર થાય છે. ૩

अपस्मारनुं लक्षण—

વળી–સ્મૃતિ, બુદ્ધિ અને મનના ભ્રંશથી બીભત્સ ચેષ્ટા સહિત ક્વચિત્ થતા મનના અન્ધકારપ્રવેશને અપસ્માર જાણવો. ૫

अपस्मारनां पूर्वरूपो—

તેનાં આ પ્રમાણે પૂર્વરૂપો થાય છે; જેમકે-નિરંતર ભ્રમરો ઊંચી ચઢવી, આંખો વિકૃત થવી, શબ્દ ન થતા હોય તોય સાંભળવા, લાળ તથા લીંટ વહેવાં, અન્નની અનિચ્છા, અરુચિ, અપચો, હૃદયમાં વેદના, પેટ ચડવું, નબળાઈ, હાડકું ભાંગી જવું, અંગમર્દ, મોહ, અંધારાં આવવાં, મૂર્ચ્છા, ચક્કર આવવા, સ્વપ્નમાં મદ, નાચવું, વીંધાવું, પીડાવું, થરથરવું અને પડી જવું. ૬

ત્યાર બાદ અપસ્માર પ્રકટ થાય છે. ૭

वातापस्मारनुं लक्षण—

અપસ્મારની વિશેષ ઓળખ આ છે; જેમકે-

વારેવારે મૂર્ચ્છા આવવી, અને ક્ષણમાં જ સંજ્ઞા આવવી, આંખો સંકોચાઈને બહાર આવી જવી, ઊંચા સ્વરે વિલાપ કરવો, ફીણની ઉલટી કરવી, ગળું ઘણું ફૂલી જવું, માથું વાંકું રહેવું, આંગળીઓ વિષમ રીતે વળવી, હાથ-પગની અસ્થિરતા, નખ-આંખો-મુખ અને ચામડી લાલ-ખરસટ કે શ્યામ વર્ણનાં થવાં, ચંચળ-ચપલ-ખરસટ અને સૂખાં રૂપો દેખવાં તથા વાતલ દ્રવ્યો જેને માફક ન આવતાં હોય અને વિપરીત દ્રવ્યો જેને માફક આવતાં હોય તેવા માણસને વાતજન્ય અપસ્મારવાળો જાણવો. (૧)

पित्तापस्मारनुं लक्षण—

વારેવારે મૂર્ચ્છા પામતા અને ક્ષણમાં જ ભાનમાં આવતા, ગળામાંથી શબ્દ કાઢતા (ઊંહકારા કરવા), ભોંય ઉપર પછાડાયા કરતા, જેનાં નખ-મુખ અને ચામડી લીલાં-પીળાં કે રાતાં થઈ જાય તેવા, લોહીથી તરબોળ-ઉગ્ર-ભયાનક-પ્રદીપ્ત અને ક્રુદ્ધ રૂપો દેખતાર, પિત્તલ દ્રવ્યો જેને માફક ન આવે એવા અને વિપરીત દ્રવ્યો માફક આવે એવા માણસને પિત્તજન્ય અપસ્મારવાળો જાણવો. (૨)

श्लेष्मापस्मारनुं लक्षण—

લાંબા વખતે મૂર્ચ્છા પામતા અને લાંબા કાળે ભાનમાં આવતા, પડી જતા, અતિવિકૃતિ વગરની ચેષ્ટાવાળા, લાળ કાઢતા, ધોળાં નખ-આંખ-મુખ અને ચામડીવાળા, સફેદ-ભારે અને ચીકણાં રૂપો દેખતા. કફકારક દ્રવ્યો જેને માફક ન આવે તેવા અને તેનાથી વિપરીત દ્રવ્યો માફક આવે તેવા માણસને કફજન્ય અપસ્મારવાળો જાણવો. (૩)

सन्निपातापस्मारनुं लक्षण—

અને જેમાં ઉપર લખેલાં લક્ષણો મિશ્રિત હોય તેને સન્નિપાતજન્ય અપસ્માર જાણવો. તેને અસાધ્ય કહ્યો છે. (૪)

એમ ચાર અપસ્મારોની વ્યાખ્યા કરી. ૮

अपस्मारमां आगन्तुनो अनुबन्ध होय ज छे—

તેઓમાં કોઈ વખતે આગન્તુક અનુબન્ધ થાય છે, તેનો ઉપદેશ ચિકિત્સાસ્થાનમાં કરશું. પહેલાં કહેલાં દોષથી થતાં લક્ષણો કરતાં તેનાં લક્ષણો થોડાં અધિક અને જુદી જાતનાં છે. ૯

अपस्मारनुं चिकित्सासूत्र—

અપસ્મારના રોગીને માટે દોષાનુસાર તીક્ષ્ણ સંશોધન

સંશોધન અને ઉપશમન તથા આગુન્તકના સંયોગમાં મન્ત્ર વગેરે યોજવાં. ૧૦

निदानस्थानमां कहेला आठ रोगोनी प्रथम उत्पत्ति—

પૂર્વકાળમાં દક્ષ પ્રજાપતિના યજ્ઞના નાશ વખતે જુદી જુદી દિશાઓમાં ડરને લઈ દોડતાં પ્રાણીઓનાં નાસાનાસથી, દોડવાથી, તરવાથી, કૂદવાથી, તથા ખાડાઓ કૂદી જવાથી દેહ ક્ષુબ્ધ થવાથી ગુલ્મરોગની ઉત્પત્તિ થઈ; હોમ દ્રવ્યોના ખાવાથી પ્રમેહ અને કુષ્ઠ રોગની, ભય-ત્રાસ અને શોકથી ઉન્માદોની તથા જુદાં જુદાં ભૂતો અને અપવિત્ર ચીજોના સ્પર્શથી અપસ્મારની ઉત્પત્તિ થઈ. જ્વર તો ભગવાન મહેશ્વરના લલાટમાંથી ઉત્પન્ન થયો. તેના સંતાપથી રક્તપિત્ત ઉત્પન્ન થયું અને ચંદ્રને અતિ-વ્યવાયથી રાજ્યક્ષ્માની ઉત્પત્તિ થઈ. ૧૧

गद्योक्त अर्थने श्लोकमां कहेवा—

આ બાબતમાં શ્લોકો છે કે-

વાત, પિત્ત, કફ તથા સન્નિપાતથી-એમ ચાર અપસ્માર થાય છે તેમાં સન્નિપાતજન્ય અસાધ્ય છે. ૧૨

બુદ્ધિમાન વૈદ્ય સાવધાન બનીને સાધ્ય અપસ્મારોની તીક્ષ્ણ સંશોધન અને દોષાનુસાર સંશમનથી ચિકિત્સા કરે છે. ૧૩

જ્યારે દોષજ અપસ્મારોમાં આગન્તુકનો અનુબન્ધ હોય છે ત્યારે શ્રેષ્ઠ વૈદ્યો સાધારણ એટલે બન્નેને લાગુ પડતી ચિકિત્સા કરે છે. ૧૪

निदानस्थानमां कहेल रोग जाणवानुं फळ-

બધા રોગોના ભેદોને જાણનાર તથા બધાં ઔષધોમાં હોશિયાર વૈદ્ય બધા રોગો મટાડે છે અને તે મૂંઝાતો નથી. ૧૫

એમ આ ઉત્તમ નિદાનસ્થાન સંપૂર્ણ રીતે કહ્યું.

एक रोग बीजा रोगनां कारणरूप बने छे—

એક રોગ બીજા રોગના નિદાનભૂત એટલે કારણરૂપ પણ બને છે; જેમકે—જ્વરના સંતાપથી રક્તપિત્તની ઉત્પત્તિ થાય છે, રક્તપિત્તથી જ્વર થાય છે, જ્વર અને રક્તપિત્તથી શોષ ઉત્પન્ન થાય છે. પ્લીહાની વૃદ્ધિથી ઉદરરોગ, અને ઉદરરોગથી શોથ ઉત્પન્ન થાય છે; અર્શથી દુઃખદાયક ઉદરરોગ અને ગુલ્મરોગ થાય છે; પ્રતિશ્યાયથી કાસ થાય છે અને કાસથી ક્ષય થાય છે અને શોષરોગના કારણમાં પણ ક્ષય છે. ૧૬–૧૯

તે પહેલાં તો એકલા રોગરૂપે જ હોય છે. પછીથી બીજા રોગોની ઉત્પત્તિના કારણરૂપ બને છે. તેમાં કેટલાક હેતુ અને રોગ બન્નેનું કામ કરે છે તથા કેટલાક એક હેતુરૂપ કામ કરનારા હોય છે. ૨૦

કોઈ રોગ બીજા રોગનું કારણ બનીને પોતે શાન્ત થઈ જાય છે અને કેટલાક બીજા રોગનું કારણ બનીને પણ શાન્ત થતા નથી. ૨૧

ઔષધોનો બરાબર પ્રયોગ ન થવાથી અને રોગો એક બીજાના ઉત્પાદક હોવાને કારણે માણસોમાં અતિશય વ્યાધિમિશ્રણો દેખાય છે. ૨૨

शुद्ध तथा अशुद्ध चिकित्सानुं लक्षण—

જે પ્રયોગ એક વ્યાધિનું શમન કરે અને બીજા વ્યાધિનું ઉદીરણ કરે તે પ્રયોગને શુદ્ધ ન જાણવો, પરન્તુ જે પ્રયોગ વ્યાધિનું શમન કરે અને બીજો વ્યાધિ પેદા ન કરે તેને શુદ્ધ પ્રયોગ જાણવો. ૨૩

व्याधिमां निदाननी संकरता—

અનેક રોગોનો હેતુ એક બની શકે છે અને એક રોગનું એક કારણ પણ હોઈ શકે છે. એક રોગનાં અનેક કારણો હોઈ શકે છે અને ઘણા રોગનાં ઘણાં કારણો પણ હોય છે. જેમકે—રૂક્ષ-એ એક કારણથી જ્વર, ભ્રમ, પ્રલાપ વગેરે થાય છે અને રૂક્ષ-એ એકજ કારણથી એકલો જ્વર પણ પેદા થાય છે. રૂક્ષાદિ ઘણાં કારણોથી પણ એકલો જ્વર થાય છે અને રૂક્ષાદિ ઘણાં કારણોથી જ્વરાદિ ઘણા રોગો ઉત્પન્ન થાય છે. ૨૪–૨૬.

व्याधिमां रूपनी संकरता—

અનેક વ્યાધિઓનું એક જ લક્ષણ હોય છે અને એક રોગનું પણ એકજ લક્ષણ હોય છે; તથા એક વ્યાધિનાં ઘણાં લક્ષણો હોય છે અને ઘણા વ્યાધિઓમાં ઘણાં લક્ષણો પણ હોય છે. વિષમારંભથી થનારા રોગનું જ્વર એ એક લક્ષણ છે; અને એકલા જ્વરનું

લક્ષણ એ એકલો સંતાપ કહેવાય છે. વિષમારંભાદિ ઘણાં લક્ષણોથી એકલો જ્વર પણ ઓળખાય છે અને તેનાં તે જ લક્ષણોથી જ્વર, શ્વાસ, હિક્કા વગેરે ઘણા રોગો પણ કહેવાય છે. ૨૭-૨૯

વ્યાધિનાં ચિકિત્સાસૂત્ર—

અનેક રોગોની અથવા એક રોગની પણ ચિકિત્સા એક હોય છે અને એક રોગની અથવા બહુ રોગની ચિકિત્સા બહુ પણ હોય છે. આમાશયમાં ઉત્પન્ન થતા ઘણા રોગોની શાંતિ એક લંઘન ક્રિયાથી જ થાય છે અને એક જ્વર પણ લંઘન ક્રિયાથી શાન્ત થાય છે, તથા એક જ્વરની લઘુ ભોજન વગેરે ઘણી ચિકિત્સાઓ છે અને તેની તે જ—લઘુ ભોજન વગેરે-જ્વર, શ્વાસ, હિક્કા વગેરે અનેક રોગોની ચિકિત્સા પણ છે. ૩૦-૩૨

સુખસાધ્ય રોગ સુખકર ઉપાયોવાળો હોતાં અલ્પ સમયમાં સાધી શકાય છે; પણ કૃચ્છ્રસાધ્ય મોટા પ્રયત્ને લાંબે વખતે સાધી શકાય છે. ૩૩

યાપ્ય કહેવાતો અસાધ્ય વ્યાધિ નિઃશેષ થતો નથી અને જે પરમ અસાધ્ય છે તે પ્રત્યાખ્યેય છે અને તે રોગ સર્વ ચિકિત્સાને ઉલ્લંઘી જાય છે. ૩૪

અસાધ્ય રોગ સાધ્ય થતો નથી પણ સાધ્ય અસાધ્ય થઈ જાય છે. આમ પાદોની યોગ્યગુણવત્તા ન હોવાથી અથવા દૈવથી રોગો અવસ્થાન્તર પામે છે. ૩૫

વ્યાધિની અવસ્થાભેદનાં જ્ઞાનનું ફળ—

ડાહ્યા વૈદ્યે કેવળ રોગોની જ નહિ પરંતુ દેહ-અગ્નિ-બલ અને ચિત્તની પણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ વૃદ્ધિ-સમતા અને ક્ષયની અવસ્થાની પરીક્ષા કરીક્ષા કરવી જોઈએ. ૩૬

વિચક્ષણ વૈદ્ય વ્યાધિના અવસ્થાભેદોને જાણી જાણીને તે તે અવસ્થામાં ચાર પ્રકારની શ્રેય કરનારી ચિકિત્સાને જાણી જાય છે. ૩૭

તિર્યગ્ગત દોષનું ચિકિત્સાસૂત્ર—

ત્રાંસા માર્ગે ગયેલા દોષો ઘણુંખરું રોગીઓને લાંબા વખત સુધી પીડે છે. માટે દેહ-અગ્નિ અને બલ જાણનારે તેઓની ઉતાવળે ચિકિત્સા ન કરવી જોઈએ. ૩૮

તેઓને કાંતો પ્રયોગોથી ક્ષીણ કરવા જોઈએ અથવા તો તેઓને સુખપૂર્વક કોઠામાં લઈ આવવા જોઈએ. તેઓને કોઠામાં આવેલા જાણીને નજીકના માર્ગથી ડાહ્યા વૈદ્યે તેઓને દૂર કરવા જોઈએ. ૩૯

લક્ષણરૂપ કહેવાયેલ વ્યાધિઓ વ્યાધિરૂપ પણ બને છે—

જ્ઞાનને માટે સંક્ષેપમાં રોગોનાં જે લક્ષણો કહ્યાં છે તે સ્વતન્ત્ર રીતે ઉત્પન્ન થાય તો વ્યાધિઓ જ છે; પણ બીજા રોગોને આધીન હોતાં તેઓને લક્ષણો જ માન્યાં છે, રોગો નહિ. ૪૦

વિકાર તથા પ્રકૃતિ હેતુને વશ રહે છે—

સર્વ વસ્તુ સંક્ષેપમાં વિકાર અને પ્રકૃતિ એ બે રૂપ છે: અને હેતુને વશ વર્તનાર તે હેતુના અભાવથી પ્રવૃત્ત થતાં નથી. ૪૧

નિદાનસ્થાનના વિષયો—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

અપસ્મારનાં હેતુઓ, પૂર્વરૂપ, લક્ષણ, ઉપશય, સંપ્રાપ્તિ, પૂર્વોત્પત્તિ, ચિકિત્સાનું સૂત્રમાત્ર, જ્વરાદિ આઠ રોગોની સાધ્યતા અને અસાધ્યતા-હેતુ-લક્ષણ અને ચિકિત્સા—એ સર્વ ભિન્ન ભિન્ન એક એક કરીને કહી બતાવ્યાં છે. ૪૨,૪૩

હેતુનાં, વ્યાધિનાં અને લક્ષણનાં પર્યાયવાચક નામો—એટલું આ નિદાનસ્થાન સંક્ષેપમાં કહેવામાં આવે છે. ૪૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં નિદાનસ્થાનની અંદર 'અપસ્માર નિદાન' નામક આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮

**નિદાનસ્થાન સમાપ્ત**

# ચરક સંહિતા.

## વિમાનસ્થાન

### અધ્યાય ૧ લો

### રસવિમાન

રસવિમાન अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'રસવિમાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

રસ વગેરેનું પ્રમાણ જાણવા માટે વિમાનસ્થાન કહેવાય છે—

અહીં ખરેખર વ્યાધિઓનાં નિમિત્ત, પૂર્વરૂપ, લક્ષણ, ઉપશય, સંખ્યા, પ્રાધાન્ય, વિધિ, વિકલ્પ અને બલકાલના ભેદોને જાણીને સાવધાન ચિત્તવાળા વૈદ્યે દોષ, ઔષધ, દેશ, કાલ, બલ, શરીર, સાર, આહાર, સાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ અને વયનાં પ્રમાણ ખરા સ્વરૂપમાં જાણવાં જોઈએ; કારણ કે ચિકિત્સાનો આધાર દોષાદિકનાં પ્રમાણનાં જ્ઞાન ઉપર રહેલો છે. દોષાદિકનાં પ્રમાણને ન જાણનાર વૈદ્ય રોગોનો નિગ્રહ કરવા સમર્થ થતો નથી. તેથી હે અગ્નિવેશ! દોષાદિકના પ્રમાણનાં જ્ઞાન માટે વિમાનસ્થાનનો ઉપદેશ કરશું. ૩

સરખી રીતે ઉપયોગમાં લેવાયેલ છ રસો શરીરને ટકાવી રાખે છે—

તેમાં પ્રથમ રસ-દ્રવ્ય-દોષ અને વિકારોના પ્રભાવ કહેશું. રસ ત્યારે છ છે–મધુર, અમ્લ, લવણ, કટુ, તિક્ત અને કષાય. તેઓનો સારી રીતે ઉપયોગ કરવામાં આવે તો શરીરને ટકાવી રાખે છે.

સરખી રીતે ઉપયોગમાં ન લેવાયેલ તેઓ દોષોનો પ્રકોપ કરે છે—

અને મિથ્યાપણે ઉપયોગ કરવામાં આવે તો ખરેખર દોષોનો પ્રકોપ કરનાર બને છે. ૪

પ્રકૃતિસ્થ દોષો શરીર ઉપર ઉપકાર કરે છે—

દોષ વળી ત્રણ છે–વાત, પિત્ત અને કફ. તેઓ પ્રાકૃત અવસ્થામાં હોય તો શરીરને ઉપકારક થાય છે.

વિકૃત દોષો શરીરનો ઘાત કરે છે—

અને વિકૃતિ પામ્યા હોય તો શરીરને ખરેખર જુદી જુદી જાતના વિકારોથી સંતાપે છે. ૫

ત્રણ ત્રણ દોષો એક એક દોષનો પ્રકોપ કરે છે અને ત્રણ ત્રણ શમન કરે છે—

તેમાં ત્રણ ત્રણ રસ એક એક દોષને ઉત્પન્ન કરે છે અને ત્રણ ત્રણ વળી શમન કરે છે. જેમકે–કટુ, તિક્ત અને કષાય વાતને ઉત્પન્ન કરે છે અને મધુર, અમ્લ તથા લવણ એને શાંત કરે છે. કટુ, અમ્લ અને લવણ પિત્તને જન્માવે છે અને મધુર, તિક્ત તથા કષાય એને શાંત કરે છે. મધુર, અમ્લ અને લવણ કફને ઉત્પન્ન કરે છે તથા કટુ, તિક્ત અને કષાય એને શાંત કરે છે. ૬

રસ-દોષના મેળમાં વ્યવસ્થા—

રસ અને દોષના મેળાપમાં જે રસો જે દોષો

સાથે સમાન ગુણવાળા કે મોટે ભાગે સમાન ગુણવાળા હોય છે તેઓ તેઓને વધારે છે અને વિપરીત ગુણવાળા કે મોટે ભાગે વિપરીત ગુણવાળાનો અભ્યાસ રાખવાથી તે રસો દોષોને શાંત કરે છે.

રસ-દોષના સંસર્ગ ન કહેવાનો હેતુ—

આ વ્યવસ્થાને કારણે પરસ્પર ન મળેલા રસો ૭ કહેવામાં આવે છે અને દોષો ત્રણ. વિકલ્પોના ભેદ અસંખ્ય હોવાથી એઓના સંસર્ગના ભેદનો વિસ્તાર અગણિત થઈ જાય છે. ૮

અનેક રસવાળાં દ્રવ્યોમાં તથા અનેક દોષવાળા વિકારોમાં રસ તથા વિકારનો પ્રભાવ કેમ જાણવો—

તેમાં ખરેખર અનેક રસવાળાં દ્રવ્યોમાં અને અનેક દોષવાળા વિકારોમાં રસ અને દોષના પ્રભાવને એક એક કરી તપાસીને પછી દ્રવ્ય અને વિકારના પ્રભાવનાં તત્ત્વનો નિશ્ચય કરવો જોઈએ. ૯

પણ સર્વ સ્થાને એ પ્રમાણે હોઈ શકતું નથી. વિકૃતિથી મળેલાં અને વિષમતાથી મળેલાં જુદા જુદા પ્રકારનાં, પરસ્પર વિકૃતિ પામેલાં અને અન્ય વિકલ્પનાઓથી પરસ્પર ભિન્ન થયેલાં દ્રવ્યોના અવયવોના પ્રભાવનાં અનુમાનથી જ કેવળ સમુદાયના પ્રભાવનાં તત્ત્વનો નિશ્ચય કરવો શકય નથી. ૧૦

તે પ્રકારના સમુદાયમાં સમુદાયના પ્રભાવનાં તત્ત્વને એવી જ રીતે જાણી લઈને પછી દ્રવ્ય અને વિકારનાં તત્ત્વને નક્કી કરવું જોઈએ. ૧૧

તેથી રસપ્રભાવ પ્રમાણે, દ્રવ્યપ્રભાવ પ્રમાણે, દોષપ્રભાવ પ્રમાણે અને વિકારપ્રભાવ પ્રમાણે તત્ત્વનો ઉપદેશ કરશું. ૧૨

તેમાં આ રસપ્રભાવનો ઉપદેશ થઈ ગયો છે. હવે વળી દ્રવ્યપ્રભાવનો ઉપદેશ કરશું. તેલ, ઘી અને મધ અનુક્રમે વાત, પિત્ત તથા કફને શાંત કરવા માટેનાં દ્રવ્યો છે. ૧૩

તેલ વાતનું શમન કરે છે—

તેમાં તેલ સ્નેહ-ઉષ્ણતા અને ગૌરવયુક્ત હોવાથી સતત અભ્યાસ રાખતાં વાયુને જીતે છે; વાયુ રૂક્ષતા-શીતતા અને લઘુતાથી યુક્ત તેલથી વિરુદ્ધ ગુણવાળો છે; અને વિરુદ્ધ ગુણનું મિલન થતાં અધિક અલ્પને જીતી લે છે; તેથી સતત અભ્યાસ રાખવાથી તેલ વાયુને જીતે છે.

ઘી પિત્તનું શમન કરે છે—

એ જ પ્રમાણે મધુરતાથી, શીતતાથી અને મન્દતાથી, ઘી ખરેખર પિત્તને જીતે છે; પિત્ત અમધુર, ઉષ્ણ અને તીક્ષ્ણ છે.

મધ કફનું શમન કરે છે—

રૂક્ષતા, તીક્ષ્ણતા અને કષાયતાથી મધ કફને જીતે છે; કફ સ્નિગ્ધ, મન્દ અને મધુર છે.

વાતાદિથી વિપરીત ગુણવાળાં દ્રવ્યો તે તે દોષને જીતે છે—

અને જે કોઈ બીજું દ્રવ્ય એ પ્રમાણે વાત-પિત્ત અને કફથી ગુણમાં વિપરીત હોય તેનો અભ્યાસ રાખવાથી તે તેઓને જીતે છે. ૧૪

પીપર-ક્ષાર-લવણ બહુ ઉપયોગમાં લેવાં નહિ—

બીજાં દ્રવ્યો કરતાં ત્રણ દ્રવ્યોને ખરેખર વધારે પ્રમાણમાં ઉપયોગમાં લેવાં ન જોઈએ. જેમકે-પીપર, ક્ષાર અને લવણ. ૧૫

પીપરના ગુણો; તેના અતિસેવનના દોષો—

પીપર ખરેખર કટુક હોવા છતાં વિપાકમાં મધુર, ગુરુ, બહુ સ્નિગ્ધ અને ઉષ્ણ નહિ એવી, ક્લેદજનક અને ઔષધમાં ઉપયોગ માટે માન્ય છે. શીઘ્ર શુભ અને અશુભ કરનારી થાય છે. સમ એટલે અલ્પ માત્રામાં અને અલ્પ કાળના પ્રયોગના સારા ગુણને લઈ તાત્કાલિક કલ્યાણકારક છે. નિરન્તર પ્રયોગથી પરિણામે દોષનો સંચય કરનારી છે. ગુરુ અને ક્લેદજનક હોવાને લઈ

કફનો ઉત્ક્લેશ કરે છે, ઉષ્ણતાથી પિત્તને વધારે છે અને સ્નેહ તથા ઉષ્ણતા અલ્પ હોવાથી વાતની શાંતિ કરી શકતી નથી. તે ખરેખર યોગવાહી છે; તેથી પીપર અતિ ઉપયોગ ન કરવો જોઈએ. ૧૬

ક્ષારના ગુણો; તેના અતિસેવનના દોષો—

ઉષ્ણતા, તીક્ષ્ણતા અને લઘુતાથી યુક્ત ક્ષાર વળી પ્રથમ ક્લેદ ઉત્પન્ન કરે છે અને પછી શોધી લે છે. તેનો પકાવવામાં, બાળવામાં અને ફાડવામાં ઉપયોગ કરવામાં આવે છે. તેનો હદ બહાર પ્રયોગ કરવાથી કેશ, આંખ, હૃદય અને પુરુષાતનને હાનિકારક બને છે. ગામમાં, નગર અને નિગમમાં રહેનાર જેઓ એનો સતત ઉપયોગ કરે છે તેઓ અંધાપો-નપુંસકતા-ટાલ અને પળિયાંવાળા તથા હૃદયમાં વેરવા જેવી વેદનાવાળા થાય છે. જેમકે પૌરસ્ત્ય અને ચીનાઓ; તેથી ક્ષારનો વધુ પડતો ઉપયોગ ન કરવો જોઈએ. ૧૭

લવણના ગુણો; તેના અતિસેવનના દોષો—

લવણ વળી ઉષ્ણતા અને તીક્ષ્ણતાયુક્ત, બહુ ગુરુ નહિ એવું, બહુ સ્નિગ્ધ નહિ એવું, ક્લેદકારક, સ્રંસન કરી શકનાર, અન્નદ્રવ્યોમાં રુચિ કરનાર અને સમ પ્રયોગના શ્રેષ્ઠ ગુણ હોવાને લઈ તત્કાલ કલ્યાણકારક તથા પરિણામે દોષોનો સંચય કરનાર છે. તેનો રુચિ માટે, પાચન માટે, ક્લેદન માટે અને વિસ્રંસન માટે ઉપયોગ કરવામાં આવે છે. તેનો વધુ પડતો ઉપયોગ કરવાથી તે શરીરમાં ગ્લાનિ, શિથિલતા અને દુર્બળતા કરનાર બને છે. ગ્રામ, નગર, નિગમમાં રહેનારા જેઓ એનો સતત ઉપયોગ કરે છે તેઓ મોટે ભાગે ગ્લાનિવાળા, ઢીલાં માંસ અને રક્તવાળા તથા ક્લેશ સહન ન કરી શકનારા થાય છે. જેમકે-બાહ્લીક-સૌરાષ્ટ્ર-સિંધુ અને સૌવીર દેશના લોકો. તેઓ દૂધની સાથે પણ લવણ ખાય છે. જે વળી ભૂમિના અતિ ખારા પ્રદેશો છે તેઓમાં ઔષધિ, વીરુધ, વનસ્પતિ અને વાનસ્પત્ય ઉત્પન્ન થતાં નથી અથવા અલ્પ તેજવાળાં થાય છે કારણ કે લવણ તેઓને હાનિ પહોંચાડે છે. માટે લવણનો અતિ ઉપયોગ ન કરવો જોઈએ. જે પુરુષો અતિ લવણ સાત્મ્યવાળા છે તેઓને પણ ટાલ, પળિયાં અને કરચલીઓ અકાળે થાય છે. ૧૮

સાત્મ્યથી ધીમે ધીમે દૂર થવું—

તેથી તે સાત્મ્યથી તેઓનું ક્રમે ક્રમે દૂર થવું શ્રેયસ્કર છે. સાત્મ્ય પણ ક્રમે ક્રમે તજાતાં દોષરહિત કે અલ્પ દોષવાળું બને છે. ૧૯

સાત્મ્યનું લક્ષણ અને ભેદો—

સાત્મ્ય એટલે તે જે પોતાને અનુકૂળ હોય. ઉપશયનો અર્થ એ જ સાત્મ્યનો અર્થ છે. પ્રવર, અવર અને મધ્યમ વિભાગ અનુસાર તે ત્રણ પ્રકારનું છે. એક એક રસ પ્રમાણે અને સર્વ રસના ઉપયોગથી તે સાત પ્રકારનું છે. તેમાં સર્વરસવાળું પ્રવર, એક રસવાળું અવર અને પ્રવર તથા અવર વચ્ચેનું તે મધ્યમ. તેમાં અવર અને મધ્યમ સાત્મ્યમાંથી ક્રમે ક્રમેજ પ્રવર સાત્મ્ય પ્રાપ્ત કરવું જોઈએ. સર્વરસવાળાં સાત્મ્યનો અભ્યાસ રાખનારે ઉપયોગ કરનાર જેમાં આઠમો છે તેવી પ્રકૃતિ વગેરે આહારની કલ્પનાઓની ભિન્નતાના સર્વ હેતુઓની પરીક્ષા કરીને હિતકર વસ્તુઓનું જ સેવન કરવું જોઈએ. ૨૦

આહારવિધિવિશેષાયતનો—

તેમાં ખરેખર આહારની કલ્પનાની ભિન્નતાના આ આઠ હેતુઓ છે; જેમકે-પ્રકૃતિ, કરણ, સંયોગ, રાશિ, દેશ, કાલ, ઉપયોગસંસ્થા અને આઠમો ઉપયોક્તા છે. ૨૧

પ્રકૃતિનું વિવરણ—

તેમાં જે સ્વભાવ છે તેને પ્રકૃતિ કહે છે. તે વળી આહાર અને ઔષધદ્રવ્યોનો ગુરુ વગેરે ગુણનો સ્વાભાવિક યોગ છે; જેમકે અડદ અને મગનો, સૂવર અને હરિણનો. (૧)

કરણનું વિવરણ

કરણ વળી સ્વાભાવિક દ્રવ્યોનો સંસ્કાર છે. મૂળ ગુણથી ભિન્ન બીજો ગુણ ઉત્પન્ન કરવો તેને સંસ્કાર કહેવામાં આવે છે. જલ-અગ્નિસંયોગ-શૌચ-મન્થન-દેશ-

કાલ-વાસન અને ભાવના વગેરેથી તથા કાલની શ્રેષ્ઠતા અને વાસણ વગેરેથી તે ગુણો ઉત્પન્ન કરવામાં આવે છે. (૨)

સંયોગનું વિવરણ—

સંયોગ વળી એ કે ઘણા દ્રવ્યોનું મિલન છે. દ્રવ્યો એક એક થઈને જે ન કરી શકે તે વિશિષ્ટતા તે કરે છે; જેમકે-મધ અને ઘીનો, તથા મધુ-મત્સ્ય અને દૂધનો સંયોગ. (૩)

રાશિનું વિવરણ—

માત્રા અને અમાત્રાનાં ફળનો નિશ્ચય કરવા માટે સર્વગ્રહ અને પરિગ્રહ એ રાશિ છે. તેમાં સર્વ આહાર એકત્ર કરીને પ્રમાણસર ગ્રહણ કરવો તે સર્વગ્રહ અને આહાર દ્રવ્યો એક એક કરીને પ્રમાણસર ગ્રહણ કરવાં તે વળી પરિગ્રહ. સંપૂર્ણ ગ્રહણ કરવું તે સર્વગ્રહ અને સર્વ તરફથી એટલે પ્રત્યેક અવયવથી ગ્રહણ કરવું તે પરિગ્રહ કહેવાય છે. (૪)

દેશનું વિવરણ—

દેશ સ્થાન છે. તે દ્રવ્યોનાં ઉત્પત્તિ અને પ્રચાર તથા દેશ સાત્મ્ય બતાવે છે. (૫)

કાલનું વિવરણ—

કાલ વળી નિત્યગ અને આવસ્થિક છે. તેમાં આવસ્થિક કાલ વિકારની અપેક્ષા રાખે છે અને નિત્યગ ઋતુસાત્મ્યની અપેક્ષા રાખે છે. (૬)

ઉપયોગસંસ્થાનું વિવરણ—

ઉપયોગસંસ્થા એટલે વળી ઉપયોગનો નિયમ. તે પચી જવાનાં લક્ષણની અપેક્ષા રાખે છે. (૭)

ઉપયોક્તાનું વિવરણ—

ઉપયોક્તા વળી તે છે જે તે આહારનો ઉપયોગ કરે છે અને ઓકસાત્મ્ય જેને આધીન છે. આ પ્રમાણે આહારની કલ્પનાની ભિન્નતાના આઠ હેતુઓની વ્યાખ્યા થઈ ગઈ છે. ૨૨

આહારવિધિવિશેષાયતન જાણવાનું ફળ—

એઓના ભેદો શુભ તથા અશુભ ફળ દેનારા અને પરસ્પર ઉપકારક થાય છે. તેઓને જાણવાની ઇચ્છા રાખવી જોઈએ; અને જાણી જઈને હિતકર વસ્તુને જ ઇચ્છનાર બનવું જોઈએ; અને પ્રિય લાગતો છતાં પણ અહિતકર અને દુઃખદ પરિણામવાળો આહારસમુદાય અથવા બીજું કાંઈ મોહથી કે પ્રમાદથી સેવવું ન જોઈએ. ૨૩

હિતકર આહારવિધિવિધાન—

તેમાં નીરોગ મનુષ્યોને માટે અને યોગ્ય સમયે સ્વભાવથી જ અતિ હિતકર આહાર સેવનાર કેટલાક રોગીઓને માટે પણ આહારની વિધિનું આચરણ આ પ્રમાણે હોય છે. પોતાનો વિચાર કરીને ઊનું, સ્નિગ્ધ, માત્રાસર, પચી ગયા પછી, વીર્યમાં વિરુદ્ધ ન હોય તેવું, યોગ્ય સ્થાને, આવશ્યક સર્વ સાધનસહિત, બહુ વિલંબ કરીને નહિ, બોલબોલ કર્યા વગર, હસ્યા વગર અને તન્મનસ્ક બનીને સમ્યક્‌પણે ભોજન કરવું જોઈએ. ૨૪

ગરમ ભોજનના ગુણો—

તેના સદ્‌ગુણોનો હવે ઉપદેશ કરશું. ઊનું ખાવું જોઈએ; કારણ કે ઊનું ખાવાથી સ્વાદ આપે છે અને ખાઈ ગયા પછી ઉદરના અગ્નિને ઉત્તેજિત કરે છે, જલદી પચી જાય છે, વાતનું અનુલોમન કરે છે અને કફને છૂટો કરે છે; માટે ઊનું ઊનું ખાવું જોઈએ. (૧)

સ્નિગ્ધ ભોજનના ગુણો—

સ્નિગ્ધ ભોજન કરવું જોઈએ; કારણ કે સ્નિગ્ધ ભોજન સ્વાદ આપે છે. અને ખાઈ ગયા પછી ઉત્પન્ન ન થયેલા અગ્નિને પ્રેરિત કરે છે, જલદી પચી જાય છે, વાતનું અનુલોમન કરે છે, શરીરને પુષ્ટ કરે છે, ઇન્દ્રિયોને દૃઢ બનાવે છે, બલની અભિવૃદ્ધિ કરે છે અને વર્ણની નિર્મળતા ઉત્પન્ન કરે છે; માટે સ્નિગ્ધ ભોજન કરવું જોઈએ. (૨)

मात्रासर भोजन करवाना गुणो—

માત્રાસર ખાવું જોઈએ; કારણ કે માત્રાસર ખાધેલું વાત-પિત્ત અને કફને કોપાવ્યા વગર કેવળ આયુષ્યને વધારે છે, ગુદા સુધી સુખપૂર્વક ચાલ્યું જાય છે, અગ્નિને હાનિ કરતું નથી અને વ્યથા વિના જ પચી જાય છે. માટે માત્રાસર ખાવું જોઈએ. (૩)

पच्या पछी भोजन करवाना गुणो—

પચી ગયા પછી ખાવું જોઈએ; કારણ કે અજીર્ણ પર ખાનારના ખાધેલા ખોરાકથી ઉત્પન્ન થયેલો અપકવ રસ પૂર્વના આહારના પાછળના આહારરસથી સંસર્ગ પામતાં સર્વ દોષોને જલદી કોપાવે છે. પણ પચી ગયા પછી ખાનારને દોષો પોતપોતાનાં સ્થાનોમાં હોતાં, અગ્નિ ઉત્પન્ન થતાં, ખાવાની ઇચ્છા ઉત્પન્ન થતાં, સ્રોતોનાં મુખ ઉઘડી જતાં, ઓડકાર વિશુદ્ધ થતાં, હૃદય વિશુદ્ધ થતાં, વાતનું અનુલોમન થતાં તથા વાત-મૂત્ર અને મળના વેગો વિસર્જન પામતાં, ખાધેલો ખોરાકનો સમુદાય શરીરના સર્વ ધાતુઓને દૂષિત ન કરતાં કેવળ આયુષ્યની અભિવૃદ્ધિ કરે છે. માટે પચી ગયા પછી ખાવું જોઈએ. (૪)

वीर्यथी अविरुद्ध भोजनना गुणो—

વીર્યમાં વિરુદ્ધ ન હોય તેવું ખાવું જોઈએ; કારણ કે વિરુદ્ધ વીર્યવાળું ન હોય તેવું ખાનારને વિરુદ્ધ વીર્યવાળા આહારથી થતા વિકારો લાગુ પડતા નથી. માટે વીર્યમાં વિરુદ્ધ ન હોય તેવું ખાવું જોઈએ. (૫)

इष्ट देशमां खावाना गुणो—

અનુકૂલ સ્થાને ગમતાં સર્વ સાધનસહિત ભોજન કરવું જોઈએ; કારણ કે અનુકૂલ સ્થાને ભોજન કરનાર, અનિષ્ટ સ્થાને થતા મનને હાનિ કરનારા ભાવોથી મનની હાનિ પ્રાપ્ત કરતો નથી. તે જ પ્રમાણે ગમતાં સર્વ સાધનોથી જમનાર મનની હાનિ પ્રાપ્ત કરતો નથી. માટે અનુકૂલ સ્થાને તથા મનગમતાં સર્વ સાધનસહિત ભોજન કરવું જોઈએ. (૬)

अति उतावळे न खावाना गुणो—

બહુ ઉતાવળે ન ખાવું જોઈએ; કારણ કે અતિ ઉતાવળે ખાનારને ઓનાળ જવું, શિથિલતા અને ભોજનનું કોઠે ન બેસવું થાય છે તથા ભોજનના દોષ અને સદ્ગુણતાની નિશ્ચિત જાણ થતી નથી. માટે અતિ ઉતાવળે ખાવું ન જોઈએ. (૭)

अति विलंबे न खावाना गुणो—

બહુ વિલંબથી ન જમવું જોઈએ; કારણ કે બહુ વિલંબથી જમનાર તૃપ્તિ મેળવતો નથી, બહુ ખાય છે, આહાર સમુદાય ઠરી જાય છે અને વિષમપણે પચે છે. માટે બહુ વિલંબથી ન જમવું જોઈએ. ૮

बोलतां-हसतां न खावाना गुणो—

બડબડ કર્યા વગર, હસ્યા વગર અને તન્મનસ્ક થઇને જમવું જોઈએ; કારણ કે બોલબોલ કરતાં, હસતાં હસતાં અને મન બીજે ઠેકાણે હોય ત્યારે જમનારને તે જ દોષો થાય છે જે અતિ ઉતાવળે ખાનારને થાય છે. માટે બોલ બોલ કર્યા વગર, હસ હસ કર્યા વગર અને તન્મનસ્ક બનીને જમવું જોઈએ. (૯)

पोतानो विचार करी जमवाना गुणो—

પોતાનો બરાબર વિચાર કરીને સરખું ભોજન કરવું જોઈએ; આ મને અનુકૂલ આવે છે અને આ અનુકૂલ આવતું નથી એ જ્ઞાન આત્મસાત્મ્ય છે. માટે પોતાનો બરાબર વિચાર કરીને સરખી રીતે ભોજન કરવું જોઈએ. ૨૫

એ બાબતમાં શ્લોક છે-

रस वगेरे जाणनार वैद्यनी प्रशंसा—

રસ, દ્રવ્યો, દોષો અને વિકારોને પ્રભાવથી તથા દેશ અને કાલ તથા શરીરને જે જાણે છે તે અમારો વૈદ્ય છે. ૨૬

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

વિમાનસ્થાનનું પ્રયોજન, પ્રભાવદ્વારા રસ-દ્રવ્ય-

દોષ અને રોગ, બહુ ન સેવવા લાયક દ્રવ્યો, ત્રણ પ્રકારનું વળી સાત્મ્ય, આહારના આઠ હેતુએ। અને આહારની ગુણવત્તા—એ સર્વ 'રસનામક વિમાન'માં પ્રકાશિત કર્યાં. ૨૭,૨૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનની અંદર 'રસવિમાન' નામક પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

## અધ્યાય બીજો

## ત્રિવિધકુક્ષીય વિમાન

ત્રિવિધકુક્ષીય વિમાન અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ત્રિવિધકુક્ષીય' વિમાનનું વ્યાખ્યાન કરશું". આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

કુક્ષિના ત્રણ વિભાગ—

આહારનો ઉપયોગ કરનારે આહારને માટે ઉદરમાં ત્રણ પ્રકારનો અવકાશભાગ રાખવો જોઈએ. જેમકે—એક અવકાશભાગ ઘન આહારના વિકારો માટે, એક દ્રવો માટે અને એક વળી વાત-પિત્ત અને કફ માટે. આહારની આટલી માત્રાનો ઉપયોગ કરનારને માત્રારહિત આહારથી ઉત્પન્ન થતું કંઈ પણ અશુભ પ્રાપ્ત થતું નથી. ૩

આહારરાશિ પ્રમાણે માત્રા-અમાત્રાનો વિચાર—

પ્રકૃતિ વગેરે આહારની કલ્પનાની ભિન્નતાના આઠ હેતુઓનાં જુદાં જુદાં ફલ હોવાથી આહારની કેવળ માત્રાસરતાને લઈ આહારનાં ફલની સંપૂર્ણ શ્રેષ્ઠતા મેળવવી શકય નથી. ૪

તેમાં અહીં ત્યારે આહારરાશિને અનુલક્ષીને માત્રા અને અમાત્રાનાં ફલના નિશ્ચયની બાબત પ્રસ્તુત છે. માત્રાસર હોવું અને માત્રાસર ન હોવું, એટલો જ આહારરાશિની કલ્પનાનો ભેદ છે. ૫

માત્રાસર ખાવાના ગુણો—

તેમાં ઉદરના અંશવિભાગદ્વારા માત્રાસરતા પ્રથમ બતાવી છે તે ફરીને અહીં વિસ્તારપૂર્વક કહેશું. જેમકે—આહારથી પેટ દબાય નહિ, હૃદયનું રુંધન ન થાય, પડખાં ફાટે નહિ, પેટ બહુ ભારે ન લાગે, ઇન્દ્રિયોની પ્રસન્નતા, ભૂખ અને તરસની શાંતિ, ઊભવું-બેસવું-સૂવું-જવું-શ્વાસ કાઢવો-શ્વાસ લેવો-હસવું અને વાતચીતમાં લાગ્યા કરવું, સવાર સાંજ સુખેથી પચી જવું અને બલ તથા વર્ણ તથા પુષ્ટિ થવાં—એ માત્રાસર લીધેલ આહારનું લક્ષણ થાય છે. ૬

હીન માત્રામાં ખાવાના દોષો—

માત્રારહિતતા વળી બે પ્રકારની કહે છે—હીન અને અધિક. તેમાં હીન માત્રાવાળા આહારસમૂહને બલ-વર્ણ તથા પુષ્ટિનો ક્ષય કરનાર, અતૃપ્તિ કરનાર, ઉદાવર્ત કરનાર, આયુષ્ય અને વૃષ્યતા ઓછી કરનાર, ઓજસને હણનાર, શરીર-મન-બુદ્ધિ અને ઇન્દ્રિયોને હાનિ કરનાર, સારનો નાશ કરનાર, અલક્ષ્મી લાવનાર અને એંશી વાતવિકારોનું કારણ કહે છે.

અધિક માત્રામાં ખાવાના દોષો—

અધિક માત્રાવાળા આહારને વળી કુશળ વૈદ્યો સર્વ દોષોનો પ્રકોપ કરનાર માને છે. ઘન આહારનો સમુદાય પેટ ભરીને ખાઈને જે દ્રવ પદાર્થોથી ફરીને તૃપ્તિ કરે છે તેના આમાશયમાં રહેલ વાત-પિત્ત અને કફ અધિક માત્રામાં લીધેલા ખોરાકથી દબાઈને સર્વે એકસાથે જ પ્રકોપ પામે છે. પ્રકોપ પામેલા તેઓ ઉદરના એક ભાગમાં પ્રવેશ કરીને, અન્નનો આશ્રય કરી, આહારના તે જ અપકવ સમૂહનો વિષ્ટંભ કરી અથવા ઓચિંતા જ ઉપલા અને નીચલા માર્ગે તેને બહાર કાઢી, અધિક માત્રામાં ખાનારને જુદા જુદા આ વિકારો ઉત્પન્ન કરે છે. તેમાં વાત શૂલ, આનાહ, અંગમર્દ, મુખશોષ, મૂર્ચ્છા, ભ્રમ, અગ્નિની વિષમતા, પાર્શ્વગ્રહ, પૃષ્ઠગ્રહ, કટિગ્રહ, સિરાઓનો સંકોચ તથા સ્તંભન કરે છે; પિત્ત વળી જ્વર, અતીસાર, અન્તર્દાહ, તૃષા, મદ, ભ્રમ અને

બબડાટ કરે છે અને કફ ઉલટી, અરોચક, અપચો, શીતજ્વર, આળસ અને શરીરનું ભારેપણું કરે છે. ૭

અત્યંત ભોજન ઉપરાંત બીજાં પણ આમપ્રકોપનાં કારણો—

અતિ માત્રામાં લીધેલો આહારસમૂહ જ ખરેખર કેવળ આમને દૂષિત કરનાર છે એમ કુશળ વૈદ્યો નથી માનતા; પણ ગુરુ, રૂક્ષ, શીત, શુષ્ક, દ્વિષ્ટ, વિષ્ટંભી, વિદાહી, અસ્વચ્છ અને વિરુદ્ધ અન્નપાનનું અકાળે સેવન તથા કામ-ક્રોધ-લોભ-મોહ-ઈર્ષ્યા-લજ્જા-શોક-માન-ઉદ્વેગ અને ભયથી સંતાપ પામેલા મને જે અન્નપાનનો ઉપયોગ કરવામાં આવે છે તે પણ આમને દૂષિત કરે છે. ૮

એ બાબતમાં શ્લોક છે—

ચિન્તા, શોક, ભય, ક્રોધ, દુઃખ, સૂતું રહેવું અને જાગરણથી, માત્રામાં લીધેલું પથ્ય અન્ન પણ પચતું નથી. ૯

આમપ્રદોષના ભેદો—

વૈદ્યો તે આમના અતિદોષને બે પ્રકારનો કહે છે—વિસૂચિકા અને અલસક. ૧૦

વિસૂચિકાનું લક્ષણ—

તેમાં વિસૂચિકાને ઉપરના તથા નીચેના માર્ગે જેમાં આમદોષ પ્રવૃત્ત થયો છે તેવી અને વાતાદિકનાં કહ્યાં પ્રમાણેનાં લક્ષણવાળી જાણવી. ૧૧

અલસકનું લક્ષણ—

હવે અલસકનો ઉપદેશ કરશું. દુબળા, અલ્પ અગ્નિવાળા, બહુ કફવાળા, વાત-મૂત્ર અને મળના વેગને રોકનારા, સ્થિર-ગુરુ-બહુ-રૂક્ષ-શીત અને શુષ્ક અન્ન સેવનારનું તે જ અન્નપાન વાયુ ધકેલતાં છતાં તથા કફથી માર્ગ રૂંધાઈ જતાં, અંદરના ભાગમાં અતિશય રોકાઈ રહેલું, આળસુપણાને લઈ બહાર નીકળતું નથી; અને પછી ઉલટી તથા અતિસાર સિવાયનાં આમદોષનાં લક્ષણો ઘણા પ્રમાણમાં બતાવે છે.

આમવિષનું લક્ષણ—

અતિપ્રમાણમાં દૂષિત થયેલા દોષો, દૂષિત થયેલાં આમથી માર્ગો રૂંધાઈ જતાં, ત્રાંસા-શાખાઓમાં ચાલતાં, ક્યારેક એનાં આખાં શરીરને દંડની પેઠે જડ બનાવી દે છે, ત્યારે તેને અસાધ્ય દંડાલસક કહે છે. વિરુદ્ધ ખાનાર, ખાધા ઉપર ખાનાર અને અજીર્ણ પર ખાનાર મનુષ્યના આમદોષને વળી વૈદ્યો આમવિષ કહે છે; કારણ કે તેનાં લક્ષણો વિષ જેવાં હોય છે. તે શીઘ્રકારી અને વિરુદ્ધ ઉપચારવાળો હોવાથી પરમ અસાધ્ય છે. ૧૨

અલસક-વિસૂચિકા-આમદોષનો ચિકિત્સાક્રમ—

તેમાં દૂષિત થયેલાં અને આળસુ બનેલાં સાધ્ય આમનું પ્રથમ લવણ સહિત ઊનું પાણી પીવરાવીને ઉલ્લેખન કરવું. તે પછી સ્વેદન અને વર્તિ ચડાવવાથી ઉપચાર કરવો અને એને ઉપવાસ કરાવવો. વિસૂચિકામાં વળી પ્રથમ લંઘન અને પછી વિરેચન પામેલાના ક્રમે ઉપચાર, આમદોષમાં આગલો આહાર પચી ગયો હોય, આમાશય દોષથી લિપ્ત હોય, કોઠો નિશ્ચલ અને ભારે હોય અને અન્નની અભિલાષા ન હોય એ જોઈને બાકીના દોષના પાચન માટે અને અગ્નિને પ્રજ્વલિત કરવા માટે જમવાને વખતે ઔષધ પાવું; પણ ખાધેલું પચ્યું ન હોય તો ન પાવું. આમપ્રદોષથી નબળો થયેલો અગ્નિ દોષ, ઔષધ અને આહારના સમૂહને એક સાથે પચાવવા શક્તિમાન થતો નથી અને વળી આમદોષ-આહાર અને ઔષધની વ્યાપદ અતિ બલવાન હોવાથી નષ્ટ થયેલા જઠરાગ્નિવાળા નિર્બળ રોગીને એકદમ મારે છે. આમદોષથી ઉત્પન્ન થતા વિકારોની શાન્તિ અપતર્પણથી જ થાય છે. અપતર્પણ કર્યા છતાં પણ વ્યાધિઓનો અનુબંધ રહી જાય તો તેઓના નિગ્રહમાં હેતુવિપરીત ઔષધનો ત્યાગ કરી પોતપોતાના રોગ અનુસાર વ્યાધિવિપરીત ઔષધ જ આપવું જોઈએ. કુશળ વૈદ્યો સર્વ વિકારોના નિગ્રહમાં હેતુવિપરીત અને વ્યાધિવિપરીત ઔષધને શ્રેષ્ઠ માને છે અથવા હેતુથી અને વ્યાધિથી વિપરીત અર્થ કરનાર ઔષધને શ્રેષ્ઠ માને છે. આમદોષથી મુક્ત થયેલાને વળી દોષ પરિપક્વ થતાં અને અગ્નિ પ્રદીપ્ત થતાં દોષ, ઔષધ, દેશ, કાલ, બલ, શરીર, આહાર, સાત્મ્ય, સત્ત્વ, પ્રકૃતિ અને વયની જુદી

જુદી અવસ્થાઓ અને વિકારોને જોઈને વિધિપુરઃસર અભ્યંગ, આસ્થાપન, અનુવાસન અને યુક્તિપૂર્વક સ્નેહપાનનો સરખી રીતે પ્રયોગ કરવો જોઈએ. ૧૩

એ બાબતમાં શ્લોક છે—

આહારવિધિના આઠ હેતુઓની બરાબર પરીક્ષા કરીને માણસે પોતાનું હિત કરવું જોઈએ. અને હિતકર ઉપયોગોમાં જે કોઈ બીજો માર્ગ હોય તેનો પણ આશ્રય કરવો જોઈએ. ૧૪

भोजननां परिपाकनुं स्थान—

હે ધીર! ખાધેલું, જમેલું, પીધેલું અને ચાટેલું કયે સ્થાને પચે છે તે અમે આપને પૂછીએ છીએ તો હે બુદ્ધિમાન, તે અમોને કહો. ૧૫

આ પ્રમાણે અગ્નિવેશ વગેરે શિષ્યોએ પૂછતાં જે સ્થાને આહાર પચે છે તે પુનર્વસુએ તેઓને કહી દેખાડયું. ૧૬

પ્રાણીનાં નાભિ અને સ્તનની વચ્ચે આમાશય છે એમ કહ્યું છે અને ખાધેલું, જમેલું, પીધેલું અને ચાટેલું આ સ્થાને પચે છે. ૧૭

આમાશયમાં ગયેલો આહાર સંપૂર્ણપણે પચી જઈને પકવ બની પછી ધમનીઓદ્વારા સર્વ શરીરમાં પહોંચી જાય છે. ૧૮

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

માત્રાવાન આહારનાં લક્ષણ અને ફલ યોગ્ય રીતે કહ્યાં; તે જ પ્રમાણે માત્રારહિત તેનાં લક્ષણ અને ફલ વિભાગ પાડીને કહ્યાં. ૧૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનની અંદર 'ત્રિવિધકુક્ષીય' વિમાન નામક બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨

---

## અધ્યાય ત્રીજો

### જનપદોધ્ધ્વંસનીયવિમાન

जनपदोध्ध्वंसनीयविमान अध्यायनो उपक्रम—

'હવે અહીંથી 'જનપદોધ્ધ્વંસનીય' વિમાનનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

जनपदोध्ध्वंस पहेलां ज भेषज संग्रही लेवुं—

જયાં શ્રેષ્ઠ દ્વિજો વસે છે તેવા પંચાલક્ષેત્ર નામક જનપદમંડલમાં કાંપિલ્ય નામની રાજધાનીની અંદર શિષ્યગણથી ઘેરાયેલા ભગવાન પુનર્વસુ આત્રેયે જેઠ મહિનામાં ગંગાને તીરે વનમાં ફરતાં ફરતાં પોતાના શિષ્ય અગ્નિવેશને કહ્યું. ૩

"હે સૌમ્ય, સ્વભાવિક સ્થિતિમાં ન હોનાર નક્ષત્ર-ગ્રહસમૂહ-ચન્દ્ર-સૂર્ય-વાયુ-અગ્નિ અને દિશાઓના ઋતુ-વિકાર કરનારા ભાવો ખરેખર જોવામાં આવે છે. હવેથી પૃથ્વી પણ થોડા વખતમાં ઔષધીના રસ-વીર્ય-વિપાક અને પ્રભાવ જોઈએ તેવાં ઉત્પન્ન કરશે નહિ; તે રસ-વીર્ય વગેરેના વિયોગથી રોગચાળો નક્કી થવાનો છે. તેથી વિનાશ થયા પહેલાં અને ભૂમિ વિરસ થયા પહેલાં હે સૌમ્ય, જ્યાં સુધીમાં ઔષધો રસ-વીર્ય-વિપાક અને પ્રભાવમાં હીન ન થાય ત્યાં સુધીમાં તેઓને સંગ્રહી લો. આપણે, જેઓ આપણને ચાહે છે તથા આપણે જેને ચાહીએ છીએ તે બધા, એઓનાં રસ-વીર્ય-વિપાક અને પ્રભાવનો ઉપયોગ કરશું. હે સૌમ્ય, સારી રીતે સંગ્રહેલાં, સારી રીતે બનાવેલાં અને સારી રીતે પ્રયોજેલાં ઔષધો હોવાથી દેશનો વિનાશ કરનાર વિકારોનો પ્રતીકાર કરવામાં જરા પણ કલેશ થતો નથી. ૪

असमान प्रकृतिवगेरे धरावता पुरुषो केवी रीते एक ज व्याधिथी मरे छे ते बाबतमां अग्निवेशनो प्रश्न—

આ પ્રમાણે કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, "ભગવન્, ઔષધો સંગ્રહી લીધાં છે, સારી રીતે તૈયાર પણ કરેલાં છે અને સારી રીતે પ્રયોજેલાં છે. પણ મનુષ્યોનાં પ્રકૃતિ-આહાર-દેહ-બલ-સાત્મ્ય-સત્ત્વ અને વય સમાન ન હોવા છતાં એક જ વ્યાધિથી દેશનો વિનાશ એક સાથે શા કારણે થાય છે?" ૫

आत्रेयनुं समाधान—

ભગવાન આત્રેયે તેને કહ્યું, "હે અગ્નિવેશ, એ પ્રમાણે એ પ્રકૃતિ વગેરે ભાવોથી પણ અસમાનતાવાળાં મનુષ્યોને જે બીજા ભાવો સામાન્ય છે તેઓની વિગુણતાને લઈ સમાન કાળે સમાન લક્ષણવાળા વ્યાધિઓ ઉત્પન્ન થઈને દેશનો વિનાશ કરે છે; અને નીચેના આ ભાવો ખરેખર દેશમાં સામાન્ય હોય છે; જેમકે—વાયુ, જલ, દેશ અને કાલ. ६

आरोग्य दूर करनार वायुनुं लक्षण—

તેમાં આ પ્રકારના વાયુને અનારોગ્ય કરનારો જાણવો; જેમકે—ઋતુવિપરીત, અતિ નિશ્ચલ, અતિ કઠોર, અતિ શીતલ, અતિ ઉષ્ણ, અતિ રૂક્ષ, અતિ અભિષ્યન્દી, અતિ ભયંકર અવાજ કરનાર, પરસ્પર પછડાતી ગતિવાળો, અતિ કૂંડાળાં ફરતો અને અસાત્મ્ય ગન્ધ-બાફ-રેતી-ધૂળઅને ધુંવાડાયુક્ત. (१)

आरोग्य दूर करनार पाणीनुं लक्षण—

વળી ખરેખર અતિશય વિકૃત ગન્ધ-વર્ણ-રસ અને સ્પર્શવાળું, બહુ ક્લેદવાળું, જલચર પક્ષીઓ જેમાંથી ચાલ્યાં ગયાં છે એવું, જલવાસીઓ જેમાં ઓછાં થઈ ગયાં છે એવું અને અપ્રીતિ કરનાર પાણી ગુણવગરનું જાણવું. (२)

आरोग्य दूर करनार देशनुं लक्षण—

વળી સ્વાભાવિક વર્ણ-ગન્ધ-રસ અને સ્પર્શ જેના વિકૃત થયા છે તેવો, બહુ ક્લેદવાળો, સર્પ-હિંસક પશુઓ-મસલાં-ટીડડાં-માખી-ઉંદર-ઘુવડ-ગીધ અને શિયાળ વગેરેથી યુક્ત, ઘાસ અને ઉલૂપનાં ઉપવનોવાળો, બહુ વેલાઓવાળો, સંપૂર્ણપણે પડી ગયેલાં—સુકાઈ ગયેલાં અને નષ્ટ થયેલાં અનાજવાળો, ધુમાડા જેવા પવનવાળો, પક્ષીઓના સમૂહ જ્યાં અવાજ કરી મૂકે છે તેવો, કૂતરાંઓના સમૂહ જ્યાં ઊંચેથી રુવે છે તેવો, વિવિધ પશુ અને પક્ષીઓના સમૂહ જ્યાં ગભરાયેલા અને વ્યથા પામેલા છે તેવો, જેનાં ગામોની અંદર ધર્મ-સત્ય-લજ્જા-આચાર-શીલ અને ગુણો તજાયેલા અને નાશ પામેલા છે તેવો, જેનાં જલાશયો નિરંતર ક્ષોભ પામેલાં અને મોટાં મોજાંવાળાં છે તેવો, જેમાં નિરંતર ઉલ્કાપાત-વજ્રપાત અને ધરતીકંપ થાય છે તેવો, અતિ ભયજનક શબ્દ અને દેખાવવાળો, જ્યાં સૂર્ય-ચન્દ્ર અને તારાઓ રૂક્ષ-તામ્રરંગી-અરુણરંગી અને ધોળાં વાદળોથી ઢંકાયેલા છે તેવો, વારંવાર જાણેકે સંભ્રમ અને ઉદ્વેગવાળો, ત્રાસ અને રુદનસહિત, અંધકારયુક્ત, યક્ષો ફરતા હોય તેવો અને આક્રન્દના બહુ અવાજવાળો દેશ અહિત જાણવો. (३)

आरोग्य दूर करनार काळनुं लक्षण—

વળી ઋતુનાં લક્ષણોથી વિપરીત લક્ષણવાળો, અધિક લક્ષણવાળો અને ઓછાં લક્ષણવાળો કાળ અહિત માનવો. (४)

આ પ્રમાણેના દોષવાળા આ ચારે ભાવોને કુશળ વૈદ્યો દેશવિનાશક કહે છે; અને એથી ઉલટા ભાવોને હિતકારક કહે છે. ७

तेनो सामान्य प्रतिकार—

દેશનો વિનાશ કરનાર આ ભાવો વિકૃતિ પામ્યા હોય ત્યારે પણ ખરેખર ઔષધનો ઉપચાર પામતા મનુષ્યોને રોગોથી ભય રહેતો નથી. ८

विगुण थयेला देश वगेरेनी उत्तरोत्तर गुरुता—

એ બાબતમાં શ્લોકો છે—

વિકૃતિ પામેલા દેશ-કાલ-વાયુ અને જલનું વિશેષ કરીને સહેતુક મહત્ત્વ હવે કહેવામાં આવશે. ९

અર્થ જાણનાર વૈદ્ય સ્વભાવથી જ દુષ્પરિહાર્ય હોવાને લઈ વાયુથી જલને, જલથી દેશને અને દેશથી કાલને વધારે મોટો જાણવો. १०

વિશેષ જાણનાર વૈદ્ય વાયુ વગેરેમાં, કહ્યા પ્રમાણેના દોષોના પ્રતિકારની સુગમતા થતાં લઘુતાનું લક્ષણ જાણવું. ११

જનપદોધ્વ્વંસની સાધારણ ચિકિત્સા—

કાળ સુધીના ચારેય ભાવો દૂષિત થતાં પણ જ્યારે પુરુષોને ઔષધના ઉપચાર કરવામાં આવે છે ત્યારે તેઓ રોગી રહેતા નથી. ૧૨

જેઓને મૃત્યુજનક દૈવની સમાનતા નથી હોતી અને કર્મોની પણ સમાનતા નથી હોતી તેઓનું પાંચ પ્રકારનું કર્મ–વમન વિરેચન વગેરે, પરમ ઔષધ કહેવાય છે. ૧૩

વિધિપૂર્વક રસાયનોનો ઉપયોગ પણ પ્રશસ્ત છે; અને દેશવિનાશ પૂર્વે સંગ્રહેલાં ઔષધોથી શરીરનું પરિપાલન પણ પ્રશસ્ત છે. ૧૪

સત્ય, પ્રાણીઓ પર દયા, દાન, બલિદાન, દેવતાઓનું પૂજન, સદાચરણનું પાલન, પ્રશમ, પોતાનું રક્ષણ, કલ્યાણકારક દેશોનું હિતકારી સેવન, બ્રહ્મચર્યનું પાલન, તે જ પ્રમાણે બ્રહ્મચારીઓની સેવા, ધર્મશાસ્ત્રોની ચર્ચા તથા જિતેન્દ્રિય મહર્ષિઓની કથાઓ, વૃદ્ધ પુરુષોએ માન્ય કરેલ ધાર્મિક અને સાત્વિક જનોની સાથે બેઠક, એ પ્રમાણે આયુષ્યનું પરિપાલન કરનાર આ ઔષધ જેઓનું મૃત્યુ તે અતિભયંકર સમયે અનિશ્ચિત છે તેઓને માટે કહ્યું છે. ૧૮

વાયુ વગેરે વિગુણ થવાનો હેતુ—

આ પ્રમાણે દેશના વિનાશનાં કારણો સાંભળીને અગ્નિવેશે ફરીને વળી ભગવાન આત્રેયને કહ્યું, "હે ભગવન્, એ વાયુ વગેરેની વિગુણતા કયાં કારણે ઉત્પન્ન થાય છે? કે જેનાથી યુક્ત થતાં દેશનો વિનાશ કરે છે?' ૧૯

ભગવાન આત્રેયે તેને કહ્યું, "અગ્નિવેશ! વાયુ વગેરે સર્વેયની જે વિગુણતા ઉત્પન્ન થાય છે તેનું મૂળ અધર્મ છે; અથવા તેનું મૂળ પૂર્વે કરેલું અસત્ કર્મ છે. બન્નેનું ઉત્પત્તિકારણ પ્રજ્ઞાપરાધ છે. જેમકે–દેશ, નગર અને નિગમમાં રહેનારાઓના મુખ્ય પુરુષો જ્યારે ધર્મનું ઉલ્લંઘન કરી પ્રજાને અધર્મમાં પ્રવર્તાવે છે ત્યારે તેઓના આશ્રિત અને ઉપાશ્રિત નગર-ગ્રામવાસીઓ તથા વ્યવહાર પર જીવનારા તે અધર્મને વધારે છે. ત્યારે તે અધર્મ ધર્મને પરાણે અદૃશ્ય કરે છે. ત્યારે જેઓનો ધર્મ અદૃશ્ય થયો છે તેવાઓને દેવતાઓ પણ તજી દે છે. તે પ્રમાણે તેઓનો ધર્મ અદૃશ્ય થતાં, અધર્મ પ્રધાન થતાં અને દેવતાઓ ત્યાગ કરી દેતાં, ઋતુઓ વિકૃત થાય છે. તેથી ઇન્દ્ર યોગ્ય સમયે વરસાદ વરસાવતો નથી; અથવા તદ્દન વર્ષતો નથી કે વિકૃત વૃષ્ટિ કરે છે. પવન સરખા વાતા નથી. પૃથ્વી વિકૃત થઈ જાય છે. જલ સૂકાઈ જાય છે અને ઔષધીઓ પોતાનો સ્વભાવ છોડીને વિકૃતિ પામે છે. ત્યારે વાયુ અને જલ વગેરે દોષથી જનપદો ઉધ્ધ્વંસ પામે છે. ૨૦

શસ્ત્ર વગેરેથી થતા જનપદોધ્વ્વંસનું અધર્મ જ કારણ છે–

તે જ પ્રમાણે શસ્ત્રથી થતા દેશવિનાશનું કારણ પણ અધર્મ જ હોય છે. જેઓ અતિશય વધેલા લોભ-ક્રોધ-મોહ અને માનવાળા હોય છે તેઓ નબળાંઓની અવજ્ઞા કરી પોતાનાં સ્વજનોના અને શત્રુઓના નાશ માટે શસ્ત્રથી પરસ્પર આક્રમણ કરે છે, દુશ્મનોપર આક્રમણ કરે છે અથવા દુશ્મનોથી આક્રમણ પામે છે. ૨૧

અથવા તે અધર્મને કે બીજા કોઈ અપચારને પ્રાપ્ત કરીને રાક્ષસોના ગણ વગેરેથી કે વિવિધ ભૂત-સમુદાયોથી નાશ પામે છે. ૨૨

તે જ પ્રમાણે અભિશાપથી ઉત્પન્ન થયેલા દેશ-વિનાશનું કારણ પણ અધર્મ જ હોય છે. ધર્મનો લોપ કરનાર જેઓ ધર્મહીન છે, તેઓ ગુરુ, વૃદ્ધ, સિદ્ધ, ઋષિ અને પૂજ્યોની અવજ્ઞા કરીને અહિત આચરણ કરે છે. ત્યારે અનેક પુરુષોનાં કુળના નાશને માટેનો ગુરુ વગેરેનો શાપ પામી તરત ભસ્મ થઈ જાય છે. અને ચોક્કસ પુરુષો પ્રત્યે શાપની પ્રાપ્તિ થવાથી તેઓ નાશ પામે છે, પરંતુ જેઓ શાપના વિષય થયા નથી તેઓનો નાશ થતો નથી.

પૂર્વે પણ અધર્મ સિવાય અશુભની ઉત્પત્તિ બીજે કયાંયથી થઈ ન હતી. આદિકાળમાં આદિત્ય સમાન ઓજસવાળા, અતિ વિમલ અને વિપુલ પ્રભાવવાળા, દેવ-

દેવર્ષિ-ધર્મ-યજ્ઞ-વિધિ અને અનુષ્ઠાન જેઓને પ્રત્યક્ષ છે એવા, લોઢાં જેવા બાંધાના, સ્થિર શરીરવાળા, પ્રસન્ન વર્ણ અને ઇન્દ્રિયોવાળા, પવનના સમાન બલ-વેગ અને પરાક્રમવાળા, સુંદર સ્ફિચવાળા, મનોહર પ્રમાણ-આકૃતિ-પ્રસાદ અને ઉપચયવાળા, સત્ય-સરલતા-અક્રૂરતા-દાન-દમ-નિયમ-તપ-ઉપવાસ-બ્રહ્મચર્ય અને વ્રતપરાયણ, ભય-રાગ-દ્વેષ-મોહ-લોભ--ક્રોધ-શોક-માન--રોગ-નિદ્રા-તન્દ્રા-શ્રમ-કલમ-આળસ અને પરિગ્રહરહિત પુરુષો અમાપ આયુષ્યવાળા હતા. સત્યયુગની શરૂઆતમાં પૃથ્વી વગેરેમાં સર્વગુણનો સમુદાય હોવાથી, ઉદાર સત્ત્વ-ગુણ અને કર્મવાળા તેઓને માટે અચિન્ત્ય રસ-વીર્ય-વિપાક-પ્રભાવ અને ગુણના સમુદાયવાળાં અનાજો ઉત્પન્ન થયાં. પણ સત્યયુગ વ્યતીત થવા માંડતાં, સંપત્તિયુક્ત કેટલાક પુરુષોને અતિશય ખોરાક વગેરે ગ્રહણ કરવાથી શરીરનું ભારેપણું થયું; શરીરનાં ભારેપણાંથી શ્રમ, શ્રમથી આળસ, આળસથી સંચય, સંચયથી પરિગ્રહ અને પરિગ્રહથી લોભ; એ સત્યયુગના પાછલા ભાગમાં ઉત્પન્ન થયાં. ત્યાર પછી ત્રેતાયુગમાં લોભથી અભિદ્રોહ, અભિદ્રોહથી અસત્ય વચન, અને અસત્ય વચનથી કામ-ક્રોધ-માન-દ્વેષ-કઠોરતા-પ્રહાર-ભય-તાપ-શોક-ચિન્તા અને ઉદ્વેગ વગેરે ચાલુ થયાં. ત્યારે ત્રેતામાં ધર્મનો એક પાદ એટલે ચોથો ભાગ અદશ્ય થયો. તેના અદશ્ય થવાથી યુગના વર્ષના પ્રમાણનો ચતુર્થાંશ ઓછો થયો અને પૃથ્વી વગેરેના ગુણનો પણ ચતુર્થાંશ નાશ પામ્યો. અને તે નાશને લઈ અનાજનાં પણ સ્નેહ-નિર્મળતા-રસ-વીર્ય-વિપાક-પ્રભાવ અને ગુણનો ચોથો ભાગ ઓછો થયો. ત્યારે ઓછા થતા ચતુર્થાંશ ગુણવાળા આહારવિહારો વડે તથા અગાઉની પેઠે ન રક્ષાતાં અને અગ્નિ તથા પવનથી ઘેરાયેલાં, તે પ્રજાશરીરો પર પ્રથમ જ્વર વગેરે વ્યાધિઓએ આક્રમણ કર્યું. એથી કરીને પ્રાણીઓ ક્રમે ક્રમે આયુષ્યનો હ્રાસ પામ્યાં. ૨૪

કૃત-ત્રેતા-દ્વાપર અને કલિયુગમાં ક્રમથી ધર્મ અને આયુષ્યનો હ્રાસ થાય છે—

એ બાબતમાં એ શ્લોક છે—

યુગે યુગે આ ક્રમે ચોથો ભાગ ઓછો થતો જાય છે અને પંચમહાભૂતોના ગુણનો પણ ચોથો ભાગ ઓછો થાય છે. આવી રીતે લોકનો પ્રલય થાય છે. ૨૫

જે યુગમાં દેહધારીઓનાં આયુષ્યનું જે માપ માનવામાં આવે છે તેમાં સોમા ભાગનાં વર્ષ પૂરાં થતાં એક વર્ષ ઓછું થાય છે. ૨૬

આ પ્રમાણે વિકારોની પૂર્વોત્પત્તિનું કારણ કહેવાયું છે. ૨૭

આયુષ્ય નિશ્ચિત છે કે અનિશ્ચિત તેમાં યુક્તિ—

આ પ્રમાણે કહેતા ભગવાનને અગ્નિવેશે પૂછ્યું, "ભગવન્, સર્વ આયુષ્યના કાલનું પ્રમાણ ખરેખર નિશ્ચિત છે કે નહિ?" ૨૮

ત્યારે ભગવાને તેને કહ્યું—

'હે અગ્નિવેશ, પ્રાણીઓનું આયુષ્ય યુક્તિની અપેક્ષા રાખે છે. તેનું બલાબલ દૈવ અને પુરુષાર્થમાં રહેલું છે. ૨૯

પૂર્વદેહમાં પોતે જે કર્મ કર્યું હોય તેને દૈવ જાણવું અને અહીં જે બીજું કર્મ કરવામાં આવે છે તેને પુરુષાર્થ માન્યો છે. ૩૦

તે બન્ને પ્રકારનાં કર્મોમાં પણ બલ અને અબલનો ભેદ છે. કર્મ ત્રણ પ્રકારનું માનેલું છે—હીન, મધ્યમ અને ઉત્તમ. ૩૧

ઉત્તમ દૈવ અને ઉત્તમ પુરુષાર્થની યુક્તિ દીર્ઘ, સુખમય અને નિશ્ચિત આયુષ્યનું કારણ છે; અને વિપરીત યુક્તિ વિપરીત આયુષ્યનું કારણ છે. હવે બીજું કારણ સાંભળ. ૩૨-૩૩

નબળું દૈવ પુરુષકારથી પરાભવ પામે છે અને સબળ દૈવથી નબળો પુરુષકાર પરાભવ પામે છે. જે જોઈને કેટલાક મનુષ્યો આયુષ્યનું પ્રમાણ દૈવથી નિશ્ચિત માને છે. ૩૪

કોઈ મહત કર્મ કોઈક કાળે વિપાકમાં નિશ્ચિત હોય છે. અને જેનો કાળ નિશ્ચિત નથી એવું કોઈક કર્મ કારણોથી જાગૃત બને છે. ૩૫

આયુષ્યનું પ્રમાણ અનિશ્ચિત છે તેમાં યુક્તિ—

તેથી બન્ને પ્રકાર દેખાતા હોવાથી એક પક્ષ સ્વીકારવો ઠીક નથી; અને આ બાબતમાં યુક્તિનું પણ ઉદાહરણ આપશું. જો સર્વ આયુષ્ય કાળના નિશ્ચિત

પ્રમાણવાળું હોય તો આયુષ્યની કામનાવાળાએ માટે મન્ત્ર-ઔષધિ-મણિ-મંગલ-બલિદાન-ઉપહાર-હોમ-નિયમ-પ્રાયશ્ચિત્ત-ઉપવાસ-સ્વસ્તિવાચન-પ્રણિપાત અને તીર્થગમન વગેરે ક્રિયાઓ અને યજ્ઞોનો પ્રયોગ ન કરાવો જોઈએ. ગભરાટથી આમતેમ દોડતાં, ચંડ અને ચપલ બળદ, હાથી, ઊંટ, ગધેડાં, ઘોડા અને ભેંસ વગેરે તથા દુષ્ટ પવન વગેરે તજવા લાયક ન રહે; જલધોધ, પર્વતના જલના વિષમ અને દુર્ગમ વેગ તથા પ્રમાદ-યુક્ત-ઉન્માદયુક્ત-અસ્થિર-ચંડ-ચપલ અને મોહ તથા લોભથી આકુળ મતિવાળા, શત્રુઓ, વધી ગયેલો અગ્નિ, વિવિધ પ્રકારનાં ઝેરના આશ્રયરૂપ, ઝડપથી ચાલનારા સર્પ-નાગ વગેરે, સાહસ, દેશ અને કાલથી વિપરીત આચરણ અને રાજાઓનો ગુસ્સો એ સર્વ તજવા લાયક ન રહે. સર્વ આયુષ્યના કાળનું પ્રમાણ નિશ્ચિત હોય તો એ એ પ્રકારના ભાવો મૃત્યુ કરનાર બને નહિ; અને અકાળે મરણ થવાના ભયને નિવારનારા પ્રયોગોનો જેને અભ્યાસ નથી તેવાં પ્રાણીઓને અકાળ મરણનો ભય આવે નહિ તથા રસાયનાધિકારમાં મહર્ષિઓનાં આરંભ-કથા-પ્રયોગ અને જ્ઞાન વ્યર્થ બને; નિશ્ચિત આયુષ્યવાળા શત્રુને ઇન્દ્ર પણ વજ્રથી મારી ન શકે; અશ્વિનીકુમારો પણ રોગીનો ઔષધોપચાર ન કરી શકે; મહર્ષિઓ તપથી ઇચ્છાનુસાર આયુષ્ય ન મેળવે; અને જેઓએ જાણવા લાયક સર્વ જાણ્યું છે એવા મહર્ષિઓ અને ઇન્દ્ર સત્ય જોઈ શકે નહિ, ઉપદેશ કરી શકે નહિ કે આચરણ કરી શકે નહિ. અને વળી જે પ્રત્યક્ષ પ્રમાણ તે સર્વ પ્રમાણમાં શ્રેષ્ઠ છે અને તેનાથી આપણને આ બધું પ્રત્યક્ષ થાય છે. જેમકે-ઊઠીઊઠીને યુદ્ધ કરતા કે ન કરતા હજારો પુરુષોનું આયુષ્ય સમાન હોતું નથી. તે પ્રમાણે જન્મતાં વેંતજ રોગોનો પ્રતીકાર ન કરવાથી કે કરવાથી તથા વિષ ખાનાર કે ન ખાનારનું પણ આયુષ્ય સમાન હોતું નથી. પાણી પીવાના ઘડા અને ચિતરેલા ઘડાનું નાશ પામવામાં સમાન યોગક્ષેમ હોતું નથી. માટે હિતકર ઉપચાર એ જીવનનું મૂળ છે; એથી વિપરીત થવાથી મરણ થાય છે. અને વળી દેશ-કાલ અને પોતાના ગુણથી વિપરીત કર્મ અને આહારની બનાવટોનો ક્રમે ક્રમે સારી રીતે ઉપયોગ, સર્વ અતિયોગ-અયોગ અને મિથ્યાયોગનો ત્યાગ, સર્વ અતિયોગનો ત્યાગ, ઉદીર્ણ અને ગતિમાન વેગોને ન રોકવા અને સાહસોને તજી દેવાં-એ સર્વને આરોગ્યપરિપાલનનો હેતુ અમે જાણીએ છીએ, એનો સારી રીતે ઉપદેશ કરીએ છીએ, અને એને સારી રીતે જોઈએ છીએ.' ૩૬

કાળમૃત્યુ અને અકાળમૃત્યુનું વિવરણ—

એ પછી અગ્નિવેશે કહ્યું, 'હે ભગવન્, એમ હોવા છતાં કાલનાં અનિશ્ચિત પ્રમાણવાળા આયુષ્યવાળાં-ઓનું, કાળમૃત્યુ કે અકાળમૃત્યુ કેવી રીતે થાય છે?" ૩૭

ભગવાન આત્રેયે કહ્યું, 'સાંભળ, અગ્નિવેશ, જેવી રીતે ગાડીમાં યોજેલો ધરો, સ્વભાવથી જ ધરાના ગુણથી યુક્ત હોય અને સર્વગુણથી યુક્ત હોવા છતાં ઘસાઈ ઘસાઈને કાળે કરીને પોતાના પ્રમાણના ક્ષયથી જ અવસાન પામે છે તેવી રીતે શરીર સાથે જોડાયેલું આયુષ્ય બલવાન પ્રકૃતિથી યોગ્ય રીતે ઉપચાર પામતું પોતાના પ્રમાણના ક્ષયથી જ અવસાન પામે છે. તે કાળમૃત્યુ છે. અને જેવી રીતે તે જ ધરો બહુ ભાર માથે નાખ્યો હોવાથી, વિષમ માર્ગથી, કુમાર્ગથી, અક્ષચક્ર ભાંગી જવાથી, વાહ્ય અને વાહકના દોષથી, ખીલો નીકળી જવાથી, તેલ ન ઊંજવાથી અને ઉલટી જવાથી વચમાં જ અવસાન પામે છે તેવી જ રીતે આયુષ્ય પણ બળ ઉપરાંત કામ કરવાથી, અગ્નિ ઉપરાંત ખાવાથી, વિષમ ભોજનથી, વિષમ શરીરસ્થિતિથી, અતિ મૈથુનથી, અસત્પુરુષોના આશ્રયથી, ઉદીર્ણ વેગોને રોકવાથી, ધારણ કરવા લાયક વેગોને ન ધારણ કરવાથી, ભૂત-વિષ-વાયુ અને અગ્નિના સંતાપથી, પ્રહારથી તથા આહાર અને પ્રતીકારનો ત્યાગ કરવાથી, વચ્ચેજ અવસાન પામે છે. તે અકાળમૃત્યુ છે. તેજ પ્રમાણે મિથ્યા રીતે ઉપચાર કરાયેલ જ્વર વગેરે રોગોને પણ અકાળમૃત્યુ માનીએ છીએ' ૩૮

જ્વરવાળાઓને ઉષ્ણજળ દેવામાં હેતુ—

પછી અગ્નિવેશે પૂછ્યું, 'ભગવન્, જ્વર કરનાર ધાતુ શીતસાધ્ય હોવા છતાં વૈદ્યો ખરેખર શા માટે તાવવાળા-ઓને ઘણુંખરું ઊનું પાણી આપે છે અને ઠંડું તે પ્રમાણે આપતા નથી? ૩૯

ભગવાન આત્રેયે તેને કહ્યું, 'તાવવાળાનાં શરીર, નિદાન, દેશ અને કાલ જોઈને વૈદ્યો પાચન માટે ઉષ્ણ જલ આપે છે; કારણ કે જ્વર આમાશયમાંથી ઉત્પન્ન થનારો છે અને આમશયથી ઉત્પન્ન થનાર વિકારોનાં ઔષધ ઘણુંખરું પાચન, વમન અને અપતર્પણ કરનાર દ્રવ્યો હોય છે. તેથી વૈદ્યોએ ઊનું પાણી પાચનને માટે તાવવાળાઓને ઘણુંખરું આપે છે; તે પીવાથી તેઓના વાતનું અનુલોમન કરે છે, ઉદરના અગ્નિને ઉત્તેજિત કરે છે, જલદી પચી જાય છે. કફને સૂકવી નાખે છે અને થોડુંક પીધું હોય તો તૃષાની શાંતિ કરનાર બને છે. એવા ગુણવાળું હોવા છતાં પણ અતિશય વધેલા પિત્તવાળા જ્વરમાં કે દાહસહિત ભ્રમ, પ્રલાપ અને અતિસારમાં ઊનું પાણી આપવું જોઈએ નહિ; કારણ કે ઉષ્ણ જલથી દાહ–ભ્રમ–પ્રલાપ અને અતિસાર ઊલટા વધે છે અને શીતથી શાંત થાય છે. ૪૦

दरेक व्याधिमां निदानथी विपरीत औषध आपवुं जोईए—

એ બાબતમાં શ્લોક છે–

વિદ્વાન વૈદ્યો ઉષ્ણતાએ કરેલા રોગોને શીત ઉપચારથી શાંત કરે છે અને જે શીતતાએ કરેલા રોગો છે તેઓનું ઔષધ ઉષ્ણ છે. ૪૧

એ પ્રમાણે બીજા વ્યાધિઓનું પણ હેતુવિપરીત ઔષધ થાય છે; જેમકે–અપતર્પણ નિમિત્તે થયેલા વ્યાધિઓની સંતર્પણ સિવાય શાન્તિ નથી. તે જ પ્રમાણે સતંર્પણ નિમિત્તે થયેલા વ્યાધિઓની અપતર્પણ સિવાય શાન્તિ નથી. ૪૨

अतपर्णना भेदो; तेना प्रयोगनी अवस्थाओ—

અપતર્પણ પણ ત્રણ જાતનું છે–લંઘન, લંઘનપાચન અને દોષાવસેચન. ૪૩

તેમાં અલ્પ બળવાળા દોષોનું લંઘન અપતર્પણ છે; કારણ કે પવન અને તડકાથી ઘેરાયેલું અલ્પ જલ જેવી રીતે સુકાઈ જાય છે તેવી રીતે લંઘનથી થયેલી અગ્નિ અને પવનની વૃદ્ધિથી અલ્પ દોષ સુકાઈ જાય છે. મધ્યમ બલવાળા દોષોનું અપતર્પણ લંઘનપાચન છે; કારણ કે જેવી રીતે સૂર્યના તડકા અને પવનથી તથા ધૂળ અને રાખ નાખવાથી બહુ ઝાઝું ન હોય તેવું પાણી સૂકાઈ જાય છે તેવી રીતે લંઘન અને પાચનથી મધ્યમ બલવાળો દોષ સૂકાઈ જાય છે. બહુ દોષોનું તો દોષાવસેચન–દોષ બહાર કાઢવા રૂપ સંશોધન જ કરવું જોઈએ. કારણ કે જ્યાં સુધી ખેતરની પાળ તોડવામાં ન આવે ત્યાં સુધી વચ્ચેનું તળાવડું સૂકાતું નથી; તે જ પ્રમાણે દોષાવસેચનનું સમજવું. ૪૪

जेमनो स्वसभावथी प्रतीकार न करवो जोईए—

સમય આવી પહોંચ્યો હોય તો પણ નીચે કહેલા રોગીનું દોષાવસેચન કે બીજું ઔષધ કરવું નહિ. જેમકે–નિન્દાનો પ્રતીકાર ન કરનારનું, ધનહીનનું, પરિચારક વિનાનાનું, પોતે વૈદ્ય ન હોય છતાં વૈદ્ય માનનારાનું, ક્રોધીનું, દોષ દૃષ્ટિવાળાનું, અધર્મમાં તીવ્ર રુચિવાળાનું, અતિક્ષીણ બલ–માંસ અને રક્તવાળાનું, અસાધ્ય રોગથી યુકતનું અને મુમૂર્ષુનાં લક્ષણવાળાનું ઔષધ કરવું નહિ. આવી જાતના રોગીનો ઉપચાર કરનાર વૈદ્ય પાપરૂપ અપયશનો ભાગી બને છે. ૪૫

अशुभ फळ आपनरुं कर्म न करवुं जोईए—

એ બાબતમાં શ્લોક છે–

તત્કાલ કે પાછળથી જે કર્મનું અશુભ ફળ થાય તે કર્મ કરવું ન જોઈએ એવો બુદ્ધિમાન પુરુષોનો મત છે. ૪૬

जांगल वगेरे देशनुं लक्षण—

અલ્પ જલ અને વૃક્ષવાળો, પવનવાળો, પુષ્કળ તડકાવાળો અને વળી ખૂબ જ ઓછા રોગવાળો તે જાંગલ દેશ જાણવો. ૪૭

પુષ્કળ જલ અને વૃક્ષવાળો, વાતસંચાર વિનાનો, દુર્લભ તડકાવાળો અને બહુ દોષવાળો તે અનૂપ; અને સમને સાધારણ માન્યો છે. ૪૮

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો છે–

જનપદોદ્ધ્વંસનાં પૂર્વરૂપ, પોતપોતાના લક્ષણ સહિત સામાન્ય હેતુઓ, દેશોદ્ધ્વંસનું ઔષધ, જનપદોદ્ધ્વંસના હેતુઓનું મૂળ, વિકારોની આદ્ય

ઉત્પત્તિ, આયુષ્યના ક્ષયનો ક્રમ, પ્રાણીઓનાં મરણની બાબતમાં કાલ અને અકાલનો નિશ્ચય, જે પ્રમાણે અકાલ મરણ થાય છે, જે પ્રમાણે યોજેલું ઔષધ સિદ્ધિ પામે છે, જેઓનું જે કારણે ઔષધ ન કરવું જોઈએ-તે સર્વ સંપૂર્ણપણે 'જનપદોદ્ધ્વંસનીય' વિમાનમાં મુનિશ્રેષ્ઠ આત્રેયે અગ્નિવેશને કહ્યું. ૪૮-૫૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનની અંદર 'જનપદોદ્ધ્વંસનીય' વિમાન નામક ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો ૩

---

## અધ્યાય ચોથો

### ત્રિવિધરોગવિશેષવિજ્ઞાનીય અધ્યાય

ત્રિવિધરોગવિશેષવિજ્ઞાનીય અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ત્રિવિધરોગવિશેષવિજ્ઞાનીય' વિમાનનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

રોગ જાણવાનાં ત્રણ વિજ્ઞાનો—

રોગોના ભેદનું જ્ઞાન ત્રણ પ્રકારે થાય છે; જેમકે-આપ્તોપદેશ, પ્રત્યક્ષ અને અનુમાન. ૩

આપ્તોપદેશ, પ્રત્યક્ષ અને અનુમાનનું લક્ષણ—

તેમાં આપ્તોપદેશ એટલે આપ્તોનું વચન. આપ્તો ખરેખર સંશયરહિત, અનુભવવાળા અને સંપૂર્ણ જ્ઞાનવાળા તથા રાગદ્વેષરહિત દૃષ્ટિવાળા હોય છે. તેઓનું જે જે વચન હોય છે તે આવી જાતના ગુણોના યોગને લઈ પ્રમાણરૂપ હોય છે. પણ મદમત્ત-ગાંડા-મૂર્ખ-પક્ષપાતી અને દુષ્ટનું અદુષ્ટ વચન પણ પ્રમાણરૂપ નથી. પ્રત્યક્ષ ખરેખર તે છે જે આપમેળે ઇન્દ્રિયોથી અને મનથી જાણવામાં આવે છે. અનુમાન ખરેખર યુક્તિની અપેક્ષા રાખતો તર્ક છે. ૪

આપ્તોપદેશ વગેરે બધાંથી રોગની પરીક્ષા કરી નિર્ણય કરવો જોઈએ—

ખરેખર આ ત્રણ પ્રકારના જ્ઞાનસમુદાયથી રોગની પ્રથમ સર્વપ્રકારે પરીક્ષા કરીને પછી કરેલો સંપૂર્ણ નિશ્ચય દોષરહિત હોય છે. જ્ઞાનના એક અંશથી સંપૂર્ણ જ્ઞેય પદાર્થનું જ્ઞાન ઉત્પન્ન થઈ શકતું નથી. આ ત્રણ પ્રકારના જ્ઞાનસમુદાયમાં પહેલાં આપ્તોપદેશથી જ્ઞાન અને પછી પ્રત્યક્ષ તથા અનુમાનથી પરીક્ષા થાય છે; કારણ કે જેનો પહેલાં ઉપદેશ કરવામાં ન આવ્યો હોય તેના વિષે પ્રત્યક્ષ અને અનુમાનથી પરીક્ષા કરનાર શું જાણી શકે? તેથી જ્ઞાનવાળાઓ માટે બે પ્રકારની પરીક્ષા છે-પ્રત્યક્ષ અને અનુમાન; અથવા ઉપદેશ સાથે લઈએ તો ત્રણ પ્રકારની. ૫

આપ્તોપદેશથ જાણવાના વિષયો—

તેમાં બુદ્ધિમાન પુરુષો આ પ્રમાણે ઉપદેશ કરે છે. એક એક રોગને આ પ્રમાણે પ્રકોપવાળો, આવી યોનિવાળો, આવાં નિદાનવાળો, આવાં સ્વરૂપવાળો, આવાં આશ્રયવાળો, આવી વેદનાવાળો, આવાં લક્ષણવાળો, આવાં શબ્દ-સ્પર્શ-રૂપ-રસ અને ગન્ધવાળો, આવા ઉપદ્રવવાળો, આવાં વૃદ્ધિ-સ્થાન અને ક્ષયયુક્ત, આવાં પરિણામવાળો, આવાં નામનો અને આવા યોગવાળો જાણવો. તેમાં પ્રાતકાર માટે આ પ્રવૃત્તિ છે અથવા આ નિવૃત્તિ છે એ ઉપદેશથી જાણવામાં આવે છે. ૬

પ્રત્યક્ષથી જાણવાના વિષયો—

રોગના તત્ત્વને પ્રત્યક્ષદ્વારા જાણવા ઇચ્છનારે રસજ્ઞાન સિવાય રોગીના શરીરમાં રહેલા સર્વ ઇન્દ્રિયોના વિષયોની સર્વ ઇન્દ્રિયો વડે પરીક્ષા કરવી જોઈએ. જેમકે-આંતરડામાં અવાજ, સાંધાઓનું અને આંગળીઓના વેઢાનું ફૂટવું, સ્વરભેદ અને શરીરમાં બીજા જે કોઈ શબ્દો થતા હોય તેઓની કાનથી પરીક્ષા કરવી જોઈએ. વર્ણ, આકૃતિ, પ્રમાણ અને કાન્તિ, શરીરનાં પ્રકૃતિ અને વિકાર અને આંખના વિષયરૂપ જે છે તે અને જે બીજાં કહ્યાં નથી તેઓની આંખથી પરીક્ષા કરવી જોઈએ. પણ રોગીના શરીરમાં રહેલા રસને તો ઇન્દ્રિયનો વિષય હોવા છતાં પણ અનુમાનથી જાણી લેવો; કારણકે એ પ્રત્યક્ષ જીભથી લઈ શકાતો નથી, તેથી રોગીને પ્રશ્નો કરીને રોગીના મુખનો રસ જાણવો; જૂ દૂર ખસવાથી શરીરની વિરસતા અને માખીઓ આવી બેસવાથી શરીરની મધુરતા જાણવી. આ જીવરક્ત છે કે રક્તપિત્ત છે એવા રક્તપિત્તના સંદેહમાં કૂતરાં અને કાગડા જો ખાઈ જાય તો જીવરક્ત

અને ન ખાય તો રક્તપિત્ત એમ અનુમાન કરવું જોઈએ. આ પ્રમાણે રોગીના શરીરમાં રહેલા બીજા રસોનું પણ અનુમાન કરવું જોઈએ. વળી રોગીનાં આખા શરીરમાં રહેલા પ્રાકૃત અને વિકૃત ગન્ધોની ખરેખર ઘ્રાણેન્દ્રિયથી પરીક્ષા કરવી જોઈએ. પ્રકૃતિ અને વિકૃતિથી યુક્ત સ્પર્શની હાથથી પરીક્ષા કરવી જોઈએ. આ પ્રમાણે પ્રત્યક્ષદ્વારા, અનુમાનદ્વારા અને ઉપદેશદ્વારા પરીક્ષા કરવાનું કહ્યું. ૭

अनुमानथी जाणवाना विषयो—

વળી ખરેખર એ જ પ્રમાણે આ બીજા ભાવો પણ અનુમાનથી જાણી શકાય છે. જેમકે—અગ્નિની પાચનશક્તિથી પરીક્ષા કરવી જોઈએ, બળની વ્યાયામશક્તિથી, કાન વગેરેની શબ્દાદિક વિષયના ગ્રહણથી, મનની વિષયના સત્યસ્વરૂપમાં જ્ઞાનથી, વિજ્ઞાનની નિશ્ચયાત્મક જ્ઞાનથી, રજોગુણની આસક્તિથી, મોહની અજ્ઞાનથી, ક્રોધની હિંસાપ્રવૃત્તિથી, શોકની દીનતાથી, હર્ષની આનંદથી, પ્રીતિની સંતોષથી, ભયની ખિન્નતાથી, ધીરજની ખિન્નતાના અભાવથી, પરાક્રમની પ્રવૃત્તિથી, મતિની સ્થિરતાની ભ્રાન્તિના અભાવથી, શ્રદ્ધાની પ્રાર્થનાથી, મેધાની ગ્રહણશક્તિથી, સંજ્ઞાની નામ લેવાથી, સંસ્કારની સ્મરણથી, લજ્જાની શરમિંદા બનાવવાથી, શીલની સતત અભ્યાસથી, દ્વેષની મનાઈથી, કપટની પરિણામથી, ધૃતિની ચંચળતાના અભાવથી, વશ્યતાની આજ્ઞાપાલનથી, વય-ઇચ્છા-સાત્મ્ય અને વ્યાધિના નિદાનની કાલ-દેશ-ઉપશય તથા વેદનાના ભેદથી, ગુપ્ત લક્ષણવાળા વ્યાધિની ઉપશય અને અનુપશયથી, દોષના પ્રમાણભેદની અપચાર-ભેદથી, આયુષ્યના ક્ષયની અરિષ્ટ લક્ષણોથી, આવી પહોંચેલા આરોગ્યની કલ્યાણનો માર્ગ અનુસરવાથી, નિર્મળ મનની વિકારરહિતતાથી પરીક્ષા કરવી જોઈએ અને ગ્રહણીની મૃદુતા કે દારુણતા, સ્વપ્નદર્શન, અભિપ્રાય, અણગમતી અને ગમતી બાબત તથા સુખદુઃખની રોગીને પ્રશ્નો કરી ઓળખ કરવી. ૮

आप्तोपदेश वगेरेथी थयेलुं ज्ञान मोह करतुं नथी—

એ બાબતમાં શ્લોકો છે—

વિચક્ષણ વૈદ્યે આપ્તોપદેશથી, પ્રત્યક્ષ કરીને અને અનુમાનથી રોગોને સારી રીતે જાણવા જોઈએ. ૯

અર્થ જાણનાર વૈદ્યે સર્વ વસ્તુની સંભવ અનુસાર સર્વ પ્રકારે આલોચના કરીને પછી તત્ત્વનો નિશ્ચય કરવો અને તે પછી કાર્યનો નિશ્ચય કરવો. ૧૦

કાર્ય અને તત્ત્વના ભેદને જાણનારો કામ બજાવવામાં મૂંઝાતો નથી; અને મૂંઝાતો ન હોવાથી મોહના અભાવે થતાં ફળને પ્રાપ્ત કરે છે. ૧૧

તત્ત્વ જાણનાર જે વૈદ્ય રોગીના અન્તરાત્મામાં જ્ઞાનબુદ્ધિરૂપ દીવાથી પ્રવેશ કરતો નથી તે રોગોની ચિકિત્સા કરી શકતો નથી. ૧૨

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

સર્વ રોગવિશેષોનો ત્રણ પ્રકારનો જ્ઞાનસંગ્રહ, જે પ્રમાણે આપ્તલોકો ઉપદેશ કરે છે, જે પ્રમાણે પ્રત્યક્ષનું જ્ઞાન થાય છે, જેઓ જે પ્રમાણે અનુમાનથી જાણી શકાય છે તે ભાવોને ઉદાર બુદ્ધિવાળા મુનિએ 'ત્રિરોગ-વિજ્ઞાન' નામક વિમાનમાં કહી દેખાડયા. ૧૩,૧૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનની અંદર 'ત્રિવિધરોગવિશેષવિજ્ઞાનીય' વિમાન નામક ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

## અધ્યાય પાંચમો

### સ્રોતોવિમાન

स्रोतोविमान अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'સ્રોતોવિમાન'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

स्रोतोनुं सामान्य वर्णन—

પુરુષની અંદર જેટલા મૂર્તિમાન ભાવવિશેષો છે તેટલા જ એનામાં સ્રોતોના પ્રકારભેદો છે. પુરુષની અંદર

સર્વે ભાવો સ્રોતો વિના ઉત્પન્ન થતા નથી કે નાશ પણ પામતા નથી. પરિણામ પામતા ધાતુઓને લઈ જવા માટે સ્રોતો ખરેખર વહન કરનારા બને છે. ૩

વળી કેટલાક મહર્ષિઓ પુરુષને સ્રોતોનો જ સમુદાય માને છે કારણ કે તેઓ આખા શરીરમાં આવેલા છે અને અપથ્ય અને પથ્યનું સંપૂર્ણપણે સરણ કરનાર છે. પણ એ એમ નથી. સ્રોતો જેના બનેલા છે, જે વસ્તુ વહી જાય છે, જેને પોષે છે અને જે સ્થાને તેઓ રહેલા છે તે સર્વ તેઓથી ભિન્ન છે. સ્રોતો અતિ ઘણા હોવાથી કેટલાક તેમને અસંખ્ય કહે છે; ત્યારે બીજા વળી ગણી શકાય એટલા છે એમ કહે છે. ૪

સ્રોતોના ભેદો—

તે સ્રોતોના ખરેખર કેટલાક મોટા મોટા પ્રકારો મૂલદ્વારા અને પ્રકોપલક્ષણદ્વારા કહી બતાવશું. જેઓ જ્ઞાનવાળાને ન કહેલી બાબતનાં જ્ઞાનને માટે અને જ્ઞાનરહિતને વિશેષ જ્ઞાન માટે પૂરતા થઈ પડશે. જેમકે-પ્રાણવહ, ઉદકવહ, અન્નવહ, રસવહ, રક્તવહ, માંસવહ, મેદોવહ, અસ્થિવહ, મજ્જવહ, શુક્રવહ, મૂત્રવહ, પુરીષવહ અને સ્વેદવહ. આખાંય શરીરમાં સંચરનારા વાત-પિત્ત અને કફના વળી સર્વ સ્રોતો માર્ગરૂપ છે. તે જ પ્રમાણે સંપૂર્ણ ચેતનાવાળું શરીર, ઇન્દ્રિયોથી અગ્રાહ્ય મન વગેરેનું માર્ગરૂપ તથા આશ્રયરૂપ છે. તે આ શરીર, સ્રોતો સ્વાભાવિક અવસ્થામાં હોતાં, વિકારોથી યુક્ત થતું નથી. ૫-૭

પ્રાણવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

તેમાં પ્રાણવહ સ્રોતોનું મૂળ હૃદય અને મહાસ્રોત છે અને એ ખરેખર દૂષિત થતાં આ એઓની વિશેષ ઓળખ છેઃ જેમકે—બહુ લાંબો કે બંધાયેલો, બહુ વધેલો, અતિ અલ્પ અથવા વારંવાર શબ્દ અને શૂળસહિત ઉચ્છ્વાસ લેતા મનુષ્યને જોઈને એના પ્રાણવહ સ્રોતો દૂષિત થયા છે એમ જાણવું.

ઉદકવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

તાળવું અને કલોમ ઉદકવહ સ્રોતોનું મૂળ છે અને એ ખરેખર દૂષિત થતાં આ એની વિશેષ ઓળખ છેઃ જેમકે જીભ-તાળવું-હોઠ-કંઠ અને કલોમનો શોષ તથા અતિ વધેલી તૃષાને જોઈ એના ઉદકવહ સ્રોતો દૂષિત થયા છે એમ જાણવું.

અન્નવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

આમાશય અને ડાબું પડખું અન્નવહ સ્રોતોનું મૂળ છે અને એ ખરેખર દૂષિત થતાં આ એઓની વિશેષ ઓળખ છેઃ જેમકે-અન્નની અનિચ્છા, અરુચિ, અપચો, અને ઉલટી જોઈને એના અન્નવહ સ્રોતો દૂષિત થયા છે એમ જાણવું.

રસ-રક્ત-માંસ-મેદ-અસ્થિ-મજ્જા અને શુક્રવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

હૃદય અને દશ ધમનીઓ રસવહ સ્રોતોનું મૂળ છે. યકૃત અને પ્લીહા રક્તવહ સ્રોતોનું મૂળ છે. સ્નાયુ અને ચામડી માંસવહ સ્રોતોનું છે. બન્ને ગુર્દા અને વપાવહન મેદોવહ સ્રોતોનું મૂળ છે. મેદ અને જઘન અસ્થિવહ સ્રોતોનું મૂળ છે. હાડકાં અને સાંધા મજ્જવહ સ્રોતોનું મૂળ છે. બન્ને અંડ અને શિશ્ન શુક્રવહ સ્રોતોનું મૂળ છે. રસાદિ વહન કરનાર દૂષિત થયેલા એ સ્રોતોનાં વિશેષ લક્ષણ 'વિવિધાશિતપીતીય' અધ્યાયમાં કહ્યાં છે. ધાતુઓ દૂષિત થવાનાં જે લક્ષણો થાય છે તે જ લક્ષણો દૂષિત થયેલા ધાતુ-સ્રોતોનાં પોતપોતાના ધાતુઓ અનુસાર થાય છે.

મૂત્રવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

બસ્તિ અને બન્ને વંક્ષણ મૂત્રવહ સ્રોતોનું મૂળ છે. એ ખરેખર દૂષિત થતાં એઓની આ વિશેષ ઓળખ છેઃ જેમકે-મૂત્ર બહુ આવવું, મૂત્ર અતિ રોકાઈ રહેવું, પ્રકુપિત થવું, બહુજ અલ્પ આવવું, વારંવાર આવવું, ઘાટું અને શૂલસહિત આવવું: આવી રીતે પેશાબ કરતા મનુષ્યને જોઈ એના મૂત્રવહ સ્રોતો દૂષિત થયા છે એમ જાણવું.

પુરીષવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

પકવાશય અને સ્થૂલ ગુદ પુરીષવહ સ્રોતોનું મૂળ છે. એ ખરેખર દૂષિત થતાં એઓની વિશેષ ઓળખ આ છે; જેમકે-મુશ્કેલીથી, થોડુંથોડું, શબ્દસહિત, શૂલસહિત, અતિ પાતળું, અતિ ગંધાયેલું અને અતિ બહુ ઝાડે બેસતા પુરુષને જોઈને એના પુરીષવહ સ્રોતો દૂષિત થયા છે એમ જાણવું.

સ્વેદવહ સ્રોતોનું મૂળ અને દુષ્ટિનું લક્ષણ—

મેદ અને લોમકૂપ સ્વેદવહ સ્રોતોનું મૂળ છે. એ ખરેખર દૂષિત થતાં એઓની વિશેષ ઓળખ આ છે: જેમકે–પરસેવો ન આવવો, બહુ પરસેવો આવવો, શરીરની કઠોરતા તથા અતિ શ્લક્ષ્ણતા, દાહ અને રોમહર્ષ જોઈને એના સ્વેદવહ સ્રોતો દૂષિત થયા છે એમ જાણવું. ૮

સ્રોતના પર્યાયો; દુષ્ટ સ્રોતો ધાતુને દૂષિત કરે છે; પ્રકુપિત વાત-પિત્ત-કફ દરેકને દુષ્ટ કરે છે—

સ્રોત, સિરા, ધમની, રસાયની, રસવાહિની, નાડી, પન્થા, માર્ગ, શરીરચ્છિદ્ર, સંવૃતાસંવૃત એટલે મૂળમાં બંધ અને અગ્રભાગમાં ખુલ્લી, સ્થાન, આશય અને નિકેત એ શરીરના દેખાતા અને ન દેખાતા અવકાશોનાં નામ છે. તેઓના પ્રકોપથી સ્થાને રહેલા અને માર્ગે ચાલ્યા જતા શરીરધાતુઓ પ્રકોપ પામે છે અને બીજાઓના એટલે ધાતુઓના પ્રકોપથી બીજાઓ એટલે સ્રોતો પ્રકોપ પામે છે. દૂષિત થયેલા સ્રોતો સ્રોતોને જ અને ધાતુઓ ધાતુઓને જ દૂષિત કરે છે; દૂષિત થયેલા વાત-પિત્ત અને કફ દૂષિત કરવાના સ્વભાવને લઈ તે સર્વેયને દૂષિત કરનારા બને છે. ૯

પ્રાણાદિવહ સ્રોતોની દુષ્ટિનાં કારણો—

એ બાબતમાં શ્લોકો છે–

ક્ષયને લઈ, વેગ રોકવાથી, રૂક્ષતાથી, ભૂખ્યા માણસે વ્યાયામ કરવાથી અને બીજાં ભયંકર કર્મથી પ્રાણવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૦

ઉષ્ણતાથી, આમથી, ભયથી, મદ્ય વગેરેનાં પાનથી, અતિ સૂકાં અન્નના સેવનથી અને તૃષાને અતિ રોકવાથી જલવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૧

અકાળે, હદ બહાર અને અહિતકર ભોજનથી તથા જઠરાગ્નિની વિગુણતાથી અન્નવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૨

ગુરુ-શીત-અતિ સ્નેહવાળું અને હદ બહાર ખાનારના તથા વિચાર કરવા લાયક બાબતોનો અતિ વિચાર કરવાથી રસવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૩

વિદાહી, સ્નિગ્ધ, ઉષ્ણ અને દ્રવ અન્નપાનનું તથા તડકો અને અગ્નિનું સેવન કરનારના રક્તવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૪

અભિષ્યન્દી, સ્થૂલ અને ગુરુ ભોજ્ય પદાર્થો ખાઈને દિવસે નિદ્રા કરનારના માંસવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૫

વ્યાયામ ન કરવાથી, દિવસે નિદ્રા કરવાથી, મેદવાળી વસ્તુઓ વધુપડતી ખાવાથી અને વારુણી મદિરાનું અતિસેવન કરવાથી મેદોવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૬

વ્યાયામથી, અતિ ક્ષોભથી, હાડકાં અતિ ખખડવાથી અને વાતજનક વસ્તુઓના સેવનથી અસ્થિવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૭

કચડાઈ જવાથી, અભિષ્યન્દથી, પ્રહાર લાગવાથી, દબાઈ જવાથી અને વિરુદ્ધ ભોજનોનું સેવન કરવાથી મજ્જવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૮

અકાળે મૈથુન કરવાથી, અનુચિત યોનિમાં મૈથુન કરવાથી, વીર્યનો વેગ રોકવાથી, અતિ મૈથુનથી અને શસ્ત્ર-ક્ષાર તથા અગ્નિથી શુક્રવાહી સ્રોતો દૂષિત થાય છે. ૧૯

પેશાબ લાગ્યો હોય ત્યારે જલ, ખોરાક અને સ્ત્રીનું સેવન કરવાથી અને મૂત્રને રોકવાથી, ક્ષીણ તથા ઘા લાગેલ મનુષ્યના મૂત્રવાહી સ્રોતો દૂષિત થાય છે. ૨૦

વેગો રોકવાથી, અતિ ખાવાથી, અજીર્ણથી તથા ખાધા ઉપર ખાવાથી મંદ અગ્નિવાળા અને કૃશ મનુષ્યના પુરીષવાહી સ્રોતો દૂષિત થાય છે. ૨૧

વ્યાયામથી, અતિસંતાપથી, ક્રમ વિના શીત અને ઉષ્ણ વસ્તુઓના સેવનથી તથા ક્રોધ, શોક અને ભયથી સ્વેદવાહી સ્રોતો દૂષિત થાય છે. ૨૨

દરેક સ્રોતની દુષ્ટિનું સામાન્ય કારણ—

જે આહાર અને વિહાર દોષોના ગુણની સમાન હોય અને ધાતુઓથી વિપરીત ગુણવાળા હોય તે સ્રોતોને દૂષિત કરે છે. ૨૩

દરેક સ્રોતોની દુષ્ટિનું સામાન્ય લક્ષણ—

વાહ્ય રસોની અતિ પ્રવૃત્તિ, રુકાવટ કે સિરાઓમાં ગાંઠો તથા વાહ્યોનું વિપરીત માર્ગે જવું-એ સ્રોતો દૂષિત થયાનું લક્ષણ છે. ૨૪

સ્રોતોનું સ્વરૂપ—

સ્રોતો પોતાની ધાતુના જેવા જ વર્ણવાળા, ગોળ, સ્થૂલ અને બારીક તથા લાંબા અને આકૃતિમાં વેલના વિસ્તાર જેવા હોય છે. ૨૫

દુષ્ટ સ્રોતોનું ચિકિત્સાસૂત્ર—

દૂષિત થયેલા પ્રાણુવહ, ઉદકવહ અને અન્નવહ સ્રોતોની અનુક્રમે શ્વાસને લગતી, તૃષાનું શમન કરનારી અને આમપ્રદોષને લગતી ચિકિત્સા કરવી જોઈએ. ૨૬

'વિવિધાશિતપીતીય' અધ્યાયમાં રસાદિકનું જે ઔષધ કહ્યું છે તે જ ઔષધ પોતપોતાના રસ અનુસાર રસ વગેરેના સ્રોતોનું કરવું જોઈએ. ૨૭

મૂત્રવહ-પુરીષવહ અને સ્વેદવહ સ્રોતોની અનુક્રમે મૂત્રકૃચ્છ્રને લગતી, અતિસાર સંબંધી અને જ્વરચિકિત્સા પ્રમાણે ચિકિત્સા કરવી જોઈએ. ૨૮

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

તેર પ્રકારના સ્રોતોનાં મૂળ, તેઓનાં દૂષિત થવાનાં લક્ષણ, સામાન્ય લક્ષણ, નામપર્યાય, પરસ્પર કુપિત કરવું, દોષનું જુદું જુદું કારણ, જુદાં જુદાં ઔષધનો નિર્દેશ તથા અધ્યાયની શરૂઆતમાં પુરુષ સ્રોતોમય છે તેવો નિશ્ચય-એ 'સ્રોતોવિમાન'માં બતાવ્યાં છે. ૨૯,૩૦

જેને આખાં શરીરનું સર્વ પ્રકારે જ્ઞાન છે તથા શરીરના સર્વ રોગો જેને વિદિત છે તે પુરુષ ચિકિત્સામાં મુંઝાતો નથી. ૩૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનની અંદર 'સ્રોતોવિમાન' નામક પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો. ૫

---

## અધ્યાય છઠ્ઠો

## રોગાનીક વિમાન

રોગાનીક વિમાન અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'રોગાનીક' વિમાનનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણેજ કહેલું છે. ૧,૨

પ્રભાવ વગેરે ભેદથી રોગના ભેદો—

પ્રભાવભેદથી રોગોના બે સમૂહો છે-સાધ્ય અને અસાધ્ય. બે રોગસમૂહો બલભેદથી છે-મૃદુ અને દારુણ. બે રોગસમૂહો આશ્રયભેદથી છે-મનમાં આશ્રિત અને શરીરમાં આશ્રિત. બે રોગસમૂહો નિમિત્તભેદથી છે-પોતાના ધાતુની વિષમતાને નિમિતે અને આગન્તુ નિમિતે. બે રોગસમૂહો આશયભેદથી છે-આમાશયથી ઉત્પન્ન થનાર અને પક્વાશયથી ઉત્પન્ન થનાર. આ પ્રમાણે પ્રભાવ-બલ-આશ્રય-નિમિત્ત અને આશયના ભેદથી એ બે પ્રકારના હોવા છતાં ભેદનાં કારણ અનુસાર ભેદ પાડતાં અથવા તો એકત્ર કરતાં એકત્વ બહુત્વ થાય છે. દુઃખની સમાનતા હોવાને લીધે રોગોનો સમૂહ એક છે એ એકત્વ. પ્રભાવભેદ વગેરેથી રોગોના દશ સમૂહો છે એ વળી બહુત્વ. એ બહુત્વ પણ અગણિત કે પરિમિત થાય તેમાં પરિમિત બહુત્વ 'અષ્ટોદરીય' અધ્યાયમાં જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે સમજવું; અને અગણિતવળી જે પ્રમાણે 'મહારોગાધ્યાય'માં કહ્યું છે તે પ્રમાણે વેદના-વર્ણ-નિદાન વગેરેનાં અસંખ્યપણાંથી સમજવું. ૩

રોગના સમૂહની ગણત્રી તથા અસંખ્યતામાં યુક્તિ—

ભેદકારણની ભિન્નતા હોવા છતાં સંખ્યેય રોગપરિમાણમાં વિરુદ્ધ કથનથી પ્રતિજ્ઞા દોષયુક્ત થઈ શકતી નથી; તેમજ કેવળ વિરુદ્ધ કથનથી પણ એ નિર્દોષ રહેતી નથી. ભેદ કરનાર ભેદ્ય વસ્તુનો એક પ્રકારે ભેદ કરીને વળી અન્ય પ્રકારે ભેદ કરી શકે છે. પ્રથમ એક પ્રકારે ભેદ

કરેલાનો અન્ય ભેદક કારણથી ભેદ કરતાં, અનેક પ્રકારની ભેદસંખ્યાની ભિન્નતા ભેદકર્તા બતાવે છે અને પૂર્વના ભેદપરિમાણને હાનિ કરતો નથી. ભેદપ્રકૃતિ સમાન હોવા છતાં પણ પ્રસ્તુતથી બીજા પ્રયોગની અપેક્ષા રહે છે. સમાન શબ્દોથી કહેલા જુદા જુદા અર્થો છે અને પર્યાય શબ્દોથી કહેલા એકરૂપ અર્થો છે. એટલે કે એવા ઘણાય શબ્દો છે જેના અર્થ જુદા જુદા થાય છે, જ્યારે એવા શબ્દો પણ છે કે જે જુદા જુદા શબ્દોથી કહેવાતાં છતાં અર્થ એક જ હોય છે. દાખલા તરીકે 'રોગ' શબ્દ દોષ અને વ્યાધિમાં સમાન છે. દોષોને પણ રોગ શબ્દ, આતંકશબ્દ, યક્ષ્મ શબ્દ, દોષપ્રકૃતિ શબ્દ, અને વિકાર શબ્દ પ્રાપ્ત થાય છે; અને વ્યાધિઓને પણ રોગ શબ્દ, આતંક શબ્દ, યક્ષ્મ શબ્દ, દોષપ્રકૃતિ શબ્દ અને વિકાર શબ્દ પ્રાપ્ત થાય છે. તેમાં દોષમાં અને વ્યાધિમાં રોગ શબ્દ સમાન છે ત્યારે બાકીના હેતુ વગેરેમાં ખાસ અર્થવાચક છે. ૪

વ્યાધિ અસંખ્ય છે પણ દોષોની ગણત્રી છે; માનસ અને શારીર દોષો અને તેમાંથી થતા વિકારો—

તેમાં અતિબહુ હોવાને લઈ વ્યાધિઓ અગણિત થાય છે; અને દોષો ખરેખર અતિબહુ ન હોવાથી ગણી શકાય તેટલા છે. માટે ઉદાહરણ સારુ પૂર્વાચાર્યોએ કહ્યું છે તે પ્રમાણે વિકારોની અને સંપૂર્ણપણે દોષોની વ્યાખ્યા કરશું. રજસ અને તમસ એ મનના દોષો છે. તેઓના વિકાર કામ-ક્રોધ-લોભ-મોહ-ઈર્ષ્યા-માન-મદ-શોક-ચિત્તોદ્વેગ-ભય અને હર્ષ વગેરે છે. વાત-પિત્ત અને કફ એ ખરેખર શરીરના દોષો છે. તેઓના પણ વિકારો જ્વર-અતીસાર-શોફ-શોષ-શ્વાસ-પ્રમેહ-કુષ્ઠ વગેરે છે. આ પ્રમાણે સંપૂર્ણપણે દોષો અને વિકારોનો એક ભાગ કહી દેખાડ્યો. ૫

તે બન્નેનાં ત્રણ પ્રકારનાં પ્રકોપનાં કારણો—

તેમાં આ બે પ્રકારના દોષોનાં પ્રકોપકારણ ત્રણ પ્રકારનાં છે. અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ, પ્રજ્ઞાપરાધ અને **પરિણામ**. ૬

ત્રણ દોષોથી અસંખ્ય રોગ થવામાં યુક્તિ—

પ્રકોપ પામેલા તેઓ પ્રકોપક હેતુઓના ભેદને લઈ તથા દૂષ્યના ભેદને લઈ અસંખ્ય વિકારભેદોને ઉત્પન્ન કરે છે. ૭

રોગો પરસ્પર અનુબન્ધી હોય છે—

અને તે કામાદિક અને જ્વરાદિક વિકારો પરસ્પર અનુસરીને ક્યારેક જોડાયેલા રહે છે. ૮

રજસ અને તમસનો પરસ્પર અનુબંધ નિશ્ચિત જ છે કારણ કે રજસ વિના તમસ પ્રવર્તી શકતું નથી. ૯

શારીર દોષો પરસ્પર અનુબન્ધી હોય છે—

ઘણુંખરું એક સ્થાનમાં રહેનાર શારીરિક દોષોના, સમાન ગુણ હોવાને લઈ, સન્નિપાત અથવા સંસર્ગ થાય છે; કારણ કે અહીં દોષોની સમાનતા પ્રકોપક હેતુઓથી લેવાની છે. ૧૦

અનુબન્ધ્ય-અનુબન્ધ પ્રમાણે દોષના ભેદ—

તેમાં અનુબન્ધ્ય અને અનુબન્ધનો તફાવત. અનુબન્ધ્ય સ્વતન્ત્ર સ્પષ્ટ લક્ષણવાળું અને કહ્યા પ્રમાણેના હેતુ તથા શમનવાળું એટલે પોતાના હેતુથી ઉત્પન્ન થયેલ અને પોતાની ચિકિત્સાથી શાંત થનાર છે; અને તેનાથી વિપરીત લક્ષણવાળું તે અનુબંધ. તેમાં જો દોષો અનુબન્ધ્યનાં લક્ષણથી યુકત થાય તો ત્રણના સમૂહને સન્નિપાત કહે છે અને બેના સમૂહને સંસર્ગ કહે છે. અનુબન્ધ્ય અને અનુબંધના ભેદથી કરાયેલો દોષભેદ બહુ પ્રકારનો છે. આ પ્રમાણે વૈદ્યોને માટે સંજ્ઞાદ્વારા કરેલ અને જુદાં જુદાં કારણોના ભેદથી રચેલ દોષોનો અને વ્યાધિઓનો આ સમૂહ છે. ૧૧

જઠરાગ્નિના ચાર ભેદો—

શારીરિક અગ્નિઓમાં બલભેદ અનુસાર ચાર પ્રકારનો ભેદ થાય છે; જેમકે—તીક્ષ્ણ, મંદ, સમ અને વિષમ. તેમાં તીક્ષ્ણ અગ્નિ સર્વ અપથ્ય સહન કરનાર છે; અને તેનાથી વિપરીત લક્ષણવાળો 'મંદ' છે. 'સમ' વળી ખરેખર

અપચારથી વિકૃતિ પામે છે અને અપચાર ન કરવાથી સ્વાભાવિક સ્થિતિમાં રહે છે. 'સમ'નાં લક્ષણથી વિપરીત લક્ષણવાળો તે 'વિષમ'. આ ચાર પ્રકારના અગ્નિ ચાર પ્રકારના જ પુરુષોના હોય છે. તેમાં પ્રકૃતિસ્થિત વાત-પિત્ત અને કફ જેના 'સમ' છે તેઓના અગ્નિ 'સમ' થાય છે; અને વાતપ્રધાન મનુષ્યોનું અગ્નિસ્થાન વાયુથી પરાભવ પામતાં અગ્નિઓ 'વિષમ' થાય છે; પિત્તપ્રધાન મનુષ્યોનું વળી અગ્નિસ્થાન પિત્તથી પરાભવ પામતાં અગ્નિઓ 'તીક્ષ્ણ' થાય છે; અને કફપ્રધાન મનુષ્યોનું અગ્નિસ્થાન કફથી પરાભવ પામતાં અગ્નિઓ 'મંદ' થાય છે. ૧૨

વાતાદિપ્રકૃતિની સંજ્ઞાનો વિચાર—

તે બાબતમાં કેટલાક કહે છે કે સમ પ્રમાણમાં વાત-પિત્ત અને કફવાળાં પ્રાણીઓ હોતાં નથી; કારણ કે મનુષ્યો વિષમ આહારનો ઉપયોગ કરે છે; અને તેથી જ કેટલાક વાત-પ્રકૃતિવાળા, કેટલાક પિત્તપ્રકૃતિવાળા અને કેટલાક વળી કફપ્રકૃતિવાળા થાય છે. પણ તે યોગ્ય નથી. શા કારણે? કારણ કે વૈદ્યો સમ પ્રમાણમાં વાત-પિત્ત અને કફવાળાને નીરોગી માને છે; કારણ કે પ્રકૃતિ એ આરોગ્ય, અને આરોગ્ય માટે જ ઔષધની પ્રવૃતિ હોય છે. તે પ્રકૃતિ જ ઇષ્ટ છે. તેથી સમ પ્રમાણમાં વાત-પિત અને કફવાળા મનુષ્યો હોય છે અને વાતપ્રકૃતિવાળા, પિત્તપ્રકૃતિવાળા કે કફપ્રકૃતિવાળા પુરુષો ખરેખર હોતા નથી. તે તે દોષની અધિકતાથી ખરેખર મનુષ્યોની તે તે દોષની પ્રકૃતિ કહેવાય છે; અને દોષો જયારે વિકૃત થયા હોય ત્યારે પ્રકૃતિસ્થપણું સંભવતું નથી. તેથી એ પ્રકૃતિઓ નથી. વળી વાતપ્રધાન, પિતપ્રધાન અને કફપ્રધાન મનુષ્યો હોય છે પણ તેઓને સ્વસ્થ ન જાણવા. ૧૩

વાતાદિપ્રકૃતિના પુરુષોને ચાર અન્નપાનાદિ પ્રયોગો—

તે ચાર પ્રકારના પુરુષોને ચાર અનુપ્રણિધાન એટલે અન્નપાનાદિક ઉપયોગ શ્રેયસ્કર થાય છે. તેમાં સમ પ્રમાણમાં સર્વ ધાતુવાળાઓને સર્વાકારમાં સમ અનુ-પ્રણિધાન અને અધિક દોષવાળા ત્રણ પ્રકારના પુરુષોનાં પોતપોતાના દોષનું આધિક્ય જોઈને દોષથી વિપરીત ગુણવાળાં ત્રણ અનુપ્રણિધાન, જ્યાં સુધી અગ્નિ સમ થાય છે ત્યાં સુધી, શ્રેયસ્કર થાય છે; અને અગ્નિ સમ હોય ત્યારે સર્વ સમ જ કરવું જોઈએ. આ પ્રમાણે બીજાં પણ વિહારાદિ ચેષ્ટા અને ઔષધપ્રયોગો હિતકર છે. તેઓની વિસ્તારપૂર્વક વ્યાખ્યા કરશું: ૧૪

વાતલ આદિનું રોગીપણું—

ત્રણ પુરુષો રોગી છે, જેઓ બીજાં તન્ત્ર જાણનાર વૈદ્યોને મત નીરોગ છે. જેમકે–વાતલ, પિતલ અને શ્લેષ્મલ. તેઓની વિશેષ ઓળખ આ છે કે વાતલને વાતનિમિત્તના, પિત્તલને પિત્તનિમિત્તના અને શ્લેષ્મલને કફનિમિત્તના વ્યાધિઓ ઘણુંખરું બળવાન હોય છે. ૧૫

વાતલમાં વાતના પ્રકોપનું કારણ અને તેનો ઉપચાર—

તેમાં વાતપ્રકોપક દ્રવ્યોનું સેવન કરનાર વાતલ મનુષ્યનો વાયુ જલદી પ્રકોપ પામે છે. બીજા બે દોષો એ પ્રમાણે જલદી પ્રકોપ પામતા નથી. તેનો તે વાયુ પ્રકોપ પામીને, બલ-વર્ણ-આરોગ્ય અને આયુષ્યનો નાશ કરવા માટે, કહ્યા પ્રમાણેના વિકારોથી શરીરને સંતાપે છે. તેને જીતવાનાં સાધન–વિધિપૂર્વક પ્રયોજેલા સ્નેહ અને સ્વેદ, સ્નેહ-ઉષ્ણ-મધુર-અમ્લ અને લવણથી યુકત મૃદુ સંશોધનો, એ જ પ્રમાણે આહારના પદાર્થો, અભ્યંગ-ઉપનાહ-ઉદ્વેષ્ટન-ઉન્મર્દન-પરિષેક-અવગાહન-સંવાહન-અવ-પીડન-વિત્રાસન-વિસ્માપન અને વિસ્મારણ સુરા તથા આસવનું વિધિપૂર્વક સેવન, દીપનીય-પાચનીય-વાતહર અને વિરેચનીય દ્રવ્યોથી યુકત અનેક વસ્તુથી ઉત્પન્ન થયેલા સ્નેહો, સો વાર પકાવેલા અને હજાર વાર પકાવેલા સર્વેય પ્રયોગ માટેના સ્નેહો, બસ્તિઓ, બસ્તિના નિયમ અને સતત સુખસેવન. ૧૬

પિત્તલમાં પિત્તના પ્રકોપનું કારણ અને તેનો ઉપચાર—

પિત્તપ્રકોપક દ્રવ્યોનું સેવન કરનાર પિત્તપ્રધાન મનુષ્યનું પિત્ત પણ જલદી પ્રકોપ પામે છે. બીજા બે દોષો એ પ્રમાણે જલદી પ્રકોપ પામતા નથી. તેનું તે પિત્ત પ્રકોપ પામીને, બલ-વર્ણ-આરોગ્ય અને આયુષ્યનો નાશ કરવા માટે, કહ્યા પ્રમાણેના વિકારોથી શરીરને સંતાપે છે. તેને જીતવાનાં સાધન–ઘૃતપાન, ઘીથી સ્નેહન,

નીચેના માર્ગે દોષ દૂર કરવો, મધુર-તિક્ત-કષાય અને શીત ઔષધ અને અન્નપાનનો ઉપયોગ, મૃદુ-મધુર-સુગંધી-શીત અને હૃદ્ય ગન્ધોનું સેવન, અતિશય ઠંડાં પાણીમાં રાખેલાં મોતી અને મણિઓના હારના સમૂહને છાતીએ ધારણ કરવા, ક્ષણે ક્ષણે શ્વેતચંદન-પ્રિયંગુ-કાલીય-મૃણાલ-શીતવાયુ અને જલથી તથા ઉત્પલ-કુમુદ-કોકનદ-સૌગન્ધિક અને પદ્મથી યુકત જલ વારંવાર છાંટવું, કર્ણપ્રિય-મૃદુ-મધુર તથા મનગમતાં ગીત-વાદિત્ર સાંભળવાં, ઉન્નતિની વાતો સાંભળવા, મિત્રોની સાથે મેળાપ, શીત કરેલાં વસ્ત્ર તથા માલા ધારણ કરનાર મનગમતી સ્ત્રીઓ સાથે સંયોગ, ચંદ્રમાનાં કિરણોથી શીતલ અને ખૂબ પવનવાળી હવેલીઓમાં નિવાસ, પર્વતની ગુફા-નદીકાંઠો-શીતલ ઘર અને વસ્ત્ર તથા વીંઝણાના પવનનું સેવન, સુખકર-શીતલ અને સુગંધી પવનયુક્ત રમણીય ઉપવનોનું સેવન, પદ્મ-ઉત્પલ-નલિન-કુમુદ-સૌગન્ધિક-પુંડરીક અને શતપત્રના સમૂહોનું સેવન તથા સર્વ શીતલ ભાવોનું સેવન. ૧૭

શ્લેષ્મલમાં શ્લેષ્મના પ્રકોપનું કારણ અને તેનો ઉપચાર—

કફપ્રકોપક દ્રવ્યોનું સેવન કરનાર કફપ્રધાન મનુષ્યનો કફ જલદી પ્રકોપ પામે છે. બીજા બે દોષો એ પ્રમાણે જલદી પ્રકોપ પામતા નથી. તેનો તે કફ પ્રકોપ પામીને, બલ-વર્ણ-આરોગ્ય અને આયુષ્યનો નાશ કરવા માટે કહ્યા પ્રમાણેના વિકારોથી શરીરને સંતાપે છે. તેને જીતવાનાં સાધન—વિધિપૂર્વક યોજેલાં તીક્ષ્ણ અને ઉષ્ણ સંશોધનો, કટુ-તિક્ત અને કષાયથી યુક્ત મોટે ભાગે રૂક્ષ અન્નપાન, તેમજ દોડવું, ઠેકવું, કૂદવું, ફૂદેડી ફરવી, જાગરણ, કુસ્તી, મૈથુન, વ્યાયામ, ઉન્મર્દન, સ્નાન તથા ઉત્સાદન. વિશેષે કરીને તીક્ષ્ણ અને લાંબો કાળ રાખી મૂકેલાં મદ્યોનો ઉપયોગ, ધૂમપાન, સર્વ પ્રકારનાં લંઘન તથા ગરમ વસ્ત્ર અને ભાવિ આરોગ્યની પ્રાપ્તિ માટે આરામનો ત્યાગ. ૧૮

राजाने लायक वैद्यनुं लक्षण—

એ બાબતમાં શ્લોક છે—

સર્વરોગોના ભેદને જાણનાર, સર્વ કાર્યના ભેદને જાણનાર તથા સર્વ ઔષધનાં તત્વને જાણનાર વૈદ્ય રાજાનો પ્રાણ રક્ષનાર બને છે. ૧૯

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો —

જુદી જુદી પ્રકૃતિના ભેદથી રોગસમૂહના ભેદ, પરસ્પર વિરોધ ન હોવો, રોગ અને દોષની સમાનતા, દોષોની સંખ્યા, વિકારોનો એક ભાગ, દોષના પ્રકોપક હેતુ, અગ્નિની બાબતમાં વિચાર, કાયાગ્નિને પ્રકૃતિમાં સ્થાપનાર ઔષધો—એ સર્વ આ 'રોગાનીક' વિમાનમાં મહર્ષિએ કહી બતાવ્યાં. ૨૦–૨૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનની અંદર 'રોગાનીક' વિમાન નામક છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

---

## અધ્યાય સાતમો

### વ્યાધિતરૂપીય વિમાન

व्याधितरूपीय विमान अध्यायनो उपक्रम

"હવે અહીંથી 'વ્યાધિતરૂપીય' વિમાનનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે કહેલું છે. ૧,૨

रोगी जेवा आठ पुरुषो—

અહીં ખરેખર બે પુરુષો વ્યાધિગ્રસ્ત થાય છે. જેમકે—એક ગુરુવ્યાધિત મન-બલ અને શરીરની સમ્પત્તિવાળો હોવાથી લઘુ વ્યાધિવાળા જેવો જણાય છે. બીજો લઘુ-વ્યાધિત મન વગેરેના હલકાપણાને લઈને ગુરુવ્યાધિવાળા જેવો જણાય છે. તેઓમાં અકુશળ વૈદ્યો ફક્ત ચક્ષુથી રૂપ જોઈને જ રોગની ગુરુતા કે લઘુતાનો નિશ્ચય કરવામાં ભૂલ ખાય છે. ૩

व्याधिनी गुरुता तथा लघुतामां भूलेला पुरुषो चिकित्सामां भूल खाय छे—

જ્ઞાનના એક અંશથી આખા જ્ઞેય વિષયનું જ્ઞાન થતું નથી. ખરેખર રોગજ્ઞાનમાં ભૂલ ખાનારા ચિકિત્સા-

જ્ઞાનમાં પણ ભ્રમમાં પડે છે. તેઓ, જ્યારે ગુરુવ્યાધિવાળા પુરુષને લઘુવ્યાધિવાળા સમજે છે ત્યારે, તેને થોડા દોષવાળો માની લઈને સંશોધન કરવાના સમયે મૃદુ સંશોધન આપીને તેના દોષોને વધુ પડતા ઉદીર્ણ કરે છે. તેઓ, જ્યારે લઘુવ્યાધિવાળા પુરુષને ગુરુવ્યાધવાળો સમજે છે ત્યારે, તેને ઘણા દોષવાળો માની લઈને સંશોધન કરવાના સમયે તીક્ષ્ણ સંશોધન આપીને દોષોને ઘણા જ પ્રમાણમાં બહાર કાઢીને તેનું શરીર ક્ષીણ કરે છે. એવી રીતે જ્ઞાનના એક અંશના જ્ઞાનથી આખા જ્ઞેય વિષયનું જ્ઞાન થઈ જાય છે તેમ જાણનારા જ્ઞાનના માર્ગમાં ભૂલ ખાય છે. જે વૈદ્યોએ જ્ઞેય વિષયને બરાબર જાણી લીધો છે તેઓ સર્વ પરીક્ષા કરવા લાયકની સર્વથા અને યથાસંભવ પરીક્ષા કરીને નિશ્ચય કરવામાં કદી પણ ભ્રમમાં પડતા નથી અને વાંછિત અર્થને પૂર્ણ કરે છે. ૪

એ બાબતમાં શ્લોકો છે કે—

અલ્પજ્ઞ વૈદ્યો રોગીમાં સત્ત્વાદિના વિકલ્પને લઈને વ્યાધિઓનાં લક્ષણો જોઈ, રોગનાં બલાબલનો નિશ્ચય કરવામાં ભૂલ ખાય છે. ૫

અજ્ઞાનથી મોહ પામેલા તેઓ યુક્તિ વિના જ ઓસડ કરે છે તેથી રોગીનું મરણ કે મહાક્લેશ થાય છે. ૬

બુદ્ધિમાન વૈદ્યો સર્વ પરીક્ષાયોગ્યની દરેક રીતે પરીક્ષા કરીને, ઔષધોના પ્રયોગોમાં કદી પણ ભૂલ ખાતા નથી. ૭

પુરુષાશ્રિત ક્રમિના વિષયમાં અગ્નિવેશનો પ્રશ્ન—

એમ વ્યાધિતરૂપાધિકારમાં વ્યાધિતરૂપ મનુષ્યની સંખ્યાના પ્રમાણનો સંભવ વ્યાધિતરૂપ પુરુષના હેતુથી થયેલ ભૂલથાપનું સદોષ કારણ અને સમ્યક્ જ્ઞાનનું નિર્દોષ કારણ સાંભળીને ભગવાને આત્રેયને અગ્નિવેશે મળમાં આશ્રિત સર્વકૃમિનાં નિદાન, સ્થાન, આકૃતિ, વર્ણ, નામ, પ્રભાવ અને ચિકિત્સાના ભેદો પ્રણામ કરીને પૂછ્યા. ૮

ક્રમિના ભેદો—

હવે ભગવાન આત્રેયે તેને કહ્યું, 'હે અગ્નિવેશ! અહીં ખરેખર, સહજ કૃમિઓ સિવાય, બાકીના વીસ જાતના કૃમિઓ જુદા જુદા વિભાગથી પહેલાં કહ્યા છે. ઉત્પત્તિ પ્રમાણે ભેદ પાડતાં તેઓ ચાર જાતના છે; જેમકે-પુરીષજ, કફજ, રક્તજ અને મલજ. ૯

મલજન્ય ક્રમિનાં કારણો વગેરે—

મળ બે પ્રકારનો છે-બાહ્ય અને આભ્યંતર. તેમાં બાહ્યમલમાં ઉત્પન્ન થનારાઓને 'મલજ' કહીએ છીએ. તેઓનું નિદાન-શરીરશુદ્ધિનો ત્યાગ. સ્થાન-વાળ, મૂછ, રુંવાડાં, પાંપણ અને વસ્ત્રો. આકૃતિ-અણુ જેવા, તલના આકારના અને બહુ પગવાળા હોય છે. વર્ણ-કાળો અને ધોળો. નામ-જૂ અને લીખ. પ્રભાવ-ખરજ પેદા કરવી અને કોઠ તથા પિડકા ફૂટી આવવાં. ચિકિત્સા-તેઓને પકડીને બહાર કાઢવા, મળનો નાશ અને મલોત્પાદક ભાવોનું અસેવન. ૧૦

રક્તજન્ય ક્રમિનાં કારણો વગેરે—

રક્તજ કૃમિઓનું નિદાન કુષ્ઠના જેવું જ છે. સ્થાન-રક્તવાહિની ધમનીઓ. આકૃતિ-અણુ જેવા, ગોળ તથા પગ વિનાના. કેટલાક સૂક્ષ્મ હોવાથી દેખાતા નથી. વર્ણ-લાલ. નામ-કેશાદ, લોમાદ, લોમદ્વીપ, સૌરસ, ઔદુમ્બર અને જન્તુમાતા. પ્રભાવ-વાળ, દાઢીમૂછ, રુંવાડાં, નખ અને પાંપણનો નાશ. જો તે વ્રણમાં હોય તો રોમાંચ, ખરજ, સોય ભોંકાવા જેવી પીડા અને કાંઈ સરકતું લાગવું, એ થાય છે. તેઓ બહુ વધે તો ચામડી, સિરાઓ, સ્નાયુઓ, માંસ અને કુમળાં હાડકાંને ખાઈ જાય છે. તેઓની ચિકિત્સા પણ કુષ્ઠની સમાન જ છે. તે પછીથી કહીશું. ૧૧

કફજન્ય ક્રમિનાં કારણો વગેરે—

કફજ-દૂધ, ગોળ, તલ, માછલી, આનૂપ દેશના પ્રાણીઓનું માંસ, પિષ્ટાન્ન, દૂધપાક, કસુંબીનું તેલ, અજીર્ણ, સડેલું-ક્લેદ કરનાર-સંકીર્ણ-વિરુદ્ધ અને

અસાત્મ્ય અન્ન ખાવાથી ઉત્પન્ન થાય છે. તેઓનું સ્થાન આમાશય. તેઓ વધતાં ઉપર, નીચે કે બેઉ તરફ પ્રસરે છે. આકૃતિ અને વર્ણના ભેદો–કેટલાક સફેદ, મોટા, વાધરી જેવા; કેટલાક પહોળાઈમાં ગોળ અને અળશીઆં જેવી આકૃતિવાળા, દેખાવમાં સફેદ તથા રાતા; કેટલાક અણુજેવા, લાંબી દોરીના આકારના અને સફેદ. એ ત્રણે પ્રકારના કફજ કૃમિઓનાં નામ–અંત્રાદ, ઉદરાદ, હૃદયચર, ચુરુ, દર્ભપુષ્પ, સૌગન્ધિક અને મહાગુદ. પ્રભાવ–મોળ, મોઢામાંથી લાળ પડવી, અરુચિ, અપચન, તાવ, મૂર્છા, બગાસાં, છીંકો, આફરો, શરીર ભાંગવું, ઉલટી, કૃશતા, ખરસટતા. ૧૨

પુરીષજન્ય કૃમિનાં કારણો વગેરે—

પુરીષજ કૃમિઓનું કફજ કૃમિ જેવુંજ નિદાન છે. તેઓનું સ્થાન–પક્વાશય. તેઓ વધતાં નીચે તરફ પ્રસરે છે. જે સમયે જેના કૃમિ આમાશય તરફ પ્રસરે તેટલા સમય સુધી તેના ઓડકાર અને નિઃશ્વાસમાં મળની ગન્ધ આવે છે. આકૃતિ અને વર્ણના ભેદો–કેટલાક સૂક્ષ્મ અને ગોળપરિધવાળા, કેટલાક સફેદ, લાંબા, ઊનના દોરા જેવા; વળી કેટલાક જાડા, પરિણાહમાં ગોળ, શ્યામ, વાદળી, લીલા અને પીળા. તેઓનાં નામ–કકેરુક, મકેરુક, લેલિહ, સશૂલક અને સૌસુરાદ. પ્રભાવ–મલભેદ, કૃશતા, ખરસટતા અને રુંવાડાં ઉભાં થવાં અને તેઓ તે રોગીની ગુદાના મુખમાં તોદ કરીને ખરજ પેદા કરે છે અને ગુદાના મુખમાં વાસ કરે છે. તેઓ હર્ષિત થઈને વારેવારે ગુદભ્રંશ કરે છે. આ કફજ અને પુરીષજ કૃમિઓનાં નિદાનાદિનો ભેદ છે. ૧૩

કૃમિજન્ય રોગોની સંક્ષેપમાં ચિકિત્સા—

તેઓની ચિકિત્સા સંક્ષેપમાં કહીને પછી વિસ્તારથી કહેશું. તેમાં પ્રથમ સર્વ કૃમિનું અપકર્ષણ કરવું જોઈએ; પછી તેમની પ્રકૃતિનો વિઘાત, એટલે ઉત્પતિકારણનો નાશ; ત્યારબાદ નિદાનમાં કહેલા ભાવોનું અસેવન. ૧૪

કૃમિનું અપકર્ષણ—

તેમાં અપકર્ષણ–સાધનવાળા અથવા સાધનરહિત વૈદ્યે વિચાર કરી કૃમિને હાથથી પકડી ખેંચી કાઢવા; જે પોતાના સ્થાનમાં હોય તેઓનું અપકર્ષણ વિધિ પ્રમાણે ઔષધથી કરવું જોઈએ. તે ચાર પ્રકારનું છે; જેમકે–શિરોવિરેચન, વમન, વિરેચન અને આસ્થાપન બસ્તિ. આ અપકર્ષણવિધિ કહ્યો. તેઓના ઉત્પત્તિ-કારણનો નાશ–તીખાં, કડવાં, તુરાં, ખારાં અને ગરમ દ્રવ્યોનો ઉપયોગ; અને બીજું જે કાંઈ કફ અને મળથી વિરુદ્ધ ગુણવાળું હોય તે. આમ ઉત્પત્તિકારણનો નાશ કહ્યો. ત્યાર બાદ નિદાનમાં કહેલા ભાવોનું સેવન ન કરવું–નિદાનવિધિમાં જે કહ્યું છે તે અને તેવાં જ બીજાં દ્રવ્યો છોડી દેવાં. એમ લક્ષણ મુજબ ચિકિત્સાનું વ્યાખ્યાન કર્યું. એનું એ જ ફરીથી વિસ્તારીને કહેવાશે. ૧૫

પછી જેના કોષ્ઠમાં કૃમિ હોય તેને પ્રથમ છ કે સાત દિવસ સુધી સ્નેહન અને સ્વેદન કરીને, બીજે દિવસે તેને સંશોધન પીવરાવવું છે તેમ વિચારીને, કૃમિઓને પ્રેરિત કરવા; તથા કોષ્ઠમાં લાવવા માટે વૈદ્યે તેને દૂધ, ગોળ, દહીં, તલ, માછલાં, આનૂપ પ્રાણીઓનું માંસ, પિષ્ટાન્ન, દૂધપાક અને કસુંબીના તેલથી યુક્ત ભોજન સાંજે અને સવારે જમાડવું. પછી રાત્રિ પસાર થયા બાદ તેને સુખે સૂઈ રહેલો અને ખોરાક બરાબર પચી ગયેલો જાણીને, સર્વ પરીક્ષાલાયક વિશેષોની બરાબર પરીક્ષા કરીને, યોગ્ય લાગે તો તે દિવસે આસ્થાપન બસ્તિ, વમન અને વિરેચન પ્રયોજવું. ૧૬

પછી તેને મૂળા, સરસવ, લસણ, કરંજ, સરગવો, મીઠો સરગવો, ખોડી અજમોદ, ભૂરતૃણ, સુમુખ, સુરસ, કુઠેરક, ગંડીર, કાલમાલક, પર્ણાસ, નાકછીંકણી, ક્ષવક, ફણિજ્જ, તે બધાંય કે જેટલાં મળે તેટલાં લાવવા કહેવું. તે લાવેલાં દ્રવ્યો જોઈને કકડા કરાવી, પાણીથી ધોઈ, સારી રીતે ધોઈ નાંખેલ પાત્રમાં નાંખી, અર્ધા પ્રમાણમાં પાણી મેળવેલું ગોમૂત્ર નાખીને સતત કડછીથી હલાવતાં હલાવતાં પકાવવું. જ્યારે વધુ પડતું પાણી બળી જાય અને ઔષધિઓનો રસ આવી જાય ત્યારે તેને ઉતારી લેવું. કવાથ નવશેકો થાય ત્યારે સારી પેઠે ગાળી લઈ, મીંઢોળ,

લીંડીપીપર, વાવડિંગના કલ્ક અને તેલ નાખવાં; અને સાજીખારથી લવણવાળો કરી, બસ્તિમાં ભરીને રોગીને વિધિ પ્રમાણે આસ્થાપનબસ્તિ આપવી. અથવા એ જ પ્રમાણે આકડો, અલર્ક, કડો, તુવર, કઠ અને કૈડર્યના કવાથથી, તથા સરગવો, પીલુડી, ધાણા, કડુ અને સરસવના કવાથથી, તથા આમળાં, આદુ, દારુહળદર અને લીમડાના કવાથથી તેમાં મદનફલાદિના કલ્ક નાખીને ત્રણ વાર કે સાત વાર આસ્થાપન બસ્તિ આપવી. ૧૭

છેવટની બસ્તિ બહાર આવી જાય ત્યારે રોગીને આશ્વાસન આપીને, તે દિવસે જ ઉપર નીચેના બે ભાગના દોષને હરનાર સંશોધન યુક્તિપૂર્વક પીવરાવવું. તેનો વિધિ કહેવાય છે—મીંઢોળના અને લીંડીપીપરના અર્ધા અંજલિ એટલે ૮ તોલા કવાથમાં એક અક્ષ એટલે ૧ તોલો નસોતરનો કલ્ક મેળવી તે રોગીને પીવાને આપવું. તે તેના દોષોને બેઉ માર્ગદ્વારા બરાબર હરે છે. એ જ રીતે કલ્પસ્થાનમાં કહેલાં વમન અને વિરેચનો મિશ્ર કરીને, બુદ્ધિથી સર્વ બાબતો પર ધ્યાન રાખતા વૈદ્યે રોગીને પાવાં. ૧૮

હવે તેને બરાબર વિરિક્ત થએલો જાણીને, સાંજના, વાવડિંગના નવશેકા કવાથથી પરિષેચન કરવું; અને તેજ કવાથથી હમેશ બાહ્ય અને આભ્યંતર જલકાર્ય કરાવવાં. તેના અભાવે તીખાં, કડવાં અને તુરાં ઔષધોના કાઢા કે યવક્ષારાદિ મિશ્રિત મૂત્રોથી પરિષેચન કરવું. પરિષેચન કરાવ્યા બાદ તેને પવન વગરના ઘરમાં લઈ જઈને, લીંડીપીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠથી બનાવેલી યવાગૂઓ વડે ક્રમથી તેનો ઉપચાર કરવો. રોગી વિલેપીના ક્રમ સુધી પહોંચે ત્યારે એકાંતરે તેને વાવડિંગના તેલથી બે કે ત્રણ વખત અનુવાસન બસ્તિ આપવી. ૧૯

જો વળી તેનામાં શીર્ષાદ કૃમિઓ વધેલા અને કોઈવાર તેઓ માથામાં ફરતા લાગે તો માથાને સ્નેહન અને સ્વેદન કરીને 'અપામાર્ગતંડુલીય' અધ્યાયમાં કહેલાં શિરોવિરેચન વડે શિરોવિરેચન કરાવવું. ૨૦

કૃમિની ઉત્પત્તિનાં કારણનો નાશ—

કૃમિની ઉત્પત્તિના કારણના નાશને માટે આહારનો જે વિધિ કરવાયોગ્ય કહ્યો છે તેનું હવે અમે વ્યાખ્યાન કરશું. મૂળ અને આગલા પ્રતાન સહિત સરગવો લાવી, કટકા કરી, ખાંડણિયામાં ખાંડી, હાથથી નીચોવીને રસ કાઢી લેવો. તે રસ સાથે લાલ શાલિ ચોખાનો લોટ મેળવી, બાટી કરીને નિર્ધૂમ અંગારા ઉપર પકાવવી. તેને વાવડિંગનું તેલ અને મીઠું ચોપડીને કૃમિકોષ્ઠ રોગીને ખાવા સારુ આપવી. ત્યાર બાદ પંચકોલ એટલે પીપર, પીપરમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ તથા સીઠાવાળી ખાટી કાંજી કે ઉદશ્વિત્ એટલે અર્ધભાગ જલમિશ્રિત છાશ પાવાં. આ જ વિધિથી ભાંગરો, આકડો, કાંટાશેરીઓ, કદમ્બ, નગોડ, સુમુખ, સુરસ, કુઠેરક, ગંડીર, કાલમાલક, પર્ણાસ, ક્ષવક, સરવો, બકુલ, ઓરસલી, કડો, દારુડી—એમાંથી ગમે તેના સ્વરસમાં બાટી બનાવવી. તથા અઘેડો, કરિયાતું, સુવહા, આમળાં, હરડે કે બહેડાંના સ્વરસમાં બાટી બનાવવી. તેઓના સ્વરસોને એકલા કે બબ્બે કે બધામાં મધ મેળવીને સવારમાં ભૂખ્યે પેટે પીવા સારુ આપવા. ૨૧

હવે ઘોડાની લાદ લાવી, મોટી ચટાઈ પર પાથરી, તડકે સૂકવી, ખાંડણિયામાં ખાંડી, પથ્થર પર ફરી ઝીણું ચૂર્ણ કરાવવું. વાવડિંગના કાઢાથી કે ત્રિફલાના કાઢાથી આઠ વાર કે દશ વાર તડકે સારી રીતે ભાવના આપવી. ભાવના આપીને વળી પથ્થર પર સૂક્ષ્મ ચૂર્ણ કરાવી, નવાં માટીનાં વાસણમાં નાખી, મુખ બંધ કરી સંભાળપૂર્વક મૂકવું. તે ચૂર્ણ એક કર્ષ એટલે એક તોલો કે જેટલી ઠીક લાગે તેટલી માત્રામાં, મધ મેળવી, કૃમિના રોગીને ચાટવા આપવું. ૨૨

તથા ભિલામાં એક ઘડામાં જેટલાં માય તેટલાં લાવી, કચડી, તળિયામાં અનેક ઝીણાં છીદ્રવાળા સ્નેહભાવિત મજબૂત ઘડામાં નાંખી, શરાવથી મોઢું બંધ કરી, કપડમાટી કરી લેવો. તેને ભોંયમાં ગળાં સુધી દાટેલા બીજા સ્નેહભાવિત મજબૂત ઘડા ઉપર મૂકી ચારે બાજુએ છાણાં ગોઠવી સળગાવવું. જ્યારે છાણાં બરાબર બળી ગયેલાં અને ભિલામાંમાંથી તેલ નીકળી ગયેલું લાગે ત્યારે વૈદ્યે તે ઘડાને કાઢી લેવો. પછી તે બીજા ઘડામાંથી તેલ લઈને, તેનાથી અર્ધી માત્રામાં વાવડિંગનું ચૂર્ણ મેળવી, આખો દિવસ

તડકે રાખી, પછી તેમાંથી રોગીને માત્રામાં પીવા સારુ આપવું. તેનાથી સારું વિરેચન થાય છે. વિરેચન થયા બાદ અગાઉ જેમ કહી છે તેમ ચિકિત્સા છે. એ જ પ્રમાણે દેવદાર અને સરલનાં લાકડાના સ્નેહો કાઢીને પીવા સારુ આપવા. ૨૩

અનુવાસન બસ્તિ આપવાને વખતે રોગીને અનુવાસન બસ્તિ આપવી. ૨૪

પછી તેને શરદ ઋતુમાં ઉત્પન્ન થયેલા ગુણયુક્ત નવા તલ લાવવાને કહેવું. તે લાવી, માટી વગેરે દૂર કરી, ધોઈને સાફ કરી, દોષ જતા રહે ત્યાં સુધી વાવડિંગના નવશેકા કાઢામાં પલાળી રાખવા. મલ જતો રહેલ જોઈને, સારી પેઠે ફોતરાં કાઢી, ફરીથી ધોઈ સાફ કરીને, વાવડિંગના કાઢાની સારી પેઠે એકવીસ ભાવના દઈ, તડકે સૂકવી, ખાડણિયામાં ખાંડી, ફરી પથ્થર ઉપર ઝીણો પિષ્ટ કરી, દ્રોણીમાં રાખી, વાવડિંગના કાઢાને વારે વારે નાખતાં જતાં હાથથી લઢવા. હાથથી લઢતાં તેમાંથી જે તેલ નીકળે તે હાથથી લઈ, સ્વચ્છ મજબૂત ઘડામાં ભરી, તે ઘડો સંભાળપૂર્વક મૂકવો. ૨૫

પછી તેને તિલ્વક, લોધ્ર અને ઉદ્દાલકના વાવડિંગના કાઢા વડે સારી પેઠે લઢેલા એક એક પલ એટલે ચાર તોલા, તેનાથી અર્ધી માત્રામાં શ્યામ અને લાલ નસોતરના, તેનાથી અર્ધી માત્રામાં દન્તી અને દ્રવન્તીના અને તેનાથી અર્ધી માત્રામાં ચવક અને ચિત્રકના પિંડો લાવવા કહેવું. તે બધા પિંડોને વાવડિંગના અર્ધા આઢક એટલે ૧૨૮ તોલા કાઢામાં મિશ્રિત કરી, તેમાં તેલ એક પ્રસ્થ એટલે ૬૪ તોલા નાખી, બધું હલાવી, મોટી કડાઈમાં રેડી, અગ્નિ ઉપર ચડાવી, નીરાંતે આસન પર બેસી, તેલની દરેક રીતે વારંવાર સંભાળ રાખતાં, સતત કડછીથી હલાવતાં, મૃદુ અગ્નિથી પકાવવું. જ્યારે તેમાં અવાજ થતો બંધ થાય, ફીણ આવતું શાન્ત થાય, સ્નેહ સ્વચ્છ થાય, બરાબર ગંધ-વર્ણ અને રસ ઉત્પન્ન થાય અને ઔષધિઓની આંગળીથી ચોળતાં વાટ વળે, તે અતિ મૃદુ કે અતિ કઠણ ન હોય અને આંગળીએ ચોટે નહિ એમ વૈદ્યને જણાય તે વખતે તેને અગ્નિ પરથી ઉતારવાનો છે. પછી તેને ઉતારી, શીતળ થવા દઈ, નવા કપડાથી ગાળી, શુદ્ધ અને મજબૂત ઘડામાં રેડી, ઢાંકણાથી ઢાંકી, સફેદ કપડાના પટથી ઢાંકી, દોરીથી સારી રીતે બાંધી, સંભાળપૂર્વક મૂકવો. પછી તેને તેમાંથી માત્રામાં પીવા સારુ આપવું. તેનાથી સારો રેચ લાગે છે. સારી રીતે જેના દોષ દૂર થયા છે તેવાની ચિકિત્સા કહ્યા પ્રમાણે કરવી. પછી અનુવાસન બસ્તિ આપવાને વખતે તેને અનુવાસન બસ્તિ આપવી. પકાવવાની એની એ જ રીતથી સરસવ, અળસી, કણઝ અને કોષાતકીનાં તેલ સિદ્ધ કરી, સર્વ બાબતો ધ્યાનમાં રાખીને પાવાં. તેનાથી નીરોગી થાય છે. ૨૬

એ મુજબ કફ અને પુરીષથી ઉત્પન્ન થતા બે જાતના ક્રિમિનાં નિદાન, આકૃતિ, વર્ણ, નામ, પ્રભાવ અને ચિકિત્સાના ભેદનું સામાન્ય વ્યાખ્યાન કર્યું. વિશેષે કરીને, તે તે ઔષધીઓની થોડી માત્રા વડે પુરીષજ કૃમિઓની ચિકિત્સા ઘણું કરીને આસ્થાપન બસ્તિ, અનુવાસન બસ્તિ અને વિરેચનથી કરવી. વળી તે તે ઔષધિઓની વધુ માત્રાથી, કફજ ક્રિમિની ચિકિત્સા ઘણું કરી શિરોવિરેચન, વમન અને ઉપશમન વડે કરવી. એમ આ ક્રિમિનાશક ઔષધવિધિનું વ્યાખ્યાન કર્યું. તેનો પ્રયોગ કરનારે પોતાને થએલા કૃમિ અનુસાર કારણોનો ત્યાગ કરવામાં પ્રયત્નવાન થવું. એમ ઉદ્દેશાનુસાર આ કૃમિકોષ્ઠ પુરુષની ચિકિત્સાનું યથાવત્ વ્યાખ્યાન કર્યું. ૨૭

ક્રૃમિઘ્ન ઔષધના વિધિનો બીજો ઉપદેશ છે—

તે બાબતમાં શ્લોકો છે કે—

સૌથી પ્રથમ અપકર્ષણ, ત્યાર બાદ ઉત્પત્તિનાં કારણોને નાશ અને ત્યાર બાદ નિદાનનો ત્યાગ—એ કૃમિઓનું ઔષધ કહ્યું છે. ૨૮

કૃમિને ઉદ્દેશીને ત્રણ પ્રકારનો જે વિધિ કહ્યો છે તે જ વિધિ બધા રોગોના નિવારણ માટે નક્કી કરવામાં આવ્યો છે. ૨૯

વૈદ્ય જુદા જુદા રોગમાં વિધિ પ્રમાણે સંશોધન, સંશમન અને નિદાનનો ત્યાગ—એ કરાવવું. ૩૦

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

વ્યાધિવાળા બે પુરુષો, વિદ્વાન અને મૂર્ખ વૈદ્યો, તેઓનું પ્રયોજન, વીસ પ્રકારના ક્રિમિ, તેઓનો હેતુ આદિ સાતનો ગણ,-એ બધું શિષ્યને સમજાવવા અને રોગોને શાન્ત કરવા માટે 'વ્યાધિતરૂપીય' નામના વિમાનમાં પરમર્ષિએ કહ્યું. ૩૧,૩૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનમાં 'વ્યાધિતરૂપીય' વિમાન નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

## અધ્યાય આઠમો
### રોગભિષગ્જિતીયવિમાન

રોગભિષગ્જિતીયવિમાન અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'રોગભિષગ્જિતીય' વિમાનનું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ગ્રન્થપરીક્ષા—

બુદ્ધિમાન માણસે પોતાના કાર્યની ગુરુતા કે લઘુતા, કર્મનું તાત્કાલિક ફલ, અનુબંધ, દેશ અને કાલ એ સૌને જાણીને, યોગ્યતા જોઈ, શાસ્ત્રની જ પહેલાં પરીક્ષા કરવી જોઈએ. વૈદ્યોનાં વિધવિધ શાસ્ત્રો લોકોમાં પ્રચાર પામેલાં છે; તેમાં ઘણા મોટા યશવાળું, ધીર પુરુષોએ સેવેલું, અર્થભરપૂર, આપ્ત પુરુષોએ પૂજેલું, ત્રણ પ્રકારના શિષ્યની બુદ્ધિને હિતકારક, પુનરુક્તિના દોષ વગરનું, ઋષિઓએ રચેલું, સારી રીતે રચેલાં સૂત્ર અને ભાષ્યના સંગ્રહના ક્રમવાળું. પોતાના જ આધારવાળું, અશ્લીલ શબ્દ વગરનું, કઠણ શબ્દ વગરનું, સ્પષ્ટ શબ્દોવાળું, પરિપાટીથી ચાલતા આવેલા અર્થવાળું, અર્થ અને તત્ત્વનો નિશ્ચય જેમાં મુખ્ય છે એવું, બંધબેસતા અર્થવાળું, ભેળસેળ વગરનાં પ્રકરણોવાળું, જલદીજ્ઞાન આપે તેવું, શાસ્ત્રોનાં લક્ષણવાળું અને ઉદાહરણવાળું જે શાસ્ત્ર મનાતું હોય તે શાસ્ત્રનો આશ્રય કરવો જોઈએ. નિર્મળ સૂર્ય જેમ અંધકારનો નાશ કરી સર્વ વસ્તુને પ્રકાશિત કરે છે તેમ એવી જાતનું શાસ્ત્ર અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી સર્વને પ્રકાશિત કરે છે. ૩

આચાર્યપરીક્ષા—

ત્યાર પછી આચાર્યની પરીક્ષા કરવી જોઈએ. તે જેમકે-શુદ્ધ વિદ્યાવાળો, વૈદ્યકનાં કર્મ જેણે સારી પેઠે જોયાં છે એવો, હોશિયાર, ચતુરાઈવાળો, પવિત્ર, સિદ્ધહસ્ત, વૈદ્યકનાં સાધનવાળો, બધી ઇન્દ્રિયોથી યુક્ત, પ્રકૃતિનો પારખનાર, તરતબુદ્ધિ, અન્ય શાસ્ત્રોના સંસ્કારવાળો, અહંકારરહિત, અસૂયારહિત, કોપ કરવાના સ્વભાવ વગરનો, મહેનત કે કષ્ટ સહન કરનાર, શિષ્યો પર પ્રીતિ રાખનાર, ભણાવનાર તથા જ્ઞાન આપવાને સમર્થ હોવો જોઈએ; કારણ કે પોતાની ઋતુનો એટલે કે વર્ષા ઋતુનો મેઘ જેમ સારાં ખેતરને અનાજથી જલદી સંપન્ન કરે છે તેમ આવા ગુણવાળો આચાર્ય સારા શિષ્યને વૈદ્યના ગુણથી તરત સંપન્ન કરે છે. ૪

શાસ્ત્રજ્ઞાનના ઉપાયો—

તેની પાસે આવીને આરાધના કરવાની ઇચ્છાવાળા શિષ્યે સાવધાનીથી તેની અગ્નિ પ્રમાણે, દેવ પ્રમાણે, રાજા પ્રમાણે, પિતા પ્રમાણે અને ધણી પ્રમાણે સેવા કરવી જોઈએ. પછી તેની કૃપાથી બધું શાસ્ત્ર શીખીને, શાસ્ત્ર કહેવાની સુંદરતામાં, અર્થ વિશિષ્ટ પ્રકારે જાણવામાં અને વચનની શક્તિમાં ફરી ફરીને સારી રીતે પ્રયત્ન કરવો જોઈએ. ૫

તે બાબતના ઉપાયો કહેવામાં આવે છે-ભણવું, ભણાવવું અને તે તે વિદ્યા જાણનારાઓ સાથેનું સંભાષણ એ ઉપાયો છે. ૬

અધ્યયનનો વિધિ—

તેમાં ભણવાનો વિધિ આ છે-નીરોગી અને ભણવા માટે જેણે અવકાશ લીધો છે તેવા શિષ્યે સવારે કે

વહેલી સવારે ઊઠીને, દાતણપાણી-ઝાડેજંગલ વગેરે આવશ્યક કરીને, સ્નાનવિધિ પતાવીને, દેવો-ઋષિઓ-ગાયો-બ્રાહ્મણો-ગુરુઓ-વૃદ્ધો-આચાર્યો વગેરેને નમસ્કાર કરી, સમાન એટલે ઊંચાં-નીચાં કે ખાડાટેકરા વગરનાં અને પવિત્ર સ્થાને સુખે બેસી, એકાગ્રમનવાળા વાણીથી સૂત્રની સોંસરવા નીકળતાં નીકળતાં, બરાબર સમજીને અને અર્થ તથા તત્ત્વની સોંસરવા નીકળીને, પોતાના દોષ દૂર કરવાને અને બીજાના અધ્યયનદોષ જાણવાની શક્તિ મેળવવા માટે, ફરી ફરીને તેનું પુનરાવર્તન કરવું જોઈએ. એ પ્રમાણે બપોરે, દિવસના પાછલા ભાગમાં અને રાત્રે–સમય ગુમાવ્યા વગર હંમેશ અભ્યાસમાં મંડ્યું રહેવું જોઈએ; એવો ભણવાનો વિધિ છે. ૭

શિષ્યપરીક્ષા—

હવે ભણાવવાનો વિધિ–ભણાવવાને તત્પર થયેલા આચાર્યે શિષ્યની જ પહેલાં પરીક્ષા કરવી જોઈએ. તે જેમકે–બહુજ શાંત, ઉમદા સ્વભાવનો, ક્ષુદ્ર કર્મ ન કરનાર, સીધાં આંખ-મોઢું ને, નાકની દાંડીવાળો, પાતળી-લાલ અને નિર્મળ જીભવાળો, દાંત કે હોઠ બેડોળ ન હોય તેવો, ગૂંગણો ન હોય તેવો, ધૈર્યવાળો, અહંકારરહિત, બુદ્ધિવાળો, વિતર્ક અને સ્મૃતિવાળો, ઉદાર સ્વભાવનો, તે તે વિદ્યાવાળાના કુળમાં જન્મેલો અથવા તે તે વિદ્યાનાં આચરણવાળો, તત્ત્વને વળગી રહેનાર, વધારે અથવા ઓછાં અંગ વગરનો, શક્તિશાળી ઇન્દ્રિયોવાળો, વિનીત, ઉદ્ધતાઈ વગરનો, અર્થતત્ત્વને સમજનાર, ગુસ્સે થવાના સ્વભાવ વિનાનો, વ્યસન વિનાનો, શીલ-પવિત્રતા-આચાર-પ્રેમ-હોશિયારી અને ચતુરાઈથી યુક્ત, ભણતરની ઊંડી ઇચ્છાવાળો, અર્થ જાણવામાં અને કર્મદર્શનમાં એકરૂપ, લોભાય નહિ એવો, આળસ વગરનો, સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છતો, આચાર્યનાં બધાં શાસનોને પાર પાડનાર અને ગુરુ તરફ પ્રેમ ભક્તિવાળો. આ પ્રમાણે ગુણોના સમૂહવાળાને ભણાવવા લાયક શિષ્ય કહે છે. ૮

શિષ્યને ઉપનયનનો વિધિ—

એવી જાતના હાજર થયેલા ભણતરની ગરજવાળા, ગુરુને આરાધવાની ઇચ્છાવાળા શિષ્યને આચાર્યે કહેવું જોઈએ કે ઉત્તરાયણમાં, અજવાળિયાં પખવાડિઆમાં, સારે દિવસે, પુષ્ય-હસ્ત-શ્રવણ અને અશ્વિની એમાંના કોઈ નક્ષત્રની સાથે યોગ પામતા ભગવાન ચંદ્ર કલ્યાણકારક થાય ત્યારે અને કલ્યાણકારક કરણમાં, અનુકૂળ મુહૂર્તમાં, મુંડન કરાવી, ઉપવાસ કરી, નાહી. ભગવાં વસ્ત્ર પહેરી, હાથમાં ચંદન રાખી, સમિધ, અગ્નિ, ઘી, ચંદનાદિક-ઉપલેપનો, પાણીના કુંભ, ફુલની માળા, દીવો, સુવર્ણ, સોનાનુ ઘરેણું, રૂપું, મણિ, મોતી, પરવાળાં, રેશમી કે શણનું વસ્ત્ર, પરિધિઓ એટલે કુંડની ચારે બાજુ મુકવાના પલાશ દંડો, દર્ભ, કમોદ, સરસવ, ચોખા અને ગૂંથેલાં તથા ગૂંથ્યા વગરનાં ધોળાં પુષ્પો, હોમવા લાયક પવિત્ર ભક્ષ્યો અને ઘસેલાં ચંદનો–આ બધું લઈને તું હાજર થા. ૯

ત્યારે તેણે તેમ કરવું જોઈએ. ૧૦

તેને આવેલો જાણીને પૂર્વ તરફ કે ઉત્તર તરફ નમેલા, સપાટ અને પવિત્ર ભાગમાં ચાર હાથ જેવડાં, ચાર ખૂણાવાળાં, સ્થંડિલને ગાયનાં છાણવાળાં પાણીથી લીપીને, દર્ભ વેરેલ, ચારે દિશાએ પરિધિઓથી સારી પેઠે વીંટેલ તેને કહ્યા પ્રમાણેનાં ચંદન, જલકુંભ, રેશમી વસ્ત્ર, ઘરેણું, સોનું. રૂપું, મણિ, મોતી અને પરવાળાંથી શણગારીને તથા હોમવા લાયક ભક્ષ્ય, ચંદન, ધોળાં ફૂલ, કમોદ, સરસવ અને ચોખાથી શોભાયમાન કરીને ત્યાં ખાખરાનાં, ઇંગોરિયાનાં, ઉંબરાનાં કે મહુડાંનાં સમિધથી અગ્નિ પધરાવીને, પૂર્વ તરફ મોં રાખી, પવિત્ર બની, અધ્યયનનો વિધિ કરી, બ્રહ્મા-અગ્નિ-ધન્વન્તરિ-પ્રજાપતિ-અશ્વિનીકુમારો-ઇન્દ્ર-ઋષિઓ અને સૂત્રકારોને અભિમન્ત્રણ કરતાં આશીર્વાદયુક્ત મન્ત્રોથી સ્વાહા-પૂર્વક મધ અને ઘીથી આચાર્યે ત્રણ ત્રણ વાર અગ્નિમાં હોમ કરવો. ૧૧

અને શિષ્યે તેની પછી હોમ કરવો અને હોમ કરીને અગ્નિને પ્રદક્ષિણા કરવી. પ્રદક્ષિણા કરી રહ્યા પછી, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું અને વૈદ્યોની પૂજા કરવી. ૧૨

શિષ્યને આચાર્યનો ઉપદેશ—

પછી એને અગ્નિસમક્ષ, બ્રાહ્મણસમક્ષ અને વૈદ્યસમક્ષ શાસન કરવું. "તારે બ્રહ્મચર્ય પાળવું,

દાઢીમૂછ ધારણ કરવી, સત્યવાદી થવું, માંસ ન ખાવું, પવિત્ર વસ્તુઓ સેવવી, મત્સરનો ત્યાગ કરવો અને શસ્ત્ર ધારણ ન કરવાં; મારી આજ્ઞા થતાં રાજાએ દૂષેલી, પ્રાણ હરનારી, બહુજ અધર્મવાળી અને અનર્થયુક્ત બાબત સિવાય તારે માટે કંઈ પણ ન કરવા જેવું ન હોય; મને અર્પણ કરીને, મને મુખ્ય ગણીને, મને અધીન થઈને, મને ગમે તેવું અને હિતકારક વર્તન હંમેશાં કરવું જોઈએ; પુત્રની પેઠે, દાસની પેઠે અને ગરજુની પેઠે સેવતાં મને અનુસરીને તારે રહેવું જોઈએ; અભિમાન વગરનો, ધ્યાનવાળો, બીજે કયાંય ચિત્ત રાખ્યા વગરનો, વિનયી, ગણનાયોગ્યની ગણના કરતો, અદેખાઈરહિત બનીને તારે રજા મેળવી વ્યવહાર કરવો; રજા લઈ કે રજા લીધા વગર વ્યવહાર કરતાં પહેલાં ગુરુનું કામ પાર પાડવા શક્તિ પ્રમાણે પ્રયત્ન કરવો. કર્મસિદ્ધિ, અર્થસિદ્ધિ, યશનો લાભ ઇચ્છતા તથા મરણ પછી પણ સ્વર્ગ ઇચ્છતા તારે વૈદ્ય તરીકે ગાય અને બ્રાહ્મણને પહેલાં ગણી, ઊઠતાં અને બેસતાં સર્વ પ્રાણીમાત્રનું હમેશાં કલ્યાણ ઇચ્છવું; ખરાં હૃદયથી રોગીઓનાં આરોગ્ય માટે પ્રયત્ન કરવો અને આજીવિકા કે ધંધાને માટે પણ રોગીઓનો દ્રોહ ન કરવો; પારકાંની સ્ત્રીઓ કે પારકાંનાં બધી જાતનાં દ્રવ્યોની મનથી પણ ઇચ્છા ન કરવી; સાદા પોશાક અને સાદા ઉપસ્કરવાળું રહેવું; મદ્ય ન લેવું, અપાપી થવું, પાપીની દોસ્તી ન રાખવી; મનોહર-નિર્મળ-ધર્મવાળાં-કલ્યાણકારક-ધન્ય-હિતકારક અને પ્રમાણસર વચનવાળા તારે થવું જોઈએ. દેશ અને કાળનો વિચાર રાખવો જોઈએ; સ્મૃતિ રાખવી જોઈએ તથા જ્ઞાનનો ઉદય અને સાધનોની સંપત્તિમાં હમેશ પ્રયત્ન કરવો જોઈએ; રાજાથી દૂષાયેલા અથવા રાજાનો દ્રૂષ કરનારાઓનું કે મહાજનથી દૂષાયેલા અથવા મહાજનનો દ્રૂષ કરનારનું કયારેય પણ ઓસડ ન કરવું જોઈએ; તેમજ અતિશય વિકૃતિવાળાં, દુષ્ટ અને દુઃખશીલ આચાર આચરનારાંનું, પોતાની નિન્દાનો પ્રતિકાર ન કરનારનું તથા મરણની અણી ઉપરનાં બધાં મનુષ્યોનું ઓસડ ન કરવું જોઈએ; તેમજ વળી જેના ધણી હાજર ન હોય અથવા વાલી ન હોય તેવી સ્ત્રીઓનું પણ ઓસડ ન કરવું. ધણીની અથવા વાલીની રજા સિવાય સ્ત્રીએ આપેલું માંસ કદી પણ લેવું ન જોઈએ. રોગીના ઘરમાં પ્રવેશ કરતાં જાણીતા અને પ્રવેશની છૂટ હોય તેવા એકાદ પુરુષની સાથે, અંગો સારી રીતે ઢાંકીને, માથું નીચું રાખીને, સ્મૃતિવાળાં અને સ્થિર મનથી જોઈ જોઈને, બુદ્ધિપૂર્વક બધું સરખું આચરણ કરતાં પ્રવેશ કરવો જોઈએ; અને પ્રવેશ કરીને રોગી કે રોગીને ઉપકારક વસ્તુ સિવાય, રોગીને લગતી બીજી બાબતોમાં કે બીજે કયાંય પણ વાણી-મન-બુદ્ધિ અને ઇન્દ્રિયોને જોડવાં નહિ; અને રોગીના ઘરની હકીકતો બહાર વહેતી મૂકવી નહિ. જ્યાં બોલાતાં; રોગીને કે બીજાંને આઘાત લાગે એવું હોય ત્યાં રોગીની આયુષ્યનું પ્રમાણ ટુંકું છે એમ જાણતાં છતાં પણ તારે કહેવું ન જોઈએ. વિશેષ જ્ઞાનવાળો હોવા છતાં પણ તારે પોતાનાં જ્ઞાનની અતિશય બડાઈ મારવી નહિ કારણ કે બડાઈ મારતો માણસ આપ્ત હોય તો પણ તેનાથી ઘણાં માણસો અતિશય ઉદ્વેગ પામે છે. ૧૩

ખરેખર આયુર્વેદનો પાર સહેલાઈથી આવી શકે તેવો નથી. તેથી બેદરકારી વગર હમેશાં એમાં સતત ઉદ્યમ કરવો જોઈએ અને ઉપર કહ્યું તે કરવું જોઈએ; અને ઉપર કહ્યા જેવી આચરણની શ્રેષ્ઠતા અદેખાઈ રાખ્યા વગર અન્ય પાસેથી પણ મેળવવી; કારણ કે બુદ્ધિમાન મનુષ્યોને આખો લોક આચાર્ય-રૂપ છે અને બુદ્ધિ વગરનાઓને શત્રુરૂપ છે. એથી બરાબર જોઈને, ઉપદેશ આપતા શત્રુનું પણ ધન્ય, યશદાયક, આયુષ્યદાયક, પૌષ્ટિક અને લૌકિક વચન બુદ્ધિમાન મનુષ્યે સાંભળવું જોઈએ. અને એ પ્રમાણે વર્તવું જોઈએ.' એ પછી આ કહેવું. 'દેવતા-અગ્નિ-બ્રાહ્મણ-ગુરુ-વૃદ્ધ-સિદ્ધ અને આચાર્ય તરફ તારે હમેશાં સારું વર્તન રાખવું. તેઓ તરફ સારી રીતે વર્તતાં તારું, આ અગ્નિ, સર્વ ગન્ધ, રસ, રત્ન અને બીજો તથા અગાઉ કહ્યા પ્રમાણેના દેવતાઓ કલ્યાણ કરશે. એથી બીજી રીતે એટલે વિરુદ્ધ વર્તતાં તેઓ અકલ્યાણકારક થશે.' આ પ્રમાણે આચાર્ય કહેતા હોય ત્યારે શિષ્યે 'બહુ સારું' 'ભલે,' એમ કહેવું. શિષ્ય ઉપદેશ પ્રમાણે

કરતો હોય તો ભણાવવો-એથી ઉલટું કરતો હોય તો ન ભણાવવો. ભણાવવાને યોગ્ય શિષ્યને ભણાવતો આચાર્ય, વિવિધ શાસ્ત્રોમાં કહેલાં ભણાવવાનાં ફળ મેળવે છે અને બીજા નહિ કહેલા કેટલાયે શ્રેયસ્કર ગુણોથી પોતાને અને શિષ્યને જોડે છે. આમ ભણાવવાનો વિધિ ખરારૂપમાં કહેવામાં આવ્યો. ૧૪

તદ્વિદ્યસંભાષાની પ્રશંસા—

અહીંથી આગળ હવે સંભાષાનો વિધિ અમે કહેશું. વૈદ્યે વૈદ્યની સાથે સંભાષણ કરવું. તે તે વિદ્યાવાળાઓ સાથે સંભાષણ જ્ઞાનને માટે અભિયોગ ને સ્પર્ધા ઉત્પન્ન કરે છે, વિશારદતા પણ લાવે છે, વચનની શકિત યે જન્માવે છે. યશ ઝળકાવે છે, અગાઉ શીખેલ બાબતમાં સંદેહવાળાનો સંશય ફરીને સાંભળવાથી દૂર કરે છે; સંદેહ વગરનાને સાંભળવાથી દઢ નિશ્ચય કરાવે છે અને વળી ન સાંભળેલી કેટલીય બાબત સાંભળવામાં લાવે છે; અને સેવાચાકરી કરતા શિષ્યને પ્રસન્ન થઈને આચાર્યે જે છૂપો અને વહાલો અર્થસમૂહ ક્રમે ક્રમે કહ્યો હોય છે તે અર્થસમૂહ વાદવિવાદ કરતાં જીતવાની ઇચ્છાવાળો પ્રતિસ્પર્ધી સ્પર્ધામાં સારરૂપે કહી દે છે. તેથી તે તે વિદ્યા વાળાના સંભાષણને કુશળ વિદ્વાનો ખૂબ વખાણે છે. ૧૫

તદ્વિદ્યસંભાષાના ભેદો—

વળી તદ્વિદ્યસંભાષા ખરેખર બે પ્રકારની થાય છે; —સંધાયસંભાષા એટલે મૈત્રીભરી ચર્ચા અને વિગૃહ્ય-સંભાષા એટલે તકરારભર્યો વાદવિવાદ. ૧૬

અનુલોમ સંભાષાનો વિધિ—

તેમાં જ્ઞાન-વિજ્ઞાન-વચન અને પ્રતિવચનની શકિત-વાળા, ખીજાળ નહિ એવા, વિદ્યાના આડંબર વિનાના, અદેખાઈરહિત, સમજાવી શકાય એવા, સામા માણસને સમજાવવામાં કુશળ, કલેશ સહન કરનાર અને મીઠી વાતચીત કરી શકનાર, મનુષ્યની સાથે સંધાયસંભાષા કરાય છે. તેવી જાતના મનુષ્યની સાથે ચર્ચા કરતાં કહેવાનું અંદેશો રાખ્યા વગર કહેવું જોઈએ, પૂછવું પણ નિર્ભયપણે જોઈએ અને એવી જ રીતે વિશ્વાસપૂર્વક પૂછતા એને સ્પષ્ટ હકીકત કહેવી જોઈએ; હારી જવાના ભયથી ઉદ્વેગ ન પામવું જોઈએ અને હરાવીને હરખાવું ન જોઈએ. એ બાબતની બીજાને મોઢે બડાઈ ન મારવી જોઈએ; મોહથી એક બાબતને વળગી રહેવું ન જોઈએ; પ્રતિવાદીએ ન જાણેલી બાબત ફરીને વર્ણવવી નહિ; સારી રીતે સમજાવટથી તેને સમજાવી લેવો જોઈએ અને સમજાવટ ઉપરાંત અનુનયમાં ધ્યાન રાખતા જવું જોઈએ. આમ અનુલોમ સંભાષાવિધ થયો. ૧૭

વિગૃહ્યસંભાષાનો વિધિ —

આ પછી પોતાના શ્રેયનો જોગ જોઈ, પ્રતિપક્ષીની સાથે વિગૃહ્યસંભાષામાં વિવાદ કરવો. વાદવિવાદની પહેલાં પ્રતિવાદીના ગુણદોષ, પોતાની અને પ્રતિપક્ષીની વચ્ચેનો તફાવત અને સભાની વિશિષ્ટતાની બરાબર પરીક્ષા કરવી જોઈએ; કારણ કે સારી રીતની પરીક્ષા બુદ્ધિમાન મનુષ્યોને કાર્યમાં પ્રવૃત્તિ થવાના તથા નિવૃત્ત થવાના કાળ બતાવે છે. તેથી કુશળ મનુષ્યો પરીક્ષાને વખાણે છે. પરીક્ષા કરતાં કરતાં ખરેખર પોતાની અને પ્રતિપક્ષીની વચ્ચેના તફાવતની અને વિવાદ કરનારના આ શ્રેયસ્કર ગુણોની અને દોષોની સારી રીતે પરીક્ષા કરવી જોઈએ. તે જેમકે—શાસ્ત્રાભ્યાસ, વિજ્ઞાન, ધારણશકિત, હાજરજવાબી અને વચનની શકિત—આ ગુણોને શ્રેયસ્કર કહે છે. આને વળી દોષવાળા કહે છે; તે જેમકે—ખીજાળપણું, અવિશારદતા, ભીરુતા, વિદ્યા પાઠે ન હોવાપણું અને અસાવધતા. થોડા ઝાઝાનાં પ્રમાણ પ્રમાણે પ્રતિપક્ષીના અને પોતાના આ બન્ને ગુણસમૂહો તોળી જોવા જોઈએ. ૧૮

તેમાં કુલ-શીલ-ધર્મ વગેરે સંપૂર્ણતાથી નહિ પણ અગાઉ કહેલ ગુણોના પરિમાણથી પ્રતિપક્ષીઓ ત્રણ પ્રકારના છે. પ્રવર એટલે શ્રેષ્ઠ, પ્રત્યવર એટલે ઊતરતી કોટીનો અને સમ એટલે સરખો. ૧૯

સભા વળી બે જાતની છે—જ્ઞાનવાળી અને મૂઢ સભા. તે વળી બે જાતની હોવા છતાં આ કારણસર પાડેલા વિભાગ પ્રમાણે ત્રણ જાતની છે—સુહૃત્પરિષદ એટલે સ્વપક્ષી, ઉદાસીન પરિષદ એટલે તટસ્થ, પ્રતિનિવિષ્ટ પરિષદ એટલે શત્રુસભા. તેમાં-જ્ઞાન-વિજ્ઞાન અને

વચન અને પ્રતિવચનની શકિતથી સંપન્ન એવી શત્રુસભામાં અથવા મૂઢસભામાં કોઈપણ રીતે કોઈની સાથે વાદ-વિવાદ કરાતો નથી. પણ મૂઢ સુહૃત્પરિષદમાં કે ઉદાસીન પરિષદમાં જ્ઞાન-વિજ્ઞાન-વચન અને પ્રતિવચનની શકિત વિના પણ, ઝળકતા યશ વગરના અને મહાજનનો દ્વેષ પામેલાની સાથે પણ વાદવિવાદ કરાય છે; અને તેવી જાતનાની સાથે વિવાદ કરતાં, અસરલ અને લાંબાં લાંબાં સૂત્રથી ભરપૂર વાકયશ્રેણીથી બોલવું; અતિહર્ષથી વારંવાર પ્રતિવાદીનો ઉપહાસ કરતાં અને દમામથી શત્રુને અને સભાને ઝીણવટથી જોતાં, બોલતાં બોલતાં સામાને બોલવાનો અવકાશ ન આપવો અને અઘરા શબ્દો બોલતાં જતાં કહેવું, 'તારાથી નહિ કહી શકાય' અથવા 'તારી પ્રતિજ્ઞા ખોટી ઠરી છે.' છતાં પણ વિવાદ કરવા પડકારે તો કહેવું કે, 'વરસ દિવસ શીખી આવ, ખરેખર તેં ગુરુની ઉપાસના કરી નથી. એટલું તારે માટે બસ છે.' એક વાર પણ હરાવાયેલો પ્રતિવાદી હરાવાયેલો જ છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે; માટે કોઈ પણ રીતે ફરીથી તેની સાથે યોગ કરવો નહિ. કેટલાક કહે છે કે પોતાથી ચઢિયાતા સાથે વિગ્રહ કરીને આમ કહેવું જોઈએ. વળી આમ મોટેરા સાથેના વિગ્રહને કુશળ લોકો વખાણતા નથી. ૨૦

ઊતરતી કોટીના કે સમાન મનાતા માણસની સાથે વિગ્રહથી વાદવિવાદ કરતાં સુહૃત્પરિષદમાં કહેવું અથવા અવધાન-શ્રવણ-જ્ઞાન-વિજ્ઞાન ઉપધારણ-વચન અને પ્રતિવચનની શકિતથી સંપન્ન તટસ્થ પરિષદમાં પણ પોતાનું કહેવાનું કહેતાં પ્રતિવાદીનું સદ્ગુણનું અને દોષનું બળ ધ્યાનપૂર્વક જોવું; અને બરાબર જોઈને જે બાબતમાં તે શ્રેષ્ઠ લાગે તે બાબતથી ખબર ન પડે તેમ બીજા મુદ્દા ઉપર લઈ જઈ, તે બાબતમાં વિવાદ યોજવો નહિ. પણ જે બાબતમાં તે ઊતરતો માલુમ પડે તે જ બાબતમાં તેનો જલદી નિગ્રહ કરવો. તેમાં ઉતરતી કોટીના પ્રતિપક્ષીનો નિગ્રહ કરવામાં આ ઉપાયો છે; તે જેમકે–શાસ્ત્રાભ્યાસ વિનાનાને સૂત્રના મોટા પાઠથી, વિજ્ઞાન વગરનાને વળી કઠણ શબ્દવાળાં વાકયથી, વાકય ધારણ કરવાને અશકિતમાનને અસરલ અને લાંબાં સૂત્રથી ભરપૂર વાકયશ્રેણીથી, પ્રતિભારહિતને વળી અનેક અર્થ બતાવતાં એક જાતનાં વચનથી, વચનશકિત વગરનાને અર્ધ બોલેલ વાકયના આક્ષેપથી, અવિશારદને લજ્જિત કરીને, ખીજાળને થકવીને, બીકણને ત્રાસ પમાડીને અને બેધ્યાનને નિયમનથી પરાભવ પમાડવો. એ પ્રમાણે આ ઉપાયોથી, ઊતરતા શત્રુને જલદી પરાભવ પમાડવો. ૨૧

એ બાબતમાં બે શ્લોકો—

વિગૃહ્યસંભાષા યુકિતપૂર્વક કરવી જોઈએ; અને જે સપ્રમાણ હોય તેનો વિરોધ ન કરવો જોઈએ. તીવ્ર વિગૃહ્યસંભાષા કેટલાંક મનુષ્યોમાં દ્રોહ ઉત્પન્ન કરે છે. ૨૨

ક્રોધ પામેલાને કંઈ પણ ન કરવા જેવું કે ન બોલવા જેવું હોતું નથી. તેથી કુશળ મનુષ્યો સત્પુરુષોની સભામાં કલહને પસંદ કરતા નથી. ૨૩

વાદ જામતાં એ પ્રમાણે કરવું જોઈએ. ૨૪

પહેલાં જ આટલું તો કરવાનો પ્રયત્ન કરવો. પરિષદને પોતાના પક્ષમાં લઈ પોતે અભ્યાસ કરેલું પ્રકરણ કહેવરાવવું અથવા તો પ્રતિપક્ષીને અતિશય મુશ્કેલ પડે તેવું કહેવરાવવું; અથવા સભામાં પ્રતિવાદીના પક્ષને તેનાથી અતિશય વિમુખ કરવો; અને સભા અનુકૂળ થાય ત્યારે "અમારે બોલવું અશકય છે, આ પરિષદ જ તારે માટે આવશ્યકતા પ્રમાણે, યોગ પ્રમાણે અને અભિપ્રાય પ્રમાણે વાદ અને વાદની મર્યાદા ઠરાવશે." એમ કહી મૂંગું બેસવું. ૨૫

**વાદની મર્યાદાનું લક્ષણ—**

તેમાં વાદની મર્યાદાનું આ લક્ષણ હોય છે—આ કહેવા યોગ્ય છે, આ કહેવા યોગ્ય નથી. આમ થાય ત્યારે પરાજય થયો કહેવાય છે. ૨૬

વાદમાર્ગ જાણવા માટેનાં પદો—

વળી વૈદ્યોને વાદમાર્ગનાં જ્ઞાન માટે આ શબ્દો ખરેખર જાણવા યોગ્ય છે; તે જેમકે–વાદ, દ્રવ્ય, ગુણો, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, પ્રતિજ્ઞા, સ્થાપના, પ્રતિષ્ઠાપના, હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય, નિગમન, ઉત્તર,

સિદ્ધાન્ત, શબ્દ, પ્રત્યક્ષ, અનુમાન, ઐતિહ્ય, ઔપમ્ય, સંશય, પ્રયોજન, સવ્યભિચાર, જિજ્ઞાસા, વ્યવસાય, અર્થપ્રાપ્તિ, સંભવ, અનુયોજ્ય, અનનુયોજ્ય, અનુયોગ, પ્રત્યનુયોગ, વાક્યદોષ, વાક્યપ્રશંસા, છલ, અહેતુ, અતીતકાલ, ઉપાલંભ, પરિહાર, પ્રતિજ્ઞાહાનિ, અભ્યનુજ્ઞા, હેત્વન્તર, અર્થાન્તર અને નિગ્રહસ્થાન. ૨૭

વાદનું લક્ષણ—

તેમાં વાદ તે છે કે જે એક પક્ષકાર પ્રતિપક્ષીની સાથે શાસ્ત્રપૂર્વક વિગ્રહ કરી કહે છે તે. વાદ ટૂંકામાં બે જાતનો છે-જલ્પ અને વિતંડા. તેમાં પક્ષકારોનો વિવાદ તે જલ્પ; અને જલ્પથી ઉલટો તે વિતંડા. જેમકે એકનો પક્ષ એવો છે કે પુનર્ભવ છે ત્યારે પુનર્ભવ નથી એમ બીજાનો પક્ષ છે; અને તે બેઉ હેતુઓથી પોતપોતાનો પક્ષ સ્થાપે છે અને સામાનો પક્ષ ઉથાપે છે. આનું નામ જલ્પ. જલ્પથી ઉલટો તે વિતંડા. વિતંડા એટલે સામા પક્ષમાં એકલા દોષ જ કહેવા તે. ૨૮

દ્રવ્ય-ગુણ-કર્મ-સામાન્ય-વિશેષ અને સમવાયનાં લક્ષણો—

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય પોતપોતાનાં લક્ષણ સાથે અગાઉ શ્લોકસ્થાનમાં કહ્યાં છે. ૨૯

પ્રતિજ્ઞાનું લક્ષણ—

પ્રતિજ્ઞા—પ્રતિજ્ઞા એટલે સાધ્ય વચન એટલે જે સિદ્ધ કરવાનું તેનું કથન. જેમકે 'પુરુષ એટલે આત્મા નિત્ય છે.' ૩૦

સ્થાપનાનું લક્ષણ —

સ્થાપના—સ્થાપના એટલે તે જ પ્રતિજ્ઞાનું હેતુ-દષ્ટાંત-ઉપનય અને નિગમનથી સ્થાપન કરવું તે. કારણ કે પહેલી પ્રતિજ્ઞા અને પછી સ્થાપના; કારણ કે પ્રતિજ્ઞા જણાવ્યા વગરનું શું સ્થાપન થઈ શકે? જેમકે 'પુરુષ નિત્ય છે' એ પ્રતિજ્ઞા છે. હેતુ—કોઈએ તે બનાવ્યો ન હોવાથી. દષ્ટાંત—જેમકે આકાશ. ઉપનય-જેમ આકાશ કોઈથી કરાયેલું નથી અને તે નિત્ય છે. તે પ્રમાણે પુરુષ પણ—નિગમન—માટે 'નિત્ય' છે. ૩૧

પ્રતિષ્ઠાપનાનું લક્ષણ—

પ્રતિષ્ઠાપના-પ્રતિષ્ઠાપના તે છે જે તેજ પ્રતિપક્ષીની તેજ પ્રતિજ્ઞાના ઉલટા અર્થની સ્થાપના. જેમકે—'પુરુષ અનિત્ય છે' એ પ્રતિજ્ઞા. હેતુ-'ઇન્દ્રિયગ્રાહ્ય હોવાને લઈ.' દષ્ટાંત-'જેમ ઘડો છે.' ઉપનય-જેમ ઘડો ઇન્દ્રિયગ્રાહ્ય છે અને તે અનિત્ય છે તેમ આ. નિગમન-તેથી 'અનિત્ય' છે. ૩૨

હેતુનું લક્ષણ—

હેતુ—હેતુ એટલે તત્ત્વ જાણવાનું સાધન. તે પ્રત્યક્ષ, અનુમાન, ઐતિહ્ય અને ઔપમ્ય છે. આ હેતુઓથી જે મેળવી શકાય તે તત્ત્વ. ૩૩

દષ્ટાન્તનું લક્ષણ—

દષ્ટાન્ત-દષ્ટાન્ત એટલે જ્યાં મૂર્ખ અને વિદ્વાનની બુદ્ધિની સમાનતા છે એટલે કે લૌકિક મનુષ્યોને અને પંડિતોને જે બાબત વિવાદ વગર જ સિધ્ધ થયેલી છે, જે સાધ્ય બાબતને સિધ્ધ કરે છે. જેમકે 'અગ્નિ ઉષ્ણ છે, પાણી પ્રવાહી છે, પૃથ્વી સ્થિર છે, સૂર્ય પ્રકાશ કરનાર છે.' જેમ સૂર્ય પ્રકાશ કરનાર છે તેમ સાંખ્યજ્ઞાન પ્રકાશ કરનારું છે. ૩૪

ઉપનય અને નિગમનનું લક્ષણ—

ઉપનય અને નિગમન, સ્થાપના અને પ્રતિષ્ઠાપનાની વ્યાખ્યામાં કહ્યાં છે. ૩૫

ઉત્તરનું લક્ષણ—

ઉત્તર—ઉત્તર એટલે સાધર્મ્ય એટલે સમાન ધર્મ-ગુણવાળાપણાથી કહેલા હેતુમાં વૈધર્મ્ય એટલે વિરુદ્ધ ધર્મ-વાળાપણું કહેવું તે અથવા વૈધર્મ્ય કહેવામાં સાધર્મ્યક હેતુ તે. જેમકે 'વિકારો હેતુ જેવા ગુણવાળા હોય છે; કારણકે ઠંડીના વ્યાધિમાં બરફ, ઠંડા પદાર્થો અને પવનના સ્પર્શ એ કારણ સાથે સાધર્મ્યવાળા છે.' એમ એક પક્ષકાર કહેતો હોય ત્યારે પ્રતિપક્ષી કહેશે—'વિકારો હેતુથી વિરુદ્ધ ધર્મવાળા છે; જેમકે બરફ, ઠંડા પદાર્થો અને પવનના સ્પર્શ એ શરીરના અવયવોનાં દાહ-ઉષ્ણતા-સડો

અને પાકમાં હેતુવૈધર્મ્યવાળા છે.' આતું નામ સવિપર્યય ઉત્તર. ૩૬

સિદ્ધાન્તનું લક્ષણ—

સિદ્ધાન્ત-સિદ્ધાન્ત એટલે તે કે જે પરીક્ષકોથી બહુ પ્રકારે તપાસાયા પછી, હેતુથી સિદ્ધ કરીને નિર્ણય તરીકે સ્થપાય છે. તે ચાર પ્રકારનો છે. સર્વતન્ત્રસિદ્ધાન્ત, પ્રતિતન્ત્ર-સિદ્ધાન્ત, અધિકરણસિદ્ધાન્ત અને અભ્યુપગમસિદ્ધાન્ત. તેમાં સર્વતન્ત્રસિદ્ધાન્ત એટલે તે તે બધાંય તન્ત્રમાં પ્રસિદ્ધ હોય તે તે. જેમકે 'નિદાનો છે, રોગો છે અને સાધ્ય રોગોને મટાડવાના ઉપાયો છે.'

પ્રતિતન્ત્રસિદ્ધાન્ત એટલે તે તે તન્ત્રમાં એક એકમાં પ્રસિદ્ધ હોય તે તે. જેમકે 'બીજે સ્થળે આઠ રસ કહ્યા છે, અહીં છ. જેમ અહીં પાંચ ઇન્દ્રિયો કહી છે ત્યારે બીજે સ્થળે ઇન્દ્રિયો છ કહી છે. જેમ બીજે સ્થળે સર્વ વિકારો વાતાદિકથી કરાયેલા છે તેમ અહીં વાતાદિકથી કરાયેલા અને ભૂતોએ કરેલા પ્રસિદ્ધ છે.' અધિકરણસિદ્ધાત એટલે તે જેમાં નિર્ણયની શરૂઆત કરતાં બીજા નિર્ણયો પણ સિદ્ધ થઈ જાય છે. જેમકે-મુકત મનુષ્ય નિઃસ્પૃહપણાને લઈ ને આનુબંધિક કર્મ એટલે બીજા જન્મમાં પણ સાથે આવનાર કર્મ કરતો નથી;' એમ શરૂ કરતાં કર્મફળ, મોક્ષ, પુરુષ અને જન્માન્તર સિદ્ધ થઈ જાય છે. અભ્યુપગમસિદ્ધાંત એટલે વાદને વખતે જેમાં વૈદ્યો સિદ્ધ કર્યા વગરના, પરીક્ષા નહિ કરાયેલા, નહિ ઉપદેશાયેલા અને હેતુરહિત જે અર્થને કબુલ રાખે છે તે. જેમકે-'દ્રવ્ય પ્રધાન છે એમ કરી આપણે કહેશું; ગુણ પ્રધાન છે એમ કરી આપણે કહેશું; વીર્ય પ્રધાન છે એમ સમજી કહેશું;' વગેરે વગેરે. આમ ચાર જાતના સિદ્ધાંત થયા. ૩૭

શબ્દનું લક્ષણ—

શબ્દ-શબ્દ એટલે વર્ણોનો સમૂહ. તે ચાર જાતનો છે-દૃષ્ટાર્થ, અદૃષ્ટાર્થ, સત્ય અને અનૃત. તેમાં દૃષ્ટાર્થનો દાખલો-'ત્રણ કારણે દોષો પ્રકોપ પામે છે અને છ રીતના ઉપાયોથી શમી જાય છે; કાન વગેરે સારા હોય તો શબ્દાદિક ગ્રહણ થાય છે.' અદૃષ્ટાર્થ વળી-'જન્માન્તર છે મોક્ષ છે' સત્ય-નામનો જે પ્રમાણે અર્થ હોય તે પ્રમાણે થયેલું એટલે સાચેસાચું.-' આયુર્વેદના ઉપદેશ છે; સાધ્ય રોગોની સિદ્ધિના ઉપાયો છે કરેલાં કામનાં ફળ છે.' અનૃત એ સત્યથી ઉલટું. ૩૮

પ્રત્યક્ષનું લક્ષણ—

પ્રત્યક્ષ-પ્રત્યક્ષ એટલે તે જે મનથી અને ઇન્દ્રિયોથી આપમેળે જાણી શકાય; તેમાં સુખદુઃખ, ઇચ્છા અને દ્વેષાદિક મનથી પ્રત્યક્ષ છે અને શબ્દાદિક વળી ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ છે. ૩૯

અનુમાનનું લક્ષણ—

અનુમાન-અનુમાન એટલે યુકિતની અપેક્ષાવાળો તર્ક. જેમકે-પચાવવાની શકિતથી અગ્નિ વ્યાયામશકિતથી બળ અને શબ્દાદિક ગ્રહણથી શ્રોત્રાદિક; વગેરે વગેરે. ૪૦

ઐતિહ્યનું લક્ષણ—

ઐતિહ્ય-ઐતિહ્ય એટલે વેદાદિક આપ્તોપદેશ. ૪૧

ઔપમ્યનું લક્ષણ—

ઔપમ્ય-ઔપમ્ય એટલે એક પ્રસિદ્ધની સાથે બીજા અપ્રસિદ્ધની સરખામણી કરીને પ્રકાશન કરવું તે. જેમકે-દંડથી દંડક રોગનું, ધનુષથી ધનુસ્તંભનું અને બાણ ફેંકનારથી વૈદ્યનું. ૪૨

સંશયનું લક્ષણ—

સંશય-સંશય એટલે સંદેહ લક્ષણ વડે સંશયાન્વિત બાબતોમાં અનિશ્ચિતતા. જેમકે-આયુષ્માનનાં લક્ષણવાળા છતાં ચિકિત્સા વગરના હોવાથી જલદી મરી જનારા અને આયુષ્માનનાં લક્ષણ વગરના છતાં ચિકિત્સાવાળા હોવાથી લાંબું જીવનારા પુરુષો જોયા છે. એ બેઉ બાબત જોતાં સંશય-અકાલ મૃત્યુ ખરેખર છે કે નહિ? ૪૩

પ્રયોજનનું લક્ષણ—

પ્રયોજન-પ્રયોજન એટલે તે કે જેને માટે કામો આરંભાય છે. જેમકે-જો અકાલ મૃત્યુ છે તો હું

પોતાને આવરદા આપનાર વસ્તુઓથી સેવીશ અને આવરદા ઓછી કરનાર બાબતો તજી દઈશ. પછી મને અકાલ મૃત્યુ કેવી રીતે મારશે? ૪૪

सव्यभिचारनुं लक्षण—

સવ્યભિચાર—સવ્યભિચાર એટલે અનૈકાન્તિક. જેમકે–આ રોગમાં આ ઓસડ બંધબેસતું થાય અને નયે થાય. ૪૫

जिज्ञासानुं लक्षण—

જિજ્ઞાસા–જિજ્ઞાસા એટલે પરીક્ષા. જેમકે–ઓસડોની પરીક્ષા આગળ ઉપર કહેવામાં આવશે. ૪૬

व्यवसायनुं लक्षण—

વ્યવસાય–વ્યવસાય એટલે નિશ્ચય. જેમકે–આ રોગ વાયુનો જ છે અને આ જ એનું ઓસડ છે. ૪૭

अर्थप्राप्तिनुं लक्षण—

અર્થપ્રાપ્તિ—અર્થપ્રાપ્તિ એટલે એક અર્થ બોલવાથી બીજા અર્થની બોલ્યા વગર જ સિદ્ધિ. જેમકે–'આ રોગ સંતર્પણથી સાધ્ય નથી.' એમ કહેતાં અર્થપ્રાપ્તિ થાય છે કે 'એ અપતર્પણથી સાધ્ય છે.' 'આણે દિવસે ખાવું નહિ' એમ કહેતાં અર્થપ્રાપ્તિ થાય છે કે 'રાત્રે ખાવું.' ૪૮

संभवनुं लक्षण—

સંભવ–સંભવ એટલે જે જેમાંથી સંભવે છે તે સંભવ. જેમકે–છ ધાતુઓ ગર્ભનો, અહિત આહારવિહાર રોગનો અને હિત આહારવિહાર આરોગ્યનો સંભવ છે. ૪૯

अनुयोज्यनुं लक्षण—

અનુયોજ્ય–અનુયોજ્ય એટલે જે વાક્ય વાક્યદોષથી યુક્ત છે તે; અથવા તો સામાન્ય રીતે બોલેલી બાબતોમાં વિશેષ ધ્વનિયુક્ત અર્થવાળું જે વાક્ય તે પણ અનુયોજ્ય. જેમકે–'આ રોગ સંશોધનથી મટી શકે એવો છે.' એમ કહેતાં 'શું એ વમનથી મટી શકે એવો છે કે વિરેચનથી?' એમ અનુયોજન થઈ શકે છે એટલે પૂછી શકાય છે. ૫૦

अननुयोज्यनुं लक्षण—

અનનુયોજ્ય– અનનુયોજ્ય એટલે અનુયોજ્યથી ઉલટું. જેમકે–એ રોગ અસાધ્ય છે. ૫૧

अनुयोगनुं लक्षण—

અનુયોગ–અનુયોગ એટલે તે જે તે તે વિદ્યાવાળાઓનો, તે તે વિદ્યાવાળાઓની સાથે, તન્ત્રમાં કે તન્ત્રના એક ભાગમાં પ્રશ્ન કે પ્રશ્નનો એક ભાગ જ્ઞાન-વિજ્ઞાન-વચન અને પ્રતિવચનની પરીક્ષાને માટે કહેવાય છે. જેમકે–'પુરુષ નિત્ય છે' એમ પ્રતિજ્ઞા કરતાં પ્રતિપક્ષી જે કહે કે 'કારણ શું?' તે અનુયોગ. ૫૨

प्रत्यनुयोगनुं लक्षण—

પ્રત્યનુયોગ–પ્રત્યનુયોગ એટલે અનુયોગનો અનુયોગ. જેમકે–"આ અનુયોગનો વળી શો હેતુ છે?" ૫૩

वाक्यदोषनुं लक्षण—

વાક્યદોષ–વાક્યદોષ એટલે અમુક અર્થમાં ન્યૂન, અધિક, અનર્થક, અપાર્થક કે વિરુદ્ધ હોય. આ સર્વ દોષ સિવાય વાક્યનો પ્રકૃત અર્થ નાશ પામતો નથી. તેમાં ન્યૂન–પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમનમાંથી કોઈ પણ એક ઓછું હોય તો 'ન્યૂન' થાય છે; અથવા તો જેના બહુ હેતુઓ કહેલા હોય તે એક જ હેતુથી સાધવામાં આવે તે 'ન્યૂન. અધિક–જે ન્યૂનથી ઉલટું તે અધિક, અથવા આયુર્વેદની વાત કરતાં બાર્હસ્પત્ય, ઔશનસ અથવા બીજું જે કંઈ સંબંધ વગરના અર્થવાળું એટલે આયુર્વેદને લગતું ન હોય તેવું કહેવામાં આવે અથવા સંબદ્ધ અર્થવાળું બે વાર કહેવામાં આવે તો તે પુનરુક્ત એટલે ફરીને કહેવાના દોષથી 'અધિક' કહેવાય છે. હવે તે પુનરુક્ત બે જાતનું છે–અર્થપુનરુક્ત અને શબ્દપુનરુક્ત. તેમાં અર્થપુનરુક્ત–ભેષજ, ઔષધ, સાધન; પણ શબ્દપુનરુક્ત–ભેષજ, ભેષજ. અનર્થક–અનર્થક એટલે પંચવર્ગ ક, ખ, ગ, ઘ, ઙ. વગેરેની પેઠે જે વચન કેવળ અક્ષરોના સમૂહવાળું જ હોય અને જેનો કંઈ અર્થ લઈ શકાય નહિ તે. અપાર્થક–એટલે જે અર્થવાળું હોય પણ પરસ્પર બંધબેસતો અર્થ ન આવતો હોય તેવું. જેમકે–ચક્ર (પૈડું), નક્ર (મગર), વંશ (વાંસડો), વજ્ર અને નિશાકર (ચંદ્રમા). વિરુદ્ધ–વિરુદ્ધ એટલે જે દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત અને સમયથી વિરુદ્ધ હોય તે. તેમાં 'દૃષ્ટાન્ત' અને 'સિદ્ધાન્ત'

અગાઉ કહેવાઈ ગયાછે. 'સમય' વળી ત્રણ જાતના થાય છે– આયુર્વેદિક સમય, યાજ્ઞિક સમય, અને મોક્ષશાસ્ત્રિક સમય. તેમાં આયુર્વેદિક સમય–ઓસડ ચાર પ્રકારવાળું છે. યાજ્ઞિક સમય–યજમાનોએ યજ્ઞમાં પશુઓની હિંસા કરવી. મોક્ષશાસ્ત્રિક સમય–સર્વ પ્રાણીઓ તરફ અહિંસા. તેમાં પોતાના 'સમય'થી ઉલટું કહેવાતાં 'વિરુદ્ધ' થાય છે. આમ વાક્યદોષો પૂરા થયા. ૫૪

વાક્યપ્રશંસાનું લક્ષણ—

વાક્યપ્રશંસા–વાક્યપ્રશંસા એટલે કોઈ પણ બાબતમાં ન્યૂન નહિ, અધિક નહિ, અર્થવાળું, અપાર્થક નહિ એવું, વિરુદ્ધ ન હોય તેવું, પદનો અર્થ જેનો જાણેલો હોય તેવું જે વાક્ય અનનુયોજ્ય હોય તે વખણાય છે. ૫૫

છલનું લક્ષણ—

છલ–છલ એટલે છેતરપીંડી ભરેલું, અર્થના આભાસવાળું અને અપાર્થક વાણીનું કેવળ વસ્તુ જ. તે બે પ્રકારનું છે–વાક્છલ અને સામાન્યચ્છલ તેમાં વાક્છલ–જેમકે કોઈ કહેશે, 'આ વૈદ્ય નવતન્ત્રવાળો છે;' ત્યારે વૈદ્ય કહેશે, 'હું નવ તંત્રવાળો નથી પણ એક તંત્રવાળો છું;' પણ ત્યારે પ્રતિપક્ષી કહેશે, 'હું તમને એમ નથી કહેતો કે તમારે નવતન્ત્ર છે પણ તમારા તન્ત્રનો તમે નવો જ અભ્યાસ કરેલ છે.' ત્યારે વૈદ્ય કહેશે, 'મેં તન્ત્રનો નવો જ અભ્યાસ નથી કર્યો પણ મેં તન્ત્રનો અભ્યાસ અનેક રીતે કર્યો છે.' આનું નામ વાક્છલ. સામાન્યચ્છલ જેમકે–'ઔષધ રોગ શાંત કરવા માટે છે' એમ એક કહેતાં પ્રતિપક્ષી કહેશે, 'સત્ એટલે અસ્તિત્વમાં હોય તેવી વસ્તુ બીજી સત્ વસ્તુને મટાડે છે એમ આપે કહ્યું ને? તો રોગ સત્ છે અને ઔષધ પણ સત્ છે. જો સત્ સતને મટાડી શકતું હોય તો ઉધરસ પણ સત્ છે અને ક્ષય પણ સત્ છે; તો આપના મત પ્રમાણે સત્‌ની સમાનતાથી ઉધરસ ક્ષય મટાડી શકે.' આનું નામ સામાન્યચ્છલ. ૫૬

અહેતુનું લક્ષણ—

અહેતુ–અહેતુ ત્રણ જાતના–પ્રકરણસમ, સંશયસમ અને વર્ણ્યસમ. તેમાં પ્રકરણસમ નામનો અહેતુ–જેમકે–શરીરથી ભિન્ન આત્મા નિત્ય છે.' ત્યારે પ્રતિપક્ષી કહેશે, 'આત્મા શરીરથી ભિન્ન છે તેથી નિત્ય છે. શરીર અનિત્ય છે એથી આત્મા વિરુદ્ધ ધર્મવાળો હોવો જોઈએ. આનું નામ અહેતુ. કારણ કે જે પક્ષ છે તે જ હેતુ થતો નથી. સંશયસમ નામનો અહેતુ–જે બાબત જ સંશયનું કારણ હોય તે જ સંશય છેદવાનું કારણ થઈ પડે. જેમકે–આ માણસ આયુર્વેદનો એક ભાગ કહે છે તો આ શું વૈદ્ય હશે કે નહિ?' એમ સંશયમાં પ્રતિપક્ષી કહેશે, 'આ માણસ આયુર્વેદનો એક ભાગ કહે છે, તેથી એ વૈદ્ય છે;' પણ સંશય મટાડવાનું કારણ વિશિષ્ટપણે બતાવતો નથી. એ જ અહેતુ. જે સંશયનું કારણ છે તે સંશય મટાડવાનું કારણ થતું નથી. વર્ણ્યસમ નામનો અહેતુ–જે હેતુ સાધ્યથી ભિન્ન નથી. જેમકે–પ્રતિપક્ષી કહેશે, કે 'સ્પર્શ ન કરી શકાતો હોવાથી બુદ્ધિ શબ્દની પેઠે અનિત્ય છે.' અહીં શબ્દ સાધ્ય છે અને બુદ્ધિ પણ સાધ્ય છે. તે બેઉ સાધ્યમાં ભિન્નતા ન હોવાથી વળી વર્ણ્યસમ અહેતુ થયો. ૫૭

અતીતકાલનું લક્ષણ—

અતીતકાલ—અતીતકાલ એટલે જે પહેલાં કહેવું જોઈએ તે પાછળથી કહેવાય. તે યોગ્ય સમય ચાલ્યો જવાથી અગ્રાહ્ય એટલે ગ્રહી ન શકાય તેવું નકામું થાય છે; અથવા પ્રથમ નિગ્રહના મોકા વખતે નિગ્રહ ન કરતાં, બીજા પક્ષમાં પ્રતિપક્ષી ગયા પછી તેને પકડી પાડી નિગ્રહ કરવામાં આવે તો યોગ્ય સમય ચાલ્યો ગયો હોવાથી તે તેનું નિગ્રહવચન અસમર્થ નીવડે છે. ૫૮

ઉપાલંભનું લક્ષણ—

ઉપાલંભ–ઉપાલંભ એટલે હેતુના દોષ કહેવા તે. જેમકે–અગાઉ અહેતુઓ એટલે કે હેત્વાભાસો કહ્યા છે. ૫૮

પરિહારનું લક્ષણ—

પરિહાર–પરિહાર એટલે તે દોષવચનને જ દૂર કરવું. જેમકે–હંમેશ શરીરમાં આત્મા રહેતો હોય ત્યાં સુધી જીવનાં ચિહ્નો મળે છે; પણ આત્મા ચાલ્યો જવાથી

માલુમ પડતાં નથી. તેથી આત્મા શરીરથી જુદો છે અને નિત્ય છે. ૬૦

प्रतिज्ञाहानिनुं लक्षण—

પ્રતિજ્ઞાહાનિ–પ્રતિજ્ઞાહાનિ તે છે કે વિરુદ્ધ પ્રશ્નો પૂછવાથી પહેલાં સ્વીકારેલી પ્રતિજ્ઞા તજી દે છે. જેમકે–'પુરુષ નિત્ય છે,' એવી પહેલાં પ્રતિજ્ઞા કરીને પછી સામા પક્ષની ઝીણવટભરી તપાસણી થતાં કહેવું કે 'અનિત્ય છે.' ૬૧

अभ्यनुज्ञानुं लक्षण—

અભ્યનુજ્ઞા–અભ્યનુજ્ઞા એટલે ઇષ્ટ અથવા પરપક્ષદોષ અને અનિષ્ટ અથવા સ્વપક્ષદોષનો સ્વીકાર. ૬૨

हेत्वन्तरनुं लक्षण—

હેત્વન્તર—હેત્વન્તર એટલે પ્રકૃતિનો હેતુ કહેવો હોય ત્યાં વિકૃતિનો હેતુ કહે તે. ૬૩

अर्थान्तरनुं लक्षण—

અર્થાન્તર-અર્થાન્તર એટલે કહેવાની એક બાબતમાં બીજું જે કહે તે. જેમકે–તાવનાં લક્ષણ કહેવાતાં હોય ત્યાં પ્રમેહનાં લક્ષણ કહે તે. ૬૪

निग्रहस्थाननुं लक्षण —

નિગ્રહસ્થાન-નિગ્રહસ્થાન એટલે પરાજયની પ્રાપ્તિ; અને તે વિજ્ઞાનવાળી પરિષદમાં ત્રણ વાર કહેલું વાકય જાણી ન શકવાથી અથવા અનનુયોજ્યનો અનુયોગ એટલે જ્યાં પૂછવાનો અવકાશ નથી ત્યાં પૂછવું અને અનુયોજ્યનો અનનુયોગ એટલે પૂછવાનો અવકાશ હોય ત્યાં ન પૂછવું-એમ થવાથી, તેમજ પ્રતિજ્ઞાહાનિ, અભ્યનુજ્ઞા, કાલીતીત-વચન, અહેતુઓ, ન્યૂન, અતિરિકત, વ્યર્થ, અપાર્થક, પુનરુકત, વિરુધ્ધ, હેત્વન્તર અને અર્થાન્તર-એ નિગ્રહ-સ્થાન છે. ૬૫

આમ વાદમાર્ગના શબ્દો ઉદ્દેશ પ્રમાણે બતાવેલા છે. ૬૬

वैद्ये आयुर्वेदमां ज वाद करवो जोईए—

વૈદ્યોનો વાદ જો થાય તો ખરેખર આયુર્વેદમાં જ થવો જોઈએ; બીજે કયાંય નહિ; કારણ કે એમાં બધાયે અધિકારણોમાં વાકય અને પ્રતિવાકયના વિસ્તાર-યુકત સંપૂર્ણ ઉપપત્તિઓ છે. તે બધીને સારી રીતે જોઈ જોઈને બધું કહેવાનું કહેવું; પણ સંબંધ વગરનું, શાસ્ત્રમાં ન હોય તેવું, પરીક્ષા કર્યા વગરનું, કાર્ય કે સિદ્ધાંત ન સાધી શકનારું, આડુંઅવળું કે વિષયને આવરી ન લે તેવું બોલવું ન જોઈએ. બધું હેતુવાળું બોલવું જોઈએ; કારણ કે હેતુવાળા હોવાથી બધાયે અનિન્દ્ય વાદવિગ્રહો પ્રશસ્તબુધ્ધિને વધારતા હોવાથી ચિકિત્સા કરવામાં કારણરૂપ થાય છે અને પ્રશસ્તબુદ્ધિ સર્વ કામમાં સિદ્ધિ લાવી આપે છે. ૬૭

वैद्ये जाणवा जेवां केटलांक प्रकरणो—

ત્યારે હવે અહીં અમે આ કેટલાંક પ્રકરણો વૈદ્યોનાં જ્ઞાન માટે કહીએ છીએ; કારણ કે કુશળ મનુષ્યો કોઈ પણ કામના જ્ઞાનપૂર્વક સમારંભને વખાણે છે. કારણકે કરણ, કાર્યયોનિ, કાર્ય, કાર્યફલ, અનુબંધ, દેશ, કાલ, પ્રવૃત્તિ અને ઉપાયોને જાણીને, તેઓને સારી રીતે પાર પાડતો કર્તા કામ પૂરું કરવામાં બહુ મોટા પ્રયત્ન વગર જ ઇચ્છિત ફળ અને પરિણામ લાવીને કામને પાર પાડે છે. ૬૮

कारणनुं लक्षण—

તેમાં કારણ એટલે તે જે કાર્ય કરે છે. તે જ હેતુ અને તે કર્તા. ૬૯

करणनुं लक्षण—

કરણ વળી તે જે કાર્ય પાર પાડવામાં યત્ન કરતા કર્તાનાં સાધનરૂપ થાય છે. ૭૦

कार्ययोनिनुं लक्षण—

કાર્યયોનિ વળી તે છે જેનું રૂપાન્તર કરતાં કાર્ય-રૂપ થાય છે. ૭૧

कार्यनुं लक्षण—

કાર્ય વળી તે છે જેને પાર પાડવાના ઉદ્દેશથી કર્તા પ્રવૃત્તિ કરે છે. ૭૨

કાર્યફલનું લક્ષણ—

કાર્યફલ વળી તે છે જેના પ્રયોજને કાર્યની સિદ્ધિ ઇચ્છાય છે. ૭૩

અનુબન્ધનું લક્ષણ—

અનુબન્ધ ખરેખર તે છે કે જે કાર્ય થઈ રહ્યા પછીના વખતમાં કાર્યનાં નિમિત્તે કર્તાને અવશ્ય આવી મળનારો શુભ અથવા અશુભ ભાવ. ૭૪

દેશનું લક્ષણ—

અધિષ્ઠાન એ દેશ છે. ૭૫

કાળનું લક્ષણ—

પરિણામ એ કાળ છે. ૭૬

પ્રવૃત્તિનું લક્ષણ—

પ્રવૃત્તિ એટલે કાર્યને માટે કરેલી ચેષ્ટા અને તેને જ ક્રિયા, કર્મ, યત્ન કે સમારંભ કહે છે. ૭૭

ઉપાયનું લક્ષણ—

ઉપાય એટલે કાર્ય, કાર્યફલ અને અનુબન્ધ એ ત્રણ સિવાયનાં કારણાદિકની શ્રેષ્ઠતા અને અનુકૂલ સ્થિતિ. એ કાર્ય પાર પાડે છે, એથી તો એ ઉપાય કહેવાય છે. થઈ ગયેલા કામમાં ઉપાયનું પ્રયોજન હોતું નથી. તેમજ કાર્ય ચાલુ હોય ત્યારે પણ હોતું નથી. વળી કામ થઈ ગયા પછી તો ફલ હોય છે અને ફલ પછી અનુબન્ધ હોય છે. ૭૮

વૈદ્યે આ બધું જોઈને કાર્યનો આરંભ કરવો—

પહેલાં દશ પ્રકારની આ બાબતોની પરીક્ષા કરવી જોઈએ અને પછી કાર્યને માટે પ્રવૃત્તિ ઇચ્છવા યોગ્ય છે. તેથી કાર્ય કરવાની ઇચ્છાવાળા વૈદ્ય કાર્યની શરૂઆત પહેલાં, પરીક્ષા કરવા લાયક બાબતની કેવળ પરીક્ષાથી કસોટી કરીને કામ કરવાનું શરૂ કરવું જોઈએ. ૭૯

પરીક્ષાના વિષયમાં વૈદ્યના પ્રશ્નો—

તેમાં જો કોઈ વૈદ્ય હોય તેવો અથવા વૈદ્ય ન હોય તેવો માણસ વૈદ્યને પુછે કે 'વમન, વિરેચન, આસ્થાપન, અનુવાસન અને શિરોવિરેચન એ બધાં યોજવાની ઇચ્છાવાળા વૈદ્યે કેટલી જાતની પરીક્ષાથી કેટલી જાતની પરીક્ષા કરવા લાયક બાબતની પરીક્ષા કરવી. એમાં પરીક્ષા કરવા લાયક વસ્તુની શું વિશિષ્ટતા છે, કેવી રીતે એની પરીક્ષા કરવી જોઈએ અને પરીક્ષાનું પ્રયોજન શું ? વમનાદિકની પ્રવૃત્તિ કયે સ્થાને અને નિવૃત્તિ કયે સ્થાને ? પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં લક્ષણનો સંયોગ હોય તો નિશ્ચયપૂર્વક શું કરવું જોઈએ અને વમનાદિકમાં કઈ કઈ ઓસડની વસ્તુઓ ઉપયોગમાં આવે છે ?' ૮૦

તેઓનો ઉત્તર—

એ પ્રમાણે પૂછવામાં આવતાં જો તે એને મૂંઝાવવા ઇચ્છતો હોય તો એને કહેવું, 'પરીક્ષા ઘણી જાતની થાય છે અને પરીક્ષા કરવા લાયક વસ્તુઓના પણ ઘણા વિધિભેદ છે. તો કયા વિધિભેદની પ્રકૃતિ અનુસાર તારવેલી પરીક્ષા પ્રમાણે અથવા કયા વિધિભેદની પ્રકૃતિ અનુસાર તારવેલ પરીક્ષ્યના મુખ્ય પ્રકાર કહેવાનું આપ પૂછો છો ? નહિ તો બીજા આપ ન માગતા હો તેવા વિધિભેદ પ્રમાણે તારવેલી પરીક્ષાથી અથવા બીજા વિધિભેદનાં કારણે તારવેલાં પરીક્ષ્યથી જુદો પાડેલો પ્રચ્છિત અર્થ સાંભળવાની આપની ઇચ્છા, પરીક્ષાના બીજા વિધિભેદથી અથવા વિધિભેદની પ્રકૃતિ અનુસાર પરીક્ષ્ય તારવીને કહેતો હું આપની ઇચ્છા પૂરી ન કરી શકું.' ૮૧

તે જે ઉત્તર કહે તે બરાબર તપાસીને, કહ્યા પ્રમાણેના પ્રતિવચનના વિધિને ધ્યાનમાં રાખીને, તે પછીનું કહેવાનું કહેવું જોઈએ. જો તે સરખું બોલે અને એને મૂંઝાવવાની આપણી ઇચ્છા ન હોય, તેમ જવાબ કહેવાનો યોગ્ય વખત જણાય તો સંપૂર્ણપણે તેને યથાર્થ ખુશીથી કહેવું. ૮૨

બે જાતની પરીક્ષા—

જ્ઞાનવાળાની ખરેખર બે જાતની પરીક્ષા હોય છે;- પ્રત્યક્ષ અને અનુમાન. આ બે બાબત અને ઉપદેશ પણ પરીક્ષા કહેવાય. આમ આ પરીક્ષા બે જાતની છે અથવા ઉપદેશ સાથે લઈએ તો ત્રણ જાતની થાય. ૮૩

દશ પ્રકારનાં પરીક્ષ્ય—

દશ જાતનાં જે કારણાદિક પરીક્ષ્ય અગાઉ કહ્યાં છે તે અહીં વૈદ્ય વગેરેમાં ફેરવી ફેરવીને એટલે ઉદાહરણોમાં લગાડીને બતાવશું. અહીં કાર્યપ્રાપ્તિનું કારણ વૈદ્ય છે. કરણ વળી ઓસડ છે. કાર્યયોનિ ધાતુઓની વિષમતા છે. કાર્ય ધાતુઓની સમતા છે. કાર્યફલ સુખની પ્રાપ્તિ છે. અનુબન્ધ ખરેખર આવરદા છે. દેશ ભૂમિ અને રોગી છે. કાલ વળી વર્ષ અને રોગીની અવસ્થા છે. પ્રવૃત્તિ ચિકિત્સાની શરૂઆત છે અને ઉપાય વૈદ્ય વગેરેની શ્રેષ્ઠતા અને અનુકૂલ સ્થિતિ. અહીં પણ આ ઉપાયનો વિષય અગાઉના જ ઉપાયભેદથી કહ્યો છે. આ પ્રમાણે દશ કારણાદિક વૈદ્યાદિક દશ બાબતોમાં લાગુ કરી બતાવ્યાં છે. એજ પ્રમાણે ક્રમસર આ દશ જાતનું પરીક્ષ્ય પણ કહ્યું છે. ૮૪

તેનો જે જે તફાવત છે અને જે જે પ્રમાણે પરીક્ષા કરવાની છે તે, તે તે પ્રમાણે કહેવામાં આવશે. ૮૫

કારણની પરીક્ષા—

કારણ વૈદ્ય છે એમ અગાઉ કહ્યું. તેની પરીક્ષા—વૈદ્ય એટલે તે જે ચિકિત્સા કરે; જે સૂત્ર, અર્થ અને પ્રયોગમાં કુશળ હોય અને જેને આયુષ્યની ખરેખર સર્વ પ્રકારે માહિતી હોય. ગુણ પ્રમાણે કાર્યની સિદ્ધિને જોતાં જોતાં સર્વ ધાતુઓનું સામ્ય કરવા ઇચ્છતા તેણે ગુણવાન ચતુષ્પાદમાં પ્રથમ પોતાની જ પરીક્ષા કરવી જોઈએ કે આ કાર્ય સિદ્ધ કરવામાં હું સમર્થ છું કે નહિ ! તે બાબતમાં આ પ્રમાણે વૈદ્યોના ગુણો છે. જેનાથી યુક્ત વૈદ્ય ધાતુઓનું સામ્ય સિદ્ધ કરવાને સમર્થ થાય છે. જેમકે—ઉચ્ચ પ્રકારનું શાસ્ત્રશ્રવણ, વૈદ્યકનાં કામકાજ સારી પેઠે નજરે જોયેલાં હોવાં તે, ચતુરાઈ, પવિત્રતા, સિદ્ધહસ્તતા, સાધનસંપન્ન હોવું, બધી ઇન્દ્રિયો સાબુત હોવી, પ્રકૃતિ જાણવી તે અને તરતબુદ્ધિ હોવી તે. ૮૬

કરણની પરીક્ષા—

કરણ એ ઓસડ છે. ઓસડ એટલે તે જે ધાતુઓની સમાનતા પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરતા વૈદ્યનાં સાધનરૂપ થાય છે; અને વિશેષે કરીને ઉપાય સુધીની બાબતોમાં જે સાધનરૂપ થાય છે તે. વ્યપાશ્રયના ભેદ પ્રમાણે તે બે પ્રકારનું છે—દૈવવ્યપાશ્રય અને યુક્તિવ્યપાશ્રય. તેમાં દૈવવ્યપાશ્રય—મન્ત્ર, ઔષધિ, મણિ, મંગલ, બલિદાન, ભેટ, હોમ, નિયમ, પ્રાયશ્ચિત્ત, ઉપવાસ, સ્વસ્તિવાચન, નમસ્કાર અને તીર્થાદિગમન વગેરે. યુક્તિવ્યપાશ્રય—સંશોધન, ઉપશમન અને ફળીભૂત થયેલી ચેષ્ટાઓ; અને એ જ ઓસડ અંગભેદ પ્રમાણે વળી બે પ્રકારનું છે—દ્રવ્યભૂત અને અદ્રવ્યભૂત. તેમાં જે અદ્રવ્યભૂત છે તેનો ઉપાયમાં સમાવેશ થઈ જાય છે. ઉપાય એટલે ભય દેખાડવો, વિસ્મય પમાડવું, વિસ્મૃતિ કરાવવી, ક્ષોભ પમાડવું, હર્ષ પમાડવું, તિરસ્કારવું, વધ, બન્ધન, સ્વપ્ન, ચંપી વગેરે અમૂર્ત ખાસ ભાવો અને કહ્યા પ્રમાણેના સિદ્ધિના ઉપાયો—તેની ઉપાયમાં ગણના છે. જે વળી દ્રવ્યરૂપ છે તે વમનાદિકમાં યોજાય છે. તેની પણ આ પરીક્ષા—પ્રકૃતિએ આ ઓસડ આવું છે, આવા ગુણવાળું છે આવા પ્રભાવવાળું છે, આ દેશમાં ઉત્પન્ન થયેલું છે, આ ઋતુમાં ઉત્પન્ન થયેલું છે, આ પ્રમાણે લીધેલું છે, આ પ્રમાણે મૂકેલું છે, આ પ્રમાણે રૂપાન્તર પામેલું છે, આ માત્રાથી યોજાયેલું આ રોગમાં આવી જાતના પુરુષના આટલા દોષને દૂર કરશે કે શાંત કરશે; જે બીજું પણ આવી જાતનું ઓસડ હોય તેને આ વિશિષ્ટતા લાગુ પડે છે. ૮૭

કાર્યયોનિની પરીક્ષા—

કાર્યયોનિ જે ધાતુવૈષમ્ય તેનું લક્ષણ રોગો થવા એ છે. વિકારપ્રકૃતિનાં ઓછાં ઝાઝાં ચિન્હોનો ફેરફાર જોવો. સાધ્ય-અસાધ્ય, મૃદુ અને દારુણ ચિહ્નોનો ફેરફાર જોવો એ વળી એની પરીક્ષા છે. ૮૮

કાર્યની પરીક્ષા—

કાર્ય જે ધાતુસામ્ય; તેનું લક્ષણ વિકારોની શાંતિ. એની પરીક્ષા વળી—પીડાનું દૂર થવું, સ્વર અને વર્ણનું મળી જવું, શરીરનું વધવું, બળ વધવું, ખાવાની ઇચ્છા, આહારને વખતે રુચિ, ખાધેલા આહારનું યોગ્ય સમયે સારી રીતે પચી જવું, સમય પ્રમાણે નિદ્રા આવી જવી, વિકારોથી થયેલાં સ્વપ્નો ન દેખાવાં, સુખપૂર્વક જાગૃત થવું, વાયુ મૂત્ર-મળ અને વીર્યનું યોગ્યપણે નીકળવું અને સર્વ શુભ લક્ષણોએ મનબુદ્ધિ અને ઇન્દ્રિયોનું આરોગ્ય. ૮૯

कार्यफलनी परीक्षा—

કાર્યફલ જે સુખની પ્રાપ્તિ; તેનું લક્ષણ મન-બુદ્ધિ ઇન્દ્રિયો અને શરીરની પ્રસન્નતા. ૯૦

अनुबन्धनी परीक्षा—

અનુબંધ ખરેખર આવરદા છે. તેનું લક્ષણ પ્રાણોની સાથે સંયોગ. ૯૧

देशनी परीक्षा—

દેશ વળી છે ભૂમિ અને રોગી. ૯૨

તેમાં ભૂમિપરીક્ષા રોગીને સારી રીતે જાણવા માટે અથવા ઔષધને સારી પેઠે જાણવા માટે થઈ શકે. તેમાં આ પરીક્ષા રોગીને સારી રીતે જાણવા માટેની છે. તે જેમકે–આ કયા ભૂમિભાગમાં જન્મ્યો છે, મોટો થયો છે કે માંદો પડયો છે? અને તે પ્રદેશમાં મનુષ્યોના આ આહાર છે, આ વિહાર છે, આ આચાર છે, આટલું બળ હોય છે, આવી જાતનું સત્ત્વ હોય છે. આવી જાતનું સાત્મ્ય હોય છે, આવી જાતનો દોષ હોય છે, આ રુચિ હોય છે, આ રોગો હોય છે, આ હિતકારક હોય છે, આ અહિતકારક હોય છે–એમ આશરે પરીક્ષા કરી શકાય છે. ઔષધ જાણવા માટેની ભૂમિપરીક્ષા કલ્પસ્થાનમાં કહેવામાં આવશે. ૯૩

बळ अने दोषनां प्रमाणनां ज्ञान माटे रोगीनी परीक्षा—

રોગી એ ખરેખર કાર્યદેશ છે. તેની પરીક્ષા આયુષ્યનું પ્રમાણ જાણવાના હેતુથી અથવા તેનાં બળ અને દોષનું પ્રમાણ પણ જાણવાના હેતુથી થઈ શકે. તેમાં બળ અને દોષ જાણવાના હેતુથી આ પ્રમાણે એ પરીક્ષા થાય. ઓસડનાં પ્રમાણનો ભેદ દોષનાં પ્રમાણને અનુરૂપ હોય છે. તથા બળનાં પ્રમાણની વિશેષ અપેક્ષા રાખે છે. કારણ કે પરીક્ષા ન કરનારે બહુ શકિતવાળું ઓસડ વિચાર કર્યા વગર યોજ્યું હોય તો અલ્પબળવાળા રોગીને તે કદાચ નુકશાન કરે; કારણ કે અતિબળવાળાં અગ્નિ કે વાયુનાં ઓસડો અથવા અગ્નિ-ક્ષાર કે શસ્ત્રનાં કામ અલ્પબળવાળા રોગીઓ સહન કરી શકતાં નથી; કારણ કે સહન ન થઈ શકે એવાં હોવાથી તથા અતિ તીક્ષ્ણ વેગવાળાં હોવાથી તેઓ તરતજ પ્રાણ હરનારાં થાય છે. આ હેતુની અપેક્ષા રાખનાર વૈદ્યો અલ્પબળવાળા રોગીને વિષાદ ન કરનાર અને ઘણુંખરું મૃદુ અને કોમળ, ઉત્તરોત્તર વધારે પ્રમાણવાળાં, પાકકાળે પણ વિકાર ન કરનાર તથા મહાવિપત્તિ ન કરે તેવાં ઔષધોથી ઉપચાર કરે છે, અને સ્ત્રીઓના તો ખાસ કરીને એવા ઉપચાર કરે છે; કારણ કે તેઓ અસ્થિર-પોચાં-અગંભીર અને વિહ્વળ હૃદયવાળી, ઘણુંખરું કોમળ, અબળા અને બીજાઓના આધારે ટકનારી હોય છે. તે પ્રમાણે બળવાન રોગમાં ઝડપાયેલા બળવાન રોગીને અલ્પબળવાળું ઔષધ પરીક્ષા ન કરનારે પ્રયોજ્યું હોય તો તે કામ સાધી શકતું નથી જ. તેથી બળનાં પ્રમાણનો ભેદ જાણવાના હેતુથી રોગીની આટલી રીતે પરીક્ષા કરવી જોઈએ; પ્રકૃતિ-વિકૃતિ-સાર-સંહનન-પ્રમાણ-સાત્મ્ય-સત્ત્વ-આહાર-શક્તિ–વ્યાયામશકિત અને ઉમરથી. ૯૪

प्रकृतिथी रोगीनी परीक्षा—

તેમાં પ્રકૃતિ વગેરે ભાવો હવે કહેશું. દાખલા તરીકે–ગર્ભશરીર શુક્ર અને શોણિતની પ્રકૃતિની, કાળ અને ગર્ભાશયની પ્રકૃતિની, માતાના આહારવિહારની પ્રકૃતિની, અને મહાભૂતના વિકારની પ્રકૃતિની અપેક્ષા રાખે છે; કારણ કે આ બધાં જે જે અધિક એક એક કે અનેક દોષથી જોડાયેલાં હોય તે તે દોષથી ગર્ભ જોડાય છે. તેથી ગર્ભની શરૂઆતથી થયેલી પ્રવૃત્તિ મનુષ્યોની તે તે દોષની પ્રકૃતિ કહેવાય છે. તેથી કેટલાક સ્વભાવથી શ્લેષ્મલ, કેટલાક પિત્તલ, કેટલાક વાતલ, કેટલાક સંસૃષ્ટ અને કેટલાક સમાન ધાતુવાળા હોય છે. તેઓનું લક્ષણ હવે કહેશું. ૯૫

श्लेष्मप्रकृतिनां लक्षण—

શ્લેષ્મ સ્નિગ્ધ, શ્લક્ષ્ણ, મૃદુ, મધુર, સાર, સાન્દ્ર, મન્દ, સ્તિમિત, ગુરુ, શીત, વિજ્જલ અને અચ્છ હોય છે. શ્લેષ્મવાળાં માણસો તેના સ્નેહને લઈ સ્નિગ્ધ અંગવાળાં, શ્લક્ષ્ણપણાથી લીસાં અંગવાળાં, મૃદુતાથી નજરને સુખકારક, કોમળ અને ઉમદા અંગવાળાં, મધુરતાથી પુષ્કળ વીર્ય, પુરુષાતન અને સંતતિવાળાં, સારપણાથી બળવાન-સુદઢ-સ્થિર શરીરવાળાં, સાન્દ્રતાથી વૃદ્ધિમય પરિપૂર્ણ

સર્વગાત્રોવાળાં, મન્દતાથી મંદ-ચેષ્ટા-આહાર અને અવાજ-વાળાં, સ્તિમિતતાથી વિલંબપૂર્વક કામ કરનાર-ક્ષોભ પામનાર તથા વિકાર પામનાર, ગુરુપણાથી સ્ખલન વગરની અધિષ્ઠિત એટલે પૂર્ણ અને અવસ્થિત ગતિવાળાં, શીતતાથી થોડી ભૂખ-તરસ-સંતાપ અને પરસેવાના દોષવાળાં, વિજ્જલપણાથી સુઘટિત અને બળવાન સાંધાનાં બંધનવાળાં અને અચ્છતાથી પ્રસન્ન દેખાવ અને વદનવાળાં, પ્રસન્ન અને સ્નિગ્ધ વર્ણ અને સ્વરવાળાં થાય છે. આ પ્રમાણે ગુણના યોગે તે કફપ્રધાન મનુષ્યો બળવાન, ધનવાન, વિદ્યાવાન, ઓજસ્વી, શાન્ત અને આયુષ્માન થાય છે. ૯૬

पित्तप्रकृतिनां लक्षण—

પિત્ત ઉષ્ણ, તીક્ષ્ણ, દ્રવ, વિસ્ર, અમ્લ અને કટુક હોય છે. તેની ઉષ્ણતાથી પિત્તવાળાં માણસો ગરમાં સહન ન કરી શકનાર, ગરમ મોઢાંવાળાં, કોમળ અને ગૌર ગાત્રવાળાં, પુષ્કળ પિપ્લુ-વ્યંગ-તલ અને ફોડકીઓ-વાળાં, ભૂખ અને તરસવાળાં, જલદી કરચલી-પળિયાં અને ટાલ પડવાના દોષવાળાં, ઘણુંખરું મૃદુ-અલ્પ અને પીળ-ચટાં દાઢી-રુંવાડાં અને માથાના વાળવાળાં, તીક્ષ્ણતાથી તીક્ષ્ણ પરાક્રમવાળાં, તીક્ષ્ણ અગ્નિવાળાં, પુષ્કળ ખાવાપીવાવાળાં, કલેશ સહન ન કરી શકનારાં, ઘડીએ ઘડીએ ખાનારાં, દ્રવતાથી ઢીલાં અને પોચાં સાંધા તથા માંસવાળાં, પુષ્કળ પરસેવો-મૂત્ર અને વિષ્ટા કાઢનારાં, વિસ્રતાથી બગલ-મોઢું-માથું અને શરીરની પુષ્કળ દુર્ગંધવાળાં, કટુ અને અમ્લતાથી ઓછાં વીર્ય-પુરુષાતન અને સંતતિવાળાં થાય છે. આ પ્રમાણે ગુણના યોગે તે પિત્તપ્રધાન મનુષ્યો મધ્યમ બળવાળા, મધ્યમ આયુષ્યવાળા અને મધ્યમ જ્ઞાન-વિજ્ઞાન-ધન તથા સાધનવાળા હોય છે. ૯૭

वातप्रकृतिनां लक्षण—

વાયુ વળી રૂક્ષ, લઘુ, ચલ, બહુ, શીઘ્ર, શીત, પરુષ અને વિશદ હોય છે. વાયુવાળાં માણસો તેની રૂક્ષતાથી ખરસટ-ક્ષીણ અને અલ્પ શરીરવાળાં, પ્રસરેલા-ઘોઘરા-નિર્બળ-ભાંગેલાં ઠામ જેવા-હીન-બંધાયેલા અને જર્જરિત સ્વરવાળાં તથા ઓછી નિદ્રાવાળાં થાય છે; લઘુતાથી હળવાં અને ચપળ ગતિ-ચેષ્ટા-આહાર અને અવાજવાળાં, ચલતાથી ચપળ સાંધા-આંખ-ભમર-હડપચી-હોઠ-જીભ-માથું-ખંભા-હાથ અને પગવાળાં, બહુતાથી બહુ બોલનાર તથા સ્નાયુબન્ધો અને નસોના બહુ વિસ્તારવાળાં, શીઘ્રતાથી જલદી કામ કરનાર-ક્ષોભ પામનાર અને વિકાર યુક્ત થનારાં, શીઘ્ર ત્રાસ-પ્રીતિ અને અપ્રીતિવાળાં, સાંભળેલું ગ્રહણ કરનારાં તથા ઓછી સ્મૃતિવાળાં, શીતતાથી ઠંડી સહન ન કરી શકનાર, પુષ્કળ ઠંડી-ધ્રૂજારી અને જડતાવાળાં, પરુષતાથી કઠોર મોવાળા-દાઢી-રુંવાડાં-નખ-દાંત-મોઢું અને હાથપગવાળાં, વિશદતાથી ફાટેલાં અંગ અને અવયવોવાળાં તથા ચાલતી વખતે સાંધાઓના સતત અવાજવાળાં હોય છે. આ પ્રમાણે તે વાયુવાળાં માણસો ગુણના યોગે ઘણુંખરું અલ્પ બળવાળાં, અલ્પ આયુષ્યવાળાં, ઓછી સંતતિવાળાં, ઓછાં સાધનો-વાળાં અને ઓછાં ધનવાળાં થાય છે. ૯૮

સંસર્ગપ્રકૃતિનાં લક્ષણ—

મિશ્રિતાથી મિશ્ર લક્ષણવાળાં થાય છે. ૯૯

સમપ્રકૃતિનાં લક્ષણ—

સર્વ ગુણોના ઉદયવાળાં વળી સમધાતુવાળાં છે. આ પ્રમાણે પ્રકૃતિ અનુસાર પરીક્ષા કરવી જોઈએ. ૧૦૦

વિકૃતિથી દેહની પરીક્ષા—

હવે વિકૃતિ અનુસાર પરીક્ષા. વિકૃતિને વિકાર કહે છે. તેમાં હેતુ-દોષ-દૂષ્ય-પ્રકૃતિ-દેશ-કાલ અને બળની વિશિષ્ટતાથી અને લક્ષણોથી વિકારની પરીક્ષા કરવી જોઈએ; કારણ કે હેતુ વગેરેનાં બલવિશેષ વિના રોગનાં બલવિશેષ જાણી શકાતાં નથી. જે રોગમાં દોષ-દૂષ્ય-પ્રકૃતિ-દેશ-કાલ અને બળની સમાનતા હોય અને હેતુ-લક્ષણનું બળ અધિક હોય તો તે રોગ બળવાન થાય છે; તેનાથી ઉલટું હોતાં રોગ થોડાં બળવાળો થાય છે; અને દોષ તથા દૂષ્યાદિકમાંના કોઈની પણ સમાનતાથી અને હેતુ તથા લક્ષણનું મધ્યમ બળ હોવાથી રોગ મધ્યમ બળવાળો જણાય છે. ૧૦૧

સારથી દેહની પરીક્ષા—

સાર પ્રમાણે પરીક્ષા. પુરુષોનાં બળનાં પ્રમાણને વિશેષ

પ્રમાણુમાં જાણુવા માટે આઠ સાર છે; જેમકે-ત્વક્, રકત, માંસ, મેદ, હાડકાં, મજ્જ, વીર્ય અને સત્ત્વ. ૧૦૨

તેમાં તત્વક્સારવાળાની ચામડી સ્નિગ્ધ-લીસી-કોમળ અને પ્રસન્ન તથા સૂક્ષ્મ-અલ્પ-ગંભીર અને કોમળ રુંવાડાંવાળી હોય છે, તથા જાણે કાંતિમાન હોય તેમ ભાસે છે. તે સારતા સુખ-સૌભાગ્ય-ઐશ્વર્ય-ઉપભોગ-બુદ્ધિ-વિદ્યા-આરોગ્ય અને હર્ષ તથા આયુષ્ય જણાવે છે. ૧૦૩

રકતસારવાળા મનુષ્યોનાં કાન-આંખ-મોઢું-જીભ-નાક હોઠ-હાથપગનાં તળીઆં-નખ-કપાળ અને મૂત્રેન્દ્રિય સ્નિગ્ધ, રતાશવાળાં તથા શોભાવાળાં અને તેજસ્વી હોય છે. તે સારતા સુખ, વિપુલ બુદ્ધિ, મનસ્વિતા, કોમળતા, બહુ બળનો અભાવ, કલેશ સહન ન થવો અને ગરમી સહન ન થવી એ દર્શાવે છે. ૧૦૪

માંસસારવાળા મનુષ્યોનાં શંખ-કપાલ-કૃકાટિકા એટલે કાંધ-આંખ-ગાલ-હડપચી-ડોક-ખભા-પેટ-બગલ-છાતી-હાથપગ અને સાંધા સ્થિર-મોટા-શુભ અને માંસયુકત હોય છે. તે સારતા ક્ષમા-ધીરજ-ચપળતાનો અભાવ-ધન-વિદ્યા-સુખ-સરલતા-આરોગ્ય-બળ અને લાંબું આયુષ્ય જણાવે છે. ૧૦૫

મેદસારવાળા મનુષ્યનાં વર્ણ-સ્વર-આંખ-વાળ-રુંવાડાં-નખ-દાંત-હોઠ-મૂત્ર અને વિષ્ટામાં ખાસ કરીને ચીકાશ હોય છે. તે સારતા ધન-ઐશ્વર્ય-સુખોપભોગ-સુંદર દાન-સરલતા અને કોમળ ઉપચારયોગ્યતા બતાવે છે. ૧૦૬

અસ્થિસારવાળા મનુષ્યોનાં એડી, ઘુંટી, ગોઠણ, અરત્નિ, હાંસડી, હડપચી, શિર અને પર્વ સ્થૂલ હોય છે તેમજ હાડકાં, નખ અને દાંત સ્થૂલ હોય છે. તેઓ ઘણા ઉત્સાહવાળા, ક્રિયાવાળા, કલેશ સહન કરનારા, બળવાન, સ્થિર શરીરવાળા અને આયુષ્માન થાય છે. ૧૦૭

મજ્જાસારવાળા મનુષ્યો કોમળ અંગવાળા, બલવાન, સ્નિગ્ધ વર્ણ અને સ્વરવાળા તથા સ્થૂલ-લાંબા અને ગોળ સંધિઓવાળા હોય છે. તેઓ દીર્ઘાયુષી, બલવાન, શાસ્ત્ર-જ્ઞાન-ધન-વિજ્ઞાન અને સંતતિવાળા તથા સંમાન ભોગવનારા હોય છે. ૧૦૮

શુક્રસારવાળાં મનુષ્યો સૌમ્ય, સૌમ્ય નજરવાળાં, નેત્રો દૂધે ભર્યાં હોય તેમ અતિહર્ષવાળાં, સ્નિગ્ધ-ગોળ-મજબૂત-સમાન અને લગોલગ સુંદર દાંતવાળાં, પ્રસન્ન અને સ્નિગ્ધ વર્ણ તથા સ્વરવાળાં, કાંતિમાન તથા મોટા નિતંબવાળાં હોય છે. તેઓ સ્ત્રીઓને પ્રિય લાગે તેવા સંભોગવાળા, બળવાન, સુખ-ઐશ્વર્ય-આરોગ્ય-ધન અને સંમાન ભોગવનારા તથા સંતતિવાળા હોય છે. ૧૦૯

સત્ત્વસારવાળા મનુષ્યો સ્મૃતિવાળા, ભકિતમાન, કૃતજ્ઞ, ડાહ્યા, પવિત્ર, મોટા ઉત્સાહવાળા, ચતુર, ધૈર્યવાન, સંગ્રામમાં પરાક્રમથી લડનારા, વિષાદ વિહીન, સુવ્યવસ્થિત ગતિવાળા, ગંભીર બુધ્ધિ તથા ચેષ્ટાવાળા અને કલ્યાણની ઇચ્છાવાળા હોય છે. તેઓના ગુણો પોતાનાં લક્ષણોથી જ કહેવાયેલ છે. ૧૧૦

તેમાં બધા સારવાળા પુરુષો અતિબળવાન, પરમ સુખ-વાળા, કલેશ સહન કરી શકનારા, બધાં કામો કરવામાં આત્મવિશ્વાસવાળા, કલ્યાણ પામનારા, સ્થિર અને સુઘટિત શરીરવાળા, સારી પેઠે ધીર-ગંભીર ગતિવાળા, પડઘા પાડતા સ્નિગ્ધ અને ગંભીર મહાસ્વરવાળા, સુખ-ઐશ્વર્ય-ધન-ઉપભોગ અને સંમાન ભોગવનારા, મોડી આવતી વૃદ્ધાવસ્થાવાળા, ધીમી ગતિથી આવતા વિકારવાળા અને ઘણુંખરું પોતાના જેવા જ ગુણવાળી વિસ્તારવાળી સંતતિ ઉત્પન્ન કરનાર તથા મોટે ભાગે દીર્ઘાયુષી થાય છે. ૧૧૧

આથી ઉલટા તે સાર વગરના સમજવા. ૧૧૨

મધ્યમ સારભેદોથી મધ્યમ કોટીના માણસોના ગુણ-ભેદોની વ્યાખ્યા થઈ ગઈ છે. ૧૧૩

આમ પુરુષોના બલનાં પ્રમાણના ભેદ જાણવા માટે આઠ સાર કહી બતાવ્યા છે. ૧૧૪

કેવળ શરીર જોવાથી જ વૈદ્ય કેવી રીતે ભૂલાવામાં પડે છે તે નીચે પ્રમાણે બતાવ્યું છે. આ પુષ્ટ હોવાથી બળવાન હશે, દુબળો હોવાથી ઓછાં બળવાળો હશે, મોટું શરીર હોવાથી આ મહાબળવાન હશે, અને નાનું શરીર હોવાથી આ થોડાં બળવાળો હશે. નાનાં શરીરવાળા અને દુબળા દેખાતા હોય તો

પણ કેટલાક પુરુષો ખરેખર બળવાન હોય છે; તેમાં કીડી જેમ મોટો ભાર હરી જાય છે તેવી સિદ્ધિ હોય છે; અને એથી જ સાર પ્રમાણે પરીક્ષા કરવી જોઈએ એમ કહ્યું છે. ૧૧૫

સંહનનથી દેહની પરીક્ષા—

સંહનન એટલે બાંધા અનુસાર પરીક્ષા. સંહનન, સંઘાત, સંયોજન એ એક અર્થવાચક શબ્દ છે. તેમાં સમાન અને સુવિભક્ત હાડકાંવાળાં, મજબૂત સાંધાવાળાં, સુસ્થિત માંસ અને લોહીવાળાં શરીરને સુસંહત એટલે સારા બાંધાવાળું કહ્યું છે. તેમાં સુસંહત શરીરવાળા પુરુષો બળવાન હોય છે. તેથી ઉલટું હોતાં થોડાં બળવાળા અને સંહનના મધ્યમપણાથી મધ્યમ બળવાળા થાય છે. ૧૧૬

પ્રમાણથી દેહની પરીક્ષા—

પ્રમાણ અનુસાર પરીક્ષા. શરીરનું પ્રમાણ વળી પોતપોતાના આંગળનાં પ્રમાણથી ઊંચાઈ, પહોળાઈ અને લંબાઈ પ્રમાણે ક્રમસર કહેવામાં આવશે. તેમાં પગ ચાર આંગળ ઊંચા, છ આંગળ પહોળા અને ચૌદ આંગળ લાંબા હોય છે. જંઘાઓ ૧૮ આંગળ લાંબી અને ૧૬ આંગળ ગોળાઈમાં હોય છે. ગોઠણો ૪ આંગળ લાંબા અને ૧૬ આંગળ ગોળાઈવાળા, સાથળો ૩૦ આંગળ ગોળાઈવાળા અને ૧૮ આંગળ લાંબા હોય છે. વૃષણો ૬ આંગળ લાંબા અને ૮ આંગળ ગોળાઈવાળા, શિશ્ન છ આંગળ લાંબું અને પાંચ આંગળની ગોળાઈવાળું, યોનિ ૧૨ આંગળની ગોળાઈવાળી, કેડ ૧૬ આંગળના વિસ્તારવાળી, બસ્તિનું માથું ૧૦ આંગળનું, પેટ ૧૦ આંગળ પહોળું અને ૧૨ આંગળનું લાંબું, ૧૦ આંગળ પહોળાં અને ૧૨ આંગળ લાંબાં પડખાં, ૧૨ આંગળ સ્તનનું અંતર, ૨ આંગળ સ્તનનો ઘેરાવો, ૨૪ આંગળ પહોળી અને ૧૨ આંગળ ઊંચી છાતી, ૨ આંગળનું હૃદય, ૮ આંગળના સ્કન્ધો, ૬ આંગળના ખભા, ૧૬ આંગળનાં બાંવડાં, ૧૫ આંગળની પ્રપાણિ એટલે કલાઈ, ૧૨ આંગળના હાથ, ૮ આંગળની બગલ, ૧૨ આંગળ ઊંચું ત્રિક, ૧૮ આંગળ ઊંચી પીઠ, ૪ આંગળ ઊંચી અને ૨૨ આંગળ ગોળ ડોક, ૧૨ આંગળ ઊંચું અને ૨૪ આંગળ ગોળ મોઢું (ચહેરો) અને ૫ આંગળનું મુખ હોય છે. હડપચી-હોઠ-કાન-એ આંખોનો મધ્યભાગ-નાક અને લલાટ ચાર ચાર આંગળનાં તથા ૧૬ આંગળ ઊંચું અને ૩૨ આંગળના ઘેરાવાનું માથું હોય છે. આમ અંગ અને અવયવોનું માપ જુદું જુદું કહ્યું. શરીર ૮૪ આંગળ છે. તે પહોળાઈ (બન્ને બાહુ પહોળા કરતાં થાય તે) અને લંબાઈમાં સરખું હોય તેને 'સમ' કહે છે. તેમાં કહેલાં પ્રમાણવાળું શરીર હોતાં આયુષ્ય-બળ- ઓજસ-સુખ-ઐશ્વર્ય-ધન અને બીજી ઇચ્છિત વસ્તુઓ સ્વાધીન થાય છે. એથી ઓછાં કે વધુ પ્રમાણવાળું શરીર હોતાં એથી ઉલટું સમજવું. ૧૧૭

સાત્મ્યથી દેહની પરીક્ષા

સાત્મ્ય અનુસાર પરીક્ષા. સતત સેવન કરવાથી અનુકૂળ થઈ જાય તે સાત્મ્ય કહેવાય છે. તેમાં જે ઘી, દૂધ, તેલ અને માંસરસ વગેરેના સાત્મ્યવાળા અને સર્વ રસના સાત્મ્યવાળા હોય તેઓ બળવાન, ક્લેશ સહન કરી શકનારા અને દીર્ઘાયુષી થાય છે. જેઓ રૂક્ષ સાત્મ્યવાળા અને વળી એક રસના સાત્મ્યવાળા હોય તેઓ ઘણુંકરીને અલ્પ બળવાળા અને ઓછો ક્લેશ સહન કરી શકનારા અને થોડી આયુષ્યવાળા હોય છે; અને તેઓને ઓસડોની થોડી માત્રાની જરૂર રહે છે. જેઓ વળી મિશ્રસાત્મ્યવાળા હોય છે તેઓ તે તે સાત્મ્ય અનુસાર મધ્યમ બળવાળા થાય છે. ૧૧૮

સત્ત્વથી દેહની પરીક્ષા—

સત્ત્વ અનુસાર પરીક્ષા. સત્ત્વ મનને કહે છે. તે આત્માની સાથેના સંયોગથી શરીરનું તન્ત્ર ચલાવનાર છે. બળના વિભાગ પ્રમાણે તે ત્રણ જાતનું છે-પ્રવર (શ્રેષ્ઠ), મધ્ય (સાધારણ) અને અવર (હલકી કોટીનું); અને એથી પુરુષ શ્રેષ્ઠ, સાધારણ અને હલકાં સત્ત્વવાળા થાય છે. તેમાં પ્રવર સત્ત્વવાળા સત્ત્વસારો સારોના વિષયમાં કહ્યા છે. તેઓ બહુજ નાનાં શરીરવાળા હોવા છતાં પણ આપમેળે આવેલી અને નિમિત્તથી આવેલી મોટી પીડાઓમાં પણ સત્ત્વગુણની વિશેષતાથી વ્યથા વગરના

દેખાય છે. પણ મધ્ય સત્ત્વવાળા બીજાઓની વેદનાનો દાખલો લઈ પોતે પોતાને આધારે રહે છે અને બીજાઓના આધારે પણ રહે છે. પણ હીન સત્ત્વવાળા ન તો પોતાના કે ન તો પારકાંના સત્ત્વબળ ઉપર આધાર રાખી શકે છે. તેઓ મોટાં શરીરવાળા હોય તો પણ બહુજ થોડી વેદનાયે સહન કરવા અશક્તિમાન દેખાય છે. ભય-શોક-લોભ-મોહ-માન તેઓમાં હાજર હોય છે અને રૌદ્ર (ઉગ્ર), ભૈરવ (ભયંકર), દ્વિષ્ટ (દ્વેષભરી), બીભત્સ (સૂગ ઉપજાવે એવી) અને વિકૃત (પ્રમાણરહિત) વાતો સાંભળી, તેમજ પશુ કે પુરુષનાં માંસ કે લોહી જોઈને શોક, ફિકકાશ, મૂર્ચ્છા, ઉન્માદ, ભ્રમ અને પતન–એમાંની કોઈ એક સ્થિતિને પ્રાપ્ત કરે છે અથવા તો મરણ પણ પામે છે. ૧૧૯

આહારશક્તિથી દેહની પરીક્ષા—

આહારશક્તિ અનુસાર પરીક્ષા. આહારશકિતની પરીક્ષા ખાવાની શકિત ઉપરથી અને પાચનશકિત ઉપરથી કરવી; કારણ કે બળ અને આયુષ્ય આહારને આધીન છે. ૧૨૦

વ્યાયામશક્તિથી દેહની પરીક્ષા—

વ્યાયામશકિત અનુસાર પરીક્ષા. વ્યાયામશકિતની પણ કામ કરવાની શકિતથી પરીક્ષા કરવી; કારણ કે ત્રણ જાતનાં બળનું અનુમાન કામ કરવાની શકિતથી કરાય છે. ૧૨૧

વયથી દેહની પરીક્ષા—

વય અનુસાર પરીક્ષા. કાળનાં પ્રમાણની વિશેષ અપેક્ષા રાખનાર શરીરની અવસ્થાને વય કહે છે. તે વય સ્થૂલભેદ પ્રમાણે ત્રણ જાતનુ છે.–બાલ, મધ્ય અને જીર્ણ. તેમાં 'બાલવય' પરિપકવ ધાતુ વગરનું, પુરુષનાં લક્ષણ (દાઢી, મૂછ વગેરે) ઉત્પન્ન ન થયાં હોય તેવું, કોમળતાભર્યું, કલેશ સહન ન કરી શકનાર, સંપૂર્ણ બળ વગરનું તથા ઘણુંખરું કફ ધાતુવાળું ૧૬ વર્ષ સુધીનું કહ્યું છે; અને વચ્ચે જતા ધાતુના ગુણવાળું પણ ઘણુંખરું અસ્થિર ચિત્તવાળું, ૩૦ વર્ષ સુધીનું કહ્યું છે. બળ-વીર્ય-પૌરુષ-પરાક્રમ-ગ્રહણ-ધારણ-સ્મરણ-વચન-વિજ્ઞાન અને સર્વ ધાતુના ગુણની સમાનતાવાળું, બળવાળું, સ્થિર સત્ત્વવાળું અને દૃઢ સર્વ ધાતુના ગુણવાળું, મોટે ભાગે પિત્ત ધાતુવાળું, ૬૦ વર્ષ સુધીનું, 'મધ્યવય' કહેલું છે. એ પછીનું, ઓછાં થતાં ધાતુ, ઇન્દ્રિયો, બલ, વીર્ય, પૌરુષ, પરાક્રમ, ગ્રહણ, ધારણ, સ્મરણ, વચન અને વિજ્ઞાનવાળું ભ્રષ્ટ થતા ધાતુઓના સમૂહવાળું, મોટે ભાગે વાયુ ધાતુવાળું ક્રમાનુસાર ૧૦૦ વર્ષ સુધીનું 'જીર્ણવય' કહેવાય છે. આ કાળમાં આયુષ્યનું પ્રમાણ ખરેખર ૧૦૦ વર્ષનું છે. છતાંયે ૧૦૦ વર્ષ કરતાં વધારે કે ઓછાં વર્ષ જીવનાર મનુષ્યો પણ હોય છે. વિકૃતિ સિવાયના પ્રકૃતિ વગેરે બલભેદોથી અને લક્ષણથી તેઓની આયુષ્યનું પ્રમાણ જાણીને વયને ત્રણ વિભાગમાં વહેંચી દેવું. ૧૨૨

બલભેદ જોઈને ઔષધ કરવું જોઈએ—

એ પ્રમાણે વિકૃતિ સિવાયના પ્રકૃતિ વગેરે ભાવોના પ્રવર-મધ્ય અને અવર વિભાગ પ્રમાણે બળ-વિશેષના વિભાગ કરવા. વળી વિકૃતિનાં ત્રણ જાતનાં બળ પ્રમાણે ત્રણ જાતનાં દોષનાં બળનું અનુમાન કરાય છે. તેથી ઓસડના તીક્ષ્ણ, મૃદુ અને મધ્ય વિભાગ પ્રમાણે ત્રણ વિભાગ પાડી, દોષ પ્રમાણે ઓસડ યોજવું જોઈએ. ૧૨૩

આયુષ્યનું પ્રમાણ જાણવા માટે શરીરની પરીક્ષા—

આયુષ્યનું પ્રમાણ જાણવા માટે વળી ઇન્દ્રિયસ્થાનમાં અને 'જાતિસૂત્રીય' અધ્યાયમાં લક્ષણો કહેવામાં આવશે. ૧૨૪

ઋતુના ભેદ પ્રમાણે કાળનો વિભાગ—

કાળ વળી સંવત્સર અને રોગભરી સ્થિતિ છે. તેમાં તે તે કાર્યને અનુલક્ષીને સંવત્સરના બે, ત્રણ, છ, બાર અને એથી વળી વધારે રીતે વિભાગ કરી શકાય છે. તેના અહીં અત્યારે છ વિભાગ કરી કાર્યનો ઉપદેશ કરવામાં આવશે. હેમન્ત, ગ્રીષ્મ અને વર્ષા એ શીત, ઉષ્ણ, અને વરસાદનાં લક્ષણવાળી ત્રણ ઋતુઓ છે. તેઓની વચ્ચે બીજી ત્રણ સાધારણ લક્ષણવાળી ઋતુઓ–પ્રાવૃટ્, શરદ અને વસંત છે. પ્રાવૃટ્ એટલે અષાઢ શ્રાવણની વૃષ્ટિરૂપ પ્રથમ કાળ. તેની જોડાજોડ વર્ષા. એ પ્રમાણે શરીરનાં સંશોધનને અનુલક્ષીને ઋતુઓના છ વિભાગ કરવામાં આવ્યા છે. ૧૨૫

કઈ ઋતુમાં વમન વગેરેની પ્રવૃત્તિ કરવી અને કઈ ઋતુમાં નિવૃત્તિ કરવી—

તેમાં સાધારણ લક્ષણોવાળી ઋતુઓમાં વમનાદિકની પ્રવૃત્તિ કરાય છે. બીજી ઋતુઓમાં નિવૃત્તિ કરાય છે. કારણકે સાધારણ લક્ષણોવાળી ઋતુઓ ઠંડી, ગરમી અને વરસાદનાં ઓછાં પ્રમાણવાળી હોવાથી અતિશય સુખકારક અને શરીર તથા ઔષધોમાં ફેરફાર કરનારી હોતી નથી. જ્યારે બીજી ઋતુઓ અતિશય ટાઢ, તડકો અને વરસાદવાળી હોવાથી બહુ દુઃખદાયક અને શરીર તથા ઔષધોમાં ફેરફાર કરનારી હોય છે. ૧૨૬

તેમાં હેમન્તમાં ખરેખર અતિશય ઠંડી લાગવાથી શરીર અસુખવાળું, અતિ ઠંડો પવન લાગેલું, પ્રકુપિત થયેલા દોષવાળું અને રોકાયેલા દોષવાળું થાય છે; અને સંશોધન માટેનું ઉષ્ણ સ્વભાવનું ઓસડ પણ ઠંડીની અસરથી મન્દવીર્ય થઈ જાય છે. તેથી તેઓના એટલે શરીરના અને ઓસડના સંયોગમાં સંશોધન યોગ્ય અસર કરી શકતાં નથી અને શરીરમાં વાતનો ઉપદ્રવ થાય છે. ગ્રીષ્મમાં વળી બહુ ગરમીની અસરથી શરીર અસુખવાળું, ઊનાં પવન અને તડકો લાગેલું, અતિશિથિલ થયેલું અને અતિશય પીગળેલા દોષવાળું થાય છે; અને સંશોધન માટેનું ઉષ્ણ સ્વભાવનું ઓસડ, ઉષ્ણતામાં ભળવાથી વધારે તીક્ષ્ણતાને પામે છે. તેથી તેઓના યોગમાં સંશોધન અતિયોગવાળું થઈ પડે છે અને શરીરમાં તરસનો ઉપદ્રવ થાય છે. વર્ષામાં વળી આકાશ વાદળાંઓના સમૂહથી છવાયલું, સૂર્ય-ચંદ્ર અને તારાઓ જેમાં દેખાતા નથી એવું અને ધારાઓભર્યું હોવાથી તથા પૃથ્વી કાદવવાળાં પાણીના થરથી છવાયેલી હોવાથી તેમજ પ્રાણીઓ અતિશય ભીનાં જેવાં શરીરવાળાં હોવાથી તથા બધાંયે ઔષધોના સમૂહનો સ્વભાવ પાણી અને વરસાદથી જોડાયેલા પવનના સંસર્ગથી નષ્ટ થયેલ હોવાથી દરદીને વમનાદિક મુશ્કેલીએ થાય છે અને શરીરો લાંબે કાળે અને મોટા પ્રયત્ને માંડ માંડ સ્વસ્થ થાય છે. તેથી જો શીઘ્રકારી રોગની ચિકિત્સા કરવાની ન હોય તો હેમન્ત, ગ્રીષ્મ અને વર્ષાદિક ઋતુઓમાં વમનાદિકની નિવૃત્તિ કરવામાં આવે છે. પણ શીઘ્રકારી રોગની ચિકિત્સામાં તો ચાલતી ઋતુના ગુણથી વિપરીત કૃત્રિમ ગુણોનો આશ્રય લઈ, ઋતુની જરૂર પ્રમાણે કલ્પના કરી, ઓસડમાં સંયોગ-સંસ્કાર અને પ્રમાણના ફેરફાર કરી, તેને સમાન પ્રમાણ અને વીર્યવાળું કરીને પછી ઉત્તમ યત્નથી સાવધાનીપૂર્વક ઓસડનો પ્રયોગ કરવો. ૧૨૭

આતુરની અવસ્થામાં પણ કાળ અને અકાળનો નિર્દેશ-

રોગીની અવસ્થામાં પણ કાર્ય અને અકાર્યની બાબતમાં કાળ અને અકાળની ઓળખ—જેમકે—આ અવસ્થામાં આ ઓસડનો યોગ્ય વખત નથી અને બીજાનો યોગ્ય વખત છે. અવસ્થાના ભેદથી પણ એ થાય છે. તેથી રોગી અવસ્થામાં પણ કાળ અને અકાળની સંજ્ઞા હોય છે. તેની પરીક્ષા—જોઈએ તેવા ઓસડના પ્રયોગને માટે વારંવાર રોગીની ખાસ અવસ્થાઓનું નિરીક્ષણ—એ પરીક્ષા છે; કારણ કે યોગ્ય સમયને વટાવી ગયેલું કે જેનો સમય પાકયો ન હોય તેવું ઓસડ યોજતાં તે કારગત થતું નથી; કારણ કે કાળ જ ઓસડના પ્રયોગની સિદ્ધિને ફળીભૂત કરે છે. ૧૨૮

પ્રવૃત્તિનું વિવરણ—

પ્રવૃત્તિ એટલે ચિકિત્સા કરવી તે. તેનું લક્ષણ-વૈદ્ય, રોગી, ઔષધ અને પરિચારકનો ચિકિત્સામાં સુમેળ. ૧૨૯

ઉપાયનું વિવરણ—

ઉપાય તે વૈદ્યાદિકની શ્રેષ્ઠતા અને અનુકૂળ સ્થિતિ. તેનું લક્ષણ—વૈદ્યાદિકની કહ્યા પ્રમાણેની ગુણસંપત અને દેશ, કાલ, પ્રમાણ, સાત્મ્ય અને ક્રિયા વગેરે સિદ્ધિનાં કારણો વડે સરખી રીતે તૈયાર કરેલાં ઔષધને પ્રયોજવું તે. ૧૩૦

આમ આ દશ પરીક્ષ્યભેદો જુદા જુદા પરીક્ષા કરવા યોગ્ય છે. ૧૩૧

પરીક્ષાનું પ્રયોજન—

પ્રતિપત્તિજ્ઞાન એ ખરેખર પરીક્ષાનું પ્રયોજન છે. પ્રતિપત્તિ એટલે જે વિકારને જેવી રીતે જાણવો જોઈએ તેવી રીતનું કર્તવ્યજ્ઞાન. ૧૩૨

વમન વગેરેની પ્રવૃત્તિ તથા નિવૃત્તિનો ઉપદેશ

વમનાદિકની જ્યાં પ્રવૃત્તિ અને જ્યાં નિવૃત્તિ થાય તે વિસ્તારપૂર્વક સિદ્ધિસ્થાનમાં આગળ ઉપર કહેવામાં આવશે. ૧૩૩

પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં લક્ષણોના સંયોગમાં ગુરુતા અને લઘુતાનો વિચાર કરી એમાંથી એક પક્ષ સ્વીકારવાનો નિશ્ચય કરવો જોઈએ. કારણ કે ચિકિત્સાની બાબતમાં શાસ્ત્રોમાં ઉત્સર્ગ એટલે વિધિદ્વારા અને અપવાદદ્વારા બનાવેલા રોગો છે. તેથી ગુરુતા અને લઘુતાનો વિચાર કરીને બરાબર નિશ્ચય કરવો એમ કહ્યું છે. ૧૩૪

વમન દ્રવ્યોનો કલ્પ—

હવે વમનાદિકમાં જે ઔષધ દ્રવ્યો ઉપયોગી થાય છે તે હવે પછી કહેશું. જેમકે-મીંઢળ, કૂકડવેલ, કડવી તુંબડી, કડવાં પાડાવેલાં, ઇંદ્રજવ અને કડવાં તૂરિયાંનાં ફળો; મીંઢળ, કુકડવેલ કડવી, તુંબડી અને કડવાં પાડાવેલાંનાં પાંદડાં અને ફૂલો; ગરમાળો, કુટજ, મીંઢળ, વીકળો, પાઠા, પાટલા, પીલુડી, મોરવેલ, સાતવણ, કરંજ, કડવો લીંબડો, કડવાં પરવળ, કાળીજીરી, ગળો, ચિત્રો, ધોળો ખેર, શતાવરી, નાની ભોરિંગણી અને સરગવાનાં મૂળના કવાથથી; જેઠીમધ, મહુડાં, કાંચનાર, સફેદ કાંચનાર, કદંબ, સમુદ્રફળ, ઘીલોડી, ઘૂઘરો, રાતોઆકડો અને અઘેડાના કવાથથી; નાની એલચી, ચણકબાબ, વડીંલા, મોટી એલચી, કોથમીર, તગર, જટામાંસી, વાળો તાલીસપત્ર અને વીરણના વાળાના કવાથથી; ઇક્ષુકાંડ, શેરડી, ઇક્ષુવાલિકા, દર્ભ, ધાબાજરીઉં અને કાસૂંદ્રાના કવાથથી; જાઈ, જાઈની કળી, હળદર, દારુહળદર, ધોળી સાટોડી, સાટોડી, મહાસહા અને ક્ષુદ્રસહાના કવાથોથી; શેમળો, રોહિડો, શીવણ, રાસ્ના, પોઈ, ઉદ્દાલક, ધામણ, રાજણ, દાંતી, સારિવા અને શીંગોડાંના કવાથથી; પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, આદુ, સરસવ, ફાણિત, દૂધ, ક્ષાર અને લવણનાં પાણીથી; જે પ્રમાણે મળી શકે તે પ્રમાણે અથવા ઇષ્ટ હોય તેમ, સંસ્કાર કરીને વર્તિક્રિયા, ચૂર્ણ, અવલેહ, સ્નેહ, કષાય, માંસરસ, રાબ, યૂષ, કાંબલિક, દૂધના રૂપે પ્રયોગમાં ઉપયોગી યોગો અને લાડુઓ તથા બીજા ભક્ષ્ય પ્રકારો અને વિવિધ યોગો બનાવીને યોગ્યતા પ્રમાણે, વમનને યોગ્ય માણસને વિધિ પ્રમાણે વમન દેવું. આ પ્રમાણે વમન દ્રવ્યોની કલ્પના ટૂંકામાં કહી. એઓની વિસ્તારભરી કલ્પના આગળ ઉપર કલ્પસ્થાનમાં કહેવામાં આવશે. ૧૩૫

વિરેચન દ્રવ્યોનો કલ્પ

વિરેચન દ્રવ્યો વળી–કાળું નસોતર, નસોતર, ગરમાળો, લોધર, થોર, સાતલા, શંખિની, દાંતી અને રતનજોતનાં દૂધ, મૂળ, છાલ, પાંદડાં, ફૂલ અને ફળ, યોગ પ્રમાણે તે તે દૂધ મૂળ, છાલ પાન, ફૂલ અને ફળોથી સંયુક્ત કે વિયુક્ત; બાફળી, આસન, અજશૃંગી, નાગલા દુધેલી, ગળી અને જેઠીમધના કવાથોથી; કરંજ, વાકેરી, સ્યામલતા, કંપીલો, વાવડિંગ અને ઇંદ્રામણાંના કવાથોથી; પીલુ, ચારોળી, દ્રાક્ષ, શીવણ, ફાલસાં, બોર, દાડમ, આમળાં, હરડે, બહેડાં, સફેદ સાટોડી, સાટોડી અને શાલવણ વગેરેના કવાથોથી; સીધુ, સુરા, સૌવીરક, તુષોદક, મૈરેય, મેદક, મદિરા, મધુ, મધૂલક, ધાન્યામ્લ, મોટાં બોર, બોર, ખજૂર અને ચણીબોરનાં મદ્યોથી; દહીં, દહીંનો મંડ અને પાતળી છાશથી; ગાય-ભેંસ-બકરી તથા ઘેટીનાં દૂધ તથા મૂત્રથી; મળી શકે તે પ્રમાણે અને ઇષ્ટ હોય તે પ્રમાણે સંસ્કાર કરીને ગોળી, ચૂર્ણ, આસવ, ચાટણ, સ્નેહ, કષાય, માંસરસ, યૂષ, કાંબલિક, યવાગૂ, દૂધના રૂપે પ્રયોગમાં ઉપયોગી યોગો અને લાડુઓ તથા અન્ય ભક્ષ્ય પ્રકારો અને વિવિધ યોગો બનાવીને યોગ્યતા પ્રમાણે, વિરેચન યોગ્ય માણસને વિરેચન દેવું. આ પ્રમાણે વિરેચન દ્રવ્યોની કલ્પના ટૂંકામાં કહી. એઓની વિસ્તાર-ભરી કલ્પના આગળ ઉપર કલ્પસ્થાનમાં કહેવામાં આવશે. ૧૩૬.

દ્રવ્યો અસંખ્ય હોવાથી આસ્થાપન દ્રવ્યોનો રસથી જ ઉપદેશ—

રોગીઓની તે તે જુદી જુદી અવસ્થાઓમાં ઘણે ભાગે વપરાતાં જે દ્રવ્યો આસ્થાપનમાં ઉપયોગી થાય છે તે દ્રવ્યો ઘણાં હોવાથી નામ દઈ દઈને વિસ્તારપૂર્વક કહેવાતાં, અસંખ્ય થઈ જાય. તન્ત્રમાં તો તે નહિ બહુ ટૂંકાણથી કે નહિ બહુ વિસ્તારથી કહેવાં યોગ્ય છે; અને જરૂર કેવળ જ્ઞાનની છે. તેથી તેઓ અહીં રસ પ્રમાણે જ

વિભાગ પાડીને કહેવામાં આવશે. ભેળા થયેલા રસોના અંશાશ બળના વિકલ્પ અતિશય ઝાઝા હોવાથી એઓનો રસના સંસર્ગના ભેદનો વિસ્તાર અગણિત થાય. તેથી ઉદાહરણ માટે દ્રવ્યોના એક એક ભાગને રસોમાં વહેંચી દઈને એક એક રસથી, નામના જ્ઞાન માટે, રસ પ્રમાણે વિભાગ પાડીને ૭ આસ્થાપન સ્કન્ધો કહેવામાં આવશે. ૧૩૭

'૭ પ્રકારનું આસ્થાપન એક રસવાળું છે' એમ જે વૈદ્યો કહે છે તે, દ્રવ્યોના રસની ઘણી મિશ્રતાને લીધે અતિશય દુર્લભ છે. તેથી મધુર, મધુર જેવાં, મધુર વિપાકવાળાં અને મધુર પ્રભાવવાળાં દ્રવ્યોને મધુર ગણીને મધુરસ્કન્ધમાં કહેવામાં આવશે. તે જ પ્રમાણે બીજાં દ્રવ્યો પણ. ૧૩૮

આસ્થાપનમાં ઉપયોગી મધુરસ્કન્ધ—

જેવાં કે જીવક, ઋષભક, દોડી, વીરા, ભોંઆમલી, કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી, માષપર્ણી, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, ગરણી, ગળો, મેદા, મહામેદા, કાકડાશીંગી, શીંગોડાં, છિન્નરુહા, કોકિલાક્ષ, અતિચ્છત્રા, શ્રાવણી, અલમ્બુષા, સહદેવા, ખપાટ, શર્કરા, ક્ષીરવિદારી, બલા, અતિબલા, વિદારી, ક્ષીરવિદારી ક્ષુદ્રસહા, મહાસહા વરધારો, આસન, ધોળી સાટોડી, સાટોડી, ઊભી ભોરીંગણી, ભોરીંગણી એરંડો, શેરડીનાં મૂળ, ગોખરુ, સહર્ષા, શતાવરી, સુવા, મધૂકપુષ્પી, જેઠીમધ, મધૂલિકા, દ્રાક્ષ, ખજૂર, ફાલસાં, કૌવચ, કમળકાકડી, ઝીણકી મોથ, રાજકશેરુક, રાયણ, નિર્મળી, શીવણ, શીતલા, આસમાની ફૂલનો કાંટાસેરિયો, તાડ અને ખજૂરનું મસ્તક, શેરડી, ઇક્ષુ-વાલિકા, દર્ભ, કુશ, કાશ, શાલિ, ધાબાજરીઉં, ઇકડ, શરમૂલ, નાગલા દુધેલી, ખપાટ, શાકતરુ, ઉલટકંબલ, ધણુસર, એકલકંટો, હંસરાજ, સીંધરોટી, પેટિકા, ક્ષીરલતા, કપોલવલ્લી, નાની એલચી, સોમલતા, સારિવા, જેઠીમધ; એઓની અને એવી જાતનાં બીજાં મધુર વર્ગમાં ગણાવેલ ઔષધદ્રવ્યોમાંથી, કાપી શકાય તેવાંને કટકે કટકા કરીને અને ખાંડી શકાય તેવાંને અણુ જેવાં ખાંડીને, પાણીથી ધોઈને, સારી પેઠે ધોયેલાં વાસણમાં નાખીને, અરધાં પાણીવાળાં દૂધથી ધાર કરીને કડછીથી સતત હલાવ્યે જતાં તેને તૈયાર કરવું. તેમાં લગભગ જોઈએ તેટલું પાણી રહેતાં અને ઔષધીઓનો રસ આવી જતાં તથા દૂધ બહુ ન બળે તેમ વાસણ લઈને સારી રીતે ગાળી લીધેલું તે દૂધ નવશેકું, ઘી-તેલ વસામજ્જા-લસણ અને ફાણિત મેળવી વાતવિકારવાળાને વિધિ જાણનાર વૈદ્યે વિધિપુરઃસર બસ્તિ દેવી; અને પિત્તવિકાર-વાળાને મધ અને ઘી મેળવી ઠંડું કરીને વિધિ પ્રમાણે બસ્તિ દેવી. આ પ્રમાણે મધુરસ્કન્ધ પૂરો. ૧૩૯

આસ્થાપનમાં ઉપયોગી અમ્લસ્કન્ધ—

આંબો, અંબોડો, નાનું ફણસ, કરમદાં, કોકમ, અમલવેત, મોટાં બોર, બોર, દાડમ, ચકોતરું, ગંડીર, આંમળાં, નન્દીવૃક્ષ, શીતક, આંબલી, લીંબુ, નારંગી, જંગલી આંબો અને ધામણનાં ફળો; અંબાડો, આસોતરો, ખાટી લુણી, ચાર પ્રકારની આમલી, બે પ્રકારનાં કાચાં અને સૂકાં બોરનાં પાન તથા ગામઠી અને જંગલી એ પ્રકારની અમ્લિકાનાં પાન; તથા સુરા, સૌવીરક, તુષોદક, મૈરેય, મેદક, મદિરા, શુક્ત, શીધુ, દહીં, દહીંનો મંડ, છાશ અને ધાન્યામ્લ વગેરે આસવદ્રવ્યો; એઓના અને એવી જાતનાં બીજાં અમ્લવર્ગમાં ગણાવેલાં ઔષધદ્રવ્યોમાંનાં કાપવા લાયકને કટકે કટકા કાપીને અને ખાંડવા લાયકને અણું જેવા ખાંડીને, વાસણમાં પ્રવાહીઓથી સીંચી, સાધી ગાળીને, યોગ્ય રીતે તેલ, વસા, મજ્જા, લવણ અને ફાણિત ભેળવીને, વિધિ જાણનાર વૈદ્યે વાતવિકારવાળાને વિધિ પ્રમાણે નવશેકી બસ્તિ આપવી. આ પ્રમાણે અમ્લસ્કન્ધ પૂરો. ૧૪૦

આસ્થાપનમાં ઉપયોગી લવણસ્કન્ધ—

સૈંધવ, સંચળ, કાલલવણ, બિડલવણ, પાક્યલવણ, આનૂપ-કૂપ્ય-વાલુક ઔલ-મૌલક-સામુદ્ર-રોમક-ઔદ્ભિદ-ઔષર પાટેયક અને પાંશુજ—એ પ્રકારનાં તથા બીજાં લવણ-વર્ગમાં ગણાવેલાં લવણોને. તેમાં સ્નેહ મેળવીને, ખાટા દ્રવો અને ગરમ પાણી સાથે વિધિ જાણનાર વૈદ્યે વાત-વિકારવાળાને વિધિ પ્રમાણે નવશેકી બસ્તિ આપવી. આ પ્રમાણે લવણસ્કન્ધ પૂરો. ૧૪૧

આસ્થાપનમાં ઉપયોગી કટુસ્કન્ધ—

પીપર, પીપરીમૂળ, ગજપીપર, ચવક, ચિત્રક, આદુ, મરી, બોડી અજમોદ, આદુ, વાવડિંગ, કોથમીર, પીલુ, તેજોવતી,

એલચી, કઠ, ભિલામાના ઠળીઆ, હિંગ, દેવદાર, મૂળા, સરસવ, લસણ, કરંજ, સરગવો, મીઠો સરગવો, અજમોદ, રોહિષ ઘાસ, તુલસી, સુરસ, રાનતુલસી, ગંડીર, કાલમાલક, પર્ણાસ, નાક છીંકણી, ડમરો અને ક્ષાર, મૂત્ર તથા પિત્ત; આ અને આ જાતનાં કટુકસ્કંધમાં ગણાવેલાં બીજાં ઔષધદ્રવ્યોને કાપવા લાયકના કટકા કરીને અને ખાંડવા લાયકને અણુ જેવાં ખાંડીનો ગોમૂત્ર સાથે સાધીને અને ગાળીને, જોઈતાં મધ, તેલ અને લવણુ ભેળવીને, વિધિ જાણનાર વૈદ્યે કફવિકારવાળાને વિધિપુરઃસર નવશેકી બસ્તિ દેવી. આમ કટુકસ્કંધ પુરો. ૧૪૨

आस्थापनमां उपयोगी तिक्तस्कन्ध—

ચન્દન, જટામાંસી, ગરમાળો, કરંજ, લીમડો, તેજફળ, ઇન્દ્રજવ, હળદર, દારુહળદર, નાગરમોથ, મોરવેલ, કરિયાતુ, કડુ, રોહણુ, ત્રાયમાણુ, કારેલી કેરડાં કરેણ, કેવુક, લાલ સાટોડી, અરડૂશી, ખડબ્રાહ્મી, કંકોડાં, રીંગણાં, કર્કશ, પીલુડી, કાકોદુમ્બરિકા, કાળીજીરી, અતિવિષ, કડવું પરવળ, કુલક, પાઠા, ગળો, નેતરનો અગ્રભાગ, વાળુંજ, વીકળો, બકુલ. ખેર સાતવણ, જાઈ, આકડો, બાવચી, વજ, તગર, અગર, વાળો અને વીરણુનો વાળો; આ અને આવી જાતનાં તિક્તવર્ગમાં ગણાવેલાં બીજાં ઔષધોને કાપવા લાયકના કટકા કરી, ખાંડવા યોગ્યને અણુ જેવાં ખાંડી, જલથી ધોઈ અને પાણી રેડી તૈયાર કરી, ગાળીને, જોઈએ તે પ્રમાણે મધ, તેલ અને લવણ ભેળવી વિધિ જાણનાર વૈદ્યે કફવિકારવાળાને વિધિપૂર્વક નવશેકી બસ્તિ દેવી. વિધિ જાણનારે પિત્તવિકારવાળાને મધ અને ઘી મેળવી ઠંડી બસ્તિ વિધિપૂર્વક દેવી. આમ તિક્તસ્કંધ પૂરો થયો. ૧૪૩

आस्थापनमां उपयोगी कषायस्कन्ध—

ધઉંલા, સારિવા, આંબાની ગોટલી, વેણીવેલ, ટેંટુ, લોધર, મોચરસ, રીસામણી, ધાવડીનાં ફૂલ, ભારંગમૂળ, પદ્મકેસર, જાંબુ, આંબો, પીપળો, ભિલામા, અષ્ટા, કાળિઓ સરસ, સીસમ, ખેર, ટીંબરવો, ચારોળી, બોર, ખેર, સાતવણુ, અશ્વકર્ણુ તણછ, અર્જુન, હરમો બાવળ, ચણકબાબ, કેવડીમોથ, કદંબ, સાલેડુ મવેડી, કાશ, ઝીણકી મોથ, રાજકશેરૂ, કાયફળ, વાંસ, પદ્મક, અશોક, શાળ, ધાવડો, શાલ, ભોજપત્ર, શણુ, અજમોદ, ગુગળ ખીજડી, દેવદાર, વરી, સુરંગી, સફેદ ડમર, સ્ફૂર્જક, બહેડાં, કુંભી, કમળકાકડી, કમળના દંડના તંતુ, મૃણાલ, તાડ, ખજૂર અને તરુણુ; આ અને આવી જાતનાં કષાયવર્ગમાં ગણાવેલાં બીજાં ઔષધદ્રવ્યોને કાપવા લાયકને કટકે કટકા કરીને અને ખાંડવા લાયકને અણુ પ્રમાણે ખાંડીને, ધોઈને, પાણી રેડી, પકાવી, ગાળીને, જોઈએ તે પ્રમાણે મધ-તેલ અને લવણ મેળવી વિધિ જાણનાર વૈદ્ય કફવિકારવાળાને વિધિ પ્રમાણે નવશેકી બસ્તિ દેવી, અને પિત્તવિકારવાળાને મધ અને ઘી મેળવી વિધિ જાણનારે ઠંડી બસ્તિ દેવી. આમ આ કષાયસ્કંધ પૂરો. ૧૪૪

अहीं कहेल छ वर्गो दरेक जग्याए उपयोगी छे—

તે બાબતમાં શ્લોકો—

આસ્થાપનને અનુલક્ષીને રસભેદથી જે આ છ વર્ગો કહેવામાં આવ્યા છે તેને સાર્વયૌગિક એટલે સર્વ સ્થાને લાગુ પડનાર જાણવા. ૧૪૫

જે રોગોમાં આસ્થાપન હિતકર છે તે સર્વ રોગમાં જાણકાર વૈદ્ય સંપૂર્ણપણે પ્રયોજેલા ષડ્વર્ગ સર્વ રોગોને કાબુમાં લે છે. ૧૪૬

જે જે વિકારોની શાંતિ માટે જે જે દ્રવ્યવર્ગો કહેલા નથી તે તે દ્રવ્યવર્ગો તે તે વિકારોના પ્રકોપ કરનારા છે. ૧૪૭

આ પ્રમાણે આ છ આસ્થાપન સ્કંધો રસ પ્રમાણે વિભાગ કરીને કહેવામાં આવ્યા. ૧૪૮

ऊहापोह जाणनार वैद्ये आ स्कन्धोमां पण प्रक्षेप अने अपक्षेप करवां जोईए.

અમુક સ્કંધમાં કહેલું હોય તો પણુ જે જે દ્રવ્ય યૌગિક ન લાગે તે તે દ્રવ્ય તે સ્કંધમાંથી બુધ્ધિમાન વૈદ્યે કાઢી નાખવું; અને કહ્યું ન હોય છતાં પણ જે યૌગિક લાગે તેનું તેનું વિધાન કરવું જોઈએ. યોગ્યાયોગ્યનો વિચાર કરી એક વર્ગને બીજા વર્ગ સાથે કે અનેક વર્ગ સાથે પણુ ભેળવવો. જેવી રીતે ભિક્ષુકને ફરવું અને ખેડનારાને બીજ તેવી રીતે બુધ્ધિમાન મનુષ્યોને શાસ્ત્રનું સૂત્ર નાનું હોય તોપણુ ઘણું જ્ઞાન આપનારું થાય છે. તેથી કોઈ ઔષધ કાઢવું કે નાખવું એ બાબતમાં તર્ક, વિતર્ક અને વિચાર બુધ્ધિમાન

મનુષ્યો માટે જ છે. મન્દ બુદ્ધિવાળાઓને તો કહ્યા પ્રમાણે ચાલવાનું જ શ્રેયસ્કર છે; કારણ કે કહેલો માર્ગ અનુસરનાર વૈદ્ય સાધારણ રીતે પોતાનું કામ પાર પાડે છે અથવા તો ઉદાહરણના બહુ ટૂંકાપણાથી કે વિસ્તારથી કોઈકવાર કાર્યને બગાડે છે. ૧૪૯

अनुवासननां द्रव्यो—

અહીંથી આગળ હવે અનુવાસન દ્રવ્યોની વ્યાખ્યા કરશું. અનુવાસન એટલે સ્નેહ જ. સ્નેહ બે પ્રકારના છે—સ્થાવરાત્મક અને જંગમાત્મક. તેમાં સ્થાવરાત્મક સ્નેહ તૈલ (તલનું તેલ) અને અતૈલ (તલ સિવાયનું તેલ). તે બેઉને તૈલ ઠરાવીને જ ઉપદેશ કરશું; કારણ કે સર્વમાં તેલની પ્રધાનતા છે. જંગમાત્મક વળી—વસા, મજ્જા અને ઘી છે. અનુવાસનને યોગ્ય વાત અને કફના વિકારોમાં તે તેલ-વસા-મજ્જા અને ઘીમાંનું દરેક પૂર્વતા અનુસાર શ્રેષ્ઠ છે અને પિત્તના વિકારોમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે; અને સંસ્કાર કરવાના ભેદથી સર્વેય સ્નેહો સર્વેય વિકારોમાં યૌગિક થાય છે. ૧૫૦

शिरोविरेचननां द्रव्यो

શિરોવિરેચન દ્રવ્યો વળી—અઘેડો, પીપર, મરી વાવડિંગ, સરગવો, શિરીષ, ધાણા, પીલુ, જીરું, બોડી અજમોદ; રીંગણાં, મોટી એલચી, નાની એલચી અને ચણકબાબનાં ફળો; તુલસી, સુરસ, રામતુલસી, ગંડીર, કાલમાલક, પર્ણાસ, નાકછીંકણી, ડમરો, હળદર, આદુ, મૂળા, લસણ, અરણી અને સરસવનાં પાન; રાતો આકડો, ધોળો આકડો, કઠ, ધણસર, વજ, અઘેડો, ધોળી ગરણી, માલકાંગણી, ઈંદ્રાયણાં, શમદ, ઊંધાફૂલી, ખાજવણી, બ્રાહ્મી અને અતિવિષનાં મૂળ; હળદર, આદુ, મૂળા અને લસણના કંદ; લોધર, મીંઢળ, સપ્તપર્ણ, લીમડો અને આકડાંનાં ફૂલ, દેવદાર, અગુરુ, ચીલ, શાલેડી, મવેડી, અસન અને હિંગના ગુંદ; તેજોવતી, તજ, ઇંગોરિયું, સરગવો, ઊભી ભોરીંગણી અને ભોરીંગણીની છાલ છે. ફળ-પાન-મૂળ-કન્દ-ફૂલ- ગુંદ અને છાલના આશ્રયભેદથી શિરોવિરેચન સાત જાતનાં છે; અને ઇન્દ્રિયોને નુકસાન ન કરે તેવાં લવણ-કટુ-તિક્ત અને કષાય દ્રવ્યો તથા યોગ અનુસાર તૈયાર કરેલાં, બીજાં ન કહેલાં દ્રવ્યો પણ શિરોવિરેચન માટે બતાવવામાં આવે છે. ૧૫૧

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં શ્લોકો—

શાસ્ત્ર-આચાર્ય અને શિષ્યની પરીક્ષા તથા કારણ, ભણવા અને ભણાવવાના વિધિ અને વળી સંભાષા-વિધિ, ચુમ્માલીસ વાદમાર્ગનાં પદો, કારણાદિક બીજાં દશ પદો, તાત્ત્વિક રીતે, વમનાદિકમાં પરીક્ષા વગેરે નવ પ્રશ્નો—એ સર્વ 'રોગભિષગ્જિતીય' વિમાનમાં પ્રકાશિત કર્યાં છે. ૧૫૨-૧૫૪

બહુ પ્રકારનાં વાક્યોથી વિચિત્ર, મનોરમ અર્થવાળા, બહુ પ્રકારના શુભ શબ્દોની સંધિથી યુક્ત અને પ્રતિપક્ષીઓના બહુ પ્રકારના વાદનું ખંડન કરનાર બહુ પ્રકારનો આ વિષયસમૂહ અહીં કહ્યો છે. ૧૫૫

બહુ પ્રકારના હેતુથી યુક્ત અને પ્રતિપક્ષીના મત અને વાદનું ખંડન કરનાર આ જ્ઞાનને જાણી જનાર મનુષ્ય પ્રતિપક્ષીના ખંડનવાદમાં ફસાતો નથી અને પ્રતિપક્ષીઓના વચનથી હરાવી શકતો નથી. ૧૫૬

દોષાદિ સર્વેય ભાવોનું હેતુપૂર્વક સારું જ્ઞાન આપવું હોવાને લીધે, વિભાગ પ્રમાણે દરેક વિમાન કહ્યું છે; તેથી તેની નિરુક્તિ થઈ જાય છે. ૧૫૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં વિમાનસ્થાનમાં 'રોગભિષગ્જિતીય' વિમાન આઠમો નામક અધ્યાય સંપૂર્ણ થયો. ૮

(અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં આટલી અવધિ સુધી વિમાનોનાં સ્થાનનું સમર્થન કર્યું.)



# ચરક સંહિતા.

## શારીરસ્થાન

### અધ્યાય ૧ લો

### કતિધાપુરુષીય શારીર

કતિધાપુરુષીય શારીર અધ્યાયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'કતિધાપુરુષીય' નામક શારીરનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલુ છે. ૧,૨

પુરુષ વગેરે સંબંધમાં અગ્નિવેશના પ્રશ્નો--

હે બુદ્ધિમાન, ધાતુભેદ પ્રમાણે પુરુષ કેટલા પ્રકારનો છે? પુરુષને કારણ કેમ કહે છે? પુરુષનું ઉત્પત્તિકારણ શું છે? ૩

તે પુરુષ જ્ઞાનરહિત છે કે જ્ઞાની છે? તેને નિત્ય કે અનિત્ય બતાવવામાં આવ્યો છે? પ્રકૃતિ શી છે? વિકારો કયા કયા છે? પુરુષનું લક્ષણ શું છે? ૪

આત્મજ્ઞાનીઓ આત્માને ક્રિયારહિત, સ્વતન્ત્ર, વશ રાખનાર, સર્વગત, વિભુ, ક્ષેત્રજ્ઞ તથા સાક્ષી કહે છે. ૫

હે ભગવન, તે નિષ્ક્રિય આત્માને ક્રિયા કેવી રીતે હોય? જો તે સ્વતન્ત્ર હોય તો અનિષ્ટ યોનિઓમાં તે શા માટે ઉત્પન્ન થાય છે? ૬

જો તે વશી હોય તો દુઃખકર ભાવોથી બલાત્કારે કેમ આક્રાન્ત થાય છે? અને સર્વગત હોવા છતાં સર્વ વેદનાઓને કેમ જાણતો નથી? ૭

જો આત્મા વિભુ એટલે સર્વવ્યાપક હોય તો પર્વત કે દિવાલની પાછળ છુપાયેલી વસ્તુને કેમ દેખતો નથી? ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્રમાં પહેલું શું છે એમ સંશય થાય છે. ૮

કારણ કે જાણવા યોગ્ય ક્ષેત્ર વિના પહેલાં ક્ષેત્રજ્ઞ સંભવી શકે નહિ; અને જો ક્ષેત્ર પહેલું હોય તો ક્ષેત્રજ્ઞ અનિત્ય ગણાય. ૯

જો તે સાક્ષીભૂત હોય તો તે કોનો સાક્ષી છે? કારણ કે તેના સિવાય બીજો કોઈ કર્તા નથી. અને નિર્વિકારી આત્માને સુખદુઃખાદિ વેદનાજન્ય ખાસ અસર કેમ હોઈ શકે? ૧૦

હે ભગવન, ભૂત-વર્તમાન અને ભવિષ્ય એ ત્રણ પ્રકારની વેદનાઓમાંથી વૈદ્ય રોગીની કઈ વેદનાની ચિકિત્સા કરે છે? ૧૧

ભવિષ્યની વેદના અપ્રાપ્ત છે, ભૂતકાલીન વેદના પાછી આવતી નથી અને વર્તમાન વેદનાની સ્થિરતા નથી; માટે જ પીડાનો સંશય રહે છે કે વૈદ્ય કઈ વેદનાની ચિકિત્સા કરે? ૧૨

વેદનાઓનું કારણ શું છે? તેઓનું આશ્રયસ્થાન શું છે? આ સર્વ વેદનાઓ સંપૂર્ણ નિવૃત્તિ કયાં પામે છે? ૧૩

સર્વજ્ઞ, સર્વત્યાગી, સર્વસંયોગથી મુકત, એક અને પ્રશાન્ત ભૂતાત્મા કયા લક્ષણોથી જાણી શકાય છે? ૧૪

અગ્નિવેશનું આ વચન સાંભળીને બુદ્ધિમાન મનુષ્યોમાં શ્રેષ્ઠ, શાન્ત આત્માવાળા પુનર્વસુએ બધું યથાવત્ કહ્યું. ૧૫

આકાશાદિ પાંચ મહાભૂત તથા છઠ્ઠી ચેતના ધાતુ-આ ૭ ધાતુઓના સમુદાયને પુરુષ કહે છે; એકલી ચેતના ધાતુને પણ પુરુષ કહેલ છે. ૧૬

ધાતુભેદ પ્રમાણે પુરુષના ભેદો—

વળી ધાતુભેદથી ચોવીશ તત્ત્વોના રાશિને પુરુષ કહે છે; મન, દશ ઇન્દ્રિયો, પાંચ ઇન્દ્રિયવિષયો અને અષ્ટ ધાતુવાળી પ્રકૃતિ-એ ચોવીશ ધાતુ કે તત્ત્વો છે. ૧૭

મનનું લક્ષણ—

જ્ઞાનનો અભાવ અને ભાવ હોવો એ જ મનનું લક્ષણ છે. કારણ કે આત્મા, ઇન્દ્રિયો અને વિષયોનો સંયોગ હોવા છતાં, મનનું અસાન્નિધ્ય હોવાથી જ્ઞાન થતું નથી; અને તે સર્વ સાથે મનનો સબંધ થાય તો જ્ઞાન થાય છે.

મનના બે ગુણો—

અણુત્વ અને એકપણું એ બે મનના ગુણો કહ્યા છે. ૧૮,૧૯

મનના અર્થો—

ચિન્ત્ય, વિચાર્ય, ઊહ્ય, ધ્યેય, સંકલ્પ્ય અને અન્ય જે મનથી જાણવા યોગ્ય હોય તે સર્વને મનના વિષય કહ્યા છે. ૨૦

મનનું કર્મ—

ઇન્દ્રિયો પર અધિષ્ઠાતાપણું, અહિતકર્મોથી પોતાનો નિગ્રહ, તર્ક અને વિચાર એ મનનું કર્મ છે. તદનંતર બુદ્ધિ પ્રવૃત્ત થાય છે. ૨૧

બુદ્ધિનું લક્ષણ—

મનોયુકત ઇન્દ્રિય પોતાના વિષયને ગ્રહણ કરે છે. પછી મનથી તેના વિષયના ગુણ કે દોષનો વિચાર થાય છે. પછી તે વિષયમાં જે નિશ્ચયાત્મક બુદ્ધિ થાય છે તે બુદ્ધિથી પુરુષ બુદ્ધિપૂર્વક બોલવા કે કર્મ કરવા માટે પ્રવૃત્ત થાય છે. ૨૨, ૨૩

દશ ઇન્દ્રિયો—

શ્રોત્રાદિ પાંચે ઇન્દ્રિયોમાં આકાશાદિ પોતપોતાનાં ભૂતની પ્રધાનતા હોય છે; જે ઇન્દ્રિયોદ્વારા બુદ્ધિ પ્રવર્તે છે તે પોતાનાં કર્મોથી અનુમાનાદ્વારા જાણી શકાય છે. ૨૪

(૧) બે હાથ, (૨) બે પગ, (૩) ગુદા, (૪) ઉપસ્થ, (૫) જિહ્વા-એ પાંચ કર્મેન્દ્રિયો છે. પગ ચાલવામાં, ગુદા તથા ઉપસ્થ મલમૂત્રના ત્યાગ માટે, હાથ પકડવામાં કે ધારણ કરવામાં વપરાય છે; વાગિન્દ્રિયને જિહ્વા કહે છે; સત્યવાણી એ જ્યોતિ અને અનૃત વાણી એ અંધકાર સ્વરૂપ છે. ૨૫, ૨૬

પંચમહાભૂત અને તેના ગુણો —

આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી- એ પાંચ મહાભૂતો છે; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-એ તેના ગુણો છે. ૨૭

તેમાં પ્રથમ ધાતુ આકાશ એક ગુણવાળું છે; પછીના પ્રત્યેક ભૂતમાં એક એક ગુણની વૃદ્ધિ થતી જાય છે; ગુણીઓમાં પોતપોતાના ખાસ ગુણ ઉપરાંત પૂર્વવર્તી ભૂતના ગુણ ક્રમશઃ વધતા જાય છે. ૨૮

ભૂતોનું અસાધારણ લક્ષણ—

પૃથ્વી, જલ, વાયુ, અને અગ્નિનાં ક્રમશઃ ખરત્વ, દ્રવત્વ, ચલતા, અને ઉષ્ણતા-એ લક્ષણો છે. અપ્રતિહનન કે અસ્પર્શત્વ એ આકાશનું લક્ષણ કહ્યું છે. ૨૯

આ સર્વ લક્ષણો સ્પર્શનેન્દ્રિયદ્વારા જાણી શકાય છે; સ્પર્શ અને તેનો વિપરીત એટલે સ્પર્શાભાવ એ બન્ને સ્પર્શનેન્દ્રિયથી જ જાણી શકાય છે. ૩૦

શરીરમાં મહાભૂતોના ખરત્વાદિ ગુણો ચિહ્ન તરીકે જ કહ્યા છે. શબ્દ આદિ ગુણોને અર્થ કહે છે; ગોચર તથા વિષય તેના પર્યાયો છે. ૩૧

બુદ્ધિનું વિવરણ—

પ્રાણીની જે બુદ્ધિ જે ઇન્દ્રિયનો આશ્રય લઈને પ્રવર્તે છે તે બુદ્ધિ કે તે જ્ઞાનને ઇન્દ્રિયદ્વારા નિર્દિષ્ટ કરાય છે; અને મનથી ઉત્પન્ન થયેલ બુદ્ધિ મનથી નિર્દિષ્ટ કરાય છે. ૩૨

કાર્ય, ઇન્દ્રિયો અને એના વિષયોના ભેદથી બુદ્ધિઓ બહુ પ્રકારની કહી છે. તેઓમાંની પ્રત્યેક બુદ્ધિ આત્મા, ઇન્દ્રિયો, મન અને ઇન્દ્રિયના વિષયોના સન્નિકર્ષથી ઉત્પન્ન થાય છે. ૩૩

જેમ મધ્યમ અંગુલી અને અંગુષ્ઠતલના સંયોગથી ચપટીનો અવાજ ઉદ્ભવે છે, તન્ત્રી, વીણા અને નખના સંયોગથી જેમ બીજા પ્રકારનો શબ્દ ઉદ્ભવે છે, તેમ આત્મા, મન, ઇન્દ્રિય અને વિષયના સંયોગથી વિવિધ પ્રકારની બુદ્ધિ થાય છે. ૩૪

ચોવીશ તત્ત્વવાળા રાશિપુરુષનું લક્ષણ—

બુદ્ધિ, ઇન્દ્રિયો, મન અને વિષયોના સંયોગને ધારણ કરનાર એ પર છે એમ જાણવું. ચોવીશ ધાતુના આ રાશિને પુરુષ સંજ્ઞા આપી છે. ૩૫

રજસ અને તમસથી યુકત પુરુષનો આ સંયોગ અનન્ત છે; પણ શુદ્ધ સત્ત્વગુણની વૃદ્ધિથી રજસ તથા તમસનો અભિભવ થતાં તે સંયોગનો અંત આવે છે. ૩૬

આ રાશિપુરુષમાં કર્મ, કર્મફલ, જ્ઞાન, મોહ, સુખ, દુઃખ, જીવન, મરણ, મમતા—એ સર્વ પ્રતિષ્ઠિત છે. જે આ પ્રમાણે યથાર્થ જાણે છે તે મરણ તથા જીવનને જાણી શકે છે; તથા શરીરનો પરંપરાભાવ, ચિકિત્સા અને જે કંઈ જાણવાયોગ્ય છે તે સર્વને જાણી શકે છે. ૩૭,૩૮

પુરુષનું કારણ—

જો પુરુષ કર્તા અને જ્ઞાતા ન હોય તો જ્યોતિ, અંધકાર, સત્ય, અસત્ય, વેદો તથા શુભ-અશુભ કર્મ એ કાંઈ ન હોય. ૩૯

જો પુરુષ ન હોય તો શરીર, સુખ, દુઃખ, ગતિ, આગતિ, વાણી, વિજ્ઞાન, શાસ્ત્રો, જન્મ, મરણ, બંધ કે મોક્ષ કાંઈ ન હોય. માટે કારણને જાણનારાઓએ પુરુષને કારણ ગણ્યો છે. ૪૦,૪૧

જો આત્મા કારણ ન હોય તો જ્યોતિ વગેરે નિષ્પ્રયોજન થાય. આ જડ પદાર્થોમાં આત્મા વિના જ્ઞાન થઈ શકતું નથી અને તે આત્મા ન હોવાથી તે પ્રયોજન વગરનાં થઈ પડે છે. ૪૨

કુંભાર વિના કેવળ માટી, દંડ અને ચાકડાથી ઘડો બની જાય અને ગૃહકાર વિના કેવળ માટી, તૃણ અને કાષ્ઠથી ઘર બની જાય, એમ જે બોલે તે યુકત્યાદિ પ્રમાણ વિનાનો અજ્ઞાનથી એમ પણ કહે કે કર્તા વિના કેવળ જડ ઉપકરણોથી સ્વયં મળીને શરીર ઉત્પન્ન થયું છે. ૪૩,૪૪

જે સર્વ પ્રમાણોથી પ્રમેય પદાર્થો જાણી શકાય છે, તે સર્વ પ્રમાણોથી 'પુરુષ કારણ છે' એમ જાણી શકાય છે. ૪૫

જે પદાર્થો પહેલાં અનુભવાય છે તે પછી નથી હોતા પણ પરંપરાથી જૂના જેવા નવા ભાવો ઉત્પન્ન થાય છે અને જૂના જેવા હોવાથી તેજ છે એમ કહેવાય છે. એ ક્ષણે ક્ષણે નવા થતા ભાવોનો સ્વામી વગરનો સમુદાય એ જ પ્રાણી. બાકી કર્તા કે ભોક્તા કોઈ પુરુષ નથી એમ કેટલાક માને છે. ૪૬,૪૭

જો આત્માનો ઉપદેશ નથી કરતા તેઓને માટે કોઈ બીજા ભાવોએ કરેલાં કાર્યનું પ્રાપ્ત ફલ તેના જેવા બીજા કોઈ નવા ભાવો ભોગવશે, એમ થશે ૪૮

કર્તાનાં કરણો વિવિધ દેખાય છે, પણ કર્તા તો તે જ રહે છે; કરણોથી યુકત આ કર્તા સર્વ કર્મોનું કારણ છે. ૪૯

વળી પદાર્થોના નાશમાં નિમેષથી પણ ઓછો કાળ લાગે છે; અને નાશ પામેલા પદાર્થો ફરી ઉત્પન્ન થતા નથી; એકે કરેલું બીજાને પ્રાપ્ત થતું નથી; એમ તત્ત્વજ્ઞોનો મત છે; માટે પ્રાણીઓનાં કર્મ અને ઉપભોગમાં કારણરૂપ નિત્ય પુરુષ હોવો જોઈએ. ૫૦,૫૧

પ્રાણીઓના અહંકાર, ફળ, કર્મ, દેહાન્તરગતિ અને સ્મૃતિ એ દેહ વિના પણ આત્મા હોવાથી, રહે છે. ૫૨

આત્માનું ઉત્પત્તિકારણ—

પરમાત્મા અનાદિ હોવાથી તેનું ઉત્પત્તિકારણ નથી પણ મોહ, ઇચ્છા અને દ્વેષથી કરેલાં શુભાશુભ કર્મોથી રાશિપુરુષ ઉત્પન્ન થાય છે. ૫૩

आत्मानां ज्ञत्व अने अज्ञत्वनो विचार—

આત્મા જ્ઞાની છે; કરણો એટલે મન-બુદ્ધિ-ઇન્દ્રિયો સાથે યોગ થાય ત્યારે એનું જ્ઞાન પ્રવર્તે છે; કરણો અશુદ્ધ હોય કે કરણો સાથે આત્માનો સંયોગ ન હોય તો જ્ઞાનની પ્રવૃત્તિ થતી નથી. ૫૪

જેમ મલિન દર્પણ કે કલુષિત જલમાં જોવા છતાં પ્રતિબિંબ દેખાતું નથી તેમ ચિત્ત ઢંકાયેલ હોય તો જ્ઞાન ન થાય. ૫૫

મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ કરણો છે. કર્તાના કરણો સાથેના સંયોગથી કર્મ, વેદના અને અને બુદ્ધિ થાય છે. ૫૬

ભૂતાત્મા એકલો કોઈ કામ કરવા પ્રવૃત્ત થતો નથી અને એકલો ફળ ભોગવતો નથી. સર્વ સંયોગથી થાય છે; તેના વગર કંઈ હોતું નથી. ૫૭

કારણ કે ભાવ એકલો હોતો નથી, વળી હેતુરહિત પણ હોતો નથી. શીઘ્ર ગમનશીલ સ્વભાવથી લક્ષિત અભાવ પણ સ્વભાવને તજતો નથી. ૫૮

आत्मानी नित्यता अने अनित्यता संबंधी विचार—

અનાદિ પુરુષ નિત્ય છે, હેતુથી ઉત્પન્ન થયેલો રાશિ-પુરુષ અનિત્ય છે. જે સત્ અને કારણરહિત છે તે નિત્ય કહેવાય છે ત્યારે હેતુજન્ય હોય તો અનિત્ય કહેવાય છે. ૫૯

व्यक्त अने अव्यक्तनो निर्देश—

ઉત્પત્તિ ધર્મવાળા પદાર્થોથી અગ્રાહ્ય છે તે નિત્ય છે. ઉત્પત્તિ ધર્મવાળા બીજા કોઈ ભાવોથી નિત્યત્વ ક્યારેય પણ સંભવતું નથી; તે નિત્યપુરુષ અચિન્ત્ય અને અવ્યક્ત છે; અને આથી વિપરીત છે તે વ્યક્ત છે. ૬૦

તે અવ્યક્ત આત્મા ક્ષેત્રજ્ઞ, શાશ્વત, વ્યાપક અને અવિનાશી છે; તેનાથી જે ભિન્ન છે તે વ્યક્ત છે; હવે બીજા પ્રકારે વ્યક્ત-અવ્યક્ત કહેવામાં આવશે. ૬૧

જે ઇન્દ્રિયોથી ગ્રાહ્ય છે તે ઐન્દ્રિયક બધું વ્યક્ત છે; પણ એનાથી જે જુદું અને અતીન્દ્રિય છે તે અવ્યક્ત, અનુમાનગ્રાહ્ય છે. ૬૨

आठ प्रकृतिओ—

આકાશાદિ પાંચ ભૂતો, બુદ્ધિ, અવ્યક્ત અને આત્મા અહંકાર—એ આઠને ભૂતપ્રકૃતિ કહેલ છે અને સોળ વિકારોજ છે. ૬૩

सोळ विकारो

પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન અને પાંચ વિષયોને વિકારો કહ્યા છે. ૬૪

क्षेत्र अने क्षेत्रज्ञ विभाग-

આમ અવ્યક્ત સિવાયનાં આ સર્વને ક્ષેત્ર કહ્યું છે; ઋષિઓ આ અવ્યક્તને ક્ષેત્રના ક્ષેત્રજ્ઞ તરીકે જાણે છે. ૬૫

अव्यक्तमांथी महत् वगेरेनो उत्पत्तिक्रम—

અવ્યક્તમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય છે, બુદ્ધિથી મનુષ્ય હું છું એમ માને છે ત્યાર પછી ક્રમશઃ અહંકારથી આકાશાદિ પાંચ ભૂતો ઉત્પન્ન થાય છે. ૬૬

ત્યારપછી સર્વ સંપૂર્ણ અંગવાળો પુરુષ પ્રકટ થતાં 'ઉત્પન્ન થયો' એમ કહેવાય છે. તે પુરુષ પ્રલયમાં બુદ્ધિ આદિ ઇષ્ટ ભાવોથી વળી વિયુક્ત બને છે. ૬૭

તે પુરુષ અવ્યક્ત અવસ્થામાંથી વ્યક્ત અવસ્થામાં આવે છે અને પાછો વ્યક્ત અવસ્થામાંથી અવ્યક્ત અવસ્થામાં જાય છે. આમ રજસ અને તમસથી યુક્ત તે પુરુષ ચક્રની પેઠે પરિભ્રમણ કરે છે. ૬૮

उदय अने प्रलय कोना थाय छे.

જેઓને દ્વંદ્વોમાં અતિ રાગ છે, જેઓ અહંકાર-પરાયણ છે, તેઓને ઉદય અને પ્રલય હોય છે; પણ જેઓ દ્વંદ્વ અને અહંકારરહિત છે તેઓને જન્મમરણ નથી. ૬૯

પરમાત્માનાં લક્ષણો.

પ્રાણ, અપાન, નિમેષ વગેરે, જીવન, મનની ગતિ, જુદી જુદી ઇંદ્રિઓમાં સંચાર, પ્રેરણ, ધારણ, સ્વપ્નમાં બીજા દેશમાં ગતિ, સ્વપ્નમાં મરણ, જમણી આંખથી જોવાયેલાંનો ડાબી આંખથી બોધ, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, પ્રયત્ન, ચેતના, ધૃતિ, બુદ્ધિ, સ્મૃતિ અને અહંકાર—એ બધાં પરમાત્માનાં લક્ષણો છે. ૭૦-૭૨

આ લક્ષણો જીવતા માણસમાં જ જોવામાં આવે છે; મરેલામાં જોવામાં નથી આવતાં; માટે મહર્ષિઓ તેને આત્માનાં લક્ષણો કહે છે; કારણ કે તે આત્મા જતાં શૂન્ય ઘર જેવું તે અચેતન બને છે ત્યારે શરીર પાંચ ભૂતો જ બાકી રહેવાથી પંચત્વ પામ્યું એમ કહેવાય છે. ૭૩,૭૪

નિષ્ક્રિય આત્માની ક્રિયા—

મન અચેતન અને ક્રિયાયુકત છે, આત્મા ચેતનદાતા છે; જ્યારે તે વિભુનો મન સાથે યોગ થાય છે ત્યારે ક્રિયા થઈ એમ દેખાય છે. ૭૫

આત્મા ચેતનાવાળો છે તેથી કર્તા કહેવાય છે; અને મન ક્રિયાયુકત છતાં અચેતન હોવાથી કર્તા કહેવાતું નથી. ૭૬

સ્વતન્ત્ર આત્મા અનિષ્ટ યોનિમાં જન્મે છે તેનું કારણ—

સર્વ જીવો પોતે ધર્માધર્મપ્રમાણે પોતાદ્વારા પોતાને સર્વ યોનિઓમાં પ્રાણોથી યોજે છે; કારણ કે એનો પ્રેરક બીજો કોઈ નથી. ૭૭

આત્મા વશી હોવા છતાં દુઃખકર ભાવોથી આક્રાન્ત થાય છે—

સ્વેચ્છાધીન પ્રવૃત્તિવાળો આત્મા તે કર્મ કરે છે જે કરીને તે ફળ ભોગવે છે. તે વશી આત્મા ચિત્તવૃત્તિઓનો નિરોધ કરે છે અને સર્વારંભનો ત્યાગ પણ કરે છે. ૭૮

સર્વગત આત્માને બધી વેદનાનું જ્ઞાન થતું નથી—

શરીર વ્યાપી છતાં આત્મા દેહધારી હોવાથી પોત-પોતાનાં સ્પર્શનેન્દ્રિયયુક્ત શરીરમાંની સર્વ વેદનાઓ જાણે છે; પણ આત્મા બીજાં શરીરમાં રહેલી બધી વેદના જાણતો નથી. ૭૯

આત્મા વિભુ હોવા છતાં પણ, પર્વત વગેરે આડા આવવાથી ન જોઈ શકાતી વસ્તુ જાણી ન શકવાનું કારણ—

એ સર્વગત અને મહાન છે એથી જ એનું વિભુપણું છે અને મનની સમાધિથી આત્મા ઢંકાયેલ વસ્તુને જુએ છે. ૮૦

પણ દેહના કર્મને અનુસરનારાં મન સાથે નિત્ય સંબંધયુકત હોવાથી સર્વયોનિગત આત્માને એક યોનિમાં રહેલો માનવો જોઈએ. ૮૧

ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞમાં પ્રથમ શું? તેનો ઉત્તર

આત્માને આદિ નથી તેમ ક્ષેત્રપરંપરા પણ અનાદિ છે; માટે તેઓ બન્ને અનાદિ હોવાથી, કોણ પહેલું એ કહી શકાતું નથી. ૮૨

આત્મા સાક્ષી છે—

જ્ઞાનવાન સાક્ષી કહેવાય છે અજ્ઞ સાક્ષી હોતો નથી; માટે આત્માને સાક્ષી કહ્યો છે. કેમકે સર્વભૂતોના બધા ભાવોનો આત્મા સાક્ષી છે. ૮૩

રાશિપુરુષને જ વેદના થાય છે—

એકલો ભૂતાત્મા લક્ષણોથી કદાપિ જાણી શકાતો નથી. તે એકલા અજ્ઞેય ભૂતાત્માને ભિન્નતા હોતી નથી. ૮૪

વેદનાજન્ય વિશેષતા સંયોગપુરુષમાં ઇષ્ટ છે. જ્યાં વેદના નિયત છે ત્યાં વેદનાજન્ય વિભિન્નતા હોય છે. ૮૫

વૈદ્ય ત્રણે કાળની વેદનાની કેમ ચિકિત્સા કરે છે—

વૈદ્ય ત્રણે કાળની બધી વેદનાઓની ચિકિત્સા કરે છે એમ જે યુકિતથી કેટલાક કહે છે તે યુક્તિ સાંભળો. ૮૬

'ફરીને તે માથાંનો દુખાવો થયો, ફરીને તે તાવ આવ્યો, ફરીને ખાંસી જોરદાર થઈ અને ફરીને તે ઉલટી આવી,' એ પ્રસિધ્ધ વચનોથી અતીત ભૂતકાળની વેદનાઓનું આવતું

મનાય છે. અને ભૂતકાળની વેદનાઓનો એ કાળ ફરીને આવી લાગ્યો છે. ૮૭,૮૮

તે પીડાકાળને લક્ષમાં રાખીને જે ઔષધ યોજાય છે તે અતીત વેદનાઓનું પ્રશમન કરનાર કહેવાય છે. ૮૯

જે પાણીથી પૂર્વે અનાજનો પાક નાશ પામ્યો હતો તે પાણી ફરીને ન આવે તે માટે જેવી રીતે પાળ બાંધવામાં આવે છે તેવી રીતે શરીરમાં વ્યાધિ ફરીથી થતો અટકાવવા માટે ચિકિત્સા કરાય છે. ૯૦

ઉત્પન્ન થનારા વ્યાધિઓનું પૂર્વરૂપ જોઈને જે ક્રિયા કરવામાં આવે છે તે ભાવિ વેદનાને હણે છે. ૯૧

સુખકર હેતુના સેવનથી દુઃખોની પરંપરાનો અનુબંધ અટકી જાય છે અને વળી સુખની પ્રવૃત્તિ થાય છે. ૯૨

સમ ધાતુઓ વિષમતા પામતા નથી અને વિષમ ધાતુઓ સમતા પામતા નથી. દેહની ધાતુઓ હંમેશાં હેતુઓની સમાન થાય છે. ૯૩

આ યુક્તિને અનુસરીને વૈદ્ય ત્રણે કાળની વેદનાને હણે છે; એમ કહી દેખાડયું. રાગદ્વેષ વિનાની જે ચિકિત્સા થાય છે તે નૈષ્ઠિકી છે. ૯૪

ઉપધા જ દુઃખ અને દુઃખનો આશ્રય શરીર આપનાર પ્રધાન કારણ છે. અને સર્વ ઉપધાનો ત્યાગ બધાં દુઃખનો નાશક છે. ૯૫

જેવી રીતે રેશમનો કીડો પોતાને મૃત્યુપ્રદ રેષાઓને ઉત્પન્ન કરે છે તેવી રીતે અજ્ઞાની માણસ વિષયોમાંથી તૃષ્ણા ગ્રહણ કરે છે અને તેથી સદાય દુઃખી રહે છે. ૯૬

વળી જે જ્ઞાની મનુષ્ય વિષયોને અગ્નિતુલ્ય જાણીને તેઓથી નિવૃત્ત થાય છે તે અનારંભ અને અસંયોગને લીધે દુઃખ પામતો નથી. ૯૭

દુઃખનાં કારણો—

બુદ્ધિ-ધૈર્ય અને સ્મૃતિનો નાશ, કાલ અને કર્મની સંપ્રાપ્તિ તથા અસાત્મ્ય ઇન્દ્રિયાર્થસંયોગ—એને દુઃખના હેતુઓ જાણવા. ૯૮

બુદ્ધિવિભ્રંશનું વર્ણન—

નિત્ય અને અનિત્યમાં, હિત અને અહિતમાં જે વિષમ આગ્રહ થાય તેને બુદ્ધિવિભ્રંશ કહે છે; કારણ કે બુદ્ધિ યથાર્થ જ જુએ છે. ૯૯

ધૃતિવિભ્રંશનું વર્ણન—

ધૃતિવિભ્રંશને લઈને વિષયોમાં લાગેલું મન અહિત અર્થોમાંથી રોકી શકાતું નથી; કારણ કે ધૃતિ નિયમન કરનારી છે. ૧૦૦

સ્મૃતિવિભ્રંશનું વર્ણન—

રજસ અને મોહથી આવૃત આત્માવાળા જે પુરુષની તત્ત્વજ્ઞાનમાં સ્મૃતિ ભ્રષ્ટ થાય છે તેને સ્મૃતિભ્રંશ કહે છે; કારણ કે સ્મરણ કરવા યોગ્ય વસ્તુ સ્મૃતિમાં રહેલ છે. ૧૦૧

પ્રજ્ઞાપરાધનું વર્ણન—

બુદ્ધિ-ધૈર્ય અને સ્મૃતિથી ભ્રષ્ટ થયેલ માણસ જે અશુભ કર્મ કરે છે તેને પ્રજ્ઞાપરાધ જાણવો; તે સર્વદોષપ્રકોપક છે. ૧૦૨

મળમૂત્રાદિ ગતિમાન અનુદીર્ણ ભાવોને બળથી પ્રવૃત્ત કરવા, ઉદીર્ણ વેગોને રોકવા, સાહસોનું સેવન, અત્યંત સ્ત્રીસંગ, ચિકિત્સાના કાળ અને કર્મનો અતિપાત, કર્મોનો મિથ્યા આરંભ, વિનય અને શિષ્ટાચારનો લોપ, પૂજ્યોનું અપમાન, પોતે જાણેલા અહિત અર્થોનું સેવન, ઉન્માદકારક કારણોનું અતિસેવન, નિષિદ્ધ સમયે અને નિષિદ્ધ દેશમાં ફરવું, પાપીઓ સાથે મિત્રાચારી, 'ઇન્દ્રિયોપક્રમણીય અધ્યાયમાં કહેલા સદાચારનો ત્યાગ, ઈર્ષ્યા, અહંકાર, ભય, ક્રોધ, લોભ, મોહ, મદ, ભ્રમ તથા તેઓમાંથી ઉત્પન્ન થતું નિન્દિત કર્મ, દેહનું નિન્દિત કર્મ અને રજસ તથા મોહથી ઉત્પન્ન થયેલું જે બીજું આવી જાતનું કર્મ હોય તેને શિષ્ટ લોકો પ્રજ્ઞાપરાધ કહે છે; તે વ્યાધિના કારણરૂપ છે. ૧૦૩–૧૦૮

બુદ્ધિથી અનુચિત જ્ઞાન હોવું અને વિષમપણે પ્રવૃત્ત થવું તેને પ્રજ્ઞાપરાધ જાણવો; તે મનનો વિષય છે. ૧૦૯

વ્યાધિના કારણરૂપ કાળનું વર્ણન—

જેવી રીતે પૂર્વે (સૂ. અ. ૧૭) પિત્તાદિકના સંચય,

પ્રકોપ તથા પ્રશમ કહેલા છે તેવી રીતે રોગોના હેતુસંગ્રહમાં રોગોની કાલસંપ્રાપ્તિ બતાવેલ છે. (સૂ. અ. ૧). ૧૧૦.

મિથ્યા-અતિ અને હીન યોગનાં લક્ષણવાળા વર્ષા સુધીના છ ઋતુઓ, રોગના હેતુઓ, જીર્ણ-ભુક્ત અને પ્રજીર્ણ અન્નના કાલનો નિયમ અને તેઓના અકાળનો નિયમ, પૂર્વાહ્ણ, મધ્યાહ્ન અને અપરાહ્ણ તથા રાત્રિના જે ત્રણ ભાગ—એ કાળોમાં નિયત થયેલા જે રોગો છે તે કાલજન્ય છે. ૧૧૧,૧૧૨

અન્યેદ્યુષ્ક, ચતુર્થકવિપર્યય, તૃતીયક અને ચતુર્થક પોતપોતાના કાળે પ્રવર્તે છે; કારણ કે પોતપોતાના કાળે તેઓ બળવાન બને છે. ૧૧૩

આ અને બીજા જે કેટલાક કાલજન્ય વિવિધ રોગો છે તેઓની ચિકિત્સા, બલકાલ ઉપસ્થિત થયા પહેલાં, બલ અને કાલ જાણનાર વૈદ્યે કરવી જોઈએ. ૧૧૪

કાળના પરિણામથી વૃદ્ધાવસ્થા અને મૃત્યુના નિમિત્તથી ઉત્પન્ન થયેલા જે રોગો છે તેને સ્વાભાવિક માન્યા છે; અને સ્વભાવની પ્રતિક્રિયા થઈ શકતી નથી. ૧૧૫

व्याधिना कारणरूप कर्मनुं वर्णन—

પૂર્વદેહનું કર્મ જે 'દૈવ' શબ્દથી ઓળખાય છે તે પણ કાળે કરીને રોગોનો હેતુ બને છે. ૧૧૬

એવું કોઈ મોટું કર્મ નથી કે જેનું ફળ ભોગવવું પડતું નથી. કર્મજન્ય રોગો ચિકિત્સાને હણનારા છે અને તે કર્મના ક્ષયથી તેઓ શાંત થાય છે. ૧૧૭

असात्म्येन्द्रियार्थसंयोगनुं वर्णन—

અતિશય ઉગ્ર શબ્દ સાંભળવાથી, સર્વથા ન સાંભળવાથી અથવા અતિ ધીમા શબ્દો સાંભળવાથી લોકો બહેરા થાય છે. ૧૧૮

કઠોર, ભયંકર, અશુભ, અપ્રિય, વિપત્તિસૂચક શબ્દો સાથે કાનનો સંયોગ થાય તેને મિથ્યાસંયોગ કહે છે. ૧૧૯

સ્પૃશ્ય ભાવોનો સર્વથા સ્પર્શ ન કરવો, અતિશય સ્પર્શ કરવો અને અલ્પ સ્પર્શ કરવો એ સ્પર્શેન્દ્રિયને બાધક છે એમ સંક્ષેપમાં કહ્યું. ૧૨૦

ભૂત અને વિષવાતનો જે સ્પર્શ તથા અકાળે થયેલા સ્નેહ-શીત અને ઉષ્ણનો જે સ્પર્શ તે મિથ્યાયોગ કહેવાય છે. ૧૨૧

તેજસ્વી રૂપોને અતિશય જોવાથી, અતિસૂક્ષ્મ રૂપોને જોવાથી અથવા સર્વથા રૂપોને ન જોવાથી દૃષ્ટિ નાશ પામે છે. ૧૨૨

અપ્રિય, ભયંકર, નિન્દિત, દૂરના અને અતિ સમીપના દર્શનથી તથા તામસ રૂપોના દર્શનથી મિથ્યાસંયોગ કહેવાય છે. ૧૨૩

રસોનું અતિગ્રહણ કરવું, સર્વથા ન લેવું, ઓકસાત્મ્યાદિથી વિરુદ્ધ રસનું લેવું તથા અત્યંત થોડા પ્રમાણમાં લેવું એ દૂષણ છે. ૧૨૪

અતિમૃદુ કે અતિતીક્ષ્ણ ગંધોનું સેવન અથવા ગંધોનું સર્વથા અસેવન એ ઘ્રાણેન્દ્રિયનો નાશ કરે છે. ૧૨૫

દુર્ગન્ધ, ભૂતગન્ધ, વિષગન્ધ અને અપ્રિય ગન્ધ તથા જે અકાલીન ગન્ધો છે તે ગન્ધો સાથે ઘ્રાણેન્દ્રિયનો સંયોગ થાય તે મિથ્યાયોગ કહેવાય છે. ૧૨૬

આ પ્રમાણે ત્રણ પ્રકારનો અસાત્મ્યેન્દ્રિયાર્થસંયોગ દોષોનો પ્રકોપ કરે છે. જે દેહ તથા મનની સાથે આત્મભાવ નથી પામતું તે અસાત્મ્ય છે એમ જાણવું. ૧૨૭

શબ્દાદિકના મિથ્યાયોગ-અતિયોગ અને હીનયોગથી જે રોગ ઉત્પન્ન થાય છે તે વ્યાધિને ડાહ્યા માણસો ઐન્દ્રિયક જાણે છે. ૧૨૮

આમ દુઃખદાયી વેદનાઓના આ હેતુઓ કહેલા છે. એકલો સમયોગ જ સુખના હેતુરૂપ છે; પણ તે અતિ દુર્લભ છે. ૧૨૯

चार प्रकारना योग ज सुखदुःखनुं कारण छे

સુખદુઃખનાં કારણ, નથી ઇન્દ્રિયો કે નથી વિષયો; સુખદુઃખનું કારણ તો ચાર પ્રકારનો યોગ મનાયો છે. ૧૩૦

ઇન્દ્રિયો ભલે હોય, તેના વિષયો પણ હોય, પણ જો તેનો સંયોગ ન હોય તો દુઃખેય નથી અને સુખેય નથી; માટે ચતુર્વિધ યોગ જ કારણરૂપ છે. ૧૩૧

सुखदुःखनां कारणो—

આત્મા, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, ઇન્દ્રિયાર્થ અને અદૃષ્ટ કર્મ વિના સુખ કે દુઃખ થતાં નથી; અને જેને જે પ્રકારે જાણવું જોઈએ તે તે પ્રકારે કહેવાય છે. ૧૩૨

સુખદુઃખરૂપ વેદનાના પ્રવર્તક સ્પર્શ એ જાતના છે–(૧) સ્પર્શનેન્દ્રિયનો સ્પર્શ અને (૨) માનસ સ્પર્શ. ૧૩૩

સુખ અને દુઃખથી, ઇચ્છા અને દ્વેષ રૂપે તૃષ્ણાની પ્રવૃત્તિ થાય છે; અને આ તૃષ્ણાને વળી સુખદુઃખનું કારણ કહે છે. ૧૩૪

તે તૃષ્ણા, વેદનાના આશ્રયરૂપ ભાવો દેહ, ઇન્દ્રિય, મન વગેરેને ગ્રહણ કરે છે. જો તે દેહેન્દ્રિય મનને ગ્રહણ ન કરે તો તેને સ્પર્શનેન્દ્રિય અને મનનો સ્પર્શ થતો નથી; અને સ્પર્શ ન થવાથી તે વેદના જાણતો નથી. ૧૩૫

वेदनानुं आश्रयस्थान—

કેશ, લોમ, નખાગ્ર, અન્ન, મળ, મૂત્ર તથા શબ્દાદિ ગુણો સિવાય ઇન્દ્રિયયુક્ત શરીર અને મન વેદનાઓનું આશ્રયસ્થાન છે. ૧૩૬

वेदनानी सर्वथा निवृत्तिनो उपाय—

યોગ અને મોક્ષમાં સર્વ વેદનાઓની નિવૃત્તિ હોય છે; મોક્ષમાં વેદનાની નિઃશેષ નિવૃત્તિ થાય છે; અને યોગ મોક્ષનો પ્રવર્તક છે. ૧૩૭

योगनुं लक्षण—

આત્મા-ઇન્દ્રિય-મન અને વિષયના સંયોગથી સુખદુઃખ પ્રવર્તે છે; પણ આત્મામાં મન સ્થિર ભાવથી સ્થિતિ કરે તો અનારંભને લઈ તે બન્ને સુખદુઃખ નિવૃત્ત થાય છે; અને સદેહે મનુષ્ય વશિત્વ પ્રાપ્ત કરે છે. યોગ જાણનારા ઋષિઓ તેને યોગ ગણે છે. ૧૩૮,૧૩૯

योगीओनुं आठ प्रकारनुं ऐश्वर्य—

પરકાયાપ્રવેશ, પરચિત્તનું જ્ઞાન, ઇચ્છા પ્રમાણે ધાર્યું કામ કરવું, દિવ્યદૃષ્ટિ, દિવ્યશ્રોત્ર, દિવ્યસ્મૃતિ, દિવ્યકાન્તિ અને ઇચ્છાનુસાર અદૃશ્ય થવાની શક્તિ–એ આઠ પ્રકારનું યોગીઓનું ઐશ્વર્યકૃત બળ કહી દેખાડ્યું. શુદ્ધ મનની સમાધિમય સ્થિતિથી તે બધું ઉત્પન્ન થાય છે. ૧૪૦,૧૪૧

मोक्षनुं लक्षण—

રજોગુણ અને તમોગુણના અભાવથી તથા બલવાન કર્મોના ક્ષયથી સર્વબંધનોથી જે વિયોગ થાય છે તે મોક્ષ કે અપુનર્ભવ કહેવાય છે. ૧૪૨

मोक्षना उपायो—

સત્પુરુષોની સમ્યગ્ ઉપાસના, દુર્જનોનો ત્યાગ, વ્રતચર્યા અને ઉપવાસ, વિવિધ પ્રકારના નિયમો, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ, આત્મજ્ઞાન, એકાંતમાં પ્રીતિ, વિષયોમાં અનાસક્તિ, મોક્ષપ્રાપ્તિનો વ્યવસાય, પરમ ધૈર્ય, બંધનકારક કર્મોનો અનારંભ, કરેલાં કર્મોને ખપાવવાં, સંસારત્યાગની ઇચ્છા, અહંકારનો અભાવ, સંયોગમાં ભયદર્શન, મન અને બુદ્ધિની એકાગ્રતા, પદાર્થોની સાચી પરીક્ષા–આ સર્વ આત્મવિષયક યથાર્થ સ્મૃતિ ઉપસ્થિત થતાં પ્રવૃત્ત થાય છે. ૧૪૩–૧૪૬

तत्त्वस्मृतिनां कारणो—

ઉપર્યુક્ત સત્સેવનથી માંડી ધૈર્ય પર્યંત કહેલા ગુણોથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે. અને સ્મૃતિદ્વારા આત્માદિ ભાવોના સ્વભાવનું સ્મરણ કરતો તે પુરુષ દુઃખથી મૂકાઈ જાય છે. ૧૪૬

જેનાથી સ્મૃતિ ઉત્પન્ન થાય છે તે આઠ કારણો નીચે મુજબ કહેવામાં આવશે–(૧) નિમિત્તગ્રહણ, (૨) રૂપગ્રહણ, (૩) સાદૃશ્ય, (૪) વિભિન્નતા, (૫) મનનું પ્રણિધાન, (૬) અભ્યાસ, (૭) જ્ઞાનયોગ અને

(૮) પુનઃશ્રવણ. આ પ્રમાણે જોયેલા સાંભળેલા-સાંભળેલા કે અનુભવેલા વિષયોનું ઉપરનાં આઠ કારણોથી સ્મરણ થાય તેને સ્મૃતિ કહેવાય છે. ૧૪૮,૧૪૯

તત્ત્વસ્મૃતિ મોક્ષનું સાધન છે—

મુક્ત પુરુષોએ મોક્ષનો આ તત્ત્વસ્મૃતિબલરૂપ એક માર્ગ બતાવ્યો છે, જે માર્ગે ગયેલ ફરી પાછા આવતા નથી. ૧૫૦

વળી યોગીઓએ આને યોગનો માર્ગ કહ્યો છે. જ્ઞાતધર્મા સાંખ્યવાદીઓ અને જીવન્મુક્તોએ આને મોક્ષનો માર્ગ કહ્યો છે. ૧૫૧

બુદ્ધિ, અહંકાર, શારીરાદિ જે કંઈ કારણવાળું છે તે સર્વ દુઃખહેતુરૂપ છે, આત્માનું નથી અને અનિત્ય જ છે. તે દુઃખ આત્માએ નિપજાવેલું નથી. પરંતુ જ્યાં સુધી સત્ય પ્રજ્ઞા ઉત્પન્ન થતી નથી ત્યાં સુધી તેમાં મમતા પેદા થાય છે જે સત્યપ્રજ્ઞાથી 'એ હું નથી' અને 'આ મારું નથી' એમ જાણીને જ્ઞાની પુરુષ સર્વ બુધ્ધ્યાદિકને તજી દે છે. ૧૫૨,૧૫૩

જ્યારે અંતિમ સંન્યાસ થાય છે ત્યારે કારણ સહિત સંજ્ઞા, જ્ઞાન અને વિજ્ઞાનથી યુક્ત સર્વ વેદનાઓ સર્વથા નિવૃત્તિ પામે છે. ૧૫૪

મુક્તાત્માનું લક્ષણ—

એ વિદેહ કૈવલ્ય પછી સર્વ ભાવોથી મુક્ત બ્રહ્મરૂપ થયેલો તે ભૂતાત્મા જાણી શકાતો નથી કારણ કે તેનું લક્ષણ વિદ્યમાન નથી.

બ્રહ્મવેત્તાઓ જ અહીં જાણી શકે; અજ્ઞાની તે બ્રહ્મ જાણવાને લાયક નથી. ૧૫૫

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

આ 'કતિધાપુરુષીય' નામક અધ્યાયમાં તત્ત્વદર્શી આત્રેય મુનિએ પુરુષસંબંધી ત્રેવીસ ઉત્તમ પ્રશ્નોનો નિર્ણય કર્યો છે. ૧૫૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'કતિધાપુરુષીય' શારીર નામક પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

## અધ્યાય બીજો

### અતુલ્યગોત્રીય શારીર

અતુલ્યગોત્રીય શારીરનો ઉપક્રમ—

"હવે અહીંથી 'અતુલ્યગોત્રીય' શારીરનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ગર્ભનું કારણ—

ઋતુસ્રાવ દેખાતો બંધ થયા પછી અસમાન ગોત્રવાળો પુરુષ જ્યારે સ્ત્રીસમાગમ કરે ત્યારે એકાંતમાં વિસૃષ્ટ થતી એવી કઈ વસ્તુ છે જેને ચાર પાદ હોય, છથી ઉત્પન્ન થયેલ હોય અને સ્ત્રીઓમાં જે ગર્ભરૂપે પરિણમતી હોય ? ૩

ગર્ભોત્પતિ માટે સ્ત્રીયોનિમાં જેનું આધાન કરાય છે તેને વિદ્વજ્જનો શુક્ર કહે છે. પ્રશસ્તગુણવાળાં વાયુ, અગ્નિ, પૃથ્વી અને જળ એ ચાર પાદોથી તે યુક્ત છે અને છ રસોથી તેની ઉત્પત્તિ છે. ૪

સંપૂર્ણ દેહવાળો ગર્ભ સમય ઉપર સુખપૂર્વક ઉત્પન્ન થાય છે તેનું કારણ—

ગર્ભ સંપૂર્ણ દેહવાળો કેવી રીતે થાય છે ? યોગ્ય સમયે કઈ રીતે જન્મે છે ? સુખપૂર્વક કેવી રીતે જન્મે છે? સ્ત્રી અવન્ધ્યા હોવા છતાં લાંબે કાળે ગર્ભ ધારણ કેમ કરે છે? અથવા ઉત્પન્ન થઈને તે ગર્ભ કયા હેતુથી નાશ પામે છે ? ૫

જે ગર્ભને શુક્ર-શોણિત-આત્મા-ગર્ભાશય અને કાળની સંપત્તિ હોય, હિતકર અન્નથી જેના ઉપચાર થયા હોય, તે ગર્ભ પરિપૂર્ણ દેહવાળો અને નીરોગી બનીને ઉચિત કાળે સુખપૂર્વક જન્મે છે. ૬

વંધ્યા ન હોય છતાં લાંબે વખતે ગર્ભ રહેવાનું કારણ—

યોનિદોષથી, મનના સંતાપથી, વીર્ય-આર્તવ-આહાર અને વિહારના દોષથી, કવખતના સંયોગથી અથવા બળના ક્ષયથી, પ્રજાવાળી સ્ત્રી પણ લાંબે કાળે ગર્ભ ધારણ કરે છે. ૭

ઉત્પન્ન ગર્ભના નાશનું કારણ—

વાયુથી રોકાયેલ સ્ત્રીનાં આર્તવને અણુધો કોઈવાર ગર્ભ છે એમ માને છે; કારણકે તેનું ન સ્રવવાથી વધતું જતું તે આર્તવ ગર્ભનો દેખાવ ઉત્પન્ન કરે છે. ૮

અગ્નિ-સૂર્ય-શ્રમ-શોક અને રોગથી અથવા ઉષ્ણ અન્નપાનથી પ્રવૃત્ત થયેલાં તે એકલાં લોહીને જોઈને અને ગર્ભને ન જોવાથી, 'ભૂતો એને હરી ગયા,' એમ કેટલાક મનુષ્યો કહે છે. ૯

ઓજસને ખાનારા નિશાચરોના આહાર માટે શરીર ઇષ્ટ નથી. જો તેઓ ગર્ભને હરે તો અવકાશ મળતાં માતાના ઓજસને ન હરે એમ ન બને. ૧૦

કન્યા-પુત્ર-યમ અને બહુ સંતાનની ઉત્પત્તિનું કારણ—

સ્ત્રી શા માટે એકલી દીકરીને જન્મ આપે છે? શા માટે એકલા દીકરાને જન્મ આપે છે? શા માટે પુત્રપુત્રીના યુગ્મને જન્મ આપે છે? શા માટે પુત્રના યુગ્મને જન્મ આપે છે? શા માટે પુત્રીના યુગ્મને જન્મ આપે છે? શા માટે બહુ સંતાનને એકી સાથે જન્મ આપે છે? શા માટે બહુ લાંબે કાળે ગર્ભને જન્મ આપે છે? અને જોડકાં બાળકોમાં એક શા માટે અધિક પુષ્ટિ પામે છે? ૧૧

આર્તવના આધિક્યથી કન્યા અને શુક્રના આધિક્યથી પુત્ર પ્રસવે છે. તે બીજના વાયુથી બે વિભાગ થતાં, બીજના વિભાગની અંદર ઋતુ કે શુક્રની અધિકતા પ્રમાણે પુત્રી અને પુત્રનું જોડકું પ્રસવે છે. ૧૨

જેનું અધિક શુક્રવાળું બીજ બે ભાગમાં વહેંચાય છે તેને એકી સાથે બે પુત્રો જન્મે છે. તથા રક્તની અધિકતાવાળું બીજ જો બે ભાગમાં વહેંચાય તો એકી સાથે બે પુત્રીઓ જન્મે છે. ૧૩

અતિશય વૃદ્ધિ પામેલો વાયુ, શુક્ર અને આર્તવને મળીને જેટલા વિશેષ વિભાગો કરે છે તેટલા, વિભાગ પ્રમાણે, દૈવવશાત્ અને કર્મપ્રેરિત સંતાનોને સ્ત્રી જન્મ આપે છે. ૧૪

લાંબે વખતે પ્રસવ થવાનું કારણ—

જ્યારે ગર્ભને આહાર મળતો નથી અથવા થોડો સ્રવી જાય છે ત્યારે તે સૂકાઈ જાય છે. આવો ગર્ભ જો વર્ષો પછી પણ પુષ્ટ થાય તો સારીપેઠે લાંબે વખતે સ્ત્રી તેને જન્મ આપે છે. ૧૫

જોડકાંમાં એકની વૃદ્ધિ થવાનું કારણ—

કર્માધીનપણાથી શુક્ર અને આર્તવનાં ન્યૂનાધિક અંશભેદ પ્રમાણે જે ગર્ભ ઉદરમાં વૃદ્ધિ પામે છે, તેમાં એક અધિક અને બીજો ન્યૂન હોય છે. આ પ્રમાણે જોડકાંઓમાં વિશિષ્ટ ભેદ જણાય છે. ૧૬

ક્લીબના ભેદો અને ઉત્પત્તિનું કારણ—

શાથી દ્વિરેતા, પવનેન્દ્રિય, સંસ્કારવાહી, નરષંઢ, નારીષંઢ અથવા શાથી વક્રી, ઈર્ષ્યાભિરતિ અને વાતિકષંઢ જન્મે છે? ૧૭

સમાન અંશવાળા અને દુષ્ટ બીજથી સ્ત્રી અને પુરુષનાં લક્ષણોવાળો દ્વિરેતા થાય છે. ગર્ભાશયમાં રહેલા બાળકના શુક્રાશયનો નાશ કરીને વાયુ પવનેન્દ્રિયત્વ કરે છે. ૧૮

શુક્રાશયનાં દ્વાર દૂષિત કરીને વાયુ સંતાનને સંસ્કારવાહી બનાવે છે. મન્દ અને અલ્પબીજવાળા, નિર્બળ અને બીજેન્દ્રિયરહિત નપુંસકો નરષંઢ અને નારીષંઢ નામક બે વિકૃતિઓનાં કારણરૂપ બને છે. ૧૯

ગ્રામ્યધર્મ વખતે માતાના વિષમાંગન્યાસથી તથા પિતાના બીજની દુર્બળતાથી વક્રી નામક ષંઢ થાય છે. ઈર્ષ્યાગ્રસ્ત અને મંદ હર્ષવાળાં સ્ત્રી-પુરુષોને ઈર્ષ્યારતિ નામક ષંઢનાં કારણ કહે છે. ૨૦

વાયુ અને અગ્નિના દોષથી જેના વૃષણો નાશ પામેલા દેખાતા હોય તે વાતિકષંઢ છે. કર્માધીન ગર્ભોના આ પ્રમાણે આઠ વિકૃતિ ભેદો જાણવા જોઈએ. ૨૧

તરત રહેલા ગર્ભનાં લક્ષણો--

ગર્ભાશયમાં તરત રહેલા ગર્ભનાં શું લક્ષણ છે? ઉદરસ્થિત પુત્રી-પુત્ર કે નપુંસક ગર્ભનાં શું લક્ષણ છે? એવું કયું કારણ મનાય છે કે જેથી સંતાન કોઈને મળતી આકૃતિવાળું થાય? ૨૨

લાલાપ્રસેક, ભારેપણું, ગાત્રાવસાદ, તંદ્રા અથવા ગ્લાનિ, હૃદય પ્રદેશમાં પીડા, સંતોષ, નિષિક્ત બીજનો યોનિમાં અવબન્ધ–એ તરત રહેલા ગર્ભનાં લક્ષણ છે. ૨૩

પુરુષ ગર્ભવાળી-સ્ત્રી ગર્ભવાળી અને નપુંસક ગર્ભવાળી સ્ત્રીનાં લક્ષણો--

વામ અંગોથી ચેષ્ટા કરનારી, પુરુષની અભિલાષાવાળી, સ્વપ્નમાં સ્ત્રીલિંગવાળી વસ્તુઓને દેખનારી સ્ત્રીલિંગવાળા ભોજ્ય અને પેય પદાર્થોમાં રુચિવાળી જનોચિત શીલ અને ચેષ્ટા કરનારી, વામપાર્શ્વમાં ગર્ભવાળી, ગોળ ગર્ભ ન હોય તેવી, ડાબા સ્તનમાં પ્રથમ દૂધવાળી સ્ત્રી પુત્રીને જન્મ આપે છે. આથી વિપરીત લક્ષણ હોય તો પુત્રને જન્મ આપે છે અને મિશ્ર લક્ષણવાળી નપુંસકને જન્મ આપે છે બીજગ્રહણ સમયે સ્ત્રીનું મન જે વ્યક્તિમાં જાય તેના સાદૃશ્યવાળા બાળકને જન્મ આપે છે. ૨૪,૨૫

ગર્ભ પિતા જેવો હોય છે તેનું કારણ--

માતૃજ, પિતૃજ, આહારજ તથા આત્મકર્મજ–એ ચાર પ્રકારનાં ચારે ભૂત પ્રત્યેક ગર્ભના દેહમાં રહે છે. ૨૬

તેઓમાંથી જે માતૃજ, પિતૃજ અને કર્મજ ભૂતો વિશેષ બલવાન હોય તેને સાદૃશ્યનું કારણ માનવું જોઈએ; અને તેના પૂર્વદેહની જાતિને અનુરૂપ તેનું મન સમજવું. ૨૭

ગર્ભનાં સ્થાન-વર્ણ અને ઇન્દ્રિયની વિકૃતિનું કારણ—

સ્ત્રી કયા હેતુથી વિકૃત, હીન કે અધિક અંગવાળાં અથવા દુષ્ટ ઇન્દ્રિયોવાળાં સંતાનોને જન્મ આપે છે? અને આત્મા એક દેહથી બીજા દેહમાં કઈ રીતે જાય છે? તથા આત્માની સાથે હંમેશાં કોનો અનુબંધ રહે છે? ૨૮

બીજ, આત્મકર્મ, ગર્ભાશય અને કાળના દોષોથી તથા માતાના આહારવિહારના દોષોથી દૂષિત થયેલા દોષો, આકૃતિ-વર્ણ અને ઇન્દ્રિયોની વિવિધ વિકૃતિઓ કરે છે. ૨૯

વર્ષા ઋતુમાં નદીના પ્રવાહમાં ઊભેલા ઝાડને જેવી રીતે કાષ્ઠ-પાષાણખંડો અને જલવેગ વિકૃત કરે છે તેવી જ રીતે ઉદરમાં રહેલ ગર્ભને દોષો વિકૃત કરે છે. ૩૦

આત્મા એક દેહમાંથી બીજા દેહમાં જાય છે—

અત્યંત સૂક્ષ્મ ચારે ભૂતો સહિત અને મનની ક્રિયાથી ક્રિયાવાન થયેલો આત્મા, કર્માધીનપણાથી એક દેહમાંથી બીજા દેહમાં જાય છે. દિવ્ય દૃષ્ટિ વિના તેનું રૂપ જોઈ શકાતું નથી. ૩૧

તે સર્વવ્યાપી અને સર્વશરીરધારી છે, તે વિશ્વકર્મા છે અને તે વિશ્વરૂપ છે, તે ચેતના ધાતુ છે અને અતીન્દ્રિય છે, તે દુઃખ્યાદિ સાથે નિત્ય જોડાયેલો છે અને તે જ રાગાદિકથી યુક્ત છે. ૩૨

દેહમાં રસજ, આત્મજ, માતૃજ અને પિતૃજ ભૂતો સોળ જાણવાં. તેમાં ચાર સૂક્ષ્મ ભૂતો આત્મામાં નિત્ય સંબંધથી રહેલાં છે. તથા આત્મા પણ તે ચારેયમાં રહેલો છે. ૩૩

ગર્ભમાં માતૃજ અને પિતૃજ ભૂતોને રજ અને શુક્ર કહે છે અને જે ભૂતોથી શુક્ર અને આર્તવ પુષ્ટિ પામે છે તે ભૂતોને રસજન્ય કહે છે. ૩૪

વળી આત્મામાં લીન થયેલાં કર્મજન્ય જે ચાર ભૂતો છે તે ગર્ભમાં પ્રવેશ કરે છે. જ્યારે આત્મા દેહાન્તર કરે છે ત્યારે બીજસ્વરૂપ તેઓ પણ બીજા દેહોમાં જાય છે. ૩૫

કર્મપ્રેરિત ગર્ભોનાં રૂપની ઉત્પત્તિ રૂપથી થાય છે અને મનની ઉત્પત્તિ મનથી થાય છે એ પ્રસિદ્ધ છે. પણ જે આકૃતિ અને બુદ્ધિના ભેદ થાય છે તેમાં રજોગુણ, તમોગુણ અને પૂર્વકર્મ કારણરૂપ છે. ૩૬

આત્માના અનુબન્ધો—

અતીન્દ્રિય અને અતિસૂક્ષ્મ તે ભૂતોથી, કર્મથી, મન અને મતિથી અને અહંકારના વિકારરૂપ દોષોથી આત્મા કદી પણ મુક્ત નથી. ૩૭

મન સર્વદા રજોગુણ અને તમોગુણથી અનુબદ્ધ રહે છે; જ્ઞાન વિના તેમાં સર્વ દોષો રહે છે. દોષયુક્ત મનને અને બલવાન કર્મને ગતિ એટલે દેહાન્તરગમન અને પ્રવૃત્તિ એટલે ધર્માધર્મ ક્રિયામાં પ્રવૃત્તિના કારણ કહેલ છે. ૩૮

રોગોનાં કારણો અને અનુબંધો—

રોગો કેમ ઉત્પન્ન થાય છે? તેઓનું સંશમન શું છે? હર્ષનું કારણ શું છે? શોકનું કારણ શું છે? શાન્ત થયેલા શારીરિક અને માનસિક વિકારો ફરીથી કેવી રીતે ન આવી પડે? ૩૯

પ્રજ્ઞાપરાધ, અસાત્મ્ય ઇન્દ્રિયાર્થસંયોગ અને ત્રીજો કાલપરિણામ–એ સર્વ રોગોનાં કારણરૂપ છે; અને સમયોગથી પ્રયોજાયેલાં જ્ઞાન-ઇન્દ્રિયાર્થ તથા કાલ એ સર્વ રોગોની ત્રિવિધ શાન્તિ છે. ૪૦

હર્ષ અને શોકનું કારણ—

ધાર્મિક ક્રિયાઓને હર્ષનું કારણ કહે છે અને તેથી વિપરીત ક્રિયાઓ પુરુષને શોકવશ કરે છે. વળી શરીર અને મનથી ઉત્પન્ન થયેલા રોગો શરીર અને મન નિવૃત્ત થતાં ફરીથી થતા નથી. ૪૧

પ્રશાન્ત રોગો ફરીથી ન આવે તેના ઉપાયો—

શરીર અને મનનો જે સતત પ્રવાહ છે તેનો આદિ કહેલ નથી. કારણ કે આદિ નથી એટલે તે સૃષ્ટિપ્રવાહ અનાદિ છે. તેઓની નિવૃત્તિ શ્રેષ્ઠ ધૃતિ-શ્રેષ્ઠ સ્મૃતિ અને શ્રેષ્ઠ બુદ્ધિથી કરાય છે. ૪૨

અથવા જો યથોક્ત બે પ્રકારના આશ્રય-શરીર અને મન વિદ્યમાન હોય, રોગત્પત્તિ પહેલાં હંમેશાં ચિકિત્સા થતી હોય અને જો તાત્કાલિક રોગવિપાકકાળવાળું દૈવ ન હોય તો જિતેન્દ્રિય પુરુષને રોગો નડતા નથી. ૪૩

પૂર્વજન્મમાં જે કર્યું હોય તેને દૈવ કહેવામાં આવે છે અને આ જન્મમાં જે કર્મ કર્યું હોય તેને પુરુષકાર કહ્યો છે જો તે દૈવ અને પુરુષકાર વિષમ હોય તો પ્રવૃત્તિનો હેતુ છે અને જો તે સમ હોય તો નિવૃત્તિનો હેતુ તે જ છે. ૪૪

ઋતુજન્ય વિકારો કેમ થતા નથી—

હેમન્તમાં સંચિત થયેલા દોષોને વસન્તમા, ગ્રીષ્મમાં સંચિત થયેલા દોષને વર્ષામાં અને વર્ષામાં સંચિત થયેલા દોષને શરદમાં તુરત સારી રીતે સંશોધિત કરનાર મનુષ્ય ઋતુજન્ય રોગોને કદી પણ પામતો નથી. ૪૫

માણસ કેમ નીરોગી થાય છે—

હિતકર આહાર-વિહારનું સેવન કરનાર, વિચારીને કામ કરનાર, વિષયોમાં અનાસક્ત, દાતા, સમદર્શી, સત્યપરાયણ, ક્ષમાવાન અને આપ્તોનું સેવન કરનાર પુરુષ નીરોગી થાય છે. ૪૬

જેનામાં સુખાનુબન્ધવાળાં મતિ-વચન અને કર્મ, સ્વાધીન મન, નિર્મળ બુદ્ધિ, જ્ઞાન-તપ અને યોગમાં તત્પરતા હોય તેને રોગો નડતા નથી. ૪૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ભગવાન મહર્ષિ આત્રેયે આ 'અતુલ્યગોત્રીય' નામક અધ્યાયમાં અગ્નિવેશના અત્યંત અર્થગૌરવયુક્ત છત્રીસ પ્રશ્નોના સમૂહનો જ્ઞાનની વૃદ્ધિ માટે યથાવત નિર્ણય કર્યો છે. ૪૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'અતુલ્યગોત્રીય' શારીર નામક બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨

## અધ્યાય ત્રીજો

### ખુડ્ડિકા ગર્ભાવક્રાન્તિ શારીર

ખુડ્ડિકાગર્ભાવક્રાન્તિ શારીરનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ખુડ્ડિકા ગર્ભાવક્રાન્તિ નામક શારીરનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ગર્ભની ઉત્પત્તિ-વૃદ્ધિ અને સુખપ્રસવનાં કારણ—

દૂષણરહિત શુક્રવાળા પુરુષનો અને દોષરહિત યોનિ-આર્તવ અને ગર્ભાશયવાળી સ્ત્રીનો ઋતુકાલે જ્યારે સંયોગ થાય છે અને તેઓનો આ પ્રમાણે સંસર્ગ થતાં જ્યારે મનની ગતિથી આત્મા ગર્ભાશયમાં રહેલા શુક્ર અને શોણિતના સંસર્ગરૂપ બીજમાં પ્રવેશ કરે છે ત્યારે ગર્ભ નિષ્પન્ન થાય છે. સાત્મ્ય રસોના ઉપયોગ અને સારા ઉપચારો પામતો તે, નીરોગી રહીને વૃદ્ધિ પામે છે. પછી પૂરે દિવસે સર્વ ઇન્દ્રિયયુકત, સંપૂર્ણ શરીરવાળો, બલ-વર્ણ-મન અને બાંધાની સંપત્તિયુક્ત બનીને આ નિમ્નલિખિત ભાવોના સમુદયથી સુખપૂર્વક જન્મે છે.

ગર્ભ માતૃજ-પિતૃજ-આત્મજ-રસજ અને સાત્મ્યજ છે અને સત્ત્વ પરલોકમાંથી આવે છે એવી આત્રેયની પ્રતિજ્ઞા—

"આ ગર્ભ માતૃજ છે, પિતૃજ છે, આત્મજ છે, સાત્મ્યજ છે અને રસજ છે તથા મન પણ તેનું ઘટક છે" એમ ભગવાન આત્રેયે કહ્યું. ૩

ભરદ્વાજનો વિરોધ—

ભરદ્વાજે કહ્યું. "એમ નથી. કારણ કે માતા-પિતા આત્મા-સાત્મ્ય-પાન-અશન-ભક્ષ્ય અને લેહ્ય આહારનો ઉપયોગ—એ ગર્ભને ઉત્પન્ન કરતાં નથી અને પરલોકથી આવીને મન ગર્ભમાં ઊતરતું નથી. (૧)

જો માતા-પિતા જ ગર્ભને ઉત્પન્ન કરતાં હોય તો ઘણીયે સ્ત્રીઓ અને ઘણાયે પુરુષો પુત્રની કામનાવાળા હોય છે તે સર્વ પુત્રપ્રાપ્તિને લક્ષમાં રાખીને મૈથુનમાં પ્રવૃત્ત થતાં હોવાથી, પુત્રોને જ ઉત્પન્ન કરે અને દીકરીની ઇચ્છાવાળા દીકરીઓને ઉત્પન્ન કરે. વળી કોઈપણ સ્ત્રીઓ કે કોઈપણ પુરુષો નિઃસંતાન રહે નહિ અને સંતાનની કામનાવાળાઓને રોવું પણ પડે નહિ. (૨)

વળી આત્મા આત્માને ઉત્પન્ન કરતો નથી. જો આત્મા જ આત્માને ઉત્પન્ન કરતો હોય તો કાં જન્મેલો ઉત્પન્ન કરી શકે અથવા તો ન જન્મેલો ઉત્પન્ન કરી શકે; બન્ને રીતે યુક્તિ સંગત નથી. વિદ્યમાનપણાને લઈ જે જન્મેલો છે તે પોતાને ઉત્પન્ન કરતો નથી અને નહિ જન્મેલો પોતે અવિદ્યમાન હોવાથી પોતાને ઉત્પન્ન કરી શકતો નથી. તેથી તે બન્ને રીતે ઘટતું નથી. એ દલીલ જવા દો. જો આત્મા પોતાને ઉત્પન્ન કરવા સમર્થ હોય તો ઇષ્ટ યોનિઓમાં વશી, અનિયન્ત્રિત ગતિવાળા, યથેચ્છ રૂપવાળા, તેજ-બળ-વેગ-વર્ણ-મન બાંધા વગેરેથી યુકત, અજર, નીરોગ અને અમરરૂપે પોતાને કેમ ન જન્માવે? કારણ કે આત્મા પોતાને આવી જાતનો અથવા એથી પણ અધિક ગુણવાળો બનાવવા ચાહે છે. (૩)

આ ગર્ભ સાત્મ્યથી પણ ઉત્પન્ન થતો નથી. કારણ કે જો એ સાત્મ્યથી જન્મતો હોય તો ફકત સાત્મ્ય સેવનારાઓને જ પ્રજા થાય અને અસાત્મ્ય સેવનારા સર્વથા સન્તાનરહિત હોય; પણ આ બન્ને બાબતો બન્નેય સ્થાને જોવામાં આવે છે. (૪)

આ ગર્ભ રસજન્ય પણ નથી. કારણ કે જો તે રસજન્ય હોય તો સ્ત્રીપુરુષમાં કોઈ નિઃસન્તાન ન હોય; કારણ કે આમાં રસનો ઉપયોગ ન કરે એવું કોઈ નથી. શ્રેષ્ઠ રસનો ઉપયોગ કરનારને જ ગર્ભ ઉત્પન્ન થાય છે એવો જો અભિપ્રાય હોય તો એ સ્થિતિમાં બકરાં-મેઢાં-મૃગ અને મોરના માંસનો રસ, ગાયનાં દૂધ-દહીં અને ઘી, મધ તેલ, સૈન્ધવ, શેરડીનો રસ, મગ અને શાળના ચોખાનું સેવન કરનારને જ ફકત પ્રજા થાય; અને સામો-વરક-ઉદ્દાલક-કોદરા-કન્દ અને મૂળ ખાનારાઓ સર્વથા નિસંતાન રહે. પણ આ બન્ને બાબતો બન્નેય સ્થાને જોવામાં આવે છે. (૫)

પરલોકમાંથી આવીને મન ખરેખર ગર્ભમાં ઊતરે છે એમ પણ નથી. જો તે તેમાં ઊતરે તો પૂર્વદેહનું કાંઈ પણ કર્મ તેને અજ્ઞાત, અશ્રુત કે અદૃષ્ટ ન હોય.

પણ તેને પૂર્વજન્મનું અનુભવેલું કંઈ પણ યાદ રહેતું નથી. (૬)

"તેથી અમે આ કહીએ છીએ કે આ ગર્ભ માતૃજ-પિતૃજ-આત્મજ-સાત્મ્યજ કે રસજ નથી, અને મન પણ તેનું ઘટક નથી;" એમ ભરદ્વાજે કહ્યું. ૪

आत्रेयनुं समाधान—

ભગવાન આત્રેયે કહ્યું, 'એમ નથી.' આ સર્વ ભેગા મળેલા ભાવોથી ગર્ભની ઉત્પત્તિ થાય છે. ૫

गर्भ मातृज छे ए प्रतिपादन अने मातृज भावो—

આ ગર્ભ માતૃજ છે; કારણ કે માતા વિના ગર્ભની ઉત્પત્તિ થઈ શકતી નથી તથા જરાયુજ પ્રાણીઓનો જન્મ થઈ શકતો નથી. એ ગર્ભમાં જે ભાવો માતૃજન્ય છે અર્થાત્ ઉત્પન્ન થતા આ ગર્ભને જે કંઈ માતામાંથી મળે છે તેની હવે વ્યાખ્યા કરશું. જેમકે–ત્વચા, રક્ત, માંસ, મેદ, નાભિ હૃદય, કલોમ, યકૃત, પ્લીહા, બે વૃક્કો, બસ્તિ, પુરીષાધાન, આમાશય, પકવાશય, ઉત્તર ગુદા, અધર ગુદા, નાનાં આંતર અને મોટા આંતર, વપા અને વપાવહન–એ સર્વ માતૃજન્ય છે. ૬

गर्भ पितृज छे ए प्रतिपादन अने पितृज भावो—

આ ગર્ભ પિતૃજન્ય પણ છે; કારણકે પિતા વિના ગર્ભની ઉત્પત્તિ થઈ શકે નહિ અને જરાયુજોનો જન્મ પણ થઈ શકે નહિ. આ ગર્ભમાં જે પિતૃજન્ય ભાવો છે અર્થાત્ ઉત્પન્ન થતા આ ગર્ભને પિતાથી જે કંઈ મળે છે તેનું હવે વ્યાખ્યાન કરશું. જેમકે–કેશ, દાઢી, મૂછ, નખ, રુંવાડાં, દાંત, હાડકાં, સિરા, સ્નાયુ, ધમની અને શુક્ર–એ પિતૃજન્ય છે. ૭

गर्भ आत्मज छे ए प्रतिपादन अने आत्मज भावो—

આ ગર્ભ આત્મજન્ય પણ છે; કારણ કે જે અન્તરાત્મા છે તે ગર્ભાત્મા છે. તેને 'જીવ' કહે છે. તેને નિત્ય, વેદનારહિત, અજર, અમર, અક્ષય, અભેદ્ય, અચ્છેદ્ય, અલોડ્ય, વિશ્વરૂપ, વિશ્વકર્મા, અવ્યકત, અનાદિ, મૃત્યુ-રહિત અને અક્ષર પણ કહે છે. તે ગર્ભાશયમાં પ્રવેશ કરીને શુક્ર અને શોણિત સાથે સંયોગ પામીને પોતાને પોતાવડે ગર્ભરૂપમાં ઉત્પન્ન કરે છે, કારણકે ગર્ભમાં આત્મસંજ્ઞા રહેલી છે. તે આત્માને વળી અનાદિપણાને લઈ જન્મ હોઈ શકે નહિ. તેથી જન્મેલોજ એ આત્મા ન જન્મેલા ગર્ભ ઉત્પન્ન નથી કરતો; પણ ન જન્મેલો તે આત્મા ન જન્મેલા ગર્ભને ઉત્પન્ન કરે છે. અને તે જ ગર્ભ કાલાન્તરે બાલ-યુવાન અને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત કરે છે. તે જે જે અવસ્થામાં હોય છે તે તે અવસ્થામાં તે થયો કહેવાય છે. વળી તેની જે ભવિષ્યની અવસ્થા છે તેમાં તે જન્મવાનો છે એમ કહેવાય છે. તેથી તે જન્મેલો અને ન જન્મેલો એકી સાથે બને છે. જન્મ્યો હોવાનું અને જન્મવાનું એ બન્ને ભાવો જેમાં સંભવે છે તે જન્મેલો ઉત્પન્ન થાય છે. વળી તે અજાત આત્મા ભવિષ્યની જુદી જુદી અવસ્થાઓમાં પોતાથી પોતાને ઉત્પન્ન કરે છે. તે તે વયમાં અને તે તે અવસ્થામાં જે છે તેની અવસ્થાન્તરપ્રાપ્તિને જન્મ કહે છે. જેમકે શુક્ર-શોણિત અને જીવ વિદ્યમાન હોવા છતાં સંયોગ પહેલાં ગર્ભત્વ સંભવતું નથી. તે તો સંયોગથી થાય છે. જેમકે-તેજ પુરુષ વિદ્યમાન હોવા છતાં, સંતાન થયા પહેલાં તેને પિતૃત્વ પ્રાપ્ત થતું નથી. અને તે પિતૃત્વ સંતાન થવાથી પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે તે જ વિદ્યમાન ગર્ભનું તે તે અવસ્થામાં જન્મેલાપણું અને ન જન્મેલા-પણું કહેવામાં આવે છે. ૮

ગર્ભના સર્વ ભાવોમાં સ્વેચ્છાકારિત્વ નથી માતાને, નથી પિતાને કે નથી આત્માને. તેઓ થોડું પોતાની ઇચ્છાથી કરે છે અને થોડું કર્માધીન થઈને કરે છે. કયારેક તેઓને ઇન્દ્રિયાદિક કરણોની શકિત હોય છે અને કયારેક નથી હોતી. જ્યાં સત્ત્વાદિ કરણની સંપત્તિ હોય છે ત્યાં બળ પ્રમાણે યથેષ્ટકારિત્વ હોય છે; એથી ઉલટી સ્થિતિમાં નથી હોતું; અને કરણના દોષને લીધે ગર્ભોત્પત્તિમાં આત્મા અકારણ નથી અને આત્મજ્ઞાનીઓએ ઇષ્ટયોનિ, ઐશ્વર્ય અને મોક્ષને આત્માધીન માન્યાં છે. સુખદુઃખનો કર્તા બીજો કોઈ નથી. ઉત્પન્ન થતો ગર્ભ આત્મા સિવાય બીજાથી જન્મતો નથી. જેમકે–બીજ વિના અંકુરની ઉત્પત્તિ થતી નથી. ૯

ખરેખર આ ગર્ભના જે આત્મજન્ય ભાવો છે અને ઉત્પન્ન થતા આ ગર્ભને જે આત્માથી સંભવે છે તેના હવે વ્યાખ્યા કરશું. જેમકે–તે તે યોનિઓમાં

ઉત્પત્તિ, આયુષ્ય, આત્મજ્ઞાન, મન ઇન્દ્રિયો, પ્રાણ, અપાન, પ્રેરણા, ધારણા, આકૃતિ-સ્વર અને વર્ણના ભેદો, સુખદુઃખ, ઇચ્છા અને દ્વેષ, ચેતના, ધૃતિ, બુદ્ધિ, સ્મૃતિ, અહંકાર અને પ્રયત્ન-એ ભાવો આત્મજ છે. ૧૦

गर्भ सात्म्यज छे ए प्रतिपादन अने सात्म्यज भावो—

આ ગર્ભ સાત્મ્યજન્ય પણ છે; કેમકે અસાત્મ્ય સેવન વિના સ્ત્રીપુરુષને વાંઝીઆપણું કે ગર્ભમાં પણ અનિષ્ટ ભાવ થતા નથી. અસાત્મ્યનું સેવન કરનાર સ્ત્રીપુરુષોનાં શરીરમાં પ્રસરતા ત્રણે દોષો પ્રકુપિત થઈને જ્યાં સુધી શુક્રશોણિત અને ગર્ભાશયને હાનિ પહોંચાડતા નથી ત્યાં સુધી તેઓ ગર્ભ ઉત્પન્ન કરવામાં સમર્થ બને છે. દોષરહિત શુક્ર-શોણિત અને ગર્ભાશયવાળાં સાત્મ્યસેવી સ્ત્રીપુરુષો વળી ઋતુકાલે સંયોગપામે તો પણ જીવનો પ્રવેશ ન થવાથી ગર્ભ ઉત્પન્ન થતો નથી. આ ગર્ભ કેવળ સાત્મ્યજ જ નથી પણ માતૃ વગેરે છ ભાવોનો સમુદાય જ એ બાબતમાં કારણ કહેવાય છે. આ ગર્ભના ખરેખર જે સાત્મ્યભાવો છે અર્થાત્ ઉત્પન્ન થતા આ ગર્ભમાં સાત્મ્યસેવનથી જે છે તેની હવે વ્યાખ્યા કરશું. જેમકે—આરોગ્ય, આળસનો અભાવ લોલુપતાનો અભાવ, ઇન્દ્રિયોની પ્રસન્નતા, સ્વર-વર્ણ અને બીજની સંપત્તિ અને મથુનમાં પ્રહર્ષની અધિકતા-એ સાત્મ્યજન્ય ભાવો છે. ૧૧

गर्भ रसज छे ए प्रतिपादन अने रसज भावो—

આ ગર્ભ રસજન્ય પણ છે; કારણ કે રસ વિના માતાની પ્રાણસ્થિતિ સંભવતી નથી તો પછી ગર્ભના જન્મની તો શું વાત કરવી. યથાવિધિ ન યોજાયેલા રસો ગર્ભને ઉત્પન્ન કરતા નથી; રસોના કેવલ સમ્યગ્ ઉપયોગથી જ ગર્ભની ઉત્પત્તિ થતી નથી અહીં પણ માતા આદિ છ ભાવોનો સમુદાય કારણ કહેવાય છે. આ ગર્ભના રસજ ભાવો અને રસસેવનથી આ ઉત્પન્ન થતા ગર્ભમાં જે ભાવો સંભવે છે તેની વ્યાખ્યા હવે કરશું. જેમકે—શરીરની ઉત્પત્તિ શરીરનું વધવું, પ્રાણાનુબંધ, તૃપ્તિ, ઉપચય અને ઉત્સાહ એ રસજન્ય ભાવો છે. ૧૨

सत्त्व औपपादुक छे ए प्रतिपादन अने सत्त्वज भावो—

મન ખરેખર શરીરનું ઘટક છે; જે મન જીવાત્મા સાથે નિત્ય રહીને શરીર સાથે જોડાય છે જ્યારે તે દેહાન્તરમાં જવા તૈયાર થાય છે ત્યારે એનો સ્વભાવ બદલાઈ જાય છે, ઇચ્છા ઉલટી જાય છે, સર્વ ઇન્દ્રિયો સંતાપ પામે છે, બળ ઘટે છે, વ્યાધિઓ વૃદ્ધિ પામે છે; જે મનથી રહિત બની પુરુષ પ્રાણોને તજી દે છે. વળી જેને ઇન્દ્રિયોનું નિયામક મન કહેવામાં આવે છે તે ત્રણ જાતનું કહ્યું છે-શુદ્ધ, રાજસ અને તામસ. જે ગુણથી મન અધિક ભર્યું હોય તે ગુણથી બીજા જન્મમાં પણ સંબંધ થાય છે. જો તે શુદ્ધ મનથી સંયોગ થાય તો વ્યતીત જન્મનું પણ સ્મરણ રહે છે. કારણ કે આત્માનું સ્મૃતિરૂપ જ્ઞાન તે જ મનના અનુબન્ધથી અનુવર્તન કરે છે, જેના અનુવર્તનથી પુરુષ 'જાતિસ્મર' કહેવાય છે. આ ગર્ભના જે સત્ત્વજ ભાવ છે તથા ઉત્પન્ન થતા આ ગર્ભના જે માનસિક ભાવો સંભવે છે તેની હવે વ્યાખ્યા કરશું. જેમકે-ભકિત, શીલ, પવિત્રતા, દ્વેષ, સ્મૃતિ, મોહ, ત્યાગ, માત્સર્ય, શૌર્ય, ભય, ક્રોધ, તન્દ્રા, ઉત્સાહ, તીક્ષ્ણતા, માર્દવ, ગંભીરતા, ચંચળતા અને એવા બીજા જે ભાવો તે સત્ત્વજન્ય વિકારો છે જેનો સત્વભેદને ઉદ્દેશીને હવે પછી ઉપદેશ કરશું. મન વિવિધ પ્રકારનાં છે. તે સર્વ એક પુરુષમાં હોય છે પણ એક જ સમયે હોતાં નથી. પરંતુ જે ગુણની પ્રધાનતા હોય છે તે એક ગુણની વૃત્તિવાળુ તે કહેવાય છે. ૧૩

गर्भनी समुदायथी उत्पत्ति—

એ પ્રમાણે વિવિધ પ્રકારના આ ગર્ભકર ભાવોના સમુદાયથી આ ગર્ભ નિષ્પન્ન થાય છે—જેમ તંબુ વિવિધ દ્રવ્યોના સમુદાયથી બને છે અથવા જેમ રથનાં વિવિધ અંગોના સમુદાયથી રથ બને છે. તેથી અમે આ કહ્યું છે કે આ ગર્ભ માતૃજ, પિતૃજ, આત્મજ, સાત્મ્યજ અને રસજ છે અને મન પણ ઘટક છે; એમ ભગવાન આત્રેયે કહ્યું. ૧૪

आत्रेयनां समाधान उपर भरद्वाजे करेलो दोष—

ભરદ્વાજ બોલ્યા, 'જો ગર્ભ આ નાના પ્રકારના ગર્ભકર,

ભાવોના સમુદાયથી નિષ્પન્ન થાય છે તો એ જોડાઈને કેવી રીતે બને છે? અને જો એવું સન્ધાન થાય છે તો સમુદાયથી ઉત્પન્ન થતો તે ગર્ભ મનુષ્યરૂપે શા માટે જન્મે છે? મનુષ્ય મનુષ્યથી જન્મે છે એમ કહેવાય છે. તે બાબતમાં એ ઇષ્ટ હોય કે માણસ માણસથી ઉત્પન્ન થાય છે માટેજ મનુષ્ય સ્વરૂપે જન્મે છે. જેમ બળદથી બળદ જન્મે છે અને જેમ ઘોડાથી ઘોડો જન્મે છે. જો એમ જ હોય તો અગાઉ જે કહ્યું છે કે 'એ સમુદાયાત્મક છે' તે અયુક્ત છે. અને જો માણસ માણસથી ઉત્પન્ન થાય છે તો જડ-આંધળો-કૂબડો-મૂંગો-વામન-ગૂંગણો-વ્યંગ-ઉન્મત્ત-કુષ્ઠરોગી અને કિલાસરોગીથી ઉત્પન્ન થયેલા માણસો પોતાના માતપિતા જેવા કેમ થતા નથી?

હવે આ બાબતમાં એવી માન્યતા થતી હોય કે આત્મા પોતાનાં ચક્ષુથી રૂપોને જુએ છે, પોતાના કાનથી શબ્દો સાંભળે છે, પોતાની ઘ્રાણેન્દ્રિયથી ગન્ધ પારખે છે, રસનેન્દ્રિયથી રસોને જાણે છે સ્પર્શનેન્દ્રિયથી સ્પર્શને જાણે છે અને બુદ્ધિથી જ્ઞાતવ્ય વસ્તુને જાણે છે. આમ આ હેતુથી જડાદિથી ઉત્પન્ન થયેલાં સંતાનો માતાપિતા સદશ હોતાં નથી, તો અહીં પણ પ્રતિજ્ઞાહાનિ દોષ લાગે છે; અને એમ કહેતાં ઇન્દ્રિયો વિદ્યમાન હોતાં આત્મા જ્ઞાનવાન થાય છે અને ઇન્દ્રિયો ન રહેતાં તે અજ્ઞ થાય છે. જો આ જ્ઞત્વ અને અજ્ઞત્વ બન્ને સંભવે તો આત્મા વિકારવાન ગણાય. જો દર્શનાદિદ્વારા આત્મા વિષયોને જાણે છે તો નિરિન્દ્રિય આત્મા ચક્ષુરાદિના અભાવે અજ્ઞ ગણાય; અજ્ઞ હોવાથી તે કારણ બની શકતો નથી, અને કારણરૂપ ન હોવાથી તે 'આત્મા' નથી તો આ કથન કેવળ વાણીમાં જ વસ્તુરૂપ એટલે નિરર્થક બને છે." એમ ભરદ્વાજ બોલ્યા. ૧૫

આત્રેયે કરેલું તેનું ખંડન—

ત્યારે આત્રેયે કહ્યું, "પૂર્વે એ પ્રતિજ્ઞા કરવામાં આવી છે કે મન જીવ સાથે નિત્ય રહીને શરીર સાથે જોડાય છે. પણ સમુદાયથી ઉત્પન્ન થતો ગર્ભ જે કારણે મનુષ્યરૂપે જન્મે છે તે પણ મનુષ્ય મનુષ્યથી ઉત્પન્ન થયેલો કહેવાય છે તે હવે કહેશું. પ્રાણીઓની ચાર જાતની યોનિઓ થાય છે—જરાયુ-અંડ-સ્વેદ અને ઉદ્ભિદ. પ્રાણીઓની આકૃતિના અસંખ્ય ભેદોને લીધે તે ચારેય યોનિઓમાંથી એક એક યોનિના વળી અસંખ્ય ભેદો થાય છે. જેમ સોનું-રૂપું-તાંબું-કલઈ અને સીસાને ઓગાળીને વિવિધ પ્રકારનાં મીણની બનાવેલી આકૃતિ દ્વારા બનાવેલ માટીના બીબાંમાં રેડવાથી, તે તે રૂપની આકૃતિ થાય છે અને જ્યારે તેને મનુષ્યના બીબાંમાં નાખવામાં આવે છે ત્યારે મનુષ્ય સ્વરૂપ ઉત્પન્ન થાય છે; તેવી રીતે સમુદાયથી ઉત્પન્ન થતો ગર્ભ મનુષ્ય સ્વરૂપે જન્મે છે. આમ તે મનુષ્યયોનિનો હોવાથી મનુષ્ય મનુષ્યથી ઉત્પન્ન થયેલો કહેવાય છે. ૧૬

અને જે કહ્યું છે કે જો મનુષ્ય મનુષ્યથી ઉત્પન્ન થાય છે તો જડ આદિથી ઉત્પન્ન થયેલાં મનુષ્યો માતા-પિતાના જેવાં રૂપવાળાં કેમ થતાં નથી? તે બાબતમાં કહેવું એમ છે કે બીજમાં શરીરના જે જે અવયવોત્પાદક બીજભાગ દુષ્ટ થયેલો હોય તે તે શરીરાવયવની ગર્ભમાં વિકૃતિ થાય છે; અને બીજનો તે ભાગ દૂષિત ન હોય તો વિકૃતિ થતી નથી. તેથી અહીં બન્નેય બાબત સંગત છે. બધાં પ્રાણીની ઇન્દ્રિયો આત્મજન્ય છે; તેઓના ભાવ અને અભાવનું કારણ દૈવ છે. માટે જડ આદિથી ઉત્પન્ન થયેલાં સંતાનો માતાપિતા જેવાં હોય એમ અવશ્ય હોતું નથી. ૧૭

ઇન્દ્રિયો હોવા છતાં આત્મા 'જ્ઞ' છે એમ નથી અને ઇન્દ્રિયો ન હોતાં તે 'અજ્ઞ' છે એમ પણ નથી. આત્મા કદી પણ મનરહિત હોતો નથી, અને મન-વિશેષથી જ્ઞાનવિશેષ પ્રાપ્ત થાય છે ૧૮

એ બાબતમાં શ્લોકો છે—

ઇન્દ્રિયોના અભાવથી કર્તાને કાર્યનું જ્ઞાન પ્રવૃત્ત થતું નથી; જે ભાવોથી જે ક્રિયા થાય છે તે ભાવો વિના તે થઈ શકતી નથી. ૧૯

માટીના અભાવને લઈને જાણતાં છતાંય કુંભાર ઘટનિર્માણક્રિયામાં પ્રવૃત્ત થતો નથી.

હવે આ અધ્યાત્મજ્ઞાન સાંભળો. કારણ કે આત્મ-જ્ઞાનનું બળ મહાન છે. ૨૦

ઇન્દ્રિયો અને ચંચળ મનનો નિગ્રહ કરીને તથા અધ્યાત્મ તત્ત્વમાં પ્રવેશ કરીને, આત્મજ્ઞાનમાં સંપૂર્ણપણે સ્થિત થયેલો આત્માજ્ઞાની સર્વત્ર સમાધિજ્ઞાનવાળો થઈને સર્વભાવોનુ પરીક્ષણુ કરે છે. ૨૧-૨૨

હે ભરદ્વાજ આ અમારા બીજા નિર્ણયને ગ્રહણ કરો. જેની ઇન્દ્રિયો-વાણી અને ચેષ્ટા નિવૃત્ત થઈ છે તેવો સૂતેલો મનુષ્ય જ્યારે સ્વપ્નમાં હોય છે ત્યારે વિષયોને અને સુખદુ:ખને અનુભવે છે માટે જ તે 'અજ્ઞ' મનાયો નથી. ૨૩

આત્મજ્ઞાન સિવાય કોઈ પણ જ્ઞાન એકલું પ્રવર્તતું નથી: ભાવ એકલો કે વળી હેતુવગર હોતો નથી. ૨૪

માટે આત્મા 'જ્ઞ' છે, પ્રકૃતિ છે, દ્રષ્ટા છે અને કારણ છે. હે ભરદ્વાજ, એ સર્વનો નિર્ણય કરી દીધો છે; માટે સંશય તજી દે. ૨૫

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

ગર્ભની ઉત્પત્તિ-વૃદ્ધિ અને જન્મમાં જે હેતુ, પુનર્વસુનો જે મત, ભરદ્વાજનો જે મત, પ્રતિજ્ઞાદોષ તથા આત્માનો સ્પષ્ટ નિર્ણય-તે સર્વ 'ખુડ્ડિકા ગર્ભાવક્રાન્તિ'ને ઉદ્દેશીને પ્રકાશિત કર્યું છે. ૨૬,૨૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા તથા ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'ખુડ્ડિકા ગર્ભાવક્રાન્તશારીર' નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩

---

# અધ્યાય ચોથો

## મહતી ગર્ભાવક્રાન્તિ શારીર

મહતી ગર્ભાવક્રાન્તિ શારીરનો ઉપક્રમ—

"હવે અહીંથી 'મહતી ગર્ભાવક્રાન્તિ' નામક શારીરનું વ્યાખ્યાન કરશું.' આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

આ અધ્યાયમાં કહેવાના વિષયો—

ગર્ભ જે કારણથી ઉત્પન્ન થાય છે, જેને ગર્ભ સંજ્ઞા છે, જેનો ગર્ભ બને છે, જે ક્રમ પ્રમાણે તે ઉદરમાં નિષ્પન્ન થાય છે, જે એની વૃદ્ધિનું કારણ છે, જેનાથી એની અનુત્પત્તિ થાય છે, જન્મ પામતો ગર્ભ જે કારણથી ઉદરમાં નાશ પામે છે અને જે કારણથી સંપૂર્ણ નાશ પામ્યા વિના તે વિકૃત થાય છે તે સર્વની ક્રમશઃ વ્યાખ્યા કરશું. ૩

માતા-પિતા-આત્મા-સાત્મ્ય-રસ અને મન—એ સમ્મીલિત ભાવોથી ગર્ભ ઉત્પન્ન થાય છે. જે જે ભાવોથી ઉત્પન્ન થતા તે ગર્ભને જે જે અવયવો ઉત્પન્ન થાય છે તે માતૃજન્ય વગેરે અવયવોને પૃથક્ પૃથક્ વિભાગ પાડીને આગલા અધ્યાયમાં કહ્યા છે. ૪

શુક્ર-શોણિત અને જીવના સંયોગને ગર્ભ કહે છે—

ગર્ભાશયમાં જ્યારે શુક્ર-શોણિત અને જીવનો સંયોગ થાય ત્યારે ગર્ભસંજ્ઞા નિષ્પન્ન થાય છે. ૫

ગર્ભ પંચ મહાભૂતનો વિકાર અને ચેતનાનું અધિષ્ઠાન છે-

ગર્ભ તો ખરેખર આકાશ-વાયુ-અગ્નિ-જલ અને ભૂમિનો વિકાર છે અને ચેતનાધાતુના આશ્રયરૂપ છે. આ પ્રમાણે આ યુક્તિ અનુસાર પાંચ મહાભૂતના વિકારના સમુદાયસ્વરૂપ ગર્ભ ચેતનાના અધિષ્ઠાનરૂપ છે. તે આત્મા આ ગર્ભની છઠ્ઠી ધાતુ છે. ૬

કુક્ષિમાં ગર્ભની ઉત્પત્તિનો પ્રકાર—

જે ક્રમાનુસાર ગર્ભાશયમાં ગર્ભ નિષ્પન્ન થાય છે તેની વ્યાખ્યા કરશું. જૂનું રજ નિકળી જાય અને નવું રજ સ્થિત થાય ત્યારે જેનાં યોનિ-શોણિત અને ગર્ભાશય વિકારરહિત છે એવી, નાહીને શુદ્ધ થયેલી સ્ત્રીને ઋતુમતી કહીએ છીએ. તેવી જાતની તે સ્ત્રીની સાથે જ્યારે અવિકૃત બીજવાળો પુરુષ સંયોગ કરે છે ત્યારે તેનો હર્ષપ્રેરિત અને શરીરની ધાતુરૂપ ઉત્કૃષ્ટ સાર શુક્રસ્વરૂપે અંગે અંગમાંથી ઉત્પન્ન થાય છે. તેવી રીતે હર્ષપૂર્ણ આત્માથી પ્રેરિત અને અધિષ્ઠિત તે બીજ'

ધાતુ પુરુષના શરીરમાંથી બહાર નીકળીને ઉચિત માર્ગદ્વારા ગર્ભાશયમાં પ્રવેશીને આર્તવ સાથે સંયુક્ત થાય છે.

ગર્ભમાં ભૂત ગ્રહણ કરવાનો ક્રમ—

તેમાં પ્રથમ મનરૂપી કરણથી યુક્ત બનીને તે આત્મા ગુણ (ભૂત) ગ્રહણ માટે પ્રવૃત્ત થાય છે તે આત્મા હેતુ-કારણ-નિમિત્ત-અક્ષર-કર્તા-મનનશીલ-જ્ઞાતા-બોદ્ધા-દ્રષ્ટા-ધાતા-બ્રહ્મા-વિશ્વકર્મા-વિશ્વરૂપ-પુરુષ-પ્રભવ-અવ્યય-નિત્ય-ગુણી-ગ્રહણ-પ્રધાન-અવ્યક્ત-જીવ-જ્ઞ-પુદ્‌ગલ-ચેતનાવાન-વિભુ-ભૂતાત્મા-ઇન્દ્રિયાત્મા અને અન્તરાત્મા છે. તે ચેતના-ધાતુ ગુણગ્રહણ સમયે બીજાં વાયુ આદિ ભૂતોમાંથી પ્રથમ આકાશનું ગ્રહણ કરે છે. જેમ પ્રલયના અન્તે ભૂતોને સર્જવાની ઇચ્છાવાળો અવિનાશી આત્મા મનરૂપી ઉપાદાન યુક્ત થઈને, પ્રથમ આકાશને સર્જે છે; ત્યાર પછી ક્રમશઃ સ્પષ્ટ ગુણવાળાં વાયુ આદિ ચાર ભૂતોને રચે છે, તેવી જ રીતે શરીર ગ્રહણ કરવામાં પ્રવૃત્ત થયેલ આત્મા પ્રથમ આકાશને ગ્રહે છે; ત્યારપછી સ્પષ્ટ ગુણવાળા વાયુ આદિ ચાર ભૂતોને ક્રમશઃ ગ્રહણ કરે છે. આ સર્વ ગુણોનું ગ્રહણ અતિ અલ્પ કાળમાં થાય છે. ૮

પહેલા માસમાં ગર્ભનું સ્વરૂપ—

તે સર્વ ગુણયુક્ત, ગર્ભભાવને પામેલો, પ્રથમ માસમાં સારી રીતે મિશ્રિત થયેલો, સર્વ ધાતુઓથી કલુષિત થયેલો, શ્લેષ્મ જેવો, અસ્પષ્ટ શરીરવાળો અને વિદ્યમાન તથા અવિદ્યમાન અંગ અને અવયવવાળો થાય છે. ૯

બીજા માસમાં ગર્ભનું સ્વરૂપ—

બીજે માસે તે ઘન બને છે અને પિંડ, પેશી કે અર્બુદ આકૃતિનો થાય છે. તેમાં ઘન પિંડ હોય તો પુરુષ, પેશી હોય તો સ્ત્રી અને અર્બુદ હોય તો નપુંસક ગર્ભ થાય છે. ૧૦

ત્રીજા માસમાં ગર્ભનું સ્વરૂપ—

ત્રીજે મહિને એકી સાથે સર્વ ઇન્દ્રિયો અને સર્વ અંગ તથા અવયવો ઉત્પન્ન થાય છે. ૧૧

ગર્ભમાં પંચ મહાભૂતના ભાવો—

તેમાં માતૃજાદિ અવયવોનો યથાવત્ વિભાગ કરીને આ ગર્ભનાં કેટલાંક અંગ અને અવયવો પૂર્વ અધ્યાયમાં કહ્યાં છે. પણ હવે પંચ મહાભૂતના વિકારના વિભાગ અનુસાર, તેનાં કેટલાંક અંગ અને અવયવો નામાન્તરથી અને બીજાં પણ હવે કહીશું. આના માતૃજાદિ ભાવો પણ મહાભૂતના જ વિકાર છે. તેમાં શબ્દ-શ્રોત્ર-લઘુતા-સૂક્ષ્મતા અને વિચ્છેદ એ તેના આકાશાત્મક વિકારો છે; સ્પર્શ-સ્પર્શનેન્દ્રિય-રૂક્ષતા-પ્રેરણા-ધાતુરચના અને શરીરની ચેષ્ટાઓ એ વાયુના વિકાર છે; રૂપ-દર્શન-દીપ્તિ-પરિપાક અને ઉષ્ણતા એ અગ્નિના વિકાર છે; રસ-રસના-શીતતા-મૃદુતા-સ્નેહ અને ક્લેદ એ જલના વિકાર છે; ગન્ધ-ઘ્રાણ-ગૌરવ-સ્થિરતા અને કઠિનતા એ પૃથિવીના વિકાર છે. ૧૨

લોક-પુરુષની તુલ્યતા—

આ પ્રમાણે આ પુરુષ લોકતુલ્ય છે. લોકમાં જેટલા મૂર્તિમાન ભાવવિશેષો છે તેટલા પુરુષમાં છે અને જેટલા પુરુષમાં છે તેટલા લોકમાં છે. બુદ્ધિમાન પુરુષો એમ જોવાને ઇચ્છે છે. ૧૩

ગર્ભમાં ઇન્દ્રિયો-અંગો અને અવયવો એકી વખતે ઉત્પન્ન થાય છે; જન્મ્યા પછી ઉત્પન્ન થનારા ભાવો—

આમ જે ભાવો એના જન્મ્યા પછી ઉત્પન્ન થાય છે તે ભાવો સિવાય આ ગર્ભનાં ઇન્દ્રિયો અને અંગ તથા અવયવો એક સાથે ઉત્પન્ન થાય છે. તે જેમકે-દાંત, વ્યંજન એટલે દાઢી-મૂછ-સ્તન, ગુહ્યાંગ, વ્યક્તીભાવ એટલે શુક્ર-રજનો આવિર્ભાવ અને તેના જેવા બીજા બુધ્ધ્યાદિ ભાવો-આ પ્રકૃતિ છે; અને એનાથી વિપરીત તે વિકૃતિ છે. આ ગર્ભમાં ખરેખર કેટલાક નિત્યભાવો છે અને કેટલાક અનિત્ય ભાવો છે.

સ્ત્રીપુરુષના વિશેષ ભાવો—

તેનાં જે જે અંગો અને અવયવો સ્થાયી રહે છે તેઓ જ સ્ત્રીલિંગ, પુરુષલિંગ કે નપુંસકલિંગ ધારણ કરે છે. તેમાં સ્ત્રીપુરુષના પ્રધાન અને ગૌણ જે પરસ્પર ભિન્ન ભાવો છે તેમાંથી જેની અધિકતા હોય તે પ્રમાણે એમાંથી એક થાય એમ જાણવું જોઈએ. તે જેમકે-

ક્લૈબ્ય, ભીરુતા, અકૌશલ્ય, મોહ, ચિત્તચાંચલ્ય, નીચેના ભાગની ગુરુતા, અસહિષ્ણુતા, શિથિલતા, મૃદુતા, ગર્ભાશયનો બીજભાગ અને એના જેવા બીજા સ્ત્રીકર ભાવો થાય છે. આથી વિપરીત પુરુષકર ભાવો છે. સ્ત્રી-પુરુષ બન્ને ભાગના અવયવોવાળા નપુંસકકર ભાવો છે. ૧૪

ઇન્દ્રિયોની ઉત્પત્તિ સમયે જ ગર્ભના ચિત્તમાં ચેતનાનો પ્રાદુર્ભાવ—

તેને જે સમયે ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે તે જ સમયે એના ચિત્તમાં વેદના એટલે સુખદુઃખના જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે.

ત્રીજે મહિને દોહદની ઉત્પત્તિ; તેની અવગણનાથી દોષો થાય છે—

તેથી ત્યારથી માંડીને ગર્ભ ફરકવા લાગે છે અને પૂર્વજન્મમાં અનુભવેલું જે કંઈ ઇન્દ્રિયોના વિષયો હોય તેની અભિલાષા કરે છે, તેને વૃદ્ધો દોહદ એટલે બે હૃદયથી ઉત્પન્ન થયેલ કહે છે. એનું માતૃજન્ય હૃદય રસવાહી નાડીઓ દ્વારા માતાના હૃદય સાથે જોડાયેલું રહે છે. તેથી તે બન્ને–માતા અને ગર્ભની ઇચ્છાઓ તે રસવાહિની નાડીઓ દ્વારા બન્ને હૃદયમાં પરસ્પર આવાગમન કરે છે. અને તે જ કારણને લક્ષમાં રાખીને ગર્ભને અપ્રાપ્ત દોહદવાળો રાખવાને લોકો ઇચ્છતા નથી. કારણ કે ગર્ભાવસ્થાની ઇચ્છા પૂરી ન થતાં એ ગર્ભનો વિનાશ થાય છે અથવા તો વિકૃતિ થાય છે; કારણ કે એ વખતે માતા કેટલાક વિષયોમાં ગર્ભની સાથે સમાન યોગક્ષેમવાળી હોય છે. તેથી કુશળ વૈદ્યો પ્રિય અને હિતકર આહારવિહારથી ગર્ભિણીના ખાસ કરીને ઉપચાર કરે છે. ૧૫

ગર્ભિણીનાં લક્ષણો—

તેની ગર્ભસ્થિતિ અને દોહદ અવસ્થાનાં જ્ઞાન માટે સંક્ષેપમાં લક્ષણોનો ઉપદેશ કરશું. એનું જ્ઞાન થતાં ઉપચારો સાધી શકાય છે, અને તે જ્ઞાન લક્ષણોથી થાય છે. માટે લક્ષણોનો ઉપદેશ આવશ્યક છે. તે જેમકે–આર્તવ ન દેખાવું, મોઢામાંથી લાળ સરવી, અન્નની અનિચ્છા, મોળ, અરુચિ, ખાટા પદાર્થોની વિશેષ ઇચ્છા, વિવિધ પ્રકારના ભાવોમાં ઇચ્છા થવી, અંગોનું ભારેપણું, આંખોમાં ગ્લાનિ, સ્તનોમાં દૂધ, હોઠ અને સ્તનમંડલ ઉપર વિશેષ પ્રમાણમાં કાળાશ, પગે થોથર, રૂંવાડાં ઊભાં થવાં અને યોનિનું વિવૃતત્વ–એ ગર્ભસ્થિતિનાં લક્ષણો છે. ૧૬

ગર્ભને હાનિકારક ભાવો સિવાય ગર્ભિણી જે ઇચ્છે તે આપવું જોઈએ—

તે ગર્ભિણી જે જે ઇચ્છે તે તે ગર્ભહાનિકારક ભાવો સિવાય, તેને દેવું જોઈએ. ૧૭

ગર્ભને હાનિ કરનારા ભાવો—

ગર્ભને હાનિ કરનારા આટલા ભાવો છે. જેમકે–અતિગુરુ, અતિઉષ્ણ અને અતિતીક્ષ્ણ સર્વ અન્નપાન અને દારુણ ચેષ્ટાઓ. વળી આ બીજા ભાવોનો પણ વૃદ્ધો ઉપદેશ કરે છે–દેવતાઓના અને રાક્ષસોના અનુચરોથી રક્ષણ કરવા માટે રાતાં વસ્ત્રો ધારણ ન કરવાં, મદકારી મદ્યોનું સેવન ન કરવું, વાહનો પર સવારી ન કરવી, માંસ ખાવું નહિ, સર્વ ઇન્દ્રિયોને પ્રતિકૂળ ભાવોને દૂરથી જ તજી દેવાઈ અને ડોશીઓ પણ જે બીજું કં જાણે છે તે પ્રમાણે વર્તન કરવું. ૧૮

દોહદ તીવ્ર હોય તો અહિત વસ્તુ પણ હિતકર સાથે મેળવીને દેવી જોઈએ—

વળી દોહદ ખરેખર તીવ્ર હોય તો પ્રાર્થના પૂરી કરવા માટે અહિત વસ્તુ પણ હિતકર વસ્તુ સાથે મેળવીને ખુશીથી દેવી.

ઇચ્છા રોકવાથી થતા દોષો—

કારણ કે ઇચ્છા રોકવાથી વાયુ પ્રકોપ પામીને શરીરની અંદર સંચાર કરતો કરતો ઉત્પન્ન થતા ગર્ભનો નાશ કરે છે કે તેનામાં વિકૃતિ કરે છે. ૧૯

ચોથે મહિને ગર્ભનું સ્વરૂપ—

ચોથે મહિને ગર્ભ સ્થિરતા પ્રાપ્ત કરે છે; તેથી ત્યારે ગર્ભિણી વિશેષ કરીને અધિક ભારયુક્ત શરીરવાળી બને છે. ૨૦

પાંચમે મહિને ગર્ભનું સ્વરૂપ—

પાંચમે મહિને ગર્ભમાં માંસ અને શોણિતની વૃદ્ધિ બીજા મહિનાઓ કરતાં અધિક થાય છે. તેથી ત્યારે ગર્ભિણી વિશેષ પ્રમાણમાં કૃશ થઈ જાય છે. ૨૧

છઠ્ઠે મહિને ગર્ભનું સ્વરૂપ—

છઠ્ઠે મહિને ગર્ભનાં બલ અને વર્ણની પુષ્ટિ બીજા મહિનાઓ કરતાં અધિક થાય છે. તેથી એ સમયે ગર્ભિણીને વિશેષ કરીને બલ અને વર્ણની હાનિ થાય છે. ૨૨

સાતમે મહિને ગર્ભનું સ્વરૂપ—

સાતમે મહિને ગર્ભ સર્વ ભાવોથી વૃદ્ધિ પામે છે; તેથી તે સમયે ગર્ભિણી સર્વાંગે થાકી જાય છે. ૨૩

આઠમે મહિને ગર્ભ અને માતા પરસ્પર ઓજનું ગ્રહણ કરે છે—

અને આઠમે મહિને રસવાહિની શિરાઓ દ્વારા, ગર્ભની સંપૂર્ણતા ન હોવાને લીધે, ગર્ભ માતામાંથી અને માતા ગર્ભમાંથી વારંવાર પરસ્પર ઓજસ ગ્રહણ કરે છે; તેથી ત્યારે ગર્ભિણી કેટલીકવાર આનંદયુક્ત બને છે અને કેટલીક વાર મ્લાન બને છે, તે પ્રમાણે ગર્ભ પણ મુદિત કે મ્લાન બને છે. તેથી તે સમયે ઓજસની અસ્થિરતાને લઈ ગર્ભનો જન્મ દોષયુક્ત બને છે. તે બાબતને લક્ષમાં લઈ કુશળ વૈદ્યો 'આઠમો મહિનો ગણવા યોગ્ય નથી,' એમ કહે છે. ૨૪

પ્રસવકાળ—

તે આઠમા મહિનાને વ્યતીત થયાને એક દિવસથી માંડી નવમા માસને લઈ, દશમા માસ પર્યન્ત, પ્રસવ-કાલ છે એમ કહે છે. આટલો પ્રસૂતિ થવાનો કાળ છે. એ પછીથી ગર્ભનું ગર્ભાશયમાં રહેવું એ વિકારવાળું છે. ૨૫

પ્રકરણનો ઉપસંહાર—

આમ આ ક્રમાનુસાર ગર્ભ ઉદરમાં નિષ્પન્ન થાય છે. ૨૬

કુક્ષિમાં ગર્ભની વૃદ્ધિનું કારણ—

માતા આદિ ગર્ભકર ભાવોની સંપત્તિથી તથા માતાના આચરણની ઉત્તમતાથી, માતાથી મળતા ઉપસ્નેહ અને ઉપસ્વેદથી, કાળક્રમે પરિપાક પામવાથી અને સ્વાભાવિક વૃદ્ધિ થવાથી, ગર્ભ ઉદરમાં વૃદ્ધિ પામે છે. ૨૭

ગર્ભ ન જન્મવાનું કારણ—

વળી માતા આદિ ગર્ભકર ભાવોની દૂષિતતાને કારણે તેની ઉત્પત્તિ થતી નથી. ૨૮

ગર્ભની વ્યાપત્તિનું કારણ—

અને ઉદરમાં એની વૃદ્ધિના હેતુથી જે ભાવો કહ્યા છે તેઓની વિપરીતતાથી તે ઉદરમાં જ વિનાશ પામે છે અથવા તો તરતમાં જ તેનો પ્રસવ થઈ જાય છે. ૨૯

બીજ-દોષ વગેરેથી ઉત્પન્ન થતી ગર્ભની વિકૃતિ—

જે કારણે વળી ગર્ભ સંપૂર્ણપણે નાશ ન પામતાં વિકૃતિ પામે છે તેની હવે વ્યાખ્યા કરશું. દોષોને પ્રકુપિત કરનાર વસ્તુઓનું સેવન કરનાર સ્ત્રીના દોષો જ્યારે પ્રકોપ પામીને શરીરમાં ફેલાતા ફેલાતા, શોણિત અને ગર્ભાશયમાં પહોંચે છે તથા શોણિત અને ગર્ભાશયને પૂર્ણપણે દૂષિત કરતા નથી ત્યારે એ સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. પણ ત્યારે તે ગર્ભના માતૃજન્ય અવયવોમાંનો કોઈ એક અવયવ અથવા અનેક અવયવો વિકૃતિ પામે છે. જે જે અવયવના બીજમાં કે બીજભાગમાં દોષો પ્રકોપ પામે છે તે તે અવયવમાં વિકૃતિ પેસે છે. જ્યારે એ સ્ત્રીના શોણિતમાં ગર્ભાશયોત્પાદક બીજભાગ દૂષિત થાય છે ત્યારે તે બીજ વન્ધ્યાને ઉત્પન્ન કરે . વળી જ્યારે એના શોણિતમાં ગર્ભાશયોત્પાદક ભાગનો અંશ દૂષિત થાય ત્યારે પૂતિપ્રજાવાળી વિકૃતિ ઉત્પન્ન થાય છે; તેનાં છોકરાંઓ મરી જાય છે. વળી જ્યારે ગર્ભાશયોત્પાદક ભાગનો એક અંશ અને સ્ત્રીકર શરીરોત્પાદક ભાગનું એક સ્થળ દૂષિત થાય ત્યારે સ્ત્રી ન હોવા છતાં, મોટે ભાગે સ્ત્રીને મળતી આકૃતિવાળી 'વાર્તા'

નામની વિકૃતિને ઉત્પન્ન કરે છે. તેને સ્ત્રીવ્યાપદ કહે છે. ૩૦

એ જ પ્રમાણે જ્યારે પુરુષના બીજમાં બીજભાગ (પ્રજનનભાગ) દૂષિત થાય છે ત્યારે બીજ વન્ધ્યપુરુષ ઉત્પન્ન કરે છે. જ્યારે વળી એના બીજમાં બીજભાગનો અવયવ દૂષિત થાય છે ત્યારે પૂતિપ્રજાવાળો પુરુષ ઉત્પન્ન કરે છે. વળી જ્યારે એના બીજમાં બીજભાગનો અંશ તથા પુરુષકર શરીરના ઉત્પાદક ભાગનો એક દેશ દૂષિત થાય ત્યારે પુરુષ ન હોવા છતાં મોટે ભાગે પુરુષને મળતી આકૃતિવાળા 'તૃણપુત્રિક' નામના નપુંસકને ઉત્પન્ન કરે છે. તેને પુરુષવ્યાપદ કહે છે. ૩૧

માતૃજન્ય અને પિતૃજન્ય અવયવોની વિકૃતિના આ વ્યાખ્યાનથી સાત્મ્યજ-રસજ અને સત્વજ અવયવોની વિકૃતિની પણ વ્યાખ્યા થઈ જાય છે. ૩૨

આત્મા નિર્વિકાર છે—

વળી પરમાત્મા નિર્વિકાર છે; સર્વ પ્રાણીમાત્રમાં તે તુલ્યપણે રહેલો છે; પણ મન અને શરીરની ભિન્નતાને લઈ તે ભિન્ન હોય તેમ પ્રતીત થાય છે. ૩૩

શારીર અને માનસ દોષો—

તેમાં શરીરના ત્રણ દોષો છે-વાત-પિત્ત અને શ્લેષ્મ. તેઓ શરીરને દૂષિત કરે છે. વળી મનના દોષો બે છે-રજસ અને તમસ. તે બન્ને મનને દૂષિત કરે છે; દૂષિત થયેલાં તે મન અને શરીરથી વિકૃતિ ઉત્પન્ન થાય છે. દૂષિત ન થયાં હોય તો વિકૃતિ થતી નથી. ૩૪

શરીરના ભેદો—

તેમાં યોનિભેદ પ્રમાણે ચાર પ્રકારનું શરીર પૂર્વે કહ્યું છે. ૩૫

મનના ભેદો—

મન ખરેખર ત્રણ પ્રકારનું છેઃ- શુદ્ધ-રાજસ અને તામસ; તેમાં શુદ્ધ મનને કલ્યાણનો અંશ હોવાને લીધે દોષરહિત કહેલ છે. રોષનો ભાગ હોવાથી રાજસ મનને સદોષ કહેલ છે અને મોહનો અંશ હોવાથી તામસ મનને પણ દોષયુકત કહેલ છે. પણ તર અને તમના યોગ એટલે ઊનાધિક પરસ્પર સંયોગ અનુસાર શરીર અને યોનિઓના ભેદ પ્રમાણે અને શરીર તથા મનની પરસ્પર અનુરૂપતા પ્રમાણે, તે ત્રણે ય મનમાંના દરેકના ભેદપ્રકાર અસંખ્ય બને છે; કારણ કે શરીર મનને અનુરૂપ બને છે અને મન શરીરને અનુરૂપ બને છે. તેથી ઉદાહરણ માટે મનના કેટલાક ભેદોની હવે સદશતા બતાવીને વ્યાખ્યા કરશું. ૩૬

ब्राह्मसत्त्वनुं लक्षण—

તે જેમકે-પવિત્ર, સત્યપ્રતિજ્ઞ, જિતાત્મા, સંપત્તિ વગેરેનો ઉચિત વિભાગ કરનાર, જ્ઞાન-વિજ્ઞાન-વચન અને પ્રતિવચનની સંપત્તિવાળો, સ્મૃતિમાન, કામ-ક્રોધ-લોભ-માન-મોહ-ઈર્ષ્યા-અહર્ષ અને અમર્ષ એટલે અસહિષ્ણુતાથી રહિત તથા સર્વ પ્રાણી પર સમદૃષ્ટિવાળા પુરુષને બ્રાહ્મ જાણવો. (૧)

आर्षसत्त्वनुं लक्षण—

યજ્ઞ-અધ્યયન-વ્રત-હોમ અને બ્રહ્મચર્યમાં તત્પર, અતિથિપૂજક, જેનાં મદ-માન-રાગ-દ્વેષ-મોહ-લોભ અને રોષ શાંત થયાં છે તેવા પ્રતિભા-વચન-વિજ્ઞાન અને ઉપધારણશકિત એટલે મેધાથી સંપન્ન પુરુષને આર્ષ જાણવો. (૨)

ऐन्द्रसत्त्वनुं लक्षण—

ઐશ્વર્યયુકત, ગ્રહણ કરવા યોગ્ય વચનવાળા, યજ્ઞાદિક કરનાર, શૂર, ઓજસ્વી, તેજસ્વી, અનિન્દિત કર્મ કરનાર, દીર્ઘદર્શી તથા ધર્મ-અર્થ અને કામમાં પ્રીતિવાળા પુરુષને ઐન્દ્ર જાણવો. (૩)

याम्यसत्त्वनुं लक्षण—

કર્તવ્યાકર્તવ્યની મર્યાદાવાળાં આચરણવાળા, યુકત કર્મ કરનાર, જેના પર આક્રમણ ન થઈ શકે તેવા, આરંભકારી, સ્મૃતિમાન, ઐશ્વર્ય પ્રાપ્ત કરનાર અને રાગ-ઈર્ષ્યા-દ્વેષ તથા મોહ રહિત પુરુષને યામ્ય જાણવો. (૪)

વારુણસત્ત્વનું લક્ષણ—

શૂરવીર, ધીર, પવિત્ર, અપવિત્રનો દ્વેષ કરનાર, યજ્ઞાદિક કરનાર, જલવિહારમાં પ્રીતિવાળા, અનિન્દિત કર્મ કરનાર અને યોગ્ય સ્થળે કોપ અને પ્રસન્નતા કરનાર પુરુષને વારુણ જાણવો. (૫)

કૌબેરસત્ત્વનું લક્ષણ—

સ્થાન-માન-ઉપભોગ અને પરિવારથી સંપન્ન, ધર્મ-અર્થ અને કામમાં નિત્ય તત્પર, પવિત્ર, સુખપૂર્વક વિહાર કરનાર, સ્પષ્ટ કોપ અને પ્રસન્નતાવાળા પુરુષને કૌબેર જાણવો. (૬)

ગાન્ધર્વસત્ત્વનું લક્ષણ—

પ્રિય લાગે તેવાં નૃત્ય-ગીત-વાદિત્ર-સ્તોત્ર-શ્લોક-આખ્યાયિકા-ઇતિહાસ અને પુરાણોમાં કુશળ, ગંધ-માલા-અનુલેપન-વસ્ત્રધારણ-સ્ત્રી અને વિહારની નિત્ય કામનાવાળા તથા અસૂયારહિત પુરુષને ગાન્ધર્વ જાણવો. (૭)

શુદ્ધસત્ત્વમાં બ્રાહ્મસત્ત્વ અત્યંત શુદ્ધ છે—

આ પ્રમાણે કલ્યાણના અંશયુક્ત હોવાથી શુદ્ધ મનના સાત પ્રકારના ભેદ જાણવા. આ કલ્યાણભાગનો સમ્યગ્ યોગ થવાથી બ્રાહ્મ અત્યંત શુદ્ધ જાણવું. ૩૭

આસુરસત્ત્વનું લક્ષણ—

શૂરવીર, તીવ્ર ક્રોધયુક્ત, અસૂયક, ઐશ્વર્યયુક્ત, છળ-કપટયુક્ત, રૌદ્ર, નિર્દય અને આત્મપૂજક પુરુષને આસુર જાણવો. (૧)

રાક્ષસસત્ત્વનું લક્ષણ—

અસહિષ્ણુ, દીર્ઘક્રોધી, છિદ્રપ્રહારી, ક્રૂર, આહારમાં અતિરુચિવાળા, માંસ જેને સૌથી પ્રિય છે એવા, બહુ નિદ્રા અને પરિશ્રમ કરનાર તથા ઈર્ષ્યાખોર પુરુષને રાક્ષસ જાણવો. (૨)

પૈશાચસત્ત્વનું લક્ષણ—

બહુ ખાનાર, સ્ત્રીવશ, સ્ત્રી સાથે એકાંતમાં રહેવાની ઇચ્છાવાળા, અપવિત્ર, પવિત્રતાદ્વેષી, ભીરુ, બીવડાવનાર અને વિકૃત આહારવિહારના અભ્યાસી પુરુષને પૈશાચ જાણવો. (૩)

સાર્પસત્ત્વનું લક્ષણ—

ગુસ્સે થાય ત્યારે શૂરવીર, ગુસ્સે ન થાય ત્યારે ડરપોક, તીક્ષ્ણ, બહુ પરિશ્રમ કરનાર, બીતાં બીતાં વિષય સેવન કરનાર અને આહારવિહારમાં મગ્ન રહેનાર પુરુષને સાર્પ જાણવો. (૪)

પ્રૈતસત્ત્વનું લક્ષણ—

આહારની કામનાવાળો, જેનાં શીલ-આચાર અને ઉપચાર અતિદુઃખદાયક છે તેવા, અસૂયક, સંપત્તિ વગેરેનો વિભાગ ન કરનાર, અતિશય લોલુપતાવાળા અને અકર્મ-શીલ પુરુષને પ્રૈત જાણવો. (૫)

શાકુનસત્ત્વનું લક્ષણ—

સતતકામી, નિરંતર આહારવિહારમાં મગ્ન, અસ્થિર મતિવાળા, અસહિષ્ણુ અને સંચય ન કરનાર પુરુષને શાકુન જાણવો. (૬)

આ છ સત્ત્વો રાજસ છે—

આ પ્રમાણે રોષના અંશથી યુક્ત હોવાથી રાજસ મનના ખરેખર ૭ પ્રકારના ભેદ જાણવા. ૩૮

પાશવસત્ત્વનું લક્ષણ—

અનાદર કરનાર, મેધારહિત, નિન્દિત આચાર અને આહારવાળા, મૈથુનપરાયણ અને નિદ્રાશીલ પુરુષને પાશવ જાણવો. (૧)

માત્સ્યસત્ત્વનું લક્ષણ—

ભીરુ, અબુધ, આહારલોભી, અસ્થિર મતિવાળા, સતત કામ અને ક્રોધવાળા, ગમનશીલ અને જલની કામનાવાળા પુરુષને માત્સ્ય જાણવો. (૨)

वानरपत्यसत्त्वनुं लक्षण—

આળસુ, આહારમાંજ કેવળ આસકત અને સર્વ જ્ઞાનથી રહિત પુરુષને વાનરપત્ય જાણવો. (૩)

आ त्रण तामस छे—

આ પ્રમાણે મોહના અંશથી યુકત હોવાથી, તામસ મનના ત્રણ પ્રકારના ભેદ જાણવા. ૩૯

सत्त्वभेदनो उपसंहार—

આમ અગણિત ભેદવાળાં ત્રણે મનના ભેદના એક ભાગની વ્યાખ્યા કરી. બ્રહ્મ-ઋષિ-ઇન્દ્ર-યમ-વરુણ-કુબેર અને ગન્ધર્વનાં મનના અનુકરણ પ્રમાણે શુદ્ધ મનના સાત પ્રકારના ભેદ, દૈત્ય-પિશાચ-રાક્ષસ-સર્પ-પ્રેત અને શકુનિનાં મનના અનુકરણ પ્રમાણે રાજસ મનના છ પ્રકારના ભેદ, પશુ-મત્સ્ય અને વનસ્પતિના મનના અનુકરણ પ્રમાણે તામસ મનના ત્રણ પ્રકારના ભેદ તથા સત્ત્વ પ્રમાણે ઉપચાર કેવી રીતે થાય. એ પ્રમાણે સત્ત્વભેદોનું વ્યાખ્યાન કર્યું. ૪૦

ગર્ભાવક્રાન્તિ માટે યોજેલો આ આખો વિષય ઉદ્દેશ ક્રમાનુસાર બતાવ્યો છે. આ વિષયનું જ્ઞાન થતાં ગર્ભકર ભાવોનું પ્રયોજન અને અનુષ્ઠાન તથા વિનાશક ભાવોનો પરિત્યાગ થઈ શકે છે. ૪૧

अध्यायार्थसंग्रह—

**તે બાબતમાં ઉપસંહારના શ્લોકો**

ગર્ભનાં નિમિત્ત, આત્મા, પ્રકૃતિ, ઉદરમાં ક્રમશઃ વૃદ્ધિ અને વૃદ્ધિનો હેતુ–એ પાંચ ભાવ શુભ કહેવાય છે. ૪૨

અનુત્પત્તિમાં, વિનાશમાં અને વિકૃતિમાં જે હેતુઓ છે એ ત્રણ અશુભ ભાવોને ગર્ભનાશક કહ્યા છે. ૪૩

જે વૈદ્ય, શુભ અને અશુભ કહેવાતા આ આઠ ભાવોને બધાયને સર્વથા જાણે છે તે, રાજાને ત્યાં ગર્ભ-પ્રાપ્તિના ઉપાય કરવાને યોગ્ય છે. ૪૪

આ પ્રમાણે ગર્ભપ્રાપ્તિના ઉપાયો તથા જે ગર્ભનાશક ભાવો કહ્યા છે તે સર્વે જાણવા માટે તે ઉદાર બુદ્ધિવાળો જ યોગ્ય છે. ૪૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'મહતી ગર્ભાવક્રાન્તિ શારીર' નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

## અધ્યાય પાંચમો
## પુરુષવિચય શારીર

पुरुषविचय शारीरनो उपक्रम—

"હવે અહીંથી 'પુરુષવિચય' શારીરનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે કહેલું છે. ૧,૨

पुरुष लोक सदृश छे—

'આ પુરુષ લોક સદૃશ છે' એમ ભગવાન પુનર્વસુ આત્રેયે કહ્યું. જેટલા મૂર્તિમાન ભાવો લોકમાં છે તેટલા પુરુષમાં છે અને જેટલા પુરુષમાં છે તેટલા લોકમાં છે. આમ બોલતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'આટલા જ વાકયથી કહેલા વાકયાર્થને અમે સમજી શકતા નથી. તેથી એનાથી વધારે વિસ્તારથી આપના વડે બુદ્ધિપૂર્વક તેનું વ્યાખ્યાન થતું સાંભળવાની અમે ઇચ્છા રાખીએ છીએ.' ૩

उक्त अर्थनुं विस्तारथी व्याख्यान—

ભગવાન આત્રેયે તેને કહ્યું, 'લોકના અવયવના ભેદ અગણિત છે તેમ જ પુરુષના અવયવના ભેદ પણ અગણિત છે. સમાનતાને અનુલક્ષીને તેમાંના કેટલાક ભાવોને સ્થૂલતા પ્રમાણે ઉદાહરણ તરીકે આપશું. સમ્યગ્ રીતે વર્ણવાતાં તેઓને હે, અગ્નિવેશ! એક ચિત્ત બની સાંભળ. ભેળી થયેલી છ ધાતુઓ 'પુરુષ' કહેવાય છે. તે જેમકે–પૃથ્વી-જલ-તેજ-વાયુ-આકાશ અને અવ્યકત બ્રહ્મ; આ જ છ ધાતુઓ ભેગી મળીને 'પુરુષ' નામ પ્રાપ્ત કરે છે. ૪

પૃથિવી તે પુરુષની કઠિનતા છે, જલ ક્લિન્નતા છે, તેજ ઉષ્ણતા છે, વાયુ પ્રાણ છે, આકાશ છિદ્રસમૂહ છે

અને બ્રહ્મ અન્તરાત્મા છે. જે પ્રમાણે ખરેખર બ્રહ્મની વિભૂતિ લોકમાં છે તેવી રીતે અન્તરાત્માની વિભૂતિ વળી પુરુષમાં છે; જેમ લોકમાં બ્રહ્મની વિભૂતિ પ્રજાપતિ છે તેમ પુરુષમાં અન્તરાત્માની વિભૂતિ મન છે. વળી લોકમાં જે ઇન્દ્ર છે તે પુરુષમાં અહંકાર છે. આદિત્ય વળી આદાન એટલે રસગ્રહણશક્તિ, રુદ્ર રોષ, ચંદ્ર પ્રસન્નતા, વસુ એ સુખ, અશ્વિનીકુમારો કાન્તિ, મરુદ્‌ગણ ઉત્સાહ, વિશ્વેદેવો સર્વ ઇન્દ્રિયો તથા સર્વ ઇન્દ્રિયોના વિષયો, અંધકાર મોહ, જ્યોતિ જ્ઞાન; જે પ્રમાણે લોકનો સૃષ્ટિનો પ્રારંભ તે પ્રમાણે પુરુષને ગર્ભાધાન. જેવો સતયુગ તેવું બાળપણ, જેવો ત્રેતા તેવું યૌવન, જેવો દ્વાપર તેવું વાર્ધક્ય, જેવો કળીયુગ તેવી આતુર અવસ્થા અને જેવો યુગોનો અન્ત તેવું મરણ. આ પ્રમાણે, હે અગ્નિવેશ ! ન કહ્યા હોય તેવા પણ, લોક અને પુરુષના અવયવોના ભેદોને આ અનુમાનથી સામાન્ય જાણવા. ૫

લોક અને પુરુષની સમાનતાના ઉપદેશનું પ્રયોજન—

એમ કહેતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'લોક અને પુરુષની સમાનતા જે પ્રમાણે આપે કહી તે સર્વ એમ જ અપવાદરહિત છે; પણ આ સમાનતાના ઉપદેશનું પ્રયોજન શું છે ? ૬

ત્યારે ભગવાને કહ્યું, 'સાંભળો, અગ્નિવેશ ! સર્વલોકને પોતામાં અને પોતાને સર્વ લોકમાં જોનારને સત્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે. સર્વ લોકને પોતાનામાં જોનારને પોતે જ સુખદુઃખનો કર્તા છે, બીજો કોઈ નહિ એવી સત્ય બુદ્ધિ થાય છે, અને કર્માધીનપણાને લઈ, હેતુ આદિથી યુક્ત સર્વ લોક એ હું છું એમ જાણીને, મોક્ષને માટે જ્ઞાન પહેલાં ઉત્પન્ન કરવામાં આવે છે. તેમાં લોક શબ્દને સંયોગની અપેક્ષા રહે છે. સામાન્યપણે છ ધાતુઓનો સમુદાય એ સર્વલોક છે. ૭

તે લોકને હેતુ, ઉત્પત્તિ, વૃદ્ધિ, ઉપપ્લવ અને વિયોગ હોય છે. તેમાં હેતુ એટલે ઉત્પત્તિનું કારણ, ઉત્પત્તિ એટલે જન્મ, વૃદ્ધિ એટલે વધ્યે જવું, ઉપપ્લવ એટલે દુઃખનું આવવું અને વિયોગ એટલે છયે ધાતુઓનો વિભાગઃ તે જીવાપગમ એટલે જીવ જવો એ છે, પ્રાણ નિરોધ એટલે મૃત્યુ છે, તે ભંગ છે, તે લોકસ્વભાવ છે, સર્વ દુઃખોની પ્રવૃત્તિ તેનું મૂળ છે અને સર્વ દુઃખોની નિવૃત્તિ ઉપરમ છે, પ્રવૃત્તિ એ દુઃખ અને નિવૃત્તિ એ સુખ છે-એમ જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે સત્ય જ્ઞાન છે. સર્વલોકમાં સમતાનું જ્ઞાન એ તે સત્ય જ્ઞાનનું કારણ છે. સમાનતાના ઉપદેશનું આ પ્રયોજન છે. ૮

પ્રવૃત્તિનું મૂળ--

ત્યારે અગ્નિવેશ બોલ્યા, 'ભગવાન, પ્રવૃત્તિનું મૂળ શું છે ? અને નિવૃત્તિનો શો ઉપાય છે ? ૯

ભગવાને કહ્યું, 'પ્રવૃત્તિનું મૂળ મોહ-ઇચ્છા અને દ્વેષથી કરેલાં કર્મો છે. જેમ અતિ વિશાળ શાખાવાળાં વૃક્ષો તરુણ તરુને પરાભવ પમાડીને ઊંચાં આવે છે તેમ તે પ્રવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલા અહંકાર-સંગ-સંશય-અભિસંપ્લવ-અભ્યવપાત-વિપ્રત્યય-અવિશેષ તથા અનુપાય પુરુષમાં વ્યાપી જઈને જોર કરે છે. જેનાથી દબાયેલો પુરુષ પ્રકૃતિને ઉલ્લંઘી શકતો નથી. તેમાં હું આવાં જાતિ-રૂપ-ધન-આચાર-બુદ્ધિ-શીલ-વિદ્યા-અભિજન-વય-વીર્ય અથવા પ્રભાવયુક્ત છું એ અહંકાર; મન-વાણી અને કાયાનું જે કર્મ મોક્ષ માટે ન હોય તે સંગ; કર્મફળ મોક્ષ-પુરુષ અને પુનર્જન્મ છે કે નહિ તે સંશય; સર્વ અવસ્થાઓમાં હું એકરૂપ છું, હું સ્રષ્ટા છું, હું સ્વભાવસિદ્ધ છું, હું વિશિષ્ટ શરીર-ઇન્દ્રિય-બુધ્ધિ તથા સ્મૃતિનો નિધિ છું એવું જ્ઞાન તે અભિસંપ્લવ; માતા-પિતા-ભાઈ-સ્ત્રી-સંતાન-બંધુ-મિત્ર અને સેવકનો સમૂહ મારો છે અને હું એ સમૂહનો છું તે અભ્યવપાત; કાર્ય અકાર્ય, હિત-અહિત અને શુભ-અશુભમાં વિપરીત જ્ઞાન તે વિપ્રત્યય; જ્ઞ અને અજ્ઞમાં, પ્રકૃતિ અને વિકારમાં તથા પ્રવૃત્તિ અને નિવૃત્તિમાં સમાનતા દેખવી તે અવિશેષ; પ્રોક્ષણ-અનશન એટલે ન ખાવું તે-અગ્નિહોત્ર-ત્રિષવણ એટલે ત્રિકાલ સ્નાન-અભ્યુક્ષણ એટલે સેચન-આવાહન-યાજન એટલે યજ્ઞ કરાવવો-યજન એટલે યજ્ઞ કરવો-યાચન-જલપ્રવેશ અને અગ્નિપ્રવેશ આદિક કર્મોને અનુપાય કહેવામાં આવે છે. આ પ્રમાણે બુદ્ધિ-ધૃતિ અને સ્મૃતિ-

રહિત, અંહકારમગ્ન, સંગવાળો, સંશયયુકત, અભિસંપ્લવવાળી બુદ્ધિયુકત, મમતાયુક્ત, વિપરીત દૃષ્ટિવાળો, અવિશેષ બુધ્ધિ રાખનાર અને વિમાર્ગગામી આ પુરુષ, મન તથા શરીરના દોષરૂપી મૂળવાળાં સર્વ દુઃખોનું નિવાસ વૃક્ષ બને છે. આ પ્રમાણે અહંકારાદિક દોષોથી ભમાવાતો પુરુષ પ્રવૃત્તિને ઉલ્લંઘી શકતો નથી; અને તે પ્રવૃત્તિ પાપનું મૂળ છે. ૧૦

નિવૃત્તિનું સ્વરૂપ—

નિવૃત્તિ મોક્ષ છે, તે પર છે, પ્રશાન્ત છે, તે અક્ષર છે, તે બ્રહ્મ છે, તે મોક્ષ છે. ૧૧

મોક્ષના ઉપાયો—

તે બાબતમાં મોક્ષની ઇચ્છાવાળાઓના મોક્ષના ઉપાયનું વ્યાખ્યાન કરશું. તેમાં લોકને દોષરૂપ જાણનાર મુમુક્ષુનું સૌ પહેલાં આચાર્ય પાસે જવું, તેના ઉપદેશને આચારમાં મૂકવો, અગ્નિની જ ઉપચર્યા ધર્મશાસ્ત્રોનું અધ્યયન, તેનો અર્થ જાણવો, તેનું દૃઢ અવલમ્બન, તેમાં જે પ્રમાણે કહી હોય તે પ્રમાણે ક્રિયાઓ, સત્પુરુષોની ઉપાસના અસત્પુરુષોનો પરિત્યાગ, દુર્જન સાથે સંગતિ ન રાખવી, સત્ય–સર્વ પ્રાણીઓને હિતકર-કોમળ અને સમયસર પરીક્ષા કરીને બોલેલું વચન, સર્વ પ્રાણીઓ તરફ પોતા તરફ હોય તેવી નજર, સ્ત્રીમાત્ર સંબંધી સ્મરણ-સંકલ્પન-પ્રાર્થના અને સંભાષણ ન કરવાં, સર્વ પરિગ્રહનો ત્યાગ, ઢાંકવા કૌપીન, ગેરુથી રંગેલાં વસ્ત્ર પહેરવાં, કન્થા સીવવાના હેતુથી સોઈ રાખવાનું પાત્ર, શૌચ પતાવવાના હેતુથી જલપાત્ર, દંડધારણ, ભિક્ષા માગવાનું પાત્ર, પ્રાણ ટકાવવા માટે મળી આવે તેવું એક વખત કંદ-મૂળ વગેરેનું ભોજન, થાક દૂર કરવા માટે ખરી પડેલાં અને સૂકાઈ ગયેલાં પાંદડાં અને ઘાસનું બીછાનું તથા ઓશીકું, ધ્યાનને કારણે પવન-પાવડી, વનમાં ઘર વગર વસવું, તન્દ્રા-નિદ્રા અને આળસ આદિ કર્મનો ત્યાગ, ઇન્દ્રિયોના વિષયોમાં પ્રીતિ અને અપ્રીતિનો નિગ્રહ, સૂતાં–બેઠાં-ચાલતાં-જોતાં-આહાર-વિહાર અને પ્રત્યેક અંગની ચેષ્ટાદિક કાર્યોમાં સ્મૃતિપૂર્વક પ્રવૃત્તિ, સત્કાર-સ્તુતિ-નિન્દા અને અપમાન સહન કરવાની શકિત, ભૂખ-તરસ-પરિશ્રમ-થાક-ટાઢ-તડકો-વાત-વર્ષા-સુખ-દુઃખના સ્પર્શને સહન કરવાની શકિત, શોક-દીનતા માન-ઉદ્વેગ-મદ-લોભ-રાગ-ઈર્ષ્યા-ભય અને ક્રોધાદિકથી વિચલિત ન થવું, અહંકારાદિકમાં અનર્થ હેતુતાની ભાવના, લોક અને પુરુષમાં સર્ગ આદિની સમાનતા જોવી, કાર્યનો કાળ પસાર થઈ જવાનો ભય, યોગના આરંભમાં સતત અખિન્નતા, મનમાં ઉત્સાહ, મોક્ષને માટે બુદ્ધિ-ધૃતિ-સ્મૃતિ અને બળનું ધારણ કરવું; ઇન્દ્રિયોનું ચિત્તમાં, ચિત્તનું આત્મામાં અને આત્માનું આત્મામાં નિયમન; ધાતુભેદ પ્રમાણે શરીરના અવયવોનું ચાલુ પરિગણન, કારણવાન સર્વ દુઃખ હેતુરૂપ છે, આપણું નથી અને અનિત્ય છે એવો સ્વીકાર, સર્વ પ્રવૃત્તિઓમાં પાપની સંજ્ઞા, સર્વ સંન્યાસમાં સુખ છે એવો નિશ્ચય; આ માર્ગ મોક્ષને માટે છે; એથી વિપરીતપણે પુરુષ બંધાય છે. આ પ્રમાણે મોક્ષના ઉપાયોનું વ્યાખ્યાન કર્યું છે. ૧૨

એ બાબતમાં શ્લોકો છે–

શુદ્ધ સત્ત્વનું લક્ષણ—

જે પ્રમાણે તેલ–વસ્ત્ર કે વાળ આદિકથી લૂછાતો અરીસો વિશુદ્ધ થાય છે તે પ્રમાણે આ શુદ્ધિના ઉપાયોથી મેલું મન વિશુદ્ધ થાય છે. ૧૪

ગ્રહ... રજ-ધૂમ કે ધુમ્મસથી અનાચ્છાદિત સૂર્ય-મંડળ જેમ પ્રકાશિત હોય છે તેમ નિર્મળ મન પણ પ્રકાશે છે. ૧૪

શુદ્ધ-સ્થિર અને સ્વચ્છ પ્રભાયુકત દીવો જેવી રીતે ફાનસમાં ઝગે છે તેવી રીતે રુદ્ધમાર્ગવાળા આત્મામાં રૂંધાયેલું તે મન પણ પ્રકાશી ઊઠે છે. ૧૫

શુદ્ધ બુદ્ધિનું ફળ—

શુદ્ધ મનવાળા પુરુષની જે શુદ્ધ સત્ય પ્રજ્ઞા પ્રવર્તે છે તેનાથી પુરુષ મહામોહમય અતિબલવાન અજ્ઞાનરૂપી અંધકારને છિન્નભિન્ન કરી નાખે છે, જેનાથી સર્વ ભાવોના સ્વભાવનો જાણનાર તથા નિઃસ્પૃહ થાય છે, જેનાથી યોગને સાધે છે, જેનાથી તત્ત્વજ્ઞાની બને છે,

જેનાથી અહંકાર પામતો નથી, જેનાથી સુખદુઃખના કારણનું સેવન કરતો નથી, જેનાથી કોઈનું ય આલમ્બન કરતો નથી, જેનાથી સર્વ સંન્યાસી બને છે અને જેનાથી નિત્ય-અજર-શાન્ત અને અવ્યય બ્રહ્મને પામે છે તે સત્યબુદ્ધિને વિદ્યા-સિદ્ધિ-મતિ-મેધા-પ્રજ્ઞા અને જ્ઞાન માનેલ છે. ૧૬–૧૯

પોતાને લોકમાં અને લોકને પોતામાં વ્યાપી રહેલ જોનાર તથા પરમાત્મા અને પ્રકૃતિને જોનાર પુરુષની જ્ઞાનમૂલક શાન્તિ નાશ પામતી નથી. ૨૦

સર્વ ભાવોને સર્વદા સર્વ અવસ્થાઓમાં જોનાર, શુદ્ધ સત્ત્વવાળા જીવન્મુક્ત પુરુષનો ધર્માધર્મ સાથે કે શરીર-ઇન્દ્રિય વગેરે સાથે સંયોગ સંભવી શકતો નથી. ૨૧

મુક્તનું લક્ષણ—

કરણ એટલે મન-બુદ્ધિ વગેરેના અભાવે મુકત આત્માનું લક્ષણ પણ જાણી શકાતું નથી. સર્વ કરણના વિયોગથી તે મુકત કહેવાય છે. ૨૨

મુક્તિના પર્યાયો—

વિપાપ, વિરજ એટલે રાગરહિત, શાન્ત, પર, અક્ષર, અવ્યય, અમૃત, બ્રહ્મ અને નિર્વાણ—એ પર્યાયોથી શાન્તિ શબ્દ બોલાય છે. ૨૩

હે સૌમ્ય, આ તે વિજ્ઞાન છે કે જેને જાણીને સંશયમુક્ત બનેલા મુનિઓ મોહ-રજસ અને સ્પૃહા વગરના થઈને પરમ શાન્તિને પામ્યા. ૨૪

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

લોકની અને પુરુષની પ્રયોજનસહિત સમાનતા, ઉત્પત્તિનાં મૂળ, નિવૃત્તિમાં માર્ગ, શુદ્ધ સત્ત્વનું સમાધાન, મોક્ષસાધક સત્ય બુદ્ધિ અને મોક્ષ—એ સર્વ 'પુરુષવિચય' અધ્યાયમાં પરમ ઋષિ આત્રેયે બતાવ્યાં છે. ૨૫,૨૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'પુરુષવિચય શારીર' નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો. ૫

---

# અધ્યાય છઠ્ઠો

## શરીરવિચય શારીર

શરીરવિચય શારીરનો ઉપક્રમ—

"હવે અહીંથી 'શરીરવિચય' નામક શારીરનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

શરીરવિચયનું પ્રયોજન—

શરીરના ઉપકારને માટે શરીરવિચય એટલે શરીરનું સૂક્ષ્મ જ્ઞાન આવશ્યક છે; કારણકે શરીરનું તત્ત્વ જાણ્યા પછી શરીરને ઉપકારક ભાવોમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેથી કુશળ વૈદ્યો શરીરવિચયની પ્રશંસા કરે છે. ૩

શરીરનું લક્ષણ—

તેમાં શરીર એ ચેતનાના આશ્રયરૂપ, પાંચ મહાભૂતોના વિકારના સમુદાયરૂપ અને સમયોગવાહી છે.

શરીરધાતુની વિષમતાનું ફળ અને તેનું લક્ષણ—

જ્યારે આ શરીરમાં ધાતુઓ વિષમતા પામે છે ત્યારે શરીર ક્લેશ કે વિનાશ પ્રાપ્ત કરે છે. અસંપૂર્ણભાવથી કે સર્વભાવથી ધાતુઓનું વૃધ્ધિ કે ક્ષય પામવું-એ વિષમતા થવી છે. ૪

ધાતુઓનાં એકી સાથે વૃદ્ધિ અને હ્રાસ થાય છે—

પરસ્પર વિરોધી ધાતુઓનાં એકી સાથે વૃદ્ધિ અને હ્રાસ થાય છે. કારણ કે જે ધાતુનું જે વૃદ્ધિ કરનારું છે તે તેનાથી વિપરીત ગુણવાળા ધાતુનું હ્રાસ કરનારું બને છે. ૫

તેથી ઔષધ તો તે જ છે કે જે સરખી રીતે પ્રયોજવાથી ન્યૂન અને અધિક ધાતુઓને એકી સાથે સમાન બનાવે છે, અધિકને ઘટાડે છે, ન્યૂનને વધારે છે. ૬

ધાતુઓની સમાનતા કરવી જોઈએ—

ઔષધના પ્રયોગમાં અને સ્વસ્થવૃત્તના પાલનમાં એટલું જ ફળ ઇષ્ટ છે કે ધાતુઓનું સામ્ય થાય. ધાતુઓનું સામ્ય જાળવી રાખવા માટે કુશળ સ્વસ્થ પુરુષો પણ સાત્મ્ય તરીકે સ્વીકારેલ રસ અને ગુણોનો તથા આહારની બનાવટોનો યોગ્ય ક્રમે ઉપયોગ કરવાનું ઇચ્છે છે. એક જ પ્રકારના રસ-ગુણ વગેરેનો બહુ પ્રમાણમાં ઉપયોગ કરતાં, તેનાથી વિપરીતકર ગણેલ ચેષ્ટાથી તેઓ તેને સમ કરવા ઇચ્છે છે. ૭

દેશ-કાલ અને શરીરના ગુણથી વિપરીત કર્મની સમ્યક્ ક્રિયા અને ભોજ્ય પદાર્થોનો સમ્યક્ ઉપયોગ, સર્વ અતિયોગનો નિરોધ, ઉદીર્ણ વેગોને ન રોકવા અને સાહસોનો પરિત્યાગ—આટલાં સ્વસ્થવૃત્તનો, ધાતુઓનું સામ્ય જાળવવા માટે, ઉપદેશ કરવામાં આવે છે. ૮

શરીરના ધાતુઓ સમાન પદાર્થોથી વધે છે—

વળી સમાન ગુણવાળા કે સમાન ગુણબહુલ અન્નપાનાદિનો અભ્યાસ રાખવાથી શરીરના ધાતુઓ વૃદ્ધિ પામે છે અને વિપરીત ગુણવાળા કે વિપરીત ગુણબહુલ આહારનો અભ્યાસ રાખવાથી હ્રાસ પામે છે. ૯

તેમાં શરીરના ધાતુઓના આ ગુણો જ્ઞાનમાં સામર્થ્ય કરનારા છે; જેમકે—ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, મન્દ, તીક્ષ્ણ, સ્થિર, સર, મૃદુ, કઠિન, વિશદ, પિચ્છિલ, શ્લક્ષ્ણ, ખર, સૂક્ષ્મ, સ્થૂલ, સાન્દ્ર અને દ્રવ. તેઓમાં જે ગુરુ છે તેઓ વારંવાર લેવાતાં ગુરુ અન્નપાનાદિથી વૃદ્ધિ પામે છે અને લઘુ હ્રાસ પામે છે. તેવી જ રીતે લઘુ લઘુથી વધે છે અને ગુરુ હ્રાસ પામે છે. એવી જ રીતે સર્વ ધાતુઓના ગુણોની સામાન્યયોગથી વૃદ્ધિ અને વિપરીતતાથી હ્રાસ થાય છે. તેથી માંસ વડે, શરીરની બીજી ધાતુઓ કરતાં, માંસ વધારે પ્રમાણમાં વૃદ્ધિ પામે છે; તે જ પ્રમાણે લોહીથી લોહી, મેદથી મેદ, વસાથી વસા, તરુણાસ્થિથી અસ્થિ, મજ્જાથી મજ્જા, વીર્યથી વીર્ય અને આમ ગર્ભથી એટલે ઈંડાં વગેરે કાચા ગર્ભથી ગર્ભ પુષ્ટ થાય છે. ૧૦

જ્યાં આવાં લક્ષણવાળાં સામાન્યથી સમાનતાવાળાં અન્નપાનાદિક મળી ન શકે અથવા તો મળી શકે છતાં અયુક્તપણાને લઈ, ઘૃણાને લઈ કે બીજાં કારણને લઈ ઉપયોગ ન થઈ શકે અને તે ધાતુ વધારવા યોગ્ય હોય તો વળી સમાન ગુણવાળાં જે અન્નપાનાદિ છે તે તેને સેવન યોગ્ય ન હોય તો સમાન ગુણબહુલ અન્ય પ્રકૃતિનાં એટલે વિજાતીય ખાનપાનનો પણ ઉપયોગ થઈ શકે. જેમકે—વીર્યક્ષયમાં દૂધ અને ઘીનો ઉપયોગ તેમજ મધુર-સ્નિગ્ધ અને શીત કહેલાં બીજાં દ્રવ્યોનો ઉપયોગ; મૂત્રક્ષયમાં શેરડીનો રસ-વારુણીમંડ-દ્રવ-મધુર-અમ્લ-લવણ અને ઉપક્લેદી દ્રવ્યોનો ઉપયોગ; મળક્ષયમાં કળથી-અડદ-કુષ્કુંડ-બકરાંનો મધ્યદેહ-જવ-શાક અને ધાન્યામ્લનો ઉપયોગ; વાતક્ષયમાં કટુક-તિક્ત-કષાય-રૂક્ષ-લઘુ અને શીત દ્રવ્યોનો ઉપયોગ; પિત્તક્ષયમાં અમ્લ-લવણ-કટુક-ક્ષાર-ઉષ્ણ અને તીક્ષ્ણ દ્રવ્યોનો ઉપયોગ, અને શ્લેષ્મક્ષયમાં સ્નિગ્ધ-ગુરુ-મધુર-સાન્દ્ર અને પિચ્છિલ દ્રવ્યોનો ઉપયોગ; કર્મ પણ જે, જે ધાતુનું વૃદ્ધિ કરનારું હોય, તેનું તેનું સેવન કરવું જોઈએ. એ પ્રમાણે શરીરના બીજા ધાતુઓના વૃદ્ધિ કે હ્રાસ સમાનતાથી કે વિપરીતતાથી યથાસમય કરવા જોઈએ. આમ સર્વધાતુઓના વૃદ્ધિ અને હ્રાસ કરનાર ભાવોની એક એક કરીને તથા અતિદેશદ્વારા વ્યાખ્યા કરી છે. ૧૧

શરીરની વૃદ્ધિ કરનારા ભાવો—

સંપૂર્ણતાએ શરીરની વૃદ્ધિ કરનારા આ ભાવો છે. જેમકે—કાળયોગ, સ્વભાવસંસિદ્ધિ એટલે અદૃષ્ટ, આહારની શ્રેષ્ઠતા અને વિઘાતકર ભાવોનો અભાવ. ૧૨

બળની વૃદ્ધિ કરનારા ભાવો—

બળની વૃદ્ધિ કરનારા આ ભાવો છે; જેમકે—બળવાન પુરુષોવાળા દેશમાં અને બળવાન પુરુષોવાળા કાળમાં જન્મ, સુખજનક કાળયોગ, બીજ અને ક્ષેત્રના ગુણની સંપત્તિ, આહારની સંપત્તિ, શરીરની સંપત્તિ, સાત્મ્યની

સંપત્તિ, સત્ત્વની સંપત્તિ, સ્વભાવસંસિધ્ધિ, યૌવન, વ્યાયામાદિ કર્મ અને ચિત્તની પ્રસન્નતા. ૧૩

आहारपरिणामकर भावो

આહારને પચાવનાર આ ભાવો છે, જેમકે–ઊષ્મા, વાયુ, ક્લેદ, સ્નેહ, કાલ અને તેઓનો સમયોગ. ૧૪

તેમાં આહારને પચાવનાર ઊષ્માદિક ભાવોનાં આ વિશિષ્ટ કર્મ છે; જેમકે–ઊષ્મા પાચન કરે છે, વાયુ ખેંચી જાય છે, ક્લેદ શિથિલતા લાવે છે, સ્નેહ મૃદુતા ઉત્પન્ન કરે છે, કાલ સુપક્વતા કરે છે અને તેઓનો સમયોગ પાચન કરનાર અને ધાતુઓની સમાનતા કરનાર બને છે. ૧૫

પાચન થતા આહારના વિરુદ્ધ ન હોય તેવા ગુણો શરીરના પોતાના જેવા ગુણોના ભાવને પામે છે; અને વિરુદ્ધ આહારગુણો શરીરના અસમાન ગુણોમાં વિરોધી આહારગુણોથી ક્ષીણ થઈને શરીરનો નાશ કરે છે. ૧૬

शरीरना धातुओ मळ अने प्रसादरूप एम बे प्रकारना छे; तेमनुं कार्य—

શરીરના ગુણો સંક્ષેપમાં બે પ્રકારના છે–મળરૂપ અને પ્રસાદરૂપ. તેમાં મળરૂપ તે છે જે શરીરને પીડા કરનાર થાય. જેમકે–

શરીરનાં છિદ્રોમાં વિવિધ રૂપના બહાર નીકળનાર મેલ, બહુ પાકી ગયેલ ધાતુઓ, પ્રકોપ પામેલ વાત-પિત્ત-શ્લેષ્મ, અને શરીરમાં રહેતા બીજા પણ કેટલાક ભાવો જે શરીરને હાનિકારક હોય છે તે સર્વને 'મળ'માં ગણીએ છીએ; પણ ગુણભેદ પ્રમાણે ગુરુથી માંડી દ્રવ સુધી અને દ્રવ્યભેદ પ્રમાણે રસથી માંડી શુક્ર સુધી બીજા ભાવોને 'પ્રસાદ'માં ગણીએ છીએ. ૧૭

वात-पित्त-कफ सर्व धातुओना दूषक छे—

દૂષિત થયેલા વાત-પિત્ત-શ્લેષ્મ દૂષિત કરવાના સ્વભાવને લઈ, તે સર્વને દૂષિત કરનારા થાય છે. ભિન્ન ભિન્ન ધાતુઓમાં અને કાલવિશેષમાં દૂષિત થયેલા વાતાદિકનાં લક્ષણો 'વિવધાશિતપીતિય' અધ્યાયમાં કહેવામાં આવ્યાં છે. શરીરના ધાતુઓને દૂષિત કરવામાં દૂષિત થયેલ દોષોની ગતિ ત્વચા ઇન્દ્રિય પર્યંત પહોંચે એટલી જ છે.

प्राकृत वातादि दोष आरोग्यकारक छे—

વળી પ્રકૃતિસ્થિત વાતાદિકનું ફળ આરોગ્ય છે. તેથી બુદ્ધિમાન માણસોએ તેઓને પ્રકૃતિમાં રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. ૧૮

शरीरज्ञाननुं फळ—

એ બાબતમાં શ્લોક છે કે—

જે વૈદ્ય સંપૂર્ણ શરીરને સર્વ પ્રકારે સર્વદા જાણે છે તે વૈદ્ય લોકોને સુખ દેનાર આયુર્વેદને સંપૂર્ણપણે જાણે છે. ૧૯

गर्भनां अंगोनी उत्पत्ति बाबतमां अग्निवेशना प्रश्नो—

આ પ્રમાણે બોલતા ભગવાન આત્રેયને અગ્નિવેશે કહ્યું, 'શરીરાધિકારમાં આપે જે વચન કહ્યું છે તે સાંભળ્યું. ઉદરમાં ગર્ભનું કયું અંગ પ્રથમ નિષ્પન્ન થાય છે? ગર્ભનું મુખ કયાં હોય અને અંદર રહેલો તે કેવી રીતે રહે છે? કયા આહાર ઉપર જીવે છે અને કઈ સ્થિતિમાં તે બહાર નીકળે છે? કયા આહાર અને ઉપચારોથી, જન્મેલો તે તરત નાશ પામે છે? કયા આહાર અને ઉપચારોથી વ્યાધિ વગરનો તે વધ્યે જાય છે? વળી શું એને દેવાદિકના પ્રકોપ નિમિત્તે વિકારો ઉત્પન્ન થાય છે કે નહિ? એના કાલમૃત્યુ કે અકાલ મૃત્યુ થવાની કે ન થવાની બાબતમાં આપ શું નિશ્ચય કરો છો? તેનું પૂર્ણ આયુષ્ય કેટલું છે? અને એ પૂર્ણ આયુષ્યનાં નિમિત્ત કયાં છે?' ૨૦

कयुं अंग प्रथम उत्पन्न थाय छे ते बाबतमां महर्षिओना मत—

આમ કહી રહેલા તે અગ્નિવેશને ભગવાન પુનર્વસુ આત્રેયે કહ્યું, 'જે પ્રમાણે એ ગર્ભ ઉદરમાં નિષ્પન્ન

થાય છે તથા જે અંગો એને જ્યારે સાંપડે છે તે સર્વ પૂર્વે 'ગર્ભાવક્રાન્તિ'માં કહી દીધું છે. સૂત્રકર્તા સર્વ ઋષિઓના આ બાબતમાં બહુ પ્રકારના મતભેદવાળા વાદો છે. કહેવામાં આવતા તે મતમતાન્તરોને પણ સાંભળો—સર્વ ઇન્દ્રિયોનો શિર આશ્રય છે એમ જાણીને ઉદરમાં પહેલાં મસ્તક ઉત્પન્ન થાય છે એમ કુમારશિરા ભરદ્વાજ માને છે; ચેતનાનું આશ્રયસ્થાન હોવાથી હૃદય પહેલું બને છે એમ બાહ્લીક દેશના વૈદ્ય કાંકાયન સમજે છે; નાભિ આહાર આવવાનો માર્ગ છે એમ જાણી નાભિ પહેલી ઉત્પન્ન થાય છે એમ ભદ્રકાપ્ય માને છે; વાયુનું અધિષ્ઠાન હોવાથી પક્વાશય અને ગુદા પ્રથમ ઉત્પન્ન થાય છે એમ ભદ્રશૌનકની માન્યતા છે; હાથપગ પુરુષનાં સાધન હોવાથી હાથપગ પહેલાં ઉત્પન્ન થાય છે એમ બડિશ માને છે; ઇન્દ્રિયો બુદ્ધિનું અધિષ્ઠાન છે એમ માનીને, ઇન્દ્રિયો પ્રથમ ઉત્પન્ન થાય છે એમ વૈદેહ જનક માને છે; પરોક્ષપણાને લઈ એ ધારી શકાય એવું નથી એમ મારીચિ કસ્યપ કહે છે: સર્વ અંગ એકી સાથે નિષ્પન થાય છે એમ ધન્વન્તરિનો મત છે. હૃદય વગેરે સર્વ અંગોની એક જ સમયે ઉત્પત્તિ થતી હોવાથી ધન્વન્તરિનું કહેવું યોગ્ય છે. હૃદય એનાં સર્વ અંગોનું મૂળ તથા કેટલાક ભાવોનું અધિષ્ઠાન છે, તેથી અંગોની પ્રથમ ઉત્પત્તિ હોઈ શકે નહિ. તેથી હૃદય વગેરે સર્વ અંગો એક કાળે નિષ્પન્ન થાય છે. કારણ કે સર્વે ભાવો અન્યોન્ય બંધાયેલા છે. તેથી યથાર્થ દર્શન સારું છે. ૨૧

कुक्षिमां गर्भ केम रहे छे—

માના પૃષ્ઠભાગ તરફ મુખવાળો અને ઊંચા માથાવાળો ગર્ભ, ગર્ભાશયમાં અંગોનો સંકોચ કરીને રહે છે. ૨૨

कुक्षिमां गर्भ केम वधे छे—

તરસ અને ભૂખરહિત, પરાધીનવૃત્તિવાળો અને સત્ તથા અસત્ અંગ અને અવયવોવાળો ગર્ભ, માતાનો આશ્રય કરીને, ઉપસ્નેહ તથા ઉપસ્વેદથી ગર્ભાશયમાં જીવે છે. ત્યાર પછી કંઈક ઉપસ્નેહ રોમકૂપના માર્ગોથી થાય છે અને કંઈક નાભિની નાડીના માર્ગથી થાય છે; કારણ કે એ ગર્ભની નાભિમાં નાડી લાગેલી હોય છે; એ નાડીમાં અપરા અને એની એ અપરા માતાના હૃદયમાં લાગેલી હોય છે અને સ્પંદન કરતી સિરાઓ દ્વારા માતાનું હૃદય તેની તે અપરાને રસ અને રક્તથી ભરપૂર કર્યે જાય છે. તે રસ તેને બલ અને વર્ણદાયક બને છે અને તે સર્વરસમય આહાર બને છે. ગર્ભિણી સ્ત્રીમાં આહારરસના ત્રણ વિભાગ થાય છે—પોતાના શરીરની પુષ્ટિ માટે, ધાવણ માટે અને ગર્ભની વૃદ્ધિ માટે. તે આહારનું અવલમ્બન કરી તે ગર્ભ પરાધીનવૃત્તિવાળો માતાનો આશ્રય કરીને અંદર રહ્યો રહ્યો જીવ્યા કરે છે. ૨૩

गर्भनी प्रसूति केम थाय छे—

જન્મનો સમય આવી પહોંચતાં, પ્રસૂતિના વાયુઓને યોગે તે ગર્ભ સ્થિતિ બદલીને, નીચે માથે, યોનિદ્વારા બહાર નીકળે છે. આ કુદરતી ક્રમ છે; એનાથી વિપરીત તે વિકૃતિ. આ જન્મ થયા પછી તે સ્વતન્ત્ર વૃત્તિવાળો થાય છે. ૨૪

बाळक केम वधे छे अने नाश पामे छे—

'જાતિસૂત્રીય' અધ્યાયમાં કહેલા આહાર અને ઉપચાર તેને વિકાર ન કરનારા તથા અભિવૃદ્ધિ કરનારા થાય છે. ૨૫

તરતમાં વાવેલું અને જામેલાં મૂળ વગરનું ઝાડ જેવી રીતે વાયુ અને તડકાથી નાશ પામે છે તેવી રીતે તે આહાર અને ઉપચાર બન્નેનું વિષમપણે સેવન કરવાથી જન્મેલો તે ગર્ભ તરત નાશ પામે છે. ૨૬

देवादिना प्रकोपने निमित्ते उत्पन्न थता विकारो जाणी शकाय छे—

આપ્તજનના ઉપદેશથી અદ્ભુત રૂપોના દર્શનથી અને નિદાન-લક્ષણ અને ચિકિત્સાની ભિન્નતાથી દોષપ્રકોપ જન્ય રોગોથી જુદી જાતનાં અને દેવાદિકના પ્રકોપને નિમિત્તે ઉત્પન્ન થતા વિકારો જાણી શકાય છે. ૨૭

काल अने अकाल मृत्युनी बाबतमां निर्णय—

કાલમૃત્યુ અને અકાલ મૃત્યુના ભાવ અને અભાવની બાબતમાં અમારો આ નિશ્ચય છે. જે કોઈ મૃત્યુ પામે છે

તે કાળે જ મૃત્યુ પામે છે; કારણ કે કાળમાં કોઈ છિદ્ર કે અવકાશ નથી,' એમ કેટલાક કહે છે. પણ તે બરાબર નથી. કારણ કે કાળનો પોતાનાં નિરવયવરૂપ લક્ષણવાળો સ્વભાવ હોવાથી કાળને છિદ્રવિહીનતા કે છિદ્ર-યુક્તતા સંભવી શકે નહિ. તે બાબતમાં બીજાઓ કહે છે કે જે જ્યારે મરણ પામે છે તે તેનો નિશ્ચિત મૃત્યુ-કાલ છે કારણ કે સમાન ક્રિયા હોવાથી તે મૃત્યુકાલ સર્વ પ્રાણીઓનો નિશ્ચિત છે. આ પણ વિપરીતપણે અર્થ લીધો છે; કારણ કે કોઈ નથી મરતું એમ નથી, એથી કાળ સમાન ક્રિયાવાળો છે. આયુષ્યના પ્રમાણને અનુલક્ષીને કાળ કહેવામાં આવે છે. વળી જે જ્યારે મરે તે તેનો મૃત્યુકાલ એ મત જેને ઇષ્ટ છે તેના સર્વ ભાવો પોત-પોતાને અનુસાર નિયતકાળે થશે, તે પણ યોગ્ય નથી; કારણ કે અકાળે કરેલા આહાર-વચન અને કર્મનું ફળ અનિષ્ટ અને વિપરીત સ્થિતિમાં ઇષ્ટ છે તે પ્રત્યક્ષ છે. તે તે અવસ્થાઓમાં તે તે વિષયને દૃષ્ટિમાં રાખીને કાળ અને અકાળની સ્પષ્ટતા પ્રત્યક્ષતાથી જ પ્રાપ્ત થાય છે. જેમકે-આ વ્યાધિ-આહાર-ઔષધ-ચિકિત્સા અને વ્યાધિ-મોક્ષનો આ કાળ છે કે અકાળ છે; લોકમાં પણ એ થાય છે-કાળે દેવ વર્ષે છે, અકાળે દેવ વર્ષે છે, કાળે ઠંડી પડે છે, અકાળે ઠંડી પડે છે, કાળે તાપ પડે છે, અકાળે તાપ પડે છે, કાળે ફૂલ અને ફળ થાય છે, અકાળે ફૂલ અને ફળ થાય છે. તેથી બન્ને બાબત છે-કાળે મૃત્યુ અને અકાળે મૃત્યુ- એ બાબતમાં એકેય પક્ષ સર્વાંશે ગ્રાહ્ય નથી. જો અકાળે મૃત્યુ ન થાય તો સર્વના આયુષ્યનું કાલ-પ્રમાણ નિશ્ચિત હોય. એમ હોતાં હિત અને અહિતનું જ્ઞાન નિષ્પ્રયોજન બને. સર્વ શાસ્ત્રોમાં જે પ્રમાણરૂપ છે, અને જેનાથી આયુષ્યકર અને આયુષ્યહર બાબતો જાણી શકાય છે તે પ્રત્યક્ષ-અનુમાન અને ઉપદેશ અપ્રમાણ બને. તેથી 'અકાળે મૃત્યુ નથી,' એ વાદને ઋષિઓ કેવળ વ્યર્થ વાણીવિહાર માને છે. ૨૮

आयुष्यनुं प्रमाण—

આ કાળમાં એટલે કલિયુગમાં આયુષ્યનું પ્રમાણ ખરેખર સો વર્ષ છે. ૨૯

पूर्ण आयुष्यनुं निमित्त—

પૂર્ણ આયુષ્યનું નિમિત્ત પ્રકૃતિસંપત્, ગુણસંપત્, આત્મસંપત્ અને સાત્મ્યસેવન છે. ૩૦

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો:—

શરીર જે સ્વરૂપ છે, તે જેવી રીતે રહે છે, રોગોથી પીડાયેલું તે જે પ્રમાણે કલેશ અને વિનાશ પામે છે, એના જે ધાતુઓ જે પ્રમાણે વૃદ્ધિ અને હ્રાસ પામે છે, ક્ષીણ ધાતુઓનું જે ઔષધ છે, દેહની વૃદ્ધિ કરનારા તથા બળની વૃદ્ધિ કરનારા જે ભાવો છે, પાચન કરનારા ભાવો અને તેઓની પૃથક્ પૃથક્ ક્રિયા, મળનામક અને પ્રસાદનામક ધાતુઓ, નવ પ્રશ્નોનો સમૂહ અને તેઓનો સત્ય નિર્ણય-એ સર્વને 'શરીરવિચય' નામના શારીરમાં મહર્ષિએ વિધિ પ્રમાણે પ્રકાશિત કર્યાં છે. ૩૧-૩૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'શારીરવિચયશારીર' નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

---

## અધ્યાય સાતમો

### શરીરસંખ્યા શારીર

शरीरसंख्या शारीरनो उपक्रम—

"હવે અહીંથી 'શરીરસંખ્યા શારીર'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે કહેલું છે. ૧,૨

शरीरना अवयवनी संख्याना विषयमां अग्निवेशनो प्रश्न—

આખાંયે શરીરના અવયવ પ્રમાણે વિભાગ કરીને સંપૂર્ણ શરીરનાં સંખ્યાન અને પ્રમાણ જાણવાના હેતુથી અગ્નિવેશે ભગવાન આત્રેયને શરીરનું જ્ઞાન પૂછ્યું. ૩

छ त्वचानुं विवरण—

તેને ભગવાન આત્રેયે કહ્યું, 'અગ્નિવેશ, પ્રશ્ન અનુસાર સંપૂર્ણ શરીરને યથાસ્વરૂપ કહેતા મારી પાસેથી એક મને

આ સાંભળો. શરીરમાં છ ત્વચા છે; જેમકે-પહેલી જલ ધારણ કરનારી બહારની ત્વચા, બીજી વળી રક્ત ધારણ કરનારી, ત્રીજી સિધ્મ અને કિલાસની ઉત્પત્તિનો આશ્રય, ચોથી દાદર અને કુષ્ઠની ઉત્પત્તિનો આશ્રય, પાંચમી અલજી અને વિદ્રધિની ઉત્પત્તિનો આશ્રય અને છઠ્ઠી તે છે જે છેદવાથી પુરુષ અંધકારયુક્ત બને છે એટલે કે આંધળાની પેઠે અંધકારમાં પ્રવેશ કરે છે અને જેનો આશ્રય કરીને અવયવસંધિઓ ઉપર સ્થૂલ મૂળવાળાં અને કષ્ટમય ચિકિત્સાવાળાં કાળાં લાલ વ્રણો ઉત્પન્ન થાય છે. આમ છ ત્વચા છે. ત્વચાઓ છ અંગવાળાં શરીરને ઢાંકીને રહેલી છે. ૪

શરીરના અંગોનો વિભાગ—

તેમાં શરીરના અંગોનો વિભાગ આ છે; જેમકે-બે બાહુ, બે પગ, શિર અને ગ્રીવા તથા મધ્ય દેહ. આમ છ અંગવાળું શરીર છે. ૫

અસ્થિનું વિવરણ—

દાંત, દાંતના ગોખલા અને નખ સહિત ત્રણસો ને સાઠ હાડકાં છે; જેમકે-બત્રીસ દાંત, બત્રીસ દાંતના ગોખલા, વીસ નખ, સાઠ હાથ-પગ અને આંગળીઓનાં હાડકાં, વીસ હાથ-પગની શલાકાઓ, ચાર હાથ-પગની શલાકાનાં આશ્રયરૂપ હાડકાં, બે પાનીનાં હાડકાં, ચાર પગનાં ગુલ્ફો, બે હાથના મણિબન્ધનાં હાડકાં, ચાર અરત્નિનાં હાડકાં, ચાર જંઘાનાં, બે ઘૂંટણ, બે જાનુકપાલિકા, બે ઊરુનલક, બે બાહુનલક, બે ખભા, બે અંસફલક, બે હાંસડી, એક જત્રુ, બે તાળવાનાં અસ્થિ, બે થાપાનાં હાડકાં, એક ભગનું હાડકું, પીસ્તાલીસ પીઠનાં હાડકાં, પંદર ગરદનમાં, ચૌદ છાતીમાં, બે પડખામાં, ચોવીસ પાંસળીઓ, તેટલાંજ થાળાં, તેટલાંજ થાળાનાં અર્બુદો, એક જડબાંનું હાડકું, બે જડબાંનાં મૂળનાં બન્ધન, એક નાક-ગંડકૂટ અને લલાટનું, બે લમણાં અને ચાર ખોપરીના. આ પ્રમાણે દાંત દાંતના ગોખલા અને નખસહિત ત્રણસોને સાઠ હાડકાં છે. ૬

પાંચ ઇન્દ્રિયોનાં અધિષ્ઠાનો—

પાંચ ઇન્દ્રિયોનાં અધિષ્ઠાન છે; જેમકે-ત્વચા, જિહ્વા નાસિકા, આંખ અને કાન.

પાંચ જ્ઞાનેન્દ્રિયો—

પાંચ જ્ઞાનેન્દ્રિયો છે; જેમકે-સ્પર્શન, રસન, ઘ્રાણ, દર્શન અને શ્રોત્ર.

પાંચ કર્મેન્દ્રિયો—

પાંચ કર્મેન્દ્રિયો છે; જેમકે-હાથ, પગ, ગુદ, જનનેન્દ્રિય અને જીભ. ૭

એક હૃદય—

ચેતનાનું અધિષ્ઠાન હૃદય એક છે. ૮

દશ પ્રાણોનાં સ્થાન—

દશ પ્રાણોનાં સ્થાન છે. જેમકે-શિર કંઠ, હૃદય, નાભિ, ગુદ, બસ્તિ, ઓજસ, શુક્ર, શોણિત અને માંસ. તેમાંનાં પહેલાં છને મર્મ માન્યાં છે. ૯

પંદર કોષ્ઠનાં અંગો—

પંદર કોષ્ઠનાં અંગ છે, જેમકે-નાભિ, હૃદય, કલોમ, યકૃત, પ્લીહા, બે વૃક્કો, બસ્તિ, પુરીષાધાર, આમાશય, પક્વાશય ઉત્તરગુદ, અધરગુદ, ક્ષુદ્રાન્ત્ર, સ્થૂલાન્ત્ર અને વપાવહન. ૧૦

છપ્પન પ્રત્યંગો—

છ અંગોનાં આનુષંગિક છપ્પન પ્રત્યંગો છે. પૂર્વે જ્યારે અંગોની ગણના કરવામાં આવી હતી ત્યારે જેઓને ગણવામાં આવ્યાં ન હતાં તેઓને અહીં અન્ય પર્યાયો વડે પ્રકાશિત કરવા જરૂર રહે છે; જેમકે-બે જંઘાની પિંડિઓ, બે સાથળથી પિંડીઓ, બે નિતમ્બ, બે વૃષણ, એક શિશ્ન, બે બગલ, બે વંક્ષણ, બે કુકુન્દર, એક પેડુ, એક પેટ. બે સ્તન, બે છાતીના ઉન્નત ભાગ, બે બાહુની પિંડીઓ, એક હડપચી, બે હોઠ, બે સૃક્કિણી એટલે હોઠના છેડા, બે પેઢાં, એક તાળવું, એક પડજીભ, બે ચોળિયા, એક વાગિન્દ્રિય, બેગાલ. બે કાન સીલ, બે કર્ણપુત્રક, બે અક્ષિકૂટ, ચાર પોપચાં, બે આંખની કીકીઓ, બે ભમર, એક અવટુ અને ચાર હાથ-પગનાં તળીઆં. ૧૧

નવ છિદ્રો—

નવ મોટાં છિદ્રો છે-સાત શિરમાં અને બે નીચે. ૧૨

આટલું પ્રત્યક્ષ છે તેથી તેઓનો નિર્દેશ શક્ય છે. ૧૩

સ્નાયુ-સિરા-ધમની-પેશી-મર્મ-કેશ-શ્મશ્રુ અને લોમની સંખ્યા

એ સિવાય જે નિર્દેશ કરી શકાય એવું નથી તે અનુમાનગમ્ય જ છે. નવસો સ્નાયુઓ, સાત સો શિરાઓ, ચાર સો માંસ પેશીઓ, બસો ધમનીઓ, એક સો સાત મર્મ, બસો સન્ધિઓ, અણુ પ્રમાણે વિભક્ત થતી સિરા અને ધમનીઓનાં મુખાગ્રની સંખ્યા ઓગણત્રીસ હજાર નવ સો ને છપ્પન છે, અને તેટલાં જ કેશ-દાઢીમૂછ અને રૂંવાડાં છે. આમ ત્વચા આદિ દશ્ય અને એ સિવાય અનુમાનગમ્ય પ્રત્યંગોની યથાવત્ ગણના કરી. શરીર પ્રકૃતિસ્થ હોતાં એ બન્નેમાં કંઈ પણ ફેરફાર થતો નથી. ૧૪

અંજલિના માપથી જાણી શકાય એવાં શરીરનાં દ્રવ્યો—

હવે જે અંજલિના માપથી જાણી શકાય છે તેનો ઉપદેશ કરશું. તેને પરમ પ્રમાણ જાણવું; વળી તે વધુઘટુ થઈ શકે છે માટે જ અનુમાનગમ્ય છે. જેમકે—પોતપોતાની અંજલિના પ્રમાણ અનુસાર શરીરમાં જલ દશ અંજલિ છે. જે જલ :અતિયોગ દ્વારા બહાર નીકળતા મળની સાથે જોડાયેલું રહે છે એટલે કે બહાર નીકળે છે તથા અતિયોગ દ્વારા બહાર નીકળતાં મૂત્ર-રક્ત અને શરીરના બીજા ધાતુઓની સાથે બહાર નીકળે છે, વળી સર્વ શરીરમાં ફરતાં જેને બાહ્ય ત્વચા ધારણ કરી રાખે છે, ચામડીની અંદર વ્રણમાં જતાં જેને 'લસીકા' શબ્દ પ્રાપ્ત થાય છે અને ઉષ્માના યોગે જેને રોમકૂપમાંથી બહાર પડતાં 'સ્વેદ' શબ્દ પ્રાપ્ત થાય છે, તે જલ દશ અંજલિ જેટલું છે. આહાર પચી જતાં પ્રથમ બનેલ ધાતુ, જેને 'રસ' કહે છે, તેની નવ અંજલિઓ છે. રક્તની આઠ, મળની સાત, શ્લેષ્મની છ, પિત્તની પાંચ, મૂત્રની ચાર, વસાની ત્રણ, મેદની બે, મજ્જાની એક અને મસ્તિષ્કની અરધી અંજલિ, વીર્યનું પણ તેટલું જ પ્રમાણ છે અને શ્લેષ્મજન્ય ઓજસનું પણ તેટલું જ પ્રમાણ છે. આમ શરીરનું તત્ત્વ કહ્યું. ૧૫

પાર્થિવ વગેરે ભેદથી શરીરનાં અંગનો વિભાગ—

તેમાં જે વિશેષ કરીને સ્થૂલ-સ્થિર-મૂર્તિમાન-ગુરુ-ખર અને કઠિન અંગ છે-જેવાં કે નખ-હાડકાં-દાંત-માંસ-ચર્મ-મળ-કેશ-દાઢીમૂછ-રૂંવાડાં અને કંડરા વગેરે તથા ગન્ધ અને ઘ્રાણ-તે સર્વે પાર્થિવ છે. જે દ્રવ-સર-મન્દ-સ્નિગ્ધ-મૃદુ અને પિચ્છિલ છે જેવાં કે રસ-રુધિર-વસા-કફ-પિત્ત-મૂત્ર અને સ્વેદ વગેરે તથા રસ અને રસનેન્દ્રિય તે આપ્ય છે. જે પિત્ત છે અને શરીરમાં જે ઉષ્મા અને કાન્તિ છે તથા રૂપ અને દર્શનેન્દ્રિય એ સર્વ આગ્નેય છે.

જે ઉચ્છ્વાસ એટલે શ્વાસ અંદર લેવો, પ્રશ્વાસ એટલે શ્વાસ બહાર કાઢવો, ઉન્મેષ એટલે મટકું મારતાં પાંપણ ખોલવી તે, નિમેષ એટલે મટકું મારવું, આકુંચન એટલે સંકોચવું, પ્રસારણ એટલે પ્રસરાવવું, ગમન, પ્રેરણ અને ધારણ વગેરે તથા સ્પર્શ અને સ્પર્શનેન્દ્રિય એ વાયવીય છે. જે વિભક્ત છે, જે બોલાય છે, મોટા અને નાના સ્રોતો તથા શબ્દ અને શ્રોત્રેન્દ્રિય એ આન્તરીક્ષ છે. જે પ્રેરક છે તે તથા બુદ્ધિ અને મન એ પ્રધાન છે. આમ અવયવોના સ્થૂલભેદ પ્રમાણે શરીરના અવયવોની સંખ્યા બતાવી છે. ૧૬

પરમાણભેદ પ્રમાણે શરીરના અવયવો અસંખ્ય છે—

પરમાણુભેદ પ્રમાણે; અતિશય બહુલતાને લઈ, અતિશય સૂક્ષ્મતાને લઈ તથા ઇન્દ્રિયગમ્ય ન હોવાથી, શરીરના અવયવો ગણ્યા ગણાય નહિ તેટલા થઈ જાય છે. તે પરમાણુઓના સંયોગમાં અને વિયોગમાં વાયુ અને કર્મસ્વભાવ એટલે અદષ્ટ કારણરૂપ છે. ૧૭

તે આ શરીરને અનેક અવયવથી યુક્ત કહ્યું છે; એને એકરૂપમાં જોવાથી સંગ એટલે બન્ધન અને અવયવભેદથી ભિન્નભિન્નપણે જોવાથી મોક્ષ થાય છે. તેમાં શરીરની પૃથગ્ભાવનામાં સર્વ સત્તા એટલે ઉપકારક કે અપકારક ભાવોમાં આસ્થા નિવૃત્ત થતાં આત્મા અસક્તિરહિત થવાથી સંસાર મટી જાય છે. ૧૮

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

शरीरना अवयवोनी संख्याना ज्ञाननुं फळ—

જે વૈદ્ય સર્વ અવયવ પ્રમાણે શરીરજ્ઞાનને જાણે છે તે વૈદ્ય તેના અજ્ઞાનજન્ય મોહથી યુક્ત થતો નથી. ૧૯

મોહ ન પામેલો તે મોહરૂપી મૂળવાળા દોષોથી પરાભવ પામતો નથી અને નિર્દોષ, નિઃસ્પૃહ તથા શાન્ત થાય છે. શાંત થવાથી તે સંસાર પામવામાં વિશ્રાંતિ લે છે, તેથી તેને પુનર્જન્મ મળતો નથી અને મોક્ષ મેળવે છે. ૨૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'શરીરસંખ્યાશારીર' નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો
### જાતિસૂત્રીય શારીર

जातिसूत्रीय शारीरनो उपक्रम—

"હવે અહીંથી 'જાતિસૂત્રીય શારીર'નું વ્યાખ્યાન કરશું.'' આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

स्त्रीपुरुषनी इच्छा प्रमाणेनी प्रजानी उत्पति माटेनो उपदेश—

અવિકૃત વીર્યવાળો પુરુષ અને અવિકૃત શોણિત અને ગર્ભાશયવાળી સ્ત્રી જ્યારે ગુણવાન પ્રજાની ઇચ્છા કરે ત્યારે તેઓના અર્થને સાધક કર્મનો ઉપદેશ કરશું. ૩

પહેલાં તો ઉપરોક્ત સ્ત્રીપુરુષને સ્નેહન અને સ્વેદન કરાવીને, વમન અને વિરેચનથી સંશોધન કરાવીને, ક્રમે ક્રમે સ્વાભાવિક ભોજન પર લાવવાં. સંશોધિત થયેલાં તેઓનું આસ્થાપન અને અનુવાસન કરાવવું. પુરુષને મધુર ઔષધથી સંસ્કૃત કરેલાં ઘી-દુધનું અને સ્ત્રીને તેલ તથા અડદનું સેવન કરાવવું. ૪

ऋतुकाले स्त्रीनुं कर्तव्य—

પછી રજોદર્શનથી માંડી ત્રણ રાત્રિ સુધી સ્ત્રીએ બ્રહ્મચર્ય પાળવું, ધરતી પર સૂવું, ફૂટેલ ન હોય તેવાં પાત્રમાંથી હાથ વડે અન્ન ખાવું અને કાંઈ પણ અંગસંસ્કાર કરવા નહિ. પછી ચોથે દિવસે એને ઉદ્વર્તન કરાવીને, માથાંબોળ નવરાવીને, શ્વેત વસ્ત્રો પહેરાવવાં અને પુરુષને પણ તે પ્રમાણે કરાવવું.

पुत्रनी इच्छावाळांए बेकी दिवसे अने पुत्रीनी इच्छावाळांए एकी दिवसे संभोग करवो—

પછી શ્વેતવસ્ત્રવાળાં, માલધારી, પ્રસન્નમનવાળાં તથા અન્યોન્યની કામનાવાળાં સ્ત્રીપુરુષોએ સમાગમ કરવો—સ્નાનથી માંડી બેકી દિવસોમાં પુત્રની ઇચ્છાવાળાઓએ અને એકી દિવસોમાં દીકરીની ઇચ્છાવાળાઓએ. ૫

अधोमुखी के पडखाभर स्त्री साथे समागम करवो नहि—

અને અધોમુખી કે પડખાભર સ્ત્રી સાથે સમાગમ કરવો નહિ; કારણ કે અધોમુખી સ્ત્રીનો વાયુ બલવાન હોય છે અને તે યોનિને પીડે છે; પડખાભર સ્ત્રીના જમણા પડખામાં શ્લેષ્મ હોય છે તે છુટો પડીને ગર્ભાશયને બંધ કરી દે છે અને ડાબા પડખામાં પિત્ત હોય છે તે એનું દબાવાથી રક્ત અને શુક્રને બાળી નાખે છે.

गर्भग्रहणनो विधि—

તેથી ચત્તા રહીને બીજ ગ્રહણ કરવું જોઈએ, કારણ કે તે સ્થિતિમાં દોષો સ્વસ્થાને રહે છે. સમાગમ સમાપ્ત થતાં એને શીતજલનું પરિસિંચન કરવું.

मैथुन माटे अयोग्य स्त्री अने पुरुष—

તેમાં બહુ જમેલી, ભૂખી, તરસી, બીધેલી, ખિન્ન, શોકાતુર, ક્રુદ્ધ, અન્ય પુરુષને ઇચ્છતી અને મૈથુનમાં અતિકામનાવાળી સ્ત્રી ગર્ભ ધારણ કરતી નથી અથવા કરે છે તો વિગુણ પ્રજાને જન્મ આપે છે. અતિબાળક, અતિવૃદ્ધ, દીર્ઘરોગી કે બીજા વિકારયુક્ત સ્ત્રીનો ત્યાગ કરવો જોઈએ. પુરુષ માટે પણ એ જ દોષો છે. તેથી સર્વદોષરહિત સ્ત્રીપુરુષે સંસર્ગ કરવો જોઈએ. ૬

ગમતી સુગન્ધવાળું, સારી રીતે બીછાવેલું અને સુખદાયક શયન તૈયાર કરીને, મનગમતું તથા હિતકારક

ભોજન કરીને-પરંતુ બહુ ખાધા વગર, હર્ષયુકત અને મૈથુન માટે અનુકૂળ બનેલ સ્ત્રીપુરુષમાંથી પુરુષે જમણે પગે અને સ્ત્રીએ ડાબે પગે એ શયન પર આરોહણ કરવું જોઈએ. ૭

તેનો મંત્ર—

તે વખતે આ મંત્રનો પ્રયોગ કરવો જોઈએ—

"अहिरसि आयुरसि सर्वतः प्रतिष्ठाऽसि धाता त्वा ददतु विधाता त्वा दधातु ब्रह्मवर्चसा भव" इति ।
ब्रह्माबृहस्पतिर्विष्णुः सोमः सूर्यस्तथाऽश्विनौ ।
भगोऽथ मित्रावरुणौ वीरं ददतु मे सुतम् ॥"

એમ બોલીને પછી સમાગમ કરવો જોઈએ. ૮

જેવા પુત્રની ઇચ્છા હોય તેવો પુત્ર ઉત્પન્ન કરવાનો વિધિ—

જો તે સ્ત્રી એમ ઇચ્છે કે મહાકાય, વિમળ વર્ણવાળો, સિંહ સમાન આંખવાળો, ઓજસ્વી, પવિત્ર અને સત્ત્વસંપન્ન પુત્ર મને મળે તો શુદ્ધ સ્નાનના દિવસથી માંડીને સાફ કરેલા જવના મન્થને, મધ અને ઘી સાથે મેળવીને, પોતાના જેવાજ રૂપવાળા વાછડાવાળી શ્વેત ગાયનાં દૂધ સાથે હલાવીને, રૂપાના કે કાંસાના પાત્રમાં, સાત દિવસ સુધી સતત, સમયે સમયે એને પીવા માટે તે આપવું. વળી સવારમાં શાલિ કે જવના ભોજ્ય પદાર્થો દહીં-મધ કે ઘીની સાથે મેળવીને અથવા તો દૂધ સાથે મેળવીને ખાવા જોઈએ; તે જ પ્રમાણે સાંજે કરવું અને શ્વેતવર્ણનાં ઘર-શાયન-આસન-પાન-વસ્ત્ર અને ભૂષણવાળા થવું જોઈએ. હંમેશ સવાર સાંજ શ્વેતવર્ણના મહાન વૃષભનું કે તેવા જ શ્વેતચંદન ચોપડેલ ઉત્તમ અશ્વનું દર્શન કરવું. વળી સુંદર મનગમતી કથાઓથી એને રાજી રાખવી. જેનાં આકૃતિ-વચન-ઉપચાર અને ચેષ્ટા સુંદર છે તેવાં સ્ત્રી-પુરુષને તથા શુકલવર્ણના બીજા પણ ઇન્દ્રિયાર્થોને જોવા. સખીઓએ પ્રિય અને હિતકર વ્યવહારથી એની સતત સેવા કરવી; તેવી જ રીતે પતિએ પણ. વળી બન્નેએ મૈથુન ન કરવું. આ વિધિ પ્રમાણે સાત રાત સુધી રહીને આઠમે દિવસ પતિ સાથે માથાબોળ નાહીને નવાં શ્વેત વસ્ત્ર પહેરવાં તથા શ્વેત માળાઓ અને આભૂષણો ધારણ કરવાં. ૯

ત્યાર પછી ઘરની ઈશાનમાં પૂર્વ તરફ ઢળતો કે ઉત્તર તરફ ઢળતો ભાગ જોઈને, ગાયનાં છાણ તથા જલથી સ્થંડિલને લીપીને, જલથી પ્રોક્ષણ કરીને, એ ઠેકાણે વેદીની સ્થાપના કરવી. તેની પશ્ચિમ તરફ નવીન વસ્ત્રના સમૂહ ઉપર, શ્વેત બળદના ચર્મ ઉપર બ્રાહ્મણથી યોજાયેલા ઋત્વિજે બેસવું; ક્ષત્રિયથી યોજાયેલ હોય તો વ્યાઘ્રચર્મ કે સાંઢના ચર્મ ઉપર, વૈશ્યથી યોજાયેલ હોય તો રુરુનાં ચર્મ ઉપર કે બકરાના ચર્મ ઉપર, ઋત્વિજે બેસવું. ત્યાં બેસીને ખાખરાનાં, ઇંગુદીનાં, ઉમરાનાં કે મહુડાંનાં સમિધથી અગ્નિસ્થાપન કરીને, દર્ભ પાથરીને, પરિધિઓથી વેષ્ટન કરીને, લાજાઓ તથા શ્વેત અને સુગન્ધિ પુષ્પો વિખેરવાં. ત્યાં પવિત્ર અને મન્ત્રપૂત જલપાત્રની પ્રણીતા બનાવીને, હોમયોગ્ય ઘીને માટે ઘીના સંસ્કાર કરીને, કહ્યા પ્રમાણેના વર્ણવાળા ઉત્તમ અશ્વો વગેરેને ચારે બાજુ સ્થાપવા. ૧૦

ત્યાર પછી પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીએ પતિ સાથે અગ્નિની પશ્ચિમે અને બ્રાહ્મણની દક્ષિણે બેસીને ઇચ્છાનુસાર પુત્રની આશા રાખતાં ઋત્વિજના કહેવા પ્રમાણે કરવું. ત્યાર પછી પુત્રની આશા રાખતી તે સ્ત્રીની યોનિમાં ઋત્વિજે પ્રજાપતિનું અભિમંત્રણ કરીને તેની કામના પરિપૂર્ણ કરવા માટે, 'विष्णुर्योनिं कल्पयतु' એ ઋચા દ્વારા કામ્ય ઇષ્ટિ કરવી એટલે એ મંત્રથી અગ્નિમાં હોમ કરવો. ત્યાર પછી ચરુને હોમયોગ્ય ઘી સાથે મેળવીને વેદ પ્રમાણે ત્રણ વાર હોમ કરવો. મન્ત્રથી મન્ત્રેલું જલપાત્ર તેને દેવું અને કહેવું કે જલનો સર્વ ઉપયોગ આનાથો જ કરજો. ત્યારપછી કર્મ સમાપ્ત થતાં, પહેલાં જમણો પગ ઉપાડીને, અગ્નિને જમણી તરફ રાખીને પતિ સાથે પ્રદક્ષિણા કરવી. પછી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવીને બાકી રહેલું ઘી પ્રથમ પુરુષે અને પછી સ્ત્રીએ પ્રાશન કરવું; અને જરા પણ ઉચ્છિષ્ટ બાકી રાખવું નહિ. ત્યાર પછી તે બન્ને આઠ રાત સુધી સમાગમ કરે અને અગાઉ કહ્યો તેવો જ ઉપસ્કર રાખે. આવી રીતે ઇચ્છાનુસાર પુત્રને ઉત્પન્ન કરી શકે. ૧૧

જે સ્ત્રી વળી શ્યામ, લાલ આંખવાળા, વિશાળ છાતીવાળા અને મહાબાહુ પુત્રની આશા રાખતી હોય અથવા તો જે સ્ત્રી કૃષ્ણ, કાળા-કોમળ અને લાંબા કેશવાળા, શ્વેત આંખવાળા, શ્વેત દાંતવાળા, તેજસ્વી અને આત્મવાન પુત્રની આશા રાખતી હોય-તે બન્નેય માટે

આ જ હોમવિધિ છે. પરંતુ શયનાસનાદિક ઉપસ્કર અગાઉ કહેલ વર્ણ સિવાયનો થવો જોઈએ વળી કામના પ્રમાણે પુત્રના વર્ણને અનુરૂપ તે બન્નેનો ઉપસ્કર બીજો કરવો જોઈએ. ૧૨

પણ શૂદ્રોએ તો દેવ-અગ્નિ-દ્વિજ-ગુરુ-તપસ્વી અને સિદ્ધોને નમસ્કાર જ કરવા જોઈએ. ૧૩

જે જે સ્ત્રી જેવી જાતના પુત્રની અપેક્ષા રાખતી હોય તે તે સ્ત્રીની તેવી તેવી પુત્રકામના સાંભળીને તે તે દેશોમાં તેને માનસિક રીતે ધ્યાન કરાવવું. ત્યાર પછી જે જે સ્ત્રી જે જે દેશોનાં મનુષ્ય જેવા પુત્રની આશા રાખતી હોય તે તે દેશનાં મનુષ્યોના આહારવિહાર-ઉપચાર અને ઉપસ્કરનું તું અનુકરણ કર એમ તેને કહેવું જોઈએ. આમ પુત્રની કામનાવાળાંઓને સમૃદ્ધિ કરનાર આ સર્વ કર્મનું વ્યાખ્યાન કર્યું છે. ૧૪

શરીરના રંગભેદનું કારણ—

કેવળ આ જ કર્મ વર્ણની વિશિષ્ટતા કરનારું થાય છે એટલું જ નહિ પણ જલ અને આકાશ ધાતુપ્રધાન તેજોધાતુ એટલે અગ્નિ પણ ગૌરવર્ણ કરનાર બને છે. જો તેજોધાતુમાં પૃથ્વી અને વાયુધાતુ પ્રધાન હોય તો કૃષ્ણ વર્ણ કરનાર અને સર્વ ધાતુઓ સમાનપણે હોય તો તેજોધાતુ શ્યામ વર્ણ કરનાર બને છે. ૧૫

સત્ત્વભેદનું કારણ—

વળી તે તે પ્રાણીનાં માબાપના મન, ગર્ભિણીનાં વારંવાર સાંભળેલાં કથા-ગીત આદિ, ગર્ભે પોતે ઉપાર્જન કરેલ કર્મ એટલે અદૃષ્ટ, અને જન્મજન્મનાં સત્ત્વવિશેષનો અભ્યાસ—એ સર્વ મનની ભિન્નતા કરનારાં છે. ૧૬

યથોક્ત વિધિ પ્રમાણે સંસ્કાર પામેલ સ્ત્રીપુરુષ અવશ્ય ગર્ભ ઉત્પન્ન કરે છે—

કહેલ વિધિ પ્રમાણે સંસ્કાર પામેલ શરીરવાળાં સ્ત્રીપુરુષ જ્યારે સમાગમ કરે છે ત્યારે વિકૃતિરહિત વીર્ય, વિકૃતિરહિત શોણિતની સાથે સંયોગ પામીને, યોનિ દોષરહિત હોતાં તથા ગર્ભાશય દૂષિત ન હોતાં, અવશ્ય ગર્ભ નિષ્પન્ન કરે છે. જેમકે-સારી પેઠે સ્વચ્છ કરેલા નિર્મળ વસ્ત્રમાં ગુણસમુદાયવાળું રંજન દ્રવ્ય, સંયોગ થતાં જ રંગ પ્રકટ કરે છે, તેવી રીતે; અથવા તો જેવી રીતે દહીંથી મેળવેલું દૂધ, મેળવણીને લઈ, પોતાનો સ્વભાવ છોડીને દહીંભાવને પામે છે તેવી રીતે વીર્ય શોણિતયુક્ત થતાં ગર્ભ નિષ્પન્ન થાય છે. ૧૭

ગર્ભનાં સ્ત્રીત્વ અને પુરુષત્વનું કારણ—

આ પ્રમાણે નિષ્પન થતા ગર્ભનું સ્ત્રીત્વનું કે પુરુષત્વનું કારણ પૂર્વે કહ્યું છે. કારણ કે વાવેલું દોષરહિત બીજ જેમ પોતપોતાની પ્રકૃતિને અનુસરે છે. જેમકે વ્રીહી વ્રીહીપણાને અથવા તો જવ જવપણાને, તેમજ સ્ત્રીપુરુષ પણ કહેલ હેતુવિભાગને અનુસરે છે. ૧૮

વેદોક્ત પુંસવનવિધિ—

પુંસ્ત્વ કે સ્ત્રીત્વ વ્યકત થયા પહેલાં સમ્યક્ પ્રકારે પ્રયોજેલાં આયુર્વેદીય કર્મથી તે બન્નેનું પરિવર્તન કરવાનો ઉપદેશ આપવામાં આવે છે. દેશ અને કાલની સંપત્તિથી યુક્ત કર્મોનું ફળ નક્કી ઇષ્ટ હોય છે ત્યારે વિપરીત કર્મોનું વિપરીત હોય છે. તેથી સ્ત્રીને ગર્ભ-પ્રાપ્તિ થયેલ જાણી, ગર્ભ વ્યક્ત થયા પહેલાં, એને પુંસ્ત્વકારક ઔષધ આપવું. ગૌશાળામાં ઊગેલ વડની પૂર્વ તરફની તથા ઉત્તર તરફની બે ડાળીઓમાંથી ગંધ-વર્ણ અને રસયુક્ત બે શુંગ લઈને રસવીર્યાદિ સંપત્તિયુકત બે અડદના દાણા કે બે શ્વેત સરસવના દાણા સાથે તેને દહીંમાં નાખી પુષ્ય નક્ષત્રમાં પીવાં. તેવી જ રીતે બીજાં જીવક-ઋષભક અઘેડો અને સહચરના કલ્ક એક સાથે એક એક કરીને કે આવશ્યકતા પ્રમાણે દૂધથી સંસ્કાર કરીને પુષ્ય નક્ષત્રમાં પીવાં. કુડ્યકીટ કે ક્ષુદ્રમત્સ્યને જળની અંજલિમાં નાખીને પુષ્યનક્ષત્રમાં પીવાં; તથા સોનાના રૂપાના અને લોઢાના અણુ અણુ જેવડા અગ્નિવર્ણના એટલે તપાવીને અગ્નિ જેવા લાલચોળ નાનકડા પુરુષોને દહીંમાં, દૂધમાં કે પાણીની અંજલિમાં ઠારી, તે દૂધ-દહીં જલ પુષ્ય નક્ષત્રમાં નિઃશેષ પીવું; અને રંધાતા ચોખાના લોટની ઊષ્માને સૂંઘી, પાણીમાં ળવેલ તે જ લોટના રસને, ડેલી વચ્ચે બેસીને પુષ્ય નક્ષત્રમાં પૂમડા વડે

પોતેજ જમણા નસકોરામાં નાખવો. વળી બ્રાહ્મણો અને આપ્ત ડોશીઓ પણ જે બીજું ઇષ્ટ પુંસવન કહે તે કરવું જોઈએ. આ પ્રમાણે પુંસવનો છે. ૧૯

**गर्भस्थापन औषधो —**

અહીંથી આગળ ગર્ભસ્થાપન ઔષધોની વ્યાખ્યા કરશું. ઐન્દ્રી, બ્રાહ્મી, શતવીર્યા, સહસ્રવીર્યા, અમોઘા, અવ્યથા, શિવા, અરિષ્ટા, વાટયપુષ્પી અને વિષ્વકસેનકાન્તા. એ ઔષધિઓને માથા ઉપર કે જમણે હાથે ધારણ કરવી; તે ઔષધિઓથી સિદ્ધ કરેલાં દૂધનું કે ઘીનું પાન કરવું. દર પુષ્ય નક્ષત્રે તેઓથી સ્નાન કરવું; હંમેશાં તેઓથી ઉદ્વર્તન કરવું; તથા જીવનીયગણમાં કહેલ ઔષધીઓનો તે તે ઉપયોગવિધિ પ્રમાણે સદા ઉપયોગ કરવો. આ પ્રમાણે ગર્ભસ્થાપન ઔષધોની વ્યાખ્યા કરી. ૨૦

**गर्भने हानिकारक भावो—**

વળી ગર્ભને હાનિકારક આ ભાવો છે; જેમકે- ઉભડક-વિષમ અને કઠિન આસન સેવનાર, વાયુ-મૂત્ર અને મળના વેગોને રોકનાર, દારુણ અને અનુચિત વ્યાયામ કરનાર, તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થોનું અતિ માત્રામાં સેવન કરનાર તથા બહુ થોડું ખાનાર સ્ત્રીનો ગર્ભ કાં તો ઉદરની અંદર મરણ પામે છે, કાં તો અકાળે સ્રવી જાય છે અથવા તો શુષ્ક થઈ જાય છે; તથા આઘાતથી કે દબાણથી અથવા તો માતાના ઊંડી ખાઈ-કૂવા અને જલધોધના વારંવાર અવલોકનથી ગર્ભ અકાળે પડી જાય છે; તથા અતિશય હડદોલાવાળાં વાહનોમાં બેસીને જવાથી અથવા અપ્રિય કે અતિશય મોટો શબ્દ સાંભળવાથી ગર્ભ અકાળે પડી જાય છે. વળી સતત ચત્તી સૂનાર સ્ત્રીના ગર્ભની નાભિનાડી ગર્ભના કંઠને વીંટળાઈ વળે છે; ખુલ્લામાં સૂનાર તથા રાતની ભટકનાર સ્ત્રી ઉન્મત્ત સંતાનને જન્મ આપે છે; કજિયો કે મારામારી કરનારી અપસ્માર રોગીને, મૈથુન કરનાર નિન્દિત દેહવાળા-નિર્લજ્જ કે સ્ત્રી જેવા સ્વભાવવાળા સંતાનને, નિરંતર શોક કરનારી બીકણ-કૃશ કે અલ્પાયુ સન્તાનને, મનથી અન્યનો દ્રોહ કરનાર ગર્ભિણી અન્યને સંતાપનાર-ઈર્ષ્યાળુ કે સ્ત્રી જેવા સ્વભાવવાળા સંતાનને, ચોરટી-બહુ શ્રમ કરનાર-અતિદ્રોહી કે અકર્મશીલ સંતાનને, ક્રોધી ગર્ભિણી ક્રોધશીલ-છળકપટી કે દોષદર્શી સંતાનને, નિદ્રાશીલ તન્દ્રાવાળા-અબુધ કે મંદાગ્નિવાળા સંતાનને, નિત્ય મદ્ય સેવનારી બહુ તરસવાળા-અલ્પ સ્મૃતિવાળા કે અસ્થિર ચિત્તવાળા સંતાનને, ગોધાનું માંસ બહુ ખાનારી શર્કરામેહવાળા-અશ્મરીવાળા કે શનૈર્મેહરોગવાળા સંતાનને, સૂવરનું માંસ બહુ ખાનારી લાલ આંખવાળા-મૂંઝવાળા કે અતિ કઠોર રૂંવાડાંવાળા સંતાનને, નિત્ય મત્સ્ય માંસ ખાનારી ઝાંઝે વખતે મટકું મારનાર કે નિશ્ચલ આંખવાળા સંતાનને, નિત્ય મધુર રસ ખાનારી પ્રમેહવાળા-મૂંગા કે અતિસ્થૂલ સંતાનને, નિત્ય ખાટા રસ ખાનારી રક્તપિત્તના રોગવાળા-ચામડીના રોગવાળા કે આંખના રોગીને, નિત્ય લવણ રસનું સેવન કરનારી જલદી વૃદ્ધ થનાર-કરચલી અને પળિયાંવાળા કે ઇન્દ્રલુપ્ત રોગવાળાં સંતાનને, નિત્ય કટુ રસનું સેવન કરનારી દુબળા-અલ્પ વીર્ય કે સંતાનહીન બાળકને, નિત્ય તિક્ત રસનું સેવન કરનારી શોષરોગી-નિર્બળ કે કૃશ સંતાનને, નિત્ય કષાય રસનું સેવન કરનારી ધૂમ્રવર્ણના-આનાહરોગી કે ઉદાવર્ત રોગીને અને જે જે રોગનું જે જે નિદાન કહ્યું છે તેનું તેનું સેવન કરનાર ગર્ભિણી તેના કારણે થતા મોટાભાગના વિકારવાળા સન્તાનને જન્મ આપે છે. વળી પિતૃજન્ય શુક્રદોષોનું માતૃજન્ય અયોગ્ય આચારથી વ્યાખ્યાન કર્યું છે. આમ ગર્ભને હાનિ કરનારા ભાવો કહી બતાવ્યા છે. તેથી પ્રજાની સંપત્તિ ઇચ્છતી સ્ત્રીએ તો ખાસ કરીને અહિત આહારવિહારનો પરિત્યાગ કરવો જોઈએ; અને સદાચારી બની હિતકર આહારવિહારથી પોતાનું પરિપાલન કરવું જોઈએ. ૨૧

**संक्षेपमां गर्भिणीना उपचारनो विधि—**

કેવળ મૃદુ-મધુર-શીતલ-સુખકર અને કોમળ ઔષધ આહાર અને ઉપચારથી ગર્ભિણીના વ્યાધિઓનો ઉપચાર કરવો જોઈએ. તેને વમન-વિરેચન કે શિરોવિરેચન પ્રયોજવાં જોઈએ નહિ, રક્તમોક્ષણ ન કરાવવું જોઈએ અને મારક રોગ સિવાય સર્વ કાળે આસ્થાપન કે અનુવાસન પણ ન કરવાં જોઈએ. પણ ગર્ભપ્રાપ્તિથી આઠમા મહિનાથી માંડીને વમનાદિકથી, સાધ્ય રોગો મારક સ્થિતિમાં હોય તો જોઈતો અર્થ પાર પાડનાર

ઔષધોથી કે મૃદુ વમનાદિકથી ઉપચાર થઈ શકે. છલોછલ ભરેલાં તૈલપાત્રને ક્ષોભ પમાડયા વગર લઈ જનારનાં પેઠે ગર્ભિણી સ્ત્રીના ઉપચાર થવા જોઈએ. ૨૨

વીજે કે ત્રીજે મહિને રજોદર્શન થાય તો ગર્ભસ્રાવ થાય છે—

જો તેના અયોગ્ય આચારથી બે કે ત્રણ મહિનાની અંદર રજોદર્શન થાય તો જાણવું કે એનો ગર્ભ ટકશે નહિ; કારણ કે તે સમયે ગર્ભ સ્થિરભાવને પામ્યો હોતો નથી. ૨૩

ચોથા મહિના પછી પુષ્પદર્શન થાય તો તેની ચિકિત્સા—

જો ચોથા મહિનાથી માંડી તે પછીના મહિનાઓમાં ક્રોધ- શોક- અસૂયા- ઈર્ષ્યા-ભય-ત્રાસ-મૈથુન વ્યાયામ-સંક્ષોભ-વેગધારણ-વિષમભોજન-વિષમશયન-વિષમાસન ભૂખ અને તરસના અતિયોગથી અથવા ખરાબ આહારથી તેને રજોદર્શન થાય તો તેના ગર્ભને ટકાવી રાખવાના વિધિનો ઉપદેશ કરશું. રજોદર્શન થતાં જ તેને કહેવું કે 'મૃદુ-સુખકર અને શીતળ બિછાનું પાથરેલ તથા માથા તરફ જરા ઢળતાં શયન પર સૂઈ જા.' ત્યાર પછી અતિશય ઠંડા પાણીમાં રાખેલ ઘૃતમિશ્રિત જેઠીમધના ચૂર્ણથી રૂનું પોતું તરબોળ કરીને તેની યોનિમાં રાખવું; તથા સો વાર ધોયેલાં અને હજાર વાર ધોયેલાં ઘીથી નાભિ નીચેના ભાગમાં સર્વ ઠેકાણે લેપ કરવો; અને નાભિની નીચે સર્વ ઠેકાણે ગાયના સારી પેઠે શીતલ દૂધથી, જેઠીમધના કવાથથી અથવા ન્યગ્રોધાદિ કષાયથી એને પરિસિંચન કરવું; અથવા અતિ શીતલ જલમાં સ્નાન કરાવવું; દૂધવાળાં અને કષાય રસવાળાં વૃક્ષોના સ્વરસમાં તરબોળ કરેલાં પોતાં યોનિમાં રખાવવાં; ન્યગ્રોધાદિનાં કૂંપળોથી સિદ્ધ કરેલાં દૂધ અને ઘીવાળું રૂનું પોતું યોનિમાં રખાવવું; અને એમાંથી એક તોલા જેટલું ઘી ખવરાવવું અથવા તો કેવળ દૂધમાંથી કાઢેલું ઘી ખવરાવવું; પદ્મ-ઉત્પલ અને કુમુદનાં કેશરો મધ અને સાકર સાથે તેને ચાટવા માટે આપવાં; ખાવા માટે શીંગોડાં, પુષ્કરબીજ અને કશેરુક આપવાં; ગન્ધપ્રિયંગુ, નીલકમલ, શાલૂક, ઉંબરાનાં શલાટુ એટલે કાચાં ફળ અને વડનાં કૂંપળો એને બકરીના દૂધ સાથે પાવાં; બલા, અતિબલા, શાલિમૂલ ષષ્ટિકમૂલ, ઈક્ષુમૂલ, અને કાકોલીના કવાથમાં સિદ્ધ કરેલ દૂધની સાથે મધ અને સાકર સહિત કોમળ, સુગંધી અને શીતળ રાતી શાળના ભાત ખવરાવવા; અથવા ઘીથી સારી પેઠે સંસ્કૃત કરેલ લાવ-કપિંજલ-કુરંગ-શંબર સસલું-હરિણ-એણ અને કાલપુચ્છકના માંસરસ સાથે, સુખદાયક-શીતલ અને મંદ પવનના સંચારવાળા સ્થાને તેને ભાત ખવરાવવા; ક્રોધ શોક-શ્રમ-મૈથુન અને વ્યાયામમાંથી રક્ષણ કરવું; અને મનગમતી સૌમ્ય કથાઓથી તેને રાજી રાખવી. આવી રીતે એનો ગર્ભ ટકી રહે છે. ૨૪

વળી જેને આમજનક હેતુથી રજોદર્શન થાય તે અરસપરસ વિરોધી ઉપક્રમને લીધે ઘણુંખરું તેના ગર્ભને હાનિકારક બને છે. ૨૫

ઉપવિષ્ટક અને નાગોદરનું લક્ષણ—

જો ગર્ભિણીનો ગર્ભ મોટો અને સારયુક્ત થઇ ગયો હોય તો પણ ઉષ્ણ અને તીક્ષ્ણ દ્રવ્યોના ઉપયોગથી રજોદર્શન થાય અથવા તો યોનિથી બીજો કોઈ સ્રાવ થાય તો ઝરી જવાને લઈ ગર્ભ વૃદ્ધિ પામતો નથી. તે ઘણા કાળ સુધી ગર્ભાશયમાં સ્થિત થાય છે; તેને કેટલાક ઉપવિષ્ટક કહે છે. ઉપવાસ અને વ્રતકર્મપરાયણ, ખરાબ આહાર કરનારી, સ્નેહનો દ્વેષ કરનારી અને વાતપ્રકોપણ કહેલ દ્રવ્યોનું સેવન કરનારીનો ગર્ભ, એકદમ સુકાઈ જવાથી, વૃદ્ધિ પામતો નથી. તે પણ લાંબા કાળ સુધી સ્થિત થાય છે અને ફરકતો નથી. તેને નાગોદર કહે છે. ૨૬

તેમની ચિકિત્સા—

તે બન્ને પ્રકારની સ્ત્રીઓની વિશેષ ચિકિત્સાનો ઉપદેશ કરશું. ભૂતોને નાશ કરવામાં હિતકર, બૃંહણીય, મધુર અને વાતહર દ્રવ્યોથી સિદ્ધ કરેલાં ઘીનો, દૂધનો તથા આમગર્ભનો ઉપયોગ ગર્ભની વૃદ્ધિ કરનાર છે તથા સારી પેઠે ભૂખી થતાં એનાથી જ સિદ્ધ કરેલાં ઘૃતાદિકથી તેને જમાડવી અને વારંવાર યાન-વાહન-સ્નાન-અભ્યંગ અને બગાસાંથી ચિકિત્સા કરવી. ૨૭

ગર્ભ ન ફરકે તેની ચિકિત્સા—

વળી જેનો સુપ્ત ગર્ભ ફરકે નહિ તેને બાજપક્ષી-મત્સ્ય-નીલગાય-મોર-કુકડો અને તેતરમાંના એકના-ઘૃતયુક્ત માંસરસ સાથે, અડદના યૂષ સાથે અથવા પુષ્કળ ઘીયુક્ત મૂળાના યૂષ સાથે, કોમળ-મધુર અને શીતળ લાલશાળના ભાતનું ભોજન કરાવવું; અને નવશેકા તેલથી એના ઉદર-બસ્તિ-વંક્ષણ-ઊરુસ્થળ-કટી-પડખાં અને પીઠ પ્રદેશને વારંવાર માલીશ કરવા. ૨૮

ગર્ભિણીને ઉદાવર્ત કે વિબંધ થાય તેની ચિકિત્સા—

જેને આઠમે મહિને ઉદાવર્તને લઈ મલબન્ધ થાય અને તે અનુવાસનથી સાધ્ય ન જણાય તો તેના તે વિકારની શાન્તિ માટે આસ્થાપન બસ્તિની કલ્પના કરવી; કારણ કે જો ઉદાવર્તની ઉપેક્ષા કરવામાં આવે તો એચિંતા ગર્ભસહિત ગર્ભિણીનો અથવા એકલા ગર્ભનો નાશ કરે. તેમાં વાળો-શાલિ-ષષ્ટિક-કુશ-કાશ-ઈક્ષુવાલિકા-વેતસ તથા પરિવ્યાધનાં મૂળોનો અને ભૂતીક, અનન્તા, કાશ્મર્ય, પરૂષક, જેઠીમધ અને મૃદ્વીકાનો, અર્ધજલયુક્ત દૂધ સાથે ક્વાથ બનાવીને પ્રિયાલની, મજ્જા, બહેડાંની મજ્જા અને તલનો કલ્ક મેળવીને જરા લવણયુક્ત નવશેકી નિરૂહ બસ્તિ દેવી. મલબન્ધ દૂર થતાં એને સુખદાયક જલથી પરિસિંચન કરવું. ગર્ભસ્થાપક અને અવિદાહી આહારનું ભોજન કરે અને સાંજે જેઠીમધથી સિદ્ધ કરેલાં તેલથી અનુવાસન કરવું. તેને અધોમુખી કરીને આસ્થાપન તથા અનુવાસનથી ઉપચાર કરવો. ૨૯

કુક્ષિમાં ગર્ભનાં મરણનું કારણ અને મૃત ગર્ભનાં લક્ષણો—

જેને અત્યધિક દોષોના સંચયથી તીક્ષ્ણ અને ઉષ્ણ દ્રવ્યોનું અતિશય સેવન કરવાથી, વાત-મૂત્ર કે મળનો વેગ રોકવાથી, વિષમ ભોજન-વિષમ શયન-વિષમ આસન, અતિ દબાણ કે આઘાતથી ક્રોધ-શોક-ઈર્ષ્યા-ભય અને ત્રાસાદિકથી, સાહસથી કે બીજાં કર્મથી ગર્ભ જ્યારે ઉદરની અંદર મરી જાય છે. ત્યારે તેનું ઉદર સ્થિર અને સ્તબ્ધ વિસ્તૃત શીતળ અને જાણે કે અંદર પાષાણ હોય તેવું થઈ જાય છે, ગર્ભ ફરકતો નથી, શૂળ અધિક થાય છે, વેણ આવતી નથી, યોનિમાં સ્રાવ થતો નથી, એની આંખો શિથિલ થાય છે, તેને અંધારાં આવે છે, વ્યથા થાય છે, ચક્કર આવે છે, હાંફે છે, બહુ બેચેન બને છે અને એના વેગોની ઉત્પત્તિ યથાવત્ જાણી શકાતી નથી. આમ આવાં લક્ષણવાળી સ્ત્રીને 'આ મૃતગર્ભા છે' એમ જાણવું. ૩૦

મૃત ગર્ભને બહાર કાઢવાનો વિધિ—

'ઓરને પાડી નાખવાનું કર્મ' તે ગર્ભરૂપી શલ્યનું સંશમન છે, એમ કેટલાક કહે છે. અથર્વવેદમાં કહેલ મન્ત્રાદિક સંશમન છે એમ કેટલાક કહે છે અને આવાં કામ જેણે ખૂબ જોયાં હોય તેવા શસ્ત્રવૈદ્ય દ્વારા કઢાવી નાખવું એ સંશમન છે એમ કેટલા કહે છે. કાચા ગર્ભ-વાળી એ સ્ત્રીનું ગર્ભરૂપી શલ્ય દૂર થતાં, ગર્ભાશયની વિશુદ્ધિ માટે પીડા ભૂલાવવા માટે અને ટેકામાં લઈ આવવા માટે પ્રથમ સુરા-સીધુ-અરિષ્ટ-મધુ-મદિરા અને આસવમાંનું એક શક્તિ અનુસાર પીવડાવવું. એ પછી જ્યાં સુધી દોષ અને ધાતુનો ક્લેદ શોષાઈ જાય તેટલા કાળમાંજ સંતર્પક-બળનું રક્ષણ કરનાર અને સ્નેહરહિત બનાવેલી યવાગૂ વગેરેથી અથવા તત્કાળ યોગ્ય આહારોથી તેનો ઉપચાર કરવો. એ પછી સ્નેહપાનથી, બસ્તિથી અને દીપનીય-જીવનીય-બૃંહણીય-મધુર અને વાતહર કહેલ આહારવિધિથી ઉપચાર કરવો. પણ પરિપક્વ ગર્ભરૂપી શલ્યવાળી જ્યારે ગર્ભરૂપી શલ્યથી મુક્ત થાય ત્યારે તે જ દિવસે સ્નેહથી ઉપચાર થઈ શકે. ૩૧

વિકૃતિ વગર વૃદ્ધિ પામતા ગર્ભનું મહિને મહિને કરવાનું કર્મ—

અહીંથી આગળ ગર્ભ વગરવિકારે વૃદ્ધિ પામતો હોય ત્યારે માસે માસે કરવાનાં કર્મનો ઉપદેશ કરશું. પ્રથમ માસે ગર્ભપ્રાપ્તિ થઈ છે એમ લાગે તો સાદું દૂધ માત્રાનુસાર સમયે સમયે ટાઢું પીએ અને સાંજે તથા સવારે સાત્મ્ય ભોજન કરે. બીજે મહિને મધુર ઔષધોથી સિદ્ધ કરેલું દૂધ જ પીએ.

ત્રીજે મહિને મધ અને ઘી મેળવીને દૂધ પીએ. ચોથે મહિને દૂધમાંથી કાઢેલું માખણ એક તોલા જેટલું ખાય. પાંચમે મહિને દૂધનું ઘી પીએ. છઠ્ઠે મહિને મધુર ઔષધોથી સિદ્ધ કરેલું દૂધનું ઘી; સાતમે માસે પણ તે જ. તેમાં ગર્ભને ઉત્પન્ન થતા કેશો માતને વિદાહ ઉત્પન્ન કરે છે એમ સ્ત્રીઓ કહે છે. પણ ભગવાન આત્રેય માને છે કે તે નથી કરતું; પણ ગર્ભના દબાણથી વાત-પિત્ત અને શ્લેષ્મ ઉર:સ્થળમાં આવી વિદાહ ઉત્પન્ન કરે છે, તેથી ચળ ઉત્પન્ન થાય છે અને ચળને લઈ કિક્કિસ પ્રાપ્ત થાય છે. તેમાં મધુર ઔષધોથી સિદ્ધ કરેલું એક તોલા જેટલું માખણ બોરના ક્વાથ સાથે સમયે સમયે એને પીવા આપવું. એનાં સ્તન અને ઉદરને ચંદન અને મૃણાલના કલ્કથી મર્દન કરે અથવા શિરીષ-ધાવડીનાં ફૂલ-સરસવ અને જેઠીમધનાં ચૂર્ણથી કે કુટજ-તુલસીબીજ-મોથ અને હળદરના કલ્કથી અથવા લીમડો-બોર-તુલસી અને મજીઠના કલ્કથી અથવા ચિત્તળ-હરણ અને સસલાંના રુધિરયુક્ત ત્રિફળાથી સ્તન અને ઉદરને મર્દન કરે. કરેણનાં પાનથી સિદ્ધ કરેલા તેલથી માલીસ કરવું; માલતી અને જેઠીમધથી સિદ્ધ કરેલાં પાણીથી પરિસિંચન કરવું; અને ચળ આવે તો ત્વગ્ભેદથી થતી વિરૂપતા ન આવવા માટે ખંજોળવાનું છોડી દે; પણ ચળ અસહ્ય હોય તો મર્દન અને ઘર્ષણથી મટાડી શકાય. મધુર-વાતહર અને અલ્પ સર્વ આહાર અલ્પ સ્નેહ અને લવણયુક્ત તથા અલ્પ જળનાં અનુપાનથી ખાય. આઠમે મહિને ઘીવાળી દૂધની યવાગૂ કાળે કાળે પીએ. ત્યારે ભદ્રકાપ્ય બોલ્યા, ' તે ન કરવું જોઈએ, કારણ કે એના ગર્ભને પિંગલનેત્રતાની બાધા આવે.' ત્યારે ભગવાન આત્રેય પુનર્વસુએ કહ્યું, ' પિંગલતાનો બાધ ભલે આવે; પણ એ ન કરવું એમ નથી જ; કારણ કે એ પ્રમાણે કરનારી ગર્ભિણી નીરોગી રહી આરોગ્ય-બલ-વર્ણ-સ્વર અને બાંધાની સંપત્તિથી યુક્ત તેમજ જ્ઞાતિમાં શ્રેષ્ઠ સંતાનને જન્મ આપે છે. વળી નવમે મહિને એને મધુર ઔષધથી સિદ્ધ કરેલાં તેલથી અનુવાસન કરવું જોઈએ; અને ગર્ભનાં સ્થાન તથા માર્ગનાં સ્નેહન માટે એ જ તેલમાંથી રૂનું પોતું યોનિમાં રખવું. પહેલા માસથી માંડીને નવમા માસ સુધી જે આ કર્મનો ઉપદેશ કર્યો તેનાથી ગર્ભના જન્મ સમયે ગર્ભિણીનાં બોર-કુખ-કેડ-પડખાં અને પીઠ મૃદુ થાય છે, વાયુ અનુલોમ થાય છે, મૂત્ર અને મળ સ્વાભાવિક સ્થિતિમાં રહીને સુખપૂર્વક પોતાને માર્ગે જાય છે, ચર્મ અને નખ મૃદુતા પામે છે તથા બલ અને વર્ણનો સંચય થાય છે; અને એ ગર્ભિણી યોગ્ય સમયે ઇષ્ટ, સંપત્તિયુક્ત અને તીર્ઘાયુષી પુત્રને સુખેથી જન્મ આપે છે. ૩૨

તેમાં લાવવાની સામગ્રી—

એના નવમા મહિના પહેલાં જ જ્યાંથી હાડકાં-કાંકરા અને ઠીકરાં દૂર કરવામાં આવ્યાં છે તેવા પ્રદેશમાં, પ્રશસ્ત રૂપ-રસ અને ગન્ધવાળી ભૂમિ ઉપર, પૂર્વ તરફ કે ઉત્તર તરફ દ્વારવાળું, બીલી-તિન્દુક-ઇંગુદી-ભલ્લાતક-વરુણ કે ખેરનાં લાકડાંનું કે અથર્વવેદ જાણનાર બ્રાહ્મણો જે બીજાં લાકડાંઓને પ્રશસ્ત ગણે તેઓનું એક સૂતિકાગાર કરાવવું. તે સૂતિકાગાર નિવાસ-લીંપણ-છત અને બારીબારણાંની સંપત્તિયુક્ત, વાસ્તુવિદ્યાના સિદ્ધાન્ત અનુસાર, ચૂલા-પાણીઆરું-ખાંડણિઓ-જાજરૂ-સ્નાનભૂમિ અને રસોડાંવાળું તથા સર્વ ઋતુમાં સુખકર બનાવવું જોઈએ. ૩૩

ત્યાં ઘી, તેલ, મધ, સૈન્ધવ, સૌવર્ચલ, કાલલવણ, બિડલવણ, વાવડિંગ, કઠ, દેવદાર, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ગજપીપર, મંડૂકપર્ણી, એલચી, લાંગલી, વચા, ચવ્ય, ચિત્રક, ચિરબિલ્વ, હિંગ, સરસવ, લસણ, કતક, કણ, કણિકા, નીપ, અળશી, બલ્વજ, ભોજપત્ર, કળથી, મૈરેય, સુરા અને આસવો હાજર હોવાં જોઈએ. બે પાણા, બે નાના મુસલ, બે ખાંડણિઆ, મજબૂત બળદ, સોના રૂપાનાં બે તીક્ષ્ણ સૂચિપિપ્પલક. તીક્ષ્ણ લોઢાનાં શસ્ત્રો, બીલીનાં લાકડાંના બે પલંગ. અગ્નિ પેટાવવા તિન્દુક અને ઇંગુદીનાં કાષ્ઠ, બહુ વાર સુવાવડ કરેલ-સુહૃદભાવવાળી-સતત પ્રેમયુક્ત - દક્ષતાભર્યા આચરણવાળી - કાર્ય સાધવામાં કુશળ-સ્વભાવથી વત્સલ-વિષાદરહિત અને કલેશ સહન કરનાર ઘણી સ્ત્રીઓ આવશ્યક છે તથા અથર્વવેદ જાણનાર બ્રાહ્મણો જરૂરના છે. તે સિવાય જે બીજું કંઈ ત્યાં આવશ્યક જણાય અને જે બીજું કંઈ બ્રાહ્મણો તથા વૃદ્ધ સ્ત્રીઓ કહે તે કરવું જોઈએ. ૩૪

गर्भिणीने सूतिकागारमां प्रवेशवानो विधि—

પછી નવમો મહિનો બેસતાં જ્યારે પ્રશસ્ત અને કલ્યાણકારક ભગવાન ચંદ્રમા પ્રશસ્ત નક્ષત્ર સાથે યોગ પામ્યા હોય ત્યારે શુભ દિવસે, કલ્યાણકારક કરણમાં, મૈત્ર મુહૂર્તમાં, શાન્તિહોમ કરીને, ગાય-બ્રાહ્મણ-અગ્નિ અને જલને પહેલાં પ્રવેશ કરાવીને, ગાયોને ઘાસ-પાણી તથા મધુયુક્ત લાજાઓ આપીને તથા આસન પર બેઠેલા બ્રાહ્મણોને પહેલાં જલ આપી પછી ચોખા-ફૂલ અને માંગલ્યસૂચક ઇષ્ટ ફળો આપી, અભિવાદન કરી, ફરીથી આચમન લઈ અને સ્વસ્તિવાચન કરાવવું. ત્યાર પછી 'પુણ્યાહં' એવા મંગલ શબ્દથી ગાય અને બ્રાહ્મણની પાછળ ચાલતી ગર્ભિણીએ તેઓને જમણી તરફ રાખીને સૂતિકાગારમાં પ્રવેશ કરવો અને ત્યાં રહીને સુવાવડના સમયની રાહ જોવી. ૩૫

आसन्नप्रसवानां लक्षणो—

પ્રસૂતિના સમયની આસપાસ તેને આ લક્ષણો થાય છે; જેમકે-ગાત્રોનો થાક, મોઢાપર ગ્લાનિ, આંખોની શિથિલતા, વક્ષઃસ્થળનાં બંધન જાણે છૂટી ગયાં હોય તેમ લાગવું, કુક્ષિનું નીચે સરકવું, નીચેના ભાગનું ભારેપણું, વંક્ષણ-બસ્તિ-કટી-કુક્ષિ-પાર્શ્વ અને પીઠમાં દર્દ, યોનિથી સ્રાવ થવો અને અન્નની ઇચ્છાનો અભાવ. તે પછી વેણનો પ્રાદુર્ભાવ અને ગર્ભોદકનું વહેવું થાય છે. ૩૬

वेण उत्पन्न थाय त्यारे करवानां कर्मो—

વેણો ઉત્પન્ન થતાં ભૂમિ ઉપર કોમળ બિછાતવાળી શય્યા કરવી. તેણે તેના ઉપર બેસવું. ત્યાર પછી હૃદયગ્રાહી અને સાન્ત્વન આપતાં વચનોથી આશ્વાસન આપતી ઉપર્યુક્ત ગુણવાળી સ્ત્રીઓએ તેની ચારે બાજુ વીંટળાઈને તેની ખૂબ પરિચર્યા કરવી. ૩૭

વેણોથી કલેશ પામતાં છતાં જો તેને પ્રસવ ન થાય તો તેને કહેવું, 'ઊઠ. બેમાંથી એક મુસલ લે અને એનાથી ધાન્યથી ભરેલા ખાંડણિઆમાં વારંવાર ખાંડ અને વચ્ચે વચ્ચે વારંવાર આળસ મરડ અને આમતેમ ફર', એમ કેટલાક ઉપદેશ કરે છે. ત્યારે ભગવાન આત્રેયે કહ્યું, 'એમ નથી. ગર્ભિણી માટે દારુણ વ્યાયામના પરિત્યાગનો સતત ઉપદેશ આપવામાં આવે છે; અને ખાસ કરીને પ્રસૂતિ સમયે, જેના સર્વ ધાતુ અને દોષ ચલાયમાન થયા છે એવી સુકુમાર સ્ત્રીનો, મુસલના વ્યાયામથી પ્રબળ થયેલો વાયુ અવકાશ મેળવીને પ્રાણોનો કદાચ નાશ કરે; કારણ કે તે સમયે ગર્ભિણીની ચિકિત્સા ખાસ કરીને અતિશય કઠિન હોય છે. તેથી ઋષિઓ મુસલ ગ્રહણ કરવાનું ત્યાજ્ય માને છે; પણ આળસ મરડવી અને હરવાફરવાને આચરવા યોગ્ય માને છે. ત્યારે કઠ, એલચી, લાંગલિકી, વચા, ચિત્રક, ચિરબિલ્વ અને ચવ્યનું ચૂર્ણ તેને સૂંઘવા આપવું. તેણે તેને વારંવાર સૂંઘવું તથા ભોજપત્રનો ધુમાડો કે શીશમના સારનો ધુમાડો સૂંઘવો. વળી વચ્ચે વચ્ચે તેના કમર-પડખાં-પીઠ અને સક્થિ પ્રદેશને નવશેકું તેલ ચોપડી સહાતું સહાતું મર્દન કરવું. આ કર્મથી ગર્ભ નીચેની બાજુ ગતિ કરે છે. ૩૮

જ્યારે તે વૈદ્ય કે પરિજન જાણે કે ગર્ભ આતા હૃદયને છોડીને ઉદરમાં આવી રહ્યો છે, બસ્તિશિરને સ્પર્શ કરે છે, વેણો ઉતાવળે આવે છે ત્યારે ગર્ભ અધોમુખ થયો હોય છે. આ અવસ્થામાં, એને પલંગ ઉપર સુવરાવીને પ્રવાહણ કરવાની શરૂઆત કરવી; અને અનુકૂળ સ્ત્રીએ તેના કાનમાં આ મન્ત્ર જપવો— 'પૃથ્વી-જલ-આકાશ-તેજ-વાયુ-વિષ્ણુ અને પ્રજાપતિ ગર્ભસહિત તારું સદા રક્ષણ કરો અને તને ગર્ભપ્રસવ થાય એમ આજ્ઞા કરો. હે શુભાનને! કલેશ પામ્યા વગર, કાર્તિકેય સમી કાંતિવાળા અને કાર્તિકેયથી રક્ષાયેલા કલેશરહિત પુત્રને તું જન્મ આપ.' ૩૯

ઉપર્યુક્ત ગુણવાળી તે સ્ત્રીઓએ તેને શીખામણ દેવી કે, 'વેણ આવ્યા વગર બળ ન કરજે; કારણ કે વેણ આવ્યા વગર જે બળ કરે છે તેનું તે કર્મ વ્યર્થ જ જાય છે અને તેની પ્રજા વિકૃત અને વ્યાધિયુક્ત અથવા શ્વાસ-કાસ-શોષ અને પ્લીહાયુક્ત થાય છે. જેમકે—સમય થયા વગરના છીંક-ઓડકાર-વાયુ-મૂત્ર અને મળના વેગો પ્રયત્ન કરતાં છતાં પણ મનુષ્યને પ્રાપ્ત થતા નથી અથવા તો મુશ્કેલીએ પ્રાપ્ત થાય છે તેમજ બળ કરતી

સ્ત્રીનો ગર્ભ પણ સમય આવ્યા વગર જન્મતો નથી અથવા મુશ્કેલીથી જન્મે છે; અને જેવી રીતે એ છીંક આદિનું ધારણ હાનિકારક બને છે તેવી રીતે સમય આવ્યા છતાં ગર્ભનું પ્રવાહણ ન કરવાથી હાનિ થાય છે. જેમ નિર્દેશ કરીએ તેમ તું કર, એમ તેને કહેવું. તે પ્રમાણે કરતી તેણે પ્રથમ ધીમે ધીમે બળ કરવું; ત્યાર પછી તેનાથી વધુ અને વધુ પ્રબળપણે બળ કરવું. આમ જ્યારે તે બળ કરતી હોય ત્યારે સ્ત્રીઓએ શબ્દ કરવો કે જણ્યું, 'જણ્યું, ધન્ય, ધન્ય, દીકરો જણ્યો.' તેમ કરવાથી એના પ્રાણ હર્ષથી ભરપૂર બને છે. ૪૦

प्रजातानी ओर न पडी होय तो उपचार—

જ્યારે પ્રસૂતિ થઈ જાય ત્યારે એની સંભાળ રાખવી. કોઈ એક સ્ત્રીએ જોવું કે એની ઓર પડી ગઈ છે કે નહિ. જો તેની ઓર પડી ન ગઈ હોય તો તેઓમાંની એક સ્ત્રીએ જમણા હાથથી નાભિના ઉપરના ભાગ પર ખૂબ દબાણ કરીને ડાબા હાથથી પીઠ પાસે પકડીને તેને ખૂબ હલબલાવવી; અને તેની કમ્મરને પાનીથી દબાવવી; એના નિતમ્બ પકડીને તેને સારી પેઠે દબાવવા; એની વાળની વેણીથી એના કંઠ અને તાળવાને સ્પર્શ કરવો. ભોજપત્ર-કાચ-મણી અને સર્પની કાંચળીથી એની યોનિને ધૂપ દેવો. બલ્વજના યૂષમાં મૈરેય અને સુરાના મંડમાં, અથવા કળથીના તીક્ષ્ણ યૂષમાં અથવા મંડૂકપર્ણી અને પીપરના કવાથમાં કઠ અને તાલીસપત્રના કલ્કને ઘોળીને એને પાવો. તેવી રીતે નાની એલચી-દેવદાર-કઠ-સૂંઠ-વાવડિંગ-પીપર-કાળો-અગર-ચવ્ય-ચિત્રક અને કાળીજીરીના કલ્કને અથવા જીવતા મજબૂત વૃષભનો જમણો કાન કાપી, પાણા ઉપર કચરીને, બલ્વજ કવાથ વગેરે દ્રવોમાંના એકમાં નાખી, ઘોળી, બે ઘડી રહેવા દઈ, ઉપરથી નીતારેલી તે આછ એને પાવી. શતપુષ્પા-કડ-મીંઢળ અને હિંગથી સિદ્ધ કરેલાં તેલનું રૂનું પોતું એની પાસે યોનિમાં રખાવવું; અને એનાથી જ અનુવાસન કરાવવું. મીંઢળ-જીમૂત-ઇક્ષ્વાકુ-ધામાર્ગવ-કુટજ-કૃતવેધન અને ગજપીપરથી યુક્ત ઉપર્યુક્ત દ્રવોથી જ આસ્થાપન બસ્તિ દેવી. તે આસ્થાપન, વાયુની અનુલોમ ગતિ થવાથી, એની ચોટી રહેલી ઓરને વાત-મૂત્ર અને મળની સાથોસાથ બહાર કાઢે છે. વાત-મૂત્ર અને મળ તથા બહાર નીકળવાના સ્વભાવવાળાં બીજાં પણ અંદર ઓરને અટકાવે છે. ૪૧

तत्क्षण जन्मेला कुमारनां कर्मो—

તે ઓરને પાડવા માટે કર્મ કરવામાં આવતું હોય ત્યારે તત્ક્ષણ જન્મેલા કુમારને આ કર્મો કરવાં જોઈએ. જેમકે—કાનના મૂળ આગળ બે પાણા સામસામા પછાડવા, શીતલ જલથી કે ઉષ્ણ ઉદકથી મોઢા ઉપર સિંચન; તે પ્રમાણે કરવાથી કલેશથી ઉપઘાત પામેલા પ્રાણ પુનઃ પ્રાપ્ત થાય છે. જો તે અચેષ્ટ હોય તો જ્યાં સુધી પ્રાણો પાછા આવે ત્યાં સુધી સરકટની સળીના સૂપડાથી તેને પવન નાખવો. જ્યાં સુધી પ્રાણો પાછા આવે ત્યાં સુધી તે તે બધું ય કરવું જોઈએ. ત્યાર પછી જેનામાં પ્રાણ પાછા આવ્યા છે એવા તેને સ્વાભાવિક સ્થિતિમાં જોઈને સ્નાન અને મલમાર્ગની શુદ્ધિ કરાવવી. ૪૨

તે પછી સારી રીતે કાપેલ નખવાળી, સારી પેઠે ધોયેલ અંગુઠીવાળી અને રૂ વીંટાળેલ આંગળીથી એનાં તાલુ-હોઠ-કંઠ અને જીભની સાફસુફી શરૂ કરવી જોઈએ. પ્રથમ એનું મુખ સાફ થઈ રહેતાં સ્નેહભરપૂર રુના પોતાથી એનું બ્રહ્મરન્ધ્ર ઢાંકી દેવું. તે પછી સૈન્ધવમિશ્રિત ઘીથી એને ઉલટી કરાવવી. ૪૩

नाळ कापवानो विधि—

તે પછી નાળછેદન. એથી તેનું છેદન કરવાના વિધિનો ઉપદેશ કરશું. નાભિબન્ધનથી માંડી આઠ આંગળ જેટલું છેદનના અવકાશનું ચિહ્ન કરીને, બન્ને છેડાથી ધીમે પકડીને, સોનાનાં-રૂપાનાં કે લોઢાનાં શસ્ત્રોમાંના એક તીક્ષ્ણ શસ્ત્રથી તેને કાપવી. આગલા ભાગમાં તેને સૂતરથી મજબૂત રીતે બાંધી, ઢીલી રહે તેવી રીતે તેના કંઠમાં લટકાવી દેવી. જો તેની નાભિ પાકી પડે તો લોધ્ર-જેઠીમધ-પ્રિયંગુ-દેવદાર અને હળદરના કલ્કથી સિદ્ધ કરેલું તેલ નાભિને ચોપડવું; અને તેલ માટેનાં એ જ ઔષધોનું ચૂર્ણ ભભરાવવું. આ પ્રમાણે નાળછેદનનો વિધિ સારી રીતે કહ્યો. ૪૪

नाळनुं बराबर छेदन न थाय तेना दोषो अने चिकित्सा—

નાળનું બરાબર છેદન ન થતાં, લાંબીપહોળી,

પિંડાકૃતિ, ઊંચી કિનારવાળી પણ વચ્ચે નીચી અને વૃદ્ધિગત થવાના રોગોનો તેને ભય છે. તે બાબતમાં ગુરુતા અને લાઘવનો વિચાર કરીને, બળતરા ન કરે તેવાં તથા વાત્ત-પિત્ત શાંત કરનાર અભ્યંગન-ઉત્સાદ અને પરિષેક વડે તથા ઘૃતો વડે ઉપચાર કરવા. ૪૬

જાતકર્મ વિધિ—

એ પછી કુમારનું જાતકર્મ કરવું. જેમકે-શાસ્ત્ર અનુસાર મન્ત્રથી મન્ત્રેલાં મધ અને ઘી પ્રથમ તેને પ્રાશન કરવા આપવાં. એ પછી તે જ વિધિથી પ્રથમ જમણું સ્તન ધાવવા આપવું. એ પછી તેના મસ્તક આગળ મન્ત્રથી મન્ત્રેલો જલકુંભ સ્થાપવો. ૪૬

રક્ષાવિધિ—

પછી એની રક્ષાવિધિ કરવી. આદાની-ખેર-બોરડી-પીલુ અને પરૂષકની શાખાઓથી એના ઘરને ચારે બાજુથી વીંટાળી દેવું; અને સુવાવડીના ઘરની ચારે બાજુ સરસવ-અળશી-ચોખાના કણ અને કણકી છાંટવાં; તથા નામકર્મ થાય ત્યાં સુધી દરરોજ બન્ને વખત તંદુલબલિનો હોમ કરવો; અને બારણામાં ઊંબરા પાસે મુસલને ઢળતો રાખવો. વચા-કુઠ-ક્ષૌમક-હિંગ-સરસવ-અળશી-લસણ-કણ અને કણિકા એ સર્વ રાક્ષસોનો નાશ કરનાર ગણેલ ઔષધીઓની પોટલી બાંધીને સૂતિકાગારના ઊંબરા ઉપર લટકાવવી; તે પ્રમાણે પુત્રના કંઠમાં અને સુવાવડીના કંઠમાં, પાત્ર-જલકુંભ અને પલંગમાં પણ અને તેવી જ રીતે દ્વારનાં બન્ને પડખાંઓમાં પોટલી મૂકવી જોઈએ. કણક અને કંટકનાં બળતણથી કરેલો અગ્નિ અને તિન્દુકનાં કાષ્ઠનાં બળતણથી કરેલો અગ્નિ સૂતિકાગારના અંદરના ભાગમાં નિત્ય હોવો જોઈએ. કહેલ ગુણવાળી સ્ત્રીઓએ અને સગાંસબંધીઓએ દશ દિવસ સુધી કે બાર દિવસ સુધી તેની પાસે જાગતાં રહેવું. જ્યાં સતત દાન-મંગળ-આશીર્વાદ-સ્તુતિ-ગીત અને વાદિત્ર થતાં હોય તેવું, અન્નપાનની ઉદારતાભર્યું તથા પ્રેમયુક્ત અને હર્ષ પામેલાં માણસોથી ભરપૂર તે ઘર રાખવું જોઈએ. કુમારના તથા સુવાવડીના કલ્યાણ માટે અથર્વવેદ જાણનાર બ્રાહ્મણે દરરોજ બન્ને સમય શાન્તિ-હોમ કરવો. આમ આ રક્ષાવિધાન કહ્યું. ૪૭

સૂતિકાનો દસ દિવસ સુધીનો ઉપચાર—

સુવાવડીને ભૂખી થયેલી જાણીને, સાત્મ્ય હોવાનો વિચાર કરીને, પીપર-પીપરીમૂળ-ચવ્ય-ચિત્રક અને સૂંઠના ચૂર્ણસહિત ઘી-તેલ-વસા કે મજ્જાનું પૂર્ણ શક્તિ અનુસાર સ્નેહપાન કરાવવું. સ્નેહ પી રહ્યા પછી ઘી અને તેલ ઉદર પર ચોપડી, મોટાં અને નિર્મળ વસ્ત્રથી ઉદરને પાટો બાંધવો. તે પ્રમાણે કરવાથી અવકાશ ન મળવાથી વાયુ તેના ઉદરમાં વિકૃતિ ઉત્પન્ન કરતો નથી. વળી સ્નેહ પચી જતાં, પીપર વગેરેથી જ સિદ્ધ કરેલી યવાગૂ સારી પેઠે સ્નેહયુક્ત અને દ્રવરૂપમાં માત્રા અનુસાર પાવી. સ્નેહ પીવા પહેલાં અને યવાગૂ પીવા પહેલાં બન્ને વખતે ઉષ્ણ જલથી તેને પરિસિંચન કરવું. આ પ્રમાણે પાંચ કે સાત રાત સુધી પાળીને ક્રમે ક્રમે તેને પુષ્ટ બનાવવી. આટલું સુવાવડીનું સ્વસ્થવૃત્ત છે. ૪૮

તેને જે વ્યાધિ ઉત્પન્ન થાય છે તે, ગર્ભના વધવાથી સર્વ ધાતુઓ ક્ષીણ અને શિથિલ થઈ જવાથી તથા પ્રવાહણ-પ્રસવવેદના-કિલન્નતા અને રક્તસ્રાવથી શરીર વિશેષ શૂન્ય થઈ ગયેલું હોવાને લઈ કષ્ટસાધ્ય કે અસાધ્ય બને છે. તેથી કહેલ વિધિ પ્રમાણે તેના ઉપચાર કરવા. ભૂતહર-જીવનીય-બૃંહણીય-મધુર અને વાતહર ગણનાં ઔષધોથી સિદ્ધ કરેલાં અભ્યંગ-ઉત્સાદન-પરિષેક-અવગાહન અને અન્નપાનની વિધિથી વિશેષે કરીને ઉપચાર કરવા; કારણકે પ્રસૂતા સુવાવડી સ્ત્રીઓનું ખાસકરીને શરીર ખાલી થઈ જાય છે. ૪૯

નામકરણ સંસ્કાર—

દશમે દિવસે પુત્રસહિત માતા સર્વ સુગન્ધિ ઔષધોથી અને ગૌર સરસવ તથા લોધ્રથી નાહીને હલકું-નવું અને પવિત્ર વસ્ત્ર પહેરીને, પવિત્ર-મનગમતાં-હલકાં અને વિચિત્ર ભૂષણવાળી તે મંગલ દ્રવ્યોને સ્પર્શ કરી, ઉચિત દેવતાનું પૂજન કરી, શ્વેત વસ્ત્રધારી અને ન્યૂનાધિક અંગરહિત બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, બાળકને નવીન વસ્ત્રના સમૂહ પર ઉગમણે માથે કે ઉતરાદા માથે સુવરાવીને, 'પ્રથમ દેવતાને અને પછી બ્રાહ્મણોને પ્રણામ કરે છે' એમ કહી કુમારના પિતાએ બે નામ પાડવાં; એક નામ નક્ષત્ર પ્રમાણે અને

બીજું અભીષ્ટ. તેમાં અભીષ્ટ નામ ઘોષ અક્ષરથી શરૂ થતું અને અન્તે અંતઃસ્થ કે ઊષ્માક્ષરવાળું. લાંબુ ન હોય તેવું, ત્રણ પુરુષ-પિતા-પિતામહ-પ્રપિતામહના જેવું, નિન્દિત ન હોય તેવું પાડવું અને નક્ષત્ર અનુસાર નામ નક્ષત્રના દેવતાની સમાન સંજ્ઞાવાળું બે કે ચાર અક્ષરવાળું પાડવું. ૫૦

આયુષ્માન બાળકનાં લક્ષણો—

નામકર્મ થઈ રહેતાં, આયુષનું પ્રમાણ જાણવાના હેતુથી બાળકનું પરીક્ષણ કરવાની શરૂઆત કરવી. તેમાં આયુષ્માન બાળકોનાં આ લક્ષણો થાય છે; જેમકે—એક એક ઊગેલા-મૃદુ-અલ્પ-સ્નિગ્ધ-દઢમૂલવાળા અને કાળા કેશ પ્રશસ્ત છે; સ્થિર અને સ્થૂલ ત્વચા, પ્રકૃતિથી અતિશય સંપન્ન-પ્રમાણથી જરા વધારે-સપ્રમાણ અને છત્રની ઉપમા આપી શકાય તેવું મસ્તક, વિપુલ-દઢ-સમ-સુબધ્ધ શંખસંધિવાળું-ઊર્ધ્વરેખાયુક્ત-પુષ્ટ-કરચલીવાળું અને અર્ધચન્દ્ર જેવી આકૃતિવાળું લલાટ, સ્થૂલ-વિસ્તીર્ણ અને સમપીઠવાળા-સમપ્રમાણવાળા-નીચલા ભાગ તરફ વધેલા-પાછલા ભાગમાં બેસી ગયેલા-સુયુક્ત કર્ણપુત્રકવાળા અને મોટાં છિદ્રવાળા કાન, જરા ઢળતી-પરસ્પર ન મળેલી-સમ-ઘાટી અને મોટી ભ્રૂકુટી, સમ-અવિચલિત દૃષ્ટિવાળાં-જેના કાળા અને ધોળા ભાગનો વિભાગ સ્પષ્ટ છે—બળવાન-તેજયુક્ત અને સુંદર અંગ અને અપાંગવાળાં નેત્રો, સીધી-મોટા શ્વાસોચ્છ્વાસ લેનારી-દાંડીની સંપત્તિવાળી-અગ્રભાગમાં જરા નમેલી નાસિકા, મોટું-સરલ અને સારી ગોઠવણવાળાં દંતસ્થાનવાળું મુખ, લંબાઈ અને પહોળાઈયુક્ત-લીસી-પાતળી અને સ્વાભાવિક વર્ણવાળી જીભ, લીસું-યોગ્યપુષ્ટિવાળું-ઊષ્માયુક્ત અને લાલ તાળવું-મહાન, દીનતારહિત-સ્નિગ્ધ-પડઘો પાડનાર-નાભિથી ઉત્પન્ન થયેલો અને ધીર સ્વર, બહુ જાડા નહિ કે બહુ પાતળા નહિ વિસ્તાર-યુક્ત-મુખને ઢાંકનારા તથા લાલ હોઠ મોટાં એવાં જડબાં-ગોળ અને બહુ મોટી નહિ તેવી ડોક, વિશાળ અને ભરાવદાર છાતી, ગૂઢ હાંસડી અને કરોડ, એકબીજાથી દૂર સ્તન, સુનિર્મિત અને સ્થિર પડખાં, ગોળ-ભરેલા અને લાંબા બાહુ-સાથળ અને આંગળીઓ, મોટા અને પુષ્ટ હાથપગ, સ્થિર-ગોળ-સ્નિગ્ધ-લાલ ઊંચા અને કાચબાના આકારના નખ, જમણા વળાંકવાળી અને ઊંચી કિનારવાળી નાભિ, છાતીથી ત્રીજે ભાગ ઓછી-સમ અને માંસલ કમર, ગોળ-સ્થિર-માંસલ-બહુ ઊંચા નહિ તેમ બહુ નીચા નહિ તેવા નિતમ્બ, ક્રમશઃ ગોળ અને પુષ્ટ સાથળો, બહુ પુષ્ટ નહિ તેમ બહુ ક્ષીણ નહિ તેવી હરિણીના પગ જેવી અને જેની સિરાઓ અને હાડકાંના સાંધા સારી પેઠે ગૂઢ છે તેવી પીંડીઓ, બહુ પુષ્ટ નહિ તેમ બહુ ક્ષીણ નહિ તેવી ઘૂંટીઓ, અગાઉ કહેલ ગુણવાળા તથા કાચબાના આકારના પગ,વાત-મૂત્ર-મળ-ગુહ્યેન્દ્રિયો તથા નિદ્રા-જાગરણ-પરિશ્રમ-સ્મિત-રુદન અને સ્તનગ્રહણ-એ સર્વ સ્વાભાવિક સ્થિતિમાં હોય, અને બીજું પણ જે કંઈ કહેલ નથી તે પણ બધું સ્વાભાવિક સ્થિતિમાં ઇષ્ટ છે અને વિપરીત સ્થિતિમાં અનિષ્ટ છે. આમ દીર્ઘાયુનાં લક્ષણ છે. ૫૧

ધાત્રીપરીક્ષા—

અહીંથી ધાત્રની પરીક્ષાનો ઉપદેશ કરશું. ત્યારે કહેવું કે 'સમાન જાતિની, યુવાન, વિનયશીલ, નીરોગ, ખોડખાંપણ વિનાની, વ્યસનરહિત, સુડોળ, અનિન્દિત, સમાન દેશમાં જન્મેલ, ક્ષુદ્રતારહિત, ક્ષુદ્ર કર્મ ન કરનાર, ઉચ્ચ કુળમાં જન્મેલી, વત્સલ, રોગરહિત, જીવતાં સંતાન-વાળી પુરુષ સંતાનવાળી, પુષ્કળ દૂધવાળી, પ્રમાદરહિત, ઝાડાપેશાબવાળી પથારીમાં ન પડી રહેનાર, પતિત ન હોય તેવી, ઉપચારકુશળ, પવિત્ર, અપવિત્રનો દ્વેષ કરનારી અને સ્તન તથા ધાવણની સંપત્તિથી યુક્ત ધાત્રને લઈ આવો.' ૫૨

ધાત્રીના સ્તનની સંપત્તિ—

તેમાં આ સ્તનસંપત્તિ છે—બહુ ઊંચાં નહિ તેમ બહુ લટકતાં નહિ એવાં, બહુ કૃશ નહિ તેમ બહુ પુષ્ટ નહિ એવાં યોગ્ય ડીંટડીવાળાં તથા સુખેથી ધાવી શકાય એવાં સ્તનો હોય એ સ્તનસંપત્તિ છે. ૫૩

ધાત્રીના ધાવણની સંપત્તિ—

અને ધાવણની સંપત્તિ આ છે—સ્વભાવિક વર્ણ-ગંધ-રસ અને સ્પર્શવાળું હોય છે અને જલપાત્રમાં શેક

નાખતાં, સ્વાભાવિકપણાને લઈ, જલમાં મળી જાય છે. તે પુષ્ટિકારક અને આરોગ્યકારક છે. આટલી ધાવણની સંપત્તિ છે. ૫૪

બગડેલાં ધાવણનાં લક્ષણો—

એથી વિપરીત ધાવણને વિકૃત જાણવું. તેના ભેદો— કાળાશ પડતા રાતા વર્ણનું, કષાય અનુરસવાળું. ચીકાશ વિનાનું, જેની ગંધ જાણી ન શકાય એવું, રૂક્ષ, દ્રવ, ફીણવાળું, હલકું, તૃપ્તિ ન કરનાર, કૃશતાકારક અને વાતવિકારો કરનાર ધાવણને વાતદુષ્ટ જાણવું; કાળી-નીલી-પીળી કે રાતી ઝાંયવાળું, તિક્ત-અમ્લ અને કટુક અનુરસવાળું, મુડદાં જેવી કે લોહીની ગંધવાળું, ખૂબ ઊનું અને પિત્ત-વિકારો કરનાર ધાવણને પિત્તદુષ્ટ જાણવું; અતિશય શ્વેત, અતિ મધુરતાયુક્ત, લવણ અનુરસવાળું, ઘી-તેલ-વસા કે મજ્જાની ગંધવાળું, ચીકણું, તાંતણાવાળું, જલપાત્રમાં નીચે બેસનાર અને શ્લેષ્મવિકારો કરનાર ધાવણને શ્લેષ્મદુષ્ટ જાણવું. ૫૫

તેની ચિકિત્સા—

તે ત્રણેય ક્ષીરદોષોના દરેક ભેદનો વિચાર કરીને પોતપોતાની અનુસાર તથા દોષ અનુસાર વિભાગ કરીને કરેલાં વમન, વિરેચન, આસ્થાપન અને અનુવાસન પ્રશમન કરનાર બને છે. દુષ્ટ ધાવણવાળી ધાત્રીનાં પાન અને ભોજનની વિધિ જવ, ઘઉં, શાલિ, ષષ્ટિક, મગ, હરેણુક, કળથી, સુરા, સૌવીરક, મૈરેય, મેદક, લસણ અને કરંજથી ઘણુંખરું થવી જોઈએ. ધાવણના દોષના ભેદોની પરીક્ષા કરી કરીને તે તે જાતનાં અન્નપાનનો પ્રયોગ કરવો જોઈએ. ધાવણના વિકારોના ભેદો—માત્રા અને કાળનો વિચાર કરીને પાઠા, સુંઠ, દેવદાર, મોથ, મૂર્વા, ગળો, ઇન્દ્રજવ, કરિયાતું, કડુ અને સારિવાના કષાયોનું પાન તથા બીજાં તિક્ત-કષાય-કટુક અને મધુર દ્રવ્યોનો પ્રયોગ પ્રશસ્ત છે. આમ ધાવણનું શોધન કરનાર દ્રવ્યો કહ્યાં. ૫૬

દૂધ ઉત્પન્ન કરનાર દ્રવ્યો—

ધાવણ ઉત્પન્ન કરનાર સીધુ સિવાયનાં મદ્યો, ગ્રામ્ય-આનૂપ અને ઔદક શાક-ધાન્ય અને માંસ, દ્રવ મધુર-અમ્લ અને લવણ પ્રધાન આહારો, દૂધવાળી ઔષધિઓ, દૂધ પીવું, પરિશ્રમ ન કરવો તથા વીરણ, ષષ્ટિક, શાલિ, ઇક્ષુવાલિકા, દર્ભ, કુશ, કાશ ગુન્દ્રા અને ઇત્કટનાં મૂળોના કષાયનું પાન-એ ધાવણ ઉત્પન્ન કરનાર છે. ૫૭

સ્તનપાનનો વિધિ—

ધાત્રી જ્યારે મધુર-પુષ્કળ અને શુદ્ધ ધાવણવાળી થાય ત્યારે નાહી, અનુલેપન કરી, શ્વેત વસ્ત્ર પહેરી, ઐન્દ્રી, બ્રાહ્મી, શતવીર્યા, સહસ્રવીર્યા, અમોઘા, અવ્યથા, શિવા, અરિષ્ટા, વાટ્યપુષ્પી, કે વિષ્વક્સેનકાન્તા—એમાંની એક ઔષધિ ધારણ કરીને, બાળકને ઉગમણે મુખ રાખીને પ્રથમ જમણું સ્તન ધવરાવવું. આ ધાત્રીકર્મ છે. ૫૮

કુમારાગારનો વિધિ—

એ પછી હવે કુમારાગાર એટલે શિશુગૃહની રચનાનું વ્યાખ્યાન કરશું. પ્રશસ્ત, રમણીય, અંધકારરહિત, વાતરહિત, એક ભાગમાં વહેતા વાયુવાળું, દૃઢ, હિંસક પ્રાણી-પશુ-દાઢવાળાં પ્રાણી-ઉંદરડા અને પતંગિયાં ન આવે તેવું, સુંદર રીતે વિભાગ કરેલ પાણીઆરું-ખાંડણીઓ-મૂત્રસ્થાન-જાજરૂ-સ્નાનભૂમિ અને રસોડાવાળું, સર્વ ઋતુમાં સુખકર અને ઋતુ અનુસાર બિછાનાં-આસન અને ઓછાડની સંપત્તિવાળું શિશુગૃહ વાસ્તુવિદ્યામાં કુશળ સ્થપતિએ કરવું; તથા જેમાં રક્ષાવિધિ-બલિદાન-મંગળ-હોમ અને પ્રાયશ્ચિત સારી રીતે કરવામાં આવ્યાં છે એવું તથા પવિત્ર વૃદ્ધોથી, વૈદ્યોથી અને પ્રેમાળ જનોથી સંપૂર્ણ શિશુગૃહ કરવું જોઈએ. આ કુમારાગારની વિધિ છે. ૫૯

બાળકનાં શયન વગેરે કેવાં જોઈએ—

બાળકનાં શયન, આસન, ઓછાડ અને ઓઢવાનાં વસ્ત્ર કોમળ, હલકાં, સ્વચ્છ અને સુગન્ધિ હોવાં જોઈએ. પરસેવો, મેલ અને જન્તુયુક્ત તથા મૂત્ર અને મળથી બગડેલાં શયનાસનાદિ વર્જ્ય હોવાં જોઈએ. બીજાં શયનાસનાદિ જો ન મળી શકે તો સારી રીતે ધોયેલા ઓછાડવાળાં, સારી પેઠે ધૂપ દીધેલાં અને શુદ્ધ કરી સૂકાવેલાં એ જ શયનાસન વગેરે ઉપયોગમાં આવી શકે. ૬૦

બાળકનાં વસ્ત્રોને ધૂપન—

વળી પહેરવાનાં વસ્ત્રોને તથા શયન, ઓછાડ અને ઓઢવાનાં વસ્ત્રોને ધૂપ દેવાનાં દ્રવ્યો ઘૃતયુકત જવ, સરસવ, અળશી, હિંગ, ગુગળ, વચા, ચોરક, બ્રાહ્મી શ્વેતદૂર્વા, જટામાંસી, પલંકષા, અશોકરોહિણી અને સર્પની કાંચળી હોવાં જોઈએ. ૬૧

બાળકને ધારણ કરવા લાયક મણિ-મન્ત્ર અને ઔષધિઓ

બાળકને મણિઓ ધારણ કરાવવા જોઈએ તથા જીવતા ગેંડા-રુરુ-નીલગાય અને સાંઢનાં જમણાં શીંગડાઓમાંથી ગ્રહણ કરેલા અગ્રભાગો ધારણ કરાવવા જોઈએ; ઐન્દ્રી આદિ ઔષધિઓ, જીવક અને ઋષભક તથા અથર્વવેદ જાણનારાં બ્રાહ્મણો જે બીજું કંઈ પ્રશસ્ત માને તે પણ ધારણ કરાવવાં જોઈએ. ૬૨

બાળકનાં રમકડાં—

બાળકનાં રમકડાં રંગબેરંગી, વગડે એવાં, મનોરમ, હલકાં, તીક્ષ્ણ અણી વગરનાં, મોઢામાં પેસી ન જાય તેવાં, પ્રાણ ન હરે તેવાં અને ત્રાસજનક ન હોય તેવાં હોવાં જોઈએ. ૬૩

બાળકને બીવડાવવું નહિ—

એને બીવડાવવું એ સારું નથી. તેથી તે રોતું હોય,જમતુ ન હોય અથવા બીજી બાબતમાં કહ્યું ન માનતું હોય ત્યારે રાક્ષસ, પિશાચ અને પૂતના વગેરેનાં નામ પોકારીને બાળકને બીવરાવવા ખાતર તેઓનું નામ ન લેવું જોઈએ. ૬૪

રોગ થાય તેનો ઉપચાર—

જો બાળકને કંઈ પણ બીમારી આવે તો પ્રકૃતિ-હેતુ-પૂર્વરૂપ-લક્ષણ અને ઉપશયના ભેદથી તેને ખરા સ્વરૂપમાં જાણીને તથા રોગી-ઔષધ-દેશ અને કાલ સંબંધી સર્વ ભેદોની પરીક્ષા કરીને, મધુર-કોમળ-લઘુ-સુગન્ધિ-શીત અને કલ્યાણકારક કર્મની પ્રવૃત્તિ કરીને તેની ચિકિત્સા કરવાનો આરંભ કરવો જોઈએ; કારણ કે બાળકો એવી જાતના સાત્મ્યવાળાં હોય છે. તેમ કરવાથી તેઓ લાંબા વખત સુધી આરોગ્યસુખ મેળવે છે. બાળક નીરોગી હોય ત્યારે દેશ-કાલ અને પોતાના શરીરના ગુણથી વિપરીતપણે રહીને સ્વસ્થવૃત્તનું પાલન કરવુ જોઈએ. અસાત્મ્યનો ઉપયોગ કરતું હોય તો ક્રમે ક્રમે તે ઓછો કરીને સર્વ અહિત વસ્તુઓનો ત્યાગ કરવો. તે પ્રમાણે કરવાથી બલ-વર્ણ-શરીર અને આયુષની સંપત્તિને બાળક પ્રાપ્ત કરે છે. ૬૫

આ પ્રમાણે એ બાળકને યુવાવસ્થા તથા ધર્મ અને અર્થમાં કુશળતા પ્રાપ્ત થાય ત્યાં સુધી એનું પરિપાલન કરવું. ૬૬

આમ પુત્રની શુભ કામનાની સમૃદ્ધિ કરનાર કર્મની વ્યાખ્યા કરી. કહ્યા પ્રમાણેની વિધિથી તેનું આચરણ કરનાર અસૂયારહિત બની ઇચ્છાનુસાર માનમર્યાદા પ્રાપ્ત કરે છે. ૬૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

પુત્રની શુભ કામનાની સમૃદ્ધિ કરનાર અને પ્રયોજન-યુક્ત જે આ મહાન કર્મ કહ્યું તેને જોઈએ તેવી રીતે વિધિપૂર્વક આચરનાર જ્ઞાની મનુષ્ય અસૂયારહિત બનીને ઇચ્છાનુસાર માન મેળવે છે. ૬૮

જેથી દેવસંપદ અનુસાર તથા માનુષસંપદ અનુસાર અને સર્વ ભાવ અનુસાર સર્વ શરીરનો વિચાર કરવામાં આવે છે તેથી આને શારીરસ્થાન કહે છે. ૬૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં શારીરસ્થાનમાં 'જાતિસૂત્રીય શારીર' નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮



# ચરક સંહિતા.

## ઇન્દ્રિયસ્થાન

### અધ્યાય ૧ લો

### વર્ણસ્વરીય ઇન્દ્રિય

વર્ણસ્વરીય ઇન્દ્રિયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'વર્ણસ્વરીય ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

રોગીના આયુષ્યનું પ્રમાણ જાણવાના વર્ણ-સ્વર વગેરે ભાવો—

અહીં વર્ણ, સ્વર, ગન્ધ, રસ, સ્પર્શ, ચક્ષુ શ્રોત્ર, ઘ્રાણ, રસન, સ્પર્શન, મન, ભક્તિ, શૌચ, શીલ, આચાર, સ્મૃતિ, આકૃતિ, પ્રકૃતિ, વિકૃતિ, બલ, ગ્લાનિ, મેધા, હર્ષ, રૂક્ષતા, સ્નેહ, તન્દ્રા, આરંભ, ગૌરવ, લાઘવ ગુણો, આહાર, વિહાર, આહારપરિણામ, ઉપાય (વ્યાધિનું આવવું), અપાય (વ્યાધિનું જવું), વ્યાધિ, વ્યાધિનું પૂર્વરૂપ, વેદના, ઉપદ્રવો, છાયા, પ્રતિચ્છાયા, સ્વપ્રદર્શન, દૂતાધિકાર, માર્ગમાં ઉત્પાત કરનાર ભાવનું દર્શન, રોગીના કુટુંબમાં શુભાશુભસૂચક ભાવોની વિવિધ અવસ્થાઓ, ઔષધની અસર અને વિકાર પ્રત્યે ઔષધની યોજના— એ સર્વ આયુષનાં પ્રમાણનો શેષ ભાગ જાણવાની ઇચ્છાવાળા વૈદ્ય વડે પ્રત્યક્ષ-અનુમાન અને ઉપદેશ દ્વારા પરીક્ષા કરવા યોગ્ય છે. ૩

પરીક્ષા કરવા લાયક બાબતોના બે ભેદ; તેમની પરીક્ષાનો ઉપાય—

તે બાબતમાં આ પરીક્ષા કરવા લાયક બાબતોમાંથી કેટલીક પુરુષને આશ્રયે નથી અને કેટલીક પુરુષને આશ્રયે છે. તેમાં જે, પુરુષને આશ્રયે નથી તેઓની ઉપદેશદ્વારા તથા યુક્તદ્વારા પરીક્ષા કરવી જોઈએ; અને પુરુષને આશ્રયે છે તેઓની પ્રકૃતિદ્વારા અને વિકૃતિદ્વારા પરીક્ષા કરવી જોઈએ. ૪

પ્રકૃતિના ભેદો—

તેમાં પ્રકૃતિ—જાતિગત, કુલગત, દેશ અનુસાર, કાલ અનુસાર, વય અનુસાર તથા પ્રત્યેક વ્યક્તિમાં નિયત હોય છે. કારણ કે તે તે પુરુષોના તે તે ભાવવિશેષ જાતિ-કુલ-દેશ-કાલ-વય અને પ્રત્યેક વ્યક્તિ પર નિર્ભર બને છે. ૫

વિકૃતિના ભેદો—

વિકૃતિ લક્ષણનિમિત્ત, લક્ષ્યનિમિત્ત અને નિમિત્તાનુરૂપ છે. ૬

લક્ષણનિમિત્ત વિકૃતિ—

તેમાં લક્ષણનિમિત્ત તેનું નામ કે દૈવને લઈ જેનાં સામુદ્રિક લક્ષણોજ શરીરમાં હેતુરૂપ બને છે. કારણકે કેટલાંક લક્ષણો શરીર સાથે જોડાયેલાં હોય છે જેઓ તે તે કાળે તેમાં સ્થાન મેળવીને તે તે વિકૃતિને ઉત્પન્ન કરે છે. (૧)

લક્ષ્યનિમિત્ત વિકૃતિ—

લક્ષ્યનિમિત્ત તે છે જેનું નિમિત્ત નિદાનસ્થાનમાં કહ્યા પ્રમાણે પ્રાપ્ત થાય છે. (૨)

निमित्तानुरूप विकृति—

અને નિમિત્તાનુરૂપ વિકૃતિ તે છે જે નિમિત્તના પ્રયોજનનું અનુકરણ કરે છે; નિમિત્તરહિત તેને વૈદ્યો આયુષ્યનું પ્રમાણ જાણવાનું નિમિત્ત માને છે; અને વળી આયુષ્યના ક્ષયથી ઉત્પન્ન થયેલી પ્રેત જેવી જે વિકૃતિનો અન્તર્ગત આયુષ્યનાં જ્ઞાન માટે ધીર પુરુષો ઉપદેશ કરે છે; અને જેને અવલમ્બીને મરવા પડેલ મનુષ્યોનાં પુરુષાશ્રિત લક્ષણોનો ઉપદેશ કરશું. આ સંક્ષિપ્ત નિર્દેશ થયો. તેની વિસ્તારપૂર્વક વ્યાખ્યા હવે કરશું ૭

शरीरना प्राकृत तथा विकृत वर्णो—

તેમાં સૌથી પ્રથમ વર્ણાધિકાર. જેમકે—કાળો, શામળો, ધઉંલો અને ગૌર એટલા શરીરના સ્વભાવિક વર્ણો થાય છે; અને જે બીજા વર્ણો જુએ તેઓને તદ્‌વિદો જે પ્રમાણે સરખામણીથી અથવા નામાન્તરથી નિર્દેશ કરે તે પ્રમાણે જાણી લેવા. ૮

નીલો (શ્યાવ)-ભૂખરો-રાતો-લીલો અને શ્વેત એ શરીરના વિકારજન્ય વર્ણો છે. અને પૂર્વવર્ણના કરતાં ફેરફારવાળા અને પહેલાં ન હોઈ અર્થાત્ નવા જ ઉત્પન્ન થયેલા જે બીજા વર્ણોને જુએ તેને પણ વિકારજન્ય જાણવા. આ પ્રમાણે શરીરના પ્રકૃતિ અને વિકૃતિના વર્ણો કહેવામાં આવ્યા છે. ૯

તેમાં અરધા શરીરમાં પ્રકૃતિવર્ણ અને અરધા શરીરમાં વિકૃતિવર્ણ એમ બન્ને વર્ણને મર્યાદામાં વહેંચાયેલા જોઈને, જો એ પ્રમાણે ડાબા-જમણા વિભાગમાં, આગળ પાછળના વિભાગમાં, ઉપર-નીચેના વિભાગમાં અને અંદર-બહારના વિભાગમાં વહેંચાયેલા જુએ તો રોગીને ઘાત સમજવી. એ જ પ્રમાણે મુખ ઉપર કે બીજે સ્થાને વર્ણભેદ થાય તો મરણ નીપજે છે. ૧૦

વર્ણભેદ દ્વારા ગ્લાનિ-હર્ષ-રૂક્ષતા અને સ્નેહની પણ વ્યાખ્યા થઈ જાય. ૧૧

તે જ પ્રમાણે રોગીના મુખ પર પિપ્લુ-વ્યંગ-તિલ અને પિડકામાંનું કોઈ એક ઉત્પન્ન થાય તો એ જ પ્રમાણે તેને રિષ્ટ જાણવું. ૧૨

रिष्टरूप वर्णविकृति—

બલ-વર્ણ અને ઇન્દ્રિયશક્તિ ક્ષીણ થયેલ રોગીનાં નખ-નેત્ર-વદન મૂત્ર-મળ-હાથ-પગ અને હોઠ વગેરેમાં વૈકારિક ગણાવેલ વર્ણોમાંનો કોઈ ઉત્પન્ન થાય તો તે આયુષ્યના ક્ષયનું લક્ષણ બને છે. ૧૩

હંમેશ ક્ષીણ થતા જતા રોગીને પૂર્વે નહિ થયેલી જે કંઈ બીજી વર્ણવિકૃતિ ઓચિંતી કારણ વગર જ ઉત્પન્ન થાય તો તે અરિષ્ટ છે એમ જાણવું. આમ આ વર્ણાધિકાર સમાપ્ત. ૧૪

प्राकृत स्वरो—

હવે સ્વરાધિકાર. હંસ-ક્રૌંચ-નેમિ-પૈ-પસ્થિ-દુન્દુભિ-કલવિંક-કાક-કપોત અને જર્જરના સ્વર સમાન, સ્વાભાવિક સ્વરો હોય છે; અને જે બીજા સ્વરો સાંભળે તેઓને તદ્‌વિદો જે પ્રમાણે સરખામણીથી કે નામાન્તરથી નિર્દેશ કરે તે પ્રમાણે જાણવા.

विकृत स्वरो—

મેંઢા જેવા-સૂક્ષ્મ-અનુચ્ચાર-અસ્પુટ- ગદ્‌ગદ-રૂક્ષ દીન અને ઉપરાઉપર ઉચ્ચારાતા સર્વ સ્વર રોગીઓના વૈકારિક સ્વર છે; અને વિકારની પૂર્વે હોવા છતાં વચમાં મટી જઈને જે બીજા સ્વરો સાંભળે તેને અનિમિત્ત ઉત્પન્ન થયેલા જાણવા. આ પ્રમાણે પ્રકૃતિસ્વર અને વિકૃતિસ્વરની વ્યાખ્યા થઈ. ૧૫

रिष्टरूप स्वरविकृति—

તેમાં પ્રકૃતિથી વિપરીત એટલે વૈકારિક સ્વરોની શીઘ્ર ઉત્પત્તિ, એક સાથે અનેક સ્વર થવા અને એક સ્વરની અનેકતા થવી એ પ્રશસ્ત નથી. આમ સ્વરાધિકાર સમાપ્ત. ૧૬

આ પ્રમાણે મરવા પડેલાં મનુષ્યોનાં લક્ષણ જાણવા માટે વર્ણાધિકાર અને સ્વરાધિકાર યથાવત્ કહ્યા. ૧૭

રિષ્ટરૂપ સ્વર તથા વર્ણની વિકૃતિનું શ્લોકોમાં કથન—

એ બાબતમાં શ્લોકો છે કે—

જેના અરધા કે આખા શરીરમાં વૈકારિક વર્ણ ઉત્પન્ન થાય છે અને નિમિત્ત હોતું નથી તો તે રોગી પણ હોતો નથી એટલે કે મરી જાય છે. ૧૭

જો અરધું મુખ નીલું કે ઈંટાડું, તાંબા જેવું કે લાલ હોય અને બીજા અરધા મુખ પર એનાથી ભિન્ન વર્ણ હોય તો તેને અરિષ્ટ કહે છે. ૧૮

અરધા મુખ પર સ્નેહ સુસ્પષ્ટ હોય અને અરધા મુખ પર ખૂબ રૂક્ષતા હોય અને તે પ્રમાણે અરધામાં ગ્લાનિ અને અરધામાં હર્ષ હોય તો તે પ્રેત એટલે મરણોન્મુખતું લક્ષણ છે. ૧૯

પ્રાણ છોડવાની તૈયારીવાળા રોગીને મુખ પર તિલ-પિપ્લુ-વ્યંગ અને જુદી જુદી જાતની રેખાઓ એકદમ ઉત્પન્ન થાય છે. ૨૦

નખ અને દાંત ઉપર પુષ્પ એટલે શ્વેત ચિહ્ન થાય, દાંત ઉપર કાદવ જેવી મેલી વળે અથવા દાંત પર ચૂના જેવો શ્વેત પદાર્થ થાય તો તે મરણનું લક્ષણ છે. ૨૧

નિર્બળ રોગીને હોઠમાં, પગમાં, હાથમાં, આંખમાં, મૂત્ર અને મળમાં તથા નખોમાં વિવર્ણતા—એ અન્ત કરનાર છે. ૨૨

જેના બન્ને હોઠ પાકેલા જાંબુ જેવા નીલ રંગના છે તે આયુષ્યહીન પુરુષ મરવાની અણી પર છે એમ ધીર પુરુષે જાણવું. ૨૩

ક્ષીણ થતા જે પ્રાણીના એક અથવા અનેક વૈકારિક સ્વર ઓચિંતા જ ઉત્પન્ન થાય તે પ્રાણી હોતો નથી એટલે મરી જાય છે. ૨૪

બળ અને માંસ વગરના રોગીના સ્વર અને વર્ણમાં જે બીજી કોઈપણ વિકૃતિ થાય તે સર્વ મરણનું કારણ છે. ૨૫

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

આ પ્રમાણે મૃત્યુમાર્ગે ગમન કરતા મનુષ્યોના લક્ષણો માટે વર્ણ અને સ્વર કહ્યા. જે તે બન્નેને બરાબર જાણે તે આયુષ્ય જાણવામાં મૂંઝાતો નથી. ૨૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'વર્ણસ્વરીય ઇન્દ્રિય' નામક પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

## અધ્યાય બીજો
### પુષ્પિતક ઇન્દ્રિય

पुष्पितक इन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'પુષ્પિતક ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે ક કહેલું છે. ૧,૨

फळनी पहेलां फूलनी उत्पत्ति थाय तेम मरण पहेलां रिष्ट उत्पन्न थाय छे—

પુષ્પ જેવી રીતે ભાવિ ફળનું પૂર્વરૂપ છે તેવી રીતે અરિષ્ટ નામક લક્ષણ મરણોન્મુખ મનુષ્યનું પૂર્વરૂપ છે. ૩

વળી એવું પણ પુષ્પ હોય જેની પાછળ ફળ ઉત્પન્ન ન થાય અને ફળ પણ એવું થાય કે જેની પૂર્વે પુષ્પ પ્રગટ ન થયું હોય. ૪

પણ ઉત્પન્ન થયેલાં અરિષ્ટનો મરણ સિવાય નાશ નથી અને એવું મરણ પણ નથી કે જેની પૂર્વે અરિષ્ટ ઉત્પન્ન ન થયું હોય. ૫

उत्पन्न थयेल अरिष्टनुं प्रज्ञापराधने लईने ज्ञान थतुं नथी—

અજ્ઞાન વૈદ્યે જે અરિષ્ટ નથી પણ અરિષ્ટ જેવું લાગે છે તેને મિથ્યા રીતે અરિષ્ટ તરીકે જાણ્યું હોય અથવા અરિષ્ટ હોય પણ તેને બરાબર ઓળખ્યું ન હોય એ બેઉ બાબત પ્રજ્ઞાપરાધથી થયેલ હોય છે. ૬

अरिष्टभूत गन्धविज्ञान—

તેથી જ્ઞાન જાગૃત કરવા માટે મરણપૂર્વે થતાં બહુ પ્રકારનાં લક્ષણો દ્વારા રિષ્ટગંધયુક્ત પુષ્પિત ઘણા પુરુષોનો ઉપદેશ કરશું. ૭

વિવિધ પ્રકારનાં વૃક્ષ અને વેલડીઓવાળાં પુષ્પિત વનની સુગન્ધની માફક વિવિધ પ્રકારનાં પુષ્પોની ઉપમા આપી શકાય તેવી સુગન્ધ જેના શરીરે અહોરાત્ર ભાસે છે તે મનુષ્યને ધીર પુરુષો મરણલક્ષણોથી પુષ્પિત થયેલો માને છે. તે પુરુષ એક વર્ષમાં દેહ તજી દે છે એ દૃઢ નિશ્ચય છે. ૮,૯

એ પ્રમાણે ઇષ્ટ કે અનિષ્ટ પુષ્પોમાંના એક એકના જેવી જેની ગન્ધ હોય તેને પણ પુષ્પિત કહેવામાં આવે છે. ૧૦

જેના ગાત્રોમાં અશુભ ગન્ધ સમૂહગત અથવા તો એકે એકે આવે તેને પણ વૈદ્ય પુષ્પિત જાણવો. ૧૧

શરીરને લેપન કર્યું હોય અને ન કર્યું હોય ત્યારે જેની શુભ કે અશુભ ગન્ધ અકારણ વિપરીત થાય તેને પણ પુષ્પિત કહે છે. ૧૨

જેમકે–ચન્દન, કઠ, તગર, અગુરુ, મધુ અને માળાની ગન્ધ શુભ ગન્ધ છે. અને મૂત્ર, મળ, પશુનાં મુડદાં અને મનુષ્યના શવની ગન્ધ અશુભ ગન્ધ છે; અને વિવિધ કારણોથી ઉત્પન્ન થયેલી વિવિધ પ્રકારની બીજી પણ ગન્ધો છે તેઓને વિકૃતિ પામેલી આ અનુમાનથી જાણી લેવી. ૧૩,૧૪

આવાં બીજાં જે લક્ષણો કહેવામાં આવ્યાં નથી તેઓનો પણ સમાવેશ કરવા માટે ગંધ સંબંધી આ લક્ષણ કહેશું, જે જાણીને વૈદ્ય મરણ ભાખી શકે. ૧૫

અકારણ અને સ્થાયી, ઇષ્ટ કે અનિષ્ટ ગંધ જેના ગાત્રોમાં ઉત્પન્ન થાય તે મનુષ્ય તે વર્ષ પૂરું થતાં સુધી જીવતો નથી. ૧૬

अरिष्टभूत रसविज्ञान—

આટલું ગન્ધવિજ્ઞાન છે. એ પછી હવે રોગીઓના શરીરોનું રસજ્ઞાન વિધિપૂર્વક કહેવામાં આવશે. ૧૭

સ્વાભાવિક સ્થિતિવાળા પુરુષોના દેહથી ઉત્પન્ન થયેલો જે રસ હોય છે તે તેઓના અન્ત સમયે બે પ્રકારના વિકારને પામે છે. ૧૮

રસનો એક વિકાર એના મુખની વિસરતા એટલે રસહીનતા અથવા અનિષ્ટ રસતાને પામે છે અને બીજો વળી અત્યંત મધુરતાને પ્રાપ્ત કરે છે. ૧૯

રોગીના શરીરના રસનું અનુમાનથી જ્ઞાન થાય છે—

એને વિકૃતિ પામલો આ અનુમાનથી જાણવો; કેમકે એક મનુષ્ય મનુષ્યના રસને કેવી રીતે જાણી શકે? ૨૦

મરવા પડેલા પ્રાણીના વિરસ શરીરથી માખીઓ, જૂઓ તથા મચ્છર અને ડાંસો દૂર ખસી જાય છે. ૨૧

અને કાળે કરી પાકી ગયેલા એટલે મરવા પડેલા મનુષ્યને નવરાવી ચંદન ચર્ચ્યું હોય તો પણ અતિશય રસવાળા તેના શરીર પર સર્વાંગે માખીઓ વગેરે ખૂબ આવે છે. ૨૨

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

પુષ્પિત પુરુષનાં રસ અને ગન્ધનાં લક્ષણ મેં સામાન્યપણે કહ્યાં છે. એનું ફળ મરણ ભાખી શકાય તે છે. ૨૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'પુષ્પિતક ઇન્દ્રિય' નામનો બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨.

---

## અધ્યાય ત્રીજો
### પરિમર્શનીય ઇન્દ્રિય

परिमर्शनीय इन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'પરિમર્શનીય' ઇન્દ્રિયાધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

મરવા પડેલ મનુષ્યના વર્ણ-સ્વર-ગન્ધ અને રસનું લક્ષણ સારી જુદું જુદું કહ્યું. હવે સ્પર્શનાં લક્ષણો ધ્યાનપૂર્વક સાંભળો. ૩

પરિમર્શનનો વિધિ—

સ્પર્શની પ્રધાનતાથીજ રોગીના આયુષ્યના પ્રમાણનો અવશેષ જાણવાની ઇચ્છાવાળા વૈદ્યે સ્વસ્થ હાથથી એના આખા શરીરને સ્પર્શ કરવો અથવા તો બીજા પાસે સ્પર્શ કરાવવો.

स्पर्शथी जाणवा लायक आतुरना शरीरनी विकृति—

રોગીના શરીરને સ્પર્શ કરતાં આ ભાવો ત્યાં ત્યાં જાણવાયોગ્ય બને છે. જેમકે–શરીરના સતત ફરકતા ભાગોનું ન ફરકવું, જે નિત્ય ગરમ હોય તેનું ઠંડું પડી જવું, કોમળ ભાગની કઠોરતા, લીસા ભાગોનું ખરબચડાપણું, અસ્તિત્વ ધરાવતા ભાગોનું ન હોવું, સાંધાઓની શિથિલતા–ખસી જવું કે છૂટું પડવું, માંસ અને રુધિરની ક્ષીણતા, કઠિનતા, સતત પરસેવો આવવો અથવા અંગોની જડતા; અને તે સિવાય સ્પર્શનું બીજું જે કંઈ કારણ વગર આવું, ખૂબ વિકારવાળું હોય તે મરણનું લક્ષણ સમજવું. આ પ્રમાણે સ્પર્શ કરવા લાયક ભાવોનું લક્ષણ સંક્ષેપમાં કહ્યું. ૪

હવે તેની વિસ્તારપૂર્વક વ્યાખ્યા કરશું. જો તેનાં પગ-પિંડી-સાથળ-સ્ફિચ-ઉદર-પડખાં-કરોડ-હાથ-ડોક-તાળવું. હોઠ અને લલાટને પૃથક્ પૃથક્ સ્પર્શ કરતાં તે પસીનો આવેલું, શીતલ, જડ, કઠોર કે ક્ષીણ માંસરક્તવાળું હોય તો આયુષ્યહીન તે પુરુષ થોડા વખતમાં મરી જશે એમ જાણવું. જો તેનાં ઘૂંટી-ઘૂંટણ-વંક્ષણ-ગુદ-વૃષણ-શિશ્ન-નાભિ-ખભા-સ્તન- કાંડાં-પાંસળી- જડબાં-નાક-કાન- આંખ-ભમર અને શંખ આદિને પૃથક્ પૃથક્ સ્પર્શ કરતાં તે શિથિલ થયેલાં, છૂટાં પડેલાં, સ્થાનેથી ખસી ગયેલાં કે થીજી ગયેલાં હોય તો આયુષ્યહીન તે પુરુષ થોડા વખતમાં મરી જશે એમ જાણવું. ૫

उच्छ्वास, मन्या, दन्त, पक्ष्म, चक्षु, केश, लोम उदर अने नखमां रहेल अरिष्टो—

તે પ્રમાણે એનાં ઉચ્છ્વાસ; મન્યા, દાંત, પાંપણ, આંખ, કેશ, રૂંવાડાં, પેટ, નખ અને આંગળીઓ તપાસવાં જોઈએ. જો તેનો ઉચ્છ્વાસ બહુ લાંબો કે બહુ ટૂંકો હોય તો તે મરવાની અણી પર છે એમ જાણવું. જો સ્પર્શ કરતાં તેની બન્ને મન્યા ફરકતી ન હોય તો તે મરવાની અણી પર છે એમ જાણવું. જો તેના દાંત મેલથી લિપ્ત, શ્વેત અને શર્કરા એટલે પતરીયુક્ત હોય તો તે મરણની અણી પર છે એમ જાણવું. જો તેની પાંપણો જટાની માફક બંધાઈ જાય તો તે મરણોન્મુખ છે એમ જાણવું. જો તેનાં ચક્ષુઓ સ્વાભાવિક સ્થિતિમાં ન હોય અને વિકૃતિયુક્ત હોય–જેમકે–બહુ બહાર નીકળેલ, અતિ ઊંડાં ઊતરી ગયેલ, અતિ વાંકાં, અતિ વિષમ એટલે એક સંકોચાયેલું અને બીજું પહોળું થયેલું, અતિ શિથિલ બન્ધનવાળાં, અતિ સ્રાવયુક્ત, સતત નિમેષરહિત, સતત બંધ, સતત મટકાં મારતાં, નિષ્પ્રાણ્ય દૃષ્ટિવાળાં, વિપરીત દૃષ્ટિવાળાં, ક્ષીણ દૃષ્ટિવાળાં, વિક્ષિપ્ત દૃષ્ટિવાળાં, નકુલાન્ધ એટલે દિવસે બધું શ્વેત દેખનાર, કપોતાન્ધ એટલે દિવસે બધું કાળું દેખનાર અંગારા જેવા વર્ણનાં અથવા કાળા-પીળા-નીલ શ્યામ-તામ્ર-લીલા-હળદરીઆ અને શ્વેત એટલા વૈકારિક વર્ણોમાંના એકથી ખૂબ છવાઈ ગયાં હોય ત્યારે તે આસન્નમરણ છે એમ જાણવું. વળી એના કેશ અને રૂંવાડાં ખેંચી જોવાં. જો ખેંચવામાં આવતાં તેનાં કેશ અને રૂંવાડાં ઉખડી જાય અને વેદના ન કરે તો તે મરણની અણી પર છે એમ જાણવું. જો તેના ઉદર પર સિરાઓ સ્પષ્ટ દેખાતી હોય અથવા ઈંટોડી, તામ્ર, નીલ, હળદરીઆ કે શ્વેત વર્ણની હોય તો તે આસન્નમરણ છે એમ જાણવું. તેના નખો જો ક્ષીણ થઈ ગયેલ માંસ અને રક્તવાળા તથા પાકેલા જાંબુના જેવા વર્ણવાળા હોય તો તે મરણોન્મુખ છે એમ જાણવું. વળી એની આંગળીઓ ખેંચી જોવી જોઈએ; જો ખેંચવા છતાં આંગળીઓના ટચાકા બોલે નહિ તો તે આસન્નમરણ છે એમ સમજવું. ૬

अध्यार्थ संग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

સ્પર્શ કરવા લાયક આ બહુ ભાવોનો સ્પર્શ કરતાં જે અરિષ્ટ લક્ષણો જાણી જાય છે તે રોગીનું આયુષ્ય જાણવામાં મૂંઝાઈ જતો નથી. ૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'પરિમર્શનીય ઇન્દ્રિય' નામક ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩

---

## અધ્યાય ચોથો

### ઇન્દ્રિયાનીક ઇન્દ્રિય અધ્યાય

इन्द्रियानीक इन्द्रिय अध्यायनो उपक्रम—

"હવે અહીંથી 'ઇન્દ્રિયાનીક ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

इन्द्रियोनी परीक्षानो उपाय—

આયુષ્યનું પ્રમાણ જાણવા ઇચ્છતા વિશેષજ્ઞ વૈદ્યે જેવી રીતે પ્રાણીની ઇન્દ્રિયોની પરીક્ષા કરવી જોઈએ તે તમે સાંભળો. ૩

ચક્ષુ આદિ ઇન્દ્રિયોની અનુમાન દ્વારા તત્ત્વપૂર્વક પરીક્ષા કરવી જોઈએ; કેમકે ઇન્દ્રિયોનું યથાર્થ જ્ઞાન અતીન્દ્રિય છે એ જાણીતું છે. ૪

इन्द्रियोथी उत्पन्न थयेल ज्ञान अकारण विकृत देखाय ते मरणनुं लक्षण छे—

જે રોગીનું ઇન્દ્રિયોથી ઉત્પન્ન થયેલું જ્ઞાન સ્વસ્થ ઇન્દ્રિયોથી અકારણ વિકૃત દેખાય તે મરણનું લક્ષણ છે. ૫

આ પ્રમાણે ઇન્દ્રિયો વિષે અશુભ મરણસૂચક લક્ષણ યથાર્થ રીતે કહ્યું. હવે તે જ ફરીથી બહુ વિસ્તારપૂર્વક કહેવાતું સાંભળો. ૬

अरिष्टरूप आंखनी विकृति—

આકાશને ઘન થઈ ગયેલું અને પૃથ્વીને આકાશ જેવી એમ આ બન્નેને વિપરીતપણે જોનાર મરણ પામે છે. ૭

આકાશમાં સંચરતો વાયુ જેને દૃષ્ટિગોચર થાય છે અને પ્રજ્વલિત પાવક દૃષ્ટિગોચર થતો નથી તેનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ ભાખવું. ૮

જેમાં જાળ પાથરવામાં નથી આવી એવા સુવિમલ, સ્થિર કે વહેતા જલમાં જે જાળ જુએ છે તે જીવતરથી મૂકાઈ જાય છે એટલે કે મરી જાય છે. ૯

જાગતાં છતાં જે પ્રેતો, વિવિધ પ્રકારના રાક્ષસો અને બીજું પણ કેટલુંક અદ્‌ભુત જુએ તે જીવવા યોગ્ય નથી. ૧૦

સ્વાભાવિક વર્ણવાળા અગ્નિને જે નીલ રંગનો, નિસ્તેજ, કાળો કે ધોળો દેખે તે સાતમી રાત સુધી પહોંચે છે; એટલે કે આઠમે દિવસે મૃત્યુ પામે છે. ૧૧

વાદળાં ન હોવા છતાં વાદળાંમાંથી કિરણો જોનાર, ન હોવા છતાં આકાશમાં વાદળાં દેખનાર મનુષ્ય મરણ પામે છે. ૧૨

અનાવૃત સૂર્ય કે ચંદ્રને કૃષ્ણ વસ્ત્રથી આચ્છાદિત માટીની થાળી જેવા જે જુએ છે તે જીવતો નથી. ૧૩

નીરોગી કે રોગી પર્વ એટલે અમાવાસ્યા કે પૂર્ણિમા સિવાયના દિવસે સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ દેખે તો દેખાતાં ગ્રહણનો અન્ત થાય ત્યાં સુધી તેની જિંદગી રહે છે. ૧૪

રાત્રે સૂર્ય અને દિવસે તેજસ્વી ચન્દ્ર, અગ્નિ ન હોવા છતાં ધૂમાડો નીકળતો અને રાત્રે અગ્નિને નિસ્તેજ જોનાર મરણ પામે છે. ૧૫

પ્રાણ છોડવાની તૈયારીવાળા પુરુષો તેજસ્વીને તેજહીન અને તેજહીનને તેજસ્વી એમ સર્વભાવોને વિપરીત લક્ષણવાળા જુએ છે. ૧૬

આયુષ્યનો ક્ષય થતાં, વિપરીત આકૃતિવાળાં, વિપરીત વર્ણવાળાં, વિપરીત સંખ્યાવાળાં અને અકારણ રૂપો મનુષ્યો દેખે છે. ૧૭

જે અદૃશ્ય પદાર્થોને દેખે છે અને જે દૃશ્ય પદાર્થોને દેખતો નથી તે બન્ને તરતમાં જ ચોક્કસ યમાલયનું દર્શન કરે છે. ૧૮

अरिष्टरूप कानની विकृति—

શબ્દ ન હોય ત્યાં જે શબ્દ સાંભળે છે અને જે થયેલ શબ્દને સાંભળતો નથી તે બન્નેને જાણકારે જેવા પ્રેત હોય તેવા જાણવા. ૧૯

આંગળીઓથી બન્ને કાન બંધ કરીને જે રોગી એમ કરવાથી થતો, જ્વાલાના શબ્દ જેવો શબ્દ એટલે અનાહત નાદ સાંભળતો નથી તે આયુષ્યહીનને બુદ્ધિમાન વૈદ્ય તજી દેવો. ૨૦

अरिष्टरूप नाकनी विकृति—

ગન્ધોનું શુભાશુભપણું જે વિપરીતપણે જાણે અથવા તો તેઓને બિલકુલ ન જાણે તેને આયુષ્યહીન જાણવો. ૨૧

अरिष्टरूप जीभनी विकृति—

મુખપાક થયા વિના પણ જે રસોને જાણતો નથી અથવા તો ખરા સ્વરૂપમાં જાણી શકતો નથી તે મનુષ્યને કુશળ વૈદ્યો પાકી ગયેલો એટલે આયુષ્ય પૂરી થઈ ગયેલ કહે છે. ૨૨

अरिष्टरूप त्वचानी विकृति—

મુમૂર્ષુ પુરુષ ઉષ્ણ, શીત, કઠોર, લીસા, કોમળ અને દારુણ સ્પર્શ કરવાના પદાર્થોને સ્પર્શ કરીને તેઓમાં તેઓનાથી વિપરીતતા માને છે. ૨૩

अरिष्टरूप सर्व इन्द्रियोनी विकृति—

તીવ્ર તપ વગર કે વિધિપૂર્વક યોગ વગર ઇન્દ્રિયો વડે અધિક દેખનાર મનુષ્ય પંચત્વ પામે છે. ૨૪

દોષ વિના ઉત્પન્ન થયેલા ઇન્દ્રિયોના વિષયોને ઇન્દ્રિયોની જ્ઞાનશક્તિ વિના, જે કોઈ મનુષ્ય ઇન્દ્રિયોથી જુએ છે તે જીવતો નથી. ૨૫

જે સ્વસ્થ મનુષ્યો પ્રજ્ઞાપરાધને લઈ ઇન્દ્રિયોના વિષયોમાં અસત્ એટલે હસ્તિમાં ન હોય તેવી વિકૃતિને ઘણી વાર જુએ તેઓનું મરણ ભાખવું. ૨૬

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

આ ઇન્દ્રિયવિજ્ઞાનને જે સત્ય સ્વરૂપમાં જુએ છે તે વૈદ્ય મરણ અને જીવનને જાણી શકે છે. ૨૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'ઇન્દ્રિયાનીક ઇન્દ્રિય' નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

## અધ્યાય પાંચમો

### પૂર્વરૂપીય ઇન્દ્રિય

पूर्वरूपीय इन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'પૂર્વરૂપીય ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

दरेक व्याधिओनां अरिष्टरूप पूर्वरूपो—

વૈદ્યોનાં જ્ઞાનની વૃદ્ધિ માટે અસાધ્ય વિકારોનાં એક એક અને સમૂહગત પૂર્વરૂપો જુદાં જુદાં કહેશું. ૩

'જ્વરનિદાન'માં કહેલાં સર્વ પૂર્વરૂપો જેનામાં અતિ પ્રમાણમાં પ્રવેશ કરે છે તેનામાં જ્વરને પુરોગામી કરી મૃત્યુ પ્રવેશ કરે છે. ૪

બીજા પણ વ્યાધિનાં પૂર્વરૂપ આ રીતે જે પુરુષમાં પ્રવેશ કરે છે તેનું પણ મરણ ચોક્કસ છે. ૫

राजयक्ष्मानां अरिष्टरूप पूर्वरूपो —

હવે બીજાં, સારી પેઠે ભયંકર પૂર્વરૂપનો એક એક ભાગ કહેશું, જેઓનો અનુબંધ રોગો હોય છે અને જે રોગોનો અનુબંધ મૃત્યુ હોય છે. ૬

જે શોષ રોગીનું બળ ક્ષીણ થતું હોય અને સળેખમ વધતું હોય એવો તે પુરુષ સ્ત્રીમાં આસક્ત હોય તો શોષ રોગ તેનો અન્તકર બને છે. ૭

સ્વપ્નામાં કૂતરાં, ઊંટ કે ગધેડાં પર બેસીને દક્ષિણ દિશા તરફ જે જાય તે યક્ષ્મારોગ પ્રાપ્ત કરીને જીવન છોડે છે. ૮

ज्वरनां अरिष्टरूप पूर्वरूपो—

સ્વપ્નામાં પ્રેતો સાથે જે મદ્ય પીએ કે જે કૂતરાંથી ઢસેડાય તે અતિશય ભયંકર જ્વર પ્રાપ્ત કરીને જીવન છોડે છે. ૯

रक्तपित्तनां अरिष्टरूप पूर्वरूपो—

જે નજીકમાં આકાશને લાખના રસથી રંગેલ વસ્ત્ર જેવું લાલ જુએ છે તે રક્તપિત્ત પ્રાપ્ત કરીને તેનાથી જ મૃત્યુ પામે છે. ૧૦

સ્વપ્નમાં રાતી માળાવાળો, સર્વ રાતાં અંગવાળો, રાતાં વસ્ત્રવાળો અને વારંવાર હસતો, જે સ્ત્રીથી ખેંચી જવાય તે રક્તપિત્ત પ્રાપ્ત કરીને મરણ પામે છે. ૧૧

गुल्मनां अरिष्टरूप पूर्वरूपो—

શૂલ, આટોપ અને આંતરડાંનો અવાજ, અતિશય દુર્બળતા અને નખાદિકમાં વિવર્ણતા—એ લક્ષણ ગુલ્મથી અંત કરનાર છે. ૧૨

સ્વપ્નામાં દારુણ કાંટાળા વેલ જેના હૃદયમાં ઉત્પન્ન થાય તે મનુષ્યમાં ક્રૂર ગુલ્મ મૃત્યુ કરવા માટે પ્રવેશ કરે છે. ૧૩

कुष्ठनां अरिष्टरूप पूर्वरूपो—

શરીરે જરા પણ લાગતાં જેને સારી પેઠે ફાટ પડી જાય અને ઘારાંઓ રૂઝાય નહિ તો મૃત્યુ તેને કુષ્ઠથી મારી નાખે છે. ૧૪

સ્વપ્નમાં નગ્ન થઈ, ઘી ચોપડી, જ્વાલારહિત અગ્નિમાં હોમ કરનારની છાતીમાં પદ્મો ઉગે તો તે કુષ્ઠ-રોગથી મરે છે. ૧૫

प्रमेहनां अरिष्टरूप पूर्वरूपो—

નાહીને ગાત્રોપર લેપન કર્યું હોય છતાં પણ જેના ઉપર માખીઓ લોભાઈને આવે છે તે પ્રમેહ પ્રાપ્ત કરીને તેનાથી જ હણાય છે. ૧૬

સ્વપ્નમાં ચંડાલો સાથે જે બહુ પ્રકારનું સ્નેહપાન કરે તે મનુષ્યને પ્રમેહ લાગુ પડે છે અને તેથી તે મરણ પામે છે. ૧૭

उन्मादनां अरिष्टरूप पूर्वरूपो—

ચિન્તા-શ્રમ-ઉદ્વેગ તથા અસ્થાને ઉત્પન્ન થયેલો મોહ, બેચેની અને નિર્બળતા એ પૂર્વરૂપો હોય તો ઉન્માદથી મૃત્યુ થાય છે. ૧૮

આહારનો દ્વેષ કરનાર, ચિત્તનો લોપ થયેલ અને ઉદર્દવાળા તે મનુષ્યને જોઈ, ધીર પુરુષે જોરથી આવી પડતા ઉન્માદથી તેને મરણોન્મુખ જાણવો. ૧૯

ક્રોધી, બહુ ત્રાસ આપનાર, એકાએક હસતાં મોઢાવાળા અને બહુ મૂર્છા તથા તરસવાળા શરીરધારીને ઉન્માદ મારી નાખે છે. ૨૦

સ્વપ્નમાં રાક્ષસોના સમૂહ સાથે નાચતાં જે જલમાં ડૂબી જાય તે ખૂબ ઉન્માદ પ્રાપ્ત કરીને અહીંથી પરલોક તરફ પ્રયાણ કરે છે. ૨૧

अपस्मारनां अरिष्टरूप पूर्वरूपो—

જાગૃત અવસ્થામાં અસ્તિત્વમાં ન હોનાર અંધકારને જે જુએ છે અને ન થયેલા છતાં બહુ પ્રકારના બહુ અવાજો સાંભળે છે તે અપસ્મારથી હણાય છે. ૨૨

સ્વપ્નમાં મત્ત થઈને નાચતા જે પુરુષને ઊંધે માથે કરી પ્રેત હરી જાય છે તેને અપસ્મારપુરઃસર મૃત્યુ હરી જાય છે. ૨૩

बहिरायामनां अरिष्टरूप पूर्वरूपो—

જાગે ત્યારે જેનાં જડબાં-મન્યા અને આંખો સ્તબ્ધ થઈ જાય તેને પકડીને બહિરાયામ ચોક્કસ મારી નાખે છે. ૨૪

छर्दिनां अरिष्टरूप पूर्वरूपो—

સ્વપ્નમાં જે મનુષ્ય શષ્કુલી કે પૂડા ખાય અને એવી

જાતની ઉલટી કરે તો જાગૃત થતાં તે જીવતો નથી. ૨૫

पूर्वरूपना अरिष्टज्ञाननुं फळ—

જે વૈદ્ય આ પૂર્વરૂપોને સારી રીતે જાણે છે તે એઓનાં અનુબન્ધ અને ફલને જાણી શકે છે. ૨૬

अरिष्टभूत स्वप्नो—

અને આ બીજાં દારુણ સ્વપ્નો પણ રોગીઓના વિનાશને માટે અથવા નીરોગીને મોટા કલેશ માટે સમજવાં. ૨૭

સ્વપ્નમાં જેના માથા ઉપર વાંસ-લતાજાલ અને વેલાઓ ઉત્પન્ન થાય અને પક્ષીઓ અંદર પેસી જાય તથા જેનો મુંડો થાય; ૨૮

સ્વપ્નમાં ગીધ, ઘુવડ, કૂતરાં અને કાગડા વગેરેથી તથા રાક્ષસ, પ્રેત, પિશાચ, સ્ત્રી, ચંડાલ, દ્રવિડ કે આન્ધ્ર-વાસીથી જે ઘેરાય; ૨૯

સ્વપ્નમાં વાંસ, વેત્ર, લતા, પાશ, ઘાસ, અને કાંટાના સંકટમાં જે સપડાય, વળી ચાલતાં ચાલતાં જે પડી જાય; ૩૦

વળી સ્વપ્નમાં જે ધૂળના ઢગલાવાળી ભૂમિ ઉપર, રાફડા ઉપર, રાખમાં, સ્મશાનમાં, ચૈત્યમાં કે ખાડામાં પડી જાય; ૩૧

સ્વપ્નમાં ડોળાં પાણીમાં, કાદવમાં કે અંધારાથી છવાયેલા કૂવામા જે ડૂબી જાય છે અને ત્વરિત પ્રવાહથી તણાઈ જાય છે; ૩૨

સ્વપ્નમાં સ્નેહપાન, માલીસ, ઉલટી અને વિરેચન, સુવર્ણનો લાભ, કલહ બન્ધન પામવું કે પરાજય; ૩૩

સ્વપ્નમાં બન્ને જોડાનો નાશ, બન્ને પગની ચામડીનું ઉતરી પડવું, હર્ષ અને ગુસ્સે થયેલા પિતૃઓથી તિરસ્કાર; ૩૪

સ્વપ્નમાં દાંત, ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, દેવતા, દીપ કે આંખોનું પડી જવું કે વિનાશ અથવા પર્વતનું ફાટવું; ૩૫

સ્વપ્નમાં લાલ ફૂલવાળા વનમાં, ધરતીમાં, પાપી કર્મવાળા સ્થાનમાં, ચિતામાં કે ગુફાના અન્ધકાર જેવાં કષ્ટકારક સ્થાનમાં જે પ્રવેશ કરે; ૩૬

સ્વપ્નમાં લાલ માળાવાળો, મોટેથી હસતો, દિશારૂપી વસ્ત્રવાળો (નગ્ન), જે વાનર જોડેલા વાહનથી દક્ષિણ દિશામાં જાય છે અથવા ભયંકર વનમાં જાય છે; ૩૭

ગેરુઆં વસ્ત્ર ધારણ કરનાર, અસૌમ્ય, નગ્ન, દંડ-ધારી, કૃષ્ણ વર્ણના કે લાલ નેત્રવાળા પુરુષોનું દર્શન વૈદ્યો સ્વપ્નમાં ઇચ્છતા નથી. ૩૮

કૃષ્ણ દેહવાળી, પાપી, આચારહીન, લાંબા કેશ-નખ અને સ્તનવાળી, અતિશય લાલ માળા અને વસ્ત્રવાળી સ્ત્રી સ્વપ્નમાં દેખાય તો તેને કાલરાત્રિ માનવી. ૩૯

આમ આ દારુણ સ્વપ્નો છે જેનાથી રોગી પંચત્વ પામે છે અને નીરોગી જોખમમાં આવી કોઈક જ છૂટી શકે છે. ૪૦

स्वप्नदर्शन केम थाय छे—

દારુણ કાળે અતિશય બલવાન ત્રણે દોષોથી મનોવહ સ્રોતોની પૂર્ણતાને લઈ રોગી ભયંકર સ્વપ્નો જુએ છે. ૪૧

ગાઢ નિદ્રામાં ન હોય તેવો પુરુષ, ઇન્દ્રિયોના અધિષ્ઠાતા મન વડે અનેક પ્રકારે સફળ અને નિષ્ફળ સ્વપ્નો જુએ છે. ૪૨

स्वप्नना भेदो—

દૃષ્ટ (જોયેલું), શ્રુત (સાંભળેલું), અનુભૂત (અનુભવેલું), પ્રાર્થિત (આકાંક્ષિત), કલ્પિત (કલ્પેલું), ભાવિક (ભાવિ-સૂચક અને દોષજ (વાતાદિ દોષથી ઉત્પન્ન થયેલું),—એમ સાત પ્રકારનું સ્વપ્ન સ્વપ્નશાસ્ત્રીઓ જાણે છે. ૪૩

अल्प फलदायक तथा महा फलदायक स्वप्नो—

તેમાં વૈદ્યે પહેલાં પાંચ પ્રકારનાં સ્વપ્ન, દિવસે આવેલું સ્વપ્ન અને બહુ ટૂંકું કે બહુ લાંબું સ્વપ્ન ફળરહિત જાણવું. ૪૪

રાત્રિના પ્રથમ ભાગમાં જે સ્વપ્ન જોયું હોય તે અલ્પ ફળવાળું થાય અને જેને જોઈને ફરીથી નિદ્રા ન લેવાય તે તરત જ મહા ફળ દેનારું થાય છે. ૪૫

અશુભ સ્વપ્ન દેખીને પણ તે જ રાત્રિએ ફરીથી સૌમ્ય અને શુભ આકારવાળું સ્વપ્ન જે જુએ તેનું ફળ શુભ જાણવું. ૪૬

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

જે વૈદ્ય પૂર્વરૂપો અને આ ભયંકર સ્વપ્નોને જાણે છે તે અસાધ્ય રોગોમાં ભૂલ ખાઈ ચિકિત્સા શરૂ કરતો નથી. ૪૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'પૂર્વરૂપીય ઇન્દ્રિય' નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો. ૫.

---

# અધ્યાય છઠ્ઠો

## કતમાનિશરીર ઇન્દ્રિય

कतमानिशरीरइन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'કતમાનિશરીર ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

चिकित्साकर्म सिद्ध न थाय तेवां व्याधिवाळां शरीरो छे जेओने वैद्ये तजवां जोईए—

હે મહામુનિ! જેઓમાં ચિકિત્સાનું કર્મ સિદ્ધ થતું નથી તે વ્યાધિવાળાં કયાં શરીરો છે જેઓને વૈદ્યે તજવાં જોઈએ? ૩

આ પ્રમાણે અગ્નિવેશે આત્રેયને સારી પેઠે કઠિન પ્રશ્ન પૂછ્યો. ત્યારે ભગવાને જે પ્રમાણે તેને કહી દેખાડ્યું તે તમે ધ્યાનપૂર્વક સાંભળો. ૪

બોલતાં બોલતાં જેને છાતીના ઉપલા ભાગમાં ખૂબ વ્યથા થાય, ખાધેલું અન્ન નીકળી જાય, ઉદરમાં રહેલું હોય તો પચે નહિ, જલદીથી બળ ક્ષીણ થાય, તરસ અતિ વધી જાય અને હૃદયમાં શૂળ ઉત્પન્ન થાય તેને વૈદ્યે તજી દેવો જોઈએ. ૫,૬

જેની હેડકી નાભિથી ઉત્પન્ન થઈ હોય અને ઝાડામાં જેને અતિ લોહી પડતું હોય તેને આત્રેયની આજ્ઞાનું સ્મરણ કરીને વૈદ્ય ઔષધ આપવું ન જોઈએ. ૭

આનાહ અને અતિસાર એ બે રોગો જે દુર્બળ અને વ્યાધિયુકત પુરુષને થાય તેનું જીવતર દુર્લભ છે. ૮

આનાહ અને અતિ તૃષ્ણા એ બે જે દુર્બળ મનુષ્યને થાય તે મનુષ્યને થોડા સમયમાં જ પ્રાણો તજી દે છે. ૯

ક્ષીણ થઈ ગયેલ બલ અને માંસવાળા જેને દિવસના પૂર્વભાગમાં તાવ આવે અને ભયંકર સૂકી ખાંસી થાય તે જીવો પ્રેત હોય તેવો છે. ૧૦

મંદાગ્નિવાળા જે જઠરરોગીનું મૂત્ર જાડું અને મળ ગંધાઈ ગયેલો હોય તે શ્વાસરોગી થતાં જીવતો નથી. ૧૧

જેનો પેટ પરનો સોજો હાથ પગમાં પ્રસરે છે તે સગાંવહાલાંઓને કલેશ આપીને તે રોગથી મૃત્યુ પામે છે. ૧૨

જેના પગ પર સોજો હોય તથા પિંડીઓ શિથિલ થઈ ગઈ હોય અને બન્ને જંઘાઓમાં પીડા થતી હોય તેને વૈદ્યે તજી દેવો જોઈએ. ૧૩

જેના હાથ, પગ, ગુહ્ય અને ઉદર પર સોજો હોય તથા જેનાં વર્ણ, બલ અને આહાર ક્ષીણ થયાં હોય તેના રોગીને ઔષધ આપવાં ન જોઈએ. ૧૪

છાતીમાં ચોટેલો બહુ કફ જેને નીલો, પીળો કે લોહીસહિત સતત નીકળે તેને દૂરથી તજવો જોઈએ. ૧૫

ઉભાં થયેલ રૂંવાડાંવાળો, ઘટ મૂત્રવાળો, શોથયુકત, ઉધરસ અને તાવથી પીડાયેલો તથા ક્ષીણ માંસવાળો પુરુષ જાણકાર વૈદ્યથી દૂરથી તજવા યોગ્ય છે. ૧૬

જેના પ્રકોપ પામેલા ત્રણે દોષો કષ્ટસાધ્ય જણાય છે તેવા તે દૂબળા અને બલહીનની ચિકિત્સા નથી. ૧૭

સોજાને અન્તે જ્વર અને અતિસાર અથવા તેઓ એટલે જ્વર અને અતિસાર મટતાં સોજો–એ દૂબળા માણસના ખાસ કરીને અન્ત કરનાર બને છે. ૧૮

પાંડુરોગી અને અતિશય દૂબળો તથા બહુ તરસ્યો થનાર, સ્તબ્ધ આંખે જોનાર અને પ્રકોપ પામેલા ઉર્ધ્વશ્વાસવાળો રોગી જાણકાર વડે તજવા યોગ્ય છે. ૧૯

જેને હનુગ્રહ, મન્યાગ્રહ, તરસ અને અતિ પ્રમાણમાં બળની ક્ષીણતા હોય અને જેના પ્રાણો છાતીમાં હોય તેને તજી દેવો. ૨૦

ક્ષીણ માંસ-બલ અને આહારવાળા પુરુષને અંધારાં આવે, અંગો પછાડે અને જરા પણ સુખ ન વળે તો તે થોડા વખતમાં મરવાનો હોય છે. ૨૧

વિરુદ્ધ ઉત્પત્તિકારણવાળા અને ખુબ વિરુદ્ધ ઉપક્રમ-વાળા ભયંકર રોગો જેને જલદીથી વધે છે તે જલદીથી મૃત્યુ પામે છે. ૨૨

બલ, વિજ્ઞાન, આરોગ્ય, ગ્રહણી, માંસ અને શોણિત –એ જેનાં ઝટ ક્ષીણ થાય છે તે ઝટ મરી જાય છે. ૨૩

જેનું આરોગ્ય ઓછું થાય છે અને પ્રકૃતિ એકદમ બદલાઈ જાય છે તેના જીવનને મૃત્યુ એકદમ હરે છે. ૨૪

अध्यायार्थसंग्रह—

એ બાબતમાં ઉપસંહારનો શ્લોક—

આમ આ વ્યાધિયુકત શરીરોને તજવાં જોઈએ; કારણ કે એની ચિકિત્સા કરવાથી ધીર પુરુષો કંઈ પણ સિદ્ધિ જોતા નથી. ૨૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં ‘કતમાનિશરીર ઇન્દ્રિય’ નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

---

# અધ્યાય સાતમો

## પન્નરૂપીય ઇન્દ્રિય

पन्नरूपीय इन्द्रियनो उपक्रम—

“હવે અહીંથી ‘પન્નરૂપીય’ ઇન્દ્રિયનું વ્યાખ્યાન કરશું.” આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

अरिष्टरूप प्रतिच्छाया—

જેની આંખમાં આંખમાં પડતાં પ્રતિબિમ્બરૂપ પૂતળીને વૈદ્ય બિલકુલ દેખે નહિ તેની ચિકિત્સા કરવાની ઇચ્છા કરવી ન જોઈએ. ૩

ચંદ્રના તેજમાં, તડકામાં, દીવાના તેજમાં, જલમાં અને અરીસામાં જેની છાયા અંગોમાં વિકૃત હોય તે પ્રેત જેવો જ છે. ૪

જે છાયા છિન્ન એટલે છેદેલી, ભિન્ન એટલે ભેદેલી, આકુલ એટલે અન્ય પ્રતિબિમ્બ સાથે, હીન એટલે ઓછી કે વળી અધિક હોય અને જે નષ્ટ એટલે દેખાયજ નહિ તેવી, તન્વી એટલે સૂક્ષ્મ, એ ભાગમાં કપાયેલી, વિકૃત અને મસ્તક વગરની છે તે અને બીજી જે કેટલીક નિન્દિત પ્રતિચ્છાયાઓ છે તે સર્વ જો લક્ષ્યનિમિત્તે ઉત્પન્ન ન થઈ હોય તો મરણોન્મુખ મનુષ્યોની સમજવી. ૫,૬

જેની છાયા સંસ્થાન, પ્રમાણ વર્ણ અને પ્રભામાં વિપરીત થાય તે સ્વસ્થ હોવા છતાં મરણોન્મુખ જ છે. ૭

अरिष्टरूप छाया—

સંસ્થાનને આકૃતિ જાણવું અને તે સુન્દર અને અસુન્દર છે. વળી માણસોનું પ્રમાણ ત્રણ જાતનું કહ્યું છે–મધ્ય, અલ્પ અને મહાન. ૮

દેહનાં પ્રમાણ અને આકૃતિ અનુસાર જલ-આદર્શ અને તડકામાં જે છાયા પડે તે પ્રતિચ્છાયા; અને વર્ણ તથા પ્રભાને આશ્રિત તે છાયા. ૯

પંચમહાભૂતોની વિવિધ લક્ષણવાળી છાયા—

પાંચ મહાભૂતોની વિવિધ લક્ષણવાળી પાંચ છાયા છે.

તેમાં આકાશીય છાયા નિર્મલ, નીલ રંગની, સ્નિગ્ધ અને પ્રભાયુક્ત જેવી હોય છે. ૧૦

વળી રૂક્ષ, શ્યામ અને અરુણ જે વાયવી છાયા છે તે પ્રભાહીન હોય છે; પણ આગ્નેયી એટલે અગ્નિજન્ય છાયા વિશુદ્ધપણે લાલ, દેદીપ્યમાન અને જોવી ગમે એવી હોય છે. ૧૧

આમ્ભસી એટલે જલજન્ય છાયા શુદ્ધ વૈદૂર્ય મણિ જેવી વિમલ અને સારી પેઠે સ્નિગ્ધ માનેલ છે; અને પાર્થિવી એટલે પૃથિવીજન્ય સ્થિર, સ્નિગ્ધ, ઘન, લીસી, શ્યામ અને શ્વેત હોય છે. ૧૨

આમાંથી વાયવી છાયા નિન્દિત છે અને બાકીની ચાર સુખદાયક છે. પણ વાયવી વિનાશ કરનારી કે મહા કલેશ દેનારી હોય છે. ૧૩

પ્રભાશ્રિત શુભાશુભત્વ—

સર્વ પ્રભા તેજજન્ય છે અને તે સાત જાતની માનેલ છે- લાલ, પીળી, ધોળી, ઈંટોડી, લીલી, પાંડુર અને કાળી. ૧૪

તેઓમાંથી જેઓ વિકસનારી, સ્નિગ્ધ અને વિપુલ હોય છે તેઓ શુભ હોય છે અને રૂક્ષ, મલિન અને ટૂંકી અશુભનો ઉદય કરનારી છે. ૧૫

છાયા અને પ્રભાનો ભેદ—

છાયા વર્ણને ઢાંકી દે છે પણ પ્રભા વર્ણની પ્રકાશક છે. છાયા નજીકથી દેખાય ત્યારે પ્રભા દૂરથી પ્રકાશે છે. ૧૬

છાયા વગરનો કે પ્રભા વગરનો કોઈ નથી. પણ છાયાના અને પ્રભાના ભેદો, માણસોનાં શુભ કે અશુભની ઉત્પત્તિ પાકકાળે જણાવે છે. ૧૭

મરણોન્મુખ પુરુષનાં કેટલાંક લક્ષણો—

જેને આંખોમાં પીળાશ, મુખ ભરેલું, શંખોમાં ક્ષીણમાંસતા, સંત્રાસ અને અંગોની ઉષ્ણતા હોય તેને તજવો જોઈએ. ૧૮

પથારીમાંથી બેઠો કરતાં જે પુરુષ વારંવાર મૂર્છા પામે અને વારંવાર બબડાટ કરતો હોય તો તે સાત દિવસ સુધી જીવતો નથી. ૧૯

જેના અધોગામી અને ઊર્ધ્વગામી વ્યાધિઓ પરસ્પર મળેલા હોય અને ગ્રહણી દોષયુક્ત હોય તો તે ઘણું કરીને અરધો મહિનો પણ જીવતો નથી. ૨૦

રોગથી રૂંધાયેલા, દૂબળા થઈ ગયેલા અને અલ્પ આહાર કરનાર જેને બહુ મૂત્ર અને મળ થાય તેને તજી દેવો જોઈએ. ૨૧

દૂબળો હોવા છતાં જે રોગી, અગાઉ ખાતો હતો તેથી વધારે ખાય અને મૂત્ર તથા મળ અલ્પ હોય તો જેવો પ્રેત હોય તેવો જ તે છે. ૨૨

જે પુરુષ ઇષ્ટ રસવાળું અને ગુણસંપન્ન પથ્ય અન્ન ખાય છે છતાં પણ બલ અને વર્ણમાં હંમેશ ક્ષીણ થતો જાય તો તે જીવતો નથી. ૨૩

જે અસ્ફુટ અવાજે બોલે છે, ખૂબ હાંફે છે અને જેને પાતળો મળ થાય છે તે બલહીન, તરસથી પીડાયેલો અને સૂકાઈ ગયેલાં મુખવાળો જીવતો નથી. ૨૪

જે ટૂંકા શ્વાસ લે છે અને જે વાંકીચૂંકી ચેષ્ટા કરે છે તેને આત્રેય પુનર્વસુએ મરેલો જ કહ્યો છે. ૨૫

જેનો ઊંચો શ્વાસ ચાલતો હોય અને ક્ષીણ વર્ણ-બલ અને આહારવાળો જે પુરુષ કફથી ઘેરાઈ જાય છે તે જીવતો નથી. ૨૬

જેના ડોળા બહાર નીકળી ગયા હોય અને મન્યાઓ સતત કંપતી હોય તેવો તે બલહીન, તૃષાપીડિત અને સૂકાઈ ગયેલ મુખવાળો જીવતો નથી. ૨૭

જેના ગાલ ભરેલા હોય અને તાવ તથા ઉધરસ ભયંકર હોય, શૂળ નીકળતું હોય અને જે અન્નનો દ્વેષ કરતો હોય તેના ઉપર ચિકિત્સા સિદ્ધ થતી નથી. ૨૮

જેની બન્ને ભમરો નમી ગઈ છે અને જીભ કાંટાથી વ્યાપ્ત થઈ છે એવો ફરી ગયેલ મસ્તક-જીભ અને મુખવાળો પુરુષ જેવો પ્રેત હોય તેવો જ છે. ૨૯

વિકૃતિને લઈ જે શિશ્ન અતિશય ઊંડું ઊતરી જાય અને વૃષણો બહુ બહાર આવે અથવા એનાથી વિપરીત થાય તો તે પ્રેતલક્ષણ છે. ૩૦

જેનું માંસ ક્ષીણ થયું હોય અને ચામડી હાડકાં ઉપર જ દેખાતી હોય એવા ક્ષીણ થઈ ગયેલા અને ખાતો ન હોય તેવા પુરુષનું વધારેમાં વધારે આયુષ્ય એક મહિનો હોઈ શકે. ૩૧

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

अरिष्टनां लक्षण जाणनार आयुर्वेदविद् कहेवाय छे —

અરિષ્ટ કહેવાતું આ અનેક લક્ષણ જાણી જનાર કુશળ મનુષ્ય 'આયુર્વેદવિદ્ એટલે આયુર્વેદ જાણનાર' એવું બીરુદ મેળવે છે. ૩૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'પન્નરૂપીય ઇન્દ્રિય' નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો

### અવાક્શિરસીય ઇન્દ્રિય

आवाक्शिरसीय इन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'અવાક્શિરસીય ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

प्रतिबिम्बनुं अरिष्ट—

જે પ્રાણીના શરીરનું પ્રતિબિમ્બ ઊંધા માથાવાળું, વાંકુંચૂકું અથવા મસ્તક વિનાનું હોય તેની ચિકિત્સા કરવાની ઇચ્છા કરવી નહિ. ૩

पांपण अने वर्त्मने आश्रित अरिष्ट—

જે પ્રાણીની પાંપણો ચોટી ગઈ હોય અને દૃષ્ટિ પણ રોકાઈ ગઈ હોય તેને ધીર વૈદ્યે ઔષધ આપવું નહિ. ૪

શોષ પામતા જે મનુષ્યનાં સૂજેલાં પોપચાં પરસ્પર મળતાં ન હોય અને બન્ને આંખો ચીપડાથી લીપાઈ જાય તો જેવો પ્રેત હોય તેવો જ તે છે. ૫

केशने आश्रित अरिष्ट—

બન્ને ભમરમાં કે મસ્તકમાં, અગાઉ નહિ થયેલ, કોઈએ કર્યા ન હોય તેવા અને સ્પષ્ટ ઘણા સેંથા અને ભમરીઓ જોઈને મરણ ભાખવું. ૬

આ લક્ષણથી રોગી પુરુષો ત્રણ દિવસ જીવે છે અને નીરોગીઓનું ૭ રાત્રિ—એ પરમ આયુષ્ય કહેવાય છે. ૭

નીરોગી કે રોગી જે પુરુષને બળપૂર્વક ખેંચીને ઉખેડેલા કેશની ખબર પડતી નથી તે છ રાત વટાવતો નથી. ૮

જેના તેલરહિત કેશો તેલ નાખ્યું હોય એવા દેખાય છે તેને ક્ષીણ આયુષ્યવાળો જાણીને ધીર વૈદ્યે તજી દેવો જોઈએ. ૯

नाकने आश्रित अरिष्ट—

જેની નાકની દાંડી દૂબળી થાય છે, પહોળી થાય છે અને જે ન સૂજેલી છતાં સૂજી ગયેલી જેવી લાગે છે તેને જાણકારે તજવો જોઈએ. ૧૦

જેની નાસિકા અતિશય બહાર નીકળેલી હોય અને જેની બહુ ઊંડી ઉતરી ગયેલી હોય, વાંકી હોય કે એકદમ સૂકી હોય તે જીવતો નથી. ૧૧

ओष्ठने आश्रित अरिष्ट—

વિકૃતિને લઈ જેના મુખ, બન્ને કાન અને બન્ને હોઠ સફેદ, ઇંટાડી, અતિલાલ કે નીલ રંગનાં હોય તે રોગથી કેમેય મૂકાતો નથી. ૧૨

दांतने आश्रित अरिष्ट—

વિકૃતિને લઈ જેના દાંત હાડકાં જેવા ધોળા, ધોળાં ટપકાંવાળા અને મેલરૂપી કાદવથી ઢંકાયેલા હોય

તે માણસ તે રોગને છોડીને આરોગ્ય ભોગવતો નથી. ૧૩

જીભને આશ્રિત અરિષ્ટ—

સ્તબ્ધ, ચેતનરહિત, ભારે, કાંટાથી ખૂબ વ્યાપ્ત, ઈંટોડી રંગની, સૂકી સૂજેલી કે બહાર નીકળી પડેલી પ્રેતજિહ્વા છે. ૧૪

શ્વાસને આશ્રિત અરિષ્ટ—

જે પુરુષને લાંબો શ્વાસ કાઢીને ટૂંકો શ્વાસ લીધા પછી અંધારાં આવે છે તેને ક્ષીણ આયુષ્યવાળો જાણીને ધીર વૈદ્યે તજી દેવો. ૧૫

મરણોન્મુખ પુરુષનાં લક્ષણો—

આયુષ્યનો ક્ષય થતાં હાથ, પગ, મન્યા અને તાળવું અતિ ઠંડાં, કઠણ કે કોમલ પણ થાય છે. ૧૬

ઘૂંટણ સાથે ઘૂંટણ ભટકાવતો અને પગો ઉછાળીને પાડતો જે રોગી મુખને વારંવાર આમતેમ ફેરવે છે તે જીવતો નથી. ૧૭

દાંતો વડે નખના અગ્રભાગ કાપતો, નખો વડે કેશ તોડતો અને કાષ્ઠથી ભૂમિને ખોતરતો રોગી રોગથી છૂટતો નથી. ૧૮

મોટેથી રોતો કે હસતો જે રોગી જાગતાં છતાં દાંતકચેડિયાં કરે અને જો દુઃખ જાણી શકતો નથી તો તે રોગથી મૂકાતો નથી. ૧૯

વારંવાર હસતો, વારંવાર બરાડા પાડતો અને વારંવાર આંખ-નાક-કાનનાં છિદ્રોને સ્પર્શ કરતો જે રોગી શય્યામાં પગ પછાડે છે તે જીવતો નથી. ૨૦

પૂર્વે ભેળા થયેલા જે ભાવોથી રોગી પરમ પ્રીતિ પામતો તે જ ભાવોથી આનંદ ન પામનાર, ક્ષીણ થતા જતા રોગીનું મરણ ભાખવું. ૨૧

મરણોન્મુખ રોગીની ડોક મસ્તક ધારણ કરતી નથી; પીઠ પોતાના ભારને ધારણ કરતી નથી અને જડબાં મુખમાં રહેલા પિંડને ધારણ કરતાં નથી. ૨૨

મુમૂર્ષુ પુરુષને જ્વરસંતાપ, તરસ, મૂર્ચ્છા, નિર્બળતા અને સાંધાઓનો ત્રુટારો એકદમ થાય છે. ૨૩

લેપજ્વરથી સંતાપ પામેલા જે રોગીના વદનથી પ્રાતઃકાળમાં પુષ્કળ પરસેવો છૂટે તેનું જીવતર દુર્લભ છે. ૨૪

પ્રાણીના આયુષ્યનો અંત થતાં આહાર ગળામાં જતો નથી, જીભ ગળામાં પેસી જાય છે અને બળ ક્ષીણ થાય છે. ૨૫

જેના લલાટથી સારી પેઠે પરસેવો ઝરે છે અને જેનાં બન્ધન છૂટી ગયાં છે એવો આસન્નમરણ રોગી કળાઈઓને ધીરે ધીરે હલાવીને માથું નાખી દે છે. ૨૬

પૂર્વોક્ત લક્ષણોના જ્ઞાનનું ફળ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

બુદ્ધિમાન વૈદ્યે મુમૂર્ષુ પુરુષોમાં આ લક્ષણો ધ્યાનપૂર્વક જોવાં જોઈએ; કારણ કે કેટલાંક લક્ષણો ક્ષણવારમાં થઈને ચાલ્યાં જાય છે. માટે એક પણ લક્ષણ અહીં અફળ નથી. ૨૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિય સ્થાનમાં 'અવાક્ શિરસીય ઇન્દ્રિય' નામક આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮

---

## અધ્યાય નવમો

### યસ્યશ્યાવનિમિત્તીય ઇન્દ્રિય

યસ્યશ્યાવનિમિત્તીય ઇન્દ્રિયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'યસ્યશ્યાવનિમિત્તીય' ઇન્દ્રિયનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

કેટલાંક અરિષ્ટો—

જેનાં નેત્રો ઈંટોડી રંગનાં, દૃષ્ટિરહિત અને લીલાં હોય તેને થયેલો વ્યાધિ જાણકારે અંત કરનારો જાણવો. ૩

જે સંજ્ઞારહિત, સૂકા મોંવાળો અને ઘણા રોગોથી ઘેરાયેલો હોય તેને આયુષ્યહીન જાણીને ધીર વૈદ્યે તજી દેવો જોઈએ. ૪

જેની સિરાઓ લીલી અને રોમછિદ્રો બંધ હોય તે ખાટા રસને ઇચ્છતો પુરુષ પિત્તથી મરણ પામે છે. ૫

राजयक्ष्मानां अरिष्टो—

જેના શરીરના અન્તભાગ એટલે હાથ-પગ વગેરે શોભાવાળા હોય અને શરીર સૂકાયે જતું હોય તથા બળ ક્ષીણ થતું જતું હોય તેને રાજયક્ષ્મા મારી નાખે છે. ૬

શોષરોગીને ખભાનો સંતાપ, હેડકી, લોહીની ઊલટી, અનાહ અને પાર્શ્વશૂલ અન્તકર બને છે. ૭

बल अने मांसनो क्षय थतां चिकित्साने अयोग्य पुरुषो—

વાતવ્યાધિવાળો, અપસ્મારરોગી, કુષ્ઠરોગી, શોફરોગી, ઉદરરોગી, ગુલ્મરોગી, મધુમેહવાળો અને રાજયક્ષ્માવાળો જે પુરુષ છે-તે બધા બલ અને માંસનો ક્ષય થતાં ચિકિત્સાયોગ્ય રહેતા નથી. તેમજ વૈદ્યે બીજા વિકારોમાં પણ ઉક્ત રોગીઓને તજવા જોઈએ. ૮,૯

आनाहवाळानां अरिष्टो—

વિરેચનથી જેનો આનાહ દૂર કર્યો છે તેવો પુરુષ તે પછી તરસ્યો થાય અને વિરેચન થઈ ગયા છતાં ફરીને વાયુથી પેટ ફૂલે તો જેવો પ્રેત હોય તેવો જ તે છે. ૧૦

जे पेय पी न शके ते जीवतो नथी—

કાળું મુખ અને છાતીની શુષ્કતાને લઈ જે પુરુષ પીવાતું પી શકતો નથી તે જીવતો નથી. ૧૧

बीजां अरिष्ट लक्षणो—

સ્વરની દુર્બળતા, બલ અને વર્ણની હાનિ તથા અનુચિત રૂપમાં રોગની વૃદ્ધિ જોઈને મરણ ભાખવું. ૧૨

બુદ્ધિમાન વૈદ્યે ઊર્ધ્વશ્વાસવાળા, ઉષ્માહીન, શૂળથી પીડાતા વંક્ષણવાળા અને ક્યાંય સુખ ન પામતા રોગીને તજી દેવો. ૧૩

પોતાનું મરણ આવી પહોંચ્યું છે એમ વિકૃત સ્વરે બોલનાર તથા ન હોય તેવો શબ્દ સાંભળનાર રોગીને દૂરથી તજવો. ૧૪

જે દૂબળા પુરુષને રોગ એકદમ છોડી દે છે તેનું જીવતર જોખમમાં આવેલું આત્રેય માને છે. ૧૫

હવે જો તેનાં સગાંવહાલાં પ્રણામપુરઃસર પ્રાર્થના કરે તો 'તેણે માંસરસ સાથે ખાવું' એમ કહેવું પણ એને વિશોધન આપવું નહિ. ૧૫

માંસરસથી અને બીજા બહુ જાતના રસોથી જો તેને એક માસમાં સારો ફાયદો ન દેખાય તો તેનું જીવતર દુર્લભ છે. ૧૭

जेनां थूंक-मळ अने वीर्य पाणीमां डूबे ते जीवतो नथी—

જેનાં બળખો, મળ અને વીર્ય પાણીમાં ડુબી જાય તેના આયુષ્યનો અન્ત આવ્યો છે એમ બુદ્ધિમાન પુરુષો કહે છે. ૧૮

જેના બળખામાં બહુ પ્રકારના વર્ણ છુટા છુટા દેખાય અને પાણીમાં નાખતાં તે ડૂબી જાય તો તે જીવવાયોગ્ય નથી. ૧૯

शंखक शिरोरोग त्रण रातमां मारी नाखे छे—

જેનું ઊષ્માને અનુસરનારું પિત્ત શંખ દેશમાં પહોંચી ઘટ થઈ જાય છે તે શંખક નામનો રોગ ત્રણ રાતમાં જીવિતને હણે છે. ૨૦

बीजां अरिष्टो—

જેના મોઢામાંથી ફીણયુક્ત લોહી વારંવાર નીકળે અને શૂળથી જેનું ઉદર પીડાય તેવી જાતનો રોગી તજવાયોગ્ય છે. ૨૧

જે રોગીને બલ અને માંસનો તીવ્ર ક્ષય, રોગની વૃદ્ધિ અને અરુચિ દેખાય તે ત્રણ પખવાડિયાં જીવતો નથી. ૨૨

અરિષ્ટો સંપૂર્ણપણે જાણી લેવાં જોઈએ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

મનુષ્યોનું મરણ આવી પહોંચતાં આ લક્ષણો થાય છે, તેમજ એ અને એવી જાતનાં બીજાં લક્ષણો પણ બરાબર જોવાં જોઈએ. ૨૩

તે બધાં લક્ષણો જુદા જુદા રોગીઓમાં દેખાય છે પણ તે બધાં એકજ મુમૂર્ષુ મનુષ્યમાં થતાં નથી. તેથી તે બધાં સંપૂર્ણપણે જાણી લેવાં જોઈએ. ૨૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'યસ્યશ્યાવનિમિત્તીય ઇન્દ્રિય' નામનો નવમો અધ્યાય સંપૂર્ણ થયો. ૯

---

## અધ્યાય દશમો
### સદ્યોમરણીય ઇન્દ્રિય

સદ્યોમરણીય ઇન્દ્રિયનો ઉપક્રમ—

"હવે અહીંથી 'સદ્યોમરણીય ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

મરણોન્મુખનાં લક્ષણો—

હે અગ્નિવેશ! તરતમાં પ્રાણ છોડનાર મનુષ્યનાં લક્ષણો હું જુદાં જુદાં કહીશ, જે લક્ષણોથી યુક્ત રોગી જીવતો નથી. ૩

હૃદયમાં રહેલી, સારી પેઠે વધેલી અને ભયંકર વાતાષ્ઠીલા, તરસથી ઘેરાયેલા રોગીની જિંદગી તરત જ હરી લે છે. ૪

શરીરમાં વિચરતો વાયુ પિંડીઓને શિથિલ કરીને તથા નાસિકાને વાંકી કરીને તરત જીવતરને હરી લે છે. ૫

જેની ભમરો સ્થાનથી ખસી ગઈ હોય અને ભયંકર અન્તર્દાહ થાય તો હેડકી કરનાર રોગ તેના જીવતરને તરત હરી લે છે. ૬

ક્ષીણ થયેલ શોણિત અને માંસવાળા જેની બન્ને મન્યા સમ હોય તો ખેંચીને ઊર્ધ્વગતિએ ફરતો વાયુ તરત જીવતરને હરી લે છે. ૭

ગુદા અને નાભિની વચ્ચે એકદમ જતો વાયુ દૂબળા રોગીના વંક્ષણો પકડીને તરત જિંદગી હરી લે છે. ૮

સ્તબ્ધ અને ફાટેલ આંખવાળા રોગીની પાંસળીઓના અગ્રભાગને ખેંચીને અને છાતીને જકડીને વાયુ તરત જિંદગી હરી લે છે. ૯

હૃદય અને ગુદા–બન્નેને પકડીને બલવાન વાયુ નબળાનું તો વિશેષે કરીને જીવતર તરત હરી લે છે. ૧૦

વંક્ષણ અને ગુદા બન્નેને પકડીને, પ્રાણીને શ્વાસ ઉત્પન્ન કરતો બલવાન વાયુ તરત જીવન હરી લે છે. ૧૧

નાભિ, મૂત્ર, બસ્તિશીર્ષ, મળ અને શૂલને વાઢયુક્ત કરતો વાયુ તરત જીવન હરી લે છે. ૧૨

જેના વંક્ષણોમાં વાતશૂલથી ચારે બાજુ ફાટ થાય, ઝાડો પાતળો થાય અને તૃષા હોય તો તે તરત પ્રાણ છોડે છે. ૧૩

અહીં જેનું આખું શરીર વાયુથી વ્યાપ્ત થયું હોય, મળ પાતળો થયો હોય અને તૃષા હોય તો તે તરત પ્રાણ તજે. ૧૪

જે દેહધારીનું શરીર વાતશોફથી સૂજી ગયું હોય, મળ પાતળો થયો હોય અને તૃષા હોય તો તે તરત પ્રાણ તજે. ૧૫

જેને આમાશયથી ઊઠેલી વાઢ હોય, મળ પાતળો હોય અને તૃષા હોય તે તરત પ્રાણ તજે છે. ૧૬

જેને પક્વાશયથી ઉત્પન્ન થયેલી વાઢ હોય, તૃષા અને તીવ્ર ગુદગ્રહ હોય તે તરત પ્રાણ તજે. ૧૭

પક્વાશયનો આશ્રય કરી, સંજ્ઞાનો નાશ કરી અને ગળામાં ઘુર્ઘુર અવાજ ઉત્પન્ન કરી વાયુ તરત જીવન હરે છે. ૧૮

કાદવ ચોપડયા જેવા દાંત, લોટ ઊડયા જેવું મુખ અને અંગે પરસેવાના રેલા–એ તરતમાં મરણને શરણ થનારનું લક્ષણ છે. ૧૯

તૃષા-શ્વાસ-શિરોરોગ-મૂર્છા-દુર્બળતા-કૂજન એટલે ગળાંથી અવ્યક્ત શબ્દ અને પાતળા ઝાડા થયેલ રોગી તરતમાં પ્રાણ તજે છે. ૨૦

आ लक्षणो जाणवानुं फळ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

જે મનુષ્ય આ લક્ષણોને સારી રીતે જાણે છે તે મૃત્યુધર્મીઓનાં જીવિત અને મરણને પણ જાણી જાય છે. ૨૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'સદ્યોમરણીય ઇન્દ્રિય' નામક દશમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૦

---

# અધ્યાય અગીયારમો

## અણુજ્યોતીય ઇન્દ્રિય

अणुज्योतीय इन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'અણુજ્યોતીય ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

एक वर्षनी अंदर मरी जनार पुरुषनां लक्षणो—

સ્વલ્પ અગ્નિવાળો, એકાગ્રતારહિત, વિકૃત છાયાવાળો, સદા દુઃખપૂર્ણ મનવાળો અને જેને ક્યાંય ચેન ન પડે તે એક વર્ષની અંદર પરલોકે પ્રયાણ કરે છે. ૩

જેનું વિધિપૂર્વક આપેલું બલિ કાગડા વગેરે ખાતા નથી તે વર્ષની અંદર પરલોકે જઈને શ્રાદ્ધના પિંડ ખાય છે. ૪

સપ્તર્ષિઓની સમીપ રહેલા અરુન્ધતીના તારાને જે દેખતો નથી તે પ્રાણી વર્ષને અન્તે મરણરૂપી અંધકારને જુએ છે. ૫

વિકૃતિને લઈ જે શોભા પુષ્ટિ અને ધન અકારણ પ્રાપ્ત કરે અથવા એનાથી ભ્રષ્ટ થાય તો તેનું જીવન વર્ષના અન્ત સુધી હોય. ૬

छ मासनी अंदर मरी जनार पुरुषनां लक्षणो—

છ મહિનામાં મરી જનારનાં ઇચ્છા-શીલ-સ્મૃતિ-ત્યાગ-બુદ્ધિ અને બળ–એ છ યે અકારણ જતાં રહે છે. ૭

અપૂર્વ ધમનીઓનું અતિશય શોભાયુક્ત જાળું જેના લલાટમાં દેખાય તે છ મહિના જીવતો નથી. ૮

ચન્દ્ર જેવી વાંકી રેખાઓથી જેનું લલાટ ભરાઈ જાય તેનાં આયુષ્યનો છ મહિને અન્ત ભાખવો. ૯

एक मासनी अंदर मरी जनार पुरुषनां लक्षणो—

જેને મત્ત મનુષ્યની માફક શરીરે કંપ, મૂર્છા, હાલચાલ અને વચન થાય તે એક મહિનો જીવતો નથી. ૧૦

જેનાં વીર્ય-મૂત્ર અને મળ પાણીમાં ડૂબી જાય તે સ્વજનનો દ્વેષ કરનારો મૃત્યુરૂપી પાણીમાં એક મહિનામાં ડૂબી જાય છે. ૧૧

ધડ વિના જેના હાથપગ અને મુખ બન્ને વિશેષ કરીને સૂકાઈ જાય અથવા સૂજી જાય તે એક માસ જીવતો નથી. ૧૨

केटलांक अरिष्टो—

જેનાં લલાટ, મસ્તક કે બસ્તિ ઉપર બીજના ચંદ્ર જેવી વાંકી નીલ રંગની રેખા પ્રકાશતી હોય તે જીવવા યોગ્ય નથી. ૧૩

જેનાં અંગ ઉપર પરવાળાંની ગોળી જેવી મસૂરિકાઓ ઉત્પન્ન થઈને તરત નાશ પામે તે રોગી થોડા વખતમાં વિનાશ પામે છે. ૧૪

જેને ગરદનમાં મર્દન જેવી બલવાન પીડા, જીભનો સોજો અને ગુદા-મુખ તથા ગળાનો પાક થાય તેને પાકી ગયેલો એટલે આસન્નમરણ જાણવો. ૧૫

અતિશય સંભ્રમ, અતિશય બડબડાટ અને અતિ

ભયંકર હાડકાંનો તુટારો—એ ત્રણે, કાળપાશથી ઘેરાયેલા રોગીને થાય છે. ૧૬

કાળથી પ્રેરાયેલો નિર્બળ પુરુષ બેભાન થઈને કેશ ખેંચી કાઢે છે અને નીરોગીની માફક અતિશય આહાર લે છે. ૧૭

ઊર્ધ્વગામી અને મટકાંરહિત આંખવાળો કાળથી આંધળો થયેલો રોગી આંગળીઓ અને હાથને આંખો પાસે રાખીને તેઓને શોધે છે અને વિસ્મય પામે છે. ૧૮

બેભાન બનતો, કાલપ્રેરિત તે પથારીમાંથી, આસન-માંથી, અંગમાંથી, લાકડામાંથી અથવા ભીંતમાંથી પણ ન હોય તેવું કંઈક શોધે છે. ૧૯

બેભાન બનીને જે પુરુષ હસવાનું ન હોય છતાં હસે, બન્ને હોઠને ચાટે તથા પગ-હાથ અને ઉચ્છ્વાસ ઠંડાં પડી ગયાં હોય તે જીવતો નથી. ૨૦

મહામોહથી આચ્છાદિત મનવાળો રોગી પાસે ઊભેલાં સગાંને કે બીજાં મનુષ્યને બોલાવીને તેને જોતાં છતાં પણ દેખતો નથી. ૨૧

બુદ્ધિમાન વૈદ્યે શરીરમાં આકાશાદિ ભૂતોનો અયોગ એટલે વિષય ગ્રહણ ન કરવો તે અને અતિયોગ એટલે ન હોય તેવો વિષય ગ્રહણ કરવો તે એક સાથે જોઈને ઔષધ આપવું ન જોઈએ. ૨૨

રોગોની અતિશય વૃદ્ધિથી અને મનનાં બળનો ક્ષય થવાથી આત્મા દેહનામક ઘરને જલદી છોડી દે છે. ૨૩

પ્રાણો ક્ષીણ થતાં વર્ણ, સ્વર, અગ્નિબલ, વાણી, ઇન્દ્રિય અને મનનું બળ ક્ષીણ થાય છે; અને નિદ્રા સતત આવે છે અથવા સાન આવતી નથી. ૨૪

જેઓ વૈદ્ય ઔષધ-પાન-અન્ન-ગુરુ અને મિત્રના દ્વેષ કરનાર છે તે સર્વેયને યમરાજાને વશ થયેલા જાણવા. ૨૫

એઓમાં રોગ વધે છે અને ઔષધ નિષ્ફળ નીવડે છે. એઓનાં અન્ન ખાવાં નહિ અને પાણીને પણ સ્પર્શ કરવો નહિ. ૨૬

गुणवाळा चतुष्पाद पण क्षीण आयुष्यवाळामां व्यर्थ छे—

સાધક ગુણોથી યુક્ત, એકઠા મળેલા ભિષગાદિ ચારે પાદ ક્ષીણ આયુષ્યવાળા રોગીમાં વ્યર્થ છે કારણ કે સમવાયિ કારણ દ્રવ્ય એટલે આયુષ્ય વિના ગુણનો ઉદય એટલે આરોગ્ય થતું નથી. ૨૭

आयुष्यनी परीक्षानी प्रशंसा—

નીરોગી અને રોગીના આયુષ્યની વૈદ્યે પરીક્ષા કરવી જોઈએ; કારણ કે આયુષ્યના જ્ઞાનનું બધું ફળ આયુષ્ય જાણનારમાં રહેલું છે. ૨૮

अरिष्टनुं लक्षण—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ચિકિત્સાના માર્ગને વટાવી ગયેલા અને આખા દેહમાં વ્યાપ્ત થયેલા દોષો જે ચિહ્ન કરે છે તેને અરિષ્ટ કહેવામાં આવે છે. ૨૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'અણુજ્યોતીય ઇન્દ્રિય' નામક અગિયારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૧

---

## અધ્યાય બારમો
### ગોમયચૂર્ણીય ઇન્દ્રિય

गोमयचूर्णीय इन्द्रियनो उपक्रम—

"હવે અહીંથી 'ગોમયચૂર્ણીય ઇન્દ્રિય'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

एक मासमां मरनारनां लक्षणो—

જેના માથામાં છાણના ભૂકા જેવી સ્નિગ્ધ ફોતરી ઉત્પન્ન થાય અને ખરે, તેનું જીવન એક માસ પર્યંત છે. ૩

વિકૃતિને લઈ ઢીલા ખભાવાળો જે, પગ ઢસેડતો હોય તેમ દોડે તે મનુષ્ય આ લોકમાં લાંબો વખત વસતો નથી. ૪

અર્ધ માસમાં મરનારનાં લક્ષણો—

નાહીને વિલેપન કરેલ જે પુરુષનાં બધાં ગાત્રો ભીનાં હોવા છતાં પ્રથમ છાતી એકદમ સૂકાઈ જાય તો તે અરધો મહિનો જીવતો નથી. ૫

ઔષધ તથા આહાર વિષયનું અરિષ્ટ—

જે રોગીને ઉદ્દેશીને વૈદ્ય પ્રયત્ન કરતાં છતાં ઔષધનો પ્રયોગ કરવાને શકિતમાન થતો નથી, તેનું જીવતર દુર્લભ છે. ૬

સારી રીતે જાણેલું, ઘણી વાર સિદ્ધ થયેલું અને વિધિપૂર્વક પ્રયોજેલું ઔષધ જેના ઉપર સફળ થતું નથી તેની ચિકિત્સા નથી. ૭

વૈદ્યે સારી રીતે કલ્પેલા આહારનો ઉપયોગ કરતાં છતાં જેને તેનું ફળ મળતું નથી તેનું જીવતર દુર્લભ છે. ૮

મરણોન્મુખના દૂતો—

હવે દૂતાધિકારમાં મુમૂર્ષુઓનાં લક્ષણ કહેશું; જે જોઈને ડાહ્યા વૈદ્યે અચકાયા વગર ચિકિત્સાની ના પાડવી જોઈએ. ૯

પોતાના કેશ છૂટા હોય, પોતે નગ્ન હોય, રોતો હોય અથવા અપવિત્ર હોય ત્યારે આવેલા દૂતને દેખીને વૈદ્યે મરણ ભાખવું. ૧૦

વૈદ્ય સૂતા હોય, કાપતા હોય અથવા કંઈ ફાડતા હોય ત્યારે જે દૂતો આવે છે તેઓના ધણીની ચિકિત્સા કરવા વૈદ્યે જવું ન જોઈએ. ૧૧

વૈદ્ય જ્યારે અગ્નિમાં હોમ કરતા હોય તેમજ પિતૃઓને પિંડ આપતા હોય ત્યારે જે દૂતો આવે છે તેઓ મૃત્યુસૂચક બની મરણ ઉત્પન્ન કરે છે. ૧૨

વૈદ્ય જ્યારે અશુભ બાબતો કહેતા હોય અથવા તો વિચારતા હોય ત્યારે જે દૂતો આવે તે મુમૂર્ષુ મનુષ્યના સમજવા. ૧૩

વૈદ્ય જ્યારે મરેલાં-બળેલાં કે વિનાશ પામેલાં અને બીજાં અશુભ કારણોમાં લાગેલા હોય અથવા બોલતા હોય ત્યારે આવેલા દૂતો મુમૂર્ષુઓના જાણવા. ૧૪

વિકારના સમાન ગુણવાળા દેશ અથવા કાળમાં દૂતને આવેલો જોઈને વૈદ્યે તે રોગીના ઉપચાર કરવા નહિ. ૧૫

દીન-બીવેલી-દોડતી-ત્રાસ પામેલી-મલિન અને પાપાચારી સ્ત્રીને, ત્રણ જણાને, વિરૂપ અને ષંઢ દૂતોને મુમૂર્ષુઓના દૂત જાણવા. ૧૬

છિન્ન અંગવાળા, ચિહ્નધારી, રોગી અને ભયંકર કામ કરનાર દૂતને જોઈ વૈદ્યે જવું ન જોઈએ. ૧૭

ગર્દભ કે ઊંટ જોડેલા રથમાં બેસીને રોગીને માટે આવેલા દૂતને દેખી વૈદ્યે રોગીનો પરાભવ જાણવો. ૧૮

વૈદ્યનાં પ્રથમ દર્શને પરાળ-ભૂસું-માંસ-હાડકાં-કેશ-રૂંવાડાં-નખ-દાંત-સાવરણી-સાંબેલું-સૂપડું-પગરખાંથી છૂટું પડેલું ચામડું-ઘાસ-લાકડું-ફોતરાં-અંગારો-ઢેફું કે કાંકરા-એઓનો સ્પર્શ કરતા દૂતો રોગીની મુમૂર્ષતા સૂચવે છે. ૧૯,૨૦

જ્યારે દૂત રોગી સંબંધી વાકય કહેતો હોય ત્યારે વૈદ્ય જો અપશુકન જુએ તો તેની પાછળ વૈદ્યે જવું ન જોઈએ. ૨૧

તેજ પ્રમાણે દૂતના વચન પહેલાં સર્વ આજુબાજુ બોલાયેલાં વાકયો સાંભળ્યા પછી અથવા તો વચન સમયે અથવા દૂતના વચનને સાંભળવાના સમયમાં વ્યસની-મરેલું-ઘરેણું-ભાંગી ગયેલ વસ્તુ-મરેલાનું બળી ગયેલ કે વિનાશ પામેલ વસ્તુ જુએ અથવા તે વસ્તુઓ વિષેના શબ્દો સાંભળે, તીખો કે તીવ્ર રસ ચાખે, શવ જેવી અતિશય દુર્ગંધ સૂંઘે, બહુ કઠણ વસ્તુને સ્પર્શ કરે અથવા જે બીજું અશુભ હોય તે અનુભવે તો દૂતોનું બોલવું સાંભળીને ધીર વૈદ્યે મરણ ભાખવું. ૨૨,૨૪

आतुरना घरमां जतां वैद्यने थतां अपशुकनो—

આ પ્રમાણે મુમૂર્ષુઓનો આ આખો દૂતાધિકાર કહેલ છે.

હવે માર્ગમાં થનારાં તથા રોગીના કુળમાં થનારાં અરિષ્ટસુચક નિમિત્તો કહીશ. ૨૫

છીંક-પોકાર-ઠેસ વાગવી અને પડી જવું તથા રડારાડ-મારામારી-નકાર-નિન્દા, વસ્ત્ર-પાઘડી-પછેડી-છત્રી અને પગરખાં સબંધી વ્યસન એટલે ફાટી જવું વગેરે, અને મરેલાં કે છિન્ન અંગવાળાંનું દર્શન, ચૈત્ય-ધજા અને પતાકા તથા ભરેલાં પાત્રોનું પડવું, મરેલાના કે અનિષ્ટના સમાચાર, રાખ કે ધૂળથી ખરડાવું, બિલાડી-કૂતરું કે સર્પ આડા ઊતરે, પ્રકાશિત એટલે સૂર્ય તરફની કે દક્ષિણ દિશા તરફ ક્રૂર પશુપક્ષીઓના અવાજ, પલંગ-બેઠક અને વાહનને ચત્તાં દેખવાં-આમ આ બધાંને બુદ્ધિમાન પુરુષો અશુભ કહે છે. ૨૬-૩૦

માર્ગમાં અને રોગીના ઘરમાં આ બધું જોનાર અને સાંભળનાર વિદ્વાન વૈદ્યે તે રોગીને ઘેર જવું ન જોઈએ. ૩૧

मुमूर्षुना घरनी अवस्था—

આ પ્રમાણે વૈદ્યથી તિરસ્કાર પામેલ, માર્ગમાંનાં ઉત્પાતસૂચક નિમિત્તો કહ્યાં; મુમૂર્ષુઓના ઘરની આ અવસ્થાને પણ ઉત્પાતસૂચક જાણવી. ૩૨

પ્રવેશ સમયે ભરેલા કુંભ, અગ્નિ, માટી, બીજ, ફળ, ઘી, બળદ, બ્રાહ્મણ, રત્ન, અન્ન અને દેવતાઓને બહાર નીકળતાં જુએ; ૩૩

વળી વૈદ્ય મુમૂર્ષુના ઘરમાં પ્રવેશ કરતાં, અગ્નિથી ભરેલાં પાત્ર ભાંગેલાં કે જ્વાલારહિત જુએ; ૩૪

મુમૂર્ષુના ઘરનાં માણસો ભાંગીતૂટી ગયેલાં, બળેલાં, ખંડિત, ઘસાઈ ગયેલાં અને પાતળાં વાસણો વાપરતાં હોય; ૩૫

જેનું સૂવું, પહેરવું, વાહન, ચાલવું, ખાવું અને અવાજ અમંગળ સંભળાય તેની ચિકિત્સા નથી. ૩૬

સગાંવહાલાં જેનું સૂવું, પહેરવું, વાહન અથવા બીજો ઉપસ્કર મૃત મનુષ્ય જેવો કરે તો તે પ્રેત જ છે. ૩૭

જેનું અન્ન અતિશય વિકૃત થઈ જાય અને પવન-રહિત સ્થાનમાં બળતણયુક્ત હોવા છતાં અગ્નિ ઠરી જ જાય તેની ચિકિત્સા નથી. ૩૮

જે રોગીના ઘરમાં વાસણો અતિશય ભાંગે કે પડે તેનું જીવિત દુર્લભ છે. ૩૯

बार अध्यायमां कहेल अरिष्ट लक्षणोनुं पर्यायमां कथन—

એ બાબતમાં શ્લોકો છે કે—

મુમૂર્ષુ મનુષ્યોનાં જીવનનો અન્ત કરનાર જે લક્ષણ બાર અધ્યાયમાં વિસ્તારપૂર્વક કહી દેખાડ્યું તે હવે બીજા પર્યાયોથી સંક્ષિપ્તમાં કહેશું; કારણ કે બીજા શબ્દોમાં કહેવું તે અર્થને વિશેષ સમજાવી શકે છે. ૪૦,૪૧

તે જ અધિકરણમાં અગાઉ જે કહ્યું છે તેને નિરર્થક ફરીથી કહેવાનો આ પ્રયત્ન નથી. ૪૨

શરીરોમાં છેવટનો સમય રહેતા, વિનાશ માટે તૈયાર થયેલા, પહેલા દેહોમાંથી બીજા દેહોમાં જવાને ઇચ્છતા, વહાલા પ્રાણોને તજવા ઇચ્છતા, ગમતા ઘરને છોડી દેવા માગતા અને શરીરનાં યન્ત્રો ભાંગી જ જવાથી મરણરૂપી અંધકારમાં પ્રવેશ કરવા જતા શરીરધારીઓના વિનાશ માટે અહીં જે લક્ષણો તથા જે જુદી જુદી અવસ્થાઓ થાય છે તેઓને ઉદ્દેશ પ્રમાણે શાસ્ત્રાનુસાર હું કહીશ. ૪૩,૪૫

પ્રાણો સંતાપ પામે છે, ઓળખ અટકી જાય છે, અંગોમાંથી બળ જતું રહે છે અને હલનચલન બંધ પડે છે; ૪૬

ઇન્દ્રિયો વિનાશ પામે છે, ચેતના સૂતી બને છે, મન ઉત્સુક થાય છે અને ચિત્તમાં ભય પેસે છે; ૪૭

સ્મૃતિ અને મેધા તેને તજી દે છે, લજ્જા અને લક્ષ્મી દૂર જાય છે, પાપજનિત રોગો વ્યાપી રહે છે અને ઓજસ તથા તેજ નાશ પામે છે; ૪૮

શીલ અતિશય બદલાઈ જાય છે અને ઇચ્છા પરિવર્તન પામે છે, પ્રતિબિમ્બ વિકૃત થાય છે અને છાયા વિકૃતિ પામે છે; ૪૯

વીર્ય પોતાનાં સ્થાનથી ભ્રષ્ટ થાય છે, વાયુ વિપરીત માર્ગે વિચરે છે, માંસ ક્ષય પામે છે અને લોહી પણ ક્ષીણ થઈ જાય છે. ૫૦

ઊષ્માનો લોપ થાય છે અને સાંધા છૂટા પડી જાય છે, ગન્ધ વિકૃતિ પામે છે તથા વર્ણ અને સ્વરમાં ફેર પડી જાય છે; ૫૧

ઔષધો ઇચ્છા પ્રમાણે મળી આવતાં નથી અને જે મળી આવે છે તેની શક્તિ સિદ્ધ થતી નથી; ૫૬

જુદી જુદી પ્રકૃતિના અને વિધવિધ ઔષધોથી સાધ્ય ક્રૂર વિકારો બળ અને ઓજસનો નાશ કરીને એકદમ આક્રમણ કરે છે. ૫૭

ચિકિત્સા કરતાં શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગન્ધ, હલનચલન અને મનનું ચિન્તવન અશુભ જ ઉત્પન્ન કરે છે; ૫૮

ભયંકર સ્વપ્નો દેખાય છે, દુરાત્માપણું થાય છે, નોકરો પ્રતિકૂલ થાય છે અને પ્રેત જેવી આકૃતિવાળો કહેવાય છે; ૫૯

પ્રકૃતિ અતિશય ક્ષીણ થાય છે અને વિકૃતિ વધી જાય છે તથા સંપૂર્ણ ઉત્પાતસૂચક ભયંકર અરિષ્ટ જોવામાં આવે છે. ૬૦

આ પ્રમાણે મુમૂર્ષુ મનુષ્યોને આ લક્ષણો થાય છે જે ઉદ્દેશ પ્રમાણે શાસ્ત્ર અનુસાર કહેલ છે. ૬૧

વૈદ્યે જાણતાં છતાં રોગીનું મરણ ક્યાં ય ન કહેવું જોઈએ—

અહીં કહેલાં મરણનાં ચિહ્નો જોતાં છતાં પણ વિદ્વાન વૈદ્યે આવી પહોંચેલું મરણ પૂછ્યા વગર કહેવું નહિ. ૬૨

અને પૂછ્યા છતાં પણ ત્યાં ન કહેવું જ્યાં રોગીને હાનિ કરે અથવા બીજા કોઈને દુઃખ થાય. ૬૩

કુશળ વૈદ્યે જેનાં વિનાશનાં લક્ષણો જુએ તેનું મરણ ન કહેતાં તેની ચિકિત્સા કરવાની ઇચ્છા રાખવી જોઇએ નહિ. ૬૪

મરણસૂચક ચિહ્નોથી વિપરીત ચિહ્ન જોનાર વૈદ્યે દૂતોથી, રસ્તાના અને રોગીના ઘરના ઓચિંતા ઉત્પન્ન થનાર ભાવોથી અને રોગીના આચાર-શીલ તથા ઇષ્ટ દ્રવ્યની સંપત્તિનાં લક્ષણોથી, આવનાર આરોગ્ય ચોક્કસ જણાવવું. ૬૫-૬૬

પ્રશસ્ત દૂતનું લક્ષણ—

સારા આચારવાળા, હર્ષયુક્ત, ખોડખાંપણ વિનાના, યશસ્વી, શ્વેત વસ્ત્રવાળા, મુંડા વગરના, જટા વગરના, રોગીની સમાન જાતિ-વેશ અને ક્રિયાવાળા, ઊંટ કે ગર્દભના વાહનમાં નહિ બેઠેલા દૂત સન્ધ્યા સમય સિવાય, ગ્રહો અશુભ ન હોય ત્યારે, દારુણ નક્ષત્રો ન હોય ત્યારે, ઉગ્ર નક્ષત્રો ન હોય ત્યારે, ધ્રુવ નક્ષત્રોમાં ચોથ, નોમ અને ચૌદશ એ રિક્તા તિથિ વિના, મધ્યાહ્ન, મધરાત, ધરતીકંપ અને ગ્રહણ વિના, અશુભ દેશ વિના, અશુભ ઉત્પાતસૂચક લક્ષણો વિના અને વ્યાકુલ થયા વિના આવેલા દૂતને વૈદ્યે પ્રશસ્ત સમજવો. ૬૭-૭૦

પ્રશસ્ત શકુનો—

દહીં, ચોખા, દ્વિજ, વૃષભ, રાજા, રત્ન, ભરેલો કુંભ, શ્વેત અશ્વ, ઇન્દ્રધ્વજ, પતાકા, ફળ, અળતો, ખોળામાં બેઠેલ ઉછરતાં છોકરા છોકરી, બાંધેલું શ્રેષ્ઠ પશુ, ખોદેલી માટી, પ્રજ્વલિત અગ્નિ, લાડુ, શ્વેત પુષ્પો, ચન્દન, મનગમતાં અન્નપાન, માણસોથી ભરેલું ગાડું, વાછડાં સહિત ગાય, વછેરા સહિત ઘોડી અને બાળક સહિત સ્ત્રી, જીવંજીવક, સિદ્ધાર્થ, સારસ, પ્રિયવાદી, હંસ, શતપત્ર, ચાષ, મોર, માછલું, બકરું, હાથીદાંત, શંખ, પ્રિયંગુ, ઘી, સાથીઓ, અરીસો, ધોળા સરસવ કે ગોરોચનનું દર્શન, સુવાસયુક્ત ગન્ધ, સારી રીતે શ્વેત વર્ણ, મધુર રસ, પશુ, પક્ષી કે મનુષ્યની વખાણવા-લાયક શુભ વાણી, છત્રી, ધજા અને પતાકાઓનું ઊંચું કરવું, સ્તોત્રપાઠ, ભેરી, મૃદંગ અને શંખના શબ્દ, પુણ્યાહના અવાજ, વેદ ભણવાના અવાજ, સુખદાયક

ખોળામાં બેઠેલ ઉછરતાં છોકરા-છોકરી, બાંધેલું શ્રેષ્ઠ પશુ, ખોદેલી માટી, પ્રજ્વલિત અગ્નિ, લાડુ, શ્વેત પુષ્પો, ચન્દન, મનગમતાં અન્નપાન, સાણુસોથી ભરેલું ગાડું, વાછડાં સહિત ગાય, વછેરા સહિત ઘોડી અને બાળક સહિત સ્ત્રી, જીવંજીવક, સિદ્ધાર્થ, સારસ, પ્રિયવાદી, હંસ, શતપત્ર, ચાષ, મોર, માછલું, બકરું, હાથીદાંત, શંખ, પ્રિયંગુ, ઘી, સાથીઓ, અરીસો, ધોળા સરસવ કે ગોરોચનનું દર્શન, સુવાસયુક્ત ગન્ધ, સારી રીતે શ્વેત વર્ણ, મધુર રસ, પશુ-પક્ષી કે મનુષ્યની વખાણવા-લાયક શુભ વાણી, છત્રી-ધજા અને પતાકાઓનું ઊંચું કરવું, સ્તોત્રપાઠ, ભેરી-મૃદંગ અને શંખના શબ્દ, પુણ્યાહંના અવાજ, વેદ ભણવાના અવાજ, સુખદાયક અનુકૂલ વાયુ—આ બધાંના માર્ગમાં કે રોગીના ઘરમાં પ્રવેશ સમયે શુકન થાય તો તેઓને આરોગ્યનું લક્ષણ જાણવું. ૭૧–૭૯½

આતુરના ઘરની પ્રશસ્ત અવસ્થા—

રોગી સહિત ઘરમાં રહેનારાં માણસો મંગલ આચારથી યુક્ત, શ્રદ્ધાવાળાં, અનુકૂલ અને પુષ્કળ દ્રવ્યના સંગ્રહવાળાં હોય, ધન-ઐશ્વર્ય અને સુખની પ્રાપ્તિ, સુખેથી ઇચ્છિત વસ્તુઓ મેળવવી, યોગ્ય દ્રવ્યોની યોજના અને સિદ્ધ જ થવી;

આતુરનાં પ્રશસ્ત સ્વપ્નો—

સ્વપ્નમાં ઘર-મહેલ-પર્વત-હાથી-બળદ અને ઘોડા પર પુરુષોનું ચડવું, ચંદ્ર-સૂર્ય-અગ્નિ અને દ્વિજ-ગાય અને દૂધ લઈ આવતા મનુષ્યોનું સ્વપ્નમાં દર્શન, સ્વપ્નમાં દરિયા તરી જવા, વૃદ્ધિ થવી, સંકટમાંથી નીકળી જવું, સ્વપ્રસન્ન થએલા દેવતાઓ અને પિતૃઓ સાથે ભાષણ, શ્વેત વસ્ત્રોનું અને નિર્મલ ધરાનું દર્શન, માંસ-માછલાં-ઝેર-અપવિત્ર-વસ્તુ છત્ર અને અરીસાની પ્રાપ્તિ અને સ્વપ્નમાં ધોળાં ફૂલોનું દર્શન શુભ છે. તથા ઘોડા–બળદ કે રથથી જવું, ઈશાન ખૂણા તરફ જવું, રોવું, પડીને ઊઠવું. અને શત્રુઓનું મર્દન એ શુભ છે. ૭૯½–૮૬

આરોગ્યનું લક્ષણ—

સાત્વિક લક્ષણો થવાં, વૈદ્ય અને દ્વિજો તરફ ભક્તિ, રોગનું સાધ્યપણું અને ઉદાસીનતાનો અભાવ—એ આરોગ્યનું લક્ષણ છે. ૮૭

શુભ લક્ષણવાળો પુરુષ આરોગ્યથી ઘણું બળ, લાંબું આયુષ્ય અને ઘણું સુખ તથા ઇષ્ટ ભાવો પ્રાપ્ત કરે છે. ૮૮

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

દૂત, સ્વપ્ન, રોગી, ઉત્પાત, યુક્તિ અને સિદ્ધિને આશ્રયે રહેલ મરણનું અને આરોગ્યનું લક્ષણ આ 'ગોમયચૂર્ણીય' અધ્યાયમાં કહી દેખાડ્યું. ૮૯

આ પ્રમાણે પ્રસ્તુત વિષય સત્ય સ્વરૂપમાં કહી દેખાડયો છે; વિદ્વાન વૈદ્યે તેનું સતત ધ્યાન રાખવું જોઈએ; કારણ કે તે પ્રમાણે કરવાથી સફળ ચિકિત્સા કરનાર તે સિદ્ધિ અમર યશ અને પુષ્કળ ધન પ્રાપ્ત કરે છે. ૯૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'ગોમયચૂર્ણીય ઇન્દ્રિય' નામક બારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૨



# ચરક સંહિતા.

## ચિકિત્સાસ્થાન

### અધ્યાય ૧ લો

### અભયામલકીય રસાયનપાદ

અભયામલકીય રસાયનપાદનો ઉપક્રમ—

"હવે અહીંથી 'અભયામલકીય' રસાયનપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ભેષજ શબ્દના અર્થો—

ચિકિત્સિત, વ્યાધિહર, પથ્ય, સાધન, ઔષધ, પ્રાયશ્ચિત્ત, પ્રશમન, પ્રકૃતિસ્થાપન અને હિત—એ ઔષધનાં નામ જાણવાં. ૩

ભેષજના ભેદો—

એ ઔષધ બે પ્રકારનાં છે. કેટલાંએક સ્વસ્થને બળ આપનારાં અને બીજાં રોગીના રોગોને મટાડનારાં છે. ૪

અભેષજના ભેદો—

અનૌષધ પણ બે પ્રકારનાં છે. એક બાધન અને બીજાં સાનુબાધન. ૪½

ભેષજનું બે પ્રકારનું લક્ષણ—

જે ઔષધ સ્વસ્થ પુરુષનાં બળને વધારે છે તે પ્રાયઃ વૃષ્ય અને રસાયન તરીકે ઓળખાય છે; અને બીજી જાતનું ઔષધ પ્રાયઃ રોગને મટાડનારું ગણાય છે. અહીં કહેલો 'પ્રાયઃ' શબ્દ વિશેષ દેખાડવા પૂરતો જ છે. બાકી બન્ને પ્રકારનાં ઔષધો બન્ને પ્રકારનાં કાર્ય કરનારાં છે. ૫,૬

રસાયનના સેવનના ગુણો—

રસાયનના સેવનથી પુરુષ દીર્ઘ આયુષ્ય, સ્મૃતિ, મેધા, આરોગ્ય, યુવાવસ્થા, પ્રભા, વર્ણ, સ્વરની શ્રેષ્ઠતા, દેહ તથા ઇન્દ્રિયોનું ઉત્કૃષ્ટ બળ, વચનસિદ્ધિ, લોકવંદ્યતા, તથા કાંતિને પ્રાપ્ત કરે છે. ૭½

રસાયનનું લક્ષણ—

પ્રશસ્ત રસાદિકની પ્રાપ્તિના ઉપાયને રસાયન કહેવામાં આવે છે. ૮

વાજીકરણનાં લક્ષણ અને ગુણો—

જે સંતતિની પરંપરાનો વિસ્તાર કરે છે, જેનાથી તુરત જ પ્રહર્ષ થાય છે, જેનાથી અશ્વની પેઠે અત્યન્ત બળવાન થઈને અટકયા વિના સ્ત્રીગમન કરી શકાય છે, જેનાથી સ્ત્રીઓને અત્યન્ત પ્રિય થવાય છે, જેનાથી પુષ્ટ થવાય છે, જેનાથી વૃદ્ધાવસ્થામાં પણ ગર્ભજનક અક્ષય વીર્ય જણાય છે, જેનાથી અનેક શાખાઓવાળા વૃક્ષની પેઠે તથા મોટા દેવાલયની પેઠે ઘણી પ્રજાવાળો મનુષ્ય લોકમાં માન્ય અને પૂજ્ય થાય છે. જેનાથી આ લોકમાં અને મૃત્યુ પછી સંતાનમૂલક અનન્તતા, યશ, લક્ષ્મી, બળ તથા પુષ્ટિને મનુષ્ય પ્રાપ્ત કરે છે તે ઔષધને વાજીકરણ કહેવામાં આવે છે. ૯–૧૨

આ પ્રમાણે સ્વસ્થના બળને વધારનારાં બે પ્રકારનાં ઔષધો કહ્યાં; અને જે વ્યાધિનો નાશ કરનારાં છે તે તો ચિકિત્સા પ્રકરણમાં કહેવાશે. ૧૩

ચિકિત્સાનો અર્થ—

વિકારોનો ઉપાય કહેવો એટલું જ ચિકિત્સાનું પ્રયોજન છે એટલે રસાયનવિધાન તથા વાજીકરણ પણ આગળ કહેવાશે. ૧૪

અભેષજનું લક્ષણ--

જે ઔષધથી વિપરીત હોય તે અનૌષધ કહેવાય છે, તેનું સેવન કરવું નહિ. હવે જે ઔષધ સેવવાયોગ્ય છે તે કહું છું. ૧૫

રસાયનનો બે પ્રકારનો પ્રયોગ--

ઋષિઓએ રસાયનોનો બે પ્રકારનો પ્રયોગ કહ્યો છે. એક કુટીપ્રાવેશિક તથા બીજો વાતાતપિક. ૧૬

કુટીપ્રાવેશિકનો વિધિ—

પ્રથમ કુટીપ્રાવેશિકનો વિધિ કહેવામાં આવે છે. જ્યાં રાજા-વૈદ્ય-બ્રાહ્મણ તથા પવિત્ર આચરણવાળા સજ્જન પુરુષોનો ભયરહિત તથા પ્રશસ્ત નિવાસ હોય તથા જ્યાં સર્વ પ્રકારનાં સાધનો પ્રાપ્ત થઈ શકે એવા નગરમાં પૂર્વ કે ઉત્તર દિશામાં શુભ ભૂમિ ઉપર કુટી બનાવવી. તે પૂરેપૂરા વિસ્તાર તથા ઊંચાઈવાળી તથા એકની અંદર એક એમ ત્રણ ગર્ભવાળી, નાનાં બારીબારણાંવાળી, જાડી ભીંતવાળી, સર્વ ઋતુમાં સુખકર, પ્રકાશપૂર્ણ, મનને આનંદ આપનારી, જેમાં અશુભ શબ્દાદિકનો પ્રવેશ ન થઈ શકે તેવી. સ્ત્રીરહિત, ઉપયોગી સઘળાં સાધન સહિત તથા જેમાં વૈદ્ય-ઔષધ અને બ્રાહ્મણ હમેશાં તૈયાર છે એવી હોવી જોઈએ. ૧૭-૨૦

ઉત્તરાયણમાં શુભ તિથિ-નક્ષત્ર-મુહૂર્ત તથા કરણથી યુક્ત એવા શુક્લ પક્ષમાં, જેણે વમન કરાવ્યું છે તેવા, શ્રદ્ધાયુક્ત, એકાગ્ર મનવાળા મનુષ્યે, ધૈર્ય તથા સ્મૃતિના બળથી માનસદોષોને જીતીને, પ્રાણીમાત્ર પ્રત્યે મિત્રતાની ભાવનાવાળા તેણે પ્રથમ દેવ તથા બ્રાહ્મણની પૂજા કરીને દેવ-ગાય તથા બ્રાહ્મણોને પ્રદક્ષિણા કરીને તે કુટીમાં પ્રવેશ કરવો. ૨૧-૨૩

રસાયનપ્રયોગ પહેલાં કોષ્ઠશોધન કરવું જોઈએ—

તે કુટીમાં સંશોધન ઔષધોથી શુદ્ધ થઈને પુનઃ સુખરૂપ અને શક્તિવાળો થાય ત્યારે જ રસાયનનો પ્રયોગ કરવો જોઈએ; તેથી પ્રથમ હું સંશોધન ઔષધ કહું છું. ૨૪

રસાયનની ઇચ્છાવાળા મનુષ્યે પ્રથમ સ્નેહનક્રિયા તથા સ્વેદનક્રિયા કરીને હરડેનું ચૂર્ણ, સિંધાલૂણ, આમળાં, ગોળ, વજ, વાવડિંગ, હળદર, પીપર તથા સૂંઠ—એનું ઊનાં પાણીથી પાન કરવું.

આ પ્રમાણે કરવાથી જેનું શરીર શુદ્ધ થયું છે તથા જેણે પેયાદિનો ક્રમ કર્યો છે એવા તેણે ત્રણ રાત્રિ, પાંચ કે સાત દિવસ અથવા જૂનો મળ સાફ થતાં સુધી ઘીની સાથે યવનું ભોજન કરાવવું. ૨૫-૨૭

દરદીનો કોઠો શુદ્ધ થયો છે એવું જાણીને વય, પ્રકૃતિ તથા સાત્મ્યને જાણનાર વૈદ્યે જેને જે યોગ્ય હોય તેને તેવાં રસાયનનો પ્રયોગ કરાવવો. ૨૮

હરડેના ગુણો--

હરડેને પાંચ રસવાળી, ઉષ્ણવીર્ય, લવણ રસ વિનાની, કલ્યાણ કરનારી, દોષોનું અનુલોમન કરનારી, લઘુ, દીપન, પાચન, આયુષ્ય તથા પુષ્ટિ કરનારી, ધન્ય, ઉત્કૃષ્ટ વયઃસ્થાપક, સર્વ રોગનું શમન કરનારી તથા બુદ્ધિ-ઇન્દ્રિય તથા બળને આપનારી જાણવી. ૨૯,૩૦

કુષ્ઠ, ગુલ્મ, ઉદાવર્ત, શોષ, પાંડુરોગ, મદ, અર્શ, ગ્રહણીરોગ, જીર્ણ વિષમજ્વર, હૃદયરોગ, શિરોરોગ, અતિસાર, અરુચિ, ઉધરસ, પ્રમેહ, આનાહ, પ્લીહા, નવો ઉદરરોગ, કફ પડવો, સ્વરભંગ, વિવર્ણતા, કમળો, કૃમિ, સોજા, તમકશ્વાસ, વમન, નપુંસકતા, ગાત્રની શિથિલતા, વિવિધ પ્રકારનો સ્રોતોનો અવરોધ, હૃદય તથા છાતીનો પ્રલેપ અને સ્મૃતિ તથા બુદ્ધિનો ભ્રંશ—એ સર્વને હરડે શીઘ્ર જીતે છે. ૩૧-૩૪

હરડેનું સેવન ન કરવા લાયક પુરુષો—

અજીર્ણ રોગવાળા, રૂક્ષ ભોજન કરનારા, સ્ત્રી-મદ્ય તથા વિષથી દુર્બળ થયેલા હોય તથા જેઓ ક્ષુધા-તૃષા કે ગરમીથી પીડાતા હોય તેમણે હરડેનું સેવન કરવું નહિ. ૩૫

આમળાંના ગુણો—

હરડેનાં જે ગુણકર્મ કહ્યાં છે તે આમળાંનાં પણ જાણવાં; પરંતુ વીર્ય વિપરીત એટલે શીતવીર્ય જાણવું. ૩૬

વૈદ્યે આ રીતનાં કર્મોથી હરડે તથા આમળાંના ગર્ભને અમૃત સમાન જાણવા. ૩૭

ભેષજગ્રહણનો વિધિ—

પર્વતોમાં શ્રેષ્ઠ એવો હિમાલય એ ઔષધિઓનું ઉત્તમોત્તમ ઉત્પત્તિસ્થાન છે. માટે તેમાં ઊગેલાં, ઋતુસર ઉત્પન્ન થયેલાં, રસ તથા વીર્યથી પરિપૂર્ણ, સૂર્ય-પવન-છાયા અને જળથી સંપન્ન થયેલાં, ખાધેલાં-બગડેલાં-ફાટી ગયેલાં કે સડેલ ન હોય તેવાં ફળો, ફળ પાકવાને સમયે, વિધિ પ્રમાણે એકઠાં કરવાં. તે ફળોનો પ્રયોગ તથા ઉત્તમ કર્મ હવે હું કહીશ. ૩૮–૪૦

પહેલું બ્રાહ્મરસાયન—

પાંચ પ્રકારનાં પંચમૂળનાં દરેક દ્રવ્ય ૪૦ તોલા, હરડે એક હજાર નંગ, નવાં આમળાં ત્રણ હજાર નંગ. ૪૧

શાલપર્ણી, ઊભી ભોરીંગણી, પૃશ્નિપર્ણી, બેઠી ભોરીંગણી તથા પાંચમાં ગોખરુ એ વિદારિગંધાદિ ગણ જાણવો. ૪૨

બીલી, અરણી, અરડૂસો, શીવણ, પાટલા, સાટોડી, મુદ્ગપર્ણી, માષપર્ણી, બલા, એરંડો, જીવક, ઋષભક, મેદા, શતાવરી, દાભડો, શેરડી, દર્ભ, કાશ તથા શાળનાં મૂળ—એ પ્રમાણે પાંચ પ્રકારનાં પંચમૂલોના ઉપર કહ્યા પ્રમાણે ભાગો લેવા, અને તે બધું દશગણા પાણીમાં પકાવવું. જ્યારે દશમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળી લેવું; તથા તે બધી હરડે અને આમળાં પણ લઈ લેવાં. તેના ઠળીઆ કાઢી, ખાંડવાનાં સાધનથી ખાંડીને ક્વાથમાં નાખવાં અને તેમાં નીચે પ્રમાણેનાં ચૂર્ણો મેળવવાં. ખડબ્રાહ્મી, પીપર, શંખાવલી, કેવડીમોથ, વાવડિંગ, ચંદન, અગર, જેઠીમધ, હળદર, વજ, સુરંગી, નાની એલચી તથા તજ દરેક સોળ તોલા, ખાંડેલી સાકર ૪૪૦૦ તોલા, તલ ૫૧૨ તોલા, ઘી ૭૬૮ તોલા; એ બધું ત્રાંબાના કલાઈ કરેલા પાત્રમાં મંદ અગ્નિથી પકાવવું. જ્યારે દાઝી ન જતાં ચાટવા જેવું થાય ત્યારે નીચે ઉતારવું. ઠંડું પડે ત્યારે તેમાં મધ મેળવવું. મધનું પ્રમાણ ઘી તથા તેલથી અર્ધું જાણવું. તે બધું મેળવીને ઘીથી રીઢા પાત્રમાં રાખવું. દરરોજ સવારનાં તેનો માત્રા પ્રમાણે ઉપયોગ કરવો. જે માત્રા એક વખતના આહારને પણ પચવામાં ઉપરોધ ન કરે તેટલી માત્રા જાણવી. પચી ગયા પછી દૂધની સાથે સાઠી ચોખાનું ભોજન કરવું. ૪૩-૫૩

વૈખાનસ, વાલખિલ્ય તથા અન્ય તપસ્વીઓ આ રસાયનનું પ્રાશન કરીને દીર્ઘાયુષી થયા હતા. ૫૪

તેઓએ જીર્ણ શરીરને છોડીને, નવું તરુણ વય પ્રાપ્ત કર્યું હતું. તન્દ્રા-થાક-શ્વાસ તથા રોગરહિત, નિશ્ચિત મનવાળા, મેધા-સ્મૃતિ અને બળથી યુક્ત એવા એ તપોધનોએ અત્યન્ત નિષ્ઠાથી દીર્ઘકાળ પર્યન્ત બ્રહ્મતપ અને બ્રહ્મચર્યનું આચરણ કર્યું હતું. ૫૫,૫૬

દીર્ઘ આયુષ્યની ઇચ્છાવાળાએ આ બ્રાહ્મરસાયનનો પ્રયોગ કરવો જોઈએ; કારણ કે આના સેવનથી તે દીર્ઘ આયુષ્ય, નવી અવસ્થા તથા ઇષ્ટ કામનાઓને પ્રાપ્ત કરે છે. ૫૭

(આ પ્રમાણે બ્રાહ્મરસાયન થયું)

બીજું બ્રાહ્મરસાયન—

પૂર્વોક્ત ગુણવાળાં એક હજાર આમળાંને ઢોકળાં પકાવવાની રીતે દૂધની વરાળથી સારી રીતે બાફીને, છાયામાં સૂકાવી, ઠળિયાં કાઢીને ચૂર્ણ કરવું. તેને એક હજાર આમળાંના રસની ભાવના દઈ, તેમાં શાલપર્ણી, સાટોડી, ખરખોડી, ગંગેટી, બ્રહ્મસુવર્ચલા, ખડબ્રાહ્મી, શતાવરી, શંખાવલી, પીપર, વજ, વાવડિંગ, કૌંચાં, ગળો, ચંદન, અગર, જેઠીમધ, મહુડાનાં ફૂલ, નીલોત્પલ, કમળ, માલતી, યુવતી

અને ચમેલી-એનું અષ્ટમાંશ ચૂર્ણ મેળવીને, નાગબલાના ૪૦૦૦ તોલા રસની ભાવના દઈ, છાયામાં સૂકાવી, બમણા ઘીથી કે મધ તથા ઘીથી નરમ ગોળ જેવું કરીને, સ્વચ્છ-મજબૂત અને ઘીથી રીઢા ઘડામાં ભરી, અથર્વવેદ જાણનાર બ્રાહ્મણ દ્વારા જેનો રક્ષાવિધિ કરવામાં આવ્યો છે એવા તે ઘડાને એક પક્ષ પર્યન્ત રાખના ઢગલા નીચે જમીનમાં દાટવો. પંદર દિવસ પછી બહાર કાઢીને, તેમાં અષ્ટમાંશ સોનું, રૂપું, ત્રાંબુ, પ્રવાલ તથા લોહની ભસ્મો મેળવીને, અગ્નિબલનો વિચાર કરીને, તેનો અર્ધા તોલાથી વધારતાં પૂર્વોક્ત વિધિ અનુસાર દરરોજ પ્રાતઃકાળમાં પ્રયોગ કરવો; અને પચી ગયા પછી દૂધની સાથે ઘી સહિત સાઠી ચોખાનો ઉપયોગ કરવો. આ પ્રમાણે કરનાર પૂર્વોક્ત ગુણોને પ્રાપ્ત કરે છે. ૫૮

એ બાબતમાં શ્લોકો છે—

મહર્ષિઓથી સેવાયેલું આ બ્રાહ્મરસાયન છે. આનો પ્રયોગ કરવાથી મનુષ્ય નીરોગ, દીર્ઘાયુષી, મહાબલવાળો, પ્રજાને પ્રિય, સફળ મનોરથવાળો તથા ચંદ્ર અને સૂર્ય સમાન કાન્તિવાળો થાય છે. સાંભળેલું યાદ રાખી શકે છે અને તેનું ઋષિ જેવું મન થાય છે. લોહ જેવો મજબૂત અને વાયુ સમાન બલિષ્ઠ થાય છે અને તેના શરીરમાં વિષ, અવિષ બની જાય છે. ૫૯-૬૧

(આ પ્રમાણે બીજું બ્રાહ્મરસાયન થયું.)

च्यवनप्राशावलेह—

બીલી, અરણી, ટેંટુ, શીવણ, પાટલા, બલા, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્ગપર્ણી, માષપર્ણી, પીપર, ગોખરુ, ઊભી અને બેઠી ભોરીંગણી, કાકડાશીંગી, ભોંયઆંબલી, દ્રાક્ષ, ખરખોડી, પુષ્કરમૂળ, અગર, હરડે, ગળો, ઋદ્ધિ, જીવક, ઋષભક, કચૂરો, મોથ, સાટોડી, મેદા, નાની એલચી, ચંદન, કાળું કમળ, વિદારીકંદ, અરડૂસાનાં મૂળ, કાકોલી અને શીંગરોટી-એ દરેક ૪ તોલા તથા ૫૦૦ આમળાં-એ બધું એકત્ર કરીને ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવું. એ બધાં ઔષધોનો રસ પાણીમાં આવી જાય અર્થાત્ ચતુર્થાંશ શેષ રહે ત્યારે તે ક્વાથ અને આમળાં જુદાં જુદાં કાઢી લેવાં. ઠળિયા કાઢી લીધા પછી, આમળાંને ૪૮ તોલા ઘી તથા તેલમાં ભૂંજવાં. ૨૦૦ તોલા નિર્મળ સાકર મેળવીને વૈદ્યે સારી રીતે ચાટણ જેવું બનાવવું. તૈયાર થઈને ઠંડું થાય પછી તેમાં ૨૪ તોલા મધ મેળવવું; ૧૬ તોલા વંશલોચન-૮ તોલા પીપર તથા તજ, એલચી, તેજપત્ર અને નાગકેશર એ ચારે મળીને ૪ તોલા મેળવવાં. આ પ્રમાણે ચ્યવનપ્રાશ નામનું રસાયન કહ્યું. તે વિશેષે કરીને કાસ-શ્વાસને દૂર કરે છે અને ક્ષીણ, ઉરઃક્ષતવાળા, વૃદ્ધ તથા બાળકોનાં અંગોની વૃદ્ધિ કરે છે એમ કહેવાય છે. સ્વરક્ષય, ઉરોરોગ, હૃદ્રોગ, વાતરક્ત, તૃષા તથા મૂત્ર અને વીર્યના દોષોને પણ દૂર કરે છે. આની એટલી માત્રા યોજવી કે જે ભોજનનો ઉપરોધ ન કરે. આના પ્રયોગથી અત્યન્ત વૃદ્ધ ચ્યવન ઋષિ યુવાન થયા હતા. ૬૨-૭૨

કુટીપ્રવેશ વિધિ વડે આ રસાયનના પ્રયોગથી મનુષ્ય મેધા, સ્મૃતિ, કાન્તિ, આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, ઇન્દ્રિયોનું બલ, સ્ત્રીઓને વિષે અત્યંત પ્રહર્ષ, અગ્નિની વૃદ્ધિ, વર્ણની નિર્મલતા અને પવનની અનુલોમતા પ્રાપ્ત કરે છે; તથા વૃદ્ધાવસ્થાએ કરેલાં સર્વ વિરૂપોને તજીને નવા યૌવનનાં સર્વ રૂપ ધારણ કરે છે. ૭૩, ૭૪

(આ પ્રમાણે ચ્યવનપ્રાશ કહ્યો.)

आमलकरसायन—

ખાખરાની છાલમાં વીંટી, માટીનો લેપ કરી, અડાયાંના અગ્નિમાં બાફેલાં તથા ઠળિયા કાઢેલાં આમળાં-હરડે, આમળાં-બહેડાં, હરડે-બહેડાં, કે આમળાં-હરડે-બહેડાં કુલ ૪૦૦૦ તોલા, ખાંડણીમાં ખાંડીને, તેમાં દહીં-ઘી-મધ-તલનું ચૂર્ણ-તેલ તથા સાકર મેળવીને, અન્નનો આહાર કર્યા વિના, પૂર્વોક્ત વિધિથી ભક્ષણ કરવું. પ્રયોગને અંતે યવાગૂ (પેયા) ઇત્યાદિ ક્રમથી મૂળ સ્થિતિ પર આવવું. ઘીથી અભ્યંગ તથા યવના લોટથી ઉદ્વર્તન કરવું. અગ્નિનું બળ જોઈને એ વખત સુધી આ રસાયનનો પ્રયોગ વધારવો. પ્રત્યેક વખતના ભોજનમાં યૂષ કે દૂધની સાથે ઘી સહિત સાઠી ચોખા લેવા. તે પછી જે રીતે આરોગ્ય જળવાય તે પ્રમાણે વિહાર કરવો, ઇચ્છિત ખોરાક લેવો. આ પ્રયોગથી ઋષિઓએ પુનર્યૌવન પ્રાપ્ત કર્યું, વિકારરહિત સેંકડો વર્ષ સુધી જીવ્યા તથા

શરીર-બુદ્ધિ-ઇન્દ્રિય અને બલથી યુક્ત થઈને અત્યંત નિષ્ઠાથી તપશ્ચર્યા કરી. ૭૫

(આ પ્રમાણે ચતુર્થ આમલક રસાયન થયું.)

हरीतक्यादि યોગ—

હરડે, આમળાં, બહેડાં અને પાંચ પ્રકારનાં પંચમૂલના કવાથમાં પીપર, જેઠીમધ, મહુડાં, કાકોલી, ક્ષીર-કાકોલી, કૌંચાં, જીવક, ઋષભક તથા ક્ષીરવિદારીના કલ્કથી યુક્ત, આઠગણું દૂધ જેમાં મેળવ્યું છે એવા વિદારીકંદના સ્વરસ સાથે ૨૦૪૮ તોલા ઘૃત પકાવીને અગ્નિના બળ પ્રમાણે તેની માત્રાનો પ્રયોગ કરવો; તથા પચી ગયા પછી દૂધ તથા ઘીથી, ઉષ્ણોદક જેનું અનુપાન છે એવા, શાલ કે સાઠીના ચોખાનું ભક્ષણ કરનાર મનુષ્ય વ્યાધિ, પાપ તથા અભિચારના ભયથી રહિત થઈ અતુલ એવાં શરીર-ઇન્દ્રિય-બુદ્ધિ અને બળ પ્રાપ્ત કરીને, કાર્યમાત્રને સફળ કરતો, આયુષ્યને પ્રાપ્ત કરે છે. ૭૬

(આ પ્રમાણે પાંચમો હરડેનો પ્રયોગ કહ્યો.)

अपर हरीतक्यादि યોગ—

આમળાંના સ્વરસની સો ભાવના જેને આપી છે તથા જેમાં ચતુર્થાંશ લોહભસ્મ મેળવી છે એવાં આમળાંના ચૂર્ણને, હરડે, આમળાં, બહેડાં, હળદર, શાલિપર્ણી, બલા, વાવડિંગ, ગળો, સૂંઠ, જેઠીમધ, પીપર અને સોમવલ્કથી પકાવેલા દૂધમાંથી બનાવેલા ઘી તથા મધ અને સાકર સાથે મેળવીને પૂર્વોક્ત વિધિથી દરરોજ સવારમાં એક તોલો ખાઈને સાંજે મગના યૂષ કે દૂધની સાથે ઘીવાળો શાલ કે સાઠીનો ભાત ખાવો. આના ત્રણ વર્ષના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, સાંભળેલું યાદ રહે છે, સર્વ રોગોનો નાશ થાય છે, શરીરને વિષે વિષ અવિષ બની જાય છે. શરીર પત્થર જેવું દૃઢ થાય છે તથા મનુષ્ય પ્રાણીમાત્રથી પરાભવ ન પામે તેવો થાય છે. ૭૭

रसायनसेवनना ગુણો—

આ બાબતમાં શ્લોકો છે—

જેમ દેવતાઓને માટે અમૃત, સર્પોને માટે સુધા તેમ પૂર્વે મહર્ષિઓને માટે રસાયનવિધિ હતો. ૭૮

પૂર્વે મહર્ષિઓ રસાયનપરાયણ હોવાથી હજારો વર્ષો સુધી જરા, દુર્બલતા, રોગ કે મરણ પામતા ન હતા. ૭૯

જે મનુષ્ય વિધિ અનુસાર રસાયનનું સેવન કરે છે તે આ લોકમાં દીર્ઘ આયુષ્ય જ પ્રાપ્ત કરે છે એટલું જ નહિ પરંતુ દેવર્ષિઓથી પ્રાપ્ત કરાતી શુભગતિને પ્રાપ્ત કરે છે તથા અક્ષય બ્રહ્મને પણ મેળવે છે. ૮૦

पहेला પાદના વિષયો—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

આ 'અભયામલકીય' નામના રસાયનપાદમાં સિદ્ધ રસાયનોના ૭ પ્રયોગો કહ્યા છે, જેના સેવનથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. ૮૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં રસાયનના અધ્યાયમાં 'અભયામલકીય' નામનો પ્રથમ પાદ સંપૂર્ણ થયો.

---

## રસાયનાધ્યાય પાદ બીજો

## પ્રાણકામીય રસાયનપાદ

प्राणकामीय रसायनपादनो ઉપક્રમ—

"હવે અહીંથી 'પ્રાણકામીય' રસાયનપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

रसायनविधाननुं फळ—

હે પ્રાણની ઇચ્છાવાળા મનુષ્યો! દેવતાઓનું હિત કરનાર અમૃતના જેવું કહેવાતું આ રસાયનવિધાન તમે સાંભળો. આ અચિન્ત્ય તથા અદ્ભુત પ્રભાવવાળું, આયુષ્ય વધારનારું, આરોગ્ય આપનારું, અવસ્થાને સ્થિર રાખનારું, નિદ્રા-તન્દ્રા-શ્રમ-ક્લમ એટલે પ્રયાસ વિના થયેલો થાક-આળસ અને દુર્બળતાને દૂર કરનારું, વાત-પિત્ત તથા કફની સમાનતા કરનારું, શરીરની દૃઢતા કરનારું, માંસની શિથિલતાને દૂર કરનારું, જઠરાગ્નિને

પ્રદીપ્ત કરનારું તથા પ્રભા-વર્ણ અને સ્વરને ઉત્તમ બનાવનારું છે. આના સેવનથી ચ્યવન વગેરે મહર્ષિઓ ફરી જુવાની પામ્યા હતા તથા સ્ત્રીઓને અત્યન્ત પ્રિય થયા હતા; તથા દઢ-સમાન અને સુવિભક્ત માંસવાળા, ભરેલાં અને મજબૂત શરીરવાળા, અત્યન્ત નિર્મળ બલ-વર્ણ તથા ઇન્દ્રિયોવાળા, સર્વત્ર સફળ પરાક્રમવાળા તથા પરિશ્રમને સહન કરવાવાળા થયા હતા.

શરીરના દોષનાં કારણો દૂર કરીને રસાયનનો પ્રયોગ કરવો—

ખાટા-ખારા-તીખા-ક્ષાર-સૂકાયેલાં શાક-માંસ-તલ-તલનું ચૂર્ણ તથા મિષ્ટાન્નનું ભોજન કરનારનાં, અંકુરિત નવાં શૂક ધાન્ય-શમી ધાન્ય-વિરુદ્ધ-અસાત્મ્ય-રૂક્ષ-ક્ષાર-અભિષ્યન્દી ભોજન કરનારનાં, ક્લિન્ન-ભારે-સડેલ તથા વાસી ભોજન કરનારનાં, વિષમ ભોજન કે ભોજન પર ભોજન કરનારનાં, દિવસે નિદ્રા-સ્ત્રી તથા મદ્યનું નિત્ય સેવન કરનારનાં, વિષમ કે અત્યન્ત વ્યાયામથી ખડખડી ગયેલા શરીરવાળાનાં, અત્યન્ત ભય-ક્રોધ-શોક-લોભ-મોહ કે મહેનત કરવાવાળાનાં, ગ્રામ્ય આહારને લીધે માંસ શિથિલ થઈ જાય છે, સાંધા ઢીલા પડે છે, રક્ત વિદગ્ધ થાય છે, મેદ બહુ પીગળે છે, મજ્જા હાડકાંઓમાં મળતી નથી, વીર્ય ઉત્પન્ન થતું નથી અને ઓજસ ક્ષય પામે છે, આવો મનુષ્ય ગ્લાનિ પામે છે, વિષાદ પામે છે, નિદ્રા-તન્દ્રા તથા આળસથી યુક્ત તથા ઉત્સાહરહિત થાય છે અને હાંફે છે. શરીર તથા મનની ક્રિયા કરવામાં અસમર્થ અને સ્મૃતિ-બુદ્ધિ તથા કાંતિ જેનાં નષ્ટ થયા છે તેવો તે રોગનું સ્થાન બનીને પૂરું આયુષ્ય ભોગવતો નથી.

તેથી આ બધા દોષોને સમજનારા માણસે પૂર્વે કહેલા અહિત આહારવિહારને તજીને રસાયનોનો પ્રયોગ કરવો જોઈએ. એમ કહીને ભગવાન આત્રેય પુનર્વસુ બોલ્યા :— ૩

आमलकघृत—

સારી ભૂમિમાં ઉગેલાં તથા યોગ્ય ઋતુમાં થયેલાં, યોગ્ય ગંધ-વર્ણ તથા રસવાળાં, પરિપૂર્ણ રસ-પ્રમાણ તથા વીર્યવાળાં આમળાંના સ્વરસ સાથે, સાટોડીનો ચતુર્થાંશ કલ્ક મેળવી ૨૫૬ તોલા ઘી પકાવવું, ત્યાર પછી ખરખોડીના કલ્કથી યુક્ત એવા વિદારીકંદના સ્વરસથી સિદ્ધ કરવું; ત્યાર પછી ચારગણું દૂધ તથા શતાવરીના કલ્કથી યુક્ત એવા બલા અને અતિબલાના ક્વાથથી, સો વાર પકાવેલાં કે હજાર વાર પકાવેલાં તથા ચોથે ભાગે સાકર તથા મધ જેમાં મેળવ્યાં છે એવા તે ઘૃતને નિર્મળ-મજબૂત તથા ઘીથી રીઢા એવા સોના-રૂપા કે માટીના ઘડામાં રાખવું. તેનો અગ્નિના બળ પ્રમાણે પૂર્વોક્ત વિધિથી દરરોજ સવારમાં પ્રયોગ કરવો. પચી ગયા પછી દૂધ-ઘીથી શાલ કે સાઠી ભાતનું ભોજન કરવું. આના પ્રયોગથી સો વર્ષ પર્યન્ત જરા-રહિત આયુષ્ય ટકે છે, સાંભળેલું યાદ રહે છે, સર્વ રોગો નાશ પામે છે અને મનુષ્ય સ્ત્રીઓને વિષે અવિચ્છિન્ન ગમનવાળો તથા સંતતિવાળો થાય છે. ૪

એ બાબતમાં બે શ્લોકો છે—

આ યોગનું સેવન કરનાર મનુષ્યનું શરીર મોટું, લોહ સમાન મજબૂત, સ્થિર ઇન્દ્રિયોવાળું, અત્યન્ત બલિષ્ઠ ઇન્દ્રિયોવાળું, બીજાઓથી પરાભવ ન કરી શકાય તેવું, અત્યન્ત સુંદર રૂપવાળું તથા સ્તુતિ-પૂજા-સુખ અને નિર્મળ મનવાળું થાય છે; શ્રેષ્ઠ બળ, અત્યન્ત નિર્મળ વર્ણ, મેઘ ગર્જના જેવો સ્વર અને વિસ્તૃત તથા દઢ સંતતિ થાય છે. ૫, ૬

( આ પ્રમાણે આમલકઘૃત થયું )

आमलकावलेह

એક હજાર પીપરયુક્ત એક હજાર આમળાં જુવાન ખાખરાના ક્ષારના જળમાં ડૂબેલાં રાખવાં; જ્યારે ક્ષારનું જળ તેમાં બરાબર પ્રવિષ્ટ થઈ જાય ત્યારે તેને છાયામાં સૂકાવી, ઠળિયા કાઢી, ખાંડી, ચારગણાં મધ તથા ઘીમાં મેળવી, ચોથા ભાગે સાકરનું ચૂર્ણ મિશ્રિત કરી, ઘીના પાત્રમાં છ માસ પર્યંત જમીનમાં દાટી રાખવું. તે પછી અગ્નિબલ પ્રમાણે માત્રાનું ભક્ષણ કરવું. પ્રયોગ પૂર્વાહ્ન કાળમાં જ કરવો, અપરાહ્ન કાળમાં કરવો નહિ. સદા તે પ્રમાણે આહાર કરતો આના

પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, ઇત્યાદિ પૂર્વ પ્રમાણે જાણવું. ૭

(આ પ્રમાણે આમલકાવલેહ થયો.)

आमलकचूर्ण—

એકવીસ રાત્રિ પર્યન્ત આમળાંના સ્વરસની જેને ભાવના દીધી છે એવું ૨૫૬ તોલા આમળાંનું ચૂર્ણ, મધ તથા ઘી બન્ને મળીને ૫૧૨ તોલાથી યુક્ત, આઠમા ભાગે પીપર તથા ચોથા ભાગે સાકરના ચૂર્ણથી મિશ્ર એવાં તેને ઘીના પાત્રમાં ભરીને, વર્ષા ઋતુમાં ભસ્મના ઢગલામાં મૂકી રાખવું. વર્ષા ઋતુ વીત્યા પછી, સાત્મ્ય અને પથ્ય ભોજન કરનારે તેનો પ્રયોગ કરવો. આના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, ઇત્યાદિ પૂર્વ પ્રમાણે જાણવું. ૮

(એ પ્રમાણે આમલકચૂર્ણ થયું.)

विडंगावलेह—

૨૫૬ તોલા વાવડિંગના દાણાનું ચૂર્ણ, ૨૫૬ તોલા પીપર, ૩૮૪ તોલા સાકર, ઘી-તેલ તથા મધ એ ત્રણે મળીને ૧૫૩૬ તોલા—એ બધું એકત્ર કરીને, ઘીના પાત્રમાં ભરીને, વર્ષા ઋતુમાં ભસ્મના ઢગલામાં રાખવું, ઇત્યાદિ ફળશ્રુતિ પર્યંત પૂર્વની સમાન જાણવું. ૯

(એ પ્રમાણે વિડંગાવલેહ થયો.)

बीजो आमलकावलेह—

ઢાંકણાવાળી, જેમાંથી વરાળ નીકળી ન જાય તેવી લીલા ખાખરાની દ્રોણીમાં પૂર્વોક્ત ગુણવાળાં ૧૦૦૦ આમળાં જંગલી છાણાના અગ્નિથી બાફવાં. સારી રીતે બફાઈ અને ઠંડાં પડ્યા પછી ઠળિયા કાઢીને વાટવાં. તેમાં ૨૫૬ તોલા પીપરનું ચૂર્ણ, ૨૫૬ તોલા વાવડિંગના દાણાનું ચૂર્ણ, ૩૮૪ તોલા સાકર, તેલ-ઘી તથા મધ દરેક ૫૧૨ તોલા મેળવીને, સ્વચ્છ-મજબૂત અને ઘીથી લીપેલા ઘડામાં એકવીસ રાત રાખવાં. ત્યાર પછી પ્રયોગ કરવો. આના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, એ પ્રમાણે પૂર્વની સમાન જાણવું. ૧૦

(આ પ્રમાણે બીજો આમલકાવલેહ થયો.)

नागबलारसायन—

મહા કે ફાગણ માસમાં, પવિત્ર-સંયમી તથા જેણે દેવતાનું પૂજન કર્યું છે એવા વૈદ્યે બ્રાહ્મણો પાસે સ્વસ્તિ-વાચન કરાવીને, ચલ તથા શુભ મુહૂર્તમાં, દર્ભ પથરાયેલી-ચીકણી-કાળી તથા મધુર માટીવાળા અથવા સુવર્ણના જેવા રંગવાળી માટીવાળા, વિષ-હિંસક પશુ-પવન પાણી તથા અગ્નિના દોષથી રહિત, ખેડ-રાફડો-સ્મશાન-મંદિર-ખારવાળી જમીન તથા મકાનથી રહિત, ઋતુને અનુસાર સુખકારી, પવન-પાણી અને સૂર્યવાળા જાંગલ દેશમાં ઊગેલાં, જીવજંતુથી ન ખવાયેલાં, નજીકમાં ઉગેલાં, કોઈ પણ વૃક્ષથી ન દબાયેલાં, બહુ કાચાં કે બહુ જૂનાં નહિ એવાં, વીર્યવાળાં, જેનાં જૂનાં પાન ખરી ગયાં હોય તથા નવાં ન ઊગ્યાં હોય એવાં, નાગબલાનાં મૂળ કાઢવાં. સારી રીતે ધોયેલાં તે મૂળની છાલ ૪ તોલા કે એક તોલો બારીક વાટીને, દૂધમાં મેળવીને સવારમાં પીવી અથવા ખાંડેલાં તે મૂળીઆં જ દૂધથી પીવાં કે મધ તથા ઘી સાથે મેળવીને ખાવાં. પચી ગયા પછી દૂધ તથા ઘીથી શાલ કે સાઠીના ચોખાનું ભોજન કરવું. આના એક વર્ષના પ્રયોગ જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, એ પ્રમાણે પૂર્વની સમાન જાણવું. ૧૧

(આ પ્રમાણે નાગબલારસાયન છે.)

बलादि रसायन—

બલા, અતિબલા, ચન્દન, અગર, ધવ, તણછ, ખેર, સીસમ, બીયો—એના સ્વરસ, તથા સાટોડી સુધીની દશ ઔષધિઓ એટલે ગળો, હરડે, આમળાં, મુક્તા, શ્રેયસી, શ્વેતા, અતિરસા, બ્રાહ્મી, સ્થિરા, સાટોડી—એ નાગબલાના વ્યાખ્યાનથી કહેવાઈ ગઈ. સ્વરસ ન મળે ત્યારે આ પ્રમાણે સ્વરસવિધિ જાણવો. ઔષધિનું ચૂર્ણ ૨૫૬ તોલા અને પાણી ૨૫૬ તોલા એક અહોરાત્ર એકત્ર રાખી, ચોળી, ગળીને સ્વરસની પેઠે ઉપયોગ કરવો. ૧૨

भल्लातकक्षीर—

ઉપદ્રવ કે રોગરહિત, પરિપૂર્ણ રસ-પ્રમાણ તથા વીર્યવાળાં, પાકેલાં જાંબુનાં ફળ જેવાં ભિલામાં જેઠ કે આષાઢ માસમાં એકઠાં કરીને યવના કે અડદના ઢગલામાં

ખોળામાં બેઠેલ ઉછરતાં છોકરા-છોકરી, બાંધેલું શ્રેષ્ઠ પશુ, ખોદેલી માટી, પ્રજ્વલિત અગ્નિ, લાડુ, શ્વેત પુષ્પો, ચન્દન, મનગમતાં અન્નપાન, માણસોથી ભરેલું ગાડું, વાછડાં સહિત ગાય, વછેરા સહિત ઘોડી અને બાળક સહિત સ્ત્રી, જીવંજીવક, સિદ્ધાર્થ, સારસ, પ્રિયવાદી, હંસ, શતપત્ર, ચાષ, મોર, માછલું, બકરું, હાથીદાંત, શંખ, પ્રિયંગુ, ઘી, સાથીઓ, અરીસો, ધોળા સરસવ કે ગોરોચનનું દર્શન, સુવાસયુક્ત ગન્ધ, સારી રીતે શ્વેત વર્ણ, મધુર રસ, પશુ-પક્ષી કે મનુષ્યની વખાણવા-લાયક શુભ વાણી, છત્રી-ધજા અને પતાકાઓનું ઊંચું કરવું, સ્તોત્રપાઠ, ભેરી-મૃદંગ અને શંખના શબ્દ, પુણ્યાહના અવાજ, વેદ ભણવાના અવાજ, સુખદાયક અનુકૂલ વાયુ—આ બધાંના માર્ગમાં કે રોગીના ઘરમાં પ્રવેશ સમયે શુકન થાય તો તેઓને આરોગ્યનું લક્ષણ જાણવું. ૭૧-૭૯½

आतुरना घरनी प्रशस्त अवस्था—

રોગી સહિત ઘરમાં રહેનારાં માણસો મંગલ આચારથી યુક્ત, શ્રદ્ધાવાળાં, અનુકૂલ અને પુષ્કળ દ્રવ્યના સંગ્રહવાળાં હોય, ધન-ઐશ્વર્ય અને સુખની પ્રાપ્તિ, સુખેથી ઇચ્છિત વસ્તુઓ મેળવવી, યોગ્ય દ્રવ્યોની યોજના અને સિદ્ધિ જ થવી;

आतुरनां प्रशस्त स्वप्नो—

સ્વપ્નમાં ઘર-મહેલ-પર્વત-હાથી-બળદ અને ઘોડા પર પુરુષોનું ચડવું, ચંદ્ર-સૂર્ય-અગ્નિ અને દ્વિજ-ગાય અને દૂધ લઈ આવતા મનુષ્યોનું સ્વપ્નમાં દર્શન, સ્વપ્નમાં દરિયા તરી જવા, વૃદ્ધિ થવી, સંકટમાંથી નીકળી જવું, સ્વપ્રસન્ન થયેલા દેવતાઓ અને પિતૃઓ સાથે ભાષણ, શ્વેત વસ્ત્રોનું અને નિર્મલ ધરાનું દર્શન, માંસ-માછલાં-ઝેર-અપવિત્ર-વસ્તુ છત્ર અને અરીસાની પ્રાપ્તિ અને સ્વપ્નમાં ધોળાં ફૂલોનું દર્શન શુભ છે; તથા ઘોડા-બળદ કે રથથી જવું, ઈશાન ખૂણા તરફ જવું, રોવું, પડીને ઊઠવું. અને શત્રુઓનું મર્દન એ શુભ છે. ૭૯½-૮૬

आरोग्यनुं लक्षण—

સાત્વિક લક્ષણો થવાં, વૈદ્ય અને દ્વિજો તરફ ભક્તિ, રોગનું સાધ્યપણું અને ઉદાસીનતાનો અભાવ—એ આરોગ્યનું લક્ષણ છે. ૮૭

શુભ લક્ષણવાળો પુરુષ આરોગ્યથી ઘણું બળ, લાંબું આયુષ્ય અને ઘણું સુખ તથા ઇષ્ટ ભાવો પ્રાપ્ત કરે છે. ૮૮

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

દૂત, સ્વપ્ન, રોગી, ઉત્પાત, યુક્તિ અને સિદ્ધિને આશ્રયે રહેલ મરણનું અને આરોગ્યનું લક્ષણ આ 'ગોમયચૂર્ણીય' અધ્યાયમાં કહી દેખાડ્યું. ૮૯

આ પ્રમાણે પ્રસ્તુત વિષય સત્ય સ્વરૂપમાં કહી દેખાડયો છે; વિદ્વાન વૈદ્યે તેનું સતત ધ્યાન રાખવું જોઈએ; કારણ કે તે પ્રમાણે કરવાથી સફળ ચિકિત્સા કરનાર તે સિદ્ધિ અમર યશ અને પુષ્કળ ધન પ્રાપ્ત કરે છે. ૯૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ઇન્દ્રિયસ્થાનમાં 'ગોમયચૂર્ણીય ઇન્દ્રિય' નામક બારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૨



# ચરક સંહિતા.

## ચિકિત્સાસ્થાન

### અધ્યાય ૧ લો

### અભયામલકીય રસાયનપાદ

અભયામલકીય રસાયનપાદનો ઉપક્રમ—

"હવે અહીંથી 'અભયામલકીય' રસાયનપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ભેષજ શબ્દના અર્થો—

ચિકિત્સિત, વ્યાધિહર, પથ્ય, સાધન, ઔષધ, પ્રાયશ્ચિત્ત, પ્રશમન, પ્રકૃતિસ્થાપન અને હિત–એ ઔષધનાં નામ જાણવાં. ૩

ભેષજના ભેદો—

એ ઔષધ બે પ્રકારનાં છે. કેટલાંએક સ્વસ્થને બળ આપનારાં અને બીજાં રોગીના રોગોને મટાડનારાં છે. ૪

અભેષજના ભેદો—

અનૌષધ પણ બે પ્રકારનાં છે: એક બાધન અને બીજાં સાનુબાધન. ૪½

ભેષજનું બે પ્રકારનું લક્ષણ—

જે ઔષધ સ્વસ્થ પુરુષનાં બળને વધારે છે તે પ્રાયઃ વૃષ્ય અને રસાયન તરીકે ઓળખાય છે; અને બીજી જાતનું ઔષધ પ્રાયઃ રોગને મટાડનારું ગણાય છે. અહીં કહેલો 'પ્રાયઃ' શબ્દ વિશેષ દેખાડવા પૂરતો જ છે. બાકી બન્ને પ્રકારનાં ઔષધો બન્ને પ્રકારનાં કાર્ય કરનારાં છે. ૫,૬

રસાયનના સેવનના ગુણો—

રસાયનના સેવનથી પુરુષ દીર્ઘ આયુષ્ય, સ્મૃતિ, મેધા, આરોગ્ય, યુવાવસ્થા, પ્રભા, વર્ણ, સ્વરની શ્રેષ્ઠતા, દેહ તથા ઇન્દ્રિયોનું ઉત્કૃષ્ટ બળ, વચનસિદ્ધિ, લોકવંદ્યતા, તથા કાંતિને પ્રાપ્ત કરે છે. ૭½

રસાયનનું લક્ષણ—

પ્રશસ્ત રસાદિકની પ્રાપ્તિના ઉપાયને રસાયન કહેવામાં આવે છે. ૮

વાજીકરણનાં લક્ષણ અને ગુણો—

જે સંતતિની પરંપરાનો વિસ્તાર કરે છે, જેનાથી તુરત જ પ્રહર્ષ થાય છે, જેનાથી અશ્વની પેઠે અત્યન્ત બળવાન થઈને અટક્યા વિના સ્ત્રીગમન કરી શકાય છે, જેનાથી સ્ત્રીઓને અત્યન્ત પ્રિય થવાય છે, જેનાથી પુષ્ટ થવાય છે, જેનાથી વૃદ્ધાવસ્થામાં પણ ગર્ભજનક અક્ષય વીર્ય જણાય છે, જેનાથી અનેક શાખાઓ વાળા વૃક્ષની પેઠે તથા મોટા દેવાલયની પેઠે ઘણી પ્રજાવાળો મનુષ્ય લોકમાં માન્ય અને પૂજ્ય થાય છે. જેનાથી આ લોકમાં અને મૃત્યુ પછી સંતાનમૂલક અનન્તતા, યશ, લક્ષ્મી, બળ તથા પુષ્ટિને મનુષ્ય પ્રાપ્ત કરે છે તે ઔષધને વાજીકરણ કહેવામાં આવે છે. ૯–૧૨

આ પ્રમાણે સ્વસ્થના બળને વધારનારાં બે પ્રકારનાં ઔષધો કહ્યાં; અને જે વ્યાધિનો નાશ કરનારાં છે તે તો ચિકિત્સા પ્રકરણમાં કહેવાશે. ૧૩

चिकित्सानो अर्थ—

વિકારોનો ઉપાય કહેવો એટલું જ ચિકિત્સાનું પ્રયોજન છે એટલે રસાયનવિધાન તથા વાજીકરણ પણ આગળ કહેવાશે. ૧૪

अभेषजनुं लक्षण--

જે ઔષધથી વિપરીત હોય તે અનૌષધ કહેવાય છે, તેનું સેવન કરવું નહિ. હવે જે ઔષધ સેવવાયોગ્ય છે તે કહું છું. ૧૫

रसायननो बे प्रकारनो प्रयोग--

ઋષિઓએ રસાયનોનો બે પ્રકારનો પ્રયોગ કહ્યો છે. એક કુટીપ્રાવેશિક તથા બીજો વાતાતપિક. ૧૬

कुटीप्रावेशिकनो विधि—

પ્રથમ કુટીપ્રાવેશિકનો વિધિ કહેવામાં આવે છે. જ્યાં રાજા-વૈદ્ય-બ્રાહ્મણ તથા પવિત્ર આચરણવાળા સજ્જન પુરુષોનો ભયરહિત તથા પ્રશસ્ત નિવાસ હોય તથા જ્યાં સર્વ પ્રકારનાં સાધનો પ્રાપ્ત થઈ શકે એવા નગરમાં પૂર્વ કે ઉત્તર દિશામાં શુભ ભૂમિ ઉપર કુટી બનાવવી. તે પૂરેપૂરા વિસ્તાર તથા ઊંચાઈવાળી તથા એકની અંદર એક એમ ત્રણ ગર્ભવાળી, નાનાં બારીબારણાંવાળી, જાડી ભીંતવાળી, સર્વ ઋતુમાં સુખકર, પ્રકાશપૂર્ણ, મનને આનંદ આપનારી, જેમાં અશુભ શબ્દાદિકનો પ્રવેશ ન થઈ શકે તેવી, સ્ત્રીરહિત, ઉપયોગી સઘળાં સાધન સહિત તથા જેમાં વૈદ્ય-ઔષધ અને બ્રાહ્મણ હમેશાં તૈયાર છે એવી હોવી જોઈએ. ૧૭-૨૦

ઉત્તરાયણમાં શુભ તિથિ-નક્ષત્ર-મુહૂર્ત તથા કરણથી યુક્ત એવા શુક્લ પક્ષમાં, જેણે વમન કરાવ્યું છે તેવા, શ્રદ્ધાયુક્ત, એકાગ્ર મનવાળા મનુષ્યે, ધૈર્ય તથા સ્મૃતિના બળથી માનસદોષોને જીતીને, પ્રાણીમાત્ર પ્રત્યે મિત્રતાની ભાવનાવાળા તેણે પ્રથમ દેવ તથા બ્રાહ્મણની પૂજા કરીને દેવ-ગાય તથા બ્રાહ્મણોને પ્રદક્ષિણા કરીને તે કુટીમાં પ્રવેશ કરવો. ૨૧-૨૩

रसायनप्रयोग पहेलां कोष्ठशोधन करवुं जोईए—

તે કુટીમાં સંશોધન ઔષધોથી શુદ્ધ થઈને પુનઃ સુખરૂપ અને શક્તિવાળો થાય ત્યારે જ રસાયનનો પ્રયોગ કરવો જોઈએ; તેથી પ્રથમ હું સંશોધન ઔષધ કહું છું. ૨૪

રસાયનની ઇચ્છાવાળા મનુષ્યે પ્રથમ સ્નેહનક્રિયા તથા સ્વેદનક્રિયા કરીને હરડેનું ચૂર્ણ, સિંધાલૂણ, આમળાં, ગોળ, વજ, વાવડિંગ, હળદર, પીપર તથા સૂંઠ-એનું ઊનાં પાણીથી પાન કરવું.

આ પ્રમાણે કરવાથી જેનું શરીર શુદ્ધ થયું છે તથા જેણે પેયાદિનો ક્રમ કર્યો છે એવા તેણે ત્રણ રાત્રિ, પાંચ કે સાત દિવસ અથવા જૂનો મળ સાફ થતાં સુધી ઘીની સાથે યવનું ભોજન કરાવવું. ૨૫-૨૭

દરદીનો કોઠો શુદ્ધ થયો છે એવું જાણીને વય, પ્રકૃતિ તથા સાત્મ્યને જાણનાર વૈદ્યે જેને જે યોગ્ય હોય તેને તેવાં રસાયનનો પ્રયોગ કરાવવો. ૨૮

हरडेना गुणो—

હરડેને પાંચ રસવાળી, ઉષ્ણવીર્ય, લવણ રસ વિનાની, કલ્યાણ કરનારી, દોષોનું અનુલોમન કરનારી, લઘુ, દીપન, પાચન, આયુષ્ય તથા પુષ્ટિ કરનારી, ધન્ય, ઉત્કૃષ્ટ વયઃસ્થાપક, સર્વ રોગનું શમન કરનારી તથા બુદ્ધિ-ઇન્દ્રિય તથા બળને આપનારી જાણવી. ૨૯,૩૦

કુષ્ઠ, ગુલ્મ, ઉદાવર્ત, શોષ, પાંડુરોગ, મદ, અર્શ, ગ્રહણીરોગ, જીર્ણ વિષમજ્વર, હૃદયરોગ, શિરોરોગ, અતિસાર, અરુચિ, ઉધરસ, પ્રમેહ, આનાહ, પ્લીહા, નવો ઉદરરોગ, કફ પડવો, સ્વરભંગ, વિવર્ણતા, કમળો, કૃમિ, સોજા, તમકશ્વાસ, વમન, નપુંસકતા, ગાત્રની શિથિલતા, વિવિધ પ્રકારનો સ્રોતોનો અવરોધ, હૃદય તથા છાતીનો પ્રલેપ અને સ્મૃતિ તથા બુદ્ધિનો ભ્રંશ-એ સર્વને હરડે શીઘ્ર જીતે છે. ૩૧-૩૪

હરડેનું સેવન ન કરવા લાયક પુરુષો—

અજીર્ણ રોગવાળા, રૂક્ષ ભોજન કરનારા, સ્ત્રી-મદ્ય તથા વિષથી દુર્બળ થયેલા હોય તથા જેઓ ક્ષુધા-તૃષા કે ગરમીથી પીડાતા હોય તેમણે હરડેનું સેવન કરવું નહિ. ૩૫

આમળાંના ગુણો—

હરડેનાં જે ગુણકર્મ કહ્યાં છે તે આમળાંનાં પણ જાણવાં; પરંતુ વીર્ય વિપરીત એટલે શીતવીર્ય જાણવું. ૩૬

વૈદ્યે આ રીતનાં કર્મોથી હરડે તથા આમળાંના ગર્ભને અમૃત સમાન જાણવા. ૩૭

ભેષજગ્રહણનો વિધિ—

પર્વતોમાં શ્રેષ્ઠ એવો હિમાલય એ ઔષધિઓનું ઉત્તમોત્તમ ઉત્પત્તિસ્થાન છે. માટે તેમાં ઊગેલાં, ઋતુસર ઉત્પન્ન થયેલાં, રસ તથા વીર્યથી પરિપૂર્ણ, સૂર્ય-પવન-છાયા અને જળથી સંપન્ન થયેલાં, ખાધેલાં-બગડેલાં-ફાટી ગયેલાં કે સડેલ ન હોય તેવાં ફળો, ફળ પાકવાને સમયે, વિધિ પ્રમાણે એકઠાં કરવાં. તે ફળોનો પ્રયોગ તથા ઉત્તમ કર્મ હવે હું કહીશ. ૩૮–૪૦

પહેલું બ્રાહ્મરસાયન—

પાંચ પ્રકારનાં પંચમૂળનાં દરેક દ્રવ્ય ૪૦ તોલા, હરડે એક હજાર નંગ, નવાં આમળાં ત્રણ હજાર નંગ. ૪૧

શાલપર્ણી, ઊભી ભોરીંગણી, પૃશ્નિપર્ણી, બેઠી ભોરીંગણી તથા પાંચમાં ગોખરુ એ વિદારિગંધાદિ ગણ જાણવો. ૪૨

બીલી, અરણી, અરડૂસો, શીવણ, પાટલા, સાટોડી, મુદ્ગપર્ણી, માષપર્ણી, બલા, એરંડો, જીવક, ઋષભક, મેદા, શતાવરી, દાભડો, શેરડી, દર્ભ, કાશ તથા શાળનાં મૂળ–એ પ્રમાણે પાંચ પ્રકારનાં પંચમૂલોના ઉપર કહ્યા પ્રમાણે ભાગો લેવા, અને તે બધું દશગણા પાણીમાં પકાવવું. જ્યારે દશમા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને વસ્ત્રથી ગાળી લેવું; તથા તે બધી હરડે અને આમળાં પણ લઈ લેવાં. તેના ઠળીઆ કાઢી, ખાંડવાનાં સાધનથી ખાંડીને કવાથમાં નાખવાં અને તેમાં નીચે પ્રમાણેનાં ચૂર્ણો મેળવવાં. ખડબ્રાહ્મી, પીપર, શંખાવલી, કેવડીમોથ, વાવડિંગ, ચંદન, અગર, જેઠીમધ, હળદર, વજ, સુરંગી, નાની એલચી તથા તજ દરેક સોળ તોલા ખાંડેલી સાકર ૪૪૦૦ તોલા, તલ ૫૧૨ તોલા, ઘી ૭૬૮ તોલા; એ બધું ત્રાંબાના કલાઈ કરેલા પાત્રમાં મંદ અગ્નિથી પકાવવું. જ્યારે દાઝી ન જતાં ચાટવા જેવું થાય ત્યારે નીચે ઉતારવું. ઠંડું પડે ત્યારે તેમાં મધ મેળવવું. મધનું પ્રમાણ ઘી તથા તેલથી અર્ધું જાણવું. તે બધું મેળવીને ઘીથી રીઢા પાત્રમાં રાખવું. દરરોજ સવારનાં તેનો માત્રા પ્રમાણે ઉપયોગ કરવો. જે માત્રા એક વખતના આહારને પણ પચવામાં ઉપરોધ ન કરે તેટલી માત્રા જાણવી. પચી ગયા પછી દૂધની સાથે સાઠી ચોખાનું ભોજન કરવું. ૪૩-૫૩

વૈખાનસ, વાલખિલ્ય તથા અન્ય તપસ્વીઓ આ રસાયનનું પ્રાશન કરીને દીર્ઘાયુષી થયા હતા. ૫૪

તેઓએ જીર્ણ શરીરને છોડીને, નવું તરુણ વય પ્રાપ્ત કર્યું હતું. તન્દ્રા-થાક-શ્વાસ તથા રોગરહિત, નિશ્ચિત મનવાળા, મેધા–સ્મૃતિ અને બળથી યુક્ત એવા એ તપોધનોએ અત્યન્ત નિષ્ઠાથી દીર્ઘકાળ પર્યન્ત બ્રહ્મતપ અને બ્રહ્મચર્યનું આચરણ કર્યું હતું. ૫૫,૫૬

દીર્ઘ આયુષ્યની ઇચ્છાવાળાએ આ બ્રાહ્મરસાયનનો પ્રયોગ કરવો જોઈએ; કારણ કે આના સેવનથી તે દીર્ઘ આયુષ્ય, નવી અવસ્થા તથા ઇષ્ટ કામનાઓને પ્રાપ્ત કરે છે. ૫૭

(આ પ્રમાણે બ્રાહ્મરસાયન થયું)

બીજું બ્રાહ્મરસાયન—

પૂર્વોક્ત ગુણવાળાં એક હજાર આમળાંને ઢોકળાં પકાવવાની રીતે દૂધની વરાળથી સારી રીતે બાફીને, છાયામાં સૂકાવી, ઠળિયા કાઢીને ચૂર્ણ કરવું. તેને એક હજાર આમળાંના રસની ભાવના દઈ, તેમાં શાલપર્ણી, સાટોડી, ખરખોડી, ગંગેટી, બ્રહ્મસુવર્ચલા, ખડબ્રાહ્મી, શતાવરી, શંખાવલી, પીપર, વજ, વાવડિંગ, કૌંચાં, ગળો, ચંદન, અગર, જેઠીમધ, મહુડાનાં ફૂલ, નીલોત્પલ, કમળ, માલતી, યુવતી

અને ચમેલી-એનું અષ્ટમાંશ ચૂર્ણ મેળવીને, નાગબલાના ૪૦૦૦ તોલા રસની ભાવના દઈ, છાયામાં સૂકાવી, બમણા ઘીથી કે મધ તથા ઘીથી નરમ ગોળ જેવું કરીને, સ્વચ્છ-મજબૂત અને ઘીથી રીઢા ઘડામાં ભરી, અથર્વવેદ જાણનાર બ્રાહ્મણ દ્વારા જેનો રક્ષાવિધિ કરવામાં આવ્યો છે એવા તે ઘડાને એક પક્ષ પર્યન્ત રાખના ઢગલા નીચે જમીનમાં દાટવો. પંદર દિવસ પછી બહાર કાઢીને, તેમાં અષ્ટમાંશ સોનું, રૂપું, ત્રાંબુ, પ્રવાલ તથા લોહની ભસ્મો મેળવીને, અગ્નિબલનો વિચાર કરીને, તેનો અર્ધા તોલાથી વધારતાં પૂર્વોક્ત વિધિ અનુસાર દરરોજ પ્રાતઃકાળમાં પ્રયોગ કરવો; અને પચી ગયા પછી દૂધની સાથે ઘી સહિત સાઠી ચોખાનો ઉપયોગ કરવો. આ પ્રમાણે કરનાર પૂર્વોક્ત ગુણોને પ્રાપ્ત કરે છે. ૫૮

એ બાબતમાં શ્લોકો છે—

મહર્ષિઓથી સેવાયેલું આ બ્રાહ્મરસાયન છે. આનો પ્રયોગ કરવાથી મનુષ્ય નીરોગ, દીર્ઘાયુષી, મહાબલવાળો, પ્રજાને પ્રિય, સફળ મનોરથવાળો તથા ચંદ્ર અને સૂર્ય સમાન કાન્તિવાળો થાય છે. સાંભળેલું યાદ રાખી શકે છે અને તેનું ઋષિ જેવું મન થાય છે. લોહ જેવો મજબૂત અને વાયુ સમાન બલિષ્ઠ થાય છે અને તેના શરીરમાં વિષ, અવિષ બની જાય છે. ૫૯–૬૧

(આ પ્રમાણે બીજું બ્રાહ્મરસાયન થયું.)

च्यवनप्राशावलेह—

બીલી, અરણી, ટેંટુ, શીવણ, પાટલા, બલા, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્ગપર્ણી, માષપર્ણી, પીપર, ગોખરુ, ઊભી અને બેઠી ભોરીંગણી, કાકડાશીંગી, ભોંયઆંબલી, દ્રાખ, ખરખોડી, પુષ્કરમૂળ, અગર, હરડે, ગળો, ઋદ્ધિ, જીવક, ઋષભક, કચૂરો, મોથ, સાટોડી, મેદા, નાની એલચી, ચંદન, કાળું કમળ, વિદારીકંદ, અરડૂસાનાં મૂળ, કાકોલી અને શીંગરોટી—એ દરેક ૪ તોલા તથા ૫૦૦ આમળાં—એ બધું એકત્ર કરીને ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવું. એ બધાં ઔષધોનો રસ પાણીમાં આવી જાય અર્થાત્ ચતુર્થાંશ શેષ રહે ત્યારે તે ક્વાથ અને આમળાં જુદાં જુદાં કાઢી લેવાં. ઠળિયા કાઢી લીધા પછી, આમળાંને ૪૮ તોલા ઘી તથા તેલમાં ભૂંજવાં. ૨૦૦ તોલા નિર્મળ સાકર મેળવીને વૈદ્યે સારી રીતે ચાટણ જેવું બનાવવું. તૈયાર થઈને ઠંડું થાય પછી તેમાં ૨૪ તોલા મધ મેળવવું; ૧૬ તોલા વંશલોચન-૮ તોલા પીપર તથા તજ, એલચી, તેજપત્ર અને નાગકેશર એ ચારે મળીને ૪ તોલા મેળવવાં. આ પ્રમાણે ચ્યવનપ્રાશ નામનું રસાયન કહ્યું. તે વિશેષે કરીને કાસ-શ્વાસને દૂર કરે છે અને ક્ષીણ, ઉરઃક્ષતવાળા, વૃદ્ધ તથા બાળકોનાં અંગોની વૃદ્ધિ કરે છે એમ કહેવાય છે. સ્વરક્ષય, ઉરોરોગ, હૃદ્રોગ, વાતરક્ત, તૃષા તથા મૂત્ર અને વીર્યના દોષોને પણ દૂર કરે છે. આની એટલી માત્રા યોજવી કે જે ભોજનનો ઉપરોધ ન કરે. આના પ્રયોગથી અત્યન્ત વૃદ્ધ ચ્યવન ઋષિ યુવાન થયા હતા. ૬૨–૭૨

કુટીપ્રવેશ વિધિ વડે આ રસાયનના પ્રયોગથી મનુષ્ય મેધા, સ્મૃતિ, કાન્તિ, આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, ઇન્દ્રિયોનું બલ, સ્ત્રીઓને વિષે અત્યંત પ્રહર્ષ, અગ્નિની વૃદ્ધિ, વર્ણની નિર્મલતા અને પવનની અનુલોમતા પ્રાપ્ત કરે છે; તથા વૃદ્ધાવસ્થાએ કરેલાં સર્વ વિરૂપોને તજીને નવા યૌવનનાં સર્વ રૂપ ધારણ કરે છે. ૭૩, ૭૪

(આ પ્રમાણે ચ્યવનપ્રાશ કહ્યો.)

आमलकरसायन—

ખાખરાની છાલમાં વીંટી, માટીનો લેપ કરી, અડાયાંના અગ્નિમાં બાફેલાં તથા ઠળિયા કાઢેલાં આમળાં-હરડે, આમળાં-બહેડાં, હરડે-બહેડાં, કે આમળાં-હરડે-બહેડાં કુલ ૪૦૦૦ તોલા, ખાંડણીમાં ખાંડીને, તેમાં દહીં-ઘી-મધ-તલનું ચૂર્ણ-તેલ તથા સાકર મેળવીને, અન્નનો આહાર કર્યા વિના, પૂર્વોક્ત વિધિથી ભક્ષણ કરવું. પ્રયોગને અંતે યવાગૂ (પેયા) ઇત્યાદિ ક્રમથી મૂળ સ્થિતિ પર આવવું. ઘીથી અભ્યંગ તથા યવના લોટથી ઉદ્વર્તન કરવું. અગ્નિનું બળ જોઈને એ વખત સુધી આ રસાયનનો પ્રયોગ વધારવો. પ્રત્યેક વખતના ભોજનમાં યૂષ કે દૂધની સાથે ઘી સહિત સાઠી ચોખા લેવા. તે પછી જે રીતે આરોગ્ય જળવાય તે પ્રમાણે વિહાર કરવો, ઇચ્છિત ખોરાક લેવો. આ પ્રયોગથી ઋષિઓએ પુનર્યૌવન પ્રાપ્ત કર્યું, વિકારરહિત સેંકડો વર્ષ સુધી જીવ્યા તથા

શરીર-બુદ્ધિ-ઇન્દ્રિય અને બલથી યુક્ત થઈને અત્યંત નિષ્ઠાથી તપશ્ચર્યા કરી. ૭૫

(આ પ્રમાણે ચતુર્થ આમલક રસાયન થયું.)

हरीतक्यादि योग—

હરડે, આમળાં, બહેડાં અને પાંચ પ્રકારનાં પંચમૂલના ક્વાથમાં પીપર, જેઠીમધ, મહુડાં, કાકોલી, ક્ષીરકાકોલી, કૌંચાં, જીવક, ઋષભક તથા ક્ષીરવિદારીના કલ્કથી યુક્ત, આઠગણું દૂધ જેમાં મેળવ્યું છે એવા વિદારીકંદના સ્વરસ સાથે ૨૦૪૮ તોલા ઘૃત પકાવીને અગ્નિના બળ પ્રમાણે તેની માત્રાનો પ્રયોગ કરવો; તથા પચી ગયા પછી દૂધ તથા ઘીથી, ઉષ્ણોદક જેવું અનુપાન છે એવા, શાલ કે સાઠીના ચોખાનું ભક્ષણ કરનાર મનુષ્ય વ્યાધિ, પાપ તથા અભિચારના ભયથી રહિત થઈ અતુલ એવાં શરીર-ઇન્દ્રિય-બુદ્ધિ અને બળ પ્રાપ્ત કરીને, કાર્યમાત્રને સફળ કરતો, આયુષ્યને પ્રાપ્ત કરે છે. ૭૬

(આ પ્રમાણે પાંચમો હરડેનો પ્રયોગ કહ્યો.)

अपर हरीतक्यादि योग—

આમળાંના સ્વરસની સો ભાવના જેને આપી છે તથા જેમાં ચતુર્થાંશ લોહભસ્મ મેળવી છે એવાં આમળાંના ચૂર્ણને, હરડે, આમળાં, બહેડાં, હળદર, શાલિપર્ણી, બલા, વાવડિંગ, ગળો, સૂંઠ, જેઠીમધ, પીપર અને સોમવલ્કથી પકાવેલા દૂધમાંથી બનાવેલા ઘી તથા મધ અને સાકર સાથે મેળવીને પૂર્વોક્ત વિધિથી દરરોજ સવારમાં એક તોલો ખાઈને સાંજે મગના યૂષ કે દૂધની સાથે ઘીવાળો શાલ કે સાઠીનો ભાત ખાવો. આના ત્રણ વર્ષના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, સાંભળેલું યાદ રહે છે, સર્વ રોગોનો નાશ થાય છે, શરીરને વિષે વિષ અવિષ બની જાય છે. શરીર પથ્થર જેવું દૃઢ થાય છે તથા મનુષ્ય પ્રાણીમાત્રથી પરાભવ ન પામે તેવો થાય છે. ૭૭

रसायनसेवनना गुणो—

આ બાબતમાં શ્લોકો છે—

જેમ દેવતાઓને માટે અમૃત, સર્પોને માટે સુધા તેમ પૂર્વે મહર્ષિઓને માટે રસાયનવિધિ હતો. ૭૮

પૂર્વે મહર્ષિઓ રસાયનપરાયણ હોવાથી હજારો વર્ષો સુધી જરા, દુર્બલતા, રોગ કે મરણ પામતા ન હતા. ૭૯

જે મનુષ્ય વિધિ અનુસાર રસાયનનું સેવન કરે છે તે આ લોકમાં દીર્ઘ આયુષ્ય જ પ્રાપ્ત કરે છે એટલું જ નહિ પરંતુ દેવર્ષિઓથી પ્રાપ્ત કરાતી શુભગતિને પ્રાપ્ત કરે છે તથા અક્ષય બ્રહ્મને પણ મેળવે છે. ૮૦

पहेला पादना विषयो—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

આ 'અભયામલકીય' નામના રસાયનપાદમાં સિદ્ધ રસાયનોના ૭ પ્રયોગો કહ્યા છે, જેના સેવનથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. ૮૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં રસાયનના અધ્યાયમાં 'અભયામલકીય' નામનો પ્રથમ પાદ સંપૂર્ણ થયો.

---

## રસાયનાધ્યાય પાદ બીજો

## પ્રાણકામીય રસાયનપાદ

प्राणकामीय रसायनपादनो उपक्रम—

"હવે અહીંથી 'પ્રાણકામીય' રસાયનપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

रसायनविधाननुं फळ—

હે પ્રાણની ઇચ્છાવાળા મનુષ્યો! દેવતાઓનું હિત કરનાર અમૃતના જેવું કહેવાતું આ રસાયનવિધાન તમે સાંભળો. આ અચિન્ત્ય તથા અદ્‌ભુત પ્રભાવવાળું, આયુષ્ય વધારનારું, આરોગ્ય આપનારું, અવસ્થાને સ્થિર રાખનારું, નિદ્રા-તન્દ્રા-શ્રમ-કલમ એટલે પ્રયાસ વિના થયેલો થાક-આળસ અને દુર્બળતાને દૂર કરનારું, વાત-પિત્ત તથા કફની સમાનતા કરનારું, શરીરની દૃઢતા કરનારું, માંસની શિથિલતાને દૂર કરનારું, જઠરાગ્નિને

પ્રદીપ્ત કરનારું તથા પ્રભા-વર્ણ અને સ્વરને ઉત્તમ બનાવનારું છે. આના સેવનથી ચ્યવન વગેરે મહર્ષિઓ ફરી જુવાની પામ્યા હતા તથા સ્ત્રીઓને અત્યન્ત પ્રિય થયા હતા; તથા દૃઢ-સમાન અને સુવિભક્ત માંસવાળા, ભરેલાં અને મજબૂત શરીરવાળા, અત્યન્ત નિર્મળ બલ-વર્ણ તથા ઇન્દ્રિયોવાળા, સર્વત્ર સફળ પરાક્રમવાળા તથા પરિશ્રમને સહન કરવાવાળા થયા હતા.

શરીરના દોષનાં કારણો દૂર કરીને રસાયનનો પ્રયોગ કરવો—

ખાટા-ખારા-તીખા-ક્ષાર-સૂકાયેલાં શાક-માંસ-તલ-તલનું ચૂર્ણ તથા મિષ્ટાન્નનું ભોજન કરનારનાં, અંકુરિત નવાં શૂક ધાન્ય-શમી ધાન્ય-વિરુદ્ધ-અસાત્મ્ય-રૂક્ષ-ક્ષાર-અભિષ્યન્દી ભોજન કરનારનાં, ક્લિન્ન-ભારે-સડેલ તથા વાસી ભોજન કરનારનાં, વિષમ ભોજન કે ભોજન પર ભોજન કરનારનાં, દિવસે નિદ્રા-સ્ત્રી તથા મદ્યનું નિત્ય સેવન કરનારનાં, વિષમ કે અત્યન્ત વ્યાયામથી ખડખડી ગયેલા શરીરવાળાનાં, અત્યન્ત ભય-ક્રોધ-શોક-લોભ-મોહ કે મહેનત કરવાવાળાનાં, ગ્રામ્ય આહારને લીધે માંસ શિથિલ થઈ જાય છે, સાંધા ઢીલા પડે છે, રક્ત વિદગ્ધ થાય છે, મેદ બહુ પીગળે છે, મજ્જા હાડકાંઓમાં મળતી નથી, વીર્ય ઉત્પન્ન થતું નથી અને ઓજસ ક્ષય પામે છે, આવો મનુષ્ય ગ્લાનિ પામે છે, વિષાદ પામે છે, નિદ્રા-તન્દ્રા તથા આળસથી યુક્ત તથા ઉત્સાહરહિત થાય છે અને હાંફે છે. શરીર તથા મનની ક્રિયા કરવામાં અસમર્થ અને સ્મૃતિ-બુદ્ધિ તથા કાંતિ જેનાં નષ્ટ થયા છે તેવો તે રોગનું સ્થાન બનીને પૂરું આયુષ્ય ભોગવતો નથી.

તેથી આ બધા દોષોને સમજનારા માણસે પૂર્વે કહેલા અહિત આહારવિહારને તજીને રસાયનોનો પ્રયોગ કરવો જોઈએ. એમ કહીને ભગવાન આત્રેય પુનર્વસુ બોલ્યા :— ૩

આમલકઘૃત—

સારી ભૂમિમાં ઉગેલાં તથા યોગ્ય ઋતુમાં થયેલાં, યોગ્ય ગંધ-વર્ણ તથા રસવાળાં, પરિપૂર્ણ રસ-પ્રમાણ તથા વીર્યવાળાં આમળાંના સ્વરસ સાથે, સાટોડીનો ચતુર્થાંશ કલ્ક મેળવી ૨૫૬ તોલા ઘી પકાવવું, ત્યાર પછી ખરખોડીના કલ્કથી યુક્ત એવા વિદારીકંદના સ્વરસથી સિદ્ધ કરવું; ત્યાર પછી ચારગણું દૂધ તથા શતાવરીના કલ્કથી યુક્ત એવા બલા અને અતિબલાના કવાથથી, સો વાર પકાવેલાં કે હજાર વાર પકાવેલાં તથા ચોથે ભાગે સાકર તથા મધ જેમાં મેળવ્યાં છે એવા તે ઘૃતને નિર્મળ-મજબૂત તથા ઘીથી રીઢા એવા સોના-રૂપા કે માટીના ઘડામાં રાખવું. તેનો અગ્નિના બળ પ્રમાણે પૂર્વોક્ત વિધિથી દરરોજ સવારમાં પ્રયોગ કરવો. પચી ગયા પછી દૂધ-ઘીથી શાલ કે સાઠી ભાતનું-ભોજન કરવું. આના પ્રયોગથી સો વર્ષ પર્યન્ત જરા-રહિત આયુષ્ય ટકે છે, સાંભળેલું યાદ રહે છે, સર્વ રોગો નાશ પામે છે અને મનુષ્ય સ્ત્રીઓને વિષે અવિચ્છન્ન ગમનવાળો તથા સંતતિવાળો થાય છે. ૪

એ બાબતમાં બે શ્લોકો છે—

આ યોગનું સેવન કરનાર મનુષ્યનું શરીર મોટું, લોહ સમાન મજબૂત, સ્થિર ઇન્દ્રિયોવાળું, અત્યન્ત બલિષ્ઠ ઇન્દ્રિયોવાળું, બીજાઓથી પરાભવ ન કરી શકાય તેવું, અત્યન્ત સુંદર રૂપવાળું તથા સ્તુતિ-પૂજા-સુખ અને નિર્મળ મનવાળું થાય છે; શ્રેષ્ઠ બળ, અત્યન્ત નિર્મળ વર્ણ, મેઘ ગર્જના જેવો સ્વર અને વિસ્તૃત તથા દૃઢ સંતતિ થાય છે. ૫, ૬

( આ પ્રમાણે આમલકઘૃત થયું )

આમલકાવલેહ

એક હજાર પીપરયુક્ત એક હજાર આમળાં જુવાન ખાખરાના ક્ષારના જળમાં ડૂબેલાં રાખવાં; જ્યારે ક્ષારનું જળ તેમાં બરાબર પ્રવિષ્ટ થઈ જાય ત્યારે તેને છાયામાં સૂકાવી, ઠળિયા કાઢી, ખાંડી, ચારગણાં મધ તથા ઘીમાં મેળવી, ચોથા ભાગે સાકરનું ચૂર્ણ મિશ્રિત કરી, ઘીના પાત્રમાં છ માસ પર્યંત જમીનમાં દાટી રાખવું. તે પછી અગ્નિબલ પ્રમાણે માત્રાનું ભક્ષણ કરવું. પ્રયોગ પૂર્વાહ્ન કાળમાં જ કરવો, અપરાહ્ન કાળમાં કરવો નહિ. સદૈ તે પ્રમાણે આહાર કરતો આના

પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, ઇત્યાદિ પૂર્વ પ્રમાણે જાણવું. ૭

(આ પ્રમાણે આમલકાવલેહ થયો.)

આમલકચૂર્ણ—

એકવીસ રાત્રિ પર્યન્ત આમળાંના સ્વરસની જેને ભાવના દીધી છે એવું ૨૫૬ તોલા આમળાંનું ચૂર્ણ, મધ તથા ઘી બન્ને મળીને ૫૧૨ તોલાથી યુક્ત, આઠમા ભાગે પીપર તથા ચોથા ભાગે સાકરના ચૂર્ણથી મિશ્ર એવાં તેને ઘીના પાત્રમાં ભરીને, વર્ષા ઋતુમાં ભસ્મના ઢગલામાં મૂકી રાખવું. વર્ષા ઋતુ વીત્યા પછી, સાત્મ્ય અને પથ્ય ભોજન કરનારે તેનો પ્રયોગ કરવો. આના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, ઇત્યાદિ પૂર્વ પ્રમાણે જાણવું. ૮

(એ પ્રમાણે આમલકચૂર્ણ થયું.)

વિડંગાવલેહ—

૨૫૬ તોલા વાવડિંગના દાણાનું ચૂર્ણ, ૨૫૬ તોલા પીપર, ૩૮૪ તોલા સાકર, ઘી-તેલ તથા મધ એ ત્રણે મળીને ૧૫૩૬ તોલા—એ બધું એકત્ર કરીને, ઘીના પાત્રમાં ભરીને, વર્ષા ઋતુમાં ભસ્મના ઢગલામાં રાખવું, ઇત્યાદિ ફળશ્રુતિ પર્યંત પૂર્વની સમાન જાણવું. ૯

(એ પ્રમાણે વિડંગાવલેહ થયો.)

બીજો આમલકાવલેહ—

ઢાંકણાવાળી, જેમાંથી વરાળ નીકળી ન જાય તેવી લીલા ખાખરાની દોણીમાં પૂર્વોક્ત ગુણવાળાં ૧૦૦૦ આમળાં જંગલી છાણાના અગ્નિથી બાફવાં. સારી રીતે બફાઈ અને ઠંડાં પડયા પછી ઠળિયા કાઢીને વાટવાં. તેમાં ૨૫૬ તોલા પીપરનું ચૂર્ણ, ૨૫૬ તોલા વાવડિંગના દાણાનું ચૂર્ણ, ૩૮૪ તોલા સાકર, તેલ-ઘી તથા મધ દરેક ૫૧૨ તોલા મેળવીને, સ્વચ્છ-મજબૂત અને ઘીથી લીપેલા ઘડામાં એકવીસ રાત રાખવાં. ત્યાર પછી પ્રયોગ કરવો. આના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, એ પ્રમાણે પૂર્વની સમાન જાણવું. ૧૦

(આ પ્રમાણે બીજો આમલકાવલેહ થયો.)

નાગબલારસાયન—

મહા કે ફાગણ માસમાં, પવિત્ર-સંયમી તથા જેણે દેવતાનું પૂજન કર્યું છે એવા વૈદ્યે બ્રાહ્મણો પાસે સ્વસ્તિ-વાચન કરાવીને, ચલ તથા શુભ મુહૂર્તમાં, દર્ભ પથરાયેલી-ચીકણી-કાળી તથા મધુર માટીવાળા અથવા સુવર્ણના જેવા રંગવાળી માટીવાળા, વિષ-હિંસક પશુ-પવન પાણી તથા અગ્નિના દોષથી રહિત, ખેડ-રાફડો-સ્મશાન-મંદિર-ખારવાળી જમીન તથા મકાનથી રહિત, ઋતુને અનુસાર સુખકારી, પવન-પાણી અને સૂર્યવાળા જાંગલ દેશમાં ઊગેલાં, જીવજંતુથી ન ખવાયેલાં, નજીકમાં ઉગેલાં, કોઈ પણ વૃક્ષથી ન દબાયેલાં, બહુ કાચાં કે બહુ જૂનાં નહિ એવાં, વીર્યવાળાં, જેનાં જૂનાં પાન ખરી ગયાં હોય તથા નવાં ન ઊગ્યાં હોય એવાં, નાગબલાનાં મૂળ કાઢવાં. સારી રીતે ધોયેલાં તે મૂળની છાલ ૪ તોલા કે એક તોલો બારીક વાટીને, દૂધમાં મેળવીને સવારમાં પીવી અથવા ખાંડેલાં તે મૂળીઆં જ દૂધથી પીવાં કે મધ તથા ઘી સાથે મેળવીને ખાવાં. પચી ગયા પછી દૂધ તથા ઘીથી શાલ કે સાઠીના ચોખાનું ભોજન કરવું. આના એક વર્ષના પ્રયોગ જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, એ પ્રમાણે પૂર્વની સમાન જાણવું. ૧૧

(આ પ્રમાણે નાગબલારસાયન છે.)

બલાદિ રસાયન—

બલા, અતિબલા, ચન્દન, અગર, ધવ, તણછ, ખેર, સીસમ, બીયો—એના સ્વરસ, તથા સાટોડી સુધીની દશ ઔષધિઓ એટલે ગળો, હરડે, આમળાં, મુક્તા, શ્રેયસી, શ્વેતા, અતિરસા, બ્રાહ્મી, સ્થિરા, સાટોડી—એ નાગબલાના વ્યાખ્યાનથી કહેવાઈ ગઈ. સ્વરસ ન મળે ત્યારે આ પ્રમાણે સ્વરસવિધિ જાણવો. ઔષધિનું ચૂર્ણ ૨૫૬ તોલા અને પાણી ૨૫૬ તોલા એક અહોરાત્ર એકત્ર રાખી, ચોળી, ગળીને સ્વરસની પેઠે ઉપયોગ કરવો. ૧૨

ભલ્લાતકક્ષીર—

ઉપદ્રવ કે રોગરહિત, પરિપૂર્ણ રસ-પ્રમાણ તથા વીર્યવાળાં, પાકેલાં જાંબુનાં ફળ જેવાં ભિલામાં જેઠ કે આષાઢ માસમાં એકઠાં કરીને યવના કે અડદના ઢગલામાં

રાખી મૂકવાં. આ પ્રમાણે ચાર માસ રહેલાં ભિલામાંનો, શીત-સ્નિગ્ધ તથા મધુર પદાર્થોથી જેણે શરીરને સંસ્કૃત કર્યું છે એવા પુરુષે માગશીર્ષ કે પોષ માસમાં પ્રયોગનો આરંભ કરવો. પ્રથમ દશ ભિલામાં ખાંડીને આઠગણા પાણીથી સારી રીતે પકાવવાં. તેનો આઠમે ભાગે રહેલો તથા દૂધ મેળવેલો રસ મોઢામાં ઘી ચોપડીને પીવો. એક એક ભિલામું ચડતાં તથા ઉતરતાં, ત્રીસ પર્યંત વધીને છેવટ દશ ભિલામાંનો પ્રયોગ કરવો. ત્રીસથી આગળ ચડવું નહિ. પ્રયોગવિધિએ કરીને એક હજાર સુધી ભિલામાંનો પ્રયોગ કરવો. પચી જાય ત્યારે ઘી સહિત દૂધથી સાલ કે સાઠીના ચોખાનું ભોજન એ ઉપચાર પથ્ય છે. પ્રયોગ પૂરો થતાં બે વાર દૂધ સાથે જ ભોજન કરવું એ ઉપચાર પથ્ય છે. તેના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, એ પૂર્વ પ્રમાણે જાણવું. ૧૩

(એ પ્રમાણે ભલ્લાતકક્ષીર થયું.)

भल्लातकक्षौद्र—

અધકચર્યાં ભિલામાં વિષ્ટસ્વેદન એટલે કે ઢોકળાં પકવવાના પાત્રમાં ભરીને, તેને જમીનમાં ગળા સુધી દાટેલા, સ્નેહ ચોપડેલા મજબૂત ઘડા ઉપર મૂકીને, ઉપર ઢાંકણું ઢાંકી, કાળી માટીનો લેપ કરીને, છાણના અગ્નિથી બાફવાં. તેનો જે સ્વરસ ઘડામાં પડે તે અષ્ટમાંશ મધથી યુક્ત બમણા ઘીથી મિશ્ર કરીને ખાવો. તેના પ્રયોગથી જરારહિત સો વર્ષનું આયુષ્ય થાય છે, એ પ્રમાણે પૂર્વની સમાન જાણવું. ૧૪

(એ પ્રમાણે ભલ્લાતકક્ષૌદ્ર થયું.)

भल्लातकतैल—

૨૫૬ તોલા ભિલામાંનું તેલ, ચારગણા દૂધ તથા એક તોલો જેઠીમધનો કલ્ક મેળવીને સો વાર પકાવવું, ઇત્યાદિ પૂર્વની સમાન જાણવું. ૧૫

(એ પ્રમાણે ભલ્લાતકતૈલ થયું.)

भल्लातकविधान—

ભલ્લાતકસર્પિ, ભલ્લાતકક્ષીર, ભલ્લાતકક્ષૌદ્ર, ગુડ-ભલ્લાતક, ભલ્લાતકયૂષ, ભલ્લાતકતૈલ, ભલ્લાતકપલલ, ભલ્લાતકસક્તુ, ભલ્લાતકલવણ, ભલ્લાતકતર્પણ—એ પ્રમાણે ભલ્લાતકવિધિ કહેવાયો છે. ૧૬

આ બાબતમાં શ્લોકો છે કે:—

ભિલામાં તીક્ષ્ણ પાક કરનારાં અગ્નિ જેવાં છે, પણ વિધિ પ્રમાણે પ્રયોજેલાં અમૃત સમાન થઈ પડે છે. ૧૭

भल्लातकना गुणो—

આ દશ પ્રકારના એના પ્રયોગો કહ્યા છે. રોગ-પ્રકૃતિ તથા સાત્મ્યને જાણનારે તે પ્રયોગોનો ઉપયોગ કરવો જોઈએ. ૧૮

બુદ્ધિ તથા અગ્નિને શીઘ્ર વધારનાર ભિલામું જેનો નાશ ન કરે તેવો કફથી ઉત્પન્ન થયેલો કોઈ પણ રોગ નથી તથા તેવો કોઈ વિબન્ધ પણ નથી. ૧૯

(આ પ્રમાણે ભિલ્લાતકની વિધિ થઈ.)

रसायनसेवननुं फळ—

પૂર્વે પ્રાણની ઇચ્છાવાળા વૃદ્ધ થયેલા ચ્યવનાદિક મહર્ષિઓ આ કલ્યાણકારી રસાયનો વડે દીર્ઘાયુષી થયા હતા. ૨૦

દીર્ઘાયુષી તેઓ ઇચ્છાનુસાર બ્રહ્મતપ, બ્રહ્મચર્ય તથા અધ્યાત્મધ્યાન પ્રાપ્ત કરીને સ્વર્ગમાં સિધાવ્યા. ૨૧

તેથી, પ્રાણની ઇચ્છાવાળા સુખાર્થી પુરુષોએ આયુષ્યની વૃદ્ધિ માટે સાવધાન થઈને વિધિ અનુસાર રસાયનવિધિનું સેવન કરવું જોઈએ. ૨૨

रसायनना बीजा पादना विषयो—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

પ્રાણીમાત્રનું હિત ઇચ્છનારા મહર્ષિએ આ 'પ્રાણકામીય' અધ્યાયમાં સિદ્ધ એવા સાડત્રીસ રસાયનના પ્રયોગો કહ્યા છે. ૨૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં રસાયનના અધ્યાયમાં 'પ્રાણકામીય' નામનો દ્વિતીય પાદ સંપૂર્ણ થયો.

---

## રસાયનાધ્યાય ત્રીજો પાદ

## કરપ્રચિતીય રસાયનપાદ

करप्रचितीय रसायनपादनो उपक्रम—

"હવે અહીંથી 'કરપ્રચિતીય' રસાયનપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

आमलकादि रसायन—

મહા કે ફાગણ માસમાં હાથે તોડેલાં, પૂર્વોક્ત ગુણવાળાં, ઠળિયા કાઢેલાં, સૂકાવીને ખાંડેલાં અને એકવીસ વાર આમળાંના સ્વરસની ભાવના દીધેલાં તથા ફરી સૂકાવીને ખાંડેલાં એવાં ૨૫૬ તોલા આમળાં લેવાં. ઝીણાં કાપેલાં જીવનીય, બૃંહણીય, સ્તન્યજનન, શુક્રજનન, વયઃસ્થાપન તથા 'ષડ્વિરેચનશતાશ્રિતીય' અધ્યાયમાં કહેલા ઓષધના ગણો, ચન્દન-અગર-ધવ-તિનિશ શિંશપા અને અસનનાં મધ્યકાષ્ઠ, હરડે-બહેડાં-પીપર-વજ-ચવક-ચિત્રક અને વાવડિંગ—એ બધાં મળીને ૨૫૬ તોલા, દશગણા જળમાં પકાવવાં. ૨૫૬ તોલા બાકી રહેલા તથા ગાળેલા તે રસમાં તે આમળાંનું ચૂર્ણ નાખીને, રસ બળી જતાં સુધી છાણાના અગ્નિથી, વાંસની ફાડ, શર કે તેજનના અગ્નિથી પકાવવું. દાઝી ન ગયેલા તેને લઈને લોઢાના પાત્રમાં પાથરીને સૂકાવવું. સારી રીતે સૂકાયેલાં તથા કૃષ્ણાજિનની ઉપર મૂકેલા પથ્થર ઉપર બારીક વાટેલાં તેને લોઢાના પાત્રમાં સારી રીતે રાખવું. અષ્ટમાંશ લોહચૂર્ણથી યુક્ત એવાં તે ચૂર્ણનો અગ્નિબળ જોઈને મધ અને ઘી સાથે પ્રયોગ કરવો. ૩

એ બાબતમાં શ્લોકો છે કે—

પૂર્વે વસિષ્ઠ, કશ્યપ, અંગિરા, જમદગ્નિ, ભરદ્વાજ, ભૃગુ અને બીજા તેના જેવાઓએ આ રસાયનનો પ્રયોગ કરીને સંયમવાળા, શ્રમ-વ્યાધિ તથા વૃદ્ધાવસ્થાના ભયથી મુક્ત થયા અને તેના પ્રભાવથી મહાબલિષ્ઠ થઈને ઇચ્છા પ્રમાણે તપશ્ચર્યા કરી હતી. ૪,૫

એક હજાર વર્ષ પર્યન્ત જરા તથા વ્યાધિને દૂર કરનારું, બુદ્ધિ-ઇન્દ્રિય તથા બળને આપનારું આ રસાયન બ્રહ્માજીએ બનાવ્યું છે. ૬

(આ પ્રમાણે આમલકાયસ બ્રાહ્મરસાયન થયું.)

પૂર્વે મહર્ષિઓ તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, ધ્યાન, શાંતિ તથા રસાયનવિધિ તથા અનિયત કાળવાળાં આયુષ્ય વડે દીર્ઘજીવી રહ્યા હતા; કારણ કે ગ્રામ્ય, અન્યકાર્યપરાયણ તથા અસંયમીઓને કોઈ પણ રસાયન ફળ આપતું નથી. ૭,૮

केवल आमलकरसायन—

કેવળ દૂધનો આહાર કરીને, મનમાં ગાયત્રીનું ધ્યાન કરતાં, બ્રહ્મચારી તથા જિતેન્દ્રિય થઈને એક વર્ષ પર્યન્ત મનુષ્યે ગાયોના મધ્યમાં રહેવું. વર્ષને અંતે પોષ-મહા કે ફાગણના શુકલ પક્ષની તિથિમાં ત્રણ દિવસ ઉપવાસ કરી, આમળાંના વનમાં પ્રવેશ કરી, મોટાં ફળવાળાં વૃક્ષ ઉપર ચઢી, ડાળખીમાં રહેલા ફળને હાથમાં રાખીને, અમૃતની પ્રાપ્તિ થતાં સુધી ઓંકારનો જપ કરવો. તે વખતે અમૃત એક ક્ષણ આમળાને વિષે અવશ્ય રહે છે અને અમૃતના સંબન્ધથી તે આમળાં સાકર તથા મધ જેવાં મીઠાં, સ્નેહવાળાં અને મૃદુ થઈ જાય છે. તેમાંથી જેટલાં આમળાં ખાય છે તેટલાં હજાર વર્ષ સુધી મનુષ્ય યૌવનથી પૂર્ણ જીવન ધારણ કરે છે; અને જો તૃપ્તિ પર્યન્ત ભક્ષણ કરે તો દેવ સમાન કાન્તિવાળો થાય છે, લક્ષ્મી- વેદ અને મૂર્તિમતી સરસ્વતી પોતે તેની પાસે આવી પહોંચે છે. ૯-૧૪

(આ પ્રમાણે કેવલામલકરસાયન થયું.)

लोहरसायन—

તીક્ષ્ણ લોહનાં ચાર આંગળ લાંબાં તથા તલ જેટલાં જાડાં પતરાં અગ્નિમાં લાલચોળ કરીને, અનુક્રમે ત્રિફળાના રસમાં, ગોમૂત્રમાં, ક્ષારોદકમાં, માલકાંકણીના ક્ષારમાં, ઇંગોરિયાના ક્ષારમાં તથા ખાખરાના ક્ષારમાં ઠારવાં. જ્યારે તે કાજળ જેવાં કાળાં થઈ જાય ત્યારે તેનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને તે ચૂર્ણ મધ તથા આમળાંના રસથી ચાટણ જેવું બનાવી, ઘીથી રીઢ

ઘડામાં ભરી, જવના ઢગલામાં એક વર્ષ સુધી રાખવું. વિધિને સમજનારે દર મહિને ચારે તરફથી તેને હલાવીને ફેરવવું. એક વર્ષ વીત્યા પછી અગ્નિબળ પ્રમાણે દરરોજ સવારમાં મધ તથા ઘીથી તેનો પ્રયોગ કરવો. પચી ગયા પછી સાત્મ્ય ભોજન કરવું. આ પ્રમાણે જ બીજાં લોહ એટલે સોના તથા રૂપાનો પ્રયોગ કહ્યો છે. આ લોહરસાયનનો એક વર્ષ સુધી પ્રયોગ કરનાર મનુષ્ય અભિઘાત રોગ, જરા કે મૃત્યુથી પરાભવ ન પમાડી શકાય તેવો, હાથી સમાન બલવાળો, સદા કાળ અત્યન્ત બલિષ્ઠ ઇન્દ્રિયોવાળો, બુદ્ધિમાન, યશસ્વી, વચનસિદ્ધ સાંભળેલું યાદ રાખનાર તથા ધનવાન થાય છે. ૧૫-૨૨

આ જ વિધિથી સોના કે રૂપાનો પ્રયોગ પણ આયુષ્યની વૃદ્ધિ કરનાર તથા સર્વ રોગોનો નાશ કરનાર સિદ્ધ પ્રયોગ છે. ૨૩

(આ પ્રમાણે લોહરસાયન થયું.)

ऐन्द्ररसायन—

ઐન્દ્રી, મત્સ્યાખ્યક, બ્રાહ્મી, વજ, બ્રાહ્મસુવર્ચલા, પીપર સિંધાલૂણ, સુવર્ણ, શંખાવલી, વછનાગ અને ઘી–આમાંનાં સુવર્ણ- ઘૃત તથા વાછનાગ સિવાય બાકીનાં ઔષધો દરેક ત્રણ યવ લેવાં. સુવર્ણ એ યવ, વછનાગ એક તલ જેટલું અને ઘી ૪ તોલા–એ બધું એકત્ર કરીને તેનો ઉપયોગ કરવો. પચી ગયા પછી ઘણા ઘીવાળું મધ મેળવેલું ભોજન કરવું. ૨૪-૨૬

આ ઐન્દ્ર નામનું સિદ્ધ રસાયન જરા તથા રોગનો નાશ કરનારું, અત્યંત સ્મૃતિ-બુદ્ધિ કરનારું, આયુષ્ય વધારનારું. પુષ્ટિ કરનારું. ધન્ય, સ્વર તથા વર્ણને નિર્મળ કરનારું તથા ઓજને અત્યંત વધારનારું છે. આ રસાયનને અભિચાર, અલક્ષ્મી, વિષ કે રોગ પરાભવ કરી શકતાં નથી. ૨૭,૨૮

આ રસાયનના પ્રયોગથી શ્વિત્ર, કુષ્ઠ, ઉદરરોગ, ગુલ્મ, પ્લીહા, જીર્ણ વિષમજ્વર, બુદ્ધિ-સ્મૃતિ અને જ્ઞાનને હરણ કરનારા રોગો તથા અતિ પ્રબળ વાતરોગો નાશ પામે છે. ૨૯

(આ પ્રમાણે ઐન્દ્રરસાયન થયું)

मेध्यरसायन—

બ્રાહ્મીના સ્વરસનો ઉપયોગ કરવો. દૂધની સાથે જેઠીમધના ચૂર્ણનો પ્રયોગ કરવો. ગળોના રસનો ઉપયોગ કરવો અથવા મૂળ તથા પુષ્પસહિત શંખાવલીના કલ્કનો ઉપયોગ કરવો. ૩૦

આ બધાં રસાયનો આયુષ્ય વધારનારાં, રોગનો નાશ કરનારાં તથા બલ-અગ્નિ-વર્ણ અને સ્વરની વૃદ્ધિ કરનારાં અને બુદ્ધિવર્ધક છે અને તેમાં શંખાવલી વિશેષે કરીને બુધ્ધિ વધારનારી છે. ૩૧

(આ પ્રમાણે મેધ્યરસાયનો થયાં.)

पिप्पलीरसायन—

રસાયનના ગુણની ઇચ્છા રાખનાર મનુષ્યે પાંચ, આઠ, સાત કે દશ પીપરનો મધ અને ઘીની સાથે પ્રયોગ કરવો. ૩૨

રસાયનના ગુણની ઇચ્છા રાખનારા મનુષ્યે ઉરસ-ક્ષય-શોષ-શ્વાસ-હેડકી-ગળાના રોગો-હરસ-ગ્રહણીરોગ-પાંડુ-વિષમજ્વર-સ્વરભંગ-પીનસ-સોજા-ગુલ્મ તથા વાતકફને જીતવા માટે સવારમાં, ભોજનની પહેલાં તથા ભોજનને અંતે ખાખરાના ક્ષારની ભાવના આપીને. ઘીમાં શેકેલી ત્રણ ત્રણ પીપર મધમાં મેળવીને ચાટવી. ૩૩-૩૫

(આ પ્રમાણે પિપ્પલીરસાયનનો પ્રયોગ કહ્યો)

वर्धमानपिप्पलीरसायन—

ક્રમવૃદ્ધિથી દશ દિવસ પર્યંત દરરોજ દૂધની સાથે દશ દશ પીપર વધારતા જવું અને એ જ ક્રમથી દશ પીપર પર્યંત ઘટાડવું. પચી ગયા પછી, દૂધ તથા ઘીથી સાઠી ચોખાનું ભોજન કરવું. આ પ્રમાણે એક હજાર પીપરનો પ્રયોગ એ રસાયન છે. દોષ તથા રોગના નાશ માટે, બલવાન મનુષ્યોએ વાટીને, મધ્યમ બલવાળાઓએ ઉકાળાને અને નિર્બલ મનુષ્યોએ ચૂર્ણ કરીને ઉપયોગ કરવો. દરરોજ દશ દશ પીપર વધારવાનો પ્રયોગ શ્રેષ્ઠ છે, ૭ ૭ વધારવાનો મધ્યમ છે અને ત્રણ ત્રણ વધારવાનો કનિષ્ઠ છે. આ કનિષ્ઠ પ્રયોગનો ઉપયોગ નિર્બળ મનુષ્યોએ કરવો. ૩૬-૩૯

આ પિપ્પલીવર્ધમાન નામનું રસાયન પુષ્ટ કરનારું, સ્વરને સારો કરનારું, આયુષ્યને વધારનારું પ્લીહા તથા ઉદરરોગનો નાશ કરનારું, અવસ્થાને સ્થિર રાખનારું અને બુદ્ધિને વધારનારું છે. ૪૦

(આ પ્રમાણે પિપ્પલીવર્ધમાન રસાયન છે.)

पहेलुं त्रिफलारसायन—

પૂર્વ દિવસનું ભોજન પચી ગયા પછી મધ તથા ઘીની સાથે એક હરડે, ભોજનની પહેલાં બે બહેડાં તથા ભોજનને અન્તે ચાર આમળાં—આ રીતે ત્રિફલા રસાયનનો એક વર્ષ સુધી પ્રયોગ કરનારો મનુષ્ય જરા તથા રોગથી રહિત પૂર્ણ સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. ૪૧,૪૨

( આ પ્રમાણે ત્રિફલારસાયન છે. )

बीजुं त्रिफलारसायन—

નવા લોઢાના પાત્ર ઉપર ત્રિફલાના કલ્કનો લેપ કરી એક અહોરાત્ર રાખ્યા પછી, તે ત્રિફલામાં મધ તથા પાણી મેળવીને પીવું; અને પચી ગયા પછી ઘણા સ્નેહવાળું ભોજન કરવું. આ પ્રમાણે એક વર્ષના પ્રયોગથી જરા તથા રોગરહિત સો વર્ષનું આયુષ્ય ભોગવે છે. ૪૩,૪૪

( આ પ્રમાણે બીજું ત્રિફલારસાયન છે. )

त्रीजुं त्रिफलारसायन—

જેઠીમધ, વંશલોચન, પીપર, મધ, ઘી તથા સાકરની સાથે ત્રિફળાનો ઉપયોગ એ સિદ્ધ રસાયન છે. ૪૫

( આ પ્રમાણે ત્રીજું ત્રિફલારસાયન થયું. )

चोथुं त्रिफलारसायन—

સર્વ ધાતુઓ સાથે તથા સુવર્ણની સાથે વજ-મધ-ઘી-વાવડિંગ-પીપર તથા સિંધાલૂણની સાથે એક વર્ષ પ્રયોગ કરવાથી ત્રિફલા બુદ્ધિ-સ્મૃતિ તથા બલને આપનારી, આયુષ્ય આપનારી, ધન્ય તથા જરા અને રોગનો નાશ કરનારી થાય છે. ૪૬,૪૭

( આ પ્રમાણે ચોથું ત્રિફલારસાયન થયું. )

शिलाजितरसायन—

શિલાજિત અમ્લરસ વિનાનું, કષાય રસવાળું, વિપાકમાં તીખું અને સમશીતોષ્ણ હોય છે. સોનું, રૂપું, ત્રાંબુ તથા શ્રેષ્ઠ લોઢું—એ ચાર ધાતુઓમાંથી તેની ઉત્પત્તિ થાય છે. વિધિપૂર્વક પ્રયોગ કરવાથી તે રસાયન, વૃષ્ય અને રોગનો નાશ કરનારું થાય છે. વાતઘ્ન, પિત્તઘ્ન તથા કફઘ્ન ગણોના એકેક કે સર્વ ક્વાથોની ભાવના દેવાથી અત્યન્ત ઉત્કૃષ્ટ વીર્યવાળું થાય છે. ૪૮–૫૦

શિલાજિત જરા જરા ઊના ક્વાથમાં નાખીને કાઢવું અને સૂકાયા પછી ફરી પાછું જરા ઊના ક્વાથમાં નાખવું. આ પ્રમાણે સાત દિવસ તેને ભાવના દેવી. પૂર્વોક્ત વિધિથી ચૂર્ણરૂપ કરેલી લોહ વગેરે ધાતુઓની સાથે દૂધમાં મેળવીને પીવાથી તે સુખયુક્ત દીર્ઘ આયુષ આપે છે, તે જરા તથા રોગનું શમન કરે છે, દેહને અત્યંત મજબૂત કરે છે, બુદ્ધિ તથા સ્મૃતિ આપે છે અને ધન્ય છે. દૂધનો આહાર કરીનો તેને પ્રયોગ કરવો. ૫૧–૫૩

સાત સપ્તાહ, ત્રણ સપ્તાહ અને એક સપ્તાહનો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ—એમ ત્રણ પ્રકારનો પ્રયોગ છે. તે જ રીતે ચાર તોલા, બે તોલા અને એક તોલો તેની ત્રણ પ્રકારની માત્રા છે. હવે તેની જાતિઓનો ભેદ તથા વિધિ હું કહીશ. ૫૪,૫૫

સૂર્યના તાપથી તપેલા સુવર્ણ ઇત્યાદિ પર્વતના ધાતુઓમાંથી લાખના જેવો, મૃદુ, ચીકણો અને નિર્મલ જે મલ ઝરે છે તેને શિલાજિત કહેવામાં આવે છે. સુવર્ણનો સ્રાવ મધુર, કડવો, જાસુસનાં ફૂલ જેવો, વિપાકમાં કટુ તથા શીતવીર્ય હોય છે; રૂપાનો સ્રાવ તીખો, શ્વેત, શીતવીર્ય તથા વિપાકમાં મધુર હોય છે; ત્રાંબાનો મયૂરના કંઠ જેવો, કડવો, ઉષ્ણવીર્ય અને વિપાકમાં તીખો હોય છે; પણ લોહનો સ્રાવ ગુગળના જેવો, કડવો, ખારો, વિપાકમાં તીખો અને શીતવીર્ય હોય છે. તે સર્વથી શ્રેષ્ઠ હોય છે. ગોમૂત્ર જેવી ગંધવાળા સર્વ શિલાજિતો કર્મમાં યોજવાલાયક ગણાય છે; પણ રસાયનના પ્રયોગમાં તો છેલ્લો એટલે કે લોહનો શ્રેષ્ઠ ગણાય છે. વાતપિત, કફપિત્ત, કફ અને ત્રિદોષમાં

અનુક્રમે સુવર્ણ વિગેરે ધાતુઓમાંથી ઉપજેલા શિલાજિતો વિશેષે કરીને વખણાય છે. ૫૬–૬૧

શિલાજિતના પ્રયોગમાં વિદાહી અને ગુરુ અન્નપાનનો ત્યાગ કરવો અને કળથીનો તો હંમેશાં પરિત્યાગ જ કરવો; કારણ કે તે અત્યંત વિરુદ્ધ હોવાથી પત્થરને ભેદી નાખે છે એમ વ્યવહારમાં જણાયું છે. તેથી, તેના ઉપયોગની ના પાડવામાં આવે છે. દૂધ, છાસ, માંસરસ, યૂષ, જળ, ગોમૂત્ર અને વિવિધ પ્રકારનાં કષાય–એ શિલાજિતમાં મેળવવા માટે શ્રેષ્ઠ છે માટે કાર્યનો વિચાર કરીને તેનો પ્રયોગ કરવો. ૬૨–૬૪

આ પૃથ્વી પર સાધ્ય ગણાતો એવો કોઈ રોગ નથી કે જેને શિલાજિત પૂર્ણ રીતે મટાડી શકે નહિ. તે તે કાળ પ્રમાણેના યોગોથી અને વિધિ પ્રમાણે પ્રયોજાયેલું શિલાજિત સ્વસ્થ મનુષ્યને વિપુલ શક્તિ આપે છે. ૬૫

( આ પ્રમાણે શિલાજીતરસાયન થયું.)

રસાયનના ત્રીજા પાદના વિષયો—

એ બાબતમાં ઉપસંહારનો શ્લોક–

‘કરપ્રચિતીય’ પાદમાં મહર્ષિએ સિદ્ધ રસાયનોના સોળ પ્રયોગો કહ્યા છે. ૬૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા તથા ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં રસાયનાધ્યાયમાં ‘કરપ્રચિતીય’ નામનો ત્રીજો પાદ સંપૂર્ણ થયો.

---

## રસાયનાધ્યાય ચોથો પાદ
## આયુર્વેદસમુત્થાનીય રસાયનપાદ

आयुर्वेदसमुत्थानीय रसायनपादनो उपक्रम—

“હવે અહીંથી ‘આયુર્વેદસમુત્થાનીય’ નામના રસાયનપાદનું વ્યાખ્યાન કરશું.” આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

रसायन जाणवा माटे ऋषिओ इन्द्र पासे जाय छे—

પૂર્વે કોઈ વખત શાલીન એટલે ઘર બાંધીને એક ઠેકાણે રહેનારા તથા યાયાવર એટલે એક ઠેકાણે ન રહેનારા ઋષિઓ, ગ્રામ્ય ઔષધિ અને આહારનો ઉપયોગ કરનારા, અર્થસંપત્તિવાળા અને આળસુ થવાથી ઘણુંખરું નીરોગ ન રહેવા લાગ્યા. તેઓ જ્યારે કર્તવ્યમાત્રમાં અસમર્થ થવા લાગ્યા ત્યારે ગ્રામ્યવાસ કરવારૂપ પોતાનો દોષ થયો છે એમ જાણીને, તે ભૃગુ, અંગિરા, અત્રિ, વસિષ્ઠ, કશ્યપ, અગસ્ત્ય, પુલસ્ત્ય, વામદેવ, અસિત, ગૌતમ વગેરે મહર્ષિઓ, ગ્રામ્યદોષોથી રહિત, શુભ, પુણ્ય, ઉદાર પવિત્ર, પુણ્યરહિતનો જ્યાં પ્રવેશ ન થઈ શકે તેવા, ગંગાજીના ઉત્પત્તિસ્થાનરૂપ, દેવ-ગંધર્વ અને કિન્નર જેમાં સંચાર કરે છે તેવા, રત્નની અનેક ખાણોવાળા, અચિન્ત્ય અને અદ્‌ભુત પ્રભાવવાળા, બ્રહ્મર્ષિ-સિધ્ધ અને ચારણોનો જેમાં સંચાર છે તેવા, દિવ્ય તીર્થ અને ઔષધિના ઉત્પત્તિસ્થાનરૂપ, શરણાગતને આશ્રય આપનાર, ઇન્દ્રથી રક્ષાયેલા એવા પોતાના પૂર્વ નિવાસસ્થાનરૂપ હિમાલયમાં ગયા. ૩

तेओने इन्द्रनो उपदेश--

તે ઋષિઓને હજાર આંખવાળા દેવશ્રેષ્ઠ ઇન્દ્રે કહ્યું, “બ્રહ્મવેત્તા તથા જ્ઞાન અને તપ જેનું ધન છે એવા બ્રહ્મર્ષિઓનું સ્વાગત હો.

તમારામાં ગ્લાનિ, તેજહીનતા, સ્વરવિકૃતિ, વિવર્ણતા, ગ્રામ્યવાસથી થયેલું અસુખ અને અનારોગ્ય કેમ છે?

કારણ કે ગ્રામ્યવાસ સર્વ અમંગળનું મૂળ છે. પુણ્ય આચરણવાળા આપે પ્રજા પર અનુગ્રહ જ કર્યો છે. આપ બ્રહ્મર્ષિઓને પોતાના શરીરની સંભાળ રાખવાનો આ વખત છે અને આયુર્વેદના ઉપદેશનો પણ આ જ સમય છે. અશ્વિનીકુમારોએ મારા પોતાના તથા પ્રજાના અનુગ્રહને માટે મને આયુર્વેદનો ઉપદેશ કર્યો હતો. પ્રજાપતિએ અશ્વિનીકુમારને અને બ્રહ્માએ પ્રજાપતિને ઉપદેશ કર્યો હતો.

પ્રજાનું આયુષ્ય અલ્પ છે અને વળી તે જરા અને રોગથી વ્યાપ્ત છે, અસુખ અને અનારોગ્ય છે; તથા અલ્પ હોવાથી તપ, દમ, નિયમ, દાન અને અધ્યયનનો અલ્પ સંચય થઈ શકે તેવું જાણીને, પુણ્યતમ, આયુષ્યની વૃદ્ધિ કરનાર, જરા તથા રોગનું શમન કરનાર,

બલ આપનાર, અમૃતરૂપ, કલ્યાણકારી, શરણાગતના આશ્રયરૂપ અને ઉદાર આયુર્વેદને પ્રજાના અનુગ્રહ માટે મારી પાસેથી સાંભળવા, ધારણ કરવા અને તેનો ઉપદેશ કરવા આપ યોગ્ય છો. આર્ષજ્ઞાન મૈત્રી અને કરુણતા માટે થાય છે અને તે પોતાનું ઉત્તમ, બ્રાહ્મ અક્ષય કર્મ છે. ૪

આ પ્રમાણે દેવેન્દ્રનું વચન સાંભળીને સઘળા ઋષિઓએ ઇન્દ્રની ઋચાઓ વડે સ્તુતિ કરી અને પ્રસન્ન થઈને તેના વચનને સ્વીકાર્યું. ૫

इन्द्रोक्त रसायन—

ત્યાર પછી ઇન્દ્રે ઋષિઓ પાસે આવીને આયુર્વેદરૂપ અમૃત કહ્યું. આ બધું કરવા યોગ્ય છે. રસાયનોને માટે આ કાળ શુભ છે. હિમાલયમાં ઊગેલી દિવ્ય ઔષધિઓ વીર્યપૂર્ણ હોય છે. તે આ પ્રમાણે–ઐન્દ્રી, બ્રાહ્મી, પયસ્યા, ક્ષીરપુષ્પી, શ્રાવણી, મહાશ્રાવણી, શતાવરી, વિદારી, જીવંતી, સાટોડી, નાગબલા, સ્થિરા, વજ, છત્રા, અતિચ્છત્રા, મેદા, મહામેદા અને બીજી જીવનીય ઔષધિઓ દૂધની સાથે પ્રયોગ કરવાથી, છ માસ વીત્યા પછી સફળ થઈને આયુષ્ય, યુવાવસ્થા આરોગ્ય, સ્વર અને વર્ણની સંપત્તિ, શરીરની વૃદ્ધિ, બુદ્ધિ, સ્મૃતિ, ઉત્તમ બળ અને બીજા ઇષ્ટ પદાર્થો આપે છે. ૬

(આ પ્રમાણે ઇન્દ્રોકત રસાયન થયું.)

द्रोणीप्रावेशिक रसायन—

જેમાંથી સુવર્ણ જેવું પીળું દૂધ નીકળે છે તથા કમળ સમાન જેનાં પાંદડાં છે તે બ્રહ્મસુવર્ચલા નામની ઔષધિ છે. આદિત્યપર્ણી નામની ઔષધિ સૂર્યકાન્તા તરીકે ઓળખાય છે. તે પણ સુવર્ણ જેવાં દૂધવાળી તથા સૂર્યમંડળ જેવા આકારવાળાં પુષ્પવાળી હોય છે. નારી નામની ઔષધિ અશ્વબલા તરીકે ઓળખાય છે અને તે બલ્વજ જેવાં પાનવાળી હોય છે. કાષ્ઠગોધા નામની ઔષધિ ઘોના જેવી હોય છે અને સર્પા નામની ઔષધિ સર્પના જેવી હોય છે, સોમ એ ઔષધિઓનો રાજા છે. તે પંદર ગાંઠવાળો હોય છે અને ચન્દ્રની પેઠે ક્ષીણ થાય છે તથા વૃદ્ધિ પામે છે. પદ્મા નામની ઔષધિ કમળના જેવા આકારવાળી, કમળ જેવી લાલ અને કમળ જેવા ગંધવાળી હોય છે. અજા નામની ઔષધિ અજશૃંગી તરીકે ઓળખાય છે નીલા નામની ઔષધિ તો નીલાં દૂધવાળી, નીલાં પુષ્પવાળી તથા વેલાના બહુ વિસ્તારવાળી હોય છે. આ ઉપર કહેલી ઔષધિઓમાંની જે જે મળે તેના તેના રસનું તૃપ્તિ પર્યંત પાન કરીને, સ્નેહ ચોપડેલી- ઢાંકણાવાળી-લીલા ખાખરાની દ્રોણીમાં નગ્ન શયન કરવું. તેમાં શયન કરનાર લય પામી જાય છે અને છ મહીને પુનઃ ઉત્પન્ન થાય છે. બકરીના દૂધથી તેની સ્વસ્થતા સંપાદન કરવી. આમ કરવાથી તે છ માસે વય, વર્ણ, સ્વર, આકૃતિ, બલ તથા પ્રભા વડે દેવના જેવો થાય છે, બધી વિદ્યાઓ સ્વયં પ્રાપ્ત થાય છે, તેનાં આંખ તથા કાન દિવ્ય થાય છે, તેને એક હજાર યોજન સુધી ચાલવાની શકિત અને દશ હજાર વર્ષનું ઉપદ્રવરહિત આયુષ્ય પ્રાપ્ત થાય છે. ૭

એ બાબતમાં શ્લોકો છે કેઃ-

દિવ્ય ઔષધિઓના પ્રભાવને આપના જેવા જ સહન કરી શકે છે. પાપીઓથી તે સહન કરી શકાતો નથી. ૮

સ્વકર્મ કરનાર આપને સર્વને ઔષધિઓના પ્રભાવથી સર્વ સુખ સંપૂર્ણપણે પ્રાપ્ત થશે. ૯

સંયમી અને મનને વશ રાખનારા વાનપ્રસ્થ તથા ગૃહસ્થાશ્રમીઓ, આ પવિત્ર પ્રદેશમાં ઉત્પન્ન થયેલી દિવ્ય ઔષધિઓનું સેવન કરી શકે છે. ૧૦

જે ઔષધિઓ ક્ષેત્રના ગુણ વડે તથા પ્રયોગ કરનારના મધ્યમ ભાગ્ય વડે મૃદુ વીર્યવાળી હોય છે. તેના ઉપયોગનો વિધિ પણ ઉપર કહ્યો છે તે જ જાણવો. ૧૧

તે દિવ્ય ઔષધિઓને ગોતવા કે તેનો પ્રયોગ કરવાને જે અસમર્થ છે છતાં જેને સુખની ઇચ્છા છે એવા મનુષ્યો માટે આ બીજા પ્રકારનો રસાયનવિધિ યોગ્ય છે. ૧૨

इन्द्रोक्त रसायन बीजुं—

દશ બલ્ય, દશ જીવનીય, દશ બૃંહણીય, દશ વયઃસ્થાપનીય, ખેર, અસન, ખજૂર, મહુડાં, મોથ, કાળું

કમળ, દ્રાક્ષ, વાવડિંગ, વજ, ચિત્રક, શતાવરી, ક્ષીરકાકોલી, પીપર, અગર, ઋદ્ધિ, નાગબલા, દ્વારદા, ધવ, ત્રિફલા, ભોરીંગણી, વિદારી, ચન્દન, શેરડી, બરુનાં મૂળ, શ્રીપર્ણી, તિનિશ-એ દરેક ઔષધોનો રસ તથા ખાખરાનો ક્ષાર-એ બધાં પ્રત્યેક ૪ તોલા, ગાયતું દૂધ ૧૬ તોલા, તલનું તેલ ૫૧૨ તોલા, ગાયનું ઘી ૫૧૨ તોલા, એ સઘળું સાથે મેળવીને પકાવવું. જ્યારે પાકી રહે ત્યારે સ્નેહને ગાળી લેવો. તે સ્નેહમાં આમળાંના સ્વરસની એક સો ભાવના આપેલું આમળાંનું ૨૫૬ તોલા ચૂર્ણ, નવું મધ ૨૫૬ તોલા, સાકરનું બૂરું ૨૫૬ તોલા, વંશલોચન ૬૪ તોલા, પીપર ૬૪ તોલા-એ બધું એકત્ર કરીને નિર્મળ-ઘી ચોપડેલા માટીના ઘડામાં પંદર દિવસ સુધી રાખી મૂકવું. પછી સુવર્ણ, તામ્ર, પ્રવાલ, લોહ, સ્ફટિક, મોતી, વૈદૂર્ય, મણિ, શંખ અને રૂપાંનાં ચૂર્ણ દરેક ૪ તોલા મેળવીને, પરિશ્રમ તથા મૈથુનના ત્યાગપૂર્વક યોગ્ય માત્રાનો પ્રયોગ કરવો. પચી ગયા પછી દૂધ તથા ઘીથી સાઠી ચોખાનો આહાર કરવો. સર્વ રોગોનો નાશ કરનારું, વૃષ્ય, ઉત્તમ આયુષ્યવર્ધક, મન-સ્મૃતિ-શરીર-અગ્નિ-બુદ્ધિ અને ઇન્દ્રિયોને બળ આપનારું, ઉત્સાહ વધારનારું, વર્ણ તથા સ્વરને આપનારું, વિષ અને અલક્ષ્મીનો નાશ કરનારું, સર્વ વિદ્યા આપનારું એવું-આ બહુ વીર્યવાળા બ્રાહ્મરસાયનનો કામનાસિદ્ધિ, યુવાવસ્થા, લોકપ્રિયતા તથા લોકમાં કીર્તિની ઇચ્છાવાળાઓએ વિધિ પ્રમાણે પ્રયોગ કરવો જોઈએ. ૧૩-૨૬

(આ પ્રમાણે બીજું ઇન્દ્રોક્ત રસાયન થયું.)

કુટીપ્રાવેશિક કોને અને વાતાતપિક કોને કરવું જોઈએ-

સમર્થ, નીરોગ, બુધ્ધિમાન, સંયમી, અવકાશવાળા અને સાધનસંપન્ન મનુષ્યોને કુટીપ્રાવેશિક પ્રયોગ હિતકારી છે. પણ જેઓ એનાથી વિપરીત સ્થિતિવાળા હોય તેઓને તો સૌર્યમારુતિક વિધિ હિતકારી છે. આ બન્ને વિધિઓમાં પ્રથમનો એટલે કે કુટીપ્રાવેશિકનો વિધિ શ્રેષ્ઠ છે; પણ તે અત્યન્ત દુષ્કર છે. ૨૭,૨૮

રસાયનના વિધિમાં ભૂલ થયે કર્તવ્ય-

રસાયનના વિધિમાં ભૂલ થવાથી જો રોગ ઉત્પન્ન થાય છે તો રસાયનને પડતું મૂકીને તેને યોગ્ય ઔષધ કરવું. ૨૯

આચાર રસાયન

સત્યવાદી, ક્રોધરહિત, મદ્ય તથા મૈથુનમાંથી નિવૃત્ત થયેલો, અહિંસક, શ્રમ ન કરવાવાળો, પ્રશાંત, પ્રિયભાષી, જપ તથા પવિત્રતાપરાયણ, ધીર, હમેશાં દાનશીલ, તપસ્વી, દેવ-ગાય-બ્રાહ્મણ-આચાર્ય-ગુરુ અને વૃદ્ધની પૂજામાં પ્રીતિવાળો, હમેશ ક્રૂરતારહિત, પ્રાણીમાત્ર પ્રત્યે દયાદૃષ્ટિ રાખનાર, સમાન જાગરણ તથા નિદ્રાવાળો, દૂધ તથા ઘૃતનું ભક્ષણ કરનાર, દેશ-કાળ તથા પ્રમાણને જાણનાર, અહંકારરહિત, પ્રશસ્ત ભોજન કરવાવાળો, શ્રેષ્ઠ આહારવાળો, જેની ઇન્દ્રિયો અધ્યાત્મ વિષય તરફ વળેલી છે તેવો, વૃધ્ધ-આસ્તિક તથા સંયમી પુરુષોની સેવા કરનાર અને ધર્મશાસ્ત્રપરાયણ પુરુષ નિત્ય રસાયનપ્રયોગ કરનારના જેવો જાણવો. ૩૦-૩૪

ઉપર કહેલા આ સર્વ ગુણથી યુક્ત થઈને જે મનુષ્ય રસાયનનો પ્રયોગ કરે છે તે રસાયનના પૂર્વે કહેલા ગુણો પ્રાપ્ત કરે છે. ૩૫

(આ પ્રમાણે આચાર રસાયન થયું.)

મન અને શરીર શુદ્ધ હોય તેને રસાયનપ્રયોગ સિદ્ધ થાય છે-

શરીર તથા મનના દોષોને સ્થૂલતાનુસાર દૂર કર્યા વિના મનુષ્ય રસાયનના ગુણો કદી પ્રાપ્ત કરી શકતો નથી. ૩૬

આયુષ્યની વૃદ્ધિ કરનારા તથા જરા અને રોગનો નાશ કરનારા યોગો નિર્મળ મન તથા શરીરવાળા સંયમીઓને ફળ આપનારા થાય છે. ૩૭

આ રસાયનવિધાન પાપીઓ, રોગરહિત, શુદ્ર અને જેને સાંભળવાની ઇચ્છા ન હોય એવાઓને કહેવું નહીં. ૩૮

મનુષ્યોએ વૈદ્યની પૂજા કરવી જોઈએ-

જે રસાયન પ્રયોગો છે, જે વાજીકરણ પ્રયોગો છે તથા જે રોગોનાં ઔષધ છે તે બધાં વૈદ્ય ઉપર નિર્ભર છે. માટે, દેવેન્દ્રે જેમ અશ્વિનીકુમારની પૂજા કરી હતી તેમ

ડાહ્યા માણસે બુદ્ધિમાન અને વેદના પારને પામેલા પ્રાણાચાર્યની પૂજા કરવી જોઈએ. દેવતાઓના વૈદ્ય એવા અશ્વિનીકુમારો યજ્ઞવાહ તરીકે ગણાયા છે. જેમકે–યજ્ઞનું કપાયેલું મસ્તક તેઓએ સાંધ્યું હતું, પૂષાના પડી ગયેલા દાંત, ભગનાં નષ્ટ થયેલાં નેત્ર અને સ્તબ્ધ થયેલો ઇન્દ્રનો હાથ–એ સર્વની તેમણે જ ચિકિત્સા કરી હતી. રાજ્યક્ષ્માથી ઘેરાયેલા ચન્દ્રની તેમણે ચિકિત્સા કરી અને ચન્દ્ર જ્યારે સૌમ્ય ભાવમાંથી ભ્રષ્ટ થયો ત્યારે તેમણે જ ફરીને સુખી કર્યો. ભૃગુના પુત્ર ચ્યવન કામી હતા, વૃદ્ધ થયા હતા, વિકૃતિને પામ્યા હતા અને વર્ણ-સ્વર-રહિત થયા હતા. તેને તે બન્નેએ ફરીને યુવાન બનાવ્યા હતા. આ અને આવાં બીજાં ઘણાં કર્મો વડે વૈદ્યશ્રેષ્ઠ એવા તે અશ્વિનીકુમારો ઇન્દ્રાદિ મહાત્માઓને અત્યંત પૂજ્ય થયા હતા. બ્રાહ્મણો વડે તેઓને અર્થે સોમપાન કરવાનાં પાત્રો, સ્તોત્રો, મન્ત્રો, વિવિધ પ્રકારનાં બલિદાનો અને ધૂમાડા જેવા વર્ણવાળાં પશુઓ કલ્પાય છે. ૩૯–૪૬

પ્રાતઃકાળમાં યજ્ઞસ્થાનને વિષે ઇન્દ્ર અશ્વિનીકુમારોની સાથે સોમરસનું પાન કરે છે, સૌત્રામણી નામના યજ્ઞમાં ભગવાન ઇન્દ્ર અશ્વિનીકુમારોની સાથે આનંદ કરે છે અને બ્રાહ્મણો વડે ઘણુંખરું ઇન્દ્ર-અગ્નિ અને અશ્વિની-કુમારોની વેદનાં વાક્યોમાં જેટલી સ્તુતિ કરાય છે તેટલી બીજા દેવતાઓની સ્તુતિ કરાતી નથી. ૪૭,૪૮

જરા અને મૃત્યુથી રહિત તથા ચિરસ્થાયી અને પવિત્ર એવા ઇન્દ્રસહિત દેવતાઓ, અશ્વિનીકુમારો વૈદ્ય છે એ હેતુથી તેઓનું પૂજન કરે છે તો પછી મૃત્યુ-વ્યાધિ તથા વૃદ્ધાવસ્થાને આધીન, દુઃખપૂર્ણ અને સુખની ઇચ્છા રાખનારા મનુષ્યોએ વૈદ્યોનો પોતાની શક્તિથી પણ વિશેષ શા માટે સત્કાર ન કરવો ? ૪૯,૫૦

પ્રાણાચાર્યની પ્રશંસા—

સદાચારસંપન્ન, બુદ્ધિમાન, યુકિત સમજનાર, શાસ્ત્રના પારને પામેલા એવા દ્વિજ વૈદ્યની પ્રાણીઓએ ગુરુની માફક પૂજા કરવી જોઈએ. કારણ કે તે પ્રાણાચાર્ય ગણાય છે. ૫૧

વિદ્યાની સમાપ્તિ થવાથી વૈદ્યનો બીજો જન્મ થયો એમ કહેવામાં આવે છે અને તે વૈદ્ય શબ્દને પ્રાપ્ત કરે છે; જન્મમાત્રથી વૈદ્ય થઈ શકતો નથી. વિદ્યાની સમાપ્તિ થતાં, જ્ઞાનથી બ્રાહ્મ કે આર્ષ સત્ત્વનો ખરેખર પ્રવેશ થાય છે અને તેથી વૈદ્ય દ્વિજ કહેવાય છે. ૫૨,૫૩

વૈદ્ય માટે આતુરનું કાર્ય—

દીર્ઘ આયુષ્યની ઇચ્છા રાખનાર કોઈ પણ ડાહ્યા મનુષ્યે વૈદ્યના દ્રવ્યની ઈર્ષ્યા ન કરવી, તેની નિન્દા ન કરવી તથા તેનું અહિત પણ ન કરવું. ૫૪

જેની ચિકિત્સા કરવામાં આવી છે એવા મનુષ્યે કબુલ કર્યું હોય અથવા ન કર્યું હોય તથાપિ જો તે વૈદ્યના ઉપકારનો બદલો વાળતો નથી તો તેનો જગતમાં છુટકારો થતો નથી. ૫૫

વૈદ્યે પોતાના પુત્રની માફક આતુરોની ચિકિત્સા કરવી-

વૈદ્યે પણ ઉત્તમોત્તમ ધર્મની ઇચ્છા કરીને સઘળા રોગીઓની પોતાના પુત્રોની પેઠે રોગોમાંથી યત્નપૂર્વક રક્ષા કરવી જોઈએ. ૫૬

આયુર્વેદનો ઉપદેશ ધર્મ માટે જ છે—

ધર્મપરાયણ અને મોક્ષની ઇચ્છા રાખનારા મહર્ષિ-ઓએ ધર્મ- અર્થ તથા કામ માટે આયુર્વેદનો પ્રકાશ કર્યો છે. અર્થને માટે નહી, તેમ કામને માટે પણ નહીં; પણ ભૂતદયાને લક્ષમાં રાખીને જે ચિકિત્સા પ્રવૃત્તિ કરે છે તે સર્વથા શ્રેષ્ઠ બને છે. પણ જે જીવનનિર્વાહ માટે ચિકિત્સારૂપ પણ્યનો વિક્રય કરે છે તે ખરેખર સુવર્ણના ઢગલા છોડીને ધૂળના ઢગલાને મેળવવા યત્ન કરે છે. ૫૭–૫૯

જીવનદાતા વૈદ્યની પ્રશંસા—

ભયંકર રોગો વડે યમમંદિર તરફ ખેંચાતા પ્રાણીઓના યમપાશોને કાપીને જે જીવનનું દાન કરે છે તેના જેવો ધર્મ તથા અર્થનું દાન કરનારો બીજો આ જગતમાં મળી શકતો નથી; કારણ કે કોઈ પણ બીજું દાન જીવનના દાન કરતાં શ્રેષ્ઠ નથી. ભૂતદયા એ પરમ ધર્મ છે એમ સમજીને જે ચિકિત્સા કરે છે તે કૃતકૃત્ય થઈને અત્યંત સુખ પ્રાપ્ત કરે છે. ૬૦–૬૨

ચોથા પાદના વિષયો—

એ બાબતમાં ઉપસંહારના શ્લોકો —

આયુર્વેદની ઉત્પતિ, શુભ એવું દિવ્ય ઔષધિઓનું વિધાન, અમૃત કરતાં થોડા અંતરવાળું, સિદ્ધ એવું રત્ન રસાયન અને સિદ્ધ બ્રહ્મચારીઓને ઇન્દ્રે જે કહ્યું તે બધું 'આયુર્વેદસમુત્થાનીય' નામના પાદમાં પ્રકાશિત કર્યું છે. ૬૩,૬૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં રસાયના-ધ્યાયમાં 'આયુર્વેદસમુત્થાનીય' નામનો ચોથો રસાયન-પાદ સંપૂર્ણ થયો, અને આ રસાયનાધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

# અધ્યાય બીજો

## વાજીકરણાધ્યાય પ્રથમ પાદ.

## સંપ્રયોગશરમૂલીય વાજીકરણપાદ.

સંપ્રયોગશરમૂલીય વાજીકરણપાદનો ઉપક્રમ—

"હવે અહીંથી 'સંપ્રયોગશરમૂલીય' નામના વાજીકરણપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

વાજીકરણ અવશ્ય કરવું જોઈએ—

જિતેન્દ્રિય પુરુષે હમેશાં વાજીકરણ કરવું જોઈએ; કારણ કે ધર્મ, અર્થ, પ્રીતિ અને યશ તેને આધીન છે. વળી તે પુત્રોત્પત્તિનું પણ કારણ છે. ઉપર કહેલા ગુણો પુત્રનો આશ્રય કરીને રહેલા છે. ૩

વાજીકરણમાં સ્ત્રી શ્રેષ્ઠ છે તેનું કારણ—

શ્રેષ્ઠ વાજીકરણ પ્રહર્ષ ઉત્પન્ન કરનાર સ્ત્રીરૂપ ક્ષેત્ર છે. અનુકૂળ એવો એક એક વિષય શબ્દ-સ્પર્શ-રૂપ-રસ અને ગંધ પણ અત્યંત પ્રીતિ કરનાર ગણાય છે, તો પછી સ્ત્રીના શરીરમાં એકઠા રહેલા તે અત્યંત પ્રીતિ કરનારઃ કેમ ન હોય? ઇન્દ્રિયોના વિષયોનો સમૂહ સ્ત્રીઓને વિશે છે, અન્યત્ર નથી. સ્ત્રીનો આશ્રય કરીને જે વિષયો રહ્યા છે તે અત્યંત પ્રીતિને ઉત્પન્ન કરનારા છે. વિશેષે કરીને સ્ત્રીઓમાં પ્રીતિ રહી છે. સંતતિ સ્ત્રીઓને વિશે રહી છે. સ્ત્રીઓને વિશે ધર્મ, અર્થ તથા લક્ષ્મી રહ્યાં છે અને સ્ત્રીઓને વિશે આ લોક તથા પરલોક રહ્યા છે. જે સારા રૂપવાળી છે, જે યુવતી શુભ લક્ષણથી વિભૂષિત, વશ રહેનાર અને શિક્ષિત છે તે સ્ત્રી અત્યંત વૃષ્ય જાણવી. ૭

ગમનને યોગ્ય સ્ત્રી—

મનુષ્યોની જુદી જુદી રુચિને લઈને તથા દૈવયોગે કરીને જુદા જુદા પ્રકારના પુરુષને પ્રાપ્ત કરીને, સ્ત્રીઓના રૂપાદિક ગુણો વૃદ્ધિ પામે છે. જે સ્ત્રી વયરૂપ-વચન તથા ચેષ્ટા વડે જે પુરુષના હૃદયમાં શીઘ્ર પ્રવેશ કરે છે, દૈવવશાત્ અથવા કર્મથી જે હૃદયને આનંદરૂપ બને છે, જે સરખી વાસનાવાળી-સરખા મનવાળી તથા વશ રહેનારી છે, જે જેના પ્રિય પદાર્થોથી પ્રસન્ન થાય છે, જે ઉત્કૃષ્ટ ગુણો વડે સર્વ ઇન્દ્રિયોને પાશરૂપ હોય છે, જેના વિયોગથી ખેદ પામતો પુરુષ જગતને સ્ત્રીરહિત માને છે. જેના વિના ઇન્દ્રિયો વગરનું શૂન્ય શરીર ધારણ કરે છે, જેને જોઈને શોક-ઉદ્વેગ-અરતિ તથા ભયથી પરાભવ પામતો નથી, જેને પ્રાપ્ત કરીને વિશ્વાસ પ્રાપ્ત કરે છે, જોઈને અત્યંત પ્રસન્ન થાય છે, હર્ષનો વેગ વધી જવાથી અપૂર્વ હોય તેમ જેમાં નિત્ય ગમન કરે છે તથા બહુ વખત જેની સાથે ગમન કર્યા છતાં તૃપ્ત થતો નથી તે સ્ત્રી તે પુરુષને માટે અત્યંત વૃષ્ય જાણવી; કારણ કે મનુષ્યો વિભિન્ન સ્વભાવવાળાં હોય છે. સંતાનની ઇચ્છા-વાળા રોગરહિત પુરુષે, અસમાન ગોત્રવાળી, વૃષ્ય, પ્રસન્ન, રોગરહિત અને ઋતુસ્નાતા સ્ત્રી સાથે ગમન કરવું. ૮-૧૫

નિઃસંતાનની નિન્દા—

છાયારહિત, એક શાખાવાળા, ફળરહિત અને અનિષ્ટ ગંધવાળા એકાકી વૃક્ષના જેવો સંતતિરહિત પુરુષ ગણાય છે. ૧૬

આળખેલો દીવો, સૂકાયેલું સરોવર, ધાતુ જેવી કાન્તિવાળો અધાતુ–એ બધાં જેમ આકૃતિમાત્ર હોય છે તેમ, પ્રજારહિત પુરુષ પુરુષની આકૃતિવાળો ઘાસનો પૂળો જાણવો. ૧૭½

જેને સંતતિ નથી તેવા પુરુષને પ્રતિષ્ઠારહિત, નગ્ન, શૂન્ય, એકેન્દ્રિય અને નિષ્ક્રિય જાણવો. ૧૮½

બહુ પ્રજાવાળાની પ્રશંસા—

ઘણી પ્રજાવાળો મનુષ્ય ઘણી મૂર્તિવાળો, ઘણાં મુખ-વાળો, ઘણા વ્યૂહવાળો, ઘણી ક્રિયાવાળો, ઘણાં નેત્રોવાળો, ઘણાં જ્ઞાનવાળો અને ઘણા આત્માવાળો ગણાય છે. ૧૯½

આ મંગળમય છે, આ પ્રશંસા કરવા યોગ્ય છે, આ ધન્ય છે, આ વીર્યવાન છે તથા આ ઘણી શાખાવાળો છે એમ ઘણી પ્રજાવાળો પુરુષ વખણાય છે. ૨૦½

પ્રીતિ, બલ, સુખ, આજીવિકા, વિસ્તાર, વિપુલ કુળ, યશ, કલ્યાણકારી લોકો તથા સંતોષ સંતતિને આધારે રહ્યાં છે. માટે સંતતિ તથા સંતતિ પર આધાર રાખનારા ગુણોની તથા કામસુખોની ઇચ્છા રાખનારે નિત્ય વાજી-કરણનું સેવન કરવું. ઉપભોગમાં સુખ કરનારા, વીર્ય તથા સંતતિની વૃદ્ધિ કરનારા એવા સિદ્ધ વાજીકરણ યોગો હવે હું કહીશ. ૨૧-૨૩½

બૃંહણી ગુટિકા—

શરમૂળ, શેરડીનાં મૂળ, કાંડેક્ષુ, ઇક્ષુવાલિકા, શતાવરી, ક્ષીરવિદારી, વિદારી, ભોરીંગણી, દોડી, જીવક, મેદા, ક્ષીર-કાકોલી, ઋષભક, બલા, ઋદ્ધિ, ગોખરું, રાસ્ના, કૌંચાં, સાટોડી–એ દરેક ૧૨ તોલા, નવા અડદ ૨૫૬ તોલા ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવું. ચતુર્થાંશ પાણી બાકી રાખીને તેમાં જેઠીમધ, દ્રાખ, અંજીર, પીપર, કૌંચાં, મહુડાં, ખજૂર તથા શતાવરી–પીસેલાં કુલ ૬૪ તોલા, વિદારીકંદ, આમળાં તથા શેરડી–એ ત્રણેનો રસ ૨૫૬ તોલા, ઘી ૨૫૬ તોલા, દૂધ ૧૦૨૪ તોલા–એ બધું પકા-વતાં ઘી માત્ર બાકી રહે ત્યારે ગાળી લઈને, તેમાં સાકર ૬૪ તોલા, વંશલોચન ૬૪ તોલા, પીપર ૨૧૬ તોલા, મરી ૪ તોલા, તજ-એલચી-નાગકેશર ત્રણે મળીને ૨ તોલા અને મધ ૩૨ તોલા મેળવીને ચાર ચાર તોલાની કઠિન ગોળીઓ બનાવવી. તેનો અગ્નિબળ પ્રમાણે ઉપયોગ કરવો.

આ યોગ અત્યંત વૃષ્ય, બૃંહણ અને બળ વધારનાર છે. આના સેવનથી પુરુષ અશ્વની પેઠે સ્ત્રીગમન કરી શકે છે. ૨૪-૩૨

(આ પ્રમાણે બૃંહણી ગુટિકા થઈ.)

વાજીકરણ ઘૃત—

નવા અડદ તથા કૌંચાંનાં નવાં બીજ–પ્રત્યેક ૨૫૬ તોલા, જીવક. ઋષભક, ક્ષીરકાકોલી, મેદા, ઋદ્ધિ, શતાવરી, જેઠીમધ, આસન–એ દરેક ૧૬ તોલા, તેનો આઠગણા પાણીમાં ક્વાથ કરી, ચતુર્થાંશ રહે ત્યારે, ગાળીને, તેમાં ગાયનું ઘી ૬૪ તોલા, ૬૪૦ તોલા ગાયનું દૂધ, વિદારી-કંદનો રસ ૬૪ તોલા, શેરડીનો રસ ૬૪ તોલા નાખીને મંદ અગ્નિથી પકાવવું. ઘી તૈયાર થાય ત્યારે તેને પાત્રમાં રાખવું. તેમાં સાકર, વંશલોચન તથા મધ દરેક ૧૬ તોલા અને પીપર ૪ તોલા મેળવીને જેને અક્ષયવીર્ય તથા ઇન્દ્રિયબળની ઇચ્છા હોય તેણે, ભોજનની પહેલાં ૪ તોલા આ ઘૃત ચાટીને પછી ભોજન કરવું. ૩૩-૩૭½

(આ પ્રમાણે વાજીકરણ ઘૃત થયું.)

વાજીકરણ પિંડરસ—

સાકર, અડદની દાળ, વંશલોચન, દૂધ, ઘી અને છઠ્ઠો ઘઉંનો લોટ–એની ઘીમાં ઉત્કારિકા બનાવવી. બહુ આકરી ન થયેલી તેને ચોળીને મધુર-સુગન્ધિ અને ઊના એવા કુકડાના માંસના રસમાં ઘાટો થાય તે પ્રમાણે મેળ-વવી. આ પ્રમાણે તૈયાર થયેલો આ પિંડરસ વૃષ્ય, પૌષ્ટિક અને બળવર્ધક છે. આના પ્રયોગથી મનુષ્ય અશ્વની પેઠે બળવાન થઈને સ્ત્રીગમન કરી શકે છે. ૩૮-૪૦

આ જ પ્રમાણે મોર, તેતર અને હંસના પિંડરસો પણ બલ-વર્ણ તથા સ્વરની વૃદ્ધિ કરનારા છે. પુરુષ તેના ઉપયોગથી સ્ત્રીગમનમાં શક્તિવાળો થાય છે. ૪૧

( આ પ્રમાણે વાજીકરણ પિંડરસો થયા. )

વૃષ્ય માહિષરસ—

ઘી, અડદ અને બકરાના વૃષણને પાડાના માંસના રસમાં પકાવવા. પછી તે રસને ગાળીને, ખાટાં ફળોના રસથી ખાટો કરી, જરા સિંધાલૂણ મેળવી ધાણા-જીરું, તથા સૂંઠથી યુક્ત કરીને તાજા ઘીમાં છમકારવો. આ ઉત્તમોત્તમ રસ વૃષ્ય, બળવર્ધક તથા બૃંહણ છે. ૪૨,૪૩

( આ પ્રમાણે વૃષ્ય માહિષરસ થયો. )

વૃષ્ય રસો—

તેતરના માંસરસમાં ચકલાને, કૂકડાના માંસરસમાં તેતરને, મયૂરના માંસરસમાં કૂકડાને તથા હંસના માંસ-રસમાં મયૂરને સિદ્ધ કરીને તૈયાર કરેલા રસો નવા ઘીમાં છમકારી, સુગંધી બનાવી, ખાટાં ફળના રસથી ખટાશ-વાળા અથવા મધુર બનાવી, બળ વધારનારા તેનો સાત્મ્ય પ્રમાણે ઉપયોગ કરવો. ૪૪, ૪૫

( આ પ્રમાણે બીજા વૃષ્યરસો કહ્યા. )

વૃષ્ય માંસ—

જે મનુષ્ય ચકલાના માંસથી તૃપ્ત થઈને ઉપરથી દૂધ પીએ છે તેને રાતને વખતે શિશ્નની શિથિલતા તથા વીર્યનો ક્ષય થતાં નથી. ૪૬

( આ પ્રમાણે વૃષ્ય માંસ કહ્યું. )

વૃષ્ય માષયોગ—

અડદના યૂષની સાથે ઘણા ઘૃતયુક્ત સાઠીનો ભાત ખાઈને ઉપરથી દૂધ પીએ છે તે આખી રાત્રિ સ્ત્રી-સહવાસ કરી શકે છે. ૪૭

( આ પ્રમાણે વૃષ્ય માષયોગ કહ્યો. )

વૃષ્ય કુક્કુટમાંસ પ્રયોગ—

મગરના વીર્યમાં શેકેલા કૂકડાના માંસનું તૃપ્તિપર્યન્ત ભક્ષણ કરનારો મનુષ્ય આખી રાત્રિ સ્ત્રીસહવાસ કરી શકે છે. ૪૮

( આ પ્રમાણે વૃષ્ય કુક્કુટમાંસ પ્રયોગ થયો. )

વૃષ્ય અંડરસ—

માછલાંનાં ઈંડાંમાંથી રસ કાઢી ઘીમાં પકાવીને ખાવો. એ જ રીતે હંસ, મયૂર અને કૂકડાનાં ઈંડાંઓનું ભક્ષણ કરવું. ૪૯

(એ પ્રમાણે વૃષ્ય અંડરસ થયો)

સંશોધન કર્યા પછી વૃષ્ય પ્રયોગો કરવા જોઈએ—

એ બાબતમાં શ્લોકો છે કે—

સ્રોતો શુદ્ધ હોય તથા શરીર શુદ્ધ હોય ત્યારે યોગ્ય કાલમાં પ્રમાણસર વૃષ્ય પ્રયોગ કરે તો તેનાથી મનુષ્ય પરમ પુરુષાતન પ્રાપ્ત કરે છે; અને તે ઔષધ બૃંહણ તથા બલ આપનારું થાય છે. ૫૦

તેથી પ્રથમ શક્તિ પ્રમાણે શોધન કરવું જોઈએ; કારણ કે મલિન વસ્ત્રમાં રંગની પેઠે, મલિન શરીરમાં યોજેલા વૃષ્ય પ્રયોગો સફળ થતા નથી. ૫૧

પ્રથમ પાદના વિષયો—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

વાજીકરણનું સામર્થ્ય, સ્ત્રીની ક્ષેત્રતા, જે પુરુષને માટે જે સ્ત્રી અત્યંત વૃષ્ય છે તે, સંતતિરહિત પુરુષોના દોષો, પુત્રવાનના ગુણો, વીર્ય તથા સંતતિને વધારનારા, પુષ્ટિ તથા બળને આપનારા પંદર યોગો 'શરમૂલીય' નામના પાદમાં કહ્યાં છે. ૫૨,૫૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં વાજીકરણના અધ્યાયમાં 'સંયોગ શરમૂલીય' નામક પ્રથમ વાજીકરણ પાદ સંપૂર્ણ થયો.

---

## વજીકરણાધ્યાય પાદ બીજો

## આસિક્તક્ષીરિક વાજીકરણપાદ

આસિક્તક્ષીરીય વાજીકરણપાદનો ઉપક્રમ—

"હવે અહીંથી 'આસિક્તક્ષીરિક વાજીકરણપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

अपत्यकरी षष्टिकादि गुटिका—

દૂધ પાઈને ઉછેરેલા, થોડા પાકેલા, લીલા, નિર્મળ સાઠી ચોખાને ખાંડણિયામાં ખાંડી, દૂધમાં મર્દન કરી, નીચાવીને કાઢેલો રસ કપડેથી ગાળી લેવો. તેમાં ગાયનું દૂધ, કૌંચાંનાં બીજનો રસ, ધાણાનો રસ, અડદનો રસ, બલા, બન્ને શૂર્પપર્ણી, જીવન્તી, જીવક, ઋદ્ધિ, ઋષભક, કાકોલી, ગોખરુ, જેઠીમધ, શતાવરી, વિદારીકંદ, દ્રાખ તથા ખજુરનો રસ–એ દરેક ઉપર્યુક્ત રસના જેટલાં મેળવીને પકાવવાં. જ્યારે રસ ચતુર્થાંશ શેષ રહે ત્યારે તેમાં વંશલોચન, અડદ, ક્રમોદના ચોખા, સાઠી ચોખા તથા ઘઉંનો લોટ એટલા પ્રમાણમાં મેળવવાં કે જેથી રસ ઘાટો થઈ જાય. ઘાટા થયેલા તે રસમાં મધ તથા સાકર ઘણા પ્રમાણમાં મેળવવાં. પછી બોર જેવડી ગોળી વાળીને ઘીમાં ભૂંજી લેવી. તેનું અગ્નિબળ પ્રમાણે સેવન કરનારો, દૂધ તથા માંસરસનું ભોજન કરનારો, વૃદ્ધ હોય તો પણ, વિસ્તારવાળી સંતતિ તથા અક્ષયવીર્ય પ્રાપ્ત કરે છે. ૩–૯

(આ પ્રમાણે અપત્યકરી ષષ્ટિકાદિ ગુટિકા થઈ.)

वृष्य भक्ष्ययोग—

વૈદ્યે ચકલાં, હંસ, કૂકડા, મોર, શિશુમાર તથા મગર–એનાં વીર્ય, ગાયનું ઘી, સૂવર તથા ચકલાની ચરબી, સાઠી ચોખાનો લોટ, ઘઉંનો લોટ–એ બધાં એકત્ર કરવાં અને તેમાંથી પૂપલિકા, શષ્કુલી, વર્તિકા, પૂપ, ધાણી અને તે સિવાય બીજા વિવિધ પ્રકારના ભક્ષ્ય પદાર્થો બનાવવા. આ ભક્ષ્ય પદાર્થોના ઉપયોગથી પુરુષ વીર્યપૂર્ણ થઈ અશ્વની પેઠે ઇચ્છા પ્રમાણે સ્ત્રીપ્રસંગ કરી શકે છે. ૧૦–૧૩

(આ પ્રમાણે વૃષ્ય પૂપલિકાદિ યોગ થયો.)

अपत्यकर रस—

કૌંચાંના બીજ, અડદ, ખજૂર, શતાવરી, શીંગોડાં તથા દ્રાખ–એ દરેક આઠ તોલા, દૂધ ૬૪ તોલા અને પાણી ૬૪ તોલા લઈને, ૬૪ તોલા રહેતાં સુધી પકાવવું. પછી સ્વચ્છ કપડાથી ગાળીને તેમાં સાકર ૨૪ તોલા, વંશલોચન ૨૪ તોલા, તાજું ઘી ૨૪ તોલા તથા મધ મેળવીને પાવું. સાઠી ચોખાનું ભોજન કરાવવું. આ યોગના સેવનથી, જરાજીર્ણ અને નિર્બળ મનુષ્ય પણ વિસ્તૃત સંતતિને પ્રાપ્ત કરે છે તથા યુવાનની પેઠે પ્રહર્ષ પામે છે. ૧૪–૧૭

(આ પ્રમાણે અપત્યકર સ્વરસ થયો.)

वृष्य क्षीर—

ખજૂરીનું મસ્તક, અડદ, ક્ષીરવિદારી, શતાવરી, ખજૂર, મહુડાં, દ્રાખ, કૌંચાં–એ દરેક ૪ તોલા, ૨૫૬ તોલા પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેમાં ૬૪ તોલા દૂધ પકાવવું. દૂધ માત્ર બાકી રહે ત્યારે તેમાં સાકર મેળવીને તેની સાથે ઘણા ઘૃતયુક્ત સાઠીના ભાતનું ભક્ષણ કરવું. આ યોગ અત્યંત વૃષ્ય છે. ૧૮–૨૦

(આ પ્રમાણે વૃષ્યક્ષીર થયું.)

वृष्य घृत—

જીવક, ઋષભક, મેદા, જીવન્તી, બે પ્રકારની શ્રાવણી, ખજૂર, જેઠીમધ, દ્રાખ, પીપર, સૂંઠ, શીંગોડાં, વિદારીકંદ, તાજું ઘી, દૂધ અને પાણી–એ બધું પકાવતાં ઘી માત્ર બાકી રહે ત્યારે તેમાં ચતુર્થાંશ સાકર તથા મધથી યુક્ત કરીને સાઠીના ભાતની સાથે શક્તિ પ્રમાણે ભક્ષણ કરવું. આ ઉત્તમ વૃષ્ય, બલ્ય, વર્ણ્ય, કંઠ્ય અને બૃંહણ છે. ૨૧–૨૩

(આ પ્રમાણે વૃષ્ય ઘૃત થયું.)

वृष्य दधिसरयोग—

બુદ્ધિમાન મનુષ્યે શરદ ઋતુના ચન્દ્ર જેવી તથા દોષરહિત દહીંની મલાઈને સાકર, મધ, મરી, વંશલોચન તથા ઝીણી એલચીથી યુક્તિપૂર્વક મેળવીને, નવા માટીના ઘડામાં, પવિત્ર વસ્ત્રથી છાણીને, ઠંડા અને ધીવાળા સાઠીના ભાતમાં નાખવી. તે સાઠીના ભાતનું ભક્ષણ કરીને ઉપર કહેલ શીખંડની માત્રાનું પાન કરવું.

તેથી પુરુષ વર્ણ-સ્વર અને બલથી યુક્ત થઈને સ્ત્રી-સહવાસ કરવામાં સશક્ત થાય છે. ૨૪-૨૬

(આ પ્રમાણે વૃષ્ય દધિસરયોગ થયો.)

वृष्य षष्टिकौदनयोग—

ચન્દ્રના કિરણ જેવા સાઠી ભાતને પુષ્કળ ઘી મેળવી, દૂધ, સાકર તથા મધથી યુક્ત કરીને ઉપયોગ કરનાર મનુષ્ય સ્ત્રીસહવાસ કરવામાં સશક્ત થાય છે. ૨૭

(આ પ્રમાણે વૃષ્ય ષષ્ટિકૌદનયોગ થયો.)

वृष्य पूपलिका—

અશ્વની પેઠે સ્ત્રીગમન કરવાને તથા હાથીની પેઠે વીર્યસિંચન કરવાને ઇચ્છનારા પુરુષે મગરનાં ઈંડાં તથા કૂકડાનાં ઈંડાને સાઠી ચોખાના લોટ તથા તાજા ઘીમાં મેળવીને, તપાવેલા ઘીમાં પૂપલિકા પકાવીને ભક્ષણ કરવી અને તે પછી વારુણીમંડનું પાન કરવું. ૨૮,૨૯

(આ પ્રમાણે વૃષ્ય પૂપલિકા થઈ.)

पूर्वोक्त योगोनुं फळ—

એ બાબતમાં બે શ્લોકો છેઃ—

વિધિ પ્રમાણે કરેલા આ પ્રયોગોથી પુરુષ સારા શરીરવાળો, વીર્યવાળો, બલ તથા વર્ણવાળો, હર્ષવાળો અને આઠ વર્ષના અશ્વની પેઠે શ્રેષ્ઠ સ્ત્રીઓને વિષે ગમન કરવાને સમર્થ થાય છે. ૩૦

वृष्य विहार—

રમણીય વનપ્રદેશો, કિનારાઓ, શૈલો, પ્રિય સ્ત્રીઓ, આભૂષણ, ગન્ધ, પુષ્પમાળાઓ અને પ્રિય મિત્રો ઇત્યાદિ જે જે મનને પ્રિય હોય તેનો અહીં ઉપયોગ કરવો. ૩૧

द्वितीय पादना विषयो—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

'આસિક્તક્ષીરિક' નામના પાદમાં જે આઠ યોગ કહ્યા છે તેનો સંતાનની ઇચ્છાવાળા તથા પુરુષાતનની ઇચ્છાવાળાઓએ પ્રયોગ કરવો જોઈએ. ૩૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં વાજીકરણના અધ્યાયમાં 'આસિક્તક્ષીરિક' નામનો બીજો વાજીકરણપાદ સંપૂર્ણ થયો.

---

## વાજીકરણાધ્યાય ત્રીજો પાદ

## માષપર્ણભૃતીય વાજીકરણપાદ

माषपर्णभृतीय वाजीकरणपादनो उपक्रम—

"હવે અહીંથી 'માષપર્ણભૃતીય' નામના વાજીકરણપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

गोक्षीर वाजीकरण—

બુદ્ધિમાન મનુષ્યે અડદનાં પાંદડાંથી પોષેલી, એક વાર વિયાએલી, પુષ્ટ ચાર આંચળવાળી, સમાન વર્ણના વાછડાવાળી, જીવતા વાછરડાવાળી, રાતી કે કાળી, ઊંચાં શીંગડાંવાળી, સૌમ્ય અથવા શેરડી કે અર્જુન પર જીવનારી અને ઘાટાં દૂધવાળી ગાય રાખવી. તેનું ઉકાળેલું અથવા કાચું કેવળ દૂધ અથવા [illegible]ર, મધ અને ઘી મેળવેલું દૂધ ઉત્તમ વૃષ્ય છે. ૩-૫

क्षीरयोग पहेलो—

શુક્લ, જીવનીય, બૃંહણીય, બલવર્ધક તથા ક્ષીરસંજનન–એ પાંચે ગણનાં ઔષધો વડે પૃથક્ પૃથક્ દૂધ સિદ્ધ કરવું. તેમાં ઘઉંનો લોટ મેળવીને, ઘી તથા મધથી યુક્ત કરીને, અક્ષય શુક્રની ઇચ્છા રાખનારે પર્યાયથી પ્રયોગ કરવો. ૬,૭

क्षीरयोग बीजो—

મેદા, ક્ષીરવિદારી, જીવન્તી, વિદારીકંદ, ભોરીંગણી, ગોખરુ, ક્ષીરિકા, અડદ, ઘઉં, શાલ, સાઠીના ચોખા-

દરેક ૧ તોલો, દૂધ ૨૫૬ તોલા, પાણી ૧૨૮ તોલા, દૂધમાત્ર બાકી રહેતાં સુધી પકાવવી. કૂચા કાઢી નાખી, ગાળી, મધ- ઘી તથા સાકર મેળવીને પીવાથી, વૃધ્ધ કે સિત્તેર વર્ષની અવસ્થાવાળો હોય તો પણ, વિસ્તારવાળી સંતતિને પ્રાપ્ત કરે છે અને યુવાનની પેઠે હર્ષ પામે છે. ૮-૧૦

क्षीरयोग त्रीजो—

'માષપર્ણભૃત વૃષ્યક્ષીર'માં કહેલી ગાયનું દૂધ સોનાની વીંટી વગેરે ગોળ આકૃતિઓ સાથે પકાવીને ઘૃત-મધ તથા સાકર મેળવેલું ચોક્કસ સંતતિ આપનારું છે. ૧૧

वृष्य पिप्पलीयोग—

સારી રીતે વાટેલી ત્રીસ પીપર, ચાર ચાર તોલા તેલ તથા ઘીમાં શેકી, સાકર મેળવી, દોહવાના પાત્રમાં મૂકીને ઉપર દૂધ દોહવું. તે સઘળાંનું યથાશક્તિ પાન કરીને ઉપરથી દૂધ તથા ઘીની સાથે સાઠીના ભાતનું ભોજન કરવાથી આખી રાત્રિ પુરુષ સ્ત્રીસહવાસ કરી શકે છે. ૧૨,૧૩

(આ પ્રમાણે વૃષ્ય પિપ્પલીયોગ થયો.)

वृष्य पायसयोग—

ચારગણા દૂધથી યુક્ત ગોખરુ તથા વિદારીકંદના રસમાં પકાવેલા અડદ અને સાઠી ચોખાનો ઘણાં ઘી યુક્ત દૂધપાક ઉપયોગ કરવાથી વૃષ્ય છે. ૧૪

(આ પ્રમાણે વૃષ્ય પાયસયોગ થયો.)

वृष्य पूपलिका—

જીવનીય- સ્નેહોપગ તથા હૃદ્ય ગણમાં કહેલી ત્રીસ વનસ્પતિઓનાં ફળોનું ચૂર્ણ ૧૬ તોલા, કૌંચાં ૧૬ તોલા, અડદ ૧૬ તોલા, તલ ૩૨ તોલા, મગ ૩૨ તોલા, ઘઉં અનેશાળનો લોટ દરેક ૧૬ તોલા, ઘી ૧૬ તોલા— એ બધું દૂધમાં મર્દન કરીને તેની પૂપલિકા પકાવી જેને ઘણી સ્ત્રીઓ હોય તેણે ભક્ષણ કરવી. ૧૫-૧૭

(આ પ્રમાણે વૃષ્ય પૂપલિકા થઈ.)

वृष्य शतावरीघृत—

શતાવરીનો કલ્ક જેમાં નાખ્યો છે એવા ઘીને દશ ગણા દૂધમાં પકાવવું. તે ઘૃત સાકર, પીપર તથા મધયુક્ત ઉત્તમ વૃષ્ય છે. ૧૮

(આ પ્રમાણે વૃષ્ય શતાવરીઘૃત થયું.)

वृष्य मधुकयोग—

જેઠીમધનું ચૂર્ણ ૧ તોલો, ઘી ૧ તોલો, મધ ૧ તોલો- એનું ભક્ષણ કરીને ઉપરથી દૂધનું પાન કરનારો પુરુષ નિત્ય વેગયુક્ત થાય છે. ૧૯

(આ પ્રમાણે વૃષ્ય મધુકયોગ થયો.)

वाजीकर भावो—

ઘી તથા દૂધનું ભોજન કરનાર, ભય તથા રોગથી રહિત, નિત્ય સ્ત્રીગમન કરનાર, સ્ત્રીગમનના વિચારમાં મગ્ન એવો યુવાન પુરુષ હમેશાં વૃષની પેઠે સ્ત્રીસહવાસ કરી શકે છે. ૨૦

સમાન આચરણવાળા, એકબીજાનું અનુસરણ કરવાવાળા, કળામાં કુશળ, મન તથા અવસ્થામાં સરખા, કુલ-મહાત્મ્ય-દાક્ષિણ્ય-શીલ તથા શૌચથી યુક્ત, જે નિત્ય-કામી, જે પ્રસન્ન, જે શોકરહિત, દુ:ખરહિત, જે સમાન સ્વભાવવાળા, જે ભક્ત, જે પ્રિય અને જે પ્રિય બોલનારા છે તેવા સારા મિત્રોની સાથે વિશ્વાસથી રહેનારો પુરુષ પુરુષાતનને પ્રાપ્ત કરે છે. મનગમતાં અભ્યંગ, ઉદ્વર્તન, સ્નાન, ગન્ધ, પુષ્પ, આભૂષણ, સુખકારી ઘર-શય્યા- આસન, નવાં મનગમતાં વસ્ત્ર, પક્ષીઓના મનોહર કલરવ, સ્ત્રીઓના આભૂષણના શબ્દ તથા પ્રિય એવી સુંદર સ્ત્રીઓએ કરેલાં અંગમર્દન વડે પુરુષ સ્ત્રીસહવાસ કરવાને શક્તિમાન થાય છે. ૨૧-૨૫

મદોન્મત્ત ભમરોથી સેવાયેલાં કમળવાળાં જળાશયો, માલતી તથા કમલથી સુગંધિત એવાં શીતલ ગર્ભગૃહો, ફીણપૂર્ણ નદીઓ, નીલ વર્ણના શિખરવાળા પર્વતો નીલ મેઘોનો ઉદય, રમણીય ચન્દ્રોદયવાળી રાત્રિઓ, સુખકર સ્પર્શવાળા તથા કુમુદ એટલે રાત્રિએ વિકસતા કમળના

સમૂહોની સુગંધવાળા વાયુઓ, રતિભોગયોગ્ય તથા કેસર અને અગરનો સ્પર્શ જેમાં પ્રિય લાગે છે એવી રાત્રિઓ, સુખકર મિત્રો, કોયલના ટહુકારવાળા-ખીલેલા-નિર્મળ અન્નપાનવાળા વનપ્રદેશો, ગન્ધર્વના શબ્દો, સુગંધવાળા પદાર્થોના સંયોગો, વિશાલ તથા ઉપાધિરહિત મન, કામનાની સફળતા, નવો કામ અને સ્ત્રી–એ કામનાં સાધનો છે. નવી અવસ્થા તથા મદયુક્ત કાળ–એ પુરુષોને હર્ષ થવાનાં પરમ કારણ છે. ૨૬–૩૦

ત્રીજા પાદના વિષયો—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક–

'માષપર્ણભૃતીય' નામના આ પાદમાં પ્રહર્ષ કરનારા તથા વીર્ય તથા બલને આપનારા પંદર યોગો કહ્યા. ૩૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં વાજીકરણના અધ્યાયમાં 'માષપર્ણભૃતીય' નામનો વાજીકરણનો તૃતીય પાદ સંપૂર્ણ થયો.

---

## વાજીકરણ અધ્યાય ચોથો પાદ

## પુમાનજાતબલાદિક વાજીકરણપાદ

પુમાનજાતબલાદિક વાજીકરણપાદનો ઉપક્રમ—

"હવે અહીંથી 'પુમાનજાતબલાદિક' નામના વાજીકરણપાદનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

સ્ત્રીઓને વિશે દરેક સમાન બલવાળા હોતા નથી માટે વાજીકરણ કરાવવું જોઈએ—

જે રીતે પુરુષ બળવાળો થઈને ઇચ્છા પ્રમાણે સ્ત્રીસહવાસ કરી શકે અને તુરત સંતતિવાળો થાય તેનો ઉપદેશ કરવામાં આવે છે. ૩

બધા બલવાન થયેલા પુરુષો સંતતિવાળા હોતા નથી. મોટા શરીરવાળા તથા બલવાળા પણ સ્ત્રીઓને વિશે દુર્બળ હોય છે અને અલ્પ શરીરવાળા પણ સ્ત્રીઓને વિશે બલવાળા તથા બહુ પ્રજાવાળા હોય છે. કેટલાએક પ્રકૃતિથી નબળા હોય છે અને કેટલાએક રોગથી નિર્બળ હોય છે. કેટલાએક પુરુષો ચકલાની પેઠે ઘણી વખત સ્ત્રીસહવાસ કરી શકે છે અને કેટલાએક બહુવાર ગમન ન કરનારા છતાં હાથીની પેઠે બહુ વીર્યનું સિંચન કરે છે. કેટલાએક હેમન્તાદિ કાળના સંબન્ધથી બલવાળા થાય છે. કેટલાએક અભ્યાસથી બલવાળા થાય છે. કેટલાએક પ્રયત્નો વડે બલવાળા દેખાય છે અને કેટલાએક સ્વભાવથી જ બલવાળા હોય છે; તેથી જેનો ઉપયોગ સુખપૂર્વક કરી શકાય એવા દુર્બળને બળ આપનારા તથા બલવાળાઓના બળને વધારનારા પ્રયોગો અમે કહેશું. ૩–૮

વૃષ્ય બસ્તિઓ—

બલની ઇચ્છા રાખનારે નિરૂહ તથા અનુવાસન બસ્તિથી જેનાં શરીર પૂર્વે શુદ્ધ થયાં છે એવા પુરુષોને વીર્ય તથા સંતતિ વધારનારા પ્રયોગોનો ઉપયોગ કરાવવો. દૂધ તથા માંસરસનું ભોજન કરનારાઓને ઘી, તેલ, માંસનો રસ, દૂધ, સાકર અને મધથી યુક્ત બસ્તિઓનો પ્રયોગ કરાવવો. ૯,૧૦

વૃષ્ય માંસગુટિકા—

સૂવરના માંસને વાટીને તેમાં મરી, સિંધાલૂણ મેળવીને મોટાં બોર જેવડી ગોળીઓ વાળીને તપાવેલા ઘીમાં તળવી. તળવાથી જ્યારે કઠણ થાય ત્યારે ઘણા ઘીવાળા, સુગન્ધયુક્ત, દહીં તથા દાડમના રસથી યુક્ત એવા કૂકડાના માંસના રસમાં નાખવી અને ગોળીઓ ભાંગી ન જાય તેમ તે રસને પકાવવો. તે રસનું પાન કરતો તથા તે ગોળીઓનું ભક્ષણ કરતો મનુષ્ય અક્ષય વીર્યને પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે બીજાં મેદુર માંસોની રસસહિત ગોળીઓ બનાવવી; કારણ કે તેનો પ્રયોગ વીર્યવર્ધક છે. ૧૧–૧૪

(આ પ્રમાણે વૃષ્ય માંસગુટિકા થઈ.)

વૃષ્ય માહિષરસ—

અંકુરિત તથા શુદ્ધ અડદ અને ફોતરાં વગરના અડદ તથા કૌંચાં–એ બન્ને ઘૃત તથા દહીં અને દાડમના રસથી યુક્ત એવા પાડાના માંસના રસમાં નાખવાં. યોગ્ય માત્રામાં ધાણા-જીરું-સૂંઠ મેળવીને ભક્ષણ કરવાથી

તથા તે રસનું પાન કરવાથી તે અક્ષય વીર્ય પેદા કરે છે. ૧૫,૧૬

(આ પ્રમાણે વૃષ્ય માહષરસ થયો.)

वृष्य मत्स्ययोग—

તાજું રોહિત મત્સ્યનું માંસ અથવા તપેલા ઘીમાં શેકેલી માછલીનું જે પુરુષ ભક્ષણ કરે તે સ્ત્રીઓને વિશે ક્ષીણ થતો નથી. ૧૭

वृष्य रोहित मत्स्य योग—

ઘીમાં શેકેલાં રોહિત મત્સ્યોને ફળના રસથી યુક્ત એવા બકરાના માંસના રસમાં સિદ્ધ કરીને સંતતિની ઇચ્છાવાળા પુરુષે તેનો પ્રયોગ કરવો તથા સ્નિગ્ધ રસોનું પાન કરવું. ૧૮

(આ પ્રમાણે વૃષ્ય ઘૃતભૃષ્ટ મત્સ્યમાંસો થયાં.)

वृष्य पूपलिका योगो—

મત્સ્યમાંસનો ઝીણો ઝીણો ખીમો કરીને, હિંગ, સિંધાલૂણ તથા ધાણા મેળવીને, ઘઉંના લોટ વડે ઘીમાં પૂપલિકા બનાવવી. ૧૯

પાડાના માંસના રસમાં સ્નેહવાળાં, ખાટાં તથા ખારાં મત્સ્યોને પકાવવાં. જ્યારે રસ ચૂસાઈ જાય ત્યારે તે માંસનો ખીમો કરીને તેમાં મરી, જીરું, ધાણા, થોડી હિંગ તથા તાજું ઘી નાખીને તેનો અડદના લોટની પૂપલિકામાં પૂરણ તરીકે ઉપયોગ કરવો. આ બે પૂપલિકાના પ્રયોગો બૃંહણ, બલવર્ધક, હર્ષ તથા સૌભાગ્યને આપનારા, પુત્ર આપનારા તથા વીર્યવર્ધક છે. ૨૦-૨૨

(આ પ્રમાણે વૃષ્ય બે પૂપલિકાયોગ થયા)

वृष्य माषादि पूपलिका—

અડદ, કૌંચાં, ઘઉં, શાલ તથા સાઠી ચોખાનો લોટ, સાકર, વિદારીકંદ તથા એખરાનું ચૂર્ણ નિર્મલ દૂધમાં મેળવી ઘીમાં તેની પૂપલિકા પકાવવી. દૂધના અનુપાનથી યોજેલી આ પૂપલિકા તુરત જ અત્યંત વૃષતા કરે છે. ૨૩,૨૪

(આ પ્રમાણે વૃષ્ય માષાદિ પૂપલિકાઓ થઈ.)

वृष्य योगो—

સાકર ૪૦૦ તોલા, ગાયનું ઘી ૪૦૦ તોલા, વિદારીકંદનું ચૂર્ણ ૬૪ તોલા, વંશલોચન ૧૨૮ તોલા, નવું મધ ૧૨૮ તોલા—એ બધું એકત્ર કરીને ઘીથી રીઢા માટીના વાસણમાં રાખવું. અગ્નિના બળ પ્રમાણે તેની માત્રાનો દરરોજ સવારમાં ઉપયોગ કરવો. આ યોગ અત્યંત બલ આપનાર તથા બૃંહણ છે. ૨૫-૨૭

अपत्यकर घृत—

શતાવરી, વિદારીકંદ, અડદ, કૌંચાં તથા ગોખરુએના પાણીમાં જુદા જુદા કવાથ તૈયાર કરીને તેમાં ૬૪ તોલા ઘી પકાવવું. તૈયાર થયા પછી ફરીને તે ઘીને ૫૧૨ તોલા દૂધમાં પકાવવું. તેમાં ચતુર્થાંશ સાકર તથા મધ મેળવીને સંતતિની ઇચ્છાવાળા પુરુષે તેનો પ્રયોગ કરવો. ૨૮,૨૯

(આ પ્રમાણે અપત્યકર ઘૃત થયું)

वृष्य गुटिका—

૨૫૬ તોલા ઘીને તેનાથી સો ગણા વિદારીકંદના સ્વરસમાં પકાવવું. તૈયાર થયા પછી ફરી તેને સો ગણા ગાયના દૂધમાં પકાવવું. પછી તેમાં સાકર, વંશલોચન, મધ, એખરો, પીપર તથા કૌંચાં—એ દરેક ૬૪ તોલા મેળવીને ઊંબરાના ફળ જેવડા મોટા ગોળા કરવા. તેના પ્રયોગથી પુરુષ ચકલાની પેઠે પ્રહર્ષ પામે છે. ૩૦-૩૨

(આ પ્રમાણે વૃષ્ય ગુટિકા થઈ.)

वृष्य उत्कारिका—

સાકર ૪૦૦ તોલા, તાજું ઘી ૨૦૦ તોલા, મધ ૧૦૦ તોલા, પાણી ૧૦૦ તોલા—એ બધું ભેગું કરીને ઘાટું થતાં સુધી પકાવવું. પછી વિસ્તીર્ણ તથા લીસા શિલાતલ ઉપર ઘઉંનો લોટ ૧૦૦ તોલા

પાથરીને, ઉપરનો ખાટો રસ મેળવવો. તથા ચંદ્રમંડળ જેવી તેની ઉત્કારિકા બનાવવી. આના પ્રયોગથી પુરુષ હાથીની પેઠે સ્ત્રીઓને સંતુષ્ટ કરી શકે છે. ૩૩–૩૫

(આ પ્રમાણે વૃષ્ય ઉત્કારિકા થઈ.)

न कहेवामां आवेल वृष्योनो संग्रह—

જે કોઈ દ્રવ્ય મધુર, સ્નિગ્ધ, જીવનીય, બૃંહણ, ગુરુ તથા મનને હર્ષ પમાડનારું હોય તે સઘળું વૃષ્ય કહેવામાં આવે છે. તેથી આ પ્રકારનાં દ્રવ્યોના ઉપયોગથી દેહને સંસ્કૃત કરીને, પોતાના વેગથી પ્રેરાઈને તથા સ્ત્રીના ગુણો વડે હર્ષિત થઈને સ્ત્રીગમન કરવું. ગમન કર્યા પછી સ્નાન કરી, દૂધ કે માંસરસનું પાન કરીને શયન કરવું. આમ કરવાથી ફરીને વીર્ય તથા બલ વૃદ્ધિ પામે છે. ૩૬–૩૮

शुक्रना विकासमां दृष्टान्त—

જેવી રીતે પુષ્પની કળીમાં ગંધ જણાતી નથી પણ જ્યારે તેનો વિકાસ થાય છે ત્યારે જણાય છે તેમ વીર્ય પણ શરીરીઓનો વિકાસ થયા પછી જણાય છે. ૩૯

अति बाल अने वृद्धोने मैथुननो निषेध—

સોળ વર્ષ પૂરાં થયા વિનાતથા સિત્તેર વર્ષ થયા પછી આયુષ્યની ઇચ્છાવાળા પુરુષે સ્ત્રીસહવાસ ન કરવો જોઈએ. ૪૦

જેની ધાતુઓ પરિપૂર્ણ નથી થઈ એવો અત્યંત બાળક સ્ત્રીગમન કરવાથી થોડા જળવાળા તળાવની પેઠે તુરત જ સૂકાઈ જાય છે. ૪૧

સૂકાયેલું, રૂક્ષ, જન્તુઓથી ખવાયેલું તથા જીર્ણ કાષ્ઠ જેમ સ્પર્શમાત્રથી તુરત જ વિશીર્ણ થઈ જાય છે તેમ સ્ત્રીગમન કરનાર વૃદ્ધ પુરુષ પણ વિશીર્ણ થઈ જાય છે. ૪૨

शुक्रना क्षयनो हेतु—

વૃદ્ધાવસ્થા, ચિન્તા, રોગો, કર્મથી ઉત્પન્ન થયેલી દુર્બળતા, ઉપવાસ તથા સ્ત્રીઓના અતિ સહવાસથી વીર્યનો ક્ષય થાય છે. ૪૩

ક્ષયથી, ભયથી, અવિશ્વાસથી, શોકથી, સ્ત્રીઓના દોષનું દર્શન કરવાથી, સ્ત્રીઓમાં રસનું જ્ઞાન ન હોવાથી, વિચાર ન કરવાથી, ઉપભોગ ન કરવાથી તથા તૃપ્તિ પામેલાને સ્ત્રીગમનની શકિત પ્રાપ્ત થતી નથી. હર્ષ દેહ તથા મનના બલની અપેક્ષા રાખે છે અને શકિત હર્ષથી જ જન્મે છે. ૪૪,૪૫

स्त्रीसंभोग वखते शुक्र केम प्रवर्ते छे—

શેરડીમાં રસ, દહીંમાં ઘી તથા તલમાં તેલની પેઠે સ્પર્શગુણવાળા દેહમાં સર્વ સ્થળમાં વીર્ય વ્યાપ્ત છે. તે સ્ત્રીપુરુષના સંયોગમાં ચેષ્ટા અને સંકલ્પથી, પીડાવાથી ભીના કપડામાંથી પાણીની પેઠે પોતાના સ્થાનમાંથી વીર્ય સ્રવે છે.

પુરુષનો હર્ષ તથા અભિલાષા, વીર્યની ચંચળતા, ચીકાશ હોવાપણું, ગુરુતા, સૂક્ષ્મ તથા બહાર નીકળવાનો સ્વભાવ તથા શુક્રપ્રેરક વાયુ, દ્રુત ગમનશીલતા–એ આઠ કારણોથી નાના યોનિઓમાં ફરતા વિશ્વાત્માના રૂપનું જે કારણ ગણાય છે તે વીર્યનો દેહમાંથી સ્રાવ થાય છે. ૪૬–૪૯

विशुद्ध शुक्रनु लक्षण—

જે વીર્ય ઘાટું, મધુર, સ્નિગ્ધ, આમગન્ધી નહિ તેવું, ગુરુ, ચીકાશવાળું, શ્વેત તથા ઘણું હોય તે નિઃસંશય સંતતિ ઉત્પન્ન કરવાવાળું હોય છે ૫૦

वाजीकरण शब्दनी निरुक्ति—

જેનાથી પુરુષ સ્ત્રીઓને વિશે અશ્વના જેવું સામર્થ્ય પ્રાપ્ત કરે છે તથા જેનાથી અધિક ગમન કરી શકે તેને વાજીકરણ કહેવામાં આવે છે. ૫૧

चोथा पादना विषयो—

તે બાબતમાં ઉપસંહારમાં બે શ્લોકો–

વાજીકરણ યોગોના ઉપદેશનો હેતુ, ઉત્તમ વાજીકરણના બાર યોગો, મૈથુનની પૂર્વે જે સેવવું તથા મૈથુનની અંતે જે સેવવું, સ્ત્રીઓનું સેવન ક્યારે ન કરવું જોઈએ, શુક્રનો

સંપૂર્ણ નિર્ણય, વાજીકરણની નિરુક્તિ–એ બધું અહીં 'પુમાન્જાતબલાદિક' નામના અધ્યાયમાં કહ્યું છે. ૫૨,૫૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં વાજીકરણાધ્યાયમાં 'પુમાન્જાતબલાદિક' નામનો ચોથો વાજીકરણપાદ સંપૂર્ણ થયો. અને આ બીજો વાજીકરણાધ્યાય પણ સંપૂર્ણ થયો. ૯

---

## અધ્યાય ત્રીજો

### જ્વર ચિકિત્સિત

ज्वर चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'જ્વર ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

पुनर्वसुनी पासे अग्निवेशना प्रश्नो—

એકાંતમાં શાન્ત બેઠેલા નીરોગ ભગવાન પુનર્વસુને અગ્નિવેશે હાથ જોડીને જ્વરવિષયક સંદેહ પૂછયો. ૩

'હે ભગવન્, દેહ-ઇન્દ્રિય તથા મનને સંતાપ કરનારો સર્વ રોગોથી પ્રથમ ઉત્પન્ન થયેલો, બલવાન જ્વર એ રોગોમાં મુખ્ય છે એમ આપે પૂર્વે કહ્યું હતું. પ્રાણીમાત્રના શત્રુ, જન્મ તથા મરણ સમયે અવશ્ય રહેનાર એવા જ્વરની પ્રકૃતિ, પ્રવૃત્તિ, પ્રભાવ, કારણ, પૂર્વરૂપ, આશ્રય, બલકાળ, આત્મલક્ષણ, વિસ્તારપૂર્વક પ્રકારના ભેદોથી જુદા જુદા જ્વરની આકૃતિ, આમ તથા જીર્ણજ્વરનાં લક્ષણ, ઔષધ, ચિકિત્સાક્રમ, ઊતરતા તથા નિવૃત્ત થયેલા જ્વરનાં પૃથક્ પૃથક્ લક્ષણો, જ્વરથી મુક્ત થયેલા મનુષ્યને જ્યાં સુધી જે જે પદાર્થોથી બચાવવો જોઈએ તે, શાન્ત થઈ ગયેલો જ્વર જે કારણોથી ફરી આવે છે અને ફરીને આવેલા તે જ્વરને જે ક્રિયાઓ શાન્ત કરે છે તે બધું જગતના હિત માટે આપ કહેવાની કૃપા કરો.' ૪-૯

आत्रेयनो जवाब—

આ પ્રમાણેનું અગ્નિવેશનું વચન સાંભળીને ગુરુ આત્રેયે કહ્યું કે, 'હે સૌમ્ય! જ્વરના અધિકારમાં જે કાંઈ કહેવા યોગ્ય છે તે બધું હું કહું છું. તે તું સાંભળ.' ૧૦

ज्वरना पर्यायो—

જ્વર, વિકાર, રોગ, વ્યાધિ, આતંક–એમ અનેક નામના પર્યાયો વડે એક જ અર્થ કહેવામાં આવે છે. ૧૧

ज्वरनी प्रकृति—

શરીર તથા મનના દોષો તેની પ્રકૃતિ તરીકે કહેવામાં આવ્યા છે. દોષરહિત પ્રાણીને જ્વર આવી શકતો નથી. ૧૨

પોતાનાં કર્મો વડે ક્લેશ પામતા મનુષ્યોના મૃત્યુનું કારણ હોવાથી જ્વરને ક્ષય, તમ, પાપ્મા અને મૃત્યુ કહેવામાં આવે છે અને તે બધા મારક છે. એ પ્રમાણે જ્વરની પ્રકૃતિ કહી. ૧૩

ज्वरनी प्रवृत्ति—

પ્રવૃત્તિ તો પરિગ્રહથી થાય છે. તથા દારુણ એવા રુદ્રના કોપથી પ્રવૃત્તિ થાય છે એમ પૂર્વે નિદાનસ્થાનમાં કહ્યું છે. ૧૪

ત્રેતાયુગમાં દિવ્ય હજાર વર્ષ પર્યન્ત અક્રોધ વ્રત પાળતા શિવ તરફ તપશ્ચર્યામાં વિઘ્ન નાખવાના ધંધાવાળા અસુરો દોડી આવ્યા. મહાત્મા શિવની તપશ્ચર્યાના વિઘ્નને જોતા એવા દક્ષ પ્રજાપતિએ, પોતે તેનું નિવારણ કરવાને સમર્થ હોવા છતાં, ઉપેક્ષા કરી; વળી દેવતાઓના કહેવા છતાં દક્ષ પ્રજાપતિએ યજ્ઞમાં મહાદેવનો ભાગ બિલકુલ આપ્યો નહિ. યજ્ઞની સિધ્ધિ કરનારા પશુપતિના મંત્રો તથા શિવ સંબન્ધી આહૂતિઓથી રહિત એવો યજ્ઞ તેણે કર્યો. ત્યાર પછી વ્રત જેણે પૂરું કર્યું છે એવા મહાદેવે દક્ષે કરેલું અપમાન જાણ્યું અને આત્મવિત્ તથા રુદ્ર એવા તેણે પોતાના ઉગ્ર ભાવને આગળ કરીને, લલાટમાં નેત્ર પ્રગટ કરીને તે અસુરોને બાળ્યા તથા યજ્ઞનો નાશ કરનાર, ક્રોધના અગ્નિથી તપેલા વીરભદ્રને ઉત્પન્ન કર્યો.

તેનાથી યજ્ઞ નાશ પામ્યો, દેવતાઓ ખિન્ન થયા અને પ્રાણીમાત્ર દાહ તથા વ્યથાથી વ્યાપ્ત થઈને દિશાઓમાં ભાગ્યાં. ત્યારે સપ્તર્ષિ સહિત દેવતાઓએ ઈશ્વર તથા વિભુ એવા તે મહાદેવની મન્ત્રો વડે, જ્યાં સુધી મહાદેવ શાંત થયા ત્યાં સુધી, સ્તુતિ કરી. ૧૫-૨૨

પ્રાણીમાત્રનાં કલ્યાણ માટે મંગલમય થયેલા તેમને જાણીને કૃતાંજલિ, ભસ્મરૂપ આયુધવાળા, ત્રણ મસ્તક તથા નવ નેત્રવાળા, જ્વાલાની પરંપરાથી વ્યાપ્ત, રૂદ્રથી જન્મેલા, ટૂંકાં જાંઘ તથા પેટવાળા ક્રોધાગ્નિએ ભયથી હાથ જોડીને દેવને કહ્યું કે, 'હું આપનું શું કામ કરું?' ત્યારે તે ક્રોધને મહાદેવે કહ્યું કે, 'જન્મની શરૂઆતમાં, મરણ સમયે તથા જ્વરોત્પાદક અપથ્ય સેવનમાં તું આ લોકમાં જ્વર થઈશ.' ૨૩-૨૫

**ज्वरनो प्रभाव—**

સંતાપ, અરુચિ, તૃષા, અંગ ભાંગવાં, હૃદયમાં પીડા–એ સાધારણ જ્વરનો પ્રભાવ છે અને જન્મના આરંભમાં તથા મરણ સમયે મહામોહ એ જ્વરનો પ્રભાવ છે. ૨૬

આ પ્રમાણે જ્વરની પ્રકૃતિ, પ્રવૃત્તિ તથા પ્રભાવ કહ્યાં. ૨૬½

**ज्वरनां कारणो—**

જ્વરનાં આઠે કારણો પૂર્વે નિદાનસ્થાનમાં વિભાગ કરીને કહ્યાં છે. ૨૭

**ज्वरनां पूर्वरूपो—**

આળસ, અશ્રુપૂર્ણ નેત્ર, બગાસાં, ગૌરવ તથા ક્લમ અને અગ્નિ-તડકો-પવન અને જલમાં ઘડીકમાં પ્રેમ અને ઘડીકમાં દ્વેષ, અપચો, મુખની વિરસતા, બલ તથા વર્ણની હાનિ, સ્વભાવમાં થોડું પરિવર્તન–એ જ્વરનાં પૂર્વરૂપ છે. ૨૮, ૨૯

**ज्वरनुं अधिष्ठान—**

સંપૂર્ણ શરીર તથા મનને જ્વરનું અધિષ્ઠાન કહેવામાં આવે છે. બલનો કાલ તો નિદાનસ્થાનમાં કહ્યો છે. ૩૦

**ज्वरनुं प्रत्यात्मिक लक्षण—**

દેહ તથા મનનો સંતાપ–એ જ્વરનું પોતાનું ખાસ લક્ષણ છે. તાવ આવવાથી કોઈ પણ પ્રાણી સંતાપ નથી પામતું એમ નથી. ૩૧

**ज्वरना भेदो**

પ્રકારના ભેદથી જ્વર શારીર તથા માનસ એમ બે પ્રકારનો છે. વળી તે સૌમ્ય તથા આગ્નેય એમ બે પ્રકારનો જણાયો છે. વળી અન્તર્વેગ તથા બહિર્વેગ એમ બે પ્રકારનો કહેવામાં આવે છે. પ્રાકૃત તથા વૈકૃત' અને સાધ્ય તથા અસાધ્ય એમ પણ બે પ્રકારનો કહેવાય છે. દોષ તથા કાલના બલાબલથી સંતત, સતત, અન્યેદ્યુ, તૃતીયક તથા ચતુર્થક એમ પાંચ પ્રકારનો જણાયો છે. ધાતુરૂપ આશ્રયના ભેદથી સાત પ્રકારનો ગણ્યો છે; તથા કારણના ભેદથી જ્વર આઠ પ્રકારનો ગણ્યો છે. ૩૨-૩૫

**मन तथा देहना संतापनुं लक्षण—**

શારીર જ્વર પ્રથમ શરીરમાં અને માનસજ્વર પ્રથમ મનમાં ઉત્પન્ન થાય છે ચિત્તની વિક્ષિપ્તતા, અરતિ તથા ગ્લાનિ એ માનસિક સંતાપનાં લક્ષણ છે; ઇન્દ્રિયોની વિકૃતિ ઇન્દ્રિયોના સંતાપનું લક્ષણ જાણવું. દેહનો સંતાપ તો સ્પષ્ટ છે તેથી તેનું લક્ષણ કહ્યું નથી. ૩૬-૩૬½

**ज्वरना सौम्य अने आग्नेय भेदनुं विवरण—**

વાતપિત્તથી થયેલો જ્વર શીતની ઇચ્છા કરે છે અને વાતકફથી થયેલો જ્વર ઉષ્ણની ઇચ્છા કરે છે અને વ્યામિશ્ર લક્ષણવાળો જ્વર તો બન્નેની ઇચ્છા કરે છે. વાયુ પરમ યોગવાહી છે એટલે તે ઉષ્ણ તથા શીત બન્નેના સંબન્ધથી બન્નેનાં કાર્યો કરે છે. જ્યારે તે પિત્તની સાથે મળે છે ત્યારે દાહ કરે છે અને સોમના આશ્રયથી શીતતા કરે છે. ૩૭,૩૮

**अन्तर्वेग ज्वरनुं लक्षण—**

અંદરમાં અધિક દાહ, તૃષા, પ્રલાપ, શ્વાસની ગતિ વધવી, ભ્રમ, સાંધા તથા અસ્થિઓમાં શળ, સ્વેદનો અભાવ,

દોષ તથા મળની અપ્રવૃત્તિ–એ અન્તર્વેગ જ્વરનાં લક્ષણો જાણવાં. ૩૯,૪૦

बहिर्वेग ज्वरनुं लक्षण—

બાહ્ય સંતાપની અધિકતા, તૃષાદિકની મૃદુતા તથા સુખસાધ્યતા–એ બહિર્વેગ જ્વરનાં લક્ષણો છે. ૪૧

प्राकृत तथा वैकृत ज्वरनां लक्षणो—

વસંત તથા શરદ ઋતુમાં ઉત્પન્ન થયેલો જ્વર પ્રાકૃત તથા સુખસાધ્ય ગણાય છે. ઉષ્ણ ગુણવાળું પિત્ત, ઉષ્ણ પદાર્થો વડે વૃદ્ધિ પામેલું, શરદઋતુમાં પ્રકુપિત થાય છે. એ પ્રમાણે શીતકાળમાં સંચિત થયેલો કફ વસંતમાં પ્રકુપિત થાય છે. વર્ષા ઋતુમાં અમ્લ વિપાકવાળાં જલ તથા ઔષધિઓથી સંચિત થયેલું પિત્ત શરદ ઋતુમાં સૂર્યના તેજથી પ્રકુપિત થઈને, શીઘ્ર જ્વરને ઉત્પન્ન કરે છે અને તેમાં વિસર્ગના પ્રકૃતિથી કફ ગૌણરૂપે રહે છે એટલે તે જ્વરમાં લંઘનનો ભય નથી. ૪૨–૪૪½

હેમન્ત ઋતુમાં મધુર રસવાળાં જળ તથા ઔષધિઓ વડે સંચિત થયેલો કફ સૂર્યથી સંતપ્ત થઈને; વસંત ઋતુમાં પ્રકુપિત થાય છે. તેથી, વસંત ઋતુમાં કફથી જ્વર ઉત્પન્ન થાય છે. આદાનકાળના મધ્ય ભાગરૂપ વસંત ઋતુમાં તે જ્વરમાં વાત તથા પિત્ત ગૌણરૂપે રહે છે. ૪૫–૪૬½

તેથી વિદ્વાન વૈદ્ય શરદ તથા વસંતના આદિ, અન્ત તથા મધ્યમાં દોષોનું બલાબલ સમજીને જ્વરનો પ્રતિકાર કરવો. ૪૭½

ज्वरनी साध्यता तथा असाध्यतानां लक्षणो—

કાલપ્રકૃતિને કારણ માનીને પ્રાકૃત જ્વર કહ્યો છે. ઘણું ખરું પ્રાકૃત વાતજ્વર કષ્ટસાધ્ય છે અને અન્ય કાલમાં થયેલો વૈકૃત જ્વર પણ કષ્ટસાધ્ય છે. એ વૈકૃત જ્વરનાં વિવિધ કારણો નિદાનસ્થાનમાં કહેલાં છે. ૪૮,૪૯

બલવાળા તથા અલ્પ દોષવાળા મનુષ્યોને થયેલો ઉપદ્રવરહિત જ્વર સાધ્ય ગણાય છે. ૪૯½

બલવાળા ઘણા હેતુઓથી થયેલો, ઘણાં લક્ષણોવાળો તથા શીઘ્ર ઇન્દ્રિયોનો નાશ કરનારો જ્વર પ્રાણનો નાશ કરનારો ગણાય છે. ૫૦½

પ્રલાપ-ભ્રમ તથા શ્વાસવાળો તીવ્રજ્વર મનુષ્યને સાત દિવસ, દશ દિવસ અથવા બાર દિવસમાં મારી નાખે છે. ૫૧½

ક્ષીણ કે શોથવાળાને થયેલો, ગંભીર અને દીર્ઘ કાળ પર્યંત રહેનારો, બળવાન તથા જે વાળમાં સેંથો પાડે તે જ્વર અસાધ્ય છે. ૫૨½

संतत ज्वरनां लक्षणो—

જ્યારે રસવાહી સ્રોતો મારફત ફેલાયેલા અને વૃદ્ધિ પામેલા દોષો, સર્વ દેહમાં વ્યાપ્ત થઈને સ્તબ્ધ થઈ જાય છે ત્યારે સંતતજ્વરને ઉત્પન્ન કરે છે. ૫૩½

અત્યંત દુઃસહ તે જ્વર શીઘ્રકારી હોવાથી દશ દિવસ, બાર દિવસ કે સાત દિવસમાં શીઘ્ર શાંત થાય છે અથવા મારી નાખે છે. કાલ-દૂષ્ય તથા પ્રકૃતિની સમાન તથા વિરોધરહિત એવા દોષ, સંતતજ્વરને ઉત્પન્ન કરે છે તેથી તેને અત્યંત દુઃસહ જાણવો. સંતત જ્વરમાં વાતાદિ દોષો જે રીતે સાતે ધાતુઓને પ્રાપ્ત થાય છે તે જ રીતે એકી વખતે મૂત્ર તથા મળને પણ પ્રાપ્ત થાય છે; તે સંતતજ્વર, રસાદિકની સંપૂર્ણપણે શુદ્ધિ કે અશુદ્ધિથી સપ્તાહાદિ કાલમાં શાંત થાય છે અથવા મારી નાખે છે. જ્યારે ઉપર કહેલા બાર આશ્રયો અત્યંત શુદ્ધ થતા નથી અથવા બધા શુદ્ધ થતા નથી ત્યારે બારમે દિવસે અસંપૂર્ણ લક્ષણવાળો પરિત્યાગ કરીને કષ્ટસાધ્ય સ્થિતિવાળો દીર્ઘકાળ પર્યંત રહે છે. વૈદ્ય આ પ્રમાણે સંતત જ્વરને યથાર્થ સમજીને ક્રિયાક્રમવિધિમાં સાવધાન થઈને પ્રાયઃ પ્રથમ અપતર્પણ વડે ઉપચાર કરવો. ૫૪–૬૦½

सतत ज्वरनां लक्षणो—

રક્તધાતુનો આશ્રય કરીને રહેલો વિરોધયુક્ત દોષ, પ્રાયઃ યોગ્ય સમયમાં વૃદ્ધિ તથા ક્ષય પામતા સતત જ્વરને ઉત્પન્ન કરે છે. સતતજ્વર રાત્રિદિવસ એટલે ચોવીસ કલાકમાં બે વખત આવે છે. ૬૧–૬૨

अन्येद्युष्क ज्वरनां लक्षणो—

વિરોધરહિત દોષ-કાળ, પ્રકૃતિ તથા દૂષ્યમાંનાં કોઈ

એકઠું બળ પ્રાપ્ત કરી, મેદને વહન કરનારી સિરાઓનો અવરોધ કરીને, રાત્રિદિવસમાં એક વાર આવનારા અન્યેદ્યુષ્ક જ્વરને ઉત્પન્ન કરે છે. ૬૩

तृतीयक तथा चतुर्थक ज्वरनां लक्षणो—

અસ્થિ તથા મજ્જામાં રહેલો દોષ તૃતીયક તથા ચતુર્થકજ્વરને ઉત્પન્ન કરે છે. ૬૪

અન્યેદ્યુષ્ક જ્વરમાં બે દિવસને આંતરે આવતા, એક દિવસને આંતરે આવતા અને દરરોજ આવતા જ્વરના દોષોની ગતિ બીજા ગ્રંથકારોએ જુદા પ્રકારની કહી છે. દોષ રક્તનો આશ્રય કરીને અન્યેદ્યુષ્ક જ્વરને ઉત્પન્ન કરે છે. માંસ સ્રોતનો આશ્રય કરીને તૃતીયક જ્વરને ઉત્પન્ન કરે છે અને મેદના માર્ગનો આશ્રય કરીને રહેલો દોષ ચતુર્થક જ્વરને ઉત્પન્ન કરે છે. અન્યેદ્યુષ્ક દરરોજ આવે છે, એક દિવસ છોડીને તૃતીયક અને બે દિવસ રહીને જે આવે તે ચતુર્થક જાણવો. ૬૪-૬૭

જેમ બીજ પૃથ્વીમાં પડયું રહે છે અને ઉચિત કાળમાં ઊગે છે તેમ દોષ પણ ધાતુમાં પડયો રહે છે અને ઉચિત કાળમાં પ્રકુપિત થાય છે. તે દોષ વૃદ્ધિ તથા બળના કાળને પ્રાપ્ત કરીને, વિરોધી બળનો ક્ષય થવાથી, તૃતીયક તથા ચતુર્થકજ્વરને ઉત્પન્ન કરે છે ૬૮-૬૯

જ્વરના વેગને ઉત્પન્ન કરીને બળરહિત થયેલા, પોતપોતાના સ્થાનમાં રહેલા અને ફરીને વધેલા મળો, પોતાના સમયે મનુષ્યને જ્વરયુક્ત બનાવે છે. ૭૦

તૃતીયકજ્વર, કફ-પિત્તથી ત્રિકપ્રદેશમાં પીડા કરનારો, વાત-કફથી થયેલો પીઠમાં પીડા કરનારો તથા પિત્તથી મસ્તકમાં પીડા કરનારો—એમ ત્રણ પ્રકારનો થાય છે. ૭૧

ચતુર્થકજ્વર બે પ્રકારનો પ્રભાવ દેખાડે છે. કફપ્રધાન પ્રથમ જંઘાથી અને વાતપ્રધાન પ્રથમ મસ્તકથી શરૂ થાય છે. ૭૧,૭૨

चतुर्थकविपर्यय ज्वरनां लक्षणो—

ત્રણે પ્રકારવાળો એકેક દોષ અસ્થિ તથા મજ્જામાં રહીને જેને ઉત્પન્ન કરે છે એવો ચતુર્થકથી વિપરીત, જુદા પ્રકારનો વિષમજ્વર છે. ૭૩

विषमज्वर सन्निपातजन्य छे—

આ પ્રમાણે કહેલો પાંચ પ્રકારનો જ્વર ઘણું ખરું સન્નિપાતથી થયેલો જ જણાયો છે. પણ સન્નિપાતમાં જે દોષ પ્રબળ હોય છે તેનું જ કથન કરવામાં આવ્યું છે. ૭૪

ऋतु वगेरेनां बलाबल प्रमाणे ज्वरना काळमां फेर पडे छे—

ઋતુ, અહોરાત્ર, દોષ તથા મનના બલાબલથી તથા કર્મને લઈને જ્વર તે તે કાલને પ્રાપ્ત થાય છે. ૭૫

रसादि सात धातुमां गयेला ज्वरनां लक्षणो—

જ્વર જ્યારે રસનો આશ્રય કરીને રહ્યો હોય છે ત્યારે ગૌરવ, દીનતા ઉદ્વેગ, શિથિલતા, વમન, અરુચિ, શરીરના બહારના ભાગમાં તાપ, અંગ ભાંગવાં અને બગાસાં થાય છે. ૭૬

રક્તનો આશ્રય કરીને રહેલા જ્વરમાં લાલ અને ગરમ ફોડકીઓ, તૃષા, વખતોવખત રક્તમિશ્રિત થૂંકવું, દાહ, લાલાશ, ભ્રમ, મદ તથા પ્રલાપ થાય છે. ૭૭

માંસનો આશ્રય કરીને રહેલા જ્વરમાં અંદર દાહ, તૃષા, મોહ, ગ્લાનિ, મળની પ્રવૃત્તિ, દુર્ગંધતા તથા અંગ પછાડવાં—એ લક્ષણો થાય છે. ૭૮

મેદનો આશ્રય કરીને રહેલા જ્વરમાં સ્વેદ, અત્યંત તૃષા, પ્રલાપ, વખતોવખત વમન, પોતાના શરીરની ગંધ સહન નહિ થઈ શકવી, ગ્લાનિ તથા અરુચિ—એ લક્ષણો થાય છે. ૭૯

અસ્થિનો આશ્રય કરીને રહેલા જ્વરમાં ઝાડા તથા ઊલટી બન્ને, હાડકામાં પીડા, કણુછવું, અંગ પછાડવાં તથા શ્વાસ—એ લક્ષણો હોય છે. ૮૦

મજ્જાનો આશ્રય કરીને રહેલા જ્વરમાં હેડકી, શ્વાસ, ઉધરસ, આંખે અતિ અંધારા આવવાં, મર્મમાં

પીડા, બહાર ટાઢ તથા અંદર દાહ–એ લક્ષણો હોય છે. ૮૧

શુક્રસ્થાનમાં પ્રાપ્ત થયેલો, વ્યાપક શક્તિવાળો જ્વર વીર્યનો સ્રાવ કરી, પ્રાણવાયુનો નાશ કરે છે અને વાયુ-અગ્નિ અને સોમની સાથે જાય છે. ૮૨

રસ અને રક્તનો આશ્રય કરીને રહેલો તથા મેદ અને માંસને વિશે રહેલો જ્વર સાધ્ય છે, અસ્થિ તથા મજ્જાને વિશે રહેલો જ્વર કષ્ટસાધ્ય છે તથા શુક્રમાં રહેલો જ્વર અસાધ્ય છે. ૮૩

द्वन्द्वज ज्वरनां लक्षणो—

પૂર્વે હેતુ તથા લક્ષણો દ્વારા જ્વર આઠ પ્રકારનો છે એમ કહ્યું છે. પણ સંક્ષેપથી કરેલા એ જ્વરનાં વિસ્તારથી લક્ષણો સાંભળ. ૮૪

મસ્તકપીડા, પર્વભેદ, દાહ, રુંવાડાં ઊભાં થવાં, કંઠ તથા મુખનો શોષ, વમન, તૃષા, મૂર્છા, ભ્રમ, અરુચિ, નિદ્રાનો નાશ, અતિ બોલવું અને બગાસાં એ વાત-પિત્તજ્વરનાં લક્ષણો છે. ૮૫½

ટાઢ લાગવી, ભારેપણું, તન્દ્રા, સ્તિમિતતા, પર્વભેદ, માથું પકડાવું, સળેખમ, ઉધરસ, આખા શરીરમાં પસીનો આવવો, સંતાપ, જ્વરનો વેગ મધ્યમ પ્રકારનો હોવો–એ વાતકફજ્વરનાં લક્ષણ છે. ૮૬,૮૭

ઘડીકમાં દાહ, ઘડીકમાં શીત, પસીનો ન આવવો, વખતોવખત મૂર્છા, ઉધરસ, અરુચિ, તૃષા, કફ તથા પિત્તની પ્રવૃત્તિ થવી, મુખ ચીકણું તથા કડવું થવું તથા તન્દ્રા–એ શ્લેષ્મપિત્તજ્વરનાં લક્ષણો છે.

આ પ્રમાણે દ્વંદ્વજ જ્વર કહ્યા. ૮૮½

तेर प्रकारना सन्निपातज्वरनां लक्षणो—

હવે સન્નિપાતથી થયેલો જ્વર કહેવાય છે. ૮૯

હવે હું પૂર્વે સૂત્રરૂપે કહેલા તેર પ્રકારના સન્નિપાત-જ્વરનાં પૃથક્ પૃથક્ લક્ષણ કહીશ. ૯૦

વાતપિત્તોલ્બણ-મંદકફજ્વરમાં ભ્રમ, તરસ, દાહ, ભારેપણું તથા મસ્તકની બહુ પીડા–એ લક્ષણો જાણવાં. ૯૧

વાતકફોલ્બણ-મંદપિત્તજ્વરમાં ટાઢ, ઉધરસ, અરુચિ, તન્દ્રા, તરસ, દાહ, પીડા તથા વ્યથા–એ લક્ષણો જાણવાં. ૯૨

પિત્તકફોલ્બણ-મંદવાતજ્વરમાં વમન, ટાઢ, વખતો-વખત દાહ, તૃષા, મોહ તથા હાડકાંઓમાં પીડા–એ લક્ષણો જાણવાં. ૯૩

વાતોલ્બણ-મંદપિત્તકફજ્વરમાં સાંધા- હાડકાં તથા મસ્તકમાં શૂળ, પ્રલાપ, ભારેપણું, ભ્રમ, તૃષા, ગળું તથા મોઢું સૂકાવું–એ લક્ષણો જાણવાં. ૯૪

પિત્તોલ્બણ-મંદવાતકફ સન્નિપાતજ્વરમાં મલ તથા મૂત્ર લાલ રંગનાં થવાં, દાહ, સ્વેદ, તૃષા, બલનો ક્ષય, તથા મૂર્છા–એ લક્ષણો જાણવાં. ૯૫

કફોલ્બણ-મંદવાતપિત્ત સન્નિપાતજ્વરમાં આળસ, અરુચિ, મોળ આવવી, દાહ, વમન, અરતિ, ભ્રમ, તન્દ્રા તથા ઉધરસ–એ લક્ષણો જાણવાં. ૯૬

હીનવાત-મધ્યપિત્ત- કફાધિક સન્નિપાતજ્વરમાં સળેખમ, વમન, આળસ, તન્દ્રા, અરુચિ તથા મન્દાગ્નિ–એ લક્ષણો જાણવાં. ૯૭

હીનવાત-મધ્યકફ-પિત્તાધિક સન્નિપાતજ્વરમાં મૂત્ર તથા નેત્ર પીળાં થવાં, દાહ, તૃષા, ભ્રમ તથા અરુચિ–એ લક્ષણો જાણવાં. ૯૮

હીનપિત્ત-મધ્યકફ-વાતાધિક સન્નિપાતજ્વરમાં શિરો-વેદના, કંપ, શ્વાસ, પ્રલાપ, વમન તથા અરુચિ–એ લક્ષણો જાણવાં. ૯૯

હીનપિત્ત-વાતમધ્ય-કફાધિક સન્નિપાતજ્વરમાં ટાઢ, ભારેપણું, તન્દ્રા, પ્રલાપ, તથા હાડકાં તથા મસ્તકમાં અતિ વેદના–એ લક્ષણો જાણવાં. ૧૦૦

હીનકફ-મધ્યપિત્ત-વાતાધિક સન્નિપાતજ્વરમાં શ્વાસ, ઉધરસ, સળેખમ, મોઢું સુકાવું તથા પડખામાં અતિ પીડા–એ લક્ષણો જાણવાં. ૧૦૧

હીનકફ-મધ્યવાત-પિત્તાધિક સન્નિપાતજ્વરમાં મળભેદ, મન્દાગ્નિ, તૃષા, દાહ, અરુચિ તથા ભ્રમ–એ લક્ષણો જાણવાં. ૧૦૨

सन्निपातजन्य ज्वरनां लक्षणो—

હવે સન્નિપાતજન્ય જ્વરનાં લક્ષણો કહીશ. ઘડીકમાં દાહ, ઘડીકમાં ટાઢ, હાડકાં-સાંધા તથા મસ્તકમાં પીડા, અશ્રુપૂર્ણ-મલિન-રાતાં તથા વાંકાં નેત્ર, અવાજપૂર્ણ તથા પીડાવાળા કાન, ગળામાં શૂક ભરાઈ ગયા હોય તેવું લાગવું, તન્દ્રા, મૂર્ચ્છા, પ્રલાપ, ઉધરસ, શ્વાસ, અરુચિ, ભ્રમ, જીભ ચારે તરફથી દાઝી ગઈ હોય તેવી-કઠોર સ્પર્શવાળી, અંગોની અત્યંત શિથિલતા, કફમિશ્રિત રક્ત કે પિત્ત થૂંકવું, માથું આમતેમ ફેરવવું, તૃષા, નિદ્રાનો નાશ, હૃદયમાં પીડા, સ્વેદ-મૂત્ર તથા મળનું લાંબે વખતે અને થોડું દેખાવું, અંગોની અત્યંત કૃશતાનો અભાવ, નિરંતર કંઠમાંથી અવાજ નીકળવો, કાળાશ લેતાં રાતાં કોઠ કે ચકામાં દેખાવાં, મૂંગાપણું, સ્રોતો પાકી પડવા, પેટનું ભારેપણું અને દોષોનું લાંબે વખતે પાકવું–એ સન્નિપાતજ્વરનાં લક્ષણો છે. ૧૦૩-૧૦૮½

सन्निपातज्वरनां साध्य-असाध्यपणांनां लक्षणो—

મલ બદ્ધ થઈ જાય અને અગ્નિ નષ્ટ થાય ત્યારે બધાં સંપૂર્ણ લક્ષણોવાળો સન્નિપાતજન્ય જ્વર, અસાધ્ય ગણાય છે; અને એનાથી વિપરીત હોય તો કષ્ટસાધ્ય ગણાય છે. ૧૦૯½

संसर्ग अने सन्निपात ज्वरनां लक्षणो—

નિદાનસ્થાનમાં ત્રણ પ્રકારના જે પૃથક્ પૃથક્ દોષથી ઉત્પન્ન થયેલા જ્વરનાં લક્ષણો કહ્યાં છે તેથી દ્વંદ્વજ અને સન્નિપાતનાં પોતાનાં લક્ષણો પણ કહેવાઈ ગયાં છે. ૧૧૦½

आगन्तुक ज्वरना भेदो—

આઠમો આગન્તુક જ્વર છે તે તો અભિઘાત, અભિષંગ, અભિચાર તથા અભિશાપથી ચાર પ્રકારનો દર્શાવ્યો છે. ૧૧૧½

अभिघातज्वरनां लक्षणो—

શસ્ત્ર, માટીનું ઢેફું, ચાબુક, કાષ્ઠ, મુઠ્ઠી, હાથનું તળીયું એટલે થપાટ તથા દાંત અને તેના જેવા બીજા કોઈ પદાર્થો વડે શરીર ઉપર પ્રહાર થવાથી અભિઘાતજન્ય જ્વર ઉત્પન્ન થાય છે. તે અભિઘાતજન્ય જ્વરમાં પ્રાય: વાયુ રક્તને દૂષિત કરીને પીડા, સોજો, વિવર્ણતા, તથા વેદનાયુકત જ્વરને ઉત્પન્ન કરે છે. ૧૧૨-૧૧૩½

अभिषंगज्वरनां लक्षणो—

કામ-શોક-ભય અને ક્રોધથી વ્યાપ્ત થયેલા મનુષ્યને થયેલો જ્વર તથા ભૂતના આવેશથી થયેલો જ્વર અભિષંગજન્ય જ્વર જાણવો. કામ-શોક અને ભયથી વાયુ, ક્રોધથી પિત્ત અને ભૂતના આવેશથી ભૂતના સામાન્ય લક્ષણવાળા ત્રણે દોષો પ્રકુપિત થાય છે. તે ભૂતોનાં આઠે પ્રકારનાં લક્ષણો 'ઉન્માદચિકિત્સા'માં કહ્યાં છે. ૧૧૪-૧૧૬

ઝેરી વૃક્ષના વાયુના સ્પર્શથી તથા બીજા વિષવાળા પદાર્થોના સંબન્ધને પ્રાપ્ત થયેલા મનુષ્યને અભિષંગજ્વર થાય છે એમ કેટલાએક કહે છે. આવો મનુષ્ય વિષઘ્ન ચિકિત્સા વડે સુખ પામે છે. ૧૧૭½

अभिचार अने अभिशापज ज्वरनां लक्षणो—

સિદ્ધ પુરુષોના અભિચાર તથા અભિશાપથી જે જ્વર ઉત્પન્ન થાય છે તે ઘોર સન્નિપાતજ્વર હોઈને અત્યંત દુ:સહ હોય છે. સન્નિપાતજ્વરનાં જે લક્ષણો કહ્યાં છે તે બધાં આમાં હોય છે; અને મન, ઇન્દ્રિય તથા શરીરની અનેક પ્રકારની બીજી પીડાઓ પણ હોય છે. અભિચાર કે અભિશાપનો પ્રયોગ પોતે જોઈને, સાંભળીને અથવા પ્રશ્નમન વડે અનુમાન દ્વારા જાણી શકાય છે. અભિચાર તથા અભિશાપની વિવિધતાને લઈને તેનાથી થયેલા જ્વરમાં, તે તે કર્મના પ્રયોગને અનુસરીને જુદા જુદા પ્રકારનાં લક્ષણો હોય છે. ૧૧૮-૧૨૧½

काम-शोक-भय-क्रोध-भूतावेश अने विषजन्य ज्वरनां लक्षणो—

કામજ્વરમાં ઘણી ચિન્તા અને ઘણા નિ:શ્વાસરૂપ લક્ષણો હોય છે, શોકજન્ય જ્વરમાં બહુ અશ્રુ,

ભય જન્ય જ્વરમાં બહુ ભય,ક્રોધજન્ય જ્વરમાં બહુ કોપ,ભૂતાભિષંગજ્વરમાં અમાનુષીપણું, વિષજન્ય જ્વરમાં મૂર્ચ્છા-મોહ-મદ અને ગ્લાનિ વિશેષ પ્રમાણમાં હોવાં–એ લક્ષણો જાણવાં. ઉપર કહેલા કામાદિજ્વરોમાં કેટલાએકને આ લક્ષણોની પહેલાં સંતાપ ઉત્પન્ન થાય છે, કેટલાએકને લક્ષણોની પછી થાય છે અને કેટલાએકને લક્ષણો તથા સંતાપ એકી સાથે થાય છે. ૧૨૨–૧૨૪½

आगन्तुक ज्वरनां लक्षणो बीजा आगन्तु रोगोमां थाय छे—

કામ વગેરેથી ઉત્પન્ન થયેલા જ્વરોનાં જે લક્ષણો કહ્યાં છે તે જ કામ વગેરેથી ઉત્પન્ન થયેલા ઇતર રોગોનાં પણ લક્ષણો જાણવાં. ૧૨૫½

आगन्तुज ज्वरमां दोष-आदिनो विचार—

કામ વગેરેથી પ્રથમ મન દૂષિત થયા છતાં જ્યાં સુધી શરીર વાત વગેરેથી દૂષિત થતું નથી ત્યાં સુધી જ્વર બલવાળો થઈ શકતો નથી. તેમજ વાત વગેરેથી પ્રથમ શરીર દૂષિત થયા છતાં જ્યાં સુધી મન કામ વિગેરેથી દૂષિત થતું નથી ત્યાં સુધી જ્વર બલવાળો થઈ શકતો નથી. ૧૨૬–૧૨૭½

आगन्तु अने निजना भेदनां लक्षणो—

આગન્તુક જ્વરો પ્રથમ કેવળ સ્વતંત્ર જ હોય છે. પછી તે નિજના દોષનાં લક્ષણોથી યુકત થાય છે; વળી તે નિજના હેતુઓ કરતાં જુદા પ્રકારના હેતુઓવાળા તથા જુદા પ્રકારનાં ઔષધોવાળા હોય છે. ૧૨૮½

ज्वरनी संप्राप्ति—

બબ્બે સાથે મળેલા, ત્રણે મળેલા અથવા પૃથક્ પૃથક્ રહેલા કુપિત થયેલા દોષો રસ નામની ધાતુને પ્રાપ્ત થઈને, જઠરાગ્નિને સ્થાનથી હટાવીને, પોતાની ગરમી તથા જઠરાગ્નિની ગરમી વડે દેહની ગરમીને વધારીને, સ્રોતોનો અવરોધ કરીને, પ્રબળ થયેલા તથા સમસ્ત દેહમાં વ્યાપ્ત થયેલા તે દોષો દેહમાં અધિક સંતાપને ઉત્પન્ન કરે છે; ત્યારે મનુષ્ય સર્વ અંગ જેનાં ઉષ્ણ થયાં છે એવો બને છે તેથી જ્વરવાળો એમ કહેવામાં આવે છે. ૧૨૯–૧૩૧½

ज्वरमां परसेवो न थवानुं कारण—

નવા જ્વરમાં સ્રોતોનો અવરોધ થયો હોવાથી તથા અગ્નિ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થયો હોવાથી મનુષ્યને પ્રાયઃ પસીનો થતો નથી. ૧૩૨½

आमज्वरनां लक्षणो—

અરુચિ, અપચો, પેટનું ભારેપણું, હૃદયની અવિશુદ્ધિ, તન્દ્રા, આળસ, નિરંતર રહેનારો બલવાન જ્વર, દોષોનું ન નીકળવું, લાળ આવવી, મોળ, ક્ષુધાનો નાશ, મોઢું વિરસ થવું, ગાત્રો જડ-ખોટાં તથા ભારે થવાં, મૂત્રની અધિકતા, અપરિપકવ મળ તથા ગ્લાનિનો અભાવ–એ આમજ્વરનાં લક્ષણો છે. ૧૩૩–૧૩૫½

पच्यमान ज्वरनां लक्षणो—

જ્વરનો અધિક વેગ, તૃષા, પ્રલાપ, શ્વાસ, ભ્રમ, મળની પ્રવૃત્તિ અને ઉત્કલેશ–એ પચ્યમાન જ્વરનાં લક્ષણો છે. ૧૩૬½

निरामज्वरनां लक्षणो—

ક્ષુધા, અંગોની ક્ષીણતા, અંગોનું હલકાપણું, જ્વરની મૃદુતા, દોષોનું નીકળવું તથા આઠ દિવસ–એ નિરામજ્વરનાં લક્ષણો ગણાય છે. ૧૩૭½

नवज्वरमां न करवा लायक बाबतो—

નવા જ્વરમાં દિવસે નિદ્રા, સ્નાન, અભ્યંગ, અન્ન, મૈથુન, ક્રોધ, પવનના ઝપાટા, વ્યાયામ તથા કષાય રસનો ત્યાગ કરવો. ૧૩૮

ज्वरमां लंघन—

ક્ષય વાત, ભય, ક્રોધ, કામ, શોક તથા શ્રમથી ઉત્પન્ન થયેલા જ્વર સિવાય ઇતર જ્વરમાં પ્રથમ લંઘન કરવાનું કહ્યું છે. લંઘનથી દોષ ક્ષીણ થતાં તથા અગ્નિ પ્રદીપ્ત થતાં જ્વરવાળાનો જ્વર ઉતરી જાય છે, શરીર હલકું થાય છે તથા ભૂખ ઉઘડે છે. બલનો

અતિક્ષય ન કરે તેવું એને લંઘન કરાવવું; કારણ કે આરોગ્ય બલના આધાર પર રહ્યું છે અને આરોગ્યને માટે જ આ ચિકિત્સાનો ક્રમ છે. ૧૩૯–૧૪૧½

ज्वरमां अपक्व दोषो माटे पाचनो—

લંઘન, સ્વેદન, કાલ, યવાગૂ, કડવો રસ–એ તરુણ જ્વરમાં અપકવ દોષોનું પાચન કરનારાં છે. ૧૪૨½

कया तावमां गरम पाणी आपवुं—

વાતકફજ્વરમાં રોગીને તરસ લાગે ત્યારે ઊનું જલ પીવા આપવું. ૧૪૩

कया तावमां शृतशीत जल आपवुं—

મદ્યથી થયેલા તથા પિત્તથી થયેલા જ્વરમાં કડવાં દ્રવ્યોથી સિદ્ધ કરેલું શીતલ જલ પીવા આપવું.

એ બન્ને દીપન, પાચન, જ્વરઘ્ન, સ્રોતોનું શોધન કરનારાં, બલ આપનારાં, રુચિ તથા સ્વેદને કરનારાં તથા કલ્યાણકારી છે. ૧૪૪½

पिपासाज्वरनी शान्ति माटे षडंगपानीय—

મોથ, ખડસલીઓ, વાળો, ચન્દન, કાળો વાળો અને સૂંઠ–એનાથી ઉકાળીને ઠંડું કરેલું પાણી તૃષા તથા જ્વરની શાંતિ માટે આપવું. ૧૪૫½

ज्वरमां वमन—

કફપ્રધાન, બહાર નીકળવાને ઉન્મુખ અને આમાશયમાં રહેલા દોષો જ્વર કરનારા છે એવું જાણીને વમન કરાવવાને યોગ્ય દરદીને યોગ્ય સમયે વમનકારક ઔષધ આપીને દોષો દૂર કરવા. ૧૪૬½

दोष अनुपस्थित होय त्यारे वमन आपवाना दोषो—

તરુણ જ્વરમાં બહાર નીકળવાને ઉન્મુખ ન થયેલા દોષોવાળાને આપેલું વમન હૃદયરોગ, શ્વાસ, આનાહ અને અત્યંત મોહ ઉત્પન્ન કરે છે. કાચાં ફળોમાંથી સ્વરસની પેઠે, સમગ્ર દેહમાં વ્યાપ્ત, ધાતુમાં રહેલા આમસહિત દોષો દુઃખે દૂર કરી શકાય તેવા હોય છે અને પરિણામે ઉપાધિ કરનારા નીવડે છે. ૧૪૭,૧૪૮½

ज्वरमां यवागूप्रयोग—

જેને વમન કે લંઘન કરાવ્યું છે એવા રોગીની યોગ્ય સમયે પ્રથમ જ્વર મોળો પડતાં સુધી અથવા ૭ દિવસ પર્યંત પોતપોતાનાં ઔષધોથી સિદ્ધ કરેલા મંડ તથા યવાગૂથી વિચક્ષણ પુરુષે ચિકિત્સા કરવી; કારણ કે સમિધથી અગ્નિની પેઠે તે મંડ અને યવાગૂથી તે રોગીનો અગ્નિ પ્રદીપ્ત થાય છે. ૧૪૯,૧૫૦

यवागूना गुणो—

તેઓ ઔષધના સંયોગથી તથા પોતે લઘુ હોવાથી અગ્નિનું દીપન કરનાર તથા વાત-મૂત્ર-મળ અને દોષોનું અનુલોમન કરનાર છે. દ્રવ તથા ઉષ્ણ હોવાથી સ્વેદ કરે છે, દ્રવ હોવાથી તૃષાની શાંતિ કરે છે, આહારરૂપ હોવાથી બલ આપે છે, સર હોવાથી શરીરનું લાઘવ કરે છે, જ્વરને સાત્મ્ય હોવાથી જ્વરનો નાશ કરે છે; માટે બુદ્ધિમાન વૈદ્યે પ્રથમ યવાગૂઓથી, મદ્યથી થયેલા જ્વર સિવાયના જ્વરોની ચિકિત્સા કરવી જોઈએ. ૧૫૧-૧૫૩

जेमने यवागू हितकर नथी—

મદાત્યયમાં થયેલા જ્વરમાં, નિત્ય મદ્યપાન કરનારા મનુષ્યોને આવેલા જ્વરમાં, ગ્રીષ્મ ઋતુમાં થયેલા જ્વરમાં, પિત્ત-કફાધિક જ્વરમાં તથા ઊર્ધ્વગ રક્તપિત્તમાં આવેલા જ્વરમાં યવાગૂ અહિતકારી છે. ૧૫૪½

तर्पणने लायक पुरुषो—

તેમાં પ્રથમ જ્વરને દૂર કરનારાં ફળોના રસોથી યુક્ત મધ-સાકર સહિત લાજાના સકતુઓથી તર્પણ કરવું. ૧૫૫½

तर्पण जीर्ण थयुं होय ते पुरुषने माटे भोजनविधान–

તે પછી તર્પણ જેને પચી ગયું છે એવા દરદીને, સાત્મ્ય તથા બલનો વિચાર કરીને પાતળો મગનો યૂષ અથવા જાંગલ પશુપક્ષીઓનાં માંસરસોનું ભોજન કરાવવું. ૧૫૬½

अन्नने वखते ताववाळा माटे दंतधावन—

ભોજન કરવાના પ્રત્યેક સમયે એને દાતણ કરાવવું. તે દાતણ દરદીના મુખના રસથી વિપરીત રસવાળું તથા દરદીને ગમે તેવું હોવું જોઈએ; કારણ કે તે મુખની નિર્મળતા, અન્નપાનમાં અભિલાષા તથા વિવિધ રસોનું જ્ઞાન જાગૃત કરે છે. વૃક્ષની શાખાઓના અગ્રભાગોથી મુખ શુદ્ધ કરી, મસ્તુ, શેરડીનો રસ અને મદ્ય વગેરેથી વારંવાર કોગળા કરી ઉચિત આહાર કરવો. ૧૫૭–૧૫૯

ज्वरमां कषायविधान—

૭ દિવસ વીત્યા પછી જેને હલકા અન્નનું ભોજન કરાવ્યું છે એવા રોગીને વૈદ્યે પાચન કે શમન કષાય પાવો. ૧૬૦½

तरुण ज्वरमां कषाय रसनो निषेध—

તરુણ જ્વરમાં, સ્તંભન હોવાથી, કષાયથી બદ્ધ થયેલા દોષો સ્તબ્ધ થઈ જાય છે, પરિપાક પામતા નથી અને વિષમજ્વરને ઉત્પન્ન કરે છે. કલ્પનાના ઉદ્દેશથી એટલે બનાવટની દૃષ્ટિએ કષાય નિષેધ કરવામાં આવતો નથી પણ જે કષાય કષાય રસવાળો હોય તે તરુણ જ્વરમાં વર્જિત છે. ૧૬૧,૧૬૨½

ज्वरमां यूषविधान—

જ્વરની શાંતિને માટે દશ દિવસ પર્યન્ત અમ્લ રસવાળા કે અમ્લ રસરહિત હિતકારક યૂષોથી અથવા જાંગલ પશુપક્ષીઓના માંસના રસોથી હલકાં અન્નનું ભક્ષણ કરવું. ૧૬૩½

ज्वरमां घीनुं विधान—

ત્યાર પછી ક્ષીણ કફવાળા તથા વાતપિત્તની અધિકતાવાળા જ્વરમાં દોષોનો પરિપાક થયા પછી ઘૃતનું પાન અમૃતના જેવું જાણવું. ૧૬૪½

દશ દિવસ વીત્યા છતાં દરદી હજુ કફપ્રધાન તથા લંઘન કરેલો નથી એવું જાણીને વૈદ્યે તેને ઘીનું પાન કરાવવું નહિ, પણ કષાયો વડે તેની ચિકિત્સા કરવી. ૧૬૫½

ज्वरमां मांसरसनो प्रयोग—

દેહની લઘુતા થતાં સુધી માંસના રસની સાથે ભોજન કરાવવું; કારણ કે બલ એ જ દોષનું હરણ કરવાને સમર્થ છે અને તે એટલે કે માંસરસ બલ આપનાર છે. ૧૬૬½

ज्वरमां दूधनो प्रयोग—

દાહ તથા તૃષાથી પીડાતા રોગીના વાતપિત્તપ્રધાન જ્વરને તથા બદ્ધ દોષવાળા કે સ્થાનથી વિચલિત દોષવાળા નિરામજ્વરને દૂધના પ્રયોગથી જીતવો. ૧૬૭½

ज्वरमां विरेचननो प्रयोग—

આ ક્રિયાઓ વડે જ્યારે જ્વર શાંત થતો નથી ત્યારે બલ-માંસ તથા અગ્નિ જેનો ક્ષીણ થયો નથી એવા દરદીને વિરેચન આપીને તે જ્વરને શાંત કરવો. ૧૬૮½

ज्वरमां निरूहबस्तिनो प्रयोग—

જ્વરથી ક્ષીણ થયેલાને વમન હિતકારક નથી એમ વિરેચન પણ હિતકારક નથી. એટલે દૂધ વડે અથવા નિરૂહબસ્તિઓ વડે તેના મલોનું હરણ કરવું શ્રેષ્ઠ છે. દોષો પકવ થયા પછી કરેલો નિરૂહબસ્તિનો પ્રયોગ બલ, અગ્નિ, જ્વરનો નાશ, હર્ષ તથા રુચિને શીઘ્ર કરે છે. ૧૬૯,૧૭૦½

વિરેચન પિત્તાશયમાં રહેલા પિત્તને અથવા કફયુકત પિત્તને દૂર કરે છે અને બસ્તિ પકવાશયમાં રહેલા ત્રણે દોષોને દૂર કરે છે. ૧૭૧½

ज्वरमां अनुवासननो प्रयोग—

જ્વર જ્યારે જીર્ણ થયો હોય અને કફ તથા પિત્ત ક્ષીણ થયાં હોય ત્યારે દૃઢ અગ્નિવાળા તથા સૂકા અને બંધાયેલા મળવાળા દરદીને અનુવાસન બસ્તિ આપવી. ૧૭૨½

ज्वरमां शिरोविरेचननो प्रयोग—

જીર્ણજ્વરમાં જ્યારે માથું ભારે થઈ જાય, મસ્તકમાં શૂળ નીકળે તથા ઇન્દ્રિયો બંધાઈ ગઈ હોય ત્યારે રુચિને ઉત્પન્ન કરનારું શિરોવિરેચન આપવું. ૧૭૩½

जीर्णज्वरमां अभ्यंगादि विधान

જીર્ણજ્વરમાં વૈદ્યે શીતકૃત છે કે ઉષ્ણકૃત છે તેનો વિવેક કરીને, અભ્યંગ, પ્રદેહ, પરિષેક તથા અવગાહનનો પ્રયોગ કરવો. તેનાથી બાહ્ય માર્ગમાં રહેલો જ્વર શીઘ્ર શાંત થઈ જાય છે, અંગોને સુખ થાય છે અને બલ તથા વર્ણની વૃદ્ધિ થાય છે. ૧૭૪-૧૭૫½

ફક્ત ત્વચામાં બાકી રહેલા જીર્ણજ્વર તથા આગન્તુ જેઓનું કારણ છે એવા જ્વરો ધૂપ તથા અંજનના યોગોથી શાંત થાય છે. આ પ્રમાણે મેં જ્વરનાશક સફળ ચિકિત્સાક્રમ પ્રકાશિત કર્યો. ૧૭૭

ज्वरवाळा माटे यवागू वगेरे माटे प्रशस्त धान्य—

હવે જેઓનો આ ક્રમ છે તે દ્રવ્યો તું સાંભળ, યવાગૂ, ઓદન તથા લાજા માટે જ્વરવાળાના જ્વરને દૂર કરનારા સાઠીની સાથે જૂની રાતી શાલ ઇત્યાદિ પ્રશસ્ત છે. ૧૭૮½

ज्वरमां यवागूना योगो

મંદાગ્નિવાળા તથા ક્ષુધાયુક્ત જ્વરના રોગીએ પ્રથમ જલદી પચી જાય તેવી, પીપર તથા સૂંઠની સાથે પકાવેલી લાજાની પેયાનું પાન કરવું. અમ્લ રસની ઇચ્છાવાળા રોગીએ દાડમના રસથી અમ્લ તથા સૂંઠવાળી ઉપર કહેલી લાજાની પેયાનું જ પાન કરવું. તેમ જ જેને પાતળો મળ આવતો હોય તેણે તથા પિત્તપ્રધાન મનુષ્યે ઠંડી પાડીને, મધ મેળવેલી, ઉપર કહેલી પેયાનું પાન કરવું. પડખાં-બસ્તિ તથા મસ્તકની વેદનામાં ગોખરુ તથા ભોરીંગણીથી સિદ્ધ કરેલી, જ્વરને હરનારી, રાતી શાલની પેયાનું પાન કરવું. જ્વરાતિસારના રોગીએ પૃશ્નિપર્ણી, બલા, બીલી, સૂંઠ, કાળું કમળ તથા ધાણાથી પકાવેલી, અમ્લ રસ મેળવેલી પેયાનું પાન કરવું. ઉધરસ, શ્વાસ, અને હેડકીવાળા જ્વરના રોગી મનુષ્યે વિદારીગન્ધાદિથી પકાવેલી, દીપન કરનારી તથા પસીનો લાવનારી એવી યવાગૂનું પાન કરવું. જેનો મળ બંધાઈ ગયો હોય એવા જ્વરના રોગીએ પીપર તથા આમળાંથી પકાવેલી, જવમિશ્રિત તથા ઘીવાળી, દોષનું અનુલોમન કરનારી પેયાનું પાન કરવું. બંધકુષ્ઠ અને પેટમાં પીડા થતી હોય એવા જ્વરના રોગીએ દ્રાક્ષ, પીપરીમૂળ, ચવક, આમળાં અને સૂંઠથી પકાવેલી પેયાનું પાન કરવું. વાઢસહિત જ્વરમાં બલા, કોકમ, ખાટાં બોર, પૃશ્નિપર્ણી તથા ભોરીંગણીથી પકાવેલી અને બીલીથી યુક્ત એવી પેયાનું પાન કરવું. જેને પસીનો તથા નિદ્રા ન આવતાં હોય તેણે તથા તૃષા બહુ લાગતી હોય તેણે સૂંઠ તથા આમળાંથી પકાવેલી, ઘીથી છમકારેલી તથા સાકર મેળવેલી જ્વરને દૂર કરનારી પેયાનું પાન કરવું. ૧૭૯-૧૮૭½

ज्वरवाळा माटे यूष माटे हितकर अन्नो—

યૂષ જેને સાત્મ્ય છે એવા જ્વરવાળા રોગીને યૂષ માટે મગ, મસૂર, ચણા, કળથી તથા મઠ આપવા જોઈએ. ૧૮૮½

ज्वरवाळा माटे हितकर शाको—

પરવળનાં પાન તથા ફળ, કારેલાં, પાકા, કર્કોટક, તથ રાતી સાટોડી—એ શાક જ્વરમાં હિતકારી જાણવાં. ૧૮૯½

ज्वरवाळा माटे हितकर मांसो—

વૈદ્યે માંસ જેને સાત્મ્ય હોય એવા જ્વરના રોગીને યોગ્ય સમયે લાવ, કપિંજલ એટલે ઘોળું તેતર, કાળિયાર, ચકોર, ઉપચક્રક, કુરંગ, કાલપુચ્છ, હરણ, પૃષત અને સસલાં—એના રસો જરા અમ્લ રસવાળા અથવા અમ્લ રસ વિનાના આપવા. ૧૯૦-૧૯૧½

કૂકડાં. મોર તેતર, ક્રૌંચ તથા વર્તક ગુરુ તથા ઉષ્ણ હોવાથી કેટલાએક વૈદ્યો જ્વરમાં તેઓને ઠીક ગણતા નથી. પણ લંઘનથી વાયુનું બળ વધી ગયું હોય તો માત્રા તથા વિકલ્પને જાણનારા તથા સમયને ઓળખનારા વૈદ્યે તેઓનો પણ ઉપયોગ કરવો. ૧૯૨-૧૯૩½

ज्वरमां हितकर पान—

તરસ લાગે ત્યારે અનુપાન માટે ઊનું પાણી આપવું; અથવા મદ્ય જેને સાત્મ્ય હોય તેને દોષ તથા બલને અનુસરીને મદ્ય આપવું. ૧૯૪½

ज्वरमां अपथ्य—

નવા જ્વરમાં દોષના પરિપાક માટે ગુરુ, ઉષ્ણ, સ્નિગ્ધ અને મધુર રસવાળા તથા કષાય રસવાળા ખોરાકના પદાર્થોનો પ્રાયઃ ત્યાગ કરવો. આ પ્રમાણે જ્વરનો નાશ કરનારો સિદ્ધ થયેલો અન્નપાનનો ક્રમ મેં પ્રકાશિત કર્યો. ૧૯૫,૧૯૬

ज्वरघ्न कषायो—

હવે જ્વરનાશક કષાયો કહેવામાં આવશે. જ્વરની શાંતિ માટે ઉકાળેલો અથવા શીતકષાય પીવો. મોથ અને ખડસલિયો, અથવા સૂંઠ અને ખડસલિયો, અથવા ખડસલિયો અને ધમાસો, અથવા કરિયાતું, મોથ, ગળો અને સૂંઠ, અથવા કાળીપાઠ, કાળો વાળો અને વાળો–આ કષાયો જ્વરઘ્ન, દીપન, દોષનું પાચન કરનારા, તરસ તથા અરુચિને શાંત કરનારા, મુખની વિસરતાને દૂર કરનારા છે. ૧૯૭–૧૯૯½

पांच विषमज्वरमां हितकर पांच कषायो—

ઇન્દ્રજવ-પરવલનાં પાન-કડુ (૧) પરલવ-સારિવા-મોથ કાળીપાઠ-કડુ (૨) લીંબડો-પરલવ-ત્રિફળા-દ્રાખ-મોથ-ઇન્દ્રજવ (૩) કરિયાતું-ગળો-ચંદન-સૂંઠ (૪) ગળો-આમળાં-મોથ (૫)–આ પ્રમાણે અર્ધા શ્લોકમાં પૂરા થતા પાંચ કષાયો સંતત, સતત, અન્યેદ્યુ, તૃતીયક તથા ચતુર્થક–એમ પાંચ પ્રકારના જ્વરને શીઘ્ર શાંત કરે છે. ૨૦૦–૨૦૩

ज्वरमां वत्सकादि कषाय—

જ્વરવાળા મનુષ્યે ઇન્દ્રજવ, ગરમાળો, કાળીપાઠ, શ્વેત વજ, કડુ,મોરવેલ,અતિવિષ,લીંબડો,પરવલ, ધમાસો, વજ, મોથ, ગળો, જેઠીમધ, ત્રિફળા તથા બલાનો ઉકાળો કરીને અથવા શીતકષાયનું પાન કરવું. ૨૦૪,૨૦૫

ज्वरमां मधूकादि हिम—

મહુડાં, મોથ, દ્રાખ, શીવણ, ફાલસાં, ત્રાયમાણ, વાળો, ત્રિફળા તથા કડુનો શીતકષાય પીવાથી મનુષ્ય જ્વરથી મુક્ત થાય છે. ૨૦૬½

ज्वरमां अनुलोमन कषाययोग—

ચમેલી, આમળાં, મોથ તથા ધમાસાનો કષાય ગોળ મેળવીને જેના દોષ રુદ્ધ થઈ ગયા છે તેવા રોગીએ પીવો ૨૦૭½

त्रिफळादि क्वाथ—

ત્રિફળા, ત્રાયમાણ, દ્રાખ તથા કડુનો ક્વાથ પિત્ત-શ્લેષ્મનું શમન કરનાર છે. તે જો નસોતર તથા સાકર મિશ્ર હોય તો અનુલોમન કરનારો તથા પિત્તશ્લેષ્મ-જ્વરને દૂર કરે છે. ૨૦૮,૨૦૯

सन्निपातज्वरमां बृहत्यादि योग—

બેઠી તથા ઊભી ભોરીંગણી, ઇન્દ્રજવ, મોથ, દેવ-દાર, સૂંઠ તથા ગજપીપર–આ યોગ સન્નિપાતજ્વરને હરણ કરનારો છે. ૨૧૦

शटयादि गण—

કચૂરો, પુષ્કરમૂળ, ભોરીંગણી, કાકડાશીંગી, ધમાસો, ગળો, સૂંઠ, કાળીપાટ, કરિયાતું, કડુ–આ શટયાદિ વર્ગ સન્નિપાતજ્વરનો નાશ કરનાર છે અને ઉધરસ, છાતી ભીંસાવી, પડખામાં પીડા, શ્વાસ તથા તન્દ્રામાં શ્રેષ્ઠ છે. ૨૧૧,૨૧૨

बृहत्यादि गण—

બેઠી અને ઊભી ભોરીંગણી, પુષ્કરમૂળ, ભારંગી, કચૂરો, કાકડાશીંગી, ધમાસો, ઇન્દ્રજવ, પરવળ અને કડુ–એ બૃહત્યાદિ ગણ સન્નિપાતજ્વરને દૂર કરનાર કહ્યો છે. ઉપદ્રવસહિત ઉધરસ વગેરે બધા રોગોમાં આપવો. ૨૧૩,૨૧૪

पिपासा-ज्वरनाशक कषाय अने यवागू—

તરસ તથા જ્વરને દૂર કરનારા કષાયો તથા યવાગૂઓ 'ભેષજાધ્યાય'માં કહ્યાં છે તેનો પણ વૈદ્યે પ્રયોગ કરવો. ૨૧૫

जीर्णज्वरमां घृतयोग शा माटे आपवा—

રૂક્ષ દેહવાળાના જે જ્વરો કષાય-વમન-લંઘન તથા લઘુભોજનથી શાંત થતા નથી તેનું ઔષધ ઘી છે. કારણ કે જ્વર કરનાર પિત્ત રૂક્ષ હોય છે અને પિત્તથી જેનું શરીર રૂક્ષ થયું છે એવા રોગીનો જે વાયુરૂપ ધાતુ પાછળથી બળવાન થાય છે, તેનો સ્નેહથી નાશ કરી શકાય છે. ૨૧૬,૨૧૭

જ્વરની શાંતિ માટે આ બધા કષાયોનો ઘીની સાથે પ્રયોગ કરવો. તે અગ્નિને ઉદ્દીપ્ત કરનારા તથા કલ્યાણકારી છે. ૨૧૮

पिप्पल्यादि घृत--

પીપર, ચંદન, મોથ, વાળો, કડુ, ઇન્દ્રજવ, ભોંયઆમલી, સારિવા, અતિવિષ, શાલપર્ણી, દ્રાખ, આમળાં, બીલી, ત્રાયમાણ તથા બેઠી ભોરીંગણી–એનાથી સિદ્ધ કરેલું ઘી શીઘ્ર જીર્ણજ્વરનો નાશ કરે છે. ક્ષય, ઉધરસ, મસ્તકશૂળ, પડખાનું શૂળ, હલીમક, ખભા તપવા તથા વિષમ અગ્નિનું શમન કરે છે. ૨૧૯–૨૨૧

वासादि घृत--

અરડૂસી, ગળો, ત્રિફળા, ત્રાયમાણ તથા જવાસો–એનો ક્વાથ કરી, તેથી બમણા દૂધથી, પીપર, મોથ, દ્રાખ, ચન્દન, કાળું કમળ તથા સૂંઠ–એના કલ્ક વડે ઘૃત સિદ્ધ કરવું. તે જીર્ણજ્વરનો નાશ કરનારું થાય છે. ૨૨૨ ૨૨૩

बलादि घृत--

બલા, ગોખરુ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, પૃશ્નિપર્ણી, શાલપર્ણી, લીંબડો, ખડસલિયો, મોથ, ત્રાયમાણ તથા ધમાસો–એનો ક્વાથ કરીને, કલ્ક માટે તામલકી, કચૂરો, દ્રાખ, પુષ્કરમૂળ, મેદા તથા આમળાં લઈને ઘી તથા દૂધ મેળવીને પકાવવાં. આ પ્રમાણે સિદ્ધ થયેલું ઘી સર્વ જ્વરનું પરમ નાશ કરનારું થાય છે અને ક્ષય, ઉધરસ, મસ્તકશૂળ, પડખાનું શૂળ તથા ખભાનું તપવું–એનો નાશ કરે છે. ૨૨૪–૨૨૬

ज्वरमां संशोधनने योग्य अवस्था—

ઘણા દોષવાળા જ્વરમાં રોગીને ઉચિત સમયે બુદ્ધિમાન વૈદ્યે જે કલ્પસ્થાનમાં કહેવામાં આવશે તે ઊર્ધ્વ-સંશોધન તથા અધઃ સંશોધન આપવાં જોઈએ. ૨૨૭

वमनना योगो--

જ્વરની શાંતિ માટે પીપરની સાથે અથવા ઇન્દ્રજવની સાથે કે જેઠીમધની સાથે વમન કરનારાં મીંઢળનું ગરમ પાણી સાથે પાન કરવું. જ્વરમાં મધમિશ્રિત જળ, શેરડીનો રસ, લવણોદક, મદ્ય કે તર્પણ વડે વમન કરાવવું શ્રેષ્ઠ છે. ૨૨૮,૨૨૯

ज्वरमां विरेचनना योगो--

દ્રાખ અથવા આમળાંના રસરૂપ વિરેચનનું પાન કરવું અથવા આમળાંનો રસ ઘીમાં છમકારીને તેનું પાન કરવું–એ જ્વરને દૂર કરે છે. ૨૩૦

નસોતરનું ચૂર્ણ મધ તથા ઘીથી ચાટવું; અથવા મધ તથા ઘી મેળવેલો ત્રિફળાનો રસ પીવો. અથવા જ્વરવાળા રોગીએ દૂધની સાથે અથવા દ્રાખના રસની સાથે ગરમાળાનું પાન કરવું; અથવા દૂધની સાથે નસોતર કે ત્રાયમાણનું પાન કરવું. દ્રાખના રસની સાથે હરડેનું પાન કરવાથી અથવા દ્રાખનો ક્વાથ ઊના દૂધના અનુપાનથી પીવાથી મનુષ્ય જ્વરથી મુક્ત થાય છે. ૨૩૧–૨૩૩

ज्वरमां क्षीरना योगो--

પંચમૂળ એટલે બેઠી ભોરીંગણી, ઊભી ભોરીંગણી, શાલપર્ણી, પૃશ્નિપર્ણી અને ગોખરુથી સિદ્ધ કરેલા દૂધનું પાન કરવાથી રોગી ઉધરસ, શ્વાસ, મસ્તકશૂળ, પાર્શ્વશૂળ તથા જીર્ણજ્વરથી મુક્ત થાય છે. ૨૩૪

એરંડાના મૂળથી અથવા કાચા બીલીના ફળથી સિદ્ધ કરેલા દૂધના પાનથી પરિકર્તિકાવાળા જ્વરમાંથી મુક્ત થવાય છે. ૨૩૫

त्रिकंटकादि दूध--

ગોખરુ, બલા, ભોરીંગણી, ગોળ તથા સૂંઠથી સિદ્ધ કરેલું દૂધ મળમૂત્રના અવરોધને તથા સોજાને તથા જ્વરને દૂર કરે છે. ૨૩૬

नागरादि दूध—

સૂંઠ, દ્રાક્ષ તથા ખજુરથી સિદ્ધ કરેલું, ઘી-મધ તથા સાકર મેળવેલું દૂધ તરસ તથા જ્વરનો નાશ કરે છે. ૨૩૭

ज्वरमां दूधना प्रयोगना गुणो—

ચારગણા જળથી સિદ્ધ કરેલું દૂધ જ્વરને દૂર કરે છે. ધારોષ્ણ દૂધ વાતપિત્તજ્વરનો શીઘ્ર નાશ કરે છે. દૂધ એ બધા જીર્ણજ્વરોનું પરમ પ્રશમન છે. તે દોષને અનુસરીને, ઔષધોથી સિદ્ધ કરેલું ઊનું કે ટંડું પીવું. ૨૩૮,૨૩૯

ज्वरमां निरूह तथा अनुवासनना प्रयोगो—

દોષ જ્યારે પક્વાશયમાં રહ્યો હોય ત્યારે સિદ્ધિ-સ્થાનમાં પણ કહેલા, જ્વરને દૂર કરનારા, નિરૂહ તથા અનુવાસનોનો પ્રયોગ કરવો. ૨૪૦

पटोलादि बस्ति—

પરવલ તથા લીંબડાનાં પાન, વાળો, ગરમાળો, વાળો, રોહિણી, કડુ, ગોખરુ, મીંઢળ, શાલપર્ણી, બલા-એ બધાંને અર્ધું જળ મેળવેલા દૂધમાં પકાવતાં દૂધ માત્ર બાકી રહે ત્યારે તે ક્વાથમાં મધ તથા ઘી મેળવીને, મીંઢળ, મોથ, પીપર, જેઠીમધ તથા ઇન્દ્રજવના કલ્કથી યુક્ત કરીને જ્વરને દૂર કરનાર બસ્તિ આપવો. માર્ગ શુદ્ધ થતાં, દોષ દૂર થતાં અને ધાતુઓ નિર્મળ થતાં, જેની અંગપીડા શાંત થઈ છે તથા અંગો હલકાં થયાં છે એવો રોગી જ્વરરહિત થાય છે. ૨૪૧–૨૪૪

आरग्वधादि बस्ति—

ગરમાળો, વાળો, મીંઢળ અને ચાર પ્રકારની પર્ણી, એટલે શાલપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્ગપર્ણી, માષપર્ણી–એનો ક્વાથ તૈયાર કરવો. તેમાં ચકલા, મીંઢળ, મોથ, સુવા તથા જેઠીમધનો કલ્ક તથા ઘી, ગોળ, મધ મેળવવાથી જ્વરનાશક ઉત્તમ બસ્તિપ્રયોગ થાય છે. ૨૪૫,૨૪૬

गुडूच्यादि निरूह —

વૈદ્યે ગળો, ત્રાયમાણ, ચંદન, જેઠીમધ, અરડુશી, શાલપર્ણી, બલા, પૃશ્નિપર્ણી અને મીંઢળ–એનો ક્વાથ સિદ્ધ કરી, તેમાં જાંગલ પશુપક્ષીઓના માંસરસની સાથે પીપર, મીંઢળ, મોથ તથા જેઠીમધનો કલ્ક, થોડું લવણ-મધ તથા ઘી મેળવીને યુક્તિથી નિરૂહ બસ્તિ આપવી. એ જ્વરને શાંતકરનાર, બલ-વર્ણ-સ્વેદ તથા રુચિ કરનાર છે. ૨૪૭–૨૪૯

जीवन्त्यादि अनुवासन—

વૈદ્યે જીવન્તી, જેઠીમધ, મેદા, પીપર, મીંઢળ, વજ, ઋદ્ધિ, રાસ્ના, બલા, સુંઠ, સુવા અને શતાવરીને વાટીને દૂધ-પાણી-ઘી તથા તેલમાં પકાવવાં. આ અનુવાસન બસ્તિને માટે તૈયાર થયેલો સ્નેહ જ્વરને દૂર કરનાર જાણવો. ૨૫૦,૨૫૧

पटोलादि अनुवासन—

પરવલ, લીંબડો, ગળો, જેઠીમધ અને મીંઢળ-એનાથી તૈયાર કરેલો સ્નેહ જ્વરનાશક અનુવાસન છે.૨૫૨

चन्दनादि अनुवासन—

ચંદન, અગર, શીવણ, પરવળ, જેઠીમધ અને કાળું કમળ–એનાથી સિદ્ધ કરેલો સ્નેહ જ્વરને દૂર કરનાર સ્નેહબસ્તિરૂપે શ્રેષ્ઠ છે. ૨૫૩

ज्वरमां शिरोविरेचन अने धूमवर्ति—

જે 'ભેષજાધ્યાય'માં કહ્યાં છે તથા વિમાનસ્થાનમાં 'રોગભેષજ'માં કહ્યાં છે તે તે જ્વરને દૂર કરનારાં શિરો-વિરેચન યુક્તિને જાણનારા વૈદ્યે યોજવાં. ૨૫૪

'માત્રાશિતીય' નામના અધ્યાયમાં જે નાવનિક અણુતૈલ તથા જે ધૂમવર્તિઓ કહી છે તેનો જ્વરમાં પણ પ્રયોગ કરવો. ૨૫૫

ज्वरमां अभ्यंग-प्रदेह अने परिषेक—

બન્ને પ્રકારના જ્વરની શીતતા કે ઉષ્ણતાનો વિવેક કરીને યોગ્યતાનુસાર અભ્યંગ, પ્રદેહ અને પરિષેક કરાવવા. ૨૫૬

વૈદ્યે હજાર વાર ધોયેલું ઘી અથવા ચન્દનાદિ તેલ દાહયુકત જવરનું શમન કરનાર અભ્યંગ તરીકે આપવું. ૨૫૭

ચન્દનાદિ તૈલ—

હવે અમે ચન્દનાદિ તેલનો ઉપદેશ કરશું. ચન્દન, શૈલેય, ભદ્રશ્રી, કાળાનુસાર્ય, કાલીયક, પદ્મા, ભારંગમૂળ, પદ્મક, વાળો, સારિવા, જેઠીમધ, પ્રપૌંડરીક, નાગકેશર, કાળો વાળો, વન્ય પદ્મ, કાળું કમળ, નલિન, કુમુદ, સૌગંધિક, પુંડરીક, શતપત્ર બિસ, મૃણાલ, શાલૂક, સેવાળ, કસેરુ, અનંતા, કુશ, કાસડાનું મૂળ, શેરડીનું મૂળ, દર્ભમૂળ, બરુમૂળ, શાળનાં મૂળ, જાંબુ, વેતસ, વાનીર, ગુન્દ્રા, અર્જુન, અસન, અશ્વકર્ણ, સ્યન્દન, વાતપોથ, શાલ, તાડ, ધવ, તિનિશ, ખેર, કદર, કદંબ, શીવણનાં ફળ, સર્જ, પીપળ, વડ, કપીતન, ઊંબરો, પીપળો, ન્યગ્રોધ, ધાવડી, દૂર્વા ઇત્કટક, શીંગોડા, મજીઠ, માલકાંકણી, કમળકાકડી, ક્રૌંચાદન, બોર, કોવિદાર, કેળ, બહેડાં, લીંબડો, શતપર્વા, શીતકુંભિકા, શતાવરી, શ્રીપર્ણી, શ્રાવણી, મહાશ્રાવણી, રોહિણી, શીતપાકી, ઓદનપાકી, કાલા, બલા, ક્ષીરકાકોલી, વિદારીકંદ, જીવક, ઋષભક, મેદા, મહામેદા, મધુરસા, ઋષ્યપ્રોકતા, તૃણશૂન્ય, મોચરસ, અરડૂસો, બોલસરી, કડાછાલ, પરવળ, લીંબડો, શેમળો, નારિયેળ, ખજૂર, દ્રાખ, ચારોલી, ધઉંલા, ધન્વન, કોંચાં, મહુડાં—એ અને બીજાં શીતવીર્ય ઔષધોમાંથી જેટલાં મળે તેટલાંનો કવાથ કરવો. બમણું દૂધ મેળવેલા તે કવાથથી તે ઔષધોના કલ્ક વડે, કષાયથી અર્ધ પ્રમાણનું તેલ મંદાગ્નિ ઉપર પકાવવું. આ તેલ અભ્યંગ કરવાથી શીઘ્ર દાહજ્વરને દૂર કરે છે. બહુ બારીક ન વાટેલાં તથા સારી રીતે ઠંડાં એ જ ઔષધોથી ઉકાળીને ઠંડુ કરેલું જળ અવગાહ તથા પરિષેક માટે યોજવું. ૨૫૮

(આ પ્રમાણે ચન્દનાદ્ય તૈલ થયું).

જ્વરમાં દાહપ્રશમનના ઉપચારો—

મધ, કાંજી, દૂધ, દહીં, ઘી તથા જળનો પરિષેક અને સ્નાન—એ શીતસ્પર્શવાળાં હોવાથી શીઘ્ર દાહજ્વરને દૂર કરે છે. ૨૫૯

એ બાબતમાં શ્લોકો છે—

દાહથી પીડાતા રોગીએ, અત્યંત ઠંડાં પુષ્કરનાં પાંદડાં, પદ્મ તથા ઉત્પલનાં પાંદડાં કે કદલીનાં પાંદડાંઓ ઉપર અથવા ચંદનના જળથી ઠંડાં કરેલાં નિર્મળ ક્ષૌમ વસ્ત્રો ઉપર, ઠંડા ફુવારાવાળા ઘરમાં અથવા બરફના ઠંડા જળથી છાંટેલા ઘરમાં સુખપૂર્વક શયન કરવું. ૨૬૦-૬૧

ચંદનના જળથી ઠંડાં તથા જેનો સ્પર્શ સુખકારક છે તેવાં સુવર્ણ, શંખ, પ્રવાલ, મણિ તથા મોતીનો સ્પર્શ કરવો. ૨૬૨

પુષ્પની માળાઓ વડે, નીલ કમળો વડે, કમળો વડે અથવા ચન્દનના જળને વર્ષાવતા અને ઠંડા પવન નાખતા વિવિધ પંખાઓ વડે પંખો નાખવો. નિર્મળ જળવાળાં નદીઓ, તળાવો, પુષ્કરિણીઓ અને ધરાઓ સ્નાન માટે હિતકારી તથા દાહ, તરસ, ગ્લાનિ અને જ્વરને દૂર કરનારાં છે. ૨૬૩,૨૬૪

પ્રિય, અનુકૂળ આચરણવાળી, ચન્દનનો લેપ કરેલ, તથા મણિ અને મોતીનાં આભૂષણોવાળી પ્રમદાઓએ પરમ કામનાથી આલિંગનાદિકથી સાન્ત્વન કરવું. ૨૬૫

ઠંડાં ખાનપાન, ઠંડાં ઉપવનો, ઠંડા વાયુઓ તથા ઠંડા ચન્દ્રનાં કિરણો—એ દાહજવરને દૂર કરનારાં ૨૬૬

અગુર્વાદિ તૈલ—

હવે ઉષ્ણની ઇચ્છાવાળા જ્વરના રોગીઓને માટે અભ્યંગ વગેરેનો ઉપદેશ કરશું.

અગર, કુષ્ઠ, તગર, પત્ર, જટામાંસી, શૈલેય, ધ્યામક, હરેણુકા, સ્થૌણેયક, ક્ષેમક, એલચી, વરાંગદલ, ગુગળ, તમાલપત્ર, ભૂતીક, રોહિષ, સરલ, શલ્લકી, દેવદાર, અગ્નિમંથ, બીલી, અરડૂસો, શીવણ, પાટલા, સાટોડી રાતી સાટોડી, ભોરીંગણી, ઊભી ભોરીંગણી, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, માષપર્ણી, મુદ્ગપર્ણી, ગોખરુ, એરંડો, સરગવો, વરુણ, આકડો, ચિરબિલ્વ, તિલ્વક, કચૂરો, પુષ્કરમૂળ, ગંડીર, ઉરુબૂક, પત્તૂર, અક્ષીવ,

અશ્મંતક, રાતો સરગવો, બીજોરું, પીલુક. મૂલકપર્ણી, તિલપર્ણી, પીલુપર્ણી, મરડાશીંગી, હિંસ્રા, દંતશઠ, ઐરાવતક, ભિલામાં, આસ્ફોત, કાંડીર, આત્મજા, એકૈષીકા, કરંજ, ધાણા, અજમોદ, પૃથ્વીકા, સુમુખ, સુરસ, કુઠેરક, કાલમાલક, પર્ણાસ, ક્ષવક, મરવો, ભૂસ્તૃણ, આદુ, પીપર, સરસવ, અશ્વગંધા, રાસ્ના, રુહા, રોહા, વજ, બલા, અતિબલા, ગળો, સુવા, શીતવલ્લી, નાકુલી, ગન્ધનાકુલી, શ્વેતા, માલકાંકણી; ચિત્રક, અધ્યંડા, અમ્લચાંગેરી, તલ, બોર, કળથી, અડદ; એ અને એના જેવાં બીજાં ઉષ્ણ વીર્ય ઔષધોમાંથી જેટલાં મળે તેટલાંનો ક્વાથ કરવો. તે ઔષધોનો કલ્ક અને સુરા, સૌવીરક, તુષોદક, મૈરેય, મેદક, દાધિમંડ, કાંજી તથા કર્વર જેમાં નાખવામાં આવ્યાં છે એવા તે કષાયથી ૨૫૬ તોલા તેલ પકાવવું. સાધારણ ગરમ એવા તે તેલથી જેને ઉષ્ણની ઇચ્છા છે એવા જ્વરના દરદીને અભ્યંગ કરવો. એમ કરવાથી શીતજ્વર શાંત થાય છે. બહુ બારીક વાટેલાં તથા સાધારણ ગરમ એવાં એ જ ઔષધો વડે પ્રદેહ કરાવવો. તથા શીતજ્વરની શાંતિ માટે એ જ ઔષધોથી ઊકાળેલું સહન થાય તેવું ઊનું જળ અવગાહન તથા પરિષેક માટે યોજવું. ૨૬૭

(આ પ્રમાણે અગુર્વાદ્ય તૈલ થયું.)

ज्वरमां शीतना प्रशमनना उपचारो—

એ બાબતમાં શ્લોકો છે—

'સ્વેદાધ્યાય'માં તેર પ્રકારના સ્વેદ કહ્યા છે. તેનો માત્રા તથા કાળને જાણનારાએ યોગ્ય ઉપયોગ કરવાથી શીતજ્વરનો નાશ કરે છે. ૨૬૮

તે કુટી, તે શય્યા, તે આચ્છાદાન તથા અગરના ધાટા ધૂપ શીતજ્વરને શીઘ્ર શાંત કરે છે. ૨૬૯

સુંદર અને પુષ્ટ અંગોવાળી, તરુણ પ્રમદાઓ આલિંગનથી યૌવનની ગરમી વડે શીતજ્વરનો શીઘ્ર નાશ કરે છે. ૨૦૭

પસીનો લાવનારાં તથા વાતકફને દૂર કરનારાં અન્નપાન, સંસર્ગના બળને અનુસરીને યોજવાથી, શીતજ્વરને શીઘ્ર જીતી લે છે. ૨૭૧

ज्वरमां लंघन जेने हितकर नथी ते—

વાતથી થયેલા, શ્રમથી થયેલા, જીર્ણ તથા ક્ષતથી થયેલા જ્વરમાં લંઘન હિતકારક નથી એમ જાણવું. તેઓની શમન ઓષધોથી ચિકિત્સા કરવી. ૨૭૨

ज्वरमां लंघनादि क्रम करवामां युक्ति—

દોષો મનુષ્યોના આમાશયની ગરમીને બહાર કાઢી પોતે રસધાતુમાં જઈને જ્વર ઉત્પન્ન કરે છે તેથી અગ્નિનું બલ ક્ષીણ થાય છે. ૨૭૩

જેવી રીતે પ્રજ્વલિત અને બળતણવાળો પણ અગ્નિ પવનથી બહાર ધકેલાતો હોય તો પાત્રમાં રહેલા ભાતને સારી રીતે પકાવી શકતો નથી, તેવી રીતે દોષો વડે મનુષ્યોના આમાશયમાંથી બહાર ધકેલાયેલો અગ્નિ ખાધેલા ખોરાકને પચાવી શકતો નથી અથવા હલકા ખોરાકને કઠિતાથી પચાવે છે; માટે અગ્નિના બલની રક્ષા માટે લંઘનાદિકનો ક્રમ હિતકારી છે. ૨૭૪,૨૭૫½

ज्वर आठमे दिवसे निराम थाय तेनुं कारण—

સાતે ધાતુઓમાં રહેલા મળો સાત દિવસમાં પાકી જાય છે અને તેથી પ્રાયઃ આઠમે દિવસે જ્વર નિરામ કહેવામાં આવ્યો છે. ૨૭૬½

ज्वरमां भारे खोराकनो निषेध—

અત્યંત પ્રવૃદ્ધ દોષવાળો, મંદાગ્નિવાળો મનુષ્ય વિશેષે કરીને ગુરુ ભોજન કરે છે તો એકાએક પ્રાણમુક્ત થાય છે અથવા દીર્ઘકાળપર્યંત ક્લેશ પામે છે. ૨૭૭½

આ કારણને લઈને વિદ્વાન વૈદ્યે, વાતજ્વરમાં પણ રોગીને પ્રારંભમાં એકાએક અતિગુરુ કે અતિસ્નિગ્ધ ભોજન કરાવવું નહિ. ૨૭૮½

वातज्वरमां शरूआतमां अभ्यंग वगेरे करवां जोईए—

અનુબંધરહિત રોગીઓને વાતજન્ય જ્વરમાં શરૂઆતમાં ચિકિત્સાક્રમની દરકાર કર્યા વિના અભ્યંગ આદિનો ઉપક્રમ કરવો જોઈએ. ૨૭૯,૨૮૦

કષાયનું પાન કરાવી માંસરસનું ભોજન કરાવવું. અને જીર્ણજ્વરને દૂર કરનારો સર્વ પ્રકારે ઉપક્રમ કરવો. ૨૮૦ ફૈ

સાત દિવસે पण जो ज्वरनुं पाचन न थाय तो चिकित्सा–

કફપ્રકૃતિવાળા, અલ્પ વાતવાળા તથા અલ્પ પિત્તવાળાઓનો કફાધિક શીતજ્વર સાત દિવસેથી પણ પરિપાકને પામતો નથી. ૨૮૧ ફૈ

લંઘન, અલ્પ ભોજન ઇત્યાદિથી યથોક્ત ક્રમ વડે દશ દિવસ પર્યંત ઉપક્રમ કરીને કષાય ઇત્યાદિથી તેની ચિકિત્સા કરવી. ૨૮૨ ફૈ

ज्वरमां दोषापेक्षिणी चिकित्सा—

જે આમયુક્ત કફથી થયેલા તથા કફપિત્તથી થયેલા જ્વરો છે તેમાં દરેક રોગીને 'લંઘનીય' અધ્યાયમાં કહેલું લંઘન કરાવવું. ૨૮૩ ફૈ

બુદ્ધિમાન વૈદ્યે કફ, પિત્ત કે વાતથી થયેલા જ્વરોમાં અનુક્રમે વમન, વિરેચન અને બસ્તિથી ઉપચાર કરવો. ૨૮૪ ફૈ

દ્વંદ્વજ કે સન્નિપાતજ જ્વરોને, ન્યૂનાધિકતા સમજીને, દોષના ક્રમની અપેક્ષા રાખનારા વૈદ્યે યથોકત ઔષધોથી જીતવા. ૨૮૫ ફૈ

એક દોષને વધારીને અથવા વધેલાને ઘટાડીને અથવા કફસ્થાનના અનુક્રમથી સન્નિપાતજ્વરને જીતવો. ૨૮૬ ફૈ

कर्णमूलशोथनी चिकित्सा—

સન્નિપાતજ્વરના અંતમાં કાનના મૂળમાં ભયંકર સોજો થાય છે, તેમાંથી કોઈક જ બચી જાય છે. ૨૮૭ ફૈ

રક્તમોક્ષણ, ઘૃતપાન, કફપિત્તનાશક પ્રદેહ એટલે લેપ નસ્ય તથા કવલગ્રહો વડે તેને શીઘ્ર જીતી લેવો. ૨૮૮ ફૈ

ज्वरमां रक्तावसेचननी अवस्था—

જેનો જ્વર શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, ઇત્યાદિથી શાંત થતો નથી, તેનો શાખાને અનુસરનારો જ્વર રક્તમોક્ષણથી શાંત થાય છે. ૨૮૯ ફૈ

विसर्प-अभिघात-विस्फोटक ज्वरनी चिकित्सा—

વિસર્પ, અભિઘાત તથા વિસ્ફોટકોથી થયેલો જ્વર, જો તે કફપિત્તપ્રધાન ન હોય તો, તેમાં પ્રથમ ઘીનું પાન કરાવવું. ૨૯૦ ફૈ

जीर्णज्वरमां चिकित्सा—

દેહના ધાતુઓ દુર્બળ હોવાથી જીર્ણજ્વર રહ્યા કરે છે. તેથી બલપ્રદ તથા બૃંહણ આહારોથી તેની ચિકિત્સા કરવી. ૨૯૧ ફૈ

तृतीयक-चतुर्थक ज्वरनी चिकित्सा—

સાધારણ કર્મ તૃતીયક તથા ચતુર્થકને હણે છે. વિષમજ્વરમાં આગન્તુક પ્રાયઃ અનુબન્ધરૂપ હોય છે. ૨૯૨ ફૈ

विषमज्वरमां चिकित्साक्रम—

વાતપ્રધાન વિષમજ્વરને ઘી, બસ્તિઓ, અનુવાસનો તથા સ્નિગ્ધ તથા ઉષ્ણ અન્નપાનો વડે શાંત કરવો. ૨૯૩ ફૈ

પિત્તપ્રધાન વિષમજ્વરને વિરેચન, દૂધ, સંસ્કાર કરેલું ઘી તથા કડવા અને શીત પદાર્થોથી જીતવો. ૨૯૪ ફૈ

કફપ્રધાન વિષમજ્વરમાં વમન, પાચન, રૂક્ષ અન્નપાન, લંઘન, કષાય તથા ઉષ્ણ દ્રવ્ય શ્રેષ્ઠ છે. ૨૯૫ ફૈ

विषमज्वरनाशक योगो—

વિષમજ્વરનો નાશ કરનારા શ્રેષ્ઠ યોગો કહેવાશે. દોષાદિકનો વિભાગ કરીને બુદ્ધિમાને તેનો ઉપયોગ કરવો. ૨૯૬ ફૈ

વિષમજ્વરમાં પીવા માટે મંડસહિત સુરા તથા ભોજન માટે કૂકડો, તેતર તથા મોર–એનો પ્રયોગ કરવો. ૨૯૭ ફૈ

ષટ્પલ ઘૃતનું પાન કરવું અથવા અભયાનો પ્રયોગ કરવો. ત્રિફળાનો કષાય પીવો કે ગળોનો રસ પીવો. ૨૯૮ ફૈ

યુક્તિથી સ્નેહ તથા સ્વેદ જેને કરવામાં આવ્યાં છે એવા રોગીએ જ્વર આવે ત્યારે ગળી, અજગંધા, નસોતર તથા કડુનું પાન કરવું. ૨૯૯ ફૈ

ઘીનું મોટું પ્રમાણ પીને પછી વમન કરવું અથવા ઘણાં અન્નપાન લઈને પછી વમન કરવું. ૩૦૦ ફૈ

વિષમવજ્વરમાં જ્વરના આગમન સમયે અન્નસહિત ઘણા મદ્યનું પાન કરીને શયન કરવું અથવા આસ્થાપન કે યાપના બસ્તિ આપવી. અથવા તે દિવસે દૂધની સાથે બિલાડીની વિષ્ટાનું પાન કરવું અથવા દહીંના મંડ કે સુરાની સાથે સિંધાલૂણ મેળવેલું બળદનું છાણ પીવું. ૩૦૧–૩૦૨½

વિષમજ્વરમાં પીપર, ત્રિફળા, દહીં, છાસ, પંચગવ્ય ઘૃત કે દૂધના પ્રયોગ કરવો. ૩૦૩½

ભોજનની પહેલાં તેલ સહિત લસણનું કે મેદવાળા ઉષ્ણવીર્ય માંસોનું ભક્ષણ કરવું. ૩૦૪½

હિંગની સમાન સિંધાલૂણવાળી વાઘની ચરબી, જૂનું ઘી અને તે પ્રમાણે સિંધાલૂણ મેળવેલી સિંહની વસા એ નસ્ય આપવાં. ૩૦૫½

વિષમજ્વરમાં સિંધાલૂણ, પીપરના દાણા અને મનઃશિલને તેલમાં વાટીને આંખમાં અંજન કરવું શ્રેષ્ઠ છે. ૩૦૬½

ગુગળ, લીંબડાનાં પાન, વજ, કુષ્ઠ, હરડે, સરસવ, જવ તથા ઘી–એ જ્વરનાશક ધૂપ છે. ૩૦૭½

મનોવિકારમાં જે ધૂમાડાઓ, ધૂપન, નાવન એટલે નસ્ય તથા અંજન કહ્યાં છે તે વિષમજ્વરમાં કરવાં. ૩૦૮½

મંગળ કરનારા મણિઓ, ઔષધિઓ અને વિષનું ધારણ કરવાથી તથા અગદોનું સેવન કરવાથી જ્વર આવતો નથી. ૩૦૯½

ज्वरમાં દૈવવ્યપાશ્રય ચિકિત્સા—

સંયમી થઈને, પાર્વતીજી-અનુચરો તથા માતૃગણ સહિત મહાદેવનું પૂજન કરતો રોગી શીઘ્ર વિષમજ્વરમાંથી મુક્ત થાય છે. ૩૧૦½

સહસ્ર મસ્તકવાળા, સ્થાવરજંગમના સ્વામી, સર્વ-વ્યાપક વિષ્ણુની વિષ્ણુસહસ્રનામથી સ્તુતિ કરતો રોગી સર્વ જ્વરોને દૂર કરે છે. ૩૧૧½

બ્રહ્મા, અશ્વિનીકુમારો, ઇન્દ્ર, અગ્નિ, હિમાલય, ગંગા તથા મરુદ્દગણોનું યજ્ઞ દ્વારા પૂજન કરતો રોગી જ્વરને જીતે છે. ૩૧૨½

માતાપિતાની ભક્તિ, ગુરુઓનું પૂજન, બ્રહ્મચર્ય, તપશ્ચર્યા, સત્ય, નિયમ, જપ, હોમ, દાન, વેદોનું શ્રવણ તથા સજ્જનોનાં દર્શનથી મનુષ્ય શીઘ્ર જ્વરથી મુક્ત થાય છે. ૩૧૩–૩૧૪½

रसादि धातुगत ज्वरनी चिकित्सा—

જ્વર જો રસમાં રહ્યો હોય તો વમન તથા ઉપવાસ કરાવવા; રક્તમાં રહ્યો હોય તો પરિષેક, પ્રદેહ તથા સંશમન કરાવવાં; માંસ તથા મેદમાં રહ્યો હોય તો ઉપવાસ સહિત વિરેચન હિતકર છે અને અસ્થિ કે મજ્જામાં રહ્યો હોય તો અનુવાસનસહિત નિરૂહ બસ્તિ આપવી. ૩૧૫,૩૧૬½

अभिघात-काम-क्रोध-शोक અને भयजन्य ज्वरनी चिकित्सा—

શાપ, અભિચાર અથવા ભૂતાભિષંગથી જે જ્વર થયો હોય તેમાં સઘળાં દૈવવ્યપાશ્રય ઔષધો ઇષ્ટ છે. ૩૧૭½

ઘીનું પાન તથા અભ્યંગ, રક્તમોક્ષણ અને સાત્મ્ય એવાં મદ્ય, માંસરસો અને ઓદનથી અભિઘાતજ્વર નાશ પામે છે. જો જ્વર આનાહયુક્ત હોય તો મદ્ય જેને સાત્મ્ય છે એવા રોગીઓને મદિરા તથા માંસરસનું ભોજન કરાવવાથી જ્વર નાશ પામે છે. ૩૧૮,૩૧૯½

ક્ષત તથા વ્રણવાળાના જ્વર ક્ષત તથા વ્રણની ચિકિત્સા વડે નાશ પામે છે.

કામ, શોક તથા ભયથી થયેલા જ્વરો આશ્વાસન, પ્રિય વસ્તુઓની પ્રાપ્તિ, વાયુનું પ્રશમન કરનાર ઔષધ તથા હર્ષને ઉત્પન્ન કરનારા પદાર્થો વડે શાંત થાય છે. ૩૨૦½

ઇચ્છિત તથા મનને પ્રિય લાગે તેવા વિષયો, પિત્તને શાંત કરનારા ઉપચારો તથા સારાં વાક્યો વડે ક્રોધજન્ય જ્વર શાંત થાય છે. ૩૨૧½

કામથી ક્રોધજ્વર તથા ક્રોધથી કામજ્વર તથા તે બન્નેથી ભય અને શોકથી ઉત્પન્ન થયેલો જ્વર નાશ પામે છે. ૩૨૨½

જ્વરના વેગને કે કાળને યાદ કરતો જે રોગી જ્વરવાળો થાય છે તેની સ્મૃતિને પ્રિય તથા વિચિત્ર વિષયો વડે હઠાવવી. ૩૨૩½

ज्वरमोक्षनां लक्षणो—

જ્વરની મુક્તિમાં પુરુષ કણછતો કણછતો વમન કરે છે, ચેષ્ટા કરે છે, જોરથી શ્વાસોચ્છવાસ લેતો, વિવર્ણવાળો, પસીનો આવેલા અંગવાળો, કંપે છે, વારંવાર મોહ પામે છે, પ્રલાપ કરે છે, સઘળાં ઊનાં અંગવાળો અથવા ઠંડા અંગવાળો થાય છે. ભાનરહિત, જ્વરના વેગથી ખિન્ન અને ક્રોધયુક્ત હોય એવો દેખાય છે, દોષ તથા શબ્દવાળો, પાતળો અને વેગવાળો મળ આવે છે. વિચક્ષણ વૈદ્યે જ્વરની મુક્તિમાં આ લક્ષણો જાણવાં. ૩૨૪–૩૨૬

ઘણાં દોષવાળા રોગીને નવો જ્વર પ્રાયઃ બળવાન હોય છે. તે ક્રિયાદ્વારા દોષનો પરિપાક થવાથી, જો ઊતરી જાય છે તો તે ભયંકર રીતે ઊતરી જાય છે. દોષને લઈને વેગ ઉત્પન્ન કરીને જે જ્વરો ક્રમથી ઊતરે છે, તે ચિરકારી જ્વરોની મુક્તિ ભયંકર હોતી નથી. ૩૨૭ ૩૨૮

मुक्तज्वरनां लक्षणो—

ક્લમ તથા સંતાપરહિત, પીડારહિત, પ્રસન્ન ઇન્દ્રિઓવાળા તથા સ્વાભાવિક સત્ત્વથી યુક્ત મનુષ્યને જ્વરરહિત જાણવો. ૩૨૯

ज्वरमां वर्जनीय भावो—

જ્વરવાળા કે જ્વર ઊતરી ગયેલા મનુષ્યે વિદાહી-ગુરુ- અસાત્મ્ય અને વિરુદ્ધ અન્નપાન તથા મૈથુન, અધિક ચેષ્ટા, સ્નાન અને અધિક ભોજનનો ત્યાગ કરવો જોઈએ. આમ કરવાથી જ્વર શાંત થાય છે અને મટી ગયા પછી પાછો આવતો નથી. જ્વરથી મુક્ત થયેલો મનુષ્ય જયાં સુધી ફરી બલવાન ન થાય ત્યાં સુધી તેણે વ્યાયામ, મૈથુન, સ્નાન તથા હાલચાલનું સેવન કરવું નહિ. ૩૩૦-૩૩૨

ज्वर फरीथी आवे तेनुं कारण—

જેને બલ પ્રાપ્ત થયું નથી એવો જ્વરમુક્ત પુરુષ, આ વર્જ્ય પદાર્થનું સેવન કરે છે તો તેનો જ્વર ફરી ઉથલો મારે છે. ૩૩૩

જેના દોષો ગેરવ્યાજબી રીતે દૂર થયા હોય અને તાવ ચાલ્યો ગયો હોય તેવા મનુષ્યનો જ્વર થોડા પણ અપથ્યથી ફરી આવે છે. ૩૩૪

લાંબા વખતથી કલેશ પામતા દુર્બલ અને ક્ષીણ-તેજવાળા દરદીને ફરી આવેલો જ્વર થોડા વખતમાં મારી નાખે છે. ૩૩૫

અથવા દોષો જ્વર ન કરતાં ક્રમે ક્રમે ધાતુઓમાં પરિપાક પામે છે તો તે તેથી પણ વધારે અપકાર કરે છે. ૩૩૬

દીનતા, શોથ, ગ્લાનિ, પાંડુતા, ભોજનની અનિચ્છા, કંડૂ, કોઠ,પિડકા તથા મંદાગ્નિ કરે છે. દોષોનો સંપૂર્ણ નિકાલ ન થવાથી જતા રહેલા રોગો થોડા પણ અપથ્ય-સેવનથી મનુષ્યોને ફરી પણ થઈ આવે છે. ૩૩૭-૩૩૮

पुनरावृत्त ज्वरनी चिकित्सा—

તેથી જ્વરની નિવૃત્તિ થયા છતાં અવસ્થા, બલ અને શક્તિને અનુસરીને દોષનું સંશોધન કરવું અથવા પ્રયોગો દ્વારા સંશમન કરવું. ૩૩૯

મૃદુ શોધનોથી શુદ્ધિ તથા યાપના બસ્તિઓ હિતકારી છે. તેમજ લઘુ યૂષો અને જાંગલ પશુપક્ષીઓના માંસના રસો હિતકારી છે. ૩૪૦

ફરી આવેલા જ્વરમાં અભ્યંગ-ઉદ્વર્તન-સ્નાન-ધૂપન-અંજન અને તિક્ત ઘૃતો હિતકારી છે. ૩૪૧

ગુરુ-અભિષ્યન્દી તથા અસાત્મ્ય ભોજનથી ફરી આવેલા જ્વરમાં પૂર્વની પેઠે બંધન-ઉષ્ણ ઉપાચાર ઇત્યાદિ ક્રમ કરવો. ૩૪૨

किराततिक्तादि क्वाथ—

વખતોવખત પીધેલાં કરિયાતું, કડુ, મોથ, ખડસલીઓ અને ગળો ફરી આવેલા જ્વરનો નાશ કરે છે. ૩૪૩

કહેલી અને ન કહેલી ચિકિત્સાનો ઉપદેશ—

જ્વરવાળા રોગીઓની તે તે અવસ્થામાં જ્વરના ક્રિયાક્રમની અપેક્ષા રાખનાર વિચક્ષણ વૈદ્યે તે તે ચિકિત્સા કરવી. ૩૪૪

વૈદ્યે જ્વરની શાંતિ માટે યત્ન કરવો જોઈએ—

જ્વર એ રોગોનો રાજા, સર્વ પ્રાણીમાત્રનો નાશ કરનાર અને દારુણ છે. માટે વૈદ્યે વિશેષે કરીને તેની શાંતિને માટે પ્રયત્ન કરવો જોઈએ. ૩૪૫

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

પ્રાણીમાત્રના હિતની ઇચ્છાથી મહર્ષિ આત્રેયે ક્રમ પ્રમાણે પ્રશ્નાનુસાર જ્વરની ચિકિત્સા અગ્નિવેશને કહી. ૩૪૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'જ્વરચિકિત્સા' નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩

---

## અધ્યાય ચોથો

### રકતપિત્ત ચિકિત્સિત

રક્તપિત્તચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'રકતપિત્ત'ની ચિકિત્સાનું વ્યાખ્યાન કરશું.' આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

રક્તપિત્તના વિષયમાં અગ્નિવેશના પ્રશ્નો—

પંચગંગ દેશમાં વિહાર કરતા જીતેન્દ્રિય, મોહરહિત અને અગ્નિ સમાન તેજવાળા પુનર્વસુને પ્રણામ કરીને અગ્નિવેશે કહ્યું. ૩

'હે ભગવન્, આપે રકતપિત્તનાં લક્ષણોસહિત કારણો કહ્યાં છે તે સંબંધી જે કાંઈ કહેવાનું હોય તે, હે ગુરુ, કૃપા કરીને કહો.' ૪

રક્તપિત્તનો તરત પ્રતિકાર કરવો જોઈએ—

ગુરુ બોલ્યાઃ—

'હેતુ તથા લક્ષણોને જાણનારા મનુષ્યે ઘણા ઉપદ્રવવાળા અને અગ્નિની પેઠે શીઘ્રકારી રકતપિત્તની તરત જ ચિકિત્સા કરવી જોઈએ.' ૫

રક્તપિત્તનો હેતુ—

ઉષ્ણ, તીક્ષ્ણ, અમ્લ, કટુ, લવણ, ગરમી અને અન્નનો વિદાહ—એ તેનાં કારણો છે એમ પૂર્વે કહ્યું છે. ૬

રક્તપિત્તની સંપ્રાપ્તિ—

એ કારણોથી પ્રકુપિત થયેલું પિત્ત રકતમાં જાય છે અને રકતમાંથી ઉત્પન્ન થતું હોવાથી રકતમાં પ્રાપ્ત થયેલું પિત્ત રકતને દૂષિત કરતું વૃદ્ધિ પામે છે. ૭

તેની ગરમીથી સ્વિન્ન થતા પ્રત્યેક ધાતુઓમાંથી દ્રવ ધાતુ ઝરે છે અને તે દ્રવ ધાતુથી યુકત થયેલું પિત્ત અત્યંત વૃદ્ધિ પામે છે. ૮

રક્તપિત્ત એ સંજ્ઞાનું કારણ—

રકતના સંયોગથી, રકતને દૂષિત કરવું હોવાથી, ગંધ અને રંગમાં રકતની સમાન હોવાથી પિત્તને વિદ્વાન પુરુષોએ રકતપિત્ત કહ્યું છે. ૯

રક્તપિત્તનું સ્થાન—

તે રકતપિત્ત પ્લીહા અને યકૃતનો આશ્રય કરીને રહ્યું છે; કારણ કે પ્રાણીઓના રકતને વહન કરનારા સ્રોતો પ્લીહા તથા યકૃત જેનું મૂલ છે તેવા છે. ૧૦

રક્તપિત્તમાં દોષની અધિકતા પ્રમાણે લક્ષણો—

કફથી યુકત તે રકતપિત્ત ઘાટું, પાંડુ વર્ણવાળું, સ્નેહવાળું અને પિચ્છિલ હોય છે. વાતયુકત કાળું, લાલ,

ફીણવાળું, પાતળું અને રૂક્ષ હોય છે. પિત્તયુક્ત કષાય-વર્ણું, કાળું, ગોમૂત્ર જેવું, મેચક વર્ણવાળું, ઘરના ધૂમાડા (ધુંવાસ) જેવું તથા કાજળ જેવું હોય છે. ૧૧,૧૨

બન્ને દોષોના સંસર્ગથી થયેલું, બન્ને દોષોના મિશ્ર લક્ષણવાળું તથા સન્નિપાતથી થયેલું ત્રણે દોષોના લક્ષણોવાળું હોય છે. ૧૨½

रक्तपित्तनी साध्यता तथा असाध्यतानां लक्षणो—

એક દોષના લક્ષણવાળું યાપ્ય છે. બે દોષોના લક્ષણોવાળું સાધ્ય છે અને ત્રણે દોષોના લક્ષણોવાળું અસાધ્ય છે. મન્દ અગ્નિવાળાનું, વેગવાળું, વ્યાધિઓથી જેનો દેહ ક્ષીણ થયો છે તેનું, વૃદ્ધનું અને આહાર ન કરનારા રોગીનું તે રક્તપિત્ત અસાધ્ય છે. ૧૩,૧૪

रक्तपित्तनी बे प्रकारनी गति—

રક્તપિત્તની ગતિ ઉપર અને નીચે કહી છે. ઉપરની ગતિ સાત પ્રકારનાં દ્વારવાળી છે અને નીચેની ગતિ બે દ્વારવાળી છે; કારણ કે મસ્તકમાં સાત છિદ્રો છે અને નીચે બે છિદ્રો છે.

ઊર્ધ્વગતિવાળું સાધ્ય છે, અધોગતિવાળું યાપ્ય છે અને બન્ને માર્ગોને પ્રાપ્ત થયેલું અસાધ્ય છે. ૧૫,૧૬

જ્યારે સઘળાં છિદ્રોમાંથી તથા રૂંવાડાનાં છિદ્રોમાંથી પણ પ્રવૃત્ત થાય છે ત્યારે તેની તે અસંખ્યેય તથા પ્રાણ હરણ કરનારી ગતિ કહેવામાં આવે છે. ૧૭

रक्तपित्तनी असाध्यतानां लक्षणो—

જે રક્તપિત્ત બન્નેમાંના કોઈ પણ માર્ગદ્વારા અત્યંત પ્રવૃત્ત થતું હોય, શવના જેવી ગંધવાળું હોય, જે અત્યંત લાલ કે અત્યંત કાળું હોય, કફ તથા વાતથી યુક્ત હોય, જે કંઠમાં જ અટકી જતું હોય, જે પૂર્વે કહેલા સઘળા ઉપદ્રવોથી યુક્ત હોય, પીળા-નીલા-લીલા કે રાતા રંગથી યુક્ત હોય તથા જે ક્ષીણને કે ઉધરસવાળાને થયું હોય તે મટતું નથી. ૧૮–૨૦

જે બે દોષોવાળું હોય, જે વારંવાર શાંત થઈ ને પ્રકુપિત થતું હોય અથવા જે એક માર્ગમાંથી બીજા માર્ગમાં પ્રવૃત્તિ કરતું હોય તે રક્તપિત્ત યાપ્ય જાણવું. ૨૧

साध्य रक्तपित्तनां लक्षणो—

ઉપરના એક માર્ગમાં પ્રવૃત્ત થયેલું, બલવાનને થયેલું, અત્યંત વેગવાળું નહિ એવું, નવું થયેલું, સુખકર હેમન્તાદિ કાળમાં થયેલું તથા ઉપદ્રવરહિત રક્તપિત્ત સાધ્ય ગણાય છે. ૨૨

रक्तपित्तनो हेतु—

સ્નિગ્ધ-ઉષ્ણ તથા ઉષ્ણ-રૂક્ષ પદાર્થ રક્તપિત્તનું કારણ છે. અધોગ રક્તપિત્તનું પછીનું એટલે ઉષ્ણ-રૂક્ષ કારણ છે અને ઊર્ધ્વગ રક્તપિત્તનું પ્રથમનું એટલે સ્નિગ્ધ-ઉષ્ણ કારણ છે. ૨૩

रक्तपित्तमां दोषनी अधिकता प्रमाणे मार्गनो भेद—

ઊર્ધ્વગામી કફના સંસર્ગવાળું અને અધોગામી વાતના સંબંધવાળું હોય છે અને બન્ને માર્ગમાં પ્રવૃત્ત થયેલું કફ તથા વાત એ બન્નેથી સંબન્ધ રાખવાવાળું હોય છે. ૨૪

रक्तपित्तमां प्रथम स्तंभन न करवुं जोईए—

જેનાં બળ તથા માંસ ક્ષીણ થયાં ન હોય એવા, પૂરેપૂરો ખોરાક લેતા મનુષ્યનું, દોષથી દૂષિત અને બહાર નીકળવાને પ્રવૃત્ત થયેલું રક્તપિત્ત શરૂઆતમાં સ્તંભનને યોગ્ય નથી; કારણ કે પ્રથમથી અટકાવેલું તે ગલગ્રહ, પૂતિનસ્ય, મૂર્ચ્છા, અરુચિ, જ્વર, ગુલ્મ, પ્લીહા, આનાહ, કિલાસ, મૂત્રકૃચ્છ્ર, કુષ્ઠ, હરસ, વિસર્પ, વિવર્ણતા, ભગંદર તથા બુદ્ધિ અને ઇન્દ્રિયોનો ઉપરોધ કરે છે. ૨૫–૨૭

તેથી બલ-દોષનો વિચાર કરનારા તથા સફળતાની ઇચ્છા કરનારા વૈદ્યે બલવાન મનુષ્યના પ્રવૃત્ત થયેલા રક્તપિત્તની શરૂઆતમાં ઉપેક્ષા કરવી. ૨૮

रक्तपितमां मार्ग वगेरे जोई लंघन के तर्पण करवुं—

શરીરીઓના આમદોષને લઈને પ્રાયઃ બહાર નીકળવાની પ્રવૃત્તિ કરતું રકતપિત્ત વૃદ્ધિને પામે છે તેથી તેને પ્રથમ લંઘનયોગ્ય જાણવું. ૨૯

બન્ને માર્ગો, દોષોના સંબન્ધ તથા નિદાનનો વિચાર કરીને, રક્તપિત્તની શરૂઆતમાં, લંઘન કે તર્પણનો પ્રયોગ કરવો. ૩૦

पिपासा माटे ह्रीबेरादि जल—

પાણી પીવાની ઇચ્છાવાળા રોગીને હ્રીબેર, ચંદન, વાળો, મોથ તથા ખડસલીઓ–એથી ઉકાળેલું પાણી અથવા કેવળ ઉકાળીને ઠંડુ કરેલું પાણી આપવું. ૩૧

रक्तपित्तमां तर्पणयोग्य अवस्था—

કાલ, સાત્મ્ય તથા અનુબંધને જાણનાર તથા પદાર્થોના સ્વભાવ તથા સંસ્કારને સમજનાર વૈદ્યે ઊર્ધ્વગ રકતપિત્તમાં પ્રથમ તર્પણ અને અધોગ રકતપિત્તમાં પ્રથમ પેયા આપવી. ૩૨

તર્પણના યોગો—

ખજૂર, દ્રાખ, મહુડાં અને ફાલસાની સાથે ઉકાળીને ઠંડુ કરેલું સાકરવાળું જળ તર્પણ માટે યોજવું. ૩૩

ઘી તથા મધ મેળવેલું તર્પણ લાજાના ચૂર્ણની સાથે આપવું. સમયે પીધેલું તે ઊર્ધ્વગ રકતપિત્તનો નાશ કરે છે. ૩૪

મન્દ અગ્નિવાળા અને અમ્લ જેને સાત્મ્ય છે એવા દરદીને માટે તે તર્પણ દાડમ તથા આમળાંથી અમ્લ રસવાળું બનાવવું અને અમ્લતા માટે તેને તે આપવું. ૩૫

रक्तपित्तमां हितकर अन्नो—

શાલના ચોખા, સાઠી ચોખા, નીવાર, કોદરો, પ્રશાંતિકા, સામો અને કાંગ–એ રક્તપિત્તના દરદીઓનો ખોરાક છે. ૩૬

મગ, મસૂર, ચણા, મઠ અને તુવેર રકતપિત્તના દરદીઓના સૂપ તથા યૂષ માટે પ્રશસ્ત છે. ૩૭

रक्तपित्तमां हितकर शाक—

પરવળ, લીંબડો, વેત્રનો અગ્રભાગ, પીપળાનાં પાન તથા વેતસનાં પાન, કરિયાતાનું શાક, ગંડીર, કહિલ્લક, કોવિદાર, શીવણ તથા શેમળાનાં પુષ્પ અને જે બીજાં રકતપિત્તને દૂર કરનાર હોય તેવાં શાકનો અન્નપાન-વિધિમાં શાકને માટે ઉપયોગ કરવો. કારણ કે બાફીને ઘીથી છમકારેલું અથવા યૂષની પેઠે પકાવેલું તે તે શાક જેને શાક સાત્મ્ય છે એવા રકતપિત્તના રોગીઓને હિતકર છે. ૩૮–૪૦

रक्तपित्तमां हितकर मांस—

કબૂતર, કપોત, લાવ, રકતાક્ષ, વર્તક, સસલા, કપિંજલ, એણ, હરિણ તથા કાલપુચ્છને રકતપિત્તમાં હિતકારી જાણવાં. જરા ખાટા રસવાળા અથવા ખાટા રસ વિનાના ઘીથી છમકારેલા અને સાકર મેળવેલા તેઓના માંસરસોનો ઉપયોગ કરવો. ૪૧,૪૨

જો રકતપિત્ત કફના અનુબંધવાળો હોય તો યૂષ તથા શાક અને વાતના અનુબંધવાળો હોય તો માંસરસ આપવો.

रक्तपित्तमां यवागूना योगो—

હવે યવાગૂઓનો પ્રકાર કહેવામાં આવે છે. ૪૩

પદ્મ તથા ઉત્પલનાં કેસર, પૃશ્નિપર્ણી તથા પ્રિયંગુને જલમાં પકાવવાં; અને તે જલમાં રકતપિત્તના દરદીઓની પેયા પકાવવી. ૪૪

તે રીતે ચન્દન, વાળો તથા લોધરના સૂંઠ મેળવેલા રસમાં અને તે જ રીતે કરિયાતું, વાળો અને મોથના રસમાં પેયા પકાવવી. ૪૫

ધાવડી, ધમાસો, અંબુ તથા બીલીના રસમાં પકાવેલી અથવા મસૂર તથા પૃશ્નિપર્ણીના રસમાં, શાલપર્ણી તથા મગના રસમાં, ઘી તથા બલાથી યુકત એવા

હરેણુકાના રસમાં અથવા કબૂતર ઇત્યાદિના માંસના રસમાં પકાવેલી–એમ પૃથક્ પૃથક્ સિદ્ધ થાય છે. આ પ્રમાણે કહેલી ઠંડી તથા મધ-સાકર મેળવેલી યવાગૂઓ રક્તપિત્તનું શમન કરનારી છે.૪૬,૪૭

આ પ્રકારની કલ્પના માંસના રસોને વિશે પણ કરવી. ૪૮

रक्तपित्तमां मांसरसना योगो—

રક્તપિત્તના રોગીઓની કબજિયાતમાં વાસ્તુક સહિત સસલાનું માંસ શ્રેષ્ઠ છે; અને વાતાધિક રક્તપિત્તમાં ઊંબરાના રસમાં પકાવેલું તેતરનું માંસ શ્રેષ્ઠ છે. પીપળના રસમાં મોર, વડના રસમાં કૂકડો, બીલી તથા ઉત્પલ ઇત્યાદિના રસમાં વર્તક તથા કકર હિતકારી છે. ૪૯,૫૦

रक्तपित्तमां हितकर पान—

તૃષાવાળા રોગીને તિક્ત દ્રવ્યોથી સિદ્ધ કરેલું જલ અથવા તૃષાનો નાશ કરનાર ફળોના રસ અથવા વિદારીગંધાદિથી સિદ્ધ કરેલું જલ અથવા ઉકાળીને ઠંડું કરેલું કેવળ જળ આપવું. ૫૧

ગૌણદોષો, બલ તથા આહારને જાણીને તૃષાવાળા રોગીને ઇચ્છા પ્રમાણે થોડું થોડું જળ આપવું. ૫૨

रक्तपित्तमां निदान तजवुं जोईए--

રક્તપિત્તનું જે કાંઈ નિદાન કહ્યું છે તેનું, જીવન અને આરોગ્યની ઇચ્છાવાળા રક્તપિત્તના રોગીએ સેવન કરવું નહિ. ૫૩

रक्तपित्तमां संशोधन--

આ પ્રમાણે રક્તપિત્તનું શમન કરનાર અન્નપાન અનુક્રમે કહ્યું. બહુ દોષવાળા બલવાન રોગીઓનો જે ઉપક્રમ તે કહેવામાં આવે છે. ૫૪

જેનાં બલ તથા માંસ ક્ષીણ ન થયાં હોય એવા બલવાળા મનુષ્યનું સંતર્પણથી થયેલું ઘણા દોષવાળું રક્તપિત્ત જો નિરુપદ્રવ હોય તો સંશોધનને યોગ્ય દરદીના તે રક્તપિત્તનું સંશોધન કરવું. વિરેચનથી ઉર્ધ્વગામીને તથા વમનથી અધોગામીને દૂર કરવું. ૫૫,૫૬

નસોતર અથવા હરડે અથવા ગરમાળાની સીંગો અથવા ત્રાયમાણનાં તથા ઇન્દ્રામણનાં મૂળ અથવા આમળાં ઘણાં મધ તથા સાકરવાળાં–એ વિરેચનનો બુદ્ધિમાન વૈદ્યે પ્રયોગ કરવો. રક્તપિત્તમાં વિશેષે કરીને એનો રસ વખણાય છે. ૫૭,૫૮

रक्तपित्तमां वमनना योगो--

મીંઢળ મેળવેલ મધ તથા સાકરયુક્ત મંથ અથવા સાકરવાળું જળ કે શેરડીનો રસ અથવા ઇન્દ્રજવ, મોથ, મીંઢળ, જેઠીમધ અને મધ–એ વમન છે. અધોગામી રક્તપિત્તમાં વમન શ્રેષ્ઠ કહેવામાં આવે છે. ૫૯,૬૦

ઊર્ધ્વગામી રક્તપિત્તમાં પણ જેનો કોઠો શુદ્ધ છે એવા દરદીને તર્પણાદિ હિતકારી છે. અધોગામી રક્તપિત્તમાં વાયુ જો પ્રબલ ન હોય તો યવાગૂ ઇત્યાદિ ક્રમ હિતકારી છે. ૬૧

रक्तपित्तमां संशमनी चिकित्सा--

જેનાં બલ તથા માંસ ક્ષીણ થઈ ગયાં હોય, જે શોક-ભાર કે માર્ગના પરિશ્રમથી ક્ષીણ થયો હોય, અગ્નિ કે સૂર્યના તાપથી અત્યંત તપી ગયો હોય, બીજા કોઈ રોગોથી ક્ષીણ થઈ ગયો હોય, તેમજ ગર્ભિણી, વૃદ્ધ, બાળક. રૂક્ષ અને અલ્પ તથા પ્રમિત ભોજન કરનાર, વમન કરાવવાને અયોગ્ય તથા વિરેચન કરાવવાને અયોગ્ય એવો જે રક્તપિત્તનો દરદી દેખાય તેને તથા જેને રાજયક્ષ્માનો અનુબંધ હોય તેને રક્તપિત્તનું સંશમન કરનારી ક્રિયા શ્રેષ્ઠ છે. હવે પછી તે કહેવામાં આવશે. ૬૨–૬૪

आटरूषक क्वाथ--

અરડૂસી, દ્રાક્ષ તથા હરડેનો, સાકર તથા મધથી યુક્ત ક્વાથ શ્વાસ, ઉધરસ તથા રક્તપિત્તનો નાશ કરનાર છે. ૬૫

रक्तपित्तमां बीजा योगो--

અરડુસીના ક્વાથમાં પ્રિયંગુ, સોરઠી માટી, રસવંતી, લોધર તથા મધ મેળવીને રકતપિત્તનું હરણ કરનારું એ ઔષધ પીવું. ૬૬

એ જ રીતે પદ્મક, કમળના કેસર, દૂર્વા, બથવો, નીલોત્પલ, નાગકેસર તથા લોધરનું પાન કરવું. ૬૭

પ્રપૌંડરીક, જેઠીમધ અને મધ ઘોડાની લાદના રસમાં અથવા જવાસાનાં તથા ભાંગરાનાં મૂળ ગાયના છાણના રસમાં મેળવીને અથવા ચોખાના ધોણથી પીવું. તે રકતપિત્તનું શમન કરનારું થાય છે. અથવા મધ અને ઘી મેળવેલો, ગાયના છાણ અને ઘોડાની લાદનો રસ પીવો. ૬૮, ૬૯

રકતપિત્તના રોગીએ ખેર, પ્રિયંગુ, કોવિદાર અને શેમળો–એનાં પુષ્પોનું ચૂર્ણ મધની સાથે ચાટવું. ૭૦

શીંગોડા, લાજા, મોથ, ખજૂર તથા કમળના કેસરનું ચૂર્ણ મધની સાથે ચાટવું. ૭૧

ग्रथित रक्तनी चिकित्सा--

જાંગલ દેશમાં ઉત્પન્ન થયેલાં પશુપક્ષીઓના રકતને મધની સાથે ચાટવું. રકત જો ગંઠાઈ ગયું હોય તો મધની સાથે કબૂતરની ચરક ચાટવી. ૭૨

વાળો, કાલીયક, લોધર, પદ્મક, પ્રિયંગુ, કાયફલ, શંખ તથા સોનાગેરુ–એ દરેક પૃથક્ પૃથક્ સમાન ભાગે ચન્દન મેળવેલા, સાકરથી યુકત ચોખાના ધોણમાં મેળવીને પીવાથી રકતપિત્ત, તમક શ્વાસ, તૃષા અને દાહનો શીઘ્ર નાશ કરે છે. ૭૩

કરિયાતું, સોપારી, મોથ, પ્રપૌંડરીક, કમલ, નીલોત્પલ, વાળાનાં મૂળ, પરવળનાં પાન, ધમાસો, ખડસલિયો, કમળના તંતુ, ધનંજય-ઊંમરો અને વેતસની છાલ, વડ-શાલેય અને જવાસાની છાલ, વંશલોચન, લતા, વેતસ, તાંદળજો, સારિવા, મોચરસ, રીસામણી–એ દરેક પૃથક્ પૃથક્ સમાન ભાગે ચન્દનથી યુકત, પૂર્વોકત વિધિથી યોજવાથી પૂર્વોકત ઉપદ્રવોમાં હિતકારી છે. ૭૪–૭૬

આ બધા યોગો એકીસાથે અથવા ગણ પ્રમાણે પૃથક્ પૃથક્, આખી રાત્રિ પલાળી રાખી, સ્વરસરૂપે લીધેલા, કલ્કરૂપે વાટીને અથવા ઉકાળીને લેવાથી રકતપિત્તનું શમન કરે છે. ૭૭

મગ, લાજા, જવ, પીપર, વાળો, મોથ અને ચન્દનની સાથે બલાના જલમાં કરેલો શીતકષાય ઉગ્ર રકતપિત્તનું શમન કરે છે. ૭૮

વૈદૂર્ય, મોતી, મણિ, ગેરુ, માટી, શંખ, સુવર્ણ, આમળાં અને વાળો–એનું મધમિશ્રિત જલનું કે શેરડીના રસનું પાન કરવાથી રકતપિત્ત શાંત થાય છે. ૭૯

વાળો, પદ્મ, નીલોત્પલ અને ચન્દનનું અથવા તપાવેલા માટીના ઢેફાનું પાણીમાં ઠાર્યા પછી નીતરેલું જલ, સાકર તથા મધ મેળવીને ઠંડું કરીને રકતના વિશેષ સ્રાવની શાંતિ માટે આપવું. ૮૦

પ્રિયંગુ, ચન્દન, લોધર, સારિવા, મહુડાં, મોથ, વાળો અને ધાવડીનું જલ, સોરઠી માટીનું નીતરેલું જલ તથા જેઠીમધનું જલ, સાકર મેળવી પીવાથી રકતપિત્તનું અત્યંત નાશક છે. ૮૧

પૂર્વોકત વિવિધ કષાયના યોગો વડે અગ્નિ પ્રદીપ્ત થયા છતાં અને કફ શાંત થયા છતાં જો રકતપિત્ત શાંત ન થાય તેમાં વાત પ્રબલ હોય છે. ત્યાં આ પ્રમાણે કરવું. ૮૨

વખતોવખત પીવાના ઉપયોગમાં બકરીનું દૂધ અથવા પાંચગણા જળમાં પકાવેલું ગાયનું દૂધ કે વિદારીગંધાદિ ગણથી પકાવેલું ગાયનું દૂધ, સાકર તથા મધ સહિત ઉત્તમ છે. ૮૩

દ્રાખની સાથે ઉકાળેલું કે સૂંઠની સાથે ઉકાળેલું, બલાની સાથે ઉકાળેલું અથવા ગોખરુની સાથે ઉકાળેલું, જીવક તથા ઋષભકની સાથે ઉકાળેલું દૂધ ઘી અને સાકર સાથે યોજવું. ૮૪

मूत्रमार्गमांथी प्रवृत्त थतां रक्तपित्तनी चिकित्सा--

શતાવરી અને ગોખરુની સાથે ઉકાળેલું અથવા ચારે પર્ણીઓની સાથે ઉકાળેલું દૂધ રકતપિત્તનો નાશ કરે છે

અને ખાસ કરીને મૂત્રમાર્ગમાંથી વેદનાસહિત વહેતા રક્તનો શીઘ્ર નાશ કરે છે. ૮૫

વિશેષે કરીને મળમાર્ગમાંથી વહેતા રક્તપિત્તમાં મોચરસથી વડની વડવાઈ કે વડના અગ્રભાગથી અથવા વાળો, નીલોત્પલ અને સૂંઠથી સિદ્ધ કરેલું દૂધ શ્રેષ્ઠ છે. ૮૬

અત્યંત સ્રાવ થતો હોય તેમાં કષાયના યોગોનું દૂધની સાથે પ્રથમ પાન કરી, તે પછી દૂધની સાથે શાળના ભાતનું ભક્ષણ કરવું; અથવા એ કષાય યોગો વડે પકાવેલાં ઘીનું પાન કરવું. ૮૭

वासाघृत—

ડાળખી-પાંદડાં અને મૂળ સહિત અરડૂસીનો કવાથ કરી, એના પુષ્પનો કલ્ક નાખીને ઘી પકાવવું. મધ સહિત તે શીઘ્ર રક્તપિત્તનો નાશ કરે છે. ૮૮

(આ પ્રમાણે વાસાઘૃત થયું.)

बीजा घृतयोगो--

ખાખરાના પાનના રસથી તેના જ કલ્કની સાથે પકાવેલું ઘી મધ મેળવીને ચાટવું. તેવી રીતે ઇન્દ્રજવના કલ્કથી પકાવેલું અને તેવી જ રીતે સમંગા એટલે રીસામણી, નીલોત્પલ અને લોધરથી પકાવેલું ઘી મધ મેળવીને ચાટવું. ૮૯

ત્રાયમાણના ઘીનો વિધિ પણ આ જ છે. ઊંબરો અને પરવળના પાંદડાના ઘીને વિશે પણ આ જ વિધિ છે. પિત્તજ્વરનો નાશ કરનારાં સઘળાં ઘૃતો રક્તપિત્તમાં શ્રેષ્ઠ છે. ૯૦

रक्तपित्तमां पित्तज्वरनी चिकित्सा करवी जोईए—

પિત્તજ્વરની શાંતિ માટે જે અભ્યંગના યોગો, પરિષેચન, અભિષેક, સ્નાન શયન, ઘર, શીત, વિધિ અને શ્રેષ્ઠ બસ્તિવિધાન ઇત્યાદિ કહ્યું છે તે બધું કાળ અને માત્રાનો પ્રથમ વિચાર કરીને રક્તપિત્તમાં યોજવું.

જે સર્પિર્ગુડ ક્ષતવાળાને હિત કરનારા છે તે રક્તપિત્તનું શીઘ્ર શમન કરે છે. ૯૧,૯૨

ग्रथित रक्तपित्तनी चिकित्सा—

રક્તપિત્ત કફાનુબંધી, કંઠ માર્ગમાં પ્રવૃત્તિ કરનાર, અને ગંઠાઈ ગયેલું હોય ત્યારે, માત્રાનુસાર લીધેલા નીલોત્પલના દંડનો ક્ષાર તથા મધ અને ઘીનો પ્રયોગ કરવો. ૯૩

કમળનાળ-પદ્મ અને નીલોત્પલના કેસરોનો, ખાખરાનો, પ્રિયંગુનો, મહુડાનો તથા અસનનો ક્ષાર—એ જ વિધિ વડે કરીને ઉપયોગમાં લેવો. ૯૪

शतावर्यादि घृत--

શતાવરી, દાડમ, આમલી, કાકોલી, મેદા, જેઠીમધ, વિદારીકંદ તથા બીજોરાનું મૂળ—એનો કલ્ક કરીને, વિદ્વાન વૈદ્યે, ચારગણા દૂધયુક્ત ઘૃત પકાવવું. તે ઘૃત ઉધરસ, જ્વર, આનાહ, કર્મજિયાત, શૂળ તથા રક્તપિત્તનો નાશ કરે છે. તેમજ પાંચ પ્રકારનાં પંચમૂળોથી સિદ્ધ કરેલું ઘૃત છે તે પણ તેનું કામ કરે છે. ૯૫,૯૬

(આ પ્રમાણે શતાવર્યાદિ ઘૃત થયું.)

नाकमांथी नीकळता रक्तपितनी चिकित्सा--

નાસિકાના માર્ગમાંથી પ્રવૃત્ત થયેલું રક્તપિત્ત જ્યારે દૂષિત દોષોથી રહિત થાય ત્યારે વૈદ્યે જે કષાયના યોગો અહીં કહ્યા છે તેનો અવપીડમાં ઉપયોગ કરવો. ૯૭

રક્ત દૂષિત હોવા છતાં અવપીડથી રોકવામાં આવે તો દુષ્ટ સળેખમ, શિરોવિકાર, પૂયયુક્ત રક્ત, શવ સમાન ગંધ, ઘ્રાણેન્દ્રિયનો નાશ તથા દુષ્ટ કૃમિઓ થાય છે. ૯૮

સાકરના જલ સાથે નીલોત્પલ, ગેરુ શંખ તથા ચન્દન અથવા આંબાની ગોટલીનો રસ તથા રીસામણી કે ધાવડી, મોચરસ અને લોધર, નસ્ય છે. ૯૯

દ્રાખના રસનું, શેરડીના રસનું, દૂધનું તથા દૂર્વાના સ્વરસનું નસ્ય કરવું.

જવાસાનાં મૂળ, ડૂંગળીનાં મૂળ તથા દાડમનાં પુષ્પોનો રસ-એ નસ્ય જાણવું. ૧૦૦

જેઠીમધ અને દૂધથી સિદ્ધ કરેલું ચારોલીનું તેલ અથવા ભેંસનું કે બકરીનું ઘી, આંબાની ગોટલી વગેરે ઉપર કહેલાં ઔષધોથી દૂધમાં પકાવેલું, અથવા સારિવા-કમળ અને નીલોત્પલથી દૂધમાં પકાવેલું ભેંસ કે બકરીનું ઘી નસ્ય આપવું. ૧૦૧

रक्तपित्तमां प्रलेपनना योगो—

ભદ્રશ્રી, રતાંજલિ, પ્રપૌંડરીક, કમળ, નીલોત્પલ, વાળો, વાનીર, સુગંધી વાળો, કમલદંડ, સહસ્ત્રવીર્યા, જેઠીમધ, ક્ષીરકાકોલી, શાલનાં મૂળ, શેરડીનાં મૂળ, જવાસાનાં મૂળ, ગુંદ્રાનાં મૂળ, બરુનાં મૂળ, દર્ભનાં મૂળ, કાસનાં મૂળ, કુચન્દન, સેવાલ, સારિવા, કાલાનુસાર્યા, તૃણનાં મૂળ, ઋદ્ધિ, કમલનાં મૂળ તથા પુષ્પો, પુષ્કરિણીની માટી, ઊંબરો, પીપળો, મહુડાં, લોધર અને કષાય રસવાળાં તથા શીતલ સર્વ વૃક્ષો લેપન માટે જાણવાં. ૧૦૩,૧૦૪

રક્તપિત્તની શાંતિની ઇચ્છા રાખનારા વૈદ્ય લેપના પ્રયોગમાં, પરિષેચનમાં, અવગાહનમાં અને ઘી તથા તેલ પકાવવામાં ભદ્રશ્રી ઇત્યાદિનો ઉપયોગ કરવો. ૧૦૫

रक्तपित्तमां शीत उपचारो—

ફુવારાવાળા ઘર, શીતલ ભૂમિગૃહ, જલ તથા વાયુથી શીતલ રમ્ય વન, ઠંડા જલથી ઠંડાં કરેલાં વૈદૂર્ય, મુક્તા તથા મણિનાં પાત્રોના સ્પર્શ, દાહને વિશે શ્રેષ્ઠ છે. ૧૦૬

શૈય્યા તથા આસનને ઓછાડવા માટે કમલનાં પાંદડાં તથા પુષ્પો, ઠંડું રેશમી વસ્ત્ર. કેળનાં પાંદડાં અને પદ્મ તથા નીલોત્પલની પાંખડીઓ શ્રેષ્ઠ છે. ૧૦૭

ધોઈલા તથા ચન્દનનો લેપ કરેલી પ્રિય સુંદરીઓનો સ્પર્શ તથા જલયુકત અને ઠંડા પદ્મ તથા નીલોત્પલના સમૂહથી કરાયેલા વાયુઓ દાહમાં શ્રેષ્ઠ છે. ૧૦૮

નદીઓ, હૃદો, હિમાલયની ગુફાઓ, ચન્દ્રોદય અને કમલના સમૂહો, મનને અનુકૂળ લાગે તેવી સર્વ વાતો અને ઠંડા પદાર્થો સંબન્ધી સઘળી વાતો રકતપિત્તનું શમન કરે છે. ૧૦૯

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો છેઃ-

દૂષિત રકતપિત્તની ચિકિત્સામાં ગુરુએ હેતુ, વૃદ્ધિ, સંજ્ઞા, સ્થાન, લિંગ, પૃથક્ પૃથક્ દૂષિત થયેલાના માર્ગો, સાધ્યતા, અસાધ્યતા અને યાપ્યતા, ચિકિત્સાનો ક્રમ, પથ્ય-અપથ્ય અન્નપાન, સંશોધન તથા શમન યથાવત્ કહ્યાં. ૧૧૦,૧૧૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'રકતપિત્ત ચિકિત્સિત' નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

## અધ્યાય પાંચમો

### ગુલ્મ ચિકિત્સિત

गुल्म चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'ગુલ્મ'ની ચિકિત્સાનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

गुल्मनां निदान अने संप्राप्ति—

સર્વ પ્રજાઓનું પિતાની પેઠે રક્ષણ કરનાર, ભૂત તથા ભવિષ્યના સ્વામી, વકતાઓમાં શ્રેષ્ઠ એવા પુનર્વસુએ ગુલ્મના નાશ માટે ચિકિત્સા કહેવી શરૂ કરી. ૩

મળ-કફ તથા પિત્તના અતિસ્રાવથી અથવા વધી ગયેલા તેઓથી, બાધા થવાથી અથવા પ્રાપ્ત થયેલા નીચેના વેગો રોકવાથી અથવા બાહ્ય આઘાત લાગવાથી, અત્યંત દબાવાથી અથવા રૂક્ષ અન્નપાનનું અત્યંત સેવન કરવાથી

અથવા શોકથી અથવા ખોટી રીતે કરાયેલાં વમનાદિક પંચકર્મથી અને અત્યંત તથા વિષમ ચેષ્ટાઓથી કોઠામાં વાયુ પ્રકુપિત થાય છે. ૪,૫

ગુલ્મનાં સામાન્ય લક્ષણો-

તે દૂષિત થયેલો વાયુ કફ તથા પિત્તને ઊંચે લઈ જઈને તે બન્નેથી પોતાના માર્ગો રુંધીને હૃદય, નાભિ, પડખાં, ઉદર તથા બસ્તિમાં શૂળ કરે છે તથા માર્ગો રોકાઈ ગયા હોવાથી ગતિ કરતો નથી. ૬

પક્વાશયમાં-પિત્તાશયમાં કે કફાશયમાં રહેલો સ્વતંત્ર અથવા પરતંત્ર, સ્પર્શથી જણાય તેવો અને ગોળાકાર હોવાથી ગુલ્મ દોષાનુસાર નામને પ્રાપ્ત થાય છે. ૭

ગુલ્મનાં સ્થાનો--

બસ્તિમાં, નાભિમાં, હૃદયમાં અને બન્ને પડખામાં-એ પ્રમાણે ગુલ્મનાં પાંચ સ્થાનો હોય છે. પાંચ પ્રકારના તે ગુલ્મનાં કારણો, લક્ષણો અને ચિકિત્સા હું કહીશ. ૮

વાતગુલ્મનાં નિદાન તથા લક્ષણો--

રૂક્ષ અન્ન તથા પાન, વિષમ ચેષ્ટા, અત્યંત ચેષ્ટા, વેગ રોકવા તે, શોક, અભિઘાત, મલનો અત્યંત ક્ષય તથા ભોજનનો અભાવ-એ વાતગુલ્મનાં કારણો છે. ૯

સ્થાન-આકૃતિ તથા પીડામાં ફેરફાર, મલ તથા વાતની અટકાયત, કંઠ અને મુખનો શોષ, શરીરની શ્યાવતા કે રક્તવર્ણતા, શીતજ્વર અને હૃદય-પેટ-પડખાં-ખભા તથા મસ્તકમાં જે પીડા કરે છે, જે પચી ગયા પછી અત્યંત કુપિત થાય છે અને ભોજનને અંતે મૃદુતાને પામે છે તે ગુલ્મ વાતથી થયેલો જાણવો. તેમાં રૂક્ષ, કષાય, તિક્ત તથા કટુ પદાર્થો અનુકૂળ આવતા નથી. ૧૦, ૧૧

પિત્તગુલ્મનાં નિદાન તથા લક્ષણો-

કટુ, અમ્લ તીક્ષ્ણ, ઉષ્ણ, વિદાહી અને રૂક્ષ પદાર્થો, ક્રોધ, અતિશય મદ્ય, સૂર્ય કે અગ્નિનું સેવન, આમાભિઘાત તથા દૂષિત રક્ત-એને પિત્તજન્ય ગુલ્મનાં કારણો કહ્યાં છે. ૧૨

જ્વર, તૃષા, મુખ તથા અંગો લાલ થવાં, ભોજન પચવાના વખતમાં તીવ્રશૂળ, સ્વેદ, દાહ તથા વ્રણની માફક સ્પર્શ સહન ન થઈ શકવો-એ પિત્તજન્ય ગુલ્મનાં લક્ષણો છે. ૧૩

કફગુલ્મનાં નિદાન તથા લક્ષણો—

શીત-ગુરુ અને સ્નિગ્ધ અન્નપાન, ચેષ્ટાઓનો અભાવ, અતિભોજન અને દિવસે નિદ્રા-એ કફજનિત ગુલ્મનાં કારણો છે. સન્નિપાતજન્ય ગુલ્મમાં ઉપર કહેલાં સઘળાં કારણો કહ્યાં છે. ૧૪

જડતા, શીતજ્વર, અંગો ઢીલાં થવાં, મોળ, ઉધરસ, અરુચિ, ગૌરવ, શીતલતા, અલ્પ વેદના, કઠિનતા, અને ઊંચાપણું-એ કફજન્ય ગુલ્મનાં લક્ષણો છે. ૧૫

દ્વિદોષજ ગુલ્મનાં નિદાન તથા લક્ષણો—

દ્વિદોષજન્ય ગુલ્મમાં નિદાન-લક્ષણ તથા દોષોનું બળાબળ જોઈને, ઔષધની કલ્પના માટે મિશ્ર લક્ષણોવાળા બીજા ત્રણ ગુલ્મો જાણવા. ૧૬

સન્નિપાતજ ગુલ્મનાં નિદાન તથા લક્ષણો--

ઘણી પીડાવાળા, દાહયુક્ત, પથ્થરના જેવા મજબૂત અને ઊંચા, જલદી પાકનાર, ભયંકર, મન-શરીર તથા અગ્નિના બલનો નાશ કરનાર એવા ત્રિદોષજન્ય ગુલ્મને અસાધ્ય જાણવો. ૧૭

રક્તગુલ્મનાં નિદાન તથા લક્ષણો--

ઋતુને વખતે ખોરાક ન લેવાથી, ભયથી, રૂક્ષ પદાર્થોથી, વેગ રોકવાથી, સ્તંભન-ઉલ્લેખન કે યોનિના દોષથી રક્તજન્ય ગુલ્મ સ્ત્રીને થાય છે. ૧૮

જે પિંડાકાર હોય છે, અંગો વગરનો હોય છે તથા લાંબે વખતે ફરકે છે, શૂલયુક્ત હોય છે તથા ગર્ભસમાન લક્ષણોવાળો હોય છે તે રક્તજન્ય ગુલ્મ

સ્ત્રીને વિશે જ થનારો છે અને દશમો માસ વીત્યા પછી તેની ચિકિત્સા કરવી જોઈએ. ૧૯

वातगुल्ममां स्नेह अने स्वेदनुं विधान.—

હવે ગુલ્મના રોગીઓના ગુલ્મનો નાશ કરનારો સિદ્ધ ક્રિયાક્રમ કહીશ. અને તે પછી ગુલ્મનો નાશ કરનારા યોગો કહીશ. ૨૦

રૂક્ષ તથા વ્યાયામથી ઉત્પન્ન થયેલા, તીવ્ર વેદનાવાળા, મળ તથા પવન જેમાં રોકાઈ ગયા છે એવા વાતજન્ય ગુલ્મની પ્રથમ સ્નેહોથી ચિકિત્સા કરવી. ભોજન, અભ્યંગ, પાન, નિરૂહ અને અનુવાસનોથી સ્નિગ્ધ થયેલા રોગીને વૈદ્યે ગુલ્મના નાશ માટે સ્વેદ આપવો. ૨૧, ૨૨

स्वेदना गुणो—

સ્વેદ, સ્નિગ્ધ મનુષ્યના સ્રોતોને મૃદુ બનાવી, વધી ગયેલા વાયુને જીતીને તથા વિબન્ધને ભેદીને ગુલ્મને દૂર કરે છે. ૨૩

वातगुल्मनो चिकित्साक्रम—

વિશેષે કરીને નાભિથી ઉપર થયેલા ગુલ્મમાં સ્નેહપાન હિતકારી છે, પક્વાશયમાં થયેલા ગુલ્મમાં બસ્તિ હિતકારી છે અને જઠરમાં થયેલા ગુલ્મમાં બન્ને હિતકારી છે. ૨૪

વાયુના ગુલ્મમાં અગ્નિ પ્રદીપ્ત હોય અને વાયુ તથા મળ બંધાઈ ગયાં હોય, ત્યારે બૃંહણ, સ્નિગ્ધ તથા ઉષ્ણ અન્નપાનનો ઉપયોગ કરવો. ૨૫

કફ તથા પિત્તનું રક્ષણ કરનારા વૈદ્યે વાયુના ગુલ્મોમાં ફરી ફરીને સ્નેહનું પાન, નિરૂહ તથા અનુવાસન બસ્તિઓનો ઉપયોગ કરવો. ૨૬

આદિ-અંત કે મધ્યમમાં વાયુને વધવા ન દેતાં, વૈદ્યે વાયુ લગભગ જીતાઈ ગયો હોય ત્યારે કફ, પિત્ત કે રક્ત જો દૂષિત થાય તો તેની ચિકિત્સા કરવી; અને તેની ચિકિત્સા કરતાં જે દોષ વધી જાય તેની ચિકિત્સા કરવી. ૨૭, ૨૮

વાતગુલ્મમાં વધી ગયેલો કફ અગ્નિને હણીને અરુચિ, મોળ, ગૌરવ તથા તન્દ્રાને ઉત્પન્ન કરે તો તેનું વમન કરવું. ૨૯

વાતકફોલ્બણ ગુલ્મમાં શૂળ, આનાહ તથા વિબન્ધ થયાં હોય તો, ફલવર્તિઓ, ગુટિકાઓ અને ચૂર્ણ તથા જે કાંઈ કફ તથા વાતને હરણ કરનારું હોય તે હિતકારી છે. ૩૦

જો વધી ગયેલું પિત્ત વાતગુલ્મના રોગીને સંતાપ કરે તો સ્નેહસહિત અનુલોમન કરનારા પદાર્થો વડે તેને વિરેચન આપવું. ૩૧

वातगुल्ममां रक्तमोक्षण—

વાત વગેરેની સારી રીતે ચિકિત્સા કર્યા છતાં જે ગુલ્મ શાંત થતો નથી તે રક્તમોક્ષણથી શાંત થાય છે. ૩૨

पित्तगुल्ममां चिकित्साक्रम—

સ્નિગ્ધ તથા ઉષ્ણ આહારવિહારથી ઉત્પન્ન થયેલા પિત્તજન્ય ગુલ્મમાં સ્રંસન હિતકારી છે. તથા રૂક્ષ અને ઉષ્ણ આહારવિહારથી ઉત્પન્ન થયેલા પિત્તજન્ય ગુલ્મમાં ઘી શ્રેષ્ઠ પ્રશમન છે. ૩૩

પિત્ત કે પિત્તજન્ય ગુલ્મ, પક્વાશયમાં રહ્યો છે એમ જાણીને, કાલને ઓળખનારા વૈદ્યે તિક્ત પદાર્થોથી યુક્ત એવી દૂધની બસ્તિઓથી તેનું નિર્હરણ કરવું. ૩૪

અગ્નિબલની અપેક્ષા રાખનારા વૈદ્યે તિક્ત દ્રવ્યયુક્ત નવશેકાં દૂધ વડે અથવા તૈલ્વક ઘૃત વડે વિરેચન કરાવવું. ૩૫

पित्तगुल्ममां रक्तावसेचन—

તૃષા, જ્વર, દાહ, શૂલ, સ્વેદ, મંદાગ્નિ અને અરુચિમાં ગુલ્મના રોગીઓનું રક્તમોક્ષણ કરવું. ૩૬

જેનું મૂળ કપાઈ ગયું છે એવા ગુલ્મો વિદગ્ધ થતા નથી અને નાશ પામે છે; કારણ કે રક્ત જ વિદગ્ધ થાય છે અને તે તો રકતમોક્ષણ થવાથી રહેતું નથી એટલે પીડા પણ રહેતી નથી. ૩૭

જેના દોષ દૂર થયા છે એવા ક્ષીણ અને જાંગલ પશુપક્ષીઓના માંસરસોથી તૃપ્ત કરેલા તથા આશ્વાસન આપેલા દરદીનો રોગ શેષ રહી ગયો હોય તો તેને પુનઃ ઘીનું સતત સેવન કરાવવું. ૩૮

पक्व गुल्मनां शस्त्रक्रिया—

રક્ત અને પિત્ત અતિ વધી ગયાં હોવાથી અથવા ચિકિત્સા ન થવાથી જો ગુલ્મનો વિદાહ થાય તો ત્યાં શસ્ત્રકર્મ એ જ ઉપચાર છે. ૩૯

गुल्मनी आम-पच्यमान अने पक्व अवस्थानां लक्षणो-

ગુરુ, કઠોર આકૃતિવાળો, ગૂઢ માંસવાળો, અંદર રહેલો, વિશિષ્ટ રંગ વગરનો અને સ્થિર ગુલ્મ અપક્વ કહેવાય છે. ૪૦

દાહ, શૂળ, પીડા, સંક્ષોભ, નિદ્રાનો નાશ, અરતિ તથા જ્વર—એટલાં લક્ષણોથી ગુલ્મને પાકતો જાણવો અને તેને પોટીસ વગેરે ઉપનાહ લગાડવા. ૪૧

परिपक्व अवस्थानां लक्षणो—

વિદાહનાં લક્ષણોવાળો ગુલ્મ જ્યારે બહાર ઊપડી આવે, એક સરખો ઊંચો હોય, કાળો, લાલ છેડાવાળો, સ્પર્શમાં બસ્તિ જેવો લાગે, દબાવ્યા પછી પાછો ઊંચો થઈ જાય, ગોળાકાર, મંદ વેગવાળો, તે પડખામાં દબાવવાથી ત્યાં જ પિંડરૂપ જણાય છે અને શૂલ નીકળે છે. આ લક્ષણોથી ગુલ્મને સારી રીતે પાકી ગયેલો જાણવો. ૪૨, ૪૩

તેમાં વ્યધન, શોધણ અને રોપણરૂપ ક્રિયાવિધિમાં જેણે શસ્ત્રકર્મનો અભ્યાસ કર્યો છે તેવા શલ્યતંત્રવેત્તાઓનો અધિકાર છે. ૪૪

अंतर्गत पच्यमान गुल्मनां लक्षणो—

કોઠાની અંદર રહેલા, પાક ઉપર આવતા ગુલ્મનાં એ જ લક્ષણો છે. જો ગુલ્મ અંદર રહ્યો હોય તો હૃદય તથા ઉદરનો શોથ થાય છે અને બહારના ભાગમાં રહ્યો હોય તો પડખામાં ઉપડી આવે છે. ૪૫

पक्व गुल्मनी चिकित्सा—

પાકી ગયેલો ગુલ્મ, સ્રોતોને ક્લિન્ન કરીને ઊંચે કે નીચે પ્રવૃત્તિ કરે છે. પથ્ય આહાર દ્વારા દશ દિવસ કે બાર દિવસ સુધી ઉપદ્રવોથી બચાવ કરતા વૈદ્યે પોતાની મેળે પ્રવૃત્ત થયેલા દોષની ઉપેક્ષા કરવી. તે પછી વિશોધન ઔષધસહિત ઘૃતનું પાન હિતકારી છે. શુદ્ધ થયેલા તે રોગીને મધયુકત તિકત ઘૃતનો પ્રયોગ કરવો શ્રેષ્ઠ છે. ૪૬,૪૭½

कफगुल्मनो चिकित्साक्रम—

શીતલ, ગુરુ અને સ્નિગ્ધ આહારવિહારથી કફજન્ય-ગુલ્મ ઉત્પન્ન થતાં, વમનને યોગ્ય મંદાગ્નિવાળા રોગીએ પ્રથમ લંઘન કરવું. ૪૮½

वमनने योग गुल्मरोगी—

મંદ-અગ્નિ, મંદ-વેદના, કોઠાનું ગૌરવ તથા જડતા, મોળ અને અરુચિ—એ જેને થતાં હોય એવો ગુલ્મનો દરદી વમનને યોગ્ય છે ૪૯½

वमन आप्या पछीनुं कर्म—

વમન તથા લંઘન કર્યા પછી, ઉષ્ણ દ્રવ્યોથી તેની ચિકિત્સા કરવી. કટુ તથા તિકત ઔષધોથી યુકત આહારની યોજના કરવી. આનાહ તથા કબજિયાતવાળા ગુલ્મને કઠણ અને ઊંચો જાણીને, વૈદ્યે તેને યુકિતથી સ્વેદ આપવો. અને સ્વેદ આપેલા તેનું વિલયન કરવું. કફના ગુલ્મવાળા દરદીએ લંઘન, વમન અને સ્વેદ કર્યા પછી અગ્નિ પ્રદીપ્ત થતાં યોગ્ય સમયે ક્ષાર તથા કટુ દ્રવ્યોથી યુકત ઘીનું પાન કરવું. કફનો તે ગુલ્મ સ્થાનમાંથી ચલિત થયો છે એમ જાણીને વિરેચનો દ્વારા અથવા સ્નેહસહિત દશમૂળની બસ્તિ દ્વારા શોધન કરવું. કફ-ગુલ્મનાં દરદીઓનો અગ્નિ મંદ થતાં અને વાત ઘેરાઈ

જતાં, કોઠો સ્નિગ્ધ થયેલો જાણીને, ગુટિકા-ચૂર્ણ તથા ક્વાથોનો ઉપયોગ કરવો. ૫૦–૫૪½

મજબૂત મૂળવાળા, મોટા ઘેરાવાવાળા, કઠણ, સ્થિર અને ગુરુ એવા કફજન્ય ગુલ્મને ક્ષાર-અરિષ્ટ તથા અગ્નિકર્મ વડે જીતવો. ૫૫½

બલ તથા દોષના પ્રમાણને જાણનારા વૈદ્યે કફપ્રધાન ગુલ્મમાં દોષ, પ્રકૃતિ, ગુલ્મ તથા ઋતુના યોગને સમજીને ક્ષારનો પ્રયોગ કરવો. ૫૬½

શરીર-બલ તથા દોષોનાં વૃદ્ધિ તથા ક્ષયને જાણનાર વૈદ્યે એક દિવસને આંતરે, બે દિવસને આંતરે અથવા ત્રણ દિવસ વિસામો ખાઈને ફરીને ક્ષારનો પ્રયોગ કરવો. ૫૭½

ક્ષાર ક્ષરણ કરનાર હોવાથી માંસ, દૂધ તથા ઘીનો આહાર કરનારા દરદીના મધુર તથા સ્નિગ્ધ કફને ટુકડે ટુકડા કરીને આમાશયમાંથી નીચે ઝરાવે છે. ૫૮½

સ્નેહયુક્ત ભોજન કરનારા કફગુલ્મના રોગીઓનો અગ્નિ મંદ હોય, અરુચિ હોય અને મદ્ય સાત્મ્ય હોય તો માર્ગની શુદ્ધિ માટે અરિષ્ટોનો ઉપયોગ કરવો. ૫૯½

જે દરદીનો કફજન્ય ગુલ્મ દૃઢ મૂળવાળો હોવાથી લંઘન, વમન, સ્વેદ, ઘૃતપાન, વિરેચન, બસ્તિ, ગુટિકા, ચૂર્ણ, ક્ષાર તથા અરિષ્ટના સમૂહોથી પણ શાંત ન થાય તેને રક્તમોક્ષણ કર્યા પછી બાણના લોઢા વગેરેથી ડામ દેવો હિતકારી છે. ૬૦–૬૧½

ઉષ્ણ તથા તીક્ષ્ણ હોવાથી અગ્નિ ગુલ્મમાં રહેલા કફ તથા વાતને શાંત કરે છે અને તે બન્નેનું શમન થવાથી ગુલ્મનો સંઘાત નાશ પામે છે. ૬૨½

અહીં દાહમાં પણ શલ્યતંત્રને જાણનારા વૈદ્યોનું સામર્થ્ય છે; અને ક્ષારના પ્રયોગમાં ક્ષારતંત્રને જાણનારા વૈદ્યોનું સામર્થ્ય છે. ૬૩½

સંસર્ગ-સન્નિપાતજ ગુલ્મની ચિકિત્સા—

મિશ્ર દોષોમાં આ જ મિશ્ર ક્રિયાક્રમ કરવો. ૬૪

હવે હું ગુલ્મનો નાશ કરનારા સિદ્ધ યોગો કહીશ.

ત્ર્યૂષણાદિ ઘૃત—

સૂંઠ, મરી, પીપર, ત્રિફળા, ધાણા, વાવડિંગ, ચવક અને ચિત્રક-કલ્કરૂપ કરેલાં એ ઔષધોથી સિદ્ધ કરેલું દૂધ સહિત ઘૃત વાતગુલ્મનો નાશ કરે છે. ૬૫½

(આ પ્રમાણે ત્ર્યૂષણાદિ ઘૃત થયું.)

બીજું ત્ર્યૂષણાદિ ઘૃત—

એ જ કલ્ક અને બૃહત્પંચમૂળનો ક્વાથ અથવા દશમૂળનો ક્વાથ–તેનાથી સિદ્ધ કરેલું ઘૃત ગુલ્મનો અત્યંત નાશ કરનારું છે. ૬૬½

(આ પ્રમાણે બીજું ત્ર્યૂષણાદિ ઘૃત થયું.)

વાતગુલ્મમાં બીજા ઘીના યોગો—

રાજયક્ષ્માની ચિકિત્સામાં કહેલા ષટ્પલઘૃતનું પાન કરવું. ૬૭

દૂધને ઠેકાણે પ્રસન્ના, સુરા, દાડમનો રસ કે દહીંના રસથી ઘૃત પકાવવું. તે વાતગુલ્મનું નાશ કરનારું છે. ૬૮

હિંગુસૌવર્ચલાદિ ઘૃત—

હિંગ, સંચળ, જીરું, સિંધાલૂણ, દાડમનાં બીજ, અજમો, પુષ્કરમૂળ, સૂંઠ, મરી, પીપર, ધાણા, વેતસ, જવખાર, ચિત્રક, કચૂરો, વજ, અજગંધા, એલચી, તુલસી તથા દહીંથી સિદ્ધ કરેલું ઘૃત વાતગુલ્મના રોગીઓનાં શૂલ તથા આનાહનો નાશ કરનારું છે. ૬૯,૭૦

(આ પમાણે હિંગુસૌવર્ચલાદિ ઘૃત થયું.)

હપુષાદિ ઘૃત—

હપુષા, ત્રિકટુ, પૃથ્વીકા, ચવક, ચિત્રક, સિંધાલૂણ, જીરું, પીપરીમૂળ અને અજમો તથા દહીં, દૂધ, બોર, મૂળા તથા દાડમના રસોથી ઘૃત પકાવવું. તે વાતગુલ્મનો નાશ કરે છે. શૂલ તથા આનાહને દૂર કરે છે. આ ઘૃત યોનિદોષ, હરસ, ગ્રહણીદોષ, શ્વાસ, ઉધરસ, અરુચિ,

જ્વર, બસ્તિશૂલ, પાર્શ્વશૂલ તથા હૃદયશૂલનો નાશ કરે છે. ૭૧–૭૩

(આ પ્રમાણે હપુષાદિ ઘૃત થયું.)

पिप्पल्यादि घृत—

પીપર ૧૫ તોલો, દાડમ ૮ તોલા, ધાણા ૪ તોલા, ઘૃત ૨૦ તોલા, સૂંઠ ૧ તોલો, દૂધ ઘીથી ચારગણું–એનાથી સિદ્ધ કરેલું ઘૃત વાતગુલ્મ, યોનિશૂળ, મસ્તકશૂળ, હરસ તથા વિષમજ્વરનો શીઘ્ર નાશ કરે છે. ૭૪,૭૫

(આ પ્રમાણે પિપ્પલ્યાદિ ઘૃત થયું.)

उपर कहेला घृतना योगोथी ज चूर्ण अने गुटिकानी कल्पना करवी जोईए—

જે આ ઘૃતોને માટે ઔષધસમૂહો કહ્યા છે તે ચૂર્ણના યોગો રૂપે, તે વર્તિઓ રૂપે અને તે કષાયોરૂપે ગુલ્મના રોગીઓને હિતકારી છે. ૭૬

બોર, દાડમ ઉષ્ણ જલ, સુરામંડ, ખાટી કાંજી અથવા બીજોરાના રસથી સિદ્ધ કરેલી પેયા શૂળ તથા આનાહનો નાશ કરનારી છે. ૭૭

અથવા ગુલ્મ તથા આનાહની પીડાની શાંતિ માટે માતુલુંગના રસની ભાવના દીધેલાં ચૂર્ણોની વર્તિકાઓ તથા ગુટિકાઓ બનાવવી. ૭૮

हिंग्वादि चूर्ण—

હિંગ, ત્રિકટુ, કાળીપાટ, હપુષા, હરડે, કચૂરો, અજમોદ, અજગંધા, આમલી, અમ્લવેત, દાડમ, પુષ્કરમૂળ, ધાણા, જીરું, ચિત્રક, વજ, જવખાર, સાજીખાર, સિંધાલૂણ, સંચળ અને ચવક–એ બધાનું સાથે ચૂર્ણ કરવું. પાન-ભોજનમાં તકલીફ ન કરનારું આ ચૂર્ણ પાર્શ્વશૂળ, હૃદયશૂળ બસ્તિશૂળ, વાતકફજન્ય ગુલ્મ, આનાહ, મૂત્રકૃચ્છ્ર, ગુદશૂળ, યોનિશૂળ, ગ્રહણી તથા હરસના વિકારો, પ્લીહા, પાંડુરોગ, અરુચિ, ઉરોવિબંધ, હેડકી, ઉધરસ, શ્વાસ અને ગલગ્રહમાં ભોજનની પહેલાં અથવા મદ્ય કે ઉષ્ણોદકથી પીવું. ૭૯–૮૩

માતુલુંગના રસથી ઘણીવાર ભાવના દીધેલા આ ચૂર્ણની ગોળીઓ કરવી. તેઓ ચૂર્ણથી અધિક સામર્થ્યવાળી થાય છે. ૮૪.

(આ પ્રમાણે હિંગ્વાદિ ચૂર્ણ તથા ગુટિકા થયાં.)

માતુલુંગનો રસ, હિંગ, દાડમ, બિડલવણ તથા સિંધાલૂણ–એનું સુરામંડથી પાન કરવું. તે વાતગુલ્મની પીડાનો નાશ કરનારું છે. ૮૫

शटयादि चूर्ण—

કચૂરો, પુષ્કરમૂળ, હિંગ, અમ્લવેત, જવખાર, ચિત્રક, ધાણા, અજમો, વાવડિંગ, સિંધાલૂણ, વજ, ચવક, પીપરીમૂળ, અજગંધા, દાડમ, જીરું અને અજમોદ–એનું ચૂર્ણ કરીને ઉપયોગ કરવો. ૮૬,૮૭

માતુલુંગના રસથી અથવા મધુશુક્તથી ભાવના દઈને સારી રીતે વાટીને બોર જેવડી ગોળી કરીને ઉપયોગ કરવો. ૮૮

આ ગોળી ગુલ્મ, પ્લીહા, આનાહ, શ્વાસ, ઉધરસ, અરુચિ, હેડકી, હૃદયરોગ, હરસ, અનેક પ્રકારની શિરોવેદના, પાંડુરોગ, કફનો ઉત્ક્લેશ, સર્વ પ્રકારની પ્રવાહિકા, પાર્શ્વશૂળ હૃદયશૂળ, તથા બસ્તિશૂળનો નાશ કરે છે. ૮૯ ૯૦

(આ પ્રમાણે શટયાદિ ચૂર્ણ તથા ગુટિકા થયાં)

नागरादि योग—

સૂંઠ ૨ તોલા, ફોતરાં ઉતારેલા તલ ૮ તોલા, ગોળ ૪ તોલા–એ બધું વાટીને મનુષ્યે ઊના દૂધથી પીવું. એ વાતગુલ્મ, ઉદાવર્ત તથા યોનિશૂળનો નાશ કરે છે. ૯૧½

(આ પ્રમાણે નાગરાદિ યોગ થયો.)

एरंडतैलनो प्रयोग—

વાતગુલ્મના દરદીએ વારુણીના મંડથી યુક્ત એરંડિયું તેલ અથવા તે જ તેલ દૂધથી પીવું. કફનો

અનુબંધ હોય તો પહેલું અને વાતનો અનુબંધ હોય તો બીજું હિતકર છે. ૯૨,૯૩

લશુનક્ષીર—

શુદ્ધ તથા સૂકાવેલું લસણ ૧૬ તોલા આઠગણા દૂધ-પાણીમાં પકાવવું. દૂધ માત્ર બાકી રહે ત્યારે તેનું મનુષ્યે પાન કરવું. તે દૂધ વાતગુલ્મ, ઉદાવર્ત. ગૃધ્રસી, વિષમજ્વર, હૃદયરોગ, વિદ્રધિ અને સોજાને શીઘ્ર મટાડે છે. ૯૪ ૯૫

(આ પ્રમાણે લશુનક્ષીર થયું)

તૈલપંચક—

એરંડિયું તેલ, પ્રસન્ના, ગોમૂત્ર, કાંજી અને જવખાર—બધું એક કરીને પીવાથી ગુલ્મ, ઉદરરોગ અને આનાહને મટાડે છે. ૯૬

(આ પ્રમાણે તૈલપંચક થયું.)

શિલાજિતનો પ્રયોગ—

જવખાર મેળવેલા બૃહત્પંચમૂળના ક્વાથની સાથે શિલાજિતનું પાન કરવું. તેના પ્રયોગથી વાતગુલ્મમાંથી રોગી મુક્ત થાય છે. ૯૭

(આ પ્રમાણે શિલાજિતનો પ્રયોગ થયો.)

વાટયનો પ્રયોગ—

પીપરના યૂષથી કે મૂળાના રસથી સ્નેહવાળા યવાન્નનું ભક્ષણ કરીને મનુષ્ય ઉદાવર્ત તથા વાતગુલ્મથી મુક્ત થાય છે. ૯૮

વાતગુલ્મમાં સ્વેદન—

શૂલ, આનાહ તથા કબજિયાતથી પીડાતા વાત-ગુલ્મના રોગીને સ્વેદવિધાનમાં કહેલા નાડી-પ્રસ્તર તથા સંકર સ્વેદ વડે સ્વેદ આપવો. ૯૯

વાતગુલ્મમાં બસ્તિકર્મ—

બસ્તિકર્મ શ્રેષ્ઠ ગુલ્મનાશક છે એમ જાણવું. તે પ્રથમ પોતાના સ્થાનમાં રહેલા વાયુને જીતીને ગુલ્મનો શીઘ્ર નાશ કરે છે. ૧૦૦

તેથી વારંવાર કરેલી નિરૂહ તથા અનુવાસન બસ્તિઓ વડે વાત-પિત્ત તથા કફથી થયેલા ગુલ્મો શાંત થઈ જાય છે. ૧૦૧

સિદ્ધિસ્થાનમાં ગુલ્મનો નાશ કરનાર વિવિધ સિદ્ધ બસ્તિઓ કહી છે. અને ગુલ્મનાશક તૈલો વાતરોગના પ્રકરણમાં કહેવાશે. ૧૦૨

તે તૈલોનો વાતજ ગુલ્મમાં પાન-અભ્યંગ તથા અનુવાસન દ્વારા પ્રયોગ કરવાથી તરત જ સફળતા મળે છે; કારણ કે તેલ શ્રેષ્ઠ વાતનાશક છે. ૧૦૩

ગળીના ચૂર્ણથી યુક્ત પૂર્વે કહેલું ઘૃત, મલયુક્ત એવા વાતગુલ્મના રોગીને શોધન તરીકે આપવું. ૧૦૪

નીલિન્યાદિ ઘૃત—

ગળી, નસોતર, દન્તીમૂળ, હરડે. કપીલો—એની સાથે બિડલવણ, જવખાર તથા સૂંઠ મેળવેલું ઘૃત શોધનને માટે આપવું. ૧૦૫

ગળી, ત્રિફળા, રાસ્ના, બલા, કડુ, વાવડિંગ, ભોરીંગણી—એ દરેક ૪ તોલા ૨૫૬ તોલા પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ બાકી રહેલા તે ક્વાથથી ૬૪ તોલા ઘી, દહીં ૬૪ તોલા તથા કંટાળા થોરનું દૂધ ૪ તોલા મેળવીને પકાવવું. પછી યવાગૂના મંડથી યુક્ત તે ઘી ૪ તોલા આપવું. પચી ગયા પછી સારી રીતે જેને રેચ લાગ્યા છે એવા રોગીને માંસરસનું ભોજન કરાવવું. આ ઘી ગુલ્મ, કુષ્ઠ, ઉદરરોગ, વ્યંગ, સોજા, પાંડુરોગ, જ્વર, શ્વિત્ર, પ્લીહા તથા ઉન્માદનો નાશ કરે છે. ૧૦૬–૧૦૯

(આ પ્રમાણે નીલિન્યાદિ ઘૃત થયું)

વાતગુલ્મમાં ભોજન—

કૂકડા, મોર, તેતર, કૌંચ, વર્તક, શાલના ચોખા, મદિરા અને ઘી એ વાતગુલ્મનાં ઔષધ છે. ૧૧૦

વાતગુલ્મના રોગીને ઉષ્ણ, દ્રવ અને સ્નિગ્ધ ભોજન હિતકારી છે. મંડયુક્ત વારુણીનું પાન, અથવા ધાણાથી

પકાવેલું જલ પીવા માટે શ્રેષ્ઠ છે. અગ્નિ મંદ થતાં ગુલ્મ વધે છે અને અગ્નિ પ્રદીપ્ત થતાં શાંત થાય છે. તેથી મનુષ્યે અત્યંત તૃપ્તિ કે અતિ લંઘન કરવાં નહીં.

સઘળા ગુલ્મોમાં પ્રથમ સ્નેહ તથા સ્વેદ આપ્યા પછી જે ક્રિયા કરવામાં આવી છે તે સફળ થાય છે. રૂક્ષ અવસ્થામાં કરેલી ક્રિયા સફળ થતી નથી. ૧૧૧-૧૧૩

पित्तगुल्ममां घृत યોગો—

વૈદ્ય પિત્તગુલ્મને ઘાતક જાણીને વિરેચન દ્રવ્યોથી સિદ્ધ કરેલાં કે તિક્ત દ્રવ્યથી સિદ્ધ કરેલાં ઘૃતથી ચિકિત્સા કરવી. ૧૧૪

रोहिण्यादि घृत—

કડુ, લીમડો, જેઠીમધ, ત્રિફળાની છાલ, ત્રાયમાણુ દરેક એક તોલો, પટોલ તથા નસોતર પ્રત્યેક ૪ તોલા, મસૂર ૮ તોલા, એ બધું આઠગણા પાણીમાં પકાવવું. ઉકાળાનો અવશેષ ઘીના જેટલો રાખવો અને ઘી ૧૬ તોલા લેવું. તે ક્વાથની સાથે મિશ્ર કરીને પીવું. તેથી પિત્તજન્ય ગુલ્મ, જ્વર, તૃષા, શૂળ, ભ્રમ, મૂર્છા તથા અરુચિનો નાશ થાય છે. ૧૧૫-૧૧૭

(આ પ્રમાણે રોહિણ્યાદિ ઘૃત થયું.)

त्रायमाणादि घृत—

દશગણા જલમાં ૧૬ તોલા ત્રાયમાણને પકાવવું. પંચમાંશ ક્વાથ બાકી રહે ત્યારે ગાળી લઈને કડુ, મોથ, ત્રાયમાણ, ધમાસો, તામલકી, વીરા, જીવન્તી, ચન્દન તથા ઉત્પલ એ પ્રત્યેક એક એક તોલાના કલ્ક સાથે આમળાંનો રસ, દૂધ તથા ઘૃત એ દરેક ૩૨ તોલા નાખીને સારી રીતે પકાવવું. આ ઉત્તમ ઘૃત પિત્તરક્તજન્ય ગુલ્મ, વિસર્પ, પિત્તજ્વર, હૃદરોગ કમળો, અને કુષ્ઠનો નાશ કરે છે. ૧૧૮-૧૨૧

(આ પ્રમાણે ત્રાયમાણાદિ ઘૃત થયું.)

आमलकादि घृत—

આમળાં તથા શેરડીના રસથી ચતુર્થાંશ ઘૃત, ઘૃતનો ચતુર્થાંશ હરડેનો કલ્ક નાખીને પકાવવું. તે સિદ્ધ થયેલા ઘૃતનું પાન કરવું. તે પિત્તગુલ્મનો નાશ કરનારું છે. ૧૨૨

(આ પ્રમાણે આમલકાદ્ય ઘૃત થયું.)

द्राक्षादि घृत—

દ્રાખ, મહુડાં, ખજૂર, વિદારીકંદ, શતાવરી, ફાલસાં, તથા ત્રિફળા દરેક ૪ તોલા, ૨૫૬ તોલા પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ બાકી રહે ત્યારે આમળાંનો રસ, ઘૃત, શેરડીનો રસ અને દૂધ દરેક ૬૪ તોલા, હરડેનો કલ્ક ૧૬ તોલા, એ બધાં મેળવીને પકાવવું. સિદ્ધ થયેલા ઘૃતમાં સાકર તથા મધ ચતુર્થાંશ મેળવીને પ્રયોગ કરવાથી પિત્તગુલ્મનો નાશ કરે છે તથા સર્વ પિત્તવિકારનો નાશ કરે છે. ૧૨૩-૧૨૫

(આ પ્રમાણે દ્રાક્ષાદ્ય ઘૃત થયું.)

वासाघृत—

મૂળ સહિત અરડૂસીને વાટીને આઠગણા પાણીમાં પકાવવી. અષ્ટમાંશ બાકી રહે ત્યારે તેના જ પુષ્પનો કલ્ક નાખવો. તેનાથી સિદ્ધ કરેલું ઘૃત શીતલ થયા પછી મધ મેળવીને ઉપયોગ કરવાથી પિત્તગુલ્મને દૂર કરે છે. રક્તપિત્ત, જ્વર, શ્વાસ, ઉધરસ તથા હૃદયરોગનો નાશ કરે છે. ૧૨૬,૧૨૭

(આ પ્રમાણે વાસાઘૃત થયું.)

पित्तगुल्ममां विरेचनयोगो—

ત્રાયમાણુ ૮ તોલા,૧૨૮ પાણીમાં પકાવવું. અષ્ટમાંશ રહે ત્યારે ગાળીને સમપ્રમાણુ દૂધ મેળવેલું નવશેકું પીવું. અને તેની ઉપર શક્તિ પ્રમાણે ઊનું દૂધ પીવું. તેથી જેના દોષ દૂર થયા છે એવા દરદીનો પિત્તગુલ્મ શાંત થઈ જાય છે. ૧૨૮, ૧૨૯

પિત્તગુલ્મમાં વિરેચન માટે ગોળસહિત, દ્રાખ, તથા હરડેનો ક્વાથ પીવો, અથવા મધ મેળવેલો કપીલો ચાટવો. ૧૩૦

पित्तगुल्ममां अभ्यंग—

પિત્તગુલ્મના રોગીઓને ઘીથી, ચન્દનાદ્ય તેલ કે જેઠીમધથી સિદ્ધ કરેલા તેલથી અભ્યંગ દાહની શાંતિ કરનારો છે. ૧૩૧

पित्तगुल्ममां बस्ति—

જે પિત્તજ્વરને હરણ કરનારા તિક્ત દ્રવ્યયુક્ત ક્ષીરની બસ્તિઓ છે તે અને જે સિદ્ધિસ્થાનમાં કહેવાશે તે પિત્તગુલ્મના રોગીઓને હિતકર છે. ૧૩૨

पित्तगुल्ममां अन्नपान—

શાલના ચોખા, જાંગલ પશુપક્ષીઓનું માંસ, ગાય તથા બકરીનું દૂધ, ઘી, ખજૂર, આમળાં, દ્રાખ, દાડમ ફાલસાં એનો આહાર માટે ઉપયોગ કરવો. પીવા માટે બલા તથા વિદારીગંધાદિગણથી ઉકાળેલાં પાણીનો ઉપયોગ કરવો. એ પિત્તગુલ્મની ચિકિત્સા છે. ૧૩૩, ૧૩૪

गुल्ममां अग्निदीपन करवानुं विधान—

આમના અનુબંધવાળા પિત્તગુલ્મમાં કે આમયુક્ત કફવાતજન્યગુલ્મમાં લંઘન કરાવ્યા પછી યવાગૂ, ખડ તથા યૂષોથી અગ્નિને પ્રદીપ્ત કરવો. ૧૩૫

સઘળા દોષોનું શમન અને કોપ અગ્નિને આધારે રહ્યા છે. તેથી અગ્નિની હમેશાં રક્ષા કરવી અને કારણોને તજવાં. ૧૩૬

कफगुल्ममां वमन—

વમન કરાવવાને યોગ્ય જેના શરીરને સ્નેહ તથા સ્વેદ કરવામાં આવ્યો છે એવા, વમન કરાવવાને યોગ્ય કફગુલ્મના રોગીને વમન કરાવવું.

कफगुल्ममां भेदनविधि—

જ્યારે ગુલ્મ શિથિલ થાય ત્યારે, વીંટો કરીને સળગાવેલા બલ્વજ કે દર્ભને વૈદ્યે ઘડામાં નાખીને ગુલ્મને ઘડાના મોઢામાં રાખવો. જ્યારે ગુલ્મ પકડાઈ જાય ત્યારે ઘડાને ઉપાડી લેવો. તે પછી ગુલ્મને વસ્ત્રથી ઢાંકીને પ્રમાણને સમજનારા વૈદ્યે ગુલ્મનું ભેદન કરવું. વિમાર્ગ, અજમદ અને આદર્શ–તેમાંથી જે મળે તેનાથી પીડન કરવું. કેવળ ગુલ્મનું જ મર્દન કરવું. આંતરડા કે તેના અંદરના ભાગને સ્પર્શ ન કરવો. વૈદ્યે કફગુલ્મને તલ, એરંડાના બીજ, અળસીના બીજ અને સ્વરસથી લેપ કરીને સહન થાય તેવા તપેલા લોઢાના પાત્રો વડે સ્વેદ આપવો. ૧૩૭–૧૪૧

कफगुल्ममां स्नेहयोगो—

સૂંઠ, મરી પીપર જવખાર, (સિંધાલૂણ, હિંગ, બિડલવણ અને દાડમથી દશમૂળના ઉકાળામાં સિદ્ધ કરેલું ઘૃત કફગુલ્મનો શીઘ્ર નાશ કરે છે. ૧૪૨

(આ પ્રમાણે દશમૂળી ઘૃત થયું.)

भल्लातकादि घृत—

ભિલામાં ૮ તોલા, વિદારીગંધાદ્ય પંચમૂળ ૪ તોલા ખાંડીને ૨૫૬ તોલા પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ કવાથ રહે ત્યારે તેમાં પીપર, સૂંઠ, વજ, વાવડિંગ, સિંધાલૂણ, હિંગ, જવખાર, બિડલવણ, કચૂરો, ચિત્રક, જેઠીમધ અને રાસ્ના એ પ્રત્યેક ૧ તોલો કલ્ક કરીને દૂધ ૬૪ તોલા નાખીને ૬૪ તોલા ઘૃત પકાવવું. આ ભલ્લાતકઘૃત કફગુલ્મનો અત્યંત નાશ કરનાર અને પ્લીહા, પાંડુરોગ, શ્વાસ, ગ્રહણીરોગ તથા ઉધરસનો નાશ કરનાર છે. ૧૪૩–૧૪૬

(આ પ્રમાણે ભલ્લાતકાદ્ય ઘૃત થયું.)

क्षीरषट्पलक घृत—

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ તથા જવખાર દરેક ૪ તોલાના કલ્કથી ૬૪ તોલા ઘૃત તથા ૬૪ તોલા દૂધ પકાવવું. તૈયાર થયેલું તે ઘૃત કફગુલ્મ, ગ્રહણી તથા પાંડુરોગનો નાશ કરનાર, પ્લીહા, ઉધરસ તથા જ્વરને હણનાર છે. ૧૪૭, ૧૪૮

(આ પ્રમાણે ક્ષીરષટ્પલક ઘૃત થયું.)

मिश्रक स्नेह—

નસોતર, ત્રિફળા, દંતીમૂળ તથા દશમૂળ પ્રત્યેક ૪

તોલા, ચરગણા પાણીમાં પકાવતાં ચતુર્થાંશ બાકી રહે ત્યારે તે કવાથ, ઘૃત, એરંડનું તેલ તથા દૂધ બધું સાથે પકાવવું. આ પ્રમાણે સિધ્ધ થયેલો તે મિશ્રક સ્નેહ મધની સાથે ઉપયોગ કરવાથી કફગુલ્મનો નાશ કરે છે. કફવાત વિબન્ધ, કુષ્ઠ, પ્લીહા, તથા ઉદરરોગમાં અને વિશેષે કરીને યોનિશૂલમાં મિશ્રક સ્નેહનો પ્રયોગ કરવો. ૧૪૯-૧૫૧

આ પ્રમાણે મિશ્રક સ્નેહ થયો.)

कफगुल्ममां विरेचन योगो—

વાતગુલ્મનો નાશ કરનારું જે સ્રંસન, નીલિની-ઘૃત કહ્યું છે તે બમણી માત્રામાં કફગુલ્મના રોગીઓના વિરેચનને માટે ઉપયોગમાં લેવું. ૧૫૨

કંટાળાના ધમાં સારી રીતે ભાવના દીધેલું નસોતરનું એક તોલો ચૂર્ણ મધ તથા ઘૃત સાથે ચાટવાથી સારી રીતે વિરેચન થાય છે. ૧૫૩

दन्ती हरीतकी--

૧૦૨૪ તોલા પાણીમાં હરડે નંગ ૨૫ પકાવવી. તેમાં દંતીમૂળ ૧૦૦ તોલા અને ચિત્રક ૧૦૦ તોલા પકાવતી વખતે નાખવાં. અષ્ટમાંશ બાકી રહેલા કવાથને ગાળીને ફરી ચૂલે ચડાવવો. તેમાં દંતીમૂળના જેટલો એટલે ૧૦૦ તોલા સ્વચ્છ ગોળ તથા તે હરડે નાખવી. ૮ તોલા તેલ, નસોતર ૧૬ તોલા, પીપર અને સૂંઠનું ચૂર્ણ ૪ તોલા નાખીને ચાટણના જેવું પકાવવું. ઠંડું થયા પછી તેમાં તેલના જેટલું એટલે ૮ તોલા મધ તથા તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર કુલ ૪ તોલા મેળવવું. ત્યાર પછી તેમાંથી ૪ તોલા ચાટણ ચાટીને ઉપરથી એક હરડે ખાઇને સ્નિગ્ધ કોઠાવાળા દરદીને ૬૪ તોલા જેટલાં દોષનું ઉપદ્રવરહિત સુખકારી વિરેચન થાય છે.

સેવન કરેલી આ હરડે ગુલ્મ, સોજા, હરસ, પાંડુરોગ, અરુચિ, હૃદયરોગ ગ્રહણીરોગ, કમળો, વિષમજ્વર, કુષ્ઠ, પ્લીહા તથા આનાહનો નાશ કરે છે. આનો ક્રમ ઉપદ્રવરહિત છે. તેની ઉપર માંસરસથી દ્રવરૂપે થયેલો ભાત પથ્ય છે. ૧૫૪-૧૬૦

( આ પ્રમાણે દંતી હરીતકી થઈ.)

कफगुल्ममां अतिदेशिक चिकित्सा—

કફગુલ્મના રોગીઓને માટે સિદ્ધ નિરૂહ બસ્તિઓ સિદ્ધિસ્થાનમાં કહેવામાં આવશે. તથા સિદ્ધ એવા અરિષ્ટના યોગો ગ્રહણી તથા હરસની ચિકિત્સામાં કહેવામાં આવશે. ૧૬૧

જે ચૂર્ણ જે ગુટિકાઓ વાતગુલ્મના રોગીઓને માટે કહ્યાં છે તે બમણાં જવખાર, હિંગ અને અમ્લવેતવાળાં કફમાં હિતકારી છે ૧૬૨

ગ્રહણીદોષમાં જે ક્ષાર કહ્યાં છે તે કફગુલ્મના રોગીઓને માટે સિધ્ધ અને હાનિરહિત હોવાથી પ્રશસ્ત છે. દાહ તો સર્વને અંતે જ શ્રેષ્ઠ છે. ૧૬૩

कफगुल्ममां अन्नपान—

અત્યંત જૂનાં ધાન્ય, જાંગલ પશુપક્ષીઓ, કળથીનો તથા મગનો યૂષ, પીપર કે સૂંઠનો યૂષ, સૂકા મૂળાનો યૂષ, બીલીવરણો કરંજના અંકુર, અજમો અને ચિત્રકનો યૂષ, બીજોરું, હિંગ, અમ્લવેત, જવખાર, દાડમ, છાસ, તેલ અને ઘૃત એઓથી વ્યંજન તૈયાર કરવાં. ૧૬૪-૧૬૬

કફગુલ્મના રોગીએ તૃષાને સમયે, લઘુપંચમૂળથી પકાવેલું જળ, જૂનો વારુણીનો રસ, અથવા જૂનો માધ્વીક સમયે પીવો ૧૬૭

અજમાના ચૂર્ણવાળી તથા બિડલવણથી ખાટી કરેલી છાસ પીવી. તે અગ્નિને દીપન કરનાર તથા વાત, કફ તથા મૂત્રનું અનુલોમન કરનાર છે. ૧૬૮

गुल्मनां असाध्य लक्षणो—

ક્રમે કરીને સંચિત થયેલો, ઘણા ભાગમાં વ્યાપેલો, દૃઢ મૂળવાળો, અને સિરાઓથી બંધાયેલો ગુલ્મ જ્યારે કાચબાના જેવો ઊંચો, દુર્બળતા, અરુચિ, મોળ, ઉધરસ,

ઉલટી, અરુચિ, જ્વર, તૃષા, તન્દ્રા તથા સળેખમથી યુક્ત થાય છે ત્યારે મટતો નથી.

જ્વર તથા શ્વાસવાળા, ઉલટી તથા અતિસારથી પીડાતા, ગુલ્મના દરદીને હૃદય, નાભિ, હાથ તથા પગને વિશે થયેલો સોજો પકડીને મૃત્યુ તરફ ખેંચે છે. ૧૬૯–૧૭૧

रक्तगुल्मनो चिकित्साक्रम—

રુધિરના ગુલ્મના સંબંધમાં તો ગર્ભનો કાળ વીત્યા પછી જેના શરીરને સ્નેહન તથા સ્વેદન કર્યું છે એવી સ્ત્રીને સ્નેહવિરેચન આપવું. ૧૭૨

પલાશનો ક્ષાર ૫૧૨ તોલા અને તેલ તથા ઘી ૫૧૨ તોલા પકાવીને ગુલ્મને શિથિલ કરે તેટલા પ્રમાણમાં ઉપયોગ કરવો. એમ છતાં ગુલ્મનું ભેદન ન થાય તો યોનિવિશોધન આપવું.

ક્ષારથી મિશ્ર અથવા કાંટાળાના દૂધથી મિશ્ર તલનું ચૂર્ણ અથવા એ બન્નેની ભાવના દીધેલા કટુક મત્સ્ય, વરાહ, તથા મત્સ્યના પિત્તથી સારી રીતે ભાવના દીધેલા અથવા મધસહિત, અધોહર તથા ઊર્ધ્વહર દ્રવ્યોથી ભાવના દીધેલાં ચીથરાં, અથવા ગોળ તથા ક્ષારયુકત કિણ્વ એ યોનિવિશોધન તરીકે આપવાં. રકતપિત્તને હરણ કરનારો ક્ષાર મધ તથા ઘીથી ચટાડવો. એ સ્ત્રીને લસણ, તીક્ષ્ણ મદ્ય તથા મત્સ્ય ખાનપાન માટે આપવાં. ૧૭૩–૧૭૭

દૂધ, ગોમૂત્ર તથા ક્ષારયુકત દશમૂલની બસ્તિ આપવી. રુધિર ન દેખાતું હોય તો ગુલ્મને ભેદનાર ક્રિયા દેવી. રુધિર પ્રવૃત્ત થતાં માંસરસયુકત ભાતનું ભોજન, ઘી તથા તેલથી અભ્યંગ, પીવા માટે નવું મદ્ય એ આપવાં.

રુધિરની અતિ પ્રવૃત્તિ થાય તો રકતપિત્તનું હરણ કરનારી ક્રિયા કરવી અને વાતપીડાથી પીડાતી સ્ત્રીને સર્વ વાત હરનારી ક્રિયા કરવી. ૧૭૮–૧૮૦

ઘૃત તથા તેલના પરિષેચનો, તેતર અને કૂકડાનું ભોજન મંડસહિત મદ્ય તથા અમ્લદ્રવ્યથી પકાવેલા ઘૃતનું ભોજનની પહેલાં પાન, રુધિરની અતિ પ્રવૃત્તિ થાય તો ભોજન પછી જીવનીય ઘૃતથી અને તિકત દ્રવ્યસાધિત ઘૃતથી અનુવાસન બસ્તિ આપવી. ૧૮૧,૧૮૨

अध्यायोक्त विषय —

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો છે:—

વાતગુલ્મવાળા રોગીઓને સ્નેહ, સ્વેદ, સર્પિ, બસ્તિ, ચૂર્ણો, બૃંહણ ગુટિકાઓ, વમન વિરેચન, રકતમોક્ષણ; પિત્તગુલ્મમાં તિકત દ્રવ્યોથી સિદ્ધ કરેલાં ઘૃત, દૂધ, વિરેચન તથા નિરૂહ બસ્તિ, રકતમોક્ષણ, આશ્વાસન તથા સંશમનના યોગો; પકવગુલ્મને ઉપનાહ શસ્ત્રકર્મ; અને અંદર ભેદાયેલા ગુલ્મનાં સંશોધન તથા સંશમન, સ્નેહન, સ્વેદન, ભેદન લંઘન, ઉલ્લેખન, વિરેચન ઘૃત, બસ્તિ, ગુટિકાઓ, ચૂર્ણ, અરિષ્ટો, ક્ષારો, રકતમોક્ષણ અને પછી અંતમાં દાહ અને સ્ત્રીને થતા રુધિર ગુલ્મનો ક્રિયાક્રમ કહ્યો છે.

પથ્ય અન્નપાનનું સેવન, પોતપોતાનાં કારણોનો પરિત્યાગ હમેશાં અગ્નિની રક્ષા, સ્નેહન કર્યા પછી સર્વ કર્મ કરવાં હેતુ, લક્ષણ, સિદ્ધિ, ચિકિત્સા, સાધ્યતા, અસાધ્યતા અને યોગો—આટલો ગુલ્મચિકિત્સાનો સંગ્રહ અગ્નિવેશે કહ્યો છે. ૧૮૩–૧૮૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'ગુલ્મચિકિત્સિત' નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો ૫

---

## અધ્યાય છઠ્ઠો

### પ્રમેહ ચિકિત્સિત

प्रमेह चिकित्सितनो उपक्रम —

"હવે અહીંથી 'પ્રમેહચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

મોહ, માન તથા ક્રોધરહિત, રાગ વિનાના અને વિશાળ જ્ઞાન તથા તપશ્ચર્યાવાળા પુનર્વસુએ યોગ્ય સમયે અગ્નિવેશને કારણ તથા લક્ષણો સહિત પ્રમેહો તથા તેઓના શમનનો ઉપદેશ કર્યો. ૩

प्रमेहनुं निदान—

સુખપૂર્વક હમેશાં બેસી રહેવું, સુખપૂર્વક શયન, દહીં, ગ્રામ્ય, જળચર તથા અનૂપ દેશમાં રહેવાવાળાં પશુપક્ષીઓના માંસરસો, દૂધ, નવાં અન્નપાન, ગોળના ભક્ષ્ય પદાર્થો અને કફ કરનાર સર્વ કાંઈ પ્રમેહોનાં કારણો છે. ૪

प्रमेहनी संप्राप्ति—

મેદ, માંસ અને શરીરમાં ઉત્પન્ન થતા ક્લેદ જે બસ્તિમાં પ્રાપ્ત થયા હોય તેને દૂષિત કરીને કફપ્રમેહો ઉત્પન્ન કરે છે અને ઉષ્ણ પદાર્થોથી વધી ગયેલું પિત્ત પણ તેઓને દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરે છે. ૫

દોષો ક્ષીણ થતાં વાયુ ધાતુઓને બસ્તિમાં ખેંચીને પ્રમેહો કરે છે. દોષ બસ્તિમાં પ્રાપ્ત થઈને મૂત્રને દૂષિત કરીને પોતપોતાના લક્ષણોવાળા પ્રમાહોને ઉત્પન્ન કરે છે. ૬

प्रमेहनो साध्य-असाध्य विभाग—

કફથી થયેલા દશ, પિત્તથી થયેલા છ તથા પવનથી થયેલા ચાર પ્રમેહો; અનુક્રમે સમાન ક્રિયાવાળા હોવાથી, વિષમ ક્રિયાવાળા હોવાથી, તથા મહા આપત્તિરૂપ હોવાથી સાધ્ય, યાપ્ય, તથા અસાધ્ય છે. ૭

प्रमेहनां दोष तथा दूष्यो—

પ્રમેહના રોગીઓમાં કફ, પિત્ત તથા વાત એ દોષ છે. મેદ. રક્ત, શુક્ર, જલ, વસા, લસીકા, મજ્જા, રસ, ઓજ, અને માંસ એ દૂષ્ય છે. તથા પ્રમેહો વીસ પ્રકારના જ છે. ૮

कफप्रमेहनां लक्षणो—

રોગી પાણી જેવો, શેરડીના રસ જેવો, ઘાટો, નીચે ઘાટો અને ઉપર સ્વચ્છ, સફેદ, શુક્રસહિત, શીતલ, કટકે કટકે, લાળ જેવો અથવા રેતીથી યુક્ત પેશાબ કરે ત્યારે આ દશ કફજન્ય પ્રમેહો છે એમ જાણવું. ૯

पित्तप्रमेहनां लक्षणो—

ક્ષીર જેવો, કાળા રંગનો, નીલ વર્ણનો, હળદર જેવા રંગવાળો, મજીઠ જેવા રંગવાળો અથવા લાલ રંગનો પેશાબ કરે ત્યારે આ છ પિત્તજન્ય પ્રમેહો છે એમ કહે છે. ૧૦

वातप्रमेहनां लक्षणो—

જ્યારે બીજા ધાતુઓ ક્ષીણ થાય છે ત્યારે વાતથી મજ્જા, ઓજ અને વસાથી યુક્ત અને લસીકાથી સતત સંબંધવાળો એમ ચાર પ્રકારનો પેશાબ થાય છે. ૧૧

संक्षेपमां कफजादि प्रमेहनां लक्षणो—

પ્રમેહ પોતપોતાના દોષને અનુકૂળ રંગ, રસ સ્પર્શ અને ગંધને પ્રાપ્ત કરે છે. વાતજ પ્રમેહ શ્યામ અને રક્ત તથા શૂલયુક્ત હોય છે તેમજ મજ્જા ઇત્યાદિના સમાન ગુણને પ્રાપ્ત થાય છે, તેથી અસાધ્ય થાય છે ૧૨

प्रमेहनां पूर्वरुपो—

સ્વેદ, શરીર ગંધાવું, અંગો શિથિલ થવાં, શય્યા, આસન અને નિદ્રાજનિત સુખમાં પ્રીતિ, હૃદય-નેત્ર-જીહ્વા તથા કાન મેલથી લેપાયેલાં થવાં, શરીર સ્થૂળ થવું, કેશ તથા નખ અતિશય વધવાં, શીતલ પદાર્થો પ્રિય લાગવાં, ગળું તથા તાળવું સૂકાવાં, મુખમાં મધુરતા, હાથપગમાં બળતરા, અને મૂત્ર તરફ કીડીઓનું દોડવું એ ભવિષ્યમાં થનારા પ્રમેહનાં પૂર્વરુપો છે. ૧૩, ૧૪

प्रमेहनो चिकित्साक्रम—

પ્રમેહનો કોઈ એક રોગી સ્થૂલ અને બલવાન હોય છે, અને કોઈ એક કૃશ તથા અત્યંત દુર્બળ હોય છે. તેમાં કૃશનું બૃંહણ કરવું અને દોષ તથા બલથી અધિક હોય તેનું સંશોધન કરવું. ૧૫

સ્નેહન કરેલા રોગીને મળશોધન માટે, કલ્પસ્થાનમાં કહેલા વિવિધ યોગોનો પ્રયોગ કરાવવો. પ્રમેહોમાં ઉપર તથા નીચેથી મળને દૂર કર્યા પછી સંતર્પણ કરવું. ૧૬

પ્રમેહના રોગીને અપતર્પણથી, ગુલ્મ, ક્ષય, મુત્રેન્દ્રિય તથા બસ્તિમાં શૂળ અને મૂત્રગ્રહ થાય છે–માટે અગ્નિનું બળ જોઇને તેને પરિતર્પણ કરાવવું. ૧૭

જે પ્રમેહનો રોગી સંશોધનને યોગ્ય ન હોય તેને સંશમન કરનારી ક્રિયા કરાવવી. પ્રમેહની શાંતિને માટે મન્થો, કષાયો, યવ, ચૂર્ણના અવલેહ અને હલકાં ભક્ષ્યોનો ઉપયોગ કરાવવો. ૧૮

प्रमेहीनां अन्नपान—

જે વિષ્કિર તથા જે પ્રતુદ પક્ષીઓ છે તેઓના તથા જાંગલ પશુપક્ષીઓના મનને અનુકૂળ આવે એવા રસોની સાથે રૂક્ષ, યવાન્ન, યવનો મંડ, સક્તુઓ અને અપૂપોનું ભક્ષણ કરવું જોઇએ. મગ વગેરેના યૂષોની સાથે કે તિક્ત શાકોની સાથે જૂના શાળના ચોખાનું ભક્ષણ કરવું. દંતી તથા ઇંગોરિયાંના તેલથી યુક્ત જૂના શાળના ચોખાનું ભક્ષણ કરવું તથા અલસી કે સરસવના તેલથી યુક્ત સાઠી ચોખા તથા તૃણધાન્ય, એ ખોરાકનું ભક્ષણ કરવું. પ્રમેહના રોગીએ તો પ્રધાનપણે યવનો જ ખોરાક લેવો જોઇએ. કફપ્રમેહના રોગીએ મધથી મિશ્ર એવા યવના વિવિધ ભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવું. ૧૯–૨૧

આખી રાત્ર ત્રિફળાના કવાથમાં રાખેલા જવના મધમિશ્રિત તર્પણો થાય છે. સીધુથી યુક્ત અને દરરોજ પ્રયોગ કરવા યોગ્ય એવા તેઓનું પ્રમેહના રોગીએ પ્રમેહના નાશ માટે પાન કરવું. ૨૨

કફ પ્રમેહમાં જે કષાયો કહ્યાં છે તેનાથી પૃથક્ પૃથક્ ભાવના દીધેલા જવના સક્તુ, અપૂપ ધાણી અને ગોળસહિત બીજા વિવિધ ભક્ષ્યોનું ભક્ષણ કરવું ૨૩

ગધેડો, ઘોડો, ગાય, હંસ અને હરિણે ખાઇને મળની સાથે કાઢેલા જવના વિવિધ ભક્ષ્ય પદાર્થો આપવા. જવની બનાવટોની રીતે વાંસના જવ તથા ઘઉંના ભક્ષ્ય પદાર્થો આપવા. ૨૪

कफ प्रमेहमां केटलाक योगो—

યોગ્ય સમયે કરેલા સંશોધન, ઉલ્લેખન તથા લંઘન કફપ્રમેહોનો નાશ કરે છે. તથા વિરેચન, સંતર્પણ અને સંશમનવિધિ પિત્તપ્રમેહોનો નાશ કરે છે ૨૫

પ્રમેહના રોગીએ દારુહળદર, દેવદાર, ત્રિફળા અને મોથ એનો કવાથ કરીને પીવો અથવા મધયુક્ત હળદર આમળાંના રસથી પીવી. ૨૬

હરડે, કાયફળ, મોથ, લોધર–કાળીપાઠ, વાવડિંગ, અર્જુન, ધન્વન–હળદર દારુહળદર, તગર, વાવડિંગ, કદંબ, શાળ, અર્જુન, અજમો–દારુહળદર, વાવડિંગ, ખેર, ધવ–દેવદાર, કુષ્ઠ, અગર, ચન્દન–દારુહળદર, અરણી, ત્રિફળા, કાળીપાઠ–કાળીપાઠ, મોરવેલ ગોખરુ, અજમો, વાળો, હરડે, ગળો–ચવક, હરડે, ચિત્રક, સાતવણ–આ પ્રમાણે શ્લોકના પ્રત્યેક ચરણો વડે કહેલાં દશ કષાયો મધની સાથે પ્રયોગ કરવાથી કફ પ્રમેહના રોગીઓને હિતકારી છે. ૨૭–૨૯

पित्त प्रमेहना केटलाक योगो—

વાળો, લોધર, અંજન, ચન્દન–વાળો, મોથ, આમળાં, હરડે,–પટોલ, લીંબડો, આમળાં ગળો–મોથ, હરડે, પદ્મક, વૃક્ષક–લોધર અંબુ, કાલીયક, ધાવડી–લીંબડો, અર્જુન, આમ્રાત, હળદર, કાળું કમળ–સરસડો, સર્જ, અર્જુન, નાગકેસર–પિયાંગુ, કાળું કમળ, કેસુડાં–પીપળો, કાળીપાઠ, અસન, વેતસ–કટંકટેરી, કાળું કમળ, મોથ–આ પ્રમાણે શ્લોકનાં પ્રત્યેક ચરણ વડે કહેલાં દશ કષાયો મધમિશ્રિત પિત્તજન્ય પ્રમેહોમાં હિતકારી છે. ૩૦–૩૨

પ્રથમના એ કષાય યોગો સર્વ પ્રમેહમાં ઉપયોગી છે.

સઘળા કષાય યોગો પૃથક્ પૃથક્ મન્થના પાનમાં જવને ભાવના આપવામાં અને ભક્ષ્ય તથા પેય પદાર્થોમાં ઉપયોગી છે. ૩૩

વાતપ્રમેહની ચિકિત્સા---

વાતપ્રમેહોમાં, એ કષાયોથી સિધ્ધ કરેલાં તેલ તથા ઘૃતો આપવાં. પ્રમેહરોગીઓના મેદ અને કફ કષાયના યોગોથી અને વાયુ સ્નેહોથી શાંત થાય છે. ૩૪

દ્વન્દ્વજ અને સન્નિપાતજ પ્રમેહની ચિકિત્સા—

કફ તથા પિત્ત પ્રમેહના દરદીએ કપીલો, સાતવણ, શાળનાં પુષ્પ, બહેડાં, રોહિડો, ઇન્દ્રજવ, કોઠનાં પુષ્પ, એનું ચૂર્ણ કરીને મધ સાથે ચાટવાં. અથવા પ્રમેહના દર્દીએ એક તોલો ઉપર કહેલા કપીલો વગેરેનો કલ્ક કરીને આમળાંના રસ સાથે યોગ્ય સમયે પીવો. અને તે પચી જાય ત્યારે મનગમતા જાંગલ પશુપક્ષીઓના રસોથી જૂના અનાજનું ભક્ષણ કરવું. ૩૫,૩૬

કફ તથા પિત્તનો વાતની સાથે સંબંધ જાણીને સ્નેહવિધિની વિભાગ કરીને કલ્પના કરવી. જો કફ વાતાનુબંધી હોય તો કફમેદહર કષાયથી સિધ્ધ કરેલું તૈલ અને પિત્ત જો વાતાનુબંધી હોય તો પિત્તનો નાશ કરનારા કષાયોથી સિદ્ધ કરેલું ઘૃત ઉપયોગમાં લેવું. ૩૭

ત્રિકંટકાદિ તૈલ-ઘૃત અને યમક—

ગોખરુ, અશ્મંતક અને સોમવલ્ક; ભિલામાં, અતિવિષ અને લોધર; વજ-પટોલ-અર્જુન-લીંબડો અને મોથ; હળદર-પદ્મક અને અજમો; મજીઠ-અગર તથા ચન્દન; એ પાંચ કષાયો વડે અથવા સઘળાં દ્રવ્યોના વડે કફ તથા વાતજન્ય પ્રમેહો માટે તેલ પકાવવું. પિત્તજન્ય પ્રમેહો માટે ઘૃત પકાવવું અને ત્રણે લક્ષણોમાં ઘૃત તથા તેલનું મિશ્રણ પકાવવું. ૩૮,૩૯

ફલત્રિકાદિ ક્વાથ--

જ્યારે સઘળા પ્રમેહો વધી જાય ત્યારે ત્રિફળા, દારુહળદર, ઈન્દ્રામણું અને મોથનો ક્વાથ કરી હળદરના કલ્કની સાથે મધયુક્ત કષાય પીવો. ૪૦

લોધ્રાસવ---

લોધર, કચૂરો, પુષ્કરમૂળ, એલચી, મોરવેલ, વાવડિંગ, ત્રિફળા, અજમો, ચવક, પ્રિયંગુ, સોપારી, ઇંદ્રામણિ, કરિયાતું, કડુ, ભારંગી, નત, ચિત્રક, પીપરીમૂળ, કુષ્ઠ, અતિવિષ કાળીપાઠ ઈન્દ્રજવ, નાગકેસર, ઇન્દ્રસાહ્વા, નખ, તમાલપત્ર, મરી પ્લવ,—એ બધાં પ્રત્યેક ૧ તોલો ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવાં. ક્વાથ ચતુર્થાંશ બાકી રહે ત્યારે ગાળીને તેનાથી અર્ધ ભાગ મધ મેળવીને ઘીના રીઢા પાત્રમાં પંદર દિવસ રાખી મૂકવો. ૮ તોલાની માત્રામાં ઉપયોગ કરવાથી આ મધ્વાસવ કફ તથા પિત્તના પ્રમેહો, પાંડુરોગ, હરસ, અરુચિ, ગ્રહણીરોગ, કિલાસ, અને નાના પ્રકારના કુષ્ઠનો શીઘ્ર નાશ કરે છે. ૪૧–૪૪

(આ પ્રમાણે મધ્વાસવ થયો.)

ઉપર કહ્યો તે લોધ્રાદિ ક્વાથ લઈ તેમાં ૩૨ તોલા દંતીમૂળ. ૩૨ તોલા સાકર તથા અષ્ટમાંશ મધ મેળવવું. અથવા તે ક્વાથમાં ૧૬ તોલા ભિલામાં, ૩૨ તોલા સાકર, તથા અષ્ટમાંશ મધ મેળવવું. ૪૫

(આ પ્રમાણે બન્ને પૃથક્ આસવો થયા.)

પ્રમેહી માટે અનુપાન—

પ્રમેહના રોગીએ સારોદક એટલે ષડંગપાનીય વિધિથી કરેલું ખેરના કાષ્ટનું જલ અથવા કુશોદક અથવા મધુદક અથવા ત્રિફળાનો ક્વાથ અથવા દોષરહિત શીધુ, અથવા જૂનું અને શ્રેષ્ઠ માધ્વીક પાવું; પશુપક્ષીઓનાં સોયામાં પરોવીને પકાવેલાં માંસ અને જવના નાના પ્રકારના ભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરવું. ૪૬

સન્તર્પણજન્ય પ્રમેહની ચિકિત્સા—

સંતર્પણથી થયેલા પ્રમેહોને સંશોધન, અરિષ્ટ, કષાય અને અવલેહો વડે શાંત કરવા. ૪૭

સેકેલા જવનું નિરંતર ભક્ષણ કરનારને, લૂખા સાથવાઓનું ભક્ષણ કરનારને તથા મગ અને આમળાંની બનાવટોનું ભક્ષણ કરનારને પ્રમેહો, શ્વિત્ર, મુત્રકૃચ્છ્ર અને કફજન્ય કુષ્ઠ થતા નથી. ૪૮

સંતર્પણથી ઉત્પન્ન થયેલા રોગોમાં અને મેદવાળા માણસોના રોગોમાં મેં જે યોગો કહ્યા છે તે સિદ્ધ

પ્રયોગોનો રૂક્ષતાને માટે, કફજન્ય અને પિત્તજન્ય પ્રમેહોમાં ઉપયોગ કરવો. ૪૯

અનેક પ્રકારના વ્યાયામના પ્રયોગોથી, પ્રગાઢ ઉદ્‌વર્તન, સ્નાન-જલતું પરિસિંચન, વાળો, તજ, એલચી, અગર તથા ચન્દન વગેરેના લેપથી પ્રમેહો શીઘ્ર શાંત થાય છે. ૫૦

પ્રમેહમાં અપતર્પણ--

વધેલા કલેદ, મેદ અને કફ; પ્રમેહના હેતુઓ છે તેથી સમજીને વૈદ્યે કફપિત્તજન્ય પ્રમેહોમાં પ્રથમ અપતર્પણ કરવું. ૫૧

વાતપ્રધાન પ્રમેહની ચિકિત્સા--

વાત પ્રમેહોની પૂર્વે જે ચિકિત્સા કહી છે તે વાતોલ્બણ પ્રમેહોની પણ ચિકિત્સા છે.

પ્રમેહોમાં અત્યંત કર્શિત મનુષ્યોનો વાયુ કુપિત થાય છે.

અસાધ્ય પ્રમેહોનો તો વિચાર જ કરવાનો નથી. ૫૨

પ્રમેહનાં નિદાનનાં સેવનનો ત્યાગ--

જે કારણોથી જે પ્રમેહો થાય છે તે પ્રમેહોમાં તેઓનું સેવન કરવું નહિ. રોગના કારણનું સેવન ન કરવું એ જેમ રોગ ન થવા માટે કહ્યું છે તેમ ઉત્પન્ન થયેલા રોગની ચિકિત્સા માટે પણ છે. ૫૩

પ્રમેહ અને રકતપિત્તના ભેદનો નિર્ણય—

પ્રમેહનાં પૂર્વરૂપ વિના જે મનુષ્ય હળદરના રંગ જેવો કે લાલ પેશાબ કરતો હોય તેને પ્રમેહ ન કહેવો; કારણ કે તે રક્તપિત્તનો પ્રકોપ છે. ૫૪

મધુમેહના ભેદનો નિર્ણય—

પ્રમેહને મધુર, પિચ્છિલ, અને મધના જેવો જોઇને બે પ્રકારનો વિચાર થાય છે. દોષો ક્ષીણ થતાં વાતાત્મક હશે કે સંતર્પણથી કફજન્ય હશે. ૫૫

પ્રમેહની સાધ્ય-અસાધ્યતા—

પૂર્વરૂપ સહિત કફપિત્ત પ્રમેહો તથા નિદાનમાં કહેલા ક્રમથી થયેલા વાતજન્ય પ્રમેહો અસાધ્ય છે. પિત્તજન્ય પ્રમેહો યાપ્ય છે. જો મેદ દૂષિત ન થયો હોય તો તે સાધ્ય છે. ૫૬

કુલજ પ્રમેહની અસાધ્યતા—

પ્રમેહના રોગીથી જન્મેલો પ્રમેહનો રોગી બીજાના દોષથી અસાધ્ય કહ્યો છે. જે કોઇ કુલપરંપરાથી પ્રાપ્ત થયેલા વિકારો છે તેઓને અસાધ્ય કહેલા છે. ૫૭

પ્રમેહપિડકાની ચિકિત્સા—

રોગાધિકારમાં મેં પ્રમેહના રોગીઓની સાત પિડકાઓ પૃથક્ કહી છે. તેની ચિકિત્સા કુશળ, શલ્યતંત્રને જાણનારાઓએ શસ્ત્રથી અને શોધન-રોપણથી કરવી. ૫૮

અધ્યાયોક્ત વિષયો—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો છે—

પ્રમેહોના હેતુ, દોષ, દૂષ્ય, સાધ્યતા અને લક્ષણ, બે પ્રકારનો પ્રમેહનો રોગી, ત્રણ પ્રકારનો ઉપચાર, અતિકર્ષણનો દોષ, જમવાના જવના પદાર્થો, મન્થ, મેદને, દૂર કરનારા કવાથો, તેલ-ઘૃત-અવલેહના યોગો, ભક્ષ્ય પદાર્થો, સિદ્ધ અને શ્રેષ્ઠ આસવો, અનેક પ્રકારનો વ્યાયામનો વિધિ, સ્નાન-ઉદ્‌વર્તન અને ગન્ધ એટલું ચિકિત્સાના આ અધ્યાયમાં પ્રમેહની શાંતિ માટે કહ્યું છે. ૫૯, ૬૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'પ્રમેહ ચિકિત્સિત નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

---

## અધ્યાય સાતમો

### કુષ્ઠ ચિકિત્સિત

કુષ્ઠક ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી કુષ્ઠની ચિકિત્સાનું વ્યાખ્યાન કરશું" આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

"હે અગ્નિવેશ, વિશેષે કરીને સ્પર્શજ્ઞાનનો નાશ કરનારા કુષ્ઠોનાં કારણ, લક્ષણ, દોષ તથા શમનને તું સાંભળ." ૩

કુષ્ઠનાં નિદાન—

વિરોધી તથા દ્રવ, સ્નિગ્ધ અને ગુરુ અન્નપાનનું સેવન કરનારા, આવતી ઉલટી તથા બીજા વેગોને રોકનારા, અધિક ભોજન કરીને વ્યાયામ તથા અતિ સંતાપનું સેવન કરનારા, ક્રમનો ત્યાગ કરીને શીત-ઉષ્ણ-લંઘન તથા આહારનું સેવન કરનારા, ગરમી-શ્રમ તથા ભયથી પીડિત હોઈને તુરત જ શીતલ જલનું સેવન કરનારા, અજીર્ણ પર ભક્ષણ કરનારા, ખાધા પર ખાનારા, વમનાદિ પંચકર્મમાં નિષિદ્ધ વસ્તુઓનું સેવન કરનારા, નવાં ધાન્ય-દહીં-માછલાં-અતિ ખારા અને ખાટા પદાર્થોનું સેવન કરનારા, અડદ-મૂળા-પિષ્ટાન્ન-તલ-દૂધ તથા ગોળનું અતિ ભક્ષણ કરનારા, અન્નનું પાચન થયા પહેલાં મૈથુન કરનારા તથા દિવસની નિદ્રા કરનારા, બ્રાહ્મણો અને વડીલોનું અપમાન કરનારા તથા પાપ કર્મનું આચરણ કરનારા મનુષ્યોના વાત ઇત્યાદિ ત્રણે દોષો દૂષિત થઈને ત્વચા, રક્ત, માંસ અને જળને દૂષિત કરે છે. આ સાત કુષ્ઠોનાં દ્રવ્ય કારણરૂપ છે. ૪–૯

એનાથી અઢાર કુષ્ઠો ઉત્પન્ન થાય છે. કોઈ પણ કુષ્ઠ એક દોષથી ઉત્પન્ન થયેલ જણાતો નથી. ૧૦

કુષ્ઠનાં પૂર્વરૂપ—

સ્પર્શનું જ્ઞાન ન થવું, પરસેવો અધિક આવવો અથવા ન આવવો, રંગ બદલાવો, કોઠ ઉપડી આવવા, રૂંવાડાં ઊભાં થવાં, ખજવાળ, પીડા, શ્રમ, ક્લમ, વ્રણોમાં અધિક શૂલ નીકળવું, જલદી જલદી વ્રણ થઈ આવવા તથા લાંબો વખત રહેવા, બળતરા અને અંગોનું બહેરાપણું—એ કુષ્ઠનાં પૂર્વરૂપો છે. ૧૧, ૧૨

અઢાર કુષ્ઠનાં નામો—

હવે પછી કપાલ, ઉદુંબર, મંડલ ઋષ્યજિહ્વ, પુંડરીક, સિધ્મ, કાકણક, એકકુષ્ઠ, ચર્માખ્ય, કિટિભ, વિપાદિકા, અલસક, દદ્રુ, ચર્મદલ, પામા, વિસ્ફોટક, શતારુ અને વિચર્ચિકા—એ અઢાર કુષ્ઠોનાં લક્ષણોનો ઉપદેશ કરશું. ૧૩

કપાલકુષ્ઠનાં લક્ષણો—

જે કાળા કે રાતા ઠીબડા જેવો, રૂક્ષ, કઠોર, પાતળો, બહુ પીડાવાળો અને કષ્ટસાધ્ય હોય છે તે કપાલકુષ્ઠ. ૧૪

ઉદુમ્બરકુષ્ઠનાં લક્ષણો—

દાહ, ખજવાળ, પીડા અને રંગયુક્ત, રૂંવાડાં જેવા પીંગળા વર્ણનો તથા ઉદુમ્બરના ફળ જેવા કુષ્ઠને ઓદુમ્બર તરીકે જાણે છે. ૧૫

મંડલકુષ્ઠનાં લક્ષણો—

શ્વેત, રક્ત, સ્થિર, ધાટો, સ્નિગ્ધ, ઉપડી આવેલા મંડળવાળો કષ્ટસાધ્ય અને પરસ્પર મળેલ કુષ્ઠ મંડલ-કુષ્ઠ કહેવાય છે. ૧૬

ઋષ્યજિહ્વકુષ્ઠનાં લક્ષણો—

કઠોર, લાલ છેડાવાળો, મધ્યમાં કાળો, વેદનાવાળો અને જે ઋષ્ય એટલે હારણની જીભના જેવા આકાર-વાળો હોય તેને ઋષ્યજિહ્વ કહેવામાં આવે છે. ૧૭

પુંડરીકકુષ્ઠનાં લક્ષણો—

જે શ્વેત, લાલ છેડાવાળો, કમળની પાંખડી જેવો, ઊંચાઈવાળો, દાહયુક્ત હોય તે કુષ્ઠ પુંડરીક કહેવાય છે. ૧૮

સિધ્મકુષ્ઠનાં લક્ષણો—

શ્વેત, રક્ત, પાતળો, ઘસવાથી ફોતરાં ઉખડે તેવો, તુંબડીના પુષ્પ સમાન રંગવાળો તે સિધ્મકુષ્ઠ છે અને તે ઘણુંખરું છાતી ઉપર જ થાય છે. ૧૯

કાકણકકુષ્ઠનાં લક્ષણો—

જે ચણોઠીના જેવા રંગવાળો, પાકરહિત તીવ્ર

વેદનાવાળો, ત્રણે દોષનાં લક્ષણોવાળો તે કાકણકકુષ્ઠ મટતો જ નથી. ૨૦

(આ પ્રમાણે સપ્ત મહાકુષ્ઠ થયાં.)

एककुष्ठनां लक्षणो—

પરસેવા વિનાનો, ઘણા પ્રદેશમાં રહેલો અને માછલીના ભીંગડા જેવો તે એકકુષ્ઠ.

चर्मकुष्ठनां लक्षणो; किटिभकुष्ठनां लक्षणो—

હાથીની ચામડી જેવો જાડો ચર્મ નામનો કુષ્ઠ; કાળો, ચાઠાંના જેવો, ખરબચડા સ્પર્શવાળો અને કઠિન તે કિટિભ કહેવાય છે. ૨૧, ૨૧½

विपादिकानां लक्षणो—

તીવ્ર વેદનાયુક્ત અને હાથપગ જેમાં ફાટે એ વૈપાદિકકુષ્ઠ. ૨૨

अलसकनां लक्षणो—

ખજવાળવાળા અને રંગવાળા ફોડકાઓથી વ્યાપ્ત તે અલસક.

दद्रुमंडलनां लक्षणो—

ખજવાળ, રંગ અને ફોડકીવાળો તથા ઉપડી આવેલ અને મંડલ આકારનો હોય તે દદ્રુ. ૨૩

चर्मदलनां लक्षणो—

લાલ, ખજવાળયુક્ત, ફોકડીવાળો, પીડાવાળો અને ચીરાઈ જાય તેવો તથા સ્પર્શ સહન ન કરી શકે તેવો જે કુષ્ઠ હોય તે ચર્મદલ નામનો કહેવાય છે. ૨૪

पामा अने विस्फोटककुष्ठनां लक्षणो—

શ્વેત-રક્ત અને શ્યામ, ઘણી ખજવાળવાળી ફોડકીઓ એ પામાકુષ્ઠ; શ્વેત તથા રક્ત રંગના અને પાતળી ચામડીવાળા ફોડકાઓ એ વિસ્ફોટકકુષ્ઠ. ૨૫

शतारुकुष्ठनां लक्षणो—

લાલ, કાળો, બળતરા તથા પીડાવાળો અને ઘણા વ્રણુવાળો શતારુકુષ્ઠ.

विचर्चिकानां लक्षणो—

ખજવાળવાળી, કાળી, બહુ સ્રાવવાળી પિડકા એ વિચર્ચિકા માનેલ છે. ૨૬

(એ પ્રમાણે એકાદશ ક્ષુદ્ર કુષ્ઠો થયાં.)

दोषोनी अधिकता प्रमाणे जुदा जुदा कुष्ठो उत्पन्न थाय छे-

અત્યંત અધિક વાતમાં કપાલકુષ્ઠ, કફમાં મંડલ-કુષ્ઠ, પિત્તમાં ઔદુમ્બર અને કાકણક તો ત્રણે દોષથી ઉત્પન્ન થયેલ જાણવા. ૨૭

વાતપિત્તની અધિકતામાં ઋષ્યજિહ્વ, કફપિત્તની અધિકતામાં પુંડરીક અને વાતકફની અધિકતામાં સિધ્મ-કુષ્ઠ થાય છે. ચર્માખ્ય, એકકુષ્ઠ, કિટિભ, વિપાદિકા અને અલસકકુષ્ઠ પ્રાયઃ વાતકફાધિક જાણવાં. ૨૮,૨૯

પામા, શતારુ, વિસ્ફોટ, દદ્રુ તથા ચર્મદલ પ્રાયઃ પિત્તકફાધિક છે અને વિચર્ચિકા કફપ્રધાન હોય છે. ૩૦

दोषोनी अधिकता जोई चिकित्सा करवी—

સઘળા કુષ્ઠો ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા હોય છે. માટે પોતપોતાનાં લક્ષણોથી દોષોનું બલાબલ જોઈને કુષ્ઠની ચિકિત્સા કરાય છે. ૩૧

કુષ્ઠોમાં જે દોષનું વિશેષ લક્ષણ વધી ગયેલું જણાય તેનું જ શમન કરવું; અને તે પછી ગૌણનું શમન કરવું. ૩૨

दोष अने कुष्ठ परस्पर बोधक छे—

ખાસ કુષ્ઠોથી દોષો અને ખાસ દોષોથી કુષ્ઠો જણાય છે. તેઓ વડે કારણનું જ્ઞાન થાય છે અને કારણ તેઓને પ્રકટ કરે છે. ૩૩

કુષ્ઠમાં દોષ પ્રમાણે લક્ષણો—

કુષ્ઠોને વિશે રૂક્ષતા, શોષ, પીડા, શૂળ, સંકોચ, વિસ્તાર, કઠોરતા, ખરબચડાપણું, હર્ષ, શ્યામ અને રક્ત વર્ણ—એ વાતનાં ચિહ્નો છે. ૩૪

દાહ, રક્તતા, સ્રાવ, પાક, આમગંધ, ક્લેદ, અંગપતન—એ પિત્તકૃત ચિહ્નો છે. ૩૫

શ્વેતતા, શીતતા, ખજવાળ, સ્થિરતા, ઊંચાઈ, ગૌરવ, સ્નેહ, જન્તુઓ વડે ખવાવું અને ક્લેદ—એ કુષ્ઠોને વિશે કફનાં ચિહ્નો છે. ૩૬

કુષ્ઠની સાધ્ય-અસાધ્યતા—

બુદ્ધિમાન વૈદ્યે સઘળાં ચિહ્નોથી યુક્ત, બલહીન, તૃષા અને દાહથી યુક્ત, મંદ અગ્નિવાળા અને જન્તુઓથી ખવાઈ ગયેલા રોગીને છોડી દેવો. ૩૭

પ્રબળ વાતકફવાળો કે એક દોષની વૃદ્ધિવાળો કુષ્ઠ કષ્ટસાધ્ય નથી કફપિત્ત કે વાતપિત્તની અધિકતાવાળા કુષ્ઠ કષ્ટસાધ્ય છે. ૩૮

કુષ્ઠનો ચિકિત્સાક્રમ—

વાતપ્રધાન કુષ્ઠોમાં પ્રથમ ઘૃત, કફપ્રધાનમાં વમન અને પિત્તપ્રધાનમાં રક્તમોક્ષ અને સર્વમાં વિરેચન આપવાં. ૩૯

કલ્પસ્થાનમાં કહેલા વમન તથા વિરેચનના યોગોનો કુષ્ઠના રોગીઓને પ્રયોગ કરાવવો.

અલ્પકુષ્ઠમાં પ્રચ્છન તથા મહાકુષ્ઠમાં સિરાવેધ શ્રેષ્ઠ છે. ૪૦

પ્રાણોની રક્ષા કરતા વૈદ્યે બહુ દોષવાળા કુષ્ઠના રોગીનું ઘણીવાર સંશોધન કરવું; કારણ કે દોષનું અત્યંત નિર્હરણ થવાથી નિર્બલ થયેલા દરદીને વાયુ શીઘ્ર હણી નાખે. ૪૧

કોઠો શુદ્ધ થયા પછી તથા રક્તમોક્ષણ કર્યા પછી સ્નેહપાન કરવું યોગ્ય છે. કારણ કે શુદ્ધ કોઠાવાળા નિર્બળ કુષ્ઠના રોગીના શરીરમાં વાયુ શીઘ્ર પ્રવેશ કરે છે. ૪૨

કુષ્ઠમાં વમનના યોગો—

હૃદય જ્યારે દોષથી ઘેરાયું હોય અને કુષ્ઠો ઉપરના ભાગમાં થયા હોય ત્યારે ઇન્દ્રજવ, મીંઢળ, જેઠીમધ, પટોલ અને લીંબડાનો રસ—એ વડે વમન કરાવવું. ૪૩

કુષ્ઠમાં વિરેચનના યોગો—

કુષ્ઠોમાં શીતરસ, પકવરસ, મધ અને જેઠીમધ—એ વમનદ્રવ્યો છે. નસોતર, દંતીમૂળ અને ત્રિફળા વિરેચનમાં શ્રેષ્ઠ છે. ૪૪

અધોહર પદાર્થોમાં સૌવીરક, તુષોદક, આસવો અને સીધુઓ ઘોળવા માટે શ્રેષ્ઠ છે. વિરેચનને અનુસરીને પેયાદિનો ક્રમ ઇષ્ટ છે. ૪૫

કુષ્ઠમાં આસ્થાપન—

કુષ્ઠના રોગીને દારુહળદર, ઊભી ભોરીંગણી, વાળો, પટોલ, લીંબડો, મીંઢળ અને ગરમાળાના ક્વાથની, ઇન્દ્રજવ, જવ અને મોથના કલ્કથી તથા સ્નેહથી યુક્ત કરીને, તે વડે આસ્થાપન બસ્તિ આપવી. ૪૬

કુષ્ઠમાં અનુવાસન—

રોગી વાતોલ્બણ, વિરેચન તથા નિરૂહ બસ્તિ આપેલો અને અનુવાસનને યોગ્ય છે એમ જાણીને મીંઢળ, જેઠીમધ, લીંબડો, કડાછાલ તથા પટોલથી સ્નેહ સિદ્ધ કરવો. ૪૭

કુષ્ઠમાં નસ્ય—

સિંધાલૂણ, દંતીમૂળ, મરી. મરવો, પીપર, કરંજનાં બીજ અને વાવડિંગ—એનું નસ્ય કૃમિ, કુષ્ઠ તથા કફના પ્રકોપને દૂર કરનારું છે. ૪૮

કુષ્ઠમાં ધૂમપાન—

મસ્તકમાં રહેલા કૃમિઓ, કુષ્ઠ તથા કિલાસકુષ્ઠ—

એ શ્લોકસ્થાનમાં કહેલા વૈરેચનિક ધૂમોના ઉપયોગ વડે શાંત થઈ જાય છે. ૪૯

कुष्ठमां रक्तमोक्षण—

જેના મંડલો સ્થિર તથા કઠિન હોય એવા અને પ્રસ્તર તથા નાડીયંત્ર વડે જેને સ્વેદ આપવામાં આવ્યો છે એવા રોગીઓના રકતના ઉત્કલેશ, કૂર્ચ વડે ઘર્ષણ કરીને દૂર કરવા. ૫૦

અનૂપ દેશમાં ઉત્પન્ન થયેલા તથા જલચર પ્રાણીઓના માંસની, સહન થાય તેટલી ઊની પોટલીઓ વડે સ્વેદ આપેલા તથા ઉપર આવેલા કુષ્ઠનું, રકત કાઢવા માટે, તીક્ષ્ણ શસ્ત્ર વડે લેખન કરવું. ૫૧

અથવા શીંગડી કે તૂંબડીનો કુષ્ઠને વિશે પ્રયોગ કરવો; અથવા થોડા કુષ્ઠને છરકા મારીને જળોથી શુદ્ધ કરવો. ૫૨

જેના રકતનો દોષ દૂર થયો છે એવા કુષ્ઠોને માટે જે લેપો ઉપયોગમાં આવે છે તે લેપો, જેના આશયો શુદ્ધ છે એવા દરદીઓના સંબન્ધમાં તરત સફળ થાય છે. ૫૩

कुष्ठमां क्षार—

જે કુષ્ઠોમાં શસ્ત્રપ્રયોગ કરવો યોગ્ય હોતો નથી તથા જે સ્પર્શેન્દ્રિયનો નાશ કરનારા હોય તેમાં, રકત તથા દોષનો સ્રાવ કરીને, ક્ષારપ્રક્ષેપ કરવો. ૫૪

कुष्ठमां विषनो लेप—

પથ્થરના જેવા કઠણ તથા ખરબચડા, સ્પર્શજ્ઞાનરહિત, સ્થિર તથા જૂના કુષ્ઠમાં, જેણે અગદનું પાન કર્યું છે એવા રોગીને, પ્રથમ વિષોથી તથા પછી અગદોથી લેપ કરવો. ૫૫

कुष्ठमां लेपनी पहेलां घर्षण करवानुं विधान—

સ્તબ્ધ, સ્પર્શજ્ઞાનરહિત અને પરસેવો તથા ખજવાળરહિત કુષ્ઠોને દંતી-ત્રિવૃતા-કરેણુ-કરંજ અને કડાના કૂર્ચો, જાઈ-આકડો કે લીંબડાનાં પાંદડાં, શસ્ત્રો, સમુદ્રફીણ કે સૂકું છાણ—એ વડે ઘર્ષણ કરીને પછી લેપો લગાડવા. ૫૬, ૫૭

दोषभेदनी चिकित्सा—

વાત-કફપ્રધાન કુષ્ઠોનો નાશ કરનારું જે કર્મ કહ્યું છે તે પિત્તકુષ્ઠના રોગીઓને કરવું. કફ-પિત્ત તથા રકતનું હરણ તથા તિકત કષાયો દ્વારા શમન કરવું. ૫૮

તિકત દ્રવ્યસાધિત ઘૃતો અને જે કાંઈ બીજું રકતપિત્તનો નાશ કરનારું—બાહ્ય તથા આભ્યંતર—પ્રધાન કર્મ છે તે પિત્તકુષ્ઠોને વિશે કરવું. ૫૯

कुष्ठहर योगो—

દોષની અધિકતાના વિભાગથી કુષ્ઠનો નાશ કરનાર આ કર્મ કહ્યું. ઘણુંખરું ત્વચાના દોષની સમાનતાને લઈને કુષ્ઠશમન હવે હું કહીશ. ૬૦

દારુહળદર કે રસવંતી ગોમૂત્રની સાથે પીવાથી કુષ્ઠનો નાશ કરે છે; અથવા ત્રિકટુ-ગોળ તથા તેલની સાથે એક માસ ઉપયોગમાં લીધેલી હરડે કુષ્ઠનો નાશ કરે છે. ૬૧

पटोलमूलादि क्वाथ—

પટોલનું મૂળ ૪ તોલા, ઇન્દ્રામણાનું મૂળ ૪ તોલા, ત્રિફળા ૪ તોલા, ત્રાયમાણ-કડુ એ બન્ને બબ્બે તોલા, સૂંઠ ૧ તોલો—એક સાથે ખાંડેલાં આ બધાંમાંથી ૪ તોલા લઈને, પાણીમાં પકાવીને, દોષને હરણ કરનારો એ કવાથ મનુષ્યે પીવો. અને પચી ગયા પછી જાંગલ પશુપક્ષીઓના માંસના રસોની સાથે જૂના શાલના ભાતનું ભોજન કરવું. ૬૨, ૬૩

આ કવાથ, ૭ રાત્ર ઉપયોગ કરવાથી કુષ્ઠ, સોજા, ગ્રહણીરોગ, કષ્ટસાધ્ય હરસ, હલીમક, હૃદયશૂળ, બસ્તિશૂળ અને વિષમજ્વરનો નાશ કરે છે. ૬૪

मुस्तादि चूर्ण—

મોથ, ત્રિકટુ, ત્રિફળા, મજીઠ, દેવદાર, લઘુ પંચમૂળ, બૃહત્પંચમૂળ, સાતવણુ અને લીંબડાની છાલ, ઇન્દ્રામણાં,

ચિત્રક, મોરવેલ—એનું ચૂર્ણ, નવગણા સાથવાથી મિશ્ર મધ તથા ઘૃતથી યુક્ત, કુષ્ઠનો નાશ કરનાર, સિદ્ધ, સતત ખાવા લાયક આ ભક્ષ્ય સોજા, પાંડુરોગ, શ્વિત્ર, સંગ્રહણીરોગ, હરસ, બદ, ભગંદર, પિડકા, ખજવાળ અને કોઢનો નાશ કરે છે. ૬૫–૬૭

(આ પ્રમાણે મુસ્તાદિ ચૂર્ણ થયું.)

त्रिफलादि चूर्ण—

ત્રિફળા, અતિવિષ, કડુ, લીંબડો, ઇન્દ્રજવ, વજ, પટોલ, પીપર, હળદર, દારુહળદર, પદ્મક, મોરવેલ, ઇન્દ્રામણાં, કરિયાતું, ખાખરો—દરેક ૮ તોલા, સઘળાં ચૂર્ણથી બમણું નસોતર અને તેનાથી બમણી બ્રાહ્મી—એ ચૂર્ણ સ્પર્શજ્ઞાનના અભાવનો નાશ કરવામાં શ્રેષ્ઠ છે. ૬૮,૬૯

कुष्ठमां गंधक-सुवर्णमाक्षिक અને પારદના પ્રયોગો—

જાઈના રસની સાથે લેલીતકનો મધમિશ્રિત પ્રયોગ તથા ગોમૂત્રની સાથે માક્ષિકધાતુનો પ્રયોગ સત્તર કુષ્ઠનો નાશ કરનારો છે. ૭૦

ગન્ધકનો યોગ તથા સુવર્ણમાક્ષિકનો પ્રયોગ કરીને શ્રેષ્ઠ તથા સર્વ વ્યાધિનો નાશ કરનાર, મૃત પારદનું કુષ્ઠના રોગીએ ભક્ષણ કરવું જોઈએ. ૭૧

વજ તથા શિલાજિતની સાથે અથવા યોગરાજની સાથે સર્વ વ્યાધિના નાશ કરનારા મૃત પારદનું કુષ્ઠના રોગીઓએ નિત્ય ભક્ષણ કરવું જોઈએ. ૭૨

आसवना યોગો—

ખેર તથા દેવદારના વચલા કાષ્ઠનો કવાથ કરીને તેની સાથે ૬૪ તોલા મધ મેળવીને પાણી તરીકે તેનો ઉપયોગ કરવો; અને તે-ખેર અને દેવદાર દરેક ૩૨ તોલા, તેમાં લોહચૂર્ણ ૩૨ તોલા નાખવું; તથા ત્રિફળા, એલચી, તજ, મરી, તમાલપત્ર, નાગકેસર—પ્રત્યેક એક તોલો નાખવાં. સાકર મધ જેટલી. તે લોઢાના વાસણમાં એક માસ રાખવાથી તૈયાર થયેલા મધ્વાસવનું ભક્ષણ કરનારના કુષ્ઠ તથા કિલાસ શાંત થઈ જાય છે. ૭૩–૭૫

(આ પ્રમાણે મધ્વાસવ થયો.)

ઘી ચોપડેલા ઘડામાં ખેરનો ૧૦૨૪ તોલા કવાથ નાખીને એમાં ખાંડેલાં દ્રવ્યો ૨૪ તોલા નાખવાં. ત્રિફળા, ત્રિકટુ, વાવડિંગ, હળદર, મોથ, અરડૂસો, ઇન્દ્રજવ, દારુહળદરની છાલ અને ગળો; એને એક માસ પર્યંત ધાન્યના ઢગલામાં રાખીને દરરોજ સવારમાં યુક્તિથી પાન કરવું. એક માસમાં મહાકુષ્ઠનો અને પંદર દિવસમાં અલ્પકુષ્ઠનો નાશ કરે છે. હરસ, શ્વાસ, ભગંદર, ઉધરસ, કિલાસ, પ્રમેહ અને શોષનો નાશ કરે છે. કનકબિંદુ અરિષ્ટનું પાન કરીને મનુષ્ય સુવર્ણ સમાન વર્ણવાળો થાય છે. ૭૬–૭૯

(આ પ્રમાણે કનકબિન્દ્વરિષ્ટ થયો.)

વાતકફકૃત કુષ્ઠોમાં અને પિત્તજ કુષ્ઠોમાં એ પ્રમાણે ગરમાળાનો કવાથ પીવો અને વિશેષે કરીને કફજન્ય કુષ્ઠોમાં પીવો. ૮૦

ગોળથી બનાવેલો, ચિત્રકયુક્ત, સોપારી, દશમૂલ, દંતી, તજ તથા મધના સંબંધથી યુક્ત ત્રિફલાસવ કુષ્ઠ રોગનો નાશ કરે છે. ૮૧

कुष्ठमां पथ्य अन्नपान—

કુષ્ઠોમાં હલકાં અન્ન અને તિક્ત શાકો, ભિલામાં, ત્રિફળા અને લીંબડો—એનાથી યુક્ત અન્ન તથા ઘૃત હિતકારી છે. ૮૨

જૂનાં ધાન્યો. જાંગલ પશુપક્ષીઓનાં માંસ અને પટોલયુક્ત મગ શ્રેષ્ઠ છે. ગુરુ, અમ્લ, દૂધ, દહીં, આનૂપમાંસ, માછલાં, ગોળ તથા તલ—એ હિતકારી નથી. ૮૩

कुष्ठमां લેપના યોગો—

એલચી, કઠ, દારુહળદર, સુવા, ચિત્રક, વાવડિંગ, રસવંતી તથા હરડે—એ કુષ્ઠને માટે શ્રેષ્ઠ લેપ છે. ૮૪

चित्रकादि લેપ—

ચિત્રક, એલચી, બિંબી, અરડૂસી, નસોતર, આકડો અને સૂંઠ—એનું ચૂર્ણ કરીને આઠ દિવસ ગોમૂત્રમાં

મેળવેલા ખાખરાના ક્ષારથી ભાવના દેવી. તેના લેપથી, સૂર્યના તાપથી તપાવેલા કુષ્ઠના મંડલો, ભેદાય છે અને લય પામે છે. ૮૪-૮૬

मांस्यादि लेप—

જટામાંસી, મરી, સિંધાલૂણ, હળદર, તગર, થોર, ધરતી ધૂંવાસ, મૂત્ર, પિત્ત અને ખાખરાનો ખાર—એ કુષ્ઠનો નાશ કરનારો લેપ છે. ૮૭

त्रप्वादि लेप—

કલઈ, સીસું અને લોહનાં ચૂર્ણ મંડલકુષ્ઠનો નાશ કરનાર છે. ફલ્ગુ, ચિત્રક, ઊભી ભોરીંગણી, ઘોના માંસનો રસ, સિંધાલૂણ, દેવદાર અને ગોમૂત્ર—એ મંડલકુષ્ઠનો નાશ કરે છે. ૮૮

कदल्यादि मेदकनुं पान अने किण्व लेप—

કેળ-ખાખરો-પાટલા અને નિચુલના ક્ષારના નિર્મલ જલનો માંસોમાં-પિષ્ટોમાં અને કિણ્વોમાં જલ તરીકે ઉપયોગ કરવો અને તેઓથી સારી રીતે કરેલો મેદક પીવો. અને કિણ્વોથી કરેલા શ્રેષ્ઠ લેપ લગાડીને દરદીને તડકે બેસારવાથી મંડલકુષ્ઠના તથા કૃમિઓનો નાશ કરે છે. ૮૯,૯૦

बीजा लेपो—

મોથ, મીંઢળ, ત્રિફળા, કરંજ, ગરમાળો, ઇન્દ્રજવ, દારુહળદર અને સાતવણનો કવાથ—એ સિદ્ધાર્થક નામનું સ્નાન છે; તે વમન છે, વિરેચન છે, ચામડીનો વર્ણ સુંદર કરનાર લેપ છે; ઉદ્વર્તન છે અને ચામડીના રોગ-કુષ્ઠ અને સોજાને દૂર કરનાર અને પાંડુરોગનો નાશ કરનાર છે. ૯૧,૯૨

કુષ્ઠ, કરંજનાં બીજ અને કુવાડિયાનો લેપ કુષ્ઠનો નાશ કરનાર છે.

કુવાડિયાનાં બીજ, સિંધાલૂણ, રસવંતી, કંઠ, લોધર, સફેદ કરેણનાં મૂળ, ઇન્દ્રજવ, કરંજનાં બીજ, દારુહળદરની છાલ અને ચમેલીનાં કૂંપળ—એ કુષ્ઠ હરણ કરનાર સિદ્ધ લેપ છે. ૯૩,૯૪

લોધર, ધાવડી, ઇન્દ્રજવ, કરંજ અને ચમેલીનો કલ્ક કુષ્ઠોને વિશે ઉદ્વર્તન અને લેપરૂપ છે. ૯૫

સરસડાની છાલ, કપાસનાં પુષ્પ, ગરમાળાનાં પાન અને વાટેલી પીલુડી—એ પ્રમાણે ચાર પ્રકારનો લેપ કુષ્ઠનો નાશ કરનારો છે. ૯૬

(આ પ્રમાણે લેપો થયા.)

દારુહળદર અને રસવંતી; લીંબડો અને પટોલ; ખેરનું વચલું લાકડું; ગરમાળો અને કડાની છાલ; ત્રિફળા; સાતવણ—એ પ્રમાણે કહેલા છ કષાયના યોગો, સાતમો તિનિશનો અને આઠમો કરેણનો—સ્નાન તથા પાનમાં હિતકારી છે. ૯૭,૯૮

कुष्ठमां तेलना योगो—

કુષ્ઠની શાંતિ માટે એ જ કષાયો લેપમાં, ઘર્ષણમાં, અવચૂર્ણનમાં તથા તેલ અને ઘૃત પકાવવાના પ્રયોગમાં ઇષ્ટ છે. ૯૯

ત્રિફળા, લીંબડો, પટોલ, મજીઠ, કડુ, વજ અને હળદર—એનો કવાથ નિત્ય પીવાથી કફપિત્તજન્ય કુષ્ઠનો નાશ કરે છે. ૧૦૦

એ ઔષધોથી સિદ્ધ કરેલું ઘૃત વાતોલ્બણ કુષ્ઠનો નાશ કરે છે. ખેર, અસન, દેવદાર અને લીંબડાનો પણ એ જ કલ્પ કહ્યો છે. ૧૦૧

કુષ્ઠ, આકડો, મોરથુથુ, કાયફળ, મૂળાનાં બીજ, કડુ, ઇન્દ્રજવ, નીલોત્પલ, મોથ, ઊભી ભોરીંગણી, કરેણનું મૂળ, હીરાકસી, કુવાડિયો, લીંબડો, કાળીપાઠ, ધમાસો, ચિત્રક, વાવડિંગ, કડવી તૂંબડીનાં બીજ, કપીલો, સરસવ, વજ, દારુહળદર—એનાથી સિદ્ધ કરેલું તેલ કુષ્ઠનો નાશ કરનારું છે; અથવા આ યોગ લેપ તરીકે ઇષ્ટ છે. આ જ યોગ ઉદ્વર્તન, પ્રઘર્ષણ અને અવચૂર્ણન તરીકે પણ ઇષ્ટ છે. ૧૦૨-૧૦૪

श्वेतकरवीरादि तेल—

ધોળી કરેણનો રસ, ગોમૂત્ર, ચિત્રક અને વાવડિંગ– આ પ્રમાણે કુષ્ઠ માટે સિદ્ધ કરેલો તેલનો યોગ વૈદ્યોને માન્ય છે. ૧૦૫

(આ પ્રમાણે શ્વેતકરવીરાદ્ય તેલ થયું.)

श्वेतकरवीरपल्लवादि तेल—

ધોળી કરેણનાં પાન-મૂળ-છાલ-કડાછાલ, વાવડિંગ, કુષ્ઠ, આકડાનાં મૂળ, સરસવ, સરગવાની છાલ, કડુ–એ બધાં ચતુર્થાંશ કલ્કરૂપ દ્રવ્યોથી, તેલથી ચારગણું ગોમૂત્ર મેળવીને પકાવેલા તેલનો અભ્યંગ કરવાથી તે કુષ્ઠ તથા કંડૂનો નાશ કરે છે. ૧૦૬

(આ પ્રમાણે શ્વેતકરવીરપલ્લવાદ્ય તેલ થયું.)

तिक्तेक्ष्वाकु तेल—

કડવી તુંબડીનાં બીજ, મોરથુથુ, ખર્પર, તુત્થ, ગોરોચન, હળદર, દારુહળદર, ઊભી ભોરીંગણી, એરંડો, ઇન્દ્રામણાં, ચિત્રક, મોરવેલ, હીરાકસી, હિંગ, સરગવો, ત્રિકટુ, દેવદાર, તુંબુરુ, વાવડિંગ, લાંગલીમૂળ, કડાછાલ અને કડુ–એના કલ્કથી ચારગણા મૂત્રમાં સરસવનું તેલ પકાવવું. એ તેલના અભ્યંગથી કંડૂ અને કુષ્ઠનો તે નાશ કરે છે તથા વાતકફને હણે છે. ૧૦૮–૧૧૦

(આ પ્રમાણે તિક્તેક્ષ્વાક્વાદિ તેલ થયું.)

कनकक्षीरी तैल—

કનકક્ષીરી, ભારંગી, દંતીનાં ફળ તથા મૂળ, ચમેલીનાં કુંપળિયાં, સરસવ, લસણ, વાવડિંગ, કરંજની છાલ, સાતવણુ, આકડાનાં પાંદડાં તથા મૂળની છાલ, લીંબડો, ચિત્રક, આસ્ફોતા, ચણોઠી, એરંડો, ઊભી ભોરીંગણીનાં મૂળ, સુરસા તથા અર્જકનાં બીજ, કઠ, કાળીપાઠ, મોથ, તુંબુરુ, મોરવેલ, વજ, ષડ્ગ્રંથા, કુત્રાડિયો, કડો, સરગવો, ત્રિકટુ, ભિલામાં, ક્ષવક, હરતાલ, અઘેડો, મોરથુથુ, કપીલો, ખર્પર, તુત્થ, ફટકડી, હીરાકસી, દારુહળદરની છાલ, સાજીખાર અને સિંધાલૂણ–એના કલ્કથી, કણેરનાં મૂળ તથા પાનના કવાથમાં, ચારગણા ગોમૂત્રથી સરસવનું કે તલનું તેલ પકાવવું; અને તેને કડવી તુંબડીમાં રાખવું એટલે સિદ્ધ થાય છે. વૈદ્યે તેના અભ્યંગથી મંડલોનું ભેદન કરવું અને કૃમિ તથા કંડૂનો નાશ કરવો. ૧૧૧–૧૧૬

(આ પ્રમાણે કનકક્ષીરી તેલ થયું.)

સિધ્મમાં લેપનના યોગો—

કુષ્ઠ, તમાલપત્ર, મરી, મનઃશિલ અને હિરાકસીને તેલથી મેળવીને ત્રાંબાના પાત્રમાં સાત દિવસ રાખી મૂકવું. તેનાથી લેપ કરીને તડકે બેસતા તથા સ્નાન કર્યા વિના શરીરને શુદ્ધ રાખતા દરદીનું સિધ્મ સાત દિવસમાં અને નવું કિલાસ એક માસમાં નાશ પામે છે. ૧૧૭,૧૧૮

(આ પ્રમાણે સિધ્મલેપ થયો.)

कुष्ठमां अन्नपान तैयार करवामां हितकर तैल—

સરસવ, કરંજ, કડવી ઘીસોડી અને ઇંગોરિયાનાં તેલો તથા ખેરના વચલા કાષ્ઠનું તેલ–એ કુષ્ઠોને માટે હિતકારી કહ્યાં છે. ૧૧૯

વિપાદિકા વગેરેમાં લેપનના યોગો—

જીવન્તી, મજીઠ, દારુહળદર, કપીલો અને મોરથુથુથી ઘૃત તથા તેલનો પાક સિદ્ધ કરવો. તૈયાર થયા પછી તેમાં રાળ તથા મીણ નાખવાં. તેનાથી અભ્યંગ કરવાથી વિપાદિકા શાંત થાય છે અને ચર્મ, એકકુષ્ઠ, કિટિમકુષ્ઠ અને અલસક પણ શાંત થાય છે. ૧૨૦,૧૨૧

( આ પ્રમાણે વિપાદિકાહર ઘૃત-તૈલ થયાં. )

મંડલકુષ્ઠમાં બે લેપ—

કિણ્વ, સૂવરનું રક્ત, પૃથ્વીકા, સિંધાલૂણ–એ લેપ તથા લીલા ધાણા અને કઠનો લેપ કરવો. એ મંડલ-કુષ્ઠનો નાશ કરે છે. ૧૨૨

પૂતીક, દેવદાર, જટામાંસી, પકવ સુરા, ઇન્દ્રામણી,

ગળો, મૃદ્ગપર્ણી-અને પીલુડી એનો સિદ્ધ લેપ મંડલ કુષ્ઠનો નાશ કરનાર છે. ૧૨૩

कुष्ठमां लेपो—

ચિત્રક, સરગવો; ગળો, અઘેડો, દેવદાર; ખેર; ધવ; કાળી નસોતર, દન્તીમૂળ, દ્રવન્તી; લાખ, રસવંતી, એલચી, સાટોડી; એ ૭ લેપો દહીંના જલથી મિશ્ર કરીને કુષ્ઠના રોગીને ચોપડવા. એ સઘળા વાતકફકુષ્ઠનો નાશ કરનારા છે. ૧૨૪, ૧૨૫

एडगजादि लेप—

કુવાડિયો, કઠ, સિંધાલૂણ, સૌવીરક, સરસવ, વાવડિંગ-એ લેપથી કૃમિ, મંડલકુષ્ઠ અને દદ્રુકુષ્ઠ શાંત થાય છે. ૧૨૬

उद्वर्तन योग—

કુવાડિયો, રાળ, મૂળાનાં બીજ-એ પૃથક્ પૃથક્ કાંજીથી મિશ્ર, સિધ્મકુષ્ઠમાં ઉદ્વર્તન તથા લેપો છે. ૧૨૭

અરડૂસી અને ત્રિફળા-એ પાન, સ્નાન. ઉદ્વર્તન તથા લેપમાં ઉપયોગી છે.

कुष्ठमां स्नान-पाननां द्रव्यो—

ઊભી ભોરીંગણી, વાળો, પટોલ, સારિવા, રોહિણી, ખેર, અવધાત, અર્જુન, રોહિડો, લોધર, કડછાલ, ધાવડો, લીંબડો, સાતવણ, કણેર-એ સ્નાન તથા પાનમાં શ્રેષ્ઠ છે. ૧૨૮,૧૨૯

સુગંધી વાળો, કઠ, અગર, નાગકેસર, તમાલપત્ર, પ્લવ, ચન્દન, મૃણાલ-એ ઉત્તરોત્તર એક એક ભાગ વધારે લેવાં. એ પિત્તકફકુષ્ઠમાં સિધ્ધ લેપ છે. ૧૩૦

पित्तकुष्ठमां प्रलेपन—

જેઠીમધ, લોધર, પદ્મક, પટોલ, લીંબડો અને ચન્દન-એના ઠંડા કરેલા કવાથો પિત્તકુષ્ઠના રોગીઓને સ્નાન તથા પાનમાં હિતકારી છે. ૧૩૧

पितकुष्ठमां लेप-अभ्यंग वगेरे—

પ્રિયંગુ, હરેણુકા, ઇન્દ્રજવ, અતિવિષ, વાળો, ચન્દન અને કડુ એ લેપ છે. ૧૩૨

બળતરા કરતા કુષ્ઠોમાં તિકત દ્રવ્યોથી સિદ્ધ કરેલાં ઘૃતો તથા ધોયેલાં ઘૃતોથી કે ચન્દન, જેઠીમધ, પ્રપૌંડરીક, નીલોત્પલથી પકાવેલાં તેલોથી અભ્યંગ કરવો. ૧૩૩

કલેદમાં, અંગ ખરી જતાં હોય તેમાં, દાહમાં, વિસ્ફોટ તથા ચર્મદલમાં શીતલેપ, અભિષેક, વેધન, વિરેચન અને તિકત ઘૃત આપવાં. ૧૩૪

ઉત્તમ ખેરનું ઘી, લીંબડાનું ઉત્તમ ઘી, દારુહળદરનું ઘી અને પટોલનું ઉત્તમ ઘી રકતપિત્તપ્રધાન કુષ્ઠોમાં એ સિદ્ધ ઔષધ છે. ૧૩૫

त्रैफल योग—

ત્રિફળાની છાલ અને પટોલનાં પાન દરેક ૨ તોલા. બાકી બધાં દરેક એક એક તોલો-કડુ-લીંબડો-જેઠીમધ અને ત્રાયમાણ, મસૂરની દાળ ૮ તોલા-એ બધું ૨૫૬ તોલા પાણીમાં નાખીને કવાથ કરવો. અષ્ટમાંશ શેષ રહે ત્યારે કવાથ ગાળી લેવો. તે કવાથ ૩૨ તોલા તથા ૧૬ તોલા ઘી પકાવવાં. ૩૨ તોલા બાકી રહે ત્યારે નવશેકું તે પીવું. તે વાતપિત્તકુષ્ઠ, વિસર્પ, ઉગ્ર વાતરકત, જ્વર, દાહ, ગુલ્મ, વિદ્રધિ, ભ્રમ તથા વિસ્ફોટકોનો નાશ કરે છે. ૧૩૬-૧૩૯

तिक्तषट्पलक घृत—

લીંબડો, પટોલ, દારુહળદર, ધમાસો, કડુ, ત્રિફળા, ખડસલિયો અને ત્રાયમાણ-એ દરેક ૨ તોલા લેવાં અને તેનો ૨૫૬ તોલા પાણીમાં કવાથ કરવો. અષ્ટમાંશ બાકી રહેલા કવાથને ગાળીને તેમાં ચન્દન, કરિયાતું, પીપર, ત્રાયમાણ, મોથ, ઇન્દ્રજવ-એ દરેક અર્ધો તોલો; એનો કલ્ક કરીને તાજું ઘી ૨૪ તોલા સિદ્ધ કરવું આ ઘીનું પાન કરવું. કુષ્ઠ, જ્વર, ગુલ્મ, હરસ, ગ્રહણી, પાંડુરોગ,

તથા સોજાનું હરનારું, પામા, વિસર્પ, પિડકા, કંડૂ, મદ તથા ગંડને દૂર કરનારું સિદ્ધ ઘૃત છે. ૧૪૦–૧૪૩

(આ પ્રમાણે તિક્તષટ્પલ ઘૃત થયું.)

महातिक्तक घृत––

સાતવણ, અતિવિષ, ગરમાળો, કડુ, કાળીપાઠ, મોથ, વાળો, ત્રિફળા, પટોળ, લીંબડો, ખડસલિયો, ધમાસો, ચન્દન, પીપર પદ્મક, હળદર, દારુહળદર, વજ, ઇન્દ્રવારુણી, શતાવરી, એ જાતની સારિવા, ઇન્દ્રજવ, ધમાસો, મોરવેલ, ગળો કરિયાતું, જેઠીમધ અને ત્રાયમાણ–બુદ્ધિમાન વૈદ્ય એનો કલ્ક કરવો. કલ્ક ઘીનો ચતુર્થાંશ લેવો, જળ આઠગણું લેવું, આમળાંનો રસ બમણો લેવો. આ રીતે સિદ્ધ કરેલું ઘૃત પીવરાવવું. રક્તપિત્તની અધિકતાવાળા કુષ્ઠ, રક્તસ્રાવવાળા હરસ, વિસર્પ, અમ્લપિત્ત, વાતરક્ત, પાંડુરોગ, વિસ્ફોટક, પામા, ઉન્માદ, કમળો, જ્વર, કંડૂ હૃદયરોગ, ગુલ્મ, પિડકા, રક્તપ્રદર, ગંડમાલા તથા સેંકડો યોગોથી ન મટેલા મહાવિકારોનો યોગ્ય સમયે યથાશક્તિ પીધેલું આ મહાતિક્તઘૃત જલદી નાશ કરે છે. ૧૪૪–૧૫૦

(આ પ્રમાણે મહાતિક્તક ઘૃત થયું.)

महाखदिर घृत––

દોષ દૂર કર્યા પછી, રક્તમોક્ષ કર્યા પછી, બાહ્ય તથા આભ્યંતર શમન કર્યા પછી, યોગ્ય સમયે સ્નેહનો પ્રયોગ કર્યા પછી, સાધ્યકુષ્ઠ રહેતું નથી. ૧૫૧

ખેર ૨૦૦૦ તોલા, સીસમ અને સસન ૮૦૦ તોલા અને આ હવે કહેવામાં આવે છે તે બધાં ૨૦૦ તોલા, કરંજ, લીંબડો, વેતસ, ખડસલિયો, કડાછાલ, અરડૂસી, વાવડિંગ, હળદર, દારુહળદર, ગરમાળો, ગળો, ત્રિફળા, નસોતર, સાતવણ એ બધાંને ખાંડીને ૧૦૨૪૦ તોલા પાણીમાં પકાવવું. અષ્ટમાંશ બાકી રહેલા ક્વાથને ઉતારીને પૂર્વોક્ત મહાતિક્ત ઘૃતના કલ્કના દ્રવ્યો પ્રત્યેક ૪ તોલાથી આમળાંનો, રસ ઘીની સમાન અને ઘી ૨૫૬ તોલા પકાવવું કુષ્ઠ વિકારનો નાશ કરનારું શ્રેષ્ઠ આ મહાખદિર ઘૃત પાન–અભ્યંગ દ્વારા સેવવાથી સર્વ કુષ્ઠોનો નાશ કરે છે. ૧૫૨–૧૫૬

(આ પ્રમાણે મહાખદિર ઘૃત થયું.)

कुष्ठमां बीजा योगो—

અવયવો ખરી પડતા હોય, લસીકા ઝરતી હોય, જંતુઓથી ખવાઇ ગયા હોય તેને વિશે ગોમૂત્ર, લીંબડો અને વાવડિંગ સ્નાન-પાન અને લેપ માટે પ્રશસ્ત છે ૧૫૭

અરડૂસી, કડાછાલ, સાતવણ કણેર, કરંજ, લીંબડો અને ખેર ગોમૂત્રની સાથે કૃમિ તથા કુષ્ઠને નાશ કરનારા છે. એનો સ્નાન, પાન તથા લેપમાં ઉપયોગ કરવો. ૧૫૮

પાન તથા આહારના વિધાનમાં, સેચનમાં, ધૂપનમાં અને લેપમાં કૃમિનો નાશ કરનાર વાવડિંગ અને કુષ્ઠનો નાશ કરનાર ખેર શ્રેષ્ઠ છે. ૧૫૯

कुष्ठनुं शमन करनार योगो—

કુવાડિયો, વાવડિંગ, અને ગરમાળાનાં મૂળ, કૂતરાના દાંત, ગાય-ઘોડો-સૂવર અને ઊંટના દાંત એ કુષ્ઠોનું શમન કરનાર છે. કુવાડિયો, વાવડિંગ, હળદર, દારુહળદર, ગરમાળાનાં મૂળ, પીપર, અને કઠનો ઉપયોગ કરવો. એ કુષ્ઠનું શ્રેષ્ઠ શમન કરનાર છે. ૧૬૦,૧૬૧

श्वित्रनी चिकित्सा—

સર્વ રીતે શુદ્ધ થયેલા શ્વિત્રોને ગાઢ લેપ કરવો. શ્વિત્રમાં સ્રંસન અને વિરેચન તરીકે ગોળસહિત મલપૂનો રસ શ્રેષ્ઠ છે.

સ્નેહ કરેલા રોગીએ યથાશક્તિ તે રસનું પાન કરીને સૂર્યના તડકાનું સેવન કરવું. રેચ લાગ્યા પછી ત્રણ દિવસ પર્યંત તૃષા લાગે તો પેયાનું પાન કરવું. ૧૬૨,૧૬૩

શ્વિત્રમાં અંગને વિશે જે ફોડકાઓ થાય છે તેને કાંટાથી ફોડવા. ફોડકાઓ ઝર્યા પછી પંદર દિવસ પર્યંત દરરોજ સવારમાં મલપૂ, અસન, પ્રિયંગુ, સુવા એનો પાણીથી ક્વાથ કરીને પીવો. અથવા શક્તિ પ્રમાણે ખાખરાનો ક્ષાર ફાણિતની સાથે પીવો. ૧૬૪,૧૬૫

જે કાંઇ કુષ્ઠનો નાશ કરનાર છે તે સઘળું શ્વિત્રમાં પ્રશસ્ત છે અને ખેરના કવાથથી યુકત ઔષધ અથવા ખેરના શ્રેષ્ઠ કવાથનું પાન પ્રશસ્ત છે. ૧૬૬

મનઃશિલ, વાવડિંગ, હીરાકસી, ગોરોચન, દારુડી, સિંધાલુણ એનો શ્વિત્રના શમન માટે ઉપયોગ કરવો. ૧૬૭.

કેળના ક્ષારથી યુકત ગધેડાના હાડકાની ભસ્મ, ગાયના રકતમાં મેળવીને અથવા ચમેલીની કળીનો ક્ષાર હાથીના મદમાં મેળવીને, નીલોત્પલ, કઠ, સિંધાલુણ એ હાથીના મૂત્રમાં વાટીને, મૂળાના બીજ તથા બાવચીનો ગાયના મૂત્રમાં વાટેલો લેપ, ગાયના મૂત્રમાં વાટેલા કાકોદુમ્બરિકા, બાવચી અને ચિત્રક, મોરના પિત્તમાં મેળવેલી મનઃશિલ, બાવચીના બીજ, લાખ, ગાયનું પિત્ત, સૌવીર, રસાંજન તથા પીપર, તીક્ષ્ણ લોહનું ચૂર્ણ એનો લેપ કિલાસનો નાશ કરે છે. ૧૬૮-૧૭૧

જેનાં પાપ ક્ષીણ થયાં છે એવા કોઈએક દરદીનું શ્વિત્ર સંશોધન, રકતમોક્ષણ, વિરૂક્ષણ અને સાથવાઓનું ભક્ષણ કરવાથી મટે છે. ૧૭૨

શ્વિત્રનાં નામો તથા ભેદો—

કિલાસ દારુણ-અરુણ અને શ્વિત્ર એવા ત્રણ નામથી ત્રણ પ્રકારનું જાણવું. તે ઘણુંખરું ત્રણે દોષવાળું હોય છે. દોષ રકતનો આશ્રય કરીને રહ્યો હોય તો રકત વર્ણનું હોય છે. માંસનો આશ્રય કરીને રહ્યો હોય તો તામ્રવર્ણનું અને મેદનો આશ્રય કરીને રહ્યો હોય તો શ્વેત—એ શ્વિત્ર ઉત્તરોત્તર ગુરુ છે. ૧૭૩,૧૭૪

શ્વિત્રની સાધ્ય-અસાધ્યતાનાં લક્ષણો—

જે શ્વિત્ર પરસ્પર મળી ગયેલું હોય, ઘણા ભાગમાં હોય, રાતા રુંવાડાવાળું હોય અને ઘણાં વર્ષોથી ઉત્પન્ન થયેલું હોય તે શ્વિત્ર મટતું નથી જ. ૧૭૫

જેનાં રુંવાડાં રાતાં ન થયાં હોય એવું પાતળું, પાંડુવર્ણનું, થોડા વખતથી થયેલું અને મધ્ય ભાગમાં ઉપડી આવેલું એવું શ્વિત્ર સાધ્ય કહેવાય છે. ૧૭૬

શ્વિત્રનાં નિદાન—

અસત્ય વાણી, કૃતઘ્નતા, દેવતાઓની નિન્દા, વડિલોનું અપમાન, પાપાચરણ, પૂર્વજન્મનાં કર્મ તથા વિરૂદ્ધ આહાર એ કિલાસનાં કારણો છે. ૧૭૭

અધ્યાયોકત વિષયો—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો છે:-

હેતુ, દ્રવ્ય, વિવિધ લક્ષણ, ને દોષો જે જે કુષ્ઠોમાં અધિક હોય છે તે કુષ્ઠોમાં દોષોના લક્ષણો, સંક્ષેપથી દોષનું નિરૂપણ, સાધ્ય-અસાધ્ય અને કષ્ટસાધ્ય કુષ્ઠનાશક સિદ્ધયોગો, કિલાસનો હેતુ, લક્ષણ, ગૌરવ, લાઘવ તથા શમન, મહર્ષિએ કુષ્ઠનાશનના અધ્યાયમાં શિષ્ય અગ્નિવેશ માટે સ્મૃતિ તથા બુદ્ધિની વૃદ્ધિ સારુ એ પ્રમાણે સંગ્રહ કર્યો છે. ૧૭૭-૧૮૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'કુષ્ઠચિકિત્સિતા' નામનો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો

## રાજયક્ષ્મા ચિકિત્સિત

રાજયક્ષ્મા ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'રાજયક્ષ્મા' ચિકિત્સાનું વ્યાખ્યાન કરશું." ભગવાન આત્રેયે એ બાબતમાં નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

રાજયક્ષ્માની પ્રથમ ઉત્પત્તિ—

ચન્દ્ર સંબંધી કામના વ્યસનથી યુકત પૌરાણિક કથા દેવતાઓ કહેતા હતા તે ઋષિઓએ સાંભળી. ૩

રોહિણીમાં અત્યંત આસકત અને શરીરની સંભાળ

ન રાખતા ચન્દ્રનું શરીર સ્નેહના ક્ષયથી દુર્બળતાને પામ્યું. ૪

બાકીની પુત્રીઓના ભોગના અભાવથી પ્રજાપતિના મુખમાંથી મૂર્તિમાન ક્રોધ નિઃશ્વાસના રૂપથી નીકળ્યો. ૫

ચન્દ્રે પ્રજાપતિની અઠયાવીસ પુત્રીઓને સ્ત્રી તરીકે ગ્રહણ કરી હતી પણ તે બધી તરફ સરખી રીતે વર્ત્યો નહિ. ૬

સ્ત્રીઓને વિષે વિષમ વર્તાવ કરનાર અને ગુરુએ જેના ઉપર ક્રોધયુક્ત દૃષ્ટિ કરી છે એવા રજોગુણયુક્ત અને નિર્બળ ચન્દ્રમાં યક્ષ્માએ પ્રવેશ કર્યો. ૭

વડીલોના અત્યંત મોટા ક્રોધથી પરાભવ પામેલો અને કાન્તિરહિત થયેલો તે દેવ તથા દેવર્ષિઓ સહિત પ્રજાપતિને શરણે ગયો. ૮

ત્યાર પછી પ્રજાપતિએ ચન્દ્રની નિર્મલ બુદ્ધિ જોઇને તેના ઉપર કૃપા કરી. તે પછી અશ્વિનીકુમારોએ ચન્દ્રની ચિકિત્સા કરી. ૯

રાજયક્ષ્માથી મુક્ત થયેલો તે ચન્દ્ર વિશેષે કરીને શોભતો હતો. અશ્વિની કુમારોએ ઓજદ્વારા પુષ્ટ કરેલો તે નિર્મળ મનને પ્રાપ્ત થયો. ૧૦

ક્રોધ, યક્ષ્મા, જ્વર, રોગ, દુઃખ, એ પર્યાયો છે. જેથી તે પ્રથમ ચન્દ્રને થયો તેથી રાજયક્ષ્મા મનાયો. ૧૧

અશ્વિનીકુમાર દ્વારા તિરસ્કૃત થયેલો અને મનુષ્ય લોકમાં આવેલો તે યક્ષ્મા ચાર પ્રકારનાં કારણો પ્રાપ્ત કરીને મનુષ્યમાં પ્રવેશ કરે છે. ૧૨

રાજયક્ષ્માનાં ચાર કારણો—

બલથી અધિક કાર્ય કરવું, વેગનું રોકવું, ક્ષય અને ચોથું વિષમ-ભોજન-એ પ્રત્યેક યક્ષ્માનું કારણ જાણવું. ૧૩

સાહસથી થતા રાજયક્ષ્માના નિદાન-સંપ્રાપ્તિ અને લક્ષણો—

યુદ્ધ-અધ્યયન, ભાર ઉપાડવો, પંથ કરવો, કૂદવું, તરવું, પડવું, અભિઘાત તથા બીજાં સાહસો વડે, બળથી અધિક કાર્યો વડે મનુષ્યનાં ઉરઃસ્થળમાં ક્ષત થતાં વાયુ પ્રકુપિત થઈ કફ તથા પિત્તને પ્રકુપિત કરીને દોડે છે. ૧૪,૧૫

મસ્તકમાં રહેલો તે મસ્તકશૂળ કરે છે. ગળામાં રહેલો કંઠોધ્વંસ, ઉધરસ, સ્વરભેદ તથા અરુચિ કરે છે. પડખામાં રહેલો પાર્શ્વશૂળ, ગુદામાં રહેલો મલભેદ, સંધિમાં રહેલો બગાસાં તથા જ્વર, છાતીમાં રહેલો છાતીની પીડા, છાતીમાં ક્ષત થવાથી જર્જરિત છાતીવાળો, અને શૂળથી અત્યંત પીડિત થયેલો રોગી ઉધરસ દ્વારા, કષ્ટથી, રક્ત-મિશ્ર કફ થૂંકે છે. ૧૬-૧૮

આ પ્રમાણે સાહસથી ઉત્પન્ન થયેલો યક્ષ્મા આ અગિયાર રૂપોથી પ્રાપ્ત થાય છે. માટે પોતાના બળને સમજનાર માણસે સાહસ કરવું નહિ. ૧૯

વેગધારણથી થતા રાજયક્ષ્માનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

જ્યારે મનુષ્ય શરમાળ હોવાથી કે ઘૃણાવાળો હોવાથી અથવા ભયથી વાત મૂત્ર કે મળના પ્રાપ્ત થયેલા વેગને રોકે છે ત્યારે વેગ રોકવાથી ઉપર, આડું, અવળું કે નીચે કફ તથા પિત્તને મોકલતો વાયુ વિકારો કરે છે. ૨૦,૨૧

સળેખમ, ઉધરસ, સ્વરભેદ અરુચિ, પાર્શ્વશૂળ, શિરઃશૂલ, જ્વર, ખભામાં પીડા, અંગ તૂટવાં, વારંવાર ઉલટી, ત્રણ દોષના લક્ષણવાળો મળભેદ; આ અગિયાર રૂપો છે, જેના વડે યક્ષ્મા મહાન રોગ કહેવાય છે. ૨૨,૨૩

ધાતુક્ષયથી થતા રાજયક્ષ્માનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

ઇર્ષ્યા, ઉત્કંઠા, ભય, ત્રાસ, ક્રોધ અને શોકથી અતિ દુર્બળતા થવાથી, અતિ મૈથુનથી તથા ભોજનના અભાવથી, શુક્ર તથા ઓજનો ક્ષય થાય છે. તે પછી સ્નેહના ક્ષયથી વધેલો વાયુ પિત્ત તથા કફરુપ દોષને પ્રકુપિત કરતો સળેખમ, જ્વર, ઉધરસ, અંગમર્દ, માથું દુખવું, શ્વાસ, મળભેદ, અરુચિ, પાર્શ્વશૂળ, સ્વર-ભેદ અને ખભા તપવાં; આ અગિયાર ઉપદ્રવો કરે છે. ૨૪-૨૬

ક્ષયથી પ્રાણનાશક રાજયક્ષ્મારૂપ મહારોગ પ્રાપ્ત થયો છે એમ આ અગિયાર લક્ષણો જણાવે છે. ૨૭

વિષમ આહારથી થતા રાજયક્ષ્માનાં નિદાન-સંપ્રાપ્તિ લક્ષણો—

વિવિધ પ્રકારનાં અન્નપાનોનું વિષમ રીતે ભક્ષણ કરનારા મનુષ્યને વાતાદિક દોષો વિષમ અને ભયંકર રોગો ઉત્પન્ન કરે છે. ૨૮

અન્નપાનાદિની વિષમતાને લીધે વિષભાવને પામેલા દોષો રુધિર ઈત્યાદિના સ્રોતોને રુંધીને રોગ ઉત્પન્ન કરે છે. અને ધાતુઓ પુષ્ટ થતા નથી. ૨૯

સળેખમ, કફ પડવો, ઉધરસ, ઉલટી, અરુચિ; જ્વર, ખભા તપવાં, લોહીની ઉલટી થવી; પાર્શ્વશૂળ, મસ્તકશૂળ, સ્વરભેદ; એ અનુક્રમે કફ, પિત્ત તથા વાતથી કરાયેલાં લક્ષણો જાણવાં. ૩૦, ૩૧

આ પ્રમાણે રોગોના સમૂહરૂપ રાજયક્ષ્માનાં કારણોથી ઉત્પન્ન થયેલાં અગિયાર પ્રકારનાં રૂપો તથા ચાર પ્રકારનાં કારણો કહ્યાં. ૩૨

રાજયક્ષ્માનાં પૂર્વરૂપો—

સળેખમ, દુર્બળતા, દોષરહિત પદાર્થોમાં દોષદર્શન, શરીરમાં વિકૃતિ દેખાવી, ધૃણાવાળું થવું, ખોરાક લેતો હોવા છતાં બલ તથા માંસનો ક્ષય, સ્ત્રી-મદ્ય તથા માંસમાં રુચિ થવી, સારા વસ્ત્ર ઓઢવા-પહેરવામાં રુચિ, ઘણુંખરું. ખાવાના તથા પીવાના પદાર્થોમાં માખી, ધુણ, જીવડાં, વાળ તથા તણખલાનું પડવું, કેશ તથા નખ વધવાં એ પૂર્વસ્વરૂપો; સ્વપ્નમાં પક્ષીઓ, પતંગિયા અને હિંસક પશુઓથી પરાભવ પ્રાપ્ત થવો, કેશ-હાડકાં કે રાખના ઢગલા ઉપર બેસવું, જલાશયો પર્વતો, વનો અને તારાનક્ષત્રો સૂકાઈ જતા, ઘસાઇ જતા કે પડતાં હોય એવી રીતે જે દેખવું તેને ઘણા રૂપવાળા રાજયક્ષ્માનાં પૂર્વરૂપો જાણવાં. ૩૩-૩૭

રાજયક્ષ્મા કેવી રીતે થાય છે તે—

ઉદ્દેશ ક્રમને અનુસરીને એનાં ઔષધસહિત રૂપનો હું નિર્દેશ કહીશ. ૩૮

શરીરના ધાતુઓ પોતપોતાની ઉષ્મા વડે પાકને પામે છે. પોતપોતાના સ્રોત દ્વારા ધાતુ ધાતુઓનું પોષણ કરે છે. ૩૯

સ્રોતોનો નિરોધ થયો હોવાથી, રક્તાદિના ક્ષયથી અને ધાતુઓની ઉષ્માના ક્ષયથી રાજયક્ષ્મા પ્રવૃત્ત થાય છે. ૪૦

રાજયક્ષ્માના રોગીનું બળ મલ છે—

તે સમયે જે અન્ન કોઠામાં રહ્યું હોય છે તેને અગ્નિ પકાવે છે. તે ઘણુંખરું મળ બની જાય છે. જરાકજ ઓજરૂપ બને છે. તેથી રાજયક્ષ્માના રોગીના મળનું વિશેષે કરીને રક્ષણ કરવું. સઘળા ધાતુઓના ક્ષયથી પીડાતા તે દરદીનું બળ મળના આધારે રહેલું છે. ૪૧, ૪૨

અગિયાર વ્યાધિઓનો સમૂહ એ રાજયક્ષ્મા છે—

સ્રોતોનો નિરોધ થવાથી, રસ પોતાના સ્થાનમાં જ વિદાહ પામે છે. અને અનેક રૂપવાળો થઈને ઉધરસના વેગથી ઊંચી ગતિ કરે છે. ૪૩

એથી છ કે અગિયાર ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. જેના સમૂહના યોગથી રાજયક્ષ્મા એ પ્રમાણે કહેવામાં આવે છે. ૪૪

ઉધરસ, ખભા તપવા, સ્વરભેદ. જ્વર, પડખાં તથા મસ્તકમાં પીડા, લોહી તથા કફની ઉલટી, શ્વાસ, મળભેદ અને અરુચિ; એ રાજયક્ષ્માનાં આ અગિયાર રૂપો છે. અથવા આ નીચે કહેવાશે તે છ રૂપો ઉધરસ, જ્વર, પડખામાં શૂળ, સ્વરભેદ, મળભેદ, અરુચિ. ૪૫, ૪૬

રાજયક્ષ્માની સાધ્ય-અસાધ્યતા—

માંસ તથા બળનો ક્ષય થયો હોય ત્યારે સઘળાં, અર્ધાં કે ત્રણ લક્ષણોથી પણ યુક્ત હોય એવા દરદીને છોડી દેવો. પણ એનાથી વિપરીત એટલે માંસ તથા બળ ક્ષીણ ન થયાં હોય છતાં સઘળાં લક્ષણો હોય તો દરદીની ચિકિત્સા કરવી. ૪૭

પ્રતિશ્યાયમાંથી રાજયક્ષ્મા કેમ થાય છે—

વાયુથી પૂર્ણ મસ્તકવાળા રોગીની નાસિકાના મૂળમાં રહેલ કફ, રક્ત કે પિત્ત વાયુ તરફ ગતિ કરે છે તેથી દેહનું કર્ષણ કરનારું ભયંકર સળેખમ થાય છે. મસ્તકશૂળ, ગૌરવ, ગંધ ન આવવી, જ્વર, ઉધરસ, કફ પડવો, સ્વરભેદ અરુચિ, કલમ અને ઇન્દ્રિયોના સામર્થ્યનો અભાવ -એ તેનાં લક્ષણો છે. એથી યક્ષ્મા થાય છે. ૪૮–૫૦

કાસરૂપ રાજયક્ષ્માનાં લક્ષણો—

ઉધરસ ખાતો રાજયક્ષ્માનો રોગી પિચ્છિલ, ઘાટો આમગન્ધવાળો લીલો, સફેદ, પીળો અને કફયુક્ત રસ થૂંકે છે. ૫૧

રાજયક્ષ્માનાં ત્રણ રુપો—

ખભા તથા પડખાં તપવાં, હાથપગ તપવાં અને સઘળાં અંગોમાં જ્વર–એ રાજયક્ષ્માનું લક્ષણ છે. ૫૨

રાજયક્ષ્માના રોગીના સ્વરભેદનાં લક્ષણો—

વાતથી, પિત્તથી, કફથી, રકતથી, ઉધરસના વેગથી અને પીનસથી સ્વરભેદ થાય છે. વાયુથી સ્વર રૂક્ષ, ક્ષીણ અને અસ્થિર હોય છે; પિત્તથી તાળવું તથા કંઠમાં બળતરા થાય છે અને બોલવાની ઇચ્છા થતી નથી. કફથી થયેલો સ્વરભેદ બંધાઇ ગયેલો અને ખડખડ અવાજ કરે છે.

પાર્શ્વશૂલ તથા શિરઃશૂલનાં લક્ષણો—

રકતનો નિબંધ થવાથી બેસી ગયેલો સ્વર કષ્ટથી નીકળે છે. ઉધરસના અતિવેગથી થયેલો, કંઠનો નાશ કરનારો અને સળેખમથી થયેલો કફવાતના લક્ષણવાળો હોય છે. ૫૩–૫૫

રાજયક્ષ્માના રોગીનું પાર્શ્વશૂળ સંકોચ અને વિસ્તારરૂપ ચિહ્નવાળું અને નિયમરહિત હોય છે. મસ્તકશૂળ સંતાપ અને ગૌરવયુક્ત હોય છે. ૫૬

કંઠમાંથી પ્રવૃત્ત થતા રક્ત અને કફનું કારણ—

રાજયક્ષ્માના રોગીનું શરીર બધી તરફથી શિથિલ થતાં વિષમ આહારથી રકત તથા ઉત્કલેશથી સંચિત થયેલો કફ કંઠમાંથી નીકળે છે. ૫૭

માર્ગો બંધાઇ ગયા હોવાથી રકત માંસ વગેરેને પ્રાપ્ત થતું નથી. આમાશયમાં રહેલું, બહાર નીકળવા તત્પર થયેલું રકત ઘણું હોવાથી કંઠમાં આવે છે. ૫૮

શ્વાસ અને અતિસારનું લક્ષણ—

છાતી વાત તથા કફથી બંધાઇ ગઇ હોવાથી શ્વાસ થાય છે. અને અગ્નિ દોષોથી હણાઈ ગયો હોવાથી પિચ્છિલ અતિસાર થાય છે. ૫૯

અરુચિનું લક્ષણ—

જીભ તથા હૃદયમાં રહેલા પૃથક્ પૃથક્ કે સત્રળા દોષોથી તથા અણગમતા મનના વિષયોથી આહારમાં અરુચિ થાય છે. અનુક્રમે તુરા, કડવા અને મીઠા મોઢાના રસોથી, વાત વગેરેથી થયેલી અને અણગમતા પદાર્થનાં દર્શનથી મનોજન્ય અરુચિ જાણવી. ૬૦,૬૧

છર્દિનું લક્ષણ—

અરુચિથી, ઉધરસના વેગથી, દોષોના ઉત્કલેશથી તથા ભયથી જે ઉલટી થાય તે બીજા વિકારોના ઉપદ્રવરુપ હોય છે. ૬૨

રાજયક્ષ્મા ત્રિદોષજન્ય છે—

સઘળા રાજયક્ષ્મા ત્રણ દોષોથી થયેલા હોય છે. તોપણ વૈદ્યે દોષોનું તથા અવસ્થાનું બળાબળ જોઇને રાજયક્ષ્માના રોગોની ચિકિત્સા કરવી. ૬૩

રાજયક્ષ્મામાં આવસ્થિકી ચિકિત્સા—

સળેખમ, મસ્તકશૂળ, ઉધરસ, શ્વાસ, સ્વરભંગ અને પાર્શ્વશૂળમાં વિવિધ પ્રકારની સાધારણ ચિકિત્સાઓ તું સાંભળ. ૬૪

राजयक्ष्मामां पीनसनी चिकित्सा—

પીનસમાં સ્વેદ, અભ્યંગ, ધૂપ, લેપ, પરિષેક, યાવક, વાટ્ય. ખારા, ખાટા, તીખા, ઉષ્ણ અને સ્નેહથી યુક્ત એવા લાવા, તેતર, કૂકડા અને વર્તકના માંસ-રસોની યોજના કરવી. ૬૫, ૬૬

પીપર, જવ, કળથી, સૂંઠ, દાડમ અને આમળાંથી યુક્ત, સ્નેહવાળો બકરાના માંસનો રસ પીવો. ૬૭

તેથી પીનસ ઈત્યાદિ છ વિકારો નિવૃત્ત થાય છે.

સારી રીતે કરેલા મૂળા તથા કળથીના યૂષો, જવ, ઘઉં તથા શાલના અન્નોથી સાત્મ્ય પ્રમાણે ઉપચાર કરવો. વારુણીનો નિતાર અથવા પંચમૂળથી પકાવેલું, ધાણા તથા સૂંઠથી સિદ્ધ કરેલું, તામલકી એટલે ભોંઆંમલીથી સિધ્ધ કરેલું, મુગદ્દપર્ણી, માષપર્ણી, શાલપર્ણી, પૃશ્નિપર્ણીથી સિદ્ધ કરેલું જળ પીવું. અને તેથી અન્ન સિદ્ધ કરવાં. ૬૮–૭૦

शिर-पार्श्व-अंसशूलमां स्वेदनविधि—

કૃશરા, ઉત્કારિકા, અડદ, કળથી, જવ, તથા દૂધ-પાકથી સંકર સ્વેદનાવિધિ વડે કંઠ, પડખાં, છાતી તથા મસ્તકને સ્વેદ આપવો. અથવા વાતહર પાંદડાના ક્વાથથી કે બલા, ગળો, જેઠીમધના નવશેકાં ક્વાથથી અથવા નવશેકાં પાણીથી મસ્તકનું પરિષેચન કરવું. ૭૧, ૭૨

બકરાના કે માછલાંના મસ્તકના ક્વાથથી અથવા વાતઘ્ન ક્વાથોથી કંઠ, મસ્તક અને પડખાંમાં નાડીસ્વેદ આપવો. ૭૩

જલચર તથા અનૂપ પશુપક્ષીઓનાં માંસ, પંચ-મૂળનો ક્વાથ અથવા સ્નેહયુક્ત કાંજીનો નાડીસ્વેદમાં ઉપયોગ કરવો. ૭૪

જીવન્તી, સુવા, બલા, જેઠીમધ, વજ, વેશવાર, વિદારીકંદ, મૂળા, જલચર તથા અનૂપ પશુપક્ષીઓનાં માંસોનો તૈયાર કરેલા ચાર પ્રકારના સ્નેહયુક્ત ઉપનાહો મસ્તક-પડખાં અને ખભામાં શૂળ નીકળતા હોય તેના દરદી માટે શ્રેષ્ઠ છે. ૭૫, ૭૬

लेप वगेरे—

સુવા, જેઠીમધ, કઠ, તગર અને ચન્દન અને ઘૃત-યુક્ત લેપ મસ્તક-પડખાં તથા ખભાના શૂળને દૂર કરનારો છે. ૭૭

शिर-पार्श्व-अंसशूलमां प्रदेह योगो अने नावन वगेरे—

બલા, રાસ્ના, તલ, ઘૃત, જેઠીમધ. કાળું કમળ; ગુગળ, દેવદાર, ચન્દન, નાગકેસર, ઘૃત; ક્ષીરકાકોલી, બલા વિદારીકંદ કૃષ્ણગંધા; સાટોડી, શતાવરી, ક્ષીરકાકોલી, કતૃણ એટલે સુગંધી તૃણ, જેઠીમધ, ઘૃત આ અર્ધ શ્લોકથી ચાર લેપો કહ્યા છે તે દ્વંદ્વદોષવાળા, મસ્તક-શૂળ, પાર્શ્વશૂળ અને ખભાના શૂળવાળા રોગીઓને હિતકારી છે. ૭૮–૮૦

તથા નસ્ય, ધૂમપાન, ભોજન પછી સ્નેહપાન, અભ્યંગ માટે ઉપયોગી તેલો તથા શ્રેષ્ઠ બસ્તિકર્મ શ્રેષ્ઠ છે. ૮૧

शिरःशूल वगेरेमां बीजां कर्मो—

મસ્તક, પડખાં અને ખભાના શૂળમાં શીંગડી, તુંબડી અને જળો વડે અથવા સિરાવેધ વડે તે રોગીનું દુષ્ટ રક્ત કાઢવું. ૮૨

પદ્મક, વાળો અને ચન્દનથી ઘૃતયુક્ત લેપ શ્રેષ્ઠ છે. અથવા ઘૃત મેળવેલા દૂર્વા, જેઠીમધ, મજીઠ અને નાગકેસરથી કરેલો લેપ શ્રેષ્ઠ છે. ૮૩

પ્રપૌંડરીક, નગોડ કમળ, નાગકેસર, કાળું કમળ, કસેરુક અને ક્ષીરકાકોલી એનો ઘૃતયુક્ત લેપ ઇષ્ટ છે. ૮૪

ચન્દનાદ્ય તેલ, સો વાર ધોયેલાં ઘીથી અભ્યંગ કરવો. દૂધ તથા જેઠીમધના ક્વાથથી અભિષેક શ્રેષ્ઠ છે. એ વરસાદનું પાણી, સારી રીતે ઠંડા ચન્દનાદિ ક્વાથ વડે અભિષેક કરવો. આ પ્રમાણે સંશમની ક્રિયા કહી. ૮૫, ૮૬

રાજયક્ષ્મામાં મૃદુ સંશોધન—

અધિક દોષવાળા, સ્નેહન તથા સ્વેદન જેને કર્યું છે એવા રોગીઓને જે કર્ષણ ન કરે તેવું સ્નેહયુક્ત વમન, વિરેચન શ્રેષ્ઠ છે. ૮૭

રાજયક્ષ્માનો રોગી મળના સ્રંસનથી મૃત્યુ પામે છે. તો પછી બળથી વધારે પ્રમાણમાં જેને વિરેચન થાય તેનું શું કહેવું? ૮૮

રાજયક્ષ્મામાં સિદ્ધ યોગો—

શુદ્ધ કોઠાવાળા રોગીઓના ઉધરસ, શ્વાસ, સ્વરભંગ તથા મસ્તક, પડખાં અને ખભાના શૂળમાં આ સિદ્ધ યોગોનો ઉપયોગ કરવો. ૮૯

બલા તથા વિદારીગંધાદિથી વિદારીકંદ અથવા જેઠીમધના કવાથથી સિદ્ધ કરેલું સિંધાલૂણમિશ્રિત ધૃત સ્વરને સારો કરનારું ઉત્તમ નસ્ય છે. ૯૦

પ્રપૌંડરીક, જેઠીમધ, પીપર, ઊભી ભોરીંગણી, બલા, દૂધ અને ઘીથી સિદ્ધ થયેલું તે ધૃત સ્વરને સારો કરનારું શ્રેષ્ઠ નસ્ય છે. ૯૧

ભોજન પછી ઘણી વાર ઉપયોગમાં લેવાતું ધૃત મસ્તક, પડખાં અને ખભાના શૂળનો અને ઉધરસ તથા શ્વાસનો નાશ કરે છે. ૯૨

બલાના કલ્કથી યુક્ત દશમૂળનો કવાથ, દૂધ, માંસનો રસ એનાથી સિધ્ધ કરેલું ધૃત તથા અગ્નિબળ પ્રમાણે ભોજનની પછી, અથવા વચમાં રાસ્નાધૃત, રાસ્નાક્ષીર, બલાક્ષીર, બલાધૃત-આ રોગોનો તુરત નાશ કરે છે. ૯૩,૯૪

ઉધરસનો નાશ કરનારા, સ્વરને સારો કરનારા, શ્વાસ તથા હેડકીનો નાશ કરનારા તથા મસ્તક, પડખાં અને ખભાના શૂળનો નાશ કરનારા ચાટણો તથા સ્નેહો હવે પછી તું સાંભળ. ૯૫

ખજૂર, દ્રાખ, સાકર અને મધથી યુક્ત, પીપર સહિત ધૃત સ્વરભેદ, ઉધરસ, શ્વાસ તથા જ્વરનો નાશ કરનારું છે. ૯૬

દશમૂલાદિ ઘૃત—

દશમૂળથી સિધ્ધ કરેલા દૂધમાંથી જે તાજું ઘી ઉત્પન્ન થાય તે અથવા પંચપંચમૂલોથી સિદ્ધ કરેલા દૂધમાંથી જે ધૃત ઉત્પન્ન થાય તે પીપર તથા મધ સહિત શ્રેષ્ઠ સ્વર ઉઘાડનાર, મસ્તક, પડખાં તથા ખભાના શૂળનો નાશ કરનાર અને ઉધરસ, શ્વાસ તથા જ્વરનો નાશ કરનાર છે. ૯૭,૯૮

રાજયક્ષ્મામાં સિદ્ધ ઘૃતયોગો—

દૂધથી ચારગણા પંચપંચમૂળોના કવાથમાં સિદ્ધ કરેલું ધૃત રાજયક્ષ્માના સાત રૂપવાળાં બલનો નાશ કરે છે. ૯૯

ખજૂર, પીપર, દ્રાખ, હરડે, કાકડાશીંગી, ધમાસો; ત્રિફળા, પીપર, મોથ, શીંગોડા, ગોળ, સાકર; વીરા, કચૂરો પુષ્કરમૂળ, સુરસ, સાકર, ગોળ; સૂંઠ, ચિત્રક, લાજા, પીપર આમળાં, ગોળ; અર્ધા શ્લોકમાં કહેલાં ઉધરસ તથા શ્વાસને દૂર કરનારાં, સ્વરને સારો કરનારાં તથા પડખાના શૂળનો નાશ કરનારાં ઉપર કહેલાં ચાટણો મનુષ્યે મધ તથા ધૃતથી ચાટવાં. ૧૦૦-૧૦૨

સિતોપલાદિ ચૂર્ણ—

સાકર, વાંસકપૂર, પીપર, એલચી, તજ છેલ્લેથી પૂર્વ પૂર્વ બમણું લઈને તે શ્વાસ, ઉધરસ, તથા કફથી પીડાતા સુપ્તજિહ્વ તથા અરુચિવાળા, મંદાગ્નિવાળા તથા પડખાંના શૂળવાળા રોગીને મધ તથા ઘીથી ચટાડવું અથવા ચૂર્ણ ખવરાવવું. ૧૦૩ ૧૦૪

હસ્ત-પાદ-અંગદાહની ચિકિત્સા—

હાથ, પગ તથા અંગના દાહમાં, જ્વરમાં તથા ઊર્ધ્વગ રક્તપિત્તમાં વાસાધૃત અથવા શતાવરીથી સિદ્ધ કરેલું ધૃત અત્યંત હિતકારી છે. ૧૦૫

दुरालभादि घृत—

ધમાસો, ગોખરુ, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, મુગ્ધપર્ણી, માષપર્ણી, બલા દરેક ૪ તોલા લઈને ખડસલિયો ૪ તોલા, દશગણા પાણીમાં પકાવવું. દશમો ભાગ બાકી રહે ત્યારે ગાળી લીધેલા તે કવાથમાં આ નીચે કહેલાં દ્રવ્યોનો કલ્ક નાખવો. કચૂરો, પુષ્કરમૂળ, પીપર, ત્રાયમાણ, તામલકી, કરિયાતું, ઇન્દ્રજવ, સારિવા એ બધાં એક એક તોલો સારી રીતે વાટવાં. તે પછી તેનાથી બમણાં દૂધ સહિત ૬૪ તોલા ધૃત પકાવવું. આ ધૃત જ્વર, દાહ, ભ્રમ, ઉધરસ ખભા-પડખાં અને મસ્તકની પીડા, તૃષા, ઉલટી અને અતિસારનો નાશ કરે છે. ૧૦૬–૧૧૦

जीवन्त्यादि घृत—

જીવંતી, જેઠીમધ, દ્રાખ, ઇન્દ્રજવ, કચૂરો, પુષ્કરમૂળ, ભોરીંગણી, ગોખરુ, બલા, કાળું કમળ, તામલકી, ત્રાયમાણ, ધમાસો અને પીપર એ બધાં સરખે વજને વાટીને વૈદ્યે ઘૃત પકાવવું. આ શ્રેષ્ઠ ધૃત વ્યાધિના સમૂહ રૂપ તથા રોગોના રાજાના ઉત્પન્ન થયેલા અગિયાર પ્રકારનાં રૂપનો નાશ કરે છે. ૧૧૧–૧૧૩

बलादि घृत अने क्षीर—

બલા, સ્થિરા, પૃશ્નિપર્ણી, ઊભી ભોરીંગણી અને ભોરીંગણી એનો કવાથ કરીને તે કવાથમાં ગાયનું દૂધ, સૂંઠ દ્રાખ, ખજૂર, ધૃત, અને પીપરની સાથે પકાવવું. મધયુકત એનો પ્રયોગ કરવો. એ જ્વર તથા ઉધરસનો નાશ કરે છે અને સ્વરને સુધારે છે. ૧૧૪,૧૧૫

राजयक्ष्मामां अन्न—

એ જ રીતે બકરીના દૂધનો પ્રયોગ કરવો. જાંગલ પશુપક્ષીઓના માંસરસો તથા ચણા, મગ અને મઠનો યૂષ માટે ઉપયોગ કરવો. ૧૧૬

राजयक्ष्मामां संशमन विधि—

જ્વરને શમન કરનારો પૂર્વે જે ક્રિયાવિધિ કહ્યો છે તે ધૃત સાથે રાજયક્ષ્માના રોગીઓના જ્વરદાહમાં શ્રેષ્ઠ છે.

राजयक्ष्मामां कफप्रसेकनी चिकित्सा—

કફ પડતો હોય તો બલવાન કફપ્રધાન દરદીને મીંઢળ સહિત દૂધ અથવા જેઠીમધના કવાથથી અથવા વમનીય દ્રવ્યથી સિદ્ધ કરેલી ધૃતયુકત યવાગૂથી વમન કરાવવું.

જેણે વમન કર્યું છે તેવા દરદીએ ભોજનને વખતે દીપન દ્રવ્યોસહિત હલકું અન્ન ખાવું. ૧૧૭-૧૧૯

જવ, ઘઉં, માધ્વીક, સીધુ, અરિષ્ટ, સુરા, આસવ અને સોયા પર પકાવેલાં જાંગલ માંસોનું સેવન કરનાર કફને જીતે છે. ૧૨૦

કફ અતિશય પડવાથી વાયુ કફને બહાર કાઢે છે, તે કફસ્રાવને સમજનારે સ્નિગ્ધ તથા ઉષ્ણ પદાર્થોથી જીતવો. ૧૨૧

छर्दिनी चिकित्सा—

કફસ્રાવને વિશે જે ચિકિત્સા કહી છે તે જ ઉલટીને વિશે પણ શ્રેષ્ઠ છે. હૃદયને હિતકારી, વાતનો નાશ કરનાર તથા હલકાં અન્નપાન શ્રેષ્ઠ છે ૧૨૨

अतिसारनी चिकित्सा—

ઘણુંખરું અગ્નિ હણાઈ ગયો હોવાથી પિચ્છાસહિત અતિસાર થાય છે. મુખની વિરસતા થાય છે તથા અન્નની ઇચ્છા થતી નથી. તેને અગ્નિનું દીપન કરનારા, અતિસારનો નાશ કરનારા, મુખની નિર્મળતા કરનારા તથા અરુચિને દૂર કરનારા પ્રયોગો કરવા. ૧૨૩,૧૨૪

સૂંઠસહિત ઇન્દ્રજવ ચોખાના ધોવણની સાથે પીવા. અને પચી ગયા પછી ચાંગેરી, છાસ, અને દાડમથી સિદ્ધ કરેલી યવાગૂ પીવરાવવી. ૧૨૫

કાળીપાઠ, બીલી અને અજમો છાસની સાથે પીવાં. અને ધમાસો, આદુ, કાળીપાઠ સુરાની સાથે પીવાં ૧૨૬

जम्ब्वादि चूर्ण—

અતિસારની નિવૃત્તિ માટે જાંબુના ઠળિયા, આંબાની ગોટલી, બીલી, કોઠ અને સૂંઠ–એ પેયાના મંડથી પીવું. ૧૨૭

खडयूषना योगो—

આ ત્રણ પાઠાદિ યોગોના દાળ તથા ધાણાસહિત, સ્નેહસહિત અને અમ્લ રસવાળા અત્યંત સાંગ્રાહિક ખડ કરવા. ૧૨૮

વેતસ, અર્જુન, જાંબુ, મૃણાલી, કૃષ્ણગંધ એટલે સરગવો, શીવણ, મદયંતી તથા જુઈ, બીજોરું, ધાવડી તથા દાડમનાં પાન–એના સ્નેહથી, અમ્લ દ્રવ્યોથી તથા લવણથી યુકત અત્યંત સાંગ્રાહિક ખડ કરવા. ૧૨૯,૧૩૦

ચાંગેરી, ચુક્રિકા, દુધી–એ દરેકના જુદા જુદા ખડ દહીંની મલાઈથી, ઘૃતથી અને દાડમથી યુકત ખડ બનાવવા. ૧૩૧

જલદી પચનારા માંસોના સાંગ્રાહિક પદાર્થોથી યુક્ત રસો વ્યંજન માટે અને ભોજન માટે રાતી શાલના ચોખા શ્રેષ્ઠ છે. ૧૩૨

राजयक्ष्मामां अनुपानना योगो—

સ્થિરાદિ પંચમૂળથી સિદ્ધ કરેલ જળ, તક્ર અને ચુક્રિકાયુકત સુરા અથવા દાડમનો રસ પીવા માટે શ્રેષ્ઠ છે. આ પ્રમાણે ઝાડાના રોગીને માટે દીપન અને ગ્રાહી ઔષધ કહ્યું. ૧૩૩½

अरोचकनी चिकित्सा—

હવે પછી મુખની વિરસતાનો નાશ કરનાર તથા રુચિ કરનારું ઔષધ તું સાંભળ. ૧૩૪

એ વખત મુખને શુદ્ધ કરનારું દાતણ કરવું અને તે પ્રમાણે મુખ ધોવું તથા કવલ ધારણ કરવા. ધુમાડો પીવો. સ્વચ્છ, દીપન, પાચન, હિતકારી અને મનગમતું તૈયાર કરેલું ઔષધ-પાન અને અન્નનું ભક્ષણ કરવું. ૧૩૫, ૧૩૬

તજ, મોથ, એલચી, ધાણા; મોથ, આમળાં, તજ; દારુહળદર, તજ, અજમો; તેજબલ, પીપર; અજમો, આમલી; શ્લોકના ચોથા ભાગથી કહેલા આ પાંચ રુચિ ઉત્પન્ન કરનારા અને મુખને શુદ્ધ કરનારા મુખપ્રક્ષાલન કવાથો છે. ૧૩૭, ૧૩૮

એ ઔષધોની ગોળી મુખમાં રાખવી; અથવા એના ચૂર્ણથી મુખ શુધ્ધ કરવું અથવા એને કાલવીને કવલો ધારણ કરવા. ૧૩૯

સુરા, માધ્વીક, સીધુ, તેલ, મધ તથા ઘી, દૂધ અને શેરડીનો રસ–એના મનગમતા કવલ ધારણ કરવા. ૧૪૦

यमानीषाडव चूर्ण—

અજમો, આમલી, સૂંઠ, અમ્લવેતસ, દાડમ, ખાટાં બોર–એ દરેક એક એક તોલો; ધાણા, સંચળ, જીરું, તજ–એ અર્ધો અર્ધો તોલો; પીપર ૧૦૦ નંગ, મરી ૨૦૦ નંગ, સાકર ૧૬ તોલા; એ બધું સાથે ચૂર્ણ કરવું. તે ચૂર્ણ જીભને સાફ કરનારું, હૃદયને હિતકારી, ખોરાકમાં રુચિ કરનારું, હૃદય-પ્લીહા અને પડખાના શૂળનો નાશ કરનારું, કબજિયાત અને આનાહનો નાશ કરનારું ઉધરસ અને શ્વાસને હરણ કરનારું, ગ્રાહી અને ગ્રહણી તથા હરસના વિકારને દૂર કરનારું છે. ૧૪૧-૧૪૪

(આ પ્રમાણે યવાનીષાડવ થયું)

तालीशादि चूर्ण अने गुटिका—

તાલીશપત્ર, મરી, સૂંઠ, સારી પીપર–ઉત્તરોત્તર એક એક ભાગની વૃદ્ધિ પ્રમાણે લેવાં. તજ, એલચી, અર્ધ અર્ધ ભાગ, પીપરથી આઠગણી સાકર એમાં નાખવી. તે ચૂર્ણ ઉધરસ-શ્વાસ અને અરુચિને દૂર કરનારું, અત્યંત દીપન, હૃદય-પાંડુરોગ-ગ્રહણીરોગ-રાજયક્ષ્મા-પ્લીહા અને જ્વરનો નાશ કરનારું તથા ઉલટી-અતિસાર અને શૂળનો નાશ કરનારું અને

મૂઢવાતનું અનુલોમન કરનારું છે. સાકરનો પાક કરીને આ ચૂર્ણની ગોળી બનાવવી. અગ્નિના સબંધને લીધે ગોળી ચૂર્ણ કરતાં અતિ લઘુ છે. ૧૪૫–૧૪૮

(આ પ્રમાણે તાલીશાદ્ય ચૂર્ણ અને ગુટિકાઓ કહી.)

ક્ષીણ માંસવાળા શોષ રોગીને હિતકર માંસ—

માંસના વિધાનને જાણનારા વૈદ્યે સૂકાતા અને ક્ષીણ થયેલા માંસવાળા દરદીને વિશેષે કરીને બૃંહણ કરનારાં. નાના પ્રકારની કલ્પના કરેલાં માંસભક્ષક પ્રાણીઓનાં માંસો આપવાં. ૧૪૯

રાજયક્ષ્માના રોગીને મોરનું માંસ આપવું અને 'મોરનું માંસ છે' એમ કહીને વિધિ પ્રમાણે સારી રીતે બનાવેલાં બીજાં ગીધ, ઘુવડ અને ચાષનાં માંસો આપવાં. તેતરનું નામ લઈને કાગડા, વર્મિનું નામ લઈને સર્પો, માછલાના આંતરડાનું નામ લઈને શેકેલાં અળસિયાં, સસલાંનું નામ લઈને તૈયાર કરેલા લોપાક તથા સ્થૂળ નોળિયાં, બીલાડા અને શિયાળનાં બચ્ચાંનાં માંસો આપવાં. ૧૫૦-૧૫૨

સિંહ, રીંછ, તરક્ષુ વાઘ અને એના જેવાં બીજાં માંસ ભક્ષણ કરનારાં પશુઓનું માંસ હરણનું નામ દઈને માંસની વૃદ્ધિ માટે આપવું. ૧૫૩

હાથી, ગેંડો અને ઘોડાનું વેશવારથી સંસ્કાર કીધેલું માંસ પાડાનું નામ દઈને માંસની વૃદ્ધિને માટે આપવું. માંસથી જેના અવયવો પુષ્ટ થયા હોય એવાં પશુપક્ષીઓનું માંસ અત્યંત માંસ વધારનાર છે. તીક્ષ્ણ, ઉષ્ણ અને લઘુપણાને લઈને તે વિશેષે કરીને શ્રેષ્ઠ છે. ૧૫૪, ૧૫૫

ટેવ ન હોવાથી જે માંસ ન ગમતાં હોય તેઓને વિશે એક નામથી બીજું આપવારૂપ કપટ કરવું. તેમ કરવાથી તે સુખથી ખાઈ શકાય છે. ૧૫૬

જો દરદી જાણતો હોય તો જુગુપ્સા કરતો તે તેનું ભક્ષણ કરતો નથી અને ખાધું હોય તો ઉલટી કરીને કાઢી નાખે છે માટે કપટથી સિદ્ધ કરેલાં માંસો આપવાં. ૧૫૭

મોર, તેતર, કૂકડાં, હંસ, સૂવર, ઊંટ, ગધેડો, પાડો–એનું માંસ અત્યંત માંસ વધારનાર છે. ૧૫૮

અન્નપાનના પ્રકરણમાં માંસનાં આઠ પ્રકારનાં ઉત્પત્તિસ્થાન કહ્યાં છે. તેની વિદ્વાન વૈદ્યે પરીક્ષા કરીને રાજયક્ષ્માના રોગીને આપવાં. ૧૫૯

વાતપ્રધાન રાજયક્ષ્માના રોગીને પ્રસહ, ભૂશય, અનૂપજ, જલજ, જલચર પશુપક્ષીઓનાં માંસ યોગ્ય પ્રમાણમાં આહારને માટે આપવાં. ૧૬૦

કફ તથા પિત્તથી યુકત રાજયક્ષ્માના રોગીઓને પ્રતુદ, વિષ્કિર, જાંગલદેશમાં ઉત્પન્ન થયેલાં પશુપક્ષીઓનો પ્રયોગ કરવો. ૧૬૧

વિધિ પ્રમાણે તૈયાર કરેલાં, મનગમતાં, મૃદુ, રસવાળાં અને સારી ગંધવાળાં આ માંસોનું ભક્ષણ કરવું. ૧૬૨

માંસોનો જ આહાર કરનારા અને માધ્વીકનું પાન કરનારા સંયમી અને ઉદાર ચિત્તવાળા રોગીના શરીરમાં રાજયક્ષ્મા લાંબો વખત ટકી શકતો નથી. ૧૬૩

राजयक्ष्मामां प्रशस्त मद्यो—

નિત્ય વારુણીના મંડનું સેવન કરનાર, બાહ્ય શુદ્ધિ કરનાર, વેગનું ધારણ ન કરનાર મનુષ્યના શરીરમાં રાજયક્ષ્મા અવકાશ મેળવી શકતો નથી. ૧૬૪

માંસનું ભક્ષણ કરનારે પ્રસન્ના, વારુણી, સીધુ, અરિષ્ટો, આસવો અને માધ્વીક–એમાંથી યોગ્ય હોય તે પ્રમાણે અનુપાન માટે પીવું. ૧૬૫

મદ્ય તીક્ષ્ણતા, ઉષ્ણતા, વિશદતા અને સૂક્ષ્મતાથી બલથી સ્રોતોનાં મુખ ખુલ્લાં કરે છે અને તેઓના ખુલ્લા થવાથી તરત જ સાત ધાતુઓ પુષ્ટ થાય છે; અને ધાતુઓનું પોષણ થવાથી રાજયક્ષ્મા તુરત જ શાંત થઈ જાય છે. ૧૬૬

राजयक्ष्मामां बृंहण योगो—

માંસ ખાનારાંના માંસના રસમાં સિદ્ધ કરેલું ઘૃત

મધની સાથે ઉપયોગમાં લેવું. અથવા દશગણા દૂધથી સિધ્ધ કરેલું ઘૃત મધુર રસવાળાં દ્રવ્યોના કલ્ક વડે, દૂધ અને માંસરસથી યુક્ત દશમૂળના કષાયોથી સિધ્ધ કરેલું ઘૃત રાજયક્ષ્માનું અત્યંત નાશ કરનાર છે. ૧૬૮⅟

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, જવખાર અને દૂધથી સિધ્ધ કરેલું ઘૃત સ્રોતોનું શોધન કરનાર છે. ૧૬૯⅟

જીવન્તી અને પીંપરના કલ્કવાળું, દૂધ સહિત રાસ્ના, બલા, ગોખરુ, સ્થિરા અને સાટોડીથી સિદ્ધ કરેલું ઘૃત રાજયક્ષ્માનો નાશ કરનારુ છે. તૈયાર થયેલા આ ઘૃતોની માત્રા યવાગૂની સાથે પીવી, મધની સાથે ચાટવી અથવા અન્નની સાથે ખાવી. આ રાજયક્ષ્માના રોગીઓનો ભોજન સંબંધી વિધિ કહ્યો. ૧૭૦–૧૭૨

રાજયક્ષ્મામાં અવગાહન—

હવે પછી બહિર્માર્જનનો આશ્રય કરીને વિધિ કહેવામાં આવે છે. સ્રોતોના બંધન ખુલ્લા કરવા માટે તથા બલ અને પુષ્ટિને માટે સારી રીતે અભ્યંગ કરેલા દરદીને સ્નેહ-દૂધ અને જવની કોઠીઓમાં સ્નાન કરાવવું. ૧૭૩⅟

કોઠીઓમાંથી બહાર નીકળેલા અને સુખે બેઠેલા મનુષ્યને ફરીને સ્નેહથી ચોપડેલા કોમળ હાથ વડે સુખકર મર્દન કરવું અને પછી ઉદ્વર્તન કરવું. ૧૭૪⅟

રાજયક્ષ્મામાં ઉત્સાદન અને સ્નાન—

જીવન્તી, શતવીર્યા, વિકસા, સાટોડી, આસંધ, અઘેડો, તર્કારી, જેઠીમધ બલા, વિદારીકંદ, સરસવ, કઠ, ચોખા, અળસીનાં બીજ, અડદ, તલ, કિણ્વ-એ બધું એકત્ર કરવું, ત્રણગણો જવનો લોટ, દહીંથી યુક્ત થોડાં મધસહિત લઈને, પુષ્ટિ-વર્ણ અને બલ આપનારું આ ઉદ્વર્તન કરવું. ૧૭૫–૧૭૭⅟

સફેદ સરસવના કલ્કથી તથા સુગન્ધી દ્રવ્યોથી સુગન્ધી બનાવેલાં, જીવનીય ઔષધોથી પકાવેલાં, ઋતુ અનુસાર સુખ કરનારાં જળ વડે સ્નાન કરવું. ૧૭૮⅟

રાજયક્ષ્મામાં અન્નપાન—

ગન્ધ-પુષ્પ-વસ્ત્ર અને અલંકારોથી અલંકૃત, સ્પર્શ કરવા યોગ્ય પદાર્થોનો સ્પર્શ કરીને, વૈદ્ય અને બ્રાહ્મણો સહિત દેવતાઓનું પૂજન કરીને, મનપસંદ વર્ણ-રસ-સ્પર્શ અને ગન્ધવાળાં, મનગમતાં પ્રિયજનોથી પીરસાયેલું સુખકર પાન તથા ભોજનનું સુખપૂર્વક ભક્ષણ કરવું. ૧૭૯ ૧૮૦⅟

રાજયક્ષ્માના રોગીને માટે જેને એક વર્ષ વીતી ગયું હોય એવાં ધાન્યોની કલ્પના કરવી; કારણ કે જે લઘુ, જેનું વીર્ય હણાઈ ન ગયું હોય એવાં, સ્વાદવાળાં, સારી ગંધવાળાં અને આનંદ કરનારાં હોય તે અત્યંત હિતકારી સમજવાં. ૧૮૧,૧૮૨

ક્ષતક્ષીણની ચિકિત્સામાં જે પથ્ય કહેવામાં આવશે તેનો ઉપયોગ રાજયક્ષ્માના રોગીનાં બળ તથા માંસની વૃધ્ધિ માટે કરવો. ૧૮૩

રાજયક્ષ્મામાં પ્રશસ્ત વિહાર—

અભ્યંગ, ઉદ્વર્તન, નવાં મનગમતાં વસ્ત્રો, ઋતુ પ્રમાણે સ્નાન, અવગાહન, વિમાર્જન, બસ્તિઓ, દૂધ, ઘી અને માંસના રસોથી યુક્ત ભાત, મનગમતાં મદ્ય, મનપસંદ સુગંધી પદાર્થોનું સેવન, મિત્રો, રમણીય પદાર્થો અને પ્રમદાઓનાં દર્શનો, કાનને પ્રિય લાગે એવાં ગાયન તથા વાજિંત્રના શબ્દો, હર્ષ ઉત્પન્ન કરવાથી, આશ્વાસનથી, નિત્ય ગુરુઓની સેવાથી, બ્રહ્મચર્ય દાન, તપશ્ચર્યા, દેવતાઓનું પૂજન, સત્ય, સદાચાર, મંગલ-કર્મો, અહિંસા અને વૈદ્ય તથા બ્રાહ્મણોની પૂજાથી રાજયક્ષ્મા નિવૃત્ત થાય છે. ૧૮૪–૧૮૮

રાજયક્ષ્મામાં વૈદિક ઇષ્ટિ—

પૂર્વકાળમાં જે ઇષ્ટિના પ્રયોગથી રાજયક્ષ્માને જીત્યો હતો તે જ વેદવિહિત ઇષ્ટિનો આરોગ્યની ઇચ્છાવાળાએ પ્રયોગ કરવો. ૧૮૯

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો–

સંક્ષેપથી રાજયક્ષ્માની પૂર્વકાળમાં થયેલી ઉત્પત્તિ,

હેતુ, પૂર્વરૂપ, રૂપનો સંગ્રહ અને વિસ્તારથી ઔષધ, નામનું કારણ. અસાધ્યતા-સાધ્યતા-કષ્ટસાધ્યતા—એ 'રાજયક્ષ્મ ચિકિત્સિત' નામના અધ્યાયમાં આ પ્રમાણે સંગ્રહ કહ્યો છે ૧૯૦,૧૯૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'રાજયક્ષ્મ ચિકિત્સિત નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮

---

## અધ્યાય નવમો

### ઉન્માદ ચિકિત્સિત

ઉન્માદ ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ઉન્માદ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

બુદ્ધિ, સ્મરણશક્તિ, જ્ઞાન તથા તપશ્ચર્યાના નિવાસસ્થાનરૂપ, પ્રાણીઓની રક્ષા કરનારા તથા જેને પ્રશ્ન પૂછવામાં આવ્યો છે એવા પુનર્વસુએ યોગ્ય સમયે અગ્નિવેશને ઉન્માદનાં કારણ, લક્ષણ અને ઔષધો કહ્યાં. ૩

ઉન્માદનો સામાન્ય હેતુ—

વિરોધી-દૂષિત અને અપવિત્ર ભોજનો. દેવતા-ગુરુ અને બ્રાહ્મણોનું અપમાન, ભય કે હર્ષ જેનું કારણ છે એવો મનનો આઘાત અને વિષમ ચેષ્ટાઓ એ ઉન્માદનું કારણ છે. ૪

ઉન્માદનાં સામાન્ય કારણો—

તે કારણોથી અલ્પ સત્ત્વગુણવાળા મનુષ્યના દૂષિત થયેલા મળો બુદ્ધિના નિવાસસ્થાનરૂપ હૃદયને દૂષિત કરીને મનોવહ સ્રોતોનો આશ્રય કરીને મનને શીઘ્ર મોહયુક્ત કરે છે. ૫

બુદ્ધિનો ભ્રમ, મનની ચંચલતા, દૃષ્ટિની વ્યાકુળતા, ધીરજનો અભાવ, અસંબદ્ધ વાણી અને હૃદયની શૂન્યતા—એ ઉન્માદ રોગનાં સામાન્ય લક્ષણો છે. ૬

તે મૂઢ ચિત્તવાળો સુખ-દુઃખ-આચાર અને ધર્મને સમજતો નથી, તો પછી શાંતિને તો કયાંથી જ પ્રાપ્ત કરે? સ્મૃતિ, બુદ્ધિ અને ભાન વગરનો એ ચિત્તને આમતેમ ભરમાવે છે. ૭

ઉન્માદની વ્યુત્પત્તિ—

બુદ્ધિ મન અને સ્મૃતિના ભ્રમરૂપ ઉન્માદ આગન્તુ તથા નિજ કારણોથી ઉત્પન્ન થયેલો એમ બે પ્રકારનો કહ્યો છે. તેની પાંચ પ્રકારની ઉત્પત્તિ, લક્ષણો અને ચિકિત્સા હું પૃથક્ પૃથક્ કહીશ. ૮

વાતોન્માદનાં નિદાન તથા લક્ષણો—

રૂક્ષ- અલ્પ અને શીત ભોજન, વમન, વિરેચન, ધાતુક્ષય અને ઉપવાસથી અતિ વધી ગયેલો વાયુ, ચિન્તા ઇત્યાદિથી યુક્ત હૃદયને દૂષિત કરીને તરત જ બુદ્ધિ તથા સ્મરણશક્તિનો નાશ કરે છે. ૯

અસ્થાને હસવું, મલકાવું, નાચવું, ગાવું, બોલવું, ચાળા કરવા, રડવું, શરીરની કઠોરતા, દુર્બળતા અને અરુણવર્ણતા અને આહાર પચી ગયા પછી બલ વધવું—એ વાતજ ઉન્માદનાં લક્ષણો છે. ૧૦

પિત્તોન્માદનાં નિદાન તથા લક્ષણો—

અજીર્ણ અને તીખા-ખાટા-વિદાહી અને ઊના ભોજ્ય પદાર્થોથી સંચિત થયેલું પિત્ત વેગવાળું થઈ, જેનું મન નબળું છે એવા મનુષ્યના હૃદયમાં આશ્રય કરીને પૂર્વની પેઠે તરત જ અત્યંત ઉગ્ર ઉન્માદ કરે છે. ૧૧

ક્ષમાનો અભાવ, વેગ, નગ્નતા, ધમકી આપવી જલદી ચાલવું, ઉષ્ણતા, રોષ, ગાઢ છાયાની તથા ઠંડાં અન્નજળની ઇચ્છા અને પીળી કાંતિ—એ પિત્તથી થયેલા ઉન્માદનાં લક્ષણો છે. ૧૨

કફોન્માદનાં નિદાન તથા લક્ષણો—

ખૂબ પેટ ભરીને ભોજન કરવાથી મંદ ચેષ્ટાવાળા

મનુષ્યનો, મર્મસ્થળમાં વધી ગયેલો ઉષ્માસહિત કફ, બુદ્ધિ-સ્મરણશક્તિને હણીને, ચિત્તને મોહ ઉત્પન્ન કરતો વિકાર ઉત્પન્ન કરે છે. ૧૩

વાણી અને ચેષ્ટા મંદ હોવાં, અરુચિ, સ્ત્રી તથા એકાંત પ્રિય લાગવાં, અધિક નિદ્રા, ઉલટી તથા લાળ વહેવી ખોરાક લીધા પછી રોગનું બળ વધવું અને નખ ઇત્યાદિની શ્વેતતા—એ કફજન્ય ઉન્માદનાં લક્ષણો છે. ૧૪

त्रिदोषज उन्मादनां निदान तथा लक्षणों—

જે ઉન્માદ સન્નિપાતથી ઉત્પન્ન થયેલો હોય છે તે અત્યંત ઘોર અને સઘળાં એક સામટાં કારણોથી થાય છે. તે સઘળાં લક્ષણો ધારણ કરે છે. તેવો ઉન્માદ વિરુધ્ધ ઔષધવિધિવાળો હોવાથી તેને છોડી દેવો. ૧૫

आगन्तु उन्मादनां कारणो—

દેવ ઋષિ, ગન્ધર્વ, પિશાચ, યક્ષ, રાક્ષસ અને પિતૃઓનો આવેશ, અયોગ્ય રીતે કરેલાં નિયમ-વ્રત ઇત્યાદિ તથા પૂર્વ દેહમાં કરેલાં ખોટાં કર્મ- એ આગન્તુ ઉન્માદનાં કારણો છે. ૧૬

भूतोन्मादनुं सामान्य लक्षण—

અમાનુષ વાણી-પરાક્રમ-બલ તથા ચેષ્ટાવાળો, જ્ઞાનાદિથી-વિજ્ઞાનથી-બલાદિથી જે યુકત હોય અને ઉન્માદનો કાળ નિશ્ચિત ન હોય તે ઉન્માદને ભૂતજન્ય કહેવો. ૧૭

देव वगेरे जे रीते पुरुषना शरीरमां पेसे छे—

જેમ પ્રતિબિંબ દર્પણમાં અને તડકો સૂર્યકાન્ત મણિમાં પ્રવેશ કરે છે તેમ દેવ વગેરે, પુરુષના દેહને બહુ દૂષિત કર્યા વિના, અદૃશ્ય રહીને, પોતાના ગુણના પ્રભાવો વડે રોગીના દેહમાં શીઘ્ર પ્રવેશ કરે છે. ૧૮

પૂર્વરૂપ સહિત આવેશનો સમય નિદાનમાં પૂર્વે કહ્યો છે. દેવ ઇત્યાદિથી કરાયેલા ઉન્માદનાં પૃથક્ પૃથક્ રૂપો, તેઓનો સમય અને એઓની અસરમાં આવે એવા પુરુષો, તું સાંભળ. ૧૯

देवोन्मत्तनां लक्षणो—

તે જેમકે:—

સૌમ્ય દૃષ્ટિવાળાને, ગંભીર, પરાભવ ન પમાડી શકાય તેવા, ક્રોધરહિત, નિદ્રારહિત, ભોજનની ઇચ્છા વિનાનાને, જેના પસીના-મૂત્ર-મળ તથા વાયુ અલ્પ હોય એવાને, સારી ગન્ધવાળાને, ખીલેલાં કમળ સમાન મુખવાળાને દેવોન્મત્ત છે એમ જાણવો.

गुरु वगेरेथी उन्मत्तनां लक्षण—

ગુરુ, વૃદ્ધ, સિદ્ધ તથા ઋષિઓના અભિશાપ, અભિચાર, અને અભિધ્યાનને અનુસરતાં આહાર-ચેષ્ટા તથા વાણીવાળાને તેઓથી ઉન્મત્ત થયેલો જાણવો.

पितृथी उन्मत्तनां लक्षण—

નિર્મલતારહિત દૃષ્ટિવાળાને, ન જોનારને, નિદ્રાવાળાને, અટકી પડેલી વાણીવાળાને, અન્નની ઇચ્છા વગરનાને અને અરુચિ તથા અપચાવાળાને પિતૃઓથી ઉન્મત્ત થયેલો જાણવો.

गंधर्वथी उन्मत्तनां लक्षणो—

ક્રૂર, સાહસિક, તીક્ષ્ણ, ગંભીર, પરાભવ ન પમાડી શકાય તેવાને, મોઢેથી વગાડી શકાય તેવાં વાદ્ય-નૃત્ય ગીત-અન્નપાન-સ્નાન-પુષ્પ-ધૂપ તથા સુગંધમાં પ્રીતિવાળાને, રાતાં વસ્ત્ર-બલિકર્મ-હાસ્ય-કથા તથા પ્રશ્ન જેને પ્રિય છે તેવાને અને સારી ગન્ધવાળાને ગંધર્વોથી ઉન્મત્ત જાણવો.

यक्षथी उन्मत्तनां लक्षणो—

વારંવાર નિદ્રા-રોદન તથા હાસ્યવાળાને, નૃત્ય-ગીત વાદ્ય-પાઠ-કથા-અન્નપાન-સ્નાન-પુષ્પ-ધૂપ અને સુગંધમાં પ્રીતિવાળાને, રાતાં અને અશ્રુપૂર્ણ નેત્રવાળાને, બ્રાહ્મણ તથા વૈદ્યની નિન્દા કરનારને, ગુપ્ત વાત કહી દેનારને યક્ષથી ઉન્મત્ત જાણવો.

राक्षसथी उन्मत्तनां लक्षणो—

જેની નિદ્રા નાશ પામી છે એવાને, અન્નપાનનો

દ્વેષ કરનારને, ખોરાક ન ખાતો હોવા છતાં અત્યંત બળવાનને અને શસ્ત્ર-રકત-માંસ અને રાતા પુષ્પની અભિલાષાવાળાને તથા ધમકાવનારાને રાક્ષસોથી ઉન્મત્ત જાણવો.

ब्रह्मराक्षसथी उन्मत्तनां लक्षणो—

ખૂબ હાસ્ય અને નૃત્ય જેનામાં મુખ્ય છે એવાને, દેવ-બ્રાહ્મણ અને વૈદ્યનો દ્વેષ તથા અપમાન વડે, સ્તુતિ-વેદના મંત્રો તથા શાસ્ત્રનાં કથનો વડે અને કાષ્ઠ વગેરેથી પોતાને પીડા કરનારને બ્રહ્મરાક્ષસથી ઉન્મત્ત જાણવો.

पिशाचथी उन्मत्तना लक्षणो—

અસ્વસ્થ ચિત્તવાળાને, સ્થાન નથી એમ બોલનારને, નૃત્ય-ગીત તથા હાસ્ય કરનારને, સંબદ્ધ અને અસંબદ્ધ બકનારને, સંકર એટલે ઘાસ વગેરેનો ઢગલો-કૂટ એટલે માટીનો ઢગલો-ગંદી શેરી-ગંદાં કપડાં-ઘાસ-પત્થર અને કાષ્ઠ પર બેસવામાં પ્રીતિવાળાને, ફરી ગયેલા તથા રૂક્ષ સ્વરવાળાને, નગ્નને, દોડતાને, એક ઠેકાણે ઊભા ન રહેનારને, દુઃખ કહી બતાવનારને અને જેની સ્મૃતિ નષ્ટ થઈ ગઈ છે એવાને પિશાચથી ઉન્મત્ત જાણવો. ૨૦

देव वगेरे जे रीते अने जे काले त्रास पमाडे छे ते—

તેમાં પવિત્ર આચારવાળા, તપશ્ચર્યા અને સ્વાધ્યાયમાં કુશળ મનુષ્યને શુકલ પડવાને દિવસે કે તેરસને દિવસે, આચાર-ભંગ જોઈને દેવતાઓ પરાભવ પમાડે છે. સ્નાન કરનારાને, પવિત્ર વસ્તુઓનું સેવન કરનારાને અને એકાન્તનું સેવન કરનારાને, ધર્મશાસ્ત્ર-વેદ તથા મીમાંસામાં કુશળ એવા મનુષ્યને ઘણું કરીને છઠ કે નવમીને દિવસે ઋષિઓ પરાભવ પમાડે છે. પિતૃઓ માતા, પિતા, ગુરુ, વૃધ્ધ, સિદ્ધ અને આચાર્યની સેવા કરનારને ઘણુંખરું દશમી કે અમાવાસ્યાને દિવસે પરાભવ પમાડે છે. ગન્ધર્વો સ્તુતિ-ગીત અને વાજિંત્રમાં પ્રીતિવાળા, પરસ્ત્રી-સુગન્ધી પદાર્થો અને પુષ્પ જેને પ્રિય છે એવા તથા શુદ્ધ આચારવાળા મનુષ્યને ઘણુંખરું બારસ કે ચૌદશને દિવસે યક્ષો; સત્વ-બલ-રૂપ-ગર્વ અને શૌર્યથી યુકત પુષ્પ-ચંદન અને હાસ્ય જેને પ્રિય છે એવા તથા અતિ બોલનારાને પ્રાયઃ સુદ અગિયારસ કે સાતમને દિવસે બ્રહ્મરાક્ષસો; સ્વાધ્યાય, તપ, નિયમ, ઉપવાસ, બ્રહ્મચર્ય દેવ, યતિ અને ગુરુની પૂજામાં પ્રીતિવાળા, પવિત્રતા રહિત બ્રાહ્મણ કે અબ્રાહ્મણ, 'બ્રાહ્મણ છું' એમ બોલનાર, પોતાને શૂરવીર માનનારા, દેવમંદિર-જલ અને ક્રીડામાં પ્રીતિવાળા મનુષ્યને પ્રાયઃ શુકલ પાંચમને દિવસે, પૂર્ણ ચન્દ્રને દિવસે રાક્ષસો; અને પિશાચો સત્વહીન, ચાડીખોર, સ્ત્રૈણ, લોભી અને શઠ મનુષ્યને પ્રાયઃ બીજ-ત્રીજ અને આઠમને દિવસે પરાભવ પમાડે છે. આ પ્રમાણે અસંખ્ય ગ્રહોમાંથી અત્યંત સ્પષ્ટ એવા આઠ જ કહ્યા છે. ૨૧

उन्मादनां असाध्य लक्षणो—

આ સઘળામાં ખરેખર જે બન્ને હાથ ઉગામીને રોષના વેગથી, શંકા વિના બીજાઓ ઉપર પછાડે કે પોતા ઉપર પછાડે તેને અસાધ્ય જાણવો. અને જે અશ્રુપૂર્ણ નેત્રવાળો, મૂત્રેન્દ્રિયમાંથી રકતની પ્રવૃત્તિવાળો, ઘવાયેલી જીભવાળો, વહેતા નાકવાળો કપાતાં મર્મવાળો, અટક્યા વિનાની વાણીવાળો, નિરંતર કણુછતો, ખરાબ રંગવાળો, તૃષાથી પીડાતો અને ખરાબ ગંધવાળો હોય તેને હિંસાથી ભૂત વડે ઉન્મત્ત જાણવો. તેને તજી દેવો. ૨૨

उन्मादनो चिकित्साक्रम—

રતિની ઇચ્છા અને પૂજાની ઇચ્છાથી ઉન્મત્ત થયેલાને વૈદ્ય ઇચ્છા અને આચારથી ઓળખીને, તેનાં અંગ-સાધક ઉપહાર તથા બલિદાનથી યુકત મંત્ર અને ઔષધ-વિધિ વડે ઉપચાર કરવો. ૨૩

તેમાં નિજ અને આગંતુ નિમિત્તવાળા બન્ને ઉન્માદના ઔષધનો વિધિ સક્ષેપ તથા વિસ્તારથી કહેશું. ૨૪

વિશેષ સમજનાર વૈદ્યે વાતજ ઉન્માદમાં પ્રથમ સ્નેહપાન કરાવવું. પણ માર્ગ બંધ હોય તો સ્નેહયુકત મૃદુ શોધન આપવું. ૨૫

કફ તથા પિત્તથી ઉત્પન્ન થયેલા ઉન્માદમાં સ્નેહયુકત તથા સ્વેદન જેને કર્યું છે એવા દરદીને પ્રથમ વમન

વિરેચન કરાવવું અને શુદ્ધ થયા પછી સંસર્જનક્રમ કરાવવો. ૨૬

ત્યાર પછી નિરૂહબસ્તિ, સ્નેહબસ્તિ અને શિરોવિરેચન કરવાં; દોષને અનુસરીને તે વારંવાર કરવાં. ૨૭

વમન વગેરેથી હૃદય, ઇન્દ્રિય, મસ્તક તથા કોઠો સારી રીતે શુદ્ધ થતાં મન પ્રસન્નતાને પામે છે, સ્મૃતિ તથા સંજ્ઞા પ્રાપ્ત થાય છે. ૨૮

શુધ્ધ મનુષ્યની આચારભ્રષ્ટતામાં તીક્ષ્ણ નસ્ય, અંજન, તાડન તથા મન-બુદ્ધિ અને દેહને ઉદ્વેગ કરવાનું હિતકારી છે. ૨૯

જે અવિનય કરવામાં આસક્ત હોય તેને મજબૂત, વાગે નહિ તેવાં રેશમી વસ્ત્રોથી બાંધીને લોઢા લાકડાં રહિત અંધારામાં પૂરવો. ૩૦

ધમકાવવું, ત્રાસ પેદા કરવો, દાન, આનંદ ઉત્પન્ન કરવો, સાંત્વન, ભય અને વિસ્મય–એ વિસ્મરણહેતુ-માંથી મનને પ્રકૃતિમાં લઈ આવે છે. ૩૧

લેપ, ઉદ્વર્તન, અભ્યંગ, ધૂમપાન અને ઘૃતનું પાન એ મન-બુદ્ધિ-સ્મરણશક્તિ તથા સંજ્ઞાને જગાડનારાં છે. તેનો પ્રયોગ કરવો. ૩૨

આગંતુ ઉન્માદમાં ઘૃતપાન તથા મન્ત્રાદિવિધિ ઇષ્ટ છે.

**हिंग्वादि घृत—**

હવે ઉન્માદનો નાશ કરનારા અત્યંત સિધ્ધ યોગો સાંભળ. ૩૩

હિંગ, સંચળ, ત્રિકટુ–દરેક ૮ તોલાથી ઘી ૨૫૬ તોલા, ચારગણા ગાયના મૂત્રમાં સિધ્ધ કરવું. એ ઉન્માદનો નાશ કરે છે. ૩૪

**कल्याणक घृत—**

ઇન્દ્રામણી, હરડે, બહેડાં, આમળાં, કૌંતી, દેવદાર, એલવાલુક, શાલપર્ણી, તગર, હળદર, દારુહળદર, એ જાતની સારિવા, પ્રિયંગુ, કાળું કમળ, એલચી, મજીઠ, દંતીમૂળ, દાડમ, નાગકેસર, તાલીસપત્ર, ઊભી ભોરીંગણી, માલતીનાં તાજાં ફૂલ, વાવડિંગ, પૃશ્નિપર્ણી, કઠ, ચન્દન અને પદ્મક–આ અઠ્ઠાવીસ ઓસડિયાં–દરેક એક એક તોલાના કલ્કથી ચારગણા જળમાં ૬૪ તોલા ઘી પકાવવું. અપસ્માર, જ્વર, ઉધરસ, શોષ, મંદાગ્નિ, ક્ષય, વાત-રક્ત, સળેખમ, તરીયો તથા ચોથીઓ તાવ, ઊલટી, હરસ અને મૂત્રકૃચ્છ્રમાં, વિસર્પથી પીડાતાઓને કંડુ, પાંડુરોગ, ઉન્માદ, વિષ અને મેહના રોગોમાં, ભૂતથી જેનું ચિત્ત ઘેરાયું હોય તેના તથા ગંદુ બોલનારા, મંદ-ચિત્ત અને વંધ્યા સ્ત્રીઓને માટે શ્રેષ્ઠ છે. ધન્ય, આયુષ્ય તથા બલ આપનારું, અલક્ષ્મી-પાપ અને રાક્ષસોને હણનારું, સર્વ ગ્રહોનો નાશ કરનારું આ કલ્યાણક ઘૃત પુંસવન પદાર્થોમાં શ્રેષ્ઠ છે. ૩૫–૪૧

( આ પ્રમાણે કલ્યાણક ઘૃત થયું. )

**महाकल्याणक घृत—**

ઉપર કહેલાં ઔષધોમાંથી શાલપર્ણી ઇત્યાદિ એક-વીસ ઔષધો પાણીમાં પકાવીને પહેલ વેતરી ગાયના ચારગણા દૂધસહિત તે ક્વાથમાં ઘી પકાવવું. ક્ષીર-કાકોલી, લીલા અડદ, કાકોલી, કૌંચા, ઋષભક, ઋદ્ધિ તથા મેદા સરખે વજને લીધેલાં એ ઔષધોના કલ્કથી ઉપર પ્રમાણે પકાવેલું ઘૃત મહાકલ્યાણક ઘૃત થાય છે. વિશેષે કરીને બૃંહણીય તથા શ્રેષ્ઠ સન્નિપાતહર છે. ૪૨-૪૪

( આ પ્રમાણે મહાકલ્યાણક ઘૃત થયું. )

**महापैशाचिक घृत—**

જટામાંસી, હરડે, ભૂતકેશી, કુંભી, કૌચા, વજ, ત્રાયમાણ, જયા, ક્ષીરકાકોલી, ચોરક, કડુ વયસ્થા, વારાહીકન્દ, છત્રા, સુવા, ગુગળ મહાપુરુષદંતા, કાયસ્થા, એ જાતની રાસ્ના, કટંભરા વૃશ્ચિકાલી શાલપર્ણી–એ લઈને તેનાથી સિદ્ધ કરેલું ઘૃત ચાતુર્થક જ્વર, ઉન્માદ, ગ્રહ અને અપસ્મારનો નાશ કરનારું આ મહાપૈશાચિક ઘૃત અમૃત જેવું, બુદ્ધિ તથા સ્મૃતિને કરનારું અને બાળકોનાં અંગોની પુષ્ટિ કરનારું છે. ૪૫–૪૮

( આ પ્રમાણે મહાપૈશાચિક ઘૃત થયું. )

લશુનાદિ ઘૃત—

લસણ ૪૦૦ તોલા, ત્રીસ હરડે, ત્રિકટુ ૪ તોલા, ગાયના ચામડાની રાખ ૬૪ તોલા, ગાયનું દૂધ તથા મૂત્ર પર તોલાથી જૂનું ઘી ૬૪ તોલા સિદ્ધ કરીને તેનો પ્રયોગ કરવો. ઠંડું થયા પછી તેમાં ૪ તોલા હિંગનું ચૂર્ણ તથા ૩૨ તોલા મધ નાખવું. તે ઘૃત પાન-અભ્યંગ તથા નસ્યથી દોષ તથા આગંતુ કારણોથી થયેલા ઉન્માદનો, વિષમજ્વરનો અને અપસ્મારનો શીઘ્ર નાશ કરે છે. ૪૯–૫૧

( આ પ્રમાણે લશુનાદિ ઘૃત થયું )

લશુનાદિ ઘૃત બીજું—

ખરાબ ન થયેલાં લસણનાં ફોતરાં કાઢીને ૨૦૦ તોલા, દશમૂળ ૧૦૦ તોલા, ૫૧૨ તોલા પાણીમાં ક્વાથ કરવો. ચતુર્થાંશ રહે ત્યારે તેમાં ૬૪ તોલા ઘી, લસણનો રસ ૬૪ તોલા, બોર-મૂળા-કોકમ-બીજોરું અને આદુ—એ દરેકનો રસ ૬૪ તોલા, દાડમનો રસ-સુરા-મસ્તુ કાંજી એ દરેક ૩૨ તોલા, ત્રિફળા, દેવદાર, સિંધાલૂણ, ત્રિકટુ, અજમો, જંગલી અજમો, ચવક, હિંગ, અમ્લવેતસ—એ દરેક ૨ તોલા એથી પકાવવાં. સિધ્ધ થયેલ આ ઘૃતનું પાન કરવું. તે શૂળ, ગુલ્મ, હરસ અને જઠરરોગનો નાશ કરનારું; બ્રધ્ન, પાંડુરોગ, પ્લીહા, યોનિદોષ, જ્વર, કૃમિ, વાત-કફના રોગો અને સઘળા ઉન્માદોનો નાશ કરે છે. ૫૨–૫૬

( આ પ્રમાણે બીજું લશુનાદ્ય ઘૃત થયું. )

હિંગ્વાદિ ઘૃત—

હિંગ અને હિંગુપર્ણી એટલે ડેકામારીથી, નાની એલચી તથા બ્રાહ્મીથી તથા બ્રાહ્મી, હિંગ અને ચોરકથી સિદ્ધ કરેલું ઘૃત હિતકારી છે. ૫૭

કેવળ જૂનું ઘી અથવા ઉપર કહેલી ઔષધિઓથી સિદ્ધ કરેલું જૂનું ઘી પીવરાવવું. મોટી માત્રામાં પાઈને ગુફામાં કે ઘરમાં પૂરી રાખવો. ૫૮

પુરાણ ઘૃત—

વૈદ્યે ત્રણ દોષોનો નાશ કરનારું, પવિત્ર હોવાથી વિશેષે કરીને ગ્રહનો નાશ કરનારું, પીવાથી અધિક ગુણકર્મવાળું, સ્વાદથી તીખું તથા કડવું એવું જૂનું ઘી વિશેષે કરીને પાવું. ૫૯½

દશ વર્ષ સુધી રહેલું ઘી પુરાણ ઘી કહેવાય છે અને ઉગ્ર ગંધવાળું હોય છે. લાખના જેવું અને શીતલ છે. તે સર્વ ગ્રહને દૂર કરનારું, મેધ્ય અને વિરેચનનાં દ્રવ્યોમાં શ્રેષ્ઠ છે. આના પછીનું ઘી પ્રપુરાણ કહેવાય છે અને તે લાખના જેવું હોય છે. જે ઘી સો વર્ષ સુધી રાખેલું હોય છે તેને કાંઈ અસાધ્ય નથી. તેનાં દર્શન, સ્પર્શ કે સૂંઘવાથી તે સર્વ ગ્રહોનો નાશ કરે છે. અપસ્માર, ગ્રહ તથા ઉન્માદવાળાઓને માટે વિશેષે કરીને શ્રેષ્ઠ છે. ૬૦–૬૨½

નસ્ય અને અંજનના યોગો—

દરદી કહેવા પ્રમાણે ન ચાલતો હોય તો આ ઔષધના યોગોને અંજન, ઉદ્વર્તન, લેપન અને નસ્યમાં યોજવા. ૬૩½

શિરીષાદિ નસ્ય અને અંજન—

સરસડો, જેઠીમધ, હિંગ, લસણ, તગર વજ અને કઠ—એ બકરાનાં મૂત્રથી વાટેલું નસ્ય અને અંજન થાય છે. ૬૪½

વ્યોષાદિ નસ્ય અને અંજન—

તે પ્રમાણે ત્રિકટુ, હળદર, દારુહળદર, મજીઠ, હિંગ, સરસવ અને સરસડાનાં બીજ ઉન્માદ-ગ્રહ અને અપસ્મારનો નાશ કરનાર છે. ૬૫½

અપમાર્ગાદિ વર્તિ—

અઘેડો, હિંગ, હરતાલ, ડેકામારી અને અર્ધભાગ મરી એને બળદ તથા શિયાળના પિત્તથી વાટીને વાટ કરવી. તે વર્તિથી અપસ્માર, ભૂતોન્માદ તથા જ્વરથી પીડાતા

ભૂતથી પીડાતા, દેવથી પીડાતા મનુષ્યોને તથા નેત્રરોગોમાં અંજન કરવું. ૬૭

મરિચ યોગ—

એક માસ તડકામાં રાખેલાં પિત્તસહિત મરીનું અંજન, દોષ કે ભૂતથી જેની સ્મૃતિ નષ્ટ થઈ ગઈ છે એવા વિકૃત દર્શન કરનારા મનુષ્યને કરવું. ૬૮

સિદ્ધાર્થકાદિ અગદ—

સરસવ, વજ, હિંગ, કરંજ, દેવદાર, મજીઠ, ત્રિફળા, શ્વેતા, વાપુંભાની છાલ, ત્રિકટુ, પ્રિયંગુ, સરસડો, હળદર, દારુહળદર—એ બધાં સરખે વજને બકરાના મૂત્રથી વાટેલ આ અગદ–પાન, અંજન, નસ્ય, લેપ, સ્નાન, ઉદ્વર્તનરૂપ છે તથા અપસ્માર, વિષ, ઉન્માદ, કૃત્યા, અલક્ષ્મી તથા જ્વરનો નાશ કરે છે. ભૂતોથી પ્રાપ્ત થતા ભયને હણે છે. રાજદ્વારમાં શ્રેષ્ઠ છે. એનાથી ગોમૂત્રસહિત સિદ્ધ કરેલું ઘૃત તે જ કાર્ય કરે છે. ૬૯–૭૨

ઉન્માદમાં ધૂમયોગો—

પ્રસેક તથા પીનસમાં ગન્ધો વડે અથવા વૈરેચનિક ધૂમમાં કહેલી શ્વેતા ઇત્યાદિ હિંગસહિત વસ્તુઓ વડે કરેલી ધૂમવર્તિનું પાન કરવું. વાતકફાત્મક ઉન્માદમાં પ્રાયઃ શલ્લક, ઘુવડ, બિલાડો, શિયાળ, વરુ અને બકરાનાં મૂત્ર, પિત્ત, મળ, રૂંવાડાં, નખ અને ચામડા વડે પરિષેક, અંજન, પ્રધમન, નસ્ય તથા ધૂમ કરવા. ૭૩-૭૫

પૈત્તિક ઉન્માદની ચિકિત્સા—

પિત્તજન્ય ઉન્માદમાં તિક્ત ઘૃત, જીવનીય ઘૃત, મિશ્રકસ્નેહ, શીત-મધુર અને મૃદુ અન્નપાન પ્રશસ્ત છે અથવા ઉન્માદ, વિષમજ્વર તથા અપસ્મારમાં શંખ તથા કેશાન્ત સન્ધિમાં રહેલી સિરાને વિદ્વાન વૈદ્યે ખોલવી. ૭૬–૭૭

ઉન્માદમાં બૃંહણ—

અથવા ઘી તથા માંસથી તૃપ્ત કરેલા દરદીને સુખપૂર્વક પવન વિનાના સ્થાનમાં રાખવો. તેથી બુદ્ધિભ્રંશ તથા સ્મૃતિભ્રંશને તજીને સંજ્ઞા પ્રાપ્ત કરીને ઉન્માદમાંથી મુક્ત થાય છે. ૭૮

ઉન્માદમાં ત્રાસન વગેરે—

અથવા તેને મિત્રે, ધર્મ તથા અર્થયુક્ત વચનો વડે આશ્વાસન આપવું, પ્રિયના વિનાશની વાત કહેવી કે આશ્ચર્યકારક બતાવવું. ૭૯

દરદીને સરસવનું તેલ ચોપડી, બાંધીને તડકામાં ચતો રાખવો. અથવા ભેરવસીંગના કાંટા વડે કે તપેલા લોઢાથી, તેલથી અથવા જલથી તેને સ્પર્શ કરવો. ૮૦

અથવા સારી રીતે બાંધેલા તેને ચાબુકથી પ્રહાર કરીને એકાન્ત ઘરમાં પૂરી મૂકવો; કારણ કે આમ કરવાથી ભમી ગયેલું તેનું ચિત્ત શાંતિ પામે છે. ૮૦

જેની દાઢ ઉખેડી લીધી છે એવા સર્પથી અથવા વશ કરેલા સિંહ કે હાથીઓથી અથવા જેણે હાથમાં શસ્ત્ર ધારણ કર્યાં છે એવા ચોર તથા શત્રુઓથી તેને ડરાવવો. ૮૨

અથવા રાજ્યકર્મચારીઓએ રોગીને સારી રીતે બાંધીને બહાર લઈ જઈને ધમકાવતા, રાજાના હુકમથી વધતી બીક દેખાડીને ડરાવવો. ૮૩

દેહના દુઃખોના ભય કરતાં પ્રાણનો ભય મોટો છે. તેથી સર્વ પ્રકારે વિકૃત થયેલું તે દરદીનું મન શાંત થાય છે. ૮૪

પ્રિય પદાર્થના નાશથી જેના મનને આઘાત થયો હોય તેના મનને તેના સમાન વસ્તુની પ્રાપ્તિ, સાંત્વન અને આશ્વાસનથી શાંત કરવું. ૮૫

કામ વગેરેથી થતા ઉન્માદની ચિકિત્સા—

કામ, શોક, ભય, ક્રોધ, હર્ષ, ઈર્ષ્યા તથા લોભથી ઉત્પન્ન થયેલા ઉન્માદોને પરસ્પર વિરોધી આ ભાવોથી શાંત કરવા. ૮૬

भूतोन्मादनी चिकित्सा—

ભૂત અને દોષથી ઉત્પન્ન થયેલા ઉન્માદમાં દેશ, અવસ્થા, સાત્મ્ય, દોષ, કાલ તથા બલાબલનો વિચાર કરીને આ ચિકિત્સા કરવી. ૮૭

દેવ, ઋષિ, પિતૃ અને ગંધર્વોથી ઉન્મત્ત થયેલાને બુદ્ધિમાન વૈદ્યે તીક્ષ્ણ અંજન ઇત્યાદિ ક્રૂર કર્મ ન કરવાં. ઘૃતપાન ઇત્યાદિ મૃદુ ઉપચાર કરવો. પૂજા, બલિ, ઉપહાર, મંત્ર અને અંજનવિધિ તથા શાંતિકર્મ, ઇષ્ટિ, હોમ, જપ, સ્વસ્તિવાચન, વેદોક્ત નિયમો અને પ્રાયશ્ચિતોનું આચરણ કરવું. ભૂતોના અધિપતિ દેવ, ઈશ્વર અને જગતના સ્વામીની નિત્ય સંયમી રહીને પૂજા કરનાર ઉન્માદથી ઉપજેલા ભયને જીતી જાય છે. ૮૮–૯૧

રુદ્રના પ્રમથ નામના જે ગણો લોકમાં ફરે છે તેઓની પૂજા કરનાર ઉન્માદોમાંથી મુક્ત થાય છે. ૯૨

બલિદાન, મંગળ કર્મ, હોમ, ઔષધ અને અગદનું ધારણ કરવાથી; સત્ય, આચાર, તપ, જ્ઞાન, દાન, નિયમ તથા વ્રતથી; દેવ, ગાય, બ્રાહ્મણ અને ગુરુઓની પૂજાથી તથા સિધ્ધ મન્ત્ર અને ઔષધોથી આગન્તુ ઉન્માદ શાંત થાય છે. કારણ તથા દૂષ્યની સમાનતા હોવાથી જે કાંઈ અપસ્મારની ચિકિત્સામાં કહેવાશે તે ઉન્માદમાં કરવું. ૯૩–૯૫

માંસ તથા મદ્યથી નિવૃત્ત થયેલો, હિતભોજન કરનારો, સંયમી, પવિત્ર અને દૃઢ મનવાળો નિજ તથા આગંતુ ઉન્માદોથી યુક્ત થતો નથી. ૯૬

मुक्तोन्मादनुं लक्षण—

ઇન્દ્રિયો તથા તેના વિષયો, બુધ્ધિ-આત્મા અને મનની નિર્મળતા તથા ધાતુઓની સ્વાભાવિકતા–એ મટી ગયેલા ઉન્માદનાં લક્ષણો છે. ૯૭

अध्यायार्थसंग्रह —

તે બાબતમાં ઉપસંહારનો શ્લોકઃ–

નિજ તથા આગંતુ જેનાં નિમિત્ત છે એવા ઉન્માદોની ઉત્પત્તિ, લક્ષણ અને ચિકિત્સા વૈદ્યોમાં ઉત્તમ એવા પુનર્વસુએ કહ્યાં. ૯૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબળે પૂરા કરેલા ચિકિત્સાસ્થાનમાં 'ઉન્માદ ચિકિત્સિત' નામનો નવમો અધ્યાય સંપૂર્ણ થયો. ૯

## અધ્યાય દશમો

### અપસ્માર ચિકિત્સિત

अपस्मार चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'અપસ્માર ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

अपस्मारनी निरुक्ति—

વિદ્વાન વૈદ્યો બુદ્ધિ તથા મનના ભ્રમથી અંધકારમાં પ્રવેશ તથા બીભત્સ ચેષ્ટાવાળા સ્મૃતિના નાશને અપસ્માર કહે છે. ૩

अपस्मारनी संप्राप्ति—

ઉન્માર્ગમાં જનારા ઘણા દોષોવાળા મનુષ્યોનો સત્વગુણ, અહિત તથા અપવિત્ર ભોજન કરવાથી રજોગુણ તથા તમોગુણથી હણાઈ જાય છે અને હૃદય દોષથી ઘેરાઈ જાય છે તથા ચિન્તા, કામ, ભય, ક્રોધ, શોક, ઉદ્વેગ વગેરેથી હણાઈ જાય ત્યારે અપસ્માર પ્રવૃત્ત થાય છે. ૪, ૫

अपस्मारनां सामान्य लक्षणो—

ધમનીઓમાં આશ્રિત દોષો હૃદયને પીડા કરે છે અને પીડા પામતો વ્યથા પામે છે. મોહ પામેલો ભ્રાન્ત ચિત્ત વડે ન હોય તેવાં રૂપો જુએ છે, પડે છે, કંપે છે, વક્ર આંખ તથા ભ્રૂકુટિવાળો, જેને લાળ ઝરે છે એવો તે, હાથપગ પછાડે છે. દોષનો વેગ શાંત થતાં સૂતેલાની પેઠે જાગે છે. ૬, ૭½

અપસ્મારના ભેદો—

પૃથક્ પૃથક્ દોષો તથા સમસ્ત દોષો વડે તે ચાર પ્રકારનો કહેવાશે. ૮

અપસ્મારના વાતાદિ ભેદ પ્રમાણે લક્ષણો—

વાયુથી કંપે છે, દાંત કચકચાવે છે, મુખમાંથી ફીણ કાઢે છે, જોરથી શ્વાસ લે છે, કઠોર, લાલ તથા કાળાં રૂપો જુએ છે. ૯

પિત્તથી થયેલા અપસ્મારવાળો, પીળાં ફીણ-અંગ-મુખ તથા નેત્રવાળો, પીળાં તથા લાલ રૂપનું દર્શન કરે છે અને તૃષાવાળો તથા ઉષ્ણ બની અને લોકને અગ્નિથી ઘેરાયેલા જુએ છે. ૧૦

કફકૃત અપસ્મારવાળો ધોળાં ફીણ-અંગ-મુખ અને નેત્રવાળો, ઠંડો, ઊભા રૂંવાડાવાળો, ગૌરવવાળો અને ધોળાં રૂપો જોતો લાંબે વખતે મુક્ત થાય છે. ૧૧

અપસ્મારનાં અસાધ્ય લક્ષણો—

આ બધાં એકઠાં થયેલાં લક્ષણોથી ત્રિદોષજ અપસ્માર જાણવો. તે તથા જે ક્ષીણને થયેલો હોય તથા જૂનો હોય એ અસાધ્ય છે. ૧૨

અપસ્મારના વેગનો કાળ—

કુપિત થયેલા મળો પંદર દિવસે, બાર દિવસે અથવા એક મહિને કે થોડું આગળપાછળ અપસ્મારને માટે વેગ કરે છે. ૧૩

અપસ્મારનો ચિકિત્સાક્રમ—

તેઓથી ઘેરાઈ ગયેલાં હૃદય, સ્રોત તથા મનની જાગૃતિ વૈદ્યે પ્રથમ તીક્ષ્ણ વમનાદિ કર્મો વડે કરવી. ૧૪

વાતજન્ય અપસ્મારની બસ્તિપ્રધાન ઔષધોથી, પિત્તજન્યની પ્રાયઃ વિરેચનોથી અને કફજન્યની વમનપ્રધાન ઔષધોથી ચિકિત્સા કરવી. ૧૫

સર્વ રીતે શુદ્ધ થયેલા અને સારી રીતે આશ્વાસન પામેલા રોગીના અપસ્મારને દૂર કરવા માટે સંશમન યોગો તું સાંભળ. ૧૬

પંચગવ્ય ઘૃત—

સરખે વજને લીધેલાં ગાયના છાણનો રસ, ખાટું દહીં, દૂધ તથા મૂત્રથી સિદ્ધ કરેલું ઘીનું પાન કરવું. એ અપસ્માર, કમળો તથા જ્વરનો નાશ કરનારું છે. ૧૭

(આ પ્રમાણે પંચગવ્ય ઘૃત થયું.)

મહાપંચગવ્ય ઘૃત—

દશમૂળ, ત્રિફળા, હળદર, દારુહળદર, કડાછાલ, સાતવણ, અઘેડો, ગળો, કડુ, ગરમાળો, કાષ્ઠોદુંબરિકા, પુષ્કરમૂળ, ધમાસો—દરેક ૮ તોલા ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવું. ચતુર્થાંશ બાકી રહે ત્યારે તેમાં ભારંગમૂળ, કાળીપાટ, ત્રિકટુ, નસોતર, નિચુલ, ગજપીપર, આડકી, મોરવેલ, દંતીમૂળ, કરિયાતું, ચિત્રક, બે જાતની સારિવા, રોહિષ, ભૂતીક અને મધ્યંતિકા—એ દરેક એક તોલો વાટીને નાખવાં. તેનાથી ૬૪ તોલા ઘી, ગાયના છાણનો રસ, ખાટું દહીં, દૂધ અને મૂત્ર, ઘૃતની સમાન રાખીને પકાવવું. તે ઘૃત મહાપંચગવ્ય નામથી વિખ્યાત છે અને અમૃતના જેવું છે. ૧૮–૨૨

અપસ્માર, ઉન્માદ, સોજા અને ઉદરરોગ, ગુલ્મ, હરસ, પાંડુરોગ, કમળો અને હલીમકમાં આ ઘૃત શ્રેષ્ઠ છે. દરરોજ એનો પ્રયોગ કરવો. અલક્ષ્મી તથા ગ્રહનો નાશ કરનારું અને ચાતુર્થિક જ્વરનો નાશ કરનારું છે. ૨૩ ૨૪

(આ પ્રમાણે મહાપંચગવ્ય ઘૃત થયું.)

અપસ્મારમાં કેટલાંક સિદ્ધ ઘૃતો—

બ્રાહ્મીનો રસ, વજ, કઠ અને શંખાવલીથી જૂનું ઘૃત સિદ્ધ કરવું. એ ઉન્માદ, અલક્ષ્મી, અપસ્માર તથા પાપનો નાશ કરનારું છે. ૨૫

બળદ તથા બકરાના ચારગણા મૂત્રથી સિંધાલૂણ અને હિંગની સાથે શુદ્ધ કરેલું ઘૃત અપસ્માર અને હૃદ્ગ્રહ રોગનો નાશ કરનારું છે. ૨૬

वचादि घृत—

વજ, શંખપાક, કૈટર્ય, ગળો, હિંગ, ચોરક અને ગુગળથી સિદ્ધ કરેલું ઘૃત વાતકફાત્મક અપસ્મારમાં શ્રેષ્ઠ છે. ૨૭

जीवनीय यमक—

તેલ ૬૪ તોલા, ઘી ૬૪ તોલા અને જીવનીય ગણનાં પ્રત્યેક ઔષધ ૪ તોલા, દૂધ ૧૦૨૪ તોલામાં પકાવવું. સિદ્ધ થયેલું ઘૃત અપસ્મારનો નાશ કરનારું છે. ૨૮

बीजां सिद्ध घृतो—

દૂધ તથા શેરડીનો રસ ૨૫૬ તોલા, શીવણના આઠગણા રસમાં જીવનીયગણના એક એક તોલા કલ્કથી ઘી ૬૪ તોલા પકાવવું. વાતપિત્તથી ઉત્પન્ન થયેલા અપસ્મારને તે નિયમમાં રાખે છે.

કાશ, વિદારીકંદ, શેરડી અને દર્ભ—એના કવાથથી સિદ્ધ કરેલું ઘૃત તેના જેવું જ છે. ૨૯,૩૦

જેઠીમધ ૮ તોલાનો કલ્ક તથા આમળાંનો રસ ૧૦૨૪ તોલાથી ૬૪ તોલા ઘૃત સિદ્ધ થતાં ઉપર કહ્યા પ્રમાણે પિત્તજન્ય અપસ્મારનું ઔષધ છે. ૩૧

अपस्मारनां अभ्यंग माटे सिद्ध तेल—

ચારગણા બકરાના મૂત્રમાં સિધ્ધ કરેલા સરસવના તેલથી અભ્યંગ થાય છે અને ગાયનાં છાણ તથા મૂત્રથી સ્નાન અને ઉદ્વર્તન થાય છે. ૩૨

कटभ्यादि तेल—

વાપુંભા, લીંબડો, કર્હંગ અને મીઠા સરગવાની છાલના કવાથમાં ગોમૂત્રની સમાન પકાવેલું તેલ અભ્યંગ માટે શ્રેષ્ઠ છે. ૩૩

पलंकषादि तेल—

ગુગળ, વજ, હરડે, વૃશ્ચિકાલી, આકડો, સરસવ, જટિલા, પૂતનાકેશી, નાકુલી, હિંગ, ચોરક, લસણ, અતિરસા, ચિત્રા, કઠ તથા માંસ ખાનારા પક્ષીઓની મળે તેટલી વિષ્ટા વડે ચારગણા બકરાના મૂત્રમાં સિદ્ધ કરેલું તેલ અભ્યંગ કરવાથી અપસ્મારનો નાશ કરનારું છે. આ ઔષધથી ધૂપ તથા લેપ કરવો. ૩૪–૩૬

अपस्मार माटे प्रदेहो तथा धूपो—

પીપર, સિંધાલૂણ, દન્તી મૂળ, હિંગ, હિંગુવાશિટિકા, કાકોલી, સરસવ, કાકનાસા, કૈટર્ય, ચન્દન, કૂતરાના સ્કંધનું હાડકું-નખ અને પાંસળી બકરાના મૂત્રથી પુષ્ય નક્ષત્રમાં વાટીને લેપ તથા ધૂપ કરવા યોગ્ય થાય છે. ૩૭,૩૮,

अपस्मारमां उत्सादन—

અપેતરાક્ષસી કઠ, પૂતનાકેશી અને ચોરક-એને મૂત્રથી વાટીને ઉદ્વર્તન કરવું અને મૂત્રોથી જ અવસેચન કરવું. જળોની વિષ્ટા અથવા બકરાના બાળેલા વાળથી તથા ગધેડાનાં હાડકાં કે હાથીના નખથી અથવા ગાયના પુંછડાના વાળથી તે જ પ્રમાણે ઉદ્વર્તન કરવું. ૩૯,૪૦

अपस्मारमां नस्य—

પીંગલા વર્ણની ગાયોનું મૂત્ર પરમ હિતકારી નસ્ય છે. કૂતરાં, શિયાળ, બિલાડાં અને સિંહ વગેરેનું મુત્ર પણ શ્રેષ્ઠ છે. ૪૧

ભારંગમૂળ, વજ, નાગદંતી; શ્વેતા, શતાવરી; જ્યોતિષ્મતી, નાગદંતી; શ્લોકના ચરણથી કહેલા ત્રણ યોગો છે તેમાંથી વૈદ્યે છ કે પાંચ બિન્દુઓનું નસ્ય આપવું.

ત્રિફળા, ત્રિકટુ, દેવદાર જવખાર, મરવો, નસોતર, અઘેડો અને કરંજનાં બીજથી બકરાના મૂત્રમાં સિધ્ધ કરેલાં તેલનું નસ્ય અપસ્મારનો નાશ કરે છે. ૪૨–૪૪

પીપર, વૃશ્ચિકાલી, કઠ, પાંચ લવણ અને ભારંગી-એના ચૂર્ણનું નસ્ય કરવું. એ શ્રેષ્ઠ પ્રધમન છે. ૪૫

अपस्मारमां अंजन—

કાયસ્થા નાની એલચી, શરદ ઋતુના લીલા મગ, મોથ, વાળો, જવ અને ત્રિકટુ—એને બકરાના મૂત્રમાં વાટીને વર્તિઓ બનાવવી. આ વર્તિઓ અપસ્માર તથા ઉન્માદ, સર્પદંશ થયો હોય તેને, ગરદોષથી પીડિત થયેલાને, જેણે વિષપાન કર્યું હોય તેને અને જળમાં ડૂબીને મરણ પામ્યો લાગે તેને અમૃતના જેવી હિતકારી છે. ૪૬,૪૭

मुस्तादि वर्ति—

મોથ, વયસ્થા, ત્રિફળા, કાયસ્થા, હિંગ, દૂર્વા, ત્રિકટુ, અડદ, જવ તથા બકરો-ઘેટો અને બળદ—એ ત્રણેનાં મૂત્રોથી વાટીને વર્તિઓ કરવી. તેનો અપસ્માર, કિલાસ, ઉન્માદ તથા વિષમજ્વરોમાં પ્રયોગ કરવો. ૪૮,૪૯

श्वपित्तांजन अने धूपनयोग—

પુષ્ય નક્ષત્રમાં લીધેલું કૂતરાનું પિત્ત અપસ્મારનો નાશ કરનારું અંજન છે. અને ઘીથી યુકત તેજ શ્રેષ્ઠ ધૂપન છે. ૫૦

વૈદ્યે નોળીયું, ઘુવડ, બિલાડો, ગીધ, કીડા (વીંછી વગેરે), સર્પ તથા કાગડાનાં મસ્તક-પાંખ તથા વિષ્ટાથી ધૂપન કરવું. ૫૧

આ સિદ્ધ ક્રિયાઓથી હૃદય જાગ્રત થાય છે, સ્રોતો શુદ્ધ થાય છે અને તેથી રોગી ભાનમાં આવે છે. ૫૨

आगंतु अनुबंधनी चिकित्सा—

દોષ તથા લક્ષણો કરતાં અધિક આકૃતિવાળો આગંતુ ઉન્માદ જેનો અનુગામી દેખાય તેને આગંતુ ઉન્માદનું ઔષધ કરવું. ૫૩

अतत्त्वाभिनिवेशनां निदान-लक्षणो तथा चिकित्सा—

તે પછી અગ્નિવેશે હાથ જોડીને કહ્યું કે 'હે ભગવન્, આપે પૂર્વે શ્લોકસ્થાનમાં અતત્ત્વાભિનિવેશથી જાણી શકાતો હોય એવો મહારોગ કહ્યો છે પણ તેનાં કારણ, લક્ષણ તથા ઔષધ ત્યાં કહ્યાં નથી. તેથી હું સાંભળવા ઇચ્છું છું. તે આપ અહીં કહો.' ભગવાન પુનર્વસુએ ઉપર પ્રમાણેનું વચન સાંભળીને સાંભળવાની ઇચ્છાવાળા શિષ્ય અગ્નિવેશને કહ્યું.

'હે સૌમ્ય, કારણ-લક્ષણ તથા ઔષધસહિત એ મહારોગને તું સાંભળ.' ૫૪–૫૬

મલિન આહાર કરનાર તથા પ્રાપ્ત થયેલા વેગોને રોકનારના, અતિ સેવેલા શીત-ઉષ્ણ-સ્નિગ્ધ તથા રૂક્ષ ઇત્યાદિ હેતુઓથી કુપિત થયેલા દોષો હૃદયનો આશ્રય કરી રજોગુણ તથા મોહથી આવૃત મનવાળાની મન તથા બુદ્ધિને વહન કરનારી સિરાઓને દૂષિત કરીને રહે છે. વધી ગયેલા રજોગુણ તથા તમોગુણથી બુદ્ધિ અને મન છવાઈ જતાં અને દોષોથી હૃદય વ્યાકુળ થતાં મૂઢ અને અલ્પ ચેતનવાળો રોગી નિત્ય, અનિત્ય, હિત તથા અહિતમાં વિષમ બુદ્ધિ કરે છે. આપ્ત પુરુષોએ તેને અતત્ત્વાભિનિવેશ નામનો મહારોગ કહ્યો છે. ૫૭–૬૦

સ્નેહ તથા સ્વેદ જેને કર્યા છે એવા તેને વમનાદિકથી સારી રીતે શુધ્ધ કરીને સંસર્જન કર્યું છે એવા તેને મેધ્ય અન્નપાનથી ઉપચાર કરવો. ૬૧

જે પંચગવ્ય ઘૃત કહ્યું છે તે બ્રાહ્મીના સ્વરસની સાથે સેવવું અને શંખાવલી તથા જે કાંઈ મેધ્ય રસાયન છે તેનું સેવન કરવું. મિત્રો, ઇષ્ટજન, આપ્ત અને ધર્મ તથા અર્થ કહેનારા પુરુષોએ તેને વિજ્ઞાન, ધૈર્ય, સ્મૃતિ તથા ચિત્તની એકાગ્રતાથી યુકત કરવો. ૬૨,૬૩

अपस्मारमां रसायनना योगो—

તેલ તથા લસણનો, દૂધની સાથે શતાવરીનો, બ્રાહ્મીના રસનો, કઠના રસનો અથવા મધુયુકત વજનો પ્રયોગ કરવો. ૬૪

લાંબા વખતથી થયેલો અને જેણે સ્થાન જમાવ્યું છે એવો અપસ્માર મટાડવો મુશ્કેલ છે; તેથી એનો પ્રાયઃ રસાયનો વડે ઉપચાર કરવો. ૬૫

जेनाथी अपस्मारना रोगीनुं रक्षण करवुं जोईए ते—

પાણી, અગ્નિ, વૃક્ષ, પર્વત તથા વિષમ સ્થળોથી તે અપસ્મારવાળાની તથા ઉન્માદના રોગીની રક્ષા કરવી; કારણ કે તે તરત પ્રાણ હરણ કરનારાં છે. ૬૬

अध्यायार्थसंग्रह--

તે બાબતમાં ઉપસંહારના શ્લોકોઃ-

અપસ્મારનો હેતુ, કુપિત થયેલા દોષો જે રીતે અપસ્મારને ઉત્પન્ન કરે છે, સામાન્ય રીતે તથા પૃથક્ પૃથક્ તેઓનાં લક્ષણો, ઔષધ, મહારોગની ઉત્પત્તિ, લક્ષણ તથા ઔષધ-એ 'અપસ્માર ચિકિત્સિત' નામના અધ્યાયમાં મુનિ પુનર્વસુએ સંક્ષેપ અને વિસ્તારથી કહ્યાં. ૬૭,૬૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબળે પૂરા કરેલા ચિકિત્સાસ્થાનમાં 'અપસ્માર ચિકિત્સિત' નામનો દશમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૦

---

## અધ્યાય અગિયારમો

### ક્ષતક્ષીણ ચિકિત્સિત

क्षतक्षीण चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'ક્ષતક્ષીણ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

क्षतक्षीणनुं निदान—

મોટી કીર્તિવાળા, પરમાર્થને જાણનારા મહર્ષિ આત્રેયે ક્ષતક્ષીણની ચિકિત્સાને માટે આ ચિકિત્સા કહી. ૩

ધનુષ્યથી બહુ આયાસ કરતા, ભારે બોજા ઉપડતા, વિષમ તથા ઊંચે સ્થાનથી પડતા, બલવાનોની સાથે યુદ્ધ કરતા, દોડતા, બળદ-ઘોડા કે બીજા કોઈ દમન કરવા યોગ્ય પ્રાણીને પકડતા, શિલા-કાષ્ઠ-પથ્થર તથા ગદા વગેરે વજનદાર હથિયારને ફેંકતા તથા તેનાથી શત્રુઓને મારતા, અત્યંત ઊંચે સ્વરે અધ્યયન કરતા, દૂર સુધી શીઘ્ર ચાલતા અથવા મહા નદીને તરતા, ઘોડાઓની સાથે દોડતા, એકાએક દૂર સુધી કૂદતા, શીઘ્રતાથી અત્યંત નૃત્ય કરતા તથા બીજાં ક્રૂર કર્મોથી અને શત્રુઓથી અતિ આઘાત પામેલા તથા સ્ત્રીને વિશે અત્યંત આસક્તિવાળા અને રૂક્ષ-અલ્પ તથા પ્રમિત આહાર કરનારા મનુષ્યની છાતીમાં ક્ષત થતાં બલવાન વ્યાધિ થાય છે. ૪-૮

क्षतक्षीणनुं लक्षण—

તેની છાતીમાં પીડા થાય છે, છાતી ભેદાઈ જાય છે તથા ચીરાઈ જાય છે; તેથી પડખાંમાં પીડા થાય છે, અંગ સૂકાય છે અને કંપે છે; ક્રમથી વીર્ય, બલ વર્ણ રુચિ અને અગ્નિ ક્ષીણ થાય છે; જ્વર, વ્યથા, મનની દીનતા અને અગ્નિના નાશથી મળભેદ થાય છે; તથા ઉધરસ ખાતાં દૂષિત, કાળો, પીળો, ગંધાયેલો, ઘણો અને રક્તમિશ્ર કફ નીકળે છે; અને ક્ષતવાળો રોગી ક્ષીણ થાય છે. તેમજ શુક્ર અને ઓજના ક્ષયથી પણ ક્ષીણ થાય છે. ૯-૧૧

क्षतक्षीणनुं पूर्वरूप; क्षतक्षीणनुं विशेष लक्षण—

અસંપૂર્ણ લક્ષણો એ એનું પૂર્વરૂપ છે. ક્ષતમાં છાતીમાં પીડા, લોહીની ઉલટી, વિશેષ ઉધરસ અને શુક્ર તથા ઓજ ક્ષીણ થતાં રક્તયુક્ત મૂત્ર, પડખાં, વાંસો અને કમર પકડાવાં-એ લક્ષણો થાય છે. ૧૨ ૧૩

क्षतक्षीणनी साध्य-असाध्यता—

થોડા લક્ષણવાળા, પ્રદીપ્ત અગ્નિવાળા, બલવાન રોગીને નવો રોગ સાધ્ય છે અને એક વર્ષ વીતી ગયેલો યાપ્ય છે; સઘળાં લક્ષણવાળાને તો તજી દેવો. ૧૪

उरःक्षतमां लाक्षादि योगो—

છાતીમાં ક્ષત થયું છે એમ સમજીને તરત જ મધ

મિશ્ર લાખ દૂધથી પીવી અને તે પચી ગયા પછી દૂધથી સાકરસહિત ભોજન કરવું. ૧૫

પડખાં તથા બસ્તિમાં પીડાવાળા, અલ્પપિત્ત તથા અગ્નિવાળા રોગીએ તે લાખ સુરાથી યુક્ત પીવી. મળભેદવાળાએ મોથ, અતિવિષ, કાળીપાટ તથા ઇન્દ્રજવ-સહિત લાખ પીવી. ૧૬

પ્રદીપ્ત અગ્નિવાળાએ લાખ, ઘી, મોણુ, જીવનીય ગણ, સાકર, વંશલોચન, ઘઉંનો લોટ દૂધમાં પકાવીને પીવાં. ૧૭

इक्ष्वालिकादि क्षीर—

ઇક્ષ્વાલિકા, કમળકંદ, કમળનાં કેસર અને ચન્દનથી ઉકાળેલું દૂધ મધ મેળવીને ઉરઃક્ષતના રોગીએ રુઝાવા માટે પીવું. ૧૮

જવનો લોટ લઈને દૂધમાં પકાવી, ઘી મેળવીને જ્વર તથા દાહમાં ખાવો. અથવા સાકર તથા મધયુક્ત સાથવો દૂધથી પીવો. ૧૯

मधूकादि योग--

ઉધરસવાળા તથા પડખાં અને હાડકાનાં શૂળવાળા રોગીએ મહુડાનાં ફૂલ, જેઠીમધ, દ્રાખ, વંશલોચન, પીપર અને બલા, ઘી તથા મધયુક્ત કરીને ચાટવાં. ૨૦

एलादि गुटिका--

એલચી, તમાલપત્ર, તજ–દરેક અર્ધો તોલો; પીપર ૨ તોલા; સાકર, જેઠીમધ, ખજૂર, દ્રાખ, દરેક ૪ તોલા; એ બધાંને ખાંડીને મધ મેળવીને એક એક તોલાની ગોળીઓ કરવી. તેમાંથી મનુષ્યે દરરોજ એક એક ખાવી. આ ગોળી તર્પણ કરનારી તથા વૃષ્ય છે. ઉધરસ, શ્વાસ, જ્વર, હેડકી, ઉલટી, મૂર્છા, મદ, ભ્રમ, રક્ત થૂંકવું, તૃષા પડખાનું શૂલ, અરુચિ, શોષ, પ્લીહા, આઢ્યવાત, સ્વરભેદ ઉરઃક્ષત, ક્ષય અને રક્તપિત્તનો નાશ કરે છે. ૨૧–૨૪

(આ પ્રમાણે એલાદિ ગુટિકા થઈ.)

उरःक्षतमां रक्तनी अति प्रवृत्ति थाय तेमां योगो--

રક્તની અતિશય પ્રવૃત્તિ થતી હોય તો યૂષ કે પાણીથી કૂકડાનાં ઈંડાનો રસ કે ચકલાનાં ઈંડાનો રસ અથવા બકરાનું કે બીજાં કોઈ જાંગલ પ્રાણીનું રક્ત પીવું. ૨૫

રક્ત થૂંકનાર રોગીએ દ્રાક્ષનો રસ, દૂધ અને ઘૃતથી પકાવેલું, શાળના ચોખા અને સાકરસહિત સાટોડીનું ચૂર્ણ ખાવું. ૨૬

અથવા મહુડાનાં પુષ્પ, જેઠીમધ તથા દૂધથી પકાવેલ તાંદળજો ખાવો. ૨૬½

उरःक्षतमां मूढवात होय तो योग—

મૂઢવાતવાળાએ સુરામાં છમકારેલ સિંધાલૂણ મિશ્ર બકરીનો મેદ ખાવો. ૨૭

उरःक्षतमां केटलाक योगो—

ઉરઃક્ષતનો રોગી દુર્બળ, ક્ષીણ અને નિદ્રારહિત હોય અને વાયુ બલિષ્ઠ હોય તો ઉકાળેલા દૂધની મલાઈથી, મદ્યની અને સાકરયુક્ત બકરીનો મેદ ખાવો. ૨૮

ક્ષીણ તથા દુર્બળ એવા ઉરઃક્ષતના રોગીએ સાકર, જવ, ઘઉં, જીવક, ઋષભક અને મધ ઉકાળેલા દૂધના અનુપાનથી ચાટવાં. ૨૯

માંસ ભક્ષણ કરનારાં પશુપક્ષીઓના માંસના રસને ઘીમાં છમકારીને પીપર તથા મધ મેળવીને પીવો. તે માંસ તથા રક્તની વૃદ્ધિ કરનાર છે. ૩૦

ઉરઃક્ષતવાળા તથા ક્ષીણ થયેલા વીર્યવાળા મનુષ્યે વડ, ઉંબરો, પીપળો, પીપળ, શાલ, પ્રિયંગુ, તાડના માથાં, જાંબુની છાલ, ચારોલી, પદ્મક તથા અશ્વકર્ણથી ઉકાળેલા દૂધમાંથી ઉત્પન્ન થયેલા ઘૃતથી શાળના ચોખાનો ભાત ખાવો. ૩૧,૩૨

यष्ट्याह्वादि घृत—

જેઠીમધ તથા નાગબલાના કવાથમાં સમભાગ દૂધ સહિત ધીને, ક્ષીરકાકોલી-પીપર અને વંશલોચનના કલ્કથી સિધ્ધ કરવું. તે ઉરઃક્ષતમાં હિતકારી છે. ૩૩

कोलादि घृत—

બોર અને લાખના રસમાં આઠગણા દૂધથી સ્યોનાક, દારુહળદરની છાલ, કડાછાલ અને ઇન્દ્રજવના કલ્કથી સિધ્ધ કરેલું ઘૃત તેના જેવું જ ઉરઃક્ષતમાં હિતકારી છે. ૩૪

अमृतप्राश घृत—

જીવક, ઋષભક, વીરા, જીવંતી, સૂંઠ, કચૂરો, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, મુદ્ગપર્ણી માષપર્ણી, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકલી, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, લાલ સાટોડી, સફેદ સાટોડી, જેઠીમધ, કૌંચા, શતાવરી, ઋધ્ધિ, પરૂષક, ભારંગી, દ્રાખ, ઊભી ભોરીંગણી, શીંગોડા, ભોંઆમલી, પયસ્યા, પીપર, બલા, બોર, અખોડ, ખજૂર, બદામ, અભિષુક–ઇત્યાદિ ફળો પ્રત્યેક એક એક તોલો લઈને તેનો કલ્ક કરવો. આમળાંનો રસ, વિદારીકંદ, શેરડી અને બકરાના માંસનો રસ તથા દૂધ દરેક ૬૪ તોલા લઈને ૬૪ તોલા ઘી પકાવવું. ઠંડું થયા પછી તેમાં ૩૨ તોલા મધ, ૨૦૦ તોલા સાકર, તમાલપત્ર, એલચી, હેમ, તજ, મરી–દરેક ૨ તોલા ચૂર્ણ કરીને મેળવવું. તેમાંથી મનુષ્યે હમેશાં માત્રા પ્રમાણે ચાટવું. આ અમૃતપ્રાશ ઘૃત મનુષ્યોનું અમૃત છે. દૂધ તથા માંસરસનું ભોજન કરનારે સુધા તથા અમૃત સમાન રસવાળું આ ઘૃત ખાવું જોઈએ. જેનું વીર્ય નાશ પામ્યું છે એવા ઉરઃક્ષતવાળા, ક્ષીણ, દુર્બળ, રોગથી ક્ષીણ થયેલા, સ્ત્રીમાં આસક્ત, કૃશ, હીનવર્ણ તથા હીનસ્વરવાળાનું બૃંહણ કરે છે. ઉધરસ, હેડકી જ્વર, શ્વાસ, દાહ, તૃષા અને રકતપિત્તનો નાશ કરે છે. પુત્ર આપનારું તથા વમન, મૂર્છા, હૃદયરોગ, યોનિરોગ તથા મૂત્રના રોગને દૂર કરનારું છે. ૩૫–૪૩

( આ પ્રમાણે અમૃતપ્રાશ ઘૃત થયું. )

श्वदंष्ट्रादि घृत—

ગોખરુ, વાળો, મજીઠ, બલા, શીવણ, કતૃણ, દર્ભનાં મૂળ, પૃશ્નિપર્ણી, ખાખરો, ઋષભક અને સ્થિરા–દરેક ૪ તોલા; એનો કવાથ કરીને કવાથથી ચાર ગણું દૂધ નાખીને કૌંચા, જીવન્તી, મેદા, ઋષભક, જીવક, શતાવરી, ઋદ્ધિ, દ્રાખ, સાકર, શ્રાવણી અને બિસ–એના કલ્કથી સિદ્ધ કરેલું ૬૪ તોલા ઘી વાત, પિત્ત તથા હૃદયમાં ઉપજેલાં શૂળનો નાશ કરે છે. મૂત્રકૃચ્છ, પ્રમેહ, હરસ, ઉધરસ, શોષ અને ક્ષયનો નાશ કરે છે તથા ધનુષ્ય, સ્ત્રી, મદ્ય, ભાર અને ચાલવાથી ખિન્ન થયેલાઓને બળ તથા માંસ આપનારું છે. ૪૪-૪૭

( આ પ્રમાણે શ્વદંષ્ટ્રાદિ ઘૃત થયું )

मधुकादि घृत—

જેઠીમધ ૩૨ તોલા અને દ્રાક્ષ ૬૪ તોલાના કવાથમાં ૩૨ તોલા ઘી પકાવવું. સિદ્ધ થઈને ઠંડું થતાં મધ તથા સાકર પ્રત્યેક ૩૨ તોલા મેળવવાં. તે ઘી ક્ષતક્ષીણ તથા રકતગુલ્મમાં સમાન સાથવો મેળવેલું હિતકારક છે. ૪૮, ૪૯

सर्पिर्गुड યોગો—

આમળાં-વિદારીકંદ અને શેરડીનો રસ અને જીવનીય ગણનો રસ, બકરીનું દૂધ, ગાયનું દૂધ–પ્રત્યેક ૬૪ તોલા લઈ ઘી પકાવવું. સિદ્ધ થઈ ઠંડું થતાં સાકર તથા મધ દરેક ૬૪ તોલા મેળવવાં. તે ઘૃત રાજયક્ષ્મા, અપસ્માર, રકતપિત્ત, ઉધરસ, પ્રમેહ તથા ક્ષયનો નાશ કરે છે. વયને સ્થિર રાખનારું, આયુષ્ય વધારનારું, માંસ-શુક્ર તથા બલને આપનારું છે. પિત્ત અધિક હોય તો ઘી ચાટવું, વાત અધિક હોય તો પીવું. ચાટેલું ઘી થોડું હોવાથી પિત્તને શાંત કરે અને અગ્નિનો નાશ કરે નહિ. પીધેલું ઘી વાયુનો નાશ કરે છે અને પિત્તને પણ શાંત કરે છે. ૫૦–૫૩

થાકી ગયેલા, ક્ષીણ અને દુર્બળ અંગવાળાઓને વંશલોચન, સાકર અને શાલના ચૂર્ણથી ઘાટાં કરેલાં આ ઘૃતોની યોજના કરવી. સમાન ભાગ મધવાળાં આ

સર્પિર્ગુડો ખાઈને ઉપરથી દૂધ પીવું. તેનાથી વીર્ય, પરાક્રમ, બળ અને પુષ્ટિ શીઘ્ર પ્રાપ્ત થાય છે. ૫૪, ૫૫

( આ પ્રમાણે સર્પિર્ગુડો થયા. )

બલા, વિદારીકંદ, લઘુ પંચમૂળ, સાટોડી અને પાંચ ક્ષીરીવૃક્ષોના શુંગ-દરેક ૪ તોલા-એનો ક્વાથ, ક્વાથથી બમણું દૂધ, વિદારીકંદનો રસ તથા બકરીનો માંસરસ એ ક્વાથની સમાન; એ બધાંની સાથે જીવનીય ગણનાં દરેક ઔષધ એક એક તોલાના કલ્કથી ૨૫૬ તોલા ઘી પકાવવું. ગાળી લઈ ઠંડું થયા પછી ૧૨૮ તોલા સાકર નાખવી. ઘઉં, પીપર, વંશલોચન, શીંગોડાનું ચૂર્ણ તથા મધ દરેક ૧૬ તોલા નાખી એ બધું તાવીથાથી મેળવીને ઘાટું થતાં ચારચાર તોલાના સર્પિર્ગુડો બનાવીને ભોજપત્રથી વીંટવા. તે ખાઈને ઉપરથી દૂધ કે મધ પીવું. તે કફ, શોષ અને ઉધરસમાં, ક્ષતક્ષીણમાં, શ્રમ-સ્ત્રી તથા ભાર ઉપાડવાથી કૃશ થયેલાને, થૂંકમાં લોહી પડે તેમાં તથા છાતીના દાહમાં અને પીનસમાં તથા પાર્શ્વશૂલ, શિરઃશૂલ, સ્વરભેદ અને વર્ણભેદમાં શ્રેષ્ઠ છે. ૫૬-૬૧

(આ પ્રમાણે બીજા સર્પિર્ગુડો કહ્યા.)

વંશલોચન, શ્રાવણી, દ્રાખ, મોરવેલ, ઋષભક, જીવક, વીરા, ઋદ્ધિ, ક્ષીરકાકોલી, ઊભી ભોરીંગણી, કૌંચાં, ખજૂરનાં ફળ અને મેદા એ પ્રત્યેક ૪ તોલા, દૂધમાં વાટીને આમળાં, વિદારીકંદ અને શેરડી દરેકનો રસ ૬૪ તોલાથી ૬૪ તોલા ઘૃત પકાવવું. ઠંડુ થયા પછી તેમાં ૨૦૦ તોલા સાકર અને મધ ૩૨ તોલા નાખીને ઉધરસ, હેડકી તથા જ્વરનો નાશ કરનારા સર્પિર્ગુડો કરવા. એ રાજયક્ષ્મા, તમકશ્વાસ, રક્તપિત્ત, હલીમક, શુક્રક્ષય, નિદ્રાક્ષય, તૃષા, કૃશતા અને કમળાનો નાશ કરે છે. ૬૨-૬૫

(આ પ્રમાણે તૃતીય સર્પિર્ગુડો થયા )

તાજાં આમળાં, દ્રાક્ષ, કૌંચા, સાટોડી, શતાવરી, વિદારીકંદ, સમંગા તથા પીપર-દરેક ૪૦ તોલા; સૂંઠ ૩૨ તોલા; જેઠીમધ, સંચળ તથા મરી દરેક ૮ તોલા; દૂધ, તેલ તથા ઘૃત ૭૬૮ તોલા અને સાકર ૪૦૦ તોલાની ચાસણી કરીને ઉપરનું ચૂર્ણ તેમાં નાખીને ચાર ચાર તોલાના ગોળા કરવા. ક્ષીણ, ઉરઃક્ષતવાળા અને સૂકાઈ ગયેલા મનુષ્યે તેનું ભક્ષણ કરવું. તેથી રસાદિની શીઘ્ર વૃદ્ધિ થવાથી તે રોગી પુષ્ટિને પામે છે. ૬૬-૬૯

(આ પ્રમાણે ચોથા સર્પિર્ગુડો થયા)

ગાયનું દૂધ ૧૨૮ તોલા, શેરડીનો રસ ૨૫૬ તોલા, વિદારીકંદનો રસ ૬૪ તોલા, તેતરના માંસનો રસ ૬૪ તોલા-એ પકાવવું. પાકતું હોય ત્યારે તેમાં શેરડીના રસથી વાટેલા આ પદાર્થો નાખવા; મહુડાનાં ફૂલ ૧૬ તોલા, ચારોળી ૧૬ તોલા, વંશલોચન ૮ તોલા, ખજૂર ૨૦ નંગ, બહેડાં ૨૦ નંગ, પીપર ૪ તોલા, ખાંડ ૧૨૦ તોલા, જેઠીમધ ૧ તોલો તથા જીવનીય ગણનાં ઔષધો દરેક ૨ તોલા એમાં નાખવાં. તૈયાર થઈ ઠંડુ થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાખીને મોદક બનાવવા. તેના ઉપર મરી તથા જીરું એનું ચાર તોલા ચૂર્ણ છાંટવું. વાતરક્ત તથા પિત્તના રોગોમાં, ઉરઃક્ષત, ઉધરસ અને ક્ષયમાં, સૂકાઈ જતા અને ક્ષીણ વીર્યવાળાઓને, રક્ત જેને છાતીમાં રહ્યું હોય તેને, કૃશ-દુર્બળ અને વૃદ્ધોને તથા પુષ્ટિ-વર્ણ અને બળની ઇચ્છાવાળાઓને, યોનિના દોષથી થતા સ્રાવથી હણાઈ ગયેલી, ગર્ભની ઇચ્છાવાળી અને જેઓનો ગર્ભ પડી જતો હોય અથવા મરી જતો હોય એવી સ્ત્રીઓને, એ સૌને ધન્ય અને અલ્પ આ મોદકો તેઓને હિતકારી છે અને વીર્ય તથા રક્તને વધારનારા છે. ૭૦-૭૭

(આ પ્રમાણે પાંચમા સર્પિર્મોદકો થયા.)

उरःक्षतमां आवस्थिकी चिकित्सा—

સ્ત્રીમાં અત્યંત આસક્ત પુરુષના બસ્તિપ્રદેશમાં વાયુ વિકાર કરતો હોય તો તેને વાતઘ્ન, બૃંહણ અને વૃષ્ય યોગોનો પ્રયોગ કરવો ૭૮

ઉકાળેલું દૂધ, સાકર અને પીપરનું ચૂર્ણ નાખીને અથવા ઘી કે મધ નાખીને પીવું. તે ઉધરસ તથા જ્વરને દૂર કરનારું છે. ૭૯

સ્ત્રીઓને વિશે ક્ષીણ થયેલાએ વિદારીકંદ તથા શેરડીના રસમાં પકાવેલ તથા ઘીથી છમકારેલ ફળોથી ખાટું કરેલું યૂષનું પાન કરવું. એ શ્રેષ્ઠ જીવન અને બૃંહણ છે. ૮૦

क्षीणमां अन्नपान—

ક્ષતઃક્ષીણ, પ્રદીપ્ત અગ્નિવાળા તથા જેને જવનો ખોરાક સાત્મ્ય હોય તેણે કપડેથી છાણેલા સાથવાઓનો મધ તથા ઘૃતયુક્ત મન્થ પીવો ૮૧

અથવા ક્ષીણ રોગીને માટે, જીવનીય ગણથી સિદ્ધ કરેલો જાંગલ પશુપક્ષીઓના માંસનો રસ ઘીથી છમકારીને સાકરસહિત વ્યંજન માટે ઉપયોગમાં લેવો ૮૨

ગાય-ભેંસ-ઘોડી-હાથણી તથા બકરીના દૂધની સાથે, માંસના રસોની સાથે, ફળોથી ખાટા કરેલા અને ઘીથી છમકારેલા યૂષોની સાથે યવના અન્નનું ભોજન કરાવવું. ૮૩

અગ્નિ પ્રદીપ્ત હોય તો આ વિધિ છે. મંદ અગ્નિમાં દીપન-પાચન વિધિ તથા મળભેદમાં રાજયક્ષ્માના રોગીને કહેલો ગ્રાહી વિધિ ઇષ્ટ છે. ૮૪

सैन्धवादि चूर्ण—

સિંધાલૂણ ૪ તોલા, સૂંઠ ૮ તોલા, સંચળ ૮ તોલા, કોકમ-દાડમ અને અર્જક-દરેક ૧૬ તોલા, મરી-જીરું દરેક ૪ તોલા, ધાણા ૮ તોલા અને સાકર ૪૮ તોલા, એમાં નાખવી. એનું ચૂર્ણ કરીને માત્રા પ્રમાણે અન્નપાનમાં એનો પ્રયોગ કરવો. એ રોચન, દીપન તથા બલ્ય છે અને પડખાંની પીડા, શ્વાસ તથા ઉધરસનો નાશ કરે છે. ૮૫–૮૭

(આ પ્રમાણે સૈન્ધવાદિ ચૂર્ણ થયું.)

षाडव—

ધાણા ૪ તોલા, જીરું અને અજમોદ-દરેક ૮ તોલા, દાડમ અને કોકમ ૧૬ તોલા, સંચળ ૪ તોલા, સૂંઠ ૧ તોલો. કોઠનો ગર ૨૦ તોલા, ૬૪ તોલા સાકરમાં તે ચૂર્ણ મિશ્ર કરીને આ ષાડવ, પૂર્વની પેઠે મંદાગ્નિ તથા મળભેદ માટે અન્નપાનમાં આપવો. તે રાજયક્ષ્માના રોગીના અગ્નિને વધારનારો છે. ૮૮–૯૦

(આ પ્રમાણે ષાડવ થયો.)

नागवलादि योगो—

અન્ન ખાધા વિના કેવળ દૂધ ઉપર રહીને, અર્ધો અર્ધો તોલો વધારતાં ૪ તોલા પર્યંત વધારીને એક માસ પર્યંત દૂધની સાથે નાગબલાનું મૂળ પીવું. આ શ્રેષ્ઠ પ્રયોગ પુષ્ટિ, આયુષ્ય, બલ અને આરોગ્ય કરનાર છે બ્રાહ્મીની, સૂંઠની તથા જેઠીમધની પણ આ જ રીત છે. ૯૧,૯૨

उरःक्षतमां पथ्य—

સુખની ઇચ્છા રાખનારા ક્ષતક્ષીણ રોગીઓએ જે જે અન્નપાન સંતર્પણ, શીત, અવિદાહી, હિતકારી અને લઘુ છે તેનું સેવન કરવું. ૯૩

રાજયક્ષ્માના રોગીઓને, ઉધરસવાળાઓને અને રક્તપિત્તના રોગીઓને જે પથ્ય કહ્યું છે તે જઠરાગ્નિ, વ્યાધિ, સાત્મ્ય તથા બલ જાણીને કરવું. ૯૪

उरःक्षतमां शीघ्र चिकित्सा करवी जोईए—

તેની ઉપેક્ષા કરવાથી રાજયક્ષ્માનો સંબંધ થાય છે; તેથી તેની પ્રાપ્તિ પહેલાં જ ઉતાવળથી તેને જીતવો. ૯૫

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકઃ–

ક્ષત તથા ક્ષયની ઉત્પત્તિ, સામાન્ય અને પૃથક્ પૃથક્ લક્ષણ, અસાધ્યતા-યાપ્યતા તથા સાધ્યતા અને સાધ્યોની સિદ્ધિ–એ તત્ત્વાર્થને જાણનારા રજોગુણ તથા તમોગુણના દોષોથી રહિત ભગવાન પુનર્વસુએ 'ક્ષતક્ષીણ

ચિકિત્સિત નામના અધ્યાયમાં શ્રેષ્ઠ શિષ્ય અગ્નિવેશને કહ્યાં. ૯૬,૯૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં 'ક્ષતક્ષીણ ચિકિત્સિત' નામનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૧

---

## અધ્યાય બારમો

### શ્વયથુ ચિકિત્સિત

શ્વયથુ ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'શ્વયથુ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

અગ્નિવેશે વૈદ્યમાં શ્રેષ્ઠ, દેવતાઓ તથા સિદ્ધ પુરુષોથી સેવાયેલા, મુનિઓમાં શ્રેષ્ઠ, અત્રિના પુત્ર ભગવાન પુનર્વસુને સોજારૂપ મહારોગનાં કારણ, લક્ષણ તથા ચિકિત્સા યોગ્ય રીતે પૂછયાં. ૩

આયુર્વેદરૂપી સિન્ધુને પ્રવૃત્ત કરનાર હિમાલયરૂપ અત્રિના પુત્ર ભગવાન પુનર્વસુએ વાત ઇત્યાદિ ભેદથી ત્રણ પ્રકારના, નિજ-આગંતુજ, એક અંગમાં થનાર તથા સર્વ અંગમાં થનાર સોજાનાં કારણ-લક્ષણ તથા ચિકિત્સા અગ્નિવેશને કહ્યાં. ૪

નિજ શ્વયથુનું નિદાન—

વમન વગેરે શોધન, રોગો, ભોજન ન કરવું અથવા વિરુદ્ધ પદાર્થોનું ભોજન કરવું–એનાથી દુર્બળ અને નિર્બળ થયેલા મનુષ્યો ક્ષાર, ખાટા, તીક્ષ્ણ તથા ગુરુ પદાર્થોનું સેવન કરે, દહીં, અપકવ પદાર્થો, માટી, શાક, વિરોધી પદાર્થો, દોષ કરનારા પદાર્થો અને સંયોગજન્ય વિષથી યુકત અન્નનું ભક્ષણ, હરસ, પરિશ્રમનો અભાવ, દેહની શુદ્ધિ ન કરવી, મર્મનો ઉપઘાત, વિષમ પ્રસવ, વમનાદિ કર્મો અયોગ્ય રીતે કરવાં અથવા અયોગ્ય ઉપચાર કરવો–એ નિજ શોથનાં કારણો કહ્યાં છે. ૫,૬

આગન્તુ શ્વયથુનું નિદાન—

કાષ્ઠ, પથ્થર, શસ્ત્ર, અગ્નિ, વિષ અને લોઢું ઇત્યાદિ વડે થયેલો, બાહ્ય ત્વચાને દૂષિત કરનારો આઘાત આગન્તુ શોથનું કારણ છે.

સમગ્ર શરીર, અર્ધું શરીર કે શરીરનો કોઈ એક અવયવનો આશ્રય કરીને રહેલો હોવાથી નિજ શોથ ત્રણ પ્રકારનો છે. ૭

શ્વયથુની સંપ્રાપ્તિ—

વાયુ જ્યારે બાહ્ય સિરાઓને પ્રાપ્ત થઈને કફ, રકત તથા પિત્તને દૂષિત કરે છે ત્યારે તે કફ, રકત અને પિત્તથી માર્ગ રૂંધાઈ ગયો હોવાથી ત્યાં જ ફેલાતો તે વાયુ, ઊંચાઈ જેતું લક્ષણ છે એવા શોથને ઉત્પન્ન કરે છે. ૮

દોષો જ્યારે છાતીમાં રહે છે ત્યારે છાતી વગેરે ઉપરના શરીરમાં; જ્યારે વાયુના સ્થાનમાં રહે છે ત્યારે પકવાશય વગેરે નીચેના શરીરમાં; જ્યારે મધ્યમાં રહે છે ત્યારે મધ્ય શરીરમાં; જ્યારે સર્વ અંગોમાં રહે છે ત્યારે સર્વ અંગોમાં; જ્યારે કોઈ એક સ્થાનમાં રહે છે ત્યારે કોઈ એક સ્થાનમાં તે તે નામવાળો શોથ થાય છે. ૯

શ્વયથુનાં પૂર્વરૂપ—

ગરમી, બળતરા અને સિરાઓનું ફેલાવું–એ પ્રમાણે શોથનાં પૂર્વરૂપ છે. સઘળા શોથ ત્રણ દોષોથી થયેલા હોય છે તથાપિ અધિક દોષનાં લક્ષણોથી તે તે નામને પ્રાપ્ત કરે છે અને ઔષધને પણ પ્રાપ્ત કરે છે. ૧૦

શ્વયથુનાં સામાન્ય લક્ષણો—

ગૌરવ, અસ્થિરતા, ઊંચાઈ, ગરમી, સિરાઓનું પાતળાપણું, રૂંવાડાં ઊભાં થવાં અને અંગની વિવર્ણતા–એ શોથનું સામાન્ય લક્ષણ બતાવ્યું છે. ૧૧

વાતજ શ્વયથુનાં લક્ષણ—

વાતથી થયેલો શોથ ચલાયમાન, પાતળી ચામડીવાળો

કઠોર, રાતો, કાળો, સ્પર્શજ્ઞાનના અભાવવાળો, ઝણઝણાટ તથા વેદનાવાળો, નિમિત્ત વિના શાંત થઈ જાય તેવો, દબાવ્યા છતાં ફરી ઉપડી આવનારો અને દિવસનો બળવાન હોય છે. ૧૨

पित्तज श्वयथुनां लक्षण--

પિત્તનો શોથ મૃદુ, ગંધવાળો, કાળો, પીળો રાતો, ભ્રમ-જ્વર-સ્વેદ-તૃષા તથા મદથી યુક્ત હોઈ બળતરા કરે છે, સ્પર્શ સહન કરી શકતો નથી, આંખોને લાલ કરે છે, અત્યંત દાહવાળો અને પાકનારો હોય છે. ૧૩

कफज श्वयथुनां लक्षण--

કફનો શોથ ગુરુ, સ્થિર, પાંડુવર્ણનો, અરુચિયુક્ત, લાલાસ્રાવ-નિદ્રા-ઉલટી અને અગ્નિ મંદ કરનારો, લાંબે કાળે થનારો અને મટનારો, દબાવ્યાથી તરત ઉપડી ન આવે એવો અને રાત્રિમાં બળવાન હોય છે. ૧૪

श्वयथुनां साध्य-असाध्य लक्षण--

જે શોથ કૃશને અને રોગથી નિર્બળ થયેલાને થાય અથવા ઉલટી વગેરે ઉપદ્રવોથી યુક્ત હોય અથવા જે મર્મસ્થાનમાં થયો હોય, સિરાજાલવાળો હોય, નબળા માણસને થયેલો હોય, ઝરતો હોય અને સર્વ અંગમાં થયેલો હોય તે તેને મારી નાખે છે. ૧૫

श्वयथुमां चिकित्साक्रम---

જે ક્ષીણ ન થયેલા માંસવાળાને થયેલો, એક દોષથી થયેલો, નવો અને બળવાનને થયેલો હોય તે મટાડવામાં સરલ છે. બલ-દોષ અને કાળને સમજનારા વૈદ્યે નિદાન, દોષ અને ઋતુથી વિપરીત ક્રમ વડે તેની ચિકિત્સા કરવી. ૧૬

આમદોષથી ઉત્પન્ન થયેલા શોથનો પ્રારંભમાં લંઘન અને પાચનના ક્રમ વડે, પ્રબળ દોષવાળાનો સંશોધનો વડે, શિરોગત શોથનો શિરોવિરેચનો વડે, નીચેના ભાગમાં હોય તેનો વિરેચનો વડે અને ઉપરના ભાગમાં હોય તેનો વમન વડે અને સ્નેહથી થયેલાનો રૂક્ષણો વડે ઉપચાર કરવો. રૂક્ષથી થયેલા શોથમાં સ્નેહવિધિની કલ્પના કરવી. જેમાં મળ બંધાઈ ગયો હોય એવા વાતજ શોથમાં નિરૂહણ કરવું; પિત્તવાતજ શોથમાં તિક્ત દ્રવ્યથી સિદ્ધ ઘૃત આપવું; મૂર્છા, અરતિ, દાહ તથા તૃષાથી યુક્ત શોથમાં તિક્ત દ્રવ્યસાધિત દૂધ, વિશોધન આપવા યોગ્ય રોગીને મૂત્રસહિત આપવું. કફથી ઉત્પન્ન થયેલા શોથને કટુ અને ઉષ્ણ પદાર્થોથી યુક્ત મૂત્ર, તક્ર અને આસવની યોજનાથી જીતવો. ૧૯

श्वयथुमां वर्ज्य--

ગ્રામ્ય-જલજ તથા આનૂપ-નિર્બળ પ્રાણીઓનાં માંસ સૂકાં શાક, નવાં ધાન્ય, ગોળનો વિકાર, લોટના પદાર્થો, દહીં, તલના પદાર્થો, પિચ્છિલ પદાર્થો, મદ્ય, ખાટા પદાર્થો, જવની ધાણી, સૂકું માંસ, પથ્ય તથા અપથ્યનું સાથે ભોજન, ગુરુ-અસાત્મ્ય અને વિદાહી ભોજન, દિવસે નિદ્રા અને મૈથુન—એનો શોથના રોગીએ ત્યાગ કરવો. ૨૦

श्वयथुमां केटलाक योग—

ત્રિકટુ, નસોતર અને કડુ—તેમાં લોહચૂર્ણ મેળવીને ત્રિફળાના કવાથ સાથે પીવાથી તથા ગોમૂત્રથી હરડે પીવાથી કફથી ઉત્પન્ન થયેલા શોથને શાંત કરે છે. ૨૧

हरीतक्यादि योग—

હરડે, સૂંઠ અને દેવદાર ઊનાં પાણીથી પીવાં અથવા હરડે, સૂંઠ, દેવદાર અને સાટોડી એ સઘળાં ત્રણે દોષથી થયેલા શોથમાં મૂત્રસહિત પીવાં. ઔષધ પચી ગયા પછી સ્નાન કરીને દૂધની સાથે અન્નનું ભોજન કરવું. ૨૨

वातज श्वयथुमां योग—

વાતયુક્ત શોથમાં ધીર પુરુષે સાટોડી, સૂંઠ, મોથ, એ દરેક એક એક તોલાનો કલ્ક કરીને અથવા મધૂરક, પીપર, પીપરીમૂળ અને સૂંઠનો કલ્ક કરીને ૬૪ તોલા દૂધથી પીવું. ૨૩

दन्त्यादि क्षीर—

અથવા વાતપિત્તજ શોથમાં દંતીમૂળ, નસોતર,

ત્રિકુટુ, ચિત્રક–પ્રત્યેક ૨ તોલા, ૧૨૮ તોલા દૂધમાં પકાવીને અર્ધું બાકી રહે ત્યારે દોષને હરણ કરનારા તે દૂધનું મનુષ્યે પાન કરવું. ૨૪

वातज श्वयथुमां बीजा योगो--

સૂંઠ તથા દેવદારના કવાથથી યુક્ત દૂધનો પ્રયોગ કરવો અથવા નસોતર, એરંડાના મૂળ અને મરીથી સિદ્ધ કરેલું અથવા તજ, દેવદાર, સાટોડી તથા સૂંઠથી સિદ્ધ કરેલું અથવા ગળો, સૂંઠ અને દંતીમૂળથી સિદ્ધ કરેલું દૂધ પીવું. ૨૫

જેણે અન્ન તથા પાણી તજી દીધાં છે એવા રોગીએ સાત દિવસ કે એક માસ પર્યંત ઊંટડીનું દૂધ પીવું; અથવા ગાયનું દૂધ અને મૂત્રનું પાન કરવું; અથવા ગોમૂત્રયુક્ત ભેંશનું દૂધ પીવું અથવા દૂધ ઉપર રહીને ગાયનું મૂત્ર પીવું. ૨૬

ગુરુ અને ભેદાઈ ગયેલા મળવાળા રોગીએ ત્રિકટુ, સંચળ અને મધસહિત તક્રનું પાન કરવું. દોષયુક્ત, ભેદાઈ ગયેલા, અપક્વ અને બંધાઈ ગયેલા મળવાળાએ ગોળ અને હરડે અથવા ગોળ અને સૂંઠનું ભક્ષણ કરવું. ૨૭

મળ અને વાયુનો નિરોધ થયો હોય તો ભોજનની પહેલાં દૂધ કે માંસના રસોથી એરંડનું તેલ પીવું. સ્રોતો બંધાઈ ગયા હોય, અગ્નિ તથા રુચિનો નાશ થયો હોય ત્યારે મદ્યોનું તથા સારી રીતે થયેલા અરિષ્ટોનું પાન કરવું. ૨૮

ગંડીરાદ્યરિષ્ટ—

ગંડીર ભિલામાં, ચિત્રક, ત્રિકટુ, વાવડિંગ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી–એ બધું ૧૨૮ તોલા, દહીંનું પાણી ૧૦૨૪ તોલા છાણાના અગ્નિથી પકાવવું. ત્રીજો ભાગ બાકી રહે ત્યારે ગાળીને ઠંડું થતાં તેને દહીંનું પાણી ૧૦૨૪ તોલા, સાકર ૪૦૦ તોલાથી યુક્ત કરી ચિત્રક તથા પીપરનો લેપ કરેલા ઘડામાં દશ દિવસ પર્યંત આકાશ નીચે રાખવાં. તેનો ઉપયોગ કરનારના સોજા, ભગંદર, હરસ, કૃમિ, કુષ્ઠ, પ્રમેહ, વિવર્ણતા, કૃશતા તથા વાતજ હેડકી હણાય છે. ૨૯–૩૧

(આ પ્રમાણે ગંડીરાદ્ય અરિષ્ટ થયો.)

अष्टशत अरिष्ट--

શીવણ, આમળાં, મરી, હરડે, બહેડાં, દ્રાક્ષ, પીપર–દરેક દ્રવ્ય ૪૦૦ તોલા, જૂનો ગોળ ૪૦૦ તોલા–એ બધાંને ખાંડીને ૧૦૨૪ તોલા પાણીસહિત, મધથી લીપેલા ઘડામાં ઉનાળામાં સાત દિવસ અને શિયાળામાં ૧૪ દિવસ રાખીને મનુષ્યે તેનું પાન કરવું. અષ્ટશત અરિષ્ટ કફવાતજ સોજા અને કબજિયાતનો નાશ કરે છે. જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ૩૨, ૩૩

(આ પ્રમાણે અષ્ટશત અરિષ્ટ થયો.)

पुनर्नवादि अरिष्ट--

રાતી તથા ધોળી સાટોડી, બલા, અતિબલા, કાળીપાઠ, દંતીમૂળ ગળો, ચિત્રક, ભોરીંગણી–પ્રત્યેક ૧૨ તોલા ૪૦૯૬ તોલા પાણીમાં પકાવવું. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે તેને ગાળીને, સારી રીતે ઠંડું થયા પછી, જૂનો ગોળ ૮૦૦ તોલા, મધ ૬૪ તોલા, ઘીના રીઢા વાસણમાં ભરીને એક માસ પર્યંત જવના ઢગલામાં રાખવું. મહિનો વીત્યા પછી તમાલપત્ર, તજ, એલચી, મરી, વાળો અને લોહચૂર્ણ–ચૂર્ણ કરેલા એ દરેક ૪ તોલાથી સુગંધી કરીને મધ તથા ઘી ચોપડેલા [illegible]માં રાખવું. પૂર્વ દિવસનો આહાર પચી ગયા પછી [illegible] બળ જોઈને આનું પાન કરવું. ૩૪–૩૬

તેથી હૃદયરોગ, પાંડુરોગ, વધી ગયે[illegible], પ્લીહા, જ્વર, અરુચિ, પ્રમેહ, ગુલ્મ, ભગંદર, છ પ્રકારના ઉદર-રોગો, ઉધરસ, શ્વાસ, ગ્રહણીરોગ, કુષ્ઠ, ક[illegible]. શાખાઓમાં રહેલો વાયુ, મળબંધ, હેડકી, કિલાસ અને હલીમક શીઘ્ર જીતાય છે. તથા માંસરસસહિત અન્નનું ભક્ષણ કરનાર વર્ણ-બળ-આયુષ્ય-ઓજ તથા તેજથી યુક્ત થાય છે. ૩૭, ૩૮

(આ પ્રમાણે પુનર્નવાદ્યરિષ્ટ થયો.)

फलत्रिकादि अरिष्ट--

ત્રિફળા, અજમો, ચિત્રક, પીપર, લોહચૂર્ણ અને વાવડિંગ–એનું ચૂર્ણ ૧૬ તોલા. વિધિપૂર્વક જળમાં કવાથ

કરી ચતુર્થાંશ રહ્યા પછી તેમાં ૩૨ તોલા મધ અને જૂનો ગોળ ૪૦૦ તોલા મેળવીને, ઘીના રાંધ્યા વાસણમાં ભરીને, એક માસ પર્યંત યવના ઢગલામાં રાખવું. તે રોગોને હણે છે. જે હરસને તથા પાંડુરોગીને માટે જે અરિષ્ટ કહ્યા છે તે પણ સોજાવાળાને હિતકારી છે. ૩૯, ૪૦

(આ પ્રમાણે ત્રિફલાવરિષ્ટ થયો.)

બીજા કેટલાક યોગો--

પીપર, કાળીપાટ, ગજપીપર, ભોરીંગણી, ચિત્રક, સૂંઠ, પીપરીમૂળ, હળદર, જીરું, મોથ એનું ચૂર્ણ કરીને નવશેકા પાણીથી પીવું; અથવા કરિયાતું, સૂંઠ એનો કલ્ક નવશેકા પાણીથી પીવો; લોહચૂર્ણ, ત્રિકટુ અને જવખારનું ચૂર્ણ ત્રિફળાના ક્વાથથી પીવું-એ ત્રણે દોષથી થયેલા અને લાંબા વખતના સોજાને હણે છે. ૪૧,૪૨

ક્ષાર ગુટિકા—

જવખાર, સાજીખાર, સંચળ, સિંધાલૂણ, બિડલવણ, ઔદ્ભિદ લવણ લોહચૂર્ણ, ત્રિકટુ, ત્રિફળા, પીપરીમૂળ, વાવડિંગનાં બીજ, મોથ, અજમોદ, દેવદાર, બીલી, ઇન્દ્રજવ, ચિત્રકમૂળ, કાળીપાટ, જેઠીમધ, અતિવિષ-એ પ્રત્યેક ૪ તોલા, હિંગ ૧ તોલો-એનું સૂક્ષ્મ ચૂર્ણ, સૂકા મૂળાની ભસ્મ ૧૦૨૪ તોલા, બધું મેળવીને પાણીથી પકાવવું. ઘાટું થાય પણ બળે નહિ. ઘાટું થયા પછી તેની અર્ધા તોલાની માત્રા કરી રાખવી. સારી રીતે સૂકાયા પછી તેનો વિધિપૂર્વક ઉપયોગ કરવો. તે પ્લીહા, ઉદર, શ્વિત્ર, હલીમક, હરસ, પાંડુરોગ, અરુચિ, શોષ, સોજા, વિસૂચિકા, ગુલ્મ, ગરદોષ, અશ્મરી, શ્વાસ ઉધરસ અને કુષ્ઠનો નાશ કરે છે. ૪૩-૪૬

(આ પ્રમાણે ક્ષાર ગુટિકા થઈ.)

ગુડાર્દ્રક પ્રયોગ—

અથવા આદુ અને ગોળ સમાન વજન લઈને દરરોજ બે તોલા વધારતાં વધારતાં ૨૦ તોલાની પરમ માત્રા સુધી એક માસ પ્રયોગ કરવો. પચી ગયા પછી દૂધ તથા યૂષ અને માંસરસ તથા ભાતનું ભોજન કરવું. ગુલ્મ, ઉદર, હરસ, સોજા, પ્રમેહ, શ્વાસ, સળેખમ, અલસક, અપચો, કમળો, શોષ, મનના વિકારો, ઉધરસ અને કફને આ પ્રયોગ જીતે છે. ૪૭,૪૮

શિલાજિતનો પ્રયોગ--

તેવી જ રીતે આદુનો રસ પીવો અને પચી ગયા પછી દૂધ સાથે અન્ન ખાવું. શિલાજિત ત્રિફળાના રસની સાથે પીવાથી ત્રણે ય દોષથી થયેલા સોજાને બળપૂર્વક હણે છે. ૪૯

(આ પ્રમાણે શિલાજિતનો પ્રયોગ થયો.)

કંસહરિતકી—

લઘુપંચમૂળ તથા બૃહત્પંચમૂળના ૨૫૬ તોલા ક્વાથમાં હરડે એકસો તથા ૪૦૦ તોલા ગોળ નાખીને, ચાટણ તૈયાર થતાં સૂંઠ-મરી-પીપર દરેક ૪ તોલા, તજ-તમાલપત્ર-એલચી એ દરેક એક એક તોલો મેળવીને પ્રાતઃકાળ પર્યંત રહેવાથી ઠંડા થયેલા તેમાં મધ ૩૨ તોલા અને જવખાર એક તોલો નાખવાં. એમાંથી એક હરડે ખાઈને ઉપરથી ૨ તોલા ચાટણ ચાટવું. એ વધેલા સોજાને, શ્વાસ, જ્વર, અરુચિ, પ્રમેહ, ગુલ્મ, પ્લીહા, ત્રિદોષજન્ય ઉદરરોગ, પાંડુરોગ, કૃશતા, આમવાત રક્તપિત્ત, અલ્મપિત્ત, વિવર્ણતા અને મૂત્ર-વાત તથા વીર્યના દોષોને હણે છે. ૫૦-૫૨

(આ પ્રમાણે કંસહરીતકી થઈ.)

પટોલમૂલાદિ ક્વાથ—

પટોલનાં મૂળ, દેવદાર, દંતીમૂળ, ત્રાયમાણ, પીપર, હરડે, ઇન્દ્રવારુણી, જેઠીમધ, કડુ, ચન્દન, નિસુલ, દારુહળદર-પ્રત્યેક એક એક તોલો લઈને તેનો ક્વાથ કરીને ૧૬ તોલા ઘીની સાથે પીવો. એ વિસર્પ, દાહ, જ્વરનો સન્નિપાત, તૃષા, વિષ અને સોજાને હણે છે. ૫૩,૫૪

ચિત્રકાદિ ઘૃત—

ચિત્રક, ધાણા, અજમો, જીરું, સંચળ, ત્રિકટુ,

અમ્લવેતસ, બીલીનાં ફળ, દાડમ જવખાર, પીપરીમૂળ, ચવક–પ્રત્યેક એક એક તોલો કલ્ક કરીને ૨૫૬ તોલા પાણીથી ૬૪ તોલા ઘી પકાવવું અને તેનો ઉપયોગ કરવો એ હરસ, ગુલ્મ અને કષ્ટસાધ્ય સોજાનો નાશ કરે છે અને અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૫૫,૫૬

ચિત્રક તથા જવખાર સહિત આઠગણા જલથી સિધ્ધ કરેલું ઘૃત મહાન શકિતવાળું થાય છે. તેનું પાન કરવું અથવા કલ્યાણક ઘૃત, પંચગવ્ય ઘૃત, મહાતિકતક ઘૃત અથવા તિકત ઘૃતનું પાન કરવું. ૫૭

ચિત્રકના કલ્કનો જેમાં લેપ કર્યો છે એવા ઘડામાં જામેલું દહીં સારી રીતે વલોવીને તેમાંથી નીકળેલું ઘૃત, ચિત્રકમૂળનો કલ્ક નાખીને એ વલોવેલી છાસથી પકાવવું. એ સોજાનો નાશ કરવામાં શ્રેષ્ઠ છે, એ હરસ, અતિસાર, વાતગુલ્મ અને પ્રમેહનો નાશ કરે છે; જઠરાગ્નિનું બલ આપનાર છે ને ઘીસહિત તે છાસથી આહાર કરવો અથવા તે ઘીસહિત છાસથી પકાવેલી યવાગૂ પીવી. ૫૮,૫૯

( આ પ્રમાણે ચિત્રક ઘૃત થયું. )

શ્વયથુમાં અન્નપાન––

જીવંતી, જીરું, કચૂરો, પુષ્કરમૂળ, કાળીજીરી, ચિત્રક, બીલીનો ગર્ભ અને જવખાર–એ પ્રત્યેક અર્ધો અર્ધો તોલો લઈને તેનાથી સિધ્ધ કરેલી કોકમયુકત, ઘી તથા તેલમાં છમકારેલી યવાગૂ હરસ, અતિસાર, વાતગુલ્મ,સોજા, હૃદયરોગ અને મંદાગ્નિમાં હિતકારી છે. એ જ વિધિથી પંચકોલથી સિધ્ધ કરેલી યવાગૂ તેની સમાન થાય છે. ૬૦,૬૧

પીપર મેળવેલો કળથીનો યૂષ, ત્રિકટુ તથા જવખાર મેળવેલો મગનો યૂષ, વિષ્કિર અને જાંગલ પશુપક્ષીઓ, કાચબો-ઘો-મોર અને શેઢાઈના માંસનો રસ હિતકારી છે. ૬૨

સુવર્ચલા, ગૃંજન, પરવળ, વાયસી, મૂળા, વેંત, લીંબડો–એ શાક, શાકની ઇચ્છાવાળાને માટે શ્રેષ્ઠ છે. અને આહારમાં જૂના જવ અને શાલના ચોખા શ્રેષ્ઠ છે. ૬૩

શ્વયથુમાં અભ્યંગ-પ્રદેહ વગેરે—

આ અંદર લેવાનાં ઔષધ કહ્યાં. બાહ્ય ઉપયોગને માટે જે હિતકારી છે તે યથાર્થ રીતે સાંભળ. વાતાધિક સોજાવાળાને સ્નેહ, લેપ, પરિષેચન તથા સ્વેદ આપવાં. ૬૪

શૈલેયાદિ તૈલ—

શૈલેય, કઠ, અગર, દેવદાર, કૌંતી, તજ, પદ્મક, એલચી, વાળો, ખાખરો, મોથ, પ્રિયંગુ, થૌણેયક, નાગકેસર, જટામાંસી, તાલીસપત્ર, પ્લવ, તમાલપત્ર, ધાણા, શ્રીવેષ્ટક, ધ્યામક, પીપર, સ્પૃક્કા, અને નખલા એમાંથી જે મળે તેનાથી સિદ્ધ કરેલા તેલનો વાતયુકત શોથમાં અભ્યંગ કરવો એમ કહે છે અને સારી રીતે વાટેલાં એ ઔષધોથી લેપ કરવો એ પણ શ્રેષ્ઠ છે. ૬૫,૬૬

અરડૂસી, આકડો, કરંજ, સરગવો અને શીવણ–એનાં પાન, જંગલી તુલસીથી સિદ્ધ કરેલા જલ વડે સ્વેદન કરીને, સૂર્યનાં કિરણોથી તપેલા નવશેકા પાણી વડે સ્નાન કરીને સુગંધી પદાર્થોનો લેપ કરવો. ૬૭

પૈત્તિક શોથમાં ચિકિત્સા—

વેતસ તથા ક્ષીરીવૃક્ષોની છાલ, મજીઠ, કમળનાળ, ચંદન, પદ્મક અને વાળો એનો પિત્તજન્ય સોજામાં લેપ કરવો અને અભ્યંગ માટે તેનાથી તેલ પકાવવું. ૬૮

પૈત્તિક શોથમાં સ્નાન-અનુલેપ—

ઉપર કહેલાં વેતસાદિથી સિદ્ધ તેલથી અભ્યંગ કરેલાને સ્નાન માટે ચન્દન, વાળો અને પદ્મકાષ્ઠથી યુકત સૂર્યના કિરણોથી તપેલું જલ, ક્ષીરીવૃક્ષોનો કવાથ અને દૂધમિશ્ર જલ હિતકારી છે; તેમજ ચન્દનનો લેપ હિતકારી છે. ૬૯

કફશોથમાં પ્રલેપ-પરિષેક-અનુલેપન—

કફજન્ય સોજામાં પીપર, રેતી, જૂનો ખોળ, સરગવાની છાલ અને અળસી એનો લેપ કરવો. કળથી

અને સૂંઠના કવાથ અને મૂત્રથી અભિષેક કરવો તથા ચંડા અને અગરનું અનુલેપન કરવું. ૭૦

कफशोथमां सामान्य योग—

બહેડાંના બીજના ગર્ભનો લેપ બધી જાતના સોજામાં દાહ તથા પીડાને હરણ કરનારો કહ્યો છે. જેઠીમધ, મોથ, કોઠના પાન અને ચન્દથી તેની ફોડકીઓ ઉપર લેપ કહ્યો છે. ૭૧

રાસ્ના, અરડુસી, આકડો, ત્રિફળા, વાવડિંગ, સરગવાની છાલ, ઉંદરકની, લીંબડો, જંગલી તુલસી, નખલા, દુર્વા, સુવર્ચલા, કડુ, પીલુડી, ઊભી ભોરીંગણી, કડ, સાટોડી, ચિત્રક અને સૂંઠ, એને મૂત્રમાં વાટીને તેનું ઉન્મર્દન તથા મૂળાનો કવાથનો અભિષેક સોજાના રોગીઓને માટે પ્રશસ્ત છે. ૭૩

शिरःशोथनुं लक्षण—

જે સોજાઓ શરીરના અવયવોમાં રહ્યા હોય છે તે સ્થાન, દૂષ્ય, આકૃતિ તથા નામના ભેદથી અસંખ્ય છે, ઉદાહરણ માટે, તેમાંના કેટલાએક હું કહું છું તે તું સાંભળ. ૭૪

પોતપોતાના હેતુઓ વડે પ્રકુપિત થયેલા ત્રણે દોષો મસ્તકનો ઘોર સોજો કરે છે.

शालूकनुं लक्षण—

ગળાની અંદર, ઘુરઘુર અવાજવાળા ઉચ્છ્વાસની અટકાયત કરનારા શાલૂક નામના શોથને ઉત્પન્ન કરે છે. ૭૫

बिडालिकानुं लक्षण—

ગળાના સાંધામાં, દાઢીમાં, ગળામાં અથવા શ્વાસવહ નાડીઓમાં દાહ અને રતાશવાળો ઉગ્ર, અત્યંત પીડાવાળો સોજો બિડાલિકા નામથી થાય છે. પણ ગળાનો સોજો જો કડા જેવો ગોળાકાર હોય તો રોગીને હણે છે. ૭૬

तालुविद्रधिनुं लक्षण; उपजिह्विकानुं लक्षण; अधिजिह्विकानुं लक्षण—

તાલુવિદ્રધિ પણ તાળવામાં દાહ અને રતાશવાળો અને પાકવાવાળો છે. જે ત્રણે દોષથી થાય છે અને કફથી જીભની ઉપર ઉપજિહ્વિકા થાય છે તથા જીભની નીચે અધિજિહ્વિકા થાય છે. ૭૭

उपकुशनुं लक्षण; दन्तविद्रधिनुं लक्षण—

રકતપિત્તથી દાંતના પેઢામાં જે પાક થાય છે તે ઉપકુશ કહેવાય છે. દાંતના પેઢામાં કફથી રકતના સંચયજન્ય સોજો દન્તવિદ્રધિ કહેવાય છે. ૭૮

गलगंड–गंडमालानुं लक्षण—

ગળાના પડખામાં એક હોય તો ગલગંડ અને અનેક ગંડોથી ગંડમાલા થાય છે. એ અસાધ્ય છે.

पूर्वोक्त रोगोनी सामान्य चिकित्सा—

પીનસ, પડખામાં શૂળ, ઉધરસ, જ્વર અને ઉલટીથી યુકત હોય તો અસાધ્ય છે. તેઓને સિરાવેધ, શારીરવિરેચન, શિરોવિરેચન, ધૂમપાન અને જૂના ઘૃતનું પાન કરાવવાં જોઈએ. મોઢામાં થયેલા સોજામાં લંઘન, પ્રધર્ષણ તથા કવલગ્રહ કરવાં જોઈએ. ૭૯,૮૦

ग्रन्थिनां निदान अने चिकित्सा—

શરીરના કોઈ એક ભાગમાં વાત વગેરેથી પોતપોતાના લક્ષણવાળી ગ્રંથિ થાય છે. સિરાઓથી થયેલ ગ્રંથિ ફરકતી, માંસથી થયેલ ગ્રંથિ મોટી, પીડા વગરની, મેદથી થયેલ ગ્રંથિ અતિસ્નિગ્ધ અને અસ્થિર હોય છે. ૮૧

સંશોધન કર્યા પછી ગ્રંથિને સ્વેદિત કરીને અપકવ ગ્રંથિનું પથ્થર કે કાષ્ઠ, અંગુષ્ઠ કે લાકડી વડે વિલયન કરવું. જો ગ્રંથિ પાકી હોય તો શસ્ત્રથી ચીરી ક્રોધ-સહિત ગ્રંથિને કાઢી લઈ દાહ કરીને વૈદ્યે વ્રણની પેઠે ચિકિત્સા કરવી. ૮૨

પૂરેપૂરી બાળી ન હોય અથવા થોડી અવશેષ બાકી રાખી હોય તો ફરીને ધીરેધીરે વૃદ્ધિને પામે છે.

માટે કુશળ વૈદ્યોએ, શરીરના પ્રદેશોને જોઈને, ચારે તરફથી સમગ્ર છેદી નાખવી. ૮૩

જો થોડી પણ અવશેષ રાખી હશે તો તે પાકને લઈને શીર્ણ થશે અને તે પછી ક્ષતજન્ય વિસર્પ ફેલાશે; માટે આ ઉપદ્રવનો વિચાર કરીને તેને સમજનાર વૈદ્યે પૂર્વે કહેલાં યોગ્ય ઔષધો વડે પોતપોતાની વિધિ કરીને પ્રથમથી જ યત્નપૂર્વક તેનું નિવારણ કરવું અને ત્યાર પછી વ્રણવિધાન જાણનારે વ્રણની તરત ચિકિત્સા કરવી.

કુક્ષિ, પેટ, ગળું અને મર્મસ્થાનમાં થયેલી સ્થૂળ અને ખર તથા બાળક-વૃધ્ધ તથા નિર્બળને થયેલ ગ્રંથિ તજવા યોગ્ય છે. ૮૪–૮૬

अर्बुद चिकित्सानो अतिदेश —

સ્થાન, હેતુ, આકૃતિ, દોષ અને દૂષ્યોથી ગ્રંથિ તથા અર્બુદ વચ્ચે કાંઈ તફાવત નથી; તેથી વિધાનને સમજનાર વૈદ્યે ગ્રંથિની ચિકિત્સાથી અર્બુદની ચિકિત્સા કરવી. ૮૭

अलजीनुं लक्षण; अक्षतनुं लक्षण—

રાતી, શૂલવાળી અને અગ્ર ભાગમાં સ્રાવવાળી ફોડકી તે અલજી. ચામડી અને નખના મધ્યમાં, માંસ તથા રક્તને દૂષિત કરનાર, અત્યંત અને શીઘ્ર પાકવાવાળો અક્ષત નામે સોજો થાય છે. ૮૮

विदारिकानु लक्षण--

જ્વરયુક્ત, સાથળના મૂળ તથા કાખમાં થનારી, પીડારહિત, કઠિન, લાંબી વર્તિ જેવી વિદારિકા થાય છે. તે કફ તથા વાતથી થાય છે. તેઓનો દોષ પ્રમાણે ઉપચાર કરવો. ૮૯

રક્ત કાઢવું, પિંડિકાસ્વેદથી ઉપનાહ કરવો અને પાકેલાઓમાં વ્રણના જેવી ચિકિત્સા કરવી. ૮૯½

विस्फोटकनुं लक्षण —

સઘળા શરીરમાં થનારી, રતાશ-જ્વર તથા તરસથી યુક્ત ફોડકીઓને વિસ્ફોટક કહેવામાં આવે છે. ૯૦

कक्षानुं लक्षण--

યજ્ઞોપવીતની પેઠે, પિત્તવાતથી થયેલી વ્રણી ફોડકીઓ કક્ષા કહેવાય છે. અને જે બીજી અનેક પ્રકારની મોટી-નાની અને મધ્યમ કદની ફોડકીઓ છે તે પણ પિત્તજન્ય છે. ૯૧

रोमान्तिकानुं लक्षण--

નાના કદની, શરીરમાં સર્વ અંગોમાં થયેલી, જ્વર-દાહ-તરસ-ચળ-અરુચિ અને પ્રસેકથી યુક્ત પિત્તકફથી થયેલી ફોડકીઓને રોમાન્તિકા કહેવામાં આવે છે. ૯૨

मसूरिकानुं लक्षण--

જે ફોડકીઓ સમગ્ર અવયવોમાં મસૂરના જેવડી, પિત્તકફથી થયેલી હોય છે તેને મસૂરિકા કહેવામાં આવે છે. વિસર્પની શાંતિને માટે જે ક્રિયા કહી છે તે તથા કુષ્ઠમાં જે હિતકારી છે તે ક્રિયા કરવી. ૯૩

ब्रध्ननां लक्षण अने चिकित्सा--

વાત વગેરેનાં પોતપોતાનાં લક્ષણોસહિત આંતરડું જ્યારે વખતોવખત બહાર નીકળે છે અને પ્રવેશ કરે છે ત્યારે વૃષણને વિશે થયેલો સોજો બ્રધ્ન કહેવાય છે. મૃદુ તથા પૂર્ણ સોજાને મૂત્રથી થયેલો તથા સ્નિગ્ધ અને કઠિન સોજાને મેદથી થયેલો જાણવો. ૯૪

એમાં વિરેચન, અભ્યંગ, નિરૂહબસ્તિ તથા લેપ કરવા. પાકી ગયેલા બ્રધ્નોમાં વ્રણના જેવી ચિકિત્સા કરવી. મૂત્ર કાઢવું. કફથી થયેલા બ્રધ્નને ચીરીને શોધન કરીને સીવવો; અને પાકેલાને વ્રણની પેઠે શોધન કરીને સીવવો. ૯૫

भगंदरनां लक्षण अने चिकित्सा--

કૃમિ-અસ્થિ વગેરે સૂક્ષ્મ વસ્તુથી ક્ષત, મૈથુન કરાંજવું, ઉભડક પગે બેસવું અને ઘોડાની પીઠ ઉપર બેસવાથી ગુદાની બાજુમાં અત્યંત પીડાવાળી ફોડકી થાય છે તે પાકીને ફૂટવાથી ભગંદર થાય છે. ૯૬

વિરેચન, એષણુ એટલે શલાકાથી રસ્તો તપાસવો, ચીરવું અને શુદ્ધ માર્ગવાળા ભગંદરનો તેલથી દાહ એ એનો ઉપચાર છે. તથા સારી રીતે પકાવી તૈયાર કરેલા ક્ષારસૂત્ર વડે છેદન અને પછી વ્રણની પેઠે ચિકિત્સા પણ થાય છે. ૯૭

શ્લીપદનાં લક્ષણ અને ચિકિત્સા—

જંઘાઓમાં, પિંડીમાં અને પગના ફણાની ઉપર માંસ-કફ તથા રકતના દોષથી શ્લીપદ થાય છે. તેમાં સંપૂર્ણ સિરાવેધવિધિ તથા કફઘ્નવિધિ અને સરસવનો લેપ ઇષ્ટ છે. ૯૮

જાલકગર્દભનાં લક્ષણ અને ચિકિત્સા—

પિત્તની અધિકતાવાળા, દૂષિત થયેલા મંદ દોષો અત્યંત તીવ્ર, થોડા રકતના પાકવાળા, જ્વર તથા તૃષાથી યુકત, ફેલાનારા જાલકગર્દભ નામના શોથને ઉત્પન્ન કરે છે. ૯૯

જાલકગર્દભને હમેશાં લંઘન, રકતમોક્ષણ, વિરૂક્ષણ, શરીરશોધન, આમળાંના પ્રયોગો અને ઠંડા લેપો કરવાં. ૧૦૦

અનુક્ત શોથનો સંગ્રહ—

એ જાતના બીજા સોજાના પ્રકારોને વાત વગેરેનાં લક્ષણોથી પરીક્ષા કરીને યથાયોગ્ય દોષને દૂર કરનારા લેપ, છેદન, ભેદન તથા દાહ વડે શાંત કરવા. ૧૦૧

અભિઘાત અને વિષજન્ય શોથની ચિકિત્સા—

ઘણુંખરું અભિઘાતથી તે સ્થાનમાં રકતયુકત વાત રાતા સોજાને ઉત્પન્ન કરે છે. વિસર્પને દૂર કરનારું તથા વાત અને રકતને દૂર કરનારું કર્મ કરવું; અને વિષથી થયેલા સોજામાં વિષઘ્ન કર્મ કરવું. ૧૦૨

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

દોષના ભેદથી તથા સમગ્ર શરીર, અર્ધ શરીર તથા અવયવના ભેદથી ત્રણ પ્રકારના તથા નિજ આગન્તુ એમ બે પ્રકારના સોજાનાં લક્ષણો તથા ચિકિત્સા કહ્યાં

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબળે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'શ્વયથુ ચિકિત્સિત' નામનો બારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૯૨

---

# અધ્યાય તેરમો
## ઉદર ચિકિત્સિત

ઉદર ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ઉદર ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ઉદરના વિષયમાં અગ્નિવેશના પ્રશ્નો—

સિદ્ધ તથા વિદ્યાધરોથી વ્યાપ્ત, નંદનવનની જેને ઉપમા આપી શકાય તેવા કૈલાસ નામના પર્વત ઉપર તીવ્ર તપ કરતા, સાક્ષાત્ ધર્મની પેઠે રહેલા, આયુર્વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ, વૈદ્યવિદ્યાના પ્રવર્તક, જિતાત્મા પુનર્વસુને અગ્નિવેશે નીચે પ્રમાણે વચન કહ્યું. ૩,૪

'હે ભગવન્, માણસો દુઃખદાયક ઉદરરોગોથી પીડાતા, શુષ્ક મુખવાળા, દૂબળા અવયવોથી યુકત, ફૂલેલાં પેટ તથા કુક્ષિવાળા, નષ્ટ થયેલા અગ્નિબળ તથા આહારવાળા, સઘળી ક્રિયાઓમાં અસમર્થ, દીન અને ઉપાય ન હોવાથી અનાથની પેઠે પ્રાણ છોડતા દેખાય છે. તેઓનાં કારણ, સંખ્યા, પૂર્વરૂપ, આકૃતિ અને ઔષધ એ આપ ગુરુ વડે સારી રીતે કહેવાતાં હું સાંભળવા ઇચ્છું છું." ૫–૭

આ પ્રમાણે સર્વ પ્રાણીઓના હિતને માટે શિષ્ય વડે પ્રેરાયેલા મહર્ષિએ સર્વ પ્રાણીઓનું હિત કરનારું વચન કહેવાનું શરૂ કર્યું. ૮

ઉદરની સંપ્રાપ્તિ—

મંદાગ્નિથી મળોની વૃદ્ધિ થતાં મનુષ્યોને નાના પ્રકારના રોગસમૂહો અને વિશેષે કરીને ઉદરરોગો થાય છે. ૯

મલિન આહારથી અગ્નિમંદ થતાં આહારનું પાચન ન થવાથી દોષોનો સંચય થાય છે અને તે પ્રાણ-અગ્નિ તથા અપાનને અત્યંત દૂષિત કરીને નીચેના તથા ઉપરના માર્ગને રૂંધીને, ત્વચા તથા માંસની મધ્યમાં આવીને કુક્ષિને અત્યંત ફૂલાવતો ઉદરરોગને ઉત્પન્ન કરે છે. તેના લક્ષણોસહિત કારણને તું સાંભળ. ૯–૧૧

ઉદરનાં નિદાન—

અત્યંત ઉષ્ણ-અતિ ખારા-અતિ ક્ષારવાળાં-વિદાહી-ખાટા તથા સંયોગજન્ય વિષનું ભોજન કરવાથી, મિથ્યા સંસર્જનક્રમ કરવાથી, રૂક્ષ-વિરુદ્ધ તથા અપવિત્ર ભોજન કરવાથી, પ્લીહા-હરસ-ગ્રહણી રોગોથી કૃશ થવાથી, વમનાદિ કર્મ બરાબર ન થવાથી, પ્લીહા વગેરેથી ક્લેશ પામતા રોગીઓની ચિકિત્સા ન કરવાથી, રૂક્ષતાથી, વેગ રોકવાથી, સ્રોતો દૂષિત થવાથી, આમદોષથી, સંક્ષોભથી, અત્યંત પેટ ભરીને ખાવાથી, હરસથી, અન્નમાં વાળ આવવાથી, મળ રોકવાથી, આંતરડાં ફાટવા કે ચીરાવાથી, અત્યંત સંચિત થયેલા દોષવાળા તથા પાપ-કર્મ કરનારા અને વિશેષે કરીને મંદાગ્નિવાળાને ઉદરરોગો થાય છે. ૧૨–૧૫

ઉદરનાં પૂર્વરૂપો—

ક્ષુધાનો નાશ થાય છે, મધુર-અતિ સ્નેહવાળા અને ગુરુ અન્ન લાંબે વખતે પચે છે, ખોરાકનો વિદાહ થાય છે, પચ્યું કે નથી પચ્યું તેનું જ્ઞાન થતું નથી, અત્યંત તૃપ્તિ પર્યંત ભોજન સહન થતું નથી, પગ ઉપર થોડો સોજો રહે છે, નિરંતર બલનો ક્ષય થાય છે, થોડો વ્યાયામ કરવાથી શ્વાસ ભરાઈ જાય છે, ઉદર વધવું, મળનો સંચય, બસ્તિના સાંધામાં રૂક્ષ તથા ઉદાવર્તરૂપ કારણથી થયેલી પીડા, લઘુ તથા અલ્પ ભોજન કરવા છતાં આધ્માન થાય છે, પેટ વધે છે–ફાટે છે-વિસ્તૃત થાય છે, સિરાઓ દેખાય છે અને વાટા દેખાતા બંધ પડે છે–એ ભવિષ્યમાં થનારા ઉદરરોગોનાં પૂર્વરૂપ છે. ૧૬–૧૯

દોષજ ઉદરની સામાન્ય સંપ્રાપ્તિ—

સંચિત થયેલા દોષો મનુષ્યોના સ્વેદ તથા જલને વહન કરનારા સ્રોતોને રૂંધીને પ્રાણ-અગ્નિ તથા અપાનને દૂષિત કરીને ઉદરરોગો ઉત્પન્ન કરે છે. ૨૦

પેટનું ફૂલવું, આટોપ, હાથ તથા પગ પર સોજો, મંદાગ્નિ, ગાલ ચળકવા અને કૃશતા એ લક્ષણ છે. ૨૧

પૃથક્ પૃથક્ દોષો વડે, સમસ્ત દોષો વડે, પ્લીહા, બધ્ધ, ક્ષત અને ઉદક વડે આઠ પ્રકારના ઉદરો થાય છે. તેનાં પૃથક્ પૃથક્ લક્ષણ સાંભળ. ૨૨

વાતજ ઉદરનાં નિદાન-સંપ્રાપ્તિ-લક્ષણો—

રૂક્ષ તથા અલ્પ ભોજન, પરિશ્રમ, વેગ રોકવો, ઉદાવર્ત તથા કૃશ કરનારાં કારણો વડે, પ્રકુપિત થયેલો કુક્ષિ-હૃદય-બસ્તિ અને ગુદાના માર્ગમાં રહેલો વાયુ અગ્નિને હણી, કફને ઉપર હટાવીને, તેનાથી જેની ગતિ રૂંધાઈ ગઈ છે એવો અને તેથી ત્વચા તથા માંસના મધ્યનો આશ્રય કરીને રહેલો તે, મનુષ્યના ઉદરની વૃદ્ધિ કરે છે. ૨૩, ૨૪

તેનાં લક્ષણો:–કુક્ષિ-હાથ-પગ અને વૃષણ ઉપર સોજો, પેટ ફાટતું હોય એવું લાગવું, નિયમ વિના વધવું તથા ઘટવું, કુક્ષિ તથા પડખામાં શૂળ, ઉદાવર્ત, અંગ ભાંગવાં, પર્વભેદ, સૂકી ખાંસી, કૃશતા, નબળાઈ, અરુચિ, અપચો, નીચેના ભાગમાં ભારેપણું, વાયુ-મળ તથા મૂત્ર રોકાવાં, નખ-નેત્ર-મુખ-ત્વચા-મૂત્ર તથા મળ એ કાળાં તથા રાતાં થવાં અને ઉદર પાતળી-કાળી સિરાઓથી વ્યાપ્ત હોવું; ઉદર ઠોકવાથી ફૂલેલી મશકના જેવા શબ્દવાળું થાય છે, વાયુ ઉપર, નીચે અને આડો શૂળ તથા શબ્દસહિત ફરે છે; આ વાતોદર છે એમ જાણવું. ૨૫

पित्तज उदरनां निदान-संप्राप्ति-लक्षणो--

તીખા-ખાટા-ખારા-અતિ ઉષ્ણ અને તીક્ષ્ણ દ્રવ્યોનાં ભોજનથી, અગ્નિ અને તડકાના સેવનથી, વિદાહી ખોરાક, અધ્યયન અને અજીર્ણથી શીઘ્ર સંચિત થયેલું પિત્ત, વાત તથા કફને પ્રાપ્ત થઈ, માર્ગને રૂંધીને ઉન્માર્ગમાં ગયેલું તે, આમાશયમાં અગ્નિનો નાશ કરીને, તે પછી ઉદરરોગને ઉત્પન્ન કરે છે. ૨૬, ૨૭

તેનાં લક્ષણો:–દાહ, જ્વર, તૃષા મૂર્છા, અતિસાર અને ભ્રમ, મોઢું તીખું થવું, નખ-નેત્ર-મુખ-ત્વચા-મૂત્ર તથા મળ લીલાં અને હળદર જેવાં થવાં; અને વળી ઉદર નીલી-પીળી-હળદર જેવી- લીલી અને રાતી રેખાઓ તથા સિરાઓથી વ્યાપ્ત થયેલું, બળે છે, વ્યથા પામે છે તથા ધૂમાડો નીકળતો હોય એવું અને ઉષ્માથી તપવા જેવું, સ્વેદવાળું અને ભીનું, મૃદુ સ્પર્શવાળું અને શીઘ્ર પાકવાળું થાય છે. આ પિત્તોદર છે એમ જાણવું. ૨૮

कफज उदरनां निदान-संप्राप्ति लक्षणो--

વ્યાયામનો અભાવ, દિવસની નિદ્રા, મધુર-અતિ સ્નિગ્ધ અને પિચ્છિલ દ્રવ્યો, દહીં-દૂધ-જલચર તથા આનૂપ પ્રાણીઓનાં માંસ એના અતિ સેવનથી કુપિત થયેલા કફથી સ્રોતો રૂંધાતાં, ઢંકાઈ ગયેલો વાયુ, આંતરડાની બહાર રહીને, તે પીડિત કરતો ઉદરરોગ ઉત્પન્ન કરે છે. ૨૯,૩૦

તેનાં લક્ષણો:–ગૌરવ, અરુચિ, અપચો, અંગ ભાંગવાં, સ્પર્શજ્ઞાનનો અભાવ, હાથ-પગ-વૃષણ તથા સાથળમાં સોજા, ઉત્ક્લેશ, નિદ્રા, ઉધરસ અને શ્વાસ, નખ-નેત્ર-મુખ-ત્વચા-મૂત્ર તથા મળ ધોળાં હોવાં; અને વળી પેટ ધોળી રેખા અને સિરાઓથી વ્યાપ્ત, ગુરુ, સ્તિમિત, સ્થિર અને કઠિન થાય છે. આ કફોદર છે એમ જાણવું. ૩૧

सन्निपातज उदरनां निदान-संप्राप्ति-लक्षणो—

દુર્બળ અગ્નિવાળાને અપથ્ય-આમ-વિરુદ્ધ અને ગુરુ ભોજનથી, સ્ત્રીએ ખવરાવેલાં રજ-રૂંવાડા-મળ-મૂત્ર-હાડકાં કે નખ વગેરેથી તથા મંદ વિષોથી કુપિત થયેલા વાત વગેરે ત્રણે દોષો ધીરે ધીરે કોઠામાં સંચય પામીને મનુષ્યોને ઉદરરોગ ઉત્પન્ન કરે છે. ૩૨,૩૩

તેનાં લક્ષણો:–સઘળા દોષોનાં સમસ્ત લક્ષણો દેખાય છે, નખ વગેરેમાં બધા રંગો દેખાય છે, ઉદર પણ અનેક રંગવાળી રેખાઓ અને સિરાઓથી વ્યાપ્ત થાય છે. આ સન્નિપાતથી થયેલો ઉદરરોગ છે એમ જાણવું. ૩૪

प्लीहोदरनां निदान-संप्राप्ति-लक्षणो--

વાહન ઇત્યાદિમાં બેસીને જવાથી,અત્યંત હીલચાલથી, ખાધેલા ખોરાકનો અતિ સંક્ષોભ થવાથી, અતિશય મૈથુન-ભાર-માર્ગગમન-વમન તથા રોગથી થયેલી કૃશતાથી, ડાબા પડખામાં રહેલી બરલ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થઈને વધે છે અથવા રસ વગેરેથી વધેલું રક્ત તેને વધારે છે. ૩૫,૩૬

તેની બરલ આરંભમાં અષ્ઠીલાના જેવી કઠણ હોય છે અને વધતાં વધતાં કાચબાના જેવડી જણાય છે. જો તેની ઉપેક્ષા કરવામાં આવે તો તે અનુક્રમે કુક્ષિ, પેટ અને અગ્નિના અધિષ્ઠાનને ઘેરીને ઉદરરોગ કરે છે. ૩૭

તેનાં લક્ષણો:–દુર્બળતા, અરુચિ, અપચો, મળ-મૂત્રની અટકાયત, અંધારાં આવવાં, તરસ, અંગ ભાંગવાં, ઉલટી, મૂર્છા, અંગ શિથિલ થવાં, ઉધરસ, શ્વાસ, મંદ જ્વર, આનાહ, અગ્નિનો નાશ, કૃશતા, મુખ બેસ્વાદ થવું, પર્વભેદ, કોઠામાં પવન તથા શૂળ નીકળવું; અને વળી પેટ રાતા વર્ણનું કે વિકૃત વર્ણનું તથા નીલી-લીલી કે હળદર જેવા રંગની રેખાવાળું થાય છે. એ જ પ્રમાણે જમણા પડખામાં રહેલું યકૃત પણ કરે છે. કારણ, લક્ષણ તથા ઔષધ સમાન હોવાથી તેનો પ્લીહોદરમાં જ સમાવેશ થાય છે. આને પ્લીહોદર જાણવું. ૩૮

बद्धगुदोदरनां निदान-संप्राप्ति-लक्षणो—

અન્નની સાથે પાંપણ કે વાળનું ભક્ષણ થવાથી,

ગુદાનો માર્ગ બંધ થવાથી, ઉદાવર્તથી, હરસથી, આંતરડામાં આંતરડું ફસાવાથી, માર્ગનો રોધ થતાં કુપિત થયેલો અપાન વાયુ, તે પછી અગ્નિને હણીને, મલ-પિત્ત તથા કફને અટકાવીને, ઉદરરોગને ઉત્પન્ન કરે છે. ૩૯,૪૦

તેનાં લક્ષણો:-તૃષા, દાહ, જ્વર, મુખ તથા તાળવું સૂકાવું, સાથળ શિથિલ થવા, ઉધરસ, શ્વાસ, દુર્બળતા, અરુચિ, અપચો, મળમૂત્રની અટકાયત, આધ્માન, ઉલટી, છીંક આવવી, મસ્તક-હૃદય-નાભિ તથા ગુદામાં શૂળ; અને વળી પેટ મૂંઝાયેલા વાયુવાળું, સ્થિર, રાતું, નીલી રેખાવાળું, સિરાઓથી વ્યાપ્ત અથવા રેખારહિત. પ્રાયઃ નાભિની ઉપર ગાયના પૂંછડાની પેઠે ઉપડી આવે છે. આને બદ્ધગુદોદર જાણવું. ૪૧

છિદ્રોદરનાં નિદાન–સંપ્રાપ્તિ–લક્ષણો—

ખોરાકની સાથે કાંકરો-તૃણ-કાષ્ઠ-અસ્થિ અને કંટક ખાવાથી, બગાસાંથી કે અત્યંત ખોરાક લેવાથી જ્યારે આંતરડું ભેદાઈ જાય છે અને પાકી જાય ત્યારે તે છિદ્રોમાંથી બહાર ઝરતો રસ ગુદા તથા આંતરડાને ભરીને ઉદરરોગને ઉત્પન્ન કરે છે. ૪૨,૪૩

તેનાં લક્ષણો:-તેમાં નાભિની નીચે વધતું પ્રાયઃ જલોદર થાય છે; અને બલ પ્રમાણે દોષોનાં લક્ષણો દેખાડે છે અને વળી રોગી રક્તમિશ્ર-નીલો-પીળો-પિચ્છિલ-શબ જેવી ગંધવાળો અને કાચો મળ કરે છે; હેડકી, શ્વાસ, ઉધરસ, તૃષા, પ્રમેહ, અરુચિ, અપચો અને નબળાઈથી યુક્ત થાય છે. આ છિદ્રોદર છે એમ જાણવું. ૪૪

જલોદરનાં નિદાન–સંપ્રાપ્તિ–લક્ષણો—

સ્નેહપાન કરેલા અથવા મંદ અગ્નિવાળા, ક્ષીણ અને અત્યંત કૃશ મનુષ્યને અતિ જળપાન કરવાથી અગ્નિ નષ્ટ થતાં, ક્લોમમાં રહેલો વાયુ તથા સ્રોતોનો માર્ગ રૂંધાઈ જવાથી જલર્થ:મિશ્ર થયેલો કફ, એ બન્ને તે જલને ઉદરરોગ માટે પોતાના સ્થાનના પ્રમાણથી અધિક કરી દે છે. ૪૫,૪૬

તેનાં લક્ષણો:-અન્નની ઇચ્છા ન થવી, તૃષા, ગુદાસ્રાવ, શૂળ, શ્વાસ, ઉધરસ અને દુર્બળતા થાય છે; અને વળી પેટ અનેક વર્ણની રેખા તથા સિરાઓથી વ્યાપ્ત અને પાણીથી ભરેલી મશકના ખળભળાટ સમાન સ્પર્શવાળું થાય છે. આ ઉદકોદર છે એમ જાણવું. ૪૭

તેમાં થોડા સમયથી થયેલા, ઉપદ્રવરહિત તથા પાણી પેદા ન થયું હોય એવા ઉદરરોગની ઉતાવળ કરતા વૈદ્યે ચિકિત્સા કરવી; કારણ કે ઉપેક્ષા કરેલા એઓના દોષો પોતાના સ્થાનમાંથી પાછા ફરેલા અને પરિપાકથી દ્રવરૂપ થયેલા, સન્ધિઓ અને સ્રોતોને ક્લિન્ન કરે છે અને સ્વેદ પણ બહારના સ્રોતોમાં કુંઠિત ગતિવાળો થઈને, આડો અવસ્થિત થઈને, તે જ જલને વધારે છે. તેમાં પિચ્છાની ઉત્પત્તિ થતાં પેટ ગોળાકાર, ભારે, સ્તિમિત, ટપકાર્યાથી શબ્દરહિત, સ્પર્શમાં મૃદુ, જેમાંથી રેખાઓ જતી રહી છે તેવું, નાભિમાંજ આક્રમણ કરીને ફેલાતું હોય છે; તે પછી જલની ઉત્પત્તિ થાય છે. તેનાં લક્ષણો:- પેટનું અત્યંત વધવું, સિરાઓનું ન દેખાવું અને પાણીથી ભરેલી મશકના ખળભળાટ સમાન સ્પર્શ થવો; ત્યારે રોગીને ઉલટી, અતિસાર, તમકશ્વાસ, તૃષા, શ્વાસ, ઉધરસ, હેડકી, દુર્બળતા, પડખામાં શૂળ, અરુચિ, સ્વરભેદ, મૂત્રની અટકાયત વગેરે ઉપદ્રવો થાય છે. તેવાને ચિકિત્સા માટે અયોગ્ય જાણવો. ૪૮

ઉદરરોગની સાધ્યાસાધ્યતા—

આ બાબતમાં શ્લોકો છે—

વાતથી, પિત્તથી, કફથી, પ્લીહાથી, સન્નિપાતથી તથા ઉદકથી એમ ઉત્તરોત્તર ઉદરરોગ કષ્ટતર છે એમ વૈદ્યે જાણવું. ૫૦

પ્રાયઃ બદ્ધગુદ પંદર દિવસ પછી, બીજા સર્વ ઉદરરોગો પાણી પેદા થવાથી તથા છિદ્રોદર મનુષ્યના મૃત્યુને માટે થાય છે. ૫૧

સૂજેલી આંખોવાળાને, વાંકી વળી ગયેલી મૂત્રેન્દ્રિયવાળાને, ક્લેદવાળી તથા પાતળી ચામડીવાળાને તથા બલ-રક્ત-માંસ અને અગ્નિ જેનાં ક્ષીણ થયાં છે એવા રોગીને છોડી દેવા જોઈએ. ૫૨

સઘળા મર્મોમાં સોજો ઉત્પન્ન થવો, શ્વાસ, હેડકી, અરુચિ, તૃષા, મૂર્છા, ઉલટી અને અતિસાર-એ ઉદર-રોગી મનુષ્યને હણે છે. ૫૩

ઉત્પન્ન થતાં જ સઘળા ઉદરરોગો અત્યંત કષ્ટસાધ્ય છે. બળવાનને થયેલો, પાણી જેમાં પેદા થયું નથી તેવો અને નવો ઉદરરોગ પ્રયત્નસાધ્ય છે. ૫૪

પાણી ન થયું હોય એવા ઉદરનાં લક્ષણો—

સોજા વગરનું, અરુણ કાંતિવાળું, અવાજવાળું, અતિશય ભારથી રહિત, હમેશાં ગડગડાટવાળું અને શિરાજાળથી વ્યાપ્ત ઉદર નાભિને સ્તબ્ધ કરીને ગુદામાં મળ તથા વાતના વેગને ઉત્પન્ન કરીને બેસી જાય છે.—હૃદય, નાભિ, વંક્ષણ, કટી, ગુદા એ પ્રત્યેકમાં જેને શૂલ નીકળે છે એવા તથા વેગવાળા અપાનવાયુને છોડતા તથા ખાવાની ઇચ્છાવાળા રોગીના ઉદરરોગને, અતિશય મંદ ન હોતાં, મુખ વિરસ ન હોતાં, મૂત્ર અલ્પ હોતાં, મળ બંધાયેલો હોતાં, પાણી જેમાં પેદા નથી થયું એવાં આ લક્ષણોથી યથાર્થરૂપે જાણીને દોષ-બલ તથા કાલના વિશેષને જાણનાર વૈદ્યે તેની ચિકિત્સા કરવી. ૫૫–૫૮

વાતોદરમાં ચિકિત્સાનો વિધિ—

બળવાન પુરુષને થયેલા વાતોદરનો ઉપચાર પ્રથમ સ્નેહથી કરવો. સ્નેહન તથા સ્વેદન કરેલા રોગીને સ્નેહ-પ્રધાન વિરેચન આપવું. ૫૯

દોષ દૂર થતાં નમી ગયેલા પેટને વસ્ત્રથી વીંટીને બાંધવું. તેમ કરવાથી એ ઉદરમાં અવકાશ ન હોવાથી વાયુ તેને ફરીને ફુલાવશે નહિ. ૬૦

દોષો અત્યંત વધવાથી, સ્રોતોના માર્ગો રૂંધાઈ ગયા હોવાથી ઉદરરોગ થાય છે. તેથી દરદીને દરરોજ વિરેચન કરાવવું જ. ૬૧

શુદ્ધ થયેલા રોગીને સંસર્જન કરાવીને, બળપ્રાપ્તિને માટે તેને દૂધ આપવું. બલ પ્રાપ્ત થયા પછી ઉત્કલેશ થવાની પૂર્વે ક્રમથી દૂધ બંધ કરવું. ૬૨

જરાજરા ખાટા અને ખારા યૂષ કે માંસરસોથી જેનો અગ્નિ પ્રદીપ્ત કર્યો છે એવા રોગીને ઉદાવર્ત થાય તો ફરીને સ્નેહન તથા સ્વેદન કરીને આસ્થાપન બસ્તિ આપવી. ૬૩

અંગ ફરકતાં હોય એવા, આંચકીવાળા તથા સાંધા, હાડકાં-પડખાં-પીઠ અને ત્રિકની પીડાવાળા તથા પ્રદીપ્ત અગ્નિવાળા અને જેના મળ તથા વાત રોકાઈ ગયા છે એવા રૂક્ષ રોગીને પણ અનુવાસન બસ્તિ આપવી. ૬૪

નિરૂહબસ્તિ માટે તીક્ષ્ણ વિરેચન દ્રવ્યોથી યુક્ત દશમૂળનો ક્વાથ લેવો; અને વાતઘ્ન તથા અમ્લ દ્રવ્યોથી સિદ્ધ કરેલ એરંડિયા તેલની અથવા તલના તેલની અનુવાસન બસ્તિ કરવી. ૬૫

વિરેચન આપવાને જે અયોગ્ય જણાય એવા, દુર્બળ, વૃદ્ધ, બાળક, પ્રકૃતિથી કોમળ, અલ્પ દોષવાળા અને વાતોલ્બણ રોગીનો ઉપચાર બુદ્ધિમાન વૈદ્યે શમન કરનાર ઘી, યૂષ, માંસરસ, ભાત, બસ્તિ, અભ્યંગ, અનુવાસન અને દૂધથી કરવો. ૬૬,૬૭

પિત્તોદરમાં ચિકિત્સાનો વિધિ—

પિત્તજન્ય ઉદરરોગમાં બળવાન રોગીને પ્રથમ જ વિરેચન આપવું અને દુર્બળને પ્રથમ અનુવાસન આપીને ક્ષીરબસ્તિથી શોધન કરવું. બળ તથા જઠરાગ્નિ જેને પ્રાપ્ત થયાં છે એવા રોગીને પુનઃ સ્નેહન કરીને નસોતરના કલ્કસહિત સિદ્ધ કરેલા દૂધથી, એરંડથી સિદ્ધ કરેલા દૂધથી, સાતલા તથા ત્રાયમાણથી સિદ્ધ કરેલા દૂધથી કે ગરમાળાથી સિદ્ધ કરેલા દૂધથી વિરેચન આપવું. કફયુક્ત પિત્તોદરમાં મૂત્રસહિત અને વાતયુક્ત પિત્તોદરમાં તિક્તસર્પિસહિત ઉપર કહેલા દૂધથી વિરેચન આપવું. ફરી દૂધનો પ્રયોગ, બસ્તિકર્મ, અને વિરેચન.—આ ક્રમ પ્રમાણે આચરણ કરતો યોગ્ય રોગી નિશ્ચય પિત્તોદરને જીતે છે. ૬૮–૭૧

કફોદરમાં ચિકિત્સાનો વિધિ—

સ્નેહન, સ્વેદન તથા શોધન કરેલા કફોદરના રોગીને,

કટુ તથા ક્ષારયુક્ત અને કફને દૂર કરનારાં આહારો વડે સંસર્જન કરવું; ગોમૂત્ર અને અરિષ્ટ પીવાથી, ચૂર્ણ તથા લોહની બનાવટોથી તથા ક્ષારયુક્ત તેલ પીવાથી કફોદરનું શમન કરવું. ૭૨,૭૩

સન્નિપાતોદરમાં ચિકિત્સાનો વિધિ—

સન્નિપાતજન્ય ઉદરરોગોમાં પૂર્વે કહેલી બધી ક્રિયાઓ કરવી; પણ ઉપદ્રવોસહિત ઉત્પન્ન થયેલા ઉદરરોગને સમજુ વૈદ્યે ચિકિત્સાની ના પાડવી. ૭૪

પ્લીહોદરમાં ચિકિત્સાનો વિધિ—

પ્લીહોદરમાં ઉદાવર્ત-પીડા અને આનાહ, દાહ-મૂર્છા-તૃષા અને જ્વર, ગૌરવ-અરુચિ અને કઠિનતા; એ લક્ષણો વડે વાતાદિકને તથા પોતાનાં લક્ષણો વડે રક્તને દૂષિત જાણીને, દોષ તથા બળને અનુસરીને ચિકિત્સા કરવી. સમજીને સ્નેહન, સ્વેદન, વિરેચન, નિરૂહબસ્તિ, અનુવાસન બસ્તિ કર્મ કરવાં; અથવા ડાબા બાહુમાં સિરાવેધ કરવો. ષટ્પલઘૃત પીવરાવવું. પીપરનો, ગોળસહિત હરડેનો અથવા ક્ષાર અને અરિષ્ટ ગણનો પ્રયોગ કરવો. આ ક્રિયાક્રમ કહ્યો. હવે સંશમન યોગો સાંભળ. ૭૫–૭૮

પ્લીહોદરમાં પિપ્પલ્યાદિ ચૂર્ણ—

પીપર, સૂંઠ, દંતીમૂળ, ત્રિકટુ–દરેક એક એક ભાગ, હરડે ૨ ભાગ, વાવડિંગ એક ભાગ એનું ચૂર્ણ ઊના પાણીથી પીવું. ૭૯

વિડંગાદિ ક્ષાર—

વાવડિંગ, ચિત્રક, સૂંઠ, ઘૃત, સિંધાલૂણ અને વજ શકોરામાં અન્તર્ધૂમ બાળીને ગુલ્મ તથા પ્લીહાને હરનારું એ ચૂર્ણ દૂધથી પીવું. ૮૦

રોહિતકલતાસન્ધાન—

રોહિડાના કટકાઓ હરડેના કવાથ કે ગોમૂત્રમાં પલાળી રાખવા, અને સાત રાત્રિ રહેલું તે પીવું. તે કમળો, ગુલ્મ, પ્રમેહ, હરસ, પ્લીહા, બધી જાતના ઉદરરોગો તથા ક્રિમિને હણે છે; અને ઔષધ પચી ગયા પછી જાંગલ પશુપક્ષીઓના માંસરસો વડે એમાં ભોજન કરવું. ૮૧,૮૨

રોહિતક ઘૃત—

રોહિડાની છાલ ૧૦૦ તોલા અને બોર ૧૨૮ તોલા એને કવાથ કરવો. પીપરીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ એ પ્રત્યેક ૪ તોલા અને એ બધાંની સાથે સમાન રોહિડાની છાલ–એનો કલ્ક કરીને ઉપરના કવાથથી ૬૪ તોલા ઘી પકાવવું. આ ઘૃત ઉપયોગમાં લેવાથી પ્લીહાની વૃદ્ધિ તથા ગુલ્મ, ઉદર, શ્વાસ, ક્રિમિ, પાંડુ તથા કમળાનો શીઘ્ર નાશ કરે છે. વાતકફોલ્બણ પ્લીહોદરમાં વૈદ્યે અગ્નિકર્મ કરવું. ૮૩–૮૬

પૈત્તિક પ્લીહોદરની ચિકિત્સા—

પિત્તપ્રધાન પ્લીહોદરમાં જીવનીય દ્રવ્યોથી સિદ્ધ કરેલાં ઘૃતો, દૂધની બસ્તિઓ, રક્તમોક્ષણ, સંશોધન અને દૂધનું પાન શ્રેષ્ઠ છે. ૮૭

યકૃદ્દાલ્યુદરની ચિકિત્સા

વૈદ્યે પ્લીહોદરમાં દીપનીય દ્રવ્યોથી યુક્ત યૂષ તથા માંસના રસો સહિત હલકાં અનાજ સંસર્જનક્રમથી આપવાં. સમાનતા હોવાથી યકૃતમાં પ્લીહાના જેવાં સઘળાં ઔષધો છે. ૮૮

બદ્ધગુદોદરમાં ચિકિત્સાનો વિધિ—

જેને સ્વેદન કર્યું છે એવા બદ્ધોદરના રોગીને મૂત્ર તથા તીક્ષ્ણ ઔષધોથી યુક્ત, તેલ તથા લવણવાળી નિરૂહ અને અનુવાસન બસ્તિઓ આપવી. અનુલોમન કરનારાં અન્નો તથા તીક્ષ્ણ વિરેચનો યે આપવાં. ઉદાવર્તને હરણ કરનારું તથા વાતનો નાશ કરનારું કર્મ કરવું. ૮૯, ૯૦

છિદ્રોદરમાં ચિકિત્સાનો વિધિ—

સ્વેદ સિવાય, કફોદરની પેઠે છિદ્રોદરની ચિકિત્સા કરવી. જેમ જેમ જળ ઉત્પન્ન થતું જાય તેમ તેમ

તેનું સ્રાવણ કરવું; આ રીતે તેનું યાપન કરવું. તૃષા-ઉધરસ તથા જ્વરથી પીડાતા, માંસ-અગ્નિ અને ભોજન જેનાં ક્ષીણ થયાં છે એવા તથા શ્વાસવાળા, શૂળવાળા અને દુર્બળ ઇન્દ્રિયોવાળા દરદીને છોડી દેવો. ૯૧,૯૨

જલોદરમાં ચિકિત્સાનો વિધિ—

જલોદરમાં પ્રથમ જલના દોષને હરણ કરનારાં, મૂત્રયુક્ત, તીક્ષ્ણ અને વિવિધ ક્ષારવાળાં ઔષધો આપવાં. તથા દીપન અને કફઘ્ન આહારોથી તેનો ઉપચાર કરવો. અને ક્રમથી જળ વગેરે દ્રવ પદાર્થોમાંથી તેને રોકવો. ૯૩,૯૪

ઉદરમાં અન્નપાન—

સઘળા ઉદરરોગો પ્રાયઃ દોષોના સમૂહથી ઉત્પન્ન થયેલા છે; તેથી સર્વત્ર ત્રણે દોષોનું શમન કરનારી ક્રિયા કરવી. દોષોથી પેટ જ્યારે પૂર્ણ ભરાઈ જાય છે ત્યારે અગ્નિ મંદ થાય છે; તેથી દીપન અને લઘુ આહારનું ભક્ષણ કરવું. રાતા ચોખા, જવ, મગ, જાંગલ પશુપક્ષીઓનાં માંસ, દૂધ, મૂત્ર, આસવ, અરિષ્ટ, મધ, સીધુ અને સુરા તથા થોડા ખાટા-સ્નેહવાળા અને તીખાશવાળા- બૃહત્ પંચમૂળથી સિદ્ધ કરેલા યૂષ તથા માંસના રસોથી યવાગૂ કે ભાતનું ભક્ષણ કરવું. ૯૫-૯૮½

ઉદરમાં અપથ્ય—

જલચર તથા આનૂપ પ્રાણીઓનું માંસ, શાક, લોટમાંથી બનતા પદાર્થો, તલ, વ્યાયામ, માર્ગગમન, દિવસની નિદ્રા અને વાહનમાં બેસવું-એ તજવાં. તેમ જ ઉદરરોગના રોગીએ ઉષ્ણ, લવણ, અમ્લ, વિદાહી અને ભારે અન્ન ન ખાવાં તથા પાણી પીવાનું છોડી દેવું. ૯૯,૧૦૦

ઉદરમાં છાસનું વિધાન—

જલોદરના રોગીએ બહુ ખાટી નહિ એવી, મોળી, માખણ વગરની, ત્રિકટુ-જવખાર અને સિંધાલૂણ મિશ્રિત અને પીવામાં હિતકારી છાસ પીવી. વાતોદરના રોગીએ પીપર તથા સિંધાલૂણમિશ્રિત તક્ર પીવી. પિત્તોદરના રોગીએ સાકર અને જેઠીમધથી મિશ્ર મોળી છાસ પીવી. કફોદરના રોગીએ અજમો, સિંધાલૂણ, જીરું અને ત્રિકટુયુક્ત અને મધમિશ્રિત, નવશેકી અને સાવ માખણ-રહિત નહિ એવી છાસ પીવી. પ્લીહોદરના રોગીએ મધ, તેલ, વજ, સૂંઠ, સુવા, કઠ, સિંધાલૂણથી યુક્ત છાસ પીવી. જલોદરવાળાએ ત્રિકટુસહિત તાજી છાસ; બદ્ધોદર-વાળાએ હપુષા, અજમો, જીરું અને સિંધાલૂણથી યુક્ત અને છિદ્રોદરવાળાએ પીપર અને મધમિશ્રિત છાસ પીવી. ગૌરવ અને અરુચિથી પીડાતા, મંદાગ્નિ અને અતિસાર-વાળા, વાતકફથી પીડાતા રોગીઓને છાસ અમૃતરૂપ બને છે. ૧૦૧-૧૦૬

ઉદરમાં દૂધનું વિધાન—

સોજા, આનાહ, વેદના, તૃષા અને મૂર્ચ્છાથી પીડાતા રોગીને ઊંટડીનું દૂધ અને સંશોધનથી શુદ્ધ અને ક્ષીણ દેહવાળાઓને ગાયનું-બકરીનું તથા ભેંસનું દૂધ અમૃત સમાન છે. ૧૦૭½

ઉદરમાં પ્રદેહ-પરિષેક વગેરે—

દેવદાર, ખાખરો, આકડો, ગજપીપર, સરગવો, આસંધ-એ સરખે વજને લઈ ગોમૂત્રસહિત એ ઔષધોથી પેટ ઉપર લેપ કરવો. ૧૦૮½

વૃશ્ચિકાલી, વજ, કઠ, બૃહત્ પંચમૂળ, સાટોડી, ભૂતીક, સૂંઠ અને ધાણા એને જલમાં પકાવીને અભિષેક કરવો. ખાખરો, કતૃણ, રાસ્ના-એને ઉપર પ્રમાણે પકાવીને અભિષેક કરવો. ઉદરના રોગીઓને આઠ પ્રકારનાં મૂત્રોનો, અભિષેક તથા પીવામાં ઉપયોગ કરવો. ૧૦૯-૧૧૦

ઉદરમાં ઘૃતયોગો—

રૂક્ષ બહુ વાતવાળા તથા સંશોધનની ઇચ્છાવાળાઓને માટે દીપનીય તથા ઉદરરોગનાશક ઘૃતો અમે કહીએ છીએ. ૧૧૧

પંચકોલ ઘૃત—

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ તથા

જવખાર દરેક ૨ તોલાના કલ્કથી દશમૂળનો કવાથ ૨૦૦ તોલા તથા દહીંનું પાણી ૨૫૬ તોલા—એનાથી ૧૨૮ તોલા ઘૃત પકાવવું. તે ઘૃત ઉદરરોગનો નાશ કરનારું છે તથા સોજા, વાયુનો વિષ્ટંભ, ગુલ્મ અને અર્શનો નાશ કરે છે. ૧૧૨–૧૧૪

ઉદરમાં નાગર ઘૃત—

સૂંઠ, હરડે, બહેડાં, આમળાં એ બધું ૧૬ તોલા, ઘૃત તથા તેલ ૬૪ તોલા, દહીંનું પાણી ૨૫૬ તોલા, એ પકાવીને પીવું. એ સર્વ પ્રકારના ઉદરરોગોનો નાશ કરનારું છે તથા કફવાતજન્ય ગુલ્મમાં આ પ્રશસ્ત છે. ૧૧૫

ચિત્રક ઘૃત—

ઘી ૬૪ તોલા, પાણી ૨૫૬ તોલા, ગોમૂત્ર ૧૨૮ તોલા અને ચિત્રક ૪ તોલાનો કલ્ક કરી, સિદ્ધ કરીને, ૪ તોલા જવખાર મેળવી ઉદરરોગીએ પીવું. ૧૧૬

યવાદિ ઘૃત—

જવ, બોર, કળથી, પંચમૂળનો કવાથ, સુરા અને સૌવીરકથી સિદ્ધ કરેલું ઘૃત પીવું. ૧૧૭

ઉદરમાં વિરેચન—

એ ઘૃતોથી સ્નિગ્ધ થયેલા ઉદરરોગીને શક્તિ આવે, વાયુ શાંત થાય, દોષ તથા આશય શિથિલ થાય ત્યારે કલ્પસ્થાનમાં કહેલ વિરેચન આપવું. ૧૧૮

પટોલાદિ ચૂર્ણ—

પટોલનાં મૂળ, હળદર, વાવડિંગ, હરડે, બહેડાં, આમળાંની છાલ, કપીલો, ગળો અને નસોતર એમાંનાં પહેલાં છ દરેક એક એક તોલો અને છેલ્લાં ત્રણ અનુક્રમે બમણાં, ત્રમણાં અને ચારગણાં લઈને ચૂર્ણ કરવું. તેમાંથી ૪ તોલા મનુષ્યે ગૌમૂત્રથી પીવું. રેચ લાગ્યા પછી જાંગલ પ્રાણીઓના માંસરસોથી મૃદુ આહાર કરવો અથવા મંડ અને પેયાનું પાન કરીને મનુષ્યે છ દિવસ સુધી ત્રિકટુસહિત ઉકાળેલું દૂધ પીવું. તે પછી ઉપલું ચૂર્ણ પીવું. એ પ્રમાણે ફરી ફરીને કરવું. આ ચૂર્ણ પાણી પેદા થયું છે એવા સઘળા ઉદરરોગોને હણે છે. કમળો, પાંડુરોગ અને સોજાને તે દૂર કરે છે. આ પટોલાદ્ય ચૂર્ણ ઉદરરોગોમાં શ્રેષ્ઠ છે. ૧૧૯–૧૨૩

ઇન્દ્રવારુણી, શંખિની, દંતીમૂળ, તિલ્વકની છાલ અને વજ એનું ચૂર્ણ, દ્રાક્ષનો કવાથ, ગોમૂત્ર, મોટાં અને નાનાં બોરનો રસ અને સીધુથી પીવું. ૧૨૪

નારાયણ ચૂર્ણ—

અજમો, હપુષા, ધાણા, શાહજીરું, કાળીજીરી, પીપરીમૂળ, અજમંધા, કચૂરો, તજ, સુવા, જીરું, ત્રિકટુ, દારુડી ચિત્રક, સાજીખાર, જવખાર, પુષ્કરમૂળ, કઠ, સિંધાલૂણ, સંચળ, બિડલવણ, સમુદ્રનું મીઠું, ઉદ્‌ભિદ્‌લવણ અને વાવડિંગ એ દરેક સમાન ભાગ; દંતીમૂળ ત્રણ ભાગ; નસોતર તથા ઇન્દ્રવારુણી બે બે ભાગ; સાતલા ચાર ભાગ—આ નારાયણ નામનું ચૂર્ણ રોગસમૂહનો નાશ કરનારું છે. વિષ્ણુને પ્રાપ્ત કરીને જેમ અસુરો આગળ વધી શકતા નથી તેમ આ ચૂર્ણને પ્રાપ્ત કરીને રોગો આગળ વધી શકતા નથી. ઉદરરોગીએ છાસથી, ગુલ્મરોગીએ બોરના રસથી, વાતવિબંધમાં સુરાથી, વાતરોગોમાં પ્રસન્નાથી, મળાવરોધમાં દહીંના પાણીથી, હરસવાળાએ દાડમના રસથી, પરિકર્તિકામાં વૃક્ષામ્લથી, અજીર્ણમાં ગરમ જલથી; ભગંદર, પાંડુરોગ, શ્વાસ, ઉધરસ, ગલગ્રહ, હૃદયરોગ, ગ્રહણીરોગ, કુષ્ઠ, મંદાગ્નિ, જ્વર, દાઢનું વિષ, મૂળનું વિષ, દૂષીવિષ અને કૃત્રિમવિષ એમાં સ્નિગ્ધ કોઠાવાળા દરદીએ યથાયોગ્ય આ વિરેચનનું પાન કરવું. ૧૨૫–૧૩૨

(આ પ્રમાણે નારાયણ ચૂર્ણ થયું.)

હપુષાદિ ચૂર્ણ—

હપુષા, કાંચનક્ષીરી, ત્રિફળા, કટુ, ગળી, ત્રાયમાણ, સાતલા, નસોતર, વજ, સિંધાલૂણ, બિડલવણ અને પીપર એનું ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દાડમ-ત્રિફળા અને માંસનો રસ, મૂત્ર તથા નવશેકાં પાણીથી સઘળા ગુલ્મ,

પ્લીહા, સર્વ ઉદરરોગ, પીડા તથા વાતસહિત શ્વિત્ર, કુષ્ઠ, વિષમાગ્નિ, સોજા, હરસ, પાંડુરોગ, કમળો અને હલીમકમાં પીવું. વિરેચનથી તે વાત, પિત્ત તથા કફને શીઘ્ર મટાડે છે. ૧૩૩–૧૩૬

(આ પ્રમાણે હપુષાદિ ચૂર્ણ થયું)

नीलिन्यादि चूर्ण—

ગળી, નિચુલ, ત્રિકટુ, સાજીખાર, જવખાર, સિંધાલૂણ, સંચળ, સમુદ્રનું મીઠું, બિડલવણ, વડાગરું, ચિત્રક એનું ચૂર્ણ ઘીની સાથે પીવું; એ ગુલ્મ તથા ઉદરરોગને નાશ કરનારું છે. ૧૩૭

(આ પ્રમાણે નીલિન્યાદિ ચૂર્ણ થયું.)

घृतना योगो—

થોરના ૩૨ તોલા દૂધસહિત ૧૦૨૪ તોલા દૂધનું જમાવેલું દહીં વલોવીને નીકળેલું ઘી યુક્તિપૂર્વક નસોતરના કલ્કથી સિદ્ધ કરીને પીવું. તેવી જ રીતે ઉપર કહેલું ૬૪ તોલા ઘી આઠગણા દૂધની સાથે થોરના ૪ તોલા દૂધથી કલ્કરૂપ કરેલ ૨૪ તોલા નસોતરથી પકાવવું. સિદ્ધ થયેલું તે ઘૃત ગુલ્મ, દૂષીવિષ અને ઉદરરોગની શાંતિ માટે પીવું. ૧૩૮–૧૪૦

(આ પ્રમાણે સ્નુહીક્ષીર ઘૃત થયું)

થોરના ૪ તોલા દૂધરૂપ કલ્કથી યુક્ત ૨૫૬ તોલા દહીંના પાણીમાં સિદ્ધ કરેલા ૬૪ તોલા ઘૃતમાંથી, ઉદરરોગની શાંતિ માટે, તે જ રીતે યોગ્ય માત્રા પીવી. ૧૪૧

એ ઘૃતોના અનુપાન તરીકે પેયા અથવા દૂધ કે માંસરસ પીવો. ઘી પચી ગયા પછી જેને રેચ થયા છે એવા રોગીએ સૂંઠથી ઉકાળેલું નવશેકું પાણી પીવું અને ત્યાર પછી પેયા અને કળથીનો યૂષ પીવો. આ રીતે રૂક્ષ કોઠાવાળાએ ત્રણ દિવસ સુધી ક્રમપૂર્વક પીવું. અથવા ફરી ફરીને, થોડા પ્રમાણમાં ભોજન કરતાં પીવું. આ પ્રમાણે ફરી ફરીને એ જ અનુક્રમથી ઘૃતનું પાન કરવું. ગુલ્મ, દૂષીવિષ અને ઉદરરોગની શાંતિને માટે કુશળ વૈદ્યે આ સિદ્ધ ઘૃતો બનાવવાં જોઈએ. ૧૪૪

પીલુના કલ્કથી સિદ્ધ કરેલું આનાહનો નાશ કરનારું ઘૃત અથવા ગુલ્મનો નાશ કરનારું નીલિની ઘૃત અથવા મિશ્રક સ્નેહ પીવો. ૧૪૫½

કેટલાક બીજા યોગો—

હવે પછી અનુક્રમે જેના દોષો દૂર થયા છે અને જાંગલ માંસોનું ભોજન કરનારા રોગીઓના બાકી રહેલા દોષની નિવૃત્તિ માટે યોગો કહું છું. ૧૪૬½

એક માસ પર્યંત નિયમમાં રહીને, હરદીએ ચિત્રક અને દેવદારનો કલ્ક દૂધ સાથે પીવો તેમજ ગજપીપર, સૂંઠ, દૂધ સાથે પીવાં. વાવડિંગ ચિત્રક, દન્તીમૂલ, ચવક, ત્રિકટુ એ દરેકના અર્ધા તોલા કલ્કથી પકાવેલું દૂધ પીને વધેલા ઉદરરોગને જીતવો. ૧૪૮½

ત્રિફલા-દંતીમૂળ અને રોહિડાથી કરેલો કષાય ત્રિકટુ અને જવખારસહિત પીવો અને પચી ગયા પછી જાંગલ પ્રાણીઓના માંસસહિત ભોજન કરવું. ૧૪૯½

થોરના દૂધથી સિદ્ધ કરેલા ઘૃતસહિત માંસ કે અન્નનું ભોજન કરવું. ૧૫૦

उदरमां ऊंटडीनुं दूध-बकरीनुं दूध-हरडे-शिलाजित-गुगळ अने आदुना प्रयोग—

અથવા દૂધના અનુપાનવાળી હરડેનો ગોમૂત્રમાં ઉપયોગ કરવો અને અન્ન ન ખાતાં રોગીએ સાત દિવસ ભેંસનુ મૂત્ર તથા દૂધ પીવું. ૧૫૧

એક માસ પર્યન્ત ઊંટડીનું દૂધ, ત્રણ માસ પર્યંત બકરીનું દૂધ ત્રિકટુસહિત પીવું; અથવા દૂધનું ભોજન કરતાં એક હજાર હરડે અથવા શિલાજિત લેવું; અથવા શિલાજિતની વિધિથી ગુગળનો પ્રયોગ કરવો. આદુનો રસ દૂધની સમાન લઈ પીવાથી હિતકારી છે.

અથવા તે આદુના દશગણા રસથી સિદ્ધ કરેલું તેલ પીવામાં હિતકારી છે. ૧૫૨–૧૫૩

वातोदरमां तैलविधान—

દંતી અને દ્રવંતીના બીજથી ઉત્પન્ન થયેલું તેલ દૂષ્યોદરમાં થયેલાં શૂળ, આનાહ અને મળબંધમાં, દહીંનું પાણી, યૂષ અને માંસરસ ઇત્યાદિની સાથે હિતકારી છે. ૧૫૪½

સરલા, મીઠો સરગવો અને મૂળાનાં બીજ એઓના તેલ શૂળનો નાશ કરનારાં છે; અને વાતોદરમાં અભ્યંગ તથા પાન માટે ઉપયોગી છે. ૧૫૫,૧૫૬

कफोदरमां अरिष्टना योगो—

દોષોનો વિચાર કરીને વૈદ્યે, મદ્ય પીનારાને, સ્તિમિતતા, અરુચિ, મોળ અને મંદાગ્નિમાં કફથી કઠિન તથા સ્થિર થયેલા ઉદરમાં કફને પીગળાવવા માટે અરિષ્ટો તથા ક્ષારો આપવા. ૧૫૭

कफोदरमां क्षारना योगो—

પીપર, તિલ્વક, હિંગ, સૂંઠ, ગજપીપર, ભિલામાં, સરગવાની શીંગ ત્રિફળા, કડુ, દેવદાર, હળદર, દારુહળદર, સરલ, અતિવિષ, વજ, કઠ, મોથ, પાંચલવણ—એ બધાંને દહીં, ઘી, વસા, મજ્જા અને તેલથી મિશ્ર કરીને બાળવાં. આ ક્ષારમાંથી એક તોલો, ભોજન પછી, મદિરા, દહીંનું જલ, ઊનું પાણી, અરિષ્ટ સુરા તથા આસવોથી પીવો. એ હૃદયરોગ, સોજા, ગુલ્મ, પ્લીહા, હરસ, ઉદરરોગ, વિસૂચિકા, ઉદાવર્ત અને વાતજન્ય અષ્ઠીલાનો નાશ કરે છે. ૧૫૮–૧૬૧½

બકરીની લીંડીના મૂત્રથી ગાળી કાઢેલો ક્ષાર એક તોલો પકાવવો. તેમાં પીપરીમૂળ, પાંચલવણ, પીપર, ચિત્રક, સૂંઠ, ત્રિફળા, નસોતર, વજ, સાજીખાર, જવખાર, સાતલા, દંતી, સ્વર્ણક્ષીરી, વિષાણિકા એ બધાં એક તોલો નાખવાં. અર્ધા તોલાની ગોળી બનાવીને સોજા, અપચો અને વધેલા જલોદરમાં સૌવીરસહિત પીવી. ૧૬૨–૧૬૪

उदरमां यवागूयोग—

ઉદરરોગની નિવૃત્તિ માટે, ગાયના મૂત્રની ભાવના આપેલા સાઠીના ચોખામાંથી દૂધ વડે સિધ્ધ કરેલી યવાગૂ રોગીને ખૂબ પાવી અને તેની ઉપર શેરડીનો રસ પાવો. આ પ્રમાણે કરવાથી ઉદરરોગ મટી જાય છે અને પિત્ત-કફ તથા વાયુ પોતપોતાના સ્થાનમાં જતા રહે છે. ૧૬૫–૧૬૬½

उदरमां शाक—

શંખિની, થોર, નસોતર, દંતી, ચિરબિલ્વ ઇત્યાદિનાં પાંદડાં વડે કરેલું શાક વૈદ્યે, જેનો મળ સુકાઈ જતો હોય એવા રોગીને, ભોજનની પૂર્વે આપવું. ત્યાર પછી શાસ્ત્રને જાણનારા વૈદ્યે, જેના મળ તથા દોષ શિથિલ થયા છે એવા એ રોગીને, બાકી રહેલા દોષને દૂર કરનારું તથા કલ્યાણ કરનારું દૂધ મૂત્રસહિત આપવું. ૧૬૭, ૧૬૮½

उदरमां क्षारतैल—

વાયુ જેને પડખામાં શૂળ, ઉપસ્તંભ અને હૃદયગ્રહ કરે તેને બિલ્વક્ષારથી સિધ્ધ કરેલું તેલ પાવું. તથા અરણી, સ્યોનાક, ખાખરો, તલનાં કણસલાં, કેળ અને અઘેડો એ દરેકના સ્રાવિત ક્ષારો વડે તેલ પકાવીને વૈદ્યે ઉદરરોગની શાંતિ માટે આપવું. એનાથી ઉદરરોગીઓનો વાતજનિત હૃદ્ગ્રહ મટી જાય છે. ૧૬૯–૧૭૧½

उदरमां ऐरंड तैल—

કફ વાતથી કે પિત્તથી આવૃત થયો હોય અથવા વાત કફ-પિત્તથી આવૃત થયો હોય ત્યારે બલવાન રોગીને તે દોષનાશક ઔષધથી યુક્ત એરંડિયું તેલ હિતકારી છે. ૧૭૨½

उदरमां बस्तिओ—

જે મનુષ્યને સારી રીતે વિરેચન થયું હોવા છતાં પુનઃ આધ્માન થાય તો સારી રીતે સ્નેહવાળી, ખાટી અને ખારી નિરૂહબસ્તિઓ વડે તેનો ઉપચાર કરવો. અથવા વસ્ત્રથી બાંધેલો હોવા છતાં વાયુ જે મનુષ્યને આધ્માનયુક્ત કરે તેનો, ક્ષાર તથા ગોમૂત્રથી યુકત એવા તીક્ષ્ણ બસ્તિઓ વડે, ઉપચાર કરવો. ૧૭૩–૧૭૪½

उदरमां विषनो प्रयोग—

ચિકિત્સાને ગણકારે નહિ એવા ઉદરરોગમાં અને ન મટતા ત્રિદોષજન્ય ઉદરરોગમાં રોગીના કુટુંબીઓ, મિત્રો, સ્ત્રી, બ્રાહ્મણો, રાજાઓ અને વડીલોને રોગીના જીવનની અનિશ્ચિતતા કહી તેમની રજા લઈને વૈદ્ય નીચે પ્રમાણે ચિકિત્સા કરવી ૧૭૫,૧૭૬

'ચિકિત્સા ન કરવામાં મૃત્યુ અવશ્ય થશે અને ચિકિત્સા કરવાથી મૃત્યુ કદાચ થાય કે ન થાય એમ સંશય રહે' એમ કહીને તે રોગીના હિતેચ્છુઓની રજા જેણે મેળવી છે એવા વૈદ્યે પીવાના તથા ખાવાના પદાર્થોથી યુક્ત, નીચે જણાવેલું વિષ એને આપવું. અથવા વૈદ્યે, વિચાર કરીને, ગુસ્સે થયેલો સર્પ જે

ફળમાં ઝેર રેડે તે ફળ, ઉદરરોગવાળાને ખવરાવવું. તે વિષથી સ્થિર થયેલો, લય પામેલો અને વિમાર્ગમાં ગયેલો રોગીનો દોષસમૂહ શીઘ્ર ભેદાઈ બહાર આવે છે. ૧૭૭-૧૭૯½

વિષથી જેના દોષો હરાઈ ગયા છે અને ઠંડા જલથી જેને અભિષેક કર્યો છે એવા તેને વૈદ્યે બલ પ્રમાણે દૂધ કે યવાગૂ પાવી. ૧૮૦½

અન્નનું ભક્ષણ ન કરનાર રોગીએ નસોતર, મંડૂકપર્ણી, જવ, બથવો તથા કાલશાકનું શાક-એ પોતાના સ્વરસથી સિદ્ધ, ખટાશ-લવણ અને સ્નેહથી રહિત, પૂરેપૂરું બાફેલું, જરા બાફેલું એક માસ પર્યંત ખાવું. અને તે પછી તરસ્યો થાય ત્યારે તેનો જ સ્વરસ પીવો. તે પછી આ રીતે શાકો વડે દોષ દૂર થતાં એક માસ પછી વૈદ્યે દુર્બળ રોગીને ઊંટડીનું પ્રાણપોષક દૂધ આપવું. ૧૮૧-૧૮૩½

बद्धोदर અને क्षतान्त्रનું शस्त्रकर्म

જેણે શસ્ત્રકર્મ જોયું છે એવા શસ્ત્રવૈદ્યોનું આ નીચે કહેવાય છે તે કર્મ છે. નાભિ નીચે ચાર અંગુલ માપીને પેટના ડાબા ભાગમાં બુદ્ધિમાન વૈદ્યે યોગ્ય પ્રમાણવાળા શસ્ત્રથી ભેદન કરવું. બદ્ધાન્ત્ર અને ક્ષતાન્ત્રમાં ભેદન કર્યા પછી આંતરડાંને જોઈને, ઘૃતથી ચોપડીને, કેશ વગેરેને સાફ કરીને કાઢી નાખવાં; અને જે આંતરડું મળી જવાથી ફસાઈ ગયું હોય તેને પણ છૂટું પાડવું. આંતરડાનાં છિદ્રોને મોટા મંકોડા કરડાવીને મોટે ભાગે સંધાઈ ગયેલા જાણીને, મંકોડાને કાપીને, વિપરીત પ્રયોગો વડે આંતરડાને અંદર પ્રવેશ કરાવી તે પછી સોઈના અગ્રભાગો વડે વ્રણને સીવી લેવો. ૧૮૪-૧૮૮

जलोदरનું शस्त्रकर्म—

તથા જેમાં પાણી પેદા થયું છે એવા સઘળા ઉદરોને વૈદ્યે ડાબા પડખામાં નાભિની નીચે વીંધવાં અને ભૂંગળી લગાડીને પાણી કાઢવું. પાણી કાઢી, હાથે દબાવીને એ ઉદરને વસ્ત્રથી મજબૂત વીંટવું; તેમજ બસ્તિ વિરેચન ઇત્યાદિથી નમી ગયેલાં સઘળાં ઉદરોને વસ્ત્રથી વીંટવાં. જલ કાઢયા પછી લંઘન જેણે કર્યું છે એવા રોગીએ સ્નેહ તથા લવણરહિત પેયાનું પાન કરવું. એ પછી મનુષ્યે છ માસ પર્યંત દૂધનો આહાર કરીને રહેવું. ત્રણ માસ પર્યંત દૂધસહિત પેયા પીવી અને ત્રણ માસ પર્યંત સામા કે કોદરાનું લવણરહિત દૂધસહિત લઘુ ભોજન કરાવવું. ૧૮૯-૧૯૨

આ પ્રમાણે પ્રાપ્ત થયેલા જલોદરને મનુષ્ય એક વર્ષે જીતે. ૧૯૨½

उदरમાં દૂધની શ્રેષ્ઠતા—

દોષના અનુબંધમાંથી બચવા માટે તથા બલની સ્થિરતા માટે સઘળા પ્રયોગોને અંતે દૂધનો પ્રયોગ કરવો; કારણ કે પ્રયોગોથી જેનાં શરીર ક્ષીણ થયાં છે તથા સઘળી ધાતુઓ ક્ષીણ થઈ છે એવા ઉદરરોગીઓને દેવતાઓને અમૃતની પેઠે દૂધ હિતકારી છે. ૧૯૩,૧૯૪

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

આઠ પ્રકારના ઉદરરોગોનાં સંક્ષેપ વિસ્તારથી કારણ, પૂર્વરૂપ, લક્ષણ, ઉપદ્રવો, કષ્ટસાધ્યતા, સાધ્યાસાધ્યતા, પાણી ઉત્પન્ન થયેલનાં અને ન થયેલનાં લક્ષણો તથા વિસ્તૃત નિર્દેશો વડે ઉદરોની ચિકિત્સા 'ઉદર ચિકિત્સિત' નામના અધ્યાયમાં મહર્ષિએ કહ્યાં છે. ૧૯૫,૧૯૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબળે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'ઉદર ચિકિત્સિત' નામનો તેરમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૩

---

## અધ્યાય ચૌદમો

### અર્શશ્ચિકિત્સિત

अर्शश्चिकित्सितનો उपक्रम—

"હવે અહીંથી 'અર્શશ્ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

अर्शના विषयमां अग्निवेशना प्रश्नो—

અન્ય કાર્યમાં અવ્યગ્ર, જેણે જપ કરી લીધો છે

એવા અને જેણે આવકાશ લીધો છે એવા બેઠેલા મુનિ પુનર્વસુને અગ્નિવેશે હરસ સંબંધી યોગ્ય પ્રશ્ન કર્યો. ૩

પ્રકોપનું કારણ, આકૃતિ, સ્થાન, લક્ષણ, ચિકિત્સા અને સાધ્યાસાધ્યનો વિભાગ એ મુનિએ તેને કહ્યાં. ૪

અર્શના બે ભેદ—

અહીં ખરેખર, અગ્નિવેશ, બે પ્રકારના હરસ છે. કેટલાએક સહજ અને કેટલાએક જન્મ્યા પછી થનારા.

સહજ અર્શનાં કારણો—

તેમાં ગુદાની વલીનો આરંભ કરનારા બીજથી ઉત્પન્ન થયેલું બીજ સહજ હરસનું કારણ છે. તેમાં બીજનો ઉપતાપ થવામાં બે પ્રકારનો હેતુ છે. માતાપિતાનાં અનુચિત આહારવિહારાદિ અને પૂર્વજન્મમાં આચરેલું કર્મ તથા બીજા પણ સહજ વિકારોનો એ હેતુ છે. તેમાં સહજ એટલે શરીરની સાથે જન્મેલા હરસ એટલે અધિમાંસવિકારો. ૫

અર્શની ઉત્પત્તિનું ક્ષેત્ર—

સઘળા હરસોનું ક્ષેત્ર ગુદાના સાડા પાંચ આંગળના અવકાશમાં ત્રીજા ભાગના અંતરવાળી ત્રણ ગુદાની વલીઓ–એ સઘળા હરસોનું ક્ષેત્ર છે. કેટલાએક તો ઘણા પ્રદેશને હરસનું ક્ષેત્ર કહે છે. મૂત્રેન્દ્રિય યોનિ, ગળું, તાળવું, મુખ, નાક, કાન, નેત્ર, વર્ત્મ, પોપચાં અને ત્વચા અધિમાંસદેશ હોવાથી તે હરસનું ક્ષેત્ર છે. પણ આ શાસ્ત્રમાં ગુદાની વલીમાં ઉત્પન્ન થનારાઓની હરસ એવી સંજ્ઞા છે.

અર્શના અધિષ્ઠાનભૂત ધાતુઓ—

સઘળા હરસોનું અધિષ્ઠાન મેદ, માંસ અને ત્વચા છે. ૬

સહજ અર્શનાં રૂપો—

તેમાં કેટલાએક સહજ હરસ સૂક્ષ્મ, કેટલાએક મોટા, કેટલાએક દીર્ઘ, કેટલાએક હ્રસ્વ, કેટલાએક ગોળ, કેટલાએક વિષમ રીતે ફેલાયલા, કેટલાએક અંદર વાંકા, કેટલાએક બહાર વાંકા, કેટલાએક તૃણના અંકુર જેવા, કેટલાએક અન્તર્મુખ, પોતપોતાના દોષાનુસાર વર્ણવાળા હોય છે ૭

તેઓથી પીડિત પુરુષ જન્મથી માંડીને અત્યંત કૃશ, વિવર્ણ, ક્ષીણ, દીન, ઘણા અને વિબદ્ધ વાત-મૂત્ર અને મળવાળો, શર્કરા અને અશ્મરીવાળો તથા નિયમ વિના કોઈવાર વિબદ્ધ, કોઈવાર છૂટથી આવતો, કોઈવાર પાકેલો, કોઈવાર કાચો, કોઈવાર સૂકાયેલો અને કોઈવાર પાતળો મળ આવતો હોય તેવો, વચમાં વચમાં ધોળો, પાંડુ વર્ણવાળો, લીલો, પીળો, રાતો, અરુણ વર્ણનો, પાતળો, ઘાટો, ચિકણો, શબ સમાન ગંધવાળો અને કાચો મળ કરે છે. નાભિ-બસ્તિ અને વંક્ષણ પ્રદેશમાં ઘણી પરિકર્તિકા એટલે વાઢવાળો, ગુદામાં શળ, પ્રવાહિકા, રોમાંચ, પ્રમેહ, સતત વિષ્ટંભ, આંતરડામાં અવાજ, ઉદાવર્ત તથા લેપાયેલાં હૃદય અને ઇન્દ્રિઓવાળો ઘણા રુંધાએલા-કડવા અને ખાટા ઓડકારવાળો, અત્યંત દુર્બળ, અત્યંત દુર્બળ અગ્નિવાળો, અલ્પ વીર્યવાળો ક્રોધી, દુઃખથી ઉપચાર થઈ શકે તેવાં સ્વભાવવાળો, ઉધરસ, શ્વાસ, તમકશ્વાસ, તરસ, મોળ, ઉલટી, અરુચિ, અપચો, પીનસ અને છીંકથી ઘેરાયલો, તિમિર રોગવાળો, [illegible]ળવાળો, ક્ષીણ-ભિન્ન-બેસી ગયેલા-સક્ત અને જર્જર અવાજવાળો, કાનના રોગવાળો, સૂજેલાં હાથ-પગ-મુખ તથા અક્ષિકૂટવાળો, જ્વરયુક્ત, અંગમર્દવાળો, સમગ્ર પર્વ તથા હાડકાઓમાં શૂળવાળો, વચમાં વચમાં પડખાં-કુક્ષિ-બસ્તિ-હૃદય-પીઠ અને ત્રિકના પકડાવાથી પીડિત, ચિંતાપરાયણ અને અત્યંત આળસુ હોય છે. જન્મથી માંડીને એનો હરસોથી ઢંકાયેલો અપાનવાયુ, માર્ગ રુંધાઈ ગયો હોવાથી ઉપર ચડતો સમાન, વ્યાન, પ્રાણ, ઉદાન, પિત્ત તથા કફને પ્રકુપિત કરે છે. આ બધા પ્રકુપિત થયેલા પાંચ વાયુઓ અને પિત્ત તથા કફ, હરસના રોગીને આક્રમણ કરતા આ વિકારોને ઉત્પન્ન કરે છે. એ પ્રમાણે સહજ હરસો કહ્યા. ૮

અર્શનો સામાન્ય હેતુ—

હવે પછી જન્મેલાને પાછળના વખતમાં થનારા હરસોની વ્યાખ્યા કરશું.

ગુરુ-મધુર-શીત-અભિષ્યન્દી-વિદાહી અને વિરુદ્ધ ભોજનથી, અજીર્ણમાં ભોજનથી, એક જ રસવાળું અને અસાત્મ્ય ભોજનથી, ગાયનું-માછલાનું-ભૂંડનું-પાડાનું-બકરાનું અને ઘેટાનું માંસ ખાવાથી, દુર્બળ પ્રાણીનું-સૂકું અને સડેલું માંસ, પૈષ્ટિક, દૂધપાક, દૂધ તથા દહીંનું પાણી, તલ અને ગોળના પદાર્થો એનું સેવન કરવાથી, અડદનો યૂષ, શેરડીનો રસ, બોળ, પિંડાલુક, સૂકું શાક, શુક્ત, લસણ, કિલાટ, છાસનો ઘાટો ભાગ, કમળનો જાડો તથા પાતળો દાંડો, શાલૂક, ક્રૌંચાદન, કસેરુ, સીંગોડાં, તરૂટ, અંકુરિત અને નવા કણસલામાં થનારા તથા શીંગમાં થનારા ધાન્ય, કાચો મૂળો, એના ઉપયોગ કરવાથી; પચવામાં ભારે ફળ અને શાક. રાગ, હરિતક એટલે લીલી વસ્તુઓ, મર્દક, વસા, શિરસ્પદ એટલે બકરા વગેરેનું માથું અને પગ, રાતવાસી, સડેલ, ઠરી ગયેલું, સંકીર્ણ એવા અન્નના આહારથી; મન્દક તથા ઊતરી ગયેલું મદ્ય પીવાથી, દૂષિત તથા ભારે પાણી પીવાથી, અતિશય સ્નેહ પીવાથી, સંશોધન ન કરવાથી બસ્તિકર્મમાં ક્રમભંગ થવાથી, વ્યાયામ ન કરવાથી, મૈથુન ન કરવાથી, દિવસના સૂવાથી, સુખકર શયન-આસન તથા સ્થાનનું અતિસેવન કરવાથી જેનો અગ્નિ મંદ થઈ ગયો છે એવા મનુષ્યને અત્યંત મલવૃદ્ધિ થાય છે; તથા ઉભડક પગે બેસવું, વિષમ અને કઠિન આસન કરવાથી, ઉદ્ભ્રાન્ત એટલે વિક્ષોભ કરનાર વાહન પર તથા ઊંટ પર સવારી કરવાથી, અતિ મૈથુનથી, બસ્તિનું નેત્ર અયોગ્ય રીતે નાખવાથી, ગુદામાં ક્ષત થવાથી, વારંવાર ઠંડા જલના સ્પર્શથી, વસ્ત્ર-માટીનું ઢેફું-તૃણ ઇત્યાદિ ઘસાવાથી, નિરંતર અતિ કરાંઝવાથી, વાયુ-મૂત્ર તથા મળના વેગને પરાણે કરવાથી, પ્રાપ્ત થયેલા વેગને અટકાવવાથી, સ્ત્રીઓને અપક્વ ગર્ભપાત થવાથી, ગર્ભદ્વારા દબાણ થવાથી અને વિષમ પ્રસવથી. પ્રકુપિત થયેલો અપાનવાયુ, વધેલા અને નીચે ગતિવાળા તે મલને પ્રાપ્ત કરીને, ગુદાની વલિઓમાં મૂકે છે. તેથી તેઓને વિશે હરસ ઉત્પન્ન થાય છે. ૯

**અર્શની આકૃતિઓ—**

સરસવ, મસૂર, અડદ, મગ, મઠ, જવ, વટાણા, પિંડિ, કેરડાં, કેબુક, તિન્દુક, બોર, કાકણુંતિકા, ટીંડોરાં, બોર, કરીર, ઊંબરો, ખજૂર, જાંબુ, ગાયના આંચળ, અગુષ્ઠ, કસેલાં, શીંગોડા, શૃંગી, કૂકડો. મોર અને પોપટની ચાંચ જેવા આકારના તથા જીભ, કમળની કળી અને કર્ણિકા સમાન આકૃતિવાળા, સામાન્ય રીતે વાત, પિત્ત અને કફ જેમાં પ્રબળ છે એવા અર્શો હોય છે. ૧૦

**વાતપ્રધાન અર્શનાં રૂપો—**

તેઓમાં આ વિશેષ છે. સૂકા, કરમાઈ ગયેલા કઠણ, કર્કશ, રૂક્ષ તથા શ્યાવ, તીક્ષ્ણ અગ્રવાળા, વક્ર, ફાટેલા મુખવાળા, વિષમ રીતે ફેલાયેલા, શૂળ-આક્ષેપ-તોદ એટલે ચસકા-ફરકવું-ઝમઝમાટ તથા રોમાંચથી વ્યાપ્ત, સ્નિગ્ધ તથા ઉષ્ણ પદાર્થો જેને અનુકુળ છે એવા, પ્રવાહિકા, આધ્માન, મૂત્રેન્દ્રિય-વૃષણ-બસ્તિ-વંક્ષણ અને હૃદયમાં વેદના, અંગ ભાંગવા તથા હૃદયની શીઘ્ર ગતિ-એ જેમાં અધિક છે એવા, નિરંતર વાયુ-મૂત્ર અને મળ જેનાથી રોકાયેલાં હોય છે એવા-ઊરુ-કટી-પીઠ-ત્રિક-પડખાં-કુક્ષિ-બસ્તિ-એમાં શૂળ, માથું તપવું, છીંક, ઓડકાર, સળેખમ ઉધરસ, ઉદાવર્ત, આયામ, શોષ, સોજા, મૂર્છા, અરુચિ, મુખની વિસરતા, તિમિરરોગ, કંડૂ, નાક-કાન તથા શંખ પ્રદેશમાં શૂળ અને સ્વરભેદ કરનારા, કાળા, અરુણ વર્ણના તથા કઠોર નખ-નેત્ર-મુખ-ત્વચા-મૂત્ર અને મળવાળા રોગીના હરસ વાતોલ્બણ છે એમ જાણવું. ૧૧

**વાતપ્રધાન અર્શનાં કારણો—**

એ બાબતમાં બે શ્લોકો છેઃ-

તૂરા-તીખા-કડવા-રૂક્ષ-શીત અને લઘુ પદાર્થો, અત્યંત અલ્પ ભોજન, તીક્ષ્ણ મદ્ય તથા મૈથુનનું સેવન, લંઘન, ઠંડા દેશ તથા કાળ, વ્યાયામ શોક, વાયુ તથા તડકાનો સ્પર્શ-એ વાતહરસનાં કારણો છે. ૧૨,૧૩

**પિત્તપ્રધાન અર્શનાં રૂપો—**

મૃદુ, શિથિલ, સુકુમાર, સ્પર્શ સહન ન કરી શકે એવા, રાતા, પીળા નીલા અને કાળા, ઘણા સ્વેદ અને

ઘણી ભીનાશવાળા, વિસ્ર ગંધવાળા, પાતળા અને પીળા તથા રાતા સ્રાવવાળા, લોહી વહેવરાવનારા, દાહ-કંડૂ-શૂળ-ચસકા અને પાકવાળા, શીત વસ્તુઓ જેને અનુકૂળ આવે છે તેવા, ભેદાઈ ગયેલા-પીળા તથા લીલા મળવાળા. પીળા, વિસ્ર ગંધવાળા અને ઘણાં મળમૂત્રવાળા, તૃષા-જ્વર-તમક-મૂર્છા તથા ભોજનમાં અભાવો કરનારા, પીળા નખ, નેત્ર, ત્વચા, મૂત્ર, તથા મળવાળા રોગીના હરસ પિત્તોલ્બણ છે એમ જાણવું. ૧૪

પિત્તપ્રધાન અર્શનાં કારણો—

એ બાબતમાં બે શ્લોકો છે–

તીખા, ઉષ્ણ, લવણ, ક્ષાર, વ્યાયામ, અગ્નિ તથા તડકાનો તાપ ગરમ દેશ તથા કાળ, ક્રોધ, મદ્યપાન, અસૂયા, વિદાહી-તીક્ષ્ણ તથા ઉષ્ણ એવા સઘળા પીવાના તથા ખાવાના પદાર્થો અને ઔષધ એ પિત્તોલ્બણ હરસોના પ્રકોપનાં કારણો જાણવાં. ૧૫,૧૬

કફપ્રધાન અર્શનાં રૂપો—

તેમાં જે મોટા પ્રમાણવાળા પુષ્ટ, લીસા, સ્પર્શ સહન કરે તેવા, સ્નિગ્ધ, શ્વેત, પાંડુવર્ણના તથા પિચ્છિલ, સ્તબ્ધ, ભારે, સ્તિમિત, અત્યંત સુકાઈ ગયા હોય એવા, સ્થિર સોજાવાળા, બહુ ચળવાળા, નિરંતર ઘણા તથા પીંગળા વર્ણના, શ્વેત, રાતા અને પિચ્છાના સ્રાવવાળા, ભારે-પિચ્છિલ અને શ્વેત મૂત્ર તથા મળવાળા, રૂક્ષ તથા ઉષ્ણ પદાર્થો જેને અનુકૂળ આવે તેવા; પ્રવાહિકા, વારંવાર મળત્યાગ, વંક્ષણમાં આનાહવાળા, કપાવા જેવી પીડા, મોળ, થૂંક બહુ આવવું, ઉધરસ, અરુચિ, સળેખમ, ભારેપણું ઉલટી મૂત્રકૃચ્છ, શોષ સોજો, પાંડુરોગ, શીતજ્વર, અશ્મરી, શર્કરા, હૃદય તથા ઇન્દ્રિયો લીપાવી; મુખની મધુરતા અને પ્રમેહને કરનારા, અતિ-મંદાગ્નિ તથા નપુંસકતા કરનારા, આમવિકારની પ્રબળતાવાળા, સફેદ નખ-નેત્ર-મુખ-ત્વચા-મૂત્ર તથા મળવાળાના કફોલ્બણ હરસો છે એમ જાણવું. ૧૭

કફપ્રધાન અર્શનાં કારણો—

એ બાબતમાં બે શ્લોકો છે–

મધુર-સ્નિગ્ધ-ઠંડા-ખારા-ખાટા અને ગુરુ પદાર્થો, વ્યાયામનો અભાવ, દિવસની નિદ્રા, સૂવા બેસવાના સુખમાં પ્રીતિ, પૂર્વના વાયુનું સેવન, ઠંડા દેશ અને કાળ, ચિન્તાનો અભાવ આ કફથી થયેલા હરસોનું કારણ કહ્યું છે. ૧૮,૧૯

કારણો તથા લક્ષણોના સંસર્ગથી દ્વંદ્વોલ્બણ હરસ જાણવા. ત્રણે દોષો જેમાં ઉલ્બણ હોય એવા હરસનાં કારણો ઉપર કહ્યાં તે સઘળાં છે અને તેઓનાં લક્ષણો સહજનાં લક્ષણોની સમાન છે. ૨૦

અર્શનાં પૂર્વરુપો—

અન્નની સ્તબ્ધતા, દુર્બળતા, પેટમાં ગડગડાટ થવો, કૃશતા, બહુ ઓડકાર આવવા, સાથળ ઝલાવા, અલ્પ મળ આવવો, ગ્રહણીરોગ-પાંડુરોગની તથા ઉદરરોગની શંકા થવી—એ હરસની અભિવૃદ્ધિનાં પૂર્વરૂપ જાણવાં. ૨૧, ૨૨

અર્શ સર્વે દોષોથી ઉત્પન્ન થાય છે—

ત્રણે દોષો એકઠા થયા વિના હરસ થતા નથી. માત્ર દોષની વિશેષતાથી વિશેષતા કલ્પાય છે. પાંચ પ્રકારનો વાયુ, પિત્ત, કફ તથા ગુદાની ત્રણે વલીઓ એ બધાં હરસની ઉત્પત્તિમાં પ્રકુપિત થાય છે. તેથી હરસ દુઃખરૂપ, ઘણા વ્યાધિઓને કરનારા, સર્વ દેહને ઉપતાપ કરનારા અને પ્રાયઃ કષ્ટસાધ્ય છે. ૨૪,૨૫

અર્શની સાધ્યાસાધ્યતાનો વિચાર—

જે હરસના રોગીના હાથ, પગ, મુખ, નાભિ, ગુદા તથા વૃષણમાં સોજો અને હૃદય તથા પડખામાં શૂળ નીકળે છે તે અસાધ્ય છે. ૨૬

હૃદય તથા પડખામાં શૂળ, મૂર્છા, ઉલટી, અંગની વેદના, જ્વર, તૃષા, અને ગુદપાક એ હરસના રોગીને મારી નાખે છે. ૨૭

સહજ, ત્રિદોષજન્ય અને જે હરસ અંદરની વલીનો આશ્રય કરીને થયા હોય તેને અસાધ્ય કહેવા. ૨૮

દરદીનું આયુષ્ય શેષ હોતાં, ચિકિત્સાના ચારે પાયાનો સમન્વય હોતાં, પ્રદીપ્ત અગ્નિવાળાના હરસનું યાપન

કરી શકાય છે. એથી વિપરીત હોય તો ના પાડી દેવી. ૨૯

દ્વંદ્વજ, બીજી વલીમાં આશ્રય કરીને રહ્યા હોય તથા જેને એક વર્ષ વીતી ગયું હોય તે હરસને કષ્ટસાધ્ય કહે છે. ૩૦

બહારની વલીમાં થયેલા, એક દોષોત્પન્ન અને થોડા વખતથી થયેલા હરસ સુખસાધ્ય છે. ૩૧

અર્શની ઉપેક્ષાથી બદ્ધગુદોદરની ઉત્પત્તિ થાય છે—

તેઓના પ્રશમન માટે વિચક્ષણ પુરુષે શીઘ્ર પ્રયત્ન કરવો; કારણ કે તે શીઘ્ર ગુદા બંધ કરીને બદ્ધગુદોદર કરે. ૩૨

અર્શની ચાર પ્રકારની ચિકિત્સા—

તેમાં કેટલાએક હરસનું શસ્ત્રથી કાપવું, કેટલાએકનું ક્ષારથી બાળવું અને બીજા કેટલાએકનું અગ્નિથી બાળવું હિતકારી છે, એમ કહે છે. આ ત્રણ પ્રકારનું કર્મ, ઘણાં શાસ્ત્રોનો જેણે અભ્યાસ કર્યો છે એવા બુદ્ધિમાન અને કર્મના જ્ઞાનવાળા વૈદ્ય દ્વારા કરાય છે; કારણ કે તેમાં ભૂલ અત્યંત ભયંકર નીવડે છે. ૩૩, ૩૪

શસ્ત્ર-ક્ષાર અને અગ્નિકર્મ બરાબર ન થાય તેના દોષો—

પુરુષત્વનો નાશ, ગુદામાં સોજો, મળનો વેગ અટકવો, આધ્માન, ભયંકર શૂળ, પીડા, અત્યંત રક્તસ્રાવ, ફરી ઉગી આવવા, રુઝાઈ ગયેલાઓની કિલન્નતા અને ગુદભ્રંશ થાય છે; અથવા શસ્ત્ર-ક્ષાર અને અગ્નિના પ્રયોગોની ભૂલથી શીઘ્ર મરણ થાય છે. ૩૫, ૩૬

પરંતુ મૂળસહિત હરસની નિવૃત્તિ કરવા માટે જે કર્મ સુખકર ઉપાયવાળું, અલ્પ નુકશાનવાળું અને દારુણતારહિત છે તે હું કહીશ. ૩૭

શુષ્ક અને પ્રસ્રાવી ભેદથી અર્શના બે ભેદ—

વાતકફોત્પન્ન હરસને તેને જાણનારા પુરુષો સૂકા હરસ અને રક્તપિત્તોત્પન્ન સ્રાવવાળાને દ્રવતા હરસ કહે છે. ૩૮

શુષ્ક અર્શમાં સ્નેહ-અભ્યંગ અને સ્વેદ—

તેમાં પ્રથમ હું સૂકા હરસની ચિકિત્સા કહીશ.

સ્તબ્ધ તથા સોજા અને શૂળવાળાને ચિત્રક, જવખાર તથા બીલીના તેલથી અભ્યંગ કરીને જવ, અડદ, કળથી તથા પુલાકોની પોટલીઓ વડે પ્રથમ બુદ્ધિમાન વૈદ્યે સ્વેદન કરવું. ૩૯,૪૦

તેલ મેળવેલા તથા સહન થાય તેવા ગરમ, ગાયગધેડા અને ઘોડા એના મળના પિંડો વડે, તલનો કલ્ક કે ફોતરાંઓ વડે અથવા વજ અને સુવાના પિંડો વડે અથવા તેલ તથા ઘીથી સ્નિગ્ધ કરેલા સાથવાના પિંડો, સૂકા મૂળાના પિંડો, સરગવાના પિંડો, નવશેકા રાસ્નાના પિંડો, સ્નેહયુક્ત હપુષાના પિંડો વડે સ્વેદન કરવું. ૪૧,૪૨½

કુષ્ઠથી સિદ્ધ કરેલા તેલથી અભ્યંગ કરીને એરંડો, અજમોદ, ગૃંજનક શાકની પોટલીઓ વડે સ્વેદન કરવું. ૪૩½

અરડૂસી, આકડો, એરંડો અને બીલીનાં પાંદડાંના કવાથથી અભિષેચન કરવું. ૪૪

શુષ્ક અર્શમાં અવગાહનું વિધાન—

મૂળો, ત્રિફળા, આકડો, વાંસ, વરણો, અરણી, સરગવો અને અશ્મંતક એનાં પાંદડાંને પાણીમાં ઉકાળીને, શૂળથી પીડાતા રોગીને સારી રીતે અભ્યંગ કરાવીને, અવગાહન કરાવવું. અથવા સારી રીતે અભ્યંગ કર્યો છે એવા તે રોગીને બોરના કવાથમાં, નવશેકા સૌવીરક કે તુષોદકમાં, નવશેકા બીલીના કવાથમાં, તક્રમાં, દહીંના મંડમાં કે અમ્લ કાંજીમાં અથવા ગોમૂત્રમાં અવગાહન કરાવવું. ૪૫–૪૭

શુષ્ક અર્શમાં ધૂપન

કાળો સર્પ, સૂવર, ઊંટ, ચામાચીડિયું અને બિલાડીની વસા એ હરસના અભ્યંગ માટે આપવી.

નૃકેશાદિ ધૂપન—

હરસને હિતકારી ધૂપન મનુષ્યના કેશ, સર્પની કાંચળી, બિલાડીનું ચામડું, આકડાનું મૂળ અને શમીનાં પાન–એ હરસને હિતકારી ધૂપન છે. ૪૮,૪૯

तुम्बुर्वादि धूपन—

ધાણા, વાવડિંગ, દેવદાર, આખા જવ અને ઘૃત; ઊભી ભોરીંગણી, આસંધ, પીપર, તુલસી અને ઘૃત; સૂવર અને બળદનો મળ, સાથવો અને ઘૃત–એ ધૂપન છે. હાથીનો મળ, ઘૃત તથા રાળ એ ધૂપન છે. ૫૦, ૫૧

शुष्क अर्शमां प्रलेपन योगो—

હળદરના ચૂર્ણથી યુક્ત થોરનું દૂધ એ હિતકારી લેપ છે.

ગોપિત્તમાં વાટેલી પીપર અને હળદર એ હિતકારી લેપ છે. ૫૨

સરસડાનાં બીજ, કઠ, પીપર, સિંધાલૂણ, ગોળ, આકડાનું દૂધ, થોરનું દૂધ અને ત્રિફળા એ લેપ છે. ૫૩

पिप्पल्यादि प्रलेप अने बीजा प्रलेपो—

પીપર, ચિત્રક, નસોતર, સુરાબીજ, મીંઢળનાં બીજ, કૂકડાની વિષ્ટા, હળદર અને ગોળ એ લેપ છે. ૫૪

દંતી, નસોતર, મોરથુથુ, કબૂતરની વિષ્ટા અને ગોળ એ લેપ છે. હાથીનાં હાડકાં, લીંબડો (બીજ), ભિલામાં એ લેપ છે. ૫૫

ઊંટની વસાથી કે મગરની વસાથી યુકત હરતાલનો નવશેકો લેપ શૂળ અને સોજાને દૂર કરનાર છે. ૫૬

अर्कक्षीरादि लेप—

આકડાનું દૂધ, થોરનું ડીંડલું, કડવી તુંબડીનાં પાન, કરંજ, બકરાનું મૂત્ર એનો લેપ હરસને માટે શ્રેષ્ઠ છે. ૫૭

અભ્યંગથી માંડીને લેપ પર્યંતના જે આ પ્રયોગો કહ્યા છે તે હરસનાં સ્તંભ, સોજા, કંડુ અને પીડાનું શમન કરનારા માનેલ છે. ૫૮

शुष्क अर्शमां रक्तस्रावण—

લેપ સુધીના ઉપાયો જેને કર્યા છે એવા હરસમાંથી, સંચિત થયેલા દૂષિત લોહીનો સ્રાવ થાય છે તેથી રોગી સુખી થાય છે. ૫૯

રકત દૂષિત હોતાં, ઠંડા-ઉના-સ્નેહવાળા કે રૂક્ષ ઉપાયોથી વ્યાધિ શાંત થતો નથી તેથી વૈદ્યે રકતસ્રાવ જ કરાવવો. ૬૦

રક્તાર્શમાંથી ન વહેતા રુધિરને જળો, શસ્ત્રો અને સોઈઓ દ્વારા પુનઃ પુનઃ વહેવરાવવું. ૬૧

त्र्यूषणादि चूर्ण—

ગુદાનો સોજો અને શૂળથી પીડાતા મંદ અગ્નિ-વાળા તે રોગીને સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, કાળીપાટ, હિંગ, ચિત્રક, સંચળ, પુષ્કરમૂળ, જીરું, બીલીનો ગર્ભ, બિડલવણ, અજમો, હપુષા, વાવડિંગ, સિંધાલૂણ, વજ અને આમલી–એનું ચૂર્ણ દહીંનો મંડ, મદ્ય કે ઊના પાણીથી પાવું. તેમ કરવાથી હરસ, ગ્રહણીરોગ, શૂળ અને આનાહમાંથી મુક્ત થાય છે. ૬૨–૬૪

शुष्क अर्शमां बीजा केटलाक योगो—

અથવા અતિસારમાં કહેલું પાચન પાવું; અથવા ભોજનની પૂર્વે ગોળ તથા હરડે ખવરાવવી. ૬૫

અથવા ત્રિફળાના ક્વાથથી યુક્ત નસોતરનું ચૂર્ણ પાવું. ગુદાનો આશ્રય કરીને રહેલો દોષ દૂર થતાં હરસ ક્ષય પામે છે. ૬૬

આખી રાત્રિ ગોમૂત્રમાં રાખેલી હરડે ગોળની સાથે આપવી અથવા છાસસહિત હરડેનો પ્રયોગ કરવો અથવા છાસસહિત ત્રિફળાનો પ્રયોગ કરવો. ૬૭

સૂંઠ અને ચિત્રકનો સીધુયુક્ત પ્રયોગ કરવો; અથવા ચવક, જીરું અને ચિત્રકયુકત સીધુનો પ્રયોગ કરવો. ૬૮

હપુષા, કાળીપાટ અને સંચળસહિત સુરા પાવી. કોઠ અને બીલીસહિત અથવા ચવક અને ચિત્રકસહિત અથવા ભિલામાંસહિત અથવા બીલી અને સૂંઠસહિત,

અજમો અને ચિત્રકસહિત તક્રપ્રધાન તર્પણ આપવું; અથવા ચિત્રક, હપુષા અને હિંગ તક્રસહિત આપવાં; અથવા તેને પંચકોલયુક્ત તક્ર આપવી. ૬૯–૭૧

तक्रारिष्ट—

હપુષા, શાહજીરું, ધાણા, જીરું, કાળીજીરી, કચૂરો, પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, અજમો, અજમોદ–એનું ચૂર્ણ કરીને, તક્ર મેળવીને, મંદ ખટાશ તથા તીખાશવાળા તેને ઘીથી રાંઢા વાસણમાં વિદ્વાને મૂકવું. સ્પષ્ટ ખટાશ અને તીખાશવાળું તૈયાર થયેલું, મુખને પ્રિય લાગે તેવું તક્રારિષ્ટ ભોજનના ત્રણે કાળ એટલે આદિ-મધ્ય અને અંતમાં તરસ્યા રોગીએ પ્રમાણુસર પીવું. આ દીપન, રોચન, વર્ણ્ય, કફ તથા વાતનું અનુલોમન કરનારું, ગુદાનો સોજો, કંડૂ અને પીડાનો નાશ કરનારું તથા બલવર્ધક છે. ૭૨–૭૫

( આ પ્રમાણે તક્રારિષ્ટ થયું. )

तक्रना प्रयोगनुं विधान—

ચિત્રકમૂળની છાલ વાટીને ઘડામાં ચોપડવી. તેમાં તૈયાર થયેલું તક્ર કે દહીં હરસને હણનારું છે તે પીવું. ૭૬

વાતકફજન્ય હરસનું અહીં ચિકિત્સાશાસ્ત્રમાં તક્રથી શ્રેષ્ઠ ઔષધ નથી. તેનો દોષાનુસાર સ્નેહસહિત કે સ્નેહ-રહિત પ્રયોગ કરવો. ૭૭

બલ તથા કાળના વિશેષને જાણનારા વૈદ્યે સાત દિવસ, દશ દિવસ, પંદર દિવસ કે માસ પર્યંત તક્રનો પ્રયોગ કરવો. ૭૮

અત્યંત મૃદુ જઠરાગ્નિવાળાને તક્ર ઉપર જ રાખવો; અથવા સાંજરે શાળની ધાણીના સાથવાનો તક્રથી કરેલો અવલેહ આપવો. ૭૯

અથવા તક્ર પચી ગયા પછી સાંજરે સિંધાલૂણવાળી તક્રસિદ્ધ પેયા આપવી; તે પછી તક્રના અનુપાનસહિત તથા સ્નેહસહિત તક્રસહિત ભાત આપવો. અથવા તક્ર-યુક્ત યૂષ અને માંસરસોથી ભોજન કરાવવું. તે પછી યૂષોથી અથવા તક્રસિદ્ધ માંસરસથી ભોજન કરાવવું. ૮૦, ૮૧

કાળક્રમને સમજનારાએ એકાએક તક્રનો ઉપયોગ બંધ કરવો નહિ. તક્રનો પ્રયોગ માસ પર્યંત કરવાનો છે અને ક્રમે ક્રમે બંધ કરેલો તે હિતકર થાય છે. ૮૨

જે રીતે તક્રનું પ્રમાણ વધાર્યું હોય તે પ્રમાણે તેનું પ્રમાણ ઘટાડવું; પણ અન્નનું પ્રમાણ ઘટાડવું નહિ.

શકિતની પ્રાપ્તિ તથા પ્રાપ્તશકિતની રક્ષા માટે, અગ્નિની દૃઢતા માટે, બલની વૃદ્ધિ તથા પ્રશસ્ત વર્ણની પ્રાપ્તિ માટે આ ક્રમ કહેવાય છે. ૮૩½

માખણરહિત, અર્ધ માખણ કાઢેલું અને માખણ કાઢયા વિનાનું એમ ત્રણ પ્રકારનું તક્ર, દોષ-અગ્નિ અને બલને જાણનારાએ, ઉપયોગમાં લેવું. તક્રથી નાશ પામેલા હરસ ફરીથી ઊગતા નથી. પૃથ્વી પર પણ રેડેલું તક્ર તૃણના ભોથાનો નાશ કરે છે, તો પછી પ્રદીપ્ત અગ્નિ-વાળા મનુષ્યના સૂકા હરસનો નાશ કરે તેમાં શું આશ્ચર્ય? ૮૪–૮૬

સ્રોતો તક્રથી શુદ્ધ થતાં જે રસ સારી રીતે શરીરમાં પ્રાપ્ત થાય છે તેનાથી પુષ્ટિ-બલ-વર્ણ અને પ્રહર્ષ ઉત્પન્ન થાય છે; તથા સેંકડો વાત તથા કફવિકારો નાશ પામે છે. કફ તથા વાતજ રોગમાં તક્રથી શ્રેષ્ઠ કાંઈ ઔષધ નથી. ૮૭,૮૮

शुष्क अर्शोमां अन्नपान—

પીપર. પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, સૂંઠ, જીરું, કાળીજીરી, ધાણા, નેપાલી ધાણા, કાચાં બીલાં, કાકડા-શીંગી, કાળીપાઠ એને વાટીને પેયા પકાવવી. ફળોથી ખટાશવાળી અને યમક એટલે ઘી તથા તેલથી છમકારેલી, હરસનો નાશ કરનારી એવી તે આપવી. ૮૯, ૯૦

હરસની નિવૃત્તિ માટે એ ઔષધોથી ખડો કરવા,

એ ઔષધોથી જલ પકાવવું અને એ ઔષધોથી ઘૃત સિદ્ધ કરવું. ૯૧

કચૂરો અને ખાખરાથી, પીપરથી કે સુંઠથી સિદ્ધ કરેલી, તક્રથી અમ્લ કરેલી, મરીનું ચૂર્ણ જેમાં નાખ્યું છે એવી યવાગૂ આપવી. ૯૨

સૂકા મૂળાનો યૂષ, કળથીનો યૂષ, કોઠ અને બીલીનો યૂષ અથવા કળથી અને મઠનો યૂષ આપવો. અથવા એ યૂષોથી યુક્ત બકરાના માંસનો રસ આપવો; અથવા લાવા વગેરેના માંસનો રસ, ફળોથી ખટાશવાળો કરેલો, તક્રસહિત અને ગ્રાહી દ્રવ્યોથી યુક્ત કરીને આપવો. ૯૩, ૯૪

રકતશાલિ, મહાશાલિ, કલમ, લાંગલ, સફેદ ચોખા, શરદ ઋતુમાં થનાર અને સાઠીના ચોખા એ હરસના રોગીઓનો અન્નવિધિ છે. ૯૫

એ પ્રમાણે ભેદાયેલા, પાતળા મળવાળા હરસના રોગીઓનો વિધિક્રમ કહ્યો. ૯૫૩

गाढ मळवाळा अर्शमां चिकित्साक्रम—

જે અત્યંત કઠિન મળવાળા છે તેઓનું ઔષધ કહું છું. પ્રથમ સૂંઠયુક્ત મત્સ્યંડિકાનું ભક્ષણ કરીને, સ્નેહવાળા સાથવાઓથી યુક્ત અને સિંધાલૂણ મેળવેલી પ્રસન્ના પાવી. ૯૬, ૯૭

ગોળ, સૂંઠ, કાળીપાટ અને ખાટાં ફળોનો રસ તેને પાવો. અથવા ગોળ, ઘૃત અને જવખાર સાથે મેળવીને ઉપયોગ કરવો. ૯૮

અજમો, સૂંઠ, કાળીપાટ, દાડમનો રસ અને ગોળ, તક્ર તથા સિંધાલૂણ મેળવીને, વાયુ અને મળનું અનુલોમન કરનાર, એ પાવું. ૯૯

ધમાસો, બીલી, અજમો, અથવા સૂંઠ એમાંના એક એકની સાથે મેળવેલી કાળીપાટ હરસની પીડાનો નાશ કરે છે. ૧૦૦

मळ अने वातनुं अनुलोमन करनारा योगो—

ઘી-તેલમાં ભૂંજેલાં, જેના પર સાથવો છાંટયો છે એવાં, વાયુ તથા મળનું અનુલોમન કરનારાં કરંજનાં પાન ભોજનની પૂર્વે આપવાં. ૧૦૧

લવણયુકત મદિરા અથવા ગોળ તથા સૂંઠયુકત સીધુ કે સૌવીરક ભોજનની પૂર્વે પીવું. ૧૦૨

पिप्पल्यादि घृत—

પીપર, સૂંઠ, જવખાર, કાળીજીરી, ધાણા, જીરું તથા ફાણિતથી મિશ્ર કરીને ખાટા ફળના રસવાળું ઘૃત આપવું. ૧૦૩

અથવા પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, સૂંઠ, જવખાર એઓથી સિદ્ધ કરેલું ઘૃત પીવું ૧૦૪

चव्यादि घृत—

ચવક તથા ચિત્રકથી સિદ્ધ કરેલું, ગોળ તથા જવખાર મેળવેલું અથવા પીપરીમૂળથી સિદ્ધ કરેલું, ગોળ-જવખાર અને સૂંઠ મેળવેલું ઘૃત પીવું. ૧૦૫

પીપર, પીપરીમૂળ, દહીં, દાડમ અને ધાણાથી ઘૃત સિદ્ધ કરવું. એ વાયુ તથા મળની અટકાયતને દૂર કરનારું છે. ૧૦૬

चव्यादि घृत—

મળ તથા વાયુના અનુલોમન માટે ચવક, ત્રિકટુ, કાળીપાટ, જવખાર, નેપાળી ધાણા, અજમો, પીપરીમૂળ, બિડલવણ તથા સિંધાલૂણ, ચિત્રક, બિલી અને હરડે—એને વાટીને સારી રીતે જામેલા ચારગણા દહીંમાં ઘૃત પકાવવું. પ્રવાહિકા, ગુદભ્રંશ મૂત્રકૃચ્છ્ર, પરિસ્રવ, ગુદા તથા વંક્ષણમાં શૂળ એને આ ઘૃત દૂર કરે છે. ૧૦૭–૧૦૯

नागरादि घृत—

સૂંઠ, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, ગોખરુ, પીપર, ધાણા, બીલી, કાળીપાટ, અજમો એના કલ્કથી ચાંગેરી

એટલે ખાટી લુણીના સ્વરસમાં ચારગણા દહીંથી ઘૃત પકાવવું. તે ઘૃત કફ તથા વાતને દૂર કરનારું છે.

આ ઘૃત હરસ, ગ્રહણીરોગ, મૂત્રકૃચ્છ્ર પ્રવાહિકા, ગુદભ્રંશ, ગુદશૂળ, આનાહ એનો નાશ કરે છે. ૧૧૦–૧૧૨

पिप्पल्यादि घृत—

વૈદ્યે પીપર, સૂંઠ, કાળીપાટ, ગોખરુ એ દરેક પૃથક્ પૃથક્ ૧૨ તોલા લઈને કવાથ કરવો. ગંઠીર, પીપરીમૂળ, ત્રિકટુ, ચવક એ ૮ તોલા વાટીને, ગાળેલા કવાથમાં નાખવાં. તેમાં ૧૬૦ તોલા ઘૃત નાખવું. ચાંગેરીનો સ્વરસ ઘીની સમાન તથા દહીં ઘીથી છગણું નાખીને મંદ અગ્નિથી ઘૃત પકાવવું. તે પછી તૈયાર થયેલા ઘૃતને રાખી મૂકવું. તે ઘૃતનો આહારમાં, પીવામાં અને પ્રયોગ-વિધિમાં ઉપયોગ કરવો. તે ઘૃત ગ્રહણી તથા હરસવિકારનો નાશ કરનારું, ગુલ્મ તથા હૃદયરોગનો નાશ કરનારું, સોજા-પ્લીહા-ઉદરરોગ-આનાહ-મૂત્રકૃચ્છ્ર-જ્વર એને દૂર કરનારું, ઉધરસ-હેડકી-અરુચિ-શ્વાસને હણનારું, પડખામાં નીકળતા શૂળને દૂર કરનારું, બલ તથા પુષ્ટિ કરનારું, વર્ણને સારો કરનારું તથા શ્રેષ્ઠ અગ્નિદીપક છે. ૧૧૩–૧૧૮

हरीतकीनो योग—

ઘીમાં ભૂંજેલી હરડે ગોળ તથા પીપરસહિત અથવા નસોતર તથા દંતીમૂળસહિત અનુલોમન કરનારી છે એનું ભક્ષણ કરવું. ૧૧૯

મળ, વાયુ, કફ તથા પિત્તની અનુલોમતા થવાથી ગુદાને વિશે હરસ શાંત થાય છે અને જઠરાગ્નિ વધે છે. ૧૨૦

गाढ मळवाळा अर्शमां अन्नपान—

મળ તથા વાતની રુકાવટમાં મોર, તેતર અને લાવાના, કૂકડાના અને વર્તકના, અમ્લ અને સુસંસ્કૃત માંસરસો આપવા. ૧૨૧

નસોતર તથા દંતી, ખાખરો, ચાંગેરી અને ચિત્રકનું શાક યમકમાં ભૂંજીને તથા દહીંમિશ્ર કરીને આપવું. ૧૨૨

પોથી, તાંદળજો, વીરા, બથવાનાં પાન, સૂરજમુખી, લૂણી, જવશાક, અવલ્ગુજ, પીલુડી રુહાપત્ર, અરડૂસો, આમલી, જીવંતી, શટિશાક, ગૃંજનકનું શાક—આ શાક દહીં તથા દાડમથી સિદ્ધ કરેલાં, યમકમાં ભૂંજેલાં ધાણા તથા સુંઠ મેળવીને આપવાં. ૧૨૩–૧૨૫

ઘો, લોંકડી, બિલાડો, મોટી શાહુડી, ઊંટ, બળદ, કાચબો, નાનાં સેઢાઈ—એના માંસરસો શાકની પેઠે સિદ્ધ કરવા. ૧૨૬

વાયુની શાંતિ માટે તે રસોની સાથે શાતા ચોખાનો ભાત આપવો.

હરસોનો રોગી વાતોલ્બણ, રૂક્ષ અને મંદાગ્નિવાળો છે એમ જાણીને મદિરા, સાકરથી કરેલ તૈયાર થયેલ સીધુ, તક્ર, તુષોદક, અરિષ્ટ, દહીંનું પાણી અથવા ઉકાળીને ઠંડું કરેલું પાણી, ભોરીંગણીથી ઉકાળેલું અથવા સૂંઠ અને ધાણાથી ઉકાળેલું જલ, વાયુ તથા મળનું અનુલોમન કરનારું હોઈને વૈદ્યે અનુપાન તરીકે આપવું. ૧૨૭–૧૨૯

शुष्कार्शमां अनुवासन—

જે ઉદાવર્તથી વ્યાપ્ત હોય, જે અત્યંત રૂક્ષ હોય, વિલોમવાયુવાળા અને શૂળથી પીડાતા હોય તેઓને અનુવાસન ઇષ્ટ છે. ૧૩૦

પીપર, મીંઢળ, બીલી, સુવા, જેઠીમધ, વજ, કઠ, કચૂરો, પુષ્કરમૂળ, ચિત્રક, દેવદાર—એનો કલ્ક કરીને બમણા દૂધથી તેલ પકાવવું. એ મૂઢવાતવાળા હરસને શ્રેષ્ઠ અનુવાસન છે ૧૩૧,૧૩૨

તે તેલ અનુવાસન બસ્તિથી ગુદભ્રંશ શૂળ, મૂત્રકૃચ્છ્ર, પ્રવાહિકા, કમર-સાથળ અને વાંસાની નબળાઈ, વંક્ષણમાં થતો આનાહ, પિચ્છાસ્રાવ, ગુદાનો સોજો, વાયુ તથા મળની અટકાયત અને વારંવાર મળત્યાગની હાજત એને જીતે છે. ૧૩૩,૧૩૪

શુષ્કાર્શમાં પ્રલેપન—

અનુવાસન બસ્તિને માટે સિદ્ધ કરવા સારુ, કહેલાં પીપરથી દેવદાર સુધીનાં વાટેલાં, સ્નેહયુક્ત તથા સહન થાય તેવાં ઊનાં એ ઔષધો વડે, જેનું શૂળ બંધ થયેલું છે એવા હરસને લેપ કરવો. તેઓથી લેપ કરેલા હરસ શીઘ્ર રક્તસહિત કફપ્રધાન પિચ્છાનો સ્રાવ કરે છે અને દૂઝેલા હરસની ચળ, અક્કડપણું, પીડા અને સોજો દૂર થાય છે. ૧૩૫,૧૩૬

શુષ્કાર્શમાં નિરૂહ બસ્તિ—

અથવા દૂધસહિત મૂત્ર, સ્નેહ તથા લવણયુક્ત અને મદનફળ ઇત્યાદિ કલ્કથી યુક્ત દશમૂળના કવાથથી નિરૂહ બસ્તિ આપવી. ૧૩૭

અભયારિષ્ટ—

હરડે ૩૨ તોલા, આમળાં ૬૪ તોલા, કોઠ ૪૦ તોલા, તેનાથી અર્ધું એટલે ૨૦ તોલા ઇન્દ્રવારુણી, વાવડિંગ, પીપર, લોધર, મરી, એલવાલુક—એ પ્રત્યેક ૮ તોલા ૪૦૯૬ તોલા પાણીમાં પકાવવું. ૧૦૨૪ તોલા પાણી બાકી રહે ત્યારે ગાળી લીધા પછી ઠંડા થયેલા તેમાં ગોળ નાખવો. તે ઘીના રીઢા વાસણમાં પંદર દિવસ રાખવું. પંદર દિવસ પછી તેમાંથી બલાનુસાર માત્રા પીવા યોગ્ય થાય છે. આ અરિષ્ટના અભ્યાસથી હરસ નાશ પામે છે. સિદ્ધ થયેલો આ અભયારિષ્ટ ગ્રહણી, પાંડુ, હૃદયરોગ, પ્લીહા, ગુલ્મ અને ઉદરરોગને દૂર કરનાર, કુષ્ઠ, સોજા અને અરુચિને હરનાર, બલ-વર્ણ તથા અગ્નિની વૃદ્ધિ કરનાર, કમળો અને શ્વિત્રનો નાશ કરનાર, કૃમિ, ગ્રંથિ, અર્બુદ, વ્યંગ, રાજયક્ષ્મા અને જ્વરનો નાશ કરનાર છે. ૧૩૮–૧૪૩

(આ પ્રમાણે અભયારિષ્ટ થયો.)

દન્ત્યરિષ્ટ—

દંતીમૂળ, ચિત્રકનું મૂળ, લઘુ પંચમૂળ તથા બૃહત્પંચમૂળની વનસ્પતિ દરેક ૪ તોલા કૂટીને ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવું. તેમાં પકાવતી વખતે ત્રિફળાનું દળ ૧૨ તોલા નાખવું. કવાથ ચતુર્થાંશ બાકી રહેતાં ગાળી લેવો. ઠંડો થયા પછી તેમાં ૪૦૦ તોલા ગોળ નાખવો. તે ઘીથી રીઢા વાસણમાં પંદર દિવસ રાખવું. તે નિત્ય માત્રાથી પીનારો મનુષ્ય હરસથી મુક્ત થાય છે. આ દન્ત્યરિષ્ટ ગ્રહણી તથા પાંડુરોગનો નાશ કરનાર, વાયુ તથા મળનું અનુલોમન કરનાર, દીપન, અરુચિનાશક છે એમ વિદ્વાન પુરુષો માને છે. ૧૪૪–૧૪૭

(આ પ્રમાણે દંત્યરિષ્ટ થયો.)

ફલારિષ્ટ—

હરડેનાં ફળ ૬૪ તોલા, આમળાં ૬૪ તોલા, ઇન્દ્રવારુણી, કોઠ, કાળીપાઠ, ચિત્રકનું મૂળ દરેક ૮ તોલા ખાંડીને ૨૦૪૮ તોલા પાણીમાં પકાવવું. ચતુર્થાંશ બાકી રહેલા અને ગાળી લીધેલા તે કવાથમાં ૪૦૦ તોલા ગોળ મેળવીને ઘીના રીઢા વાસણમાં રાખવું. પંદર દિવસ રાખેલા એને ગ્રહણી અને હરસના રોગીએ પીવું. આ ફલારિષ્ટ હૃદયરોગ, પાંડુરોગ, પ્લીહા, કમળો, વિષમજ્વર, મળ-મૂત્ર અને વાતની અટકાયત, અગ્નિમંદતા, ઉધરસ, ગુલ્મ અને ઉદાવર્ત એનો નાશ કરે છે; અને અગ્નિને પ્રદીપન કરનાર છે એ કૃષ્ણાત્રેયે કહ્યો છે. ૧૪૮–૧૫૨

(આ પ્રમાણે ફલારિષ્ટ થયો.)

ફલારિષ્ટ બીજો—

ધમાસો ૬૪ તોલા, ચિત્રક, અરડૂસી, હરડે, આમળાં, કાળીપાટ, સૂંઠ, દંતીમૂળ દરેક ૮ તોલા ૧૦૨૪ તોલા પાણીમાં કવાથ કરવો. ચતુર્થાંશ બાકી રહેતાં, ગાળીને ઠંડો પડતાં, તેમાં સાકર ૪૦૦ તોલા નાખીને ઘીથી રીઢા વાસણમાં પીપર, ચવક, પ્રિયંગુ, મધ તથા ઘૃતનો લેપ કરીને તેમાં પંદર દિવસ પર્યંત રાખવું. સાકરથી બનાવેલા તે અરિષ્ટની માત્રા યોગ્ય કાળે બળ અનસાર પીવી. હરસ, ગ્રહણીરોગ, ઉદાવર્ત, અરુચિ, મળ-મૂત્ર-વાયુ તથા ઓડકારની અટકાયત,

મંદાગ્નિ, હૃદ્રોગ, પાંડુરોગ—એ બધાંને આના ઉપયોગથી જીતવા. ૧૫૩–૧૫૭

( આ પ્રમાણે દ્વિતીય ફલારિષ્ટ થયો. )

कनकारिष्ट—

બુદ્ધિમાન વૈદ્યે કચરેલાં તાજાં આમળાં ૪૦૦ તોલા, પીપર ૧૬ તોલા, વાવડિંગ, મરી, કાળીપાટ, પીપરીમૂળ, સોપારી, ચવક, ચિત્રક, મજીઠ, એલવાલુક, લોધર એ દરેક ૪ તોલા, કઠ, દારુહળદર, સુરાહ્વ, બે પ્રકારની સારિવા, ઇન્દ્રવારુણી, મોથ દરેક બે તોલા, તાજું નાગકેસર ૧૬ તોલા, ૨૦૪૮ તોલા પાણીમાં પકાવીને, ચતુર્થાંશ શેષ રહે ત્યારે નીચે ઉતારી, ગાળીને ઠંડું થતાં તેમાં ૫૧૨ તોલા દ્રાક્ષનો કવાથ કરીને ઉપરના કવાથની સમાન ઠંડો તે કવાથ તથા ખાંડેલી સાકર ૮૦૦ તોલા, નવું મધ ૩૨ તોલા, તજ, એલચી, પ્લવ, તમાલપત્ર, સુગંધીવાળો, સોપારી, નાગકેસર દરેક ખાંડેલાં એક એક તોલો એમાં નાખવાં. એ બધું ચોખ્ખા ઘીના રીઢા અને થોડું ઘી ચોપડેલા, સાકર તથા અગરનો ધૂમાડો દીધેલ વાસણમાં પંદર દિવસ રાખવું. આ કનક નામનો વિખ્યાત અરિષ્ટ પંદર દિવસ પછી પીવો. મધુર રસવાળો, હૃદયને હિતકારી, પ્રયોગ કરવાથી અન્નમાં રુચિ કરનાર, હરસ, ગ્રહણીરોગ, આનાહ, ઉદરરોગ, જ્વર, હૃદ્રોગ, પાંડુરોગ, સોજા, ગુલ્મ, મળબંધ, ઉધરસ અને સઘળા ઉગ્ર કફના રોગોનો નાશ કરે છે; તથા દોષથી ઉત્પન્ન થયેલ વળિયાં, પળિયાં અને ટાલનો નાશ કરે છે. ૧૫૮–૧૬૮

( આ પ્રમાણે કનકારિષ્ટ થયો. )

शुष्कार्शमां गुदशौच—

આ કનકારિષ્ટનો પ્રયોગ ચાલતો હોય ત્યારે, પાંદડાંઓના કટકાઓથી ઉકાળી લીધેલું પાણી અથવા ગરમ પાણીથી શૌચ કરવું. આ પ્રમાણે સૂકા હરસની સિદ્ધ ચિકિત્સા કહી. ૧૬૯

रक्तार्शमां वातना अनुबंधनां लक्षणो—

હવે પછી દૂઝતા હરસની આ સિધ્ધ ચિકિત્સા સાંભળ. તેમાં કફનો તથા વાયુનો એમ બે પ્રકારનો અનુબંધ હોય છે. ૧૭૦

મળ કાળો-કઠિન અને રૂક્ષ હોય, અધોવાયુ આવતો ન હોય અને હરસનું લોહી પાતળું-અરુણ વર્ણવાળું અને ફીણવાળું હોય છે. જો કમર-સાથળ અને ગુદામાં શૂળ તથા અધિક દુર્બળતા હોય તથા રૂક્ષતા હરસનું કારણ હોય તો વાયુનો અનુબંધ જાણવો. ૧૭૧,૧૭૨

रक्तार्शमां कफना अनुबंधनां लक्षणो—

જો મળ શિથિલ-સફેદ-પીળો-સ્નિગ્ધ-ભારે-શીતલ હોય અને હરસનું લોહી ઘાટું-તાંતણાવાળું-પાંડુવર્ણનું અને ચીકાશવાળું હોય, ગુદા ચીકાશવાળી-સ્તિમિત હોય અને ગુરુ તથા સ્નિગ્ધ પદાર્થો હરસનું કારણ હોય તો તેમાં વિદ્વાન વૈદ્યોએ રક્તાર્શનો કફાનુબંધ જાણવો. ૧૭૩,૧૭૪

रक्तार्शमां दोषना अनुबंधनी चिकित्सा—

વાતાનુબંધમાં સ્નિગ્ધ તથા શીતલ પદાર્થ અને કફાનુબંધમાં રૂક્ષ તથા શીતલ પદાર્થ હિતકારી છે. તેથી વિચારીને આ ચિકિત્સાનો ઉપયોગ કરવો. ૧૭૫

પિત્તશ્લેષ્માધિક જાણીને શોધન કરાવવું, રક્તસ્રાવની ઉપેક્ષા કરવી અથવા લંઘનથી ઉપચાર કરવો. ૧૭૬

पहेलेथी ज दुष्ट रक्त वहेतुं अटकाववाना दोषो—

જો મૂર્ખ વૈદ્ય શરૂઆતમાંજ હરસમાંથી વહેતા, દોષથી મલિન લોહીને અટકાવે છે તો તે રક્ત ઘણા રોગોને ઉત્પન્ન કરે છે. રક્તપિત્ત, જ્વર, તૃષા, મંદાગ્નિ, અરુચિ, કમળો, સોજા, ગુદા અને વંક્ષણમાં શૂળ, કંડૂ, વ્રણ, કોઠ, પિડકા, કુષ્ઠ, પાંડુરોગ, મદ તથા વાયુ-મૂત્ર તથા મળની અટકાયત, મસ્તકપીડા, સ્તિમિતતા, ગાત્રોનું ભારેપણું તથા બીજા રક્તજનિત રોગોને ઉત્પન્ન કરે છે. તેથી દૂષિત લોહીનો સ્રાવ થયા પછી લોહી બંધ કરવું હિતકારી છે. ૧૮૦

रक्तार्शमां चिकित्साक्रम—

હેતુ-લક્ષણુ તથા કાળને જાણુનારાએ, બલ તથા રકતના વર્ણને જાણુનારાએ તેટલા વખત સુધી રકત-સ્રાવની ઉપેક્ષા કરવી. દરદીની જિંદગી જોખમમાં આવી પડે ત્યાં સુધી ઉપેક્ષા ન કરવી. ૧૮૧

અને પછી અગ્નિના દીપન માટે, રકત અટકાવવા માટે અને દોષોના પાચન માટે તિકત દ્રવ્યોથી ઉપચાર કરવો. ૧૮૨

ક્ષીણ દોષવાળા અને વાતોલ્બણ રોગીનું જે રકત વહેતું હોય તે સ્નેહસાધ્ય છે. પાન, અભ્યંગ અને અનુવાસનથી તેની ચિકિત્સા કરવી. જે રકત પિત્તોલ્બણુ અને ગરમીના સમયમાં વહેતું હોય, તે જો અત્યંત વાતકફાનુબંધવાળું ન હોય તો તેને અટકાવવું. ૧૮૩, ૧૮૪

रक्तार्शनुं प्रशमन करनार औषधना योगो—

સૂંઠસહિત કડાછાલનો કવાથ સ્નિગ્ધ રકતને અટકાવનાર છે; તેવી જ રીતે દાડમની છાલનો અને સૂંઠસહિત ચન્દનનો કવાથ પણ સ્નિગ્ધ રકતને અટકાવનાર છે. ૧૮૫

रक्तार्शमां चन्दनादि क्वाथ अने दार्व्यादि क्वाथ—

ચન્દન, કરિયાતું, ધમાસો અને સૂંઠ એનો કવાથ અને દારુહળદરની છાલવાળો અને લીમડાનો કવાથ એ રકતાર્શનું પ્રશમન કરનાર છે. ૧૮૬

अतिविषादि चूर्ण—

અતિવિષ, કડાછાલ, ઇન્દ્રજવ, રસાંજન, મધથી મિશ્ર એ રકતસ્રાવને દૂર કરનાર છે. તે પાણી પીવાની ઇચ્છાવાળા હરસના રોગીને ચોખાના ધોણથી આપવાં. ૧૮૭

कुटजादि रसक्रिया—

લીલી કડાછાલ ૪૦૦ તોલા વરસાદના પાણીથી પકાવવી. તેનો બધો રસકસ પાણીમાં આવી જાય ત્યારે તે કવાથને ગાળીને લઈ લેવો. તેમાં મોચરસ, સમંગા, પ્રિયંગુ એ ત્રણ સમાન ભાગે અને ઇન્દ્રજવ તે ત્રણેની સમાન, ચૂર્ણ કરી નાખવાં. ગાળીને ઉકાળેલો તે રસ, કડછીને ચોંટે તેવો ઘટ, ઊતારી લેવો. માત્રા તથા કાળયુકત, અગ્નિબલને અનુસરીને, બકરીના દૂધથી કે પેયાના મંડથી પીધેલી આ રસક્રિયા રકત-સ્રાવને જીતે છે; અને ઔષધ પચી ગયા પછી બકરીના દૂધની સાથે શાલના ચોખાનું ભોજન કરવું. ૧૮૮–૧૯૧

આ રસક્રિયા રકતાર્શ, રકતાતિસાર રકતજન્ય રોગો અને બન્ને ભાગથી પ્રવૃત્ત થયેલા બલવાન રકતપિત્તને હણે છે. ૧૯૨

(આ પ્રમાણે કુટજાદિ રસક્રિયા થઈ.)

रक्तार्शमां बीजा योगो—

કાળું કમળ, સમંગા, મોચરસ, ચંદન, તલ, લોધર—એ બધું બકરીના દૂધથી પીને દૂધની સાથે જ શાળના ચોખાનું ભોજન કરવું. ૧૯૩

બથવાના રસસહિત ઉપયોગમાં લીધેલું બકરીનું દૂધ અથવા અમ્લતારહિત કે જરા અમ્લતાયુકત ધન્વ-દેશમાં ઉત્પન્ન થયેલાં પક્ષીપશુઓના માંસનો રસ રકતસ્રાવને અટકાવે છે. ૧૯૪

पाठादि चूर्ण—

કાળીપાટ, ઇન્દ્રજવ, રસવંતી, સૂંઠ, અજમો, બીલી—એનું ચૂર્ણ કરીને હરસના રોગીઓએ શૂળમાં પીવું. ૧૯૫

रक्तनी अतिप्रवृत्तिमां दार्व्यादि घृत—

દારુહળદર, કરિયાતું, મોથ, ધમાસો—એનાથી અત્યંત રકતસ્રાવ તથા શૂળમાં રકતસ્રાવ અટકાવનાર ઘૃત પકાવવું. ૧૯૬

કુટજફલાદિ ઘૃત—

ઇન્દ્રજવ, કડાછાલ, નાગકેસર, કાળું કમળ, લોધર, ધાવડી—એના કલ્કથી સિદ્ધ કરેલા ઘૃતનો વૈદ્યે રક્તાર્શના શૂળમાં પ્રયોગ કરવો. ૧૯૭

રક્તની અતિપ્રવૃત્તિમાં ઘૃતના બીજા યોગો—

દાડમનો રસ તથા જવખારસહિત સિધ્ધ કરેલું ઘૃત અથવા ભોરીંગણી તથા દૂધીથી સિધ્ધ કરેલું ઘૃત શૂળસહિત રક્તસ્રાવને જીતે છે. ૧૯૮

રક્તની અતિ પ્રવૃત્તિમાં પેયાના યોગો—

ચુક્રિકાસહિત નાગકેસર તથા કમળથી સિધ્ધ કરેલી, તેવી જ રીતે બલા અને પૃશ્નિપર્ણીથી સિધ્ધ કરેલી શાળની ધાણી [illegible] પીવાથી રક્ત-સ્રાવને દૂર કરે છે. ૧૯૯

વાળો, બીલી [illegible] સૂંઠના કવાથમાં સિધ્ધ કરેલી અને માખણ મેળ[illegible]કમ તથા દાડમથી, આમલીથી અથવા બોરથી ખાટી કરેલી પેયા આપવી. ગૃંજનક તથા સુરાથી સિદ્ધ ક[illegible] અને ઘી તથા તેલથી ભૂંજેલી, રક્તાતિસાર-શૂળ-પ્રવાહિકા અને સોજાનો નિગ્રહ કરનારી પેયા આપવી. ૨૦૦,૨૦૧

શીવણીનાં ફળ તથા આમળાંના, ગૃંજનક તથા શેમળાના, ક્ષીરિણીના, ચુક્રિકાના, વડના અંકુરોના અને કાંચનારનાં પુષ્પોના, દહીંની મલાઈથી સિદ્ધ કરેલા, કર્બુદારસહિત અને ખાટાં ફળથી ખાટા કરેલા ખડ રક્તના અતિસ્રાવમાં [illegible]વા. ૨૦૩

રક્તની અતિ પ્રવૃત્તિમાં પલાંડુનો પ્રયોગ—

તક્રથી સિદ્ધ કરેલું ડુંગળીનું શાક, બોરથી ખાટી કરેલી પોથીનું શાક તથા તક્રથી ખાટી કરેલી મસૂરની દાળ લોહીના સ્રાવમાં આપવી. ૨૦૪

રક્તની અતિ પ્રવૃત્તિમાં પ્રશમન યોગો—

ઉકાળેલા દૂધની સાથે અથવા મસુર, મગ, તુવર અને મઠના ખાટા યૂષની સાથે શાલના ચોખા, સામો અને કોદરાનું ભોજન કરવું. ૨૦૫

અથવા સસલા, હરણ, લાવાં, કપિંજલ, એણના, સારી રીતે સિદ્ધ કરેલા, ખાટા, મીઠા અને થોડા મરી-વાળા માંસોથી ભોજન કરવું. ૨૦૬

વાતોલ્મણ શરીરવાળા રોગીએ અત્યંત દૂઝતા હરસમાં મીઠા તથા ખાટા, કૂકડા-મોર-તેતરના માંસના રસોથી તથા ઊંટ અને લોંકડીના માંસના રસોથી ભોજન કરવું. ૨૦૭

રસ, ખડ, યૂષ અને યવાગૂના સંયોગથી અથવા કેવળ એકલી ડુંગળી, ઉપયોગ કરવાથી, રક્તના સ્રાવને તથા વાતને જીતે છે. ૨૦૮

મળ તથા રક્તના ક્ષયમાં યુવાન બકરાના શરીરના મધ્ય ભાગનું માંસ રક્તસહિત તથા ઘણી ડુંગળીવાળું વ્યત્યાસ એટલે વારાફરતી મધુર તથા ખારું આપવું. ૨૦૯

માખણ અને તલનો વખતોવખત પ્રયોગ કરવાથી, નાગકેસર-માખણ અને સાકરનો વખતોવખત પ્રયોગ કરવાથી, દહીંની મલાઈના ઘોળવાનો વખતોવખત પ્રયોગ કરવાથી રક્તાર્શ નાશ પામે છે. ૨૧૦

તાજું ઘી, બકરાનું માંસ, સાઠીના કે શાળના ચોખા, તાજો સુરાનો મંડ અને તાજું મદ્ય રક્તસ્રાવનો નાશ કરે છે. ૨૧૧

રક્તની અતિ પ્રવૃત્તિમાં બાહ્ય ઉપચારો—

કફ તથા પિત્ત દૂષિત હોવા છતાં રક્તસ્રાવ થવાથી પ્રાયઃ હરસ વાતપ્રધાન થઈ જાય છે તેથી વાત પ્રબળ જાણવો. ૨૧૨

રક્ત તથા પિત્ત અધિક અને કફ તથા વાતનાં લક્ષણો અલ્પ જોઈને જે રીતે કહી છે અને બીજી કહે-વાશે તે રીતે શીતક્રિયા કરવી. ૨૧૩

રક્તની અતિ પ્રવૃત્તિમાં પરિષેચનના યોગો—

જેઠીમધ, પંચવલ્કલ, બોરડીની છાલ, ઊમરો, ધવ,

પટોલ, અરડૂસી, અર્જુન, જવાસો અને લીંબડો એનો સેચન માટે ઉપયોગ કરવો. ૨૧૪

रक्तनी अति प्रवृत्तिमां अवगाहनयोगो—

અત્યંત રક્તસ્રાવમાં, દાહ તથા ક્લેદમાં જેઠીમધ, કમળદંડ, પદ્મકાષ્ટ, ચન્દન, દર્ભ અને કાસડો એના ક્વાથમાં અવગાહન કરાવવું. ૨૧૫

પ્રથમ ઠંડા તેલથી અભ્યંગ કરાવીને તે રોગીને શેરડીનો રસ, જેઠીમધ, વેતસના ક્વાથમાં અથવા ઠંડા પાણીમાં અવગાહન કરાવવું. ૨૧૬

સાકરસહિત ઘૃત ઉપસ્થ, ગુદા અને ત્રિક પ્રદેશમાં ચોપડીને ઠંડા જલની સ્પર્શમાં સુખકર થાય તેવી, રક્તસ્રાવને અટકાવનારી જલધારાનો ઉપયોગ કરવો. ૨૧૭

ઠંડું જલ છાંટેલાં કોમળ કેળનાં પાન, કમળનાં પાન તથા કમળ અને કાચા કમળની પાંખડીઓ વડે વખતોવખત આચ્છાદન કરવું યોગ્ય છે. ૨૧૮

દૂર્વાથી સિદ્ધ કરેલા ઘીનો લેપ, સો વાર અને હજાર વાર ધોયેલું ઘૃત અને ઠંડો પંખાનો પવન રક્તસ્રાવને શીઘ્ર જીતે છે. ૨૧૯

મજીઠ અને જેઠીમધ, તલ અને જેઠીમધ, રસવંતી અને ઘૃત, રાળ અને ઘૃત, લીંબડો (બીજ) અને ઘૃત, મધ અને ઘૃત, દારુહળદરની છાલ અને ઘૃત, ચન્દન-કાળું કમળ અને ઘૃત—એથી દાહ, ક્લેદ અને ગુદભ્રંશમાં હરસને પ્રતિસારણ કરવું. ૨૨૦,૨૨૧

અથવા આ શીત ક્રિયાઓ વડે જે રોગીનું રક્ત બંધ ન થાય તેને યોગ્ય સમયે બુદ્ધિમાન વૈદ્યે સ્નિગ્ધ તથા ઉષ્ણ એવા માંસના રસો વડે તૃપ્ત કરવો. ભોજનની પછી પીવાના ઘૃત, નવશેકાં ઘી તથા તેલના અભ્યંગો, નવશેકાં દૂધ-ઘી તથા તેલનાં સેચનો વડે તેનો શીઘ્ર ઉપચાર કરવો. ૨૨૨,૨૨૩

रक्तार्शमां पिच्छाबस्ति—

વાતપ્રબળ હરસમાં નવશેકા ઘૃતમંડથી તરત અનુવાસન કરવું અથવા યોગ્ય સમયે સિદ્ધ પિચ્છાબસ્તિઓ આપવી. ૨૨૪

જવાસો-દર્ભ-કાસડો એનાં મૂળ, શેમળાનાં પુષ્પ, વડ-ઉંબરો-પીપળો—એના અંકુરો દરેક ૮ તોલા, પાણી ૧૯૨ તોલા અને ૬૪ તોલા દૂધ પકાવવું. જેમાં દૂધ માત્ર શેષ રહેલું છે એવા ક્વાથને ગાળીને કલ્કથી મિશ્ર કરવો. શેમળાનો ગુંદ, સમંગા, ચન્દન, કાળું કમળ, ઇન્દ્રજવ, પ્રિયંગુ, કમળના કેસર, એ કલ્ક લેવો. આ પ્રમાણે સિદ્ધ થયેલી, ઘૃત-મધ અને સાકરસહિત પિચ્છાબસ્તિ પ્રવાહિકા, ગુદભ્રંશ, રક્તસ્રાવ અને જ્વરને દૂર કરનારી છે. ૨૨૮

પ્રપૌંડરીક, જેઠીમધ અને પિચ્છાબસ્તિમાં કહેલાં ઔષધોનો કલ્ક કરીને બમણા દૂધસહિત અનુવાસન બસ્તિને માટે સ્નેહ પકાવવો. ૨૨૯

( આ પ્રમાણે પિચ્છાબસ્તિ થઈ. )

ह्रीबेरादि घृत—

વાળો, કાળું કમળ, લોધર, સમંગા, ચવક, ચન્દન, કાળીપાટ, અતિવિષ, બીલી, ધાવડી, દેવદાર, દારુહળદરની છાલ, સૂંઠ, જટામાંસી, મોથ, જવખાર અને ચિત્રક એનો કલ્ક કરીને ખાટી લુણીના સ્વરસમાં ઘૃત અને એ બધું એકત્ર પકાવવું. એ ઘૃત શ્રેષ્ઠ ઔષધ છે. હરસ, અતિસાર, ગ્રહણી, પાંડુરોગ, જ્વર અને અરુચિમાં ઉત્તમ ઔષધ છે. મૂત્રકૃચ્છ્ર, ગુદભ્રંશ, બસ્તિનો આનાહ, પ્રવાહિકા, પિચ્છાસ્રાવ, અને હરસના શૂળમાં ત્રણે દોષને દૂર કરનાર એનો ઉપયોગ કરવો. ૨૩૦-૨૩૩

( આ પ્રમાણે હ્રીબેરાદિ ઘૃત થયું. )

सुनिषण्णकचांगेरी घृत—

ઊંધાફૂલી, બલા, દારુહળદર, પૃશ્નિપર્ણી, ગોખરુ વડ, ઉંબરો અને પીપળાના અંકુરો એ દરેક ૮ તોલા, એનો ક્વાથ કરવો. જીવંતી, કડુ, પીપર, પીપરીમૂળ, સૂંઠ, દેવદાર, ઇન્દ્રજવ, શેમળાનું પુષ્પ, વીરા, ચન્દન, કાળું કમળ ચિત્રક, મોથ, પ્રિયંગુ, અતિવિષ, સ્થિરા,

કમળ તથા કાળા કમળનાં કેશર, સમંગા, ભોરીંગણી, બીલી, મોચરસ, કાળીપાટ એ દરેક એક એક તોલાનો કલ્ક કરવો. ચાર પ્રસ્થ એટલે ૫૧૨ તોલા પાણીમાં પકાવતાં એક પ્રસ્થ એટલે ૧૨૮ તોલા બાકી રહે ત્યારે કવાથ ઉતારવો અહીં ૩૨ પલ એટલે ૧૨૮ તોલાનો પ્રસ્થ જાણવો. સુનિષણ્ણક તથા ખાટી લુણીનો સ્વરસ બબ્બે પ્રસ્થ, આ બધાં પૂર્વે કહેલાં ઔષધોથી એક પ્રસ્થ ઘૃત પકાવવું. આ ઘૃત વર્ણ અને અગ્નિ વધારનારું, હરસ, અતિસાર, ત્રિદોષજ રક્તસ્રાવ, પ્રવાહિકા, ગુદભ્રંશ, અનેક પ્રકારની પિચ્છા, મળત્યાગની અતિશય હાજત, ગુદશોથ અને ગુદશળ, મૂત્રગ્રહ, મૂઢવાત, મંદાગ્નિ, અરુચિ–એમાં વિધિ પ્રમાણે વિવિધ ખાવાના તથા પીવાના પદાર્થોમાં ઉપયોગમાં લેવું અથવા કેવળ ઘૃતનો પ્રયોગ. પણ હાનિરહિત છે. ૨૩૪–૨૪૨

( આ પ્રમાણે સુનિષણ્ણકચાંગેરી ઘૃત થયું. )

अर्शमां सामान्य चिकित्सा—

એ બાબતમાં શ્લોકો છે.—

મીઠા, ખાટા, ઠંડા પદાર્થોનો, અગ્નિબળનો વિચાર કરીને, વ્યત્યાસથી એટલે વારાફરતી હમેશાં ઉપયોગ કરવો. એમ કરવાથી હરસથી થયેલા ઉપદ્રવોને જીતે છે ૨૪૩

હરસ, અતિસાર અને ગ્રહણીરોગ એ ત્રણ વિકારો એકબીજાના કારણરૂપ થાય છે; અગ્નિનું બળ ક્ષીણ થતાં એઓની વૃદ્ધિ થાય છે અને અગ્નિનું બળ વધતાં એઓ ક્ષય પામે છે; તેથી આ ત્રણેમાં વિશેષકરીને અગ્નિના બળની રક્ષા કરવી. ૨૪૪, ૨૪૫

અનેક પ્રકારનાં ભૂંજેલાં શાક, યવાગૂ, યૂષ, માંસ, રસ, ખડ, દૂધ તથા તક્રના પ્રયોગથી હરસને જીતવા. ૨૪૬

જે અન્ન, પાન અને ઔષધ વાયુનું અનુલોમન કરે છે અને અગ્નિનું બળ વધારે છે તે હરસના રોગીએ હમેશાં સેવવું. ૨૪૭

આનાથી જે વિપરીત હોય તે અને નિદાનમાં કહ્યું છે તે હરસના રોગીએ કદી પણ સેવવું નહિ. ૨૪૯

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

હરસની બે પ્રકારની ઉત્પત્તિ, પૃથક્ પૃથક્ હેતુઓ, સ્થાન, આકાર, લક્ષણ, સાધ્યાસાધ્યતાનો નિશ્ચય, અભ્યંગ, સ્વેદ, ધૂમ, અવગાહ, લેપ, રક્ત કાઢવું તે, દીપનપાચન યોગો, વાત તથા મળનું અનુલોમન કરનારો શ્રેષ્ઠ અન્નપાન વિધિ, સંશમનીય યોગો, અનેક પ્રકારનાં ઘૃતો, બસ્તિઓ, તક્રના યોગો, સૂકા હરસને હિતકારી શ્રેષ્ઠ અરિષ્ટ તથા શર્કરારિષ્ટ, દૂઝતા હરસનાં લક્ષણો, અનુબંધયુક્ત તે હરસને યોગ્ય બે પ્રકારનાં ઔષધો, રક્તને અટકાવનારા કવાથ, અનેક પ્રકારના કલ્ક, શ્રેષ્ઠ સ્નેહ તથા આહારનો વિધિ, પ્રતિસારણ યોગો, પ્રક્ષાલન, અવગાહ, પ્રદેહ, સેચન, અતિશય વહેતા રક્તને માટે કરવાનું ઔષધ–તે સઘળું અહીં હરસની ચિકિત્સાના અધ્યાયમાં કહ્યું છે. ૨૪૯–૨૫૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા તથા ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'અર્શશ્ચિકિત્સિત' નામનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૪

---

## અધ્યાય પંદરમો

### ગ્રહણી ચિકિત્સિત

ग्रहणी चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'ગ્રહણી ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

अविकृत जठराग्निनां कर्म—

આયુષ્ય, વર્ણ, બલ, સ્વાસ્થ્ય, ઉત્સાહ, વૃદ્ધિ, કાંતિ, ઓજ, તેજ, અગ્નિ અને પ્રાણ એનું જઠરાગ્નિ કારણ છે. ૩

અગ્નિ શાંત થતાં પ્રાણી મૃત્યુ પામે છે, સમાન હોતાં રોગરહિત દીર્ઘ કાળ પર્યંત જીવે છે અને વિષમ થતાં રોગી થાય છે. તેથી અગ્નિને મૂળ કહેવામાં આવે છે. ૪

દેહ, ધાતુ, ઓજ, બલ અને વર્ણ ઇત્યાદિનું પોષણ અન્ન કરે છે તેમાં અગ્નિ કારણ છે; કારણ કે અપકવ આહારમાંથી રસ વગેરે થતાં નથી. ૫

અન્નના પરિપાકનો ક્રમ—

આદાન જેવું કર્મ છે એવો પ્રાણવાયુ અન્નને કોઠા તરફ ખેંચી જાય છે. દ્રવ પદાર્થોથી જેનો સંઘાત ભિન્ન થયો છે એવું, સ્નેહથી મૃદુતાને પ્રાપ્ત થયેલું, યોગ્ય સમયે ખાધેલું અને પ્રમાણસર તે અન્નને સમાન વાયુથી પ્રજ્વલિત થનાર જઠરાગ્નિ, આયુષ્યની વૃદ્ધિ માટે સારી રીતે પચાવે છે. ૬, ૭

જેમ ભાતને માટે તપેલીમાં રહેલાં પાણી તથા ચોખાને નીચે રહેલો અગ્નિ પકાવે છે તેમ, જઠરાગ્નિ રસ તથા મળને માટે આમાશયમાં રહેલા અન્નને પકાવે છે. ૮

છ રસવાળા ભક્ષણની પછી તરત જ પ્રથમ પાકથી મધુર ભાવને પામેલા તેમાંથી ફીણ જેવો કફ ઉત્પન્ન થાય છે. ૯

તે પછી પાકતા, વિદગ્ધ થયેલા, અમ્લ ભાવને પામેલા અને આમાશયમાંથી નીચે પડતા અન્નમાં પાતળું પિત્ત ઉત્પન્ન થાય છે. ૧૦

પકવાશયને પ્રાપ્ત થયેલા, અગ્નિ દ્વારા સૂકાવાતા અને પકવ થઈને પિંડાકાર થતા આહારની તીખાશથી વાયુ ઉત્પન્ન થાય છે. ૧૧

અન્ન ઇન્દ્રિયોનું પોષક છે—

ઉપયોગમાં લીધેલું પ્રિય અન્ન, પ્રિય તથા હિતકારી ગન્ધ ઇત્યાદિ વડે દેહને વિશે ગંધ ઇત્યાદિને તથા નાસિકા વગેરે ઇન્દ્રિયોને પ્રસન્ન કરે છે. ૧૨

ભૌતિક અને ધાત્વગ્નિનાં કર્મો—

ભૌમ, આપ્ય, આગ્નેય, વાયવ્ય તથા નાભસ એ પાંચ પ્રકારના અગ્નિઓ, આહારમાં રહેલા પોતપોતાના પાર્થિવ ઇત્યાદિક પાંચ ગુણોનો પરિપાક કરે છે. ૧૩

દ્રવ્યના ગુણો, દેહમાં રહેલા પોતપોતાના પૃથક્ પૃથક્ ગુણોને પુષ્ટ કરે છે. પાર્થિવ ગુણો સમસ્ત પાર્થિવ ગુણોને અને બીજા બીજાઓને પુષ્ટ કરે છે. ૧૪

દેહને ધારણ કરનારા ધાતુઓ પોતપોતાના સાત અગ્નિઓથી મળ તથા પ્રસાદવાળા એ પ્રકારના પાકને પ્રાપ્ત કરે છે. ૧૫

રસથી ઉત્તરોત્તર ધાતુના પોષણનો ક્રમ—

રસમાંથી રક્ત, તેમાંથી માંસ, માંસમાંથી મેદ, તેમાંથી અસ્થિ, અસ્થિમાંથી મજ્જા, તેમાંથી શુક્ર અને શુક્રમાંથી ગર્ભ આ બધા પ્રસાદજન્ય છે. ૧૬

રસમાંથી દૂધ અને રજ, રક્તમાંથી કંડરા અને સિરા, માંસમાંથી વસા અને છ ત્વચા અને મેદમાંથી સ્નાયુની ઉત્પત્તિ થાય છે. ૧૭

સાત ધાતુના મળો—

અન્નનો મળ મળ અને મૂત્ર, રસનો મળ કફ, રક્તનો મળ પિત્ત, માંસનો મળ ઇન્દ્રિયોનો મેલ, મેદનો મળ સ્વેદ, અસ્થિનો મળ કેશ તથા રૂંવાડાં, મજ્જાનો મળ ત્વચાનો સ્નેહ તથા નેત્રનો મળ ચીપડા; આ પ્રમાણે પાકથી ધાતુઓ પ્રસાદ તથા મળ એમ બે પ્રકારે થાય છે. ૧૯

વૃષ્ય વગેરે પદાર્થો શીઘ્ર બળ આપે છે—

ધાતુઓના સ્નેહની પરંપરા પરસ્પરના આધાર પર રહેલી છે

વૃષ્ય વગેરે ઔષધોનો પ્રભાવ તો શીઘ્ર બળને પોષણ આપે છે. ૨૦

કેટલાએક આચાર્યો તો છ અહોરાત્રથી પરિવર્તન ઇચ્છે છે. પોષ્ય ધાતુઓનું પરિવર્તન નિરંતર ચક્રની પેઠે ચાલ્યા કરે છે. ૨૧

રક્ત વગેરે ધાતુની ઉત્પત્તિના વિષયમાં અગ્નિવેશના પ્રશ્નો—

આ પ્રમાણે કહેતા આચાર્યને શિષ્યે આ પ્રમાણે

પૂછ્યું, 'દેહમાં અસમાન રસમાંથી રકત કેમ ઉત્પન્ન થાય છે? ૨૨

મનુષ્યોના રસને રતાશ નથી તે કેવી રીતે રતાશને પામે છે? દ્રવરૂપ રકતમાંથી સ્થિર માંસ કેમ ઉત્પન્ન થાય છે? સ્થિર માંસમાંથી દ્રવ ધાતુરૂપ મેદની ઉત્પત્તિ કેમ થાય છે? સુંવાળાં માંસ તથા મેદમાંથી હાડકાંમાં કઠોરતા કેમ થાય છે? કઠોર હાડકાંઓમાં સ્નિગ્ધ તથા મજ્જા કયા કારણથી થાય છે? જો મજ્જાના પરિણામથી શુક્રની પ્રવૃત્તિ થતી હોય તો પછી વિદ્વાન પુરુષો શુક્ર પ્રાણીઓના સર્વ દેહમાં રહેલું છે એમ કેમ કહે છે? તેમજ હાડકાંઓના મધ્યમાં રહેલી મજ્જામાંથી શુક્ર થાય છે એમ કહે છે પણ હાડકાંઓમાં તો છિદ્ર દેખાતું નથી તો પછી તે કેવી રીતે બહાર નીકળે છે?' આ પ્રમાણે શિષ્યે જેને પૂછ્યું છે એવા ગુરુએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો. ૨૩–૨૭

આત્રેયનું સમાધાન—

મનુષ્યોના સઘળા રસોનું જે તેજ કહેવાય છે તે પિત્તની ગરમીની રતાશ વડે રસ રકતપણાને પામે છે. ૨૮

વાયુ, જલ, તેજ અને ઊષ્માથી યુકત થયેલું તે રકત સ્થિરતા પામીને માંસ થાય છે. તે માંસ પોતાની ઊષ્માથી પકવ થઈને, પોતાનાં તેજ તથા જલના ગુણરૂપ સ્નિગ્ધતાની વૃદ્ધિવાળું થઈને મેદરૂપ બને છે. ૨૯½

પૃથિવી, અગ્નિ, વાયુ ઇત્યાદિનો પોતાના અગ્નિ વડે કરાયેલો સમૂહ મેદમાં કઠોરતા ઉત્પન્ન કરે છે તેથી મનુષ્યોનાં અસ્થિ ઉત્પન્ન થાય છે. ૩૦½

તે અસ્થિના મધ્યમાં વાયુ છિદ્ર કરે છે. મેદથી તે છિદ્રો ભરાઈ જાય છે તેથી તે સ્નેહને મજ્જા કહેવામાં આવે છે. તે મજ્જામાંથી જે સ્નેહ થાય તેમાંથી શુક્ર થાય છે. ૩૧,૩૨

વાયુ, આકાશ, ઇત્યાદિ પદાર્થોથી અસ્થિઓને વિષે સુષિરતા થાય છે; નવા ઘડામાંથી પાણીની પેઠે, તે છિદ્રોમાંથી શુક્રનો સ્રાવ થાય છે. ૩૩

કામના સંકલ્પને લઈ હર્ષથી ઉદીર્ણ થયેલું તે શુક્ર સમગ્ર દેહમાંથી શુક્રવાહી સ્રોતો મારફત વેગથી ઝરે છે. ૩૪

ઘીની પેઠે વ્યાયામની ગરમીથી પીગળેલું અને સ્થાનથી ભ્રષ્ટ થયેલું તે બસ્તિમાં એકઠું થઈને નીચા સ્થળમાંથી પાણીને પેઠે બહાર નીકળે છે. ૩૫

रस आखा शरीरमां व्यापक छे—

વિક્ષેપ કરનારા વ્યાન વાયુ વડે રસધાતુ દેહમાં સર્વ તરફ એકી સાથે હંમેશાં ફેંકાય છે. ૩૬

शरीरना कोई एक भागमां रोग उत्पन्न थवानुं कारण—

આકાશમાં અટકી ગયેલો મેઘ જેમ વૃષ્ટિને કરે છે તેમ ફેંકાતો તે રસ, સ્રોતોના દોષથી જ્યાં અટકી જાય છે ત્યાં વિકાર કરે છે. ૩૭

દોષોનો પણ એ જ પ્રમાણે એક પ્રદેશમાં પ્રકોપ થાય છે. આ પ્રમાણે ભૌતિક અગ્નિ પાંચ, ધાતુઓના અગ્નિઓ સાત તથા અન્નનો અગ્નિ એક એમ એ અગ્નિઓનાં કર્મ કહ્યાં. ૩૮

जठराग्निनी श्रेष्ठता; तेना पालननो उपदेश—

અન્નનું પાચન કરનાર અગ્નિ સઘળા પાચન કરનારા અગ્નિઓમાં શ્રેષ્ઠ છે. તેઓનું જઠરાગ્નિ મૂળ છે; કારણ કે બીજા અગ્નિઓ જઠરાગ્નિની વૃદ્ધિથી વૃદ્ધિવાળા અને ક્ષયથી ક્ષયવાળા છે. ૩૯

તેથી પ્રયત્નશીલ મનુષ્યે વિધિસર ઉપયોગ કરેલાં હિતકર અન્ન-પાનરૂપ બળતણથી તેનું રક્ષણ કરવું. તેની સ્થિતિ પર આયુષ્ય તથા બલની સ્થિતિ છે. ૪૦

जठराग्निनी दुष्टिनां कारणो—

જે મનુષ્ય લાલસાથી વિધિને છોડીને ભોજન કરે

તે શીઘ્ર ગ્રહણીદોષથી ઉત્પન્ન થયેલા રોગોને પામે છે. હવે પછી તે કહેવાય છે. ૪૧

ભોજન ન કરવાથી, અજીર્ણમાં અતિ ભોજન કરવાથી, વિષમ ભોજન કરવાથી, અસાત્મ્ય-ભારી-શીત-અત્યંત રૂક્ષ અને અતિ દૂષિત પદાર્થોનું ભક્ષણ કરવાથી, વિરેચન-વમન અને સ્નેહના મિથ્યા પ્રયોગથી, રોગથી આવેલી ક્ષીણતાથી, દેશ-કાળ તથા ઋતુની વિષમતાથી અને વેગોને ધારણ કરવાથી અગ્નિ દૂષિત થાય છે. દૂષિત થયેલો તે લઘુ અન્નનું પણ પાચન કરતો નથી અને ન પાકેલું તે અન્ન ખાટું થાય છે અને વિષરૂપ બની જાય છે. ૪૨-૪૪

अन्नविषनां लक्षणो—

તે અજીર્ણનાં લક્ષણો વિષ્ટંભ, શિથિલતા, માથું દુખવું, મૂર્છા, ફેર, વાંસો અને કમર પકડાવાં, બગાસાં, અંગ ભાંગવાં, તૃષા, જ્વર, ઉલટી, પ્રવાહિકા, અરુચિ અને અપચો. ૪૫,૪૬

पित्त वगेरे दोष साथे संसृष्ट अन्नविषनां लक्षणो—

ભયંકર એવું તે અન્નવિષ પિત્તની સાથે મળીને દાહ, તૃષા, મોઢાના રોગો, અમ્લપિત્ત અને બીજા પિત્તજન્ય રોગોને ઉત્પન્ન કરે છે. ૪૭

કફની સાથે મળેલું તે રાજયક્ષ્મા, પીનસ, પ્રમેહ વગેરે કફજન્ય રોગો તથા વાતની સાથે મળેલું વાતજન્ય અનેક રોગો, મૂત્રમાં રહેલું મૂત્રના રોગો, મળમાં રહેલું કુક્ષિના રોગો અને રસ વગેરેથી મળેલું રસ વગેરેથી થયેલા રોગો ઉત્પન્ન કરે છે. ૪૮,૪૯

विषम अने तीक्ष्ण अग्निनां कर्मो—

વિષમ અગ્નિ, વિષમ રીતે પાચન કરતો, ધાતુની વિષમતા કરે છે. તીક્ષ્ણ અગ્નિ આહારરૂપી બળતણ ઓછું મળવાથી ધાતુઓને સૂકાવે છે. ૫૦

सम अने दुर्बळ अग्निनां कर्मो—

સમાન ભોજન કરનાર મનુષ્યનો સમાન અગ્નિ, સમાન રીતે પાચન કરતો, ધાતુની સમાનતા કરે છે. મંદ અગ્નિ અન્નને વિદગ્ધ કરે છે અને તે વિદગ્ધ અન્ન ઉપર કે નીચે જાય છે. ૫૧

ग्रहणीरोगनां सामान्य लक्षणो—

પકવ કે અપકવ જ્યારે નીચે પ્રવૃત્તિ કરે છે ત્યારે તે ગ્રહણીરોગ કહેવાય છે. એ રોગીનું પ્રાયઃ સઘળું અન્ન વિદગ્ધ થાય છે. ૫૨

તૃષા, અરુચિ, વિરસતા, પ્રસેક અને તમકથી યુક્ત, હાથપગમાં સોજાવાળો, અસ્થિ અને પર્વમાં વેદનાવાળો તે રોગી અતિ ઢીલા, બંધાયેલા કે દ્રવરૂપ મળનો ત્યાગ કરે છે. એ રોગીને ઉલટી, જ્વર તથા લોઢાના જેવી આમગંધવાળા, કડવા અને ખાટા ઓડકાર થાય છે. ૫૩,૫૪

ग्रहणीरोगनां पूर्वरूपो—

તેનું પૂર્વરૂપ આ પ્રમાણે છે—તૃષા, આળસ, બળનો ક્ષય, અન્નનો વિદાહ તથા લાંબે વખતે પાક તથા શરીરનું ભારેપણું. ૫૫

ग्रहणीनुं स्थान अने कर्म—

અગ્નિનું અધિષ્ઠાન અન્નનું ગ્રહણ કરતું હોવાથી ગ્રહણી કહેવામાં આવે છે. નાભિની ઉપર રહેલી તે, અગ્નિના બળથી રહેલી તથા પોષણ પામતી, અપકવ અન્નનું ધારણ કરે છે તથા પકવ અન્નનો પડખાના ભાગથી ત્યાગ કરે છે. મંદ થયેલા અગ્નિના બળથી દૂષિત થયેલી તે અપકવ અન્નને જ તજે છે. ૫૬,૫૭

ग्रहणीरोगना भेदो—

તે રોગ વાત, પિત્ત, કફથી અને સન્નિપાતથી થાય છે. તેનાં કારણો, લક્ષણો અને રૂપના ભેદો પૃથક્ પૃથક્ સાંભળ. ૫૮

वातज ग्रहणीरोगनां निदान तथा लक्षणो—

કટુ-તિક્ત-કષાય-અતિરૂક્ષ અને શીતલ ભોજનોથી, અલ્પ ભોજન, ઉપવાસ, અતિ પ્રવાસ, વેગો રોકવા

તથા મૈથુનથી કુપિત થયેલો વાયુ અગ્નિને ઢાંકીને મંદ કરે છે. તેને અન્ન કષ્ટથી પચે છે, પાક અમ્લ થાય છે; અંગ રૂક્ષ, ગળા તથા મુખનો શોષ, ક્ષુધા, તૃષા, તિમિર, કાનમાં અવાજ, પડખા-સાથળ-વંક્ષણ અને ગરદનમાં નિરંતર પીડા, વિસૂચિકા, હૃદયમાં પીડા, કૃશતા, દુર્બળતા, મુખની વિરસતા, વાઢ, સઘળા રસોના ભોજનમાં લાલસા, મનની શિથિલતા અને ભોજન પચી ગયા પછી તથા પચતું હોય ત્યારે આધ્માન થાય છે તથા ભોજન કરે કે તરત સ્વસ્થતાને પામે છે. તે મનુષ્યને વાતગુલ્મ, હૃદયનો રોગ અને પ્લીહાના આશંકા થાય છે. ઉધરસ અને શ્વાસથી પીડાતો તે, વાયુથી લાંબે વખતે, કષ્ટ-પૂર્વક, પ્રવાહી, સૂકો, પાતળો, કાચો, અવાજવાળો, અને ફીણવાળો મળ વખતોવખત તજે છે. ૫૯–૬૪

पित्तज ग्रहणीरोगनां निदान तथा लक्षणो—

તપેલું પાણી જેમ અગ્નિને ઠારી નાખે છે તેમ કટુ, અજીર્ણ, વિદાહી, ખાટા, ક્ષાર ઇત્યાદિથી વધી ગયેલું પિત્ત અગ્નિને પલાળીને હણે છે. તેથી દુર્ગંધવાળા-ખાટા ઓડકાર, હૃદય અને કંઠમાં દાહ, અરુચિ અને તૃષાથી પીડાતો, પીળી કાંતિવાળો તે રોગી અપક્વ-નીલા અને પીળા રંગવાળા પાતળા મળને તજે છે. ૬૫,૬૬

कफज ग्रहणीरोगनां निदान तथा लक्षणो—

ગુરુ-અતિ સ્નેહવાળા અને શીત ઇત્યાદિ ભોજનથી, અતિશય ભોજનથી, ભોજન કરીને તરત સૂવાથી કુપિત થયેલો કફ અગ્નિને હણે છે. તેને કષ્ટથી અન્ન પચે છે; મોળ, ઉલટી, અરુચિ, મુખની ચીકાશ તથા મધુરતા, ઉધરસ, થૂંક આવવું અને પીનસ થાય છે; હૃદય જકડાઈ ગયેલું લાગે છે અને પેટ સ્તિમિત તથા ભારી લાગે છે; દુષ્ટ તથા મધુર ઓડકાર, શિથિલતા અને સ્ત્રીમાં અપ્રહર્ષ થાય છે તથા ભેદાઈ ગયેલ, અપક્વ, કફયુક્ત અને ભારે મળ આવે છે. કફના ગ્રહણીરોગમાં કૃશ ન થવા છતાં નબળાઈ તથા આળસ હોય છે. ૬૭–૭૦

विषमाग्नि वगेरे ग्रहणीरोगमां अन्तर्गत थाय छे—

પૂર્વે 'રોગાનીકાધ્યાય'માં જે ચાર પ્રકારનો અગ્નિ કહ્યો છે તેમાં સમાગ્નિને છોડીને બાકીનાને અમે ગ્રહણીરોગ કહીએ છીએ. ૭૧

सन्निपातज ग्रहणीरोगनां निदान तथा लक्षणो—

પૃથક્ પૃથક્ વાતાદિનાં કહેલાં કારણો તથા લક્ષણોની પ્રાપ્તિ થતાં ગ્રહણીરોગ ત્રિદોષજન્ય કહેવો. હવે પછી તેઓનાં ઔષધો સાંભળ. ૭૨

आमग्रहणीनी चिकित्सा—

ગ્રહણીનો આશ્રય કરીને રહેલા અને વિદગ્ધ આહારથી યુક્ત થયેલા દોષને વિષ્ટંભ, લાળનો સ્રાવ, પીડા, વિદાહ, અરુચિ અને ગૌરવ એ લક્ષણોથી આમ લક્ષણોથી યુક્ત જોઈને, નવશેકા પાણીથી અથવા પીપર તથા સરસવના કલ્કથી યુક્ત એવા મીંઢળના કવાથથી તેને બહાર કાઢવો. ૭૪

લીન થયેલા અથવા પક્વાશયમાં રહેલા આમદોષને દીપન દ્રવ્યયુક્ત વિરેચનદ્રવ્યોથી બહાર કાઢવો. આમદોષ-યુક્ત રસ શરીરમાં વ્યાપ્ત થયો હોય તો લંઘન તથા પાચન આપવું. ૭૫

આમાશય જેનું નિર્મળ થયું છે એવા રોગીને પંચકોલ વગેરેથી સિદ્ધ કરેલી પેયા વગેરે લઘુ ભોજન આપવું. પછી દીપનયોગો આપવા. ૭૬

वातज ग्रहणीमां चिकित्सा—

વાતજન્ય ગ્રહણીરોગને જેમાં આમ પાકી ગયેલ છે એવો જાણીને, વૈદ્યે દીપનીય દ્રવ્યોથી યુક્ત ઘૃત થોડું થોડું પાવું. ૭૭

અગ્નિ જરા પ્રદીપ્ત થતાં, અટકી ગયેલા મળ-મૂત્ર તથા વાયુવાળા રોગીને, બે કે ત્રણ દિવસ સ્નેહન કરીને સ્વેદન તથા અભ્યંગ કરાવેલા તેને નિરૂહ બસ્તિ આપવી. ૭૮

તે પછી વાયુ શાંત થતાં, જેના દોષ ઢીલા થાય છે એવા રોગીને, એરંડિયા તેલથી અથવા ક્ષારયુક્ત તિલ્વક ઘૃતથી વિરેચન આપવું. ૭૯

શુદ્ધ થયેલા અને રૂક્ષ આશયવાળા અને મલબદ્ધતાવાળા રોગીને દીપનીય, અમ્લ અને વાતઘ્ન દ્રવ્યોથી સિદ્ધ કરેલા તેલથી માત્રા પ્રમાણે અનુવાસન બસ્તિ આપવી. ૮૦

નિરૂહ બસ્તિ, વિરેચન, સારી રીતે અનુવાસન બસ્તિ અને લઘુ અન્નનું ભોજન જેને અપાઈ ગયેલ છે એવા રોગીને પછી ઘૃતનો અભ્યાસ કરાવવો. ૮૧

दशमूलादि घृत—

લઘુ પંચમૂળ, બૃહત્ પંચમૂળ, સરલ, દેવદાર, સૂંઠ, પીપર, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, શણનાં બીજ, જવ, બોર, કળથી, કાળીજીરી—એને કાંજી, દહીં કે સૌવીરકથી પકાવવાં. ચતુર્થાંશ કવાથ બાકી રહે ત્યારે તેનાથી ઘી ૨૫૬ તોલા, સાજીખાર તથા જવખાર યુક્તિથી મેળવીને પકાવવું. સિંધાલૂણ, બંગડીલૂણ, સમુદ્રનું મીઠું, બિડલવણ, સાંભરલૂણ, સંચળ, ખારીલૂણ, એ દરેક ૮ તોલા ચૂર્ણ કરીને તેમાં મેળવવું. તેમાંથી વિદ્વાન વૈદ્યે ૮ તોલા પીવરાવવું. એ ઘૃત અગ્નિ-બલ તથા વર્ણ કરે છે, વાતનો નાશ કરનારું તથા ખાધેલા ખોરાકને પચાવનારું છે. ૮૨–૮૬

(આ પ્રમાણે દશમૂલાદિ ઘૃત થયું.)

त्र्यूषणादि घृत—

ત્રિકટુ તથા ત્રિફળાનો કલ્ક ૪ તોલા, ગોળ ૪ તોલા, ઘી ૩૨ તોલા એને પકાવીને મંદાગ્નિવાળાએ યોગ્ય માત્રામાં પાન કરવું. ૮૭

(આ પ્રમાણે ત્ર્યૂષણાદિ ઘૃત થયું.)

पंचमूलादि घृत—

અથવા બૃહત્ પંચમૂળ, હરડે, ત્રિકટુ, પીપરીમૂળ, સિંધાલૂણ, રાસ્ના, સાજીખાર, જવખાર, જીરું, વાવડિંગ, કચૂરો—એના કલ્કથી યુક્ત બીજોરાનો રસ, આદુનો રસ, સૂકો મૂળો-બોર-વાળો-આમલી અને દાડમનો કવાથ, તક્ર, દહીંનું પાણી, સુરાનો મંડ, સૌવીરક, તુષોદક અને કાંજીથી પકાવેલું ઘી અત્યંત અગ્નિ પ્રદીપ્ત કરનારું છે. શૂળ, ગુલ્મ, ઉદરરોગ, શ્વાસ, ઉધરસ, વાત તથા કફનો નાશ કરનારું છે. આ સિદ્ધ ઘૃત બીજોરાના રસની સાથે પાવું. અને એ ઔષધોથી સિદ્ધ કરેલું તેલ અભ્યંગ માટે યોજવું; અથવા એ ઔષધોનું ચૂર્ણ નવશેકા પાણીથી પીવું. કફાવૃત વાત, આમસહિત કફ અથવા વાયુથી વિકૃત કફમાં આ ચૂર્ણ પાચન માટે આપવું. આ ચૂર્ણ અત્યંત અગ્નિદીપન કરનારું છે. ૮૮–૯૩

(આ પ્રમાણે પંચમૂલાદિ ઘૃત તથા ચૂર્ણ થયાં.)

आम अने पक्व मळनां लक्षणो—

અતિ પ્રવાહી, અતિ કઠણ, અતિ શીત તથા આંત કફથી દૂષિત ન હોય તો આમયુક્ત મળ, ગુરુ હોવાથી, પાણીમાં ડૂબે છે અને પકવ મળ તરે છે. આ પ્રમાણે પ્રથમ સામ અને નિરામની પરીક્ષા કરીને આમદોષવાળા રોગીને પાચનવિધિથી અને નિરામરોગીની બીજા સંશમનવિધિથી સારી રીતે ઉપચાર કરવો. ૯૪,૯૫

चित्रकादि गुटिका—

ચિત્રક પીપરીમૂળ, સાજીખાર, જવખાર, પાંચ લવણ, ત્રિકટુ, હિંગ, અજમોદ, ચવક, એનું એકત્ર ચૂર્ણ કરીને બીજોરા કે દાડમના રસથી કરેલી ગોળી આમનું પાચન કરે છે તથા શીઘ્ર અગ્નિ પ્રદીપ્ત કરે છે. ૯૬, ૯૭

(આ પ્રમાણે ચિત્રકાદિ ગુટિકા થઈ.)

वातज ग्रहणीमां बीजा केटलाक योगो—

સૂંઠ, અતિવિષ અને મોથનો કવાથ આમનું પાચન કરનાર છે. મોથ પર્યંતનાં દ્રવ્યોનો કલ્ક, હરડે અથવા સૂંઠ ઊના પાણી સાથે લેવાથી આમનું પાચન કરનાર છે. ૯૮

દેવદાર, વજ, મોથ, સૂંઠ, અતિવિષ અને હરડે એનો વારુણીમાં અથવા નવશેકા પાણીમાં આસવ બનાવીને,

થોડું સિંધાલૂણ મેળવીને પીવો. અથવા અપકવ કે શૂળ-સહિત મળમાં દાડમના રસથી પીવો. ૯૯, ૧૦૦

कलिंगादि चूर्ण—

આમયુકત અથવા કફયુકત વાત કોઠામાં શૂળ કરે તેમાં બિડલવણથી ખારાં કરેલાં અને વાટેલાં, બીલી, ચિત્રક અને સૂંઠ પીવાં. ઉલટી, હરસ, ગ્રન્થિ અને શૂળમાં ઇન્દ્રજવ, હિંગ, અતિવિષ, વજ, સંચળ અને હરડે એનું ચૂર્ણ ઊના પાણીથી પીવું.

पथ्यादि चूर्ण—

હરડે, સંચળ અને જીરું એનું મરીસહિત ચૂર્ણ ઊના પાણીથી પીવું. ૧૦૧

अभयादि क्वाथ के चूर्ण—

હરડે, પીપરીમૂળ, વજ, કડુ, કાળીપાટ, ઇન્દ્રજવ, ચિત્રક અને સૂંઠ એનો કવાથ કરીને અથવા ચૂર્ણ નવશેકા પાણીથી પીવું. તે પિત્તકફજન્ય ગ્રહણીમાં શૂળને દૂર કરનાર અને હિતકારી છે. ૧૦૨–૧૦૪

આમયુકત મળમાં અતિવિષ, ત્રિકટુ, સિંધાલૂણ, જવખાર અને હિંગ એનો કવાથ કરીને અથવા ચૂર્ણ નવશેકા પાણીથી પીવાં. ૧૦૫

पिप्पल्यादि चूर्ण—

પીપર, સૂંઠ, કાળીપાટ, સારિવા, ઊભી અને બેઠી ભોરીંગણી. ચિત્રક ઇન્દ્રજવ અને પાંચલવણ–એનું જવખારસહિત ચૂર્ણ દહીં, ઊનું પાણી અને સુરા વગેરેથી, અગ્નિની વૃદ્ધિ માટે, મનુષ્યે પીવું. એ કોઠાના વાયુને દૂર કરનાર છે. ૧૦૬,૧૦૭

मरिचादि चूर्ण—

મરી, શાહજીરું, કાળીપાટ, કોકમ એ પ્રત્યેક ૧૬ તોલા, અમ્લવેત ૪૦ તોલા, સંચળ, બિડલવણ, બંગડીખાર, જવખાર, સિંધાલૂણ, કચૂરો, પુષ્કરમૂળ, હિંગ, હિંગુશિવાટિકા એ દરેક ૨ તોલા લઈને, એકત્ર સૂક્ષ્મ ચૂર્ણ કરીને ઉપયોગ કરવો. વાતજન્ય ગ્રહણીમાં અને અરુચિમાં તે હિતકારી છે. ૧૦૮–૧૧૦

(આ પ્રમાણે મરિચાદ્ય ચૂર્ણ થયું.)

षाडव—

ચાર અમ્લ એટલે કોકમ, અમ્લવેતસ, દાડમ અને બોર ૬૪ તોલા, ત્રિકટુ ૧૨ તોલા, પાંચલવણ ૧૬ તોલા, સાકર ૩૨ તોલા–એનું ચૂર્ણ કરીને શાક, દાળ, અન્નરાગ ઇત્યાદિમાં તેનો ઉપયોગ કરવો. એ ઉધરસ, અજીર્ણ, અરુચિ, શ્વાસ, હૃદયરોગ, પાંડુરોગ અને શૂળને દૂર કરનાર છે. ૧૧૧,૧૧૨

वातज ग्रहणीमां यवागू—

ચવક, તજ, પીપરીમૂળ, ધાવડી, ત્રિકટુ, ચિત્રક, કોઠ, બીલી, કાળીપાટ, મોચરસ, ગજપીપર, શૈલોદ્ભવ, જીરું દરેક ½ તોલો લઈને, ચૂર્ણ કરીને ઘીમાં શેકીને, વૈદ્યે દહીં તથા કોઠ, ખાટી લૂણી, કોકમ અને દાડમના રસોથી યવાગૂ બનાવવી. તે સઘળા અતિસાર, ગ્રહણી, ગુલ્મ, હરસ અને પ્લીહાના નાશ કરનારી છે ૧૧૨–૧૧૪

वातज ग्रहणीमां मांसरस—

પંચકોલનો યૂષ, મરી મેળવેલો મૂળાનો યૂષ, સ્નેહવાળો, દાડમ તથા તક્રથી ખાટો, જાંગલ પ્રાણીઓના માંસનો સંસ્કૃત રસ તથા દીપન દ્રવ્યયુકત માંસભક્ષક પ્રાણીઓના માંસનો રસ ભોજન માટે શ્રેષ્ઠ છે. ૧૧૫,૧૧૬

वातज ग्रहणीमां तक्रनुं विधान—

પીવા માટે તક્ર, આરનાલ, મદ્ય અને અરિષ્ટ શ્રેષ્ઠ છે. ગ્રહણીરોગમાં દીપન, ગ્રાહી અને લઘુ હોવાથી તક્ર શ્રેષ્ઠ છે. પાકમાં મધુર હોવાથી પિત્તને પ્રકુપિત કરતી નથી. કષાય, ઉષ્ણ અને વિકાશી હોવાથી તથા રૂક્ષ હોવાથી કફમાં હિતકારી છે અને મધુર, અમ્લ અને ખાટી હોવાથી વાતમાં હિતકારી છે. તાજું તે અવિદાહી છે. તેથી ઉદરરોગમાં તથા હરસમાં જે તક્રના પ્રયોગ કહ્યા છે તે સર્વ શ્રેષ્ઠ પ્રયોગોનો ગ્રહણીરોગમાં ઉપયોગ કરવો. ૧૧૭–૧૧૯

અજમો, આમળાં, હરડે, મરી દરેક ૧૨ તોલા, પાંચલવણ દરેક ૪ તોલા, એકત્ર ચૂર્ણ કરીને તક્રમાં તે નાખવું. આસવરૂપ બનેલા આ તક્રારિષ્ટનું મનુષ્યે પાન કરવું. એ દીપન છે તથા સોજા, ગુલ્મ, હરસ, કૃમિ, પ્રમેહ અને ઉદરરોગોને દૂર કરનારું છે. ૧૨૦–૧૨૧

( આ પ્રમાણે તક્રારિષ્ટ થયો. )

पित्तज ग्रहणीमां चिकित्साक्रम—

વૈદ્યે પોતાના સ્થાનમાં રહેલા અને બહાર નીકળવા પ્રવૃત્તિ કરતા પિત્તને, અગ્નિ મંદ કરનારું જાણીને, વિરેચન અથવા વમનથી બહાર કાઢવું. ૧૨૨

વિદાહ ન કરનારાં લઘુ અને-તિક્ત દ્રવ્યયુક્ત અન્ન, દાડમના રસથી ખાટાં, ઘૃતયુક્ત તથા દીપન અને ગ્રાહી દ્રવ્યોસહિત, જાંગલ પ્રાણીઓના માંસના રસો, મગ વગેરેના યૂષો અને ખડ,તિક્ત દ્રવ્યોનાં ચૂર્ણ તથા તિક્ત દ્રવ્યોથી સિદ્ધ કરેલાં ઘૃતો વડે તેના જઠરાગ્નિને પ્રદીપ્ત કરવો. ૧૨૩, ૧૨૪

चन्दनादि घृत—

ચન્દન, પદ્મકાષ્ઠ, વાળો, કાળીપાટ, મોરવેલ, કુટન્નટ, વજ, 'સારિવા, આસ્ફોતા, સાતવીણ, અરડૂસો, પટોલ, ઊંમરો, પીપળો, વડ, પીપળ, કપીતન, કડુ, મોથ, લીંબડો દરેક ૮ તોલા, ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવું. ચતુર્થાંશ શેષ રહેતાં કરિયાતું, ઇન્દ્રજવ, વીરા, પીપર, કાળું કમળ એ દરેક એક એક તોલો લઈને કલ્ક કરીને તેથી ૬૪ તોલા ઘી પકાવવું. તે પિત્તજન્ય ગ્રહણીરોગમાં પીવું. કુષ્ઠના અધિકારમાં જે તિક્ત ઘૃત કહ્યું છે તે પણ આપવું. ૧૨૫–૧૨૮

( આ પ્રમાણે ચન્દનાદિ ઘૃત થયું )

नागरादि चूर्ण—

સૂંઠ, અતિવિષ, મોથ, ધાવડી, રસવંતી, કડાછાલ, ઇન્દ્રજવ, બીલી, કાળીપાટ અને કડુ–સરખે વજને કરેલું તેઓનું ચૂર્ણ મધ સહિત ચોખાના ધોણથી પિત્તપ્રધાન ગ્રહણીરોગમાં પીવું. મળમાં જે લોહી પડે છે તેમાં પણ તે આપવું. કૃષ્ણાત્રેયથી વખણાયેલું આ નાગરાદિ ચૂર્ણ હરસ, ગુદાનું શૂળ અને પ્રવાહિકાને જીતે છે. ૧૨૯–૧૩૧

( આ પ્રમાણે નાગરાદિચૂર્ણ થયું. )

भूनिंबादि चूर्ण—

કરિયાતું, કડુ, ત્રિકટુ, મોથ, ઇન્દ્રજવ દરેક સરખે ભાગે; ચિત્રક બે ભાગ; કડાછાલ સોળ ભાગ; એનું ચૂર્ણ કરવું. ગોળ તથા ઠંડા પાણીથી પીધેલું આ ચૂર્ણ ગ્રહણીરોગ અને ગુલ્મને દૂર કરનારું છે; તથા કમળો, જ્વર, પાંડુતા, પ્રમેહ, અરુચિ અને અતિસારને દૂર કરનારું છે. ૧૩૨, ૧૩૩

( આ પ્રમાણે ભૂનિંબાદ્ય ચૂર્ણ થયું. )

वचादि चूर्ण—

વજ, અતિવિષ, કાળીપાટ, સાતવીણ, રસવંતી, અરડૂસો, વાળો, કર્વંગ, કડાછાલ, ધમાસો, દારુહળદર, ખડસલિયો, કાળીપાટ, અજમો, સરગવો, પટોલનાં પાન, સરસવ, જૂઈ, જાઈનાં પાન, જાંબુનો ઠળિયો, આંબાની ગોટલી અને બીલીનો ગર્ભ, લીંબોળી અને શાગનાં ફળ–તે તે રોગના શમનની ઇચ્છાવાળાએ આમાં ભૂનિંબાદ્ય ચૂર્ણનાં ઔષધો મેળવવાં. ૧૩૪-૧૩૬

किरातादि चूर्ण—

કરિયાતું, વજ, ત્રાયમાણ, ત્રિકટુ, ચન્દન, પદ્મકાષ્ઠ, વાળો, દારુહળદરની છાલ, કડુ, કડાછાલ, ઇન્દ્રજવ, મોથ, અજમો, દેવદાર, પટોલ, લીંબડાનાં પાન, એલચી, સૌરાષ્ટ્રી, અતિવિષ, તજ, મીઠા સરગવાનાં બીજ, મોરવેલ, ખડસલિયો એનું ચૂર્ણ મધથી કે જળથી પીવું. તે હૃદ્યરોગ, પાંડુ, ગ્રહણીરોગ, ગુલ્મ, શૂળ, અરુચિ, જ્વર, કમળો, સન્નિપાત અને મુખરોગોનો નાશ કરે છે. ૧૩૭–૧૪૦

( આ પ્રમાણે કિરાતાદ્ય ચૂર્ણ થયું ).

कफज ग्रहणीमां चिकित्साक्रम—

ગ્રહણી કફથી દૂષિત હોય ત્યારે, યથાવિધિ જેને

વમન કરાવ્યું છે એવા રોગીના જઠરાગ્નિને કટુ, અમ્લ, લવણ, ક્ષાર તથા તિક્ત દ્રવ્યોથી પ્રદીપ્ત કરવો. ૧૪૧

પલાશાદિ પાનીય—

ખાખરો, ચિત્રક, ચવક, બીજોરું, હરડે પીપર, પીપરીમૂળ, કાળીપાટ, સૂંઠ, ધાણા દરેક એક એક તોલો, ૬૪ તોલા પાણીમાં પકાવવું. ચતુર્થાંશ બાકી રહેલું તે પીવા માટે ઉપયોગમાં લેવું, તથા ઉપર કહેલાં એ ઔષધોથી યવાગૂ બનાવવી. ૧૪૨, ૧૪૩

કફજ ગ્રહણીમાં અન્નપાન—

કટુ, અમ્લ તથા ક્ષારના સંયોગથી ઇન્દ્રિયોત્તેજક સૂકા મૂળાના યૂષથી અથવા કળથીના યૂષથી હલકા અન્નનું ભોજન કરાવવું. તે પછી ખાટું તક્ર કે તક્રારિષ્ટ, મદિરા, મધ્વરિષ્ટ અથવા નિર્દોષ સીધુ પીવો. ૧૪૪, ૧૪૫

મધૂકાસવ—

મહુડાનાં પુષ્પ ૧૦૨૪ તોલા, તેનાથી અર્ધ ચિત્રક, ભિલામાં ૨૫૬ તોલા, મજીઠ ૩૨ તોલા ૩૦૭૨ તોલા પાણીમાં પકાવવાં. ૧૦૨૪ તોલા બાકી રહેલા અને ઠંડા થયેલા તથા ૧૨૮ તોલા મધ મેળવેલા તેને એલચી, કમળના દાંડા, અગર અને ચંદન જેમાં ચોપડયું છે એવા ઘડામાં એક માસ પર્યંત રાખવાથી તૈયાર થયેલા તે આસવનો પ્રયોગ કરવો. આ આસવ ગ્રહણીને પ્રદીપ્ત કરે છે. તે બૃંહણ, કફ તથા પિત્તને જીતનાર તથા સોજા, કુષ્ઠ, કિલાસ અને પ્રમેહોનો નાશ કરનાર છે. ૧૪૬–૧૪૯

(આ પ્રમાણે મધૂકાસવ થયો.)

મધૂકપુષ્પાસવ—

મહુડાનાં પુષ્પનો સ્વરસ ઉકાળીને અર્ધ બાકી રાખી, ઠંડો થયે, ચતુર્થાંશ મધયુક્ત, પૂર્વની પેઠે ઘડામાં રાખવો. તેનું પાન કરતો અને હિતકર પદાર્થોનું ભોજન કરનાર રોગી સઘળા ગ્રહણીદોષોને જીતે છે. તેવી જ રીતે આસવરૂપે થયેલા દ્રાક્ષ, શેરડી અને ખજૂરના સ્વરસો પીવા. ૧૫૦, ૧૫૧

દુરાલભાસવ—

ધમાસો ૧૨૮ તોલા, આમળાં ૬૪ તોલા, દંતી અને ચિત્રક દરેક ૮ તોલા, નવી હરડે ૧૦૦ નંગ, ૪૦૯૬ તોલા પાણીમાં પકાવીને ૧૦૨૪ તોલા બાકી રહે ત્યારે ઠંડો કરી, તેમાં ગોળ ૮૦૦ તોલા મેળવી અને ગાળી તે કવાથ, ૧૬ તોલા મધથી યુક્ત, ધઉંલા-પીપર અને વાવડિંગ દરેક ૧૬ તોલા ચૂર્ણથી યુક્ત કરીને, ઘીના રીઢા વાસણમાં પંદર દિવસ રાખીને, તૈયાર થયા પછી પીવો. તે ગ્રહણી, પાંડુરોગ, હરસ, કુષ્ઠ, વિસર્પ અને પ્રમેહને દૂર કરે છે; તથા સ્વર અને વર્ણ કરનાર તથા રક્તપિત્ત અને કફને દૂર કરનાર છે. ૧૫૨–૧૫૫

(આ પ્રમાણે દુરાલભાસવ થયો.)

મૂલાસવ—

હળદર, લઘુ પંચમૂળ, બૃહત્ પંચમૂળ, વીરા, ઋષભક, જીવક એ દરેક ૨૦ તોલા ૪૦૯૬ તોલા પાણીમાં પકાવવાં. ૧૦૨૪ તોલા ક્વાથ બાકી રહે ત્યારે ગાળીને, તેમાં વૈદ્યે ૮૦૦ તોલા ગોળ તથા મધસહિત ખાંડેલાં નીચેનાં ઓસડીઆંઓ દરેક ૮ તોલા નાખવાં; ધઉંલા, મોથ, મજીઠ, વાવડિંગ, જેઠીમધ, પ્લવ, લોધર અને શાબર. પંદર દિવસ રાખીને તે પીવો. આ સિદ્ધ થયેલો મૂલાસવ દીપન, રક્તપિત્તને જીતનાર તથા આનાહ, કફ, હૃદયરોગ, પાંડુરોગ અને અંગશૈથિલ્યનો નાશ કરનાર છે. ૧૫૬–૧૫૯

(આ પ્રમાણે મૂલાસવ થયો.)

પિંડાસવ—

પીપર, ગોળ અને બહેડાંનાં બીજનો ગર્ભ એ દરેક ૬૪ તોલા વાટીને, ૬૪ તોલા પાણીસહિત જવના ઢગલામાં રાખવું. સારી રીતે તૈયાર થયેલ તે ૪ તોલા, ૧૬ તોલા પાણી મેળવીને પીવું. આ પિંડાસવ રોગ સમૂહનો નાશ કરનાર છે. અહીં જે રોગો કહ્યા છે તેની ઉત્પત્તિ ન થાય એવી ઇચ્છાવાળા, સ્નિગ્ધ અને માંસરસનું ભોજન

કરતા સ્વસ્થ મનુષ્યે આતું એક માસ પર્યંત પાન કરવું જોઈએ. ૧૬૦-૧૬૨

(આ પ્રમાણે પિંડાસવ થયો.)

मध्वरिष्ट—

અંદર પીપર તથા મધ ચોપડેલા અને અગરનો ધૂપ આપેલા નવા ઘડામાં ૨૫૬ તોલા મધ, તેટલું જ પાણી તથા નીચેનાં ઔષધોનાં ચૂર્ણો નાખવાં-વાવડિંગ ૮ તોલા, પીપર ૧૬ તોલા, વંશલોચન ૪ તોલા, નાગકેસર, મરી, તજ, એલચી, તમાલપત્ર, કચૂરો, સોપારી, અતિવિષ, મોથ, રેણુકબીજ, એલવાલુક, તજોહા, પીપરીમૂળ, ચિત્રક એ દરેક એક એક તોલો. તે એક માસ રાખીને તે પછી ઉપયોગ કરવો. આ મધ્વરિષ્ટ મંદ અગ્નિને પ્રદીપ્ત કરે છે, વિષમાગ્નિને સમ કરે છે તથા હૃદયરોગ, પાંડુરોગ, ગ્રહણીરોગ, કુષ્ઠ, હરસ, સોજા, જ્વર અને બીજા વાતકફરોગોનો નાશ કરે છે. ૧૬૩-૧૬૭

(આ પ્રમાણે મધ્વરિષ્ટ થયો.)

पिप्पल्यादि चूर्ण—

પીપર, પીપરીમૂળ, જવખાર, સાજીખાર, પાંચ લવણ, બીજોરું, હરડે, રાસ્ના, કચૂરો, મરી, સૂંઠ એ બધાંને સરખે સરખે વજને લઈ, ચૂર્ણ કરીને, સવારમાં નરણા પાણીથી કફજન્ય ગ્રહણીરોગમાં પીવું. એ જ ઔષધોથી સિધ્ધ કરેલું ઘૃત વાતયુક્ત ગ્રહણીરોગમાં પીવું. તેમજ 'ગુલ્માધિકાર'માં જે કહ્યું છે તે ષટ્પલઘૃત તથા ભલ્લાતક ઘૃત પીવું. ૧૬૮-૧૭૦

क्षार घृत—

બિડલવણ, સંચળ, સાજીખાર, જવખાર, સપ્તલા, બેઠી ભોરીંગણી અને ચિત્રક એની રાખ કરીને સાત વાર ગાળેલા એના ૫૧૨ તોલા ક્ષારથી ૨૫૬ તોલા ઘી પકાવીને પીવું. એ અગ્નિને વધારનારું છે. ૧૭૧-૧૭૨

(આ પ્રમાણે ક્ષાર ઘૃત થયું.)

कफज ग्रहणीमां क्षारना केटलाक योगो—

પીપર, પીપરીમૂળ, કાળીપાટ, ચવક, ઇન્દ્રજવ, સૂંઠ, ચિત્રક, અતિવિષ, હિંગ, ગોખરુ, કડુ, વજ એ દરેક એક એક તોલો, પાંચલવણ દરેક ૪ તોલા, દહીં ૧૨૮ તોલા, તેલ તથા ઘૃત બન્ને મળીને ૩૨ તોલા-એના ટુકડા કરીને ધીરે ધીરે પકાવવાં. રસ જ્યારે પીવાઈ જાય ત્યારે અન્તર્ધૂમ બાળીને એક તોલો તે ચૂર્ણ ઘીમાં મેળવીને પીવું. એ પચી ગયા પછી મધુર આહાર કરવો. તે સઘળા વાત તથા કફના રોગોનો અને વિષ તથા ગરનો નાશ કરે છે. ૧૭૩-૧૭૬

भल्लातकादि क्षार—

ભિલામાં, ત્રિકટુ, ત્રિફળા, સિંધવ, સંચળ, બિડલવણ દરેક ૮ તોલા, ગાયના છાણના અગ્નિથી અન્તર્ધૂમ બાળવું. એ ક્ષાર ઘીની સાથે પીવાથી કે ભોજનમાં છાંટવાથી હૃદયરોગ, પાંડુ, ગ્રહણીદોષ, ગુલ્મ, ઉદાવર્ત અને શૂલને દૂર કરે છે. ૧૭૭,૧૭૮

दुरालभादि क्षार—

ધમાસો, બે જાતના કરંજ, સાતવીણ, કડાછાલ, વજ, મીંઢળ, મોરવેલ, કાળીપાટ, ગરમાળો સરખે ભાગે લઈ ગોમૂત્રમાં મેળવીને બાળવાં. બાળીને ગ્રહણીના બલને વધારનાર તે ક્ષાર પીવો. ૧૭૯, ૧૮૦

मूनिम्बादि क्षार—

કરિયાતું, કડુ, પટોલ, લીંબડો, ખડસલિયો, ભેંસના મૂત્રમાં મેળવીને બાળવાં. આ ક્ષાર અગ્નિને પ્રદીપ્ત કરનારો છે. ૧૮૧

हरिद्रादि क्षार—

હળદર, દારુહળદર, વજ, કઠ, ચિત્રક, કડુ, મોથ, બકરીના મૂત્રથી બાળવાં. એ ક્ષાર અગ્નિ પ્રદીપ્ત કરનારો છે. ૧૮૨

क्षारगुटिका—

થોરનાં ડીંડલાં ૧૬ તોલા, સિંધાલૂણ, સંચળ, બિડલવણ ૧૨ તોલા, વાર્તાકી ૧૬ તોલા, આકડો ૩૨ તોલા, ચિત્રક ૮ તોલા બાળીને રીંગણાના રસમાં ગોળી બનાવવી; તે ભોજન પછી ખાવી. ખાધેલા ખોરાકને તે શીઘ્ર પચાવે છે. ઉધરસ, શ્વાસ, હરસને હિતકારી છે. તે વિસૂચિકા, પ્રતિશ્યાય અને હૃદય-રોગનું શમન કરનારી છે. આ પ્રમાણે ક્ષારગુટિકા કૃષ્ણાત્રેયે કહેલી છે. ૧૮૩–૧૮૫

(આ પ્રમાણે ક્ષારગુટિકા થઈ.)

वत्सकादि योग—

કડાછાલ, અતિવિષ, કાળીપાટ, ધમાસો, હિંગ, ચિત્રક એનું ચૂર્ણ કરીને મૂત્રમાં ગાળેલા ખાખરાના અગ્રભાગના ક્ષારમાં લોઢાના વાસણમાં પકાવવું. ધાટા થયેલા તેમાંથી અર્ધો તોલો નવશેકા પાણીથી કે મદ્યથી ગ્રહણીરોગ-સોજા-હરસ અને પાંડુવાળા રોગીએ પીવો. ૧૮૬,૧૮૭

(આ પ્રમાણે ચતુર્થ ક્ષાર થયો.)

त्रिफलादि क्षार—

ત્રિફળા, કટભી, ચવક, બીલીનો ગર, લોહચૂર્ણ, કડુ, મોથ, કઠ, કાળીપાટ, હિંગ, જેઠીમધ, મુષ્કક, જવખાર, ત્રિકટુ, વજ, વાવડિંગ, પીપરીમૂળ, સાજીખાર, લીંબડો, ચિત્રક, મોરવેલ, અજમોદ, ઇન્દ્રજવ, ગળો, દેવદાર એ દરેક એક એક તોલો, પાંચલવણ દરેક ૪ તોલા, ૪૮ તોલા દહીં અને ઘી તથા તેલ ૪૮ તોલામાં મેળવીને ધીરે ધીરે અન્તર્ધૂમ બાળવું. તેમાંથી એક તોલો ચૂર્ણ ઘીની સાથે કફ, વાત, હરસ, ગ્રહણી અને પાંડુવાળાએ પીવું. આ ક્ષાર પ્લીહા, મૂત્રકૃચ્છ્ર, શ્વાસ, હેડકી, ઉધરસ, કૃમિ, જ્વર, શોષ, અતિસાર, સોજા, પ્રમેહ, આનાહ, હૃદ્ગ્રહ અને સઘળાં વિષને હણે છે અને શ્રેષ્ઠ અગ્નિ પ્રદીપ્ત કરનાર છે. પચી ગયા પછી મધુર માંસરસોથી કે દૂધથી ભોજન કરવું. ૧૮૮–૧૯૩

(આ પ્રમાણે પંચમ ક્ષાર થયો.)

सान्निपातिक ग्रहणीमां चिकित्साक्रम—

સન્નિપાતગ્રહણીરોગમાં વિધિને જાણનાર વૈદ્યે પંચકર્મ કરાવવાં. તથા અગ્નિને પ્રદીપ્ત કરનારાં ઘૃત, ક્ષાર, આસવ તથા અરિષ્ટો આપવા. ગ્રહણીને માટે વાતાદિકની જે ક્રિયા કહી છે તે દોષવિશેષને સમજનારા વૈદ્યે પર્યાયથી અથવા એકસામટી કરવી. ૧૯૪,૧૯૫

ग्रहणीरोगनां औषधोनुं संकलन करीने कहेवुं—

ગ્રહણીના રોગીઓએ સ્નેહન, સ્વેદન, શોધન, લંઘન, દીપન, ચૂર્ણો, લવણ, ક્ષાર, મધ્વરિષ્ટ, સુરાસવ, અનેક પ્રકારના તક્રના યોગો અને અગ્નિદીપન કરનારાં ધૃતોના યોગોનું સેવન કરવું. ૧૯૬, ૧૯૭

ग्रहणीरोगमां आवस्थिकी चिकित्सा—

અવસ્થાવિશેષમાં કરવાની ક્રિયા તું સાંભળ.

કફપ્રધાન ગ્રહણીમાં રૂક્ષ, દીપન અને તિક્ત દ્રવ્યયુક્ત, લાળ કાઢનાર તથા દીપન; અધિક કફવાળા કૃશ રોગીને એકવાર રૂક્ષ અને એક વાર સ્નિગ્ધ, લાળ કાઢનાર દીપન હિતકારી છે. શરીરના આમની પરીક્ષા કરીને સ્નેહયુક્ત દીપન; બહુ પિત્તવાળા રોગીને મધુર દ્રવ્યયુક્ત તિક્ત દીપન; અને બહુ વાતવાળાને સ્નેહ, લવણ અને અમ્લ દ્રવ્યયુક્ત દીપન હિતકારી છે. એ પ્રમાણે બળતણથી પ્રદીપ્ત થતા અગ્નિની પેઠે એ રોગીઓનો અગ્નિ પ્રદીપ્ત થાય છે.

મંદ અગ્નિને પ્રદીપ્ત કરનાર સ્નેહ જ શ્રેષ્ઠ છે એમ જાણવું. સ્નેહથી પ્રદીપ્ત થયેલા અગ્નિને ભારે આહાર પણ શાંત કરી શકતો નથી. મંદ અગ્નિવાળો જે મનુષ્ય અપક્વ મળયુક્ત અતિસારવાળો થાય, તેણે દીપનીય ઔષધોથી યુક્ત ઘૃતની માત્રાનું પાન કરવું. ૧૯૮–૨૦૨

તે ઘૃતમાત્રાથી નિર્મળ થયેલો સમાન વાયુ, માર્ગનો આશ્રય કરીને સમીપ રહેવાવાળો હોવાથી, અગ્નિનું બળ શીઘ્ર ઉત્પન્ન કરે છે. જે મનુષ્ય, કઠિન હોવાથી,

કષ્ટથી મળત્યાગ કરે છે, તેણે લવણોથી યુક્ત ઘૃત આહારની મધ્યમાં પીવું. ૨૦૩–૨૦૫

હેતુવિશેષથી મંદાગ્નિની ચિકિત્સા—

રૂક્ષતાને લઈને અગ્નિ મંદ હોય તો દીપનીય દ્રવ્યોથી યુક્ત ઘી અથવા તેલ પીવું. અતિશય સ્નેહના પ્રયોગથી અગ્નિ મંદ થયો હોય તો ચૂર્ણ, અરિષ્ટ અને આસવો હિતકારી છે. ૨૦૬

ગુદા મલલિપ્ત હોવાથી મલભેદ થતો હોય તો તેલ, સુરા અને આસવો આપવાં. ઉદાવર્તથી અગ્નિ મંદ થયો હોય તો નિરૂહબસ્તિ અને સ્નેહબસ્તિઓ આપવી. દોષો વધવાથી અગ્નિ મંદ થયો હોય તો સંશોધન કરેલા રોગીએ અગ્નિમાંદ્ય કરનારા દોષોનો ઉપચારવિધિ કરવો. ૨૦૭

વ્યાધિયુક્ત પુરુષના મંદ અગ્નિમાં ઘૃત જ અગ્નિ દીપન કરનાર છે. ઉપવાસથી અગ્નિ મંદ થતાં યવાગૂઓથી ઘૃતનું પાન કરવું. અન્નની મધ્યમાં લીધેલું તે ઘૃત, બલ્ય, દીપન અને બૃંહણ છે. ૨૦૮½

લાંબા વખત સુધી રોગના સંબંધથી એઠાકુ, દુર્બળ તથા દૂબળા માણસોને માંસનું ભક્ષણ કરનારાં પ્રસહ પ્રાણીઓના અમ્લરસવાળા માંસરસોસહિત લઘુ ભોજન કરાવવું. તે પ્રાણીઓ તીક્ષ્ણ, ઉષ્ણ અને શોધન કરનારાં હોવાથી અગ્નિને શીઘ્ર પ્રદીપ્ત કરે છે તથા માંસથી જેનું માંસ વધ્યું છે એવા હોવાથી શીઘ્ર બૃંહણ કરનારાં છે. ૨૦૯–૨૧૦½

સમ્યગ્યોગથી યુક્ત અન્ન અગ્નિજનક છે—

જેમ બળતણ વિનાનો અગ્નિ અથવા અતિશય બળતણવાળો થોડો અગ્નિ પ્રદીપ્ત થતો નથી તેમ ભોજન ન કરવાથી અથવા અતિશય ભોજન કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થતો નથી. વૈદ્યે સારી રીતે પ્રયોજેલા વિવિધ સ્નેહ, અન્નપાનના વિધિ, ચૂર્ણ, અરિષ્ટ, સુરા અને આસવોથી અગ્નિનું બલ વધે છે. જેમ મજબૂત કાષ્ઠનો અગ્નિ લાંબા વખત સુધી સ્થિર રહે છે તેમ જઠરાગ્નિ પણ સ્નેહયુક્ત અન્નવિધિ વડે સ્થિર થાય છે. પચી ગયા પછી હિતકારી અને પ્રમાણસર ભોજન કરતો મનુષ્ય લાંબું આરોગ્ય પ્રાપ્ત કરે છે. ૨૧૧–૨૧૪

ધાતુઓની વિષમતા કર્યા વિના અગ્નિની વૃદ્ધિ માટે મનુષ્યે યત્ન કરવો.

દેહની મધ્યમાં અગ્નિરૂપે રહેલી ઊષ્મા, સમાન દોષોથી સમાન થઈને, આરોગ્ય-પુષ્ટિ-આયુષ્ય અને બલની વૃદ્ધિ માટે તે અન્નને પકાવે છે. વિષમ દોષોથી મંદ થયેલો કે અતિશય વધી ગયેલો અગ્નિ રોગોને ઉત્પન્ન કરે છે. ૨૧૫, ૨૧૬

મંદાગ્નિ માટે જે કહેવું જોઈએ તે ત્યાં કહ્યું છે.

અત્યગ્નિનાં નિદાન-લક્ષણો અને ચિકિત્સા—

અતિ વધેલા અગ્નિ માટે જે કહેવાનું છે તે હવે કહેવાય છે.

ક્ષીણ થયેલા કફવાળા મનુષ્યને વિશે અગ્નિના સ્થાનમાં કુપિત થયેલું પિત્ત, વાયુના અનુબંધવાળું થઈને પોતાની ગરમીથી અગ્નિને બલ આપે છે. ત્યારે રૂક્ષ દેહમાં બલવાન થયેલો વાતસહિત અગ્નિ, તીક્ષ્ણ હોવાથી, ચારે તરફ ફેલાઇને, શીઘ્ર અને વખતોવખત અન્નને પકાવે છે. તે અન્નને પકાવીને લોહી વગેરે ધાતુઓને પણ પકાવે છે. તેથી મનુષ્યને દુર્બળતા કરે છે અને મૃત્યુ પમાડે છે. અન્નનું ભોજન કર્યા પછી રોગી શાંત થાય છે અને અન્ન જીર્ણ થતાં બેચેની અનુભવે છે. તૃષા, શ્વાસ, દાહ અને મૂર્છા વગેરે અતિશય વધેલા અગ્નિથી ઉત્પન્ન થાય છે. પ્રદીપ્ત થયેલા અગ્નિને જલથી શાંત કરવામાં આવે છે તેમ તે અતિશય વધેલા અગ્નિને ગુરુ, સ્નિગ્ધ, શીત, મધુર અને પિચ્છિલ અન્નપાનો વડે શાંત કરવો. વારંવાર અજીર્ણમાં પણ એને ભોજન કરાવવું; કે જેથી ઇન્ધન મળવાથી અવકાશ પ્રાપ્ત કરીને અગ્નિ અને મારી નાખે નહિ. દૂધપાક, ખીચડી, સ્નેહયુક્ત પિષ્ટની બનાવટ, ગોળની બનાવટ તથા જલચર અને અનૂપ દેશનાં

પ્રાણીઓનાં પુષ્ટ માંસો ખાવાં. વિશેષેકરી ચીકાશવાળાં, સ્થિર પાણીમાં રહેનારાવાળાં માછલાં અને ઘેટાનું પુષ્ટ માંસ ખાવું. એ અતિશય વધેલા અગ્નિનો નાશ કરનાર છે. ભૂખ લાગે ત્યારે મીણસહિત યવાગૂ અથવા ઘી પીવું. અથવા સિરાવેધ કરીને ઘઉંના લોટનો મન્થ પીવો. સાકર, ઘી અને જીવનીય ગણનાં ઔષધોથી સિદ્ધ કરેલું દૂધ પીવું. ૨૧૭–૨૨૬

જેમાંથી તેલ નીકળે છે તેવાં ફળોની સાકરસહિત ઉત્કુંચા તથા સ્નેહયુક્ત માંસના રસો અગ્નિને મંદ બનાવે છે. ૨૨૭

મીણથી યુક્ત ઘૃત ઠંડા પાણીથી પીવું. માણસે ઘઉંનો લોટ, ઘીસહિત દૂધથી પીવો. ૨૨૮

આનૂપ પ્રાણીઓના માંસરસોથી સિદ્ધ, તેલ સિવાયના ત્રણ સ્નેહ એટલે ઘી, ચરબી અને મજ્જા પીવાં અને ત્રણ સ્નેહથી યુક્ત ઘાટું દહીં દૂધની સમાન પીવું. ૨૨૯

ધાવણ સાથે ઊંબરાની છાલ પીવી અથવા તે બન્નેથી સિદ્ધ કરેલ દૂધપાક અતિશય અગ્નિને શાંત કરવા માટે પીવો. ૨૩૦

કાળા નસોતરથી પકાવેલું દૂધ એ વિરેચન માટે વખતોવખત આપવું. [illegible] માટે દૂધપાકનું પ્રત્યેક વખત ભોજન, વિધાનને જાણનાર વિદ્વાન વૈદ્યે વિચારીને તેને આપવું. જે કાંઈ મધુર, મેદકારક, કફકર અને ભારે ભોજન છે તે અને જમીને દિવસે નિદ્રા એ બધું અતિશય અગ્નિને માટે હિતકારી છે. ૨૩૧,૨૩૨½

અતિશય અગ્નિમાં જે ક્ષુધારહિત મેદકારક અન્નનું ભોજન કરે છે તેનું અગ્નિથી મૃત્યુ થતું નથી અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે. ૨૩૩½

સમાગ્નિના ગુણો—

કફ વધવાથી, પિત્ત તથા વાયુ જીતાવાથી, સમાન ધાતુવાળા મનુષ્યનો સમાન અગ્નિ પુષ્ટિ, આયુષ્ય અને બલની વૃદ્ધિ માટે અન્નનું પાચન કરે છે. ૨૩૪½

સમ-વિષમ અને અધ્યશનનાં લક્ષણો—

એ બાબતમાં શ્લોકો છે—

અહીં પથ્ય અને અપથ્યનું એકત્ર ભોજન સમશન કહેવાય છે. બહુભોજન, અલ્પભોજન, જમવાના વખતની પૂર્વે અને જમવાનો વખત થઈ ગયા પછીનું ભોજન, વિષમભોજન કહેવાય છે. પહેલાનું અન્ન હજુ પચ્યું ન હોય ત્યારે ફરી ભોજન કરવું તે અધ્યશન કહેવાય છે. આ ત્રણે મૃત્યુ અથવા ભયંકર રોગોને ઉત્પન્ન કરે છે. ૨૩૫,૨૩૬½

સવારનો ખોરાક જીર્ણ ન થયો હોય તો પણ સાંજનો ખોરાક ખાવામાં દોષ નથી—

સવારનું ભોજન ન પચ્યું હોય તો પણ સાંજના ભોજનમાં દોષ નથી.

હૃદય કમળની પેઠે દિવસમાં સૂર્યથી વિકસે છે અને તે વિકસિત થતાં સઘળા સ્રોતો વિકસે છે. ૨૩૮

વ્યાયામથી, હરવાફરવાથી અને ચિત્ત વિક્ષિપ્ત હોવાથી દિવસમાં એના ધાતુઓ ક્લેદને પામતા નથી. અને ધાતુઓ ક્લેદરહિત હોવાથી ખાધેલું અન્ન નુકસાન કરતું નથી. જેમ ન બગડેલા દુધમાં બીજું નાખેલું દૂધ દૂષિત થતું નથી પણ તેની સાથે મળી જાય છે. ૨૩૯,૨૪૦

સાંજનો ખોરાક જીર્ણ ન થયો હોય તો—

સવારે ખોરાક ખાવો નિષિદ્ધ છે—

રાત્રિએ તો હૃદય સંકુચિત થતાં, સ્રોતો સંકુચિત થવાથી તથા કોઠો સંકુચિત થવાથી દેહના ધાતુઓ ક્લેદને પામે છે. ૨૪૧

અને ધાતુઓ ક્લેદ પામેલા તથા અપક્વ હોતાં તેમાં નાખેલું અન્ન ખાધેલું, વિકૃત દૂધમાં નાખેલા બીજા ઊના દૂધની પેઠે દૂષિત થાય છે. ૨૪૨

તેથી બલ અને આયુષ્યની રક્ષા કરનારા મનુષ્યે રાત્રિના આહારો પચ્યા ન હોય ત્યારે બીજો ખોરાક લેવો નહિ. ૨૪૩

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો–

જઠરાગ્નિના ગુણો, તે જે રીતે દેહનું ધારણ કરે છે તે, જે રીતે આહારનું પાચન થાય છે, આહાર જે ગુણો કરે છે, જે અગ્નિઓ જેનું પોષણ કરે છે, જેટલા પ્રકારના અગ્નિઓ છે, જેઓને પકાવે છે, રસાદિ ધાતુઓની ક્રમિક ઉત્પત્તિ, તેઓમાંથી મળોની ઉત્પત્તિ, વૃષ્ય પદાર્થોની શીઘ્રકારિતાનું કારણ, ધાતુઓનો કાળ પ્રમાણે ઉત્પત્તિનો ક્રમ, રોગ એક ભાગમાં થવાનું કારણ, અંદરના અગ્નિની પ્રધાનતાનું કારણ, જે રીતે તે દૂષિત થાય છે તે, દૂષિત થઈને જે રોગોને ઉત્પન્ન કરે છે તે, જે ગ્રહણી જે પ્રકારની છે અને ગ્રહણી-દોષનું જે લક્ષણ અને પૂર્વરૂપ, ચારે પ્રકારની ગ્રહણીનાં પૃથક્ પૃથક્ લક્ષણ તથા ચિકિત્સા કહ્યાં છે; તથા અવસ્થાવિશેષની જે ચિકિત્સા, જે રીતે અગ્નિ તીવ્ર થાય છે અને તેની જે ચિકિત્સા, તે બધું ગ્રહણીદોષની ચિકિત્સા નામના અધ્યાયમાં કહ્યું છે. ૨૪૪–૨૪૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા પણ પ્રાપ્ત ન થવાથી દઢબળે પૂરા કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિશે 'ગ્રહણી-ચિકિત્સિત' નામનો પંદરમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૫

---

# અધ્યાય સોળમો

## પાંડુરોગ ચિકિત્સિત

પાંડુરોગ ચિકિત્સિતનો ઉપક્રમ—

'હવે અહીંથી 'પાંડુરોગ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

પાંડુરોગના ભેદો—

પાંડુરોગ પાંચ છે. વાત, પિત્ત તથા કફથી ત્રણ, ચોથો સન્નિપાતથી અને પાંચમો માટી ખાવાથી. ૩

પાંડુરોગની સંપ્રાપ્તિ—

જે રોગીના ધાતુઓમાં પિત્તપ્રધાન દોષો પ્રકુપિત થાય છે તેના ધાતુઓમાં શિથિલતા અને ગૌરવ થાય છે. તેથી બલ-વર્ણ-સ્નેહ અને બીજા જે ઓજના ગુણો છે તે, દોષ અને દૂષ્ય દૂષિત થવાથી અત્યંત ક્ષય પામે છે. ૪,૫

તે રોગી અલ્પ લોહીવાળો, અલ્પ મેદવાળો, સારરહિત અને શિથિલ ઇન્દ્રિયોવાળો, વિવર્ણતાને ધારણ કરે છે. તેનું લક્ષણસહિત કારણ સાંભળ. ૬

પાંડુરોગનાં નિદાન—

ક્ષાર-અમ્લ-લવણ-અતિઉષ્ણ-વિરુદ્ધ અને અસાત્મ્ય ભોજનથી, નિષ્પાવ-અડદ- પિણ્યાક અને તલનું તેલ એના સેવનથી, અન્ન વિદગ્ધ થતાં, દિવસની નિદ્રા, વ્યાયામ, મૈથુન, ચિકિત્સાની વિષમતા અને ઋતુની વિષમતાથી અને વેગો રોકવાથી, કામ ચિન્તા-ભય-ક્રોધ અને શોકથી જેનું ચિત્ત હણાયેલું છે એવા રોગીનું હૃદયમાં રહેલું, વધી ગયેલું પિત્ત બળવાન વાયુ વડે ફેંકાતું, દશ ધમનીઓને પ્રાપ્ત થઈને, સંપૂર્ણ દેહમાં પ્રાપ્ત થયેલું, ત્વચા તથા માંસના મધ્યમાં રહેલું તે, કફ-વાત-રક્ત-ત્વચા તથા માંસને દૂષિત કરીને ત્વચાને વિશ પાંડુ, પાળા અને લીલા એમ અનેક પ્રકારના વર્ણોને ઉત્પન્ન કરે છે તે પાંડુરોગ કહેવાય છે. ૭-૧૧

પાંડુરોગનાં પૂર્વરૂપો—

હૃદયનું ધડકવું, રૂક્ષતા, પસીનો ન થવો અને શ્રમ એ પાંડુરોગનાં પૂર્વરૂપો છે ૧૨

પાંડુરોગનાં સામાન્ય લક્ષણો—

આ પાંડુરોગ થયા પછી રોગી સઘળા કાનમાં અવાજવાળો, મંદાગ્નિવાળો, દુર્બળ, શિથિલ, અન્નદ્વેષી, શ્રમ અને ભ્રમથી પીડાતો, અવયવોમાં શૂળ, જ્વર, શ્વાસ, શરીરનું ભારેપણું અને અરુચિવાળો, મર્દન કરેલા-પીડેલા અને ઉખેડી લીધા હોય એવા અવયવોથી યુક્ત,

સૂજેલા અક્ષિકૂટવાળો, લીલા-ખરી ગયેલા રૂંવાડાવાળો, નિસ્તેજ, ક્રોધી, ઠંડી વસ્તુઓ અણગમાવાળો, ઉંઘણસી, બહુ થૂંકતો અને થોડું બોલનારો હોય છે. ઊંચે ચડવાથી અને શ્રમથી પિંડીઓમાં ગોટલાં, કમર-સાથળ અને પગમાં પીડા અને શિથિલતા થાય છે. હવે એનો વિશેષ કહેવાશે. ૧૨-૧૬

વાતજ પાંડુરોગનાં નિદાન તથા લક્ષણો—

વાતકર આહાર અને ઉપચારોથી કુપિત થયેલો વાયુ કાળાશ, પાંડુતા, રૂક્ષ અને અરુણ ગાત્રો, અંગ ભાંગવાં, પીડા, ચસકા, કંપ, પડખા અને મસ્તકમાં પીડા, મળ સૂકાવો, મુખની વિરસતા, સોજો, આનાહ અને બલનો ક્ષય કરે છે. ૧૭,૧૮

પિત્તજ પાંડુરોગનાં નિદાન તથા લક્ષણો—

પિત્ત પ્રકૃતિવાળાનું, પૂર્વે કહેલા તેના પ્રકોપ કરનારા આહારવિહારો વડે સંચિત થયેલું પિત્ત, રક્ત વગેરેને દૂષિત કરીને પાંડુરોગ ઉત્પન્ન કરે છે. ૧૯

તે રોગી મનુષ્ય પીળો, લીલી કાંતિવાળો, જ્વર અને દાહયુક્ત, તૃષાથી થયેલી મૂર્છા અને તૃષાથી પીડાતો, પીળાં મૂત્ર અને મળવાળો, પસીનાવાળો, ઠંડી વસ્તુઓની ઇચ્છાવાળો હોય છે; અને અન્નની ઇચ્છા કરતો નથી, તીખા મુખવાળો થાય છે. એને ઉષ્ણ તથા અમ્લ વસ્તુઓ સદતી નથી. અન્ન વિદગ્ધ થતાં એને ખાટા ઓડકાર અને વિદાહ થાય છે. દુર્ગંધ, મળભેદ, દુર્બલતા અને આંખે અંધારાં થાય છે. ૨૦,૨૨

શ્લેષ્મજ પાંડુરોગનાં નિદાન તથા લક્ષણો—

કફ કરનારા આહારવિહારોથી વધેલો કફ પૂર્વની પેઠે પાંડુરોગને ઉત્પન્ન કરે છે. શરીરનું ભારેપણું, તંદ્રા, ઉલટી, ધોળાશ દેખાવી, લાળ પડવી, રૂંવાડાં ઊભાં થવાં, શિથિલતા, મૂર્ચ્છા, ભ્રમ, ક્લમ, શ્વાસ, ઉધરસ, આળસ, અરુચિ, વાણી અને સ્વર પકડાવાં, મૂત્ર-નેત્ર અને મળ સફેદ થવાં, તીખા-રૂક્ષ અને ઉષ્ણ પદાર્થોની ઇચ્છા થવી સોજા અને મુખની મધુરતા–આ પ્રમાણે કફથી થયેલો પાંડુ જાણવો. ૨૩–૨૫

સાન્નિપાતિક પાંડુરોગનાં નિદાન તથા લક્ષણો—

સઘળાં અન્નોનું સેવન કરનારાના દૂષિત થયેલા સઘળા દોષો, ત્રણે દોષોથી થયેલા, ત્રણે દોષોના લક્ષણવાળા અત્યંત દુઃસહ પાંડુરોગને ઉત્પન્ન કરે છે. ૨૬

મૃજ્જન્ય પાંડુરોગનાં નિદાન તથા લક્ષણો—

માટીનું ભક્ષણ કરવાના સ્વભાવવાળા મનુષ્યને કોઈ એક દોષ કુપિત થાય છે. કષાય રસવાળી માટી વાયુને, ખાટા રસવાળી પિત્તને અને મધુર કફને કુપિત કરે છે. વળી માટી રૂક્ષ હોવાથી રસ વગેરેને અને ખાધેલા ખોરાકને રૂક્ષ કરે છે અને પાકયા વિના જ સ્રોતોને ભરી દઈને બંધ કરે દે છે. ઇન્દ્રિયોનાં બળ-તેજ-વીર્ય અને ઓજનો નાશ કરીને, બળ-વર્ણ અને અગ્નિને નાશ કરનારા પાંડુરોગને શીઘ્ર ઉત્પન્ન કરે છે. સૂજેલાં ગંડસ્થળ-અક્ષિકૂટ અને ભમરવાળો, સૂજેલા પગ-નાભિ અને મૂત્રેન્દ્રિયવાળો અને કૃમિયુક્ત કોઠાવાળો થાય છે તથા રક્ત અને કફ યુક્ત મળનો ત્યાગ કરે છે. ૨૭–૩૦

પાંડુરોગનાં અસાધ્ય લક્ષણો—

લાંબા વખતથી થયેલો અને અત્યંત રૂક્ષ એવો પાંડુરોગ મટતો નથી. સોજાવાળો અને જે પદાર્થોને પીળા જોતો હોય તે પણ ઘણો વખત થવાથી મટતો નથી. ૩૧

બાંધેલા અને અલ્પ મળવાળો, કફયુક્ત અને લીલો જેને અતિસાર થયો હોય, દીનતાવાળો, સફેદ રંગથી લીપેલા હોય એવા અંગવાળો, ઉલટી-મૂર્ચ્છા અને તૃષાથી પીડાતો, રક્તનો ક્ષય થવાથી જે પાંડુ વર્ણનો હોય તથા ધોળાશને પ્રાપ્ત થાય તે બચતો નથી. આ પ્રમાણે પાંચ પ્રકારના પાંડુરોગનાં લક્ષણો કહ્યાં. ૩૨,૩૩

કામલાનાં નિદાન તથા લક્ષણો—

જે પાંડુરોગી અત્યંત પિત્તકારક પદાર્થોનું સેવન કરે છે તેનું પિત્ત, રક્ત તથા માંસને બાળીને, રોગ ઉત્પન્ન કરે છે. ૩૪

તે હળદર જેવાં નેત્રવાળો, અત્યંત પીળાં ત્વચા-નખ અને મુખવાળો, રાતાં અને પીળાં મળમૂત્રવાળો, દેડકા જેવા રંગવાળો, હણાઈ ગયેલી ઇન્દ્રિયોવાળો, દાહ-અપચો-દુર્બળતા-શિથિલતા અને અરુચિથી ક્ષીણ થયો હોય છે. ૩૫, ૩૫½

કુંભકામલાનાં લક્ષણો—

અતિશય પિત્તવાળો અને કોઠો તથા શાખાઓનો આશ્રય કરીને રહેલો આ કમળો ઘણો કાળ જવાથી રૂક્ષ થતો કષ્ટસાધ્ય કુંભકામળો થાય છે. ૩૬½

કામલાનાં અસાધ્ય લક્ષણો—

કાળાં અને પીળાં મળમૂત્રવાળો અને અત્યંત સોજાવાળો, રક્તયુક્ત નેત્ર-મુખ-ઉલટી-મળ અને મૂત્રવાળો, જે ખેદ પામતો હોય તથા દાહ, અરુચિ, તૃષા, આનાહ, તન્દ્રા અને મૂર્છાથી યુક્ત તથા અગ્નિ અને ભાન જેનાં નાશ પામ્યાં છે એવો કામલાનો રોગી શીઘ્ર મરણ પામે છે. ૩૭, ૩૮½

કામલા અને પાંડુરોગમાં સંશોધન—

બીજા જે સાધ્ય છે તેઓની ચિકિત્સા કહું છું. ત્યાં સ્નેહન કરેલા પાંડુરોગીને તીક્ષ્ણ વમન-વિરેચન વડે સંશોધન કરાવવું અને કમળાના રોગીને તો મૃદુ, તિક્ત રસયુક્ત વિરેચનો વડે શોધન કરાવવું. ૩૯, ૪૦

કામલા અને પાંડુરોગમાં અન્નપાન—

સારી રીતે જેનો કોઠો શુદ્ધ થયો છે એવા તે બન્નેના રોગીને પથ્ય અન્ન ખવરાવવાં. હિતકારી મગ, તુવર અને મસૂરના યૂષો તથા જાંગલ પ્રાણીઓના રસો સહિત જૂના શાળના ચોખા, જવ તથા ઘઉં આપવા. દોષને અનુસરીને તેઓની ખાસ ચિકિત્સા કરવી. ૪૧, ૪૨

કામલા અને પાંડુરોગમાં સ્નેહન—

કમળો અને પાંડુના દરદીને સ્નેહન માટે પંચગવ્ય, મહાતિક્તક ઘૃત અથવા કલ્યાણક ઘૃત આપવું. ૪૩

દાડિમાદિ ઘૃત—

દાડમનો રસ ૧૬ તોલા, ધાણા ૮ તોલા, ચિત્રક ૪ તોલા આદુ ૪ તોલા, પીપર ૨ તોલાના કલ્ક વડે, ૨૫૬ તોલા પાણીમાં સિદ્ધ કરેલું ૮૦ તોલા ઘૃત હૃદયરોગ, પાંડુ, ગુલ્મ, હરસ, પ્લીહા અને વાતકફની પીડાને દૂર કરે છે. દીપન છે તથા શ્વાસ અને ઉધરસનો નાશ કરનાર છે. મૂઢ વાતમાં શ્રેષ્ઠ છે, કષ્ટ પ્રસવવાળી સ્ત્રીઓને હિતકારી છે અને વન્ધ્યાઓને ગર્ભ આપનારું છે. ૪૪–૪૬

( આ પ્રમાણે દાડમાદ્ય ઘૃત થયું. )

કટુકાદિ ઘૃત—

કડુ, મોથ, હળદર, દારુહળદર, ઇન્દ્રજવ, પટોલ, ચન્દન, મોરવેલ, ત્રાયમાણ, ધમાસો, પીપર, ખડસલિયો, લીંબડો, કરિયાતું, દેવદાર–દરેક એક એક તોલાના કલ્કથી ચારગણા દૂધસહિત ૬૪ તોલા સિદ્ધ કરેલું ઘૃત રક્તપિત્ત, જ્વર, દાહ, સોજા, ભગંદર, હરસ, પ્રદર તથા વિસ્ફોટકનો નાશ કરે છે. ૪૭–૪૯

( આ પ્રમાણે કટુકાદ્ય ઘૃત થયું. )

પથ્યા-ઘૃત—

એકસો હરડેના ક્વાથમાં, હરડેનાં પચાસ ડીંટીયાંના કલ્કથી યુક્ત ૬૪ તોલા સિદ્ધ કરેલું ઘી માત્રાનુસાર પીવું. તે પાંડુરોગ અને ગુલ્મનો નાશ કરનાર છે. ૫૦

( આ પ્રમાણે પથ્યા-ઘૃત થયું. )

દન્તી-ઘૃત —

દંતીના ૧૬ તોલા ક્વાથમાં કલ્કરૂપ કરેલાં કાચાં ફળોથી તે જ પ્રમાણે સિદ્ધ કરેલું ૬૪ તોલા ઘૃત પ્લીહા, પાંડુરોગ અને સોજાને જીતે છે. ૫૧

( આ પ્રમાણે દંતી-ઘૃત થયું. )

દ્રાક્ષા-ઘૃત —

૩૨ તોલા દ્રાક્ષના કલ્કથી સિદ્ધ કરેલું ૬૪ તોલા જૂનું ઘૃત કમળો, ગુલ્મ, પાંડુરોગ, જ્વર, પ્રમેહ અને ઉદરરોગોનો નાશ કરનારું છે. ૫૨

( આ પ્રમાણે દ્રાક્ષા-ઘૃત થયું. )

हरिद्रादि घृत—

દૂધસહિત હળદર, ત્રિફળા, લીંબડો, બલા, અને જેઠીમધથી સિદ્ધ કરેલું ભેંસનું ઘૃત કમળાનું ઉત્તમ નાશ કરનારું છે. ૫૩

(આ પ્રમાણે હરિદ્રાદિ ઘૃત થયું.)

ઘીના બીજા બે યોગો—

બમણા ગોમૂત્રમાં ૨ તોલા દારુહળદરના કલ્કથી સિદ્ધ કરેલું ભેંસનું ૬૪ તોલા ઘૃત તથા દારુહળદરના ૨૦ તોલા કવાથમાં તથા ૨ તોલા કાલીયકના કલ્કમાં સિદ્ધ કરેલું ભેંસનું ૬૪ તોલા ઘૃત–આમાંનું પૂર્વ ઘૃત પૂર્વમાં અને પછીનું પછીનામાં ઉપયોગી છે. ૫૪½

પાંડુરોગમાં સંશોધન—

આ સ્નેહોથી આરંભ કરીને રોગી સ્નિગ્ધ થયો છે એમ જાણીને, કેવળ દૂધથી અથવા ગોમૂત્રસહિત દૂધથી ઘણીવાર વિરેચન કરાવવું. ૫૫½

અથવા દંતીબીજના નવશેકા કવાથમાં શીવણીનાં ફળ ૧૬ તોલા સહિત ૧૬ તોલા દ્રાક્ષને ઉકાળી, ચોળીને આપવું. આ પાંડુરોગનાશક છે. ૫૬½

પિત્તપ્રકૃતિવાળા રોગીએ બમણી સાકરવાળું ૨ તોલા નસોતરનું ચૂર્ણ પીવું. ૫૭

કફજન્ય પાંડુરોગવાળાએ ગોમૂત્રમાં કલ્ક કરેલી હરડે ગોમૂત્રસહિત પીવી. અથવા શેરડીના રસથી અથવા વિદારીકંદના અને આમળાના રસથી ગરમાળો પીવો. ૫૮

કમળાના રોગીએ ત્રિકટુસહિત બીલીપત્ર પીવાં; અથવા બમણા ગોળસહિત ૨ તોલા દંતીનો કલ્ક ઠંડા પાણી સાથે પીવો; અથવા કમળાના રોગીએ ત્રિફળાના રસ સાથે નસોતર પીવું. ૫૯½

विशालादि फांट—

ઇન્દ્રામણું, ત્રિફળા, મોથ, દેવદાર, ઇન્દ્રજવ દરેક એક એક તોલો, અતિવિષ અર્ધો તોલો, મોરવેલ ૨ તોલા એ બધાંના ચૂર્ણને નવશેકા પાણીમાં મર્દન કરી રસ ગાળી પીવો અને તે પછી મધ ચાટવું. એ ઉધરસ, શ્વાસ, જ્વર, દાહ, પાંડુરોગ, અરુચિ, ગુલ્મ, આનાહ તથા રક્તપિત્તનો નાશ કરે છે. ૬૦–૬૨½

પાંડુરોગમાં કેટલાક યોગો—

કમળાના રોગીએ ત્રિફળા, ગળો, દારુહળદર કે લીંબડાનો ઠંડો રસ મધ મેળવીને સવારમાં પીવો. પાંડુરોગવાળાએ પંદર દિવસ પર્યંત ગાય કે ભેંસના દૂધ તથા મૂત્ર સાથે અથવા સાત દિવસ સુધી ગોમૂત્રસહિત ત્રિફળાનો કવાથ પીવો. ૬૩,૬૪½

બીજોરાના વૃક્ષ પરના અંકુરોને બાળીને ગોમૂત્રમાં ઠારીને, ચોળી, ગાળીને પાંડુરોગ તથા સોજાને દૂર કરનારું તે પીવું. ૬૫

સ્વર્ણક્ષીરી, ધોળું નસોતર, કાળું નસોતર, દેવદાર, સૂંઠ ૧૬ તોલા, ગોમૂત્રમાં ઉકાળીને પીવાં; અથવા એથી સિદ્ધ કરેલું દૂધ દોષને અનુલોમન કરનારું છે તેથી પીવું. ૬૬,૬૭

અથવા સાત દિવસના પ્રયોગથી ગોમૂત્રની સાથે હરડે પીવી. પચી ગયા પછી દૂધસહિત અથવા મધુર રસવાળા માંસરસસહિત ભોજન કરવું. ૬૮

વૈદ્યે પાંડુરોગની શાંતિ માટે સાત રાત્રિ પર્યંત ગોમૂત્રની ભાવના દીધેલ લોહચૂર્ણ દૂધસહિત પીવું. ૬૯

नवायस चूर्ण—

ત્રિકટુ, ત્રિફળા, મોથ, વાવડિંગ અને ચિત્રક સરખે ભાગે અને નવ ભાગ લોહચૂર્ણ–તે ચૂર્ણ મધ તથા ઘીથી ખાવું. પાંડુ, હૃદયરોગ, કુષ્ઠ, હરસ અને કમળાને દૂર કરનારું આ નવાયસ ચૂર્ણ કૃષ્ણાત્રેયે કહ્યું છે. ૭૦–૭૧

(આ પ્રમાણે નવાયસ ચૂર્ણ થયું.)

મંડુરવટકો—-

ગોળ, સૂંઠ, મંડૂર અને તલ એ સરખે ભાગે, પીપર બે ભાગ, એની ગોળી કરવી. એ પાંડુરોગીને માટે બનાવવી. ૭૨

ત્રિકટુ, ત્રિફળા, મોથ, વાવડિંગ, ચવક, ચિત્રક, દારુહળદરની છાલ, સુવર્ણમાક્ષિક, પીપરીમૂળના ગંઠોડા, દેવદાર એ ઔષધો દરેક ૮ તોલા લઈને પૃથક્ પૃથક્ ચૂર્ણ કરવું. શુદ્ધ અને કાજળ જેવી મંડૂર ભસ્મ સઘળા ચૂર્ણથી બમણી લેવી. તેને આઠગણા ગોમૂત્રમાં પકાવીને તેમાં ઉપરનું ચૂર્ણ નાખીને એક તોલાની ગોળી કરવી. જઠરાગ્નિના બળ પ્રમાણે મનુષ્યે તક્રથી તેનો ઉપયોગ કરવો. પચી ગયા પછી સાત્મ્ય ભોજન કરવું. આ મંડૂરવટક પાંડુરોગીને પ્રાણદાયક છે. કુષ્ઠ, અજીર્ણ, સોજા, ઊરુસ્તંભ, કફના રોગો, હરસ, કમળો, પ્રમેહ અને પ્લીહાને તે શાંત કરે છે. ૭૩–૭૭

(આ પ્રમાણે મંડૂરવટકો થયા.)

સુવર્ણમાક્ષિક, શિલાજિત, રૂપાનો મળ, મંડૂર એ દરેક ૨૦ તોલા, ચિત્રક, ત્રિફળા, ત્રિકટુ અને વાવડિંગ દરેક ૪ તોલા ખાંડીને, ૩૨ તોલા સાકરથી યુક્ત મધ મેળવીને, એક તોલો માત્રા ખાવી; અને પચી ગયા પછી હિતકારી પ્રમાણસર ભોજન કરવું તથા કળથી, પીલુડી ઇત્યાદિ તથા કબૂતરનો ત્યાગ કરવો. ૭૮,૭૯

યોગરાજ—-

ત્રિફળા ત્રણ ભાગ, ત્રિકટુ ત્રણ ભાગ, ચિત્રકમૂળ એક ભાગ, વાવડિંગ એક ભાગ, શિલાજિત પાંચ ભાગ, રૂપાનો મળ પાંચ ભાગ, શુદ્ધ સુવર્ણમાક્ષિક પાંચ ભાગ, લોહ પાંચ ભાગ, સાકર આઠ ભાગ—એ બધાંનું સૂક્ષ્મ ચૂર્ણ મધમાં મેળવીને લોઢાના નિર્મળ પાત્રમાં રાખવું. તેમાંથી મનુષ્યે અગ્નિના બળ પ્રમાણે એક તોલાની માત્રામાં ભક્ષણ કરવું. દરરોજ પ્રયોગ કરવો અને પચી ગયા પછી કળથી, પીલુડી અને કબૂતર સિવાય ઇચ્છા પ્રમાણે ભોજન કરવું. આ અમૃતસમાન યોગ યોગરાજ એ રીતે પ્રખ્યાત છે અને શ્રેષ્ઠ, સર્વ રોગોને હરણ કરનાર અને કલ્યાણકારી છે. આ રસાયન પાંડુરોગ, વિષ, ઉધરસ, રાજયક્ષ્મા, વિષમજ્વર, કુષ્ઠ, અજીર્ણ, પ્રમેહ, શોષ, શ્વાસ, અરુચિ અને વિશેષે કરીને અપસ્માર કમળો અને હરસનો નાશ કરે છે. ૮૦–૮૬

(આ પ્રમાણે યોગરાજ થયો.)

શિલાજતુવટકો—

ઇન્દ્રજવ, ત્રિફળા, લીંબડો, પટોલ, મોથ, સૂંઠ એના ક્વાથથી વીસ કે ત્રીસ દિવસ સુધી ભાવના દીધેલું શિલાજિત ૩૨ તોલા, તેટલી જ સફેદ સાકર, વંશલોચન, પીપર, આમળાં, કાકડાશીંગા એ દરેક ચાર ચાર તોલા, ભોરીંગણીના ફળ તથા મૂળ બન્ને મળીને ૪ તોલા, તજ, તમાલપત્ર, એલચી યુક્તિથી ચૂર્ણ કરેલ એક એક તોલો અને મધ ૧૨ તોલા મેળવીને એક એક તોલાની ગોળીઓ કરવી. અન્ન ખાધા વિના અથવા ખાઈને તે ગોળીઓ ખાવી. તથા ઉપરથી દાડમનો રસ, દૂધ, પક્ષીમાંસનો રસ, પાણી, સુરા કે આસવનું પાન કરવું. તે ગોળીઓ પાંડુ, કુષ્ઠ, જ્વર, પ્લીહા, તમક ભગંદર, પૂતિદોષ, હૃદ્રોગ, શુક્રદોષ, અગ્નિદોષ, શોષ, ગર, ઉદરરોગ. ઉધરસ, રક્તપિત્ત, સોજા, ગુલ્મ, ગળાના રોગો અને સર્વ વ્રણોનો નાશ કરે છે. ૮૭–૯૨

(આ પ્રમાણે શિલાજિતવટકો થયા.)

પુનર્નવામંડૂર—

સાટોડી, નસોતર, ત્રિકટુ, વાવડિંગ, દેવદાર, ચિત્રક, કઠ, હળદર, દારુહળદર, ત્રિફળા, દંતી, ચવક, ઇન્દ્રજવ, પીપર, પીપરીમૂળ, મોથ એ દરેક ૪ તોલા; મંડૂર ચૂર્ણથી બમણું; ૫૧૨ તોલા ગોમૂત્રમાં એને પકાવીને, અર્ધા તોલાની ગોળી કરવી. તેને મનુષ્યે તક્રમાં મેળવીને પીવી. તે ગોળીઓ પાંડુરોગ, પ્લીહા, હરસ, વિષમજ્વર, સોજા, ગ્રહણીરોગ, કુષ્ઠ અને કૃમિનો નાશ કરે છે. ૯૩–૯૬

(આ પ્રમાણે પુનર્નવામંડૂર થયું.)

લોહના યોગો—

દારુહળદરની છાલ, ત્રિફળા, ત્રિકટુ, વાવડિંગ અને

લોહચૂર્ણ કમળાના અને પાંડુરોગના દરદીએ મધ તથા ધૃતની સાથે ચાટવું. ૯૭

કમળાના રોગીએ લોહચૂર્ણ, હરડે અને હળદર સરખે વજને ચૂર્ણ કરીને મધ તથા ધૃતથી ચાટવું, અથવા ગોળ તથા મધથી હરડે ચાટવી. ૯૮

ત્રિફળા, હળદર, દારુહળદર, કડુ અને લોહચૂર્ણ એનું ચૂર્ણ કરીને મધ અને ધૃત સાથે ચાટવું. આ ચાટણ કમળાનો નાશ કરનારું છે. ૯૯

धात्र्यवलेह—

વંશલોચન ૮ તોલા, સૂંઠ ૮ તોલા, પીપર ૬૪ તોલા, દ્રાક્ષ ૬૪ તોલા, સફેદ સાકર ૨૦૦ તોલા, આમળાંના ૧૦૨૪ તોલા રસમાં આ ચૂર્ણ ચાટણ જેવું પકાવવું. ઠંડું થયા પછી તેમાં ૬૪ તોલા મધ મેળવીને એક તોલો તેમાંથી ચાટવું. આ ચાટણ કમળો, પિત્ત, પાંડુ, ઉધરસ અને હલીમકનો નાશ કરે છે. ૧૦૦,૧૦૧½

(આ પ્રમાણે ધાત્ર્યવલેહ થયો.)

मंडूरवटक—

ત્રિકટુ, ત્રિફળા, ચવક, ચિત્રક, દેવદાર, વાવડિંગ, મોથ અને કડાછાલ એનું ચૂર્ણ કરવું. મંડૂરની બરાબર એ ચૂર્ણ આઠગણા ગોમૂત્રમાં ધીરેધીરે પકાવવું. તૈયાર થઈને ઠર્યા પછી તેમાંથી એક એક તોલાની ગોળીઓ બનાવવી અને અગ્નિબળ પ્રમાણે ખાવી. તક્ર તથા વાટચનું ભક્ષણ કરનારા રોગીના પ્લીહા અને પાંડુરોગનો નાશ કરનાર તથા ગ્રહણી અને હરસને દૂર કરનાર છે. ૧૦૨–૧૦૪½.

(આ પ્રમાણે મંડુરવટકો થયા.)

गौडारिष्ट—

મજીઠ, હળદર, દ્રાક્ષ, બલાનાં મૂળ, લોહચૂર્ણ, લોધર એ ઔષધોસહિત ગોળથી સિધ્ધ કરેલો અરિષ્ટ પાંડુ-રોગીઓને હિતકારી છે. ૧૦૫½

(આ પ્રમાણે ગોડ અરિષ્ટ થયો.)

बीजकारिष्ट—

બીજક ૬૪ તોલા, ત્રિફળા ૮૦ તોલા, દ્રાક્ષ ૨૦ તોલા, લાખ ૨૮ તોલા, ૧૦૨૪ તોલા પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ બાકી રહે ત્યારે ગાળી લીધેલા તેમાં ૪૦૦ તોલા સાકર, મધ ૬૪ તોલા, ત્રિકટુ, વ્યાઘ્રનખ, વાળો, સોપારી, એલવાલુક, જેઠીમધ, કઠ–એ દરેકનું એક એક તોલો ચૂર્ણ નાખીને ઘીના રીઢા વાસણમાં ગરમ ઋતુમાં દશ રાત્રિ પર્યંત અને ઠંડી ઋતુમાં વીસ રાત્રિ પર્યંત જવના ઢગલામાં રાખવું અને તે પછી પીવું. ગ્રહણી, પાંડુરોગ, હરસ, સોજા અને ગુલ્મને દૂર કરનાર આ મૂત્રકૃચ્છ, અશ્મરી, પ્રમેહ, કમળો અને સન્નિપાતને જીતે છે. આ બીજકારિષ્ટ આત્રેયે કહ્યો છે. ૧૦૬–૧૧૦½

(આ પ્રમાણે બીજકારિષ્ટ થયો.)

धात्र्यरिष्ट—

આમળાં નંગ ૨૦૦૦, તેને પીલીને તેનો રસ કાઢવો. તેમાં આઠમો ભાગ મધ તથા પીપર ૮ તોલા મેળવવી. સાકર ૨૦૦ તોલા મેળવીને રીઢા ઘડામાં પંદર દિવસ રાખવું. સવારમાં માત્રા પ્રમાણે પીવું. પચી ગયા પછી હિતકારી ખોરાકનો પ્રમાણથી આહાર કરવો. આ અરિષ્ટ કમળો, પાંડુ, હૃદયરોગ, વાતરક્ત, વિષમજ્વર, ઉધરસ, હેડકી, અરુચિ, શ્વાસ–એનો નાશ કરે છે. ૧૧૧–૧૧૩½

(આ પ્રમાણે ધાત્ર્યરિષ્ટ થયો.)

पांडुरोग अने कामलामां पीवा माटे जळ—

પાંડુરોગીઓને સ્થિરા વગેરે લઘુ પંચમૂળથી ઉકાળેલું પાણી અને કમળાવાળાઓને દ્રાક્ષ અને આમળાંનો રસ પીવા માટે તથા જમવા શ્રેષ્ઠ છે. ૧૧૪

पांडुरोग अने कामलामां आवश्यकी चिकित्सा—

પાંડુરોગની શાંતિને માટે આ પ્રમાણે મહર્ષિએ કહ્યું છે. ૧૧૫

વૈદ્યે પૃથક્ પૃથક્ દોષનું બળ જોઈને એની વિશેષ કલ્પના કરવી.

વાતજ પાંડુરોગમાં ઘણા સ્નેહવાળું, પિત્તજમાં તિક્ત અને શીતલ, કફજમાં કટુ- તિક્ત અને ઉષ્ણ તથા સન્નિપાતજમાં વિમિશ્ર ચિકિત્સા કરવી. ૧૧૬ ૧/૨

मृज्जन्य पांडुनी चिकित्सा—

યુક્તિને જાણનારા વૈદ્યે બલાબલનો વિચાર કરીને, તીક્ષ્ણ શોધન ઔષધોથી, ખાધેલી મૃત્તિકાને શરીરમાંથી બહાર કાઢવી. શુધ્ધ શરીરવાળાને બલપ્રદ ઘૃતોની યોજના કરવી. ૧૧૭,૧૧૮

व्योषादि घृत—

ત્રિકટુ, બીલી, હળદર, દારુહળદર, ત્રિફળા, ધોળી અને રાતી સાટોડી, મોથ, લોહચૂર્ણ, કાળીપાટ, વાવડિંગ, દેવદાર, વૃશ્ચિકાલી, ભાર્ગી-દૂધસહિત સરખે વજને લીધેલાં તેઓથી ઘૃતને પકાવીને માટીના દોષથી પીડાતા મનુષ્યે યુક્તિથી પીવું. તે પ્રમાણે નાગકેસર, જેઠીમધ, પીપર, જવખાર અને દૂર્વાથી સિદ્ધ કરેલું ઘી પીવું. ૧૧૯,૧૨૦ ૧/૨

માટી ખાવાથી રોગી થયેલ અને લાલસાથી માટી ખાવાનું ન છોડતા રોગીને, અણગમો કરવા માટે, માટીના દોષને દૂર કરનારાં ઔષધોની ભાવના દીધેલી માટી ઇચ્છા પ્રમાણે ખાવા દેવી ૧૨૧ ૧/૨

વાવડિંગ, એલચી, અતિવિષ, લીંબડાનાં પાન, કાળીપાટ, રીંગણાં, કડુ, ઇન્દ્રજવ અથવા મોરવેલ એનાથી ભાવના દીધેલી માટી આપવી. ૧૨૨ ૧/૨

પાંડુરોગીઓની ચિકિત્સા દોષને અનુસરીને કરવી. હેતુના ભેદથી એના આ ચિકિત્સાભેદ છે. ૧૨૩ ૧/૨

कामलामां शाखावस्थिकी चिकित्सा—

જે કમળાનો રોગી તલના કલ્ક જેવો મળ બેસતો હોય, કફથી રૂંધાયેલા માર્ગવાળા તે પિત્તને, કફને દૂર કરનારાં ઔષધોથી જીતવું. ૧૨૪ ૧/૨

રૂક્ષ શીત-ગુરુ અને મધુર દ્રવ્યોના સેવનથી, અતિશય વ્યાયામથી, વેગ રોકવાથી કફમિશ્રિત બલવાન વાયુ પોતાના સ્થાનમાંથી પિત્તને બહાર ફેંકે છે; ત્યારે મનુષ્ય પીળાં નેત્ર-મૂત્ર અને ત્વચાવાળો તથા સફેદ મળવાળો, પેટમાં ગડગડાટ, મલબધ્ધતા અને હૃદયમાં ભારવાળો થાય છે. જ્યારે અલ્પ પિત્ત શાખાઓનો આશ્રય કરે છે ત્યારે અનુક્રમે દુર્બળતા, મંદાગ્નિ, પડખામાં પીડા, હેડકી, શ્વાસ, અરુચિ અને જ્વરથી યુક્ત થાય છે. ૧૨૫-૧૨૭ ૧/૨

મોર-તેતર અને કૂકડાના રૂક્ષ, ખાટા અને તીખા માંસરસોની સાથે તથા સૂકા મૂળા અને કલથીના યૂષોની સાથે આહાર કરાવવો. ૧૨૮ ૧/૨

મધ-પીપર અને મરીથી યુક્ત, સૂંઠ સહિત બીજોરાનો રસ પીવો. તેમ કરવાથી તેનું પિત્ત પોતાના સ્થાનમાં આવી જાય છે. ૧૨૯ ૧/૨

પિત્તનો રંગ મળમાં આવે તથા વાયુની શાંતિ થાય ત્યાં સુધી કટુ, તીક્ષ્ણ, ઉષ્ણ, લવણ અને અત્યંત અમ્લદ્રવ્યોથી ચિકિત્સા કરવી. ૧૩૦ ૧/૨

પિત્ત જ્યારે પોતાના સ્થાનમાં આવી જાય, મળ પિત્તથી રંગાઈ જાય ત્યારે, જેના ઉપદ્રવો શાંત થયા છે એવા રોગીને, પૂર્વે કહેલો કમળાનો વિધિ કરવો. ૧૩૧ ૧/૨

हलीमकनां लक्षणो—

જ્યારે પાંડુરોગીનો વર્ણ લીલો કાળો કે પીળો થાય, બલ અને ઉત્સાહનો ક્ષય, તન્દ્રા, મંદાગ્નિ, મંદજ્વર, સ્ત્રીને વિષે અપ્રહર્ષ, અંગ ભાંગવાં, શ્વાસ, તૃષા, અરુચિ, ભ્રમ-એ થાય ત્યારે તે રોગીને વાતપિત્તથી થયેલ હલીમક જાણવું. ૧૩૨,૧૩૩ ૧/૨

हलीमकनी चिकित्सा—

તે રોગીએ ગળોનો સ્વરસ અને દૂધથી સિદ્ધ કરેલું ભેંસનું ઘૃત પીવું. સ્નિગ્ધ થઈને, આમળાંના રસથી નસોતર પીવું. રેચ લાગ્યા પછી પિત્ત તથા વાતનો નાશ કરનારું મધુર રસપ્રધાન ભોજન કરવું. પૂર્વે કહેલો દ્રાક્ષાવલેહ, મધુર ઘૃતો, અનુવાસનસહિત યાપના બસ્તિઓ અને ક્ષીરબસ્તિઓનું સેવન કરવું.

અગ્નિની વૃદ્ધિ માટે દ્રાક્ષારિષ્ટના યોગોનું યુક્તિથી પાન કરવું. દોષ તથા બળને અનુસરીને, ઉધરસમાં કહેલ હરડેનો અગસ્ત્યલેહ (અગસ્ત્ય હરીતકી) પીપર, જેઠીમધ અને બલાનો દૂધથી પ્રયોગ કરવો. ૧૩૪-૧૩૭½

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

પાંચ પ્રકારના પાંડુરોગનાં કારણો-લક્ષણો અને ઔષધો, બે પ્રકારનો કમળો, તેઓની સાધ્યાસાધ્યતા, તેઓના ભેદ અને જે અન્ય મહારોગ હલીમક છે તેઓનાં ચિકિત્સાસહિત લક્ષણો કહેલ છે. ૧૩૮,૧૩૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા પણ પ્રાપ્ત ન થવાથી દૃઢબળે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિશે 'પાંડુરોગ ચિકિત્સિત' નામનો સોળમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૬

---

## અધ્યાય સત્તરમો

## હિક્કાશ્વાસ ચિકિત્સિત

हिक्काश्वास चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'હિક્કાશ્વાસ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

બુદ્ધિમાન અગ્નિવેશે [illegible], [illegible] તથા લોકના પદાર્થોના તત્ત્વને જાણનાર ઉત્તમ ઋષિ આત્રેયને સંશય પૂછ્યો. ૩

જે આ બે પ્રકારના એટલે નિજ અને આગન્તુક, ત્રણ દોષવાળા, ત્રણ કારણવાળા અને નાના સ્વરૂપવાળા રોગો કહ્યા છે તેમાંથી કયો કયો કષ્ટસાધ્ય છે? ૪

અગ્નિવેશનું તે વાકય સાંભળીને બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, અત્યંત પ્રસન્ન થયેલા ભગવાન આત્રેયે સત્ય નિર્ણય કહ્યો. ૫

हिक्का અને श्वास तरत प्राण हरे छे तेनुं कारण—

ખરેખર ઘણા રોગો પ્રાણ હરણ કરનારા છે, પણ જેમ શ્વાસ અને હેડકી શીઘ્ર પ્રાણનું હરણ કરે છે તે પ્રમાણે તે રોગો કરતા નથી. ૬

જુદા જુદા પ્રકારના બીજા રોગોથી ઘેરાયેલા પ્રાણીને, અંતે હેડકી કે તીવ્ર વેદનાવાળો શ્વાસ થાય છે. ૭

કફ તથા વાતસ્વભાવવાળા અને પિત્તસ્થાનમાં ઉત્પન્ન થનારા એ બન્ને, હૃદય તથા રસાદિ ધાતુઓનું શોષણ કરનારા છે. ૮

તેથી, સમાન એવા એ બન્ને અત્યંત કષ્ટસાધ્ય છે. જો તેનો મિથ્યા ઉપચાર કરવામાં આવે તો ક્રુદ્ધ થયેલા સર્પની પેઠે મારી નાખે છે. ૯

हिक्का અને श्वासनां निदान અને संप्राप्ति—

એ બન્નેને 'રોગસંગ્રહ'માં પૃથક્ પૃથક્ પાંચ પ્રકારના કહ્યા છે; તે બન્નેનાં કારણ, લક્ષણ અને ઔષધો તું સાંભળ. ૧૦

ધૂપ, ધુમાડો અને વાયુથી, ઠંડા સ્થાન અને ઠંડા જલના સેવનથી, વ્યાયામ, મૈથુન, પંથ, રૂક્ષ અન્ન, વિષમ ભોજન, આમદોષ, આનાહ, રૂક્ષતા, અત્યંત અપતર્પણ, દુર્બળતા, મર્મમાં આઘાત, શીતોષ્ણ વગેરે દ્વંદ્વ, અત્યંત શોધન, અતિસાર, જ્વર, ઉલટી, પ્રતિશ્યાય, ક્ષત, ક્ષય, રક્તપિત્ત, ઉદાવર્ત, વિસૂચિ, અલસક, પાંડુરોગ અને વિષથી આ રોગો થાય છે. નિષ્પાવ, અડદ, પિણ્યાક અને તલના તેલના સેવનથી, લોટના પદાર્થોથી, શાલૂક એટલે કમળકંદથી અને વિષ્ટંભી-વિદાહી અને ગુરુ ભોજનથી, જલચર અને આનૂપ દેશનાં પ્રાણીઓનાં માંસ, દહીં અને ખીર-એના સેવનથી, અભિષ્યન્દી પદાર્થોના સેવનથી, કફકારક પદાર્થોના સેવનથી, કંઠ અને છાતીમાં આઘાતથી અને જુદા જુદા પ્રકારના વિબંધોથી આ રોગો થાય છે. ૧૧-૧૬

વાયુ પ્રાણવાહી સ્રોતોમાં પ્રવેશ કરીને પ્રકુપિત

થાય છે અને છાતીમાં રહીને, કફને ઉપરની તરફ ચલાવીને, પ્રાણીઓના પ્રાણને હરકત કરનારી પાંચ પ્રકારની ભયંકર હેડકી તથા પાંચ પ્રકારના શ્વાસને ઉત્પન્ન કરે છે. હવે હું બન્નેનાં પૂર્વરૂપ કહું છું તે તું સાંભળ. ૧૭,૧૮

હિક્કા અને શ્વાસનાં પૂર્વરૂપો—

કંઠ અને છાતીનું ભારેપણું, મુખની તૂરાશ, અને પેટમાં ગડગડાટ એ હેડકીનાં પૂર્વરૂપો છે. ૧૯

આનાહ, પડખામાં શૂળ, હૃદયમાં પીડા અને પ્રાણની આકુળતા એ શ્વાસનાં પૂર્વરુપો છે. ૨૦

મહાહિક્કાનાં લક્ષણો—

કફયુક્ત વાયુ પ્રાણ-જલ તથા અન્નનું વહન કરનારા સ્રોતોને બંધ કરીને હેડકી કરે છે. તેઓનાં પૃથક્ પૃથક્ લક્ષણો સાંભળ. ૨૧

માંસ, બળ, પ્રાણ અને તેજ જેનાં ક્ષીણ થયાં છે એવા મનુષ્યનો કફયુક્ત વાયુ એકાએક કંઠને અત્યંત પકડીને ઊંચા અવાજવાળી, નિરંતર એકવડી-બેવડી કે ત્રેવડી હેડકી કરે છે. ૨૨ફ

પ્રાણવાયુ, સ્રોતો-મર્મો અને ઊષ્માને રૂંધીને સંજ્ઞાનો લોપ કરે છે અને ગાત્રોની જડતા અને અન્ન-પાનના માર્ગોની અટકાયત કરે છે. જેની સ્મૃતિનો નાશ થયો છે એવા અશ્રુપૂર્ણ અને ચંચળ નેત્રવાળા, જડ શંખપ્રદેશવાળા, ભ્રષ્ટ ભ્રૂકુટીવાળા, અટકતા શબ્દોથી બકવાદ કરતા, શાંતિને પ્રાપ્ત ન કરતા એવા એ રોગીને મહા મૂલવાળી, મહા વેગવાળી મહા શબ્દવાળી, અને મહા બળવાળી મહાહિક્કા કહેવાતી હેડકી થાય છે. તે મનુષ્યોના પ્રાણોનું શીઘ્ર હરણ કરનારી ગણાયેલ છે. ૨૧-૨૬

(આ પ્રમાણે મહાહિક્કા થઈ.)

ગંભીરા હિક્કાનાં લક્ષણો—

અત્યંત વૃદ્ધ, કૃશ, દીન મનવાળો અને જર્જરિત છાતીવાળો જે મનુષ્ય હેડકીને અંતે ગંભીર અવાજ કરતો, બગાસાં ખાતો, અંગોને સંકુચિત તથા પ્રસારિત કરતો, બંને પડખાંઓને ફુલાવીને અવાજ કરતો, સ્તબ્ધતા અને પીડાથી યુક્ત થઈને હેડકી ખાય છે; તથા બળ અને ચિત્ત જેનાં નષ્ટ થયાં છે એવા તેને નાભિ કે પક્વાશયમાંથી હેડકી ઉત્પન્ન થાય છે; ગ્લાનિ પામતા રોગીના દેહને અત્યંત ક્ષુબ્ધ કરતી તથા નમાવતી હોય એવી તે શ્વાસમાર્ગને રોકે છે. ગંભીરા નામની તે હેડકી તે રોગીના પ્રાણ હરણ કરનારી છે. ૨૭-૩૦

(આ પ્રમાણે ગંભીરા હેડકી થઈ.)

વ્યેપેતાહિક્કાનાં લક્ષણો—

જે ચાર પ્રકારના અન્નપાનમાં ઉત્પન્ન થાય છે તથા આહાર પચી ગયા પછી અધિક બળવાળી થાય છે તે પ્રલાપ, ઉલટી, અતિસાર અને તૃષાથી પીડાતા તથા ભાનરહિત, બગાસાં ખાતા, ચંચળ નેત્રવાળા, સૂકાયેલા મુખવાળા, શરીરને નમાવતા અને અત્યંત આધ્માનવાળા રોગીને, જત્રુના મૂળમાંથી લાંબો વખત ન ચાલતી એવી ઉત્પન્ન થાય છે. તે પ્રાણનો નાશ કરનારી છે. તેને વ્યપેતા જાણવી.

(આ પ્રમાણે વ્યપેતા હેડકી થઈ.)

ક્ષુદ્રા હિક્કાનાં લક્ષણો—

વ્યાયામથી પ્રેરાયેલો ઉદાન વાયુ જ્યારે કોઠામાંથી કંઠમાં પ્રાપ્ત થાય છે ત્યારે તે ક્ષુદ્રા હેડકીને ઉત્પન્ન કરે છે. તે અતિ કષ્ટદાયક નથી હોતી તેમ છાતી, મસ્તક અને મર્મને બાધા કરતી નથી, તેમ ઉચ્છ્વાસ તથા અન્નપાનના માર્ગનું આવરણ કરતી નથી. મહેનત કરવાથી વધે છે અને ખોરાક લેતાં વેંત જ મૃદુ થાય છે. જ્યાંથી પહેલાં શરૂ થાય છે ત્યાંથી જ નિવૃત્ત થવા માંડે છે. હૃદય, કલોમ, કંઠ અને તાળવાનો આશ્રય કરીને રહેલી મનુષ્યોની તે હેડકી ક્ષુદ્રા હિક્કા નામની સાધ્ય કહેલી છે. ૩૪-૩૭

(આ પ્રમાણે ક્ષુદ્ર હેડકી થઈ.)

अन्नजन्य हिक्कानां लक्षणो--

એકાએક અધિક ઉપયોગમાં લીધેલાં અન્નપાનથી પીડાયેલો વાયુ કોઠામાંથી ઉપરના પ્રદેશ તરફ જાય છે. અત્યંત મદ કરનારા મદ્યથી, અતિક્રોધ-ભાષણ-પંથ અને ભારના અતિશય આચરણથી, કોઠામાં રહેલો વાયુ, દોડતો, પાન અને ભોજનથી પિડીત થઈને છાતીના સ્રોતમાં પ્રવેશ કરીને તે પછી અન્નજન્ય હેડકીને ઉત્પન્ન કરે છે તથા ધીરે ધીરે છુટીછવાઈ છીંકો ખાતો તે હેડકી ખાય છે, જે મર્મને નુકશાન કરતી નથી, ઇન્દ્રિયોને બાધા કરતી નથી અને જે પીવા કે ખાવાથી શાંત થઈ જાય છે તેને અન્નજા ક્ષુદ્ર હેડકી જાણવી. ૩૮–૪૧

(આ પ્રમાણે અન્નજા હેડકી થઈ.)

हिक्कानी साध्यता अने असाध्यता--

અત્યંત સંચિત થયેલા દોષવાળાને, ભોજન ન કરવાથી દુર્બળ થયેલાને, રોગથી ક્ષીણ શરીરવાળાને, વૃદ્ધ અને અત્યંત મૈથુન કરનારને ઉપર કહેલી હેડકીઓમાંથી જે કોઈ થાય તે જીવનનો શીઘ્ર નાશ કરે છે. ૪૨½

પ્રલાપ, દુઃખ, તૃષા અને મૂર્ચ્છાયુકત તે અને અન્નજા હેડકીને યમિકા જાણવી. જે ક્ષીણતારહિત, દીનતારહિત, સ્થિર ધાતુ અને ઇન્દ્રિયોવાળા હોય તેની યમિકા હેડકી મટાડી શકાય છે. આનાથી વિપરીત હોય તો મારી નાખે છે. ૪૩,૪૪

श्वासनी संप्राप्ति--

જ્યારે કફાનુગત વાયુ સ્રોતોને બંધ કરીને રોકાયેલો પોતે ચારે તરફ જાય છે ત્યારે તે. શ્વાસને ઉત્પન્ન કરે છે. ૪૫

महाश्वासनां लक्षणो—

જે મનુષ્ય ઊર્ધ્વગતિવાળા વાયુવાળો, દુઃખી થતો, બંધન પામેલા મદોન્મત્ત સાંઢની પેઠે અવાજયુકત દીર્ઘ શ્વાસ લે છે તથા જ્ઞાન અને વિજ્ઞાનશૂન્ય, ચંચળ નેત્રવાળો, વિકૃત થયેલી આંખો અને મુખવાળો, રોકાયેલાં મૂત્ર અને મળવાળો, ભાંગીતૂટી વાણીવાળો અને દીન થાય છે, તેનો શ્વાસ દૂરથી પણ અત્યંત સંભળાય છે. મહાશ્વાસથી ઘેરાયેલો તે રોગી શીઘ્ર મૃત્યુ પામે છે. ૪૬–૪૮

(આ પ્રમાણે મહાશ્વાસ થયો.)

ऊर्ध्वश्वासनां लक्षणो—

જે કફથી ઘેરાયેલા મુખસ્રોતવાળો, કુપિત વાયુથી પીડાયેલો, ઊંચી દૃષ્ટિવાળો, વિકૃત નેત્રવાળો, આમતેમ જોતો, મૂર્ચ્છા પામતો, વેદનાથી પીડાયેલો, સૂકા મુખવાળો, બેચેનીથી પીડાતો દીર્ઘ અને ઊર્ધ્વ શ્વાસ લે છે અને નીચે શ્વાસ નથી લેતો તેનો ઊર્ધ્વશ્વાસ પ્રકુપિત થતાં નીચેનો શ્વાસ રૂંધાઈ જાય છે અને મોહ તથા ખેદ પામતા રોગીના પ્રાણને હણે છે. ૪૯–૫૧

(આ પ્રમાણે ઊર્ધ્વશ્વાસ થયો.)

छिन्नश्वासनां लक्षणो—

સર્વ પ્રાણોથી પીડાએલો રોગી તૂટક શ્વાસ લે છે અથવા દુઃખપીડિત મર્મચ્છેદરૂપ પીડાથી ખેદ પામતો શ્વાસ નથી લેતો. આનાહ–પરસેવો અને મૂર્ચ્છાથી પીડાતો, બળતરાવાળી બસ્તિવાળો, ચંચળ નેત્રવાળો, અત્યંત ક્ષીણ, શ્વાસ લેતી વખતે એક રાતાં નેત્રવાળો, ભાનરહિત, અત્યંત શુષ્ક મુખવાળો, વિકૃત વર્ણવાળો, પ્રલાપ કરતો, ઢીલાં સંધિબન્ધનવાળો તે રોગી છિન્ન શ્વાસથી શીઘ્ર પ્રાણત્યાગ કરે છે. ૫૨–૫૪

(આ પ્રમાણે છિન્નશ્વાસ થયો.)

तमकश्वासनां लक्षणो—

વાયુ જ્યારે પ્રતિલોમ ગતિથી સ્રોતોને પ્રાપ્ત થાય છે ત્યારે ગ્રીવા તથા મસ્તકને ગ્રહણ કરીને કફને ઉદીર્ણ કરીને પીનસ ઉત્પન્ન કરે છે. તેનાથી રૂંધાઈને ઘુર્ઘુર અવાજવાળા તથા તીવ્ર વેગવાળા પ્રાણપીડક શ્વાસને ઉત્પન્ન કરે છે. ૫૫,૫૬

તે ખેદ પામે છે, અતિવેગથી ઉધરસ ખાય છે, ચેષ્ટારહિત થાય છે, ઉધરસ ખાતો ખાતો વારંવાર મૂર્છા પામે છે, કફ ન છૂટે ત્યાં સુધી અત્યંત દુઃખી થાય છે અને છૂટયા પછી ઘડીકવાર સુખ પામે છે અને તેનું ગળું બેસી જાય છે અને મહેનતથી બોલી શકે છે. શમન કરવા છતાં શ્વાસથી પીડાઈ નિદ્રા પ્રાપ્ત કરી શકતો નથી અને સૂતો હોય ત્યારે વાયુ તેનાં પડખાં પકડે છે તેથી બેઠો બેઠો આરામ મેળવે છે અને ઊંચી વસ્તુઓને પસંદ કરે છે. બહાર નીકળી આવેલી આંખોવાળો, પસીનાવાળા કપાળવાળો, અત્યંત પીડાવાળો, સૂકા મુખવાળો, વખતોવખત શ્વાસવાળો અને વખતોવખત શ્વાસની મૂંઝવાળો થાય છે. તે તમકશ્વાસ મેઘ, જલ, ઠંડા પદાર્થો, પૂર્વનો વાયુ અને કફકર પદાર્થો વડે વધે છે. તે યાપ્ય છે અથવા નવો થયેલો હોય તો સાધ્ય છે. ૫૫–૬૨

(આ પ્રમાણે તમકશ્વાસ થયો.)

**प्रतमक अने संतमक श्वासनां लक्षणो—**

જ્વર અને મૂર્છાયુક્ત રોગીના તમકશ્વાસને પ્રતમક જાણવો. તે ઉદાવર્ત, ધૂળ, અજીર્ણ, વૃદ્ધાવસ્થા અને વેગ રોકવાથી થાય છે અને તમોગુણથી અત્યંત વૃદ્ધિ પામે છે અને ઠંડા પદાર્થોથી શીઘ્ર શાંતિ પામે છે. જાણે અંધકારમાં ડૂબતો હોય એવા રોગીના તે તમકને સંતમક જાણવો. ૬૩,૬૪

(આ પ્રમાણે પ્રતમક તથા સંતમક શ્વાસ થયા.)

**क्षुद्र श्वासनां लक्षणो—**

રૂક્ષ પદાર્થોથી તથા પરિશ્રમથી થયેલો ક્ષુદ્ર વાત કોઠામાં ઊર્ધ્વ ગતિ કરતો ક્ષુદ્રશ્વાસ કહેવાય છે. તે દુઃખથી અંગોની અત્યંત પીડા કરતો નથી, તે ગાત્રોનો નાશ કરતો નથી અને બીજાની પેઠે કષ્ટસાધ્ય નથી, અન્નપાનની ઉચિત ગતિને અટકાવતો નથી, ઇન્દ્રિયોને વ્યથા કરતો નથી, કોઈપણ પ્રકારની પીડા કરતો નથી, એવો ક્ષુદ્રશ્વાસ સાધ્ય છે; અને બળવાન મનુષ્યના અસ્પષ્ટ લક્ષણવાળા સઘળા શ્વાસો સાધ્ય છે. આ પ્રમાણે પોતપોતાનાં લક્ષણો દ્વારા શ્વાસ અને હેડકીઓ કહી. ૬૫–૬૭

**श्वासनी साध्यता अने असाध्यता—**

એઓમાંથી અસાધ્યને તજી દેવા; કારણ કે ભયંકર એવા તે શીઘ્રકારી છે અને સાધ્ય તથા યાપ્યતી વૈદ્યે ઔષધોથી ચિકિત્સા કરવી, કારણ કે અગ્નિ જેમ ઘાસની ગંજીને બાળી નાખે છે તેમ ઉપેક્ષા કરેલા તેઓ દેહને બાળી નાખે છે. ૬૮,૬૯

**हिक्का अने श्वासमां सामान्य चिकित्साक्रम—**

બન્નેનાં કારણ, સ્થાન અને મૂળ એક હોવાથી ઋષિઓએ જે રીતે એક ચિકિત્સા જાણી છે તે તમે જાણો. ૭૦

હેડકી અને શ્વાસથી પીડાતા રોગીને સિન્ધાલૂણમિશ્ર તેલનો અભ્યંગ કરાવીને પ્રથમ સ્નિગ્ધ એવા નાડી, પ્રસ્તર અને સંકર સ્વેદથી ઉપચાર કરવો. તે સ્વેદથી એનો સ્રોતોમાં ગંઠાયેલો કફ ઓગળી જાય છે, છિદ્રો મૃદુતાને પામે છે. તે પછી વાયુ અનુલોમ થાય છે. જેમ પર્વતોની કુંજોમાં રહેલ બરફ સૂર્યનાં કિરણોથી તપીને ઓગળી જાય છે તેમ દેહમાં સ્થિર રહેલો કફ સ્વેદથી તપ્ત થઈને ઓગળે છે. તે પછી રોગીને સ્વેદ આપેલો છે એમ જાણીને મત્સ્ય કે સૂવરના માંસરસોથી અથવા દહીંની મલાઈથી સ્નેહયુક્ત ભાત ખવરાવવો. તે પછી કફ જ્યારે વૃદ્ધિ પામે ત્યારે તે રોગીને પીપર-સિંધાલૂણ અને મધથી યુક્ત, વાયુનો વિરોધ ન કરે તેવું વમનકર ઔષધ પાવું. દૂષિત સ્વરૂપવાળો કફ બહાર નીકળવાથી તે સુખ પામે છે અને સ્રોતો શુદ્ધ થતાં વાયુ અટકયા વિના ગતિ કરે છે. ૭૧–૭૬

**हरिद्रादि धूमवर्ति—**

જો દોષનો અવશેષ લીન થયો હોય તો વિદ્વાન વૈદ્યે ધૂમપાન વડે તેને બહાર કાઢવો. હળદર, તમાલપત્ર, એરંડાનું મૂળ, લાખ, મનઃશિલ, દેવદાર, હરતાલ અને જટામાંસી એને વાટીને વર્તિ બનાવવી અથવા ઘૃતયુક્ત યવથી વર્તિ બનાવીને તેને ઘૃત ચોપડીને ધુમાડો પાવો. ૭૭,૭૮

**धूमना केटलाक प्रयोगो—**

મીણ, રાળ, ઘૃત અથવા ગાયના વાળ અથવા સ્નાયુ,

અરડૂસો અને એરંડાની સૂકી ભૂંગળી અથવા દર્ભની સૂકી ભૂંગળી, પદ્મકાષ્ઠ, ગુગળ, લોહ, શલ્લકી એને ઘીથી ભીંજાવીને ધુમાડો પીવો. ૭૯,૮૦

**अनुबंधरूप हिक्का अने श्वासनी चिकित्सा—**

સ્વરક્ષય, અતિસાર, રકતપિત્ત અને દાહના અનુબંધથી ઉત્પન્ન થયેલ હેડકીનો તથા શ્વાસનો મધુર, સ્નિગ્ધ અને શીત વગેરેથી ઉપચાર કરવો. ૮૧

**स्वेदन न करवा लायक हिक्का अने श्वासना रोगी—**

પિત્ત તથા દાહથી પીડાતા, અતિશય રકતસ્રાવ તથા અતિશય પસીનો થતો હોય તેવા, ક્ષીણ ધાતુ તથા બળવાળા, રૂક્ષ અને પિત્તપ્રકૃતિના મનુષ્યોને તથા ગર્ભિણીને સ્વેદ આપવો નહિ. ૮૨

નવશેકા સ્નેહના પરિષેચનોથી અને સાકરયુકત મૃદુ ઉત્કારિકા તથા ઉપનાહોથી ઇચ્છા પ્રમાણે છાતી તથા કંઠને થોડીવાર સ્વેદ આપવો. ૮૩

વાતનું હરણ કરનારા, સ્નેહસહિત, અમ્લ કાંજી વગેરે કે દૂધસહિત તલ, અળસી, અડદ અને ઘઉં એનાં ચૂર્ણોથી બનાવેલી ઉત્કારિકા હિતકારી છે. ૮૪

**हिक्का अने श्वासमां आवस्थिकी चिकित्सा—**

નવજ્વરમાં તથા આમદોષોમાં વિચાર કરીને રૂક્ષસ્વેદ તથા લંઘન આપવું અથવા સિંધાલૂણમિશ્ર જળથી વમન કરાવવું. ૮૫

અતિયોગથી પ્રબળ થયેલા વાતનું વૈદ્યે સમજીને વાતહર રસ વગેરેથી અને અતિ શીત તથા ઉષ્ણ નહિ એવા અભ્યંગોથી શમન કરવું. ૮૬

ઉદાવર્ત તથા આધ્માનમાં બીજોરું, અમ્લવેત, હિંગ પીલુ અને બિડલવણથી યુકત અન્ન યોગ્ય અનુલોમન છે. ૮૭

**हिक्का अने श्वासमां शोधन—**

હેડકી તથા શ્વાસનો એક રોગી બળવાન હોય છે અને બીજો દુર્બળ હોય છે. કોઈ એક અધિક કફવાળો, બીજો રૂક્ષ અને અધિક વાયુવાળો હોય છે. ૮૮

અધિક કફવાળા બળયુકત રોગીને વિરેચનસહિત વમન આપવું. તે પછી પથ્ય ભોજન કરતા તેને ધૂમપાન, લેહ ઇત્યાદિથી શમન આપવું. ૮૯

વાતપ્રકૃતિવાળા, દુર્બળ, બાલ અને વૃદ્ધને વાતનો નાશ કરનારા સ્નેહ, યૂષ, રસ ઇત્યાદિ શમનથી તર્પણ જ કરાવવું. ૯૦

કફના ઉત્કલેશથી રહિત, સ્વેદન ન કરેલા અને દુર્બળ એવા રોગીને સંશોધન કરવાથી સ્થાન જેને મળ્યું છે એવો વાયુ મર્મનું શોષણ કરીને શીઘ્ર પ્રાણનું હરણ કરે છે. ૯૧

તેથી મજબૂત તથા બહુ કફવાળા રોગીઓને આનૂપ તથા જળચર પ્રાણીઓના માંસરસોથી તૃપ્ત કરીને સ્વેદ આપી સંશોધન કરાવવું અને બીજા નબળાઓને બૃંહણ કરાવવું. ૯૨

દશમૂળના ક્વાથમાં અથવા કળથીના ક્વાથમાં સિદ્ધ કરેલાં મોર, તેતર, કૂકડાં અને જાંગલ પશુપક્ષીઓનાં માંસ હિતકારી છે. ૯૩

**निदिग्धिकादि यूष—**

ભોરીંગણી, બીલીનો ગર્ભ, કાકડાશીંગી, ધમાસો, ગોખરુ, ગળો, કળથી અને ચિત્રક એને પાણીમાં પકાવીને ગાળી લીધેલા, પીપર તથા ઘીથી વઘારીને, સૂંઠ તથા સિંધાલૂણસહિત યૂષ ભોજનમાં હિતકારી છે. ૯૪,૯૫

**रास्नादि यूष—**

રાસ્ના, બલા, લઘુ પંચમૂળ, મગ અને ચિત્રક પાણીમાં પકાવીને તે ક્વાથમાં પૂર્વ પ્રમાણે યૂષ સિદ્ધ કરવો. ૯૬

**क्षार यूष—**

બીજોરાનાં-લીંબડાનાં અને પટોલનાં પાન તથા ત્રિકટુસહિત મગને પકાવીને ક્ષારયુકત યૂષ પકાવવો. ૯૭

સિંધાલૂણ, યવક્ષાર, સરગવાની શીંગો અને મરી નાખીને યુક્તિથી સિધ્ધ કરેલો યૂષ હેડકી તથા શ્વાસ-વિકારને દૂર કરે છે. ૯૮

યૂષના બીજા યોગો—

કાસૂંદ્રાનાં પાનનો તથા સરગવાનો યૂષ તેમજ સૂકા મૂળાનો યૂષ હેડકી તથા શ્વાસનો નાશ કરનાર છે. ૯૯

વાર્તાકનો યૂષ—

દહીં, ત્રિકટુ તથા ઘૃતસહિત રીંગણાનો યૂષ તથા જૂના શાલ તથા સાઠીના ચોખા, ઘઉં તથા જવ એ અન્ન હિતકારી છે. ૧૦૦

હિંગ્વાદિ યવાગૂ—

હિંગ, સંચળ, જીરું, બિડલવણ, પુષ્કરમૂળ તથા ચિત્રક તથા કાકડાશીંગીથી સિદ્ધ કરેલી યવાગૂ શ્વાસ અને હેડકીના દરદીઓને હિતકારી છે. ૧૦૧

દશમૂલાદિ યવાગૂ—

દશમૂળ, કચૂરો, રાસ્ના, પીપરીમૂળ, પુષ્કરમૂળ, કાકડાશીંગી, તામલકી, ભારંગી, ગળો, સૂંઠ અને વાળાથી વિધિપૂર્વક સિદ્ધ કરેલી યવાગૂ અથવા ક્વાથ રોગીએ ઉધરસ, હૃદ્ગ્રહ, પાર્શ્વપીડા, હેડકી તથા શ્વાસની શાંતિ માટે પીવાં. ૧૦૨,૧૦૩

પુષ્કરમૂળ, કચૂરો, ત્રિકટુ, બીજોરું અને અમ્લ-વેતથા તથા ઘૃત-બિડલવણ અને હિંગથી અન્નપાનની યોજના કરવી. ૧૦૪

હિક્કા અને શ્વાસમાં પાન—

હેડકી તથા શ્વાસના રોગીએ તૃષા લાગે ત્યારે દશ-મૂલનો કે દેવદારનો ક્વાથ કે મદ્યનું પાન કરવું. ૧૦૫

પાઠાદિ સંધાન—

કાળીપાટ, મોરવેલ, રાસ્ના, સરલ, દેવદાર એને પાણીથી ધોઈ, ખાંડીને સુરામંડમાં નાખવાં. તેને થોડું સિંધાલૂણ મેળવીને વૈદ્યે ૮ તોલા પાવું. તેથી હેડકી તથા શ્વાસ શાંત થઈ જાય છે. ૧૦૬, ૧૦૭

હિંગ્વાદિ ચૂર્ણ—

હિંગ, સંચળ, બોર, સમંગા, પીપર અને બલા એને બીજોરાના રસમાં વાટીને અથવા કાંજીથી પીવાં. ૧૦૮

સૌવર્ચલાદિ ચૂર્ણ—

સંચળ, સૂંઠ, ભારંગી દરેક એક ભાગ, એ ઊના પાણીથી પીવાં. એ હેડકી તથા શ્વાસના વિકારને દૂર કરનાર છે. ૧૦૯

કલ્ક યોગ—

ભારંગી અને સૂંઠનો, મરી અને જવખારનો અને પીતદ્રુ, ચિત્રક, આરફોતા, મોરવેલ એનો કલ્ક પાણીથી પીવો. ૧૧૦

પિત્તના અનુબંધવાળા શ્વાસમાં મધુલિકાદિ ઉત્કારિકા—

પિત્તના અનુબંધથી થયેલા શ્વાસમાં મધૂલિકા, વંશલોચન, સૂંઠ અને પીપર એની ઘીમાં સિદ્ધ કરેલી ઉત્કારિકા હિતકારી છે. ૧૧૧

વાતના અનુબંધવાળા શ્વાસમાં પથ્ય—

વાતના અનુબંધથી થયેલા શ્વાસમાં શ્વાવિધ તથા સસલાનું માંસ અને શલ્લકનું રક્ત પીપર તથા ઘૃતથી સિદ્ધ કરવાં, એ હિતકારી છે. ૧૧૨

વાતપિત્તના અનુબંધવાળા શ્વાસમાં અનુપાન—

વાતપિત્તાનુગ શ્વાસમાં સુવર્ચલાનો રસ, ત્રિકટુયુક્ત દૂધ તથા ઘૃત—એ શાળના ભાતના અનુપાન માટે હિત-કારી છે. ૧૧૩

કફપિત્તના અનુબંધવાળા શ્વાસમાં અનુપાન—

કફપિત્તાનુગ શ્વાસમાં પીપર તથા મધયુક્ત સરસડાનાં પુષ્પનો સ્વરસ કે સાતત્રીણનો સ્વરસ હિતકારી છે. ૧૧૪

मधूकादि योग—

ઉધરસ, શ્વાસ, હેડકી તથા અભિષ્યન્દના રોગીઓને જેઠીમધ, પીપરીમૂળ, ગોળ, ગાય અને ઘોડાના મળનો રસ અને ઘૃત તથા મધ હિતકારી છે. ૧૧૫

शकृद्रसनो प्रयोग—

ગધેડો, ઘોડો, ઊંટ, સૂવર, ઘેટો અને હાથી—એમાંના એક એકના મળનો રસ બહુ કફવાળા શ્વાસમાં મધની સાથે પાવો. ૧૧૬

अश्वगंधादि क्षार—

રોગી મનુષ્યે આસંધનો ક્ષાર મધ તથા ઘીથી ચાટવો અથવા મોરનાં પીછાંની ભૂંગળી અથવા શલ્લકનું ભીંગડું ચાટવું. ૧૧૭

लेहना योगो—

અથવા શ્વાવિધ, જાંડક, ચાષ અને કુરરનાં રૂંવાડાં અથવા એક કે બે ખરીવાળાં પ્રાણીઓનાં શીંગડાં-ચામડાં-હાડકાં તથા ખરીઓ એ બધાં અથવા એક એક બાળીને તેનું ચૂર્ણ મધ તથા ઘીથી ચાટવું. તેથી દારુણ શ્વાસને રોગી જીતે છે. ૧૧૮, ૧૧૯

આ શ્વાસરોગો કફથી જેની ગતિ રુંધાઈ ગઈ છે એવા પ્રાણવાયુના પ્રકોપથી ઉત્પન્ન થનારા છે તેથી તેના માર્ગની શુદ્ધિ માટે ચાટણુ આપવાં. કફરહિત શ્વાસમાં આપવાં નહિ. ૧૨૦

हिक्काश्वासमां संशोधन—

ઉધરસના રોગીને તથા સ્વરભંગમાં બુદ્ધિમાન વૈદ્યે વમન આપવું અને તમકશ્વાસમાં વાતકફને દૂર કરનારાં ઔષધોસહિત વિરેચન આપવું. ૧૨૧

જેમ વહેતું જળ માર્ગ બંધ થઈ જવાથી વધી જાય છે તેમ વાયુ પણ વધી જાય છે; તેથી તેના માર્ગનું નિત્ય શોધન કરવું જોઈએ. ૧૨૨

शटयादि चूर्ण—

કચૂરો, ચોરક, જીવંતી, તજ, મોથ, પુષ્કરમૂળ, સુરસ, ભોંઆમલી, એલચી, પીપર, અગર, સૂંઠ અને વાળો, એ સરખે ભાગે તથા સાકર આઠ ભાગ, એનું ચૂર્ણ કરીને તમકશ્વાસ તથા હેડકીમાં સર્વ રીતે ઉપયોગ કરવો. ૧૨૩, ૧૨૪

मुक्तादि चूर्ण—

મોતી, પરવાળાં, વૈદૂર્ય, શંખ, સ્ફટિક, અંજન, સસાર, ગંધ, કાચ, આકડાનાં મૂળ, નાની એલચી, સંચળ, સિંધાલૂણ, તામ્રચૂર્ણ, લોહચૂર્ણ, ચાંદીનું ચૂર્ણ સૌગંધિક, સીસક, જાયફળ, શણબીજ, અઘેડાનાં બીજ, એ સઘળાં સરખે વજને લઈને તેનું એક તોલો ચૂર્ણ મધ તથા ઘીથી ચાટવાથી હેડકી, શ્વાસ અને ઉધરસને જલદી મટાડે છે અને અંજન કરવાથી તિમિર, કાચ, નીલિકા, પુષ્પક, તમ, મલપૂર્ણનેત્ર, કંડૂ, અભિષ્યન્દ તથા અર્મનો નાશ કરે છે. ૧૨૫–૧૨૮

(આ પ્રમાણે મુક્તાદિ ચૂર્ણ થયું.)

हिक्कामां केटलाक योगो—

કચૂરો અને પુષ્કરમૂળનું ચૂર્ણ, આમળાનું ચૂર્ણ અથવા કાલલોહનું ચૂર્ણ મધ સાથે ચાટવું. ૧૨૯

તથા સાકર, તામલકી, દ્રાક્ષ, ગાય અને ઘોડાના મળનો રસ, ગોળ અને સૂંઠ એ બધું સરખે વજને લઈને ખાવું તથા નસ્ય તરીકે ઉપયોગ કરવો. ૧૩૦

લસણનાં, ડુંગળીનાં કે ગૃંજનકનાં મૂળ અથવા ચન્દન સ્ત્રીના દૂધથી મિશ્ર કરીને નસ્ય આપવું. ૧૩૧

સિંધાલૂણ મેળવેલ નવશેકો ઘૃતમંડ અથવા અલક્તના રસસહિત માખીની વિષ્ટાનું નસ્ય આપવું. ૧૩૨

જીવનીય ઔષધોસહિત ધાવણથી સિદ્ધ કરેલું ઘૃત પીવાથી કે નસ્ય કરવાથી હેડકીને મટાડે છે. ૧૩૩

હેડકીના રોગીઓને સાકર તથા મધયુક્ત દૂધ

એક વાર ઊનું અને એક વાર ઠંડું એમ પર્યાયથી પીવામાં અને નસ્ય કરવામાં હિતકારી છે. ૧૩૪

વિરેચન દ્રવ્યોથી સિદ્ધ કરેલું ઘૃત અથવા પીપર તથા મધમિશ્ર આમળાં અને કોઠનો રસ શીઘ્ર હેડકીને મટાડે છે. ૧૩૫

શાળની ધાણી, લાખ, મધ, દ્રાક્ષ, પીપર અને ઘોડાની લાદનો રસ અથવા બોર, મધ, દ્રાક્ષ, પીપર અને સૂંઠ ચાટવાં. ૧૩૬

એકાએક ઠંડા પાણીનું પરિષેચન, ત્રાસ, વિસ્મય, ભય, ક્રોધ, હર્ષ અને વ્હાલાંનો ઉદ્વેગ એ હેડકીને બંધ કરનારાં માનેલ છે. ૧૩૭

હેડકી અને શ્વાસના વિકારોનું જે નિદાન કહ્યું છે તે આરોગ્યની ઇચ્છાવાળા હેડકી તથા શ્વાસના રોગીઓએ તજવું. ૧૩૮

હેડકી તથા શ્વાસના સંબંધવાળા જે શુષ્ક છાતી-કંઠ અને તાળવાવાળા તથા પ્રકૃતિથી રૂક્ષ દેહવાળા છે તેઓનો ઘૃતથી ઉપચાર કરવો. ૧૩૯

દશમૂલાદિ ઘૃત—

દશમૂળનો ક્વાથ તથા દહીંની આછમાં પીપર, સંચળ, જવખાર, વયસ્થા, હિંગ, ચોરક અને કાયસ્થાથી ઘૃત સિદ્ધ કરવું. પીવાથી તે હેડકી તથા શ્વાસનો નાશ કરે છે. ૧૪૦૨

તેજોવત્યાદિ ઘૃત—

તેજબલ, હરડે, કઠ, પીપર, કડુ, ભૂતીક, પુષ્કરમૂળ, ખાખરો, ચિત્રક, કચૂરો, સંચળ, તામલકી, સિંધાલૂણ, બીલીનો ગર, તાલીસપત્ર, જીવંતી અને વજ દરેક એક એક તોલો અને હિંગ ૦। તોલો, ચાર ગણા પાણીમાં ૬૪ તોલા ઘૃત પકાવવું. રોગી, આ ઘૃતનું યથાશક્તિ પાન કરીને હેડકી, શ્વાસ, સોજા, વાતવ્યાધિ, હરસ, ગ્રહણી તથા પડખાંની અને હૃદયની પીડાને જીતે છે. ૧૪૧–૧૪૪

( આ પ્રમાણે તેજોવત્યાદિ ઘૃત થયું. )

मनःशिलादि घृत—

મનઃશિલ, રાળ, લાખ, હળદર, પદ્મકાષ્ઠ, મજીઠ અને એલચી એ દરેક એક તોલો, એનાથી ૬૪ તોલા ઘૃત સિદ્ધ કરવું; અથવા જીવનીય ગણનાં ઔષધોથી સિદ્ધ કરેલું ઘૃત મધસહિત ચટાડવું; તથા ત્ર્યૂષણ ઘૃત, દાધિક ઘૃત કે વાસા ઘૃત પીવું. ૧૪૫,૧૪૬

( આ પ્રમાણે મનઃશિલાદિ ઘૃત થયું. )

हिक्कामां चिकित्सासूत्र—

જે કાંઈ ઔષધ તથા અન્નપાન કફ તથા વાતનો નાશ કરનારું, ઉષ્ણ અને વાતનું અનુલોમન કરનારું હોય તે શ્વાસ તથા હેડકીના રોગીને હિતકારી છે. ૧૪૭

વાતને કરનારું તથા કફને હરનારું અથવા કફને કરનારું તથા વાતને હરનારું ઔષધ અને અન્નપાન અત્યંત ન લેવાં. તે બન્ને કરતાં વાતહર પ્રાયઃ શ્રેષ્ઠ છે. ૧૪૮

પ્રાયઃ બધા રોગોમાં બૃંહણ ક્રિયામાં હાનિ અલ્પ અને સુસાધ્ય હોય છે, શમન કરવામાં અત્યંત હાનિ થતી નથી પણ કર્શનમાં અત્યંત થાય છે, અને તે અસાધ્ય હોય છે. ૧૪૯

તથા શુદ્ધ કે અશુદ્ધ હેડકી તથા શ્વાસથી પીડાતાં પ્રાણીઓને પ્રાયઃ શમન અને બૃંહણથી ઉપચાર કરવો. ૧૫૦

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

હેડકી અને શ્વાસની કષ્ટસાધ્યતા, ઉત્પત્તિ અને ચિકિત્સાની એકતામાં કારણ તથા લક્ષણ અને પથ્ય અહીં દર્શાવ્યાં છે. ૧૫૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા, પણ પ્રાપ્ત ન થવાથી દૃઢબળે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'હિક્કાશ્વાસ ચિકિત્સિત' નામનો સત્તરમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૭

---

# અધ્યાય અઢારમો

## કાસ ચિકિત્સિત

કાસ ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી કાસ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

તપશ્ચર્યા, તેજ, ધૈર્ય અને ઉત્તમ બુદ્ધિથી યુક્ત ભગવાન આત્રેયે ઉધરસની શાંતિ માટે સફળ ચિકિત્સા કહી. ૩

કાસના ભેદો—

વાત વગેરેથી થયેલી જે ત્રણ, ક્ષતથી થયેલી તથા ક્ષયથી થયેલી એ પાંચ પ્રકારની મનુષ્યોની ઉધરસ વધી જઈને ક્ષય કરે છે. ૪

કાસનાં પૂર્વરૂપો—

ગળામાં તથા મુખમાં કણસલાં ભર્યાં હોય એવું થવું એ તેઓનું પૂર્વરૂપ હોય છે તથા ગળામાં કંડૂ તથા ભોજનમાં અરુચિ થાય છે. ૫

કાસની સંપ્રાપ્તિ—

નીચેની તરફથી પ્રતિહત થયેલો વાયુ ઉપરના સ્રોતોનો આશ્રય કરીને ઉદાન ભાવને પ્રાપ્ત થયેલો, કંઠમાં તથા છાતીમાં રોકાઈને, મસ્તકમાં રહેલાં સઘળાં છિદ્રોમાં પ્રવેશ કરી, તેઓને ભરી દેતો, દેહને ભાંગતો, દેહ-દાઢી-મન્યા તથા નેત્રને આક્ષિપ્ત કરતો, નેત્ર-પીઠ-છાતી તથા પડખાંને વાંકાં વાળીને સ્તબ્ધ કરતો, સૂકો અથવા કફસહિત તે કસન એટલે ઉપર કહી તેવી ગતિવાળો હોવાથી તથા છાતી વગેરેને ક્ષીણ કરવાથી કાસ કહેવાય છે. ૬–૮

કાસના ભેદનું કારણ—

વેગવાળા તે વાયુના કફાદિ આવરણના ભેદથી ઉધરસની પીડા તથા નામનો ભેદ થાય છે. ૯

વાતકાસનાં નિદાન અને લક્ષણો—

રૂક્ષ-ઠંડા-તૂરા-અલ્પ અને અત્યંત અલ્પ ભોજન, ઉપવાસ, મૈથુન, વેગ રોકવા અને પરિશ્રમ એ વાતની ઉધરસને ઉત્પન્ન કરનારાં છે. ૧૦

હૃદય-પડખાં-છાતી અને મસ્તકમાં શૂળ અને સ્વરભંગ કરતી, સૂકી છાતી-કંઠ અને મુખવાળા, ઊભાં થતાં રૂંવાડાવાળા, અંધારામાં પ્રવેશ કરતો હોય એવા રોગીને મોટો અવાજ, દીનતા, વ્યાકુળતા, દુર્બળતા, ક્ષોભ અને મૂર્ચ્છા કરતી સૂકી ઉધરસ, સૂકાયેલા કફને મહેનતથી બહાર કાઢીને ઓછી થાય છે. સ્નિગ્ધ, ખાટા, ખારા અને ઉષ્ણ અન્નપાનથી શાંત થાય છે. અન્નપાન પચી ગયા પછી ઊર્ધ્વ વાયુવાળા રોગીનો વાયુ વેગવાળો થાય છે. ૧૧–૧૩

પિત્તકાસનાં નિદાન અને લક્ષણો—

તીખા-ઊના-વિદાહી-ખાટા-ખારા અને પદાર્થોનું અતિ સેવન, ક્રોધ, અગ્નિ અને સૂર્યનો તાપ એ પિત્તની ઉધરસ કરનારાં છે. થૂંક તથા નેત્ર પીળાં થવાં, મુખનો સ્વાદ કડવો થવો, સ્વરભંગ, છાતીમાંથી ધુમાડો નીકળતો હોય તેવું થવું, તૃષા, દાહ, મૂર્ચ્છા, અરુચિ ભ્રમ એ લક્ષણો થાય છે અને રોગી દીર્ઘ કાળ પર્યંત ઉધરસ ખાતો ઝાંઝવાં જેવું દેખે છે અને પિત્તયુક્ત કફ થૂંકે છે. ૧૪–૧૬

શ્લેષ્મકાસનાં નિદાન અને લક્ષણો—

ગુરુ-અભિષ્યન્દી-મધુર અને સ્નિગ્ધ દ્રવ્યોના સેવનથી, નિદ્રાથી અને ક્રિયાના અભાવથી વધેલો કફ, વાયુને રૂંધીને કફની ઉધરસ ઉત્પન્ન કરે છે. ૧૭

મંદાગ્નિ, અરુચિ, ઊલટી, પીનસ, ઉત્કલેશ, શરીરનું ભારેપણું, રૂંવાડાં ઊભાં થવાં, મુખની મધુરતા, ક્લેદ

અને શિથિલતાયુક્ત, ઘણો-મીઠો-સ્નિગ્ધ અને ઘાટો કફ થૂંકે છે. ઉધરસ ખાતાં પીડા થતી નથી અને છાતીને કફથી ભરી હોય એમ માને છે. ૧૮,૧૯

ક્ષતકાસનાં નિદાન અને લક્ષણો—

અતિ મૈથુન, ભાર ઉપાડવો, પંથ કાપવો, યુદ્ધ તથા ઘોડા અને હાથી રોકી રાખવાથી રૂક્ષ પુરુષની ચીરાયેલી છાતીને વાયુ ગ્રહણ કરીને ઉધરસ કરે છે. ૨૦

તે ક્ષતથી ઉત્પન્ન થયેલી ઉધરસના વેગથી પ્રથમ સૂકી ઉધરસ ખાય છે, તે પછી રક્તસહિત થૂંકે છે. કંઠમાં પીડા, દુખાવો તથા અણીદાર સોઈ એ ભોંકાતી હોય એવી પીડાવાળા શૂળથી યુક્ત, છાતી ફાટવા જેવી પીડા અને તપારાવાળું, દુઃખકારક સ્પર્શવાળું શૂળ-એનાથી યુક્ત, પર્વભેદ-જ્વર-શ્વાસ-તૃષા અને સ્વર-ભંગથી પીડાતો અને કબૂતરની પેઠે અવ્યક્ત અવાજ કરે છે. ૨૧–૨૩

ક્ષયકાસનાં નિદાન અને લક્ષણો—

ઘૃણા તથા શોકવાળા મનુષ્યોના વિષમ અને અસાત્મ્ય ભોજનથી, અતિ મૈથુનથી અને વેગ રોકવાથી અગ્નિ વિકૃત થતાં કુપિત થયેલા ત્રણે દોષો દેહના ક્ષયને કરનારી ક્ષયજન્ય ઉધરસને ઉત્પન્ન કરે છે. તેમાં રોગી દુર્ગન્ધવાળો, લીલો, રાતો, પરૂ જેવો કફ થૂંકે છે. ઉધરસ ખાતો ખાતો હૃદય પોતાના સ્થાનમાંથી ખસી ગયું હોય એમ માને છે. અકસ્માત્ ગરમીથી કે ઠંડીથી પીડાતો, ઘણું ખાનારો, દુર્બળ, કૃશ, સ્નિગ્ધ તથા નિર્મલ મુખ-વર્ણ અને ત્વચાવાળો, કાંતિવાળાં જણાતાં નેત્રવાળો, હાથપગનાં તળિયાં લીસાં, નિરંતર બીજાના ગુણોમાં દોષ જોનાર અને ઘૃણાવાળો થાય છે. તેને મિશ્ર લક્ષણવાળો તાવ આવે છે. પડખામાં પીડા, પીનસ, અરુચિ અને કોઈ વાર પાતળા-કોઈ વાર બાંધેલા મળવાળો થાય છે; અને કારણ વિના સ્વરભંગ થાય છે. ૨૪–૨૮

કાસની સાધ્યાસાધ્યતા—

આ પ્રમાણે કહેલી ક્ષયથી થયેલી ઉધરસ, ક્ષીણ મનુષ્યોના દેહનો નાશ કરે છે; તથા બલવાન મનુષ્યોને સાધ્ય પણ થાય છે. આ પ્રમાણે ક્ષતજન્ય ઉધરસ બળવાન મનુષ્યોને યાપ્ય છે. આ બન્ને ચિકિત્સાના ચારે પાયાથી યુક્ત હોય અને નવી હોય તો કોઈક વાર સાધ્ય છે. વૃદ્ધ મનુષ્યોને જરાવસ્થાથી થયેલી સઘળી ઉધરસ યાપ્ય છે. ૨૯,૩૦

પૂર્વે કહેલી ત્રણે સાધ્ય ઉધરસની ચિકિત્સા કરવી. યાપ્યનું પથ્યથી યાપન કરવું. હવે ઉધરસનો નાશ કરનારી ચિકિત્સા સાંભળ. ૧૩૧

વાતકાસમાં ચિકિત્સાક્રમ—

બુદ્ધિમાન વૈદ્યે રૂક્ષ રોગીના વાતજ ઉધરસની પ્રથમ વાતનાશક પદાર્થોથી સિદ્ધ કરેલા સ્નેહોથી, ઘૃત, બસ્તિ, પેયા, યૂષ, ક્ષીર, માંસરસ વગેરે, સ્નેહ જેમાં મુખ્ય છે એવાં ધૂમપાન-ચાટણ-અભ્યંગ-પરિષેક તથા સ્નિગ્ધ સ્વેદથી યુક્તિપૂર્વક ચિકિત્સા કરવી. ૩૨,૩૩

મળ તથા વાત જેનાં રોકાએલાં હોય તેને તથા ઉપરનો દેહ જેનો સૂકો હોય એવાને બસ્તિથી, પિત્તવાળાને ભોજનને અંતે પાયેલા ઘૃતથી અને કફવાળાને સ્નેહયુક્ત વિરેચનથી જીતવો. ૩૪

કંટકારી-ઘૃત—

ભોરીંગણી અને અળો એ દરેક ૧૨૦ તોલા લઈને તેનો ક્વાથ કરવો. તેમાં ૬૪ તોલા ઘૃત પકાવવું. તે વાતજન્ય ઉધરસને દૂર કરે છે તથા અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૩૫

(આ પ્રમાણે કંટકારી-ઘૃત થયું.)

પિપ્પલ્યાદિ ઘૃત—

પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, ધાણા, કાળીપાટ, વજ, રાસ્ના, જેઠીમધ, જવખાર, હિંગ એ દરેક અર્ધો તોલો અને દશમૂળનો ક્વાથ ૨૫૬ તોલામાં ૬૪ તોલા ઘૃત પકાવવું. તેમાંથી ૪ તોલા પીને ઉપરથી પેયાનો મંડ પીવો. તે શ્વાસ, ઉધરસ, હૃદયરોગ, પડખાંની

પીડા, ગ્રહણીરોગ અને ગુલ્મનો નાશ કરે છે. આ પિપ્પલ્યાદિ ઘૃત આત્રેયે કહ્યું છે. ૩૬–૩૮

(આ પ્રમાણે પિપ્પલ્યાદિ ઘૃત થયું.)

त्र्यूषणादि घृत—

ત્રિકટુ, ત્રિફળા, દ્રાક્ષ, શીવણીનાં ફળ, ફાલસાં, એ જાતની પાઠા, દેવદાર, ઋદ્ધિ, કૌંચાં, ચિત્રક, કચૂરો, બ્રાહ્મી, ભોંઆમલી, મેદા, શીંગરોટી, શતાવરી, ગોખરુ, વિદારીકંદ દરેક એક તોલો કલ્ક કરી, ચારગણા દૂધમાં પકાવેલું ૬૪ તોલા ઘૃત ઉધરસને દૂર કરનારું છે, તેનું પાન કરવું. જ્વર, ગુલ્મ, અરુચિ, પ્લીહા, મસ્તકપીડા, હૃદયશૂળ તથા પડખાંના શૂળને દૂર કરનાર, કમળો, હરસ, વાતાષ્ઠીલા, ઉરઃક્ષત, શોષ અને ક્ષયને દૂર કરનારું આ ઉત્તમોત્તમ ઘૃત ત્ર્યૂષણ ઘૃત એ નામથી વિખ્યાત છે. ૩૯–૪૨

(આ પ્રમાણે ત્ર્યૂષણાદિ ઘૃત થયું.)

रास्ना-घृत—

૧૦૨૪ તોલા પાણીમાં રાસ્ના-દશમૂળ તથા શતાવરી દરેક ૪ તોલા, કળથી-બોર અને જવ દરેક ૩૨ તોલા અને બકરાનું માંસ ૨૦૦ તોલા પકાવવું. ચતુર્થાંશ બાકી રહેતાં તેનાથી જીવનીય દશ દ્રવ્ય દરેક ૪ તોલાના કલ્કથી સમાન ભાગ દૂધ સહિત ૨૫૬ તોલા ઘૃત સિદ્ધ કરવું. તેનો વિચાર કરીને અવસ્થા પ્રમાણે વાતરોગોમાં, નસ્ય–પાન અને અનુવાસન દ્વારા પ્રયોગ કરવો. તે પાંચ પ્રકારની ઉધરસ, શિરઃકંપ, વંક્ષણ અને યોનિનું શૂળ, સર્વાંગ તથા એક અંગના રોગો, પ્લીહા અને ઊર્ધ્વવાતને જીતે છે. ૪૩–૪૬

(આ પ્રમાણે રાસ્ના-ઘૃત થયું.)

विडंगादि चूर्ण—

વાવડિંગ, સૂંઠ, રાસ્ના, પીપર, હિંગ, સિંધાલૂણ, ભારંગી અને જવખાર એ ચૂર્ણ કફયુકત વાતજન્ય ઉધરસ, શ્વાસ, હેડકી અને મંદાગ્નિમાં ઘૃતની માત્રાથી પીવું. ૪૭½

द्विक्षारादि चूर्ण—

જવખાર, સાજીખાર, પંચકોલ, પાંચ લવણ, કચૂરો, સૂંઠ અને વાળો, એનો કલ્ક વસ્ત્રથી ગાળી ઘીથી મિશ્ર કરીને પાવો. એ વાતની ઉધરસને દૂર કરે છે. ૪૮,૪૯

दुरालभादि लेह—

વાતજન્ય ઉધરસમાં ધમાસો, કચૂરો, દ્રાક્ષ, આદુ, સાકર અને કાકડાશીંગી એ તેલથી ચાટવાં. ૫૦

दुःस्पर्शादि लेह—

અથવા ધમાસો, પીંપર, મોથ, ભારંગી, કાકડાશીંગી અને કચૂરો એનું ચૂર્ણ કરીને જૂના ગોળ તથા તેલથી ચટાડવું. ૫૧

विडंगादि लेह—

વાવડિંગ, સિંધાલૂણ, કઠ, ત્રિકટુ, હિંગ, મનઃશિલ, એને મધ તથા ઘી સહિત ચાટનાર ઉધરસ, હેડકી તથા શ્વાસને જીતે છે. ૫૨

चित्रकादि लेह—

ચિત્રક, પીપરીમૂળ, ત્રિકટુ, હિંગ, ધમાસો, કચૂરો, પુષ્કરમૂળ, ગજપીપર, તુલસી, વજ, ભાર્ગી, ગળો, રાસ્ના, કાકડાશીંગી અને દ્રાક્ષ એ દરેક એક એક તોલો કલ્ક કરીને, ભોરીંગણીના ૨૦૦ તોલા કવાથમાં નાખી, તેમાં સાકર ૮૦ તોલા તથા ઘી ૧૬ તોલા નાખીને પકાવવું. તૈયાર થઈને ઠંડા થયેલા તેમાં મધ, પીપર દરેક ૧૬ તોલા અને વંશલોચનનું ચૂર્ણ ૧૬ તોલા નાખવું. ઉધરસ, હૃદયરોગ, શ્વાસ અને ગુલ્મને મટાડનારા આ અવલેહને ચાટવો. ૫૩–૫૬

(આ પ્રમાણે ચિત્રકાદિ લેહ થયો.)

अगस्त्यहरीतकी लेह—

દશમૂળ, કૌંચાં, શંખપુષ્પી, કચૂરો, બલા, ગજપીપર, અઘેડો, પીપરીમૂળ, ચિત્રક ભારંગી, પુષ્કરમૂળ, દરેક

૮ તોલા, જવ ૨૫૬ તોલા, હરડે ૧૦૦ નંગ, પાણી ૧૨૮૦ તોલા. જવ બફાઈ જાય ત્યારે તે કવાથને ગાળીને તે કવાથ તથા તે હરડે, ગોળ ૪૦૦ તોલા, ઘી તથા તેલ દરેક ૧૬ તોલા તથા પીપરનું ચૂર્ણ ૧૬ તોલા નાખીને પકાવવું. તૈયાર થઈને ઠંડું થતાં તેમાં મધ ૧૬ તોલા નાખીને આ રસાયનમાંથી ચાટવું અને બે હરડે ખાવી. તે વળિયાં-પળિયાંનો નાશ કરે છે. વર્ણ, આયુષ્ય તથા બલને વધારે છે. પાંચ પ્રકારની ઉધરસ, ક્ષય, શ્વાસ, હેડકી, વિષમજ્વર તથા હરસ, ગ્રહણી, હૃદયરોગ, અરુચિ અને પીનસનો નાશ કરે છે. આ શ્રેષ્ઠ રસાયન અગસ્ત્યે કહ્યું છે. ૫૭-૬૨

(આ પ્રમાણે અગસ્ત્યહરીતકી થઈ.)

वातकासमां केटलाक योगो—

સિંધાલૂણ, પીપર, ભારંગી, આદુ અને ધમાસો, દાડમના ખાટા રસથી; અથવા ભારંગી અને સૂંઠ નવશેકા પાણીથી અથવા ખેરસાર, મધ, દહીં તથા દહીંના મસ્તુથી અથવા પીપરના કલ્કને ઘીમાં ભૂંજી સિંધાલૂણ સહિત મદ્ય અને દહીંના મસ્તુથી પીવો. ૬૩,૬૪

वातकासमां धूमपान—

ઉધરસ તથા પ્રતિશ્યાયવાળાને મસ્તકપીડા, નાકનો સ્રાવ તથા હૃદયની વેદનામાં વૈદ્યે ધૂમનો ઉપયોગ કરવો. ૬૫

ઉધરસના રોગવાળા વિચક્ષણ મનુષ્યે શરાવસંપુટના છિદ્રમાં દશ કે આઠ અંગુલ લાંબી, વાંકી ભૂંગળી લગાડીને મુખદ્વારા વિરેચનધૂમ પીવો; અને કેવળ છાતીમાં પ્રાપ્ત થયેલા તે ધૂમાડાને મુખથી બહાર કાઢવો. તે ધુમાડો તીક્ષ્ણ હોવાથી એની છાતીમાં રહેલા કફને કાપીને બહાર કાઢી, વાતકફથી થયેલ ઉધરસને મટાડે છે. ૬૬-૬૮

मनःशिलादि धूम—

મનઃશિલ, હરતાલ, જેઠીમધ, જટામાંસી, મોથ અને ઇંગોરિયાંનો ધુમાડો પીવો અને તેની પછી નવશેકું ગોળવાળું દૂધ પીવું. આ ધૂમ પૃથક્ પૃથક્ દોષથી કે સન્નિપાતથી ઉત્પન્ન થયેલી, બીજા સેંકડો ઉપાયોથી ન મટેલી એવી ઉધરસનો નાશ કરે છે. ૬૯,૭૦

प्रपौंडरीकादि धूमवर्ति—

પ્રપૌંડરીક, જેઠીમધ, ચણોઠી, મનઃશિલ, મરી, પીપર, દ્રાક્ષ, એલચી, તુલસીનાં માંજર—એની ક્ષૌમ વસ્ત્ર પર લીંપીને વર્તિ કરીને, ઘી ચોપડીને, ધૂમપાન કરવું. તે પછી દૂધ કે ગોળવાળું પાણી પીવું. ૭૧,૭૨

मनःशिलादि धूमवर्ति—

મનઃશિલ, એલચી, મરી, જવખાર, અંજન, કુટન્નટ, વંશલોચન, વાળો, હરતાલ, અળસી, લાખ અને રોહિષના ધૂમનો પૂર્વની રીતે અનુપાનસહિત ઉપયોગ કરવો. ૭૩

મનઃશિલ, હરતાલ, પીપર, સૂંઠ એનો ધૂમ પૂર્વની પેઠે જાણવો.

ઇંગોરિયાંની છાલ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, કાળી મુસળી, મનઃશિલ, કપાસિયા અને આસંધ—એનો ધૂમ ઉધરસનો નાશ કરે છે. ૭૪,૭૫

इंगुदित्वगादि धूमवर्ति—

ગ્રામ્ય-આનૂપ તથા જલચર પ્રાણીઓના માંસના રસ કે અડદ અને કૌંચાંના યૂષસહિત, હિતકારી શાલ, જવ, ઘઉં અને સાઠી ચોખાનું ભોજન કરાવવું. ૭૬

वातकासमां अन्नपान—

વાતજન્ય ઉધરસમાં અજમો, પીપર બીલીનો ગર, સૂંઠ, ચિત્રક, રાસ્ના, જીરું, પૃથક્પર્ણી, ખાખરો, કચૂરો, પુષ્કરમૂળ, એનાથી સિધ્ધ કરેલી, સ્નેહ તથા અમ્લ દ્રવ્યો તથા સિંધાલૂણવાળી પેયા પીવી તે કટી-હૃદય-પડખાં અને કોઠાની પીડા, શ્વાસ અને હેડકીનો નાશ કરનારી છે. ૭૭-૭૮

તે જ પ્રમાણે, દશમૂળના રસમાં સિધ્ધ કરેલી પંચકોલ તથા ગોળયુકત પેયા અથવા સમાન તલ તથા તંદુલથી દૂધમાં સિદ્ધ કરેલી સિંધાલૂણસહિત પેયા, મત્સ્ય-કૂકડાં અને સૂવરના માંસથી સિદ્ધ કરેલી, ઘૃત તથા સિંધાલૂણયુકત પેયા વાતજન્ય ઉધરસના દરદીએ પીવી. ૭૯, ૮૦

બથવે, પીલુડી, મૂળો, સુનિષણ્ણક, તેલ વગેરે સ્નેહ, દૂધ, શેરડીનો રસ અને ગોળમાંથી બનાવેલા ભક્ષ્ય પદાર્થો, દહીં, કાંજી, ખાટાં ફળ, સુરામંડનું પાન અને મીઠા-ખાટા અને ખારા પદાર્થો વાતની ઉધરસમાં શ્રેષ્ઠ છે. ૮૧, ૮૨

( આ પ્રમાણે વાતજન્ય ઉધરસની ચિકિત્સા કહી છે. )

पित्तकासमां चिकित्साक्रम—

કફયુકત પિત્તની ઉધરસમાં ઘૃતથી તથા મીંઢળ, શીવણ અને જેઠીમધના કવાથથી અથવા વિદારીકંદ તથા શેરડીના રસસહિત જેઠીમધ અને મીંઢળના કલ્કથી વમન હિતકારક છે. જેના દોષ નીકળી ગયા છે એવા રોગીએ તે પછી શીતળ તથા મધુર ક્રમનું સેવન કરવું. ૮૩, ૮૪

પિત્તની ઉધરસમાં જો કફ પાતળો હોય તો વૈદ્યે વિરેચન માટે મધુર દ્રવ્યોસહિત નસોતર આપવું; અને કફ ઘાટો હોય તો તિકત દ્રવ્યોસહિત આપવું. પાતળા કફમાં સ્નિગ્ધ તથા શીત ક્રમ કરવો; ઘાટા કફમાં રૂક્ષ તથા શીત ક્રમ કરવો અને તે પછી ભોજ્ય પદાર્થો, સ્નેહ તથા લેહથી ક્રમ શ્રેષ્ઠ છે. ૮૫, ૮૬

पित्तकासमां लेहना યોગો—

શીંગોડાં, કમળકાકડી, નીલિનીફલસાર અને પીપર; પીપર, મોથ, જેઠીમધ, દ્રાક્ષ, મોરવેલ અને સૂંઠ; લાજા, આમળાં, દ્રાક્ષ, વંશલોચન, પીપર અને સાકર; પીપર, પદ્મકાષ્ઠ, દ્રાક્ષ અને ઊભી ભોરીંગણીનાં ફળનો રસ; ખજૂર, પીપર, વંશલોચન અને ગોખરુ-આ પ્રમાણે અર્ધ શ્લોકથી કહેલા, ઘૃત તથા મધથી યુકત પાંચ અવલેહો પિત્તની ઉધરસવાળાને માટે છે. ૮૭-૮૯

शर्करादि लेह—

કેવળ પિત્તજન્ય ઉધરસમાં સાકર, ચન્દન, દ્રાક્ષ, મધ, આમળાં અને કાળાં કમળથી કરેલો અવલેહ, કફયુકત પિત્તજન્ય ઉધરસમાં મોથ અને મરી સહિત, અને વાતયુકત પિત્તજન્ય ઉધરસમાં ઘૃતસહિત અવલેહ શ્રેષ્ઠ છે. ૯૦

मृद्वीकादि लेह—

દ્રાક્ષ ૫૦ નંગ, પીપર ૩૦ નંગ અને સાકર ૪ તોલા-એનું મધથી ચાટણ કરવું; અથવા દૂધ પર રહેલા દરદીને ગાયના છાણનો રસ મધની સાથે ચટાડવો. ૯૧

त्वगादि लेह—

તજ, એલચી, ત્રિકટુ, દ્રાક્ષ, પીપરીમૂળ, પુષ્કરમૂળ, લાજા, મોથ, કચૂરો, રાસ્ના, આમળાં, બહેડાં, સાકર, મધ અને ઘીથી કરેલો અવલેહ ઉધરસનો નાશ કરનાર છે; તે શ્વાસ, હેડકી, ક્ષય અને હૃદયરોગનો નાશ કરે છે. ૯૨, ૯૩

पिप्पल्यादि लेह—

પીપર, આમળાં, દ્રાક્ષ, લાખ, શાળની ધાણી, સાકર-એને દૂધમાં ઘાટું થતાં સુધી પકાવીને ઠંડું થયા પછી તેમાં આઠમે ભાગે મધ મેળવીને ચાટવું. ૯૪

पित्तकासमां अन्नपान—

અથવા વિદારીકંદ, શેરડી અને મૃણાલનો રસ, દૂધ અને સાકર એનું મધસહિત પાન કરવું. એ અત્યંત પિત્તકાસનાશક છે. ૯૫

મધુર રસવાળા, જાંગલ પ્રાણીઓના માંસના રસો, મગ વગેરેના યૂષો તથા કડવાં શાકોસહિત યોગ્ય માત્રામાં સામો, જવ અને કોદરાનું ભોજન હિતકારી છે. ૯૬

ઘાટા કફવાળા શ્વાસમાં તિકત રસવાળા મધયુકત અવલેહ અને પાતળા કફવાળામાં માંસરસસહિત શાલ કે સાઠીના ચોખા હિતકારી છે. ૯૭

અનુપાન માટે સાકરનું પાણી, દ્રાક્ષ તથા શેરડીનો રસ, દૂધ અને એવાં મધુર-શીત અને અવિદાહી પ્રવાહી પદાર્થો હિતકારી છે. પિત્તજન્ય ઉધરસમાં કાકોલી, ઊભી ભોરીંગણી, મેદા તથા મહામેદા, અરડૂસો અને સૂંઠથી માંસરસ, દૂધ અને યૂષની કલ્પના કરવી. ૯૮, ૯૯

शरादि पंचमूल क्षीर—

શરાદિ પંચમૂળ તથા પીપર અને દ્રાક્ષના ક્વાથથી સિદ્ધ કરેલું, મધ અને સાકર મેળવેલું દૂધ પીવું. ૧૦૦

स्थिरादि क्षीर—

ઉધરસ, જ્વર, દાહ અને ક્ષતક્ષયના રોગીએ શાલપર્ણી, સાકર, પૃશ્નિપર્ણી, શ્રાવણી, ઊભી અને બેઠી ભોરીંગણી, જીવક, ઋષભક, કાકોલી, તામલકી, ઋદ્ધિ અને જીવકથી સિદ્ધ કરેલું દૂધ પીવું. ૧૦૧૨

बीजा केटलाक योगो—

અથવા તે દૂધમાંથી ઉત્પન્ન થયેલા ઘૃતને વૈદ્યે દૂધ અને શેરડીના રસસહિત જીવકાદિ મધુર ફળ, અભિષુકાદિ—એ દરેક ત્રણ તોલાના કલ્કથી સિદ્ધ કરી, ગાળી, ઠંડું થતાં તેમાં સાકર, પીપર, વંશલોચન, મરી, અને શીંગોડાં—એનું ચૂર્ણ નાખીને, ઘઉંનો લોટ તથા મધ મેળવીને ચાર તોલાના લાડુ કરવા. વીર્ય તથા રકતનો દોષ, શોષ, ઉધરસ, ક્ષીણ અને ક્ષતમાં, હિત પદાર્થનું સેવન કરનારે તે લાડુનું ભક્ષણ કરવું. ૧૦૩–૧૦૫

સાકર, સૂંઠ, વાળો, ભોરીંગણી, કચૂરો એ સરખે વજને લઈ, તેને વાટીને, વસ્ત્રથી ગાળી લીધેલા એના રસ ઘૃતથી મિશ્ર કરીને પીવો. ૧૦૬

ભેંસ-બકરી-ઘેટી અને ગાયનું દૂધ, આમળાંનો રસ—એ સરખે વજને લઈને, તેનાથી સિદ્ધ કરેલું ઘૃત યુક્તિથી પીવું. એ પિત્તની ઉધરસનો નાશ કરે છે. ૧૦૭

( આ પ્રમાણે પિત્તજન્ય ઉધરસની ચિકિત્સા થઈ. )

कफकासमां चिकित्साक्रम—

કફની ઉધરસવાળા બળવાન રોગીને પ્રથમ વમન દ્વારા શુદ્ધ કરીને, જવના અન્નથી અને કટુ, રૂક્ષ, ઉષ્ણ તથા કફઘ્ન દ્રવ્યોથી ઉપચાર કરવો. ૧૦૮

પીપરના ક્ષારથી સિદ્ધ કરેલા કળથીના તથા મૂળાના યૂષોથી અથવા કટુ દ્રવ્યોથી યુકત એવા માંસરસોથી, જાંગલ તથા બિલેશયના રસોથી તથા તલ-સરસવ અને બીલીના સ્નેહોથી હલકાં અન્નોનું ભોજન કરવું. મધ, ખાટા રસ, ઊનું પાણી, તક્ર અથવા નિર્મળ મદ્ય પીવું. ૧૦૯,૧૧૦

પુષ્કરમૂળ, ગરમાળાનું મૂળ અને પટોલને આખી રાત્રિ જેમાં બોળી રાખ્યાં છે એવું જલ, મધસહિત, અન્નના ત્રણે વખત એટલે આદિ-મધ્ય અને અંતમાં પીવું. ૧૧૧

कट्फलादि क्वाथ—

વાતકફાત્મક ઉધરસ, કંઠરોગ, મુખના સોજા, શ્વાસ, હેડકી અને જ્વરમાં કાયફળ, કતૃણ, ભારંગી, મોથ, ધાણા, વજ, હરડે, સૂંઠ, ખડસલિયો, કાકડાશીંગી અને દેવદાર—એનો પાણીમાં ક્વાથ કરીને, તે ક્વાથ મધ અને હિંગસહિત પીવો. ૧૧૨,૧૧૩

पाठादि योग—

કાળીપાટ, સૂંઠ, કચૂરો, મોરવેલ, ઇન્દ્રવારુણી, મોથ અને પીપર, એને વાટીને, ગરમ પાણીથી, હિંગ અને સિંધાલૂણ મેળવીને પીવું. ૧૧૪

नागरादि योग—

સૂંઠ, અતિવિષ, મોથ, કાકડાશીંગી, હરડે અને કચૂરો એ પણ તે જ વિધિથી પીવાં. ૧૧૫

અથવા કફની ઉધરસનો નાશ કરનાર પીપર એક તોલાનો કલ્ક તેલમાં ભૂંજીને, સાકરસહિત કળથીનો ક્વાથ મેળવીને પીવો. ૧૧૬

कफकासमां केटलाक योगो—

કાસુંદરો, ઘોડાની લાદ, ભાંગરો અને રીંગણાનો રસ અથવા કાળી તુળસીનો રસ મધ મેળવીને પીવો એ કફની ઉધરસનો નાશ કરે છે. ૧૧૭

દેવદાર, કચૂરો, રાસ્ના, કાકડાશીંગી, ધમાસો;

પીપર, સૂંઠ, મોથ, હરડે, આમળાં અને સાકર; મધ તથા તેલયુક્ત આ બન્ને અવલેહ વાતાનુબંધી કફમાં હિતકારી છે. ૧૧૮½

પીપર, પીપરમૂળ, ચિત્રક, ગજપીપર; હરડે, તામલકી, આમળાં, ભદ્રમોથ, પીપર; દેવદાર, હરડે, મોથ, પીપર, સૂંઠ; ઇન્દ્રવારુણી, પીપર, મોથ, નસોતર; એ પ્રમાણે કફની ઉધરસનો નાશ કરનારા આ ચાર અવલેહો વૈદ્યે મધસહિત ચટાડવા. ૧૧૯-૧૨૧

સંચળ, હરડે, આમળાં, પીપર, જવખાર અને સૂંઠ-વાત તથા કફજન્ય ઉધરસનો નાશ કરનારું આ ચૂર્ણ ઘૃતથી પીવું. ૧૨૨

दशमूलादि घृत—

દશમૂળના ૨૫૬ તોલા ક્વાથમાં ૬૪ તોલા ઘૃત, પુષ્કરમૂળ, કચૂરો, બીલી, તુલસી, ત્રિકટુ અને હિંગ-દરેક એક એક તોલાના કલ્કથી પકાવવું. તે ઘૃત વાત-કફાત્મક ઉધરસ, સઘળા શ્વાસ અને કફવાતાત્મક શ્વાસમાં પીવું અને તેની પછી પેયા પીવી. ૧૨૩,૧૨૪

( આ પ્રમાણે દશમૂલાદિ ઘૃત થયું. )

कंटकारीघृत—

મૂળ-પાંદડાં તથા ફળસહિત ભોરીંગણીના ૨૫૬ તોલા રસમાં ૬૪ તોલા ઘૃત, બલા, ત્રિકટુ, વાવડિંગ, કચૂરો, ચિત્રક, સંચળ, જવખાર, પીપરીમૂળ, પુષ્કરમૂળ, વૃશ્ચીર, ઊભી ભોરીંગણી, હરડે, અજમો, દાડમ, ઋદ્ધિ, દ્રાક્ષ, સાટોડી, ચવક, ધમાસો, અમ્લવેતસ, કાકડાશીંગી, તામલકી, ભારંગી, રાસ્ના અને ગોખરુ-એના કલ્કથી પકાવવું. તે સઘળી ઉધરસ તથા હેડકી અને શ્વાસમાં શ્રેષ્ઠ છે. આ કંટકારીઘૃત કફના રોગોનો નાશ કરનારું છે. ૧૨૫-૧૨૮

( આ પ્રમાણે કંટકારીઘૃત થયું. )

कुलत्थादि घृत—

અથવા પંચકોલથી સિદ્ધ કરેલું ઘૃત કળથીના ક્વાથસહિત પાવું. કફજન્ય ઉધરસ, હેડકી અને શ્વાસમાં તે વખણાય છે. ૧૨૯

( આ પ્રમાણે કુલત્થાદિ ઘૃત થયું. )

कफकासमां धूमयोगो—

જે વાતની ઉધરસના રોગીઓને માટે કહ્યાં છે તે ધૂમપાન કરાવવાં; અથવા મનઃશિલસહિત કોષાતકીના ફળનો ગર્ભ પીવો. ૧૩૦

कफकासमां दोषने अनुकूळ चिकित्सा—

જો કફની ઉધરસમાં પિત્તના અનુબંધથી થયેલો તમક હોય તો, અવસ્થાને અનુકૂળ પિત્તજન્ય ઉધરસની ચિકિત્સા કરવી. જો વાત, કફનુબંધવાળો હોય તો કફને દૂર કરનારી ચિકિત્સા કરવી. વાત તથા કફ, પિત્તાનુબંધવાળા હોય તો પિત્તનાશક ચિકિત્સા કરવી. ૧૩૧,૧૩૨

વાતકફાત્મક ઉધરસ લીલી હોય તો રૂક્ષ, સૂકી હોય તો સ્નિગ્ધ તથા પિત્તસહિત કફજન્ય ઉધરસમાં તિક્ત દ્રવ્યસહિત અન્નપાન આપવું. ૧૩૩

(આ પ્રમાણે કફજન્ય ઉધરસની ચિકિત્સા થઈ.)

क्षतकासमां चिकित्साक्रम—

ક્ષતજન્ય ઉધરસ વિનાશકારક છે એમ જાણીને મધુર, જીવનીય તથા બલમાંસવર્ધક પદાર્થોથી શીઘ્ર તેને જીતવી. ૧૩૪

पिप्पल्यादि लेह—

પીપર-જેઠીમધ અને સાકર એ દરેક એક તોલાનો કલ્ક, ગાયનું દૂધ ૬૪ તોલા, બકરીનું દૂધ ૬૪ તોલા, શેરડીનો રસ ૬૪ તોલા, જવ-ત્રકૂં-દ્રાક્ષ એનું ચૂર્ણ, આમળાંનો રસ તથા તેલ દરેક ૮ તોલા; એ બધું મંદાગ્નિથી ચાટવા જેવું પકાવવું. ઘી તથા મધમિશ્ર તે અવલેહ ક્ષતજન્ય ઉધરસનો નાશ કરે છે. શ્વાસ, હૃદયરોગ અને કૃશતામાં તથા વૃદ્ધ અને ક્ષીણ પુરુષને હિતકારી છે. ૧૩૫-૧૩૭

**ક્ષતકાસમાં આવસ્થિકી ચિકિત્સા—**

ક્ષતકાસના રોગીની ચિકિત્સા પિત્તજન્ય ઉધરસનો નાશ કરનારી, દૂધ-ઘૃત તથા મધપ્રધાન કરવી; પણ જો વાતપિત્ત વગેરેનો સંસર્ગ હોય તો વિશેષ ચિકિત્સા કરવી. ૧૩૮

વાતપિત્તથી પીડાતા રોગીના ગાત્રભેદમાં ઘૃતથી અભ્યંગ અને વાયુથી પીડાતો હોય તો વાતઘ્ન તૈલોથી અભ્યંગ હિતકારી છે. ૧૩૯

દાહસહિત રક્ત થૂંકતા ઉધરસના રોગીનો અગ્નિ પ્રદીપ્ત હોય તો હૃદય તથા પડખાંની પીડામાં જીવનીય ઘૃતનું પાન કરવું. ૧૪૦

ક્ષીણ થયેલા માંસના અભ્યાસવાળા રોગીઓને લાવ ઇત્યાદિના માંસના રસો હિતકારી છે; અને તૃષાથી પીડાતા રોગીઓને શરમૂળ ઇત્યાદિથી સિદ્ધ કરેલું બકરીનું દૂધ હિતકારી છે. ૧૪૧

સ્રોતોમાંથી કે મુખમાંથી લોહી આવતું હોય તો દૂધમાંથી કાઢેલું ઘૃત નસ્ય તથા પાનમાં હિતકારી છે; અને થાકેલ, કૃશ તથા મંદ અગ્નિવાળો હોય તો યવાગૂ પીવી હિતકારી છે. ૧૪૨

સ્તબ્ધતા અને આયામમાં મોટી માત્રામાં ઘૃત પીવું, અથવા પિત્ત તથા રક્તને વિરુદ્ધ ન થાય તેવી, વાતરોગ-નાશક ચિકિત્સા કરવી. ૧૪૩

**ક્ષતકાસમાં ધૂમનાયોગો—**

જે ઉધરસવાળા રોગીને ક્ષતજન્ય ઉધરસમાં ક્ષતરૂપ દોષ નિવૃત્ત થયો હોય અને કફ વૃદ્ધિ પામ્યો હોય તથા છાતી ચીરાતી હોય તેણે આ ધૂમોનું પાન કરવું. ૧૪૪

મેદા, મહામેદા, જેઠીમધ, બલા, મહાબલા, તેઓથી ક્ષૌમ વસ્ત્રના ટુકડાઓની વાટ કરીને ધૂમપાન કરીને જીવનીયઘૃત પીવું. ૧૪૫

મનઃશિલ, ખાખરો, અજગંધા, વંશલોચન અને સૂંઠ એનાથી ક્ષૌમ વસ્ત્રને ભાવના દઈને ધૂમપાન કરવું અને તે પછી શેરડીનો રસ, ગોળ અને પાણી પીવું. ૧૪૬

સરખે વજને લીધેલા લીલા વડના અંકુરો સાથે મનઃશિલને વાટીને ઘૃતસહિત ધૂમપાન કરવું અને તે પછી તેતરના માંસરસથી ભોજન કરવું. ૧૪૭

અથવા ચકલાના ઈંડાના રસથી યુક્ત જીવનીય ગણનાં દ્રવ્યોના કવાથથી ક્ષૌમ વસ્ત્રને ભાવના દઈને ધૂમપાન કરવું અને તે પછી લોઢાનાં તપાવેલા ગોળા ઠારીને ગરમ કરેલું દૂધ પીવું. ૧૪૮

(આ પ્રમાણે ક્ષતજન્ય ઉધરસની ચિકિત્સા થઈ.)

**ક્ષયકાસમાં ચિકિત્સાક્રમ—**

દુર્બળ રોગીની સંપૂર્ણ લક્ષણોવાળી ક્ષયજન્ય ઉધરસને છોડી દેવી; બળવાન રોગની ક્ષયજન્ય ઉધરસ જો નવી હોય તો તેની ના પાડીને પછી ચિકિત્સા કરવી. ૧૪૯

તેને પ્રથમ બૃંહણ તથા અગ્નિદીપન કર્મ કરવું. ઘણા દોષવાળાને સ્નેહયુક્ત મૃદુ વિરેચન આપવું. ૧૫૦

ગરમાળો, દ્રાક્ષના રસસહિત નસોતર, તિલ્વકનો કવાથ, વિદારીકંદનો [illegible] સિદ્ધ કરેલું ઘૃત ક્ષીણ દેહવાળાએ વિશોધન તરીકે યુક્તિથી પીવું. તે દેહ તથા બલને હિતકારી તથા એ રોગીનું રક્ષણ કરનારું છે. ૧૫૧, ૧૫૨

પિત્ત તથા કફ ક્ષીણ થતાં અને ધાતુઓ અત્યંત ક્ષીણ થતાં, કાકડાશીંગી, દૂધ, બલા, મહાબલા એનાથી સિદ્ધ કરેલું ઘૃત પીવું. ૧૫૩

મૂત્રનો રંગ બદલ્યો હોય તથા મુશ્કેલીથી નીકળતું હોય તેમાં વિદારીકંદથી, કદંબથી કે તાડનાં ફળથી સિદ્ધ કરેલું ઘૃત અને દૂધ પીવું. ૧૫૪

મૂત્રેન્દ્રિય-ગુદા-કટી અને વંક્ષણમાં સોજો તથા વેદના થતી હોય તેમાં ઘૃતમંડ, મધ અથવા મિશ્રક સ્નેહથી અનુવાસન કરવું. ૧૫૫

જાંગલ પ્રાણીઓના માંસરસોથી જેણે ભોજન કર્યું છે એવા રોગીને ક્રમથી વર્તક વગેરે બિલેશય તથા માંસભક્ષક પ્રસહ પ્રાણીઓનો પ્રયોગ કરવો. ૧૫૭

તે ગરમ તથા પ્રમાથી હોવાથી સ્રોતોમાંથી કફને પાડી નાખે છે અને તે સ્રોતો શુદ્ધ થતાં સારી રીતે વહેતો રસ પુષ્ટિ કરે છે. ૧૫૭

દ્વિપંચમૂલાદિ ઘૃત—

લઘુ પંચમૂલ તથા બૃહત્ પંચમૂળ, ત્રિફળા, ચવક, ભારંગી ચિત્રક, કળથી, પીપરીમૂળ, કાળીપાટ, બોર તથા જવ–એનો પાણીમાં ક્વાથ કરીને તેનાથી સૂંઠ, ધમાસો, પીપર, કચૂરો, પુષ્કરમૂળ અને કાકડાશીંગી એ બધાં સમાન લઈ, કલ્ક કરીને, તેનાથી ઘૃત પકાવવું. તૈયાર થયેલા એ ઘૃતમાં જવખાર, સાજીખાર અને પાંચ લવણ નાખીને ક્ષયજન્ય ઉધરસથી પીડાતા મનુષ્યે યુક્તિથી માત્રાનુસાર પીવું. ૧૫૮–૧૬૦

(આ પ્રમાણે દ્વિપંચમૂલાદિ ઘૃત થયું.)

ગુડૂચ્યાદિ ઘૃત—

ગળો, પીપર, મોરવેલ, હળદર, શ્રેયસી, વજ, ભોરીંગણી, કાસુંદરો, કાળીપાટ, ચિત્રક અને સૂંઠ એનો ચારગણા પાણીમાં ક્વાથ કરી, ચતુર્થાંશ બાકી રહેલા તેનાથી તેના જેટલું જ સિદ્ધ કરેલું ઘૃત પીવું. એ ગુલ્મ, શ્વાસપીડા અને ક્ષયજન્ય ઉધરસનો નાશ કરે છે. ૧૬૧, ૧૬૨

(આ પ્રમાણે ગુડૂચ્યાદિ ઘૃત થયું.)

કાસમર્દાદિ ઘૃત—

કાસુંદરો, હરડે, મોથ, કાળીપાટ, કાયફળ, સૂંઠ, પીપર, કડુ, દ્રાક્ષ, શીવણીનાં ફળ તથા તુલસી એ દરેક એક એક તોલો લઈ તેનાથી, દૂધ તથા દ્રાક્ષનો રસ ૨૫૬ તોલામાં ઘી ૬૪ તોલા પકાવવું. એ શોષ, જ્વર, પ્લીહા તથા સઘળી ઉધરસને દૂર કરનારું તથા કલ્યાણુકારી છે. ૧૬૩,૧૬૪

ક્ષયકાસમાં ઘીના કેટલાક યોગો—

દૂધમાં બાફેલાં આમળાંના ચૂર્ણથી યુક્ત ઘૃત અથવા બમણા દાડમના રસમાં ત્રિકટુસહિત પકાવેલું ઘૃત અથવા જવખારથી સિદ્ધ કરેલું ઘૃત અથવા પીપર તથા ગોળથી સિદ્ધ કરેલું ઘૃત, બકરીના દૂધસહિત ભોજનની ઉપર પીવું. આ ઘૃત ક્ષયજન્ય ઉધરસવાળાઓને અગ્નિની વૃદ્ધિ માટે તથા દોષથી બદ્ધ થયેલાં કોઠા-છાતી તથા સ્રોતોની શુદ્ધિ માટે છે. ૧૬૫–૧૬૭

હરીતકીલેહ—

જવના ૫૧૨ તોલા ક્વાથમાં વીસ હરડે પકાવવી. બફાઈ ગયેલી તે હરડેને મર્દન કરીને તે ક્વાથમાં નાખવી. તેમાં જૂનો ગોળ ૨૪ તોલા, મનઃશિલ ૧ તોલો, રસાંજન ૦॥ તોલો, ૮ તોલા પીપર નાખવાં. તે અવલેહ શ્વાસ તથા ઉધરસને દૂર કરનાર છે. ૧૬૮, ૧૬૯

(આ પ્રમાણે હરીતકી અવલેહ થયો.)

ક્ષયકાસમાં લેહના કેટલાક યોગો—

શેળાઈના કાંટા બાળીને ઘૃત, મધ અને સાકરસહિત ચાટવાથી શ્વાસ તથા ઉધરસને દૂર કરનાર છે; અથવા મોરનાં પીંછાં બાળીને મધ તથા ઘીથી ચાટવાથી શ્વાસ ઉધરસને દૂર કરનારાં છે. ૧૭૦

અથવા એરંડાનાં પાનનો ક્ષાર ત્રિકટુ–તેલ તથા ગોળસહિત ચાટવો; અથવા એ જ વિધિથી તુલસી તથા એરંડાનાં પાનનો ક્ષાર ચાટવો. ૧૭૧

દ્રાક્ષ, પદ્મકાષ્ઠ, વાર્તાક, પીપર, એ મધ તથા ઘૃતથી ચાટવું; અથવા જૂનો ગોળ તથા ઘૃતસહિત ત્રિકટુનું ચૂર્ણ ચાટવું. ૧૭૨

ચિત્રક, ત્રિફળા, જીરું, કાકડાશીંગી, ત્રિકટુ અને દ્રાક્ષ–એનું મધ તથા ઘૃતથી ચાટણ કરવું અથવા ગોળથી ભક્ષણ કરવું. ૧૭૩

પદ્મકાદિ લેહ—

પદ્મકાષ્ઠ, ત્રિફળા, ત્રિકટુ, વાવડિંગ, દેવદાર, બલા,

રાસ્ના, એ બધાં સરખે વજને લઈને સૂક્ષ્મ ચૂર્ણ કરવું. એ સઘળાં ચૂર્ણની સમાન પૃથક્ પૃથક્ મધ-ઘી તથા સાકર લઈને, એનું મંથન કરીને, સઘળી ઉધરસને દૂર કરનાર આ શુભ અવલેહ ચટાડવો. ૧૭૪, ૧૭૫

જીવન્ત્યાદિ લેહ—

જીવન્તી, જેઠીમધ, કાળીપાટ, વંશલોચન, ત્રિફળા, કચૂરો, મોથ, એલચી, પદ્મકાષ્ઠ, દ્રાક્ષ, ઊભી અને બેઠી ભોરીંગણી, વિતુન્નક, ઉપલસરી, પુષ્કરમૂળ, કાકડાશીંગી, રસાંજન, સાટોડી, લોહચૂર્ણ, ત્રાયમાણ, અજમો, ભારંગી, તામલકી, ઋધ્ધિ, વાવડિંગ, ધમાસો, જવખાર, ચિત્રક, ચવક, અમ્લવેતસ, ત્રિકટુ, દેવદાર—એ બધાં સરખે વજને લઈને ચૂર્ણ કરવું. તે ચૂર્ણમાંથી એક તોલો, મધ તથા ઘીથી ચટાડવું. આ ચૂર્ણ પાંચ પ્રકારની ઉધરસનો નાશ કરે છે. ૧૭૬–૧૭૯

(આ પ્રમાણે જીવન્ત્યાદિ લેહ થયો.)

ક્ષયકાસમાં લેહના કેટલાક યોગો—

અથવા ધૃત-મધ તથા સાકરસહિત મરીનું ચૂર્ણ અથવા ઘીમાં શેકેલ બોરડીનાં પાનનો કલ્ક સિંધાલૂણ મેળવીને ચાટવો. આ ચાટણનો સ્વરભેદ અને ઉધરસમાં પ્રયોગ કરવો. ૧૮૦

ક્ષયકાસમાં અન્નપાન—

ઘીમાં શેકેલ તિલ્વકનાં પાનનો કલ્ક સાકરસહિત કરી, તેથી તૈયાર કરેલી પેયા અને ઉત્કારિકા ઉલટી, તૃષા, ઉધરસ અને આમાતિસારને દૂર કરે છે. ૧૮૧

સફેદ સરસવ, ગંડીર, વાવડિંગ, ત્રિકટુ, ચિત્રક અને હરડે એને પાણીમાં પકાવવાં અને તે પાણીથી યવાગૂ સિધ્ધ કરવી. તે ધૃત તથા સિંધાલૂણસહિત ઉધરસ, હેડકી, શ્વાસ, પીનસ, પાંડુરોગ, ક્ષય, સોજા અને કર્ણશૂલમાં આપવી. ૧૮૨, ૧૮૩

ભોરીંગણીના કવાથમાં સિદ્ધ કરેલો અને સંસ્કાર આપેલો લીલાં આમળાંવાળો અને ખાટો મગનો યૂષ સઘળી ઉધરસોનું ઔષધ છે. ૧૮૪

ક્ષયની ઉધરસવાળાને વાતઘ્ન ઔષધોનો કવાથ, દૂધ, યૂષો અને વિષ્કિર-પ્રતુદ તથા બિલેશય પ્રાણીઓના માંસરસો આપવા. ૧૮૫

ક્ષતજન્ય ઉધરસમાં અનુપાનસહિત જે ધૂમ કહ્યા છે તેનો જ પ્રયોગ ક્ષયજન્ય ઉધરસમાં પણ અવસ્થાનુસાર કરવો. ૧૮૬

દીપન, બૃંહણ, સ્રોતોનું વિશોધન કરનાર અને બલ્ય એ સઘળું ક્ષયજન્ય ઉધરસવાળાઓને પર્યાયક્રમથી હિતકારી છે. ૧૮૭

સન્નિપાતથી થયેલી આ ક્ષયજન્ય ઉધરસ અત્યંત દારુણ છે. તેથી હમેશાં સન્નિપાતમાં હિતકારી ઔષધ કરવું. ૧૮૮

તથા દોષના અનુબંધથી થયેલ રોગના, બલવાળા કે નબળા દોષને દૂર કરવો. આ ઉધરસમાં ઉત્તરોત્તર ઉધરસ બલવાન હોય છે એમ જાણવું. ૧૮૯

કાસનાં ઔષધોનો સંગ્રહ—

ભક્ષ્ય પદાર્થો, પીવાના પદાર્થો, ધૃત, ચાટણ, અનુપાન, દૂધ, સર્પિર્ગુડ અને ધૂમપાન એ ઉધરસની ચિકિત્સાનો સંગ્રહ છે. ૧૯૦

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ઉધરરસની સંખ્યા, હેતુ, રૂપ, સાધ્યાસાધ્યતા, ઔષધ અને ઉધરસના રોગીનું બળવાળાપણું એ કહ્યું છે.

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા પણ પ્રાપ્ત ન થવાથી દૃઢબળે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિશે 'કાસ ચિકિત્સિત' નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૮

# અધ્યાય ઓગણીસમો

## અતિસાર ચિકિત્સિત

अतिसार चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'અતિસાર ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

अतिसारनी प्रथम उत्पत्ति—

જેણે નિત્ય કર્મ કર્યું છે તથા અગ્નિહોત્રનો હોમ કર્યો છે તથા હિમાલયના ઉત્તરના ભાગમાં ઋષિસમૂહથી વીંટળાઈને બેઠેલા ભગવાન આત્રેયની પાસે વિનયપૂર્વક જઈ, તેને પ્રણામ કરીને અગ્નિવેશે કહ્યું; "ભગવન્ પ્રજાના અનુગ્રહ માટે અતિસારની પૂર્વોત્પત્તિ, કારણ, લક્ષણ અને શમન આપ કહો." ૩

ત્યાર પછી ભગવાન પુનર્વસુ આત્રેયે અગ્નિવેશનું તે વચન સાંભળીને કહ્યું, 'હે અગ્નિવેશ ! સંપૂર્ણ રીતે સમજાવાતું આ બધું તું સાંભળ.' સત્યયુગમાં યજ્ઞોમાં પશુઓનું અભિમંત્રણ કરવામાં આવતું હતું. વધ માટે તેઓનો સંસ્કાર કરાતો નહિ. તે પછી દક્ષના યજ્ઞ પછીના કાળમાં મનુના પુત્રો નરિષ્યન્ નાભાગ, ઇક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ વગેરેના યજ્ઞોમાં પશુઓની જ પ્રેરણાથી પશુઓ વિધિપૂર્વક વધ પામ્યાં. તે પછી પાછળના વખતમાં દીર્ઘકાલસાધ્ય યજ્ઞથી યજન કરતા પૃષધ્રે પશુઓ ન મળવાથી ગાયોનો વધ શરૂ કર્યો. તે જોઈને પ્રાણીમાત્ર વ્યથા પામ્યાં. અભિમંત્રણ કરીને વધ કરેલી તે ગાયોનાં ગૌરવ, ઉષ્ણતા, અસાત્મ્યપણું અને અપ્રશસ્ત ઉપયોગથી હણાયેલા અગ્નિવાળા તથા હણાયેલા મનવાળા તેઓને પૃષધ્રયજ્ઞમાં પ્રથમ અતિસાર ઉત્પન્ન થયો. ૪

वातजन्य अतिसारनां निदान-संप्राप्ति अने लक्षणो—

તે પછીના કાળથી વાતપ્રધાન, વાયુ-તડકો અને વ્યાયામનું અત્યંત સેવન કરનારા, રૂક્ષ-અલ્પ અને વખત વીત્યા પછી ભોજન કરનારા, તીક્ષ્ણ મદ્ય તથા મૈથુનનું નિત્ય સેવન કરનારા અને વેગ રોકનારા મનુષ્યનો વાયુ પ્રકુપિત થાય છે અને અગ્નિ નષ્ટ થાય છે. તે કુપિત થયેલો વાયુ અગ્નિ નષ્ટ થતાં, મૂત્ર તથા પસીનાને મલાશયમાં લઈ જઈને, તેનાથી મળને પ્રવાહી બનાવીને અતિસાર કરે છે. તેનાં લક્ષણો—ચીકણો, આમયુક્ત, પથરાઈ જાય તેવો, ઢીલો, રૂક્ષ, દ્રવરૂપ, શૂળસહિત, આમ ગંધવાળો, થોડા અવાજવાળો કે અવાજ વિનાનો, મૂત્ર તથા વાયુ જેમાં રોકાઈ ગયાં છે એવો મળનો અતિસાર થાય છે; અને બંધાઈ ગયેલો વાયુ કોઠાની અંદર શબ્દ તથા શૂળસહિત આડો ચાલે છે. આ પ્રમાણે વાયુથી આમાતિસાર થાય છે. જેનાં રૂંવાડાં ઊભાં થયાં છે એવો, નિઃશ્વાસ નાખતો, સુકાયેલા મુખવાળો, કમર-સાથળ-ત્રિક-ગોઠણ-પીઠ અને પડખામાં શૂળવાળો તથા ગુદભ્રંશવાળો રોગી વાતથી પાકેલો, બંધાયેલો, થોડો થોડો, અવાજસહિત, શૂળ-ફીણ-પિચ્છા અને વાઢસહિત ગંધાએલો મળ વારંવાર તજે છે. વાયુથી મળ ગંધાઈ ગયો હોવાથી તે વાતાતિસારને કેટલાએક અનુગ્રથિત કહે છે. ૫

पित्तजन्य अतिसारनां निदान-संप्राप्ति अने लक्षणो—

પિત્તપ્રધાન હોય એને વળી ખાટા-ખારા-તીખા-ક્ષાર-ઉષ્ણ અને તીક્ષ્ણ પદાર્થોનું અતિશય સેવન કરનાર, સતત અગ્નિ-સૂર્યનો તડકો અને ઊના વાયુથી હણાયેલાં ગાત્રોવાળો તથા ઘણા ક્રોધ અને ઈર્ષ્યાવાળા મનુષ્યનું પિત્ત પ્રકોપ પામે છે. પ્રકુપિત થયેલું અને પ્રવાહી હોવાથી ગરમીનો નાશ કરીને મળાશયમાં ફેલાયેલું તે પિત્ત ઉષ્ણ હોવાથી, પ્રવાહી હોવાથી અને સર હોવાથી મળને ભેદીને અતિસાર કરે છે. તેનાં લક્ષણો—તૃષા, દાહ, સ્વેદ, મૂર્છા, શૂલ, ગુદા તપવી તથા ગુદાનો પાક એથી યુક્ત રોગીને પીળો, લીલો, નીલો, કાળો, રક્ત-પિત્તયુક્ત અને અતિશય દુર્ગંધવાળો મળનો અતિસાર થાય છે. આ પ્રમાણે પિત્તાતિસાર જાણવો. ૬

कफजन्य अतिसारनां निदान-संप्राप्ति अने लक्षणो—

કફપ્રધાન અને ગુરુ-મધુર-શીત અને સ્નિગ્ધ પદાર્થોનું સેવન કરનાર, બહુ ભોજન કરનાર, ચિન્તા ન કરનાર, દિવસે સૂનાર અને આળસુ માણસનો કફ

પ્રકોપ પામે છે. સ્વભાવથી ગુરુ, મધુર, શીત, સ્નિગ્ધ અને શિથિલ એવો તે કફ પોતે સૌમ્ય સ્વભાવવાળો હોવાથી, અગ્નિનો નાશ કરીને, મળાશયમાં જઈને, મળને ક્લિન્ન કરીને અતિસાર કરે છે. તેનાં લક્ષણો:–સ્નિગ્ધ, શ્વેત, પિચ્છિલ, તાંતણાવાળો, આમ, ગુરુ, દુર્ગંધવાળો, કફયુકત, શૂળસહિત, થોડો થોડો અને પ્રવાહિકાસહિત વારંવાર અતિસાર થાય છે અને રોગી પેટ-ગુદા-બસ્તિ અને વંક્ષણ જેનાં ભારે છે એવો, શૌચ કર્યા છતાં નથી કર્યું એવું લાગતું હોય એવો, જેને રૂંવાડાં ઊભાં થયાં છે એવો, ઉત્કલેશવાળો, નિદ્રા તથા આળસથી વ્યાપ્ત, શિથિલ અને અન્નનો દ્વેષ કરનાર હોય છે. આ પ્રમાણે કફાતિસાર જાણવો. ૭

सन्निपातजन्य अतिसारनां निदान-संप्राप्ति अने लक्षणो—

અત્યંત શીતળ-સ્નિગ્ધ રૂક્ષ-ઉષ્ણ-ગુરુ-ખર કઠણ-વિષમ-વિરુદ્ધ અને અસાત્મ્ય ભોજન કરવાથી, ભોજન ન કરવાથી, વખત વીત્યા પછી ભોજન કરવાથી, ગમે તે ખાઈ લેવાથી, ખરાબ મદ્ય અને પાણી પીવાથી, અતિશય મદ્ય પીવાથી, સંશોધન ન કરવાથી, ચિકિત્સાના વિષમ પ્રયોગથી તથા અયોગ્ય ઉપચારથી, અગ્નિ-સૂર્ય-પવન અને જળના અતિ સેવનથી, ઊંઘ ન કરવાથી, અતિશય ઊંઘ કરવાથી, વેગ રોકવાથી, ઋતુમાં ફેરફાર થવાથી, શકિતથી વધારે કામ કરવાથી, ભય-શોક અને ચિત્તના ઉદ્વેગના અતિયોગથી અથવા કૃમિ-શોષ-જ્વર અને હરસરોગથી અતિ કૃશ થવાથી જેનો અગ્નિ નષ્ટ થયો છે એવા મનુષ્યના ત્રણે દોષો પ્રકુપિત થઈને, અગ્નિનો અધિક નાશ કરીને, પકવાશયમાં પ્રવેશ કરી સઘળા દોષના લક્ષણવાળા અતિસારને ઉત્પન્ન કરે છે. ૮

અને વળી રકત ઇત્યાદિ ધાતુઓને અત્યંત દૂષિત કરતા, ધાતુ તથા દોષના સ્વભાવથી કરેલા અતિસારના વર્ણોને બતાવે છે. રકત વગેરે ધાતુઓ અત્યંત દૂષિત થતાં પીળો, લીલો, નીલો, મજીઠના રંગ જેવો અને માંસના ધોવણ જેવો, લાલ, કાળો, સફેદ, સૂવરની ચરબી જેવો, સતત વેદનાવાળો કે વેદનારહિત, ગંધાયેલો અને અપકવ, કોઈવાર ઉપરનાં તમામ લક્ષણોસહિત અથવા કોઈ કોઈ લક્ષણોસહિત અને કોઈવાર પકવ મળ તજે છે. અને માંસ-રકત તથા બળ જેનાં અત્યંત ક્ષીણ થયાં નથી એવો, મંદાગ્નિવાળો, તથા મુખના હણાયેલા રસવાળો રોગી હોય છે. આવા રોગીને કષ્ટસાધ્ય જાણવો. નીચે કહેવાશે તે વર્ણો-સહિત અતિસારવાળા અને ઉપદ્રવસહિત રોગીને આ અતિસાર અસાધ્ય છે, એમ તેનો નિષેધ કરવો. તે આ પ્રમાણે:–પકવ રકત જેવો, યકૃતના કટકા જેવો, મેદ અને માંસના ધોવણ જેવો, દહીં-ઘૃત-મજ્જા-તેલ-વસા-દૂધ અને વેસવાર જેવો, અતિશય નીલો. અતિ રાતો, અતિ કાળો, પાણી જેવો સ્વચ્છ, વળી ચળકતો કાળો, અતિ સ્નિગ્ધ, લીલો, નીલો, કષાય વર્ણવાળો, કાબરચીતરો, મલિન, ચીકણો, તાંતણાવાળો, આમ, ચાંદરડાંવાળો, શબના જેવી–સડેલા જેવી અને પરુના જેવી-આમના જેવી ગંધવાળો, માછલી જેવી ગંધવાળો અને માખીઓને પ્રિય, સડેલ અને ઘણા ધાતુઓના સ્રાવવાળો અથવા મળરહિત ઝાડો કરતા; તૃષા, દાહ, જ્વર. ભ્રમ, તમક, હેડકી અને શ્વાસના સંબંધવાળા, અતિ વેદનાવાળા કે વેદનારહિત અથવા શિથિલ અને પાકેલી ગુદાવાળા, પતિત ગુદવલિવાળા, ગુદા જેની બહાર નીકળી ગઈ હોય એવા, બલ અને માંસ જેનાં અતિશય ક્ષીણ થયાં છે એવા સઘળાં પર્વ અને હાડકામાં શૂળ-વાળા, અરુચિ-અરતિ-પ્રલાપ અને મૂર્છાથી યુકત અને એકાએક જેના વિકારો શાંત થયા છે એવા અતિ-સારના રોગીને ચિકિત્સા કરવા માટે અયોગ્ય જાણવો. આ પ્રમાણે સન્નિપાતાતિસાર જાણવો. ૯

અસાધ્યતાને પ્રાપ્ત ન થયેલા તે રોગીની દોષની પ્રધાનતાને અનુસરીને ઉપચાર દ્વારા તથા હેતુ, ઉપશય અને દોષવિશેષની પરીક્ષા દ્વારા ચિકિત્સા કરવી. ૧૦

भय अने शोकजन्य अतिसारनां निदान-संप्राप्ति अने लक्षणो—

આગંતુ બે અતિસાર છે–માનસ તથા ભય અને શોકથી ઉત્પન્ન થયેલા. વાયુના અતિસારનાં જે લક્ષણો છે તે તેઓનાં લક્ષણો છે. ૧૧

કારણ કે ભય તથા શોકથી વાયુ કુપિત થાય છે માટે તે બન્ને અતિસારમાં વાતહર ચિકિત્સા તથા

પ્રસન્નતા તથા આશ્વાસન કરવું. આ પ્રમાણે છ અતિસાર કહ્યા. હવે સાધ્ય અતિસારોની અનુક્રમથી ચિકિત્સા કહું છું. યથાર્થ રીતે તે સાંભળો. ૧૨,૧૩

આમાતિસારમાં સંગ્રહણ ઔષધનો નિષેધ—

સંચિત થયેલા દોષો, અપકવ આહારથી કુપિત થઈને, અતિસાર કરે છે. તેઓની અતિ પ્રવૃત્તિ કરાવવી. ૧૪

આમાતિસારના રોગીને પ્રથમથી ગ્રાહી ઔષધ ન આપવું. કારણ કે પ્રથમથી બદ્ધ કરાતા દોષો, ઘણા રોગોને ઉત્પન્ન કરે છે; જેવા કે–દંડક, અલસક, આધ્માન, ગ્રહણી, હરસ, સોજા પાંડુરોગ, પ્લીહા, કુષ્ઠ, ગુલ્મ, ઉદરરોગ અને જ્વર. ૧૫,૧૬

આમાતિસારમાં અનુલોમન માટે હરીતકીનો પ્રયોગ—

તેથી, બહાર નીકળવા તૈયાર થયેલા અને પોતાની મેળે બહાર નીકળતા મળોની ઉપેક્ષા કરવી. અથવા કષ્ટથી ગતિ કરતા હોય તો પ્રવૃત્તિ કરાવનારી હરડે આપવી. ૧૭

તેનાથી દોષ બહાર નીકળતાં ઉદરનો વ્યાધિ શાંત થાય છે, દેહ હલકો થાય છે અને જઠરાગ્નિ વધે છે. ૧૮

આમાતિસારમાં પ્રમથ્યા—

મધ્યમ દોષવાળા અતિસારના રોગીઓને દીપન તથા પાચન કરનારી પ્રમથ્યા આપવી અને અલ્પ દોષવાળાઓને લંઘન શ્રેષ્ઠ છે. ૧૯

પીપર, સૂંઠ, ધાણા, ભૂતીક, હરડે, વજ; વાળો, ભદ્રમોથ, બીલી, સૂંઠ, ધાણા; પૃશ્નિપર્ણી, ગોખરુ, સમંગા, ભોરીંગણી; આ પ્રમાણે અર્ધા અર્ધા શ્લોકથી અતિસારના રોગીઓને હિતકારી ત્રણ પ્રમથ્યા કહી. ૨૦,૨૧

વજ, અતિવિષ; અથવા મોથ, ખડસલિયો; અથવા વાળો અને સૂંઠ એથી ઉકાળેલું પાણી પાવું. ૨૨

અતિસારમાં અન્નપાન—

ભોજનને યોગ્ય સમયે, ક્ષુધાથી વ્યાકુળ રોગીને હલકાં અન્ન જમાડવાં. તેમ કરવાથી તે રુચિ, અગ્નિબલ અને બલને શીઘ્ર પ્રાપ્ત કરે છે. ૨૩

તક્ર, કાંજી, યવાગૂ, તર્પણ, સુરા અને મધુથી સાત્મ્યને અનુસરીને શરૂઆતમાં ઉપચાર કરવો. ૨૪

તે પછી દીપન તથા ગ્રાહી ઔષધોથી યુક્ત યવાગૂ, વિલેપી, ખડ, યૂષ અને માંસરસસહિત ભાતથી ભોજનક્રમ કરવો. ૨૫

શાલવણ, પીઠવણ, ઊભી અને બેઠી ભોરીંગણી, બલા, ગોખરુ, બીલીનાં ફળ, કાળીપાટ, સૂંઠ, ધાણા, કચૂરો, ખાખરો, હપુષા, વજ, જીરું, પીપર, અજમો, પીપરીમૂળ, ચિત્રક, ગજપીપર, કોકમ, ખાટું દાડમ, હિંગ, બિડલવણ, સિંધાલૂણ–આ દ્રવ્યોથી સારી રીતે કલ્પના કરીને વિધિપૂર્વક અન્નપાનમાં પ્રયોગ કરવો. આ ગણ વાતકફને દૂર કરનાર, દીપન, પાચન, ગ્રાહી, બલ્ય તથા રોચન છે અને તેથી અતિસારના રોગીઓને હિતકારી છે. ૨૬–૨૯

આમ પરિપકવ થતાં જે રોગી શૂળ અને પિચ્છા સહિત, થોડો થોડો, ઘણીવાર, પ્રવાહિકાયુક્ત, બંધાયેલો મળ તજતો હોય તેને મૂળાના કે બોરના યૂષથી, પોથી, ક્ષીરિણી, યવાની, અથવો, સુવર્ચલા, ચંચુ, અવલ્ગુજ, શટી, કર્કાસક, જીવન્તી ચીભડું, લૂણી, પાઠા, શુષ્ક શાક–એના દહીં તથા દાડમથી સિદ્ધ કરેલા અને ઘણા સ્નેહવાળા એવા કાસૂંદરાના શાકથી પણ ભોજન કરાવવું. ૩૦–૩૩

કાચાં બીલાનો કલ્ક, તેની સમાન તલનો કલ્ક અને દહીંની તર એનાથી સિધ્ધ કરેલો ખટાશ તથા સ્નેહયુક્ત ખડ પ્રવાહિકાનો નાશ કરે છે. ૩૪

જવ, મગ, અડદ, શાલ, તલ, બોર, કાચાં બીલાં એ બધાંનો એકી સાથે ધાન્યયૂષ બનાવવો. તેને ઘી તથા તેલમાં છમકારી, દહીં તથા દાડમના રસથી સંસ્કાર કરેલ તેનાથી, મળક્ષયમાં સૂકાતા મુખવાળા રોગીને, શાળના ભાતનું ભોજન કરાવવું. ૩૫,૩૬

અથવા દહીંની તર ઘીમાં છમકારી, ગોળ તથા

સૂંઠ મેળવીને અથવા ઘી-તેલમાં છમકારેલી સુરા વ્યંજન માટે આપવી. ૩૭

ઘી-તેલમાં છમકારેલો ખાટાં ફળોનો રસ કે ગૃંજનકનો યૂષ અથવા ખાટો લોંકડીનો માંસરસ, સ્નેહ તથા ખટાશ-યુક્ત કાચબાના માંસનો રસ વ્યંજન માટે આપવો. ૩૮

મોર, તેતર, કૂકડા અને વર્તકના સ્નેહ તથા ખટાશથી યુક્ત માંસરસ અને શ્રેષ્ઠ શાળના ચોખા એ મળક્ષયની પીડાને દૂર કરનારા છે. ૩૯

ઘેટાના મધ્ય શરીરના માંસનો રસ તથા રક્ત એ બન્નેને ગાળીને, દાડમના રસથી ખટાશવાળો કરી, ધાણા-સ્નેહ અને સૂંઠ સહિત પકાવવાં. તેનાથી રાતા ચોખાનો ભાત ખાવો અને તે પીવું. તેમ કરવાથી, મળના ક્ષયથી થયેલા વ્યાધિઓમાંથી મનુષ્ય મુક્ત થાય છે. ૪૦ ૪૧

गुदभ्रंशमां चिकित्सा—

આમરહિત રોગીઓના ગુદભ્રંશ તથા શૂળમાં ખાટાં દ્રવ્યસહિત ઘૃતનું પાન અથવા અનુવાસન શ્રેષ્ઠ છે. ૪૨

चांगेरी-घृत—

ચાંગેરી, બોર, ખાટું દહીં, સૂંઠ તથા જવખારથી ઉકાળેલું ઘૃત પીવું. એ ગુદભ્રંશરોગને દૂર કરનાર છે. ૪૩

(આ પ્રમાણે ચાંગેરી-ઘૃત થયું.)

चव्यादि घृत—

ચવક, પીપરીમૂળ, ત્રિકટુ, બિડલવણ, દાડમ, ધાણા, જીરું અને ચિત્રકસહિત પકાવેલું ખાટું ઘૃત યુક્તિથી પીવું. ૪૪

(આ પ્રમાણે ચવ્યાદિ ઘૃત થયું.)

गुदभ्रंशमां अनुवासन—

બીલાંસહિત દશમૂળના કવાથથી સિદ્ધ કરેલ કચૂરો, સુવા અને બીલીથી, વજથી કે ચિત્રકથી સિદ્ધ કરેલ સ્નેહ અનુવાસન જાણવો. ૪૫

(આ પ્રમાણે ગુદભ્રંશમાં અનુવાસન થયું.)

गुदभ्रंशमां संप्रवेशन—

ભ્રષ્ટ થયેલી ગુદા જ્યારે સ્તબ્ધ થયેલ હોય ત્યારે પ્રથમ સ્નેહ તથા સ્વેદનો ઉપયોગ કરવો. સારી રીતે સ્વેદ આપેલ અને મૃદુ થયેલ તેને પોતાની ઠેકાણે બેસારવી. ૪૬

बालातिसारमां आवस्थिकी चिकित्सा—

બંધાયેલા વાયુ તથા મળવાળો, ઘણાં શૂળ અને પ્રવાહિકાવાળો, રક્ત અને પિચ્છાવાળો, તૃષાથી પીડાતો રોગી દૂધથી તૃપ્ત કરવાને યોગ્ય છે. ૪૭

રોગી મનુષ્યે ઘી-તેલની ઉપર ધારોષ્ણ અથવા એરંડાના મૂળથી કે કાચા બીલાથી ઉકાળેલું દૂધ પીવું. ૪૮

આ પ્રમાણે દૂધના પ્રયોગથી રક્ત અને પિચ્છા શાંત થાય છે અને શૂળ પ્રવાહિકા અને કબજિયાત શાંત થાય છે. ૪૯

पित्तातिसारमां चिकित्साक्रम—

પિત્તાતિસારને નિદાન, ઉપશય તથા લક્ષણોથી આમયુક્ત જાણીને બલ પ્રમાણે લંઘન તથા પાચનથી ઉપ-ચાર કરવો. તૃષાવાળાને મોથ, ખડસલિયો વાળો, સારિવા, ચંદન, કરિયાતું, કાળો વાળો એના જલથી ઉપચાર કરવો. લંઘન કરેલાને આહારને સમયે બલા, અતિબલા, સૂર્યપર્ણી, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, ઊભી અને બેઠી ભોરીંગણી, શતાવરી, ગોખરુ, એના નિર્યૂહથી યુક્ત, સાત્મ્ય પ્રમાણે યવાગૂ, મંડ ઇત્યાદિ કે તર્પણ ઇત્યાદિથી અનુક્રમે ઉપચાર કરવો. જરા ખાટા કે ખટાશરહિત મગ, મસૂર, હરેણુ, મઠ, તુવેર એના યૂષથી કે લાવા, કપિંજલ સસલાં, હરિણ, એણ, કાલપુચ્છ, એના માંસના રસો વડે ક્રમથી અગ્નિ પ્રદીપ્ત કરવો; અને એ પિત્તાતિસારનો સંબંધ ચાલુ હોય તો દીપનીય, પાચનીય, ઉપશમનીય તથા સંગ્રહણીય યોગોનો પ્રયોગ કરવો. ૫૦

पित्तातिसारमां केटलाक योगो—

કડાછાલ અને ઇન્દ્રજવને વાટીને મધ તથા અતિવિષ સહિત ચોખાના ધોણુ સાથે પીવું. એ પિત્તાતિસારનો નાશ કરે છે. ૫૧

કરિયાતું, મોથ, કડાછાલ, રસવંતી; બીલાં, દારુહળદર. હળદર, તજ, વાળો, ધમાસો; ચન્દન, મૃણાલ, સૂંઠ, લોધર, કાળું કમળ; તલ, મોચરસ, લોધર, સમંગા, કમળ, કાળું કમળ; કાળું કમળ, ધાવડીનાં પુષ્પ, દાડમની છાલ, સૂંઠ; કાયફળ, સૂંઠ, કાળીપાટ, જાંબુના ઠળિયા, આંબાની ગોટલી. ધમાસો; આ અર્ધ શ્લોકથી કહેલા છ યોગો મધ તથા ચોખાના ધોણસહિત પીવા. એ પિત્તાતિસારનો નાશ કરનારા છે. ૫૨-૫૫

पित्तातिसारमां अन्नपान—

જેને ઔષધ પચી ગયું છે એવા રોગીઓને, યોગને અનુસરીને કલ્પેલા, સંગ્રાહી એવા માંસરસોસહિત જૂના રાતી શાળના ચોખા શ્રેષ્ઠ છે. ૫૬

પ્રદીપ્ત અગ્નિવાળા રોગીનો પિત્તાતિસાર બકરીના દૂધના પ્રયોગથી શીઘ્ર શાંત થઈ જાય છે અને બલ તથા વર્ણ વૃદ્ધિ પામે છે. ૫૭

ઘણા દોષવાળા અને પ્રદીપ્ત અગ્નિવાળા અને બલવાળા રોગીનો પિત્તાતિસાર જો મટે નહિ તો તેને દૂધથી વિરેચન કરાવવું. ૫૮

ખાખરાના બીજનો ક્વાથ દૂધસહિત પાવો; અને તેના ઉપર શક્તિ પ્રમાણે નવશેકું દૂધ પાવું. તેનાથી મળ દૂર થઈને ઉદરરોગ શાંત થઈ જાય છે. ૫૯½

ખાખરાના બીજની પેઠે, શોધન કરનારો ત્રાયમાણનો પ્રયોગ કરવો. ૬૦

पित्तातिसारमां अनुवासन—

પેયાદિ ક્રમ કરાતો હોય ત્યારે જો શૂળ ચાલુ રહે તો સ્રવી ગયેલા દોષવાળા તે દરદીને યોગ્ય રીતે અનુવાસન આપવું. ૬૧

સુવા, શતાવરી, દૂધ જેઠીમધ અને બીલાંથી ચતુર્થાંશ તેલસહિત સિદ્ધ કરેલું ઘૃત અનુવાસન જાણવું. ૬૨

पित्तातिसारमां पिच्छावस्ति—

અનુવાસન તથા સંસર્જન કર્યા છતાં રોગીને અતિસાર ચાલુ રહ્યા કરે તો એ પછી પિચ્છાબસ્તિ આપવી. ૬૩

શેમળાનાં લીલા ડીંટિયાંને લીલા દર્ભ વીંટી, ઉપર કાળી માટી ચોપડી, છાણના દેવતામાં બાફવાં. માટી સારી રીતે સુકાઈ ગઈ જાણીને તે શેમળાનાં ડીંટિયાંને ખાંડણીમાં ખાંડવાં. અને પછી તેનાંથી ૪ તોલા ઊકાળેલાં, ૬૪ તોલા દૂધમાં ચોળવાં. તે રસને વસ્ત્રથી ગાળી યોગ્ય પ્રમાણમાં તેલ તથા ઘી મેળવેલ જેઠીમધના કલ્કથી યુક્ત કરી, જેને અભ્યંગ કર્યો છે એવા રોગીને, તેની બસ્તિ આપવી. તે પાછી નીકળી આવ્યા પછી રોગીએ સ્નાન કરી દૂધથી કે જાંગલ પ્રાણીઓના માંસના રસથી ભોજન કરવું. ૬૪-૬૭

વિરેચન તથા અસ્થાપન સંબંધી આ બસ્તિ અત્યંત વધી ગયેલા પિત્તાતિસાર, જ્વર, સોજા, ગુલ્મ, જીર્ણ અતિસાર અને ગ્રહણીરોગને શીઘ્ર જીતે છે. ૬૮

रक्तातिसारनां लक्षणो—

જે પિત્તના અતિસારવાળો રોગી આ ક્રિયાને છોડીને પિત્ત વધારનારાં અન્નપાનનું સેવન કરે છે તેનું અતિ બળવાળું પિત્ત રકતને શીઘ્ર દૂષિત કરતું રકતાતિસાર, તૃષા, શૂળ, વિદાહ અને ગુદાનો ભયંકર પાક કરે છે. ૭૦

रक्तातिसारनी चिकित्सा—

તેમાં પીવા માટે, ભોજન માટે અને ગુદા ધોવા માટે ઠંડું તથા મધ-સાકર મેળવેલું બકરીનું દૂધ શ્રેષ્ઠ છે. ૭૧

તે બકરીના દૂધથી રાતી શાળના ભાતનું ભોજન કરાવવું.

પારેવા વગેરેના,ઘૃતથી છમકારેલા અને સાકર મેળવેલા માંસરસોથી ભોજન કરાવવું. ૭૨

સસલાં, પક્ષી તથા પશુઓના અને શીતવીર્ય જાંગલ-પ્રાણીઓના થોડા ખાટા, ઘૃત તથા સાકરયુક્ત માંસરસોથી ભોજન કરાવવું. ૭૩

મૃગનું કે બકરાનું, ઘૃતથી છમકારેલું રકત અથવા થોડો ખાટો અને સાકરસહિત શીવણીનાં ફળનો યૂષ શ્રેષ્ઠ છે. ૭૪

કાળું કમળ, મોચરસ, સમંગા અને કમળનાં કેસર બકરીના દૂધમાં મેળવીને આપવાં; અને પચી ગયા પછી દૂધસહિત ભાતનું ભોજન કરાવવું અથવા રોગી દુર્બળ હોય તો દવા પાઈને તેની ઉપર જ ભોજન કરાવવું અથવા ભોજનની પહેલાં મધ તથા સાકરસહિત માખણ આપવું. ૭૫,૭૬

કપિંજલના માસરસનું ભોજન કરતો તથા કેવળ દૂધનું ભોજન કરતો રોગી, દૂધમાંથી ઉત્પન્ન થયેલું ઘૃત દૂધની સાથે ત્રણ દિવસ ખાઈને, આરોગ્ય પ્રાપ્ત કરે છે. ૭૭

દૂધનું ભોજન કરતો રોગી શતાવરીનો કલ્ક દૂધથી પીને અથવા શતાવરીથી સિદ્ધ કરેલું ઘૃત પીને રકતાતિસારને જીતે છે. ૭૮

રકતની શાંતિ માટે ઇન્દ્રજવથી સિદ્ધ કરેલું ઘૃત યવાગૂના મંડથી પીવું અને તેની ઉપર પેયા પીવી. ૭૯

દારુહળદરની છાલ, ઇન્દ્રજવ, પીપર, આદુ, દ્રાક્ષ, કડુ આ છ ઔષધોથી સિદ્ધ કરેલું અને પેયાના મંડમાં નાખેલું ઘૃત ત્રિદોષજન્ય દારુણ અતિસારને પણ શીઘ્ર જીતે છે. ૮૦,૮૧

કાળી માટી, જેઠીમધ, શંખ અને કેશર એકત્ર કરી ચોખાનું ધોવણ અને મધ મેળવીને પીવાથી રકત એકદમ અટકે છે. ૮૨

મધસહિત ચોખાના ધોવણથી પીધેલો પ્રિયંગુનો કલ્ક જાંગલ પ્રાણીઓના માંસરસનું ભોજન કરનારા રોગીના રકતસ્રાવને શીઘ્ર જીતે છે. ૮૩

પંચમાંશ સાકર મેળવેલો કાળા તલનો કલ્ક બકરીના દૂધ સાથે પીવાથી રકતને શીઘ્ર અટકાવે છે. ૮૪

ઇન્દ્રજવ ૪ તોલાનો ક્વાથ કરીને માંસરસનું ભોજન કરનારો જે રોગી તે ક્વાથ પીએ તે પિત્તજન્ય અતિસારને શીઘ્ર જીતે છે. ૮૫

સાકર તથા મધસહિત ચંદન ચોખાના ધોવણથી પીને દાહ, તૃષા, પ્રમેહ તથા રક્તસ્રાવમાંથી રોગી મુકત થાય છે. ૮૬

**पित्तातिसारमां गुदवलीना पाकनी चिकित्सा—**

ઘણી વખત શૌચ થવાથી જેની ગુદા પિત્તથી પાકી જાય છે તે ગુદાને પટોલ અને જેઠીમધના સારી રીતે ઠંડા ક્વાથથી અથવા પંચવલ્કલ એટલે કે વડ, પીપળો, ઊંબરો, પીપળ અને વેતસ તથા જેઠીમધનો ક્વાથ, શેરડીનો રસ, સાકર તથા મધસહિત ઘૃત, બકરી તથા ગાયનું દૂધ એનાથી પરિષેચન કરવું. ૮૭,૮૮

અથવા પ્રક્ષાલન માટે કહેલાં ઔષધોના ઘૃતસહિત કલ્કથી લેપ કરવો અથવા એઓનાં સારી રીતે કરેલાં ચૂર્ણોથી તે ગુદાનું પ્રતિસારણ કરવું. ૮૯,૯૦

અથવા સરખે વજને લીધેલાં ધાવડી અને લોધરનાં ચૂર્ણથી પ્રતિસારણ કરવું. તે ઔષધથી પ્રતિસારિત કરેલી ગુદા તેવી રીતે રકતસ્રાવને કરતી નથી, પકવતા શાંત થાય છે તથા વેદના પણ શાંત થાય છે. રકતનો અતિ સ્રાવ થતો હોય તો ગુદા, વંક્ષણ, કટી અને સાથળને ઘૃત ચોપડીને પૂર્વે કહેલાં શીતળ અભિષેચન વડે અભિષેચન કરવું. ૯૦,૯૧½

કપાસનાં પૂમડાથી લીધેલાં, ચન્દનાદિ તેલ તથા સો વાર ધોયેલ ઘૃતથી ગુદા તથા વંક્ષણનું સેચન કરવું. ૯૨½

रक्तातिसारमां पिच्छाबस्ति अने अनुवासन—

શૂળસહિત થોડું થોડું રકત ઘણીવાર નીકળતું હોય તેવા દરદીને, જ્યારે વાયુ બધ્ધ થઈને કષ્ટપૂર્વક ગતિ કરે કે ન કરે ત્યારે, તેને પૂર્વે કહેલ પિચ્છાબસ્તિ આપવી. અને પ્રપૌંડરીકથી સિદ્ધ કરેલ ઘૃતથી અનુવાસન કરવું. ૯૩,૯૪ ૧/૨

લાંબો વખત અતિસારથી પીડાતા મનુષ્યો પ્રાયઃ દુર્બળ ગુદાવાળા હોય છે. તેથી વખતોવખત તેઓની ગુદામાં સ્નેહનો પ્રયોગ કરવો. ૯૫ ૧/૨

रक्तातिसारमां बस्तिविधान—

અત્યંત પ્રવૃત્તિ કરતો પવન પોતાના સ્થાનમાં અધિક બલ પ્રાપ્ત કરે છે. પિત્તસહિત તે પવનને જીતવા માટે બસ્તિ ઉત્તમ છે. ૯૬ ૧/૨

रक्तातिसारमां स्नेहना केटलाक योगो—

મળસહિત, મળની પહેલાં અથવા પછી જેને રકતનો અતિસાર થતો હોય તેને ચાટવા માટે શતાવરી ઘૃત આપવું. અર્ધ ભાગે સાકર મેળવેલ તથા ચતુર્થાંશ મધ મેળવેલ તાજું માખણ હિત ભોજન કરનારના તે વિકારને શીઘ્ર જીતે છે. ૯૭,૯૮ ૧/૨

મળની પહેલાં કે પછી જેને રકતસ્રાવ થતો હોય તેણે વડ, ઊંબરો અને પીપળાના અંકુરોને કૂટી, એક અહોરાત્ર ગરમ પાણીમાં રાખવા. તે પાણીથી ઘૃત પકાવી તેમાં અર્ધ સાકર તથા ચતુર્થાંશ મધ મેળવીને ચાટવું. ૯૯–૧૦૦ ૧/૨

આ રીતે દુર્બળ થયેલો જે અતિસારનો રોગી પિત્તકારી પદાર્થોનું સેવન કરે છે તે ગુદાની વલીઓના ભયંકર પાકને પ્રાપ્ત કરીને નાશ પામે છે. ૧૦૧ ૧/૨

श्लेष्मातिसारमां चिकित्साक्रम—

કફાતિસારમાં પ્રથમ લંઘન તથા પાચન હિતકારી છે અને આમાતિસારનો નાશ કરનાર પૂર્વે કહેલો દીપન ગણ યોજવો. ૧૦૨ ૧/૨

લંઘન જેણે કર્યું છે એવા રોગીને, અનુક્રમથી પાચનાદિ ચિકિત્સા કર્યા છતાં કફજન્ય અતિસાર મટે નહિ તો કફઘ્ન ઔષધોથી તેનો ઉપચાર કરવો. ૧૦૩ ૧/૨

श्लेष्मातिसारमां केटलाक योगो—

કાચાં બીલાં, બીલી, કાકડાશીંગી, મોથ, હરડે અને સૂંઠ; વજ, વાવડિંગ, ભૂતીક, ધાણા અને દેવદાર; કઠ, અતિવિષ, કાળીપાટ, ચવક અને કડુ; પીપર, પીપરમૂળ, ચિત્રક અને ગજપીપર; ચતુર પુરુષે અર્ધા અર્ધા શ્લોકથી કહેલા જઠરાગ્નિના બલને વધારનારા આ ચાર યોગોનો ક્વાથ કરીને કફાતિસારમાં યોજવા. ૧૦૪–૧૦૬ ૧/૨

જીરું, પીપર, કાળીપાટ, સૂંઠ અને મરી દરેક એક એક ભાગ અને ધાવડી બે ભાગ, બીજોરાના રસમાં મેળવીને આપવાં. રસવંતી, અતિવિષ, ઇન્દ્રજવ, દરેક એક ભાગ અને ધાવડી બે ભાગ, મધ તથા સૂંઠસહિત પીવા માટે આપવાં. ૧૦૭–૧૦૮ ૧/૨

ધાવડી, સૂંઠ, બીલી, લોધર, કમળનાં કેસર; જાંબુની છાલ, સૂંઠ, ધાણા, કાળીપાટ, મોચરસ, બલા; સમંગા, ધાવડી, બીલીનો ગર્ભ, જાંબુની છાલ અને આંબાની છાલ; કોઠ, વાવડિંગ, સૂંઠ, મરી; આ પ્રમાણે અર્ધા અર્ધા શ્લોકથી કહેલા, ચાંગેરી-બોર અને તક્રથી ખાટા, સ્નેહ અને સિંધાલૂણવાળા ખડ ચતુર વૈદ્યે કફાધિક અતિસારમાં આપવા. ૧૦૯–૧૧૧ ૧/૨

ત્રિકટુ-મધ તથા સાકરસહિત કોઠનો ગર્ભ અથવા મધસહિત કાયફળ ચાટીને રોગી અતિસારથી મુકત થાય છે. ૧૧૨

મધસહિત પીપર પીને, ચિત્રકસહિત તક્ર પીને અથવા કાચાં બીલાં ખાઈને રોગી અતિસારથી મુકત થાય છે. ૧૧૩ ૧/૨

વાયુ જ્યારે અટકી ગયો હોય ત્યારે, શૂળથી પીડાતા પ્રવાહિકાના રોગીએ કાચાં બીલાં, ગોળ, તેલ, પીપર, અને સૂંઠ ચાટવાં. ૧૧૪

સૂકા મૂળાનો ક્વાથ, વાતનાશક અથાણાં–શાક વગેરે

તથા વાતાતિસારમાં કહેલા યૂષ-માંસરસ અને ખડથી ભોજન કરવું. ૧૧૫

પૂર્વે કહેલું અમ્લઘૃત અથવા ષટ્પલઘૃત અથવા જૂનું ઘૃત યવાગૂના મંડથી મિશ્ર કરીને શક્તિ પ્રમાણે આપવું. ૧૧૬

વાત તથા કફ રોકાઈ ગયાં હોય અથવા કફનો અતિ સ્રાવ થતો હોય ત્યારે શૂળ તથા પ્રવાહિકામાં પિચ્છાબસ્તિનો પ્રયોગ કરવો. ૧૧૭

પીપર, બીલી, કઠ, સુવા અને વજના સિંધાલૂણ મેળવેલા કલ્કથી યુક્ત પૂર્વોક્ત પિચ્છાબસ્તિ આપવી. ૧૧૮

બસ્તિ પાછી નીકળી આવ્યા પછી સુખવાળા, નાહેલા અને સાયંકાળે જેણે ભોજન કર્યું છે એવા રોગીને બુદ્ધિમાન વૈદ્યે નવશેકા બીલીના તેલથી અનુવાસન આપવું. ૧૧૯

અથવા પીપરથી વજ સુધીના કલ્કથી તેલ પકાવીને ઘણી વાર અનુવાસન આપવું. તેમ કરવાથી કફ તથા વાતથી પીડાતો રોગી સુખ પામે છે. ૧૨૦

अतिसारमां वातादिनो चिकित्साक्रम—

કફનો ક્ષય થતાં વાયુ પોતાના સ્થાનમાં અવશ્ય વૃદ્ધિ પામે છે; વધેલો તે એકાએક હણે છે, તેથી તેને શીઘ્ર જીતવો. ૧૨૧

વાયુની પછી પિત્તને જીતવું, પિત્તની પછી કફને જીતવો; અથવા જે બળવાન હોય તેને ત્રણેની પહેલાં જીતવો. ૧૨૨

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

પૂર્વોત્પત્તિ, કારણ, લક્ષણ, સાધ્યાસાધ્યતા અને અતિસારના રોગીઓની અવસ્થા પ્રમાણેની સિદ્ધ ક્રિયા કહી છે. ૧૨૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'અતિસાર ચિકિત્સિત' નામનો ઓગણીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૯

---

## અધ્યાય વીસમો

### છર્દિ ચિકિત્સિત

छर्दि चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'છર્દિ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

छर्दिना विषयमां अग्निवेशनो प्रश्न—

યશસ્વી, બ્રહ્મજ્ઞાન અને તપના તેજથી દેદીપ્યમાન, અગ્નિ અને સૂર્ય સમાન પ્રભાવશાળી અને ભૂતમાત્રના હિતમાં મગ્ન પુનર્વસુ આત્રેયને શિષ્ય અગ્નિવેશે પૂછયું. ૩

હે વૈદ્યોમાં શ્રેષ્ઠ! આપે પહેલાં રોગાધિકારમાં જે પાંચ ઉલટીઓ કહી છે તેઓની નિદાન અને લક્ષણોસહિત યથાવત્ ચિકિત્સા મનુષ્યોના હિત માટે કહો. ૪

छर्दिना भेदो—

અગ્નિવેશનાં તે વચન સાંભળીને પ્રસન્ન થયેલા વૈદ્યશ્રેષ્ઠે આ કહ્યું.

પહેલાં મેં જે પાંચ ઉલટીઓ કહી છે, તે વિસ્તારપૂર્વક કહેતા મારી પાસેથી સાંભળ. ૫

જુદા જુદા દોષોથી ઉત્પન્ન થયેલી અને ત્રણે ય દોષથી ઉત્પન્ન થયેલી એમ ચાર તથા અણગમતા વિષયના સંયોગથી પાંચમી પણ છે. ૫ૢ

छर्दिनुं पूर्वरूप—

હૃદયનો ઉત્કલેશ, કફસ્રાવ અને ભોજનમાં દ્વેષ—એ તેઓનાં પૂર્વરૂપ છે. ૬

વાતજ છર્દિનાં નિદાન તથા લક્ષણો—

વ્યાયામ, તીક્ષ્ણ ઔષધો, શોક, રોગ, ભય તથા ઉપવાસ વગેરેથી અતિ કૃશ થયેલા મનુષ્યોનો પ્રકુપિત વાયુ મહાસ્રોતમાં દોષોને ઉત્કલેશિત કરીને, પછી ઊંચે ખેંચતો તથા મર્મોને પીડા કરતો આમાશયના ઉત્કલેશથી ઉત્પન્ન થયેલ ઉલટીનું ઉદીરણ કરે છે. ૭

વાયુથી રોગી હૃદય અને પડખાંની પીડા, મુખશોષ, માથું અને નાભિમાં પીડા, કાસ, સ્વરભેદ અને તોદ-સહિત ઓડકારના પ્રબલ શબ્દવાળી, ફીણયુકત, વિચ્છિન્ન, કાળી, પાતળી, કષાય રસયુકત અને થોડી દુઃખકર ઉલટી મુશ્કેલીએ અને મોટા વેગથી કરે છે. ૮,૯

પિત્તજ છર્દિનાં નિદાન તથા લક્ષણો—

અજીર્ણથી તથા કટુ-અમ્લ-વિદાહી અને ઉષ્ણ દ્રવ્યોના સેવનથી આમાશયમાં ઉદીર્ણવેગવાળું અને રસાયનીઓ દ્વારા ફેલાયેલું પિત્ત મર્મોને પીડી ઉપર આવી અને ઉલટી કરે છે. ૧૦

મૂર્છા, તરસ, મુખશોષ, માથું-તાળવું અને આંખનો સંતાપ, અંધારાં અને ભ્રમથી પીડિત પુરુષ પિત્તથી પીળી, બહુ ઊની, લીલી, તિકત, ધુમાડા જેવી અને દાહયુકત ઉલટી કરે છે. ૧૧

કફજ છર્દિનાં નિદાન તથા લક્ષણો—

સ્નિગ્ધ અતિગુરુ, આમ અને વિદાહી ભોજનથી અને ઊંઘ વગેરેથી અતિશય વધેલો કફ છાતી, માથું, મર્મ અને બધી રસાયનીઓને બંધ કરીને ઉલટી કરે છે. ૧૨

તન્દ્રા, મુખની મધુરતા, કફપ્રસેક, સંતોષ, નિદ્રા, અરુચિ અને ગુરુતાથી પીડાતો, ઊભાં થયેલ રૂંવાડાંવાળો પુરુષ કફથી સ્નિગ્ધ, ઘન, મીઠું, શુદ્ધ અને અલ્પ પીડાયુકત વમન કરે છે. ૧૩

ત્રિદોષજ છર્દિનાં નિદાન તથા લક્ષણો—

નિરંતર સર્વ રસોનું એક સાથે સેવન કરનારના, આમ પ્રદોષથી અને ઋતુઓના વિપર્યયથી એક સાથે પ્રકોપ પામેલા બધા દોષો ત્રિદોષજન્ય ઉલટી કરે છે. ૧૪

ત્રિદોષથી પ્રબલ શૂલ, અવિપાક, દાહ, તૃષ્ણા, શ્વાસ અને પ્રમોહવાળી પ્રબળ ઉલટી સતત થાય છે. ઉલટી કરતા મનુષ્યોને લવણ, અમ્લ, ખાટી, ઉષ્ણ, લાલ અથવા રકતયુકત ઉલટી થાય છે. ૧૫

છર્દિના ઉપદ્રવો—

જ્યારે વાયુ ઝાડો-પસીનો-મૂત્ર અને અમ્બુવહ-સ્રોતોનું રૂંધન કરી ઊંચે જાય છે ત્યારે પ્રવૃદ્ધ દોષવાળા મનુષ્યના કોષ્ઠમાં સંચિત થયેલ તે દોષને હલાવીને, ઘણા વેગપૂર્વક ઝાડા અને પેશાબના જેવા વર્ણ અને ગંધ-યુકત, તૃષા, શ્વાસ, હિક્કા અને પીડાસહિત, નિરન્તર અને દુષ્ટ વમન કરે છે. તેનાથી પીડિત પુરુષ એકદમ નાશ પામે છે. ૧૬, ૧૭

દ્વિષ્ટાર્થજન્ય છર્દિનાં નિદાન તથા લક્ષણો—

ન ગમે તેવાં, વિપરીત, અશુદ્ધ, સડેલ, અમેધ્ય, બીભત્સ અને દુર્ગન્ધવાળાં ભોજન અથવા દર્શનોથી ઉદ્વિગ્ન મનવાળો પુરુષ જે વમન કરે છે તેને ન ગમે તેવા વિષયના સંયોગથી જન્મેલ માનેલ છે. ૧૮

છર્દિનાં અસાધ્ય લક્ષણો—

ક્ષીણ પુરુષની જે અતિશય વધેલી, ઉપદ્રવયુકત લોહી અને પરુવાળી હોય છે અને ચન્દ્રિકાવાળી હોય છે તેને અસાધ્ય કહે છે. અને ઉપદ્રવવિનાની સાધ્ય ઉલટીની ચિકિત્સા કરવી. ૧૯

વાતજ છર્દિની ચિકિત્સા—

બધી ઉલટીઓ આમાશયના ઉત્કલેશથી ઉત્પન્ન થયેલ માનેલ છે તેથી વાતજન્ય ઉલટીને છોડી દઈને બાકીનીમાં લંઘન અથવા કફપિત્તઘ્ન સંશોધન પહેલાં કરાવવું. ૨૦

મધની સાથે હરડેનું ચૂર્ણ ચાટવું અથવા જે હૃદ્ય વિરેચનો છે તેઓને મદ્ય અને દૂધની સાથે યુકિતપૂર્વક પીવાં. તે ઉપરની બાજુએ ઉદીર્ણ થયેલા દોષને નીચેની બાજુ લઈ જાય છે. ૨૧

અથવા વલ્લીફલાદિ એટલે ધામાર્ગવ, જીમૂતક વગેરેથી વમન પીવું.

જો દુર્બલ હોય તેનો શમન ઔષધોથી ઉપચાર કરવો.

મનોજ્ઞ રસોથી, હલકાં અને સૂકાં ભક્ષ્યો અને ભોજ્યોથી અને વિવિધ પાનોથી ઉપચાર કરવો. ૨૨

સુસંસ્કૃત તેતર-મોર અને લાવના માંસરસો તથા બોર, કળથી, ધાણા, બિલ્વાદિ મૂલ, અમ્લ દ્રવ્ય અને જવથી બનાવેલ યૂષ વાતજન્ય ઉલટીને દૂર કરે છે. ૨૩

વાતજન્ય ઉલટીમાં હૃદયની ઉતાવળી ગતિથી પીડિત મનુષ્યે સિંધવવાળું ઘી તથા ધાણા, સૂંઠ, દહીં અને દાડમના રસથી પકાવેલું ઘી પીવું. ૨૪

અથવા ત્રિકટુ અને ત્રણ લવણસહિત ઘીની માત્રા આપવી. દહીં અને દાડમની ખટાશવાળા યૂષો અને માંસરસોસહિત સ્નિગ્ધ અને હૃદ્ય ભોજનો આપવાં. ૨૫

પિત્તજ છર્દિની ચિકિત્સા—

પિત્તજન્ય ઉલટીમાં અનુલોમનને માટે દ્રાક્ષ, વિદારીકંદ અને શેરડીના રસ સાથે નસોતર આપવું.

કફાશયમાં રહેલ અત્યંત વધેલ પિત્તને મધુર ઔષધો વડે ઉપરની બાજુએથી જ હરવું. ૨૬

શુદ્ધ થયેલ પુરુષને યથાકાળે મધ અને સાકરસહિત લાજાનો મન્થ અથવા પેયા આપવી.

અથવા મગના રસ સાથે અથવા જાંગલ પ્રાણીઓના માંસરસ સાથે શાલિ ચોખાનો ભાત આપવો. ૨૭

કુલ્માષ, લાજા, જવના સાથવા, મંડયુક્ત યવાન્ન, ખજૂરનો ગર્ભ, નાળિયેળ, દ્રાક્ષ અથવા બોર, સાકર, મધ અને લીંડીપીપર સાથે ચાટવાં. ૨૮

સ્રોતાંજન, લાજા, નીલકમળ અને બોરની મજ્જાનાં ચૂર્ણો તથા હરડે મધ સાથે ચાટવાં; અથવા બોરના ઠળિયા અને મજ્જા, સ્રોતાંજન, માખીની વિષ્ટા, લાજા, સાકર અને લીંડીપીપરના કણોને મધ સાથે ચાટવા. ૨૯

અથવા સુશીતળ દ્રાક્ષનો રસ અથવા તપાવેલા માટીના ઢેફાથી તૈયાર કરેલું પાણી પીવું; અથવા જાબુનાં અને આંબાનાં પાનનો શીતળ અને મધયુક્ત ક્વાથ પીવો. ૩૦

મગ, લીંડીપીપર, વાળો કે ધાણાનું રાતવાસી પાણી પીવું; અથવા ચણાનું પાણી અથવા ગવેધુકના મૂળનું પાણી, ગળોનું પાણી, શેરડીનો રસ અથવા દૂધ પીવું. ૩૧

સુગંધી વાળાની સાથે કાળો વાળો કે સોનાગેરુ ચોખાના ધોણ સાથે પીવો; અથવા આમળાંના રસ સાથે સુખડ પીવું. મધયુક્ત તે સર્વ તરસ અને ઉલટી મટાડનાર છે. ૩૨

તથા ચન્દન, ચવક, જટામાંસી, ઉત્તમ દ્રાક્ષ, વાળો અને સોનાગેરુનો કલ્ક પીવો.

સોનાગેરુ અને શાલિ ચોખાનું ચૂર્ણ શીતળ પાણી સાથે પીવું.

તથા મોરવેલ ચોખાના ધોણ સાથે પીવી. ૩૩

કફજ છર્દિની ચિકિત્સા—

કફાત્મક ઉલટીમાં કફાશય અને આમાશયનું શોધન કરવા માટે લીંડીપીપર, સરસવ અને લીંબડાના ક્વાથ સાથે સિંધવસહિત મીંઢળથી વમન કરાવવું શ્રેષ્ઠ છે. ૩૪

જૂના ઘઉં, શાલિ અને યવ-પરવળ, ગળો અને ચિત્રકના યૂષો સાથે અથવા ત્રિકટુ અને લીંબડાના છાસમાં બનાવેલ યૂષો, ફલામ્લ અને કટુ દ્રવ્યો સાથે ખાવા. ૩૫

જાંગલ પ્રાણીઓના માંસરસો અને શૂલ્ય માંસો, જૂનાં મધુ-સીધુ અને અરિષ્ટો તથા દ્રાક્ષ કોહું અને બીજોરાંના રાગ-ષાડવ અને પાનકોનો ઉપયોગ કરવો. ૩૬

શેકેલા મગ, મસૂર, ચણા અને વટાણા સૂંઠ અને મધ મેળવી ચાટવા; અથવા ત્રિફલા અને વાવડિંગનું ચૂર્ણ કે વાવડિંગ અને કુવડીમોથ તે પ્રમાણે ચાટવાં. ૩૭

કફજન્ય ઉલટી મટાડવા માટે જાંબુસહિત ખાટાં બોરનું ચૂર્ણ અથવા નાગરમોથયુક્ત કાકડાશીંગી અથવા ધમાસાનું ચૂર્ણ મધ મેળવી ચાટવું. ૩૮

બીજોરું કોઠાના રસ અને મધ સાથે, મરીયુક્ત મનઃશિલ અને લીંડીપીપરનું ચૂર્ણ ચાટનાર પ્રબલ વેગવાળી ઉલટીને જીતે છે. ૩૯

સન્નિપાતજ છર્દિની ચિકિત્સા—

જે ચિકિત્સા જુદી જુદી કહી છે તે એકઠી કરીને શાસ્ત્ર જાણનાર અને પ્રમાદરહિત વૈદ્યે બુદ્ધિથી દોષ, ઋતુ, રોગ, અગ્નિ અને બલને જોઈને સન્નિપાતમાં પણ યોજવી. ૪૦

મનોભિઘાતજ છર્દિની ચિકિત્સા—

મનના અભિઘાતમાં મનને અનુકૂલ વાણી, આશ્વાસન, હર્ષણ ક્રિયાઓ. લોકપ્રસિદ્ધ વાર્તાઓ, મિત્રો અને શૃંગારયુક્ત વિહારો હિતકર્તા છે. ૪૧

માટી-ફૂલ-શુક્ત અને ખાટાં ફળો વગેરેના વિચિત્ર અને મનને અનુકૂલ ગંધો, શાકો, ભોજ્યપદાર્થો, પાનકો, સારી પેઠે સંસ્કૃત કરેલ ષાડવ, રાગ, લેહ, યૂષ, માંસરસો, કાંબલિક, ખડો, માંસો, ધાણી, વિવિધ ભક્ષ્યો તથા ગંધ-વર્ણ અને રસયુક્ત ફળો અને મૂળો ઉલટીને જીતે છે. ૪૩

જે જે ગન્ધ, રસ, સ્પર્શ, શબ્દ અને રૂપો અસાત્મ્ય હોય છતાં પ્રિય હોય તે તે તેની શાન્તિને માટે આપવાં. કારણ કે એમ કરવાથી અસાત્મ્ય ગંધાદિજનિત રોગ સુખેથી જીતાય છે. ૪૪

છર્દિના ઉપદ્રવની ચિકિત્સા—

ઉલટીજન્ય ઉપદ્રવોની ચિકિત્સા પોતપોતાની ચિકિત્સામાંથી કરવી. ઉલટી બહુ જ થાય તો વિરેચનના અતિયોગમાં જે ક્રિયા કહી છે તે કરવી. ૪૫

લાંબા વખતની છર્દિની ચિકિત્સા—

ઉલટીના અનુબન્ધથી ધાતુ ક્ષીણ થતાં વાયુ પણ અવશ્ય વૃદ્ધિ પામે છે તેથી લાંબા વખતની ઉલટીમાં વાતઘ્ન સ્તંભન અને બૃંહણ કરવાં જોઈએ. ૪૬

સર્પિર્ગુડ, દૂધના યોગો, કલ્યાણકચૂર્ણ અને જીવનીય ઘૃતો, વૃષ્ય માંસરસો અને અવલેહો લાંબા વખતની ઉલટીને જીતે છે. ૪૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોકઃ–

મુનિવર્યે ઉલટીનાં હેતુ, સંખ્યા, લક્ષણ, સાધ્યતા, અસાધ્યતા તથા તેઓની શાન્તિ માટે ચિકિત્સા અને યોગો કહ્યાં. ૪૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિશે 'છર્દિ ચિકિત્સિત' નામનો વીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૦

---

## અધ્યાય એકવીસમો
### વિસર્પ ચિકિત્સિત

વિસર્પ ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'વિસર્પચિકિત્સિત' અધ્યાયનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

વિસર્પ બાબતમાં અગ્નિવેશના પ્રશ્નો—

જ્યાં ઘણા કિન્નરો ફરે છે એવા, બહુ ઝરણાં અને ઔષધવાળા, નિત્ય પુષ્પની સંપત્તિથી મધુર ગન્ધી

ફેલાવતાં, જુદાં જુદાં ઘાટાં વૃક્ષોથી સારી પેઠે સુશોભિત, કૈલાસ પર્વતમાં ફરતા, જીતેન્દ્રિય, ઋષિવન્દિત, મહર્ષિઓથી વીંટળાએલા, પ્રાણીમાત્રના હિતમાં મગ્ન ગુરુ આત્રેયને અગ્નિવેશે યથાકાલે વિનયપૂર્વક આ વચન કહ્યું. ૩-૫

હે ભગવન, મનુષ્યોના શરીરમાં સર્પના વિષ જેવો પ્રસરતો રોગ હું જોઉં છું. ૬

તે શીઘ્રકારી રોગથી ઘેરાયેલ મનુષ્યો ચિકિત્સા ન થતાં સહસા નાશ પામે છે. તે બાબતમાં અમને મહાન શંકા છે. ૭

તેને કયાં નામથી જાણવો, કયા હેતુથી તેનું નામ પડ્યું છે, તેના કેટલા ભેદ છે, કેટલી ધાતુઓ દૂષિત કરે છે, તેનાં કારણો કયાં છે અને તેના આશ્રયો કયા છે? ૮

તે સુખસાધ્ય, કૃચ્છ્રસાધ્ય અને અનુપક્રમ છે તે શી રીતે જાણવો, તેને કયાં લક્ષણોથી જાણવો અને હે ભગવન! તેનું શું ઔષધ છે? ૯

મુનિશ્રેષ્ઠ પુનર્વસુ આત્રેયે અગ્નિવેશનાં તે વચનો સાંભળીને યથાવત્ તે બધું સંપૂર્ણપણે કહ્યું. ૧૦

विसर्पनी निरुक्ति—

જેથી તે વિવિધ પ્રકારે પ્રસરે છે તેથી વિસર્પ અથવા સર્વ બાજુ પ્રસરવાથી પરિસર્પ નામે જાણીતો છે. ૧૧

विसर्पना भेदो—

દોષવડે તે સાત પ્રકારનો અને સપ્તધાતુક જાણવો. વિસર્પ જુદા જુદા દોષથી ત્રણ, ત્રિદોષથી એક અને દ્વંદ્વજ ત્રણ છે. ૧૨

વાતિક, પૈત્તિક, કફજ અને સાન્નિપાતિક એ ચાર વિસર્પો અને ત્રણ દ્વંદ્વજ કહેવામાં આવશે. ૧૩

વાતપિત્તથી આગ્નેય, કફવાતથી ગ્રન્થિ નામક, અને જે ઘોર કર્દમક છે તે પિત્તકફજન્ય છે. ૧૪

विसर्पनां दोष अने दूष्योनो संग्रह—

રક્ત, લસીકા, ચામડી અને માંસ એ દૂષ્યો, ત્રણ દોષો, એ દોષ– એ સાત ધાતુઓને વિસર્પોની ઉત્પત્તિમાં કારણરૂપ જાણવી. ૧૫

विसर्पनां सामान्य कारणो—

લવણ-અમ્લ-કટુ અને ઉષ્ણ રસોના અતિ સેવનથી, ખાટું દહીં, દહીંનું પાણી, શુક્ત સુરા, સૌવીરક, બગડી ગયેલ મદ્ય, બહુ મદ્ય તથા ઉષ્ણ રાગષાડવોના સેવનથી, લીલાં શાક અને વિદાહી દ્રવ્યોના સેવનથી, કૂર્ચિકા-કિલાટ અને નહિ જામેલ દહીંના સેવનથી, શાણ્ડાકિથી આથેલા આસુતોના સેવનથી, તલ, અડદ, કળથી, તેલો, મેંદો, ગ્રામ્ય-આનૂપ અને જલચર પ્રાણીઓના માંસના તથા લસણના અને પ્રક્લિન્ન-અસાત્મ્ય તથા વિરુદ્ધ આહારોના સેવનથી, અતિશય ભોજનથી, દિવસે સૂવાથી, અજીર્ણથી, અધ્યશનથી, ક્ષતથી, ઘા વાગવાથી, બન્ધનથી, પડી જવાથી, સ્વેદાદિ કે ઉષ્ણ કર્મના અતિ સેવનથી તથા વિષ-વાયુ અને અગ્નિના દોષથી વિસર્પોની ઉત્પત્તિ થાય છે. ૧૬–૨૧

આ સેળભેળ થએલાં નિદાનો વડે કોપેલા વાયુ વગેરે અહિત ભોજન કરનારનાં રક્ત વગેરે દૂષ્યોને દૂષિત કરીને વિસર્પ કરે છે. ૨૨

विसर्पनां साध्यासाध्य लक्षणो—

વિસર્પ બહિઃશ્રિત અન્તઃશ્રિત અને ઉભયાશ્રિત છે. તેઓનું બલ યથાક્રમે વધુ જાણવું. ૨૩

બહિર્માર્ગાશ્રિત સાધ્ય, ઉભયાશ્રિત અસાધ્ય અને અન્તરાશ્રિત દારુણ વિસર્પ સારી પેઠે કૃચ્છસાધ્ય જાણવો. ૨૪

बाह्य तथा आभ्यंतर भेद प्रमाणे विसर्प बे छे—

અન્તરાશ્રિતમાં પ્રકુપિત દોષો અંદર, બહાર પ્રકોપેલા બહાર અને ઉભયસંશ્રિત દોષો સર્વત્ર પ્રસરે છે. ૨૫

મર્મના ઉપઘાતથી, મૂર્ચ્છાથી, સ્રોતોના અટકવાથી, અતિશય તૃષ્ણાથી, વેગોના વિષમ પ્રવર્તનથી અને સહસા અગ્નિનું બલ ક્ષીણ થવાથી અંતઃશ્રિત વિસર્પ જાણવો.

આનાથી વિપરીત અને પોતાનાં બીજાં લક્ષણોથી બાહ્ય વિસર્પ જાણવો. ૨૬,૨૭

અસાધ્ય વિસર્પનાં લક્ષણો--

જે સર્વ લક્ષણવાળો હોય, જેનું કારણ બળવાન હોય, જેના ઉપદ્રવો કષ્ટદાયક હોય અને જે મર્મમાં થયો હોય તે મારી નાખે છે. ૨૮

વાતવિસર્પનાં નિદાન તથા લક્ષણો—

રૂક્ષ તથા ઉષ્ણ અથવા અતિ ભોજનથી આવૃત થયેલો અને દુષ્ટ થયેલો કેવળ વાયુ દૂષ્યોને દૂષિત કરીને બલ પ્રમાણે વિસર્પ કરે છે. ૨૯

તેનાં રૂપ–ભ્રમ, દાહ, તરસ, તોદ, શૂલ, અંગમર્દ, ગોટલાં ચડવાં, કમ્પ, જ્વર, તમકશ્વાસ, ઉધરસ, અસ્થિભેદ, સંધિભેદ, સંધિવિશ્લેષ, વેપન, અરુચિ, અવિપાક, આંખોની વ્યાકુળતા, આંસુ આવવાં અને અવયવો ઉપર કીડીઓ ફરતી હોય તેમ લાગવું; જે જગ્યાએ વિસર્પ ફેલાય છે તે જગ્યા શ્યામ અને અરુણ રંગની જણાય, સોજાવાળી તથા તોદ, ભેદ, શૂલ, ખેંચ, સંકોચ, હર્ષ અને ફરકાટથી અતિશય પીડાયુક્ત બને છે. જો ચિકિત્સા ન કરવામાં આવે તો એકદમ લાલ રંગના કે શ્યામ રંગના, નાના, વિશદ-અરુણ અને પાતળા થોડા સ્રાવવાળા, એકદમ ફૂટી જતા ફોડકાઓથી ઉપચિત થાય છે. મનુષ્યને અધોવાત, મૂત્ર અને ઝાડાની અટકાયત થાય છે; નિદાનમાં કહેલ વસ્તુઓ તેને માફક નથી આવતી અને તેથી વિપરીત માફક આવે છે. એમ વાતવિસર્પ કહ્યો. ૩૦

પિત્તવિસર્પનાં નિદાન તથા લક્ષણો—

ઉષ્ણ ઉપચાર, વિદાહી અને અમ્લ ભોજનોથી સંચિત થએલ પિત્ત દૂષ્યોને દૂષિત કરી, ધમનીઓને ભરી દેતું, વિસર્પ પેદા કરે છે. ૩૧

તેનાં રૂપ–જ્વર, તરસ, મૂર્ચ્છા, મોહ, ઉલટી, અરુચિ, અંગભેદ, પરસેવો, અતિશય અન્તર્દાહ, બકવાટ, માથામાં પીડા, આંખોની વ્યાકુળતા, ઊંઘ ન આવવી, બેચેની, ભ્રમ, શીતળ પવન અને પાણીની અતિશય ઇચ્છા થવી, આંખો-મૂત્ર અને ઝાડો લીલાં કે પીળાં થવાં તથા લીલાં કે પીળાં રૂપોનું દર્શન થવું અને જે જગ્યાએ વિસર્પ ફેલાય છે તે જગ્યાએ તામ્ર, લીલો, પીળો, નીલ, કાળો કે રાતો એમાંથી ગમે તે રંગ પોષાય છે તથા ઊંચાઈવાળા, અતિશય દાહ અને ભેદનયુક્ત-સમાન વર્ણના સ્રાવવાળા અને લાંબે સમયે પાકતા ફોડકાઓ વધી પડે છે; નિદાનમાં કહેલ વસ્તુઓ તેને માફક નથી આવતી અને તેથી વિપરીત માફક આવે છે. એમ પિત્તવિસર્પ કહ્યો. ૩૨

કફવિસર્પનાં નિદાન તથા લક્ષણો---

મધુર, અમ્લ, લવણ, સ્નિગ્ધ તથા ગુરુ ભોજન અને ઊંઘથી સંચિત થએલો કફ દૂષ્યોને દૂષિત કરીને શરીરમાં કૃચ્છ્ર વિસર્પ કરે છે. ૩૩

તેનાં રૂપો:– શીતળતા, શીતજ્વર, ગૌરવ, નિદ્રા, તન્દ્રા, અરુચિ, મુખમાધુર્ય, મુખનો ઉપલેપ, નિષ્ઠીવિકા, મોળ આવવી, ઉલટી, આળસ, સ્તિમિતતા, અગ્નિનાશ અને દુર્બળતા થાય છે. અને જે જગ્યાએ વિસર્પ ફેલાય છે તે જગ્યા સોજાવાળી, ફિક્કી, થોડી લાલ, સ્નેહ તથા સ્પર્શજ્ઞાનરહિત, સ્તંભ અને ગુરુતાયુક્ત, અલ્પ વેદનાવાળી અને કષ્ટથી પાકે તેવા-લાંબે વખતે મટતા-જાડી ચામડી અને ઉપલેપવાળા તથા સફેદ અને ફિક્કા ફોડકાઓના અનુબન્ધવાળો થાય છે. ફોડકા ફૂટતાં સફેદ, ચીકણો, તંતુઓવાળો, ઘન, સતત અને સ્નિગ્ધ સ્રાવ સ્રવે છે અને પછી ભારે, સ્થિર, જાળાંથી વ્યાપ્ત, સ્નિગ્ધ, જાડી ચામડી અને ઉપલેપવાળા વ્રણોનો અનુબન્ધ થાય છે અને લાંબો વખત રહે છે. નખ, નેત્ર, મુખ, ચામડી, મૂત્ર અને ઝાડો સફેદ રંગનાં થાય છે; નિદાનમાં કહેલ વસ્તુઓ તેને માફક નથી આવતી અને વિપરીત વસ્તુઓ માફક આવે છે. આમ શ્લેષ્મવિસર્પ કહ્યો. ૩૪

અગ્નિવિસર્પનાં નિદાન તથા લક્ષણો—

પોતાના હેતુઓથી અતિશય પ્રકોપ પામેલ વાતપિત્ત પરસ્પર બળ મેળવીને અંગમાં દાહ કરતા વિસર્પ કરે છે. ૩૫

તેઓના ઉપતાપથી રોગી આખા શરીરને અંગારાથી વ્યાપ્ત થએલું માને છે. ઉલટી, અતિસાર, મૂર્ચ્છા, દાહ, મોહ, જ્વર, તમક, અરુચિ, અસ્થિભેદ, સંધિભેદ, તૃષ્ણા, અવિપાક, અંગભેદ વગેરેથી પણ પીડાય છે. જે જે પ્રદેશમાં વિસર્પ પ્રસરે છે તે પ્રદેશ બુઝાએલા અંગારના જેવા કે અતિશય રાતો થાય છે અને અગ્નિથી બળેલા જેવા ફોડકાઓથી વ્યાપ્ત થાય છે. તે શીઘ્ર ગતિવાળો હોવાથી શીઘ્ર મર્માનુસારી થાય છે. મર્મ પીડિત થતાં અતિ બલવાન વાયુ અંગોને અતિશય ભેદે છે, સંજ્ઞાનો નાશ કરે છે, હેડકી તથા શ્વાસ જન્માવે છે, નિદ્રાનો નાશ કરે છે, નષ્ટ થયેલ નિદ્રાવાળો તથા સંજ્ઞામોહવાળો તે વ્યાકુળ મનવાળો મનુષ્ય ક્યાંય પણ સુખ મેળવતો નથી. બેચેનીથી વ્યાપ્ત તે સ્થાન અને આસન પરથી પથારીમાં લેટવાની ઇચ્છા કરે છે બહુ દુઃખી થતા તેને એકદમ ઊંઘ આવે છે. અને દુર્બલને દુઃખેથી જગાડી શકાય છે. અગ્નિવિસર્પથી ઘેરાયેલ આવા પ્રકારના તેને ચિકિત્સા માટે અયોગ્ય જાણવો. ૩૬

કર્દમવિસર્પનાં નિદાન તથા લક્ષણો—

પોતાના હેતુથી પ્રકુપિત થએલ બળવાન કફપિત્ત એક સ્થાનમાં વિસર્પ કરે છે અને મનુષ્યને પ્રક્લેદિત કરે છે. ૩૭

તેના વિકારો— શીતજ્વર, માથું ભારે થવું, દાહ, સ્તિમિતતા, શરીરની શિથિલતા, નિદ્રા, તંદ્રા, મોહ, અન્નદ્વેષ, બકવાટ, અગ્નિનાશ, દુર્બળતા, અસ્થિભેદ, મૂર્ચ્છા, તરસ, સ્રોતોનો પ્રલેપ, ઇન્દ્રિયોની જડતા, અન્નત્યાગ, અંગવિક્ષેપ, અંગમર્દ, બેચેની તથા ઉત્સુકતા પેદા થાય છે. તે મન્દવિસર્પી ઘણું કરી આમાશયમાં પ્રસરે છે અને એક જગ્યાએ થનાર છે; અને જે જગ્યાએ વિસર્પ પ્રસરે છે તે જગ્યા રાતી-પીળી અને પાંડુ પિડકાઓથી વ્યાપ્ત થયા જેવી, મેશના જેવી કાળી, મલિન, સ્નિગ્ધ, બહુ ગરમ, ભારે, સ્તિમિત વેદનાવાળી, સોજાવાળી, ગંભીર પાકવાળી, સ્રાવ વિનાની, એકદમ ક્લેદિત થનાર, સ્વિન્ન, ક્લિન્ન અને દુર્ગન્ધયુકત માંસ તથા ચામડીવાળી, ક્રમે ક્રમે થોડી પીડાયુકત, અડવાથી ફાટી જાય છે, દબાવતાં કાદવની પેઠે અવકાશ આપે છે, ઉપક્લિન્ન અને દુર્ગન્ધયુકત માંસનો ત્યાગ કરનાર, સિરા અને સ્નાયુઓ દેખાડનાર અને મુડદાંની ગંધવાળી હોય છે તથા સંજ્ઞા અને સ્મૃતિનો નાશ કરનાર છે. કર્દમવિસર્પથી ઘેરાએલ તેને ચિકિત્સા માટે અયોગ્ય જાણવો. ૩૮

ગ્રન્થિવિસર્પનાં નિદાન તથા લક્ષણો—

સ્થિર-ગુરુ-કઠણ-મધુર-શીતળ-સ્નિગ્ધ અન્નપાન તથા અભિષ્યન્દી દ્રવ્યોનું સેવન કરનારના, વ્યાયામ વગેરેનું સેવન ન કરનારનાં તથા ચિકિત્સાકર્મ ન કરાવનારના કફ અને વાયુ પ્રકોપ પામે છે; દુષ્ટ અને વૃદ્ધ અતિ બલવાન તે બે, દૂષ્યોને દૂષિત કરીને, વિસર્પ પેદા કરે છે; ત્યાં, કફથી રોકાયેલ માર્ગવાળો વાયુ તેના તે જ કફને અનેક રીતે ભેદતો, ક્રમે કરી કફાશયમાં કૃચ્છ્રતાએ પાકતી અને મટતી ગ્રંથિમાલાને પેદા કરે છે અથવા વધેલા રકતવાળાના સિરા-સ્નાયુ-માંસ અને ત્વચાશ્રિત રકતને દૂષિત કરીને તીવ્ર પીડાયુકત, સ્થૂલ કે અણુ, લાંબી-ગોળ અને રાતી ગ્રંથીઓની માળાને પેદા કરે છે. તેના સંતાપથી જ્વર, અતિસાર, કાસ, હેડકી, શ્વાસ, શોષ, પ્રમોહ, વિવર્ણતા, અરુચિ, અવિપાક, પ્રસેક, ઉલટી, મૂર્ચ્છા, અંગ ભાંગવાં, નિદ્રા, બેચેની, શિથિલતા વગેરે ઉપદ્રવોનો પ્રાદુર્ભાવ થાય છે. એ ઉપદ્રવોથી પીડાતા તથા સર્વ-કર્મના વિષયને ઉલ્લંઘી ગયેલ તે છોડી દેવા યોગ્ય છે. એમ ગ્રન્થિવિસર્પ કહ્યો. ૩૯

ઉપદ્રવનું લક્ષણ; ઉપદ્રવની શીઘ્ર ચિકિત્સા કરવી જોઈએ—

રોગના પાછલા સમયમાં જન્મેલ, રોગાશ્રિત, સ્થૂલ કે અણુ રોગ—તે જ ઉપદ્રવ છે. રોગ કરતાં પાછળથી ઉત્પન્ન થાય છે માટે ઉપદ્રવ કહેવાય છે. તેમાં વ્યાધિ

પ્રધાન છે અને ઉપદ્રવ ગૌણ છે. ઘણુંકરી મુખ્ય વ્યાધિની શાન્તિ થતાં તેની શાન્તિ થાય છે.

શરીર વ્યાધિથી ક્લિષ્ટ થયેલ હોવાથી તે પાછળથી પેદા થનાર હોવા છતાં વધુ પીડા કરનાર છે. તેથી ત્વરાપૂર્વક ઉપદ્રવનો નાશ કરવો. ૪૦

सन्निपातजन्य विसर्पनां लक्षणो—

સર્વ નિદાનોથી થયેલ, સર્વે રૂપોથી વ્યાપ્ત, સર્વ ધાતુઓને અનુસરનાર, શીઘ્રકારી અને મહાત્યયકારી સન્નિપાતવિસર્પ ચિકિત્સા માટે અયોગ્ય છે. ૪૧

विसर्पनी साध्यासाध्यता—

તેમાં વાત, પિત્ત અને કફજન્ય ત્રણ વિસર્પો સાધ્ય છે; વળી અગ્નિ અને કર્દમાખ્ય એ બન્ને પણ મર્મમાં ન ફેલાયા હોય તો અથવા સિરા-સ્નાયુ અને માંસનો ક્લેદ ન થયો હોય તો સાધારણ ચિકિત્સાથી, સતત ચિકિત્સા કરવાથી શાંત થાય છે. બરાબર ચિકિત્સા ન થતાં તે બેમાંથી ગમે તે એક, સર્પના વિષની જેમ દેહને હણે છે. તે જ પ્રમાણે ઉપદ્રવવિનાના ગ્રંથિ-વિસર્પની ચિકિત્સાનો આરંભ કરવો; ઉપદ્રવયુક્ત તેને તજી દેવો અને સર્વધાતુને અનુસરનાર હોવાથી, આશુકારી હોવાથી તથા વિરુદ્ધ ઉપક્રમોવાળો હોવાથી સન્નિપાતજન્ય વિસર્પ અસાધ્ય છે. ૪૨

विसर्पमां चिकित्साक्रम—

તેઓમાંના સાધ્યની ચિકિત્સાની આગળ વ્યાખ્યા કરશું. ૪૩

કફસ્થાનગત આમયુક્ત દોષમાં લંઘન, વમન અને તિક્ત દ્રવ્યોનું સેવન પ્રશસ્ત છે અને રૂક્ષ તથા શીતલ દ્રવ્યોથી લેપ કરવો. ૪૪

પિત્તસ્થાનગત આમયુક્ત દોષમાં પણ એજ ચિકિત્સા કરવી અને વિશેષમાં રક્તાવસેચન અને વિરેચન કરાવવું. ૪૫

વાતાશયમાં થયેલ દોષમાં પ્રથમથી જ વિરૂક્ષણ કરવું. રક્ત અને પિત્તનો અનુબંધ હોવા છતાં પણ પ્રથમ સ્નેહન કરવું હિતકારક મનાયું નથી. ૪૬

વાતપ્રધાન અને લઘુ દોષયુક્ત પૈત્તિકમાં તિક્તઘૃત પ્રશસ્ત છે; મહાદોષયુક્ત પૈત્તિકમાં વિરેચન કરાવવું. ૪૭

જે વિરેચન ન કરાવે તે ઘી બહુ દોષવાળાને ન દેવું; તેથી અટકાવાયેલ દોષ ત્વચા, માંસ અને રક્ત પકાવે છે. ૪૮

તેથી વિસર્પના રોગીને માટે પ્રથમથી જ વિરેચન પ્રશસ્ત છે તથા રક્તાવસેચન પણ પ્રશસ્ત છે. કારણ કે તે જ તેનો આશ્રય કહેવાય છે. ૪૯

એમ વિસર્પની ચિકિત્સા સંક્ષેપથી કહી. એ જ બધું ફરીથી વિસ્તારપૂર્વક કહેવાશે. ૫૦

विसर्पमां वमन—

કફપિત્તજન્ય વિસર્પમાં મીંઢળ, જેઠીમધ, લીંબડો અને ઇન્દ્રજવ વમન માટે આપવાં. ૫૧

વિસર્પમાં પરવળ, લીંબડો, લીંડીપીપર, મીંઢળ અને ઇન્દ્રજવથી વમન કરાવવું પ્રશસ્ત છે. ૫૨

કફપિત્તના રોગીઓ માટે કલ્પસ્થાનમાં જે યોગો હું કહીશ તે દોષ હરનાર અને કલ્યાણકારી યોગો વિસર્પના દરદીઓમાં યોજવા જોઈએ. ૫૩

विसर्पमां कषाययोगो—

વિચક્ષણ વૈદ્યે નાગરમોથ, લીંબડો અને પરવળ; ચન્દન અને નીલકમળ; તથા ઉપલસરી, આમળાં, વાળો અને નાગરમોથના સિદ્ધ વિસર્પનાશક ક્વાથો પાવા. ૫૪

किराततिक्तादि कषाय—

કરિયાતું, લોધર, ચન્દન, ધમાસો, સૂંઠ, પદ્મનાં કેસર, નીલકમળ, બહેડાં, જેઠીમધ અને નાગકેસર વિસર્પની શાંતિ માટે આપવાં. ૫૫,૫૬

प्रपौंडरीकादि क्वाथ—

પુંડરીકકાષ્ઠ જેઠીમધ, પદ્મનાં કેસર, નીલકમળ, નાગકેસર અને લોધર તે જ વિધિથી પીવાં. ૫૭

द्राक्षादि शीतकषाय—

તૃષ્ણા અને વિસર્પની શાંતિને માટે દ્રાક્ષ, ખડસલિયો પિત્તપાપડો, સૂંઠ, ગળો અને ધમાસાનું રાતવાસી પાણી દેવું. ૫૮

पटोलादि क्वाथ—

વિસર્પની શાંતિને માટે પરવળ, લીંબડો, દારુહળદર, કડુ, જેઠીમધ અને ત્રાયમાણનો શીતક્વાથ આપવો. ૫૯

પટોલાદિ ક્વાથ ત્રિફળાની સાથે પીવો અથવા મસૂરની દાળયુક્ત, ધૃતમિશ્ર પટોલાદિ ક્વાથ આપવો. ૬૦

पटोलमूल क्वाथ—

વિસર્પપીડિત મનુષ્યને પરવળનાં પાન, મગ અને આમળાંનો ધૃતમિશ્રિત ક્વાથ પાવો. ૬૧

विसर्पमां विरेचन—

પિત્તકુષ્ઠ હણનાર જે મહાતિક્ત ઘી બતાવ્યું છે તે પણ બુદ્ધિમાન વૈદ્યે વિસર્પની શાંતિ માટે આપવું. ૬૨

'ગુલ્મચિકિત્સિત'માં જે સિદ્ધ ત્રાયામાણ ઘી કહ્યું છે તે પણ બુદ્ધિમાન વૈદ્યે વિસર્પોની શાંતિ માટે આપવું. ૬૩

નસોતરના ચૂર્ણને ઘી, દૂધ કે ગરમ પાણીમાં ઘોળીને અથવા દ્રાક્ષના રસમાં મેળવીને વિરેચન માટે આપવું. તે સિદ્ધ વિસર્પનાશક છે. ૬૪

અથવા ત્રાયમાણથી પકાવેલ વિરેચન કરનાર દૂધ આપવું. ૬૫

વિસર્પજ્વરનાશક ત્રિફળાના ક્વાથયુક્ત ઘીને નસોતર સાથે વિરેચન કરાવવા યોજવું. ૬૬

અથવા ઘૃતમિશ્રિત આમળાંનો રસ આપવો.

નસોતરના ચૂર્ણથી યુક્ત તે જ આમળાંનો રસ ગુરુ કોષ્ઠવાળા પુરુષને હિત કરનાર છે. ૬૭

विसर्पमां रक्तस्राव—

કોષ્ઠગત દોષમાં ઘણુંખરું આ ચિકિત્સા કરવી. શાખાદૂષિત રક્તમાં પ્રથમથી જ રક્તનું નિર્હરણ કરવું. ૬૮

વૈદ્યે વાતયુક્ત રક્તને શીંગડીથી, પિત્તાન્વિતને જળોથી અને કફાન્વિતને તુંબડીથી હરવું. ૬૯

અથવા રોગસ્થાનની પાસે રહેલી સિરાને એકદમ વીંધવી; કારણ કે રક્તનો ક્લેદ થતાં ચામડી, માંસ અને સ્નાયુનો ક્લેદ થાય છે. ૭૦

विसर्पमां प्रदेहना योगो—

અંદરનું શરીર શુદ્ધ થતાં અને દોષો ચામડી અને માંસમાં હોય ત્યારે અથવા પ્રથમથી જ અલ્પ દોષવાળાઓ માટે બાહ્ય ચિકિત્સા કહેવામાં આવશે. ૭૧

उदुम्बरादि प्रदेह—

ઉંબરાની છાલ, જેઠીમધ, પદ્મનાં કેસર, નીલકમળ, નાગકેશર અને ધઉંલાનો ઘી મેળવેલ લેપ હિતકર્તા છે. ૭૨

न्यग्रोधपादपादि प्रदेह—

કેળના ગર્ભસહિત વડનાં કોમળ મૂળો અને કમળ-કન્દને સો વખત ધોયેલા ઘીમાં મેળવી લેપ કરવો. ૭૩

कालीयादि प्रदेह—

પીળું ચન્દન, જેઠીમધ, નાગકેસર, કેવડીમોથ, ચન્દન, પદ્મકાષ્ઠ, એલચી, કમલદંડ અને ધઉંલા ઘીમાં મેળવી લેપ કરવો. ૭૪

शाद्वलादि प्रलेप—

દૂર્વા, કમલદંડ, શંખ, ચન્દન, ઉત્પલ, વેતસનાં મૂળ અને તંડુલનો લેપ કરવો. ૭૫

सारिवादि प्रलेप—

ઉપલસરી, કમળનાં કેસર, વાળો, નીલકમળ, મજીઠ, ચન્દન, લોધર અને હરડેનો લેપ કરવો. ૭૬

नलदादि प्रलेप—

વાળો, રેણુકબીજ, લોધર, જેઠીમધ, પદ્મકાષ્ઠ, દૂર્વા અને રાળનો ઘીયુકત લેપ કરવો. ૭૭

विसर्पमां प्रलेपना बीजा योगो—

જવના સાથવાનો ઘીની સાથે લેપ કરવો.

જેઠીમધ, વિદારીકંદ અને જવના સાથવામાં ઘી મેળવીને લેપ કરવો. ૭૮

વૈદ્ય બલા, ઉત્પલ, શાલૂક, વિદારીકન્દ, અગર, ચન્દન, કમળનાળ અને બિસનો લેપ કરવો. ૭૯

જવનો લોટ અને જેઠીમધમાં ઘી મેળવી લેપ કરવો.

રેણુકબીજ, મસૂર, મગ અને સફેદ શાલિ ચોખાનો જુદો જુદો અથવા બધાથી ઘીયુકત લેપ કરવો. ૮૦½

કમલિનીનો શીતલ કાદવ, મોતીની પિષ્ટિ, શંખ, પ્રવાલ, છીપ અથવા સોનાગેરુના જુદા જુદા, ઘી મેળવી કરેલા એ લેપ, વિસર્પના દરદીઓને હિતકર્તા જાણવા. ૮૧½

પુંડરીકકાષ્ઠ, જેઠીમધ, ખરેટી, કમલકંદ, નીલકમળ, વડનાં પાન અને દૂધીનો ઘૃતયુકત લેપ કરવો. ૮૨½

બિસ, કમળનાળ અને કસેરુના ઘી મેળવેલ લેપ કરવા; અને ધોયેલા ઘીમાં મેળવેલ શતાવરી અને વિદારીકન્દના લેપ કરવા. ૮૩½

શેવાળ, તલનાં મૂળ, ગળજીભી, ઉંદરકની અને નગોડનાં શાક અને સરસડાની છાલનો ઘીયુકત લેપ કરવો. અને બલાઘૃતનો લેપ કરવો. ૮૪½

વડ, ઉંબરો, પીપળ, વેતસ અને પીપળાનાં પાન તથા છાલના બહુ ઘીવાળા શીતળ કલ્કોથી લેપ કરવા હિતકર છે.

આ બધાયે લેપો વાતપિત્તપ્રધાન વિસર્પમાં શુભકારક છે. ૮૫-૮૬

કફયુક્તમાં બીજા હિતકર લેપો હું કહું છું.

ત્રિફલા, પદ્મકાષ્ઠ, વાળો, સમંગા, કરેણ, નલનાં મૂળ અને અનન્તમૂળનો લેપ કરવો. ૮૭½

વૈદ્ય ખેર, સાતવીણ, નાગરમોથ, ગરમાળો, ધાવડો, કુરંટક અને દેવદારનો લેપ કરાવવો. ૮૮½

ગરમાળાનાં પાન, ગૂંદાની છાલ, નગોડનાં પાન, કાકાહ્વ, સરસડાનાં ફૂલ, શેવાળ, નલનાં મૂળ, વિદારીકન્દ, ધઉંલા, ત્રિફલા, જેઠીમધ, વિદારીકન્દ, સરસડાનાં ફુલ, પુંડરીકકાષ્ઠ કાળોવાળો, દારુહળદરની છાલ, જેઠીમધ અને ખરેટી—એઓના જુદા જુદા, બેબેના કે બધાંયના લેપ કરાવવા. ૮૯-૯૧½

આ સર્વે લેપોમાં ઘી થોડું મેળવવું અને જે લેપો વાતપિત્તોલ્બણમાં છે તેમાં ઘી વધુ મેળવવું. ૯૨½

વાતરક્તપિત્તોલ્બણ વિસર્પમાં વૈદ્ય વારંવાર એકલા સો વખત ધોયેલા ઘીથી લેપ કરવો અથવા ઘીના મંડથી, શીતળ દૂધથી, જેઠીમધના કવાથથી અથવા પંચવલ્કલના શીતળ કવાથથી પરિષેક કરવો. ૯૩-૯૪½

જે લેપના યોગો છે તે પરિષેકના યોગો છે અને તેના તે જ ઘૃત બનાવવાના યોગો છે. ૯૫

અને વિસર્પના વ્રણોમાં અવચૂર્ણન માટે પણ તે જ ચૂર્ણયોગો છે. ૯૫½

દૂર્વાના સ્વરસમાં પકાવેલ ઘી વ્રણ રૂઝવનાર છે. ૯૬

અને દારુહળદરની છાલ; જેઠીમધ, લોધર અને નાગકેસર એ અવચૂર્ણન છે. ૯૬½

પરવળ, લીંબડા, ત્રિફળા, જેઠીમધ અને ઉત્પલ એનાથી પ્રક્ષાલનનો કવાથ, ઘી, વ્રણાવચૂર્ણન ચૂર્ણ અને લેપ કરવાં. ૯૭½

રકતપિત્તપ્રસાદક આ બધાય લેપો કરવા જોઈએ. ૯૮

प्रदेहमां कर्तव्य अने अकर्तव्यनो उपदेश--

પહેલાનો લેપ ઉખેડીને ક્ષણે ક્ષણે તે યોજવા જોઈએ.

પહેલાનો લેપ ધોયા વિના ઉખેડીને વારંવાર લેપ પાતળા પાતળા કરવા. ૯૯

કફજન્યમાં સૂકા લેપ ઉખેડીને જાડા લેપ કરવા જોઈએ. ૯૯½

લેપ અંગૂઠાના તૃતીયાંશ જેટલો જાડો, કલ્કના જેવો પીસેલો, ન તો બહુ સ્નિગ્ધ, ન તો રૂક્ષ, ન તો પિંડા જેવો અને ન તો દ્રવ જોઈએ, પરંતુ સમાન હોવો જોઈએ. ૧૦૦½

કદાપિ વાસી લેપ લગાડવો નહિ અને કદી પણ તેના તે જ લેપને ફરી વાર લગાડવો નહિ. ૧૦૧½

પાટા ઉપર કરેલો લેપ ઊષ્માને લઈને, કલેદ, વિસર્પ અને શૂલ કરે છે તથા વ્રણનું સ્વેદન કરે છે; તેથી તેને સ્વેદજનિત પિડકાઓ અને ખરજ થાય છે. ૧૦૨,૧૦૩

જો લેપની ઉપરને ઉપર લેપ કરવામાં આવે તો તે, પાટા ઉપર કરેલો લેપ જે દોષો કરે છે તે જ દોષો છે. ૧૦૪

અતિ સ્નિગ્ધ કે અતિ દ્રવ જેવો લેપ કરવામાં આવે તો તે ત્વચાને ચોટતો નથી અને દોષને પણ બરાબર શાન્ત કરતો નથી. ૧૦૫

પાતળો લેપ ન કરવો. તે સૂકાતાં તરડાઈ જાય છે, તે ઔષધિનો રસ વ્યાધિમાં પહોંચતો નથી; પરંતુ સૂકાઈ જાય છે. ૧૦૬

કરેલો સ્નેહ વગરનો લેપ પાતળા લેપના જે દોષો છે તે દોષો જન્માવે છે અને સૂકાતાં વિસર્પના વ્રણમાં પીડા કરે છે. ૧૦૭

विसर्पमां अन्नपान----

હવે વિસર્પની નિવૃત્તિને માટે અન્નપાન કહું છું.

લંઘન કરેલાઓને રૂક્ષ, મધ અને સાકરવાળો, મધુર, કાંઈક અમ્લતાવાળો અથવા દાડમ અને આમળાંવાળો, ફાલસાં અને દ્રાક્ષસહિત અને ખજૂરયુકત, કવથિત જલથી બનાવેલો મન્થ હિતકર છે. ૧૦૮,૧૦૯

જવ અને શાલિ ચોખાના સાથવાઓથી સ્નેહયુકત અવલેહિકા બનાવવી.

ભોજન પચ્યેથી યૂષો સાથે જૂના શાલિ ચોખાનું ભોજન જમવું. ૧૧૦

ખટાશ વિનાના કે દાડમની ખટાશવાળા, પરવળ અને આમળાં સાથે મગ, મસૂર અને ચણાના યૂષ બનાવવા. ૧૧૧

તેને માટે ફાલસાં, દ્રાક્ષ, દાડમ અને આમળાં-યુકત જાંગલ પ્રાણીઓના રૂક્ષ માંસરસો બનાવવા. ૧૧૨

જૂના અને બરાબર ઓસાવેલ રાતા, સફેદ અને મહાશાલિ તથા સાઠી ચોખા ભોજન માટે પ્રશસ્ત છે. ૧૧૩

શાલિ ચોખાનો જેઓને અભ્યાસ નથી, જે મનુષ્યો કફાધિક છે તેઓને જવ, ઘઉં અને શાલિ ચોખામાંથી જે સાત્મ્ય હોય તે આપવું. ૧૧૪

विसर्पमां वर्ज्य—

વિદાહી અન્નપાન, વિરુદ્ધ આહારવિહાર, દિવસે સૂવું, ક્રોધ, વ્યાયામ, તડકો, અગ્નિ અને પ્રવાતનો ત્યાગ કરવો. ૧૧૫

**વિસર્પમાં દોષભેદની ચિકિત્સા—**

આ ચિકિત્સામાંથી શીતળ બહુપૈત્તિકમાં, રૂક્ષપ્રાય કફજન્યમાં અને સ્નૈહિકક્રમ વાતજન્ય વિસર્પમાં કરવો. ૧૧૬

ઘણુંખરું અગ્નિવિસર્પમાં વાતપિત્તશમન અને કર્દમવિસર્પમાં કફપિત્તપ્રશમન હિતકર છે. ૧૧૭

**ગ્રંથિવિસર્પની ચિકિત્સા—**

કાળને જાણનારે ગ્રંથિવિસર્પને રકતપિત્તોલ્બણ જોઈને પ્રથમથી જ રૂક્ષણ, લંઘન, પંચવલ્કલના કવાથ અને ચૂર્ણોથી સેચન તથા લેપો, સિરામોક્ષણ, જળો, વમન, વિરેચન તથા કષાય અને તિકતદ્રવ્યસાધિત ઘૃતોથી ચિકિત્સા કરવી. ૧૧૮,૧૧૯

ઊર્ધ્વભાગમાં અને અધોભાગમાં શુદ્ધિ કરેલ તથા રકતમોક્ષણ કરાવેલ ગ્રંથિવિસર્પના રોગીને વાતકફઘ્ન ચિકિત્સા હિતકર્તા છે. ૧૨૦

ગ્રંથિવિસર્પના શૂલવાળાઓને ઉષ્ણ તથા સ્નિગ્ધ ઉત્કારિકાથી અથવા વેશવારોથી ઉપનાહસ્વેદ કરાવવો શ્રેષ્ઠ છે. ૧૨૧

દશમૂળથી પકાવેલ ઉષ્ણ તેલથી અને પાકયક્ષારયુકત કડના ઉષ્ણ તેલથી પરિષેચન કરવું. ૧૨૨½

તથા ઉષ્ણ ગોમૂત્ર કે વાતઘ્ન પાંદડાંઓના ઉષ્ણ કવાથોથી પરિષેચન કરવું. ૧૨૨

અથવા આસંધની નવશેકી પિષ્ટિથી લેપ કરવો. સૂકા મૂળાના કલ્કથી અથવા કરંજની છાલના કલ્કથી અથવા બહેડાંની છાલના ઉષ્ણ કલ્કથી લેપ કરવો. ૧૨૩,૧૨૪

ખરેટી, ગંગેટી, હરડે, ભૂર્જગ્રંથિ, બહેડાં, વાંસનાં પાન અને અરણીથી ગાંઠ ઉપર લેપ કરવો. ૧૨૫

નેપાળો, ચિત્રકમૂળની છાલ, થોર અને આકડાનું દૂધ, ગોળ, ભિલામાં અને હીરાકસીનો લેપ પથ્થરને પણ ફાડી નાંખે છે તો પછી બાહ્યમાર્ગાશ્રિત કફજન્ય ગ્રંથિનું તો કહેવું જ શું ? ૧૨૬½

અથવા લાંબો વખત રહેલી ગ્રંથિને આ ઔષધોથી ભેદવી. ૧૨૭

જવખાર અને દાડમયુકત મૂળાના અને કળથીના યૂષોથી, સીધુ-મધ અને સાકરસહિત ઘઉંનાં ભોજનોથી કે યવનાં ભોજનોથી, મધયુકત અને બીજોરાના રસવાળા વારુણીમંડોથી, લીંડીપીપર અને મધયુકત ત્રિફલાના પ્રયોગોથી, નાગરમોથ-ભિલામાં-સાથવા અને મધના પ્રયોગોથી, દેવદાર અને ગળોના પ્રયોગોથી, શિલાજીતના પ્રયોગોથી, ધૂમપાનથી, શિરોવિરેચનોથી, પહેલાં કહેલા ગુલ્મભેદનના યોગોથી, લોઢું-મીઠું-પથ્થર-સોનું અને ત્રાંબાથી પીડન કરીને ગ્રંથિનું ભેદન કરવું. ૧૨૮–૧૩૧

આ વિવિધ સિદ્ધ ક્રિયાઓથી બલવાન, સ્થિર અને પથ્થર જેવી કઠણ ગ્રંથિ જ્યારે શાન્ત ન થાય ત્યારે ક્ષારથી, બાણના ફળાથી અથવા સોનાથી દાહ કરવો હિતકર છે; અથવા પકાવનાર દ્રવ્યોથી પકાવી, પાટન કરી, કાઢી લેવી. ૧૩૨,૧૩૩

તેના ઉત્કલેશિત થયેલા લોહીનું વારંવાર મોક્ષણ કરવું અને રકતમોક્ષણ કર્યા પછી વાતકફઘ્ન ઔષધો કરવાં. ૧૩૪

ધૂમપાન,શિરોવિરેચન,સ્વેદન અને મર્દન કરવું. ૧૩૪½

અથવા દોષ શાન્ત ન થતાં પાચનકર્મ પ્રશસ્ત છે. ૧૩૫

વૈદ્યે પ્રક્લિન્ન ગ્રંથિનો દાહ, પાચન તથા બાહ્ય અને આભ્યંતર શોધન-રોપણોથી વ્રણમુજબ ઉપચાર કરવો. ૧૩૬

કાંપીલો, વાવડિંગ, દારુહળદર અને કરંજના ફળનો કલ્ક કરી તેલ પકાવવું. તે ગ્રન્થિવ્રણનું ઔષધ છે. ૧૩૭

દેશ અને કાળના વિભાગોને જાણનાર પ્રાજ્ઞ પુરુષે વિસર્પજન્ય વ્રણોનો 'દ્વિવ્રણીય' અધ્યાયમાં કહેલ કર્મોથી ઉપચાર કરવો. ૧૩૮

આમ ગ્રન્થિવિસર્પની ચિકિત્સા કહી.

ગલગંડની ચિકિત્સા—

જે ચિકિત્સાક્રમ ગ્રન્થિની શાન્તિ માટે કહ્યો છે તેનો તે જ કફજન્ય ગલગંડની નિવૃત્તિ માટે છે. ૧૩૯

મનુષ્યોના વાતજન્ય જે ગલગંડો કફાનુબન્ધી હોય તે ઘી, દૂધ અને કષાયોના અભ્યાસથી થતા નથી. ૧૪૦

વિસર્પમાં રક્તમોક્ષણની પ્રશંસા—

વિસર્પોની શાન્તિને માટે જે કર્મો અહીં કહ્યાં છે તે બધાં એક બાજુ છે અને રક્તમોક્ષણ એક બાજુ છે. ૧૪૧

રક્તપિત્તના સંસર્ગ વિના વિસર્પ થતો નથી: તેથી આ બધું સર્વ સાધારણ ચિકિત્સાકર્મ કહ્યું. ૧૪૨

દોષની વિષમતાને લીધે વિશેષ કર્મ કહ્યું નથી તેમ નથી; પણ તે સંક્ષેપમાં કહ્યું છે. સંક્ષેપ અને વિસ્તારમાં કહેલી ચિકિત્સા વડે વૈદ્યે ઉપચાર કરવો. ૧૪૩

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

નિરુક્તિ, નામના ભેદો, દોષો, દૂષ્ય, નિદાન, આશ્રય, માર્ગમુજબ વિસર્પની ગુરુતા અને લઘુતા, લક્ષણો અને જે ઉપદ્રવો છે તે, ઉપદ્રવ જે લક્ષણવાળો છે તે, સાધ્યતા, અસાધ્યતા, ક્રમમુજબ સાધ્યની ચિકિત્સા અને સિદ્ધિ—એમ વિસર્પની આ ચિકિત્સા ભગવાન પુનર્વસુએ પ્રશ્ન કરનાર બુદ્ધિમાન અગ્નિવેશને કહી. ૧૪૪–૧૪૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'વિસર્પ ચિકિત્સિત' નામક એકવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૧

---

# અધ્યાય બાવીસમો

## તૃષ્ણારોગ ચિકિત્સિત

તૃષ્ણા ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'તૃષ્ણા ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

જ્ઞાન, શાન્તિ અને તપથી પ્રસિદ્ધ થયેલા તથા જગતના હિતમાં અભિરત અત્રિપુત્રે પાંચ તૃષ્ણાની શાન્તિ માટે ચિકિત્સા કહી. ૩

તૃષ્ણાનાં નિદાન અને સંપ્રાપ્તિ—

ક્ષોભથી, ભયથી, શ્રમથી, શોકથી, ક્રોધથી, લાંઘણો કરવાથી, મદ્યપાનથી, ક્ષાર-અમ્લ-લવણ-કટુક-ઉષ્ણ-રૂક્ષ અને શુષ્ક અન્નના સેવનથી, ધાતુક્ષયથી, રોગથી કૃશ થવાથી, વમનથી અને સૂર્યના અતિશય તાપથી વધેલા પિત્ત અને વાયુ સૌમ્ય ધાતુઓનું શોષણ કરે છે. મહાબલવાન તે બે રસવાહિની નળીઓને તથા જીભના મૂળ, ગળું, તાળવું અને કલોમને સૂકવીને મનુષ્યના દેહમાં તરસ પેદા કરે છે. ૪–૬

તેઓ બે વારે વારે પીધેલ પાણીને શોષે છે આથી તરસ શાન્ત થતી નથી. ઘોર વ્યાધિને લીધે કૃશ થયેલાઓમાં તે ઉપદ્રવરૂપે પેદા થાય છે. ૭

તૃષ્ણાનાં પૂર્વરૂપ અને સામાન્ય લક્ષણો—

મુખશોષ એ પૂર્વરૂપ, સર્વદા જલની ઇચ્છા થવી તે પોતાનું લક્ષણ અને તૃષ્ણાઓનાં સર્વ લક્ષણોની લઘુતા એ તેના શમનનું લક્ષણ છે. ૮

તૃષ્ણાના ઉપદ્રવો—

વૃદ્ધિ પામેલ તૃષ્ણા મુખશોષ, સ્વરભેદ, ભ્રમ, સંતાપ, પ્રલાપ, જકડાટ, તાળવું-હોઠ-કંઠ અને જીભની કર્કશતા, બેહોશી, જીભ બહાર નીકળવી, અરુચિ, બહેરાશ, મર્મપીડા અને શિથિલતા કરે છે.

પાંચ પ્રકારની તે તૃષ્ણાને લક્ષણોથી સાંભળ. ૯.૧૦

વાતજ તૃષ્ણાની સંપ્રાપ્તિ અને લક્ષણો—

કોપેલ વાયુ જ્યારે દેહસ્થ જલધાતુને શોષે છે ત્યારે તે સૂકાતાં નિર્બલ પુરુષ શોષાય છે અને શોષાતાં તેને તૃષ્ણા થાય છે. ૧૧

નિદ્રાનાશ, શિરોભ્રમ, શુષ્કમુખતા, વિરસમુખતા અને સ્રોતોનો અવરોધ—એ વાતજન્ય તૃષ્ણાનાં લક્ષણો છે. ૧૨

પિત્તજ તૃષ્ણાની સંપ્રાપ્તિ અને લક્ષણો—

આગ્નેય મનાયેલ કોપેલ પિત્ત, જો જલધાતુને તપાવે તો, તપી ગયેલ તે મનુષ્યોમાં દાહાધિક તૃષ્ણા જન્માવે છે. ૧૩

તિક્તમુખતા, શિરોદાહ, શીતલ વસ્તુની ઇચ્છા, મૂર્ચ્છા. આંખ-મૂત્ર અને ઝાડો પીળાં થવાં—એ પિત્તજન્ય તૃષ્ણાનાં લક્ષણ છે. ૧૪

આમજ તૃષ્ણાની સંપ્રાપ્તિ અને લક્ષણો—

આમજન્ય જે તૃષ્ણા છે તે પણ આમપિત્તજન્ય હોવાથી આગ્નેય છે. અરુચિ, આધ્માન અને કફપ્રસેક એ તેનાં લક્ષણ છે. ૧૫

ક્ષયજ તૃષ્ણાની સંપ્રાપ્તિ અને લક્ષણો—

દેહ રસજન્ય છે અને રસ જલજન્ય છે. તે રસના ક્ષયથી તૃષ્ણા થાય છે. તેથી મનુષ્ય દીન સ્વરવાળો. પીડાવાળો તથા સૂકાયેલ હૃદય-કંઠ અને તાળવાવાળો થાય છે. ૧૬

ઉપસર્ગજ તૃષ્ણાની સંપ્રાપ્તિ અને લક્ષણો—

જ્વર, પ્રમેહ, ક્ષય, શોષ, શ્વાસ વગેરે લાગુ પડેલ છે તેવા દેહવાળાઓને ઉપદ્રવરૂપ જે તૃષ્ણા થાય છે તે શોષ કરનાર અને કષ્ટસાધ્ય છે. ૧૭

અસાધ્ય તૃષ્ણાનાં લક્ષણો—

રોગકૃશ અને જેને ઊલટી લાગુ પડેલ છે તેની અતિશય વધેલી તથા ઘોર ઉપદ્રવયુક્ત બધી તૃષ્ણાઓ મરણ કરનાર જાણવી. ૧૮

તૃષ્ણામાં વાત-પિત્તનાં કારણો—

અગ્નિ કે વાયુ વિના તરસ નથી; અતિશય વધેલ તે બે જલધાતુના શોષણમાં કારણ છે અને જલનો ક્ષય થતાં મનુષ્ય તરસ્યો થાય છે. ૧૯

એકરૂપ થતાં ગુરુ ભોજન, દૂધ અને સ્નેહો વડે તથા વિદાહને સમયે માર્ગ બંધ હોતાં જે તરસ્યો થાય છે ત્યાં પણ વાયુ અને અગ્નિ કારણ છે. ૨૦

તીક્ષ્ણ, ઉષ્ણ અને રૂક્ષ ભાવોથી મદ્ય પિત્ત અને વાયુને પ્રકોપાવે છે અને તે બે જ મદ્યના અભ્યાસીઓના જલધાતુને શોષે છે. ૨૧

તૃષ્ણામાં શીત જલ દેવું જોઈએ—

ગરમ રેતીમાં નાખેલા પાણીની પેઠે પીધેલું પાણી એકદમ સુકાઈ જાય છે. મદ્યથી સંતપ્ત તેઓને ઠંડું જલ પીવાથી સુખ થાય છે. ૨૨

ગરમીથી પીડાયેલાને તરત ઠંડું પાણી ન દેવું જોઈએ—

ઠંડા જલથી નાહેલની અટકાવાયેલ ઊષ્મા કોષ્ઠમાં જઈને તરસ પેદા કરે છે; તેથી ગરમીથી થાકેલ મનુષ્યે એકદમ શીતળ જલનું સેવન કરવું નહિ. ૨૩

દરેક તૃષ્ણા વાત-ક્ષય અને પિત્તજન્ય હોય છે—

આ બધીમાં વાયુજન્ય, ક્ષયજન્ય અને પિત્તજન્ય લક્ષણો થાય છે

તૃષ્ણામાં સામાન્ય ચિકિત્સા—

અહીંથી વાત આદિ જુદાં જુદાં કારણોને લીધે તૃષ્ણાઓની ચિકિત્સા કહીશ. ૨૪

જલના ક્ષયથી તૃષ્ણા મનુષ્યને શોષીને શીઘ્ર મારી નાખે છે. તેથી મધયુક્ત વર્ષાદનું પાણી કે બીજું તેવા ગુણવાળું પાણી પીવું. ૨૫

સ્હેજ કષાય અનુરસવાળું, પાતળું, હલકું, શીતલ, સુગન્ધિવાળું, સુરસવાળું અને અનભિષ્યન્દી જે પૃથ્વી પરનું જલ છે તેને વર્ષાદના પાણી જેવું જ જાણવું. ૨૬

શરપંચમૂળથી ઉકાળીને ઠંડું કરેલ સાકરયુક્ત જલ દેવું; અથવા લાજા, સાથવો, સાકર અને મધયુક્ત મન્થ વર્ષાદના પાણી સાથે દેવો. ૨૭

અથવા કાચા જવનો શીતળ, મધ અને સાકરયુક્ત વાટ્ય આપવો; અથવા તો શાલિ ચોખાની કે કોદ્રારાની પેયા આપવી. ૨૮

ઉકાળેલા દૂધ સાથે અથવા લવણ અને અમ્લરહિત ઘીમાં શેકેલા પારાવત વગેરેના માંસરસ સાથે મધ અને સાકરયુક્ત ભોજન યોજવું જોઈએ ૨૯

તૃણપંચમૂલ, મુંજાતક અને ચારોલીથી સુસંસ્કૃત જાંગલ પ્રાણીઓના માંસરસો અથવા તેઓથી સિદ્ધ કરેલ સાકર અને મધયુક્ત દૂધ પ્રશસ્ત છે. ૩૦

સો વખત ધોયેલા ઘીથી અભ્યંગ કરેલ મનુષ્યે શીતળ જળમાં અવગાહન કરીને શીતળ દૂધ પીવું. ઘીમાં શેકેલા મગ, મસૂર અને ચણાના યૂષો આપવા. ૩૧

મધુર, જીવનીય, શીતળ અને તિક્ત દ્રવ્યોથી ઉકાળેલ, મધ અને સાકરયુક્ત દૂધ પાન, અભ્યંગ અને શેક કરવામાં ઇષ્ટ છે. ૩૨

તેમાંથી નીકળેલ ઘી પાન અને અભ્યંગમાં ઇષ્ટ છે અને તેનું નસ્ય પણ થાય છે.

સાકરયુક્ત સ્ત્રીનું ધાવણ કે સાંઢણીનું દૂધ અને શેરડીના રસનું પણ નસ્ય થાય છે. ૩૩

દૂધ, શેરડીનો રસ, ગોળનું પાણી, સાકર, મધ, સીધુ, માર્દ્વીક, કોકમ અને બીજોરાના ગંડૂષો તાલુશોષ હરનાર છે. ૩૪

જાંબુડી, અંબાડો, બોરડી, વેતસ, પંચવલ્કલ અને પંચામ્લ વડે હૃદય-મુખ અને માથા ઉપર કરેલા ઘૃત-યુક્ત લેપ મૂર્છા, ભ્રમ અને તૃષ્ણાનાશક છે. ૩૫

દાડમ, કોઠ, લોધર, વિદારીકંદ, બીજોરું અને સફેદ આમળાંથી ઘી અને કાંજી મેળવી કરેલો શિરનો લેપ હિતકર્તા છે. ૩૬

અમ્લયુક્ત શેવાળ-કાદવ અને કમલથી તથા ઘૃત-યુક્ત સાથવાઓથી લેપ કરવો. અહીંનું પાણી અને કાંજીથી પલાળેલ વસ્ત્ર, કમલ, મણિ અને હારના સ્પર્શ કરવા. ૩૭

અળસીના ભીના વસ્ત્ર પહેરેલ, પ્રિય સુન્દરીઓના શીતળ જલ અને ચન્દનથી ભીના સ્તનતટ, હથેલી અને અંગોના સ્પર્શ કરવા. ૩૮

હિમાલયની ગુફાઓ, વન, નદી, સરોવર, કમલ, પવન અને ચન્દ્રનાં કિરણોથી શીતળ અને રમ્ય તથા ઠંડા પાણીવાળાં સ્થાનોનું સ્મરણ અને કથાઓ તૃષ્ણાહર છે. ૩૯

તૃષ્ણામાં વિશેષ ચિકિત્સા—

વાતતૃષ્ણામાં મૃદુ, લઘુ, શીતળ અને વાતઘ્ન અન્નપાન હિતકર છે.

ક્ષય અને કાસઘ્ન દ્રવ્યોથી ઉકાળેલ દૂધ અને ઘી શ્વાસ અને તૃષ્ણા મટાડનાર છે. ૪૦

વાતપિત્તજન્ય તૃષ્ણામાં જીવનીય ગણથી પકાવેલ દૂધ અને ઘી હિતકર છે. ૪૦૧

પિત્તજ તૃષ્ણામાં ચિકિત્સા—

પિત્તજન્ય તૃષ્ણામાં દ્રાક્ષ, ચન્દન, ખજૂર, વાળો અને મધયુક્ત પાણી પીવું. ૪૧

રાતા શાલિ ચોખા, ખજૂર, ફાલસાં, કમળ, દ્રાક્ષ અને મધ તથા તપાવેલ માટીનું ઢેફું છમકારી શીતલ થયેલ પાણી પીવું. ૪૨

લોધર, જેઠીમધ, રસાંજન અને ઉત્પલસહિત અર્ધ ખાંડેલ રાતા શાલિ ચોખા ૧ પ્રસ્થ, પકવ અને અપકવ ઢેફાં, પાણી અને મધયુક્ત તેને માટીના વાસણમાં પીવાં. ૪૩

વડ, બીજોરું, વેતસપત્ર, કુશ અને કાશનાં મૂળ, તથા જેઠીમધથી પકાવેલા પાણીમાં, અગ્નિ જેવી કાળી માટી કે કાળી રેતી અથવા તપાવેલાં નવાં ઠીકરાં બુઝાવી, નીતર્યું પાણી પાવું; અથવા પકવવા માટે કાંકરા નાખેલ ગળોનું પાણી તૃષ્ણા હણે છે. ૪૪,૪૫

ક્ષીરી વૃક્ષોના, મધુર દ્રવ્યોના અને શીતળ દ્રવ્યોના, તપાવેલી માટીયુક્ત, સાકર અને મધ મેળવેલા શીતળ કષાયો પિત્તજન્ય તૃષ્ણા હરનાર છે. ૪૬

कफज तृष्णामां चिकित्सा—

ત્રિકટુ, વજ, ભિલામાં અને તિક્ત દ્રવ્યોના કવાથ આમતૃષ્ણાનાશક છે અને જે કાંઈ કફજ ઊલટીમાં કહ્યું છે તે પણ કરવું. ૪૭

જકડાટ, અરુચિ, અવિપાક, આળસ અને ઊલટી થતાં તૃષ્ણાને કફાનુબન્ધી જાણીને દહીં, મધ, તર્પણ, લવણ અને ઉષ્ણ જળથી વમન કરાવવું ઇષ્ટ છે. ૪૮

દાડમ અથવા બીજું ખાટું ફળ અથવા તો કવાથ-સહિત લેહ અથવા હળદર અને સાકરયુક્ત પેય આપવું. ૪૯

क्षयज तृष्णामां चिकित्सा—

ક્ષયજન્ય તૃષ્ણા ક્ષયજન્ય કાસની સમાન છે. તે મનુષ્યો માટે ભયાનક છે. તેથી ક્ષીણ, ક્ષત અને શોષમાં હિતકર્તા ઔષધોથી તેને શાન્ત કરવી. ૫૦

मद्यज तृष्णामां चिकित्सा

મદ્યપાનથી ઉત્પન્ન થતી તૃષ્ણાથી પીડાનાર મનુષ્યે અર્ધ જલ, અમ્લ, લવણ અને ગન્ધ દ્રવ્યવાળું મદ્ય પીવું. ઠંડા પાણીથી નાહેલ તરસ્યા મનુષ્યે મધનું પાણી કે ગોળનું પાણી પીવું. ૫૧

तृष्णामां हेतुने अनुकूळ चिकित्सा करवी जोईए—

લંઘનથી તરસ્યા થયેલ મનુષ્યે અથવા સ્નેહપાનજન્ય તૃષાથી પીડિત મનુષ્યે પાતળી યવાગૂ પીવી. ભારે ભોજનથી તરસ્યા થયેલ મનુષ્યે તે ભોજનનું વમન કરવું. ૫૨

બલવાન તરસ્યા મનુષ્યે મદ્યમિશ્ર પાણી અથવા નવશેકું પાણી પીને વમન કરવું. અથવા લીંડીપીપરથી વિશુદ્ધ કરેલ મુખવાળાએ સાકરયુક્ત મન્થ પીવો. ૫૩

તાલુશોષમાં બલવાન પુરુષે ઘી પીવું અને તૃષામાં હિતકર ભોજન કરવું. નિર્બલ મનુષ્યે ઘીથી ભૂંજેલ દૂધ અને સ્નિગ્ધ માંસરસો પીવા ૫૪

અતિશય રૂક્ષ અને દુર્બલ મનુષ્યોની તૃષાને દૂધ એકદમ શમાવે છે; અથવા ઘીથી શેકેલ બકરાનો શીતળ અને મધુર માંસરસ હૃદ્ય છે. ૫૫

સ્નિગ્ધ ભોજન જમ્યાથી જે તૃષા થાય છે તેને ગોળના પાણીથી શાન્ત કરવી. મૂર્છાપીડિતની તૃષાને રક્તપિત્તહર ઔષધોથી હણવી. ૫૬

ठंडुं अने गरम पाणी क्यां आपवुं अने क्यां न आपवुं जोईए—

તૃષા, દાહ, મૂર્છા, ભ્રમ, ક્લમ. મદાત્યય, રક્તપિત્ત અને વિષથી પ્રવર્તતા પિત્તમાં શીતળ સ્વભાવવાળું અને સન્નિપાતમાં ઉકાળી ઠંડું કરેલ જલ પ્રશસ્ત છે. ૫૭

કફવાતજન્ય હેડકી, શ્વાસ, નવજ્વર, પીનસ, ઘૃતપાન, પાર્શ્વરોગ અને ગલરોગમાં દોષો ઘટ થતાં તથા સદ્યઃ શુદ્ધ થયેલ પુરુષને ઉષ્ણ જલ હિતકર્તા છે. ૫૮

પાંડુ, ઉદરરોગ, પીનસ, પ્રમેહ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, અતિસાર અને પ્લીહારોગમાં જલ હિતકર નથી. પરન્તુ અસહ્ય તૃષામાં થોડું પાણી પીવું. ૫૯

જો પહેલાં કહેલાં રોગોનો રોગી દીન, તૃષાપીડિત, જલ ઇચ્છતો હોય અને તેને ન આપવામાં આવે તો તે શીઘ્ર મરણને કે દીર્ઘ રોગને પ્રાપ્ત કરે છે. ૬૦

તેથી તરસના રોગીએ સાકર અને મધયુક્ત ધાણાનું પાણી અથવા બીજું જે, તે રોગને સાત્મ્ય અને ઇષ્ટ હોય તે પીવું. ૬૧

તૃષ્ણાની શીઘ્ર ચિકિત્સા કરવી જોઈએ—

તે મટતાં તેનાથી થએલ ઉપદ્રવ સુખેથી જીતાય છે તેથી ઘણા રોગોની પણ પહેલાં તૃષ્ણાને જીતવી. ૬૨

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોકઃ—

જેવી રીતે અગ્નિ અને વાયુરૂપ કારણો તૃષ્ણા પેદા કરે છે તે તથા ઉપદ્રવસહિત પાંચ તૃષ્ણાઓનાં જુદાં જુદાં રૂપ, અસાધ્યતા અને ચિકિત્સા કહ્યાં. ૬૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિશે 'તૃષ્ણારોગ ચિકિત્સિત' નામક બાવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૨

---

# અધ્યાય ત્રેવીસમો

## વિષ ચિકિત્સિત

વિષ ચિકિત્સિતનો ઉપક્રમ—

'હવે અહીંથી વિષચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

"હે અગ્નિવેશ! વિષની પૂર્વોત્પત્તિ, ગુણ, યોનિ, વેગ, લક્ષણો અને ચિકિત્સા હું કહું છું તે તું બરાબર સાંભળ." ૩

વિષની પ્રથમ ઉત્પત્તિ અને નિરુક્તિ—

અમૃતને માટે દેવતા અને રાક્ષસોથી સમુદ્રમંથન થતું હતું ત્યારે અમૃતની ઉત્પત્તિ પહેલાં ભયંકર દેખાવવાળો, પ્રદીપ્ત તેજવાળો, ચાર દાઢવાળો, પિંગળા વાળવાળો અને અગ્નિ જેવાં નેત્રવાળો પુરુષ પેદા થયો. તેને જોતાં જગત વિષણ્ણ એટલે ખિન્ન થયું તેથી તેને વિષ કહેવાય છે. ૪,૫

વિષની યોનિ અને પ્રભાવ—

તેને બ્રહ્માએ જંગમ અને સ્થાવર યોનિમાં નિયુક્ત કર્યું. તે જલમાંથી પેદા થયેલું હોવાથી બે પ્રકારનું, અગ્નિ જેવું, આઠ વેગવાળું, દશ ગુણવાળું અને ચોવીસ ઉપક્રમોવાળું છે. ૬

વર્ષામાં વિષની તીક્ષ્ણતા અને શરદમાં મન્દવીર્યતા—

તે વર્ષા ઋતુમાં જલયોનિ હોવાથી ગોળની જેમ ક્લેદિત થતાં પ્રસરે છે અને વાદળાં નષ્ટ થતાં અગસ્ત્ય તેનો નાશ કરે છે. તેથી શરદ ઋતુમાં વિષ મન્દવીર્યવાળું થાય છે. ૭,૮

જંગમ વિષના ભેદો—

સર્પ, કીટ, ઉંદર, લૂતા, વીંછી, ગરોળી, જળો, માછલાં, દેડકાં, કણભ, કૃકંટક કૂતરાં, સિંહ, વાઘ, ગોમાયુ, ઝરખ, નોળીઆં વગેરે અને જે દાઢવાળાં પ્રાણીઓ છે તેઓની દાઢમાંથી નીકળેલ વિષને જંગમ માનવામાં આવે છે. ૯,૧૦

સ્થાવર વિષના ભેદો—

મુસ્તક, પૌષ્કર, ક્રૌંચ, વચ્છનાગ, બલાહક, કર્કટ, કાલકૂટ અને કરેણુ, પાલક, ઇન્દ્રાયુધ, તૈલ, મેઘક, કુશપુષ્પક, રોહિષ, પુંડરીક, લાંગલકી, અંજનાભક, સંકોચ, મર્કટ, શૃંગીવિષ, હાલાહલ તથા એ પ્રમાણે બીજાં મૂલજ વિષો સ્થાવર છે. ૧૧-૧૩

ગરવિષનાં લક્ષણો—

દ્રવ્યોના સંયોગથી અને રોગપ્રદ બીજું એક ગર નામનું કૃત્રિમ વિષ છે. લાંબા કાળે વિપાક પામનાર હોવાથી તે જલદી પ્રાણ હરતું નથી. ૧૪

જંગમ વિષનાં લક્ષણો—

જંગમ વિષ નિદ્રા, તંદ્રા, થાક, દાહ, પાક, રોમહર્ષ, સોજો અને અતિસાર પેદા કરે છે. ૧૫

સ્થાવર વિષનાં લક્ષણો—

સ્થાવર વિષ જ્વર, હેડકી, દન્તહર્ષ, ગલગ્રહ, ફીણ, ઊલટી, અરુચિ, શ્વાસ અને મૂર્છા પેદા કરે છે. ૧૬

જંગમ અને સ્થાવર બન્ને વિષનો પ્રભાવ—

જંગમ નીચેની બાજુ અને મૂલજ વિષ ઉપરની બાજુ ગતિ કરે છે તેથી જંગમ વિષ મૂલજને અને મૂલજ વિષ જંગમને હણે છે. ૧૭

મનુષ્યના શરીરમાં વિષના સાત વેગોનાં લક્ષણો—

પહેલા વેગમાં રસદુષ્ટિથી તરસ, મૂર્છા, દન્તહર્ષ, પ્રસેક, ઊલટી અને ક્લમ થાય છે.

બીજા વેગમાં રક્તદુષ્ટિથી વિવર્ણતા, ભ્રમ, કમ્પ, મૂર્છા, બગાસાં, દેહમાં ચમચમાટ અને તમક થાય છે.

ત્રીજા વેગમાં માંસદુષ્ટિથી મંડલ, ખરજ, સોજો અને કોઠ થાય છે, ૧૮, ૧૯

ચોથામાં વાતાદિજન્ય દાહ, ઊલટી, અંગમર્દ અને મૂર્છાદિ રોગ થાય છે.

પાંચમા વેગમાં વાદળી વગેરે રૂપ અને અંધારાં દેખાય છે. ૨૦

છઠ્ઠામાં હેડકી.

સાતમામાં ડોકી નમી જવી.

અને આઠમામાં મનુષ્યનું મરણ થાય છે.

પશુપક્ષીના શરીરમાં વિષના વેગનાં લક્ષણો—

વેગ ચોપગાંમાં ચાર પ્રકારના અને પક્ષીઓમાં વેગ ત્રણ પ્રકારના થાય છે. ૨૧

ચોપગાં પહેલા વેગમાં શિથિલ થાય છે અને તેને ચક્કર આવે છે. બીજામાં કમ્પે છે. પછી ત્રીજામાં શૂન્ય થાય છે અને ચોથા વેગમાં થોડું ખાઈ શકે છે તથા શ્વાસથી મરણ પામે છે. ૨૨

પક્ષી પ્રથમ વેગમાં ચિન્તાગ્રસ્ત જેવું બને છે. બીજામાં તેને ચક્કર આવે છે અને ત્રીજા વેગમાં શિથિલ અંગવાળું થઈ મરી જાય છે. ૨૩

વિષના દશ ગુણો—

તત્ત્વજ્ઞોએ વિષને લઘુ, રૂક્ષ, આશુ, વિશદ, વ્યવાયી, તીક્ષ્ણ, વિકાસી, સૂક્ષ્મ, ઉષ્ણ અને અનિર્દેશ્ય રસવાળું—એમ દશ ગુણવાળું કહ્યું છે. ૨૪

રૂક્ષતાથી વાયુને, ઉષ્ણતાથી પિત્તને અને સૂક્ષ્મતાથી રક્તને પ્રકોપાવે છે. અવ્યક્તરસત્વથી કફને પ્રકોપાવે છે અને શીઘ્ર અન્નરસનું અનુવર્તન કરે છે. ૨૫

શીઘ્ર ગુણવાળું તથા વ્યવાયી ગુણવાળું તે આખા દેહમાં એકદમ વ્યાપ્ત થાય છે. તીક્ષ્ણતાથી મર્મઘાતી અને વિકાસી ગુણથી તે પ્રાણઘાતક છે. ૨૬

લઘુતાને લીધે મુશ્કેલીએ ચિકિત્સા કરાય તેવું તથા વિશદતાથી ગતિ અને દોષના અટકાવ વિનાનું છે. અને દોષનાં સ્થાન અને પ્રકૃતિને પ્રાપ્ત કરીને એઓમાંના કોઈનું ઉદીરણ કરે છે. ૨૭

દોષનાં સ્થાન અને પ્રકૃતિ પ્રમાણે વિષ જે કરે છે તે—

વાતિક પુરુષના વાતસ્થાનમાં વિષ હોય તો કફ અને પિત્તનાં રૂપ ઓછાં હોય છે અને તરસ, મોહ, બેચેની, મૂર્છા, ગલગ્રહ, ઊલટી અને ફીણ વગેરે થાય છે. ૨૮

વિષ પૈત્તિક પુરુષના પિત્તાશયમાં સ્થિત હોય તો તેજ મુજબ કફ અને વાતનાં રૂપો ઓછાં થાય છે અને તરસ, ઉધરસ, જ્વર, ઊલટી, ક્લમ, દાહ, અંધારાં આવવાં અને અતિસાર વગેરે થાય છે. ૨૯

કફપ્રકૃતિવાળાના કફસ્થાનમાં જો વિષ હોય તો તે વાતપિત્તનાં થોડાં લક્ષણો બતાવે છે અને શ્વાસ, ગલગ્રહ, ખરજ, લાળ અને ઊલટી વગેરે થાય છે. ૩૦

દૂષીવિષનાં લક્ષણો—

દૂષીવિષ રકતની દુષ્ટિથી અરૂંષિકા, કિટિમ અને કોઢનાં લક્ષણ કરે છે. એ રીતે વિષ એક એક દોષને દૂષિત કરીને પ્રાણ હરે છે. ૩૧

વિષ જેવી રીતે મારી નાખે છે તે—

વિષના તેજથી લોહીનું ક્ષરણ થાય છે. એ સ્રોતોનો રોધ કરીને પ્રાણીને મારી નાખે છે.

પીધેલું વિષ મરેલાના હૃદયમાં રહે છે તથા દંશ થયેલ અને વિંધાયેલ મનુષ્યને દંશના પ્રદેશમાં વિષ રહે છે. ૩૨

વિષથી મરેલાનાં લક્ષણો—

હોઠ નીલ, દાંતની શિથિલતા, વાળ ઊતરવા, અંગ ભાંગવાં, અંગવિક્ષેપ, ઠંડી ચીજોથી રૂંવાડાં ઊભાં ન થવાં, મારવાથી લાકડીના સોળ ન ઊઠે, ક્ષતમાંથી લોહી ન આવે એ મરણનાં ચિન્હો થાય છે.

એનાથી વિરુદ્ધની ચિકિત્સા કરવા જેવા છે તેઓના ઉપક્રમો મારી પાસેથી સાંભળ. ૩૩,૩૪

વિષના ચોવીસ ઉપક્રમો—

મંત્ર, અરિષ્ટા, ઉત્કર્તન, નિષ્પીડન, ચૂષણ, અગ્નિકર્મ, પરિષેક, અવગાહન, રકતમોક્ષણ, વમન, વિરેચન, ઉપધાન, હૃદયાવરણ, અંજન, નસ્ય, ધૂમ, લેહ, ઔષધ, પ્રશમન, પ્રતિસારણ, પ્રતિવિષ, સંજ્ઞાસંસ્થાપન, લેપ અને મૃતસંજીવન એ ચોવીસ ઉપક્રમો છે. તે જ્યાં જેવી રીતે યોજવા જોઈએ તે તેવી રીતે સાંભળ. ૩૫–૩૭

વિષમાં વેણિકાબન્ધ–નિષ્પીડન અને ઉત્કર્તન—

દંશ પામેલના દંશમાંથી વિષ પ્રસર્યું ન હોય તો વૈદ્યે વેણિકા બાંધીને બહુ પીડન કરવું અથવા તો મર્મ સિવાયના દંશને કાપી કાઢવો. ૩૮

વિષમાં ચૂષણ—

અથવા તે દંશને યવના લોટથી કે રેતીથી ભરેલા મુખવડે ચૂસવો. ૩૮ ½

વિષમાં રક્તનું સ્રાવણ—

પછી છેકા મારીને, શીંગડીથી, જળોથી કે સિરાવેધથી રકતસ્રાવણ કરવું. ૩૯

રકત વિષથી દૂષિત થતાં પ્રકૃતિને દૂષિત કરે છે અને પછી તે પ્રાણત્યાગ કરે છે. તેથી ન ચાલતા લોહીને પ્રધર્ષણોથી પણ ચાલતું કરવું. ૪૦

ત્રિકટુ, ઘરનો ધુમાડો, હળદર, પાંચ લવણ, ગોરોચન અને ભોરીંગણીથી ઘર્ષણ કરવું. લોહી બહુ વહેતાં વડ વગેરે શીતળ દ્રવ્યોથી લેપ કરવો. ૪૧

વિષમાં પ્રદેહ-સેક-દંશ કાપવો-ચૂષણ-અરિષ્ટ-દાહ-વિસ્રાવણ-વમન અને વિરેચન—

વાયુ જેમ અગ્નિને ફેલાવે છે તેમ લોહી વિષને ફેલાવે છે. તે શીતળ લેપ અને પરિષેકોથી સ્થિર થાય છે અને તે સ્થિર થતાં વિષનો વેગ પણ અટકી જાય છે. ૪૨

વિષના વેગથી મદ, મૂર્ચ્છા, વિષાદ અને હૃદયદ્રવ થાય છે. તેઓને શીતળ ઉપક્રમોથી મટાડવા અને રૂંવાડાં ઊભાં થતાં સુધી પવન નાખવો. ૪૩

મૂળ કાપવાથી જેમ વૃક્ષ, તેમ દંશ કાપવાથી વિષ વૃદ્ધિ પામતું નથી.

ચૂસવું તે બહાર લાવવું.

અને પાણીને જેમ પૂલ, તેમ અરિષ્ટા એટલે દોરી છે. ૪૪

ચામડી અને માંસગત વિષને દાહ બાળે છે. રકતસ્રાવણ રકતમાંથી વિષને હરે છે. પીધેલાને જલદી વમન કરાવીને અને બીજા વેગમાં વિરેચનથી વિષને હરવું. ૪૫

વિષના સાત વેગોની ચિકિત્સા—

પ્રથમ હૃદય રક્ષવું જોઈએ. તેનાં જેટલાં મળે તેટલાં રક્ષક ઔષધો, મધ, ઘી, મજ્જા, દૂધ, ગેરુ અથવા તો

ગાયના છાણનો રસ, પીલીને કાઢેલ સુપકવ શેરડીનો રસ અથવા કાગડાનો શ્રેષ્ઠ માંસરસ, બકરા વગેરેનું લોહી, ભસ્મ અથવા માટી એકદમ પીવાં. ૪૬,૪૭

ત્રીજા વેગમાં શોફઘ્ન દ્રવ્યોથી લેખન કરવું અને મધ અને જલસહિત ક્ષારાગદ પાવો.

ચોથા વેગમાં કોઠ, મધ અને ઘીયુકત ગાયના છાણનો રસ પાવો. ૪૮

પાંચમા વેગમાં કાકાંડ અને સરસડાના સ્વરસથી આશ્ચ્યોતન, અંજન અને નસ્ય કરવું.

અને છઠ્ઠામાં સંજ્ઞાનું સ્થાપન કરવું જોઈએ. ૪૯

તથા ગોરોચનયુકત હળદરનું આશ્ચ્યોતન વગેરે કરવું અને મજીઠ, મરી અને લીંડીપીપર પાવાં. ૪૯½

છેલ્લા વેગમાં દંશ પામેલને વિષપાન અને વિષ પીધેલને દંશ કરાવવો. ૫૦

વિષનાશક અગદના યોગો—

મરી ગયેલા જેવાને માટે અર્ધું મોરનું પિત્ત મેળવેલ ખાખરાના બીજનો અગદ શ્રેષ્ઠ છે.

અથવા ભોરીંગણી, ગોળની રાબ, ઘરનો ધુમાડો, ગાયનું પિત્ત અને લીંબડો પાવો. ૫૧

ગોપિત્તયુકત સુરસા, પીપરીમૂળ, હળદર, દારુહળદર, જેઠીમધ અને કઠ વડે ગોળીઓ બનાવવી અથવા સરસડાનાં ફૂલ અને કાકાંડના રસથી ગોળીઓ બનાવવી. તે પ્રશસ્ત અને અમૃત સમાન છે. ૫૨

કાકાંડ, સુરસા, ઇન્દ્રવરણાં, સાટોડી, કાકજંઘા અને સરસડાનાં ફળથી-ફાંસાથી, વિષથી કે પાણીથી મરેલાને લેપ, ઉપધિ, નસ્ય અને પાન કરાવવાં. ૫૩

મૃતસંજીવન અગદ—

સ્પૃક્કા, કેવડીમોથ, સ્થૌણેયક, કટકડી, શૈલેય, ગોરોચન, તગર, ધ્યામક, કેસર જટામાંસી, સુરસાની મંજરી, એલચી, હરતાલ, ખેર, ભોરીંગણી, સરસડાનાં ફૂલ, ગંધભીરોજો, પદ્મચારટિ, ઇન્દ્રવારુણી, દેવદાર, કમળનાં કેસર, સાત્રરક, લોધર, મનઃશિલ, રેણુકબીજ, ચમેલી અને આકડાનાં ફૂલનો રસ, હળદર, દારુહળદર, હિંગ, લીંડીપીપર, લાખ, વાળો, સુદગપર્ણી, ચન્દન, જેઠીમધ, મીંઢળ, નગોડ, ગરમાળો, લોધર, અઘેડો, ધઉંલા, નોરવેલ અને વાવડિંગ-તે બધાં પુષ્ય નક્ષત્રમાં લાવી, સમ પ્રમાણમાં પીસી અને ગોળીઓ બનાવવી જોઈએ. ૫૪–૫૭

અમૃતની ઉત્પત્તિથી પહેલાં બ્રહ્માએ બનાવેલો આ મૃતસંજીવન અગદ સર્વવિષઘ્ન, જયકર, વિષથી મરેલાને જીવાડનાર અને જ્વરઘ્ન છે. સૂંઘવાથી, વિલેપનથી, ધારણથી અને ધૂમગ્રહણથી અને ઘરમાં રાખવાથી ભૂત, વિષ, જન્તુ, અલક્ષ્મી, કાર્મણ, મંત્ર, અગ્નિ, વજ્ર અને શત્રુઓને તથા ખરાબ સ્વપ્ન, સ્ત્રીદોષ, અકાળે મરણ, જલભય, અને ચોરના ભયને હણે છે. ધન, ધાન્ય અને કાર્યની સિદ્ધિ કરે છે. લક્ષ્મી, પુષ્ટિ અને આયુષ્ય વધારનાર અને ધન્ય છે. ૫૮–૬૦

આમ મૃતસંજીવન અગદ કહ્યો.

વિષમાં મન્ત્રનો યોગ—

મંત્રોથી ધમનીબન્ધન અવમાર્જન અને આત્મરક્ષા કરવી.

દોષના સ્થાનભેદ પ્રમાણે વિષની ચિકિત્સા—

વિષ જે દોષના સ્થાનમાં હોય તેને પ્રથમ જીતવો. ૬૧

વાતસ્થાનગત દોષમાં સ્વેદ અને તગર તથા કઠના કલ્કનું દહીં સાથે પાન કરવું.

પિત્તસ્થાનગત દોષમાં ઘી-મધ-દૂધ અને પાણીનું પાન, અવગાહન અને પરિષેક કરવાં. ૬૨

કફસ્થાનગત વિષમાં ક્ષારાગદ, સ્વેદન અને સિરાવેધ કરવો.

દૂષીવિષ રકતસ્થિત હોય તો પાંચ પ્રકારનું સિરાકર્મ કરવું. ૬૩

એ મુજબ વિદ્વાન વૈદ્યે બરાબર વિચાર કરી સર્વદા સર્વ ઔષધની કલ્પના કરવી. પ્રથમ સ્થાનને જીતવું અને સ્થાનમાં રહેલ વિષનું વિરુદ્ધ ન હોય તેવું કર્મ કરવું. ૬૪

विषना संक्रमण माटे उपधान—

કફમાર્ગ વિષથી દૂષિત થતાં સ્રોતસંરોધથી વાયુ અટકી જાય છે. તેથી મનુષ્ય મરેલાની જેમ શ્વાસ લે છે પણ તે અસાધ્ય લક્ષણોથી રહિત હોય છે. ૬૫

તેને માથે કાકપદ કરી ચર્મકષાનો એક પલ કલ્ક મૂકવો. અને વાપુંભા, ત્રિકટુ અને કાયફળનું પ્રધમન કરવું. ૬૬

બકરી, ગાય, ભેંસ અથવા કૂકડાનું માંસ તે કાકપદ ઉપર મૂકવું. પછી વિષસંક્રમણ કરે છે. ૬૭

विषमां नस्य—

નાક, આંખ, કાન, જીભ અને કંઠના રોધમાં ભોરીંગણી, બીજોરું, માલકાંગણી—વગેરેના કલ્કથી નસ્યકર્મ કરવું. ૬૮

विषमां अंजन—

આંખના ઉપરોધમાં બકરાના મૂત્રમાં વાટેલ—દેવદાર, ત્રિકટુ, હળદર, કરેણ, કરંજ, લીંબડો અને તુલસીથી અંજન કરવું. ૬૯

गन्धहस्ति अगद—

સફેદવજ, આસંધ, હિંગ, ગળો, કઠ, સિંધવ, લસણ, સરસવ કોઠનો ગર્ભ, અરલુ, કરંજનાં બીજ, ત્રિકટુ, સરસડાનાં ફૂલ, હળદર, દારુહળદર, વાંસકપૂર દરેક સરખે ભાગે લઈ, બકરીના મૂત્રથી પીસીને ગાય અને ઘોડાના પિત્તમાં એક પછી એક એમ સાત દિવસ ભાવના આપેલ આ અગદ માથામાં રહેલ વિષને એકદમ હણે છે; તથા બધા જ્વર, ભૂત, ગ્રહ, વિસૂચિકા, અજીર્ણ, મૂર્છા અને પીડાને હણે છે. ૭૦—૭૨

ઉન્માદ અપસ્માર, કાચ, પટલ, નીલિકા, શિરોદોષ, શુષ્કાક્ષિપાક, પિલ્લ, અર્બુદ, અર્મ, કંડૂ, તમોરોગ, ક્ષય, દુર્બળતા, મદાત્યય, પાંડુરોગ અને મોહને તે અંજન કરવાથી મટાડે છે. લેપ કરવાથી વિષ ચોપડેલ શસ્ત્રથી થયેલ ક્ષતનો, ચાટેલ વિષનો, દંશના વિષનો અને પીધેલા વિષનો નાશ કરનાર છે. ૭૩,૭૪

હરસ ભરાતાં ગુદામાં લેપ કરવો. સ્ત્રીઓમાં મૂઢગર્ભમાં અને દુષ્ટ ગર્ભમાં યોનિલેપ કરવો. પ્રતિશ્યાયમાં કપાળ પર લેપ કરવો. વૃદ્ધિ, કિટિમ, કુષ્ઠ, શ્વિત્ર અને વિચર્ચિકા વગેરેમાં લેપ કરવો. હાથી જેમ ઝાડને તેમ આ ગંધહસ્તી અગદ વિષના રોગોને હણે છે. ૭૬,૭૭

એમ ગંધહસ્તિ નામનો અગદ કહ્યો.

महागन्धहस्ति अगद—

તમાલપત્ર, અગર, નાગરમોથ, એલચી, પાંચ નિર્યાસ એટલે રાળ, ગુગળ અફીણ, શિલારસ અને લોબાન, ચન્દન, સ્પૃક્કા, તજ, જટામાંસી, કમળ, વાળો, રેણુકબીજ, કાળો વાળો, કેવડીમોથ, નખલા, દેવદાર, કનક, કેસર, ધ્યામક, કઠ, ધઉંલા, તગર, સરસડાનાં પંચાગ, ત્રિકટુ, હરતાલ, મનઃશિલ, જીરું, શ્વેત વાપુંભા, કરંજ, રાઈ, તગોડ, હળદર, તુળસી, રસાંજન, સોનાગેરુ, મજીઠ, લીંબડાનો ગુંદ, વાંસની છાલ, આસંધ, હિંગ, કાઠ, અમ્લવેતસ, લાખ, મધ, જેઠીમધ, બાસ્ચી, વજ, દૂર્વા, ગોરોચન, તગર—આ સાઠ અંગવાળો અગદ મહાદેવજીએ કુબેરને કહ્યો હતો. તે અપ્રતિહત પ્રભાવવાળો અને મહાગન્ધહસ્તી એ નામે પ્રસિદ્ધ છે. ૭૭—૮૧

પુષ્ય નક્ષત્રના યોગમાં ગાયના પિત્તમાં ઘૂંટીને તેની ગોળીઓ બનાવવી.

પાન, અંજન અને લેપ કરવાથી તે સર્વ કર્મો સાધે છે. ૮૨

સતત પ્રયોગ કરવાથી, હિત- મિત અને પથ્ય ભોજન કરનાર મનુષ્યનાં પિલ્લ, ખરજ, તિમિર, રાત્ર્યાન્ધ્ય, કાચ, અર્બુદ અને પટલને તે હણે છે. ૮૩

વિષમજ્વર, અજીર્ણ, દદ્રુ, ખરજ, વિસૂચિકા, પામા, ઉંદર-લૂતા અને બધાએ સર્પોનાં વિષનો તથા મૂલજ અને કન્દજન્ય સર્વ વિષનો તે શીઘ્ર નાશ કરે છે. ૮૪

એનાથી લિપ્ત ગાત્રવાળો મનુષ્ય સાપ પકડે છે, વિષ ખાય છે, મરવા પડેલો પણ નિત્ય નીરોગ જીવે છે. ૮૫

આનાહમાં ગુદામાં લેપ, મૂઢગર્ભવાળીઓને યોનિમાં લેપ અને મૂર્ચ્છા અને પીડામાં કપાળમાં લેપ કરવો શ્રેષ્ઠ કહ્યો છે. ૮૬

એનાથી ભેરી, મૃદંગ, ઢોલ, છત્ર તથા ધ્વજ અને પતાકાઓ ઉપર લેપ કરી બુદ્ધિમાને સર્પવિષનિવારણ માટે વગાડવાં અને દેખાડવાં. ૮૭

જ્યાં આ મૂકયો હોય ત્યાં ન તો બાલગ્રહો, ન તો રાક્ષસો, ન તો કાર્મણો, ન તો વેતાલો કે ન તો અથર્વવેદના મંત્રો પ્રભાવશાલિ બને છે. ૮૮

ત્યાં સર્વગ્રહો તથા અગ્નિ, શસ્ત્ર, રાજા અને ચોરોનો પ્રભાવ પડતો નથી અને જ્યાં મહાગન્ધહસ્તી હોય છે ત્યાં લક્ષ્મી રહે છે. ૮૯

તેને વાટતી વખતે આ સિદ્ધ મંત્ર બોલવો—

જયા નામની મારી માતા છે, જય નામનો મારો પિતા છે, તે જય અને જયાનો પુત્ર વિજય હું જય પામું છું.

વિષ્ણુ, વિશ્વકર્મા, સનાતન, કૃષ્ણ, ભવ અને વિભવને નમસ્કાર. હું મહાદેવનું સાક્ષાત્ તેજ છું. બ્રહ્મા અને ઇન્દ્રનું તથા યમનું પણ તેજ છું. ૯૦-૯૨

જેમ હું વાસુદેવના પરાજયને, માતાના પાણિગ્રહણને અને સમુદ્રના શોષણને જાણતો નથી તેમ આ સત્ય વાક્યથી આ અગદ સિદ્ધ થાઓઃ

हिलिमिलि संस्पृष्टे रक्ष सर्वभेषजोत्तमे स्वाहा । ૯૩-૯૪.

(આ પ્રમાણે મહાગંધહસ્તી નામનો અગદ કહ્યો.)

વિષમાં ત્રણ અગદો–

શ્વાસ અને જ્વર વગેરેને હરનાર, ઋષભક જીવક, ભારંગી, જેઠીમધ, કમળ, ધાણા નાગકેસર, જીરું અને શ્વેત ગરણી- બોરના ગર્ભસહિત પીવાં. ૯૫

જ્વર, હેડકી, શ્વાસ અને ઉધરસ હરનાર લીંડી-પીપરયુક્ત હિંગ અને કોકના રસસહિત સિંધવ, મધ અને સાકર સાથે પીવાં. ૯૬

બોરના ઠળિયા, રસવંતી, લાજા, ઉત્પલ, મધ અને ઘીનો લેહ ઊલટી મટાડે છે.

વિષમાં ધૂમના અગદો—

ઊભી ભોરીંગણી બેઠી ભોરીંગણી અને તુવેરનાં પાનની ધૂમવર્તિ હેડકીનાશક છે. ૯૭

મોરનાં પીંછાં, બગલાનાં હાડકાં. સરસવ અને ઘી મેળવેલ ચન્દનનો વિષઘ્ન ધુમાડો ઘર, પથારી, બેઠક અને વસ્ત્ર વગેરેમાં પ્રશસ્ત છે. ૯૮

ઘીયુક્ત તગર અને કઠ, સાપનું માથું, સરસડાનાં ફૂલ–આ ધૂમાગદ સર્વવિષહર અને સોજાને હરનાર કહ્યો છે. ૯૯

લાખ, વાળો, તમાલપત્ર, ગુગળ, ભિલામાં, સાદડનાં ફૂલ, રાળ અને સફેદ ગરણીનો ધુમાડો સાપ, ઉંદર, કીડા અને વસ્ત્રકૃમિનો નાશ કરવામાં શ્રેષ્ઠ છે. ૧૦૦

વિષમાં ક્ષારાગદ—

નાના ખાખરાનો પરિસ્રુત ક્ષાર તેના સમાન લાલ માટી, હળદર, દારુહળદર, સફેદ તુલસીનાં માંજર, જેઠીમધ, લાખ, સિંધવ, જટામાંસી, રેણુકબીજ, હિંગ, એ ઉપલસરી, કઠ, ત્રિકટુ અને કેસરના ચૂર્ણ સાથે પકાવવો. જ્યાં સુધી કડછીને ચોંટે એવું થાય ત્યાં સુધી ઘાટું કરવું. તેની છાયામાં સૂકાવી કરેલી બોર જેવડી ગોળીઓ યોજવાથી મનુષ્યોનાં સર્વવિષ, શોથ, ગુલ્મ

તથા ચામડીના રોગ. અર્શ, ભગંદર, પ્લીહા, શોથ, અપસ્માર કૃમિ. ભૂત. સ્વરભેદ, પાંડુરોગ, મન્દાગ્નિ, કાસ અને ઉન્માદનો નાશ કરે છે. ૧૦૧-૧૦૪

(આ પ્રમાણે ક્ષારાગદ કહ્યો.)

વિષ આપનારનાં લક્ષણો—

વિષ પીધું હોય, દંશ થયો હોય, વેધ થયો હોય અને ચોપડેલ હોય તેમાં સામાન્ય રીતે જે કહેવાનું હતું તે કહ્યું. હવે જુદું જુદું કહું છું તે તું બરાબર સાંભળ. ૧૦૫

રાજાને શત્રુઓથી યોજેલા પોતાના મનુષ્યોથી અથવા સ્ત્રીઓથી ભય છે. તેથી આહારવિહારગત વિષ અને રસોઈઆ વગેરેની પરીક્ષા કરવી. ૧૦૬

જે બહુ જ શંકાવાળો, બહુ બોલનાર કે થોડું બોલનાર, કાન્તિરહિત તથા પ્રકૃતિના વિકારને પ્રાપ્ત થયેલ હોય તે મનુષ્યને વિષ આપનાર જાણવો. ૧૦૭

વિષવાળા અન્નનાં લક્ષણો

એ મુજબ જોતાં વેંત જ એકદમ ભોજન ન કરવું. તે અન્નને અગ્નિમાં નાખવું; તે વિષયુક્ત અન્ન પડતાં જ અગ્નિ ઘણા વિકારવાળો થાય છે. ૧૦૮

મોરનાં પીંછાં જેવી વિચિત્ર જ્વાળાવાળો, તીક્ષ્ણ, ન સહેવાય તેવા-રૂક્ષ અને મડદાની ગંધવાળા ધુમાડાવાળો અગ્નિ શબ્દસહિત ફૂટે છે, કૂંડાળું વળે છે અને જ્વાલા વિનાનો પણ થઈ જાય છે. ૧૦૯

પાત્રસ્થ ભોજન વિકૃત રંગનું થઈ જાય છે, માખીઓને મારી નાખે છે, કાગડાઓના સાદ બેસાડી દે છે અને ચકોરની આંખો લાલાશ વગરની કરે છે. ૧૧૦

ઝેરયુક્ત પીણામાં નીલી લીટીઓ, વિકૃત રંગ, પોતાની છાયા ન દેખાવી અથવા વિકૃત છાયા દેખાવી અને સિંધવ નાખતાં બહુ ફીણ આવે છે. ૧૧૧

વિષવાળાં અન્નપાનની ગંધથી માથાની અને હૃદયની પીડા અને મૂર્છા, સ્પર્શથી હાથનો સોજો, સ્પર્શજ્ઞાનનો નાશ, આંગળીઓમાં દાહ અને તોદ થાય છે તથા નખ ફાટે છે. ૧૧૨

મુખમાં જતાં હોઠમાં ચમચમાટ, જીભ સોજાવાળી-જડ અને વિકૃત રંગની, દન્તહર્ષ, હનુસ્તંભ, મુખદાહ, લાળ ઝરવી અને ગળાના રોગ થાય છે. ૧૧૩

આમાશયમાં પ્રવેશ થતાં વિવર્ણતા, પરસેવો, શિથિલતા, ઉત્કલેદ, દૃષ્ટિ અને હૃદયનો ઉપરોધ અને તે અવયવ બિન્દુ જેવી સેંકડો ફોડકીઓવાળો થાય છે. ૧૧૪

પક્વાશયમાં જતાં મૂર્છા, મદ, મોહ, દાહ અને બલનો નાશ થાય છે.

ઉદરસ્થ વિષમાં તન્દ્રા, કૃશતા અને પાંડુતા થાય છે. ૧૧૫

विषवाळां दातण-शिरोभ्यंग-स्नाननुं पाणी-उत्सादन-वस्त्र-अलंकार-वर्णक-जमीन-पावडी-अश्व-गज-वर्म-धजा-शयन-आसन अने माळानां लक्षणो—

દાતણ વિષવાળું હોય તો દાતણનો કૂચો તૂટી જાય છે તથા દંતમાંસ અને ઓષ્ઠમાંસનો સોજો થાય છે.

મસ્તકના વિષયુક્ત અભ્યંગમાં વાળ ખરવા, શિરોરોગ અને માથામાં ગાંઠો થાય છે. ૧૧૬

દુષ્ટ અંજનથી અક્ષિદાહ, અક્ષિસ્રાવ, અતિશય ઉપલેપ, સોજો અને રતાશ થાય છે.

દૂષિત ખાદ્યોથી પ્રથમ કોષ્ઠ અને દૂષિત સ્પર્શ્યોથી ચામડી દૂષિત થાય છે. ૧૧૭

દુષ્ટ સ્નાન, અભ્યંગ, ઉવટન, વસ્ત્ર, અલંકાર અને અંગરાગથી ખરજ, પીડા, કોઢ, પિડકા, રૂંવાડાં ઊભાં થવાં, ચમચમાટ અને સોજા થાય છે. ૧૧૮

દુષ્ટ જમીન, પાવડીઓ, ઘોડા, હાથી, બખ્તર, ધજા,

શયન અને આસનથી હાથ તથા પગના દાહ, તોદ, ક્લમ અને પાક થાય છે. ૧૧૯

ઝેરથી દૂષિત માળા ગંધ વિનાની થાય, કરમાઈ જાય અને માથામાં પીડા અને લોમહર્ષ કરે છે.

**વિષવાળા ધૂમનાં લક્ષણો—**

ઝેરથી દૂષિત ધુમાડો સ્રોતોનો વિબંધ કરે છે, તથા નાક અને ચક્ષુનો ઉપઘાત કરે છે. ૧૨૦

**વિષવાળા જળનાં લક્ષણો—**

ઝેરથી દૂષિત કૂવા, તળાવ વગેરેનું જલ દુર્ગન્ધ-યુક્ત, ડહોળાયેલ અને વિકૃત રંગવાળું તથા પીવાથી સોજો, કોઠ, પિડકા અને મરણ લાવે છે. ૧૨૧

**જુદા જુદા સ્થાનમાં ગયેલ વિષની ચિકિત્સા—**

આમાશયગત વિષમાં પ્રથમ વમન અને ચામડીમાં રહેલમાં પ્રદેહ-સેકાદિ ચિકિત્સા વૈદ્યે દોષ અને બલની સમીક્ષા કરીને કરવી. ૧૨૨

આમ મૂલવિષના ભેદો કહ્યા.

**સર્પોના ભેદો અને તેનાં લક્ષણો—**

અહીંથી જંગમના સાંભળ.

અહીંથી પ્રથમ સર્પોની ભેદસહિત ચિકિત્સા કહેવાય છે. ૧૨૩

દર્વીકર, મંડલી અને રાજીમાન એમ ત્રણ જાતના સર્પો યથાક્રમે વાત, પિત્ત અને કફને પ્રકોપાવનારા છે. ૧૨૪

ફેણવાળો દર્વીકર જાણવો, મંડલાકાર ફણાવાળો મંડલી અને ટપકાં-લીંટીઓયુક્ત-ચિત્રિત અંગવાળો સાપ તે રાજીમાન છે. ૧૨૫

વિશેષે કરી તેઓનું વિષ યથાક્રમે રૂક્ષ, કટુ, અમ્લ, ઉષ્ણ, મધુર અને શીતળ છે તેથી તે વાતાદિને પ્રકોપાવનાર છે. ૧૨૬

**દર્વીકર સાપના દંશનાં લક્ષણો—**

દર્વીકરે કરેલો દંશ દાંતના સૂક્ષ્મ ચિહ્નવાળો, કાળો, રક્તની અટકાયતવાળો, કાચબા જેવો અને વાતવ્યાધિ કરનાર માન્યો છે. ૧૨૭

**મંડલી સાપના દંશનાં લક્ષણો—**

મંડલીઓથી કરેલ દંશ ઊંડા દાંતવાળો, શોથયુક્ત, પીળા દેખાવવાળો, પીળા રક્તવાળો અને પિત્તના સર્વ રોગ કરનાર છે. ૧૨૮

**રાજીલ સર્પના દંશનાં લક્ષણો—**

રાજીમાનથી થયેલ દંશ પિચ્છિલ, સ્થિર, સોજો કરનાર, સ્નિગ્ધ, પાંડુ, જામેલા લોહીવાળો અને શ્લેષ્મના વ્યાધિઓને પ્રેરનાર છે. ૧૨૯

**સર્પમાં નર-નારી-નાન્યતરનાં લક્ષણો—**

ગોળ ફણાવાળો, મહાકાય, ફુંફાડા મારતો, ઊંચે જોતો, મોટાં માથાવાળો અને સરખાં અંગવાળો સર્પ નર છે. એનાથી વિપરીત લક્ષણયુક્ત માદા છે. ૧૩૦

અને જે ડરતો હોય તે કલીબ છે.

માદાથી દંશ પામેલ નીચે દૃષ્ટિવાળો અને બેઠેલા સ્વરવાળો મનુષ્ય કમ્પે છે અને આનાથી વિપરીત લક્ષણોથી મનુષ્ય નરથી દંશ પામેલ મનાયેલ છે. ૧૩૧

આ લક્ષણો પરસ્પર મળી જતાં મનુષ્ય નપુંસક સર્પથી ડસાયો છે તેમ કહેવું.

આમ સર્પોનું માદા, નર અને નપુંસકપણાનું આ નિદર્શન કહ્યું. ૧૩૨

**ગર્ભિણી કે પ્રસૂતા સર્પથી દષ્ટમાં લક્ષણો—**

ગર્ભિણીથી દંશ પામેલ મનુષ્ય પાંડુ મુખવાળો, સૂજેલા હોઠવાળો અને કાળાં નેત્રવાળો હોય છે.

સૂતિકાથી દંશ પામેલો બગાસાં- ક્રોધ અને ઉપજિહ્વિકાથી પીડાતો, લાલ અથવા રક્તયુક્ત મૂત્રવાળો હોય છે. ૧૩૩

ગૌધેરકનાં લક્ષણો—

ગૌધેરક નામનો ચાર પગવાળો સર્પ ગોધામાં થાય છે અને તે કૃષ્ણ સર્પની સમાન હોય છે. અને મિશ્ર જાતિઓ જુદી જુદી પ્રકારની હોય છે. ૧૩૪

સર્પદંશની આકૃતિ પ્રમાણે મૃદુતા કે દારુણતા—

ગાઢો કરાયેલ, ગોળ, પીડિત, લંબાણમાં લાગેલો અને પ્રસરેલ દંશ અત્યંત બાધક છે; અને બીજા દંશો છે તે અત્યંત બાધક નથી. ૧૩૫

સર્પની અવસ્થા પ્રમાણે તીક્ષ્ણવિષતા—

તરુણ કૃષ્ણ સર્પો, વૃદ્ધ ગોનસ સર્પો તથા મધ્યવયમાં રાજિમાન સર્પો આશીવિષની ઉપમા લાયક બને છે. ૧૩૫

સર્પોનું ઝેર કઈ દાઢમાં હોય છે—

સર્પની દાઢો ચાર હોય છે. તેઓમાં નીચેની ડાબી સફેદ ઉપરની ડાબી પીળી અને જમણી બાજુની લાલ અને ઉપરની શ્યામ હોય છે. ૧૩૭

પાણીમાંથી કાઢેલ ગાયના વાળ ઉપરથી જેવડું બુંદ પડે છે તેટલું વિષ સર્પની નીચેની ડાબી દાઢમાં હોય છે. ૧૩૮

અને ઉત્તરોત્તર એક, બે, ત્રણ, ચાર—એમ વિષભાગો વધે છે.

તેથી થએલા દંશો સમાન રંગવાળા, ઉત્તરોત્તર બહુ વિષવાળા અને અત્યંત બાધક હોય છે. ૧૩૯

સર્પની વિષ્ટા તથા મૂત્રમાં થતા કીટા—

સર્પોના જ ઝાડા-પેશાબમાંથી જે કીડા થાય છે તે કીટ કહેવાય છે. સંક્ષેપમાં તેઓ દૂષીવિષવાળા અને પ્રાણહારક મનાયા છે. ૧૪૦

વિષવાળા કીડાથી દષ્ટનાં લક્ષણો—

દૂષીવિષ કીડાથી કરડાયેલ અંગ રાતું, ધોળું, કાળું, શ્યામ કે પિડકાવાળું અને કંડૂ, દાહ, વિસર્પ અને પાકવાળું થાય છે તથા ખવાઈ જાય છે. ૧૪૧

પ્રાણહર લક્ષણો સાંભળ. દંશ ઉપર સાપ ડંસતાં જેવો સોજો થાય તેવો ઉગ્ર ગન્ધયુક્ત રક્તવાળો સોજો વધે છે, અક્ષિગૌરવ અને મૂર્ચ્છા થાય છે.

તે પીડાપીડિત હાંફે પણ છે.

દૂષીવિષથી પીડિત તૃષ્ણા અને અરુચિથી પીડાતો હોય છે. ૧૪૨,૧૪૩

લૂતાથી દષ્ટનાં લક્ષણો—

દંશની મધ્યમાં જે કાળું અથવા શ્યાવ, જાલથી આવૃત, બળેલા જેવું, એકદમ પાકી જનાર, ક્લેદ-સોજો અને જ્વરયુક્ત હોય તેને દૂષીવિષયુક્ત લુતાઓથી ડસાયેલ છે તેમ નિર્દેશ કરવો. ૧૪૪½

તે બધાના દંશમાં થતાં લક્ષણ કહેવાય છે. ૧૪૫

સોજો, સફેદ-કાળી-રાતી કે પીળી પિડકાઓ, જ્વર તથા પ્રાણાન્તક શ્વાસ થાય છે અને દાહ, હેડકી અને શિરોગ્રહ પણ થાય છે. ૧૪૬

ઉંદરના દૂષીવિષનાં લક્ષણો—

ઉંદરના દૂષીવિષથી પીડિત મનુષ્યને દંશમાંથી પીળું લોહી વહે છે અને મંડલ, જ્વર, અરુચિ, લોમહર્ષ તથા દાહ પણ થાય છે. ૧૪૭

અસાધ્ય ઉંદરોથી મૂર્ચ્છા, અંગશોથ, વિવર્ણતા, ક્લેદ, બોલેલું ન સંભળાવું, જ્વર, માથું ભારે થવું, લાળ અને લોહીની ઊલટી થાય છે. ૧૪૮

કાકીડાથી દષ્ટનાં લક્ષણો—

કાકીડા વડે ડસાતાં શ્યાવતા, કૃષ્ણતા અથવા જુદા જુદા વર્ણ, મોહ અને પુરીષભેદ થાય છે. ૧૪૯

વૃશ્ચિકથી દષ્ટનાં લક્ષણો—

વીંછીનું ઝેર પ્રથમ અગ્નિ જેમ દાહ કરે છે, ભેદતું

હોય તેમ, એકદમ ઊંચે જાય છે અને પછી દંશમાં આવે છે. ૧૫૦

અસાધ્ય દંશ પામેલ પુરુષ હૃદય, નાક અને જીભના ઉપઘાતવાળો અને ખરતાં માંસની અતિશય વેદનાથી પીડાતો પ્રાણ તજે છે. ૧૫૧

કણભથી દષ્ટનાં લક્ષણો—

કણભથી ડસાતાં વિસર્પ, સોજો, શૂળ, જ્વર અને ઊલટી એ લક્ષણ થાય છે અને દંશ ફાટી જાય છે. ૧૫૨

ઉચ્ચિટિંગથી દષ્ટનાં લક્ષણો—

ઉચ્ચિટિંગથી ડસાયેલ મનુષ્ય રૂંવાડાં ઊભાં થયેલ, સ્તબ્ધ લિંગવાળો, બહુ પીડાયુક્ત અને અંગોને ઠંડા પાણીથી સિંચિત થયેલાં માને છે. ૧૫૩

વિષવાળા દેડકાથી દષ્ટનાં લક્ષણો—

એક દાંતથી પીડાયેલ, પીડાયુકત સોજાવાળો, વર્ણ પીળો અને તૃષાયુકત થાય છે. તથા વિષયુકત દેડકાના ડસવાથી ઊલટી અને નિદ્રા એ લક્ષણ થાય છે. ૧૫૪

વિષવાળાં મત્સ્ય તથા જળોથી દષ્ટનાં લક્ષણો—

વિષયુકત માછલાં દાહ, સોજો અને પીડા કરે છે તથા વિષયુકત જળો કંડૂ, સોજો, જ્વર અને મૂર્ચ્છા કરે છે. ૧૫૫

ગરોળી અને કાનખજૂરાથી દષ્ટનાં લક્ષણો—

ગરોળી દાહ, તોદ, સ્વેદ અને સોજો કરનાર છે. કાનખજૂરાનું વિષ દંશમાં સ્વેદ, પીડા અને દાહ કરે છે. ૧૫૬

મચ્છરથી દષ્ટનાં લક્ષણો—

મચ્છરોથી ખરજવાળો અને મન્દ પીડાવાળો થોડો સોજો થાય છે. અસાધ્ય મચ્છરનો દંશ અસાધ્ય કીટના દંશ જેવો હોય છે. ૧૫૭

માખીથી દષ્ટનાં લક્ષણો—

માખીના દંશ ઉપર એકદમ સ્રાવવાળી, શ્યાવ તથા દાહ-મૂર્ચ્છા અને જ્વરવાળી પિડકા થાય છે. તેઓમાં સ્થગિકામાખી પ્રાણહર છે. ૧૫૮

સ્થાન-કાલ-સ્વભાવ અને પ્રદેશ પ્રમાણે સર્પદંશની અસાધ્યતા—

શ્મશાન, ચૈત્ય, રાફડો, યજ્ઞશાળા તથા દેવમંદિરમાં, પક્ષની સંધિઓમાં, મધ્યાહ્ન, અર્ધ રાત્રે, આઠમને દિવસે અને પાખંડીઓના સ્થાનમાં ડસાએલ મનુષ્યો સાધ્ય થતા નથી. દૃષ્ટિ, શ્વાસ, મલ તથા સ્પર્શમાં વિષથી યુકત આશીવિષોના સંસર્ગવાળા તથા બધા મર્મોમાં ડસાએલ મનુષ્યો એકદમ નાશ પામે છે. ગમે તે સર્પથી પણ સર્વ રીતે આવો જ સંભવ છે. ૧૫૯–૧૬૧

કાલ વગેરેના ભેદથી સર્પના વિષની મૃદુતા અને તીક્ષ્ણતા—

બીધેલ, મત્ત, અબલ, ઉષ્ણાર્ત અને ભૂખ તથા તરસથી પીડાતા મનુષ્યમાં અને તુલ્ય પ્રકૃતિ અને કાલને પામી વિષ વધે છે–નહિ તો ઓછું થાય છે. ૧૫૯-૧૬૨

પાણીમાં વિઘાત પામેલ, ક્ષીણ, બીધેલા, નોળિયાથી જીતાયેલ, વૃદ્ધ, બાળક અને કાંચળી કાઢેલા સર્પો મન્દ વિષવાળા કહ્યા છે. ૧૬૩

આખા દેહમાં સ્થિત વિષને સર્પ ક્રોધથી બહાર કાઢે છે, પરન્તુ તે વિષ આહાર માટે કે ભયથી બહાર કાઢતો નથી. ૧૬૪

કીડાઓમાં વાત વગેરેની પ્રધાનતા—

ઘણું કરી વીંછી અને ઉચ્ચિટિંગ વાતોલ્બણ વિષવાળા, કીટો વાતપિત્તોલ્બણ વિષવાળા અને કણભ વગેરે કફોલ્બણ વિષવાળા છે. ૧૬૫

જે જે દોષનાં લક્ષણો અધિક દેખાય તે તે દોષના વિપરીત ગુણવાળી ઔષધિઓથી ચિકિત્સા કરવી. ૧૬૬

વાતપ્રધાન વિષનું લક્ષણ—

વાતિક વિષમાં–હૃદયની પીડા, ઊર્ધ્વવાત, સ્તંભ, સિરાયામ, હાડકાં અને પર્વની પીડા, ચક્કર આવવા અને ગોટલા ચડવા તથા ગાત્ર શ્યામ થાય છે. ૧૬૭

पित्तप्रधान विषनुं लक्षण—

પૈત્તિક વિષમાં સંજ્ઞાનાશ, ઉષ્ણ નિઃશ્વાસ, હૃદયમાં દાહ, મોઢામાં કટુતા, દંશ ફાટવો અને રાતો તથા પીળો સોજો થાય છે. ૧૬૮

कफप्रधान विषनुं लक्षण—

ઊલટી, અરુચિ, મોળ, પ્રસેક, ઉત્ક્લેશ, ગુરુતા, શીતળતા અને મુખની મધુરતાથી કફાધિક વિષ જાણવું. ૧૬૯

कीटविषनी चिकित्सा—

વાતિકમાં ખાંડથી વ્રણ ઉપર લેપ, તેલનો અભ્યંગ, નાડી અને પુલાક વગેરેથી સ્વેદન અને બૃંહણવિધિ હિતકારી છે. ૧૭૦

બહુ ઠંડા પરિષેક અને લેપોથી પૈત્તિકને રોકવું અને લેખન, છેદન, સ્વેદન અને વમનો વડે શ્લૈષ્મિકને જીતવું. ૧૭૧

વીંછી અને ઉચ્ચિટિંગ વિનાનાં સર્વ સ્થાનગત સર્વ વિષોમાં ઘણુંખરું શીતળ વિધિ હિતકર્તા છે. ૧૭૨

વીંછીના વિષમાં સ્વેદ, ઘી અને સિંધવથી અભ્યંગ, ગરમ પરિષેચનો અને ઘીના ભોજન અને પાન યોજવાં. ૧૭૩

એનો એજ વિધિ ઉચ્ચિટિંગના વિષમાં કરવો; પણ નવશેકા પાણીથી ગરમ કરેલ રેતીથી પ્રતિલોમ ઉવટણ અને ઘન રેતીથી ઢાંકણ કરવું. ૧૭૪

विषयुक्त कूतरा वगेरेथी दष्टनां लक्षणो—

ત્રિદોષના પ્રકોપથી તથા ધાતુની વિષમતાથી કૂતરું માથાના અભિતાપવાળું, લાળના આવવાળું અને નીચા મુખવાળું થાય છે. ૧૭૫

કફ અને વાતનું પ્રકોપણ કરનાર એવાં બીજાં હિંસક પ્રાણીઓ હૃદયરોગ, શિરોરોગ, જ્વર, જકડાટ, તરસ અને મૂર્છા કરનાર મનાય છે. ૧૭૬

विषयुक्त अने निर्विष दंशनां लक्षणो—

ખરજ, તોદ, વિવર્ણતા, સુપ્તતા, ક્લેદ, ઉપશોષણ, વિદાહ, રાગ, પીડા, પાક, સોજો, ગ્રંથિપ્રાદુર્ભાવ, દંશભાગ ફાટી જવો, સ્ફોટ, કર્ણિકા, મંડલ અને જ્વર–એ લક્ષણો સવિષમાં થાય છે અને નિર્વિષમાં એથી વિપરીત થાય છે. ૧૭૭,૧૭૮

विषमां हृद्दिदाह अने प्रसेकनी चिकित्सा—

ત્યારે અવસ્થામુજબ પહેલાં કહેલા બધા ઉપક્રમો યોજવા જોઈએ અને બીજી વિધિ યથાવત્ કહું છું તે મારી પાસેથી સાંભળ. ૧૭૯

હૃદયમાં દાહ થતાં અથવા પ્રસેકમાં અવસ્થામુજબ એકદમ વિરેચન અને વમન યોજવું. શુદ્ધ થતાં સંસર્જનક્રમ કરવો. ૧૮૦

शिरमां पहोंचेल विषनी चिकित्सा—

મસ્તકમાં પહોંચેલ વિષમાં બુદ્ધિમાન મનુષ્યે બપોરિયો, ભારંગી અને કૃષ્ણ તુલસીનાં મૂળોથી નસ્યકર્મ કરવું. ૧૮૧

નીચેની બાજુ દંશ પામેલ મનુષ્યના માથાના ક્ષત ઉપર કૂકડા, કાગડા કે મોરનું રક્તયુક્ત માંસ મૂકવું અને ઉપરની બાજુ દંશ પામેલને પગના ક્ષત ઉપર મૂકવું. ૧૮૨

आंखमां पहोंचेल विषनी चिकित्सा—

રોહિત મત્સ્યના પિત્તથી પીસેલ લીંડીપીપર, મરી, જવખાર, ઘોડાવજ, સિંધવ અને સરગવો–આંજવાથી અક્ષિગત વિષને હણે છે. ૧૮૩

कंठमां पहोंचेल विषनी चिकित्सा—

કંઠગત વિષમાં સાકર અને મધ સાથે કાચું કોઠ ચાટવું.

आमाशयमां पहोंचेल विषनी चिकित्सा—

અને આમાશયગતમાં તેઓ બે સાથે તગરનું એક પલ ચૂર્ણ ચાટવું. ૧૮૪

पक्वाशयमां पहोंचेल विषनी चिकित्सा—

પકવાશયગત વિષમાં મનુષ્યે લીંડીપીપર, હળદર, દારુહળદર અને મજીઠ સરખે ભાગે વાટીને ગાયના પિત્ત સાથે પીવાં. ૧૮૫

रसमां पहोंचेल विषनी चिकित्सा—

રસગત વિષમાં ધોનું સૂકાયેલ અને ચૂર્ણ કરેલ લોહી અને માંસનું કોઠના રસ સાથેનું પાન હિતકર છે. ૧૮૬

रक्तमां पहोंचेल विषनी चिकित्सा—

શેલુ, બોરડી, ઊંબરો અને વાપુંભાનાં મૂળ, છાલ અને પત્રાંકુરો રક્તગત વિષમાં પીવાં.

मांसमां पहोंचेल विषनी चिकित्सा—

માંસગતમાં મધયુક્ત, ખદિર, લીંબડો અને કુડાનાં મૂળ પાણી સાથે પીવાં.

અને બધામાં બે બલા, મહુડો, જેઠીમધ અને તગર પીવાં. ૧૮૭,૧૮૮

ઉદીર્ણ કફમાં લીંડીપીપર, સૂંઠ અને જવખાર માખણમાં મેળવીને વૈદ્યે પ્રતિસારણ કરવું. ૧૮૯

विषमां मांस्यादि योग—

પાણીથી પીસેલ જટામાંસી, કેસર, તમાલપત્ર, તજ, હળદર, તગર, ચન્દન, મનઃશિલ, નખલા અને તુલસી વડે કરેલ પાન, નસ્ય, અંજન અને લેપો બધા સોજા અને વિષનો નાશ કરનાર છે. ૧૯૦½

चन्दनादि योग—

ચન્દન, તગર, કઠ, હળદર, દારુહળદર, તજ, મનઃશિલ, તમાલ, પારો, નાગકેશર અને નખલા–ચોખાના ધોણથી બરાબર વાટીને પાનાદિ કરવાથી, જેમ ઇન્દ્રનું વજ્ર અસુરોને હણે છે તેમ, તે સર્વ વિષોને હણે છે. ૧૯૧–૧૯૨½

सिन्धुवारादि योग—

સરસડાંના ફૂલના રસમાં સાત દિવસ ભાવના આપેલ સફેદ મરી સર્પે ડસેલ મનુષ્યોનાં નસ્ય, પાન અને અંજનમાં હિતકર છે. ૧૯૩½

તગર અને કઠ બે પલ, ઘી અને મધ ચાર પલ–એ પીણું તક્ષકથી ડસાયેલને પણ સુખ આપનાર છે. ૧૯૪½

દર્વીકર સર્પોથી દંશ થતાં નગોડનું મૂળ અને સફેદ ગરણીનું પાન કરવું અને મધયુક્ત કઠથી નસ્ય કરાવવું. ૧૯૫½

मंजिष्ठादि योग—

મંડલી સર્પોના વિષમાં મજીઠ, જેઠીમધ, જીવક, ઋષભક, સાકર, શીવણ અને વડની કૂંપળોનું પાન કરવું. ૧૯૬½

व्योषादि योग—

ત્રિકટુ, અતિવિષની કળી, કઠ, ઘરનો ધુમાડો, રેણુકબીજ, તગર, કડુ અને મધ–રાજીમાનોના વિષને હણે છે. ૧૯૭½

गृहधूमादि योग—

ઘરનો ધુમાડો, હળદર, દારુહળદર, મૂલસહિત તાંદળજો, મધ અને ઘી મેળવી વાસુકિ નાગથી ડસાયેલાએ પણ પાન કરવું. ૧૯૮½

कीटना विष उपर बे लेप—

મનુષ્ય શુદ્ધ થતાં, દંશ પર કરેલો ક્ષીરિવૃક્ષની છાલનો લેપ કીટવિષને હણનાર છે. ૧૯૯

મોતીનો લેપ સોજો, દાહ, તોદ અને જ્વરનો શ્રેષ્ઠ નાશક છે. ૧૯૯½

लूताना विषमां सिद्ध योगो—

સુખડ, પદ્મકાષ્ઠ, વાળો, સરસડો, નગોડ, ક્ષીરશુકલા,

તગર, કઠ, પાડળ, વાળો અને ઉપલસરીનો શેલુના રસમાં પીસેલો લેપ લૂતાઓમાં બધાં કર્મમાં ઉપયોગી છે. ૨૦૦,૨૦૧

યોગ મુજબ વિચાર કરીને આલેપન ઇત્યાદિમાં આ યોગ યોજવો.

મહુડાં, જેઠીમધ, કઠ,સરસડો, વાળો, પાડળ, લીંબડો, ઉપલસરી અને મધનું પાન લૂતાનું વિષ હરનાર છે. ૨૦૨

કસુંબીનું ફૂલ, ગાયના દાંત, દારુડી, કબુતરની ચરક, નેપાળો, નસોતર અને સિંધવ એ કીટ અને લૂતા બન્નેના ડંખ દૂર કરનાર છે. ૨૦૩

વાપુંભા, સાદડ, સરસડો, શેલુ અને ક્ષીરિવૃક્ષોની છાલના ઉકાળા, કલ્ક અને ચૂર્ણો કીટ અને લૂતાના વ્રણોને હણનાર છે. ૨૦૪

ઉંદરના વિષમાં અગદ—

સરખા ભાગે અને સારી પેઠે પીસેલ તજ અને સૂંઠ ઊના પાણી સાથે પીવાં. તે ઉંદરોના સર્વ વિષને હણે છે. ૨૦૫

વીંછી વગેરેના વિષમાં અગદ—

વાટેલ ઇન્દ્રજવ, તગર, જાલમાલિની અને કડવી તુંબડી-આ યોગ પાન અને પ્રધમન નસ્ય વગેરે વડે વીંછી, ઉંદર, લૂતા તથા સર્પોના વિષને હરે છે. આ અમૃતસમાન છે અને ગર તથા અજીર્ણનો નાશ કરે છે. ૨૦૬,૨૦૭

કૈકંટકમાં દોષમુજબ સર્વે અગદો યોજવાં જોઈએ.

વીંછીના વિષમાં કબૂતરની ચરક, બીજોરું, સરસડાનાં ફૂલનો રસ, આંખફૂટામણી, આકડાનું દૂધ, સૂંઠ, કણુઝ અને મધનો દંશ પર લેપ કરવો. ૨૦૮½

દેડકાના વિષમાં અગદ—

દેડકાના વિષમાં થોરના દૂધથી વાટેલ સરસડાનાં ફળનો લેપ કરવો. ૨૦૯

મત્સ્યના વિષમાં અગદ—

માછલાના વિષમાં સફેદ ગરણીનાં મૂળ, ત્રિકટુ અને ઘીનો લેપ કરવો. ૨૦૯½

જળોના વિષની ચિકિત્સા—

કીટથી દંશ પામેલની ચિકિત્સા સમાન છે. જળોથી દંશ પામેલની બધી ચિકિત્સા અને ઘણુંકરી વાત-પિત્તઘ્ન ચિકિત્સા પણ તેમાં પ્રશસ્ત છે. ૨૧૦½

ઉચ્ચિટિંગ અને કણભની ચિકિત્સા—

વીંછી માટેનો યોગ ઉચ્ચિટિંગનો અને ઉંદર માટેનો યોગ ઔન્દુર કણભનું ઔષધ છે. ૨૧૧

વિશ્વંભર વગેરેમાં અગદ—

ઘોડાવજ, વાંસની છાલ, કાળીપાટ, તગર, તુલસીનાં માંજર, બે બલા, નોળવેલ, કઠ, સરસડો, હળદર, દારુહળદર, પીઠવણ, શાલવણ, ગરણી, અજગંધા, શિલાજિત, કતૃણ, વાપુંભા, જવખાર, ઘરનો ધુમાડો અને મનઃશિલ-રોહિતક મત્સ્યના પિત્તથી પીસીને બનાવેલ પરમ અગદ વિશ્વંભરા વગેરે કીડાઓમાં નસ્ય, અંજન વગેરે તથા લેપો કરવામાં હિતકારી છે. ૨૧૨-૨૧૪

શતપદીના વિષની ચિકિત્સા—

સુરામંડયુક્ત સાજીખાર, બકરીની લીંડીનો ક્ષાર, તુલસી અને આંખફુટામણી શતપદીના વિષમાં હિત-કર્તા છે. ૨૧૫

ગરોળીના વિષની ચિકિત્સા—

કોઠ, આંખફુટામણી, આકડાનાં બીજ, ત્રિકટુ, કણુઝ, હળદર અને દારુહળદર ગરોળીના વિષને જીતે છે. ૨૧૬

કાકાંડના રસથી યુક્ત તાંદળજો વિષોની ચિકિત્સામાં શ્રેષ્ઠ છે અને મોરના પિત્તયુક્ત વાયસપીલુક પણ તે પ્રમાણે છે. ૨૧૭

પંચશિરીષ અગદ--

સરખા ભાગે લીધેલાં સરસડાનાં ફળ, મૂળ, છાલ, ફૂલ અને પાનથી બનાવેલ આ શ્રેષ્ઠ પંચશિરીષ અગદ વિષોનો વધ કરવામાં પ્રવર છે. ૨૧૮

(એમ પંચશિરીષ અગદ કહ્યો.)

નખ તથા દન્તવિષનાં લક્ષણો અને ચિકિત્સા--

ચોપગાંથી અથવા બેપગાંથી જે નખક્ષત કે દંતક્ષત થાય છે તે સૂજી જાય છે, પાકે છે, સ્રવે છે અને જ્વર પણ લાવે છે. ૨૧૯

સફેદ ખેર, અશ્વકર્ણ, ગળજીભી, હંસરાજ, હળદર, દારુહળદર અને સોનાગેરુનો લેપ નખ અને દાંતનું વિષ હરનાર છે. ૨૨૦

શંકાવિષનાં લક્ષણો--

ગાઢ અન્ધકારમાં ગમે તેનાથી વીંધાયેલને વિષની શંકા વડે વિષનો ઉદ્વેગ થતાં જ્વર, ઊલટી, મૂર્ચ્છા અથવા દાહ પણ થાય છે અને ગ્લાનિ, મોહ અને અતિસાર પણ થાય છે એને શંકાવિષ મનાય છે.

ડાહ્યા પુરુષે આશ્વાસન આપતાં તેની આ ચિકિત્સા કરવી. ૨૨૧,૨૨૨

સાકર, ગંધક, દ્રાક્ષ, ક્ષીરવિદારી, જેઠીમધ અને મધનું પાન, મંત્રથી પવિત્ર કરેલ પાણી છાંટવું અને સાન્ત્વન તથા હર્ષણક્રિયા કરાવવી. ૨૨૩

વિષથી પીડિતને હિતકર અન્નપાન--

ભોજનને માટે શાલિ ચોખા, સાઠી ચોખા, કોદરા અને ઘઉંલા પ્રશસ્ત છે અને મીઠાં માટે સિંધવ પ્રશસ્ત છે. ૨૨૪

તાંદળજો, ડોડી, રીંગણાં, સુનિષણ્ણક, ચુચ્ચૂપર્ણી, બ્રાહ્મી અને કારેલાંનાં શાક હિતકર્તા છે. ૨૨૫

ખટાશ માટે આમળાં અને દાડમ, મગ અને રેણુકાબીજથી બનાવેલ યૂષો અને એણ, મોર, શાહુડી, લાવાં, તેતર તથા પૃષતના માંસરસો હિતકર છે. ૨૨૬

વિષહર ઔષધિઓથી યુક્ત માંસરસો, સંસ્કૃત યૂષો અને વિદાહ ન કરે તેવાં ભોજનો--એ વિષપીડિતનું ઔષધ છે. ૨૨૭

વિષથી પીડિતને અહિત--

વિષમુક્ત થયેલાએ પણ ખાસ કરીને વિરુદ્ધ ભોજન, અધ્યશન, ક્રોધ, ભૂખ, ભય, મહેનત, મૈથુન અને દિવાસ્વપ્નનો ત્યાગ કરવો. ૨૨૮

દુષ્ટ પશુઓના વિષનાં લક્ષણો અને ચિકિત્સા--

વારેવારે માથું હલાવવું, સોજો, હોઠ અને કાન શિથિલ થવા, જ્વર, આંખો અને અવયવ સ્તબ્ધ થવા, હનુકમ્પ, અંગમર્દ, રૂંવાડાં ખરી જવાં, ગ્લાનિ, અરુચિ, કમ્પ અને ભ્રમ એ લક્ષણો દંશ પામેલ ચોપગામાં થાય છે. ૨૨૯,૨૩૦.

દેવદાર, હળદર દારુહળદર, સરલ, ચન્દન, અગર, રાસ્ના, ગોરોચન, જીરું, ગુગળ, શેરડીનો રસ, તગર, સિંધવ અને ઉપલસરીનું--ગાયનાં પિત્ત અને મધયુક્ત ચૂર્ણ--એ દંશ પામેલા ચોપાગા માટે સર્વ કર્મમાં યોજવા લાયક ઓસડ છે. ૨૩૧,૨૩૨

ગરવિષનાં લક્ષણો અને ચિકિત્સા--

સ્ત્રીઓ પોતાનું ચલણ થવા માટે અન્નમાં મેળવેલ પરસેવો, રજઃસ્રાવનું રક્ત અને જુદા જુદા અવયવોના મળ આપે છે તથા શત્રુઓએ યોજેલ વિષો સ્ત્રીઓ આપે છે. ૨૩૩

તેનાથી તે પાંડુરોગી, કૃશ, અલ્પ અગ્નિવાળો અને તેને ગરજન્ય મર્મપ્રધમન, આધ્માન તથા હાથપગનો સોજો થાય છે. ૨૩૪

ઉદરરોગ, ગ્રહણીદોષ, રાજયક્ષ્મા, ગુલ્મ થાય અને જ્વર અને એવા બીજા વ્યાધિનાં લક્ષણો પણ દેખાય છે. ૨૩૫

ઘણુંખરું તે સ્વપ્નમાં બિલાડાં, શિયાળ, સાપ. નોળિયાં, વાંદરા. શુષ્ક વનસ્પતિઓ અને નદીઓ વગેરે જુએ છે. ૨૩૬

સ્વપ્નમાં પોતાના ગોરા દેહને કાળો અને કાળાને ગોરા, વિકૃત કાન અને નાકવાળો કે નષ્ટ ઇન્દ્રિયવાળો પણ જુએ છે. ૨૩૭

તેને જોઈને બુદ્ધિમાન વૈદ્યે શું, કોની સાથે અને ક્યારે ખાધું એમ પૂછવું. એમ જાણીને વૈદ્યે એકદમ વમન આપવું. ૨૩૮

તેને હૃદયનું શોધન કરનાર મધયુક્ત તાંબાનું સૂક્ષ્મ ચૂર્ણ આપવું. પછી હૃદય શુધ્ધ થતાં એક શાણ સોનાનું ચૂર્ણ આપવું. ૨૩૯

સોનું સર્વ વિષોને અને ગરોને એકદમ શાન્ત કરે છે.

પદ્મના પત્રમાં જલની જેમ સોનું પીનારના શરીરમાં વિષ ચોંટતું નથી. ૨૪૦

દરેક વિષમાં ઘી અમૃત છે—

નાગદન્તી, નસોતર, નેપાળો, દ્રવન્તી, થોરનું દૂધ અને આંઢળથી પકાવેલ આઢક ગોમૂત્રયુક્ત ભેંસનું ઘી— સાપ અને કીટના વિષથી પીડાતા તથા ગરથી પીડાતા રોગીઓની શાન્તિને માટે હિતકર્તા છે. ૨૪૧૨

સરસડાની છાલ, ત્રિકટુ, ત્રિફલા, ચન્દન, ઉત્પલ, એ બલા, ઉપલસરી, ગરણી, સુરભી, લીંબડો, પાડળ, બપોરિયો, તુવેર, મોરવેલ, અરડૂસી, તુળસી. કડાછાલ, કાળીપાટ, અંકોલ, આસંધ, આકડાનાં મૂળ, જેઠીમધ, પદ્મકાષ્ઠ, ઇન્દ્રવારુણી, ભોરીંગણી, લાખ, કાંચનાર, શતાવરી, વાપુંભા, નેપાળો, અઘેડો, પીઠવણ, રસવન્તી, સફેદ ભંડા, તણછ. કઠ, દેવદાર, ધઉંલા, વિકારીકંદ, જેઠીમધનો સાર, કણુઝનાં ફળ અને છાલ, હળદર, દારુહળદર અને લોધર—દરેક એક કર્ષ લાટી, સરખા ભાગે પાણી, બકરી અને ગાયના મૂત્રના ત્રણ આઢકમાં એક આઢક ઘી પકાવવું; તે વિષહર છે. પાન-અભ્યંગ અને નસ્ય કરવાથી તે અપસ્માર, ક્ષય. ઉન્માદ, ભૂતદોષ, ગ્રહ, ગરદોષ, ઉદરરોગ, પાંડુરોગ, કૃમિ, ગુલ્મ, પ્લીહા, ઊરુસ્તંભ, કામલા, હનુગ્રહ, સ્કંધગ્રહ વગેરેને હણે છે તથા વિષ અને ફાંસાથી મરેલ મનુષ્યોને જીવાડે પણ છે. સર્વ વિષોમાં આ અમૃત નામનું સર્વ વિષોમાં ઉત્તમ ઘી છે. ૨૪૨-૨૪૯

(આ પ્રમાણે અમૃતઘૃત કહ્યું.)

સર્પવિષમાં સામાન્ય ચિકિત્સા—

તે બાબતમાં શ્લોકો છે કે—

છત્રી અને ચીરાએલ વાંસ હાથમાં લઈ રાત્રિ અને દિવસે ફરવું. તેઓની છાયા અને અવાજથી ત્રાસ પામેલા સર્પો શીઘ્ર નાશી જાય છે. ૨૫૦

દંશ થતાં જ તેણે તે સર્પને કે માટીના ઢેફાને ડસવું. ઉપર અરિષ્ટા બાંધવી અને દંશને છેદવો તથા બાળવો. ૨૫૧

હીરો, મરકતમણિ, સાર, પિચુક, વિષમૂષિકા, પદ્મરાગ, સર્પમણિ, લસણીયો, ગજમુક્તા, ગરમણિ અને જે વિષઘ્ન શ્રેષ્ઠ ઔષધિઓ હોય તેને ધારણ કરવી જોઈએ; તથા મેના, ક્રૌંચ, મોર, હંસ, પોપટ વગેરે પક્ષીઓ પણ પાળવાં જોઈએ. ૨૫૨,૨૫૩

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

એમ બે પ્રકારના વિષના રોગોનું બહુ પ્રકારનું આ ઔષધ વિસ્તારથી કહ્યું. જેને ભણી તથા જાણીને તે પ્રમાણે પ્રયોગ કરનાર બુદ્ધિમાન મનુષ્યને વિષો અસર કરી શકતાં નથી. ૨૫૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરક વડે પ્રતિસંસ્કાર પામેલ આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'વિષચિકિત્સિત' નામક ત્રેવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૩

---

# અધ્યાય ચોવીસમો

## મદાત્યય ચિકિત્સિત

मदात्यय चिकित्सितनो उपक्रम—

"હવે અહીંથી 'મદાત્યય ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

मद्यनी प्रशंसा—

જે પૂર્વકાલમાં ઇન્દ્રસહિત દેવતાઓથી પૂજાયેલ હતી, જે સૌત્રામણિ યજ્ઞમાં હોમાય છે, જે કર્મકાંડીઓ વડે પ્રતિષ્ઠા પામી છે, જે યજ્ઞનું વહન કરે છે, જેના વડે સોમના અતિશય પાનથી પતિત થયેલ અત્યંત ઓજરહિત અને અંધારામાં પ્રવિષ્ટ થયેલ ઇન્દ્ર તે સંકટમાંથી બહાર નીકળ્યો હતો. વેદમાં કહેલ વિધિ વડે અથવા યજ્ઞ કરતા મહાત્માઓ વડે યજ્ઞની સિદ્ધિ માટે જે દૃશ્ય-સ્પૃશ્ય અને પ્રકલ્પના કરવા યોગ્ય અને યજ્ઞીય છે. ૩–૫

જે યોનિ, સંસ્કાર તથા નામાદિવિશેષોથી બહુ પ્રકારની છે છતાંય સામાન્ય રીતે મદ કરનાર લક્ષણવાળી હોવાથી તે એક જ પ્રકારની છે. ૬

જે અમૃત બનીને દેવોને, જે સ્વધા બનીને પિતૃઓને અને જે સોમ બનીને બ્રાહ્મણોને ઉત્તમ શ્રેયોથી જોડે છે. ૭

જે અશ્વિનીકુમારોનું [illegible] તેજ છે, જે સરસ્વતીનું બળ છે, જે ઇન્દ્રનું વીર્ય છે અને જે સિદ્ધ થયેલ છે, જે સૌત્રામણિ યજ્ઞમાં સોમરૂપ છે. ૮

જે શોક-બેચેની-ભય અને ઉદ્વેગનો નાશ કરનાર, મહાબલવાળી છે, જે પ્રીતિ છે, જે રતિ છે, જે વાણી છે, જે પુષ્ટિ છે અને જે નિર્વૃત્તિ છે ૯

सुराना पाननो विधि—

જે દેવ, અસુર, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ અને મનુષ્યોથી 'રતિ સુરા' કહેવાયેલ છે તે સુરાને વિધિ પ્રમાણે પીવી. ૧૦

શારીરિક સંસ્કાર કરેલ, પવિત્ર, ઉત્તમ ગંધયુક્ત, ઋતુ મુજબ તીવ્ર ગંધવાળાં નિર્મલ વસ્ત્રો પહેરેલ, જુદી જુદી વિચિત્ર માળાઓ પહેરેલ, રત્ન અને આભૂષણો પહેરેલ મનુષ્યે દેવ અને બ્રાહ્મણોને પૂજી, ઉત્તમ મંગલોને સ્પર્શ કરી, ઋતુને અનુસાર ફૂલ પાથરેલા, પ્રશસ્ત પ્રિયજનોયુક્ત, શ્રેષ્ઠ અને ધૂપની ગંધથી સુગન્ધિત પ્રદેશમાં મૂકેલાં ઓશીકાંયુક્ત અને સારી રીતે બિછાવેલ શયન અને આસનોપર બેસીને અથવા તો પોતાના શરીરને સુખ પડે તેમ આડા પડીને સુવર્ણનાં-રૂપાનાં તથા મણિનાં પવિત્ર પાત્રો વડે અથવા બીજાં સારી રીતે બનાવેલાં પાત્રો વડે દરરોજ મદ્ય પીવું. રૂપ અને યૌવનથી મત્ત, વિશેષે કરી શિક્ષણ પામેલી, ઋતુ અનુસાર વસ્ત્ર-આભૂષણ અને માલાઓથી આભૂષિત, પવિત્રતા અને પ્રેમવાળી, ઇષ્ટ સ્ત્રીઓ વડે અહીંતહીં શરીર દબાવતાં ઉત્તમ મદ્ય પીવું ૧૧–૧૭

મદ્યને અનુકૂલ જુદાં જુદાં શુભકારી લીલાં ફળો, ઋતુયોગ્ય લવણ તથા ગંધદ્રવ્યયુક્ત ચટણીઓસહિત, ભૂચર-જલચર અને આકાશગામી પ્રાણીઓનાં જૂદા જૂદા પ્રકારનાં શેકેલાં માંસો વડે, રસોઈઆઓએ બનાવેલાં જુદાં જુદાં ભક્ષ્યોસહિત, પહેલાં દેવતાઓને પૂજીને તથા સ્વસ્તિવાચન કરાવીને તથા અર્થીઓને પૃથ્વી ઉપર જલયુક્ત મદ્ય આપીને મદ્યપાન કરવું. ૧૮–૨૦

वातल वगेरेना पाननो विधि—

અભ્યંગ, ઉત્સાદન સ્નાન, વસ્ત્ર, ધૂપન અને અનુલેપન કરી તથા સ્નિગ્ધ અને ઉષ્ણ ભોજન કરીને વાતિક પુરુષે મદ્ય પીવું. ૨૧

વિવિધ શીતલ ઉપચારો કરી, મધુર સ્નિગ્ધ અને શીતળ અન્નનું ભોજન કરીને મદ્ય પીતા પૈત્તિક પુરુષને હાનિ થતી નથી. ૨૨

જવ અને ઘઉંનું ભોજન કરનાર કફલ પુરુષે, ઉષ્ણ

ઉપચારોથી યુક્ત થઈ, મરીથી સંસ્કૃત જાંગલ પ્રાણીઓના માંસ સાથે મદ્ય પીવું. ૨૩

આ વિધિ ધનાઢ્યોને માટે છે અને જે ભવિષ્યમાં ધનાઢ્ય થવાના છે તેઓએ પોતાની સ્થિતિ મુજબ માત્રામાં હિતકર્તા મદ્ય પીવું. ૨૪

ઘણુંકરી વાતિકને ગૌડ અને પૈષ્ટિક તથા કફ અને પિત્તાધિકને માટે જે માધવ અને માર્દીક મદ્ય છે તે હિત કરનાર છે. ૨૫

વિધિ પ્રમાણે સેવન કરેલ મદ્યના ગુણો—

બહુ દ્રવ્યમાંથી થનાર, બહુ ગુણવાન, બહુ કામ કરનાર તથા મદ કરનાર તથા તે મદ્ય, ગુણ અને દોષો વડે બે પ્રકારનાં દેખાય છે. ૨૬

જે પ્રહૃષ્ટ પુરુષ વિધિ પ્રમાણે, માત્રામાં, યથાકાળે, હિતકર અન્નો સાથે અને બલ મુજબ મદ્ય પીએ છે, તેને માટે તે અમૃતસમાન છે. ૨૭

વિધિ વગર સેવન કરેલ મદ્યના દોષો—

અને જે રૂક્ષ તથા નિત્ય વ્યાયામ કરનાર પુરુષ જેવું મળે તેવું અને અતિશય મદ્ય પીએ છે તેને માટે તે વિષસમાન થાય છે. ૨૮

મદ્યના દશ ગુણો અને કર્મો—

મદ્ય હૃદયમાં પ્રવેશીને પોતાના દશ ગુણો વડે ઓજના દશ ગુણોને સંક્ષુબ્ધ કરીને ચિત્તને વિકૃત બનાવે છે. ૨૯

મદ્ય લઘુ, ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, અમ્લ, વ્યવાયી, આશુગ, રૂક્ષ, વિકાશી અને વિશદ એમ દશ ગુણવાળું કહેલ છે. ૩૦

ઓજ ગુરુ, શીત, મૃદુ, શ્લક્ષ્ણ, બહલ, મધુર, સ્થિર, પ્રસન્ન, પિચ્છિલ અને સ્નિગ્ધ એમ દશ ગુણવાળું કહેલ છે. ૩૧

ગુરુતાને લઘુતાથી, શીતતાને ઉષ્ણતાથી, મધુરતાને અમ્લ સ્વભાવથી, મૃદુતાને તીક્ષ્ણતાથી, પ્રસાદને આશુભાવથી, સ્નેહને રૂક્ષતાથી, સ્થિરતાને વ્યવાયીપણાથી, શ્લક્ષ્ણતાને વિકાશીભાવથી, પિચ્છિલતાને વૈશદ્યથી તથા સાન્દ્રતાને સૂક્ષ્મતાથી—એમ મદ્ય પોતાના ગુણો વડે ઓજના ગુણોને હણે છે; અને તેના આશ્રિત મનને શીઘ્ર સંક્ષોભ પમાડીને મદ પેદા કરે છે. ૩૨–૩૪

રસ તથા વાતદિના માર્ગોનું, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો તથા આત્માનું અને ઉત્કૃષ્ટ ઓજનું સ્થાન હૃદય કહેવાય છે. ૩૫

મદ્ય અતિશય પીવાને કારણે ઓજનો અભિઘાત થવાથી, તે હૃદય અને ત્યાં જે ધાતુઓ રહેલી હોય તે પણ વિકૃત બને છે. ૩૬

ઓજનો વિઘાત ન થતાં તથા હૃદય પ્રતિબોધિત થતાં પૂર્વમદ, અલ્પ વિઘાત થવાથી મધ્યમ મદ અને સંપૂર્ણ વિઘાત થતાં ઉત્તમ મદ થાય છે. ૩૭

પૈષ્ટિક મદ્ય ઓજનો આવો વિઘાત કરતું નથી; કારણ કે તેમાં વિકાશી, રૂક્ષ અને વિશદ ગુણો વધુ હોતા નથી. ૩૮

મદનું લક્ષણ —

મદ્યના ગુણો હૃદયમાં દાખલ થતાં હર્ષ, અભિલાષા, રતિ, સુખ તથા મદ્યના અતિશય સેવનથી મનને અનુકૂલ જુદાં જુદાં રાજસ-તામસ મોહ અને નિદ્રાન્ત વિકારો પણ થાય છે. તે મદ્યજનિત ભ્રમનું નામ 'મદ' કહેવાય છે. ૩૯,૪૦

મદના ત્રણ ભેદ અને તેનાં લક્ષણો—

પીવાતા મદ્યના પૂર્વ, મધ્યમ અને અન્ત્ય એમ ત્રણ મદ જાણવા. તેઓને લક્ષણો દ્વારા કહીએ છીએ. ૪૧

પ્રથમ મદ હર્ષ કરનાર, પ્રીતિકર, પાન અને અન્નના ગુણોનું દર્શક, વાદ્ય-ગીત-હાસ્ય તથા કથાઓનું

પ્રવર્તક, બુદ્ધિ અને સ્મૃતિને ન હણનાર, વિષયોમાં અસમર્થ ન કરનાર, સુખેથી નિદ્રા તથા પ્રબોધ કરનાર તથા સુખદાતા છે. ૪૨,૪૩

ઘડીકમાં સ્મૃતિ, ઘડીકમાં મોહ, ઘડી ઘડીમાં અસ્પષ્ટ અટકતી વાણી, યોગ્ય અને અયોગ્ય બકવાટ, ચક્કર આવવા, વિપરીતતાસહિત સ્થાન-પાન-ભોજન અને વાતચીતની યોજના—એ લક્ષણો મધ્યમ મદમાં પ્રવેશ થતાં જાણવાં. ૪૪,૪૫

મધ્યમ મદનું ઉલ્લંઘન કરી ઉત્તમ મદને પ્રાપ્ત થતાં રાજસ અને તામસ પુરુષોને એવું કાંઈ અશુભ નથી કે જે તેઓ ન કરે. ૪૬

જેમ મુસાફર દુઃખકર અન્તવાળા અને બહુ દોષ-વાળા માર્ગે જતા નથી તેમ ઉન્માદના જેવા દારુણ તેવી જાતના મદને કયો વિદ્વાન પામે? ૪૭

તૃતીય મદ પ્રાપ્ત થતાં મદ તથા મોહથી આવૃત્ત મદવાળો તે ભાંગેલા લાકડા જેવો નિષ્ક્રિય થઈ જીવતાં છતાં મરેલ જેવો છે. ૪૮

તે મનુષ્ય રમણીય વિષયોને જાણતો નથી, મિત્રોને પણ જાણતો નથી તથા જે ઇચ્છાથી મદ્યને પીએ છે તે સુખને પણ મેળવતો નથી. ૪૯

જે અવસ્થામાં રહેલ મનુષ્ય સંસારમાં કાર્ય, અકાર્ય, સુખ, દુઃખ અને હિત તથા અહિત જાણતો નથી તેવી અવસ્થાને કયો ડાહ્યો પુરુષ પ્રાપ્ત કરે? ૫૦

તે સર્વ પ્રાણીનો દોષકર્તા, નિન્દ્ય અને અગ્રાહ્ય છે તથા તે વ્યસનને લીધે પરિણામમાં દુઃખકર વ્યાધિને મેળવે છે. ૫૧

મદ્યના દોષો—

પ્રાણીમાત્રનું જન્માન્તરમાં અને આ લોકમાં જે શ્રેય છે તથા મોક્ષમાં પણ જે શ્રેષ્ઠ કલ્યાણ છે તે સર્વ મનઃસમાધિને આધીન છે. ૫૨

જેમ કિનારા ઉપર રહેલ ઝાડને વાયુનો મહાન વેગ ક્ષુબ્ધ કરે છે તેમ મદ્ય આ મનનો મહાન સંક્ષોભ કરે છે. ૫૩

રાજસ તથા મોહથી પરાજય પામેલા અજ્ઞાનીઓ તે મહાદોષવાળા અને મહારોગરૂપ તે મદ્યપ્રસંગને સુખરૂપ માને છે. ૫૪

મદ્યથી નષ્ટ જ્ઞાનવાળા, સાત્ત્વિક ગુણથી રહિત, મદાન્ધ અને મદના લાલચુ લોકો કલ્યાણથી રહિત બને છે. ૫૫

મદ્યમાં મોહ, ભય, શોક, ક્રોધ અને મૃત્યુ છે. ઉન્માદ, મદ, મૂર્ચ્છા, અપસ્માર અને અપતાનક રહેલ છે. ૫૬

જ્યાં એક સ્મૃતિભ્રંશ છે ત્યાં બધુંય અશુભ બરાબર છે. એમ મદ્યના દોષ જાણનારા યત્નપૂર્વક મદ્યને નિંદે છે. ૫૭

અહિતકર અતિમાત્રામાં તથા વિધિવર્જિત પીધેલા મદ્યના એ મહાદોષો કહ્યા છે તેમાં સંશય નથી. ૫૮

મદ્ય સ્વભાવથી અન્ન જેવું છે—

પરન્તુ મદ્ય સ્વભાવથી જેવું અન્ન છે તેવું કહ્યું છે. અયોગ્ય રીતે વાપરતાં રોગ કરે છે અને યોગ્ય રીતે વાપરતાં અમૃત જેવું છે. ૫૯

અન્ન પ્રાણીઓના પ્રાણ છે. તે અયોગ્ય રીતે યોજતાં પ્રાણનો નાશ કરે છે. તેમ વિષ પ્રાણનાશક છે છતાં યોગ્ય રીતે યોજેલું રસાયનરૂપ છે. ૬૦

યુક્તિ પ્રમાણે પીધેલ મદ્યના ગુણો--

યુક્તિપૂર્વક પીધેલ મદ્ય શીઘ્ર હર્ષ, ઉત્સાહ, સન્તોષ, પુષ્ટિ, આરોગ્ય, પરમ પુરુષાતન તથા સુખ અને મદ કરનાર છે. ૬૧

રુચિ કરનાર, દીપન, હૃદ્ય, સ્વર તથા વર્ણનો પ્રસાદ કરનાર, પ્રીણન, બૃંહણ, બલ્ય, ભય-શોક અને શ્રમ દૂર કરનાર, નિદ્રારહિતને ઊંઘ લાવનાર, મૂંગાની

વાણી બોલનાર, બહુ નિદ્રાવાળાને જગાડનાર, વિબંધ-વાળાના વિબંધને દૂર કરનાર, વધ-બન્ધ-પરિક્લેશ અને દુઃખી માણસોને બોધન કરનાર અને મદ્યજનિત રોગોનું બાધક પણ મદ્ય જ છે. ૬૨–૬૪

મદ્ય આનન્દકારક વિષયસંયોગમાં પ્રીતિના યોગને વધારનાર તથા વૃધ્ધોને પણ ઉત્સવ અને આનન્દ કરાવનાર છે. ૬૫

યુવાનો કે વૃધ્ધોને પ્રથમ મદમાં કામ્ય પાંચે અર્થોમાં જે આનન્દ આવે છે તેની ઉપમા ભૂલોકમાં નથી. ૬૬

યુક્તિપૂર્વક સેવેલું મદ્ય બહુ દુઃખથી દુઃખી તથા શોકથી દુઃખીને જીવલોકનું વિશ્રામસ્થાન છે. ૬૭

અન્ન પાન,ઉમ્મર,વ્યાધિ, બળ અને કાલનાં ૭ ત્રિક, ત્રણ દોષ અને ત્રણ પ્રકારનાં સત્ત્વને જાણીને સર્વદા મદ્ય પીવું. ૬૮

તે આઠે ત્રિકોની યોજનાને યુક્તિ કહેવાય છે. જે યુક્તિથી મદ્ય પીતાં મનુષ્ય મદ્યના દોષોથી જોડાતો નથી. ૬૯

અને તે મનુષ્ય સત્ત્વગુણપ્રધાન બની ધર્મ અને અર્થની હાનિ વિના મદ્યના યથોક્ત સર્વ ગુણો મેળવે છે. ૭૦

ઘણું કરી પહેલા મદમાં સત્ત્વ પ્રબોધ પામે છે, બીજામાં જરા વ્યક્ત અને મધ્ય તથા ઉત્તમ મદની મધ્યમાં સંપૂર્ણ અવ્યક્ત થાય છે. ૭૧

મદ્ય પ્રકૃતિને બતાવનાર છે—

વર્ષાદ પાકનું પ્રબોધન કરનાર છે, અગ્નિ સોનાની પ્રકૃતિ દેખાડનાર છે, પણ મદ્ય તો બધા ય સત્ત્વોનાં બેય કાર્ય કરનાર છે. ૭૨

જેમ અગ્નિ સોનાની શ્રેષ્ઠતા, કનિષ્ઠતા અને મધ્યમતાનો સ્પષ્ટ દર્શાવનાર છે તેમ મદ્ય સત્ત્વોની પ્રકૃતિ બતાવનાર છે. ૭૩

સાત્ત્વિક-રાજસિક અને તામસ પાનનાં લક્ષણો--

સુગન્ધિત, માલાયુક્ત, ગાયનયુક્ત, સુપ્રણીત. ગીરદી વિનાનું, મિષ્ટ અન્નપાનની વિશદતાવાળું, સર્વદા મધુર વાર્તાવાળું, સુખકર પાનવાળું, સારો મદ ઉત્પન્ન કરનાર, હર્ષ તથા પ્રીતિ વધારનાર, સારા અન્તવાળું અને ઉત્તમ મદ ન આપનાર સાત્ત્વિક મદ્યપાન કહેવાય છે. ૭૪, ૭૫

સાત્ત્વિકો મદ્યના દોષો વડે એકદમ વિગુણતા પામતા નથી; કારણ કે મદ્ય બલવાન મનને એકદમ ગ્રહણ કરતું નથી. ૭૬

સૌમ્ય અને અસૌમ્ય કથાયુક્ત, ક્ષણમાં પ્રસન્નતા અને અપ્રસન્નતાયુક્ત, વિચિત્ર, ઘણુંકરી અંતે દુઃખકર અને આકુલ રાજસ મદ્યપાન છે. ૭૭

હર્ષ-પ્રીતિ તથા કથાવાળું, પાન અને ભોજનમાં તુષ્ટિ વિનાનું, મોહ, ક્રોધ અને નિદ્રાન્ત મદ્યપાનને તામસ કહ્યું છે. ૭૮

મદ્યપાનમાં સુખકારક મિત્રો--

મદ્યપાનમાં સાત્ત્વિક, રાજસ અને તામસ સાથીઓને જાણીને જેઓની સાથે પીવાથી મનુષ્ય મદ્યના દોષો પ્રાપ્ત કરે તે સાથીઓને તેણે છોડી દેવા. ૭૯

સુખકર શીલવાળા, સારું બોલનાર, સુમુખ, સજ્જનોથી પ્રશંસિત, કલાના અંતરંગ, વિશદ અને જે વિષયમાં પ્રવીણ હોય, જે પરસ્પરનું કહ્યું કરનાર, જેઓનું મિત્રતાથી ઐક્ય હોય અને જેઓ હર્ષ-પ્રીતિ અને મધુરતાથી મદ્યપાનને વધારે છે, જેઓનું દર્શન અન્યોન્યને ઘણા જ આનન્દિત બનાવે છે, તે સાથીદ્વારા મદ્યપાનમાં સુખકારક છે અને તેઓ સાથે મદ્ય પીવાથી આનન્દ આવે છે. ૮૦–૮૨

સારા સાથીઓવાળા જે રૂપ, ગંધ, રસ, સ્પર્શ તથા મનોરમ શબ્દસહિત મદ્ય પીએ છે તેઓ પુણ્ય-શાલી સરખા છે. ૮૩

મનને પ્રિય, ઇષ્ટ, પાંચે વિષયોથી યુકત થઈ, શરત પ્રદેશ અને કાલમાં પ્રસન્ન અંતરાત્માવાળા થઈ મદ્ય પીવું. ૮૪

કોને તરત અને કોને લાંબે વખતે મદ ચડે છે તે—

જેઓ સ્થિર મન અને શરીરવાળા છે, જેઓએ મદ્ય પીતાં પહેલાં ભોજન કરેલું છે, જેઓ મદ્ય પીનારના વંશજ છે અને જેઓ બહુ મદ્યના અભ્યાસી છે તેઓને એકદમ મદ ચઢતો નથી. ૮૫

ભૂખ તથા તરસથી ઘેરાયેલા, દુર્બલ, વાતલ, પિત્તલ, રૂક્ષ-અલ્પ તથા પ્રમિત આહારી, વિષ્ટબ્ધ, નબળા મનવાળા, ક્રોધી, અભ્યાસ વિનાના ક્ષીણ, પરિશ્રાન્ત અને મદ્યથી ક્ષીણ થયેલા મનુષ્યોને સ્વલ્પ મદ્યથી પણ એકદમ મદ ચડે છે. ૮૬,૮૭

વાતજ મદાત્યયનાં નિદાન અને લક્ષણો—

અગ્નિવેશ ! હવે અહીંથી આગળ હું મદાત્યયના હેતુ અને પોતપોતાનાં લક્ષણ અને ચિકિત્સા યથાક્રમે કહીશ. ૮૮

સ્ત્રી-શોક-ભય-ભાર-મુસાફરી અને કામથી જે બહુ ક્ષીણ થયેલ હોય, રૂક્ષ-અલ્પ અને પ્રમિત આહાર કરનાર અને જે અતિમાત્રામાં રૂક્ષ અને પરિણત મદ્ય રાત્રીએ નિદ્રાનો નાશ કરીને પીએ છે, તેને તે એકદમ વાતપ્રાય મદાત્યય કરે છે. ૮૯,૯૦

હિક્કા, શ્વાસ, શિરઃકમ્પ, પાર્શ્વશૂલ, ઉજાગરા તથા બહુ બકવાટ કરનારને વાતપ્રાય મદાત્યય હોય છે. ૯૧

પૈત્તિક મદાત્યયનાં નિદાન અને લક્ષણો—

જે તીક્ષ્ણ-ઉષ્ણ અને અમ્લ મદ્યનું અતિશય સેવન કરે છે, જે અમ્લ-ઉષ્ણ અને તીક્ષ્ણ ભોજન કરે છે, જે ક્રોધી છે તથા જેને અગ્નિ અને તડકો પ્રિય છે તેને વિશેષેકરી પિત્તથી મદાત્યય થાય છે. ૯૨

વાતોદ્દમણને તે શીઘ્ર શાન્ત થાય છે કે મારી નાખે છે. ૯૩

હરિતવર્ણવાળાને તરસ, દાહ, જ્વર, સ્વેદ, મૂર્ચ્છા, અતિસાર તથા વિભ્રમ વડે પિત્તપ્રાય મદાત્યય જાણવો. ૯૪

કફજ મદાત્યયનાં નિદાન અને લક્ષણો—

મધુર, સ્નિગ્ધ અને ગુરુ ભોજન કરનાર જે નવું, બહુ મધુર, ગૌડ કે પૈષ્ટિક મદ્ય અતિમાત્રામાં પીએ છે અને જે આરામ, દિવાસ્વપ્ન, શય્યા અને આસનના સુખમાં રત છે તે કફપ્રાય મદાત્યયને એકદમ પ્રાપ્ત કરે છે. ૯૫,૯૬

શીતપીડિતને ઊલટી, અરુચિ, મોળ, તન્દ્રા, સ્તિમિતતા અને ગૌરવથી કફપ્રાય મદાત્યય જાણવો. ૯૭

દરેક મદાત્યય ત્રિદોષજન્ય હોય છે—

સન્નિપાતને પ્રકોપાવનારા જે ગુણો વિષમાં જણાય છે તે મદ્યમાં પણ દેખાય છે. પરંતુ વિષમાં તે ઘણા બલવાન હોય છે. ૯૮

કોઈ વિષ શીઘ્ર મારે છે અને કોઈ રોગ કરે છે. મદ્યજન્ય છેલ્લા મદને, જેવું વિષ તેવો જ જાણવો. ૯૯

તેથી બધા મદાત્યયોમાં ત્રિદોષજન્ય રૂપો જણાય છે અને રૂપોની વિશેષતા વડે એની જુદાઈ જણાય છે. ૧૦૦

મદાત્યયનાં સામાન્ય લક્ષણો—

શરીરમાં અત્યંત દુઃખ, મોહ, હૃદયમાં પીડા, અરુચિ, અત્યંત તરસ, શીત તથા ઉષ્ણ લક્ષણવાળો જ્વર, માથું-પડખાં-હાડકાં તથા સાંધાઓમાં વીજળી જેવી પીડા, અતિબલવાન બગાસાં, ફરકાટ, કમ્પ અને શ્રમ થાય છે. ૧૦૧,૧૦૨

ઉરોવિબન્ધ, ઉધરસ, હેડકી, શ્વાસ, ઉજાગરો, શરીરનો કમ્પ, કાન અને મુખના રોગ તથા ત્રિક જકડાવા, વાત-પિત્ત તથા કફજન્ય ઊલટી, અતિસાર, અને ધચરકા, ભ્રમ, બકવાટ, ન હોય તેવાં રૂપો દેખાવાં—એ લક્ષણો થાય છે. ૧૦૩,૧૦૪

ભમતા મનવાળો તે પોતાને તૃણ, રાખ, વેલા, પાંદડાં અને ધૂળથી દટાતો અને પક્ષીઓથી આઘ્રાત પામતો માને છે. ૧૦૫

અને વ્યાકુલ તથા અશસ્ત સ્વપ્નોના જ દર્શન—એ બધાં મદાત્યયનાં રૂપો જાણવાં. ૧૦૬

મદાત્યયનું ચિકિત્સાસૂત્ર—

બધા યે મદાત્યય ત્રિદોષજન્ય છે. મદાત્યયમાં જે દોષ વધુ દેખાય તેનો પ્રથમ પ્રતિકાર કરવો. ૧૦૭

મદાત્યયમાં કફસ્થાનની આનુપૂર્વિક રીતે ચિકિત્સા કરવી; કારણ કે મદાત્યય ઘણુંખરું પિત્ત અને વાયુના અન્તવાળો છે. ૧૦૮

સમાન પ્રમાણમાં પીધેલું મદ્ય મદાત્યય શાન્ત કરે છે—

મિથ્યા, અતિ કે હીન પાનથી જે વ્યાધિ થાય છે તે તે મદ્યના સમપાનથી શાન્ત થાય છે. ૧૦૯

મદાત્યયમાં મદ્યનો પ્રયોગ—

જીર્ણ થયેલ આમદોષ અને મદ્યદોષવાળાને આકાંક્ષા અને લાઘવ પેદા થતાં તેને જે જે હિતકર હોય તે મદ્ય જ આપવું. ૧૧૦

પ્રમાણ જાણનારે સંચળયુક્ત, શીત, બિડલવણ તથા સૈન્ધવયુકત બીજોરાના તથા આદુના રસવાળું અને જલયુકત મદ્ય દેવું. ૧૧૧

તીક્ષ્ણ, ઉષ્ણ, અતિમાત્ર, અમ્લ અને વિદાહી મદ્ય પીવાથી વિદગ્ધ અને ક્ષાર બનેલો અન્નરસનો ઉત્કલેદ અન્તર્દાહ, જ્વર, તરસ, મૂર્ચ્છા, ભ્રમ અને મદ શીઘ્ર પેદા કરે છે. તેની શાંતિ માટે મદ્ય જ આપવું. ૧૧૨,૧૧૩

અમ્લયુક્ત ક્ષાર એકદમ મધુર બની જાય છે.

જે ગુણોથી મદ્ય અમ્લોમાં શ્રેષ્ઠ છે તે હવે સાંભળ. ૧૧૪

અમ્લ સ્વભાવવાળા મદ્યના ચાર અનુરસો કહ્યા છે. મધુર, કષાય, તિક્ત અને વળી કટુ. અને આગળ કહેલા દશ ગુણો. તે ચૌદ ગુણો વડે મદ્ય બધાં અમ્લોમાં ઊંચે રહે છે. ૧૧૬

મદ્યથી ઉત્કલેશિત દોષ વડે માર્ગમાં રોકાયેલ વાયુ માથામાં, હાડકાંમાં અને સાંધામાં તીવ્ર વેદના કરે છે. ૧૧૭

દોષના વિષ્યન્દનને માટે બીજાં અમ્લો હોવા છતાં તેને વિશેષેકરીને વ્યવાયી, તીક્ષ્ણ અને ઉષ્ણ હોવાથી મદ્ય આપવું. ૧૧૮

મદ્ય સ્રોતોવિબન્ધનો નાશ કરનાર, વાયુનું અનુલોમન કરનાર, રુચિકર, અગ્નિનું દીપન કરનાર અને અભ્યાસથી સાત્મ્ય પણ છે. ૧૧૯

તેની પીડાઓ અને મદજનિત વિકારો સ્રોતોનો વિબંધ દૂર થતાં અને વાયુનું અનુલોમન થતાં શાંત થાય છે. ૧૨૦

વાતિક મદાત્યયની ચિકિત્સા—

બીજોરું, કોકમ, બોર અને દાડમયુકત અજમો, હાઉબેર, જીરું અને સૂંઠનું ચૂર્ણ નાંખેલું, સ્નેહયુકત સાથવાવાળું, અવદંશોથી રુચિકર અને લવણયુકત પૈષ્ટિક મદ્ય વાતશાન્તિને માટે આપવું. ૧૨૧,૧૨૨

વાતોલ્બણ રૂપો જોઈને લાવ, તેતર, કૂકડા અને મોરના પણ સ્નિગ્ધ અને અમ્લ માંસરસોથી તથા પક્ષીઓ-મૃગ-માછલાં અને આનૂપ-જૂચર અને પ્રસહ પ્રાણીઓના સંસ્કૃત માંસરસોથી અને શાલિ ચોખાના ભાતથી તેનો ઉપચાર કરવો. ૧૨૩,૧૨૪

સ્નિગ્ધ, ઉષ્ણ, લવણ અને ખાટા તથા મુખપ્રિય વેશવાર, વારુણીમંડયુકત ઘઉંની બનાવટનાં જુદાં જુદાં ભોજનો, માંસ અને આદુથી ભરેલ સ્નિગ્ધ પૂપવર્તિઓ અને અડદની પૂપલિકાઓથી વાતિકનો ઉપચાર કરવો ૧૨૫,૧૨૬

પહેલાં કહેલ મેદ્ય માંસ, બહુ સ્નેહ વિનાનું, અમ્લ વિનાનું, મરી અને આદુવાળું અથવા દાડમના રસસહિત, ત્રિજાત એટલે તજ,તમાલપત્ર, એલચીથી યુક્ત ધાણાયુક્ત, મરી અને આદુયુક્ત માંસનો પ્રલેપાકૃતિ રસ નવશેકા પૂપો સાથે જુદો દેવો. ૧૨૭, ૧૨૮

ખાધા બાદ તરસ્યાને વારુણીમંડ દાડમનો રસ અથવા પંચમૂલનો ક્વાથ, ધાણા અને સૂંઠનું પાણી કે દહીંનું પાણી, ખાટી કાંજીની આછ કે શુક્તોદક પીવાને આપવું. ૧૨૯, ૧૩૦

માત્રાસર અને કાળે યોજેલ આ સિદ્ધ ચિકિત્સાથી રોગ શાન્ત થાય છે તથા બલ અને વર્ણ વધે છે. ૧૩૧

ભોજનમાં રુચિ કરનાર અને જુદા જુદા રાગષાડવોના યોગથી, માંસોથી, શાક, પિષ્ટાન્ન, યવ, ઘઉં, શાલિચોખા, ઉષ્ણ અભ્યંગ, ઉદ્વર્તન, સ્નાન, જાડાં ઓઢવાનાં, અગરના જાડા લેપ, અગરજન્ય ઘાટા ધૂપ અને યૌવનની ઊષ્માવાળી સ્ત્રીઓનાં ગાઢ આલિંગનોથી, સંરોધજન્ય ઉષ્ણતાથી સુખ દેનાર, શ્રોણિ-સાથળ અને સ્તનના ભારથી, ઉષ્ણ શયન અને આચ્છાદન, તથા સુખકારક ઉષ્ણ અંતગૃહો વડે મારુતપ્રબલ મદાત્યય એકદમ શાન્ત થાય છે. ૧૩૨-૧૩૫

पैत्तिक मदात्ययनी चिकित्सा—

ભવ્ય, ખજૂર, દ્રાક્ષ અને ફાલસાંના રસયુક્ત. દાડમના રસસહિત. શીતળ, સાથવાના ચૂર્ણ નાખેલ, શર્કરાયુક્ત, બહુ પાણીવાળું, શાર્કર-માર્દ્વીક કે બીજું મદ્ય યથાકાળે પિત્તમદાત્યમાં પીવા આપવું. ૧૩૬,૧૩૭

ભોજનમાં સસલાં, કપિંજલ, એણ, લાવ, અસિત-પુચ્છક તથા મધુર, અમ્લ, શાલિ અને સાઠી ચોખાની પ્રકલ્પના કરવી. ૧૩૮

અથવા પરવળનો યૂષ મેળવેલ અથવા વટાણા અને મગમિશ્ર તથા દાડમ અને આમળાંયુક્ત બકરાંના માંસરસની કલ્પના કરવી. ૧૩૯

અથવા દ્રાક્ષ, આમળાં, ખજૂર અને ફાલસાંના રસથી જુદા જુદા તર્પણ કરનાર યૂષો અને માંસરસની કલ્પના કરવી. ૧૪૦

મદાત્યયમાં બહુ દોષયુક્ત, બળતા અને તરસ્યા રોગીના આમાશયસ્થ કફપિત્તને ઉત્કિલષ્ટ થયેલ જાણીને મદ્ય, દ્રાક્ષનો રસ, પાણી કે તર્પણ પાઈને એકદમ નિઃશેષ ઊલટી કરાવવી. તેથી રોગથી મુક્ત થાય છે. ૧૪૧,૧૪૨

ભૂખ લાગતાં યથાકાળે ફરીથી તર્પણાદિ ક્રમ કરવો. તેનાથી તેનો દોષશેષ અને અન્નને પચાવનાર અગ્નિ દીપ્ત થાય છે. ૧૪૩

ઉધરસ, રક્તયુક્ત થૂંક, પડખાં અને સ્તનમાં પીડા, તરસ, વિદાહ, હૃદય અને છાતીના ઉત્કલેશમાં વૈદ્ય સૂંઠ-યુક્ત ગળો અને નાગરમોથનો અથવા પરવળનો રસ દેવો અને તેતરના માંસરસથી ભોજન કરાવવું. ૧૪૪,૧૪૫

અતિ બલવાન વાત-પિત્ત ઉદ્ધૃત થતાં તરસ્યાને દોષનું અનુલોમન કરનાર દ્રાક્ષનો શીતળ રસ પીવાને આપવો. ૧૪૬

પથ્યેથી મધુર અને અમ્લયુક્ત બકરાંના માંસ-રસથી તેને ભોજન જમાડવું અને જમતી વખતે તરસ લાગતાં તેને મદ્ય પાવું. ૧૪૭

જેનાથી મન દૂષિત ન થાય તે અનુતર્ષની માત્રા છે. તરસ લાગ્યે બહુ પાણી મેળવેલ મદ્ય થોડું થોડું આપવું; જેના વડે તૃષા શાન્ત થાય અને મદ ચઢે નહિ. ૧૪૮½

ફાલસાંનો અને પીલુનો શીતળ રસ અથવા ચારે પર્ણિનીનું શીતળ જળ પીવું.

અથવા નાગરમોથ, દાડમ અને લાજાનો, તૃષા મટાડનાર રસ પીવો. ૧૪૯,૧૫૦

पित्तज मदात्ययमां पंचाम्लक योग—

બોર, દાડમ, ફોકમ, ચાંગેરી અને આમલીનો રસ-

એ પંચામ્લનો મુખ ઉપર કરેલો લેપ શીઘ્ર તૃષ્ણા શાન્ત કરે છે. ૧૫૧

पित्तज मदात्ययमां शीतळ बाह्य उपचारो—

શીતળ અન્નપાન, શીતળ શયન-આસન, શીતળ વાયુ અને જલના સ્પર્શ, શીતળ ઉપવનો, ચન્દનના જળથી શીતળ કરેલા અને ક્ષૌમ-પદ્મ-ઉત્પલ-મણિ અને મોતીના, ચન્દ્રનાં કિરણ જેવા શીતલ સ્પર્શ, ઠંડા જળથી ભરેલ સોના-ચાંદી અને કાંસાનાં વાસણો તથા બરફ ભરેલી મશકોના સ્પર્શ, પવનના સપાટા, ચન્દનથી ભીની સ્ત્રીઓ અને વાયુના સ્પર્શો અને મુખ્ય ચન્દનોના સ્પર્શ પિત્તમદાત્યયમાં પ્રશસ્ત છે. ૧૫૨–૧૫૫

અને જે બીજું કાંઈ શીતવીર્ય હોય તે બધું પણ યોજવું. ૧૫૫½

મદ્યજન્ય દાહમાં ચન્દનના પાણીથી છંટકારેલ કુમુદ તથા ઉત્પલનાં પાનના મનોજ્ઞ સ્પર્શો હિતકર્તા છે. ૧૫૬½

જુદી જુદી કથાઓ શસ્ત છે, મોરના શબ્દ કલ્યાણકારી છે અને વાદળાંના અવાજ પણ મદાત્યયને શાંત કરે છે. ૧૫૭½

વૈદ્યે દાહમાં વર્ષા કરનાર જલયંત્ર, વાતવાહક યંત્રો અને ધારાગૃહોની કલ્પના કરવી જોઈએ. ૧૫૮½

ધઉંલા, વાળો, લોધર, કાળો વાળો, નાગકેસર, તમાલપત્ર અને કેવડીમોથનો કાલીયકના રસયુક્ત લેપ દાહમાં પ્રશસ્ત છે. ૧૫૯½

બોરડીનાં પાનજન્ય તથા લીંબડાનું અને અરીઠાનું જે ફીણ છે તેનો લેપ દાહમાં શુભકારક છે. ૧૬૦½

દાહનાશક ખાટી કાંજીસહિત, મંડયુક્ત સુરા, દહીંની ખટાશ, બીજોરાનો રસ અને મધ પ્રસેક અને પ્રદેહમાં પ્રશસ્ત છે. ૧૬૧½

પરિષેચન, અવગાહન અને વ્યંજનોના સેવનમાં, દાહ અને તરસની શાન્તિને માટે શીતળ જલ પ્રશસ્ત છે. ૧૬૨½

માત્રા અને કાલમાં પ્રયોજેલ આ કર્મથી બુદ્ધિમાન અને વૈદ્યવશ્ય મનુષ્યનો પિત્તમદાત્યય શીઘ્ર શાંત થાય છે. ૧૬૩½

कफजन्य मदात्ययनी चिकित्सा—

ઉલ્લેખન અને ઉપવાસથી કફમદાત્યયને જીતવો. ૧૬૪

તરસ્યા તેને વાળાથી સિદ્ધ કરેલ પાણી દેવું.

અથવા એલચીથી, પીઠવણથી કે બેઠી ભોરીંગણીથી પકાવેલ અથવા સૂંઠસહિત બધાંથી પકાવેલ અને ઠંડું કરેલ જલ દેવું. ૧૬૫½

નાગરમોથસહિત જવાસાથી અથવા નાગરમોથ અને ખડસલિયાથી અથવા તો મોથથી ઉકાળેલ દોષનું પાચન કરનાર પાણી દેવું. અને તે જ પાણી મદાત્યયોમાં નિરન્તર પાન કરવાથી તરસ અને જ્વરનો નાશ કરનાર છે. ૧૬૬-૧૬૭½

આમદોષરહિત તેને ભૂખ લાગ્યે યથાસમયે મદ્યયુક્ત, રૂક્ષ તર્પણસહિત, અજમો અને સૂંઠયુક્ત શાર્કર, મધુ, જૂનો અરિષ્ટ કે સીધુ પાવો. ૧૬૮,૧૬૯

પાતળા, થોડા હલકા, કટુ, અમ્લ અને થોડા ઘીવાળા રૂક્ષ યૂષ સાથે કે સારી પેઠે સૂકાએલ મૂળાના રસ સાથે જમાડવા. ૧૭૦½

પુષ્કળ કટુ દ્રવ્ય નાખેલ પરવળનો ખાટો યૂષ અથવા આમળાંનો યૂષ જવનાં અન્ન સાથે આપવો. ૧૭૧½

અમ્લ ત્રિકટુનો યૂષ અથવા અમ્લવેતસયુક્ત યૂષ, રૂક્ષ અને અમ્લ બકરાંનો માંસરસ અથવા જાંગલ પ્રાણીઓનો માંસરસ દેવો. ૧૭૨½

કડાઈમાં કે ઠીબમાં શેકેલું કટુ-અમ્લ અને લવણવાળું માંસ ખાઈને મધુ પીવો. ૧૭૩½

મરીના વ્યક્ત સ્વાદવાળું, બીજોરાના રસયુક્ત,

બહુ જ તીખાશયુક્ત, અજમો અને સૂંઠવાળું, શેકેલું, દાડમ-સાર-અમ્લ અને ગરમ ધૂપથી ઢંકાયેલ, પુષ્કળ આદુની પેશીવાળું માંસ યથાકાલે અગ્નિ પ્રમાણે ખાવું અને કફપ્રાય મદાત્યયમાં નિર્દોષ મદ્ય પીવું. ૧૭૬૨

સંચળ, જીરું, કોકમ, અમ્લવેતસ, તજ, એલચી અને મરી-દરેક અર્ધ ભાગ અને એક ભાગ શર્કરા યોજેલ આ અષ્ટાંગલવણ શ્રેષ્ઠ અગ્નિદીપન છે. સ્રોતોવિશોધન કરનાર એ કફપ્રાય મદાત્યયમાં દેવું. ૧૭૭,૧૭૮

વળી યુક્તિથી મધુર અને અમ્લ દ્રવ્યોથી દ્રવ કરેલું એ જ, ઘઉં-યવનાં ભોજનો અને માંસનું અતિરોચન બને છે. ૧૭૯

બીજ વિનાની અને કટુ દ્રવ્યયુક્ત સફેદ દ્રાક્ષને બીજોરાના કે દાડમના રસથી અને સંચળ, એલચી, મરી, જીરું, તજ અને અજમાસહિત વાટવી. મધયુક્ત તે રાગ શ્રેષ્ઠ રોચન-દીપન છે. ૧૮૦,૧૮૧

ધાણા, સંચળ, જીરું, શાહજીરું અને મરીવાળા, ગોળ-મધયુક્ત, પુષ્કળ અમ્લ દ્રવ્ય અને લવણ નાખેલા, કેરી અને આમળાંની પેશીઓના જુદા જુદા રાગો બનાવવા. તેઓથી લીધેલ અન્ન રોચક બને છે અને ખાધેલું સારી રીતે પચે છે. ૧૮૩,૧૮૪

રૂક્ષ અને ઉષ્ણ અન્નપાનથી ગરમ સ્નાનથી, વ્યાયામ અને લંઘનથી, યુક્તિપૂર્વક જાગવાથી, કાળે યોજેલ રૂક્ષ સ્નાન અને ઉદ્વર્તનથી, પ્રાણ અને વર્ણકર પ્રધર્ષણોના સેવનથી, ભારે વસ્ત્રોના અને અગુરુના સેવનથી, સંકોચથી, ઉષ્ણ તથા સુખકારક અંગોવાળી સ્ત્રીઓના સેવનથી અને સુખદ અને અનુભવવાળા હાથવાળી સ્ત્રીઓના સંવાહનથી કફપ્રાય મદાત્યય એકદમ શાન્ત થઈ જાય છે. ૧૮૫–૧૮૮

**સન્નિપાતજન્ય મદાત્યયની ચિકિત્સા—**

જુદા જુદા દોષબલ પ્રતિ જે આ કર્મનો નિર્દેશ કર્યો છે તેનો, વૈદ્યે દશ પ્રકારના સન્નિપાતમાં વિકલ્પ કરવો. ૧૮૯

જે દોષના વિકલ્પના જ્ઞાનવાળો છે, જે ઔષધોના વિકલ્પને જાણનાર છે અને જે સાધ્યાસાધ્યના વિભાગને જાણનાર છે તે સાધ્ય વ્યાધિઓને મટાડે છે. ૧૯૦

**મદાત્યયમાં હિતકર વિહાર—**

રમણીય વનો, પદ્મયુક્ત સરોવરો, વિશદ અન્નપાન, હર્ષ કરાવનાર સાથીદારો, માળાઓ, સુગંધના યોગો, વિમલ વસ્ત્રો, મનોરમ ગાયનના શબ્દો, હૃદયપ્રિય વાર્તાઓ, કથા-હાસ્ય અને ગીતોની વિશદ યોજનાઓ તથા પ્રિય અને અનુગામી સ્ત્રીઓ મદાત્યયનો નાશ કરે છે. ૧૯૧–૧૯૩

મદ્ય મનને ક્ષુબ્ધ કર્યા વિના અને શરીરનો ઉપઘાત કર્યા વિના મદાત્યય પેદા કરતું નથી; માટે હર્ષ કરનાર ક્રિયા કરવી ઇષ્ટ છે. ૧૯૪

**મદાત્યયમાં દૂધનો પ્રયોગ—**

જો આ સિદ્ધ ચિકિત્સાઓથી મદાત્યય શાંત ન થાય તો મદ્યવિધિ છોડી દઈને તેને દૂધનો પ્રયોગ કરાવવો. ૧૯૫

લંઘન, પાચન, દોષશોધન અને શમનો વડે મદ્ય-રહિત મનુષ્યનો કફ ક્ષીણ થતાં અને દુર્બલતા તથા લઘુતા આવતાં, તે મદ્યવિદગ્ધ અને વાતપિત્તાધિક મનુષ્યને, ગ્રીષ્મ ઋતુમાં તપેલા ઝાડને વરસાદની જેમ, દૂધ શાંતિ દેનાર છે. ૧૯૬,૧૯૭

દૂધથી રોગ હણાતાં અને બલ ઉત્પન્ન થતાં દૂધનો પ્રયોગ ધીમે ધીમે બંધ કરવો અને ક્રમથી થોડું થોડું મદ્ય પીવું. ૧૯૮

**મદ્યથી ઉત્પન્ન થતા ધ્વંસક અને વિક્ષય રોગનાં લક્ષણો—**

મદ્ય છોડયા બાદ જે પુરુષ સહસા અતિ મદ્ય સેવન કરે છે તેને ધ્વંસક અને વિક્ષય રોગ થાય છે. ૧૯૯

વ્યાધિથી ક્ષીણ થયેલ શરીરવાળાના તે બે ઉપદ્રવો ઘણા જ દુશ્ચિકિત્સ્ય છે. તેઓનાં લક્ષણ અને ચિકિત્સા યથાવત્ કહેવામાં આવશે. ૨૦૦

કફપ્રસેક, કંઠ અને મોઢાનો શોષ, શબ્દ સહન ન થવો, તંદ્રા અને નિદ્રાનો અતિયોગ–આ ધ્વંસકનાં લક્ષણ જાણવાં. ૨૦૧

હૃદય અને કંઠના રોગ, મૂર્ચ્છા, ઊલટી, અંગપીડા, જ્વર, તરસ, ઉધરસ અને માથાનું શૂલ–એ વિક્ષયનાં લક્ષણો છે. ૨૦૨

જે વાતિક મદાત્યયની ચિકિત્સા છે તે જ આ બેમાં ઇષ્ટ છે. તે બે ક્ષીણ દેહવાળાને અને દુર્બલને જ થાય છે. ૨૦૩

તેની ચિકિત્સા—

બસ્તિઓ, ઘીનું પાન, દૂધ અને ઘીના પ્રયોગ, અભ્યંગ, ઉદ્વર્તન, સ્નાન અને વાતઘ્ન અન્નપાનનો પ્રયોગ કરવો. ૨૦૪

આ ક્રિયાથી ધ્વંસક અને વિક્ષય શાન્ત પામે છે. યોગ્ય રીતે મદ્ય પીનારને મદ્યજન્ય વ્યાધિ થતો નથી. ૨૦૫

મદ્યની નિવૃત્તિના ગુણો—

જે જિતેન્દ્રિય મનુષ્ય સર્વ મદ્યથી નિવૃત્ત છે તે બુદ્ધિમાન, શરીર અને માનસ વિકારોથી જોડાતો નથી. ૨૦૬

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

ભગવતી સુરાનો જે પ્રભાવ છે, જેવી રીતે તે પીવી જોઈએ તે, જે દ્રવ્યોની તે બને છે, જેને માટે તે ઇષ્ટ છે, જેવી રીતે તે યોગની અપેક્ષા રાખે છે, જેવી રીતે મદ ચડે છે, તે મહાગુણવાળી જે ગુણોયુક્ત છે, જે મદ અને જે મદના ત્રણ ભેદો, તેઓનાં લક્ષણ, મદ્યજન્ય જે દોષો, મદાત્મક જે ગુણો, ત્રણ જાતનું જે મદ્યપાન, સત્વમુજબ લક્ષણ, મદ્યપાનમાં જે સુખકર સાથીઓ, લાંબે વખતે અને જલદી મદ ચડે તેવા મનુષ્યો, મદાત્યયનો જે હેતુ, જે લક્ષણ, જેવી રીતે અને જે મદ્ય મદ્યજનિત રોગોને હણે છે અને જે ચિકિત્સાક્રમ છે તે બધું સંપૂર્ણ રીતે 'મદાત્યય ચિકિત્સિત'માં કહ્યું છે. ૨૦૭–૨૧૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાનમાં 'મદાત્યય ચિકિત્સિત' નામક ચોવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૪

---

# અધ્યાય પચીસમો

## દ્વિવ્રણીય ચિકિત્સિત

દ્વિવ્રણીય ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'દ્વિવ્રણીય ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧, ૨

વ્રણના વિષયમાં અગ્નિવેશના પ્રશ્નો—

મોક્ષ અને દ્રવ્યાદિકને જાણનાર, માન-મદ અને વ્યથારહિત ગુરુ આત્રેયને યોગ્ય સમયે અગ્નિવેશે વિનયપૂર્વક આમ કહ્યું. ૩

'ભગવન, રોગસંગ્રહાધ્યાયમાં પૂર્વે બે વ્રણ જણાવ્યા છે; તો હે કલ્યાણકારક, કૃપા કરી તે બન્નેનાં લક્ષણ અને ચિકિત્સા આપ કહો.' ૪

આત્રેયનો ઉત્તર; વ્રણના ભેદો—

આ પ્રમાણે અગ્નિવેશનું વચન સાંભળીને ગુરુએ કહ્યું, 'પૂર્વે જે નિજ અને આગન્તુ વ્રણો જણાવ્યા છે તે બન્નેનાં વિધિપુરઃસર લક્ષણ અને ઔષધ, હે સૌમ્ય, તું સાંભળ.'

નિજ વ્રણ શરીરના દોષથી ઉત્પન્ન થયેલો હોય છે ત્યારે આગન્તુ વ્રણ બહારના હેતુથી ઉત્પન્ન થયેલ હોય છે. ૫, ૬

આગન્તુ વ્રણોનો હેતુ અને ચિકિત્સા—

મૃત્યુજનક આઘાત, બન્ધન, પડી જવું તથા દાઢ-દાંત અને નખના ક્ષતને લઈ, તેમજ વિષસ્પર્શ-અગ્નિ અને શસ્ત્રથી ઉત્પન્ન થયેલા વ્રણો આગન્તુ છે. ૭

મંત્ર-અગદ અને પ્રલેપ વગેરે ઔષધોથી અને

હેતુઓથી તથા લક્ષણના એક ભાગથી તે આગન્તુ વ્રણો નિજ વ્રણોથી વિપરિત કહેલા છે. ૮

નિજ જેવા જ હેતુઓવાળા આગન્તુ વ્રણો જો મંત્રાદિ ચિકિત્સાથી શાંત ન થતા હોય તો દોષ અને બલને લક્ષ્યમાં રાખી, જેવું નિજ વ્રણનું ઔષધ થાય તેવું જ ઔષધ કરવું. ૯

निज व्रणनी संप्राप्ति—

પોતપોતાના હેતુઓથી દૂષિત થયેલા વાત-પિત્ત-કફ, બાહ્યમાર્ગનો આશ્રય કરીને મનુષ્યોને નિજ વ્રણ ઉત્પન્ન કરે છે. ૧૦

वातिक व्रणनां लक्षणो अने चिकित्सा—

વાયુથી ઉત્પન્ન થયેલ વ્રણ સ્તબ્ધ, સ્પર્શમાં કઠણ, મંદ સ્રાવવાળો અને અતિશય તીવ્ર વેદનાવાળો હોય છે; સોઈ ભોંકાવા જેવી પીડા કરે છે, ફરકે છે અને ઈંટાડી રંગનો હોય છે. ૧૧

સંપૂરણ, સ્નેહપાન, સ્નિગ્ધ સ્વેદ અને ઉપનાહ-પ્રદેહ અને પરિષેકથી વાતજન્ય વ્રણના ઉપચાર કરવા જોઈએ. ૧૨

पैत्तिक व्रणनां लक्षणो अने चिकित्सा—

તૃષા, મોહ, જ્વર, સ્વેદ, દાહ, દુષ્ટિ અને ફાટવું તથા પરુનાં ગન્ધ અને સ્રાવથી પિત્તજન્ય વ્રણ જાણવો. ૧૩

શીતલ-મધુર અને તિક્ત પ્રદેહ તથા પરિષેચનોથી, ઘૃતપાનથી અને વિરેચનોથી પિત્તજન્ય વ્રણને શાન્ત કરવો. ૧૪

कफज व्रणनां लक्षणो अने चिकित्सा—

કફથી થયેલ વ્રણ બહુ પિચ્છાયુક્ત, ગુરુ, સ્નિગ્ધ, સ્તિમિત, મન્દ વેદનાવાળો, પાંડુવર્ણનો, અલ્પ કલેદવાળો અને ચિરકારી હોય છે. ૧૫

કષાય-કટુ-રૂક્ષ અને ઉષ્ણ પ્રદેહ તથા પરિષેચનોથી અને લંઘન તથા પાચનથી કફજન્ય વ્રણને શાંત કરવો. ૧૬

આ અધ્યાયમાં કહેવાના વિષયો—

તે બન્ને નિજ અને આગન્તુ વ્રણો જુદા જુદા ભેદથી વીસ વ્રણો કહેલ છે; તેઓના પરીક્ષા ત્રણ પ્રકારની છે અને દૂષિત થયેલ તેઓને બાર માન્યા છે. ૧૭

તેઓનાં સ્થાન આઠ છે તથા ગન્ધ પણ આઠ છે; સ્રાવ ચૌદ, ઉપદ્રવ સોળ, દોષ ચોવીસ તથા સિદ્ધ ઉપચાર છત્રીસ કહેલા છે. કહ્યા પ્રમાણેના એ સર્વના વિભાગ પાડીને કહેતા મને તું સાંભળ. ૧૮,૧૯

व्रणोना वीस भेदो—

કૃત્ય, અકૃત્ય, દુષ્ટ, અદુષ્ટ, મર્મસ્થિત, મર્મસ્થિત નહિ એવો, સંવૃત, દારુણ, સ્રાવી, સવિષ, વિષમસ્થિત, ઉત્સંગી અને ઉત્સન્ન તથા પાછલા સાતના વિપરીત પ્રકારના વ્રણો—એ પ્રમાણે નાનાત્વભેદથી વ્રણો વીસ કહ્યા છે. ૨૦,૨૧

व्रणोनी त्रिविध परीक्षा—

દર્શન-પ્રશ્ન અને સંસ્પર્શરૂપે પરીક્ષા ત્રણ પ્રકારની માની છે. વય-વર્ણ અને શરીરની તથા ઇંદ્રિયોની પરીક્ષા દર્શનથી થાય છે. ડાહ્યા વૈદ્યોએ હેતુ, પીડા, સાત્મ્ય, અગ્નિ અને બલની પ્રશ્નથી પરીક્ષા કરવી જોઈએ; અને મૃદુતા તથા શીતલતા અને તેઓનાથી વિપરીત કઠિનતા અને ઉષ્ણતાની સ્પર્શથી પરીક્ષા કરવી જોઈએ. ૨૨,૨૩

बार दुष्ट व्रणो—

શ્વેત, અવસન્નવર્ત્મા, અતિસ્થૂલવર્ત્મા, અતિપિંજર, નીલ, શ્યાવ, અતિપિડક, રક્ત, કૃષ્ણ, અતિપૂતિક, રોપ્ય અને કુંભીમુખ—એ બાર પ્રદુષ્ટ વ્રણો છે. વ્રણની દુષ્ટિ કરનાર કારણના યોગભેદથી દોષો ચોવીસ દર્શાવ્યા છે. ૨૪,૨૫

व्रणनां आठ स्थानो—

ત્વચા, સિરા, માંસ, મેદ, હાડકાં, સ્નાયુ, મર્મ અને કોઠ એ આઠ વ્રણસ્થાન સંક્ષેપમાં બતાવ્યાં છે. ૨૬

व्रणनी आठ गन्धो—

ઘી-તેલ-વસા-પરુ અને રકત જેવી, શ્યાવ, ખાટી અને પૂતિક—એમ વ્રણ જાણનારાઓએ વ્રણની આઠ જાતની ગન્ધ કહી છે. ૨૭

व्रणना चौद स्रावो—

લસીકા, જલ, પરુ, રકત, હળદર જેવા રંગનો, અરુણ રંગનો, પીળચટો, કષાય વર્ણનો, નીલરંગનો, લીલો, સ્નિગ્ધ, રૂક્ષ, ધોળો અને કાળો—એ રૂપો દ્વારા વ્રણના ચૌદ સ્રાવો દર્શાવ્યા છે. ૨૮½

व्रणना सोळ उपद्रवो—

વિસર્પ, પક્ષઘાત, સિરાસ્તંભ, અપતાનક, મોહ, ઉન્માદ, વ્રણની વેદના, જ્વર, તૃષા, હનુગ્રહ, કાસ, ઊલટી, અતીસાર, હેડકી શ્વાસ અને કમ્પ—એ પ્રમાણે વ્રણોના સોળ ઉપદ્રવો વ્રણ ચિન્તકોએ કહ્યા છે. ૨૯–૩૦½

बीजा प्रकारे व्रणना चोवीस दोषो—

સ્નાયુઓના કલેદથી, સિરાઓના કલેદથી, વ્રણની ગંભીરતાથી, કૃમિઓએ ભક્ષણ કરવાથી, હાડકું ભાંગવાથી, શલ્યયુકત હોવાથી, વિષયુકત હોવાથી, ફેલાવાથી, નખ કે લાકડીથી ચામડી ફાટવાથી, ચામડી ઉખડવાથી, રૂંવાડાં ઉખડવાથી, સરખી રીતે બંધન ન થવાથી, અતિશય સ્નેહ લગાવવાથી, અતિશય ઔષધપ્રયોગ દ્વારા અતિ કૃશ થવાથી, અજીર્ણથી, અતિશય ખાવાથી, વિરુદ્ધ આહારથી, અસાત્મ્ય ભોજનથી શોકથી, ક્રોધથી, દિવસે નિદ્રા કરવાથી, વ્યાયામથી તથા મૈથુનથી અને ચિકિત્સા ન થવાથી પ્રાણીઓના વ્રણ શાન્ત થતા નથી. ૩૧–૩૪

साध्य–असाध्य व्रणनां लक्षणो—

બહુ સ્રાવ થવાથી, ગંધ આવવાથી અને ઉપદ્રવસહિત દોષથી બહુ દોષવાળા વ્રણો કષ્ટસાધ્ય બને છે. ૩૫

યુવાન અને બુદ્ધિમાન મનુષ્યના મર્મરહિત ભાગમાં, ત્વચા અને માંસમાં ઉત્પન્ન થયેલો ઉપદ્રવરહિત, નવો વ્રણ યોગ્ય કાળે સુખસાધ્ય માન્યો છે. ૩૬

ઉપર્યુકત ગુણોમાંથી કોઈ પણ એક ગુણની હીનતા હોય તો તે વ્રણ કષ્ટસાધ્ય માનેલ છે; અને સર્વ ગુણોથી હીન હોય તો તેને અસાધ્ય તથા ચિકિત્સારહિત જાણવો. ૩૭

व्रणना छत्रीस उपक्रमो—

વમન, વિરેચન, શસ્ત્રકર્મ કે બસ્તિઓ—જે નજીક હોય તેનાથી વ્રણોનું પ્રથમથી જ વિશોધન કરવું જોઈએ; કારણ કે શુદ્ધ શરીરવાળાઓના વ્રણ તરત જ શાન્ત થાય છે. ૩૮½

અહીંથી આગળ હવે ક્રમાનુસાર સર્વ ઉપચારો સાંભળ. ૩૯

શોફનાશક કર્મ, ૭ પ્રકારનું શસ્ત્રકર્મ, અવપીડન, નિર્વાપણ, સન્ધાન, સ્વેદ, શમન, એષણ, શોધન કષાય, રોપણીય કષાય, શોધન પ્રલેપ, રોપણ પ્રલેપ, એ શોધન અને રોપણ તેલ, પત્ર, બે છાદન, બે બન્ધન, પથ્ય ભોજન, ઉત્સાદન એટલે ઊંડા વ્રણને ભરવું, બે પ્રકારનો દાહ, અવસાદન એટલે ઊંચા આવેલા વ્રણનું માંસ ક્ષીણ કરવું, કઠિનતા કરનાર શુભ ધૂપન, મૃદુતા કરનાર શુભ ધૂપન કઠિનતા કરનાર શુભ આલેપન, મૃદુતા કરનાર શુભ આલેપન, રોપણ, વ્રણ પર વર્ણ લાવનાર અવચૂર્ણન અને રૂંવાડાં ઉગાડનાર અવચૂર્ણન—આ પ્રમાણે વ્રણોના છત્રીસ ઉપચારો બતાવ્યા. ૩૯–૪૩

व्रणशोथनुं प्रशमन करनारी चिकित्सा—

વ્રણોના પૂર્વરૂપ સોજાને જાણી લઈને વૈદ્ય ઉત્પન્ન નહિ થયેલા વ્રણની શાન્તિ માટે પહેલાં રકતમોક્ષણ કરવું. ૪૪

બહુ દોષવાળાને પ્રથમ શોધન કરાવવું અને અલ્પ દોષવાળાને લંઘન કરાવવું; પરંતુ વાયુની પ્રધાનતાવાળાને કષાયપાનથી અને ઘૃતો દ્વારા જીતવા જોઈએ. ૪૫

ઘીસહિત વડ, ઊંબરો, પીપળો, પીપળ અને વેતસની છાલથી કરેલો લેપ સોજાનો શ્રેષ્ઠ મટાડનાર છે. ૪૬

બલા, જેઠીમધ, વીરા, બિસની ગાંઠ, શતાવરી, નીલોત્પલ નાગકેસર અને ચંદનનો લેપ કરી શકાય. ૪૭

સાથવો, જેઠીમધ, ઘી અને સાકરનો લેપ કરી શકાય; અને સોજામાં અવિદાહી અન્ન એ ઉત્તમ ઔષધ છે. ૪૮

व्रणशोथनुं पाचन करनारा उपनाहो—

આ મુજબ ચિકિત્સા કરવા છતાં જો તે સોજો શાન્ત ન થાય તો તેને ઉપનાહોથી પકાવીને ચીરવો તે હિતકારક છે. ૪૯

તેલથી, ઘીથી કે તે બેયથી બનાવેલ સાથવાનો નવશેકો પિંડો બાંધવો આ ઉપનાહ સોજો પકાવવા માટે પ્રશસ્ત છે. ૫૦

તલ, અળસીનાં બીજ, ખાટું દહીં, સુરાબીજ, કઠ અને સિંધવવાળા સાથવાના પિંડા ઉપનાહને માટે પ્રશસ્ત છે. ૫૧

विदग्ध अने संपक्व शोथनां लक्षणो—

પીડા, દાહ, રતાશ અને સોય ભોંકાયા જેવી પીડાથી શોફને વિદગ્ધ થએલો જાણવો. અને પાણી ભરેલી બસ્તિ સમાન સ્પર્શયુક્ત અને દબાવવાથી ઊંચે આવતા સોજાને પાકી ગયેલો જાણવો. ૫૨

पाकेल व्रणशोथनुं भेदन करनार भेषजनो गण—

અળસી, ગુગળ, થોરનું દૂધ, કૂકડા અને કબૂતરની ચરક, ખાખરાનો ખાર, કંકુષ્ઠ અને નેપાળો–એ ઔષધ-ગણ સુકુમાર મનુષ્યોના પાકેલા સોજાનું ભેદન કરનાર છે એમ કહ્યું છે. અકોમલ મનુષ્યોને માટે તો શસ્ત્ર જ શ્રેષ્ઠ કહેવાય છે. ૫૩,૫૪

व्रणमां छ प्रकारनुं शस्त्रकर्म—

પાટન, વ્યધન, છેદન, લેપન, પ્રચ્છન અને સીવન એ છ પ્રકારનાં શસ્ત્રકર્મો છે. ૫૫

નાડીવ્રણ, પાકેલા સોજા, ક્ષતોદર, બદ્ધગુદોદર, અંદર શલ્યવાળા અને તેના જેવા બીજા જે સોજા હોય તે બધા પાટનને યોગ્ય છે. ૫૬

જલોદર, જે ગુલ્મ પાકેલા હોય અને જે રક્તજન્ય હોય તે, તથા વિસર્પ અને પિડકાદિ રક્તના રોગો વ્યધનને યોગ્ય છે. ૫૭

ઉદ્વૃત્ત, સ્થૂલ કિનારીવાળા, ઊંચા અને કઠણ વ્રણોનું અને અર્શ વગેરે અધિમાંસ વિકારોનું છેદન કરવું જોઈએ. ૫૫

બુદ્ધિમાન વૈદ્યે લેખન યોગ્ય કુષ્ઠસહિત કિલાસનું લેખન કરવું. ૫૮½

વાતરક્ત, ગ્રન્થિ, પિડકા, કોઠ, રક્તમંડલ, કુષ્ઠ, ઘા વાગેલાં અંગ અને સોજા ઉપર વૈદ્યે પ્રચ્છન કરવું. ૫૯½

કુક્ષિ, ઉદર વગેરે ઊંડાં પાટિત અંગોને સીવવાં. ૬૦

व्रणमां पिडनविधि—

આમ બુદ્ધિમાનોએ છ પ્રકારનું શસ્ત્રકર્મ કહ્યું છે. જે વ્રણો નાના મોઢાંવાળા અને કોષવાળા હોય તેઓનું પીડન કરવું. ૬૧

વટાણા, મસૂર, ઘઉં અને રેણુકબીજના સ્નેહ વિનાના કલ્કો વ્રણપીડનને માટે શ્રેષ્ઠ છે. ૬૨

व्रणमां निर्वापणनो विधि—

શીમળાની છાલ, બલાનુ મૂલ તથા વડનાં પાત અને ન્યગ્રોધાદિ અથવા બલાદિક જે કહ્યાં છે તેને નિર્વાપણ તથા આલેપન જાણવાં અને તેઓથી જ પરિષેક કરવો. ૬૩½

સો વખત ધોયેલ ઘી, અતિશીતલ દૂધ તથા જેઠીમધના કવાથથી રક્તપિત્તપ્રધાન વ્રણોનું નિર્વાપણ કરવું. ૬૪½

व्रणमां संधाननो विधि—

વૈદ્યે લટકતાં વ્રણમાંસોને મધ અને ઘીથી લીપી સરખાં મૂકીને પાટો બાંધી દેવો. ૬૫½

તેઓને સરખાં અને બરાબર સ્થિત થયેલાં જાણીને ધઉંલા, લોધર, કાયફલ, સમંગા અને ધાવડીનાં ફૂલ-યુકત ચૂર્ણોથી અવચૂર્ણન કરવું. ૬૬½

છીપના ચૂર્ણયુકત પંચવલ્કલના ચૂર્ણથી અથવા તો ધાવડી અને લોધરનાં ચૂર્ણથી તે વ્રણો રૂઝાય છે. ૬૭½

અસ્થિભગ્ન અને ખડી ગયેલ સાંધાને વિચક્ષણે ફરીથી બીજા સરખા અંગની સમાન કરીને સરખું મૂકવું. બરાબર મૂકેલને સ્થિર કવલિકા બંધો અને કુશિકાઓ તથા બહુ જ ઘીવાળા પાટાઓથી સુખકારક રીતે હાલે નહિ તેમ બાંધવો. ૬૮–૬૯½

અવિદાહી અને પૌષ્ટિક અન્નોથી તેનો ઉપચાર કરવો. સાંધાનો વિશ્લેષ કરનાર ગ્લાનિ તેને માટે હિતકર નથી. ૭૦½

ખડી ગયેલ અને અભિહત અંગવાળાઓના વિસર્પાદિ ઉપદ્રવોનો પોતપોતાની ચિકિત્સા મુજબ કાલજ્ઞ વૈદ્યે યથાકાળ ઉપચાર કરવો. ૭૧½

व्रणमां स्वेदननो विधि—

જે વ્રણો સૂકા, ઘણી પીડાવાળા, સ્તબ્ધ અને વાતપ્રધાન હોય તેઓને કૃશરા, દૂધપાક, ગ્રામ્ય-બૈલ-જલચર અને આનૂપ પ્રાણીઓના સંસ્કૃત વેશવારો તથા ઊની ઉત્કારિકાથી અને સંકરસ્વેદની વિધિથી સ્વેદ આપવો. તેથી વ્રણવાળો સુખી થાય છે. ૭૨,૭૩

જે વ્રણો દાહયુકત, વેદનાવાળા અને વાતપ્રધાન હોય તેઓ ઉપર અળસી અને સેકેલા તથા દૂધમાં પલાળેલા તલનો તે જ દૂધથી વાટીને વૈદ્યે લેપ કરવો. ૭૪½

બલા, ગળો, જેઠીમધ, પીઠવણ, શતાવરી, ડોડી, સાકર, દૂધ, તેલ, માછલાની ચરબી, ઘી અને મીણયુકત સિદ્ધ કરેલી સ્નેહશર્કરા શૂલનો નાશ કરનારી છે. ૭૫,૭૬

એ પંચમૂલથી પકાવેલ નવશેકા પાણીથી, દૂધથી, ઘીથી કે તેલથી પરિષેક કરવો. ૭૭

જવનો લોટ, જેઠીમધ, તલ અને ઘી–એઓનો નવશેકો લેપ દાહ અને શૂલની શાન્તિ કરવા માટે કરવો. ૭૮

તલયુકત મગના દૂધપાકથી ઉપનાહ કરવો.

પીડા અને દાહને મટાડનાર આ વિધિ વ્રણમાં હિત-કારક છે. ૭૯

व्रणमां एषणनो विधि—

જે વ્રણો સૂક્ષ્મ મુખવાળા, બહુ સ્રાવવાળાં, કોષવાળા અને મર્માશ્રિત ન હોય તેઓનું એષણ કરવું તે હિત-કર્તા કહેવાય છે. ૮૦

એષણી બે જાતની હોય છે–મૃદુ અને કઠણ–મૃદુ ઔદ્ભિદ નાલોની અને કઠણ લોઢાની શલાકાની. ૮૧

માંસલ પ્રદેશમાં ઊંડે થયેલ પાટન યોગ્ય વ્રણનું લોઢાની શલાકાથી એષણ કરવું અને તેનાથી વિપરીતમાં વૈદ્યે નાલથી એષણ કરવું. ૮૨

व्रणमां शोधननो विधि—

ખરાબ ગન્ધવાળા, વિવિધ રંગવાળા, બહુ સ્રાવ-વાળા અને ઘણી પીડાવાળા વ્રણોને અશુદ્ધ જાણીને તેઓનો શોધન દ્રવ્યોથી ઉપચાર કરવો. ૮૩

ત્રિફળા, ખેર, દારુહળદર, ન્યગ્રોધાદિ ગણ, બલા, કુશ, લીમડો અને બોરડીનાં પાન–તેઓના કવાથ શોધન કરનાર મનાય છે. ૮૪

લવણયુકત તલનો કલ્ક બે હળદર, નસોતર, ઘી, જેઠીમધ અને લીંબડાનાં પાનનો લેપ વ્રણનું શોધન કરનાર છે. ૮૫

शुद्ध व्रणनां लक्षणो—

જે વ્રણ ન તો બહુ રકત, ન તો બહુ પાંડુ,

ન તો બહુ શ્યામ, ન તો બહુ પીડાવાળો, ન તો બહુ ઊંચો, ન તો બહુ કોપયુકત હોય તે શુદ્ધ અને રૂઝાવાને માટે શ્રેષ્ઠ જાણવો. ૮૬

व्रणमां रोपणविधि—

વડ, ઉંબરો, પીપળ, વેતસ, કરેણ, આકડો અને કડાના કવાથ વ્રણરોપક છે. ૮૭

चन्दनादि योग—

ચન્દન, પદ્મનાં કેશર, દારુહળદરની છાલ, નીલ કમળ, એ મેદા, મોરવેલ, સમંગા અને જેઠીમધ વ્રણનાં રોપણ છે. ૮૮

प्रपौंडरीकादि तैल—

પ્રપૌણ્ડરીક, ડોડી, ગળજીભી, ધાવડી, બલા અને તલનો ઘૃતયુક્ત રોપણ કરનાર લેપ વ્રણમાં કરવો. ૮૯

कम्पिल्लादि तैल--

કપીલો, વાવડિંગ. ઇન્દ્રજવ, ત્રિફળા, બલા, પરવળ, લીંબડો, લોધર, નાગરમોથ, ધઉંલા, ખેર, ધાવડી, રાળ, એલચી, અગર અને ચન્દન–વાટીને તેલ સિદ્ધ કરવું. તે શ્રેષ્ઠ વ્રણ રૂઝવનાર છે. ૯૦,૯૧

प्रपौंडरीकादि तैल बीजुं—

પ્રપૌંડરીક, જેઠીમધ, એ કાકોલી અને એ ચન્દન સરખે ભાગે લઈ તેઓથી તેલ સિદ્ધ કરવું. તે શ્રેષ્ઠ વ્રણરોપણ છે. ૯૨

व्रणमां बीजा योगो—

ધ્રોના સ્વરસથી અથવા કપીલાથી કે દારુહળદરની છાલના કલ્કથી પકાવેલ તેલ પ્રધાન વ્રણ રૂઝવનાર છે. ૯૩

રોપણીય વ્રણને રકતપિત્તપ્રધાન જોઈને વૈદ્યે, જે વિધિથી તેલ, તે જ વિધિથી ઘીને પકાવવું. ૯૪

व्रणमां पत्रदान—

વિદ્વાન વૈદ્યે કદમ્બ, સાદડ, લીંબડો, પાડળ, પીપળો અને આકડાનાં પાન વ્રણને ઢાંકવાને માટે વાપરવાં. ૯૫

व्रणमां हितकर पाटा—

વલ્કલ, મૃગચર્મ કે અળસીના વસ્ત્રનો પાટો વ્રણને માટે હિતકર્તા કહ્યો છે. ડાબો અને જમણો એમ બે પ્રકારે વ્રણનો બંધ શ્રેષ્ઠ છે. ૯૬

व्रणमां हित अने अहित अन्नपान—

વ્રણવાળાએ લવણ, અમ્લ, કટુ, ઉષ્ણ, વિદાહી અને ગુરુ અન્નપાનો અને મૈથુનનો ત્યાગ કરવો. ૯૭

વ્રણ અનુસાર, ન તો બહુ શીતળ, ભારે તથા સ્નિગ્ધ, વિદાહ ન કરે તેવું અને વ્રણને હિતકારક અન્નપાન દેવું અને દિવસે સૂવું નહિ. ૯૮

व्रणमां उत्सादननो विधि—

નિમ્ન વ્રણોના ઉદ્વર્તન માટે જે દ્રવ્યો સ્તન્ય, જીવનીય અને બૃંહણીય છે તે યોજવાં. ૯૯

व्रणमां अवसादननो विधि—

ભૂર્જગ્રંથી, હીરાકસી, વિરેચન દ્રવ્યો અને ગુગળ-વ્રણનું અવસાદન કરનાર છે તથા કલવિંક અને કબૂતરની ચરક પણ તેવી જ છે. ૧૦૦

व्रणमां अग्निकर्मनो विधि—

લોહી બહુ વહેતાં, છિન્નાંગમાં, છેદવા યોગ્ય અધિમાંસમાં, કફગ્રંથીઓમાં, ગંડમાં, વાતસ્તંભમાં, વાતની પીડાઓમાં, ઊંડાણમાં રહેલ, સ્થિર તથા છૂપાઈ રહેલ પરુ તથા લસીકાવાળા કપાઈ ગયેલાં અંગોના ભાગોમાં અગ્નિકર્મ શ્રેષ્ઠ છે. ૧૦૧,૧૦૨

દાહના વિશેષોને જાણનારે મીણથી, તેલથી, મજ્જા, મધ, ચરબી અને ઘીથી અથવા તપાવેલાં વિવિધ પ્રકારનાં લોઢાનાં સાધનોથી દાહ કરવો. ૧૦૩

રૂક્ષ અને કોમળ મનુષ્યના ગંભીર અને વાતપ્રધાન વ્રણોમાં સ્નેહથી અથવા મીણથી અને તેનાથી વિપરીતમાં લોઢાનાં સાધનોથી અથવા મધથી દાહ કરવો. ૧૦૪

બાળક દુર્બલ, વૃદ્ધ, ગર્ભિણી, રક્તપિત્તી, તૃષ્ણા તથા જ્વરવાળા, બલ વિનાના અને વિષ ખાધેલા પુરુષોમાં તથા સ્નાયુ અને ચર્મના વ્રણોમાં, વિષયુક્ત-શલ્યયુક્ત તથા નેત્ર અને કુષ્ઠના વ્રણોમાં અગ્નિકર્મનો નિષેધ છે. ૧૦૫,૧૦૬

વ્રણમાં ક્ષારકર્મનો વિધિ--

માત્રા-કાલ અને અગ્નિને જાણનારે રોગ, દોષ તથા બલને જોઈને શસ્ત્ર તથા અગ્નિકર્મોમાં ક્ષારનો પણ ઉપયોગ કરવો. ૧૦૭

વ્રણમાં ધૂપનનો વિધિ--

ગન્ધ દ્રવ્યો તથા સારો વડે ધૂપન કરવાથી વ્રણો કઠણ થાય છે. અને ઘી, મજ્જા તથા વસા વડે ધૂપન કરવાથી વ્રણો શિથિલ બને છે. ૧૦૮

વ્રણાશ્રિત પીડા, સ્રાવ, ગંધો, કૃમિઓ, શિથિલતા અને મૃદુતા ધૂપન વડે શાન્ત થાય છે. ૧૦૯

વ્રણમાં પ્રલપનો વિધિ--

લોધર, વડની કૂંપળો, ખેર, ત્રિફલા અને ઘીનો લેપ વ્રણની શિથિલતા અને સુકુમારતા કરનાર છે. ૧૧૦

જે વ્રણો પીડાયુક્ત, કઠણ, સ્તબ્ધ અને સ્રાવરહિત હોય તેઓ પર ઘીવાળા જવના લોટનો વારંવાર લેપ કરવો. ૧૧૧

યથાક્રમે મગ, સાઠી ચોખા અને શાલિ ચોખાના દૂધપાકો વડે અથવા તો ઘૃતયુક્ત જીવનીય દ્રવ્યોથી તેઓપર વારંવાર લેપ કરવો. ૧૧૨

વ્રણમાં અવચૂર્ણન—

સાદડ, ઊંબરો, પીપળો, લોધર, જાંબુડી અને કાયફળની છાલના ચૂર્ણથી અવચૂર્ણિત કરેલા વ્રણો પર એકદમ ચામડી આવે છે. ૧૧૩

ચામડીની શુદ્ધિ કરનાર લેપ--

મનઃશિલ, એલચી, મજીઠ, લાખ, હળદર અને દારૂહળદરનો ઘી તથા મધયુક્ત લેપ શ્રેષ્ઠ ચામડીની શુદ્ધિ કરનાર છે. ૧૧૪

વ્રણમાં સવર્ણીકરણનો વિધિ--

લોઢાનું ચૂર્ણ, હીરાકસી અને ત્રિફલાનાં ફૂલનો લેપ નવી ચામડીમાં એકદમ કાળાશ લાવે છે. ૧૧૫

પીળું ચન્દન, ધાઉંલા, આંબાની ગોટલી, નાગકેસર, મજીઠ અને રસોત્તમ એટલે પારદ અથવા ઘીનો ગોમયના રસ-સહિત કરેલો લેપ શ્રેષ્ઠ સમાન વર્ણ કરનાર છે. ૧૧૬

શ્યામક, પીપળો, નિચુલમૂલ, સોનાગેરુસહિત લાખ, નાગકેસરસહિત મોરથૂથુ અને હીરાકસી-એ વર્ણકર છે. ૧૧૭

વ્રણમાં લોમસંજનન--

ચોપગાં જનાવરોનાં ચામડી, રૂંવાડાં, ખરી, શીંગડાં અને હાડકાંની રાખ વડે તેલ ચોપડેલી ચામડી ઉપર અવચૂર્ણન કરવાથી ફરીથી રૂંવાડાં આવે છે. ૧૧૮

વ્રણના ઉપદ્રવોની ચિકિત્સા—

વ્રણોના જે સોળ ઉપદ્રવો કહ્યા છે તેઓની ચિકિત્સા પોતપોતાના ચિકિત્સાધ્યાયમાં બરાબર કહી છે. ૧૧૯

અધ્યાયાર્થસંગ્રહ--

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકો—

બે જાતના વ્રણ, વ્રણના ભેદ, પરીક્ષા, દુષ્ટ સ્થાનો, ગંધ, સ્રાવ, ઉપદ્રવોસહિત ચિકિત્સા—એ નવનો સમૂહ પ્રશ્નસહિત મુનિએ વિસ્તારથી તથા સમાસથી મુનિએ બુદ્ધિમાન અગ્નિવેશને વ્રણાધિકારમાં કહ્યો. ૧૨૦,૧૨૧

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'દ્વિવ્રણીય ચિકિત્સિત' નામક પચીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૫

## અધ્યાય છવ્વીસમો

### ત્રિમર્મીય ચિકિત્સિત

ત્રિમર્મીય ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ત્રિમર્મીય ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

મર્મોની સંખ્યા; તેમાંથી ત્રણની પ્રધાનતા—

'શરીરસંખ્યાધિકાર'માં એક સો ને સાત જે મર્મ કહ્યા છે તેમાંથી બસ્તિ, હૃદય અને મસ્તકને તજજ્ઞો પ્રધાન મર્મો કહે છે; કારણ કે તેમાં પ્રાણ આશ્રય કરી રહે છે. તેઓને પીડતા વાતાદિક પ્રાણોને પણ પીડે છે. માટે તેઓના પ્રાણના આશ્રયરૂપ, મહારોગ જેમાં ઉત્પન્ન થાય છે તેવાં બસ્તિ વગેરેની રક્ષા કરવા માટે, હે સૌમ્ય, તું ચિકિત્સા સાંભળ. ૩,૪

ઉદાવર્તનાં નિદાન-સંપ્રાપ્તિ અને લક્ષણો—

કષાય-કડવાં-તીખાં અને રૂક્ષ ભોજનોથી તથા વેગ રોકવાથી, ભોજન ન કરવાથી અને મૈથુનથી જો અપાન વાયુ પક્વાશયમાં પ્રકોપ પામે તો બલવાન તે અધોગામી સ્રોતોને રોકીને મળ-વાયુ અને મૂત્રની રુકાવટ કરે છે; એથી ક્રમે ક્રમે સારી પેઠે ભયંકર ઉદાવર્તરોગ ઉત્પન્ન કરે છે. ૫

બસ્તિ-હૃદય-કુક્ષિ-ઉદર-પીઠ અને પડખામાં અતિશય ભયંકર વેદના થાય, આધ્માન, મોળ, વાઢ, સોય ભોંકાવા જેવી પીડા, અપચો, બસ્તિનો સોજો, મળની પ્રવૃત્તિ ન થવી, જઠરમાં ગંડ અને ગુદામાં પરાભવ પામેલ વાયુની ઊર્ધ્વગતિ થાય. ૬,૭

શુષ્ક મળની પ્રવૃત્તિ મુશ્કેલીથી લાંબે વખતે થાય અથવા તો થોડો ખર, રૂક્ષ અને શીત થાય. તે પછી જ્વર, મૂત્રકૃચ્છ્ર, પ્રવાહિકા, હૃદ્રોગ, ગ્રહણીદોષ, ઊલટી, આંધળાપણું, બહેરાપણું, શિરમાં સંતાપ, વાતોદર, અષ્ઠીલા, મનોવિકાર, તૃષા, રક્તપિત્ત, અરુચિ, ગુલ્મ, કાસ, શ્વાસ, સળેખમ, અર્દિતવાયુ, પડખાંના રોગ તથા ઉદાવર્તથી થયેલા ઘણા ભયંકર બીજા પણ વાયુજન્ય ઘણા રોગો થાય છે. હવે પછી તેની ચિકિત્સા સત્ય સ્વરૂપમાં કહેવામાં આવશે. તે, હે અગ્નિવેશ, તું સાંભળ. ૮-૧૦

ઉદાવર્તનું ચિકિત્સાસૂત્ર—

શીતજ્વરનાશક અગુર્વાદ્ય તેલ ચોપડેલ અને કહ્યા પ્રમાણેના સ્વેદથી જેના દોષ દ્રવીભૂત થયા છે તેનાં, વર્તિ, નિરુહબસ્તિ, સ્નેહ, વિરેચન અને અનુલોમ અન્નોથી ઉપચાર કરવા. ૧૧

ઉદાવર્તમાં શ્યામાદિ વર્તિ—

કાળું નસોતર, નસોતર, પીપર અને દન્તીમૂળ દરેક એક ભાગ, અડધ દશ ભાગ, નીલિકા એક ભાગ, સિંધાલૂણ બે ભાગ એ બધાંને ગોમૂત્રમાં પીસી ગોળથી હાથના અંગુઠા જેવી વર્તિ બનાવવી. ૧૨

ઉદાવર્તમાં બીજી વર્તિઓ—

અથવા ગોળ, સંચળ, હિંગ, સરસવ, સૂંઠ, મરી, પીપર અને જવખારથી ઉપર પ્રમાણે વર્તિ બનાવવી. વાવડિંગ, કપીલો, શંખિની, થોરનું દૂધ અને ગોળ મેળવીને તેઓથી વર્તિ બનાવવી. ૧૩

પીપર, સરસવ, મીંઢળ અને ઘરના ધૂમ સાથે ગોમૂત્ર અને ગોળથી વર્તિ બનાવી શકાય. અથવા કાળું નસોતર, મીંઢળ, અલાબુ અને પીપરનાં ચૂર્ણને નાડી દ્વારા ગુદામાં ફૂંકવું. ૧૪

ઉદાવર્તમાં પ્રધમન ચૂર્ણ—

અથવા સરસવ, તુંબડી, મીંઢળ, પીપર, જીમૂતક અને સિંધાલૂણનાં ચૂર્ણને સ્નિગ્ધ ગુદામાં ફૂંકવું. વર્તિ અને ચૂર્ણ પુરુષનાં મળ-વાયુ અને મૂત્રના નિરોધનું અનુલોમન કરે છે. ૧૫

ઉદાવર્તમાં નિરૂહનું વિધાન—

તેઓ કામ ન કરે તો સારી પેઠે અભ્યંગ અને સ્વેદ

આપેલ શરીરવાળાને વમન અને વિરેચન ઔષધ, ગોમૂત્ર તેલ, ક્ષાર, અમ્લ દ્રવ્યો અને વાતનાશક દ્રવ્યોથી યુક્ત સારી પેઠે તીક્ષ્ણ નિરૂહ બસ્તિ વૈદ્યે દેવી. ૧૬

વાયુ અધિક હોતાં અમ્લદ્રવ્ય, લવણ અને તેલ; પિત્ત અધિક હોતાં દૂધથી અને કફ અધિક હોતાં ગોમૂત્રથી યુક્ત બસ્તિ હોવી જોઈએ. તે બસ્તિ મૂત્ર, મળ અને વાયુના નિરોધને જલદી દૂર કરે છે અને ગુદા તથા સિરાઓને ઉત્તમ ગુણયુક્ત બનાવે છે. ૧૭

उदावर्तमां अन्नपान—

નસોતર, થોરનાં પાન અને તલ વગેરે શાક તથા ગ્રામ્ય-ઔદક અને આનૂપ પશુપક્ષીઓના માંસરસ સાથે તથા વાયુ-મૂત્ર અને મળને પ્રવૃત્ત કરે તેવાં બીજાં દ્રવ્યો સાથે જવનું અન્ન રોગીએ ખાવું અને માથે પ્રસન્ના, ગોળ અને સીધુનું પાન કરવું. ૧૮

उदावर्तमां विरेचन अने अनुवासन—

ફરીને ઉદાવર્તનો અનુબંધ રહેતાં ગોમૂત્ર, પ્રસન્ના, દહીંનો મંડ અને શુક્ત સાથે વિરેચન દ્રવ્યોથી વિરેચન આપવું જોઈએ. સ્વસ્થ થયા પછી જો રૂક્ષતાને લઈ વાયુ અને મળનો રોધ થાય તો તેને પછી અનુવાસન આપવું જોઈએ. ૧૯

द्विरुत्तरहिंग्वादि चूर्ण—

એક એકથી બમણાં હિંગ, વજ, ચિત્રક, કઠ, સાજીખાર અને વાવડિંગનું ચૂર્ણ, નવશેકા પાણી સાથે આનાહ, વિસૂચિકારોગ, હૃદ્રોગ, ગુલ્મ અને ઊર્ધ્વવાતનો નાશ કરનાર છે. ૨૦

वचादि चूर्ण—

વજ, હરડે, ચિત્રક, જવખાર, પીપર, અતિવિષ અને કઠના ચૂર્ણને ઊના પાણી સાથે પી, માંસરસ અને ભાત ખાનાર આનાહ અને મૂઢવાતને જલદીથી જીતે છે. ૨૧

हिंग्वादि चूर्ण—

ઉત્તરોત્તર એક એક ભાગ વધતાં હિંગ, અજમોદા, બિડલવણ, સૂંઠ, જીરું, હરડે, પુષ્કરમૂળ અને કઠનું ચૂર્ણ પ્લીહોદર, અજીર્ણ અને વિસૂચિકામાં પ્રયોજાય છે. ૨૨

स्थिरादि घृत—

સ્થિરાદિ વર્ગ એટલે લઘુપંચમૂલ, સાટોડી, શમ્પાક અને પૂતિકરંજ એ દરેક બબ્બે પળ જેટલાં લઈ તેના ક્વાથમાં પ્રસ્થ ઘી સિદ્ધ કરવું. તે રૂંધાયેલ વાયુમાં પ્રયોજાય છે. ૨૩

लवणयोग—

વિરેચનના વિષયમાં કહેલ ફલ અને મૂલ, હિંગ, આકડાનું મૂળ, પહેલાં દશમૂળ, થોર, ચિત્રક અને સાટોડી એ બધાં જેટલા જ પ્રમાણમાં પાંચ લવણો લેવાં. એ સર્વને ખાંડીને સ્નેહો તથા ગોમૂત્ર સાથે મેળવી કટોરાના સંપુટમાં કપડમાટી કરી પકાવવાં. પાકી ગયા પછી સારી પેઠે પીસેલું, આનાહ અને શૂલનો નાશ કરનારું તે લવણ અન્ન અને પાન સાથે ખાવું. ૨૪,૨૫

आनाहनां लक्षणो अने चिकित्सा—

હૃદયસ્તંભ, શિરોરોગ, ભારેપણું, ઓડકારનો નિરોધ અને સળેખમથી આમજન્ય આનાહ જાણીને વમન, લંઘન અને પાચનથી જીતવો. ૨૬

ગુલ્મ, ઉદર, બ્રધ્ન, અર્શ, પ્લીહા, ઉદાવર્ત, યોનિ-રોગ અને વીર્યરોગમાં, મેદ અને કફના સંસર્ગવાળા ગંભીર વાતરક્તમાં, ગૃધ્રસી અને પક્ષવધ વગેરે વિરેચન-યોગ્ય વાતરોગમાં તથા મેદ-કફ-પિત્ત અને રક્તથી રોકાઈ ગયેલા માર્ગવાળામાં દોષના અનુબંધ અનુસાર દૂધ, માંસરસ, ત્રિફળાનો ક્વાથ, યૂષ, ગોમૂત્ર કે મદિરા સાથે એરંડનું તેલ પ્રશસ્ત છે. તેથી મેદ-રક્ત-પિત્ત અને કફથી મિશ્રિત વાતરોગને જીતનાર તે એરંડ તેલ [illegible] સ્વભાવથી, સંયોગને લઈ અને વિરેચન ગુણથી ઉપર્યુક્ત રોગોને જીતે છે. બલ-કોઠો અને દોષ અનુસાર પાંચ

પલ સુધીની તેની માત્રા થાય અને મૃદુ કોઠાવાળા તથા અલ્પ બળવાળા માટે તે ભોજન સાથે જ પ્રયોજી શકાય. ૨૭-૩૧

આ પ્રમાણે ઉદાવર્તચિકિત્સા થઈ.

મૂત્રકૃચ્છ્રનાં નિદાન-સંપ્રાપ્તિ અને લક્ષણો—

વ્યાયામ-તીક્ષ્ણ ઔષધ અને રૂક્ષ મદ્યના પ્રસંગથી, વેગવાન પ્રાણીની પીઠ પર બેસી નિત્ય જવાથી, આનૂપ માંસ અને મત્સ્ય ખાધા ઉપર ખાવાથી અને અજીર્ણથી મનુષ્યોને અહીં આઠ પ્રકારનાં મૂત્રકૃચ્છ્ર થાય છે. ૩૨

પોતપોતાનાં નિદાનથી કુપિત થયેલા જુદા જુદા દોષો અથવા સર્વ દોષો બસ્તિમાં પ્રકોપ પામીને મૂત્રના માર્ગને જ્યારે અતિશય પીડિત કરે છે ત્યારે મનુષ્ય કષ્ટપૂર્વક પેશાબ કરે છે. ૩૩

વાયુજન્ય મૂત્રકૃચ્છ્રને લઈ વંક્ષણ-બસ્તિ અને શિશ્નમાં તીવ્ર વેદના થાય છે અને એમાં મનુષ્ય થોડો થોડો અને વારંવાર પેશાબ કરે છે. પિત્તને લઈ પીળો, રક્તસહિત, વેદનાસહિત અને દાહયુક્ત પેશાબ મુશ્કેલીથી અને વારંવાર થાય છે. ૩૪

કફજન્ય મૂત્રકૃચ્છ્રમાં શિશ્ન અને બસ્તિમાં ભારેપણું અને સોજા થાય છે. તથા મૂત્ર પિચ્છાયુક્ત હોય છે. પણ સન્નિપાતને લઈ બધાંય લક્ષણ થાય છે. તે મૂત્રકૃચ્છ્ર સૌથી કષ્ટમય છે. ૩૫

બસ્તિમાં રહેલા વીર્યસહિત તથા પિત્તસહિત મૂત્રને કે કફને વાયુ જ્યારે શોષી લે છે ત્યારે ગાયના પિત્તમાં જેમ ગોરોચન થાય છે તેમ ક્રમે ક્રમે અશ્મરી ઉત્પન્ન થાય છે. ૩૬

તે અશ્મરી કદંબના ફૂલ જેવી આકૃતિવાળી પાણા જેવી લીસી, ત્રણ પુટવાળી અથવા મૃદુ હોય છે. જો તે મૂત્રના માર્ગમાં આવી પડે છે તો મૂત્રને રોકીને તેની બસ્તિમાં વેદના કરે છે. ૩૭

રોગી સેવની-શિશ્ન અને બસ્તિમાં શૂલસહિત તૂટક ધારે પેશાબ કરે છે, શિશ્નને ચોળે છે અને વેદનાથી પીડાઈને વારંવાર ઝાડે જાય છે અને પેશાબ કરે છે. ૩૮

અશ્મરીના ક્ષોભથી ક્ષત થતાં તે લોહીસહિત પેશાબ કરે છે અને મૂત્રમાર્ગથી તે ખસી જતાં રોગી સુખેથી પેશાબ કરે છે. વાયુથી ભાંગીને ભુક્કો થતાં એ અશ્મરી મૂત્રમાર્ગે ઝરતી શર્કરા કહેવાય છે. ૩૯

વીર્યના વિઘાતથી પીડાયેલા જે પુરુષને મૂત્રકૃચ્છ્ર થાય છે તેને વંક્ષણ-બસ્તિ અને શિશ્નમાં વેદના થાય છે, અતિશય શૂલ થાય છે અને વૃષણો મોટા થાય છે. ૪૦

જેની ગતિનો પ્રવાહ વીર્યથી રોકાયો છે એવો મનુષ્ય મુશ્કેલીથી અહીં પેશાબ કરે છે, તે અંડમાં સ્તબ્ધ છે એમ કહે છે અને એને વીર્યના વિઘાતથી થયેલું મૂત્રકૃચ્છ્ર કહે છે. ૪૧

દોષો જુદા જુદા અથવા બધાય મૂત્રાશયમાં રહી વીર્યને અટકાવે છે. અટકેલું તે શિશ્ન અને બસ્તિમાં શૂલ કરે છે તથા વીર્યસહિત મૂત્રનો વિબંધ કરે છે ત્યારે તેનાં બસ્તિ અને અંડો સ્તબ્ધ, સોજાવાળાં, ખૂબ વેદનાયુક્ત અને સોય ભોંકાયા જેવી વેદનાવાળાં થાય છે. ૪૨-૪૩

ક્ષતથી, અભિઘાતથી કે ક્ષયથી પ્રકુપિત થયેલું, વિબંધ પામેલું, બસ્તિગત તીવ્ર વેદના કરતું રક્ત, મૂત્રની સાથે અશ્મરી બની જાય છે અને તેનો અતિશય સંચય થયો હોય તો બસ્તિ ફૂલી જાય છે અને ભારેપણું પ્રાપ્ત કરે છે તથા એ રક્ત નીકળી જતાં બસ્તિ હલકી બની જાય છે. ૪૪

આ પ્રમાણે મૂત્રકૃચ્છ્ર થયું.

વાતજ મૂત્રકૃચ્છ્રમાં ચિકિત્સા—

વાતજન્ય મૂત્રકૃચ્છ્રમાં અભ્યંગ, સ્નેહપાન, નિરૂહબસ્તિ, સ્નિગ્ધ ઉપનાહ, ઉત્તર બસ્તિ, પરિષેક તથા સ્થિરા વગેરે વાતહર દ્રવ્યોથી સિદ્ધ કરેલ માંસરસ આપવો. ૪૫

पुनर्नवादिमिश्रक स्नेह—

સાટોડી, એરંડ, શતાવરી, પત્તૂર, ધોળી સાટોડી, બલા, પાષાણભેદ, દશમૂલ, કળથી, બોર અને જવ સાથે પાણી નાખી ઊકાળેલા ક્વાથમાં તેલ, વરાહની વસા, રીંછની વસા અને ઘી તથા તે જ વસ્તુઓનો કલ્ક અને લવણોથી સ્નેહપાક સિદ્ધ કરવો. માત્રાસર તે પીવાથી શૂલયુક્ત વાયુજન્ય મૂત્રકૃચ્છ્રને તે જલદીથી હણે છે. ૪૬,૪૭

આ અને ખાંડેલાં બીજાં શ્રેષ્ઠ ઔષધો અને મળી શકે તે તેલીબીઆં, તેલ વગેરે સ્નેહ તથા કાંજી વગેરે અમ્લ દ્રવ્યોસહિત એ સર્વ નવશેકાં, ઉપનાહમાં પ્રશસ્ત છે. ૪૮

पित्तज मूत्रकृच्छ्रनी चिकित्सा—

પિત્તજન્ય મૂત્રકૃચ્છ્રમાં શીતલ પરિષેક, અવગાહન અને પ્રદેહ, ગ્રીષ્મ ઋતુને માટે કહેલ વિધિ, બસ્તિ, દૂધનો પ્રયોગ અને વિરેચન તથા દ્રાક્ષ, વિદારીકન્દ, શેરડીનો રસ અને ઘી સાથે કરવાં જોઈએ. ૪૯

शतावर्यादि क्वाथ—

પિત્તજન્ય મૂત્રકૃચ્છ્રવાળાએ શતાવરી, કાશ, કુશ, ગોખરુ, વિદારીકન્દ, શાળ, શેરડી અને કશેરુકના સારી પેઠે શીતલ ક્વાથને મધ અને સાકર સાથે પીવો જોઈએ. ૫૦

कफज मूत्रकृच्छ्रमां बीजा योगो—

કમળ અને ઉત્પલનો ક્વાથ અથવા શીંગોડાનો ક્વાથ અથવા વિદારીકન્દનો ક્વાથ અથવા તો દંડેરકાનાં મૂળનો ક્વાથ કે શીતલ જલ અગાઉ કહેલ વિધિથી પીવાં. ૫૧

एर्वारुबीजादि योग—

કાકડીનું બીજ, ત્રપુષનું બીજ, કુસુંભનું બીજ, કેસર અને અરડૂસો દ્રાક્ષના ક્વાથ સાથે પીવાં. આ અશ્મરી, શર્કરા અને સર્વ મૂત્રકૃચ્છ્રમાં પ્રશસ્ત છે. ૫૨

પિત્તના મૂત્રકૃચ્છ્રમાં કાકડીનાં બીજ, જેઠીમધ અને દેવદાર ચોખાના ધોણ સાથે પીવાં. તે જ પ્રમાણે પિત્તજન્ય મૂત્રકૃચ્છ્રમાં આમળાંના ક્વાથ સાથે મધ-સહિત દારુહળદર પીવી. ૫૩

कफज मूत्रकृच्छ्रनी चिकित्सा—

કફના મૂત્રકૃચ્છ્રમાં ક્ષાર, ઉષ્ણ અને તીક્ષ્ણ ઔષધ તથા અન્નપાન, સ્વેદ, જવનું અન્ન, વમન, નિરૂહબસ્તિ, છાશ તથા તિક્ત ઔષધથી સિદ્ધ કરેલ તેલનાં અભ્યંગ અને પાન ઇષ્ટ છે. ૫૪

व्योषादि चूर्ण—

સૂંઠ, મરી, પીપર, ગોખરુ, નાની એલચી અને સારસનાં હાડકાંના ચૂર્ણને અર્ધા કર્ષ જેટલા પ્રમાણમાં લઈ, મધ અને મૂત્ર સાથે પીવું અથવા કેળના રસ સાથે કે કૈડર્યના રસ સાથે મધયુક્ત એલચીનું ચૂર્ણ પીવું. ૫૫

कफज मूत्रकृच्छ्रमां बीजा योग—

મૂત્રકૃચ્છ્રના વિનાશ માટે શિતિવારકનાં બીજ છાશ સાથે પીવાં. તે પ્રમાણે કફના મૂત્રકૃચ્છ્રમાં પ્રવાલચૂર્ણ ચોખાના ધોણ સાથે પીવું. ૫૬

सतच्छदादि यवागू अथवा क्वाथ—

સપ્તચ્છદ, ગરમાળો, કેબુક, નાની એલચી, ધવ, કરંજ, કુટજ અને ગળોને જલમાં પકાવીને તેની સાથે યવાગૂ પીવી અથવા તેનાથી સિદ્ધ કરેલ ક્વાથ મધ સાથે પીવો. ૫૭

सन्निपातज मूत्रकृच्छ्रनी चिकित्सा—

ત્રિદોષથી ઉત્પન્ન થયેલા મૂત્રકૃચ્છ્રમાં વાયુના ક્રમ અનુસાર બરાબર જોઈને સર્વ ચિકિત્સા કરવી જોઈએ. ત્રણેમાં કફ અધિક હોતાં પહેલાં વમન કરાવવું; પિત્ત

અધિક હોતાં વિરેચન અને વાયુ અધિક હોતાં બસ્તિ દેવી જોઈએ.

(આ પ્રમાણે મૂત્રકૃચ્છ્રચિકિત્સા થઈ)

अश्मरीजन्य मूत्रकृच्छ्रनी चिकित्सा—

જે પ્રમાણે કફ અને વાયુથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં, તે પ્રમાણે અશ્મરી અને શર્કરાથી થયેલ મૂત્રકૃચ્છ્રમાં તે હિતકર ચિકિત્સા કરવી જોઈએ. અશ્મરીને તોડી, પાડી નાખવા માટે વિશેષમાં યોજાતી સિદ્ધ ચિકિત્સા તું સાંભળ. ૫૯

पाषाणभेदादि चूर्ण અને घृत—

પાષાણભેદ, વૃષક, ગોખરુ, કાળીપાટ, હરડે સૂંઠ, ત્રિકટુ, કપુરકાચલી અને નિકુંભ, હિંસા, ખરાશ્વા, શિતિવારક, કાકડી અને ત્રપુષનાં બીજ, કાળીજીરી, હિંગ, અમ્લવેતસ, બન્ને બૃહતી, હપુષા અને વજનાં ચૂર્ણને પાણી સાથે પીવું; અને તેઓની સાથે ચાર ગણા ગોમૂત્રમાં અશ્મરી તોડવા માટે પકાવેલું ઘી પીવું. ૬૦,૬૧

श्वदंष्ट्रादि योग—

ગોખરુ, ઇક્ષુરક, ઉરુબૂક અને બન્ને બૃહતીનાં મૂળ દૂધની સાથે પીસી, મધુર દહીંની સાથે ઘોળીને અશ્મરિ તોડવા માટે સાત દિવસ સુધી પીવાં. ૬૨

पुनर्नवादि योग—

સાટોડી, લોહભસ્મ, હળદર, ગોખરુ, ફલ્ગુ, પ્રવાલભસ્મ અને દર્ભનાં ફૂલને દૂધ, જલ, મદ્ય અને શેરડીના રસ સાથે પીસીને અશ્મરિ તથા શર્કરામાં પીવાં જોઈએ. ૬૩

त्रुटयादि चूर्ण—

નાની એલચી, દેવદાર, પાંચ લવણ, જવખાર, કુન્દુરુક, પાષાણભેદ, કંપીલો, ગોખરુનાં બીજ, કાકડીનાં બીજ અને ત્રપુષનાં બીજ, ચિત્રક, હિંગ, જટામાંસી અને અજમો—એ બધાનું સમ પ્રમાણમાં ચૂર્ણ; બે ભાગ હરડે, બે ભાગ બહેડાં અને બે ભાગ આમળાં એ સર્વને, શુક્ત સિવાયના અમ્લ, માંસરસ, મદ્ય અને યૂષ સાથે, ગુલ્મ અને અશ્મરિ તોડવા માટે પીવાં જોઈએ. ૬૪,૬૫

अश्मरीजन्य मूत्रकृच्छ्रमां शर्करायवन—

સરગવાના મૂળનો કલ્ક પલ જેટલો લઈ, ઘી અને તેલમાં ભૂંજી કરેલા યૂષ શીતલ કરી, દહીંનો મંડ મેળવી જોઈએ તેટલા લવણથી યુક્ત કરી પીવો. તે અશ્મરિનો તોડનાર છે. ૬૬

સરગવાનાં મૂળનો શીતલ કલ્ક પાણી સાથે અશ્મરિ અને શર્કરામાં હિતકર છે; અથવા સમાન પ્રમાણમાં જવખાર અને સાકર સર્વે ય મૂત્રકૃચ્છ્રમાં ઔષધરૂપ છે. ૬૭

ઉપરાંત નિર્મળ મદ્ય પીને શીઘ્ર વેગવાળા રથમાં કે ઘોડા પર બેસીને જવું જોઈએ. તેનાથી શર્કરા નીકળી જાય છે. પણ જો અશ્મરિ શાંત ન થાય તો શલ્ય જાણનાર વૈદ્યે તેને બહાર કાઢી નાખવી જોઈએ. ૬૮

वीर्यना अभिघातथी थता मूत्रकृच्छ्रनी चिकित्सा—

વીર્યના નિઘાતથી ઉત્પન્ન થયેલ મૂત્રકૃચ્છ્રમાં દોષ જોઈ ચિકિત્સા કરવી. કપાસનું મૂળ, અરડૂસો, પાષાણભેદ, બલા, સ્થિરાદિ પંચમૂલ, ગવેધુકા, ધોળી સાટોડી, ઐન્દ્રી, સાટોડી, શતાવરી, મધુપર્ણી અને અસનપર્ણી—તેઓના કવાથથી સિદ્ધ કરેલ માંસરસ વાયુમાં દેવો જોઈએ; પિત્ત અધિક હોતાં દૂધ અને વળી ઘી દેવાં. ૭૦

કફ અધિક હોતાં એ કવાથથી સિદ્ધ યૂષ વગેરે અન્નપાન દેવાં અને સંસર્ગજન્ય શુક્રજ મૂત્રકૃચ્છ્રમાં સર્વ દોષોમાં હિતકર ઉપચાર કરવો જોઈએ. એ પ્રમાણે જો એ શાન્ત ન થાય તો તેને જૂની સુરા અથવા મધુકાસવ દેવો. ૭૧

બૃંહણ માટે પક્ષીઓનાં માંસ અને વીર્યાશયના શોધન માટે બસ્તિઓ યોજવી જોઈએ; આ પ્રમાણે શુદ્ધ થયેલા

અને વૃષ્ય યોગોથી તૃપ્ત થયેલા પુરુષે પ્રિય અને અનુકૂલ પ્રમદાઓનું સેવન કરવું જોઈએ. ૭૨

रक्तज मूत्रकृच्छ्रनी चिकित्सा—

રક્તજન્ય મૂત્રકૃચ્છ્રમાં ઉત્પલની નાલ, તાલ, કાસ, ઇક્ષુવાલા, શેરડી અને કશેરુકને સાકર તથા મધ સાથે પીવાં અને શેરડી, વિદારીકન્દ તથા ત્રપુષ ખાવાં. ૭૩

ગોખરુના રસ સાથે આઠગણાં દૂધથી સિદ્ધ કરેલું ઘી પીવું અથવા સ્થિરાદિકમાંના કે કનકાદિકમાંના દરેકથી તે જ વિધિએ સિદ્ધ કરેલું ઘી પીવું. ૭૪

મધુર ઔષધો સાથે દૂધની બસ્તિ અથવા મધુર ફળોથી કાઢેલાં તેલથી બસ્તિ દેવી જોઈએ અને પિત્ત-જન્ય મૂત્રકૃચ્છ્રમાં જે કરવાનું કહ્યું છે તે રક્તજન્ય મૂત્રકૃચ્છ્રમાં કરવું જોઈએ. ૭૫

मूत्रकृच्छ्रमां अपथ्य—

વ્યાયામ, વેગો રોકવા, સૂકું ભોજન, રૂક્ષ ભોજન, પિષ્ટાન્નનું ભોજન, પવનના ઝપાટા, સૂર્યનાં કિરણ, મૈથુન, ખજૂર, શાલૂક, કોઠ, જાંબુ, કમલમૂલ અને કષાય રસનું સેવન કરવું ન જોઈએ. ૭૬

આ પ્રમાણે અશ્મરી ચિકિત્સા થઈ.

हृद्रोगनां निदान-संप्राप्ति अने लक्षणो—

વ્યાયામ, તીક્ષ્ણ કે અતિ પ્રમાણમાં વિરેચન અને બસ્તિ, ચિન્તા, ભય, ત્રાસ, રોગનો અયોગ્ય ઉપચાર, ઊલટી, આમદોષ, વેગધારણ, કર્શન તથા અભિઘાત હૃદ્રોગ કરનારાં છે. ૭૭

વિવર્ણતા, મૂર્છા, જ્વર, કાસ, હેડકી, શ્વાસ, મુખની વિરસતા, તૃષા, પ્રમોહ, ઊલટી કફનો ઉત્ક્લેશ, કફજન્ય વેદના અને અરુચિ તથા બીજા વિવિધ વિકારો હૃદ્રોગથી ઉત્પન્ન થાય છે. ૭૮

વાયુને લઈને ખાસ કરીને હૃદયનું શૂન્ય થવું, હૃદયમાં થડકો, હૃદયનો શોષ, હૃદયમાં ભેદન જેવી પીડા, હૃદયસ્તંભ અને મોહ થાય છે. પિત્તને લઈ અંધારાં આવવાં, ઉપતાપ, દાહ, મોહ, સંત્રાસ, તાપ, જ્વર અને પીળું થવું—એ થાય છે. ૭૯

કફને લઈ હૃદય સ્તબ્ધ, ભારે અને જકડાયેલ થાય છે; તથા લાળ આવવી, જ્વર, કાસ અને તન્દ્રા થાય છે. ત્રિદોષવાળા હૃદયને વળી સર્વ લક્ષણવાળું અને કૃમિજન્ય હૃદ્રોગવાળાને તીવ્ર પીડા, સોય ભોંકાયા જેવી વેદના અને ખજવાળવાળું જાણવું. ૮૦

वातज हृद्रोगनी चिकित्सा—

વાતજન્ય હૃદ્રોગમાં સૌવીરક, દહીંનું પાણી અને છ.શ-સહિત તેલ સિંધાલૂણ નાખીને નવશેકું પીવું જોઈએ. ગોમૂત્ર અને પાણી સાથે સિદ્ધ કરવું તેલ, પાંચ લવણો સાથે, આનાહ, ગુલ્મરોગ તથા હૃદ્રોગનો નાશ કરનાર છે. ૮૧

पुनर्नवादि तैल—

સાટોડી, દેવદાર, પંચમૂલ, રાસ્ના, જવ, બીલી, કળથી અને બોરને જલમાં ટકાવીને તેનાથી તેલ સિદ્ધ કરી અભ્યંગ અને પાનમાં પ્રયોજવાથી વાયુજન્ય હૃદ્રોગનો નાશ કરનાર છે. ૮૨

हरीतक्यादि घृत—

હરડે, સૂંઠ, પુષ્કરમૂળ ગળો, આમળાં, લવણ અને હિંગના કલ્કથી સાધિત શ્રેષ્ઠ ઘી વાતજન્ય ગુલ્મ, હૃદ્રોગ અને પડખાના શૂલમાં ઉત્તમ છે. ૮૩

पुष्करमूलादि कल्क—

પુષ્કરમૂળ, બીજોરાનાં મૂળ, સૂંઠ, કપૂરકાચલી અને હરડેના કલ્કને જવખાર, અમ્લદ્રવ્યો, ઘી અને લવણથી મિશ્રિત કરી પ્રયોજવાથી, વાતજન્ય હૃદ્રોગ અને વાઢનો નાશ કરનાર બને છે. ૮૪

पुष्करमूलादि क्वाथ—

પુષ્કરમૂળ બીજોરાનું મૂળ, ખાખરો, ભૂતીક

કપૂરકાચલી અને દેવદારથી કરેલો કવાથ, સૂંઠ, કાળીજીરી, વજ, જીરું, જવખાર અને સિંધાલૂણ સહિત નત્રશેકો પીવો. ૮૫

હરડે, કપૂરકાચલી, પુષ્કરમૂળ, પીપર, પીપરીમૂળ, ચવ્ય, ચિત્રક, સૂંઠ અને બીજોરાનાં મૂળના કલ્કને ઘી-તેલથી ભૂંજી, ગોળ-પ્રસન્ના અને લવણ સાથે હૃદય, પડખાં, પીઠ, ઉદર અને યોનિના શૂલમાં પીવરાવવો. ૮૬

त्र्यूषणादि तैल—

સૂંઠ, મરી, પીપર, એ ત્રિફલા એટલે હરડે-બહેડાં-આમળાં અને દ્રાક્ષ, કાશ્મર્ય, ફાલસાં, કાળીપાટ, નાની ભોરીંગણી, ગોખરુ, બે બલા, ઋદ્ધિ, નાની એલચી, તામલકી, કૌચાં, બન્ને મેદા, મહુડાં, જેઠીમધ, શાલપર્ણી, શતાવરી, જીવક અને પૃશ્નિપર્ણી; અક્ષ અક્ષ જેટલાં આ દ્રવ્યોને સારી પેઠે પીસીને વિધિ જાણનાર વૈદ્ય તેઓથી તથા ભેંસના એક પ્રસ્થ દહીંથી એક પ્રસ્થ ઘી પકાવવું. તે ઘીની પલ-અરધો પલ કે કર્ષ જેટલી માત્રા મધ સાથે, શ્વાસ, કાસ, પાંડુરોગ, હલીમક, હૃદ્રોગ તથા ગ્રહણીદોષમાં પ્રયોજવી. ૮૭–૮૯

पित्तज हृद्रोगनी चिकित्सा—

હૃદય પિત્તથી દુષ્ટ થતાં શીતલ પ્રદેહો અને પરિષેચનો તથા વિરેચન કરવાં જોઈએ. જ્યારે વિરેચનથી રોગી શુદ્ધ થાય ત્યારે દ્રાક્ષ-સાકર-મધ અને ફાલસાંથી યુક્ત પિત્તનાશક અન્નપાન દેવાં. ૯૦

અને વળી જેઠીમધ તથા કટુનો કલ્ક સાકરના શરબત સાથે પીવો. ક્ષતક્ષીણમાં ઘી અને જે સર્પિર્ગુડ હિતકર છે તેઓને બરાબર જોઈને વૈદ્યે દેવાં; તથા પિત્તજન્ય હૃદ્રોગમાં ગાયના દૂધ પર રહેનાર રોગીઓને જાંગલ પશુપક્ષીઓનો માંસરસ દેવો. રક્તાશ્રિત જે સર્વ પિત્તવિકારો છે તે તેઓનાથી જ શાન્ત થાય છે. ૯૧,૯૨

द्राक्षादि घृत—

દ્રાક્ષ, બલા, શ્રેયસિ, સાકર, ખજૂર, વીરા, ઋષભક, ઉત્પલ, કાકોલી, બન્ને મેદા અને જીવકથી દૂધમાં સિદ્ધ કરેલ ભેંસનું ઘી આપી શકાય. ૯૩

कशेरुकादि घृत—

કશેરુક, શેવાળ, આદુ, પ્રપૌંડરીક, જેઠીમધ અને બિસની ગાંઠ–તેઓની સાથે દૂધમાં ઘી પકાવવું. મધસહિત તે પિત્તજન્ય હૃદ્રોગનો નાશ કરનાર છે. ૯૪

હૃદય પિત્તથી દૂષિત થતાં સ્થિરાદિ પંચમૂલના કલ્ક સાથે દૂધથી કે દ્રાક્ષના રસથી અથવા શેરડીના રસથી પણ સિદ્ધ કરેલ ઘી હિતકર છે; તથા મધુર ફળોના અને શેરડીના સારી પેઠે શીતલ રસો હિતકર છે. ૯૫

कफज हृद्रोगनी चिकित्सा—

કફજન્ય હૃદ્રોગમાં સ્વેદ-વમન અને લંઘન કરાવ્યા પછી કફનાશક ચિકિત્સા કરવી જોઈએ તથા કળથીના ધાન્ય સાથે અને માંસરસ સાથે જવનાં અન્ન તથા તીક્ષ્ણ અને કલ્યાણકારક પીણાં દેવાં જોઈએ. ૯૬

ગોમૂત્રમાં ઊકાળેલાં કટ્ફલ, સૂંઠ, પીતદ્રુ, હરડે અને અતિવિષ દેવા યોગ્ય છે. પીપર, કપૂરકાચલી, પુષ્કરમૂલ, રાસ્ના, વજ, હરડે અને સૂંઠનું ચૂર્ણ પણ આપી શકાય. ૯૭

उदुम्बरादि लेह—

ઊંબરો, પીપળો, વડ, અર્જુનવૃક્ષ, ખાખરો, રોહિડો અને ખેરના કવાથમાં નસોતર અને ત્રિકટુનું ચૂર્ણ નાખી સિદ્ધ કરેલા લેહ, ગરમ પાણી સાથે લેવાથી કફનાશક છે. ૯૮

પ્રમાદરહિત વૈદ્યે કલ્પવિધાનમાં બતાવેલ શિલાજતુનો પ્રયોગ કરવો; તે જ પ્રમાણે ચ્યવનપ્રાશ, અગસ્ત્યે કહેલ લેહ, બ્રાહ્મરસાયન અને આમલકી રસાયનનો પ્રયોગ કરવો. ૯૯

त्रिदोषज हृद्रोगनी चिकित्सा—

ત્રિદોષજન્ય હૃદ્રોગમાં પ્રથમ લંઘન કરાવવું જોઈએ. પછી સર્વેમાં હિતકર અન્ન આપવું જોઈએ. ત્રણે ય

દોષનું હીન-અતિ અને મધ્ય બલ જોઈને ત્રણેયને હિતકર ચિકિત્સા કરવી જોઈએ. ૧૦૦

शूलनी चिकित्सा—

જમ્યા પછી અધિક શૂલ, પચતાં અલ્પ શૂલ અને પચ્યા પછી જો શૂલ શાન્ત થાય તો દેવદાર, કઠ, તિલ્વક, બે લવણ એટલે સિંધાલૂણ અને સંચળ અને વાવડિંગ તથા અતિવિષના ચૂર્ણને તેણે ગરમ પાણી સાથે પીવું. ૧૦૧

ભોજન પચી ગયા પછી જો અધિક શૂલ થાય તો સ્નેહન અને વિરેચન દેવાં; જો પચતાં પચતાં અધિક શૂલ થાય તો દ્રાક્ષ-કાશ્મર્ય વગેરે ફલોથી વિરેચન દેવું જોઈએ; અને ત્રણેય કાળે અધિક શૂલ થાય તો તીક્ષ્ણ મૂલવિરેચન હિતકર થાય છે. ૧૦૨

कृमिज हृद्रोगनी चिकित्सा—

ઘણુંખરું આમાશયમાં ગતિ રૂંધાઈ જવાથી વાયુ પ્રકોપ પામે છે. તેથી શોધન જ તથા લંઘન અને પાચન કરવાં જોઈએ. કૃમિજન્ય હૃદ્રોગમાં કૃમિનાશક સર્વ ચિકિત્સા કરવી જોઈએ. ૧૦૩

प्रतिश्यायनां निदान संप्राप्ति अने लक्षणो—

વેગો રોકવાથી, અજીર્ણથી, ધૂળ જવાથી, અતિ બોલ બોલ કરવાથી, ક્રોધથી, ઋતુની વિષમતાથી, માથાના સંતાપથી, ઉજાગરાથી, બહુ નિદ્રા કરવાથી, શીતલ જલથી, ઝાકળથી, મૈથુનથી, આંસુથી અને ધૂંવાડાથી ઘટ્ટ દોષવાળા મસ્તકમાં વધેલો વાયુ સળેખમ પેદા કરે છે. ત્યારે વાયુને લઈ નાસિકામાં વેદના અને સોય ભોંકાયા જેવી પીડા, છીંક, પાણી જેવો સ્રાવ, સ્વરભેદ અને મસ્તકના રોગ થાય છે. ૧૦૪,૧૦૫

પિત્તથી થતા સળેખમમાં નાકનાં ટેરવાંનો પાક, તાવ મુખશોષ, તરસ તથા નાકમાંથી ગરમ અને પીળી લીંટ નીકળે છે.

કફથી થતા પ્રતિશ્યાયમાં ઉધરસ, અરુચિ અને નાસિકા તથા મુખમાંથી ગાઢી લીંટ અને થૂંક નીકળે છે. તેમજ નાસામાર્ગમાં અત્યંત ખૂજલી થાય છે. ૧૦૬

સન્નિપાતથી થતા તીવ્ર દરદવાળા, અતિ દુઃખદાયિ પીનસરોગમાં બધા દોષોનાં લક્ષણો થાય છે. ૧૦૬½

दुष्ट प्रतिश्यायथी थता रोगो—

બધાં સળેખમ અહિત ભોજનથી તથા ચિકિત્સા ન કરવાથી વધીને દુષ્ટ પ્રતિશ્યાય થઈ જાય છે. ૧૦૭

અને તેથી ક્ષવથુ, નાસાશોષ એટલે નાકનું જકડાઈ જવું, પ્રતીનાહ, પરિસ્રવ, ઘ્રાણ અને મુખની દુર્ગંધતા, અપીનસ, નાસાપાક, નાસાશોથ, નાસાર્બુદ, પૂયરક્ત એ રોગો તથા નાકમાં ફોડકીઓ, શિર-કાન અને આંખના રોગો, ખાલિત્ય, રોમ કપિલ અથવા શ્વેત વર્ણના થવા, તરસ, શ્વાસ, ઉધરસ, તાવ, રક્તપિત્ત, વિસ્વરતા અને શોષ પણ તેથી થાય છે. ૧૦૮,૧૦૯

दुष्ट प्रतिश्यायनां लक्षणो—

નાક રૂંધાઈ જવાથી, પ્રહાર, સ્રાવ, શોષ યા પાક-યુક્ત હોવાને લીધે મનુષ્ય ગન્ધને પારખી શકતો નથી, મુખ વાસ મારે છે, સળેખમ ઘણી વખત વારેવાર પ્રકોપ પામે છે તેને દુષ્ટ પ્રતિશ્યાય કહે છે. ૧૧૦

क्षवथुनां लक्षणो; नासाशोषनां लक्षणो—

મસ્તકમાં રહેલો વાયુ સર્વ માર્ગોનો આશ્રય કરી નાસિકામાં રહેલાં મર્મોનો સ્પર્શ કરી છીંક ઉત્પન્ન કરે છે. તે વાયુ કુપિત થઈ, કફને સૂકાવી નાસિકાનાં શૃંગાટક મર્મો તથા ઘ્રાણેન્દ્રિયને સૂકાવી નાખે છે. ૧૧૧

प्रतीनाहनुं लक्षण; नासास्रावनुं लक्षण—

જ્યારે વાયુસહિત કફ [illegible] તો તેને પ્રતીનાહ કહેવો; અને જે મસ્તિષ્કમાંથી ઘાટો, પીળો અને પાકેલો કફ સ્રવે તેને તો પરિસ્રવ કહેવો. ૧૧૨

अपीनसनां लक्षणो—

પરિસ્રવની ઉપેક્ષા કરવાથી તો નાકનો રંગ બદલાઈ જાય છે અને તેમાં દુર્ગન્ધ તથા સોજો ઉત્પન્ન થાય છે, તેમજ મસ્તકમાં ચક્કર આવે છે. જેના નાકમાં લીંટ રોકાઈ જતું હોય, જેનું નાક સૂકાઈ જતું હોય, જેના નાકમાંથી ધુમાડા જેવું નીકળતું હોય અને જે ગંધ તથા રસને જાણતો ન હોય તે માણસને અપીનસ રોગ થયો છે એમ જાણવું. વાત અને કફથી ઉત્પન્ન થયેલા તે રોગને પ્રતિશ્યાયના જેવા લક્ષણવાળો કહેવો. ૧૧૩,૧૧૪

घ्राणपाकनां लक्षण; नासाश्वयथुनां लक्षण; नासार्बुदनां लक्षण; पूयरक्तनां लक्षण—

લોહી તથા પિત્તથી દાહ તથા લાલાશથી યુક્ત સોજો થાય છે. તે સોજો જ્યારે પાકે છે ત્યારે તે ઘ્રાણપાક એ નામથી પણ કહેવાય છે. વાત પિત્ત તથા કફ નાકમાં રહેલા લોહી વગેરે ધાતુઓને દૂષિત કરી નાકના સોજાને તથા નાકમાં ઉચ્છ્વાસની ગતિને રોકી માંસ તથા લોહીના દોષથી રસોળીઓને પણ ઉત્પન્ન કરે છે. નાકમાંથી કે કાનમાંથી કે મુખમાંથી પિત્તસહિત લોહી પણ વહે છે—આ રોગ પૂયરક્ત કહેવાય છે. ૧૧૫,૧૧૬

अरूषिकानां लक्षण; दीप्तनां लक्षण—

પિત્તસહિત પવન ત્વચા વગેરેને સારી રીતે દૂષિત કરી બાળવાળી ફોલ્લીઓને ઉત્પન્ન કરે છે તે મનુષ્યનું નાક રોગથી જાણે સળગી જતું હોય તે રોગને તો દીપ્ત કહે છે. ૧૧૭

( આ પ્રમાણે નાસિકાના રોગનું નિદાન છે.)

शिरोरोगमां वातज वगेरे भेद प्रमाणे लक्षणो—

વાતથી મસ્તકમાં અત્યંત પીડા તથા શૂળ થાય છે અને માથું ફરે છે. પિત્તથી દાહયુક્ત પીડા થાય છે. કફથી માથું ભારે થાય છે. ત્રિદોષથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં સઘળા દોષોનાં લક્ષણો હોય છે. કૃમિથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં મસ્તક ખરજ, દુર્ગંધ, વ્યથા તથા પીડાથી યુક્ત થાય છે. ૧૧૮

(આ પ્રમાણે શિરોરોગનું નિદાન છે)

मुखरोगनां वातज वगेरे भेद प्रमाणे लक्षणो—

વાતથી ઉત્પન્ન થયેલા મુખરોગમાં તો શોષ, ખરબચડાપણું, કઠોરતા, રૂક્ષતા, અહીંતહીં ફરતી પીડાઓ, કાળા તથા લાલ વર્ણનો મુખસ્રાવ, ઠંડી લાગવી, દાંતનું પડવું, ફરકવું, વ્યથા તથા ફાટ થાય છે. ૧૧૯

પિત્તથી થયેલા મુખરોગમાં તરસ, તાવ, છાલાં, તાળવાનો દાહ, મુખમાંથી ધુમાડા જેવું નીકળવું, હોઠ વગેરેનું ફાટવું, મૂર્ચ્છા, જાતજાતની પીડા તથા મુખ પર શ્વેત અને લાલ સિવાયના રંગો ઉત્પન્ન થાય છે. ૧૨૦

કફથી ઉત્પન્ન થયેલા મુખરોગમાં ખરજ, ભારેપણું, શ્વેત રંગ, ચિકાશ,સ્નેહ,અરુચિ, જડતા, કફનું નીકળવું, જીવની મુંઝવણ, મંદાગ્નિપણું, તંદ્રા અને મંદ પીડાઓ થાય છે. ૧૨૧

જે મુખરોગમાં તે સઘળાં રૂપો હોય છે તે ત્રિદોષથી ઉત્પન્ન થયો હોય છે. આ ચાર મુખરોગો સ્થાન, દૂષ્ય, આકૃતિ તથા નામ એઓના ભેદથી ચોસઠ પ્રકારના થાય છે. ૧૨૨

શાલાકયતંત્રમાં તેઓનાં હેતુ, પૂર્વરૂપ, રૂપ તથા ઔષધ કહ્યાં છે. અહીં તો પ્રસંગથી ચાર પ્રકારના મુખરોગની ચિકિત્સા કહીશ. ૧૨૩

( આ પ્રમાણે મુખરોગનું નિદાન છે. )

अरोचकनां वातज वगेरे भेद प्रमाणे लक्षणो—

વાત વગેરેથી, શોક, ભય, અતિલોભ, ક્રોધ તથા મનનો આઘાત કરનારાં ભોજન-ગંધ તથા રૂપથી અરોચક થાય છે. વાતથી ઉત્પન્ન થયેલા અરોચકમાં દાંત અંબાઈ જાય છે અને મુખનો સ્વાદ કસાયેલો રહે છે એમ મનાય છે. ૧૨૪

પિત્તથી ઉત્પન્ન થયેલા અરોચકમાં મુખનો સ્વાદ તીખો, ખાટો, ઊનો, વિરસ તથા દુર્ગંધયુક્ત થાય છે.

કફથી ઉત્પન્ન થયેલા અરોચકમાં મુખ ખારું તથા મધુરતા, ચીકાશ, ભારેપણું, ઠંડાપણું તથા બંધનથી યુકત બંધાઈ ગયેલું થાય છે. ૧૨૫

શોક, ભય, અતિલોભ, ક્રોધ વગેરેથી તથા અણગમતા અને અપવિત્ર ગંધથી ઉત્પન્ન થયેલા અરોચકમાં મુખ વિષે સ્વભાવિક રસ હોય છે; પરંતુ અરુચિ થાય છે. ત્રણ દોષોથી ઉત્પન્ન થયેલા અરોચકમાં તો મુખ અનેક રસવાળું હોય છે. ૧૨૬

( આ પ્રમાણે અરોચકનું નિદાન છે. )

कर्णरोगनां वातज वगेरे भेद प्रमाणे लक्षणो—

વાતથી ઉત્પન્ન થયેલા કર્ણરોગમાં નાદ, અતિપીડા, કાનના મેલનું સૂકાઈ જવું, પરુનું પાતળું સ્રવવું તથા બહેરાપણું થાય છે. પિત્તથી ઉત્પન્ન થયેલા કર્ણરોગમાં લાલાશસહિત સોજો, ફાટ, વિદાહ તથા પીડાવાળો અને દુર્ગંધવાળો પરુનો સ્રાવ થાય છે. ૧૨૭

કફથી ઉત્પન્ન થયેલા કર્ણરોગમાં સાંભળવાની ખામી, ખરજ, સ્થિર સોજો, ધોળો તથા સ્નિગ્ધ પરુનો સ્રાવ અને થોડી પીડા થાય છે. સન્નિપાતથી ઉત્પન્ન થયેલા કર્ણરોગમાં તો ત્રણે દોષોનાં લક્ષણો જોવામાં આવે છે. અને તેમાં જે દોષની અધિકતા હોય છે તે દોષના રંગ જેવો પરુના સ્રાવનો રંગ હોય છે. ૧૨૮

( આ પ્રમાણે કર્ણરોગનું નિદાન છે. )

नेत्ररोगनां वातज वगेरे भेद प्रमाणे लक्षणो--

વાતથી ઉત્પન્ન થયેલા નેત્રરોગમાં આંખમાં થોડી રતાશ હોય છે, ચીપડા વળતા નથી અને પીડા તથા કઢાપો થાય છે. પિત્તથી ઉત્પન્ન થયેલા નેત્રરોગમાં દાહ, અતિપીડા તથા રતાશ થાય છે; તેમજ પીળા ચીપડા વળે છે અને અત્યંત ઊનાં આંસુ વહે છે. ૧૨૯

કફથી ઉત્પન્ન થયેલા નેત્રરોગમાં આંખમાં ધોળા ચીપડા વળે છે, ઘણાં અને ચીકણાં આંસુ વહે છે અને ભારેપણું તથા ખરજ થાય છે. ત્રિદોષથી ઉત્પન્ન થયેલા નેત્રરોગમાં તો ત્રણે દોષનાં સઘળાં લક્ષણો હોય છે. નેત્રરોગના ભેદ પડતાં તો તેના ૯૬ પ્રકારો થાય છે. ૧૩૦

તેઓનાં લક્ષણો તથા ચિકિત્સા શાલાકયતંત્રમાં કહ્યાં છે. બીજાના અધિકારમાં વિસ્તારથી કહેવું એ યોગ્ય નથી, તેથી અહીં અમારો તે વિષે પ્રયત્ન નથી. ૧૩૧

( આ પ્રમાણે નેત્રરોગનું નિદાન છે.)

खालित्यनां लक्षणो; पलितनां लक्षणो--

શરીરની ગરમી વાયુ વગેરેની સાથે મળી, કેશની ભૂમિને બાળી, મનુષ્યના માથાની તરત ટાલ કરે છે. જો તે કેશની ભૂમિને થોડી બાળે છે તો ધોળા વાળ કરે છે અને તેના કરતાં પણ થોડી બાળે છે તો વાળને ભૂરા કરે છે. ૧૩૨

ऊर्ध्वजत्रुगत रोगनां निदाननो उपक्रम—

આ પ્રમાણે શાલાકયતંત્રમાં આવતા રોગો પર પૂરો વિચાર કરી આ શાસ્ત્રમાં ઉર્ધ્વજત્રુગત રોગોનો આ એક ભાગ આપ્યો છે. હવે પછી સંક્ષેપથી કહેવામાં આવતાં ઔષધોને દર્શાવનારા સંગ્રહને સાંભળ. ૧૭૩

( આ પ્રમાણે ખાલિત્યરોગનું નિદાન છે.)

वातज पीनसनी चिकित्सा—

વાતથી ઉત્પન્ન થયેલા પીનસમાં જ્યારે ખાંસી તથા સ્વરભેદ થાય ત્યારે રોગીએ જવખારસહિત ઘી કે ઊનું દૂધ પીવું કે સ્નૈહિક ધૂમપાન કરવું. ૧૩૪

शताह्वादि धूम—

સૂવા, તજ, બલાનું મૂળ, શ્યોનાકના મૂળની છાલ, એરંડાનું મૂળ, બીલીના મૂળની છાલ અને ગરમાળાની છાલ–એઓનું ચૂર્ણ કરી તેની મીણ, વસા તથા ઘી સાથે બીડી કરી પીવી. ૧૩૫

वातज पीनसमां सक्तूधूम—

અથવા નાળીવાળાં શકોરાંના સંપુટમાં ઘીવાળો

સાથવો મૂકી, તે સંપુટને અંગારા પર રાખવો. નળીમાંથી જે ધૂમાડો નીકળે તે વૈદ્યે નવી શરદીવાળા રોગીને પાવો. ૧૩૬

વાતજ પીનસમાં આવશ્યિકી ચિકિત્સા—

લમણાં, મસ્તક તથા લલાટની પીડા હોય તો હસ્તસ્વેદ તથા ઉપનાહ કરવા જોઈએ. છીંક, પરિસ્રાવ તથા પ્રતીનાહ વગેરેમાં સારી રીતે તેલ ચોપડી સંકર વગેરે સ્વેદો આપવા જોઈએ. ૧૩૭

અથવા રોહીષ, જીરું, વજ, જયંતી તથા ચોરક— એઓના ચૂર્ણને અથવા તજ, તમાલપત્ર, મરી, એલચી તથા કાળીજીરી એઓના ચૂર્ણને વસ્ત્રમાં નાખી સૂંઘવું. ૧૩૮

જ્યારે સ્રોત, શૃંગાટક, નાસિકા તથા નેત્ર સૂકાઈ જાય ત્યારે નાવન તલ આપવુ જોઇએ. તલને બકરીના દૂધની ભાવના આપી તેની સાથે પીસવા. એક હાંડલીમાં બકરીનું દૂધ નાખી, તેના પર સ્વચ્છ વસ્ત્ર બાંધવું. તે પર પીસેલા તલને રાખવા. તેના પર માટીનું પાત્ર ઊંધું રાખી ધીમે ધીમે આંચ આપવી. જ્યારે પીસેલા તલ બફાઈ જાય ત્યારે તેમાં જેઠીમધનું ચૂર્ણ ભેળવવું. પછી તેમાં હાંડલીનું દૂધ નાખી હથેલીની ભીંસ આપી, વસ્ત્રથી ગાળી લેવું. આવી રીતે નીકળેલા તેલને દશમૂળના કવાથમાં રાસ્ના, જેઠીમધ તથા સિંધાલૂણના કલ્કની સાથે દશ વાર પકાવવું. આ તેલને અણુતેલ કહ્યું છે. વાતથી ઉત્પન્ન થયેલા પીનસમાં સ્નેહન આપ્યા પછી આસ્થાપન બસ્તિ દ્વારા દોષનું નિર્હરણ કરવું ૧૩૯–૧૪૧

વાતથી ઉત્પન્ન થયેલા પીનસમાં પોતાનું હિત ઇચ્છતા બુદ્ધિમાન મનુષ્યે ગ્રામ્ય વગેરે પશુપક્ષીઓના માંસના રસની સાથે હલકું અન્ન ખાવું, ગરમ જલથી સ્નાન કરવું, ગરમ જલ પીવું અને વાયુ વગરના ઉષ્ણ ઘરમાં રહેવું; અને ચિન્તા, વ્યાયામ, ઘણું બોલવું તથા મૈથુન એઓનો ત્યાગ કરવો. ૧૪૨,૧૪૩

પૈત્તિક પ્રતિશ્યાયની ચિકિત્સા—

પિત્તથી ઉત્પન્ન થયેલા પીનસમાં તેને પકાવવા માટે સૂંઠથી સિદ્ધ કરેલાં ઘી તથા દૂધ પીવાં. પ્રતિશ્યાય પાકી જતાં શિરોવિરેચન આપવું. ૧૪૪

પાઠાદિ તેલ—

પાકેલા પીનસમાં પાઠા, હળદર, દારુહળદર, મૂર્વાનું મૂળ, પીંપર જાઈનાં પાંદડાં તથા દંતીનું મૂળ એઓના કલ્કથી પકાવેલા તેલનું નસ્ય આપવું. ૧૪૫

પૈત્તિક પ્રતિશ્યાયમાં આવશ્યિકી ચિકિત્સા—

પૂયરક્તમાં રક્તપિત્તનો નાશ કરનારા કવાથો તથા નસ્યો આપવાં જોઈએ. પાકથી યુક્ત, દાહથી યુક્ત તથા શુષ્ક પીનસમાં ઠંડાં લેપ તથા પરિષેચન કરવાં જોઈએ. ૧૪૬

અને સૂંઘવાનાં દ્રવ્ય, નસ્ય તથા આહાર આદિ કષાય રસવાળાં, મધુર તથા શીતલ જોઈએ. થોડા પિત્તવાળા પ્રતિશ્યાયમાં સ્નિગ્ધ પદાર્થોથી વિરેચન કરાવવું જોઈએ. ૧૪૭

ઘી, દૂધ, જવ, શાલિ ચોખા, ઘઉં, શીતળ તથા ખાટા જાંગલ પશુપક્ષીઓના માંસોના રસો, કડવાં શાકો અને મગ વગેરેના યૂષો હિતકારી છે. ૧૪૮

કફથી ઉત્પન્ન થયેલા પીનસમાં ગૌરવ તથા અરોચક સાથે હોતાં, પહેલાં લંઘન કરાવવું જોઈએ. પીનસને પકાવવા માટે શિર પર ઘી ચોપડી સ્વેદ અને ઉષ્ણ પરિષેચન કરવાં. ૧૪૯

કફજ પ્રતિશ્યાયની ચિકિત્સા—

અને મગનું ચૂર્ણ, સૂંઠ, મરી, પીપર, જવખાર, તથા ઘીથી યુક્ત લસણ આપવું. કફના ઉત્કલેશવાળા રોગીને કફનો નાશ કરનારાં દ્રવ્યોથી વમન આપવું પણ હિતકારી છે. ૧૫૦

ખરજથી યુક્ત પીનસમાં, પૂતિનસ્યમાં, નાસાસ્રાવમાં તથા કફથી ઉત્પન્ન થયેલા પીનસમાં તીખાં દ્રવ્યોથી ધુમાડો તથા અવપીડ પ્રશસ્ત છે. ૧૫૧

મનઃશિલ, વજ, સૂંઠ, મરી, પીપર, હિંગ તથા ગૂગળ એઓનું ચૂર્ણ સૂંઘવું જોઈએ, અને તીખાં ફલોનાં ચૂર્ણનું નાકમાં પ્રધમન કરવું જોઈએ. ૧૫૨

ભારંગી, મીંઢળ, જયંતી તથા તુલસી વગેરેથી પકાવેલા ગોમૂત્રમાં લાખ, વજ, કડવી તુંબડી, વાવડિંગ, કઠ, પીપર તથા કરંજ એઓના કલ્કથી સર્ષપના તેલને પકાવવું. જ્યારે પીનસ પાકી જઈ, ઘાટો ચરબી જેવો કફ નીકળે ત્યારે આ તેલનું નસ્ય દેવું. ૧૫૩,૧૫૪

પીનસનો વેગ ઓછો થઈ જતાં કફથી ઉત્પન્ન થયેલા પીનસમાં રોગીને સ્નેહ આપી વમન કરાવનારાં દ્રવ્યોથી પકાવી દૂધ, તેલ તથા અડદની યવાગૂઓથી વમન કરાવવું જોઈએ. ૧૫૫

રીંગણાં, કુલક, સૂંઠ, મરી, પીપર, કળથી, તુવેર તથા મગના યૂષો, કફનાશક અન્ન તથા ગરમ પાણીથી પરિષેચન પ્રશસ્ત છે. ૧૫૬

દુષ્ટ પીનસમાં ત્રિદોષનાશક ચિકિત્સા કરવી જોઈએ. નાકના સોજામાં સોજાનો નાશ કરનારી ચિકિત્સા કરવી જોઈએ. અર્બુદ, અધિમાંસ વગેરે રોગોમાં ક્ષારનો પ્રયોગ કરવો જોઈએ તથા બાકીના વિકારોમાં દોષ વગેરેની પરીક્ષા કરી તેઓની ચિકિત્સા કરવી જોઈએ. ૧૫૭

(આ પ્રમાણે પીનસ વગેરે અને નાસારોગની ચિકિત્સા છે.)

વાતિક શિરોરોગની ચિકિત્સા—

વાતથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં વાતરોગનો નાશ કરનારાં સ્નેહ, સ્વેદ, નસ્ય, અન્ન, પાન તથા ઉપનાહ કરવાં જોઈએ. ૧૫૮

તેલથી પકાવેલાં અગુરુ વગેરે જ્યારે નવશેકાં રહે ત્યારે તેઓથી જીવનીય ગણની ઔષધિઓથી, ચમેલી વગેરે ફૂલોથી અને માછલાં તથા માંસોથી પણ ઉપનાહ કરવો પ્રશસ્ત છે. ૧૫૯

રાસ્નાદિ તૈલ—

રાસ્ના તથા શાલપર્ણી વગેરે હ્રસ્વ પંચમૂલના કલ્કથી દૂધની સાથે પકાવેલા તેલનું અથવા રાસ્ના, કાકોલી, ક્ષીરકાકોલી અને સાકરના કલ્કથી પકાવેલા તેલનું નસ્ય મસ્તકની પીડાને ટાળનાર છે. ૧૬૦

જાંગલ પશુપક્ષીઓના ૫૦ પલ માંસરસમાં બલાનાં મૂળ, જેઠીમધ, વિદારીકંદ, લાલ ચંદન, શ્યામ કમળ, જીવક, ઋષભક, દ્રાક્ષ તથા સાકરથી એક પ્રસ્થ દૂધની સાથે પકાવેલા એક પ્રસ્થ તેલનું નસ્ય, જત્રુની ઉપર ઉત્પન્ન થયેલા સઘળા વાતિક તથા પૈતિક રોગોનો નાશ કરનાર છે. ૧૬૧,૧૬૨

માયૂર ઘૃત—

એક દ્રોણ જલમાં પાંખ, પિત્ત, આંતરડાં, ચરક, ચાંચ તથા પગને છોડી દઈ, એક મોરને દશમૂલમાંના પ્રત્યેકના ત્રણ ત્રણ પલ, બલા ત્રણ પલ, રાસ્ના ત્રણ પલ, હરડે ત્રણ પલ, બહેડાં ત્રણ પલ, આમળાં ત્રણ પલ અને જેઠીમધ ત્રણ પલ-એઓની સાથે પાણીનો ચોથો ભાગ અવશેષ રહે ત્યાં સુધી પકાવી, તેમાં એક પ્રસ્થ ઘી તથા એક પ્રસ્થ દૂધ; જીવનીય ગણમાં કહેલાં દશ દ્રવ્યમાંના પ્રત્યેકના એક એક કર્ષ લઈ બનાવેલા કલ્કની સાથે પકાવવું. આ ઘી 'માયૂર ઘૃત' એ નામથી પ્રખ્યાત છે. તે શિરોરોગ, અર્દિત, કાન-આંખ-નાસિકા-જીભ-તાળવું-મુખ તથા ગળું એઓના રોગોને દૂર કરે છે, અર્થાત્ તે ઊર્ધ્વજત્રુ એટલે હાંસડીથી ઉપર થનારા રોગોનો નાશ કરે છે ૧૬૩–૧૬૫

(આ પ્રમાણે માયૂર ઘૃત છે.)

મહામાયૂર ઘૃત—

આ જ દશમૂલાદિ ક્વાથથી ચાર ગણા દૂધની સાથે એક પ્રસ્થ ઘી, જીવંતી, હરડે, બહેડાં, આમળાં, મેદા, દ્રાક્ષ, ઋદ્ધિ, ફાલસાં, સમંગા, ચવ્ય, ભારંગી,

ગંભારીની છાલ, દેવદાર, કૌંચબીજ, મહામેદા, તાલમસ્તક, ખર્જૂરમસ્તક, મૃણાલ, કમળદંડ, કમળનો કંદ, કાકડાશીંગી, જીવક, પદ્મક, શતાવરી, વિદારીકંદ, શેરડીનાં મૂળ, ગોખરુ, ઋષભક, શૃંગારક, કસેરુ, રાસ્ના, શાલપર્ણી, તામલકી, નાની એલચી, શટી, પુષ્કરમૂળ, પુનર્નવા, વંશલોચન, કાકોલી, ધમાસો, ખજૂર અખોડ, બદામ, મુંજાતક અને પિસ્તા–એ દ્રવ્યોમાંથી જેટલાં મળે તેટલાં એક એક કર્ષ પ્રમાણનાં દ્રવ્યોના કલ્કથી પકાવવું. પૂર્વકલ્પ પ્રમાણે સિદ્ધ કરેલા આ ઘીનો પ્રયોગ નસ્ય, પાન, અભ્યંગ તથા બસ્તિમાં કરવો. આ ઘી સર્વ શિરોરોગો, ઉધરસ, દારુણ શ્વાસ, મન્યાગ્રહ, પૃષ્ઠગ્રહ, શોષ, સ્વરભેદ, અર્દિત, યોનિદોષ તથા રક્તદોષમાં પ્રશસ્ત છે; અને વંધ્યાને પુત્ર આપનાર છે. ઋતુસ્નાતા સ્ત્રી આ ઘીનું પાન કરી પુત્રને જન્મ આપે છે. આત્રેયના બહુ માનનું પાત્ર આ ઘી 'મહામાયૂર' એ નામથી કહેવાય છે. ૧૬૬–૧૭૪

(આ પ્રમાણે મહામાયૂર ઘી છે.)

બુદ્ધિમાન વૈદ્યે આ કલ્પ પ્રમાણે જ ઘીને ઉંદરો, કૂકડાઓ, હંસો તથા સસલાઓની સાથે જુદું જુદું પકાવવું. આ ઘી ઊર્ધ્વજત્રુજ રોગોનો નાશ કરનારું છે. ૧૭૫

પૈત્તિક શિરોરોગની ચિકિત્સા—

પિત્તથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં ઘી, દૂધ, ઠંડા પરિષેક, ઠંડા લેપ, નસ્ય, જીવનીય ઘૃત તથા પિત્તનાશક પાન તેમજ અન્નનું સેવન કરવું જોઈએ. ૧૭૬

રતાંજલિ, વાળો, જેઠીમધ, બલા, વ્યાઘ્રનખ તથા નીલકમલ એઓને દૂધની સાથે પીસી લેપ કરવો અથવા એઓના ક્વાથથી પરિષેક કરવો. ૧૭૭

પિત્તથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં તજ, તમાલપત્ર તથા સાકરના કલ્કને ચોખાના ધોવણની સાથે સારી રીતે પીસી અવપીડ દેવો અને ત્યાર પછી ઘીનું નસ્ય દેવું. ૧૭૮

પિત્તથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં જેઠીમધ, રતાંજલિ, અનંતા તથા દૂધની સાથે પકાવેલ ઘીનું અથવા સાકર, દ્રાક્ષ તથા જેઠીમધની સાથે પકાવેલા ઘીનું નસ્ય હિતકારી છે. ૧૭૯

कफज शिरोरोगनी चिकित्सा—

કફથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં, સ્વેદ આપવામાં આવેલા તથા ધૂમ-નસ્ય તથા પ્રધમન વગેરેથી શુદ્ધ કરેલા રોગીનો, કફને હણનારાં પ્રલેપ, પાન તથા અન્ન વડે અથવા જૂના ઘીના પાન વડે તથા તીક્ષ્ણ બસ્તિઓ વડે ઉપચાર કરવો. કફ તથા વાયુથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં દાહ આપવો તથા બાકીના પિત્તની તથા સન્નિપાતથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં લોહી કઢાવી નાખવું. ૧૮૦,૧૮૧

એરકાનાં મૂળ, જટામાંસી, ક્ષૌમ, ગૂગળ, અગુરુ તથા રતાંજલિથી બનાવેલી અથવા કુષ્ઠ અને તગર સિવાયનાં ગંધદ્રવ્યોથી બનાવેલી બીડી પીવી. ૧૮૨

सन्निपातज शिरोरोगनी चिकित्सा—

સન્નિપાતથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં સન્નિપાતને હિતકારી ચિકિત્સા કરવી જોઈએ.

क्रमिज शिरोरोगनी चिकित्सा—

અને ક્રિમિથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં તીક્ષ્ણ શિરોવિરેચન આપવું જોઈએ. ૧૮૩

તજ, વ્યાઘ્રનખ, વાવડિંગ, નવમાલિકા, અઘેડાનાં બી, કરંજનાં બી, શિરીષનાં બી, અશ્મંતક, બીલી, હળદર, હીંગ, જૂઈનાં ફૂલ અને મરવાનાં બી એઓને તેલમાં તથા તેલથી ચારગણા ગાડરના મૂત્રમાં પકાવી તેનું નસ્ય આપવું; તજ વગેરેના ચૂર્ણનું પ્રધમન આપવું પણ હિતકારી છે. ૧૮૪,૧૮૫

સરગવાનાં બીજ અને કરંજનાં બીજ, સૂંઠ, મરી અને પીપરનો અવપીડક દેવો. સરગવો અને કરંજનો

કષાય, સ્વરસ, ક્ષાર, ચૂર્ણ કે કલ્કનો અવપીડક દેવો. ઉપરાંત શુક્ત, તિક્ત દ્રવ્ય, કટુ દ્રવ્ય, મધ અને કષાય-રસવાળાં દ્રવ્યોથી કવલગ્રહ આપવો. ૧૮૬ઙ્

આ પ્રમાણે શિરોરોગચિકિત્સા થઈ.

मुखरोगनी चिकित्सा—

ધૂમ, પ્રધમન, વિરેચન, વમન, લંઘન અને તે તે દોષ અનુસાર દોષને દૂર કરનાર ભોજન મુખરોગમાં હિતકર છે. ૧૮૭ઙ્

પીપર, અગુરુ, દારુહળદરની છાલ જવખાર, રસાંજન, કાળીપાટ, તેજોવતી અને હરડેનું સમભાગે ચૂર્ણ કરવું; અને મધસહિત તે, સર્વ મુખરોગમાં ધારણ કરવું. ૧૮૯

સીધુ, માધવ અને માધ્વીક સાથે આ ચૂર્ણનો કવલગ્રહ શ્રેષ્ઠ છે. તેજોવતી, હરડે, નાની એલચી, સમંગા, કડુ, નાગરમોથ, કાળીપાટ, જ્યોતિષ્મતી, લોધ્ર, દારુહળદર અને કઠનું સમભાગે ચૂર્ણ કરવું. એ ચૂર્ણથી દાંત ઘસવાથી રક્તસ્રાવ, ખજવાળ અને વેદનાને મટાડે છે. ૧૯૦,૧૯૧

પંચકોલક એટલે પીપર, પીપરીમૂળ, ચવ્ય, ચિત્રક અને સૂંઠ, તાલીસપત્ર, નાની એલચી, મરી, તજ, ખાખરો, મુષ્કક ક્ષાર અને જવખારનું સમ પ્રમાણમાં ચૂર્ણ કરી, બમણા જૂના ગોળને અગ્નિથી પીગાળી, તેમાં તે નાખી, ચણીબોર જેવડી ગોળીઓ વાળી, સાત દિવસ સુધી તેને મુષ્કકના ક્ષારમાં રાખી મૂકવી.

તે ગોળીઓ સર્વ કંઠરોગમાં ધારણ કરવા યોગ્ય અમૃત જેવી છે. ૧૯૨–૧૯૩ઙ્

कालक चूर्ण—

ગૃહધૂમ, જવખાર, કાળીપાટ, ત્રિકટુ, રસાંજન, તેજોવતી, ત્રિફળા, લોધર અને ચિત્રકનું ચૂર્ણ કરી ગળાના રોગનો નાશ કરનાર એ ચૂર્ણ મધ સાથે મુખમાં ધારણ કરી રાખવું. કાલક નામનું આ ચૂર્ણ દાંત, મુખ અને ગળાના રોગને દૂર કરનાર છે. ૧૯૪,૧૯૫ઙ્

આ પ્રમાણે કાલક ચૂર્ણ થયું.

पीतक चूर्ण

મનઃશિલ, જવખાર, હરિતાલ, સિંધાલૂણ અને દારુહળદરની છાલનું ચૂર્ણ મધ મેળવીને ઘીના મંડથી મિશ્રિત કરી કંઠરોગમાં ધારણ કરવું. પીતક ચૂર્ણ તરીકે પ્રસિદ્ધ એ ચૂર્ણ મુખરોગમાં શ્રેષ્ઠ છે. ૧૯૭ઙ્

આ પ્રમાણે પીતક ચૂર્ણ થયું.

मृद्विकादि चूर्ण—

દ્રાક્ષ, કડુ, ત્રિકટુ, દારુહળદરની છાલ, ત્રિફળા અને નાગરમોથનાં ચૂર્ણને ઘીના મંડ સાથે મેળવી કંઠરોગમાં ધારણ કરવું. ૧૯૮ઙ્

કાળીપાટ, રસાંજન, મૂર્વા અને તેજોવતીનું ચૂર્ણ મધ સાથે મેળવવું. તે ગળાના રોગની ચિકિત્સા છે. ૧૯૯ઙ્

આમ વાત, પિત્ત અને કફનો નાશ કરનાર આ ત્રણ યોગો કહી બતાવ્યા. ૨૦૦

कटुकादि क्वाथ—

કડુ, અતિવિષ, કાળીપાટ, દારુહળદર, મોથ અને ઇન્દ્રજવનો ગોમૂત્રમાં ક્વાથ કરી પીવો. તે કંઠરોગ મટાડનાર છે. ૨૦૧

દારુહળદરનો સ્વરસ ઊકાળીને ઘાટો થતાં રસક્રિયા કહેવાય છે. મધસહિત તે મુખરોગ, રક્તદોષ અને નાડી-વ્રણને દૂર કરનાર છે. ૨૦૨

तालुशोषनी चिकित्सा—

તૃષા વગરના મનુષ્યના તાલુશોષમાં ભોજન પછી ઘૃતપાન, નસ્ય અને મધુર સ્નિગ્ધ તથા શીતલ માંસરસ હિતકર છે. ૨૦૪

मुखपाकनी चिकित्सा—

મુખપાકમાં સિરાવેધ, શિરોવિરેચન, કાયવિરેચન અને ગોમૂત્ર, તેલ, ઘી, મધ તથા દૂધના કવલગ્રહ હિતકર છે. ૨૦૪

ત્રિફલા, કાળીપાટ, દ્રાક્ષ અને જૂઈનાં પલ્લવોનો ક્વાથ મધ સાથે તથા કષાય, તિક્ત અને શીતલ ક્વાથો મુખ સાફ કરનારા છે. ૨૦૫

खदिरादि गुटिका अने तैल—

એક તુલા ખેરસાર અને બમણો એટલે બે તુલા અરિમેદ એ બન્નેને ધોઈ, ખાંડીને, ચાર દ્રોણ જલમાં પકાવવાં. તે ક્વાથ એક દ્રોણ બાકી રહે ત્યારે તેને ગાળી લઈ, ફરીથી ધીમે ધીમે પકાવવો. પછી જ્યારે તે ઘાટું થાય ત્યારે તેમાં એક એક કર્ષ જેટલાં નીચેનાં દ્રવ્યોનું ચૂર્ણ નાખવું; ચન્દન, પદ્મક, કાળો વાળો, મજીઠ, ધાવડીનાં ફૂલ, નાગરમોથ, પ્રપૌંડરીક, જેઠીમધ, તજ, નાની એલચી, પદ્મકેશર, લાખ, રસાંજન જટામાંસી, ત્રિફલા, લોધર, વાળો, હળદર, દારુહળદર, ફલિની, એલચી, સમંગા, કટ્ફલ, વજ જવાસો, અગુરુ, રક્તચંદન, ગેરુ અને અંજન નાખવાં તેને ઊતારીને, શીતળ થયા પછી, તેમાં લવિંગ, નખ, કક્કોલ અને જાવંત્રી પલ પલ જેટલાં તથા કપૂર એક કુડવ એટલે ચાર પલ નાખવાં. તે પછી ગોળીઓ કરવી અને સૂકાઈ ગયા પછી મુખમાં ધારણ કરવી ૨૦૬–૨૧૧

આ કલ્ક અને કષાયથી તેલ સિદ્ધ કરવું. તે તેલ દાંતનું હાલવું, પડી જવું, શુષિરતા અને કૃમિરોગનો નાશ કરનાર; મુખપાક, મુખની દુર્ગન્ધતા, મુખની જડતા અને અરોચકનો નાશ કરનાર; વિકૃત સ્રાવ, મલલિપ્તતા, પિચ્છિલતા, સ્વરની વિકૃતતા અને કંઠશોષને મટાડનાર છે. આમ આ ખદિરાદિ ગુટિકા અને ખદિરાદિ તેલ, દાંત-મુખ અને ગળાના સર્વ રોગમાં શ્રેષ્ઠ ઔષધ છે. ૨૧૨–૨૧૪

આ પ્રમાણે ખદિરાદિ ગુટિકા અને તેલ થયાં.

अरोचकनी चिकित्सा—

અરુચિમાં કવલગ્રહ, ધૂમ, મુખને સ્વચ્છ કરનારા પદાર્થો, મનગમતાં અન્નપાન, હર્ષદાયક બાબતો અને આશ્વાસન હિતકર છે. ૨૧૫

કઠ, સંચળ, જીરું, સાકર, મરી અને બિડલવણ; આમળાં, નાની એલચી, પદ્મક, કાળોવાળો, પીપર, ઉત્પલ, અને ચંદન; લોધર, તેજોવતી, હરડે, ત્રિકટુ અને જવખાર; તથા જીરું અને સાકરયુક્ત તાજા દાડમનો રસ–આમ તેલ અને મધ સહિત આ ચાર કવલગ્રહો વાતજ, પિત્તજ, કફજ અને સર્વજ એટલે સન્નિપાતિક એ ચાર અરોચકને હણે છે. ૨૧૬–૨૧૮

કાળીજીરી, મરી, જીરું, દ્રાક્ષ, વૃક્ષામ્લ, દાડમ, સંચળ, ગોળ અને મધની ગોળીઓ સર્વ અરોચકનો નાશ કરનાર છે. ૨૧૯

વાયુમાં બસ્તિ, પિત્તમાં વિરેચન, કફમાં વમન અને મનના આઘાતથી ઉત્પન્ન થયેલ અરુચિમાં હૃદ્ય અનુકૂલ અને હર્ષદાયક ચિકિત્સા કરવી. જોઈએ. ૨૨૦

આ પ્રમાણે અરોચકની ચિકિત્સા થઈ.

कर्णरोगनी चिकित्सा—

કર્ણશૂલમાં પીનસની પેઠે વાતનાશક ચિકિત્સા, પ્રદેહ, તેલ વગેરે નાખવાં તે અને નસ્ય હિતકર છે. કાનમાં પાક અને પરુનો સ્રાવ થતાં વ્રણ પ્રમાણે ચિકિત્સા અને દોષ અનુસાર ભોજન કરવાં જોઈએ તથા સ્નેહો કાનમાં નાખવા જોઈએ. ૨૨૧½

हिंग्वादि तैल—

હિંગ, નેપાળી ધાણા અને સૂંઠ સાથે સરસવનું તેલ પકાવવું. કાનમાં નાખવાનું તે તેલ કર્ણશૂલનું શ્રેષ્ઠ મટાડનાર છે. ૨૨૨½

देवदार्वादि तैल—

દેવદાર, વજ, સૂંઠ, શતાહ્વા, કઠ અને સિંધાલૂણ સાથે બકરાના મૂત્રમાં સિદ્ધ કરેલું સરસવનું તેલ કર્ણશૂલ મટાડનાર છે. ૨૨૩½

કોડીઓ ભેળી કરીને માટીના નવા વાસણમાં રાખી બાળી નાખવી. તે ભસ્મને પાણીમાં ઘોળી, ગાળી લેવી. તેનાથી સુગંધી દ્રવ્યોવાળું તેલ પકાવવું. રસાંજન અને

સૂંઠના કલ્ક સાથે તે તેલ કર્ણશૂલનો નાશ કરનાર છે. ૨૨૫

ક્ષારતૈલ—

સૂકા મૂળાનો ક્ષાર, હિંગ, સૂંઠ, શતપુષ્પા, વજ, કઠ, દેવદાર, સરગવો, રસાંજન, સંચળ, જવખાર, સાજીખાર, ઉદ્ભિદ લવણ, સિંધાલૂણ, ભોજપત્રની ગાંઠ, બિડલવણ અને નાગરમોથ; તે બધાંથી ચાર ગણું મધુશુકત; બીજોરાંનો રસ અને કેળનો રસ તેલ જેટલો જ; કહ્યા પ્રમાણેનાં તે સર્વથી ક્ષારતેલ પકાવવું. તેલ કાનમાં નાખવાથી બહેરાપણું, કર્ણનાદ, પરુનો ભયંકર સ્રાવ, કૃમિઓ અને કર્ણશૂલ નાશ પામે છે. ૨૨૬–૨૨૯

મુખ, કાન અને આંખના રોગોમાં પહેલાં દોષ, કાલ અને બલાબલ જોઈને પીનસમાં જે પ્રમાણે વિધિ કહ્યો છે તે પ્રમાણે વૈદ્યે કરવું જોઈએ. ૨૩૦

(આ પ્રમાણે કર્ણરોગચિકિત્સા થઈ.)

નેત્રરોગમાં બિડાલક—

કેવળ ઉત્પન્ન જ થયેલા નવીન નેત્રરોગમાં દાહ-મલલિપ્તતા-આંસુ-સોજો અને રતાશ મટાડનાર બિડાલક લેપ નેત્રની ચારે બાજુ લગાડાતો કરવો જોઈએ. ૨૩૧

વાતિક નેત્રરોગમાં સૂંઠ અને સિંધાલૂણને પીસીને ઘીના મંડ સાથે રસક્રિયા કરવી. તે જ પ્રમાણે મધ, સિંધાલૂણ અને ગેરુથી રસક્રિયા કરી શકાય. ૨૩૨

તે પ્રમાણે શાવરક લોધ્રને ઘીમાં ભૂંજી બિડાલક લેપ કરવો જોઈએ; અને તેજ પ્રમાણે ઘીમાં ભૂંજી હરડેના પણ વેદનાનાશક બિડાલક કરવા યોગ્ય છે. ૨૩૩

પિત્તજન્ય નેત્રરોગમાં ચન્દન, અનન્તા અને મજીઠથી બિડાલક કરવો જોઈએ; તથા પદ્મક, જેઠીમધ, જટામાંસી અને કાલીયકથી બિડાલક કરવો જોઈએ. ૨૩૪

કફજન્ય નેત્રરોગમાં ગેરુ, સિંધાલૂણ, નાગરમોથ અને ગોરોચનની રસક્રિયા કરવી; તે જ પ્રમાણે મધ, ઘઉંલા અને મનઃશિલનો બિડાલક લેપ કરવો. ૨૩૫

પણ સન્નિપાતજન્ય નેત્રરોગમાં ત્રણે દોષનાં સર્વ ઔષધોથી આંખની બહાર, પાંપણને સ્પર્શ કર્યા વગર લેપ કરવો જોઈએ; અને ત્રણ દિવસે નેત્રરોગ પાકી જતાં અંજન કરવું જોઈએ. ૨૩૬

નેત્રરોગમાં આશ્ચોતન—

વાતજ નેત્રરોગમાં એરંડ, તર્કારી, મોટી ભોરીંગણી અને મીઠા સરગવા સાથે બિલી વગેરે બૃહત્પંચમૂલથી સિદ્ધ કરેલો નવશેકો ક્વાથ નેત્રસિંચન માટે હિતકર છે. ૨૩૭

પૃથ્વીકા, દારુહળદર, મજીઠ, લાખ, જેઠીમધ અને ઉત્પલથી સાકરસહિત કરેલો ક્વાથ શીતલ થતાં તેનું ટીપું આંખમાં નાખવાથી રકત અને પિત્તને દૂર કરે છે. ૨૩૮

કફજન્ય નેત્રરોગમાં સૂંઠ, ત્રિફલા, મોથ, લીંબડો અને અરડૂસીના રસનું નવશેકું નેત્રસિંચન અને સાન્નિપાતિક નેત્રરોગમાં ત્રણે દોષનાં મિશ્ર ઔષધોથી નેત્રસિંચન કરવું જોઈએ. ૨૩૯

નેત્રરોગમાં અંજન—

મોટી ભોરીંગણી, એરંડાના મૂળની છાલ, સરગવાનાં ફૂલ અને સિંધાલૂણને બકરીના દૂધની સાથે વાટી વાતજન્ય નેત્રરોગને મટાડનાર વર્તિ બનાવવી. ૨૪૦

જાઈની કળીઓ, શંખચૂર્ણ, ત્રિફલા, જેઠીમધ અને બલાને વર્ષાજળમાં વાટી, પિત્ત અને રકતદોષ મટાડનાર વર્તિ બનાવવી. ૨૪૧

સિંધાલૂણ, ત્રિફલા, ત્રિકટુ, શંખનાભિ, સમુદ્રફીણ, શૈલેયક અને રાળની પાણીથી બનાવેલ વર્તિ કફજન્ય નેત્રરોગ મટાડનાર છે. ૨૪૨

અમૃતાહ્વાદિ વર્તિ—

ગળો, બિસ, બીલી, પટોલ, બકરીની લીંડી,

પ્રપૌંડરીક, જેઠીમધ, દારૂહળદર અને કાલાનુસારિવા એ દરેક આઠ પલ જેટલાં લઈ, સારી પેઠે ધોઈ, અધકચરાં કરી, પાણીમાં પકાવી, રસ ગાળી લઈને ફરીથી એ રસને પકાવી, ઘટ થતાં તેમાં ધોળાં મરીનું ચૂર્ણ એક કર્ષ અને જાઈનાં તાજાં ફૂલનું ચૂર્ણ એક પલ નાખી બનાવેલી વર્તિ સર્વ દોષનો નાશ કરનાર તથા નેત્રને નિર્મળ કરનાર છે. ૨૪૩–૨૪૫

शंखादि वर्ति—

શંખપિષ્ટિ, પ્રવાલપિષ્ટિ, વૈદૂર્યપિષ્ટિ, લોહભસ્મ, તામ્રભસ્મ અને પ્લવનાં હાડકાં, રસાંજન તથા ધોળાં મરીથી બનાવેલ વર્તિ સર્વ પ્રકારના આંખના રોગ મટાડનાર છે. ૨૪૬

चूर्णांजन —

મરી અરધો શાણ, પીપર અને સમુદ્રફીણ બે શાણ, સિંધાલૂણ અરધો શાણ અને કાળો સુરમો નવ શાણ-એ સર્વને ચિત્રા નક્ષત્રમાં પીસીને સારી પેઠે બારીક કરેલું આ ચૂર્ણાંજન ખજવાળ, કાચ એટલે મોતીયો અને કફથી પીડાયેલ રોગીઓ માટે શુભ અને મળોનું શોધન કરનાર છે. ૨૪૭,૨૪૮

નાની એલચીના ચૂર્ણને ત્રણ દિવસ સુધી બકરાના મૂત્રમાં રાખી મૂકવું. આમ સારી પેઠે ભાવના દીધેલું તે ચૂર્ણાંજન તિમિરરોગ, ક્રિમિ, પિલ્લરોગ અને નેત્ર-મલનો નાશ કરનાર છે. ૨૪૯

सौवीरांजनादि वर्ति—

કાળો સુરમો, તુત્થ, માક્ષિક, મનઃશિલ, ચક્ષુષ્યા, જેઠી-મધ, લોહભસ્મ મણિઓ, પુષ્પાંજન, સિંધાલૂણ, સૂવરની દાઢ અને કતકનું અંજન તિમિરાદિક રોગમાં શુભ છે, અથવા તેનું ચૂર્ણાંજન કે વર્તિ એ શ્રેષ્ઠ છે. ૨૫૦,૨૫૧

सुखावती वर्ति—

કતકનું ફલ, શંખચૂર્ણ, સિંધાલૂણ, ત્રિકટુ, સાકર, સમુદ્રફીણ, રસાંજન, મધ, વાવડિંગ, મનઃશિલ અને કુકડાનાં ઈંડાંનાં કાચલાંની આ સુખાવતી નામક વર્તિ તિમિર, પડળ, કાચ અને મળનો તરત નાશ કરે છે. ૨૫૨ ૨૫૩

(આ પ્રમાણે સુખાવતી વર્તિ થઈ.)

दृष्टिप्रदा वर्ति—

ત્રિફલા, કૂકડાનાં ઈંડાંનાં કાચલાં, કાસીસ, લોહભસ્મ, નીલોત્પલ, વાવડિંગ, અને સમુદ્રફીણને પીસીને તામ્રપાત્રમાં લીપી દેવું. સાત રાત સુધી તેને રાખીને, ફરીથી દૂધનાં સાથે પીસીને, તેની વર્તિ બનાવવી. જેની આંખ ફૂટી નથી ગઈ તેવા આંધળાને આ વર્તિ દૃષ્ટિ દેનારી છે. ૨૫૪–૨૫૫½

(આ પ્રમાણે દૃષ્ટિપ્રદા વર્તિ થઈ.)

नेत्ररोगमां बीजां अंजनो—

મરેલા કાળા સર્પના મુખમાં અંજન એટલે કાળો સુરમો એક માસ રાખવો. તે પછી તેમાંથી કાઢી લઈને, સારી પેઠે સૂકાયેલા તેને અરધા પ્રમાણમાં જાઈની સૂકેલી કળીઓ સાથે અને સિંધાલૂણ સાથે વિદ્વાન વૈદ્યે ચૂર્ણ કરવું અને તિમિરનાશક સર્વશ્રેષ્ઠ નેત્રાંજન બનાવવું. ૨૫૬–૨૫૭½

પીપર, કેસુડાંનો રસ, સર્પની વસા, સિંધાલૂણ અને જૂના ઘીની રસક્રિયા સર્વ નેત્રરોગનો નાશ કરનાર છે. ૨૫૮½

કાળા સર્પની વસા, મધ અને આમળાંના રસની રસક્રિયા સર્વ નેત્રરોગમાં, કાચમાં, અર્બુદમાં અને નેત્રમલમાં પ્રશસ્ત છે. ૨૫૯½

આમળાં, રસાંજન, મધ અને ઘીથી બનાવેલ રસક્રિયા પિત્તજ અને રક્તજ નેત્રરોગનો નાશ કરનાર તથા તિમિર અને પડળને મટાડનાર છે. ૨૬૦½

આમળાં, સિંધાલૂણ અને પીપર સમ પ્રમાણમાં અને થોડાંક મરી; તેની મધયુક્ત રસક્રિયા અન્ધાપાનો અને પડળનો નાશ કરે છે. ૨૬૧½

આ પ્રમાણે નેત્રરોગચિકિત્સા થઈ.

ખાલિત્ય વગેરેની ચિકિત્સા—

ટાલ, પળિયાં, કરચલી અને પીળચટા વાળ થતાં, મનુષ્યનું સંશોધન કરી, નસ્ય તેલોથી અને મસ્તક તથા મુખ પર પ્રલેપ કરીને ઉપચાર કરવા જોઈએ. ૨૬૨

વિદારીગંધા વગેરે અલ્પ પંચમૂલના ક્વાથ કે કલ્કથી સિધ્ધ કરેલ તેલનું અથવા તો જીવનીય દશકના ક્વાથ કે કલ્કથી સિદ્ધ કરેલ તેલનું કે અણુતૈલનું નસ્ય ટાલિયાપણું અને પળિયાં મટાડે છે. ૨૬૩

ગાયનું દૂધ, સહચરનો રસ, ભાંગરાનો રસ અને તુલસીનો રસ એક એક પ્રસ્થ, તેલ એક કુડવ અને જેઠીમધનો કલ્ક એક પલ–તેનાથી તેલ સિદ્ધ કરી પાણાના વાસણમાં કે બકરાંના શીંગડાંમાં રાખવું. વૈદ્ય તેને સરખી રીતે નસ્ય તરીકે પ્રયોજે તો તે પળિયાંનો નાશ કરે છે. ૨૬૪-૨૬૫

દુગ્ધિકા અને કરવીર તે બન્નેને દૂધમાં પીસીને પળિયાં ઉખેડી તે સ્થાને વૈદ્ય લગાડાવવાં. તે બન્ને પળિયાંનો નાશ કરે છે. ૨૬૬

ભાંગરાનો સ્વરસ બે પ્રસ્થ, દૂધ બે પ્રસ્થ અને જેઠીમધ એક પલ; તેનાથી એક કુડવ તેલ પકાવવું. તેનું નસ્ય પળિયાં મટાડનાર છે. ૨૬૭

મહાનીલ તેલ—

સુરજમુખીનાં મૂળ, કૃષ્ણ શૈરેયકનાં મૂળ, સુરસનાં પાન, કૃષ્ણ શણનું પત્ર, ભાંગરો, કાકમાચી, જેઠીમધ અને દેવદાર એ દરેક દશ પલ જેટલાં; પીપર, ત્રિફલા, રસાંજન, પ્રપૌંડરીક, મજીઠ, લોધર, કાળો અગર, ઉત્પલ, આંબાની ગોટલી, કાળો કર્દમ, મૃણાલ, રકતચંદન, ગળી, ભિલામાંની ગોટલી, હીરાકસી, મદયન્તિકા, કાળીજીરી, અસન, કૃષ્ણ લોહ, કાળો મીંઢળ, કાળો ચિત્રક, પુષ્કર, અર્જુન, કાશ્મર્ય, આંબા અને જાંબુનાં ફળ એ દરેક પાંચ પળ જેટલાં; તેઓને પીસીને તેઓની સાથે એક આઢક બહેડાંનું તેલ, ચાર ગણા આમળાંના રસમાં પકાવવું. લોઢાના વાસણમાં આદિત્યપાક કરવો અથવા જ્યાં સુધી રસ સૂકાઈ જાય ત્યાં સુધી પાક કરવો. તે પછી ગાળીને શુદ્ધ થયેલા તેનો પાન, નસ્યક્રિયા અને માથામાં માલીસ કરવામાં ઉપયોગ કરવો. મહાનીલ તેલ તરીકે પ્રસિધ્ધ થયેલા, પાળિયાંનો નાશ કરનાર, સર્વ શ્રેષ્ઠ આ તેલ ચક્ષુષ્ય, આયુષ્યવર્ધક અને મસ્તકના સર્વ રોગ મટાડનાર છે. ૨૬૮–૨૭૫

(આ પ્રમાણે મહાનીલ તેલ થયું.)

ખાલિત્ય તથા પાલિત્યમાં બીજા કેટલાક યોગો—

પ્રપૌંડરીક, જેઠીમધ, પીપર, ચન્દન અને ઉત્પલ દરેક એક કર્ષ, તેલ એક કુડવ અને તેનાથી બમણો આમળાંનો રસ; એથી સિધ્ધ કરેલો પ્રતિમર્શ મસ્તકના સર્વ રોગનો નાશ કરનાર છે. કૃષ્ણાત્રેયે તેને વિશેષમાં પળિયાંનો નાશ કરનાર કહ્યો છે. ૨૭૬–૨૭૭

દૂધ, પ્રિયાલ, જેઠીમધ, જીવકાદિ ગણ અને કાળા તલ; તેઓનો મુખ પર લેપ પીળચટા વાળ અટકાવનાર છે. ૨૭૮

તલ, આમળાં, કમળનાં કિંજલ્ક, જેઠીમધ અને મધનો મસ્તક પર લેપ કરવાથી વાળની વૃધ્ધિ કરે છે અને વાળને રંગે છે એટલે કાળા કરે છે. ૨૯૦

સિંધાલૂણ અને શુકતામ્લ સાથે લોઢાનું ચૂર્ણ ચોખા-સહિત પકાવવું. શુધ્ધ કરેલા અને સ્નેહ વિનાના મસ્તક પર તેનો લેપ કરવો અને રાતભર તેમ રહેવા દેવું. સવારમાં તેને ત્રિફલાના જલથી ધોઈ નાખતાં તે કાળા અને કોમળવાળવાળું થાય છે. ૨૦૧

ત્રિફલાસહિત લોહચૂર્ણને અમ્લ દ્રવ્યમાં પીસવાથી ઉત્તમ કેશરાગ એટલે કલપ બને છે. બાકીના રોગોમાં પોતપોતાના ચિકિત્સાધ્યાયમાંથી પોતપોતાની ચિકિત્સા કરવી જોઈએ. બાકીના ત્રિમર્મજ રોગમાં નહિ કહેલાઓની ચિકિત્સા શરૂઆતમાં દર્શાવી છે અને બીજી સિદ્ધિસ્થાનમાં કહેવામાં આવશે. ૨૮૨

આ પ્રમાણે ટાલિયપણા વગેરેની ચિકિત્સા થઈ.

સ્વરભેદની ચિકિત્સા--

વાતજન્ય સ્વરભેદમાં ભેજન ઉપરથી અને ચાર પ્રકારે પ્રયોજાતા બલા, રાસ્ના અને અમૃતાના તેલથી પ્રયોગ હિતકર છે. ૨૮૩

મોર-તેતર અને કૂકડાના, પંચમૂળમાં ઊકાળેલ માંસરસ, માયૂરક્ષીર-ઘૃત અથવા ત્ર્યૂષણુ ઘૃત પીવાં જોઈએ. ૨૮૪

પિત્તજન્ય સ્વરભેદમાં વિરેચન, મધુર દ્રવ્યોથી સાધિત દૂધ, સર્પિર્ગુડ, તિક્ત ઘૃત, જીવનીય ઘૃત કે વૃષ ઘૃત યોજવું જોઈએ.૨૮૫

કફજન્ય સ્વરભેદમાં તીક્ષ્ણ શિરોવિરેચન, વિરેચન, વમન, ધૂમપાન, યવાન્ન તથા કટુ દ્રવ્યોનું સેવન હિતકર છે. ૨૮૬

ચવ્ય, ભારંગી, હરડે, સૂંઠ, મરી, પીપર, જવખાર, મધ અને ચિત્રક તે રોગીએ ચાટવાં અથવા પીપર અને હરડેનું ચૂર્ણ મધમાં ચાટવું. અને તીક્ષ્ણ મદ્ય પીવું. ૨૮૭

રક્તજન્ય સ્વરભેદમાં ઘૃતયુક્ત જાંગલ માંસરસ તથા ઘી-મધ અને સાકરસહિત દ્રાક્ષ, વિદારીકન્દ અને શેરડીના રસો પીવા; તથા ક્ષય અને કાસ હણનાર અને પિત્તજન્ય સ્વરભેદ મટાડનાર જે કંઈ કહ્યું છે તે સર્વ અહીં ચિકિત્સા છે. ઉપરાંત રક્તજન્ય સ્વરભેદમાં સિરાવેધ પણ કરી શકાય. ૨૮૮,૨૮૯

સાન્નિપાતિક સ્વરભેદમાં ઉપર્યુક્ત સર્વ ક્રિયાઓ હિતકર છે પણ સિરાવેધ હિતકર નથી. આ પ્રમાણે સંક્ષેપમાં સ્વરભેદની ચિકિત્સા કહી. ૨૯૦

(આ પ્રમાણે સ્વરભેદચિકિત્સા થઈ.)

દોષોનું પાસેના સ્થાનમાંથી હરણ કરવું--

એ બાબતમાં શ્લોક છે—

મનુષ્યોનાં વાત-પિત્ત અને કફ બસ્તિ-હૃદય અને મસ્તકમાં આશ્રિત છે; તેથી તે તે સ્થાનની સમીપતા અનુસાર વમન વગેરેથી તેઓનું નિર્હરણ કરવું જોઈએ. ૨૯૧

વિરુદ્ધ ગુણવાળા હોવા છતાં દોષો પરસ્પર હણાતા નથી-

જેવી રીતે વિકૃત અને અવિકૃત વાયુ, સૂર્ય અને ચંદ્રમાથી જગત પીડાય છે અને ધારણ કરાય છે તેવી રીતે ચેતન લોક એટલે પ્રાણીદેહ વિકૃત અને અવિકૃત વાતાદિથી પીડાય છે અને ધારણ કરાય છે.૨૯૨

જેવી રીતે ભયંકર ઝેર સ્વાભાવિક સાત્મ્યને લઈ સર્પોને હણતું નથી તેવી રીતે સ્વાભાવિક સાત્મ્યને લઈ, દોષો વિરુદ્ધ ગુણોથી પણ એકબીજાને હણતા નથી. ૨૯૩

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ત્રણ મર્મથી ઉત્પન્ન થતા રોગોનાં નિદાન-સ્વરૂપ અને ઔષધ આ 'ત્રિમર્મીય ચિકિત્સિત'માં વિસ્તારપૂર્વક જુદાં દર્શાવવામાં આવ્યાં છે. ૨૯૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'ત્રિમર્મીય ચિકિત્સિત' નામક છવ્વીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૬

---

## અધ્યાય સત્તાવીસમો

## ઊરુસ્તમ્ભ ચિકિત્સિત

ઊરુસ્તંભ ચિકિત્સિતનો ઉપક્રમ---

"હવે અહીંથી 'ઊરુસ્તંભ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ઊરુસ્તંભનાં નિદાન અને સંપ્રાપ્તિ—

ચન્દ્ર અને સૂર્યથી સર્વદા યુક્ત સુમેરુ પર્વતની પેઠે

પરમ બ્રાહ્મી કાન્તિ અને તપની શ્રેષ્ઠ કાન્તિથી સર્વદા યુક્ત અને બુદ્ધિ, ધૈર્ય, સ્મૃતિ, વિજ્ઞાન, કીર્તિ અને ક્ષમાના નિવાસસ્થાન ગુરુ આત્રેયને અગ્નિવેશે સમય-સર સંશય પૂછ્યો. ૩,૪

'હે ભગવન, સર્વેય રોગોનું ઓસડ સમસ્ત અને જુદાં જુદાં પંચકર્મ બતાવવામાં આવ્યાં છે; પણ હે વૈદ્યશ્રેષ્ઠ, એવો કોઈ દોષજન્ય રોગ છે કે જે ચિકિત્સાથી સાધ્ય હોવા છતાં તેના શમનમાં તે પંચકર્મ શક્તિ-માન ન થાય? ૫,૬

'ઊરુસ્તંભ છે.' એમ ગુરુએ કહ્યું. ત્યારે ફરીને તેણે તેનું કારણ, લક્ષણ અને ઔષધ પૂછતાં ગુરુએ કહ્યું. ૭

'કંઈક પચેલા અને બાકીનાં અજીર્ણ પર સ્નિગ્ધ-ઉષ્ણ-લઘુ અને શીત દ્રવ્યોનું સમશન એટલે હિતાહિતમિશ્રિત આહાર કરનારને, દ્રવ અને સૂકા આહારથી, દહીં, દૂધ, ગ્રામ્ય-આનૂપ અને ઔદક માંસથી, પિષ્ટ ભોજનથી, વિકૃત મદ્યથી, દિવસે અતિશય નિદ્રા કરવાથી, અતિશય ઉજાગરાથી, લંઘનથી, ખાધા ઉપર ખાવાથી, મહેનતથી, ભયથી અને વેગ ધારણ કરવાથી તથા સ્નેહને લઈ કોઠામાં સંચિત થયેલો આમ મેદની સાથે મળી, વાતાદિકને રોકી, ગુરુતાને લઈ અધોગામી સિરાઓ દ્વારા જલદીથી ઊરુઓમાં પહોંચે છે ૮-૧૦

મેદના બલથી ઉત્કટ થયેલો દોષ સક્થિ-જંઘા અને ઊરુઓને પૂરી દઈ, ઇન્દ્રિયોની સ્વાધીનતાનો અભાવ તથા હલનચલનની અલ્પતા ઉત્પન્ન કરે છે. ૧૧

જેવી રીતે પૂરાં ભરેલ ઊંડા મહાસરોવરમાં પાણી સ્તિમિત, સ્થિર અને ક્ષોભરહિત રહે છે તેવી રીતે ઊરુસ્થળમાં ગયેલો કફ છે. ૧૨

ભારેપણું, પરિશ્રમ, સંકોચ, દાહ, પીડા, સ્પર્શાજ્ઞાન, કમ્પન, ભેદ, સ્ફુરણ અને સોય ભોંકાવા જેવી પીડાથી યુક્ત તે કફ દેહને અને પ્રાણોને હણે છે. ૧૩

મેદયુક્ત કફ વાત અને પિત્તને પરાભવ પમાડી, સ્થિરતા અને શીતલતા વડે ઊરુઓનું સ્તંભન કરે છે તેથી તે ઊરુસ્તંભ કહેવાય છે. ૧૪

ऊरुस्तंभनां पूर्वरूपो—

ધ્યાન, નિદ્રા, અતિ સ્તિમિતતા, અરુચિ, જ્વર, રૂંવાડાં ઊભાં થવાં, ઊલટી તથા જંઘા અને ઊરુઓની શિથિલતા એ તેનાં પૂર્વરૂપ છે. ૧૫

ऊरुस्तंभमां स्नेहनां प्रयोगथी थता दोषो—

વાતની શંકાવાળા વૈદ્ય અજ્ઞાનથી કરેલા તેના સ્નેહનથી વળી પગોની શિથિલતા, સ્પર્શાજ્ઞાન અને મુશ્કેલીથી પગ ઉપાડવાનું થાય છે. ૧૬

ऊरुस्तंभनां लक्षणो—

જંઘા અને ઊરુઓની અતિશય નિર્બળતા તથા હરહંમેશ થોડાં થોડાં દાહ અને વેદના થાય છે; પગ મૂકતાં પીડા થાય છે અને શીતલ વસ્તુના સ્પર્શને જાણી શકતો નથી. ૧૭

ઊભા રહેવામાં, દબાવવામાં, ગતિ કરવામાં અને ચાલવામાં પણ તે શક્તિમાન હોતો નથી; અને ઊરુ તથા પગને બીજું કોઈક ચલાવે છે અથવા તો તેઓ તૂટી ગયા છે એમ તે માને છે. ૧૮

ऊरुस्तंभनां साध्य-असाध्य लक्षणो—

જ્યારે પુરુષ દાહ-પીડા અને સોયથી વીંધવા જેવી પીડાથી યુક્ત તથા કંપયુક્ત થાય છે ત્યારે ઊરુસ્તંભ તેને હણે છે. તેવી પીડાથી રહિત નવા ઊરુસ્તંભને સાધ્ય કરી શકાય. ૧૯

ऊरुस्तंभनुं चिकित्सासूत्र—

જે કારણે તેનું સ્નેહન, બસ્તિ, વિરેચન અને વમન ન કરવું જોઈએ તે કારણ તમે ધ્યાનપૂર્વક સાંભળો. ૨૦

સ્નેહન અને બસ્તિકર્મ હંમેશ કફની વૃદ્ધિ કરનાર છે અને ત્યાં ઊરુપ્રદેશમાં રહેલા કફને બહાર કાઢવામાં વિરેચન સમર્થ નથી. ૨૧

કફસ્થાનમાં ગયેલ કફ અને પિત્તને વમન દ્વારા તથા આમાશયમાં રહેલા તે બન્નેયને વિરેચનથી બહાર કાઢવા સહેલા છે. ૨૨

પકવાશયમાં રહેલા સર્વેય દોષો બસ્તિઓ વડે મૂલ છેદન કરવાથી બહાર કાઢવા શકય છે. પણ આમ અને મેદથી જડ થયેલા અને જંઘા તથા ઊરુમાં રહેલા બહાર કાઢવા શકય નથી. ૨૩

જંઘા અને ઊરુરૂપી વાતસ્થાનમાં તેની શીતલતાથી અને તેઓ બન્નેના સ્તંભથી, જેમ નીચાણવાળા સ્થળથી પાણી કાઢવું શકય નથી તેમ તે જંઘા અને ઊરુમાં ગયેલા દોષ સહેલાઈથી બહાર કાઢવા શકય નથી. ૨૪

કફ અને આમની અધિકતાને લઈ વૈદ્યે યુકિત-પૂર્વક તેનું નિત્ય સંશમન, ક્ષીણ કરવું અને શોષણ કરવું જોઈએ. ૨૫

સદા રૂક્ષ ઉપચારવાળા રોગીને લવણરહિત તથા જલ અને તેલથી સાધેલાં શાક સુનિષણ્ણક-લીમડો-આકડો-વેત્ર અને ગરમાળાનાં પલ્લવ, કાકમાચી-વાસ્તુક-બીજાં કડવાં કુલક વગેરે શાક સાથે જવ, શ્યામાક અને કોદરા દેવા જોઈએ. ૨૬,૨૭

ऊरुस्तंभनो नाश करनारा केटलाक योगो—

ક્ષાર અને અરિષ્ટના પ્રયોગ, હરીતકીના પ્રયોગ, મધના શરબતનો પ્રયોગ અને પીપરનો પ્રયોગ ઉરુસ્તંભનો નાશ કરનાર છે. ૨૮

માણસે સમંગા, શાલ્મલીનો ગુંદ અને બીલીને મધ સાથે પીવાં. તેવી જ રીતે શ્રીવેષ્ટક, ઉદીચ્ય, દેવદાર અને તગર મધ સાથે પીવાં. ચન્દન, ધાવડીનાં ફુલ, કઠ,તાલીસપત્ર અને જટામાંસીને પણ તેવીજ રીતે મધ સાથે પીવા. ૨૯½

મોથ,હરડે,લોધ્ર, પદ્મક અને કડુ; દેવદાર, બે હળદર, વજ અને કડુ; પીપર, પીપરીમૂળ, સરલ અને દેવદાર; ચવ્ય,ચિત્રકમૂળ, દેવદાર અને હરડે; ભિલામાં અને પીપરીમૂળ સહિત પીપર; એ પાંચ યોગોને મધસહિત પીવા. અરધા અરધા શ્લોકથી કહેલા આ કલ્કો ઊરુસ્તંભ દૂર કરનારા છે. ૩૦–૩૨½

शार्ङ्गेष्टादि योग—

ચણોઠી,મીંઢળ,દંતીમૂળ ઇન્દ્રજવ,વજ, મૂર્વા,ગરમાળો, કાળીપાટ, કરંજ તથા કુલકના સમ પ્રમાણમાં ચૂર્ણને મધ સાથે અથવા પાણીમાં ઘોળીને પીવું; અથવા મધસહિત દહીંના મંડ સાથે પણ તે ઊરુસ્તંભનો નાશ કરનાર છે. ૩૩,૩૪½

मूर्वादि योग—

મૂર્વા, અતિવિષ, કઠ, ચિત્રક અને કડુ અગાઉની પેઠે પીવાં અથવા ગોમૂત્રમાં રાતભર રાખેલ ગૂગળ પીવો. ૩૫½

स्वर्णक्षीरादि योग—

સ્વર્ણક્ષીરી,અતિવિષ,નાગરમોથ,તેજોવતી, વજ, દેવદાર, ચિત્રક,કડ,પાઠા અને કડુનું ચૂર્ણ મધ સાથે ચટાડવું; અથવા પાણીમાં ઘોળીને મધસહિત ચટાડવું. ૩૬,૩૭

ऊरुस्तंभमां बीजा योगो—

અથવા ફલી, વાઘનખ અને નાગકેશર મધસહિત પીવાં; અથવા ઊરુસ્તંભથી પીડાયેલા મનુષ્યે ત્રિફલા, પીપર, મોથ, ચવ્ય અને કડુનું ચૂર્ણ મધ સાથે ચાટવું. ૩૮½

ऊरुस्तंभमां आवश्यिकी चिकित्सा—

જો અપતર્પણથી ઉત્પન્ન થયેલ દોષ હોય તો જલ

પશુપક્ષીઓના માંસથી અને જૂની શાળથી તેનું યુક્તિપૂર્વક સતર્પણ કરવું. ૩૯½

રૂક્ષણવિધિથી જો નિદ્રાનાશના વ્યાધિસહિત વાતકોપ થાય તો તેમાં વાતરોગનો નાશ કરનાર સ્નેહ અને સ્વેદનો ઉપચાર કરવો. ૪૦½

પીલુપર્ણી, પયસ્યા, રાસ્ના, ગોખરુ, વજ, સરલ, અગુરુ અને પાઠા–એઓથી તેલ પકાવવું. તેમાંથી એક પ્રસૃત કે એક અંજલિ મનુષ્યે મધસહિત પીવી. ૪૨

कुष्ठादि तैल—

કઠ, શ્રીવેષ્ટક, ઉદીચ્ય, સરલ, દેવદાર, કેશર, અજગન્ધા અને અશ્વગન્ધા–તેઓથી સરસવનું તેલ પકાવવું. ઊરુસ્તંભથી પીડાયેલ મનુષ્યે તે પણ મધસહિત માપસર પીવું. આમ રૂક્ષતાથી મુક્ત થતાં પછી તે ઊરુસ્તંભથી પણ મુક્ત થાય છે. ૪૩,૪૪

सैन्धवादि तैल—

સિંધાલૂણ બે પલ, સૂંઠ પાંચ પલ, પીપરીમૂળ અને ચિત્રક બબ્બે પલ, ભિલામાંની ગોટલી વીસ અને આરનાલ બે આઢક–તેનાથી એક પ્રસ્થ તેલ પકાવવું. તે તેલ સંતાનદાયક, ગૃધ્રસી, ઊરુસ્તંભ, અર્શપીડા અને સર્વ વાતવિકાર દૂર કરનાર છે. ૪૫,૪૬

अष्टकट्वर तैल—

પીપરીમૂળ અને સૂંઠ બે પલ, કટ્વર આઠ પ્રસ્થ અને દહીં જેટલું જ એક પ્રસ્થ તેલ સિદ્ધ કરવામાં આવે તે ગૃધ્રસી અને ઊરુસ્તંભનો નાશ કરનાર છે. ૪૭

(આ પ્રમાણે અષ્ટકટ્વર તેલ થયું.)

આ પ્રમાણે ઊરુસ્તંભનું અંદરનું ઔષધ કહી બતાવ્યું.

ऊरुस्तंभमां बाह्य चिकित्सा—

પણ કફનો ક્ષય કરનાર બીજી બાહ્ય ચિકિત્સા તું સાંભળ. ૪૮

वल्मीकमृत्तिकादि उत्सादन—

રાફડાની માટી, કરંજનાં મૂળ-ફળ અને છાલ તથા ઈંટનાં ચૂર્ણથી સારી પેઠે ઉત્સાદન કરવું. ૪૯

ऊरुस्तंभमां बीजा योगो—

મધ, સરસવ અને રાફડાની માટીથી યુક્ત અશ્વગંધાનાં મૂળથી અથવા આકડાનાં મૂળથી અથવા લીમડાનાં મૂળથી કે દેવદારના મૂળથી વૈદ્યે ગાઢ ઉત્સાદન કરવું; અને બુદ્ધિમાન વૈદ્યે દન્તી-દ્રવન્તી-તુલસી અને સરસવથી ઊરુસ્તંભમાં લેપન કરવું. ૫૦–૫૧½

અને તર્કારી, સરગવો, તુલસી, સૂંઠ, કુટજ અને લીંબડાનાં પાન, મૂળ અને ફળ સાથે ઉકાળેલું પાણી ઊનું ઊનું સીંચવું. ૫૨

પીસેલા સરસવને રાતભર ગોમૂત્રમાં રાખી તેનું લેપન કરવું. ૫૩

वत्सकादि प्रलेप—

કુટજ, તુલસી, કઠ, ગન્ધ દ્રવ્યો, નેપાલી, ધાણા, સરગવો, હિંસ્રા, આકડાનાં મૂળ, રાફડાની માટી અને કુડેરકને દહીં તથા સિંધાલૂણ સાથે મેળવીને એનાથી લેપન કરવું. ઊરુસ્તંભના જાણકાર વૈદ્યે આ ઉપચાર કરવો જોઈએ. ૫૪,૫૫

श्योनाकादि परिषेक के प्रदेह—

શ્યોનાક ખેર, બીલી, બન્ને ભોરીંગણી, સરલ, અસન, સરગવો, તર્કારી, ગોખરુ, તુલસી, અર્જક, અગ્નિમન્થ અને કરંજને પાણી સાથે ઊકાળી તેનું સિંચન કરવું; અથવા ગોમૂત્રમાં પીસેલાં એઓનો લેપ પણ ઊરુસ્તંભ મટાડનાર છે. ૫૬,૫૭

ऊरुस्तंभनुं चिकित्सासूत्र—

કફના ક્ષય માટે થઈ શકે તેવા વ્યાયામમાં રોગીને

યોજવો અને પ્રાતઃકાળમાં કાંકરા તથા રેતીવાળાં સ્થાનોમાં રોગીને ચલાવવો. ૫૮

અથવા શીતલ જલવાળી અને હિંસક જલજન્તુ વગરની નદીમાં સામે પ્રવાહે રોગીને તરાવવો અને નિર્મળ, શીતળ, સ્થિર જલવાળાં સરોવરમાં ફરી ફરીને તરાવવો. આ પ્રમાણે એનો કફ સૂકાઈ જતાં ઊરુસ્તંભ શાંત થાય છે. ૫૯૬

કફને જે ક્ષીણ કરનાર હોય છતાં વાયુને કોપાવે નહિ તેવું સર્વ ઔષધ ઊરુસ્તંભનું હંમેશ કરવું જોઈએ. અને શરીર-બલ તથા અગ્નિની રક્ષા કરતાં આ ચિકિત્સા કરવી જોઈએ. ૬૧

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ઊરુસ્તંભની ચિકિત્સામાં ઊરુસ્તંભનાં હેતુ, પૂર્વરૂપ, લક્ષણ, પંચકર્મની અયોગ્યતાનું કારણ અને બે પ્રકારનાં આંતર અને બાહ્ય ઔષધ કહ્યાં છે. ૬૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'ઊરુસ્તંભ ચિકિત્સિત' નામક સત્તાવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૭

——

# અધ્યાય અઠ્ઠાવીસમો

## વાતવ્યાધિ ચિકિત્સિત

વાતવ્યાધિ ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'વાતવ્યાધિ ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ વિષયમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

વાયુનો સ્વભાવ—

વાયુ આયુષ્ય છે, વાયુ બળ છે, શરીરીઓનો ધાતા પણ વાયુ છે, વાયુ જ આ સર્વ વિશ્વ છે અને વાયુ જ પ્રભુ કહેવાયેલ છે. ૩

જે મનુષ્યના વાયુની ગતિ અટક્યા વગરની હોય, પોતાના સ્થાનમાં સ્થિત હોય અને પ્રકૃતિમાં રહ્યો હોય, તે લાંબો વખત નિરોગ થઈ સો વર્ષ જીવે છે. ૪

વાયુના પાંચ ભેદો; તેનાં સ્થાન અને કર્મો—

પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન અને અપાન એ પાંચ ભેદોથી, પોતાના સ્થાનોમાં નિરોધ વિના ફરતો વાયુ દેહને સારી રીતે ધારણ કરે છે. ૫

માથું, છાતી, કંઠ, જીભ, મોઢું અને નાક—એ પ્રાણનાં સ્થાન છે અને થૂંકવું, છીંક ખાવી, ઓડકાર, શ્વાસોચ્છ્વાસ અને આહારાદિ કર્મો છે. ૬

વળી નાભિ, છાતી અને કંઠ—એ ઉદાનનાં સ્થાન છે અને વાણીની પ્રવૃત્તિ, પ્રયત્ન, ઉત્સાહ, બલ અને વર્ણ—કર્મો છે. ૭

સ્વેદ-દોષ અને જલવહ સ્રોતોમાં તથા અન્તરગ્નિના પડખામાં રહેલ સમાન વાયુ અગ્નિ અને બલ દેનાર છે. ૮

ઝડપી ગતિવાળો વ્યાન મનુષ્યોના આખા શરીરમાં વ્યાપેલો છે અને સર્વદા ગતિ, પ્રસારણ, આક્ષેપ અને નિમેષાદિ ક્રિયા કરનાર છે. ૯

વૃષણ, બસ્તિ, ઉપસ્થ, નાભિ, સાથળ, વંક્ષણ અને ગુદા અપાનનાં સ્થાન છે. આંતરડામાં રહેલ તે શુક્ર, મૂત્ર, મળ, આર્તવ અને ગર્ભને બહાર કાઢે છે. પ્રકૃતિસ્થ અને પોતાના સ્થાનમાં રહેલા તે પોતપોતાનું કામ કરે છે અને તેઓથી નીરોગી દેહ ધારણ કરાય છે. ૧૦,૧૧

કુપિત વાયુનાં રૂપો—

અથવા, વિમાર્ગસ્થ અને વિકૃત તેઓ પોતાના સ્થાન અને કર્મથી થતા રોગો વડે શરીરને પીડે છે અને શીઘ્ર પ્રાણ હરી લે છે. ૧૨

તેઓથી થતા રોગો અસંખ્ય છે; પરન્તુ મુખ્યત્વે કરીને એંશી રોગો સૂત્રસ્થાનમાં બતાવ્યા છે. ૧૩

તેઓ નિદાન અને ચિકિત્સાસહિત પર્યાયો વડે, સ્થાનભેદથી કેવળ વાયુ અને આવૃત વાયુનો નિર્દેશ કરીને કહેવાય છે તે તું સાંભળ. ૧૪

વાતરોગનાં સામાન્ય નિદાન અને લક્ષણો—

રૂક્ષ, શીતળ, થોડું ભોજન, મૈથુન, બહુ ઉજાગરા, વિષમ ઉપચારો, દોષ અને રક્તના અતિશય સ્રાવથી, કૂદવું, તરવું, બહુ મુસાફરી, વ્યાયામ અને અતિશય ચેષ્ટાઓથી, ધાતુઓના ક્ષયથી, ચિંતા-શોક અને રોગ વડે અતિ સૂકાવાથી, દુઃખકર શયન તથા આસનથી, ક્રોધથી, દિવસે સૂવાથી અને ભયથી, વેગો અટકાવી રાખવાથી, આમદોષથી, ઊંટ-ઘોડા તથા ઉતાવળાં વાહનો ઉપરથી પડી જવાથી બલવાન થયેલો વાયુ દેહમાં ખાલી સ્રોતોને ભરી દઈને સર્વાંગ કે એકાંગમાં આશ્રિત વિવિધ વ્યાધિઓ કરે છે. ૧૫-૧૮½

વાતરોગનાં પૂર્વરૂપો—

પોતાનાં લક્ષણની અવ્યક્તતા તે તેઓનું પૂર્વરૂપ કહ્યું છે.

કુપિત વાયુનાં રૂપો—

તે વ્યક્ત થતાં પોતાનું લક્ષણ કહેવાય છે; અને લક્ષણની લઘુતા તે મટયાનું લક્ષણ છે. ૧૯½

કોપેલો વાયુ-સંકોચવું, પર્વો જકડાઈ જવાં, હાડકાં અને પર્વોનો ભેદ, રૂંવાડાં ઊભાં થવાં, પ્રલાપ, હાથ-બરડો અને માથું જકડાઈ જવું, લંગડાવું, પાંગળાપણું, કુબડાપણું, અંગોનો શોષ, ઊંઘ ન આવવી, ગર્ભ-શુક્ર અને આર્તવનો નાશ, ફરકાટ, અંગોને સ્પર્શજ્ઞાન ન રહેવું, માથું-નાક-આંખો-છાતી અને ડોક અંદર પેસી જવાં, ભેદ, તોદ, પીડા, ખેંચ, મોહ અને શ્રમ એવી જાતનાં રૂપો કરે છે. ૨૦–૨૩

નિદાન અને સ્થાનના ભેદથી તે જુદા જુદા રોગો કરનાર બને છે. ૨૩½

કોષ્ઠમાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

તેમાં કોષ્ઠમાં રહેલ વાયુ દૂષિત થતાં મૂત્ર અને મળની અટકાયત, બ્રધ્નરોગ, હૃદયરોગ, ગુલ્મ, અર્શ અને પાર્શ્વશૂલ થાય છે. ૨૪½

સર્વાંગમાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

વાયુ આખા શરીરમાં કોપતાં અંગોનો ફરકાટ, અંગો ભાંગવાં, રોગી વેદનાઓથી ઘેરાએલો લાગે અને તેના સાંધા ફૂટતા જણાય છે. ૨૫½

ગુદામાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

ગુદાસ્થિત વાયુ કોપતાં ઝાડા-પેશાબ અને અધો વાયુની અટકાયત, શૂળ, આધ્માન, અશ્મરી, શર્કરા, જાંઘ-સાથળ-ત્રિક-પગ અને પીઠના રોગો તથા શોષ થાય છે. ૨૬½

આમાશયમાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

આમાશયસ્થિત વાયુ કોપતાં હૃદય-નાભિ-પડખાં અને પેટમાં પીડા, તરસ, ઓડકાર, વિસૂચિકા, કાસ, ગળું અને મોં સૂકાવાં તથા શ્વાસ થાય છે. ૨૭½

પક્વાશયમાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

પક્વાશયમાં રહેલ વાયુ કોપતાં અંત્રકૂજન, શૂળ, આટોપ, મૂત્રકૃચ્છ્ર, મુશ્કેલીથી મળની પ્રવૃત્તિ, આનાહ અને ત્રિકની વેદના કરે છે. ૨૮½

કાન વગેરે ઇન્દ્રિયમાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

દુષ્ટ વાયુ કાન વગેરે ઇન્દ્રિયોનો વધ કરે છે. ૨૯

ત્વચામાં પ્રકુપિત થયેલ વાતનાં લક્ષણો—

ચામડીમાં રહેલ વાયુ દૂષિત થતાં ચામડી રૂક્ષ,

ફાટેલી, સ્પર્શજ્ઞાન વિનાની, પાતળી, કાળી, સોય ભોંકાયા જેવી પીડાવાળી, ખેંચાતી હોય તેની અને રતાશ-વાળી થાય છે તથા પર્વોમાં પીડા થાય છે. ૩૦

रक्तमां प्रकुपित थयेल वातनां लक्षणो—

રક્તગત વાયુમાં સંતાપયુક્ત તીવ્ર પીડા, વિવર્ણતા, દુર્બળતા, અરુચિ, ગાત્રો ઉપર ફોડકીઓ ઉપડી આવવી અને ખાધા પછી જકડાટ થાય છે ૩૧

मांस अने मेदमां प्रकुपित थयेल वातनां लक्षणो—

માંસ અને મેદોગત વાયુમાં અંગોમાં ગુરુતા, અતિશય તોદ, લાકડી કે મુક્કો વાગ્યા જેવી પીડા તથા અતિશય થાક થાય છે. ૩૨

मज्जा अने अस्थिमां प्रकुपित थयेल वातनां लक्षणो—

મજ્જા અને અસ્થિગત વાયુમાં હાડકાં અને પર્વોનો ભેદ, સાંધાઓમાં શૂળ, માંસ અને બલનો ક્ષય, ઊંઘ ન આવવી અને સતત પીડા થાય છે. ૩૩

शुक्रमां प्रकुपित थयेल वातनां लक्षणो—

શુક્રસ્થ કોપેલો વાયુ શુક્ર કે ગર્ભનું શીઘ્ર પતન કે અટકાયત અને વિકૃતિ પણ પેદા કરે છે. ૩૪

स्नायुमां प्रकुपित थयेल वातनां लक्षणो—

સ્નાયુગત વાયુ બાહ્યાયામ, આભ્યંતરાયામ, ખલ્લિ, કુબડાપણું, સર્વાંગ અને એકાંગના રોગો કરે છે. ૩૫

सिरामां प्रकुपित थयेल वातनां लक्षणो—

સિરાગત વાયુમાં મન્દ પીડાયુક્ત સોજાવાળું શરીર સુકાય અને કમ્પે તથા સિરાઓ સ્પંદનરહિત, પાતળી કે મ્હોટી થાય છે. ૩૬

सन्धिमां प्रकुपित थयेल वातनां लक्षणो—

સન્ધિગત વાયુમાં વાયુપૂર્ણ મશકના સ્પર્શ જેવા સ્પર્શવાળો સોજો અને વેદનાયુક્ત પ્રસારણ અને આકુંચનની પ્રવૃત્તિઓ થાય છે. ૩૭

એમ સ્થાનના ભેદો પ્રમાણે વાયુનાં લક્ષણ કહ્યાં.

अर्दितनां लक्षणो—

અતિશય વધેલો વાયુ જ્યારે શરીરના અર્ધા ભાગમાં પ્રાપ્ત થાય છે ત્યારે તે અર્ધા ભાગમાં લોહી-હાથ-પગ અને ઢીંચણને શોષી લઈ સંકોચે છે અને મોઢાને વાંકું કરે છે; તથા નાક, ભમર, કપાળ, આંખ અને હડપચીને વાંકાં કરે છે; પછી ભોજન પણ વક્ર થઈને મોઢામાં જાય છે, બોલતી વખતે નાક વાંકું અને નેત્રો સ્તબ્ધ થાય છે, છીંક રોકાઈ જાય છે અને તેની વાણી દીન-વાંકી- ઝડપવાળી અને અવ્યક્ત હોય છે; દાંત હાલી જાય છે, કાનમાં બહેરાશ આવે છે, સ્વરભેદ થાય છે; પગ, હાથ, આંખ, જાંઘ, સાથળ, શંખ, કાન અને ગંડમાં પીડા થાય છે. આ લક્ષણો અર્ધા શરીરમાં કે કેવળ અર્ધા મોઢામાં હોય તો તેને અર્દિત કહેવાય છે. ૩૮–૪૨

अन्तरायामनां लक्षणो—

જ્યારે વાયુ બન્ને મન્યાઓમાં આશ્રય કરીને અંતર્નાડીમાં પ્રાપ્ત થાય છે ત્યારે અંતરાયામ નામનો મન્યાસ્તંભ કરે છે. ગરદન અંદરની બાજુ ખેંચાય છે અને મન્યા બહુ જ સ્તબ્ધ થાય છે, દાંત કટકટાવે, લાળ ઝરે, પીઠ બહાર ઉપસી આવે, માથું જકડાય, બગાસાં આવે અને મુખને જકડાટ થાય છે. આ અંતરાયામનાં લક્ષણ છે. એમ અંતરાયામ કહ્યો. ૪૩–૪૫

बहिरायामनां लक्षणो—

બહિરાયામ કહેવાય છે.

બલવાન વાયુ પીઠ અને મન્યાશ્રિત બાહ્ય સિરાઓને શોષીને બહિરાયામ નામનો હનુસ્તંભ કરે છે. ધનુષ્યની પેઠે નમતા દરદીનું માથું બરડા તરફ ઝૂકે. છાતી ઊંચે આવે, મન્યા સ્તબ્ધ થાય, ગરદનમાં અવમર્દન થાય, દાંતો કકડાવે, બગાસાં આવે, લાળ ઝરે અને વાણીનિગ્રહ થાય છે. તેનો વેગ આવતાં જ મારી નાખે છે અથવા તો વિકળતા પેદા કરે છે. ૪૬–૪૮

हनुग्रहनां लक्षणो—

હડપચીના મૂળમાં રહેલો વાયુ બન્ને હનુને બંધમાંથી સરકાવે છે અથવા સ્તબ્ધતાવાળી અને વેદના વિનાની મુખની વિવૃતતા કરે છે તથા હડપચીને સ્તબ્ધ કરી હનુગ્રહ અને મુખને બંધ કરે છે. ૪૯ૢ

आक्षेपकनां लक्षणो—

કુપિત વાયુ ગાત્રોને વારંવાર પછાડે છે તે આક્ષેપક કહેવાય છે. ૫૦

दंडकनां लक्षणो—

જ્યારે વાયુ હાથ, પગ, સ્નાયુ અને કંડરાઓ સહિત સિરાઓને શોષીને અક્કડ કરી દે છે ત્યારે દંડ જેવાં અક્કડ ગાત્રવાળાને દંડક જાણવો. તે અનુપક્રમ્ય એટલે અસાધ્ય છે. ૫૧ૢ

अर्दित वगेरेनां समान लक्षणो—

અર્દિત આદિના વારેવારે આવતા વેગો જતાં-શાન્ત થતાં, દરદી સ્વસ્થ થાય છે અને શાન્ત ન થતાં તે તે પીડાઓથી પીડાય છે—વૈદ્યે તેઓનો ત્યાગ કરવો. ૫૨ૢ

एकांगरोगनां लक्षणो—

વાયુ શરીરના જમણા કે ડાબા પડખાંનો વધ કરીને ચેષ્ટા-પ્રવૃત્તિને બંધ કરે છે તથા પીડા અને વાણી બંધ કરે છે. શરીરના અર્ધા ભાગનું ગ્રહણ કરી, સિરા તથા સ્નાયુઓને શોષીને, એક હાથ કે એક પગનો સંકોચ કરે છે, તોદ અને શૂલ કરે છે—તે એકાંગરોગ છે; અને આખા દેહમાં થનાર સર્વાંગ રોગ છે. ૫૩–૫૫

गृध्रसीनां लक्षणो—

ગૃધ્રસી સ્તંભન, વેદના અને તોદ વડે પ્રથમ સ્ફિચ્, કેડ, પીઠ, સાથળ, ઢીંચણ, જાંઘ અને પગને ક્રમશઃ પકડી લે છે અને વારંવાર સ્પન્દન થાય છે. તે વાયુથી અને વાતકફથી તંદ્રા,ગુરુતા અને અરુચિયુક્ત હોય છે. ૫૬ૢ

खल्लीनां लक्षणो—

પગ, જાંઘ, સાથળનાં અને હાથનાં મૂળનું મર્દન કરનાર ખલ્લી થાય છે. ૫૭

બાકીનાનો નિર્દેશ સ્થાનને અનુરૂપ લક્ષણો વડે કરવો. ૫૭ૢ

पित्त वगेरे साथे संसर्ग पामेल वातनां लक्षणो—

તે બધામાં પિત્ત આદિનો સંસર્ગ પણ જોવો. વાયુનો કોપ ધાતુના ક્ષયથી અને માર્ગોના આવરણથી થાય છે. વાત, પિત્ત અને કફ દેહમાં બધા સ્રોતોના અનુસારી છે પરન્તુ વાયુ સૂક્ષ્મ હોવાથી બેયનું ઉદાહરણ કરે છે. કુપિત થયેલો તે, તે બેને પ્રકોપાવીને, અહીં તહીં ફેંકતે. માર્ગ બંધ હોવાથી રોગો કરે છે અને રસાદિ ધાતુઓનો શોષ કરે છે. ૫૮–૬૦ૢ

कफ अने पित्तथी आवृत वातनां लक्षणो—

પિત્તાવૃત વાયુમાં દાહ, તરસ, શૂળ, ભ્રમ, અંધારાં આવવાં, કટુ-અમ્લ-લવણ અને ગરમ દ્રવ્યોથી વિદાહ થવો અને શીતળ દ્રવ્યોની ઇચ્છા થવી એ લક્ષણો થાય છે. ૬૧ૢ

કફાવૃતમાં શીતળતા, ગુરુતા, શૂલ, કટુ આદિ દ્રવ્યો બહુ માફક આવવાં, લંઘન-આયાસ-રૂક્ષ અને ઉષ્ણ દ્રવ્યોની ઇચ્છા થાય છે. ૬૩ૢ

रक्तथी आवृत वातनां लक्षणो—

રક્તાવૃતમાં દાહ અને પીડાયુક્ત ચામડી, માંસ કે શરીરના અંદરના ભાગમાં રાગયુક્ત સોજો એકદમ થાય છે અને મંડલો ઉપડી આવે છે. ૬૩ૢ

मांसथी आवृत वातनां लक्षणो—

માંસગતમાં કઠણ, વિવર્ણ પિડકાઓ, સોજો, રોમ-હર્ષ અને કીડીઓ ચાલતી હોય તેવી વેદના થાય છે. ૬૪ૢ

મેદથી આવૃત વાતનાં લક્ષણો—

મેદથી આવૃત થતાં અંગોમાં ચલ, સ્નિગ્ધ, કોમળ અને શીતલ સોજો થાય છે તથા અરુચિ થાય છે તેને આઢયવાત જાણવો. તે કૃચ્છ્રસાધ્ય છે. ૬૫½

અસ્થિથી આવૃત વાતનાં લક્ષણો—

અસ્થિથી આવૃતમાં દરદીને ઉષ્ણ સ્પર્શ અને પીડનની ઇચ્છા અને સોયો ભોંકાયા જેવી પીડા થાય છે. ૬૬½

મજ્જાથી આવૃત વાતનાં લક્ષણો—

મજ્જાવૃતમાં વિનામ, બગાસાં આવવાં, પરિવેષ્ટન અને શૂલ થાય છે તથા હાથથી દબાવતાં દરદીને સુખ મળે છે. ૬૭½

શુક્રથી આવૃત વાતનાં લક્ષણો—

શુક્રગત વાયુ આવૃત થતાં શુક્રનો વેગ ન થવો, અતિ થવો કે વીર્ય નિષ્ફળ થાય છે. ૬૮

અન્નથી આવૃત વાતનાં લક્ષણો—

અન્નાવૃત વાતમાં કુક્ષિમાં પીડા થવી અને પચ્યા બાદ શાન્તિ થાય છે. ૬૮½

મૂત્રથી આવૃત વાતનાં લક્ષણો—

વાયુ મૂત્રાવૃત થતાં મૂત્રના વેગની અટકાયત અને બસ્તિમાં અધ્માન થાય છે. ૬૯

પુરીષથી આવૃત વાતનાં લક્ષણો—

વાયુ મલાવૃત થતાં મળનો નીચેની બાજુ અતિશય વિબંધ થાય છે, તેના સ્થાનમાં વાઢ થાય છે, સ્નેહ શીઘ્ર પચી જાય છે, જમ્યા બાદ પુરુષને આફરો ચઢે છે, અન્નથી દબાણ થવાથી લાંબા સમયે દરદીને મુશ્કેલીએ સૂકો મળ આવે છે, શ્રોણી-વંક્ષણ અને પીઠમાં પીડા થાય છે, વાયુ વિલોમ હોય અને હૃદય અસ્વસ્થ હોય છે. ૭૦-૭૧½

વાતરોગોનો સાધ્ય-અસાધ્ય વિચાર—

સંધિચ્યુતિ, હનુસ્તમ્ભ, કુંચન, કુબ્જતા, અર્દિત, પક્ષાઘાત, અંગશોષ, પંગુત્વ, ખુડવાત, સ્તંભન અને આઢયવાત અને મજ્જા તથા અસ્થિગત જે જે રોગો છે તે સ્થાનની ગંભીરતાને લીધે પ્રયત્ન કરવાથી મટે છે કે નથી પણ મટતા. બલવાન પુરુષને થયેલા નવા અને ઉપદ્રવ વિનાના તેઓને મટાડવા ૭૨-૭૪

વાતરોગોમાં સ્નેહનનો વિધિ—

અહીંથી આગળ વાતરોગ હણનાર સિદ્ધ ક્રિયા સાંભળ. કેવળ ઉપસ્તંભ વિનાના વાયુમાં સ્નેહથી ચિકિત્સા કરવી. મનુષ્યને ઘી, વસા, તેલ અને મજ્જાનાં પાન કરાવવાં. પછી સ્નેહપાનથી થાકેલા તે દરદીને આશ્વાસન આપીને ફરી વાર દૂધથી સ્નેહન આપવું. ૭૫,૭૬

વાતરોગોમાં સ્વેદનનો વિધિ—

સ્નેહયુક્ત યૂષો, ગ્રામ્ય-જલચર કે આનૂપ પ્રાણીઓના માંસરસો, દૂધપાક, કૃશરા, અમ્લ તથા લવણયુક્ત સ્નેહબસ્તિઓ, નસ્ય અને તર્પણ ભોજનોથી સારી પેઠે સ્નિગ્ધ કરેલને સ્વેદ આપવો. પછી સારી પેઠે અભ્યંગ કરાવેલ તેની સ્નેહયુક્ત નાડીથી, પ્રસ્તર કે સંકરથી તથા યથાયોગ્ય બીજા વિવિધ સ્વેદથી ચિકિત્સા કરવી. સ્નેહ ચોપડેલ અને સ્વેદિત અંગ વાંકું કે અક્કડ હોય છતાં, જેમ સૂકું લાકડું વળે છે તેમ ધીમે ધીમે મનમુજબ વાળી શકાય છે. સ્વેદિત પુરુષનાં હર્ષ, તોદ, પીડા, આયામ, શોથ, સ્તંભ અને ગ્રહાદિ એકદમ શાન્ત થઈ જાય છે અને મૃદુતા આવે છે. પ્રયોજેલ સ્નેહ શુષ્ક ધાતુઓને એકદમ પોષે છે અને બલ, અગ્નિબલ, પુષ્ટિ અને પ્રાણને પણ વધારે છે. ફરી તેને વારંવાર સ્નેહન અને સ્વેદન કરાવવાં; કારણ કે સ્નેહથી મૃદુ થયેલા કોષ્ઠમાં વાતના રોગો રહેતા નથી. ૭૭-૮૨½

વાતરોગોમાં સંશોધન—

વખતે બીજા દોષનો અનુબન્ધ હોવાથી આ ક્રિયા વડે શાન્ત ન થાય તો કોમળ સ્નેહયુક્ત ઔષધોથી તેનું

શોધન કરવું. દોષને હરનાર તથા શુભકારક તિલ્વકથી પકાવેલ કે સાતલાથી પકાવેલ ઘી અથવા તો દૂધ સાથે એરંડિયું તેલ પીવું. ૮૩–૮૪½

સ્નિગ્ધ, અમ્લ, લવણ, ઉષ્ણ આદિ આહારોથી ઉપચિત થયેલો મલ, સ્રોતો બંધ કરીને, વાયુને અટકાવે છે તેથી તેનું અનુલોમન કરવું જોઈએ. ૮૫½

વાતરોગોમાં સામાન્ય ચિકિત્સા—

જે દુર્બલ કે અવિરેચ્ય હોય તે મનુષ્યની પાચન દીપન અને દ્રવ્યયુક્ત નિરૂહ બસ્તિઓથી અને પાચનદીપન દ્રવ્યયુક્ત ભોજનોથી ચિકિત્સા કરવી. ૮૬½

બરાબર શુદ્ધ થયેલાને અગ્નિ પ્રદીપ્ત થતાં ફરીવાર સ્નેહન અને સ્વેદન હિતકારક છે; અને બધાને ફરીથી નિરન્તર સ્વાદુ-અમ્લ-લવણ-સ્નિગ્ધ આહારો, નસ્ય અને ધૂમપાન કરાવવાં. ૮૭,૮૮

એમ સામાન્ય પણે વાતરોગની ચિકિત્સા કહી.

કોષ્ઠસ્થ વાતની ચિકિત્સા—

વિશેષે કરીને કોષ્ઠમાં રહેલ વાયુમાં મનુષ્યે ક્ષાર પીવો; અથવા તો પાચન અને દીપનયુક્ત અમ્લ પદાર્થોથી મળોને પકાવવા. ૮૯½

ગુદા અને પક્વાશયમાં રહેલ વાતની ચિકિત્સા—

ગુદા અને પક્વાશયસ્થિત વાયુમાં ઉદાવર્તને હરનારી ચિકિત્સા હિતકારી છે. ૯૦

આમાશયમાં રહેલ વાતની ચિકિત્સા—

આમાશયસ્થ વાતમાં વિરેચનથી શુદ્ધ પુરુષની યથાદોષહર ચિકિત્સા કરવી.

સર્વાંગમાં પ્રકુપિત થયેલ વાતની ચિકિત્સા—

વાયુ સર્વાંગમાં કુપિત થતાં અભ્યંગ અને અનુવાસનસહિત બસ્તિઓ દેવી જોઈએ. ૯૧

ત્વચામાં રહેલ વાતની ચિકિત્સા—

ત્વગાશ્રિત વાયુમાં સ્વેદ, અભ્યંગ, અવગાહન અને હૃદ્ય અન્નો આપવાં.

રક્તમાં રહેલ વાતની ચિકિત્સા—

રક્તસ્થિત વાયુમાં શીતળ લેપો, વિરેચન અને રક્તમોક્ષણ કરવું. ૯૨

માંસ અને મેદમાં રહેલ વાતની ચિકિત્સા—

માંસસ્થિત અને મેદસ્થિત વાયુમાં વિરેચન, નિરૂહ બસ્તિઓ અને શમન ઔષધો દેવાં.

અસ્થિ અને મજ્જામાં રહેલ વાતની ચિકિત્સા—

અસ્થિગત અને મજ્જાગત વાયુને બાહ્ય અને આભ્યંતર સ્નેહના પ્રયોગોથી જીતવો. ૯૩

શુક્રમાં રહેલ વાતની ચિકિત્સા—

શુક્રસ્થિત વાયુમાં હર્ષ-બલ અને શુક્રકર અન્નપાન હિતકર છે. અથવા તો શુક્રને બદ્ધમાર્ગ જોઈને વિરેચન દેવું. વિરેચન થયા બાદ ભોજન કરાવેલને પહેલાંની ચિકિત્સા કરવી. ૯૪½

વાયુથી ગર્ભ સૂકાતાં અને સૂકાતાં બાળકોને પુષ્ટિને માટે–સાકર, શીવણ અને જેઠીમધથી પકાવેલ દૂધ હિતકર છે. ૯૫½

હૃદયમાં રહેલ વાતની ચિકિત્સા—

હૃદયમાં પ્રકોપ થતાં શાલવણથી પકાવેલ દૂધ હિતકર છે.

નાભિપ્રદેશના વાયુમાં કાચાં બીલાંથી પકાવેલ માછલાં દેવાં.

વાયુથી અંગો ભીડાય ત્યારે ચિકિત્સા—

વાયુથી ગાત્રોમાં ગોટલાં ચડતાં ઉપનાહન કરાવવું. ૯૭

વાયુથી અંગો સંકોચાય ત્યારે ચિકિત્સા—

ગાત્ર સંકુચિત થતાં અડદ અને સિંધવથી પકાવેલ તેલનો અભ્યંગ કરવો.

બાહુ અને શીર્ષમાં રહેલ વાતની ચિકિત્સા—

બાહુગત અને શિરોગત વાયુમાં નસ્ય અને જમ્યા બાદ સ્નેહપાન કરાવવું. ૯૮

નાભિની નીચે પ્રકુપિત થયેલ વાતની ચિકિત્સા—

અધોનાભિગત વાયુમાં બસ્તિકર્મ અને અવપીડક પ્રશસ્ત છે.

અર્દિતની ચિકિત્સા—

અર્દિતમાં નસ્ય, માથે તેલ નાખવું અને તર્પણ કરાવવું અને આનૂપ પ્રાણીઓના માંસના નાડીસ્વેદ અને ઉપનાહો હિતકર્તા છે. ૯૯½

પક્ષાઘાતની ચિકિત્સા—

પક્ષાઘાતમાં સ્વેદન અને સ્નેહયુક્ત વિરેચન આપવું. ૧૦૦

ગૃધ્રસીની ચિકિત્સા—

ગૃધ્રસીમાં કંડરા અને ગુલ્ફની વચ્ચે સિરાનો વેધ, બસ્તિઓ અને અગ્નિકર્મ યોજવાં.

ખલ્લીની ચિકિત્સા—

ખલ્લીમાં દૂધપાક તથા તેલ અને ઘીવાળાં કૃશરા અને માંસોથી કરાવેલ ઉષ્ણ ઉપનાહ પ્રશસ્ત છે. ૧૦૧½

હનુગ્રહની ચિકિત્સા—

ખુલ્લા મોઢામાં, સ્વેદિત હનુને બે અંગુઠાથી દબાવી, બે તર્જની આંગળીઓથી ઊંચી કરીને હડપચીને ઊંચી કરવી તે હિતકર છે. ૧૦૨

ખસી ગયેલાંને પોતાના સ્થાનમાં લઈ જવું અને સ્તબ્ધ થયેલને સ્વેદ આપીને નમાવવું. ૧૦૩

સ્થાન અને દૂષ્યાદિના ભેદથી દરેકની ક્રિયા જુદી જુદી કરવી.

વાતરોગી માટે પથ્ય—

ઘી, તેલ, વસા, મજ્જા, પરિષેક, અભ્યંગ, બસ્તિઓ, સ્નિગ્ધ સ્વેદ, પવન વિનાનું સ્થળ, પ્રાવરણો, માંસરસો, દૂધ, મધુર-અમ્લ અને લવણ ભોજનો અને જે કાંઈ બૃંહણ છે તે બધું વાતરોગીઓને માટે પ્રશસ્ત છે. ૧૦૪–૧૦૫½

વાતરોગમાં માંસરસો—

બલાના, લઘુ પંચમૂલના કે દશમૂલના કવાથમાં બકરાનું માથું, જલચર-આનૂપ અને માંસાદ પ્રાણીઓનાં માંસથી જુદા જુદા માંસરસો સિદ્ધ કરવા. સ્નેહ, દહીં, અમ્લ અને ત્રિકટુથી સંસ્કૃત કરી, સારા પ્રમાણમાં મીઠું નાખીને વાતરોગી મનુષ્યને તેઓની સાથે ભોજન કરાવવું. ૧૦૬–૧૦૭½

વાતરોગમાં સ્વેદ—

ઘી અને તેલયુક્ત, અમ્લ દ્રવ્યસહિત, કૂટેલાં, બાફેલાં અને હાડકાં વિનાનાં આ માંસોથી જ ઉપનાહો પણ કરાવવા. ૧૦૮½

વાતઘ્ન પત્રોના કવાથ, દૂધ કે તેલની કોઠીઓમાં અવગાહન કરાવવું. ૧૦૯

સારી પેઠે અભ્યંગ કરાવેલ વાતના રોગીઓ માટે પરિષેક પ્રશસ્ત છે.

આનૂપ અને જલચર પ્રાણીઓના માંસ, દશમૂળ, શતાવરી, કળથી, બોર, અડદ, તલ, રાસ્ના, જવ અને બલાને વસા, દહીં, કાંજી અને અમ્લ દ્રવ્યો સાથે ઘડામાં પકાવવાં. તેનાથી નાડીસ્વેદ કરાવવો. તેઓના કલ્કોથી ઉપનાહ કરાવવા અને તેઓથી પકાવેલ ઘી કે તેલથી અભ્યંગ અને પાન પણ કરાવવાં. ૧૧૦–૧૧૨

નાગરમોથ, સુરાબીજ, તલ. કઠ, દેવદાર, સિંધવ

અને તગરને દહીં, દૂધ અને ચારે સ્નેહો વડે પકાવવાં. તેનો ઉપનાહ કરવો. ૧૧૩

સ્નેહયુકત ઉત્કારિકા, વેસવાર, દૂધ, અડદ, તલ, ભાત, એરંડા, ઘઉં, જવ, કોલ અને સ્થિરાદિ વડે, વૈદ્યે પીડાયુકત ગાત્રને રાત્રે જાડો લેપ કરી એરંડાનાં પાન બાંધવાં. સવારમાં છોડી નાખવાં. પછી દૂધ અને પાણીથી શેક કરી, ફરીથી તેને ઉપનાહ કરી, રૂંવાટીવાળા ચામડાથી દિવસ આખો બાંધી રાત્રે છોડવાં. ૧૧૪-૧૧૬

તેલની યોનિરૂપ ફ્લોને અમ્લ દ્રવ્યોથી વાટી શીતળ લેપો અને ગંધદ્રવ્યો, વાતઘ્ન દ્રવ્યો, દૂધપાક અને સ્નેહ-યુકત કૃશરાઓથી ઉપનાહ કરવા. ૧૧૭½

વાતરોગના નાશક સ્નેહયોગો—

અહીંથી રૂક્ષ તથા એકલા વાયુથી પીડિત રોગીઓના વિવિધ વ્યાધિઓ મટાડવાને માટે અમૃત સમાન જુદા જુદા સ્નેહો કહીએ છીએ. ૧૧૮½

જવ, કોલ અને કળથી દરેકના એક પ્રસ્થ ભાગ સહિત દશમૂળના ચાર પલના ભાગને એક દ્રોણ પાણીમાં પકાવવા. ¼ બાકી રહેલ ક્વાથમાં સાકરસહિત જીવનીય દ્રવ્યો તથા ખજૂર, ગંભારી, દ્રાક્ષ, બોર અને ઉમરડો-તેઓના પિષ્ટથી અને દૂધથી પકાવેલ એક પ્રસ્થ ઘી કેવલ વાતને મટાડનાર તથા નિરત્યયી છે અને તેને પાન, અભ્યંગ અને બસ્તિકર્મમાં યોજવું. ૧૧૯-૧૨૧½

ચિત્રકમૂળ, સૂંઠ, રાસ્ના, પુષ્કરમૂળ, લીંડીપીપર અને કપૂરકાચલીને પીસીને તેનાથી વાતરોગહર ઘી પકાવવું. તે શ્રેષ્ઠ વાતરોગહર છે. ૧૨૨½

બલા અને બીલાથી ઉકાળેલ દૂધમાં ઘીનો મંડ પકાવવો. તેની શુકિત એટલે અર્ધ પલ અથવા પ્રકુંચ એટલે પલથી શિરોગત વાયુમાં નસ્ય આપવું. ૧૨૩½

ગ્રામ્ય, આનૂપ અને જલચર પ્રાણીઓનાં હાડકાં તોડીને પાણીમાં પકાવવાં. તે સ્નેહને ફરીવાર દશમૂળના ક્વાથથી જીવક, ઋષભક, આસ્ફોતા, વિદારીકન્દ, કૌંચાં, વાતઘ્ન અને જીવનીય દ્રવ્યોના કલ્કો અને બમણું દૂધ નાખી પકાવવો. સિદ્ધ થયેલ તે નસ્ય, અભ્યંગ, પાન તથા અનુવાસન બસ્તિઓ દ્વારા સિરા, પર્વ, અસ્થિ અને કોષ્ઠમાં રહેલ વાયુને શીઘ્ર હણે છે. જેઓની મજ્જા ક્ષીણ થઈ હોય છે, જેઓનાં શુક્ર અને ઓજ ક્ષીણ થયાં હોય છે તેઓને માટે આ બલ અને પુષ્ટિકારક તથા અમૃત સમાન છે. ૧૨૪-૧૨૭½

તે જ સુજબ પકાવેલ મગર, માછલી, કાચબા અને ચુલૂકની તાજી વસા-આ વિધિથી નસ્ય અને પાનને માટે પ્રશસ્ત છે. ૧૨૮½

ત્રિફલા એક પ્રસ્થ, કળથી બે કુડવ, સરગવાની છાલ અને તુવેર-દરેક પાંચ પલ, રાસ્ના અને ચિત્રકમૂળ બે બે પલ, દશમૂળનાં પ્રત્યેક દ્રવ્ય એક એક પલ-ને એક દ્રોણ પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ બાકી રહે ત્યારે સુરા, કાંજી, દહીં, અમ્લ દ્રવ્યો, સૌવીર, તુષોદક, કોલ, દાડમ અને કોકમનો રસ, તેલ, વસા, ઘી, મજ્જા અને દૂધ-દરેક ૧ પ્રસ્થ અને છ પલ જીવનીય દ્રવ્યોનો કલ્ક નાખી આ મહાસ્નેહને બરાબર પકાવવો.

સિરા, મજ્જા અને અસ્થિગત વાયુમાં, સર્વાંગ અને એકાંગના રોગીઓમાં, કમ્પ, આક્ષેપ અને શૂલમાં અભ્યંગ કરવા માટે તે યોજવું. ૧૨૯-૧૩૩½

નગોડનાં મૂળ અને પાનમાંથી સ્વરસ કાઢીને પછી તેનાથી તેના જેટલું પકાવેલ તેલ નાડી, કુષ્ઠ અને વાતની પીડાઓમાં તથા પામા અને અપચીમાં, પાન, અભ્યંગ અને પૂરણને માટે હિતકર્તા છે. ૧૩૪-૧૩૫½

કપાસિયા અને કળથીના ક્વાથમાં પકાવેલ તેલ વાતઘ્ન છે. સમાન ભાગ દૂધવાળા મૂળાના સ્વરસમાં ત્રણ દિવસ દહીં રાખવું. તે અમ્લના ત્રણ પ્રસ્થથી એક પ્રસ્થ તેલ, જેઠીમધ, સાકર, રાસ્ના, સિંધવ, આદુ અને સૂંઠના-પ્રત્યેકના એક પલ કલ્કથી પકાવવું તે પાન કરવાથી અને અભ્યંગ કરવાથી વાતઘ્ન છે. ૧૩૬-૧૩૭½

બહુ વરસના જૂના ખોળને પંચમૂલના ક્વાથથી પકાવી, તેનો રસ ગાળી લઈને, તે રસથી અને આઠ ગણા દૂધથી એક પ્રસ્થ તેલ પકાવવું. તે શ્લેષ્માનુ-બન્ધિત વાયુમાં પ્રશસ્ત છે. ૧૩૮-૧૩૯½

જવ, બોર, કળથી, બ્રેયસી, સૂકો મૂળો અને બીલીની એક એક અંજલિને અમ્લ દ્રવો સાથે પકાવવી. તે કવાથથી, ખાટાં ફળોથી અને કટુ દ્રવ્યોના કલ્કથી સિદ્ધ કરેલા તેલને ઠંડું થયા પછી મહાવાતથી પીડાયેલા મનુષ્યે ઉપયોગમાં લેવું જોઈએ. ૧૪૧૬

ચાર પ્રકારે પ્રયોજાતાં, આયુષ્ય-બલ અને વર્ણ કરનાર, રજોદોષ અને શુક્રદોષનો નાશ કરનાર, સંતાન ઉત્પન્ન કરનાર, નુકસાન ન કરનાર, સિદ્ધ થયેલાં અને સર્વ દોષ હરનારાં સર્વ વાતવિકાર માટેનાં બીજાં તેલો અહીંથી સાંભળ. ૧૪૩૬

સહાચરના તુલા એક કવાથમાં એક આઢક તેલ પકાવવું. સહાચરના મૂળનો કલ્ક દશ પલ અને ચાર ગણું દૂધ નાખીને સિદ્ધ કરેલા એમાં સાકરનું ચૂર્ણ અઢાર પલ મેળવીને વૈદ્ય એને ભયંકર વાતવ્યાધિઓમાં યોજવું. ૧૪૫૬

દૂધની સાથે સમ પ્રમાણમાં ગોખરુનો સ્વરસ બે પ્રસ્થ; છ પલ સૂંઠ અને આઠ પલ ગોળ; એક પ્રસ્થ તેલને તેઓની સાથે પકાવીને સર્વ વાતવ્યાધિઓમાં તે દેવું. અને તેલ પચી જતાં દૂધથી સાધિત પેયા પ્રશસ્ત છે. ૧૪૭૬

બલાતૈલ—

બલા સો પલ; ગળો તેનો ચતુર્થાંશ અને રાસ્ના તેનો આઠમો ભાગ; તેને સો આઢક જલમાં પકાવીને દશમા ભાગનો કવાથ રહે તેમાં સમ પ્રમાણમાં દહીંનું મસ્તુ, શેરડીનો રસ અને શુક્ત–એઓની સાથે એક આઢક તેલને અરધો ભાગ બકરીના દૂધ સાથે અને પલ પલ જેટલાં આ નીચેનાં દ્રવ્યોના કલ્ક સાથે પકાવવું. કપૂરકાચલી, સરલ, દેવદાર, નાની એલચી, મજીઠ, અગર, ચન્દન, પદ્મક, અતિવિષ, નાગરમોથ, મુદ્ગપર્ણી, હરેણુ, જેઠીમધ, તુલસી, વ્યાઘ્રનખ, ઋષભક, જીવક, પલાશ, રસ, કસ્તૂરી, નલિકા, જાવંત્રી, સ્પૃકકા, કેસર, શૈલેય, જાયફળ, લતાકસ્તૂરી, અમ્બુ, તજ, કુન્દરુ, કપૂર, તુરુષ્ક, શ્રીનિવાસ, લવંગ, નખ, કંકોલ, કઠ, જટામાંસી, પ્રિયંગુ, સ્થૌણેય, તગર ધ્યામ, મરવો, મોથ અને નાગકેસરથી સિદ્ધ કરેલ તેને ઊતારીને પત્રકલ્ક તેમાં નાખવો. તે પછી તેને ગાળીને વિધિપૂર્વક તેનો પ્રયોગ કરવો. તે શ્વાસ, કાસ, જ્વર, હેડકી, ઊલટી, ગુલ્મ, ક્ષત, ક્ષય, પ્લીહા, શોષ, અપસ્માર અને અલક્ષ્મીનો નાશ કરે છે. વાતવ્યાધિનો નાશ કરનાર આ શ્રેષ્ઠ બલાતેલ ગુરુ કૃષ્ણાત્રેયે અગ્નિવેશને કહી બતાવ્યુ હતું ૧૪૮-૧૫૬૬

(આ પ્રમાણે બલાતૈલ સંપૂર્ણ.)

अमृतादि तैल—

પાંચ તુલા ગળોને આઠ દ્રોણ પાણીમાં પકાવવી; ચતુર્થાંશ બાકી રહે ત્યારે સમાન પ્રમાણમાં દૂધ સાથે બે આઢક તેલ પકાવવું અને તેમાં એક એક કર્ષ નીચેનાં ઓસડોનો કલ્ક નાખવો; નાની એલચી, જટામાંસી, તગર, કાળો વાળો, સારિવા, કઠ ચન્દન, બલા, તામલકી, મેદા, શતપુષ્પા, ઋદ્ધિ, જીવક, કાકોલી, ક્ષીરકાકોલી, શ્રાવણી, અતિબલા, નખ, મહાશ્રાવણી, જીવન્તી, વિદારીકંદ, કૌંચાં, શતાવરી, મહામેદા, કાકડાશીંગી, હરેણુ, વજ, ગોખરુ, એરંડ, રાસ્ના, કાલા, સહાચર, વીરા, શલ્લકિ, મોથ, તજ, તેજપત્ર, ઋષભક, બાલક, સંહા, મોટી એલચી, કેસર, સ્પૃકકા અને દેવદાર; મજીઠ ત્રણ કર્ષ અને જેઠીમધ આઠ પલ નાખવાં. તે તેલ ક્ષીણ વીર્ય-અગ્નિ અને બળવાળાને તથા મૂઢ ચિત્તવાળાને અને ઉન્માદ-બેચેની તથા અપસ્મારથી પીડાયેલાઓને સ્વસ્થ કરે છે. વૈદ્યોએ પૂજેલું તેલોમાં મુખ્ય આ અમૃતાતેલ નામક શ્રેષ્ઠ વાતવ્યાધિ હરનાર તેલ ગુરુ કૃષ્ણાત્રેયે કહી બતાવ્યું. ૧૫૭–૧૬૪

આ પ્રમાણે અમૃતાદ્ય તેલ કહ્યું.

रास्नातैल—

એક હજાર પલ રાસ્નાના કવાથમાં, હિમાલયમાં ઉત્પન્ન થયેલ સુગન્ધિ દ્રવ્યો તથા નાની એલચી વગેરેના કલ્ક સાથે દ્રોણ એક તેલ પકાવવું. તે વાતવ્યાધિ મટાડનાર છે. ૧૬૫

આ કલ્પ અશ્વગન્ધામાં, પ્રસારણીમાં અથવા બન્ને બલામાં, બલા વગેરેના કવાથ, કલ્ક કે દૂધ સાથે જુદો જુદો પકાવી શકાય. ૧૬૬

આ પ્રમાણે રાસ્નાતૈલ થયું.

મૂલકાદિ તૈલ—

સમ પ્રમાણમાં બલા, ચિત્રક, સૈન્ધવ, પીપર, અતિવિષ, રાસ્ના, ચવક, અગર, સરગવો, ભિલામાં, વજ, કઠ, ગોખરુ, સૂંઠ, પુષ્કરમૂળ, કપૂરકાચલી, બીલી, શતાહ્વ, તગર અને દેવદારના કલ્ક સાથે મૂળાનો સ્વરસ, દૂધ, તેલ, ખાટું દહીં અને કાંજી પકાવવાં. સિદ્ધ કરીને પીધેલું તે વાતપ્રધાન ભયંકર દરદોને હણે છે. ૧૬૭-૧૬૯

(આ પ્રમાણે મૂલકાદ્ય તૈલ થયું.)

વૃષમૂલાદિ તૈલ—

અરડૂસો અને ગળો બસો બસો પલ, ચિત્રક અને અશ્વગન્ધા સો સો પલ; તેના કવાથમાં દૂધસહિત એક આઢક તેલ પકાવવું. તે વાયુથી ભગ્ન અને જર્જરિત થયેલાને દેવું. જો તેને અગાઉનાં તૈલયોગનાં દ્રવ્ય સાથે સિદ્ધ કરવામાં આવે તો તે ગુણમાં વધી જાય છે. ૧૭૦,૧૭૧

(આ પ્રમાણે વૃષમૂલાદિ તૈલ થયું.)

મૂલકતૈલ—

રાસ્ના, શિરીષ, જેઠીમધ, સૂંઠ, સહચર, ગળો, સ્યોનાક, દેવદાર, શમ્પાક, અશ્વગન્ધા અને ગોખરુ એ દરેકનો દશ પલ જેટલો ભાગ લઈ કવાથ બનાવવો. તે પછી કવાથથી, કર્ષ જેટલાં સર્વ ગંધો સાથે અને પ્રસ્થ જેટલાં જુદાં જુદાં શુભ દહીં, આરનાલ, અડદનો કવાથ, મૂળાનો રસ અને શેરડીના રસ સાથે દોઢ પ્રસ્થ તેલ પકાવવું. મૂલકતૈલ નામનું આ તેલ પ્લીહા, મૂત્રગ્રહ, શ્વાસ, કાસ અને વાતરોગ દૂર કરનાર તથા વર્ણ-આયુષ્ય અને બલને વધારનાર છે. ૧૭૨-૧૭૫ા

(આ પ્રમાણે મૂલકતૈલ થયું.)

વાતરોગમાં તેલના બીજા યોગો—

જવ-બોર-કળથી-મત્સ્ય-સરગવો-બીલી અને મૂળાના કવાથ સાથે દહીં અને દૂધસહિત તેલ સિધ્ધ કરીને સર્વ વાતરોગ દૂર કરનાર તે તેલ વૈદ્યે આપવું. લસણના સ્વરસમાં સિદ્ધ કરેલું અને ઉપર્યુક્ત દ્રવ્યો સાથે સિદ્ધ કરેલું તેલ વાતહર છે. ૧૭૬,૧૭૭

આ તેલો ઋતુસ્નાતા સ્ત્રીને પાવાં જોઈએ; કારણકે એમાંનું કોઈપણ એક તેલ પીને વન્ધ્યા પણ દીકરાને જન્મ આપે છે. ૧૭૮

અને શીતજ્વરમાં જે અગુરુ-આદિ તેલ કહ્યું છે તેને અનેક સો વાર સિદ્ધ કરવાથી તે વાતરોગ મટાડનાર બને છે. ૧૭૯

વળી વાતરક્તની ચિકિત્સામાં જે તેલો કહેવામાં આવશે તેઓને પણ વાયુની શાન્તિ માટે, સિદ્ધિ ઇચ્છનાર વૈદ્યે પ્રયોજવાં જોઈએ. ૧૮૦

વાતરોગમાં તેલની ચિકિત્સા—

તેલથી અધિક વાતનાશક બીજું કોઈપણ ઔષધ નથી; કારણ કે તે વ્યવાયી, ઉષ્ણ, ગુરુ અને સ્નેહ છે તથા સંસ્કારથી અધિક બળવાન બને છે. ૧૮૧

તેથી સેંકડો કે હજારો વાર વાતહર ગણોથી સિદ્ધ કરેલ તે તેલ સૂક્ષ્મમાર્ગમાં રહેલા રોગોને પણ ઘણી જલદીથી હણે છે. ૧૮૨

સંસર્ગયુક્ત વાયુમાં અને ખાસ કરીને પિત્તાદિકથી સ્રોતો રૂંધાઈ જતાં સઘળી સાધારણ ચિકિત્સા કહી છે. ૧૮૩

બીજા દોષના સંસર્ગવાળા વાતની ચિકિત્સા—

વાયુ પિત્તથી ઘેરાઈ જતાં શીતલ અને ઉષ્ણ ચિકિત્સા ખાસ કરીને વારાફરતી કરવી. તેમાં જીવનીય ઘૃત તથા જાંગલ માંસ, જવ, શાળ, યાપનબસ્તિઓ ક્ષીરબસ્તિઓ, વિરેચન અને પંચમૂલથી તથા બલાથી સાધિત દૂધનું પાન પ્રશસ્ત છે. ૧૮૪,૧૮૫

જેઠીમધ અને બલાનાં તેલ-ઘી અને દૂધથી પરિષેચન અથવા પંચમૂળના કવાથથી કે શીતલ જલથી પરિષેચન કરવું. ૧૮૬

વાયુ કફથી ઘેરાતાં જવનાં અન્ન, જાંગલ પશુ-પક્ષીઓ, તીક્ષ્ણ સ્વેદ અને નિરૂહો, વમન, વિરેચન, જૂનું ઘી, તલનું તેલ અને સરસવનું તેલ હિતકર છે. કફ અને પિત્તનો સંસર્ગ થયો હોય તો પિત્તને પ્રથમ જીતી લેવું જોઈએ. ૧૮૭,૧૮૮

કફને આમાશયમાં ગયેલો જાણીને વમન આચરવું જોઈએ અને કફ પકવાશયમાં ગયેલો હોય તથા પિત્ત સર્વસ્થાનમાં ગયેલ હોય ત્યારે વિરેચન આચરવું જોઈએ. ૧૮૯

સ્વેદથી દ્રવ બનાવેલ કફ જયારે પકવાશયમાં રહેલો હોય અથવા પિત્ત પોતાનું લક્ષણ બતાવતો હોય ત્યારે તે બસ્તિઓથી બહાર કાઢવા જોઈએ. ૧૯૦

કફથી અનુસરાયેલા વાયુને ગોમૂત્રયુકત ઉષ્ણ નિરૂહોથી અને પિત્તના સંસર્ગવાળા વાયુને દૂધયુકત નિરૂહોથી બહાર કાઢવો જોઈએ. ૧૯૧

તે રોગીને મધુર ઔષધથી સિદ્ધ કરેલા તેલથી અનુવાસન કરવું જોઈએ. અને કફયુકત તે મસ્તકમાં ગયો હોય તો ધૂમ અને નસ્ય વગેરે કરાવવાં જોઈએ. ૧૯૨

પિત્ત અને કફ દૂર કર્યા પછી ઉરઃસ્રોતમાં અનુગત જે વાયુ બાકી રહી ગયો હોય તેને માટે કેવળ વાયુની ચિકિત્સા કરવી જોઈએ. ૧૯૩

જો વાયુ રકતથી ઘેરાયો હોય તો વાતરકતની ચિકિત્સા કરવી જોઈએ. અને આમવાતમાં પ્રમેહ-વાત અને મેદનો નાશ કરનાર ચિકિત્સા કરવી જોઈએ. ૧૯૪

વાયુ માંસથી ઘેરાયો હોય તો સ્વેદ, અભ્યંગ, માંસરસ, દૂધ અને સ્નેહ હિતકર છે. વાયુ હાડકામાં કે મજ્જામાં હોય તો મહાસ્નેહ અને વીર્યથી આવૃત હોય તો અગાઉની પેઠે ચિકિત્સા હિતકર છે. ૧૯૫

વાયુ અન્નથી ઘેરાતાં તેનું ઉલ્લેખન તથા પાચન-દીપન અને હલકાં દ્રવ્ય યોજવાં જોઈએ. મૂત્રથી ઘેરાતાં મૂત્રવિરેચક દ્રવ્યો, સ્વેદ અને ઉત્તરબસ્તિઓ યોજવાં જોઈએ. ૧૯૬

મળથી ઘેરાતાં એરંડ તેલ અને ઉદાવર્ત જેવી સ્નિગ્ધ ચિકિત્સા યોજવાં. પોતાના સ્થાનમાં રહેલો દોષ બળવાન હોય છે તેથી તેને પ્રથમ પોતાનાં ઔષધોથી—વમન, વિરેચન, બસ્તિ કે શમનથી જીતવો જોઈએ. આ પ્રમાણે પિત્ત વગેરેથી વાયુ આવૃત થતાં યથાયોગ્ય ચિકિત્સા કહી છે. ૧૯૭,૧૯૮

પાંચ વાયુનાં અન્યોન્ય આવરણનાં લક્ષણો અને ચિકિત્સા—

હે નિષ્પાપ અગ્નિવેશ! એકબીજાનું આવરણ કરતા પાંચેય વાયુઓનું મારાથી વિસ્તારપૂર્વક અને સંક્ષેપમાં કહેવાતું લક્ષણ સાંભળ. ૧૯૯

પ્રાણ ઉદાન વગેરેને આવરે છે અને તેઓ વળી પ્રાણને આવરે છે. તે જ પ્રમાણે ઉદાનાદિક સર્વેય એકબીજાને ક્રમાનુસાર આવરે છે. ૨૦૦

વૃદ્ધિ પામેલા અને પરસ્પર મળેલ પાંચ વાયુનાં આ વીસ આવરણ થાય છે; તેઓને સારી રીતે સમજવાં જોઈએ. ૨૦૧

વ્યાન પ્રાણથી આવૃત થતાં સર્વ ઇન્દ્રિયોની શૂન્યતા તથા સ્મૃતિ અને બળનો ક્ષય એ લક્ષણ જાણીને ઊર્ધ્વજત્રુક ચિકિત્સા કરવી જોઈએ. ૨૦૨

પ્રાણ વ્યાનથી આવૃત થતાં અતિશય પરસેવો, રૂંવાડાં ઊભાં થવાં, ચામડીના દોષ અને અંગોમાં ખાલી ચડવી—એ થાય છે. તેમાં સ્નેહયુકત વિરેચન દેવું જોઈએ. ૨૦૩

સમાનવાયુ પ્રાણથી આવૃત થતાં જડતા,

ગદ્‌ગદતા અને મૂંગાપણું થાય છે. તેમાં ચારે પ્રકારે પ્રયોજાતા સ્નેહો અને યાપનબસ્તિઓ પ્રશસ્ત છે. ૨૦૪

અપાનવાયુ સમાનવાયુથી આવૃત થતાં ગ્રહણી-રોગ, પાર્શ્વશૂલ અને હૃદ્રોગ તથા આમાશયમાં શૂલ થાય છે. તેમાં દીપન ઘી ઇષ્ટ છે. ૨૦૫

ઉદાનવાયુ પ્રાણથી આવૃત થતાં શિરોગ્રહ, સળેખમ, નિશ્વાસ અને ઉચ્છ્વાસનો નિરોધ, હૃદ્રોગ અને મુખ-શોષ થાય છે. તેમાં ઊર્ધ્વભાગની ચિકિત્સા અને આશ્વાસન આપવાનું કરવું જોઈએ. ૨૦૭

પ્રાણવાયુ ઉદાનથી આવૃત થતાં કર્મ-ઓજ-બલ અને વર્ણનો નાશ અથવા મૃત્યુ પણ થાય છે. તેને ધીમે ધીમે શીતલ જલનું સિંચન કરવું, આશ્વાસન આપવું અને એને સુખ થાય તેમ કરવું. ૨૦૮ૢ

અપાનવાયુ ઉદાનવાયુથી આવૃત થતાં ઊલટી અને શ્વાસ વગેરે રોગો થાય છે. તેમાં બસ્તિ વગેરે કર્મ અને અનુલોમન કરનાર ભોજન યોજવાં જોઈએ. ૨૦૯ૢ

ઉદાનવાયુ અપાનથી આવૃત થતાં મોહ, મન્દાગ્નિ અને અતીસાર થાય છે. તેમાં વમન અને દીપન તથા ગ્રાહી ભોજન ઇષ્ટ છે. ૨૧૦ૢ

અપાનવાયુ વ્યાનથી આવૃત થતાં ઊલટી, આધ્માન, ઉદાવર્ત, ગુલ્મરોગ અને વાઢ એ લક્ષણ થાય છે. તેનું સ્નિગ્ધ દ્રવ્યોથી અનુલોમન કરવું. ૨૧૧ૢ

વ્યાન અપાનવાયુથી આવૃત થતાં મળ-મૂત્ર અને વીર્યની અતિપ્રવૃત્તિ થાય છે. તેમાં સર્વ સંગ્રાહી ઉપચાર માન્ય છે. ૨૧૨ૢ

વ્યાન સમાનવાયુથી આવૃત થતાં મૂર્ચ્છા, તન્દ્રા, બબડાટ, શરીરની શિથિલતા, અગ્નિક્ષય, ઓજઃક્ષય અને બલક્ષય થાય છે. તેમાં વ્યાયામ અને હલકું ભોજન ઇષ્ટ છે. ૨૧૬ૢ

વ્યાન ઉદાનવાયુથી આવૃત થતાં સ્તબ્ધતા, અગ્નિમાંદ્ય, પરસેવાનો અભાવ, ચેષ્ટાનાશ અને આંખો બંધ થાય છે. તેમાં હલકું પથ્ય દેવું જોઈએ. ૨૧૪ૢ

આ પ્રમાણે પરસ્પર આવૃત થયેલા પાંચે વાયુઓને લક્ષણ વડે ઓળખવા. આવૃત થવામાં એઓનાં પોતાનાં કર્મની હાનિ કે વૃદ્ધિ માનેલ છે. ૨૧૫ૢ

ડાહ્યા મનુષ્યોની બુદ્ધિની વૃદ્ધિ માટે આવરણમાં મોટાં મોટાં આઠ આવરણોનો સમૂહ, તેઓનાં લક્ષણ અને ઔષધસહિત સારી રીતે દર્શાવ્યો. ૨૧૬ૢ

વાયુઓનાં સ્થાન તથા કર્મોની વૃદ્ધિ અને હાનિ જોઈને તથા બીજાં બાર આવરણોને લક્ષમાં રાખીને અભ્યંગ, સ્નેહપાન અને બસ્તિ વગેરે ઉપચાર સંપૂર્ણ-પણે કરવા અને વારાફરતી ઉષ્ણ અને શીત ઉપચાર પ્રયોજવા. ૨૧૮ૢ

ઉદાનને ઉપર તરફ યોજવો; અપાનનું અનુલોમન કરવું; સમાનનું સંશમન કરવું તે વ્યાનને ત્રણે પ્રકારે યોજવો. પણ આ ચારેયથી પ્રાણનું અધિક રક્ષણ કરવું જોઈએ; કારણકે જો તે પોતાને સ્થાને હોય તો આની જીવનરૂપ સ્થિતિ નિશ્ચિત રહે છે. આ પ્રમાણે આવૃત અને વિમાર્ગગામી એ વાયુઓને પોતપોતાને સ્થાને લઈ જવા જોઈએ. ૨૧૯–૨૨૦ૢ

પ્રાણ પિત્તથી આવૃત થતાં મૂર્ચ્છા, દાહ, ભ્રમ, શૂલ, વિદાહ, શીતલ વસ્તુની ઇચ્છા અને વિદાહી બનેલ ખોરાકની ઊલટી થાય છે. ૨૨૧ૢ

પ્રાણ કફથી આવૃત થતાં થૂંક આવવું, છીંક, ઓડકાર, નિઃશ્વાસ અને ઉચ્છ્વાસનો રોધ, અરુચિ અને ઊલટી એ લક્ષણો થાય છે. ૨૨૨ૢ

ઉદાન પિત્તથી આવૃત થતાં મૂર્ચ્છા વગેરે લક્ષણો, નાભિ અને ઉરમાં દાહ, થાક, ઓજસનો હ્રાસ અને શિથિલતા થાય છે. ૨૨૩ૢ

ઉદાન કફથી આવૃત થતાં વિવર્ણતા, વાણી અને સ્વર ઝલાઈ જવાં, દુર્બળતા, અંગોનું ભારેપણું અને અરુચિ ઉત્પન્ન થાય છે. ૨૨૪ૢ

સમાન પિત્તથી આવૃત થતાં અતિશય પરસેવો, તૃષા, દાહ, મૂર્છા, અરુચિ તથા ઊષ્મામાં ઘટાડો થાય છે. ૨૨૫½

સમાન કફથી આવૃત થતાં પરસેવાનો અભાવ, અગ્નિમાંદ્ય તથા રૂંવાડાં ઉભાં થવાં અને ગાત્રોની અતિ શીતલતા થાય છે. ૨૨૬½

વ્યાન પિત્તથી આવૃત થતાં સર્વ અંગનો દાહ, થાક, સંતાપ અને વેદનાસહિત ગાત્રોની ચેષ્ટા બંધ થવી–એ થાય છે. ૨૨૭½

વ્યાન કફથી આવૃત થતાં સર્વ અંગોનું ભારેપણું, સર્વ સાંધા અને હાડકામાં પીડા તથા અધિક પ્રમાણમાં ગતિની રુકાવટ–એ લક્ષણ થાય છે. ૨૨૮½

અપાન પિત્તથી આવૃત થતાં મૂત્ર અને મળ હળદર જેવાં પીળાં થવાં, ગુદા અને શિશ્નમાં તાપ તથા સ્ત્રીઓમાં આર્તવની પ્રવૃત્તિ–એ લક્ષણ થાય છે. ૨૨૯½

અપાન કફથી આવૃત થતાં પાતળા-આમ અને કફના સંસર્ગવાળા તથા ભારે મળની પ્રવૃત્તિ અને કફમેહ થઈ આવવો–એ થાય છે. ૨૩૦½

પિત્તનાં અને કફનાં લક્ષણોનાં મિશ્રપણાંને જોઈને વિદ્વાન વૈદ્યે મિશ્ર આવરણ કહેવું. ૨૩૧½

જે વાયનું જે સ્થાન બતાવેલું છે તેમાં જો બીજા દોષો આવી રહે તો પોતપોતાની અનુસાર બહુ પ્રકારના વ્યાધિઓ તેઓ બતાવે છે. ૨૩૨½

કફ અને પિત્તથી આવૃત પ્રાણ અને વળી ઉદાનને શાસ્ત્રરૂપી નેત્રવાળા વૈદ્યો ગંભીરપણે જુએ છે; કારણ કે ખાસ કરીને જીવિત પ્રાણમાં અને બલ ઉદાનમાં રહેલાં છે. તેથી તેઓના અવરણથી આયુષ્ય અને બલની હાનિ થાય છે. ૨૩૪½

આ બધાયની ખબર ન પડવાથી, અથવા પડી હોય છતાં એક વર્ષ વીતી જવાથી અને ઉપેક્ષા કરવાથી તેઓ અસાધ્ય થઈ જાય છે અથવા તેઓના ઉપચાર મુશ્કેલ બને છે. ૨૩૫½

આવૃત થયેલા તેઓની ઉપેક્ષા કરવાથી હૃદ્રોગ, વિદ્રધિ, પ્લીહા, ગુલ્મ અને અતીસાર એ ઉપદ્રવો થાય છે. ૨૩૬½

તેથી પાંચ સ્વરૂપવાળા વાયુનું આવરણ વાતથી છે, પિત્તથી છે કે વળી કફથી છે એ વૈદ્યે જોવું જોઈએ અને એથી સારી રીતે પરીક્ષા કરીને અભિષ્યન્દી ન હોય તેવાં, સ્નિગ્ધ અને સ્રોતોની શુદ્ધિ કરનાર દ્રવ્યો વડે ચિકિત્સા કરવી. ૨૩૮½

વાયુ સર્વસ્થાને આવૃત હોય તો પણ કફ અને પિત્તથી જે વિરુદ્ધ ન હોય તેવું અને જે વાયુનું અનુલોમન કરનાર હોય તથા વાયુમાં જે હિતકર હોય તે જલદી કરવું જોઈએ. ૨૩૯½

ઘણુંખરું મધુર યાપનબસ્તિઓ અને અનુવાસનો અથવા બલની અધિકતા બરાબર જોઈને મૃદુ વિરેચન હિતકર છે. ૨૪૦

તેમાં સર્વ રસાયનોનો ઉપયોગ પ્રશસ્ત છે. શિલાજતુનો ઉપયોગ અને અતિ પ્રમાણમાં દૂધની સાથે ગુગળનો ઉપયોગ પણ પ્રશસ્ત છે; અથવા ચ્યવન મુનિએ કહેલા ચાટણનો દૂધ ઉપર રહીને મનુષ્યે અભ્યાસ કરવો; અથવા અભયામલકી પ્રયોગમાં કહેલ અગિયાર સો પલ સાકરનો અભ્યાસ કરવો. ૨૪૧–૨૪૨½

પ્રાણ વગેરે અપાનથી આવૃત થતાં દીપન, ગ્રાહી, વાતનું અનુલોમન કરનાર અને પક્વાશયનું જે શોધન કરનાર છે તે સર્વ ઔષધ દેવું જોઈએ. ૨૪૩½

આ પ્રમાણે આવૃત પ્રાણાદિકની ચિકિત્સા સંક્ષેપમાં કહી. વૈદ્યે પોતે જ સમજીને તે ચિકિત્સા કરવી જોઈએ. ૨૪૪½

પિત્તથી આવૃત થતાં પિત્તનાશક અને વાતથી વિરોધી ન હોય તેવાં દ્રવ્યથી તથા કફથી આવૃત થતાં કફહર અને

વાયુનું અનુલોમન કરનાર દ્રવ્યોથી ચિકિત્સા કરવી જોઈએ. ૨૪૫½

જે પ્રમાણે લોકમાં વાયુ, સૂર્ય અને ચંદ્રની ગતિ જાણવી મુશ્કેલ છે તે પ્રમાણે શરીરમાં વાત-પિત્ત અને કફની ગતિ છે. ૨૪૬

વાયુ વગેરેનાં ક્ષય, વૃદ્ધિ, સમતા અને આવરણને જાણી જઈને વૈદ્ય ચિકિત્સામાં મૂંઝાતો નથી. ૨૪૭

અધ્યાયાર્થસંગ્રહ—

**આ બાબતમાં ઉપસંહારના બે શ્લોકઃ—**

**સ્થાન અનુસાર પાંચ સ્વરૂપવાળા અને દેહધારક રૂપવાળા વાયુનાં શરીરમાં સ્થાન અને કર્મ, પ્રકોપ થવાનું કારણ, કુપિત થયેલો વાયુ આવૃત કે અનાવૃત બનીને પોતાના સ્થાનમાં અને અન્ય સ્થાનમાં પ્રાણીઓને રોગો કરે છે તે તથા તેઓની સંપૂર્ણ ચિકિત્સા કહ્યાં. શાસ્ત્રના મતને અનુસરનાર વૈદ્યે દેશ-સાત્મ્ય-ઋતુ અને બલ જોઈને તે ચિકિત્સાને પ્રયોજવી. ૨૪૮,૨૪૯**

**આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલ આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'વાતવ્યાધિ ચિકિત્સિત' નામક અઠ્ઠાવીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૮**

---

# અધ્યાય ઓગણત્રીસમો

## વાતશોણિત ચિકિત્સિત

વાતશોણિત ચિકિત્સિતનો ઉપક્રમ—

**"હવે અહીંથી 'વાતશોણિત ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨**

**વાતરક્તનાં નિદાન અને સંપ્રાપ્તિ—**

**જેમણે અગ્નિહોત્રમાં હોમ કર્યો છે તેવા, ઋષિઓની મધ્યમાં બેઠેલા, એકાગ્ર તથા અગ્નિ જેવા તેજસ્વી ગુરુ પુનર્વસુને અગ્નિવેશે, અગ્નિ તથા વાયુના** જેવા વાયુ અને રક્તના સંયોગનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા પૂછ્યાં. ગુરુએ તેને કહ્યું. ૩,૪

લવણ, અમ્લ, કટુ, ક્ષાર, સ્નિગ્ધ, ઉષ્ણ તથા અજીર્ણ ઉપર ભોજન કરવાથી; ક્લિન્ન, શુષ્ક, જલચર તથા આનૂપ પ્રાણીઓનાં માંસ, ખોળ, મૂળા, કળથી, અડદ, વાલ, શાક વગેરે,માંસ, શેરડી, દહીં, આરનાલ, સૌવીરક, શુક્ત, છાસ, સુરા અને આસવથી તથા વિરુદ્ધ ભોજન તથા અધ્યશન કરવાથી, ક્રોધથી, દિવસે સૂવાથી તથા ઉજાગરા કરવાથી, ઘણું કરીને મિષ્ટાન્ન ખાનારા,સુખ ભોગવનારા, સુકુમાર અને ફરવાની ટેવ વિનાના લોકોમાં વાતરક્તનો કોપ થાય છે. અભિઘાતથી કે અશુદ્ધિથી રક્ત બગડતાં કષાય-કટુ-તિક્ત-અલ્પ અને રૂક્ષ, આહારથી, ઉપવાસથી, ઘોડા-ઊંટ વગેરે વાહનો ઉપર સ્વારી કરવાથી, જલક્રીડા કરવાથી, કૂદવાથી, લંઘન કરવાથી, ઉષ્ણ કાલમાં બહુ મુસાફરી કરવાથી, અતિ મૈથુનથી તથા વેગો રોકી રાખવાથી વધેલો વાયુ વધેલા રક્તથી માર્ગમાં રોકાતાં બધા રક્તને દૂષિત કરે છે. તેને નામથી વાતરક્ત, ખુડ, વાતબલાસ કે આઢ્યવાત જાણવો. ૫-૧૧

વાતરક્તનાં સ્થાન—

**બે હાથ, બે પગ, આંગળીઓ તથા સાંધાઓ તેનાં સ્થાન છે. તે સૌથી પહેલાં હાથ અને પગમાં મૂળ કરીને શરીરમાં ફેલાય છે. વાયુ સૂક્ષ્મ અને સર્વ તરફ સરનાર હોવાથી તથા રક્ત દ્રવ અને સર હોવાથી, તે સિરામાર્ગથી આખા દેહમાં પ્રસરતાં, પર્વો વાંકાં હોવાથી અભિઘાત પામી, ક્ષુબ્ધ થઈ ત્યાં રહે છે. અને ત્યાં રહીને પિત્તાદિથી સંયુક્ત તે,તે તે વેદનાઓ કરે છે. તેથી ઘણું કરીને તે સાંધાઓમાં દુઃખ થાય છે અને મનુષ્યોને ન સહેવાય તેવી તે તે વેદનાઓ થાય છે. ૧૨-૧૫**

**વાતરક્તનાં પૂર્વરૂપો—**

બહુ પરસેવો થવો અથવા પરસેવો ન થવો,

કાળાશ, સ્પર્શજ્ઞાનનો નાશ, ઘા થતાં બહુ પીડા થવી, સાંધાઓની શિથિલતા, આળસ, અંગસાદ, પિડકા ઉપડી આવવી, ઢીંચણ-જાંઘ-સાથળ ખભા-હાથ-પગ અને અંગોના સાંધાઓમાં તોદ, ફરકાટ, ભેદન, ભારેપણું અને સુપ્તિ, ખરજ, વારે વારે સાંધાઓમાં પીડા થઈ થઈને મટી જવી, વિવર્ણતા, ચકરડાં થવાં-તે વાતરક્તનાં પૂર્વરૂપ છે. ૧૬-૧૮

વાતરક્તના ભેદો અને તેઓનાં લક્ષણો—

વાતરક્ત ઉત્તાન અને ગંભીર-એ પ્રકારનો કહેવાય છે. ચામડી અને માંસમાં આશ્રિતને ઉત્તાન અને અંદરના ભાગમાં રહેલને ગંભીર. ખરજ, બળતરા, પીડા, ખેંચાણ, તોદ, ફરકાટ અને સંકોચ થાય છે તથા બાહ્ય વાતરક્તમાં ચામડી શ્યામ, રાતી કે તાંબાના રંગવાળી થાય છે.

ગંભીરમાં-સ્તબ્ધ, કઠણ અને અંદરની બાજુ અત્યંત પીડાવાળો, કાળો કે લાલ, દાહ, તોદ, સ્ફુરણ તથા પાકવાળો સોજો, સતત પિડા અને વિદાહવાળો, વેગવાન વાયુ સાંધા-હાડકાં અને મજ્જામાં કાપવા જેવી પીડા કરતો અને તેઓને વાંકાં બનાવતો ફરે છે. આખા શરીરમાં ગતિ કરતો તે લંગડા કે પાંગળા બનાવે છે. આ બધાં લક્ષણોથી ઉભયાશ્રિત વાતરક્તને જાણવું. ૧૯-૨૩

વાતપ્રધાન વાતરક્તનાં લક્ષણો—

તેમાં અધિક વાતથી, અધિક રક્તથી, અધિક પિત્તથી કે અધિક કફથી, દ્વંદ્વોથી અને ત્રિદોષથી વાતરક્ત થાય છે. તેઓનાં લક્ષણ સાંભળ. ૨૪

વાતાધિકમાં વિશેષેકરીને સિરાઓનું ખેંચાણ, શૂળ, ફરકાટ, તોદ, સોજાની કાળાશ, રૂક્ષતા, શ્યામતા, વધવું કે ઘટવું, ધમની-આંગળીઓ તથા સાંધાઓનો સંકોચ, અંગ જકડાઈ જવાં, બહુ પીડા, સંકોચ અને જકડાઈ જવું અને શીતળ ચીજોનો દ્વેષ થાય છે. ૨૫,૨૬

પિત્તપ્રધાન વાતરક્તનાં લક્ષણો—

રક્તાધિકમાં બહુ પીડાવાળો સોજો, તોદ, વર્ણ તાંબા જેવો. ચમચમાટ થાય, સ્નિગ્ધ અને રૂક્ષ ચીજોથી શાંત નથી થતો અને ખરજ તથા ક્લેદવાળો સોજો થાય છે. ૨૭

પિત્તાધિકમાં વિદાહ, વેદના, મૂર્છા, પરસેવો, તરસ, મદ, ભ્રમ, રાગ, પાક, ભેદ અને શોષ કહ્યાં છે. ૨૮

કફપ્રધાન વાતરક્તનાં લક્ષણો—

કફાધિકમાં સ્તિમિતતા, ભારેપણું, સ્નિગ્ધતા, સ્પર્શજ્ઞાનનો નાશ અને મંદ પીડા થાય છે.

હેતુ અને લક્ષણોના સંસર્ગથી દ્વંદ્વજ અને ત્રિદોષજન્યને જાણવો જોઈએ. ૨૯

વાતરક્તનાં સાધ્ય-અસાધ્ય લક્ષણો—

એક દોષાનુગ અને નવું સાધ્ય છે, દ્વિદોષજન્ય યાપ્ય છે અને જે ત્રિદોષજન્ય અને જે ઉપદ્રવવાળું હોય તે અસાધ્ય છે. ૩૦

જે, ઉંઘ ન આવવી, અરુચિ, શ્વાસ, માંસ સડવું, માથું જકડાવું. મૂર્છા, મદ, પીડા, તરસ, જ્વર, મોહ, કંપ, હેડકી, પાંગળાપણું, વીસર્પ, પાક, તોદ, ભ્રમ, થાક, આંગળીઓ વાંકી થવી, ફોડકા થવા, દાહ, મર્મો જકડાવાં, અર્બુદ-એટલા ઉપદ્રવોવાળું હોય, કે જે ફક્ત મોહયુક્ત હોય, તેને છોડી દેવું. જે સ્રાવવાળું, વિવર્ણ, સ્તબ્ધ અને અર્બુદ કરે તેવું હોય, સંકોચ કરતું હોય કે ઇન્દ્રિયોને તપાવે તેવું હોય તેને પણ છોડી દેવું. બધા ઉપદ્રવો ન થયા હોય તેવું યાપ્ય છે અને ઉપદ્રવ વિનાનું સાધ્ય છે. ૩૦-૩૪

વાતરક્તમાં રક્તમોક્ષણનો વિધિ—

વાયુ હાથપગના સાંધાઓમાં પ્રવેશીને રક્તના માર્ગને એકદમ બંધ કરી દે છે. પછી પરસ્પર એક બીજાને રોકીને વેદનાથી પ્રાણ હરે છે. ૩૫

તેમાં, દોષ અને બલ અનુસાર, શીંગડી, જળો, સોય, તુંબડી, છેકા મારવા કે સિરાવેધ દ્વારા રક્ત કાઢવું. ૩૬

પીડા, દાહ, શૂલ અને તોદયુક્ત દરદીનું લોહી જળો વડે સ્રાવિત કરવું અને જે સ્પર્શજ્ઞાન વિનાનો, ખરજ અને ચમચમાટ યુક્ત હોય તેનું લોહી શીંગડીયા કે તુંબડીથી કાઢવું. ૩૭

એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં ફરતાને સિરા વીંધીને કે છેકા મારીને સ્રાવિત કરવું.

જો અંગશોષ હોય તો અને રોગ રૂક્ષ અને વાતપ્રધાન હોય તો રક્તસ્રાવણ ન કરવું. ૩૮

રક્તનો ક્ષય થતાં, વાયુ ગંભીર સોજો, સ્તંભ, કમ્પ, સ્નાયુ તથા સિરાઓના રોગ અને સંકોચસહિત ગ્લાનિ કરે છે. ૩૯

વળી અતિશય રક્તાવસેચન કરવાથી ખંજતા ઇત્યાદિ વાતરોગો કે મૃત્યુ પણ થાય છે. માટે સ્નિગ્ધ રોગીનું પણ પ્રમાણમાં રક્ત કાઢવું. ૪૦

વાતરક્તમાં સામાન્ય ચિકિત્સા—

પ્રથમ સ્નેહ આપીને સ્નેહયુકત રૂક્ષ કે મૃદુ વિરેચનો વડે વિરેચન કરાવવું તથા વારે વારે બસ્તિકર્મ કરાવવું પ્રશસ્ત છે. ૪૧

વાતરકતમાં ઘણુંકરીને અવિદાહી પરિસેકો, અભ્યંગ, પ્રદેહ, અન્ન તથા સ્નેહ પ્રશસ્ત છે.

વાતરક્તમાં વિશિષ્ટ ચિકિત્સા—

વિશેષ ચિકિત્સા હું કહું છું તે સાંભળ. ૪૨

લેપ, અભ્યંગ, પરિષેક અને ઉપનાહોથી ઉત્તાનની અને વિરેચન, આસ્થાપન તથા સ્નેહપાનથી ગંભીરની ચિકિત્સા કરવી. ૪૩

ઘી-તેલ-વસા તથા મજ્જાનાં પાન, અભ્યંગ, બસ્તિઓ તથા નવશેકા ઉપનાહો વડે વાતપ્રધાનની ચિકિત્સા કરવી. ૪૪

વિરેચન ઘૃત અને દૂધનાં પાન, બસ્તિઓસહિત પરિસેકો અને શીતળ નિર્વાપણો વડે રકત તથા પિત્તપ્રધાનને જીતવો. ૪૫

મૃદુ વમન, થોડાં સ્નેહન, પરિસેક અને લંઘન તથા નવશેકા લેપ કફપ્રધાન વાતરકતમાં પ્રશસ્ત છે. ૪૬

કફ તથા વાતપ્રધાન વાતરકતમાં શીતળ દ્રવ્યોનો લેપ કરતાં ઊષ્માનું સ્તંભન થાય છે; તેથી દાહ, સોજો, પીડા અને ખરજમાં વધારો થાય છે. ૪૭

રકતપ્રધાન અને પિત્તપ્રધાનમાં ઉષ્ણ દ્રવ્યોનો લેપ કરવાથી દાહ, કલેદ અને અવદારણ થાય છે, માટે દોષનું બલ જાણીને વૈદ્યે ચિકિત્સાકર્મ આચરવું. ૪૮

વાતરક્તમાં અપથ્ય—

દિવસે સૂવું, સન્તાપ, વ્યાયામ, મૈથુન, કટુ, ઉષ્ણ, ગુરુ, અભિષ્યન્દી, લવણ તથા અમ્લનો ત્યાગ કરવો. ૪૯

વાતરક્તમાં પથ્ય અન્નપાન—

જૂના જવ, ઘઉં, સામો, શાલિ ચોખા, સાઠી ચોખા, ખાવા માટે; અને વિષ્કિર અને પ્રતુદ પ્રાણીઓ માંસરસ માટે હિતકર છે. ૫૦

બહુ ઘી નાખેલ તુવેર ચણા, મગ, મસૂર અને મઠના યૂષ વાતરકતમાં પ્રશસ્ત છે. ૫૧

શાકમાં સુનિષણ્ણક વેત્રાગ્ર, પીલુડી, શતાવરી, બથવો, પોઈ અને સૂરજમુખીનાં ઘી અને માંસરસમાં ભૂંજેલાં શાક શાકસાત્મ્યીને આપવાં. તથા ગાય, ભેંસ અને બકરીનાં દૂધ ભોજનનાં સાધન તરીકે હિતકર છે. ૫૨,૫૩

આમ સંક્ષેપમાં વાતરકતની ચિકિત્સા કહી

ફરીથી તેનું તે જ વિસ્તારપૂર્વક કહેવાશે. ૫૪

વાતરક્તમાં ઘૃતના યોગો—

ગોરખમુંડી, ક્ષીરકાકોલી, જીવક, ઋષભક તથા

જેઠીમધ-બધાં સરખે ભાગે લઈ, તેઓથી દૂધસહિત પકાવેલ ઘી વાતરક્તહર છે. ૫૫

બલા, અતિબલા, મેદા. કૌંચાં, શતાવરી, કાકોલી, ક્ષીરકાકોલી, રાસ્ના અને ઋદ્ધિ સરખે ભાગે લઈ, તેઓના કલ્કથી, ઘી કરતાં ચારગણા દૂધથી પકાવેલ ઘી વાતરક્ત, મટાડે છે; તથા હૃદયરોગ, પાંડુરોગ. વીસર્પ, કમળો અને જ્વરનો નાશ કરે છે. ૫૬,૫૭

पारूषक घृत—

ત્રાયમાણ, ભોંઆમલી, કાકોલી, ક્ષીરકાકોલી, શતાવરી અને કશેરુના ક્વાથ અને કલ્કોથી, ફાલસાં, દ્રાક્ષ, શીવણ, શેરડી અને વિદારીનો-દરેકનો જુદો જુદો સ્વરસ ઘીના સમભાગે તથા ચોગણા દૂધથી ઘી પકાવવું. આ પ્રાયોગિક ઘી 'પારૂષક' એમ કહેવાય છે. અને તે વાતરક્ત, ક્ષતક્ષીણતા, વીસર્પ અને પૈત્તિક જ્વરમાં હિતકર્તા છે. ૫૮-૬૦

(આમ પારૂષક ઘૃત કહ્યું.)

जीवनीय घृत—

બે પંચમૂલ, સફેદ સાટોડી, સાટોડીસહિત એરંડો, મુદ્ગપર્ણી, મહામેદા, માષપર્ણી, શતાવરી, શંખાવલી. ઊંધાફૂલી, રાસ્ના, અતિબલા, બલા-દરેક ૨ પલ લઈ એક દ્રોણુ પાણીમાં પકાવવાં. ચતુર્થાંશ રહે ત્યારે સમાન ભાગે દૂધ, આમળાંનો રસ, શેરડીનો રસ અને બકરાંનો માંસરસ તથા એક આઢક ઘી મેળવી. મેદા, મહામેદા, શીવણનાં ફળ, કમળ, વાંસકપૂર, લીંડીપીપર, દ્રાક્ષ, કમળકાકડી, સાટોડી, સૂંઠ, ક્ષીરકાકોલી, પદ્મકાષ્ઠ, ઊભી અને બેઠી ભોરીંગણી, વૃદ્ધિકન્દ, શીંગોડાં, ભવ્ય, ઉરુમાણુ, નિકોચક, ખજૂર, અખરોડ, વાતામ, મુંજાત અને પિસ્તાં-એઓના કલ્ક નાખી, મૃદુ અગ્નિ વડે ધીમેથી પકાવવું. સિધ્ધ થયા બાદ શીતળ થયે તેમાં મધ નાખવું અને બરાબર સિધ્ધ થયેલું જાણીને ચોખ્ખા ઘડામાં રક્ષાવિધાન કરીને સુગુપ્ત રીતે મૂકવું. તેમાંથી અક્ષ જેટલું ખાવું. તે પાંડુરોગ, જ્વર, હેડકી, સ્વરભેદ, ભગન્દર, પાર્શ્વશૂલ, ક્ષય, કાસ, પ્લીહા, વાતરક્ત, ક્ષત, શોષ, અપસ્માર. અશ્મરી, શર્કરા, સર્વાંગ અને એકાંગરોગો તથા મૂત્રસંગનો નાશ કરે છે. આ જીવનીય ઘૃત બલ તથા વર્ણ કરનાર, ધન્ય, વળિયાં-પળિયાંને નાશ કરનાર, વૃષ્ય અને વાંઝણીને દીકરો દેનાર છે. ૬૧-૭૦

वातरक्तमां घृतयोग अने क्षीरयोग—

દ્રાક્ષ તથા જેઠીમધના ક્વાથથી પકાવેલ ઘી સાકર સાથે પીવું; અથવા તો ગળોના સ્વરસથી ઉકાળેલ દૂધ સાકર નાખી પીવું. ૭૧

वातरक्तमां चतुःस्नेह—

જીવક, ઋષભક, મેદા, અતિબલા, શતાવરી, જેઠીમધ, મધુપર્ણી, કાકોલી ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી, માષપર્ણી, દશમૂલ, સાટોડી, બલા, ગળો, વિદારીકન્દ, આસંગધ અને પાષાણભેદ-એઓના ક્વાથ અને કલ્કો, યથાલાભ ધન્વજ-પ્રતુદ અને વિષ્કર પ્રાણીઓની વસા તથા મજ્જા તથા ચોગણા દૂધથી ઘી અને તેલ ભેગાં સિધ્ધ કરવાં. સિધ્ધ થયેલ તે આખા દેહમાં રહેલ વાતરક્તને તથા વાતજન્ય ઘોર વ્યાધિઓને હણે છે. ૭૨-૭૫

स्थिरादि घृत के तैल—

શાલવણ, ગોખરુ, ઊભી ભોરીંગણી, ઉપલસરી, શતાવરી, શીવણ, કૌંચાં, સફેદ સાટોડી, બલા તથા અતિબલા-તેઓના ક્વાથમાં, ચારગણું દૂધ, મેદા, શતાવરી, જેઠીમધ, ડોડી, જીવક અને ઋષભકના કલ્ક નાખીને, તેલઅને ઘી જુદાં જુદાં પકાવવાં. પછી તેની માત્રાને ત્રણગણું દૂધ અને દોઢી સાકર નાખી રવૈયાથી મથીને ત્રિદોષજન્ય વાતરક્તમાં પીવી. ૭૬-૭૮

वातरक्तमां केटलाक योगो—

અથવા તેલ, દૂધ અને સાકર ભેગાં કરીને પાવાં અથવા તો ઘી, તેલ, સાકર અને મધ મેળવેલું દૂધ પણ પીવું. ૭૯

શાલવણથી પકાવેલ તથા બે પલ સાકર નાખેલ

એક પ્રસ્થ દૂધ પીવામાં શ્રેષ્ઠ છે. તે મુજબ લીંડીપીપર અને સૂંઠથી પકાવેલ દૂધ પીવું. ૮૦

બલા, શતાવરી, રાસ્ના, દશમૂળ, પીલુ, શ્યામા, એરંડો અને શાલવણથી ઉકાળેલ દૂધ વાતની પીડા મટાડનાર છે. ૮૧

વાતરક્તમાં સંશોધન—

અથવા ગોમૂત્રયુકત ધારોષ્ણ દૂધ દોષનું અનુલોમન કરનાર છે. અથવા તો પિત્ત તથા રકતાવૃત વાયુના રોગીએ નસોતરયુકત પીવું. ૮૨

બહુ દોષવાળા પુરુષે વિરેચનને માટે દરરોજ દૂધ સાથે એરંડિયું પીવું. પચ્યા બાદ દૂધ ભાતનું ભોજન કરવું. ૮૩

અથવા પુરુષે ધૃતભૃષ્ટ હરડેનો કવાથ પીવો. અથવા દૂધના અનુપાનથી, દ્રાક્ષના રસ સાથે નસોતરનું ચૂર્ણ પીવું. ૮૪

શીવણ, નસોતર, દ્રાક્ષ, ત્રિફલા, ફાલસાંનો કવાથ, સિંધવ તથા મધ મેળવી વિરેચન માટે પીવો. ૮૫

અથવા કફાધિક મનુષ્યે મધ મેળવેલો ત્રિફલાનો કવાથ પીવો. ૮૬

વાયુને મલાવૃત જાણીને કલ્પસ્થાનમાં કહેલા સ્નેહયુકત મૃદુ યોગોથી વારે વારે તેને વિરેચન કરાવવું. ૮૭

વાતરક્તમાં વસ્તિ—

અથવા તો રોગીના મળને ઘીયુકત દૂધની બસ્તિઓથી હરવો. કારણ કે બસ્તિ જેવી વાતરકતની બીજી કોઈ ચિકિત્સા નથી. ૮૮

બસ્તિ, વંક્ષણ, પડખાં, સાથળ, પર્વ, હાડકાં અને ઉદરની વેદનામાં તથા ઉદાવર્તમાં અનુવાસનસહિત નિરૂહ બસ્તિઓ પ્રશસ્ત છે. ૮૯

મધુયષ્ટ્યાદિ તૈલ—

દાહ તથા શૂલની શાન્તિ કરવાને માટે બુદ્ધિમાન વૈદ્ય બસ્તિકર્મ, નસ્ય, અભ્યંગ અને પરિષેચનમાં આ તેલો આપવાં. ૯૦

એક તુલા જેઠીમધનો ચતુર્થાંશ બાકી રહેલો કવાથ, એક આઢક તેલ, તેટલું જ દૂધ, સુવા, શતાવરી, મોરવેલ, પયસ્યા, અગર, રતાંજલી, શાલવણ, હંસરાજ, જટામાંસી, મેદા, મહામેદા, ગળો, કાકોલી, ક્ષીરકાકોલી, ભોંઆમલી, ઋદ્ધિ, પદ્મકાષ્ઠ, જીવક, ઋષભક, ડોડી, તજ, તમાલપત્ર, નખલા, વાળો, પુંડરીકકાષ્ઠ, મજીઠ, ઉપલસરી, ઐન્દ્રી અને ધાણા–દરેકનો એક પલ કલ્ક નાખી પકાવવું. આ તેલ ચાર રીતે એટલે પાન, અભ્યંગ, બસ્તિ અને નસ્ય તરીકે પ્રયોગ કરવાથી ઉપદ્રવયુક્ત, અંગશૂલયુક્ત અને આખા શરીરમાં રહેલ વાતરકતને હણે છે. તથા વાતની, રકતની, પિત્તની તથા દાહની પીડા અને જ્વરને મટાડનાર તથા બલ અને વર્ણ કરનાર છે. ૯૧–૯૫

આમ મધુપર્ણ્યાદિ તૈલ કહ્યું.

સુકુમારક તૈલ—

જેઠીમધ ૧૦૦ પલ, દ્રાક્ષ, ખજૂર, ફાલસાં, મહુડાં, ઓદનપાકી અને મુંજાતક–દરેક એક પ્રસ્થ, શીવણ એક આઢક–એ ચાર દ્રોણ પાણીમાં પકાવવાં. આઠમો ભાગ બાકી રહે ત્યારે ગાળી લઈ, તેમાં એક આઢક તેલ, સમાન ભાગે આમળાં, શીવણ-વિદારીકંદ અને શેરડી–દરેકનો રસ ચાર દ્રોણ, દૂધ, કદમ્બ આમળાં, અખરોડ, કુમળકાકડી, કશેરુ, શીંગોડાં, સૂંઠ, સિંધવ, લીંડીપીપર, સાકર અને જીવનીય દ્રવ્યો–દરેકનો એક પલ કલ્ક નાખી પકાવવું. સિદ્ધ થયે તેમાં એક પ્રસ્થ મધ મેળવવું. તેને નસ્ય, અભ્યંગ, પાન અને બસ્તિમાં તથા સર્વ વાત-વ્યાધિમાં, મન્યાસ્તંભમાં, હનુગ્રહમાં, સર્વાંગવાતમાં, ક્ષતક્ષીણમાં અને ક્ષતજ્વરમાં પણ યોજવું. આ સુકુમારક તૈલ વાતરક્તનાશક, સ્વર તથા વર્ણ કરનાર તથા આરોગ્ય-બલ અને પુષ્ટિદાયક છે ૯૬–૧૦૨

આમ સુકુમારક તૈલ કહ્યું.

अमृतादि तैल--

ગળો, જેઠીમધ, લઘુ પંચમૂળ એટલે શાલવણ, પીઠવણ, ઊભી તથા બેઠી ભોરીંગણી અને ગોખરુ તથા સાટોડી, રાસ્ના, એરંડાનું મૂળ અને મળે તેટલાં જીવનીયગણનાં દ્રવ્યો-દરેક ૧૦૦ પલ; બલા પાંચસો પલ; બોર, બીલાં, જવ, અડદ, કળથી-દરેક એક આઢક; સારી પેઠે સૂકાયેલાં શીવણનાં ફળ એક દ્રોણ, કૂટી, ધોઈ, એકસો દ્રોણ પાણીમાં પકાવવાં. ચાર દ્રોણ પાણી બાકી રાખવું. તેમાં એક દ્રોણ તેલ, પાંચગણું દૂધ, ચન્દન, વાળો, નાગકેસર, તમાલપત્ર, એલચી, અગર, કઠ તગર, જેઠીમધ-દરેક ત્રણ પલ અને આઠ પલ મજીઠ નાખી પકાવવું. સિધ્ધ થયેલ તે સાર્વયૌગિક છે. વાતરકત, ક્ષતક્ષીણ, ભારાર્ત, વીર્યક્ષીણતા, કમ્પ, આક્ષેપ, ભગ્ન, સર્વાંગ અને એકાંગરોગવાળાઓના રોગ તથા યોનિદોષ, અપસ્માર, ઉન્માદ, ખંજતા, પંગુતા મટાડે છે. અને અમૃતાદ્ય કહેવાતું આ શ્રેષ્ઠ તેલ પ્રસુતિકારક છે. ૧૦૩-૧૦૯

આમ અમૃતાદ્રિ તેલ કહ્યું.

महापद्मक तैल--

પદ્મ, વેતસ, જેઠીમધ, પોઈ, પદ્મકાષ્ઠ, ઉત્પલ, દર્ભ, બલા, ચન્દન, કેસૂડાં-દરેક પાંચ પલ પાણીમાં ઉકાળી, તેમાં એક પ્રસ્થ તેલ, તેટલો સૌવીર તથા લોધર, કાલીયક, વાળો, જીવક, ઋષભક, નાગકેસર, મેંદી, ધઉંલા, તમાલપત્ર, પદ્મકેસર, પદ્મકાષ્ઠ, પુંડરીકકાષ્ઠ, શીવણ, જટામાંસી, મેદા, ધઉંલા દરેક એક કર્ષ, કેસર અર્ધો પલ અને મજીઠ એક પલ નાખી પકાવવું. આ મહાપદ્મ તેલ વાતરકત અને જ્વરનો નાશ કરનાર છે. ૧૧૦-૧૧૩

આમ મહાપદ્મક તેલ કહ્યું.

खुड्डाकपद्मक तैल—

પદ્મ, વાળો, જેઠીમધ અને હળદરના કવાથથી અને રાળ, મજીઠ, ક્ષીરકાકોલી, કાકોલી અને ચન્દનના કલ્કોથી પકાવેલ આ ખુડ્ડાકપદ્મક તેલ વાતરકત અને દાહ મટાડનાર છે. ૧૧૪

એમ ખુડ્ડાકપદ્મક તેલ કહ્યું.

मधुकतैल--

જેઠીમધ ૧૦૦ પલ વડે દશગણું દૂધ પકાવવું, તેમા ચાર દ્રોણ તેલ અને એક પલ જેઠીમધ નાખી સિધ્ધ કરવું. અથવા જેઠીમધ અને શીવણના કવાથથી સિધ્ધ કરેલ તેલ વાતરકતનાશક છે. ૧૧૫,૧૧૬

એક પલ જેઠીમધનો કલ્ક, એક પ્રસ્થ તેલ અને ચારગણું દૂધ પકાવવું. એમ સો પલ જેઠીમધ નાંખી તેનું તે જ સો વખત પકાવેલું તેલ ત્રિદોષજન્ય વાતરકતમાં દેવું. તે શ્વાસ તથા કાસનાશક છે અને હૃદયરોગ, પાંડુરોગ, વીસર્પ, કામલા અને દાહનો નાશ કરે છે ૧૧૭,૧૧૮

આમ શતપાક મધુકતેલ કહ્યું.

बलातैल---

બલાનો કવાથ અને કલ્કથી, સમાન ભાગે દૂધ નાખી તેલ હજાર વાર કે સો વાર પકાવવું. તે વાતરકત અને વાતરોગનાશક છે. તે રસાયન શ્રેષ્ઠ ઇન્દ્રિયપ્રસાદન, જીવન, બૃંહણ, સ્વર્ય તથા શુક્ર અને રકતના દોષો નાશ કરનાર છે. ૧૧૯,૧૨૦

આમ સહસ્ત્રપાક કે શતપાક બલાતેલ કહ્યું.

पिंडतैल—

ગળોના સ્વરસ અને દૂધથી, દ્રાક્ષના સ્વરસથી કે જેઠીમધ અને શીવણના કવાથથી પકાવેલ તેલ વાતરકતનાશક છે. ૧૨૧

એક આઢક કાંજીમાં ચતુર્થાંશ રાળ નાંખી પકાવેલ તેલને ખુબ પાણીમાં નાખી મથવું. તે શ્રેષ્ઠ જ્વરનાશક છે તથા દાહ અને પીડાનાશક છે ૧૨૨

મીણ, મજીઠ, રાળ અને ઉપલસરીથી પકાવેલું તે

પિંડતેલ અભ્યંગ કરવાથી વાતરકતની પીડા દૂર કરે છે. ૧૨૩

આમ પિંડતેલ કહ્યું.

વાતરક્તમાં શૂળ વગેરેની ચિકિત્સા—

દશમૂળથી ઉકાળેલ દૂધ શૂલનો શીઘ્ર નાશ કરે છે. પ્રધાનવાત શૂલમાં નવશેકા ઘીનો પરિષેક તે પ્રમાણે જ કરે છે. ૧૨૪

સ્તમ્ભ, આક્ષેપક અને શૂલના દરદીને મધુર દ્રવ્યોથી પકાવેલ નવશેકા ચારે સ્નેહોથી પરિષેક કરવો અને દાહમાં શીતલ સ્નેહોથી પરિષેક કરવો. ૧૨૫

તે જ પ્રમાણે ગાય, ઘેટી અને બકરીના તેલ-યુકત દૂધથી, જીવનીય દ્રવ્યોના કે પંચમૂલના કવાથથી વૈદ્યે શેક કરાવવો. ૧૨૬

દ્રાક્ષ અને શેરડીનો રસ, મદ્યો, દહીંનું પાણી. ખાટી કાંજી, ચોખાનું-મધનું અને સાકરનું પાણી પરિષેકને માટે પ્રશસ્ત છે. ૧૨૭

વાતરક્તમાં દાહની ચિકિત્સા—

શીતળ જલસિંચિત કુમુદ, ઉત્પલ અને પદ્મો વડે તથા ચંદનસહિત મણિના હારથી પ્રોક્ષણ અને સ્પર્શ દાહમાં હિતકારક છે. ૧૨૮

ચન્દનચર્ચિત સ્તન તથા હાથવાળી, પ્રિય બોલ-નારી, સ્પર્શથી શીતળ અને અડકવાથી સુખ લાગે તેવી સ્ત્રીઓ, ઝાકળના પાણીથી સિંચેલ અળસીનાં વસ્ત્ર કે કમલનાં પાનથી આચ્છાદિત નદતટ ઉપર સ્પર્શોથી શીતલ પવન વાતો હોય તેવા શયનમાં સૂતા મનુષ્યનાં દાહ, પીડા અને થાક હણે છે. ૧૨૯,૧૩૦

રતાશ અને પીડાવાળા દાહમાં, રકતનું સ્રાવણ કરીને જેઠીમધ, પીપળાની છાલ, જટામાંસી, વીરા, ઉમરડો અને શાદ્વલથી લેપ કરવો. ૧૩૧

જેઠીમધ, દૂધ અને ઘીયુકત કમળ, અને જવના લોટથી, ઘીથી અથવા જીવનીય દ્રવ્યના કલ્કોથી કરેલો લેપ પીડા અને દાહ મટાડનાર છે. ૧૩૨

તલ, ચારોળી, જેઠીમધ, કમલદંડ અને નેતરનાં મૂળનાં બકરીના દૂધમાં વાટેલા પિષ્ટનો લેપ દાહ અને રતાશનો નાશ કરે છે. ૧૩૩

પુંડરીકકાષ્ઠ, મજીઠ, દારુહળદર, જેઠીમધ, રતાંજલી, સાકર, એરકા, સાથવો, મસૂર, [illegible] અને પદ્મકનો લેપ પીડા, દાહ, વીસર્પ, [illegible] અને સોજો દૂર કર-નાર છે. આ લેપો પિત્ત તથા રકતપ્રધાન દાહમાં છે. અને વાતપ્રધાન દાહમાં કરવાના લેપો સાંભળ. ૧૩૪,૧૩૫

વાતપ્રધાન વાતરક્તની ચિકિત્સા—

વાતઘ્ન દ્રવ્યોથી બનાવેલ સ્નેહયુકત, દૂધસહિત મગનો દૂધપાક કે તલ અને સરસવના પિંડથી કરેલ ઉપનાહ પીડાનાશક છે. ૧૩૬

જીવનીય ઔષધોથી સારી પેઠે સંસ્કૃત કરેલા સ્નેહ-યુકત જલચર, પ્રસહ અને આનૂપ પ્રાણીઓના વેશવાર ઉપનાહકર્મમાં વાપરવા. ૧૩૭

તે સ્તમ્ભ, તોદ, પીડા, ખેંચાણ, સોજો અને અંગગ્રહનો નાશ કરે છે. અથવા તો જીવનીય ગણનાં ઔષધોથી સિદ્ધ કરેલ દૂધયુકત વસાનો ઉપનાહ કરવો. ૧૩૮

ઘી, કાંટાશેરિયાનું મૂળ, ડોડી–એનો બકરીના દૂધમાં વાટીને લેપ કરવો. તે જ પ્રમાણે શેકેલા અને દૂધમાં પલાળેલા તલનો લેપ કરવો. ૧૩૯

વાતાધિકમાં શૂલ મટાડવા માટે અળસી, એરંડાનાં બીજ કે સુવાનો દૂધમાં વાટીને લેપ કરવો. ૧૪૦

મૂલસહિત એરંડાનાં નવાં પાનના કવાથમાં ઘી, તેલ તથા આનૂપ મૃગ અને પક્ષીઓની વસા તથા મજ્જા-દરેક બે પ્રસ્થ, કલ્કને માટે જીવનીય દ્રવ્યો, ગાય અને બકરીનું દૂધ, હળદર, કમળ, કઠ, એલચી, સુવા, કરેણનાં

પાન અને અર્જુનનાં ફૂલ–દરેક એક પલ નાખી પકાવવું. આઠ પલ મીણ નાખી, ઊતારી, ઠંડુ થયે વાત સન્ધિઓમાં આવતાં, શૂલથાં પીડિત અંગવાળાઓને આ લેપ કરવો તથા તેનો લેપ વાતરકત, ખસી ગયેલ હાડકાં, હાડકું ભાંગી જવું, લંગડાપણું અને કુષ્ઠમાં પ્રશસ્ત છે. ૧૪૧–૧૪૪

कफप्रधान वातरक्तनी चिकित्सा—

સોજા, ગૌરવ અને ખરજ આદિથી યુકત કફપ્રધાન વાતરકતમાં અભ્યંગ કરવા માટે મૂત્ર, ક્ષાર અને સુરાથી પકાવેલ ઘી હિતકર્તા છે. ૧૪૫

કફપ્રધાનમાં પદ્મકાષ્ઠ, તજ, જેઠીમધ અને ઉપલસરીથી પકાવેલ, મધુશુકતયુકત ઘીનો શેક અને અભ્યંગ કરવો. ૧૪૬

કફપ્રધાન વાતરકતમાં કટુ દ્રવ્યોથી પકાવેલ ક્ષાર તૈલ, ગાયનું મૂત્ર અને જલ પરિષેક કરવા માટે પ્રશસ્ત છે. ૧૪૭

સરસવ, લીમડો, આકડો, હિસ્ત્રા, દૂધ અને તલનો લેપ હિતકર્તા છે.

સાથવાસહિત કોઠાંની છાલ, ઘી અને દૂધથી સિધ્ધ કરેલ લેપ શ્રેષ્ઠ છે. ૧૪૮

वातकफप्रधान वातरक्तनी चिकित्सा—

ઘરનો ધુમાડો, વજ, કઠ, સૂવા, હળદર અને દારુ-હળદરનો લેપ વાતકફપ્રધાન વાતરકતમાં શૂલનો નાશ કરે છે. ૧૪૯

તગર, તજ, સુવા, એલચી, કઠ, નાગરમોથ, રેણુકબીજ, દેવદાર અને નખલાનો અમ્લ દ્રવ્યથી પીસેલો લેપ વાત તથા કફપ્રધાન વાતરકતનો નાશ કરે છે. ૧૫૦

વાતકફપ્રધાન વાતરકતમાં તે જ પ્રમાણે કાંજી-સહિત મીઠા સરગવાનું બીજ વાટીને લેપ કરવો હિતકારી છે. મુહૂર્ત પછી અમ્લ દ્રવ્યોથી પરિષિંચન કરવું ૧૫૧

ત્રિફલા, ત્રિકટુ, એલચી, વાંસકપૂર, ચિત્રક, વજ, વાવડિંગ, પીપરીમૂળ, હીરાકસી, અરડૂસાની છાલ, ઋધ્ધિ, ભોંઆમલી અને ચવક સરખા ભાગે લઈ પીસવાં. પછી સવારમાં લોઢાના પાત્રમાં લીંપેલા તે કલ્કને મધ્યાન્હે ખાવો. ૧૫૨,૧૫૩

सान्निपातिक वातरक्तनी चिकित्सा—

દહીં, સુરકા, ક્ષાર અને વિરોધી આહારોનો ત્યાગ કરવો, એ ત્રિદોષજન્ય વાતરકતમાં શૂલપીડિતને માટે પરમ હિતકર્તા છે. ૧૫૪

તર્કવિતર્કથી વિકલ્પોને જાણનારે, આશ્રયસ્થાનના વિશેષો અને દોષોનાં બલાબલને જાણીને આ ચિકિત્સા કરવી. ૧૫૫

वातरक्तमां आवरणिकी चिकित्सा—

મેદ કે કફની અત્યંત વૃદ્ધિથી માર્ગમાં રોકાણ થવાથી વાયુ કોપ પામતાં પ્રથમ સ્નેહન અને બૃંહણ પ્રશસ્ત નથી. ૧૫૬

વ્યાયામ, શોધન, અરિષ્ટ અને મૂત્રપાન, વિરેચનો, તક્રપ્રયોગ અને હરડેના પ્રયોગથી કફ અને મેદને ક્ષીણ કરવા. ૧૫૭

મધની સાથે પીપરનો કવાથ પીવો. તે ત્રિદોષજન્ય દારુણ વાતરક્તને પણ શીઘ્ર જીતે છે. ૧૫૮

જૂના જવ, ઘઉં, સીધુ, અરિષ્ટ, સુરા, આસવ, અને શિલાજિતના, ગૂગળના અને મધના પ્રયોગથી કફ તથા મેદને ક્ષીણ કરવા. ૧૫૯

જો ગંભીરમાં રકત વાયુથી આક્રાન્ત થયું હોય તો તેને વાયુની જેમ જીતવું.

પછી વાતમાં વાતરકતપ્રસાદની ચિકિત્સા કરવી. ૧૬૦

રકત અને પિત્ત અત્યંત વધતાં શીઘ્ર પાકી જાય છે. અને ફૂટી જતાં તેમાંથી વિદગ્ધ રક્ત અથવા પરુનો સ્રાવ થાય છે. તેઓની ચિકિત્સા ભેદન, શોધન અને રોપણથી કરવી જોઈએ. ૧૬૧

ઉપદ્રવોની, પોતાની ચિકિત્સા તેઓની પોતાની ચિકિત્સા પ્રમાણે કરવી. ૧૬૨

અધ્યાયાર્થસંગ્રહ--

તે બાબતમાં ઉપસંહારના શ્લોકોઃ—

મહર્ષિ આત્રેયે, સંક્ષેપ અને વિસ્તારપૂર્વક વાતરક્તનાં નિદાન, સ્થાન, મૂલ, બહુધા સાંધાઓમાં શાથી થાય છે તે, પૂર્વરૂપ, બે પ્રકારનાં લક્ષણ, દરેકનાં જુદાં લક્ષણ, દોષાધિક્ય, ઉપદ્રવો, સાધ્યતા, યાપ્યતા, અસાધ્યતા, સાધ્યની સંપૂર્ણ ચિકિત્સા અને આવશ્યિકી ચિકિત્સા અગ્નિવેશને કહ્યાં. ૧૬૩-૧૬૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'વાતશોણિત ચિકિત્સિત' નામનો ઓગણત્રીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ૨૯

---

## અધ્યાય ત્રીસમો

### યોનિવ્યાપત ચિકિત્સિત

યોનિવ્યાપત ચિકિત્સિતનો ઉપક્રમ—

"હવે અહીંથી 'યોનિવ્યાપત ચિકિત્સિત'નું વ્યાખ્યાન કરશું.' આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

યોનિવ્યાપદના વિષયમાં અગ્નિવેશના પ્રશ્નો--

દિવ્ય તીર્થ અને ઔષધિઓવાળા, જુદી જુદી ધાતુઓ તથા પત્થરોવાળા તથા દેવતા-સિદ્ધ અને ઋષિઓથી સેવાતા પુણ્ય હિમાલય પર્વતના પડખેના ભાગમાં વિહાર કરતા, તપોયોગથી તત્ત્વજ્ઞાનના અર્થોનું દર્શન કરતા, જિતેન્દ્રિય પુનર્વસુને હવે અગ્નિવેશે પૂછ્યું. ૩,૪

ભગવન ! મનુષ્યોમાં સન્તાનનું મૂળ સ્ત્રીઓ છે. તેમનો નાશ તેઓની યોનિમાં થતા રોગો વડે થાય છે. તેથી પ્રજા ઉપર અનુગ્રહની ઇચ્છાથી તે રોગોની ઉત્પત્તિ, ઉત્પન્ન થયેલનાં લક્ષણો, ઔષધોસહિત સાંભળવાને ઇચ્છું છું. ૫,૬

યોનિવ્યાપદના ભેદો—

એમ શિષ્યથી પૂછવામાં આવતાં ઋષિશ્રેષ્ઠ આત્રેય બોલ્યા, "રોગસંગ્રહાધ્યાયમાં વીસ વ્યાપત્તિઓ યોનિરોગની કહેલ છે."

યોનિવ્યાપદનાં સામાન્ય કારણો--

તે વ્યાપત્તિઓ સ્ત્રીઓના મિથ્યા આચારથી, આર્તવની દુષ્ટિથી, બીજના દોષથી કે દૈવવશાત્ થાય છે. તેઓને તું જુદી જુદી સાંભળ. ૮

વાતજ યોનિવ્યાપત્તિનાં નિદાન અને લક્ષણો---

વાતલ સ્ત્રી જ્યારે વાતલ આહાર તથા ચેષ્ટાઓ કરે છે ત્યારે વધેલો, પ્રકુપિત થયેલો વાયુ યોનિમાં સ્થાન લઈને વેદનાસહિત તોદ, સ્તમ્ભ, કીડીઓ ચાલતી હોય તેવી વેદના, કર્કશતા, સ્પર્શજ્ઞાનનો નાશ, આયાસ તથા બીજા વાતજન્ય રોગો કરે છે. તેને વાયુને લીધે શબ્દ, પીડા તથા ફીણવાળું, પાતળું અને રૂક્ષ આર્તવ આવે છે. ૯-૧૦

પિત્તજ યોનિવ્યાપત્તિનાં નિદાન અને લક્ષણો—

કટુ, અમ્લ, લવણ અને ક્ષાર ઇત્યાદિથી પિત્તજન્ય વ્યાપત્તિ થાય છે. તેમાં દાહ, પાક, જ્વર અને ઉષ્ણતાથી પીડા થાય છે અને આર્તવ નીલ, પીળું કે કાળું હોય છે. પિત્તદૂષિત યોનિ અત્યંત ગરમ અને મડદાની ગંધ જેવી ગંધવાળા સ્રાવયુક્ત હોય છે. ૧૧,૧૨

કફજ યોનિવ્યાપત્તિનાં નિદાન અને લક્ષણો—

જો અભિષ્યન્દી દ્રવ્યોના સેવનથી વધેલો કફ સ્ત્રીની યોનિને દૂષિત કરે તો-યોનિને પિચ્છિલ ચીકણી, શીતળ, ખરજયુક્ત અને થોડી વેદનાવાળી, પીળા રંગની તથા પીળા તથા ચીકણા આર્તવવાળી બનાવે છે. ૧૩

ત્રિદોષજ યોનિવ્યાપત્તિનાં નિદાન અને લક્ષણો—

બધા રસોને એક સાથે ખાનારી સ્ત્રીની યોનિ તથા

ગર્ભાશયમાં રહેલા ત્રણે દોષો યોનિને દૂષિત કરીને પોત-પોતાનાં લક્ષણોથી યુકત કરે છે. યોનિમાં દાહ તથા શૂલ થાય છે અને સફેદ તથા ચીકણો સ્રાવ સ્રવે છે. ૧૪,૧૫

रक्तयोनिव्यापत्तिनुं लक्षण—

રકતપિત્તકર દ્રવ્યોના સેવનથી સ્ત્રીઓનું પિત્તથી દૂષિત થયેલું રકત યોનિમાં બહુ જ પ્રવૃત્ત થાય છે. તે સ્ત્રી બીજ પ્રાપ્તિ થતાં છતાંય રકતયોનિ હોય છે. ૧૬

अरजस्का योनिव्यापत्तिनुं लक्षण—

યોનિ અને ગર્ભાશયમાં રહેલ પિત્ત જો રકતને દૂષિત કરે તો તેને અરજસ્કા યોનિ માનવી. તે રોગી સ્ત્રીને ઘણી જ પાતળી અને વિવર્ણ બનાવે છે. ૧૭

अचरणा योनिव्यापत्तिनुं लक्षण—

યોનિ ન ધોવાથી ઉત્પન્ન થયેલા જન્તુ ખરજ પેદા કરે છે, તેને અચરણા માનવી. તે ખરજના લીધે પુરુષના સંયોગની બહુ ઇચ્છા રાખે છે. ૧૮

अतिचरणा योनिव्यापत्तिनुं लक्षण—

અતિશય મૈથુનથી કોપેલો વાયુ સ્ત્રીની યોનિમાં સોજો, સ્પર્શજ્ઞાનનો નાશ તથા પીડા પેદા કરે છે, તે અતિચરણા માનવી. ૧૯

प्राक्चरणा योनिव्यापत्तिनुं लक्षण—

અત્યંત બાલા સ્ત્રીને મૈથુનને લીધે કોપેલો વાયુ પીઠ, કમર, સાથળ અને વંક્ષણમાં પીડા કરતો કરતો યોનિને દૂષિત કરે છે, તેને પ્રાક્ચરણા કહેવાય છે. ૨૦

उपप्लुता योनिव्यापत्तिनुं लक्षण—

ગર્ભિણી સ્ત્રીના કફવર્ધક આહાર-વિહારના અભ્યાસથી, ઉલટી તથા નિઃશ્વાસ રોકી રાખવાથી, ક્રુદ્ધ થયેલો વાયુ કફને લઈ જઈને યોનિને દૂષિત કરે છે. તેથી પીળો અને વેદનાસહિત સફેદ સ્રાવ કે કફનો સ્રાવ સરે છે અને કફ તથા વાયુના રોગથી વ્યાપ્ત તે યોનિ ઉપપ્લુતા છે. ૨૧,૨૨

परिप्लुता योनिव्यापत्तिनुं लक्षण—

પિત્તલ સ્ત્રીના પુરુષસમાગમ વખતે છીંક અને ઓડકારના રોકવાથી પિત્તથી મૂર્ચ્છિત થયેલો વાયુ સ્ત્રીની યોનિને દૂષિત કરે છે. તેથી સૂજેલી, સ્પર્શ સહન ન કરી શકનાર અને પીડાયુકત યોનિ નીલ અને પીળા રકતનો સ્રાવ કરે છે. રોગીણીને શ્રોણિ, વંક્ષણ તથા પીઠની વેદના અને તાવ આવે છે. તેને પરિપ્લુતા જાણવી. ૨૩,૨૪

उदावर्तिनी योनिव्यापत्तिनुं लक्षण—

વાયુ, ઉપરની બાજુ વેગવાન હોવાથી યોનિને ઉપરની બાજુ ઉઠાવે છે, ત્યારે પીડિત યોનિ ઉદાવર્તિત રજને મુશ્કેલીથી બહાર કાઢે છે. આર્તવ નીકળી જવાથી તે તત્ક્ષણ સુખ પામે છે. આમાં રજ ઉપર જતું હોવાથી ડાહ્યા માણસોએ ઉદાવર્તિની જાણવી. ૨૫,૨૬

कर्णिनी योनिव्यापत्तिनुं लक्षण—

પ્રસવ સમયે અકાલે પ્રવાહણ કરવાથી ગર્ભ વડે રુંધાએલ, કફ અને રકતથી મૂર્ચ્છિત થયેલો વાયુ યોનિમાં કર્ણિકા પેદા કરે છે. તે કર્ણિકા રકતના માર્ગને બંધ કરે છે. તેવી કર્ણિકાવાળીને કર્ણિની કહેવાય છે. ૨૭

पुत्रघ्नी योनि व्यापत्तिनुं लक्षण—

વાયુરૂક્ષતાને લીધે સ્ત્રીના દૂષિત રકતથી ઉત્પન્ન થયેલ ગર્ભનો વારે વારે નાશ કરે છે. તેને પુત્રઘ્ની નામની યોનિ માનવી. ૨૮½

अन्तर्मुखी योनिव्यापत्तिनुं लक्षण—

પેટ ભરીને ખાધા પછી સંભોગ કરવાથી અને વિષમ આસનમાં સ્થિત સ્ત્રીના યોનિસ્રોતમાં રહેલ અન્નપીડિત વાયુ, હાડકાં, માંસ અને વાતજ પીડા-

સહિત યોનિના મુખને વાંકું કરે છે, અત્યંત પીડા થાય છે અને મૈથુન નથી કરી શકાતું. તેને અન્તર્મુખી યોની જાણવી. ૨૯,૩૦½

સૂચીમુખી યોનિવ્યાપત્તિનું લક્ષણ—

માતાના દોષથી વાયુ પોતાની રૂક્ષતાને લીધે ગર્ભસ્થ સ્ત્રીની યોનિને દૂષિત કરીને ઝીણા મુખવાળી કરે છે. તેને સૂચીમુખી કહેવાય છે. ૩૧½

શુષ્ક યોનિવ્યાપત્તિનું લક્ષણ—

મૈથુન સમયે આવેલા વેગોને રોકનાર સ્ત્રીનો પ્રકુપિત થયેલો વાયુ ઝાડો તથા પેસાબની અટકાયત, પીડા અને યોનિમુખનો શોષ કરે છે. તેને શુષ્કયોનિ જાણવી. ૩૨½

વામિની યોનિવ્યાપત્તિનું લક્ષણ—

ગર્ભાશયમાં ગયેલ શુક્રને જે છ કે સાત દિવસ પછી, પીડા સહિત કે પીડા વિના, બહાર વહેવડાવી દે તેને વામિની કહેવાય છે. ૩૩½

ષંઢી યોનિવ્યાપત્તિનું લક્ષણ—

બીજદોષથી, ગર્ભસ્થિત વાયુ વડે ગર્ભાશયનો ઉપઘાત થવાથી, પુરુષદ્વેષી અને સ્તન વિનાની સ્ત્રી થાય છે, તેને ષંઢી કહેવાય છે અને તે અસાધ્ય છે. ૩૪½

મહાયોનિ-વ્યાપત્તિનું લક્ષણ—

દુઃખકારક શય્યામાં વિષમપણે મૈથુન કરવાથી કોપેલો વાયુ સ્ત્રીના ગર્ભાશયના અને યોનિના મુખને સ્તબ્ધ કરી દે છે. યોનિનું મુખ ઉઘાડું રહે છે, વેદના થાય છે, તેમાંથી ફીણવાળું આર્તવ વહે છે. પર્વ અને વંક્ષણના શૂલવાળી, ઊંચે આવેલ માંસવાળી તે મહાયોનિ છે. ૩૫,૩૬½

એમ યોનિમાં થતા વીશ રોગો આ લક્ષણો વડે વડે કહ્યા. ૩૭

વ્યાપન્ન યોનિનાં લક્ષણો—

આ દોષોથી દૂષિત થયેલ યોનિ વીર્ય ધારણ કરતી નથી, તેથી કરીને સ્ત્રીને ગર્ભ પણ રહેતો નથી તથા તે સ્ત્રીને ગુલ્મ, અર્શ, પ્રદર વગેરે ઘણા રોગો થાય છે અને વાયુ વગેરેથી ઘણી પીડા થાય છે. ૩૮½

યોનિવ્યાપદમાં દોષની અધિકતાનું નિરૂપણ—

આમાં જે છેવટની સોળ છે તેમાં પહેલી બે પિત્તજન્ય છે. પરિપ્લુતા અને વામિની વાતપિત્તજન્ય માની છે. કર્ણિની અને ઉપપ્લુતા વાતકફથી અને બાકીની વાતજન્ય છે. ૩૯,૪૦

તેઓના દેહને વાતાદિ દોષો પોતપોતાનાં લક્ષણોથી પીડયા કરે છે. ૪૦½

યોનિરોગનું ચિકિત્સાસૂત્ર—

વાતલ યોનિરોગમાં વાતનાશક સ્નેહન, સ્વેદન તથા બસ્તિ આદિ કર્મ કરાવવાં. પિત્તજન્યમાં રક્તપિત્તઘ્ન અને શીતલ વિધિ કરાવવી. શ્લેષ્મલમાં રૂક્ષ અને ઉષ્ણ ક્રિયા વિચક્ષણ પુરુષે કરવી. સન્નિપાતમાં અને દ્વંદ્વજમાં મિશ્ર ચિકિત્સા કરવી. વિકૃત યોનિને સ્વેદ તથા સ્નેહ આપીને ફરીથી યથાસ્થાને સ્થાપિત કરવી, વાંકી વળી ગયેલીને હાથથી નમાવવી. સંવૃતમુખીનું મુખ પહોળું કરવું. બહાર નીકળેલીને અંદર પેસાડવી. પહોળી યોનિને સાંકડી કરવી જોઈએ. કારણ કે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલ યોનિ સ્ત્રીને શલ્યરૂપ માનેલ છે. સર્વ યોનિરોગોમાં સ્નેહન અને સ્વેદન પામેલ સ્ત્રીની વમનાદિ મૃદુ પંચકર્મથી ચિકિત્સા કરવી. બધી તરફથી સુશુદ્ધ શરીરવાળીને જ બાકીનું કર્મ કરાવાય છે. ૪૧-૪૬

વાતિક યોનિરોગોની ચિકિત્સા—

વાતપીડિત સ્ત્રીઓને વાતઘ્ન કર્મ સદા હિતકર છે. વાતઘ્ન ઔષધયુક્ત જલચર તથા આનૂપ દેશનાં પ્રાણીઓનાં માંસ કે દૂધ, તલ અને તંદુલથી નાડી કે કુંભીસ્વેદથી ચિકિત્સા કરવી. સિંધવમિશ્રિત તેલ ચોપડીને અશ્મસ્વેદ, પ્રસ્તરસ્વેદ કે સંકરસ્વેદ આપવો. સ્વેદ આપ્યા બાદ નવશેકા પાણીથી સેચન કરીને વાતઘ્ન માંસરસોથી ભોજન કરાવવું. ૪૭-૪૮½

બલાઘૃત—

એક આઢક ઘી અને તેલ, બલાના બે દ્રોણુ કવાથમાં પકાવવાં. શાલવણ, ક્ષીરવિદારી, ડોડી, શતાવરી, ઋષભક, જીવક, ગોરખમુંડી, લીંડીપીપર, મુદ્ગપર્ણી, પીલુપર્ણી, માષપર્ણી, સાકર, ક્ષીરકાકોલી અને કાકનાસાના કલ્કથી ચાર ગણા દૂધમાં પકાવેલ સ્નેહ બળ પ્રમાણે પીવો. તે વાત અને પિત્તજન્ય રોગોને હણીને ગર્ભ ધારણ કરાવે છે. શીવણ, ત્રિફલા, દ્રાક્ષ, કાસુંદ્રો, ફાલસાં, સાટોડી હળદર, દારુહળદર, કાકનાસા, કાંટાશેળિયો, શતાવરી અને ગળો–દરેકના ૧ અક્ષના કલ્કથી ૧ પ્રસ્થ ઘી પકાવવું. યોનિવાતહર અને પરમ ગર્ભદાયક તે પીવું. ૪૯–૫૩૩

પિપ્યલ્યાદિ પ્રયોગ—

લીંડીપીપર, કાળીજીરી, જીરું, અરડૂસો, સિંધવ, ઘોડાવજ, જવખાર, અજમો, સાકર અને ચિત્રકમૂળ એટલાંને વાટી ઘીમાં શેકીને, યોનિ અને પડખાંની વેદના, હૃદયરોગ, ગુલ્મ અને અર્શ મટાડવા માટે, પ્રસન્ના સાથે પીવાં. ૫૪–૫૫૩

વાતજન્ય યોનિરોગોમાં બીજા પ્રયોગો—

અરડૂસો, બીજોરાનાં મૂળ, મદયન્તિકા, લીંડીપીપર, શાહજીરું તથા સિંધવ મદ્ય સાથે પીવાં. ૫૬૩

શૂલમાં રાસ્ના, ગોખરુ અને અરડૂસાથી પકાવેલું દૂધ પીવું. ૫૭

ગળો, ત્રિફળા અને દંતીમૂળના કવાથથી પરિષેચન કરવું. સિંધવ, તગર, કઠ, ઊભી ભોંરીંગણી, દેવદાર-સરખા ભાગે લઈ તેમના કલ્કથી પકાવેલ તેલ, પીડા નાશ કરવા માટે ધારણ કરવું. ૫૮૩

ગળો, માલતી, રાસ્ના, બલા, જેઠીમધ, ચિત્રક, બેઠી ભોંરીંગણી, દેવદાર, જૂઈ–દરેક ૧ કર્ષથી ૧ પ્રસ્થ તેલ બમણાં ગોમૂત્ર તથા ગાયના દૂધમાં પકાવવું. ૫૯-૬૦૩

વાતપીડિત યોનિમાં તેનું પોતું ધારણ કરાવવું તથા તેનાથી ઉત્તર બસ્તિ આપવી. વાતજન્ય યોનિરોગમાં પરિષેચન, અભ્યંગ અને પોતું ઉષ્ણ અને સ્નિગ્ધ હોવાં જોઈએ અને સ્નેહન માટે તેલ વાપરવું. વાતિક યોનિરોગમાં નવશેકા તેલથી અભ્યંગ કરીને જટામાંસીનો કલ્ક, પિત્તજન્યમાં પંચવલ્કનો અને કફજન્યમાં શ્યામાદિનો કલ્ક ધારણ કરાવવો. ૬૧,૬૨

પિત્તજન્ય યોનિરોગની ચિકિત્સા—

પિત્તજન્ય યોનિરોગમાં પરિષેચન, અભ્યંગ અને પોતાં વગેરે ક્રિયા શીતલ અને પિત્તઘ્ન કરવી જોઈએ. સ્નેહનને માટે ઘી વાપરવું. અને તે ઘી વૈદ્યે પિત્તઘ્ન ઔષધોથી પકાવવાં જોઈએ. ૬૩૩

શતાવરી ઘૃત—

શતાવરીનાં મૂળ ૪ તુલા–બરાબર પીલીને તેનો રસ કાઢવો. રસ જેટલું જ દૂધ લઈને એક આઢક ઘી પકાવવું. જીવનીય દ્રવ્યો, શતાવરી, દ્રાક્ષ, ફાલસાં, ચારોળી–એ દરેક એક એક અક્ષ અને જેઠીમધ બે અક્ષ નાખી વૈદ્યે પકાવવું. પકાવ્યા બાદ શીતલ થયે સર્વ અને લીંડીપીપર દરેક ૮ પલ અને સાકર ૧૦ પલ મેળવીને એક કર્ષ ચાટવું. તે યોનિરોગ અને આર્તવિના તથા વીર્યના દોષો હરે છે અને વૃષ્ય અને પુંસવન છે. ક્ષત, ક્ષય, રક્તપિત્ત, કાસ, શ્વાસ, હલીમક, કામલા, વાતરક્ત, વીસર્પ, હૃદયરોગ, શિરોગ્રહ, ઉન્માદ, અરતિ, અપસ્માર તથા વાતજન્ય અને પિત્તજન્ય રોગોને તે જીતે છે. ૬૪–૬૮૩

આમ બૃહત્શતાવરી ઘૃત કહ્યું.

જીવનીય ઘૃત—

એ મુજબ જીવનીય ગણનાં દ્રવ્યોથી પકાવેલ દૂધમાંથી કાઢેલું ઘી ગર્ભદાતા અને પિત્તલ યોનિનું ઔષધ છે. ૬૯૩

કફજન્ય યોનિરોગોની ચિકિત્સા—

કફથી દૂષિત યોનિરોગમાં વરાહના પિત્તમાં ઘણી વખત ભાવના આપેલ વસ્ત્રખંડની બનાવેલ સંશોધન વર્તિ હિતકારક છે. સિંધવસહિત જવના લોટને આકડાના દૂધની ભાવના આપીને બનાવેલી વર્તિ વારે વારે ધારણ કરવી અને ત્યાર બાદ નવશેકા પાણીથી પરિષેક કરવો. ૭૦–૭૧૩

पिप्पल्यादि वर्ति—

લીંડીપીપર, મરી, અડદ, સુવા, કઠ અને સિંધવથી બનાવેલ તર્જની આંગળી જેવડી, યોનિશોધન કરનારી વર્તિ ધારણ કરવી જોઈએ. ૭૨ ફૈ

उदुम्बरादि तैल—

કાચા ઉમરડા, પંચવલ્કલ એટલે વડ, ઉમરડો, પીપળો, પીપળી અને વેતસ તથા પરવળ, માલતી તથા લીમડાનાં પાન ૧ દ્રોણ, પાણી ૧ દ્રોણમાં આખી રાત્રિ રાખીને તે પાણીમાં ૧ પ્રસ્થ તેલ પકાવવું. લાખ, ધાવડો, ખાખરો તથા શીમળાની છાલ તથા ગુંદરનો કલ્ક નાખીને પકાવેલ તે તેલનું પોતું યોનિમાં રાખવું. સાકરવાળા ઠંડા કવાથથી પરિષેક કરવો. સાત દિવસ સુધી આ મુજબ કરવાથી ચીકણી, વિવૃત, લાંબા કાળથી દૂષિત અને દારુણ યોનિ શીઘ્ર શુધ્ધ થાય છે અને તે ગર્ભ પણ ધારણ કરે છે. ૭૩–૭૬ ફૈ

उदुम्बरના દૂધનો પ્રયોગ—

ઉમરડાના દૂધથી છ વખત ભાવના આપેલ તલનું તેલ ઉમરડાના કવાથમાં પકાવીને પ્રથમની જેમ તેનું પોતું ધારણ કરવું. ૭૭ ફૈ

धातक्यादि तैल—

ધાવડીનાં ફૂલ, આમલીનાં પાન, સ્રોતાંજન, જેઠીમધ, કમળ, જાંબુના ઠળિયા. આંબાની ગોટલી, હીરાકસી, લોધર, કાયફળ, ટીંબરવો, ફટકડી, દાડમની છાલ અને કાચો ઉમરડો–દરેક એક અક્ષથી એક પ્રસ્થ તેલ બમણાં બકરીનાં મૂત્ર તથા દૂધમાં પકાવવું. તેનાથી યોનિમાં પોતું ધારણ કરાવવું અને ઉત્તરબસ્તિ આપવી; કેડ, પીઠ અને ત્રિક ઉપર અભ્યંગ કરવો; અને આસ્થાપન બસ્તિ આપવી; તેનાથી ચીકણી, સ્રાવવાળી, વિપ્લુતા, યોનિ ઉપપ્લુતા યોનિ, ઉત્તાના યોનિ, ઉન્નતા યોનિ અને ફાટ તથા શૂલવાળી સૂજેલી યોનિ સાધ્ય થાય છે. ૭૮–૮૧

करीरादि प्रयोग—

કેરડો, ધાવડો, લીમડો, આકડો, વાંસ, અંબાડો, જાંબુ, જિંગિની અને અરડૂસાનાં મૂળના કવાથમાં માર્દ્વીક, સીધુ અને સુરકા મેળવીને યોનિ ધોવાથી યોનિસ્રાવનો નાશ થાય છે; અથવા તો ત્રિફલાના કવાથમાં છાસ, ગોમૂત્ર અને સુરકો મેળવીને યોનિ ધોવી. ૭૩–૮૩ ફૈ

लोहभस्मનો प्रयोग—

મધની સાથે લીંડીપીપર, લોહભસ્મ અને હરડેનો પ્રયોગ હિતકર્તા છે. કફલ યોનિરોગોમાં કટુદ્રવ્યપ્રધાન ગોમૂત્રયુક્ત બસ્તિઓ હિતકારક છે. પિત્તજન્યમાં મધુર દ્રવ્યયુક્ત દૂધની, વાતજન્યમાં અમ્લ દ્રવ્ય યુક્ત તૈલની અને સન્નિપાતજન્યમાં સાધારણ ચિકિત્સા હિતકર્તા છે. ૮૪–૮૫ ફૈ

असृग्दरनी चिकित्सा—

રકતયોનિમાં રકતના રંગ ઉપરથી દોષનો અનુબન્ધ જોયા બાદ દોષોનુસાર લોહી અટકાવવાનું ઔષધ કરવું. તલનું ચૂર્ણ, દહીં, ઘી, ગોળની રાબ, સુવરની વસા મધ સાથે પીવાથી વાતજન્ય પ્રદર મટે છે. વાતાધિક પ્રદરમાં કળથીના કવાથ સાથે મેદ વધારનાર વરાહનો માંસરસ કે સાકર, મધ, જેઠીમધ કે સૂંઠ સાથે દહીં ખવરાવવું. ક્ષીરવિદારી, કમળ, કમળકન્દ, કમલનાલ, પીળું ચંદન અને મોથ–દૂધ, સાકર અને મધ સાથે પિત્તજન્ય પ્રદરમાં પીવાં. ૮૬–૮૯ ફૈ

पुष्यानुग चूर्ण—

કાળીપાટ, જાંબુના ઠળિયા, કેરીની ગોટલી, પાષાણભેદ, રસાંજન, કાળીપાટ, મોચરસ, સમંગા, કડાછાલ, કેસર, અતિવિષની કળી, બીલું, નાગરમોથ, લોધર, સોનાગેરુ, અરડૂસો, મરી, સૂંઠ, દ્રાક્ષ, રતાંજલી, કાયફૂલ, ઇન્દ્રજવ, અનન્તમૂળ, ધાવડીનાં ફૂલ, જેઠીમધ અને અર્જુન–પુષ્ય નક્ષત્રમાં સરખા ભાગે લાવીને સૂક્ષ્મ ચૂર્ણ કરવું. તે મધ સાથે મેળવીને ચોખાના ધોણ સાથે અર્શ અને અતિસારમાં જે રકત જાય છે તેનો તથા બાલકોના આગન્તુક દોષોનો પણ નાશ કરે છે. યોનિદોષ અને સ્ત્રીના સફેદ, નીલ, પીળા, શ્યામ અને અરુણ રંગના રજોદોષને બળપૂર્વક

શમાવી દે છે. આ આત્રેયે વખાણેલ પુષ્યાનુગ નામનું હિતકર ચૂર્ણ છે. ૯૦-૯૫½

આ પ્રમાણે પુષ્યાનુગ નામનું ચૂર્ણ કહ્યું.

असृग्दरमां केटलाक योगो—

તાંદળજાનું મૂળ કે રસાંજન મધસહિત ચોખાના ધોણ સાથે પીવું; અથવા લાખ બકરીના દૂધ સાથે પીવી. ઘીમાં સેકેલાં રાયણ અને કોઠનાં પાનના કલ્ક પિત્તહર અને વાતહર છે. સર્વથા રક્તપિત્ત મટાડનાર જેઠીમધ, ત્રિફલા, લોધર, નાગરમોથ, સોરઠીમાટી અને મધ પિત્તજન્યમાં પીવાં; અથવા કફજન્ય પ્રદરમાં લીમડો અને ગળો મધ સાથે પીવાં. પિત્તજન્ય પ્રદરમાં વિરેચન કે મહાતિક્ત ઘૃત પીવું અને ગર્ભસ્રાવમાં હિતકર જે જે કહ્યું છે તે કરાવવું. ૯૬-૯૯½

विविध योनिरोगोनी चिकित्सा—

શીવણ અને કડાથી પકાવેલ ઘીની ઉત્તર બસ્તિ રક્તયોનિ, અરજસ્કા યોનિ અને પુત્રઘ્ની યોનિ માટે હિતકારક છે. ૧૦૦½

હરણ, બકરી, ઘેટું અને સૂવર એઓનું રક્ત ખાટું દહીં, મદ્ય અને ઘી સાથે અથવા જીવનીય ગણનાં દ્રવ્યોથી પકાવેલ દૂધ સાથે અરજસ્કા યોનિમાં પીવું. ૧૦૧½

કર્ણિની, અચરણા, શુષ્ક અને પ્રાક્ચરણા યોનિમાં તથા કફવાતજન્ય યોનિરોગમાં ઉત્તર બસ્તિ દ્વારા તેલ દેવું. ૧૦૨½

ગાયનું પિત્ત કે માછલીના પિત્તમાં ૨૧ વખત ભાવના દીધેલ અળસીનું વસ્ત્ર કે સુરાબીજનું ચૂર્ણ મધ મેળવીને યોનિમાં ધારણ કરાવવું. તે અચરણા યોનિ મટાડે છે અને સ્રોતોનું શોધન કરનાર, ખરજ, ક્લેદ અને સોજા મટાડનાર છે. ૧૦૩,૧૦૪

પ્રાક્ચરણા અને અતિચરણામાં વાતઘ્ન દ્રવ્યોથી સો વખત પકાવેલા તેલથી આસ્થાપન અને અનુવાસન બસ્તિઓ આપવી અને વાતઘ્ન સ્નેહદ્રવ્યો, આહારો તથા ઉપનાહોથી યુક્તિપૂર્વક સ્વેદન કરાવવું. ૧૦૫½

સુવા, જવ, ઘઉં, સુરાબીજ, કઠ, ધઉંલા, બલા, ઉંદરકની અને શ્યાહ્વ—એનાથી બનાવેલ ઉત્કારિકા ધારણ કરવી. ૧૦૬½

વામિની અને ઉપપ્લુતા યોનિમાં સ્નેહન સ્વેદન આદિ કર્મ કરવું; પછી સ્નેહનાં પોતાં ધારણ કરાવવાં; ત્યાર બાદ સંતર્પણ કરવું. ૧૦૭½

શાલેડી, જિંગિની, જાંબુડો, ધાવડો તથા પંચવલ્કલ વૃક્ષોની છાલના કવાથથી પકાવેલ સ્નેહનું પોતું ધારણ કરવાથી વિપ્લુતા યોનિ મટે છે. ૧૦૮½

કર્ણિની યોનિમાં કઠ, લીંડીપીપર અને આકડાના અગ્રભાગ અને સિંધવની બકરાના મૂત્રથી બનાવેલી વર્તિ ધારણ કરાવવી તથા શ્લેષ્મઘ્ન બધી ચિકિત્સા કરવી. ૧૦૯½

ત્રૈવૃત સ્નેહ, સ્વેદન, ગ્રામ્ય-આનુપ અને જલચર પ્રાણીઓના માંસરસો અને દશમૂળથી પકાવેલ દૂધની બસ્તિ—એ ઉદાવર્તા અને વાતજન્ય યોનિમાં હિતકર છે. ત્રૈવૃત સ્નેહથી અનુવાસન અને ઉત્તર બસ્તિ આપવી. ૧૧૧

એ જ કર્મ મહાયોનિ અને સ્રસ્તા યોનિમાં કરવું. ઋક્ષ અને સૂવરની વસા તથા મધુર દ્રવ્યોથી પકાવેલ ઘી મહાયોનિમાં ભરીને અળસીના વસ્ત્રના કટકાથી બંધન કરવું. ૧૧૨½

પ્રસ્રસ્તા યોનિને ઘીથી અભ્યંગ કરી દૂધથી સ્વેદન આપીને અંદર બેસાડીને, મૂત્રકાલ સુધી વેશવારનો પિંડ મૂકીને બાંધી દેવી. બધા યોનિરોગમાં અને ખાસ કરીને મહાયોનિમાં વાતરોગની જે જે ચિકિત્સા કહી છે તે તે બુદ્ધિમાને કરાવવી. ૧૧૩,૧૧૪½

योनिरोगोमां प्रथम वातनुं शमन करवुं जोईए—

વાયુ વિના સ્ત્રીઓની યોનિ દૂષિત થતી નથી માટે તેનું શમન કર્યા બાદ બીજા દોષનું ઔષધ કરવું. ૧૧૫½

श्वेत प्रदरनी चिकित्सा—

રગતરોહિડાના મૂળનો કલ્ક શ્વેત પ્રદરમાં પીવો. અથવા આમળાંના ઠળિયાનો કલ્ક સાકર તથા મધ સહિત પાણી સાથે પીવો; અથવા આમળાંનું ચૂર્ણ કે રસ મધ સાથે તે સ્ત્રીને ચટાડવું. ૧૧૬,૧૧૭

તથા લોધરનો કલ્ક વડની છાલના કવાથ સાથે પીવો. અથવા યોનિસ્રાવમાં વડની છાલના કવાથથી ભાવના

દીધેલ અળસીના વસ્ત્રને યોનિમાં ધારણ કરવું. અથવા યોનિમાં સ્નેહ ચોપડીને મધથી બનાવેલ પીપળની છાલના ચૂર્ણના, લોધરના, ધઉંલાના કે જેઠીમધના પિંડ ધારણ કરવા. સ્રાવને દૂર કરવા માટે કષાય રસવાળાં દ્રવ્યોની મધયુક્ત વર્તિ ધારણ કરવી. અથવા સ્નેહ ચોપડીને સરલ, ગૂગળ તથા જવમાં ઘી મેળવીને કે કુટુમતસ્યોના ચૂર્ણમાં તેલ મેળવીને ધૂપન કરવું. ૧૧૮-૧૨૦

યોનિરોગોમાં આવસ્થિકી ચિકિત્સા—

હીરાકસી, ત્રિફળા, ફટકડી, સમંગા, કેરીની ગોટલી અને ધાવડીનાં ફૂલનું ચૂર્ણ મધ સાથે ધારણ કરવાથી પિચ્છિલ યોનિમાં વિશદતા કરનાર છે. ૧૨૧½

ખાખરો, શાળની અને જાંબુડાની છાલ, સમંગા, મોચરસ અને ધાવડીનાં ફૂલનો કલ્ક યોનિની પિચ્છિલતા અને કલેદનું સ્તંભન કરનાર છે. ૧૨૨½

સ્તબ્ધ યોનિની ચિકિત્સા—

સ્તબ્ધ અને કર્કશ યોનિમાં મૃદુતા કરનાર કર્મ કરવું. ૧૨૩

યોનિદૌર્ગન્ધ્યની ચિકિત્સા—

યોનિમાં વેસવાર, પાયસ કે કૃશરા ધારણ કરવી. તથા દુર્ગન્ધથી યુક્ત યોનિમાં તૌવર કષાય અથવા સર્વગન્ધોનું ચૂર્ણ કે કલ્ક ખરાબ ગન્ધનો નાશ કરે છે. ૧૨૪½

એ પ્રમાણે યોનિ શુદ્ધ થતાં, અદુષ્ટ અને પ્રાકૃત બીજમાં જવોપક્રમણ થતાં, સ્ત્રીને ગર્ભ રહે છે. ૧૨૫½

વીર્યના દોષોની વર્ણથી પરીક્ષા કરીને જો દુષ્ટ હોય તો પંચકર્મથી શુદ્ધ પુરુષની પણ તે તે દોષનાશક ઔષધોથી ચિકિત્સા કરવી. ૧૨૬½

તે બાબતમાં શ્લોકો છે:—

તત્ત્વદર્શી મુનિએ યોનિવ્યાપત્તિઓને તેઓનાં લક્ષણ, નિદાન અને ચિકિત્સાસહિત વિસ્તારપૂર્વક બરાબર કહી. ૧૨૭½

શુક્રદોષના વિષયમાં આત્રેયને અગ્નિવેશના પ્રશ્નો—

અગ્નિવેશે વૈદ્યવર આત્રેયની પાસે જઈને ફરીવાર પૂછ્યું; 'હે નિષ્પાપ! આપે 'રોગસંગ્રહાધ્યાય'માં પુરુષોના શુક્રના આઠ દોષો બતાવ્યા છે. હે વૈદ્યશ્રેષ્ઠ! તેમનો નિઃશેષ હેતુ, દૂષિત અને પ્રકૃતિસ્થનાં લક્ષણ, સંપૂર્ણ ચિકિત્સા, ચાર પ્રકારની કલીબતા અને યોનિરોગના ઉપદ્રવોમાં જે પ્રદર કહ્યો તેનાં તત્ત્વપૂર્ણ નિદાન, લક્ષણ અને ચિકિત્સા—સંક્ષેપ અને વિસ્તારપૂર્વક, હે શ્રેષ્ઠ વૈદ્ય! આપ કહો.' ૧૨૮-૧૩૧½

મુનિપુંગવે તે જિજ્ઞાસુને કહ્યું. ૧૩૨

દુષ્ટ શુક્ર બીજરૂપ હોતું નથી—

જેથી મૈથુનના સમયમાં, કામદેવના કારણે પેદા થયેલ પુરુષનું શુક્ર બીજ કહેવાય છે તે હું કહું છું તે તું સાંભળ. ૧૩૩

જેમ બીજ અકાલ વર્ષા, કૃમિ, કીટ તથા અગ્નિથી દૂષિત થતાં ઊગતું નથી તેમ શરીરીઓમાં સંદુષ્ટ વીર્યનું પણ જાણવું. ૧૩૪

શુક્રની દુષ્ટિનાં નિદાન અને સંપ્રાપ્તિ—

અત્યંત મૈથુન, અત્યંત વ્યાયામ, અસાત્મ્ય સેવન, અકાળે કે અયોનિમાં મૈથુન કે સર્વથા મૈથુનત્યાગથી; રૂક્ષ, તિક્ત, કષાય, અતિ લવણ, અમ્લ અને ઉષ્ણ વસ્તુઓના સેવનથી; અરસ્ક્ત સ્ત્રીઓમાં ગમન કરવાથી, વૃદ્ધાવસ્થાથી, ચિન્તાથી, શોકથી, અવિશ્વાસથી, શસ્ત્રકર્મ-ક્ષારકર્મ કે અગ્નિકર્મના વિભ્રમથી, ભયથી, ક્રોધથી, અભિચારથી કે વ્યાધિથી કૃશ થયેલ મનુષ્યના, વેગ ધારણ કરવાથી, ક્ષતથી કે ધાતુઓની દુષ્ટિથી દુષ્ટ થયેલા દોષો જુદા જુદા કે બધા રેતોવહા શિરાને પ્રાપ્ત થઈને શીઘ્ર શુક્રને દૂષિત કરે છે. ૧૩૫-૧૩૮

શુક્રદોષના ભેદો—

તે હું વિભાગે કરીને કહીશ-

ફીણવાળું, પાતળું, રુક્ષ, વિવર્ણ, પૂતિ, ચીકણું, બીજી ધાતુથી યુક્ત અને અવસાદ-એ આઠ શુક્રના દોષ છે. ૧૩૯½

वातथी दूषित शुक्रनुं लक्षण—

ફીણવાળું, પાતળું, રૂક્ષ, કૃચ્છ્રતાથી થોડું આવતું વીર્ય વાતદુષ્ટ છે અને તેનાથી ગર્ભ રહેતો નથી. ૧૪૦½

पित्तथी दूषित शुक्रनुं लक्षण—

નીલ કે પીત, અતિ ઉષ્ણ, ખરાબ ગંધવાળું અને લિંગને દાહ કરતું બહાર આવે તેને પિત્તદૂષિત શુક્ર જાણવું. ૧૪૧½

कफथी दूषित शुक्रनुं लक्षण—

કફદૂષિત બહુમાર્ગવાળું, અત્યંત પિચ્છિલ હોય છે. ૧૪૨

रक्तयुक्त शुक्रनुं लक्षण—

અતિ સ્ત્રીગમનથી, અભિઘાતથી કે ક્ષતથી ઘણુંખરું પ્રાણીનું વીર્ય રક્તયુક્ત પ્રવર્તે છે. ૧૪૩

अवसादी शुक्रनुं लक्षण—

વેગ ધારણ કરવાથી વાયુ વડે રસ્તામાં રોકાએલ વીર્ય ગંઠાઈ, અવસાદી થઈને મુશ્કેલીએ આવે છે. આ આઠમો દોષ–એમ શુક્રના આઠ દોષો લક્ષણસહિત કહ્યા. ૧૪૪½

शुद्ध शुक्रनुं लक्षण—

સ્નિગ્ધ, ઘન, ચીકણું, મધુર, અવિદાહી, શ્વેત અને સ્ફટિક જેવા વીર્યને શુદ્ધ જાણવું. ૧૪૫½

शुक्रदोषनी चिकित्सा—

જયારે વીર્ય દુષ્ટ થાય ત્યારે ઉપયોગથી સુખ અને હિતકર વાજીકરણ યોગો વડે, રક્તપિત્તહર યોગો વડે અને યોનિરોગનાશક યોગો વડે તેની ચિકિત્સા કરવી. ૧૪૬–૧૪૭

જીવનીય ઘૃત, ચ્યવનપ્રાશ, તેમજ શિલાજિતનો પ્રયોગ શુક્રના દોષોને દૂર કરે છે. ૧૪૮

વાતદુષ્ટ શુક્રમાં અનુવાસનસહિત નિરૂહ બસ્તિઓ, પિત્તદુષ્ટમાં અભયામલકીય–રસાયન અને કફજન્ય શુક્રદોષને લીંડીપીપર, આમલકી-રસાયન-લોહ-રસાયન, ત્રિફલા-રસાયન અને ભલ્લાતક-રસાયન હણે છે. ૧૪૯, ૧૫૦

જે શુક્ર બીજી ધાતુના સંસર્ગવાળું હોય તેને જોઈને યુક્તિપુરઃસર રોગ પ્રમાણે દોષ તથા ધાતુની મુજબ ચિકિત્સા કરવી. ૧૫૧

ઘૃતો, દૂધ, માંસરસ, શાલિ ચોખા, જવ, ઘઉં, સાઠી ચોખા–એ અને ખાસ કરીને બસ્તિકર્મ શુક્રના દોષોમાં પ્રશસ્ત છે. ૧૫૨

એમ મુનિએ શુક્રના આઠ દોષોની ચિકિત્સા કહી. ૧૫૨½

क्लैब्यनां निदान अने सामान्य लक्षणो—

વીર્યના દોષથી ક્લીબતા ઉદ્ભવે છે અને તેની શુદ્ધિથી મટે છે; તેથી, હે અગ્નિવેશ ! તને હું યથાવત્ કહીશ. ૧૫૩½

બીજ અને ધ્વજના ઉપઘાતથી, વૃદ્ધવસ્થાથી અને શુક્રના ક્ષયથી નપુંસકતા આવે છે તેનાં સામાન્ય લક્ષણો સાંભળ. ૧૫૪½

રોજ મૈથુનેચ્છામાં આસક્ત રહેતો હોવા છતાં, પ્રિય અને વશ્ય સ્ત્રી હોવા છતાં પણ, જે લિંગની શિથિલતાને લીધે સ્ત્રીગમન કરતો નથી અથવા કોઈ વખતે ગમન કરે તો શ્વાસ ચઢે છે અને પરસેવો વળી જાય છે અને તેના મનોરથ અને ચેષ્ટાઓ અફળ થઈ જાય છે. તેનું શિશ્ન મ્લાન રહે છે અને રોગી નિર્બીજ હોય છે. તે નપુંસકતાનું લક્ષણ છે. આ મુજબ સામાન્ય લક્ષણ કહ્યું, તે વિસ્તારથી કહેવાય છે. ૧૫૪–૧૫૭

बीजोपघातजन्य क्लैब्यनां लक्षणो—

શીતળ, રૂક્ષ, અલ્પ, સંકિલષ્ટ, વિરુદ્ધ અને અજીર્ણમાં ભોજન કરવાથી; શોક, ચિંતા, ભય, ત્રાસ કે સ્ત્રીઓનાં અતિ સેવનથી; અભિચારથી પ્રેમ

ન હોવાથી અને રસાદિ ધાતુઓના ક્ષયથી, વાતાદિ દોષોની વિષમતાથી તથા અનશનથી, શ્રમથી, સ્ત્રીઓમાં રસજ્ઞતા નહિ હોવાથી અને પંચકર્મના અપચારથી બીજનો ઉપઘાત થાય છે. તેથી મનુષ્ય પાંડુવર્ણનો, અત્યંત દુર્બલ, અલ્પ ઉત્સાહી, સ્ત્રીઓમાં અલ્પ હર્ષવાળો થાય છે; અને તે હૃદયરોગ, પાંડુરોગ, તમક, કામલા, શ્રમ, વમન, અતિસાર, શૂલ, કાસ તથા જ્વરથી પીડાય છે. આ બીજોપઘાતજન્ય નપુંસકતા કહી. ૧૫૮-૧૬૧½

ધ્વજભંગજન્ય ક્લૈબ્યનાં લક્ષણો—

ધ્વજભંગથી થતી નપુંસકતા હવે સાંભળ.

અતિ અમ્લ, લવણ, ક્ષાર, વિરુદ્ધ અને અસાત્મ્ય ભોજનથી, ઘણું પાણી પીવાથી, વિષમાશન-મિષ્ટાન્ન અને ગુરુ ભોજનથી, દહીં-દૂધ અને આનૂપ માંસના સેવનથી, વ્યાધિથી કર્ષણ થવાથી, કન્યાગમનથી, અયોનિગમનથી; દીર્ઘરોગિણી, લાંબા વખતથી ત્યક્તા, રજસ્વલા, દુર્ગન્ધયોનિ, દુષ્ટયોનિ અને પરિસ્રુતાયોનિવાળી એવી સ્ત્રીમાં કામહર્ષિત જે પુરુષ ગમન કરે છે અથવા ચોપગાંના ગમનથી, મુષ્કનો અભિઘાત થવાથી, લિંગ ન ધોવાથી, લિંગ પર શસ્ત્ર-દાંત કે નખનો ઘા પડવાથી, લાકડાનો પ્રહાર થવાથી, પીલાઈ જવાથી કે શુક્રના અતિશય સેવનથી કે વીર્યના પ્રતિઘાતથી ધ્વજભંગ થાય છે. ૧૬૨-૧૬૭½

હવે પછી તેનાં જે રૂપો થાય છે તે કહીશ.

સોજો, પીડા અને લિંગની રતાશ જણાય છે, તીવ્ર સ્ફોટ થાય છે અને લિંગનો પાક પણ થાય છે. લિંગના માંસની વૃદ્ધિ થાય છે અને શીઘ્ર વ્રણો પણ થાય છે. સ્રાવ જલ જેવો, શ્યાવ અને અરુણ રંગનો અને લિંગના પરિગ્રહમાં કઠણ વર્તુલ થાય છે. જ્વર,તૃષ્ણા,ભ્રમ, મૂર્ચ્છા અને ઉલટી પણ તેને થાય છે. લાલ, કાળા, નીલા વર્ણનું અને ડહોળું રક્ત નીકળે છે. બસ્તિ, વૃષણ, સીવની અને વંક્ષણમાં અગ્નિથી દાઝ્યા જેવો તીવ્ર દાહ અને વેદના થાય છે. કોઈ વખતે ચીકણો, પાંડુ સ્રાવ થાય છે. મન્દ, સ્તિમિત અને અલ્પ સ્રાવયુક્ત સોજો થાય છે. તે લાંબા કાળે પાકે છે અથવા તો એકદમ છૂટકારો થાય છે. કૃમિઓ પેદા થાય છે, લિંગ ક્લેદ અને ખરાબ ગન્ધવાળું થાય છે અને લિંગનો મણી ખરી પડે છે; અથવા તો આખું લિંગ અને વૃષણો પણ ખરી પડે છે.

આ ધ્વજભંગકૃત ક્લૈબ્ય કહ્યું. એને કેટલાક પાંચમા પ્રકારનો ધ્વજભંગ પણ કહે છે. ૧૬૮-૧૭૫½

વૃદ્ધાવસ્થાથી થયેલ ક્લૈબ્યનાં લક્ષણો—

હવે વૃદ્ધત્વને લીધે થતું ક્લૈબ્ય કહું છું તે સાંભળ. ૧૭૬

બાલ્યાવસ્થા, મધ્યાવસ્થા અને પ્રવર-વૃદ્ધાવસ્થા એમ વય ત્રણ પ્રકારનું કહેવાય છે. હવે વૃધ્ધ વયવાળા મનુષ્યોનું વીર્ય ઘણું કરી ક્ષીણ થાય છે. ૧૭૭

રસાદિ ધાતુઓના ક્ષયથી અને અવૃષ્ય વસ્તુના સેવનથી, બલ-વીર્ય અને ઇન્દ્રિયોનો ક્રમશઃ ક્ષય થવાથી, આયુષ્યનો ક્ષય થવાથી, અનાહારથી, શ્રમથી, થાકથી—એ બધાં કારણોથી પુરુષોમાં વૃદ્ધાવસ્થાજન્ય ક્લૈબ્ય આવે છે. તેથી તે મનુષ્ય અત્યન્ત ક્ષીણધાતુ, અતિ દુર્બલ, વિવર્ણ, વિહ્વળ તથા દીન થઈ જાય છે અને તેને વ્યાધિઓ પણ એકદમ થાય છે. આ જરાસંભવ ક્લૈબ્ય છે. ૧૭૮-૧૮૦

ધાતુક્ષયથી થયેલ ક્લૈબ્યનાં લક્ષણો—

હવે ક્ષયથી થતું ચોથું ક્લૈબ્ય સાંભળ. અતિ ચિન્તા કરવાથી, શોકથી, ક્રોધથી, ભયથી, ઈર્ષ્યાથી, ઉત્કંઠાથી, મદથી અને ગ્લાનિથી જે મનુષ્ય સદા ગ્રસ્ત રહે છે અથવા જે કૃશ પુરુષ રૂક્ષ અન્નપાન અને ઔષધનું સેવન કરે છે, જે દુર્બલ પ્રકૃતિનો મનુષ્ય ઉપવાસ કરે તો અને અસાત્મ્ય ભોજનથી પણ મનુષ્યોના હૃદયમાં રહેલો, પ્રધાન ધાતુ જે રસ છે, તે એકદમ ક્ષીણતા પામે છે. પછી તે મનુષ્યની રક્તથી માંડી શુક્ર સુધીની ધાતુઓ પણ ક્ષીણ થાય છે અને તે ધાતુઓનું પરમ ધામ શુક્ર છે. જે પુરુષ મનના અતિહર્ષથી અતિશય મૈથુન સેવન કરે છે તેનું શુક્ર શીઘ્ર ક્ષીણ થાય છે અને પછી તેને ક્ષય થાય છે, ઘોર રોગ થાય છે કે મરી

પણ જાય છે. માટે આરોગ્યની ઇચ્છા રાખનારે વિશેષે કરીને શુક્રની રક્ષા કરવી જોઈએ. એમ નિદાન અને લક્ષણસહિત ચાર પ્રકારનું ક્લૈબ્ય કહ્યું. ૧૮૧-૧૮૭

केटलाकना मत प्रमाणे क्लैब्यनां लक्षणो—

કેટલાક ધ્વજભંગથી થયેલા અને ક્ષયથી થયેલા નપુંસકપણાને અસાધ્ય કહે છે. શેફના છેદનથી કે અંડને કાઢી નાખવાથી જે નપુંસકતા આવે છે તે પણ અસાધ્ય છે. ૧૮૮

માતા, પિતાના બીજના દોષથી અથવા જ્યારે અપુણ્યાત્મા ગર્ભસ્થ પ્રાણીનાં પૂર્વજન્મકૃત ખરાબ કર્મોને કારણે વાતાદિ દોષ રેતોવહા શિરાઓમાં પહોંચીને તેમનું તરત શોષણ કરે છે ત્યારે તેઓનો નાશ થતાં, શુક્રનો પણ નાશ થાય છે. તેનાથી, તે સંપૂર્ણ અંગવાળો છતાં યે નપુંસક પુરુષ થાય છે. ૧૮૯-૧૯૦

ત્રિદોષની ઉત્કટતાને લઈને આ અસાધ્ય કહેલ છે. અહીંથી આગળ સંક્ષેપ ને વિસ્તારપૂર્વક ચિકિત્સા સાંભળ. ૧૯૧

क्लैब्यनी चिकित्सा—

હે નિષ્પાપ! મેં જે શુક્રદોષોમાં ઔષધ કહ્યું તે અને જે ક્ષતક્ષીણને હિતકર છે તે ઔષધ નપુંસકતા મટાડવા માટે કરવાં જોઈએ. ૧૯૨

બસ્તિઓ, દૂધો, ઘૃતો અને જે વૃષ્યયોગો છે તથા રસાયનપ્રયોગો છે તે બધાંને તથા ઔષધ અને કાળને જાણનારે દેહ, દોષ તથા અગ્નિબળને જોઈને યોજવાં. અતિમૈથુનજન્ય નપુંસકતામાં હેતુવિપરીત ચિકિત્સા કરવી. અભિચારજન્ય નપુંસકતામાં દૈવવ્યપાશ્રય ચિકિત્સા કરવી. એમ નપુંસકતા મટાડવા માટે સંક્ષેપમાં ઔષધ કહ્યું. ૧૯૩-૧૯૫

હવે ફરીથી નપુંસકતાનું ઔષધ વિસ્તારપૂર્વક કહીશ.

સારી પેઠે સ્નેહ અને સ્વેદ પામેલ શરીરવાળા રોગીને સ્નેહયુક્ત વિરેચન આપવું. ત્યાર બાદ ભોજન કરાવવું અથવા આસ્થાપન બસ્તિ આપવી. ફરીથી બુદ્ધિમાન વૈદ્યે તેને અનુવાસન બસ્તિ આપવી. પછી ખાખરો, એરંડો અને નાગરમોથ આદિથી સિદ્ધ કરેલ આસ્થાપન બસ્તિ આપવી. પહેલાં જે વાજીકરણયોગો કહ્યા છે તે બીજોપઘાતજન્ય નપુંસકતામાં વૈદ્યે યોજવા. ૧૯૬-૧૯૮

નપુંસકતાને ધ્વજભંગજન્ય જાણીને તેની ચિકિત્સા કરવી. પ્રદેહ, પરિષેક કે રક્તમોક્ષણ કરાવવું અને સસ્નેહ વિરેચન આપવું. ત્યાર બાદ અનુવાસન કે ફરીથી આસ્થાપન બસ્તિ આપવી. અને વિચક્ષણે તેમાં વ્રણ મુજબ બધી ક્રિયાઓ કરવી. ૧૯૯-૨૦૧

વૃદ્ધાવસ્થામાં થતા ક્લૈબ્યમાં અને ક્ષયજન્ય ક્લૈબ્યમાં સ્નેહ અને સ્વેદ આપેલ તેને હિતકર સ્નેહસહિત શોધન આપવું. ક્ષીરયોગો, ઘૃતયોગો, વૃષ્યયોગો, યાપન બસ્તિઓ અને રસાયન પ્રયોગો તે બેઉનાં ઔષધો કહેવાય છે. એમ મેં વિસ્તારપૂર્વક નપુંસકતાની ચિકિત્સા કહી. ૨૦૨-૨૦૩½

प्रदरनां निदान अने संप्राप्ति—

પહેલાં જે પ્રદર કહ્યું હતું તેને કારણ વગેરેથી તું સાંભળ. ૨૦૪

જે સ્ત્રી અતિશય લવણ-અમ્લ-ગુરુ-કટુ-વિદાહી અને સ્નિગ્ધ દ્રવ્યો, ગ્રામ્ય અને ઔદક માંસ, મેદ વધારનારાં માંસો, કૃશરા, દૂધપાક, દહીં, શુક્ત, મસ્તુ, સુરા, ઇત્યાદિનું સેવન કરે છે તેનો કુપિત વાયુ રક્તને તેના પ્રમાણ કરતાં વધારે કરી, ગર્ભાશયમાં રહેલી રજોવહા શિરાઓનો આશ્રય કરી, તે રક્તને લઈને તે રજને જલદી વધારી દે છે. જેથી રસભાવને લીધે રક્તના પ્રમાણમાં વધારો થાય છે તેથી શાસ્ત્રવિશારદો આને રક્તપ્રદર કહે છે; અને જેથી રજ પ્રદીર્ણ થાય છે તેથી તેને પ્રદર કહે છે. એમ કારણ અને લક્ષણ સામાન્ય રીતે કહ્યાં. ૨૦૫-૨૦૯

વાતાદિથી અને સન્નિપાતથી તે વિસ્તારમાં ચતુર્વિધ છે. હવે અહીંથી આગળ તેનાં કારણ, રૂપ અને ચિકિત્સા કહીશ. ૨૧૦

વાતજન્ય પ્રદરનાં નિદાન અને લક્ષણો—

રૂક્ષાદિથી પ્રકુપિત થયેલો વાયુ પ્રથમની જેમ રક્તને લઈને પ્રદર કરે છે, તેનાં લક્ષણ હું કહું છું તે સાંભળ. ફીણવાળું, પાતળું, રૂક્ષ, શ્યાવ અને અરુણ રંગનું, કેસૂડાંના પાણી જેવું, પીડાસહિત કે પીડા વિનાનું પાણી પડવું, કેડ-વંક્ષણ-હૃદય-પડખાં-પીઠ અને શ્રોણીમાં વાયુ તીવ્ર વેદના કરે તેને વાતજન્ય અસૃગ્દર જાણવું. ૨૧૧–૨૧૩

પિત્તજન્ય પ્રદરનાં નિદાન અને લક્ષણો—

અમ્લ, લવણ અને ક્ષારથી જ્યારે પ્રકુપિત થયેલ પિત્ત પ્રથમની જેમ પ્રદર કરે છે તે પિત્તજન્યને લક્ષણોથી સાંભળ. નીલ કે પીળા રંગનો, અતિ ગરમ, કાળો તથા સતત લાલ રંગનો સ્રાવ સ્રવે છે, વારે વારે પીડા થાય છે, દાહ, રાગ, તૃષ્ણા, મૂર્છા, જ્વર અને ભ્રમથી યુક્ત તે પિત્તજન્ય પ્રદર જાણવું. ૨૧૪,૨૧૫½

કફજન્ય પ્રદરનાં નિદાન અને લક્ષણો—

હવે કફજન્ય કહેવાય છે. ૨૧૬

પ્રથમની જેમ ગુર્વાદિથી પકાવેલ કફ પ્રદર કરે છે તેનાં લક્ષણો તત્ત્વતઃ સાંભળ. ૨૧૭

ચીકણું, પાંડુરંગનું, ભારે, સ્નિગ્ધ, શીતલ અને કફયુક્ત ઘન રક્ત વહે છે, મંદ પીડા થાય છે તથા તેની સાથે ઊલટી, અરુચિ, મોળ, શ્વાસ તથા કાસ થાય છે. ૨૧૮½

સન્નિપાતજન્ય પ્રદરનાં નિદાન અને લક્ષણો—

ધાવણના દોષોનું સામાન્ય કારણ અહીં કહેશું; કારણ કે તે જ ત્રિદોષજનિત પ્રદરનું કારણ છે. ૨૧૯½

સન્નિપાતજન્ય પ્રદરમાં ત્રણે દોષોનાં લક્ષણો થાય છે અને તેની અવસ્થાઓ પણ ઘણી હોય છે. ૨૨૦

ઘણી જ દુઃખી અને રક્ત જેનું ઘણું ક્ષીણ થઈ ગયું હોય તેવી સ્ત્રી, જ્યારે સર્વ હેતુઓનું સેવન કરે છે ત્યારે બહુ જ વધેલો વાયુ, પોતાના પ્રત્યનીક પિત્તના તેજથી વિદગ્ધ થયેલા, દુર્ગંધયુક્ત, ચીકણા અને પીળા કફને રક્તના માર્ગમાંથી બહાર કાઢે છે. વેગવાળો તે વાયુ જ્યારે વસા અને મેદ ઉપર આક્રમણ કરે છે ત્યારે ઘી, મજ્જા અને વસાના જેવા સ્રાવને અપત્યમાર્ગમાંથી સ્રાવિત કરે છે. ૨૨૧–૨૨૩

આ સ્રાવ અખંડિત ચાલુ રહે છે. તૃષ્ણા દાહ, જ્વરવાળી ક્ષીણ થયેલ રક્તવાળી તે દુર્બળ સ્ત્રીને અસાધ્ય રોગવાળી જાણીને છોડી દેવી. ૨૨૪

શુદ્ધાર્તવનું લક્ષણ—

એક માસે આવતું, પિચ્છા-દાહ અને પીડા વિનાનું, પાંચ દિવસના અનુબન્ધવાળું, બહુ વધારે નહિ કે બહુ ઓછું નહિ તેવા આર્તવને શુદ્ધ માનવું. ૨૨૫

જે આર્તવ ચણોઠીના જેવા રંગવાળું કે પદ્મ અને અળતાના જેવું અથવા ઇન્દ્રગોપ જેવું હોય તેને શુદ્ધ જાણવું. ૨૨૬

પ્રદરની ચિકિત્સા—

વાતલ આદિ યોનિરોગોની જે ચિકિત્સા કહી છે તે બધી ચારે પ્રદરમાં વૈદ્યે કરાવવી જોઈએ. ૨૨૭

તથા રક્તાતિસારીઓનું, રક્તપિત્તિઓનું અને રક્તાર્શનું જે ઔષધ કહ્યું છે તે બધું કરાવવું. ૨૨૮

ક્ષીરદોષોનાં નિદાન અને સંપ્રાપ્તિ—

પહેલાં વિસ્તારપૂર્વક ધાત્રી, સ્તન અને ધાવણની સંપત્તિ કહી છે. સ્તન્યજનન, સ્તન્યશોધન, વાતાદિથી દુષ્ટ થએલનાં લક્ષણ અને સ્તન્યક્ષીણતાની ચિકિત્સા આ બધું કહ્યું છે. ધાવણના જે આઠ દોષો કહ્યા છે તેઓને શાસ્ત્રરૂપી આંખવાળા ઉત્તમ વૈદ્યે વાતાદિમાં જ જાણવા. પરંતુ શિષ્યો ત્રણ પ્રકારના હોવાથી હવે હું તે વિસ્તારપૂર્વક કહીશ. ૨૨૯–૨૩૧

અજીર્ણ પર અસાત્મ્ય-વિષમ-વિરુદ્ધ અને ઘણું ખાવાથી. લવણ-અમ્લ-કટુ-ક્ષાર તથા પ્રક્લિન્ન વસ્તુઓના સેવનથી, મન અને શરીરના સંતાપથી, રાત્રે

ન ઊંઘવાથી, ચિંતાથી, આવેલા વેગને અટકાવી રાખવાથી, ન આવેલા વેગોનું ઉદીરણ કરવાથી, દૂધપાક, ગોળથી બનાવેલ ચીજો, કૃશરા, બરાબર નહિ જામેલું દહીં, અભિષ્યંદી પદાર્થો તથા ગ્રામ્ય-આનૂપ અને જલચર પ્રાણીઓનાં માંસ ખાવાથી, ખાઈને સૂઈ જવાથી, મદ્યનું અતિશય સેવન કરવાથી, આયાસ ન કરવાથી, અભિઘાતથી, ક્રોધથી અને રોગ વડે કૃશ થવાથી કોપેલા દોષો ધાવણ વહન કરનારી શિરાઓમાં જઈ, ધાવણ દૂષિત કરી, આઠ જાતના રોગો કરે છે. ફરીથી તેઓને હું દોષ મુજબ કહું છું તે સાંભળ. ૨૩૨–૨૩૬

વાત વગેરેના ભેદ પ્રમાણે દુષ્ટ ક્ષીરનાં લક્ષણો—

વિરસતા, ફીણનો જમાવ અને રૂક્ષતા તે વાત-દુષ્ટમાં, પિત્તજન્યમાં વિવર્ણતા અને દુર્ગન્ધી, તથા કફ-જન્યમાં સ્નિગ્ધતા, ચિકાશ તથા ભારેપણું હોય છે. રૂક્ષાદિ પોતપોતાનાં પ્રકોપણોથી કુપિત વાયુ ક્ષીરાશયમાં જઈને ધાવણના રસને દૂષિત કરે છે. ૨૩૭,૨૩૮

વાત વગેરેથી દુષ્ટ દૂધ પીનાર બાળકને જે લક્ષણો થાય તે—

વાતના સંસર્ગવાળું તે વિરસ દૂધ પીનાર બાળક પાતળું થઈ જાય છે, તેને દૂધ ભાવતું નથી અને તે બાલકની વૃદ્ધિ મુશ્કેલીથી થાય છે. ૨૩૯

તેજ મુજબ કુપિત વાયુ ક્ષીરાશયમાં ધાવણને વલોવીને ફીણના સમૂહવાળું બનાવે છે, તેથી તે ધાવણની પ્રવૃત્તિ મુશ્કેલીથી થાય છે. તે પીવાથી બાલકનો સ્વર દુર્બલ થાય છે અને તેને ઝાડો, મૂત્ર તથા વાયુની અટકાયત થાય છે અને તેને વાતજન્ય શીર્ષરોગ કે પીનસ થાય છે. ૨૪૦,૨૪૧

પહેલાંની પ્રમાણે જ કુપિત વાયુ ધાવણમાંથી સ્નેહ શોષી લે છે. તેથી રૂક્ષ થયેલું તે ધાવણ પીતાં, રૂક્ષતાને લીધે બાળકના બળનો હ્રાસ થાય છે. ૨૪૨

ઉષ્ણાદિ કારણોથી કુપિત થયેલું પિત્ત સ્તન્યાશયમાં જઈને ધાવણને નીલ, પીત કે શ્વેતાદિ રંગવાળું કરે છે. તે પીવાથી બાલક વિવર્ણ અંગોવાળું, પસીનાવાળું, તરસવાળું અને મળભેદવાળું તથા સતત ઉષ્ણ શરીર-વાળું થાય છે અને તેને ધાવવાની ઇચ્છા થતી નથી. ૨૪૩,૨૪૪

પહેલાંની જેમ પિત્ત કુપિત થવાથી દૂધ દુર્ગન્ધયુક્ત થાય છે. તેને પીવાથી બાળકને પાંડુરોગ કે કામલા થાય છે. ૨૪૫

સ્ત્રીના ક્ષીરાશયમાં રહેલ, ગુરુ વગેરે કારણોથી કોપેલો કફ, પોતાની સ્નિગ્ધતાને લીધે તે દૂધને અતિ સ્નિગ્ધ કરે છે. તેનાથી બાલકને ઊલટી થાય છે, કરાંઝે છે અને તેને લાળ પડયા કરે છે અને તેના સ્રોતો દરરોજ ઉપલિપ્ત રહેવાથી નિદ્રા તથા ક્લમવાળું, શ્વાસ અને કાસથી પીડિત તથા લાળ અને તમકવાળું થાય છે. ૨૪૬–૨૪૭½

જ્યારે કફ, ધાવણને કુપિત કરીને ચીકણું બનાવે છે ત્યારે તેને પીનાર બાળક લાળવાળું, મુખ તથા આંખના સોજાવાળું અને જડ બને છે. ૨૪૮½

ક્ષીરાશયગત કફ પોતાની ગુરુતાને લીધે ધાવણને ગુરુતાવાળું કરે છે. તેથી તે ભારે ધાવણ પીવાથી બાળકને હૃદયરોગ થાય છે તથા ધાવણથી ઉત્પન્ન થતા બીજા વિવિધ રોગો પણ થાય છે. ૨૪૯,૨૫૦

ધાવણ વાતાદિથી દૂષિત થતાં તેનાથી થતા રોગો થાય છે. ૨૫૦½

ક્ષીરદોષમાં ધાત્રીને સંશોધન—

તેમાં ધાવણની શુદ્ધિને માટે પ્રથમ ધાત્રીને સ્નેહન તથા સ્વેદન કરાવીને વૈદ્યે વિધિ મુજબ વમન આપવું. ૨૫૧½

વમન માટે વચાદિ યોગ—

વજ, ધઉંલા, જેઠીમધ, મીંઢળ, ઇન્દ્રજવ અને સરસવના કલ્કથી અને લીમડા તથા પરવળના લવણ-યુક્ત કવાથથી વમન કરાવવું. ૨૫૨½

વિરેચન માટે યોગો—

બરાબર વમન થયા બાદ, યથાવિધિ સંસર્જનક્રમ કરાવ્યા બાદ દોષ, કાલ અને બળની અપેક્ષા કરનારે સ્નેહન કર્મ કરાવીને વિરેચન આપવું. ત્રિફલાનો ક્વાથ તથા મધસહિત નસોતર કે હરડે, અથવા તો એકલી હરડે પાવી. શાસ્ત્રને જાણનાર વૈદ્યે વિરેચન માટે એકલી હરડે મૂત્ર સાથે પાવી. ૨૫૩–૨૫૫

ક્ષીરદોષમાં હિતકર અન્નપાન—

બરાબર વિરેચન થયેલી અને ફરીથી સંસર્જનક્રમ કર્યા બાદ બુદ્ધિમાન મનુષ્યે બાકી રહેલા દોષને હરનાર અન્નપાનોથી ચિકિત્સા કરવી. શાલિ. ષષ્ટિક, કે શ્યામાક, પ્રિયંગુ કોદરા તથા વેણુયવ ભોજનને માટે હિતકર્તા છે. સ્નેહથી સંસ્કાર કરેલ વાંસ, નેતર અને વટાણા શાક તરીકે વાપરવા. યૂષને માટે મગ મસૂર તથા કળથી વાપરવી. ૨૫૬–૨૫૮

લીંબડો, વેત્રના અગ્રભાગ, પરવળ, રીંગણાં અને અને આમળાંથી ઉકાળેલ, ત્રિકટુ અને સિંધવથી યુક્ત કરેલ, ધાવણનું શોધન કરનાર યૂષ આપવા. ૨૫૯

સસલાં, કપિંજલ તથા એણનાં સંસ્કારવાળાં માંસ આપવાં. ૨૫૯½

સ્તન્યશુદ્ધિ કરનારા યોગો—

શાર્ઙ્ગેષ્ટા, સાતવીણની છાલ તથા આસંધથી ઉકાળેલું પાણી પીવા આપવું અથવા તો ધાવણની શુદ્ધિને માટે કડાથી ઉકાળેલું પાણી દેવું. ૨૬૦½

ગળો, સાતવાણની છાલ, સૂંઠ કે કરિયાતાંનો ક્વાથ–જે શ્લોકપાદમાં કહ્યા છે તે ત્રણ ક્વાથ ધાવણની શુદ્ધિને માટે પીવા. એમ ધાવણના રોગીની આ સામાન્ય ચિકિત્સા કહી. ૨૬૧,૨૬૨

વિશેષ ચિકિત્સા હવે કહું છું તે સાંભળ.

વિરસ થયેલ દૂધવાળી સ્ત્રીને દ્રાક્ષ, જેઠીમધ, ઉપલસરી અને બરાબર વાટેલી ક્ષીરકાકોલી નવશેકા પાણીમાં ઓગળીને પાવી. ૨૬૩½

પંચકોલાદિ લેપ—

પંચકોલ અને કળથીના કલ્કથી સ્તન ઉપર લેપ કરવો. ૨૬૪

લેપ સુકાઈ જાય ત્યારે પાણીથી ધોઈને ધાવણ કાઢી નાખવું તેથી ધાવણ શુદ્ધ થાય છે. ૨૬૪½

ફેનસંઘાતમાં પાઠાદિ યોગ—

જેનું દૂધ ફીણના સમૂહવાળું હોય તે સ્ત્રીને કાળીપાટ, સૂંઠ, શાર્ઙ્ગેષ્ટા અને મોરવેલનો કલ્ક કરી નવશેકા પાણી સાથે પાવો. ૨૬૫½

રસાંજન, સૂંઠ, દેવદાર, બીલીનું મૂળ અને ધઉંલાથી પહેલાંની જેમ સ્તન ઉપર દૂધની શુદ્ધિ કરનાર લેપ કરવો. ૨૬૬½

કિરાતતિક્તાદિ ક્વાથ—

વૈદ્યે કરિયાતું, સૂંઠ અને ગળોનો ક્વાથ કરવો. ધાવણના દોષ હરવાને માટે તે ક્વાથ ધાત્રીને પાવો; અને યવ, ઘઉં અને સરસવના કલ્કથી સ્તન ઉપર આલેપન કરવું. ૨૬૭,૨૬૮

રૂક્ષક્ષીરની ચિકિત્સા—

રૂક્ષ દૂધવાળી સ્ત્રીએ 'ષડ્વિરેચનશતાશ્રિતીય' અધ્યાયમાં કહેલાં ધાવણ શુદ્ધિ કરનારાં ઔષધોથી પકાવેલ દૂધ કે ઘી પીવું. ૨૬૯

પહેલાંની જેમ જીવનીય ગણ અને બૃહત્પંચમૂલનો સહેવાય તેવો લેપ સ્તન ઉપર કરવો. તેનાથી દૂધ શુદ્ધ થાય છે. ૨૭૦

સ્તન્યવૈવર્ણ્યમાં યષ્ટીમધુકાદિ યોગ—

જેઠીમધ, દ્રાક્ષ, ક્ષીરવિદારી અને નગોડનો કલ્ક

ઠંડા પાણી સાથે પીવાથી દૂધની વિવર્ણતાનો નાશ થાય છે. ૨૭૧

દ્રાક્ષ અને જેઠીમધના કલ્કથી તેના સ્તન ઉપર લેપ કરવો અને સુકાયા બાદ પાણીથી ધોઈને વારંવાર ધાવણ કાઢી નાખવું. ૨૭૨

स्तन्यदौर्गन्ध्यमां विषाणिकादि योग—

મરડાશીંગી, અજશૃંગી, ત્રિફળા, હળદર અને વજ એટલાં ઔષધો વાટીને ઠંડા પાણી સાથે પીવાં. તેથી દૂધની દુર્ગન્ધનો નાશ થાય છે. ૨૭૩

स्तन्यदौर्गन्ध्यमां चिकित्सा—

તથા દૂધની દુર્ગન્ધનો નાશ કરવાને માટે પથ્ય ભોજન કરનાર ધાત્રીએ ત્રિકટુસહિત હરડેનું ચૂર્ણ મધ મેળવીને ચાટવું. ૨૭૪

ઉપલસરી, વાળો, મજીઠ, ગૂંદા, અને રતાંજલીથી કે તમાલપત્ર, વાળો, રતાંજળી અને કાળા વાળાથી સ્તન ઉપર લેપ કરવો. ૨૭૫

અતિશય સ્નિગ્ધ ધાવણવાળી સ્ત્રીએ નવશેકા પાણી સાથે દેવદાર, નાગરમોથ અને કાળીપાટ સિંધવસહિત પીવાં. તેથી ધાવણ શીઘ્ર શુદ્ધ થાય છે. ૨૭૬

ચીકણા દૂધવાળી સ્ત્રીને શાર્ઙ્ગેષ્ટા, હરડે અને વજ પાવાં. નાગરમોથ, સૂંઠ અને કાળીપાટ પીવાથી ધાવણની શુદ્ધિ કરનાર છે. ૨૭૭

આગળ હરસને મટાડનાર જે તક્રારિષ્ટ કહ્યો છે તે પણ પીવો અને તેના સ્તન ઉપર વિદારીકન્દ, બીલી અને જેઠીમધથી લેપ કરવો. ૨૭૮

स्तन्यगौरवमां चिकित्सा—

ભારે દૂધવાળી સ્ત્રીએ, એકદમ દૂધના દોષની શુદ્ધિ કરવા માટે ત્રાયમાણ, ગળો, લીમડો, પરવળ અને ત્રિફળાનો ક્વાથ પીવો. ૨૭૯

અથવા તો લીંડીપીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ અને સૂંઠનો ઉકાળો પીવો. સ્તન ઉપર બલા, સૂંઠ, શાર્ઙ્ગેષ્ટા અને મોરવેલનો લેપ કરવો તથા તેના સ્તન ઉપર પીડવણ અને ક્ષીરવિદારીનો લેપ કરવો. ૨૮૦½

એમ નિદાન, લક્ષણ અને ચિકિત્સાસહિત આઠ સ્તન્યદોષો અને ક્ષીરદોષથી થનારા કેટલાક રોગો પણ કહ્યા. ૨૮૧½

बालरोगोनी चिकित्सा—

મોટાને જે દોષ, દૂષ્ય, મલ, અને વ્યાધિઓ થાય છે તે જ બધાય બાળકોને પણ થાય છે. પરંતુ બાળકોમાં તેઓની માત્રા થોડી નાની હોય છે. ૨૮૨½

બાળકોમાં મૃદુતા, પરતંત્રતા, વાણી તથા ચેષ્ટાનું અસામર્થ્ય જોઈને શાસ્ત્રજ્ઞ વૈદ્ય તેઓને વમનાદિ ન કરાવવું અને વ્યાધિ મુજબ થોડી માત્રામાં ઔષધનો પ્રયોગ કરવો. ૨૮૩,૨૮૪

બુદ્ધિમાન વૈદ્યે પ્રમાદ વિના બાળકોને મધુર, કષાય, દૂધયુક્ત અને મૃદુ ઔષધો આપવાં જોઈએ. ૨૮૫

ઘણાં સ્નિગ્ધ, રૂક્ષ, અમ્લ, કટુવિપાકવાળાં અને ગુરુ ઔષધ તથા અન્નપાન બાળકોને માટે યોગ્ય નથી. ૨૮૬

એમ સંક્ષેપમાં બાળકોના બધા રોગોનું ઔષધ કહ્યું. તેને શાસ્ત્રજ્ઞ વદ્યે વિવેચના કરીને યોજવું. ૨૮૭

તે બાબતમાં શ્લોકો છે કેઃ-

એમ બધા રોગોની ચિકિત્સા કહી દીધી. શાસ્ત્રનું આ ઉત્તમ સ્થાન પરમ રહસ્ય છે. ૨૮૮

चरके प्रतिसंस्कार करेल अग्निवेशना तन्त्रमां दृढबले संपूर्ति करी छे—

ચરકે પ્રતિસંસ્કૃત કરેલા અગ્નિવેશના તંત્રમાં આ સ્થાનના સત્તર અધ્યાય તથા કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાન પ્રાપ્ત થતાં નથી. તેથી મહાન અર્થવાળા આ તંત્રને બરાબર રીતે સંપૂર્ણ કરવાને માટે બાકીના એટલા

અધ્યાય કપિલબલિના પુત્ર દૃઢબલે રચ્યા છે. ૨૮૯,૨૯૦

उक्त अने अनुक्त रोगोनी चिकित्सानो अतिदेश—

નામ અને લક્ષણો બહુ હોવાને કારણે જે રોગો કહ્યા નથી તેઓની ચિકિત્સા પણ દોષાદિ જોઈને કરવી. ૨૯૧

દોષ, દૂષ્ય અને નિદાનથી વિપરીત ઔષધ હિતકર્તા છે. તેથી બરાબર યોગ્ય થયેલ ઔષધ કહેવાયેલા અને નહિં કહેવાયેલા બધા જ રોગોને અવશ્ય મટાડી દે છે. ૨૯૨

भेषजना सम्यग्योगनां लक्षणो—

ચિકિત્સામાં દેશ, કાલ, પ્રમાણ, સાત્મ્ય અને અસાત્મ્યનો સમ્યગ્યોગ થવો જોઈએ. એઓનો અન્યથા યોગ થતાં દીધેલ પથ્ય પણ અપથ્ય થઈ જાય છે. ૨૯૩

शरीरनी अपेक्षाथी सम्यग्योगनां लक्षणो—

મોઢાથી દીધેલ ઔષધ આમાશયના, નાસિકામાં દીધેલ માથાના અને ગુદામાંથી દીધેલ પક્વાશયસ્થ રોગોનો શીઘ્ર નાશ કરે છે. શરીર અને અંગો ઉપર થતા વિસર્પ, પિડકા ઇત્યાદિમાં તે તે પ્રદેશ ઉપર કરેલા લેપ આદિ વિશેષે કરીને શમન કરનારા થાય છે. ૨૯૪ ૨૯૫

चिकित्सामां काळनो विचार—

દિવસ, રોગી, ઔષધ, રોગ, જીર્ણ, લક્ષણ અને ઋતુના અવેક્ષણ–જોવાને–કાલ કહેવાય છે.

જેમ પ્રાતઃકાલમાં વમન કરાવવું તે દિનાવેક્ષણ. બલવાન પુરુષે પ્રાતઃકાલમાં ભૂખ્યા પેટે અને દુર્બલ પુરુષે લઘુ અને પથ્ય અન્ન સાથે ઔષધ ખાવું–આ રોગીનું અવેક્ષણ. ૨૯૬,૨૯૭

भेषज लेवानो काळ—

રાબ વગેરે હલકા ખોરાક સાથે, પ્રભાતમાં, જમ્યા પહેલાં, ભોજનની મધ્યે, એ વખત ભોજન કર્યા બાદ, વારેવારે, સામુદ્ગ એટલે ભોજનની પૂર્વે તથા પછી, ભોજનની સાથે અને ગ્રાસોની વચ્ચે–એમ ઔષધના દશ કાળ છે. ૨૯૮

અપાન વાયુ વિગુણ થયો હોય તો ભોજનની પહેલાં ઔષધ લેવું; સમાન વિગુણ હોય તો ભોજનની વચમાં; વ્યાન વિગુણ હોય તો સવારમાં ખાધા બાદ; ઉદાન વિગુણ હોય તો ભોજન બાદ; પ્રાણવાયુ દૂષિત થયો હોય તો ગ્રાસમાં કે ગ્રાસાન્તરમાં ઇષ્ટ છે. શ્વાસ, કાસ અને પિપાસામાં વારેવારે ઔષધ દેવું. હેડકીના રોગીને લઘુ ભોજનની પહેલાં અને પછીથી ઔષધ દેવું. અરુચિમાં વિચિત્ર ભોજનમાં ઔષધો મેળવીને આપવું હિતકર્તા છે. ૨૯૯–૩૦૧

ज्वरमां पेया-कषाय-क्षीर-घी अने विरेचनना काळो—

રોગનો કાળ જોઈને જ્વરમાં પેયા, કવાથ, દૂધ, ઘી અને વિરેચન છ છ દિવસ બાદ દેવાં. ૩૦૨

भेषज ग्रहण करवानो काळ—

ભૂખ લાગવી, વેગોની મુક્તિ, શરીરનું હલકાપણું, શુદ્ધિ–એ જીર્ણતાનાં લક્ષણ છે. ત્યારે ઔષધ ખાવું જોઈએ. નહિ તો તે દોષ કરે છે. ૩૦૩

ऋतु वगेरेनी अपेक्षाथी काळनो विचार—

દોષોના ચય, કોપ અને શમન તથા જે જે જ્યાં ત્યાગવું અને સેવવું જોઈએ તે તથા ઋતુઓમાં કરવાનું કાર્ય–એ બધું પહેલાં કહી દીધું છે. ૩૦૪

ઉપક્રમો કરવામાં અને નહિ કરવામાં જે કારણો છે તે, તથા તેનાથી જુદા દુર્બલોનું અવેક્ષણ પણ કહી દીધુ છે. ૩૦૫

વારેવારે રોગો અને રોગીની અવસ્થાને જોતો વૈદ્ય ચિકિત્સાકર્મમાં મૂંઝાતો નથી. ૩૦૬

એમ આ છ પ્રકારના કાલને જોયા વિના યોજેલું

ઔષધ, જેમ અકાલે આવેલો વરસાદ પાકને નુકશાન કરે છે તેમ, નુકશાન કરે છે. ૩૦૭

રોગ, ઋતુ, દિવસ, રાત્રિ, ઉંમર અને ભોજનની વિશેષતાઓમાં જે વિભાગ કરવામાં આવે છે તેને કાલાપેક્ષ કહે છે. ૩૦૮

कया कालमां कया दोषनो प्रकोप थाय छे—

ઘણુંખરું વસન્ત ઋતુમાં કફજન્ય, શરદઋતુમાં પિત્તજન્ય અને વર્ષાઋતુમાં વાતજન્ય રોગો ઉત્પન્ન થાય છે. ૩૦૯

રાત્રીના અંતમાં, દિવસના અંતમાં અને વર્ષાના અંતમાં વાતજન્ય રોગો, સવારમાં અને રાત્રિના પ્રથમ ભાગમાં કફજન્ય અને તેઓની મધ્યમાં પિત્તજન્ય રોગો થાય છે. ૩૧૦

कई उंमरे कया दोषनो प्रकोप थाय छे—

મનુષ્યની વયના સ્વભાવથી વયના અન્ત, મધ્ય અને પ્રથમ ભાગમાં વાત, પિત્ત અને કફના રોગો બળવાન બને છે. ૩૧૧

आहारना पाकनी अपेक्षाए दोषनो प्रकोप—

ઘણું કરીને ભોજન પચ્યેથી વાયુજન્ય, ભોજન પચતું હોય ત્યારે પિત્તજન્ય અને જમ્યા બાદ તરત જ કફજન્ય રોગો બલવાન બને છે. ૩૧૨

चिकित्सामां मात्रानो विचार—

જેમ થોડું પાણી મહા દાવાનલને ઓલવી નથી શકતું તેમ, થોડું ઔષધ પણ રોગ મટાડી શકતું નથી. અને જેમ અતિશય જલ પાકને દૂષિત કરે છે તેમ, અતિમાત્ર ઔષધ દોષ કરનાર બને છે. ૩૧૩

તેટલા માટે રોગ અને ઔષધનું બલ વિચારીને ન તો બહુ અધિક કે ન તો બહુ ઓછી માત્રામાં ઔષધ આપવું જોઈએ. ૩૧૪

चिकित्सामां देशसात्म्यनो विचार—

અભ્યાસને લીધે જે દેશનું કે પુરુષનું જે સાત્મ્ય છે, તે અપથ્ય હોવા છતાં ય તેનો સર્વથા ત્યાગ કરવાથી પણ સુખ મળતું નથી. ૩૧૫

બાહ્લીક પહ્લવ, ચીન, શૂલીક, યવન તથા શક લોકો માંસ, ઘઉં, માધ્વીક, શસ્ત્ર અને અગ્નિના અભ્યાસી હોય છે. ૩૧૬

તથા પૂર્વના લોકોને માછલી સાત્મ્ય છે અને સિન્ધના લોકોને દૂધ સાત્મ્ય છે; અને અશ્મક તથા અવન્તિના લોકોને તેલ અને અમ્લ સાત્મ્ય છે એમ કહેવાય છે. ૩૧૩

મલયવાસીઓને કન્દ, મૂળ અને ફળો સાત્મ્ય છે. દક્ષિણના લોકોને પેયા સાત્મ્ય છે અને ઉત્તરપશ્ચિમના લોકોને મન્થ સાત્મ્ય છે. ૩૧૮

મધ્ય દેશમાં જવ, ઘઉં તથા ગોરસ સાત્મ્ય છે. તેથી તે તે લોકોને તે તે સાત્મ્યયુકત ઔષધો આપવાં જોઈએ. સાત્મ્યથી બલ એકદમ આવે છે અને વધુ માત્રામાં દેવાય તો ય દોષકારક થતાં નથી. ૩૧૯

देश वगेरेनी परीक्षा कर्या वगर ज केवळ योगोथी ज चिकित्सा करनारनो दोष—

વય, બલ, શરીર આદિના ઘણા ભેદો મનાયા હોવાથી, દેશાદિના જ્ઞાન વિનાનો, કેવળ યોગો વડે ચિકિત્સા કરનાર વૈદ્ય નિષ્ફળ બને છે. ૩૨૦

केटलीक वखत दोषथी विरुद्ध मानवामां आवेली चिकित्सा करवी पडे छे—

તથા કોઈક વખતે કોષ્ઠ અને સન્ધિમાર્ગમાં ગૂઢચારી દોષોની, વિરુદ્ધ કહેવાય તેવી ક્રિયાથી પણ ચિકિત્સા કરવી પડે છે. કોષ્ઠગત ગૂઢચારી પિત્તને સ્વેદન, પરિષેચન અને ઉપનાહોથી બહાર લાવવામાં આવે છે; તે પ્રકારે ઉષ્ણ કર્મથી ઉષ્ણ પિત્ત શાન્ત થાય છે. બહારની બાજુએ શીતળ સેકાદિ કરવાથી પીડિત ઊષ્મા અંદર રહેલા

ગૂઢચારી કરીને હણે છે. તે પ્રકારે શીત ઉપચારથી શીતળ કરીને જીતવો. ૩૨૧-૩૨૩૩

સારી પેઠે વાટેલો ચન્દનનો જાડો લેપ, ત્વચાગત ઉષ્ણતાને રોકતો હોવાથી, દાહ કરે છે અને અગરનો ઓછો વાટેલો લેપ ઠંડક કરે છે. ૩૨૪૩

માખીની વિષ્ટા ઊલટી મટાડનાર છે, જ્યારે માખી ઊલટી કરાવે છે. તેવી રીતની વિક્રિયા ખાધા પછી પાકેલાં દ્રવ્યોમાં પણ છે. ૩૨૫૩

માટે દોષ, ઔષધ આદિ દશ વસ્તુની તત્ત્વપૂર્વક પરીક્ષા કરીને પ્રાજ્ઞે ચિકિત્સા કરવી, નહીં કે કેવળ યોગ વડે. ૩૨૬૩

**व्याधि मटी गयो होय तो बाकी रहेला दोषने काढवा माटे अहानिकारक प्रयोगो सेववा जोईए—**

જેમ બાકી રહેલ થોડો અગ્નિ કારણ મળી આવતાં ફરીથી વધુ થાય છે તેવી રીતે મટી ગએલો વ્યાધિ સ્વલ્પ હેતુ મળતાં, ક્ષીણ થયેલ અને તેના માર્ગરૂપ દેહમાં ફરીથી આવે છે. માટે પહેલાં પ્રયોજેલ સિદ્ધ ઔષધની સિદ્ધિને માટે વ્યાધિ મટતાં અહાનિકર પ્રયોગથી તેની ચિકિત્સા લાંબા કાળ સુધી કરવી. ૩૨૭-૩૨૮૩

**पथ्य, दूष्य होय तो पण, कल्पनाना विधियी प्रिय बनाववुं जोईए—**

કાઠિન્યને લીધે કે ન્યૂનતાને લીધે અન્તઃકુપિત મહાન દોષ, જ્યારે પથ્ય વડે મૃદુ અને અલ્પ કરી દેવામાં આવે છે ત્યારે, તે મૃદુરોગ કરે છે. ૩૨૯૩

માટે, પથ્યનું ભોજન કરવા છતાં જે વ્યાધિ થાય છે તેને જાણીને માત્રામાં વધારો અથવા તો તેનો અભ્યાસ કરાવવો. ૩૩૦૩

સતત સેવન કરવાથી કે સ્વાદુ ન હોવાથી, જે પથ્ય ચીજ ન ગમતી હોય તેને, જુદી જુદી કલ્પનાથી ફરીથી પ્રિય બનાવવી. ૩૩૧૩

**मनना अर्थने अनुकूळ वस्तुनुं फळ—**

કારણ કે મનને અનુકૂલ હોવાથી, સન્તોષ, ઉત્સાહ, રુચિ, બલ અને સુખેથી ભોગવી શકાય તેવી સ્થિતિ તથા રોગના બલનો ક્ષય થાય છે. લૌલ્યથી, દોષક્ષીણતાથી, વ્યાધિથી તથા વિધર્મતાથી જે રુચિ પેદા થાય છે તેમાં પથ્ય ઉપચાર કરવો અને ઔષધયોગ વડે ભોજનને સંસ્કૃત કરીને દેવું. ૩૩૩૩

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકોઃ—

શિષ્યોના હિતની ઇચ્છાથી યોનિની વીસ વ્યાપત્તિ, તેનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા પણ કહ્યાં. તથા આઠ શુક્રના દોષો નિદાન, લક્ષણ અને ચિકિત્સાસહિત કહ્યા. ચાર નપુંસકતા કહી તથા ચાર પ્રદર અને તેમનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા પણ કહ્યાં. આઠ ક્ષીરદોષો, તેઓનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા તથા શુદ્ધ વીર્ય અને શુદ્ધ આર્તવનાં લક્ષણ કહ્યાં. કહેલા અને ન કહેલા રોગોની ચિકિત્સા, તેઓના સમ્યગ્યોગ દેશાદિ ગુણોની પ્રશંસા અને છ પ્રકારનો કાલ, જુદા જુદા દેશોનું જે જે સાત્મ્ય છે તે, વૈદ્ય શી રીતે નિષ્ફળ થાય છે તે તથા ગૂઢચારી દોષોની ચિકિત્સા પણ કહી. ૩૩૪-૩૩૯

જેમ આંધળો ચિત્રકાર ચિત્ર બનાવવામાં નિષ્ફળ બને છે તેવી રીતે જે મનુષ્ય શાસ્ત્રને તથા શાસ્ત્રના અર્થને બરાબર ન સમજતો હોય તેણે ચિકિત્સા કર્મ કરવું નહિ. નહિ તો નિષ્ફળતા પ્રાપ્ત કરે છે. ૩૪૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલા અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલ આ શાસ્ત્રમાં ચિકિત્સાસ્થાન વિષે 'યોનિવ્યાપત્ ચિકિત્સિત' નામનો ત્રીસમો અધ્યાય પૂરો થયો. ૩૦

અગ્નિવેશે રચેલા અને ચરકે પ્રતિસંસ્કૃત કરેલા શાસ્ત્રમાં આ છઠ્ઠું ચિકિત્સાસ્થાન પૂર્ણ થયું. ૩૪૧

---



# ચરક સંહિતા.

## કલ્પસ્થાન

## અધ્યાય ૧ લો

### મદનકલ્પ

मदनकल्पनो उपक्रम—

"હવે અહીંથી 'મદનકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

कल्पस्थाननो विषय—

અહીં ખરેખર વમન અને વિરેચનને માટે વામક અને વિરેચન દ્રવ્યોની, આરોગ્યદાયક બીજાં શ્રેષ્ઠ દ્રવ્યોની સાથે કલ્પના કરવા માટે અર્થાત્ ભેદને માટે અને વિભાગને માટે તથા તેઓના યોગોની સુખકારક ચિકિત્સાવિધિનો બરાબર ઉપદેશ કરવાને માટે, હે અગ્નિવેશ! કલ્પસ્થાનનો ઉપદેશ કરશું. ૩

शरीरना मळनां विरेचनना भेदो—

તેમાં ઉપરના ભાગથી દોષ હરણુ કરનાર વમન કહેવાય છે અને નીચેના ભાગથી દોષ હરણુ કરનાર વિરેચન કહેવાય છે, અથવા શરીરના મળનું વિરેચન કરવાથી બન્નેને 'વિરેચન' સંજ્ઞા અપાય છે.

वमन के विरेचननुं द्रव्य कई रीते वमन के विरेचन करावे छे ते—

તેઓમાં ઉષ્ણ, તીક્ષ્ણ, સૂક્ષ્મ, વ્યવાયી અને વિકાશી ગુણુવાળાં ઔષધો, પોતાના વીર્યથી હૃદયમાં પહોંચી, ધમનીઓ દ્વારા પ્રસરી, સ્થૂલ અને સૂક્ષ્મ સ્રોતોમાંથી આખા શરીરમાં રહેલ દોષના સમૂહને આગ્નેય હોવાથી પીગળાવે છે અને તીક્ષ્ણ હોવાથી છેદે છે; તે છેદાએલ મળ સ્નેહભાવિત શરીરમાં, આમ તેમ ફરતાં, જેમ સ્નેહભાવિત પાત્રમાં મધ ન ચોટે તેમ ક્યાંય ન રોકાતાં, સૂક્ષ્મ માર્ગમાં સંચાર કરનાર હોવાને લીધે આમાશયમાં આવી, ઉદાનવાયુથી પ્રેરણા પામી, ઔષધના અગ્નિ-વાયુપ્રધાન ગુણો હોવાથી અને ઉપરના ભાગથી દોષહરણ કરવાના પ્રભાવથી ઉપર ફેંકાય છે; અને ઔષધોના જલપૃથ્વીપ્રધાન ગુણોથી અને નીચેના ભાગથી દોષહરણ કરવાના પ્રભાવથી નીચેની બાજુએ જાય છે; અને બેય ગુણવાળું ઔષધ હોય તો બેઉ ભાગ તરફ જાય છે. આમ તેઓની લક્ષણનો સંક્ષેપ કહ્યો. ૫

विरेचननां द्रव्योनो केम असंख्य संयोगवाळां होवा छतां पण छ रसोमां अन्तर्भाव करवामां आवे छे—

તેમાં મીંઢળ, કુકડવેલ, કડવી તૂંબડી, ધામાર્ગવ-પીળી ઘીસોડી, કડા અને કડવાં તુરિયાં તથા કાળું અને લાલ નસોતર, ગરમાળો, તિલ્વક, લોધ્ર, થોર, સાતલા થોર, આંખફુટામણી, નેપાળો, નાનો નેપાળો—એ ઔષધ જુદાજુદા પ્રકારના દેશમાં થતાં હોવાથી; સ્વાદ, રસ, વીર્ય, વિપાક અને પ્રભાવ જુદાજુદા હોવાથી; દેહ, દોષ, પ્રકૃતિ, વય, બલ, અગ્નિ, રુચિ, સાત્મ્ય અને

રોગાવસ્થાદિના જુદા જુદા પ્રભાવ હોવાથી; તથા વિચિત્ર ગન્ધ, વર્ણ, રસ અને સ્પર્શના સુખમય ઉપયોગને માટે દ્રવ્યોના અગણિત સંયોગો હોવા છતાં પણ કલ્પનાનો માર્ગ બતાવવા માટે છ સો વિરેચનયોગોની વ્યાખ્યા કરશું. ૬

विरेचननां द्रव्यो केम क्रिया करवामां समर्थ थाय छे—

તે દ્રવ્યો દેશ, કાલ ગુણ અને પાત્રની સંપત્તિ વડે અધિક વીર્યાધાન થતાં, પોતાની ક્રિયામાં વધુ સમર્થ બને છે. ૭

देशना भेदो—

તેમાં ત્રણ પ્રકારના દેશો છે–જાંગલ આનૂપ અને સાધારણ. તેમાં જાંગલ દેશ–ચારે બાજુ ખુલ્લો; શ્વેત ખેર, લાલ ખેર, બીબલો, અશ્વકર્ણ, ધાવડો, તણછ, શાલેડી, રાળનાં ઝાડ, કણઝ, બોરડી, તિન્દુક, પીપળો, વડ અને આમળાંનાં વૃક્ષોના ઘાટા વનવાળો; ઘણું કરી ખીજડી, અર્જુન-સાદડ અને સીસમનાં અનેક ઝાડવાળો; નાનાં,સ્થિર અને સૂકા પવનના ઝપાટાઓથી હાલતાં નાચતાં નાનાં ઝાડવાળો, અવિચ્છિન્ન ઝાંઝવાનાં જળવાળો, ઘણી ઝીણી અને ખરસટ રેતી તથા કાંકરીવાળો, લાવ-તેતર અને ચકોર પક્ષી તે ભૂમિ પર ફરે તેવો તે દેશ વાતપિત્તાધિક હોય છે; તથા તેમાં મનુષ્ય સ્થિર અને કઠણ શરીરવાળાં હોય છે. હવે આનૂપ દેશ–જેમાં મોટા તાડ, તમાલ, નારિયેળી અને કેળનાં ઘાટા વન હોય, સીમા ઉપર નદી કે સમુદ્ર હોય, પુષ્કળ ઠંડો પવન વાય, જે પ્રદેશ નેતર અને જલનેતરથી શોભતા કિનારાયુક્ત નદીઓવાળો અને પર્વતના કુંજોથી શોભિતો હોય, મન્દ મન્દ વાયુથી ઝાડના વન હાલતા હોય, જમીનનો મોટો ભાગ પુષ્પિત વેલો તથા ઘાટાં જંગલો-વાળો હોય, સ્નિગ્ધ ઝાડ અને વેલાઓથી ઢંકાએલો હોય; જેમાં હંસ, ચક્રવાક, બગલા, નંદીમુખ, પુંડરીક, કાદમ્બ, મદ્દગુ–જળકૂકડી, ભૃંગરાજ, લક્કડખોદ તથા મસ્ત કોયલથી વૃક્ષોની શાખાઓ ગાજતી હોય અને મનુષ્યો કોમળ હોય, તે આનૂપ દેશને વાતકફપ્રધાન જાણવો. આ બે પ્રકારના દેશનાં વેલા, વનસ્પતિ, વાનસ્પત્ય, પક્ષી અને મૃગોના ગુણોવાળો; સ્થિર, કોમળ, બલ, વર્ણ અને બંધારણમાં સાધારણ ગુણ-યુક્ત મનુષ્યોવાળો દેશ સાધારણ જાણવો. ૮

केवा देशमां थयेलां द्रव्यो वापरवां जोईए—

તેઓમાં સાધારણ કે જાંગલ દેશમાં જ્યાં યથાસમય ટાઢ, તડકો, પવન અને વરસાદ થતાં હોય; જ્યાં સ્મશાન, ચૈત્ય, દેવાલય, સભાસ્થાન, ખાડા, બગીચા, રાફડા અને ખારોપાટ ન હોય; જે કુશ અને રોહિષ ઘાસથી આચ્છાદિત હોય, જ્યાંની માટી સ્નિગ્ધ, કાળી અને મધુર કે સોનાના જેવી અને મધુર હોય, જ્યાં ભૂમિ મૃદુ હોય, જ્યાં હળ ફેરવ્યું હોય અને જ્યાં બીજાં પ્રબલ વૃક્ષ ન હોય, તેવા સ્થાનમાં ઉત્પન્ન થયેલ ઔષધો શ્રેષ્ઠ છે. ૯

औषधनां द्रव्यो लाववानो विधि—

તેમાં જે યથાકાળે ઊગેલ હોય, જેમાં રસ-વીર્ય અને ગંધ સંપૂર્ણ પ્રમાણમાં આવ્યાં હોય; અતિ તાપ, અગ્નિ, પાણી પવન કે જંતુઓથી જેનાં ગન્ધ, વર્ણ, રસ, સ્પર્શ અને પ્રભાવ નષ્ટ ન થયાં હોય તેવી તાજી, ગુણવાન અને ઉત્તર દિશામાં રહેલ ઔષધિને મંગલ આચારવાળા, કલ્યાણની ઇચ્છાવાળા, સુશીલ, પવિત્ર અને સફેદ વસ્ત્ર પહેરનાર મનુષ્યે દેવતા, અશ્વિનીકુમાર, ગાય અને બ્રાહ્મણની પૂજા કરી, ઉપવાસ કરી, પૂર્વ કે ઉત્તર તરફ મુખ કરીને લેવી. તેઓનાં–વર્ષા અને વસંતમાં નવાં ફૂટેલાં શાખા અને પાન; પાંદડાં ખરી નવાં આવતાં હોય ત્યારે ગ્રીષ્મ અને શિશિરમાં મૂળ; શરદ ઋતુમાં છાલ, કંદ અને દૂધ; હેમન્તમાં સાર અને જે ઋતુમાં જે જે ફૂલ અને ફળ થતાં હોય તે લેવાં. ૧૦

औषधनां द्रव्यो केवी रीते राखवां जोईए—

તેઓને લઈને અનુરૂપ ગુણવાળાં પાત્રો હોય તેવા પૂર્વ કે ઉત્તર બાજુ બારણાવાળા, નિવાત, એક બાજુ પવન આવી શકે તેવા, જ્યાં રોજ પુષ્પ, ઉપહાર અને બલિકર્મ થતાં હોય તેવા અને જેમાં અગ્નિ, જલ,

ભેજ, ધુમાડો, ધૂળ-ઉંદર અને ચોપગાં પ્રાણી આવે નહિ તેવા ઘરમાં બરાબર ઢાંકીને શીંકામાં લટકાવીને રાખવાં. ૧૧

વમન અને વિરેચનનાં દ્રવ્યોને ભાવના આપવા માટે તથા આલોડન માટે વિધિ—

તેઓનો દોષ અનુસાર ઉપયોગ કરવો. વાયુમાં સુરા, સૌવીરક,તુષોદક, મૈરેય, મેદક,ધાન્યામ્લ-કાંજી, ફલામ્લ અને દધ્યમ્લ વડે; પિત્તમાં દ્રાક્ષ, આમળાં, મધ,જેઠીમધ,ફાલસાં, ગોળની રાબ અને દૂધ વડે; કફમાં મધ, મૂત્ર અને કષાયાદિ વડે ભાવના આપી અને મિશ્રિત કરી આપવાં. આ સંક્ષેપમાં કહ્યું. તેને દ્રવ્ય, દેહ, દોષ અને સાત્મ્યાદિ રૂપે વિભકત કરીને વિસ્તારથી હવે વ્યાખ્યાન કરશું. ૧૨

વમનનાં દ્રવ્યોમાં મીંઢળ શ્રેષ્ઠ છે—

વમન દ્રવ્યોમાં મીંઢળ હાનિકારક ન હોવાથી સૌથી શ્રેષ્ઠ કહેવાય છે.

મીંઢળને ગ્રહણ કરવાનો તથા રાખવાનો વિધિ—

તેને વસન્ત અને ગ્રીષ્મની મધ્યમાં પુષ્ય, અશ્વિની અથવા મૃગશીર્ષ નક્ષત્ર અને મૈત્ર મુહૂર્તમાં લેવાં. જે પાકાં, છિદ્ર વિનાનાં, પાકેલાં, લીલાં ન હોય તેવાં પીળાં, જંતુ વિનાનાં, દુર્ગન્ધ વિનાનાં, જીવડાંએ ન ખાધેલાં અને મોટાં હોય તેમને સાફ કરી, કુશના પુટમાં બાંધી, ગાયના છાણથી લીપી,જવનાં ફોતરાં, અડદ, શાલિ ચોખા, કળથી, કે મગ એમાંથી ગમે તેના ઢગલામાં આઠ દિવસ રાખવાં. ત્યાર બાદ નરમ અને મધના જેવી પ્રિય વાસવાળાં થયે, કાઢીને સૂકવવાં. બરાબર સૂકાયેલાંમાંથી બીજ કાઢી લેવાં. તેને ઘી, દહીં, મધ તથા તલના કલ્કમાં વાટી, ફરીથી સૂકાવી, વાલુકા અને રેતી લૂછી નાખેલ નવા ઘડામાં ગળાં સુધી ભરી દેવાં; તેને બરાબર ઢાંકી, સુરક્ષિત રીતે, શીંકામાં ધ્યાનપૂર્વક મૂકવાં. ૧૩

વમનનું ઔષધ પીવાનો વિધિ—

હવે વમનને યોગ્ય દરદીને બે કે ત્રણ દિવસ સ્નેહન અને સ્વેદન કરાવી, કાલે તેને વમન કરાવવું છે તેમ વિચારી, ગ્રામ્ય-આનૂપ અને ઔદક પ્રાણીઓના માંસ રસો, દૂધ-દહીં-અડદ-તલ અને શાક વગેરેથી જેનો કફ ઉત્કલેશિત થયો હોય, રાત્રિ બરાબર ગઈ હોય, જેને આગલા દિવસે ખાધેલ પચી ગયું હોય તેને, સવારમાં બલિ, હોમ, મંગલ અને પ્રાયશ્ચિત્ત કરાવી, અતિ સ્નિગ્ધ ન હોય તેવા અને પેટમાં અન્ન ન હોય તેવાને યવાગૂ સાથે ઘીની માત્રા પાવી. નખ અંદર રહે તેવી મૂઠીમાં જેટલાં રહે તેટલાં કે યોગ્ય લાગે તેટલી માત્રામાં તે મદનફળનાં બીજ ખાંડી; જેઠીમધ, લાલ કાંચનાર, શ્વેત કાંચનાર, કદમ્બ, જલવેતસ, ચીસોડી, શણપુષ્પી, આકડો અને અઘેડો—એમાંથી ગમે તેના કવાથમાં રાત્રિ રાખી, ચોળી, ગાળી, મધ અને સિન્ધાલૂણ મેળવી—એ દ્રવને નવશેકો કરી, શરાવ પૂરો ભરી, આ મંત્રથી અભિમંત્રણ કરવું—

ૐ બ્રહ્મા, દક્ષ, અશ્વિનીકુમાર, રુદ્ર, ઇન્દ્ર, પૃથ્વી, ચન્દ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ અને ઔષધસમૂહ સાથે ઋષિઓ અને ભૂતના સમૂહો તારી રક્ષા કરો. ઋષિઓને રસાયન, દેવોને અમૃત ઉત્તમ નાગોને સુધા જેમ હિતકર છે તેમ આ ઔષધ તને હિતકર થાઓ.'

એમ અભિમંત્રિત કરી, વિશેષે કરી કફજ્વર, ગુલ્મ કે પ્રતિશ્યાયના દરદીને પૂર્વ કે ઉત્તર તરફ મોઢું રખાવી, પિત્ત આવે ત્યાં સુધી વારે વારે પાવું. તેનાથી સારું વમન થાય છે.

વમનના હીન યોગમાં કર્તવ્ય—

જો વમનનો વેગ હીન લાગે તો લીંડીપીપર, આમળાં, સરસવ, વજનો કલ્ક, સિંધવ અને ગરમ પાણીથી પિત્ત આવે ત્યાં સુધી વારંવાર ઊલટી કરાવવી. આ વિધિ સર્વ વમનયોગો માટે જાણવી. ૧૪

દરેક વમનના યોગોમાં ન કહેલ હોય તો પણ મધ અને સિંધાલૂણ આપવું; વમનમાં આપેલ મધથી ઉષ્ણ પદાર્થ વિરુદ્ધ નથી—

બધાં વમનોમાં મધ અને સિંધાલૂણ કફને પીગળાવવા તથા છેદવા માટે વાપરવાં. તે પચ્યા વગર જ

પાછાં આવે છે અને દોષનું હરણ કરે છે. માટે વમનયોગમાં આવતા મધનો ઉષ્ણતાથી વિરોધ નથી. ૧૫

મીંઢળના આઠ માત્રાના યોગો—

મીંઢળનાં બીજના બે બે ભાગને કોવિદાર વગેરેમાંથી એકના કષાયથી એકવીસ વાર ગાળવા. ત્રીજા ભાગને પીસીને તે રસથી હરડે, બહેડાં કે આમળાં જેવડી માપની ગોળી બનાવવી. તેમાંની એક કે બે ગોળીને અગાઉ કહેલ કષાયોમાંના એક કષાયના અંજલિ એટલે ૪ પલ પ્રમાણ સાથે ચોળી, બલવાન કફપ્રસેક, ગ્રંથિજ્વર, ઉદરરોગ અને અરુચિમાં પીવરાવવું. બાકીનું અગાઉની માફક સમજવું. ૧૬

મીંઢળના પાંચ દૂધવાળા યોગો—

મીંઢળનાં બીજથી સાધિત દૂધ અથવા એ દૂધથી સાધિત યવાગૂ નીચેના ભાગના રક્તપિત્તમાં અને હૃદયના દાહમાં પીવરાવવાં; અથવા તેમાંથી બનાવેલા દહીંની ઉપલી તર કફજન્ય ઉલટીમાં, તમકશ્વાસમાં તથા કફપ્રસેકમાં આપવી; અથવા શીતળ થયેલ તે દૂધની મલાઈની એક અંજલિ કુપિત થયેલા પિત્તમાં અને છાતી-કંઠ તથા હૃદય થોડા કફથી લીંપાયેલ હોતાં આપવી. બાકીનું અગાઉની માફક સમજવું. ૧૭

મીંઢળનાં બીજ નાખી ઉકાળેલ દૂધમાંથી ઉત્પન્ન કરેલ માખણને મદનફલ વગેરેના કલ્ક અને કષાયથી સિદ્ધ કરી, કફથી પરાભવ પામેલ અગ્નિવાળાને તથા સુકાતા શરીરવાળાને માત્રાસર પાવું. બાકીનું અગાઉની માફક સમજવું. ૧૮

મીંઢળનો એક સૂંઘવાનો યોગ—

મીંઢળનાં બીજના પરાગરજ જેવા બારીક ચૂર્ણને મદનફલ વગેરેના કવાથથી એકવીસ વાર સારી પેઠે ભાવના આપીને, સરોવરમાં ઉત્પન્ન થયેલા મોટા કમળમાં સાયંકાળે છાંટી દેવું. આખી રાત પડ્યું રહેવા દઈને સવારે વળી તે ફૂલને ઉખેડી, હરિદ્રા નામક કૃશરા, દૂધ અને યવાગૂમાંનું એક, સિંધાલૂણ, ગોળ અને ફાણિત-સહિત જેણે ગળાં સુધી પીધું હોય તેવા, સુકોમળ પિત્ત અને કફના ઉત્કલેશવાળા તથા ઔષધનો દ્વેષ કરનાર દરદીને તે ફૂલ સૂંઘાડવું. બાકીનું અગાઉની માફક જાણવું. ૧૯

રસાયનાધ્યાયમાં કહેલ ભિલામાંની વિધિથી પરિસ્રુત કરેલ મીંઢળનાં બીજના સ્વરસને પકાવીને, તાર નીકળે ત્યાં સુધી, ફાણિત જેવો બનાવીને ચટાડવો; અથવા પિત્ત કફસ્થાનમાં જતાં, તડકામાં સૂકવી, ચૂર્ણ બનાવી, જીમૂતક વગેરેના કવાથની સાથે તે મીંઢળનાં બીજનું ચૂર્ણ પાવું. બાકીનું અગાઉની માફક જાણવું. ૨૦

મીંઢળના છ વર્તિના યોગો—

મીંઢળનાં બીજનાં ચૂર્ણને અગાઉની માફક મદનફલ વગેરે છ કવાથમાંના એક કવાથથી પરિસ્રુત કરી, વર્તિઓ બનાવી, મદનફલ વગેરેના કવાથની સાથે પીવાં. બાકીનું અગાઉની માફક જાણવું. ૨૧

મીંઢળના વીસ લેહના યોગો—

મીંઢળનાં બીજ, ગરમાળો, કુટજ, સ્વાદુકંટક, પાઠા, પાટલા, શાર્ઙ્ગેષ્ટા, મૂર્વા, સપ્તપર્ણ, નક્તમાલ, પિચુમર્દ, પટોલ, સુષવી, ગળો, સોમવલ્ક અને દ્વીપિકા, પીપર, પીપરીમૂળ, ગજપીપર, ચિત્રક અને સૂંઠ એમાંના એકના કષાયથી સિદ્ધ કરેલું ચાટણ દેવું. બાકીનું અગાઉની માફક જાણવું. ૨૨

મીંઢળના વીસ ઉત્કારિકાના યોગો—

મીંઢળનાં બીજમાં નાની એલચી, હરેણુકા, શતપુષ્પા, કુસ્તુમ્બુરુ, તગર, કઠ, તજ, ચોરક, મરુબક, અગુરુ, ગુગળ, એલવાલુક, શ્રીવેષ્ટક, પરિપેલવ, જટામાંસી, શૈલેયક, સ્થૌણેયક, સરલ, પારાવતપદી અને અશોકરોહિણી—એ વીસમાંથી એકના કવાથથી, પાકશાસ્ત્રમાં કહેલ ઉત્કારિકાની બનાવટ અનુસાર તૈયાર કરેલ ઉત્કારિકાનો અથવા મોદકની બનાવટ અનુસાર મોદકનો, દોષ-રોગ અને રુચિ અનુસાર પ્રયોગ કરવો. બાકીનું અગાઉની માફક જાણવું. ૨૩

મીંઢળના સોળ શષ્કુલી અને પૂપના યોગો—

તલ અને શાલિચોખાના લોટને મીંઢળનાં બીજના સ્વરસના કવાથથી સારી પેઠે ભાવના દઈ, તેના જ કષાયથી શષ્કુલીની બનાવટ અનુસાર શષ્કુલી અને પૂડાની બનાવટ અનુસાર પૂડા બનાવવા. બાકીનું અગાઉની માફક જાણવું. ૨૪

આજ બનાવટ અનુસાર સુમુખ, સુરસ, કુઠેરક, કાંડીર, કાલમાલાક, પર્ણાસક, ક્ષવક, ડમરો, ગૃંજન, કાસમર્દ અને ભાંગરો, પોટા, ઇક્ષુવાલિકા, કાલંકતક અને દંડેરકામાંના એકના કવાથથી શષ્કુલી કે પૂડા કરાવવા. ૨૫

મીંઢળના દશ ષાડવના યોગો—

તેજ પ્રમાણે બોરનો ષાડવ, રાગ, લેહ, મોદક, ઉત્કારિકા, તર્પણ, પાનક, માંસરસ, યૂષ અને મદ્ય એમાંના એકની સાથે મીંઢળ મેળવીને, દોષ-રોગ અને રુચિ અનુસાર આપવું; તેનાથી રોગી સારી રીતે વમન કરે છે. ૨૬

મીંઢળના પર્યાયો—

મદન, કરહાટ, રાઠ, પિંડીતક, ફલ અને શ્વસન—એ પર્યાયોથી જે બોલાય છે તેની આ બનાવટ છે. ૨૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોકો—

કષાયોમાં નવ યોગ, માત્રાઓમાં આઠ, દૂધ અને ઘીમાં મેળવવાથી પાંચ, ફાણિત અને ચૂર્ણમાં બે, ક્રેયમાં એક, વર્તિક્રિયામાં છ, લેહ-મોદક અને ઉત્કારિકામાં વીસ વીસ, શષ્કુલી અને પૂડામાં સોળ સોળ યોગ, ષાડવ વગેરેમાં બીજા દશ—આ પ્રમાણે મહર્ષિએ 'ફલકલ્પ'માં વિધિપૂર્વક એકસો ને તેત્રીસ યોગો બતાવ્યા છે. ૨૮–૩૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબળે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાનવિષે 'મદનકલ્પ' નામક પ્રથમ અધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

# અધ્યાય બીજો

## જીમૂતકકલ્પ

જીમૂતકકલ્પનો ઉપક્રમ—

"હવે અહીંથી 'જીમૂતકકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

જીમૂતકના પર્યાયો—

જીમૂતકનાં ફલ અને પુષ્પના આ કલ્પને સાંભળ. ગરાગરી, વેણી અને દેવતાડક એ એના પર્યાયો છે. ૩

જીમૂતકના ગુણો—

તે તે વાતહરાદિ ઔષધ સાથે કલ્પના કરવાથી જીમૂતક ત્રિદોષનાશક છે; અને જ્વર, શ્વાસ, હેડકી વગેરે રોગોમાં તેનો પ્રયોગ કરવો જોઈએ. ૪

જીમૂતકના છ દૂધના યોગો—

'મદનકલ્પ'માં કહ્યા પ્રમાણેના ગુણયુક્ત દેશમાં ઉત્પન્ન થયેલ અને વિધિપૂર્વક ભેળાં કરેલ જીમૂતકનાં ફૂલમાં સાધિત દૂધનો, ફળ ઉત્પન્ન થતાં એ ફળોથી સાધિત દૂધની પેયાનો, ફળો પર રૂંવાટી આવતાં તેનાથી સાધિત દૂધની મલાઈનો, રૂંવાટી ખરી ગયા પછી એનાથી સાધિત દૂધના બનેલ દહીંની તરનો અને ફળ લીલાશ પડતાં પાંડુ થાય ત્યારે ઊકાળેલા દૂધમાં તે નાખીને પછી બનાવેલ ખાટા દહીંનો પ્રયોગ કરવો જોઈએ. ૫,૬

વાતપિત્તના રોગીએ જીર્ણ થયેલા, સારી પેઠે સૂકાયેલા અને સ્વચ્છ પાત્રમાં રાખેલા તેના ચૂર્ણની એક શુકિત એટલે અરધો પલ માત્રા દૂધ સાથે પીવી. ૭

જીમૂતકનો એક સુરામંડનો યોગ—

જીમૂતકનાં પાકેલાં ફળને સુરામંડમાં રાતવાસી

રાખીને, સવારે ચોળીને, ગાળીને, કફજન્ય અરોચકમાં, કાસમાં, પાંડુરોગમાં અને યક્ષ્મામાં પીવું. ૮

જીમૂતકના એકવીસ કષાયના યોગો—

જીમૂતકનાં બે કે ત્રણ ફળને ખાંડીને, ગળોના, જેઠીમધના, કોવિદાર વગેરેના, લીંબડાના અથવા કડાના કવાથમાં રાતવાસી રાખી, ગાળી અને એ જ વિધિથી પીવાં; અથવા ગરમાળા વગેરે સાત કવાથમાંના એક એક કષાયમાં અગાઉની પેઠે આસવ કરી, પિત્ત-કફ અને જ્વરના રોગીએ તે પીવાં. ૧૦ ½

જીમૂતકના આઠ માત્રાના યોગો—

મદનફલની પેઠે જીમૂતકના માત્રાયોગ આઠ છે. અને તેઓની માત્રા મોટા બોરના જેવડી જાણવી. ૧૧

જીમૂતકના ચાર સ્વરસના યોગો—

જીમૂતકનાં ફલને જીવક, ઋષભક, શેરડી અથવા શતાવરીના રસ સાથે પિત્ત અને કફના જ્વરમાં અથવા વાતપિત્તના જ્વરમાં દેવાં. ૧૨

જીમૂતકનો એક ઘૃતનો ઉપયોગ—

તથા જીમૂતકથી સધિત દૂધમાંથી ઉત્પન્ન થયેલા ઘીને મદનફલ વગેરેમાંના કોઈ એક કવાથથી પકાવવું. તેને ઉત્તમ વમન માનેલ છે. ૧૩

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

દૂધમાં છ, સુરામંડમાં એક, અન્ય બાર, ગરમાળા વગેરેના કવાથમાં સાત, વર્તિઓમાં આઠ, જીવક વગેરેમાં ચાર અને એક ઘી—એ પ્રમાણે 'જીમૂતકકલ્પ'માં ઓગણચાલીસ યોગો કહી બતાવ્યા છે. ૧૪,૧૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલા શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબળે પૂર્ણ કરેલ આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'જીમૂતકકલ્પ' નામક બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨

---

# અધ્યાય ત્રીજો

## ઇક્ષ્વાકુકલ્પ

ઇક્ષ્વાકુકલ્પનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ઇક્ષ્વાકુકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

જેઓને માટે ઇક્ષ્વાકુકલ્પ પ્રશસ્ત છે તેઓને માટે સિદ્ધ ઇક્ષ્વાકુકલ્પ હું કહીશ. ૨ ½

ઇક્ષ્વાકુના પર્યાયો—

લમ્બા, કટુકાલાબુ, તુમ્બી, પિંડફલા, ઇક્ષ્વાકુ અને ફલિની એ એકાર્થવાચક છે. તેની કલ્પના હવે કહેવામાં આવે છે ૩ ½

ઇક્ષ્વાકુના ગુણો—

કાસ-શ્વાસ-વિષ-ઊલટી અને જ્વરથી પીડાયેલા, કફથી ક્ષીણ થયેલા અને ખેદયુક્ત પુરુષને વમન માટે તે જરૂરી છે. ૪ ½

ઇક્ષ્વાકુના દૂધના આઠ અને સુરામંડનો એક યોગ—

પુષ્પરહિત ઇક્ષ્વાકુની ટીશીઓની પ્રાદેશ જેવડી મુઠ્ઠી લઈને, પ્રસ્થ જેટલા દૂધમાં ઉકાળીને, પિત્ત ઉન્માર્ગ-ગામી હોય તેવા કફજ્વરમાં આપવી. ૫ ½

જે પ્રમાણે જીમૂતકમાં થાય છે તે પ્રમાણે ફૂલ વગેરેમાં દૂધના ચાર યોગો અને લીલાશ પડતાં પીળાં ફળ થતાં સુરામંડમાં સાધવાનો પાંચમો યોગ છે. ૬ ½

ઇક્ષ્વાકુના ફલના સ્વરસના એક ભાગને ત્રણગણા દૂધમાં સાધીને, છાતીમાં રહેલા કફમાં, સ્વરભેદ અને સળેખમમાં દેવો. ૭ ½

પાકી ગયેલ ઇક્ષ્વાકુના મધ્યભાગને કાઢી લઈ તેમાં દૂધ નાખવું. તેનું જયારે દહીં થઈ જાય ત્યારે કફ-સહિત કાસમાં, શ્વાસમાં અને ઊલટીમાં તે પીવું. ૮ ½

ઇક્ષ્વાકુનાં બીજને બકરીના દૂધની ભાવના દેવી અને તે વિષ,ગુલ્મ,ઉદરરોગ,ગાંઠ,ગંડ અને શ્લીપદ-રોગમાં પીવરાવવાં. ૯

इक्ष्वाकुनो मस्तु साथे एक योग अने छास साथे एक योग—

પાંડુ-કુષ્ઠ અને વિષથી પીડાયેલા રોગીએ ઇક્ષ્વાકુના ફલનો મધ્યભાગ મસ્તુ સાથે અથવા તેનાથી પકાવેલ તક્ર મધ અને લવણ નાખીને પીવી. ૧૦

इक्ष्वाकुनो सूंघवानो एक योग—

સૂકાઈ ગયેલા ફલરસ અને પુષ્પોસહિત, તુમ્બીનું ચૂર્ણ છાંટેલ માળા સૂંઘીને ગન્ધની સંપત્તિના સુખના અભ્યાસી રોગીને ઊલટી થાય છે. ૧૧

इक्ष्वाकुनो एक पलल योग, एक तेलनो योग, एक घीनो योग—

અથવા તુમ્બીનો મધ્યભાગ ગોળની સાથે અને તલવટની સાથે ખાવો; અથવા તો ઇક્ષ્વાકુનાં ફળનું તેલ કે અગાઉની પેઠે સિદ્ધ કરેલું ઘી ખાવું. ૧૨

इक्ष्वाकुनां बीजनो एक वर्धमानयोग—

મદનફલ વગેરેના એક પછી એક કવાથમાં ચોળીને તુમ્બીનાં પચાસ બીજથી શરુ કરી, દશ દશ વધારતાં સો બીજ સુધી પીવાં. ૧૩

इक्ष्वाकुना पंदर कषायना योगो—

નખ અંદર રહે તેવી જાતની મુઠ્ઠી જેટલાં બીજ જેઠીમધ અને કોવિદાર વગેરેના કવાથમાં પીવાં. ૧૪

इक्ष्वाकुना आठ वर्तिना योगो—

કોવિદાર વગેરે કષાયોના માત્રાયોગો મદનફલની પેઠે કહ્યા છે. ૧૪

इक्ष्वाकुना पांच लेहना योगो—

બીલીનાં મૂળના કવાથથી એક અંજલિ જેટલાં તુમ્બીનાં બીજ પકાવવાં. ગાળીને તેના ત્રણ ભાગ અને ચોથો ફાણિતનો એક ભાગ, ઘી એક ભાગ, તુમ્બીનાં બીજ તથા મહાજાલિની-જીમૂત-કૃતવેધન અને વત્સક પીસીને અરધો અરધો ભાગ નાંખીને, જ્યાં સુધી તાંતણો ચાલે અને પાણીમાં પડતાં વીખરાઈ ન જાય ત્યાં સુધી કડછીથી હલાવતાં, મૃદુ અગ્નિથી તેનું ચાટણ તૈયાર કરવું. તે ચાટણને માપસર ચાટવું અને ઉપર પ્રમથ્યા એટલે દીપન-પાચન કવાથ પીવો. અગ્નિમન્થ વગેરે ચાર કલ્પોથી આ કલ્પ જુદો કહેવાય છે. ૧૫-૧૮

इक्ष्वाकुनो एक मन्थ योग—

કફજન્ય જ્વર, કાસ, કંઠરોગ અને અરુચિમાં તુમ્બીના સ્વરસની ભાવના દીધેલ સકતુઓ સાથે મન્થ પીવો. ૧૯

इक्ष्वाकुनो एक मांसरस साथे योग—

ગુલ્મ,પ્રમેહ અને કફપ્રસેકમાં ઇક્ષ્વાકુનાં બીજના કલ્કને માંસરસ સાથે પીવો; એ પ્રમાણે કરવાથી પુરુષને સારી રીતે વમન થાય છે અને દુર્બળતા આવતી નથી. ૨૦

अध्यायार्थसंग्रह—

**એ બાબતમાં ઉપસંહારના શ્લોકો—**

દૂધમાં આઠ, સુરામંડ-મસ્તુ અને તક્રમાં ત્રણ, શ્રેય-યોગ એક, તિલકલ્કયોગ એક, તૈલ એક, મદનફલ વગેરેમાં વધતા જતા યોગો ૭, ઘી એક, જેઠીમધ વગેરેના કષાયોમાં બીજા નવ, વર્તિક્રિયાઓ આઠ, લેહ પાંચ, મન્થયોગ એક, માંસરસયોગ એક—એ પ્રમાણે પ્રજાના હિતની કામનાથી મહર્ષિએ 'ઇક્ષ્વાકુકલ્પ'માં આ પીસ્તાલીસ યોગો સારી રીતે કહી બતાવ્યા. ૨૧-૨૩

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂરાં કરેલ આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'ઇક્ષ્વાકુકલ્પ' નામક ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩

# અધ્યાય ચોથો

## ધામાર્ગવકલ્પ

ધામાર્ગવકલ્પનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ધામાર્ગવકલ્પનું' વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ધામાર્ગવના પર્યાયો--

કર્કોટકી, કોઠફલા, મહાજાલિની અને રાજકોશાતકી એ ધામાર્ગવના પર્યાયો છે. ૩

ધામાર્ગવના ગુણો—

ગરદોષ-ગુલ્મ-ઉદરરોગ અને કાસમાં, વાયુ કફાશયમાં હોતાં, કફ કંઠ અને મુખમાં હોતાં, કફના સંચયથી થતા રોગોમાં અને જે રોગો સ્થિર અને ગુરુ છે તેમાં ધામાર્ગવ યોજવા લાયક છે. ૪½

તેનાં ફળ-ફૂલ અને અંકુરોનો વિધિપૂર્વક સંગ્રહ કરવો જોઈએ. ૫

ધામાર્ગવનાં પાનના નવ યોગો—-

અંકુરોના સ્વરસને સૂકાવી,ગોળીઓ બનાવી, કોવિદાર વગેરેના છુટા છુટા કવાથની સાથે અને જેઠીમધના કવાથ સાથે પીવી જોઈએ. ૬

ધામાર્ગવના ચાર દૂધના યોગો; એક સુરાયોગ--

અગાઉની પેઠે ફૂલ વગેરેમાં દૂધના યોગ ચાર અને પાંચમો સુરાનો યોગ છે. હવેથી જીર્ણ અને સૂકાઈ ગયેલાં ફળોનો કલ્પ કહેવામાં આવશે. ૭

ધામાર્ગવના નવ ક્વાથના યોગો—

જેમાંથી બીજકંઠ એટલે બીજ જેમાં બંધાઈ રહે છે તે કાઢી નાખવામાં આવ્યું છે તેવા ધામાર્ગવના ફલને ગોળસહિત રાતવાસી રાખી, જેઠીમધના કવાથની સાથે અને કોવિદાર વગેરેના કવાથ સાથે ગુલ્મરોગીઓને, ઉદરરોગીઓને અને કફના જે બીજા રોગો છે તેમાં તે દેવું જોઈએ. ૮½

ઊલટી અને હૃદ્રોગની શાન્તિ માટે તે અન્નથી યુક્ત કરી દેવું જોઈએ. ૯

ધામાર્ગવનો એક ઘ્રેયયોગ

અથવા માંસરસ–દૂધ અને યવાગૂ વગેરેથી તૃપ્ત થયેલો મનુષ્ય, તેના ચૂર્ણની ખૂબ ભાવના દીધેલ ઉત્પલ વગેરેને સૂંઘીને, સુખપૂર્વક વમન કરે છે ૧૦

ધામાર્ગવના બાર શકૃદ્રસ સાથે યોગો--

અથવા ધામાર્ગવનું ચૂર્ણ કરી, બોર જેવડી વર્તિ બનાવી, એક અંજલિ જેટલા ગાયના છાણના રસમાં કે ઘોડાની લાદના રસમાં ઘોળીને પીવી. ૧૧

એ જ પ્રમાણે વૃષભ, ઋષ્ય, કુરંગ, હાથી, ઊંટ, ખચ્ચર, ઘેટાં, શ્વદંષ્ટ્ર, ગર્દભ અને ખડ્ગના મળના રસમાં તે વર્તિ પીવી. ૧૨

ધામાર્ગવના દશ લેહના યોગો

જીવક, ઋષભક, વીરા, આત્મગુપ્તા, શતાવરી, કાકોલી, શ્રાવણી, મેદા, મહામેદા અને મધૂલિકા–એ દરેકનું જુદું જુદું ચૂર્ણ કરીને ધામાર્ગવસહિત સાકર અને મધ સાથે તે ચાટણો બને છે. તેઓ હૃદયના દાહવાળા અને કાસવાળા રોગીઓ માટે અને પિત્તની ગરમીથી યુક્ત કફમાં, સહન થાય તેવા ગરમ જલના અનુપાનથી દેવાય છે. ૧૪½

ધામાર્ગવનો એક કલ્કનો યોગ—

ધાણા અને નેપાળી ધાણાના યૂષ સાથે તેનો કલ્ક સર્વ વિષનો નાશ કરનાર છે. ૧૫

ધામાર્ગવના બીજા અગિયાર કષાયયોગો—-

જાતિ,સૌમનસાયિની હળદર,ચોરક ધોળી સાટોડી,મહાસહા,ક્ષુદ્રસહા,હૈમવતી,બિમ્બી,સાટોડી અથવા કાસમર્દના

જુદા જુદા કવાથમાં ધામાર્ગવનાં એક કે બે ફળ ચોળીને, ગાળી લઈ, એ ઉત્તમ વમન મનના વિકારોમાં પીવું. ૧૬-૧૭½

ધામાર્ગવનો એક ઘૃતયોગ--

અથવા તેની સાથે ઊકાળેલા દૂધમાંથી ઉત્પન્નં થયેલું ઘી, મદનફલ વગેરે કવાથોથી સાધીને ગાળી લઈ પીવું. ૧૮

અધ્યાયાર્થસંગ્રહ--

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક--

પલ્લવોમાં નવ યોગ, દૂધમાં ચાર, સુરાસવમાં એક, કષાયમાં વીસ, કલ્કમાં એક, પુરીષરસમાં બાર, અન્નમાં એક, પ્રેયમાં એક, દશ ચાટણો તથા એક ઘૃત--આ પ્રમાણે 'ધામાર્ગવકલ્પ'માં મહર્ષિએ સાઠ યોગો કહ્યા છે. ૧૯ ૨૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'ધામાર્ગવકલ્પ' નામક ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

# અધ્યાય પાંચમો

## વત્સકકલ્પ

વત્સકકલ્પનો ઉપક્રમ---

"હવે અહીંથી 'વત્સકકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

વત્સકના પર્યાયો---

હવે વત્સકનાં નામ તથા સ્ત્રી-પુરુષનો ભેદ અને એના કલ્પો ખરા સ્વરૂપમાં વિસ્તારપૂર્વક કહી બતાવીશ. ૩

વત્સક, કુટજ, શક્ર, વૃક્ષક, ગિરિમલ્લિકા એ એકાર્થવાચક છે અને તેનાં બીજને ઇન્દ્રયવ તથા કલિંગક કહેવામાં આવે છે. ૪

વત્સકના બે ભેદ---

મોટાં ફળવાળો, શ્વેત ફૂલનો અને સ્નિગ્ધ પાનવાળો નર હોય છે અને શ્યામ વર્ણની, અરુણ રંગનાં ફૂલવાળી તથા ફળનાં ઝીણાં ડીંટીઆંવાળી માદા હોય છે. ૫

વત્સકના ગુણો---

તે રક્તપિત્ત અને કફનો નાશ કરનાર તથા સુકોમળ મનુષ્યને પણ નુકશાન ન કરે તેવો છે; તથા હૃદ્રોગ, જ્વર,વાતરક્ત અને વિસર્પમાં પ્રશસ્ત છે. ૬

વત્સકના નવ કષાયયોગો---

તે નર અને માદા બન્નેનાં સૂકાં ફળનો યોગ્ય સમયે સંગ્રહ કરી, સારાં પાત્રમાં રાખી મૂકવાં. નખ અંદર રહે તેવી મુઠ્ઠી જેટલાં તેઓને અધકચરાં ખાંડી, જેઠીમધના કવાથથી તથા કોવિદાર વગેરેના કવાથથી ભાવના દેવી. રાત આખી રહેવા દઈને, સવારે તેને ચોળી, લવણ અને મધ નાખી, પિત્ત અને કફનો નાશ કરનાર તે શ્રેષ્ઠ વમન પીવું. ૭-૮½

વત્સકના પાંચ ચૂર્ણયોગો---

તેના ચૂર્ણને આઠ દિવસ સુધી આકડાના દૂધની ભાવના દેવી. તે પછી એક પાણિતલ એટલે કર્ષ જેટલું તે જીવકના કષાય સાથે પીવું. ૯½

વત્સકના ત્રણ જળના યોગો; વત્સકનો એક કૃશરાયોગ---

તે જ પ્રમાણે માંઢળ,જીમૂતક,ઇક્ષ્વાકુ અને જીમૂતીના જુદા જુદા કવાથથી અથવા સરસવ, મહુડાં કે લવણના પાણીથી અથવા કૃશરાની સાથે તે ચૂર્ણ આપી વૈદ્ય વમન કરાવવું. ૧૦,૧૧

અધ્યાયાર્થસંગ્રહ---

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક-

કષાયોથી નવ યોગ, ચૂર્ણોથી પાંચ, જલથી ત્રણ અને એક કૃશરામાં-એ પ્રમાણે તે અઢાર યોગો માનેલા છે.

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'વત્સકકલ્પ' નામક પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો. ૫

---

## અધ્યાય છઠ્ઠો

### કૃતવેધનકલ્પ

कृतवेधनकल्पनो उपक्रम—

"હવે અહીંથી 'કૃતવેધનકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

कृतवेधनना पर्यायो--

કૃતવેધનનાં નામ અને એનો કલ્પ તમે સાંભળો. ક્ષ્વેડ, કોશાતકી અને મૃદંગફલ એ એના પર્યાયો કહ્યા છે. ૪

कृतवेधनना गुणो—

તે અતિશય કટુ, તીક્ષ્ણ અને ઉષ્ણ તથા કુષ્ઠ, પાંડુરોગ, પ્લીહા, શોફ, ગુલ્મ અને વિષદોષ વગેરે ગંભીર રોગોમાં ઇષ્ટ છે. ૪

कृतवेधनना चार दूधना योगो; एक सुरानो योग--

કૃતવેધનનાં ફૂલ વગેરેના દૂધ વગેરે સાથેના યોગો તથા ફળોનો સુરાયોગ એઓમાં અગાઉની પેઠે છે. ૪½

कृतवेधनना बावीस कषाययोगो—

સારી પેઠે સૂકાયેલાં અને પરિપકવ થયેલાં કૃતવેધનનાં એક કે બે ફળ બલ અનુસાર જેઠીમધ વગેરેના નવ કવાથોનાં સાથે, મદનફલની જેમ પીવાં. ૫

તેના ફલને ઊકાળી, ગાળી લઈ અને ચાટણ જેવો પાક બનાવી રાખવો. ૬

કૃતવેધનના કલ્કનો એક ભાગ, મીંઢળ વગેરે અરધો ભાગ અને ગરમાળા વગેરેના તેર જુદા જુદા કવાથથી આસવ કરવો. ૭

कृतवेधनना दश पिच्छायोगो--

શેમળાના મૂળનાં ચૂર્ણોની તે પ્રમાણે દશ પિચ્છાઓ એટલે લુઆબથી પ્રયોગ કરાવવો જોઈએ. ૮

कृतवेधनना छ वर्तियोगो; एक घृतयोग--

મીંઢળની માફક છ વર્તિક્રિયાઓ તથા મીંઢળ વગેરેના ઘીનો પ્રયોગ કરવો જોઈએ. ૮

कृतवेधनना आठ लेहयोगो--

પચાસ કોશાતકીને કોવિદારના રસમાં પકાવવી. તે કષાયને મીંઢળ વગેરેનો કલ્ક નાખી, ફરીથી પકાવી, લેહ બનાવવો. તેમાં કૃતવેધનનો એક ભાગ અને બાકીનાં દ્રવ્યો અરધા ભાગમાં હોવાં જોઈએ. એ પ્રમાણે તેની કલ્પના કોવિદાર વગેરેના કષાયોથી જુદી કરવી જોઈએ. ૯,૧૦

कृतवेधनना सात मांसरसना योगो—

મીંઢળ વગેરેના જુદા જુદા કવાથોમાં કોશાતકી જેટલું જ આનૂપ માંસ પકાવીને તે માંસરસ લવણ સાથે પીવો. ૧૧

તે જ પ્રમાણે કોશાતકીના કવાથમાં મીંઢળનાં બીજ વગેરે જેટલું માંસ લઈ, માંસરસ સિદ્ધ કરી તે પીવો. ૧૧½

कृतवेधननो एक इक्षुरसयोग--

કાસરોગીએ શેરડીના રસમાં મિશ્રિત કરીને સિદ્ધ કરેલ કોશાતકી પીવી. ૧૨

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક-

દૂધમાં બે બે યોગ, સુરા એક તથા બાવીસ કવાથ, દશ પિચ્છાયોગ, એક ઘી, શુભ વર્તિક્રિયા છ, લેહયોગ આઠ, માંસમાં સાત અને શેરડીના રસમાં બીજો એક- એ પ્રમાણે આ 'કૃતવેધનકલ્પ'માં સાઠ યોગો કહેવામાં આવ્યા છે. ૧૩,૧૪

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'કૃતવેધનકલ્પ' નામક છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

---

## અધ્યાય સાતમો

### શ્યામાત્રિવૃત કલ્પ

શ્યામાત્રિવૃતકલ્પનો ઉપક્રમ—

"હવે અહીંથી 'શ્યામાત્રિવૃતકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

વિરેચનમાં ત્રિવૃતના મૂળની શ્રેષ્ઠતા—

બુદ્ધિમાન વૈદ્યો નસોતરનાં મૂળને વિરેચનમાં શ્રેષ્ઠ કહે છે. તેનાં નામ, ગુણ, કર્મ, ભેદ અને કલ્પ કહેવાશે. ૩

ત્રિવૃતના પર્યાયો—

ત્રિભંડી, ત્રિવૃતા, શ્યામા, કૂટરણા, સર્વાનુભૂતિ અને સુવહા એ પર્યાયવાચક શબ્દોથી નસોતરને ઓળખવામાં આવે છે. ૪

ત્રિવૃતના ગુણો—

તે કષાય, મધુર, રૂક્ષ તથા વિપાકમાં કટુ અને કફ તથા પિત્તનું શમન કરનાર અને રૂક્ષતાને લઈ વાયુનો પ્રકોપ કરનાર છે. ૫

વાત-પિત્ત અને કફનો નાશ કરનાર ઔષધોથી યુક્ત તે હવે જુદી જુદી બનાવટોમાં આવી, સર્વ રોગ હરનાર બને છે. ૬

ત્રિવૃતના ભેદો—

વળી તેનું મૂળ બે પ્રકારનું છે—શ્યામ અને અરુણ રંગનું. તેમાં જે મૂળ અરુણ દેખાવતું છે તેને એમાંથી અધિક મુખ્ય જાણવું. ૭

જેને અરુણ હિતકર છે અને જેને શ્યામ હિતકર છે તે—

તે સુકોમળ, બાળક, વૃદ્ધ અને મૃદુ કોઠાવાળાને શુભ કરનાર છે. અને કાળું નસોતર આશુકારી હોવાથી મોહ કરે છે, ધાતુઓને ક્ષીણ કરે છે અને મૂર્ચ્છા ઉત્પન્ન કરે છે. ૮

તીક્ષ્ણતાને લઈ તે હૃદયને અને કંઠને ખેંચે છે તથા દોષને પણ જલદી હરી લે છે. માટે બહુ દોષવાળાઓ માટે તથા જે પુરુષો ક્રૂર કોઠાવાળા છે તેઓના માટે તે પ્રશસ્ત છે. ૯

શ્યામા અને ત્રિવૃતને લાવવાનો વિધિ—

ઉપવાસ કરી, પવિત્ર બની, ધોળાં વસ્ત્ર પહેરી, એકાગ્ર મનથી, શુક્લ પક્ષમાં તે બન્નેનું ગુણવાન ભૂમિમાં ઉત્પન્ન થયેલું મૂળ ઉખેડવું. ૧૦

જે મૂળ ઊંડુ ગયેલું હોય, શ્લક્ષ્ણ હોય અને આડું અવળું ન ગયું હોય તેને ફાડીને અંદરનો ગર્ભ કાઢી લેવો અને છાલને સુકાવીને રાખી મૂકવી. ૧૧

શ્યામા અને ત્રિવૃતના અમ્લ વગેરે સાથે નવ કલ્કના યોગો—

સ્નેહન અને સ્વેદન પામેલ તથા કેવળ પેયા પીતે રહેલા મનુષ્યનું આનાથી સુખપૂર્વક વિરેચન થાય છે. ૧૧૩

આ બન્ને જાતનાં નસોતરના એક કર્ષ જેટલા ગોળાને અમ્લ દ્રવ્યો સાથે મેળવીને મનુષ્યે પીવો. અને ગાય, ઘેટી, બકરી તથા ભેંસના મૂત્ર સાથે તથા સૌવીરક, તુષોદક, પ્રસન્ના એટલે મદ્યનો ઉપરનો સ્વચ્છ ભાગ અને ત્રિફલાના કવાથ સાથે જુદો જુદો પીવો. ૧૨,૧૩

શ્યામા અને ત્રિવૃતના સૈન્ધવ વગેરે સાથે બાર ચૂર્ણના યોગો—

સૈન્ધવ વગેરે બાર લવણોમાંના એકની સાથે સૂંઠ સહિત તે બન્નેથી બમણું નસોતરનું ચૂર્ણ ઊના પાણી સાથે મનુષ્યે પીવું. ૧૪

श्यामा अने त्रिवृतना गोमूत्र साथे अढार योगो—

પીપર,પીપરીમૂળ, મરી, ગજપીપર, સરલ, કિલિમ, હિંગ ભારંગી, તેજોવતી, મોથ, હેમવતી, હરડે, ચિત્રક, હળદર, વજ, સ્વર્ણક્ષીરી, અજમોદા અને સૂંઠ–છુટાં છુટાં તે દરેકના અરધા ભાગ સાથે ગોમૂત્ર મેળવીને નસોતર પીવું. ૧૫,૧૬½

श्यामा अने त्रिवृतनो जेठीमध साथे एक योग—

ઉપરાંત જેઠીમધના અરધા ભાગ સાથે સાકરના પાણીયુકત તે પીવું. ૧૭

श्यामा अने त्रिवृतना जीवक वगेरे साथे चौद योगो—

જીવક, ઋષભક, મેદા, શ્રાવણી, કાકડાશીંગી, મુદ્દગપર્ણી, માષપર્ણી, મહાશ્રાવણી, કાકોલી, ક્ષીરકાકોલી, ઇન્દ્રા, ગળો, ક્ષીરવિદારી, અર્કપુષ્પી અને જેઠીમધ–એની સાથે નસોતરનું ચૂર્ણ વિધિપૂર્વક પીવું. આ બધાં વાતપિત્તમાં હિતકર છે ત્યારે બીજાં કફવાતમાં હિતકર છે. ૧૮–૧૯½

श्यामा अने त्रिवृतना दूध वगेरे साथे सात योगो—

બન્ને પ્રકારનાં નસોતરનું ચૂર્ણ હરડેનો અરધો ભાગ નાખી, દૂધ, માંસરસ, શેરડીનો રસ, કાશ્મર્યનો રસ, દ્રાક્ષનો રસ અને પીલુના રસ સાથે જુદું જુદું અથવા ઘી સાથે પીવું. ૨૦½

श्यामा अने त्रिवृतना आठ लेहना योगो—

અથવા મધ અને ઘી મેળવી સાકરસહિત નસોતરનું ચૂર્ણ ચાટવું. ૨૧

સન્નિપાતજવર, સ્તંભ, દાહ અને તૃષાથી પીડાતા પુરુષને અજગન્ધા, વંશલોચન, વિદારીકંદ, સાકર અને નસોતરનું ચૂર્ણ મધ અને ઘીમાં ચાટવાથી સારું વિરેચન થાય છે. ૨૨½

કાળા નસોતર અને નસોતરના કષાયથી અને કલ્કથી, સાકર નાખીને વિધિપુરઃસર ચાટણ તૈયાર કરવું અને પછી એક કર્ષ જેટલું ચાટવું. ૨૩½

મધસહિત સાકરનો પાક કરીને માટીના નવા વાસણમાં રાખવો. ઠંડો થાય ત્યારે નસોતરનું ચૂર્ણ તજ, તેજપત્ર અને મરીસહિત તેમાં નાખવું. ઐશ્વર્યશાળી માણસોનું આ વિરેચન માત્રાસર ચટાડવું. ૨૪

શેરડી-દ્રાક્ષ-પીલુ અને ફાલસાંનો રસ એક એક કુડવ એટલે ૪ પલ, સાકર એક પલ અને મધ અરધું કુડવ એટલે બે પલ એવું ચાટણ તૈયાર કરવું. શાસ્ત્ર જાણનાર વૈદ્યે તે ઠંડા થયેલા ચાટણનો નસોતરના ચૂર્ણ સાથે પ્રયોગ કરવો. તે વધી ગયેલા પિત્તવાળા ઐશ્વર્ય-શાળી માણસોને માટેનું વિરેચન છે. ૨૬,૨૭

એ જ વિધિથી સાકરના મોદક, વર્તિ, ગોળીઓ અને માંસના પૂડા કરવા. તે પિત્તપ્રધાન મનુષ્યોનું વિરેચન છે. ૨૮

પીપર, સૂંઠ, જવખાર, કાળું નસોતર અને નસોતર મધની સાથે [illegible] તે કફપ્રધાન મનુષ્યોનું વિરેચન છે. ૨૯

બીજોરું, હરડે, આમળાં, શ્રીપર્ણી, બોર તથા દાડમમાંથી કાઢેલા સ્વરસોને તેલમાં સારી પેઠે ભૂંજી તૈયાર કરવા અને તેમાં આંબા અને કોઠનો મધ્ય ભાગ તથા જે કોઈ ખાટું ફળ હોય તે નાખવાં. અગાઉની પેઠે તે ઘટ થાય ત્યારે તેમાં નસોતરનું ચૂર્ણ નાખવું. તજ, તમાલપત્ર, નાગકેશર અને એલચીનું ચૂર્ણ તથા મધ નાખવાં. માત્રાસર લીધેલું આ ચાટણ કફ-ભર્યા ઐશ્વર્યશાળી માણસોનું વિરેચન છે. ૩૦–૩૨

श्यामा अने त्रिवृतना पानक वगेरेमां पांच योगो—

કફની અધિકતાવાળા પુરુષના વિરેચન માટે આ જ વિધિથી પાનક, રસ, યૂષ, મોદક, રાગ અને ષાડવ કરવા જોઈએ. ૩૩

श्यामा अने त्रिवृतना तर्पणयोग—

તજ અને નાની એલચી બરાબર નીલી એટલે ગળી–એ ત્રણેની બરાબર નસોતર અને એ સૌની

બરાબર સાકર—એ ચૂર્ણ દાડમના રસ, મધ અને સક્તુ સાથે તર્પણ તરીકે પીવું. ૩૪

વાત-પિત્ત અને કફથી ઉત્પન્ન થયેલા રોગોમાં અને મંદ અગ્નિવાળા તથા સુકોમળ પુરુષો માટે આ નુકસાન વગરનું વિરેચન છે. ૩૫

श्यामा अने त्रिवृतना पांच मोदकना योगो—

સાકર, ત્રિફળા, કાળું નસોતર, પીપર અને મધથી બનાવેલ મોદક સન્નિપાત, ઊર્ધ્વગ રક્તપિત્ત અને જ્વરને દૂર કરનાર છે. ૩૬

નસોતર ત્રણ શાણ, હરડે-બહેડાં અને આમળાંની છાલ ત્રણ શાણ તથા વાવડિંગ, પીપર અને જવખાર ત્રણ શાણ એનું ચૂર્ણ કરી ઘી અને મધ સાથે ચાટવું અથવા ગોળથી મોદક બનાવીને ખાવો. પરહેજી વગરનું આ ઉત્તમ શોધન છે. ૩૭,૩૮

ગુલ્મ, પ્લીહોદર, શ્વાસ, હલીમક, અરુચિ અને કફવાતજન્ય બીજા રોગોને તે દૂર કરે છે. ૩૯

વાવડિંગ, પીપરીમૂળ, ત્રિફળા, ધાણા, ચિત્રક, મરી, ઇન્દ્રજવ, અજાજી, પીપર, ગજપીપર, લવણો અને અજમોદા—એ દરેકનું ચૂર્ણ એક કર્ષ, તલનું તેલ અને નસોતરનું ચૂર્ણ આઠ પલ, આમળાંનો રસ ત્રણ પ્રસ્થ અને ગોળ અરધી તુલા એટલે ૫૦ પલ, એ સૌને મંદ અગ્નિએ પકાવીને બોર કે ઊંબરાના ફળ જેવડા ગોળા કરીને ખાવા. આમાં આહારવિહાર પર અંકુશ રાખવાની જરૂર નથી. તે ગોળા મન્દ અગ્નિના રોગનો, જ્વર, મૂર્છા, મૂત્રકૃચ્છ્ર, અરુચિ, અનિદ્રા, ગાત્રશૂલ, કાસ, શ્વાસ, ભ્રમ, ક્ષય, કુષ્ઠ, અર્શ, કમળો, પ્રમેહ, ગુલ્મ, ઉદરરોગ, ભગંદર, ગ્રહણીરોગ અને પાંડુરોગનો નાશ કરે છે અને તેઓ પુંસવન છે. તેઓ 'કલ્યાણક' તરીકે પ્રસિદ્ધ છે. અને સર્વ ઋતુઓમાં તેનો પ્રયોગ કરી શકાય છે. ૪૦–૪૫

( આ પ્રમાણે કલ્યાણક ગુડ સંપૂર્ણ. )

વૈદ્યે સૂંઠ, મરી, પીપર, તજ, તેજપત્ર, મોથ, નાની એલચી, વાવડિંગ, આમળાં અને હરડે સમભાગે લેવાં; દંતીમૂળ બમણું, નસોતર આઠ ગણું, સાકર છ ગણી. એ સર્વનું ચૂર્ણ કરી, મધ નાખી એક એક પલની ગોળીઓ કરી, વહેલી સવારે ઊઠી એક ગોળી ખાવી અને ઉપર ઠંડું પાણી પીવું. મૂત્રકૃચ્છ્ર, જ્વર, ઉલટી, કાસ શ્વાસ, ભ્રમ, ક્ષય, તાપ, પાંડુરોગ તથા મંદાગ્નિમાં આ ગોળી પ્રશસ્ત છે. ખાવાપીવામાં પરહેજી નથી. વિધિ જાણનાર વૈદ્યે આપેલો આ યોગ સર્વ વિષોમાં અને મૂત્રજન્ય રોગોમાં વિરેચન માટે શ્રેષ્ઠ માન્યો છે. ૪૬–૪૯ ૧/૨

હરડે, આમળાં અને એરંડબીજનાં બે પ્રસૃત એટલે ચાર પલ અને નસોતર એક પલના—મધથી દશ મોદક બનાવવા. ઐશ્વર્યશાલી પુરુષોનું એ વિરેચન છે. ૫૦ ૧/૨

નસોતર, હૈમવતી, કાળું નસોતર, નીલિની, ગજપીપર, પીપરીમૂળ, પીપર, મોથ, અજમોદા અને દુરાલભા એ દરેક એક કર્ષ; સૂંઠ એક પલ અને ગોળ વીસ પલ; એ સર્વનું ચૂર્ણ કરી ઊંબરાના ફળ જેવડા મોદક કરવા. ૫૧,૫૨ ૧/૨

હિંગ, સંચળ, સૂંઠ, મરી, પીપર, અજમો, બીડલવણ, જીરું, વજ, અજગન્ધા ત્રિફળા, ચવ્ય, ચિત્રક, ધાણા, નેપાળી ધાણા અને દાડમના ચૂર્ણથી તે મોદકોને લપેટવા. તે મોદકો ત્રિક-વંક્ષણ-હૃદય-બસ્તિ-કોષ્ઠ-સ્પર્શ અને પ્લીહાના શૂળવાળાઓને તથા હેડકી, કાસ, અરુચિ, શ્વાસ અને કફજન્ય ઉદાવર્તના રોગવાળાઓને માટે શુભ છે. ૫૩–૫૫

श्यामा अने त्रिवृतना छ ऋतुमां छ योगो—

મધ અને દ્રાક્ષના રસથી યુક્ત નસોતર, ઇન્દ્રજવ, પીપર અને સૂંઠનું ચૂર્ણ એ વર્ષા ઋતુમાં વિરેચન છે. ૫૬

નસોતર, દુરાલભા, મોથ, સાકર, ગન્ધબલા, લાલચન્દન, જેઠીમધ અને સાતલાનું ચૂર્ણ દ્રાક્ષના પાણી સાથે શરદ ઋતુમાં વિરેચન છે. ૫૭

હેમન્તમાં નસોતર, ચિત્રક, કાળીપાટ, જીરું, સરલ, વજ અને સ્વર્ણક્ષીરીને પીસીને ગરમ પાણી સાથે પીવાં. ૫૮

સમાન પરિમાણમાં નસોતર અને સાકર એ ગ્રીષ્મકાળમાં વિરેચન છે. ૫૮ ૧/૨

નસોતર, ત્રાયમાણ, હપુષા, સાતલા કટુરોહિણી અને સ્વર્ણક્ષીરીનું ચૂર્ણ કરીને ત્રણ દિવસ સુધી ગોમૂત્રની ભાવના દેવી. આનો સર્વ ઋતુમાં પ્રયોગ થઈ શકે છે અને તે સ્નિગ્ધ મનુષ્યોના મળના દોષને હરે છે. ૫૯,૬૦

શ્યામા અને ત્રિવૃતના બે ચૂર્ણયોગો—

નસોતર, કાળું નસોતર, દુરાલભા, ઇન્દ્રજવ, ગજપીપર, નીલિની, ત્રિફલા, મોથ અને કડુનું સારી રીતે ચૂર્ણ કરીને ઘી, માંસરસ કે ગરમ પાણી સાથે એક કર્ષ જેટલું પીવું. આ સૌથી સુખકારક વિરેચન છે અને રૂક્ષ મનુષ્યોને માટે પણ પ્રશસ્ત છે. ૬૧,૬૨

સૂંઠ, મરી, પીપર, ત્રિફલા અને હિંગ દરેક એક કર્ષ, નસોતર એક પલ, સંચળ અરધો કર્ષ અને અમ્લવેતસ અરધો પલ, એ બધાં જેટલી સાકર નાખીને તે ચૂર્ણ મદ્ય અથવા અમ્લ દ્રવ્ય સાથે પીવું. તે ગુલ્મ અને પડખાંનો દુખાવો મટાડનાર તરીકે સિદ્ધ થયેલું છે. એ પચી જાય ત્યારે માંસરસની સાથે ભાત ખાવા. ૬૩,૬૪

શ્યામા અને ત્રિવૃતના બે તર્પણયોગો—

નસોતર, ત્રિફલા, દંતીમૂળ, સાતલા, સૂંઠ, મરી, પીપર અને સિંધાલૂણનું ચૂર્ણ કરીને તેને સાત દિવસ સુધી આમળાંના રસની ભાવના દેવી. તર્પણ, યૂષ, માંસરસ અને રાગની યોજનાઓમાં તેનો પ્રયોગ કરવો. ૬૫૩

શ્યામા અને ત્રિવૃતના બે ઘીના યોગો—

નસોતરના કલ્કથી સિદ્ધ કરેલું, સમાન પ્રમાણમાં અમ્લ દ્રવ્યવાળું ઘી ગુલ્મનાશક છે. ૬૬

કાળાં નસોતરનાં અને નસોતરનાં મૂળને આમળાંની સાથે જલમાં પકાવવાં. તે કવાથની સાથે ઘી પકાવીને મનુષ્યે પીવું. ૬૭

શ્યામા અને ત્રિવૃતના દૂધના યોગો—

તે જ પ્રમાણે કાળાં નસોતર અને નસોતરના કવાથથી સિદ્ધ કરેલું ઘી પીવું અથવા તે બન્નેથી સાધેલું દૂધ પીવું. તેથી સુખપૂર્વક વિરેચન થાય છે. ૬૮

શ્યામા અને ત્રિવૃતના બે મદ્યના યોગો—

નખ અંદર રહે તેવી આઠ મુઠ્ઠી નસોતરની લઈ દ્રોણ એક પાણીમાં પકાવવી. ચતુર્થાંશ બાકી રહેલા તે કવાથને ગાળી લઈ તુલા, એક ગોળ મેળવવો; મધ ચોપડેલ રીંઢા ઘડામાં તે મધ, પીપર, સીંઢળ અને ચિત્રકની સાથે નાખવું; મહીનો દિવસ રહેવા દઈ તે માત્રાસર પીવું. તે ગ્રહણીરોગ અને પાંડુરોગનો નાશ કરનાર તથા ગુલ્મ અને સોજા મટાડનાર છે. ૬૯-૭૦૩

અથવા નસોતરના કવાથથી યુક્ત, નસોતરથી યુક્ત સુરાબીજવાળી સુરા પીવી. ૭૧

શ્યામા અને ત્રિવૃતના બે કાંજીના યોગો—

કાળાં નસોતર અને નસોતરના કવાથથી બાફેલા જવથી બનાવેલ કુલ્માષનો, પાણી સાથે એક બંધ ઘડામાં રાખી, ધાન્યના ઢગલામાં ૭ દિવસ રાખી, આસવ બનાવી, સૌવીરક તૈયાર થાય ત્યારે તે પીવું. ૭૨

અથવા સાફ કરેલા જવને ફોતરાંસહિત શેકી, તે નસોતરના ચૂર્ણથી યુક્ત કરી, તે જ પ્રમાણે જલની સાથે આસવ કરી, તુષોદક તૈયાર થાય ત્યારે તે પીવું. ૭૩

શ્યામા અને ત્રિવૃતના ષાડવથી દશ યોગો—

તે જ પ્રમાણે 'મદનકલ્પ'માં કહેલ જુદા જુદા દશ ષાડવ વગેરેને નસોતરની સાથે મેળવીને વિરેચનને માટે યોજવા. ૭૪

વિરેચનના યોગમાં ઊલટી ન થવા માટે ઉપાયો—

એ બાબતમાં બે શ્લોક છે—

તજ, નાગકેશર, અંબાડો, દાડમ, નાની એલચી, સાકર, મધ અને બીજોરાં સાથે, મદ્યો સાથે, અમ્લ દ્રવ્યો સાથે અને મનગમતા પદાર્થો સાથે વિરેચનો દેવાં જોઈએ. ૭૫

વિરેચન પીધેલ તે મનુષ્યને ઊલટી ન થાય તે કારણે તેના મોઢા પર શીતલ જલ છાંટવું અને હૃદ્ય માટી, ફૂલ, ફલ અંકુરો અને અમ્લ દ્રવ્ય સૂંઘવા માટે આપવાં. ૭૬

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોક—

અમ્લ વગેરેથી એક અને આઠ એટલે કુલ નવ, સૈન્ધવ વગેરેથી દશ ને બે એટલે કુલ બાર,મૂત્રમાં અઢાર, જેઠીમધમાં બે, જીવક વગેરેમાં ચૌદ,દૂધ વગેરેમાં સાત, ચાટણમાં આઠ અને સાકર સાથે વળી ચાર, પાનક વગેરેમાં પાંચ,ઋતુ અનુસાર યોજવાના ૭ મોદકયોગ પાંચ,ઘી અને અને દૂધમાં ચાર તથા ચૂર્ણ અને તર્પણમાં બે, મદ્યમાં બે, કાંજીકમાં બે, ષાડવ વગેરેમાં અન્ય દશ– આ પ્રમાણે શ્યામા અને ત્રિવૃતાના આ કલ્પમાં મહર્ષિએ એક સો દશ સિદ્ધ યોગો કહી બતાવ્યા છે. ૭૭–૮૦

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'શ્યામાત્રિવૃતકલ્પ' નામક સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો

### ચતુરંગુલકલ્પ

चतुरंगुलकल्पनो उपक्रम—

"હવે અહીંથી 'ચતુરંગુલકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

आरग्वधना पर्यायो—

આરગ્વધ, રાજવૃક્ષ, શમ્પાક, ચતુરંગુલ, પ્રગ્રહ, કૃતમાલ, કર્ણિકાર અને અવઘાતક એ પર્યાયવાચક શબ્દો છે. ૩

आरग्वधना गुणो—

મૃદુ, મધુર અને શીતલ ગરમાળો જ્વર, હૃદ્રોગ, વાતરકત અને ઉદાવર્તના રોગીઓ માટે વિશેષ પથ્ય છે. ૪

ગરમાળો મૃદુ અને નુકશાન ન કરે તેવો હોવાથી ખાસ કરીને બાળક, વૃદ્ધ, ક્ષતયુકત, ક્ષીણ અને સુકોમળ મનુષ્યને આપી શકાય છે. ૫

आरग्वधना उपयोगनो विधि—

ફળ સંગ્રહ કરવાના સમયે તેનાં પાકેલાં ફળ લેવાં; અને ગુણવાળાં તેઓનો સમૂહ રેતીમાં રાખી મૂકવો. સાત દિવસ પછી તેને બહાર કાઢી વૈદ્યે તેને તડકામાં સૂકાવવાં. તે પછી તેની મજ્જા કાઢી લઈને પવિત્ર વાસણમાં તે રાખી મૂકવી. ૬,૭

आरग्वधनो द्राक्षना रस साथे एक योग—

ચાર વર્ષથી માંડી બાર વર્ષ સુધીનાં બાળકને દાહ અને ઉદાવર્તથી પીડા થતી હોય ત્યારે દ્રાક્ષના રસ સાથે ગરમાળાનો ગોળ એક પ્રસૃત અથવા એક અંજલિ જેટલો આપવો. ૮

आरग्वधनो सुराना मंड साथे योग; सीधु साथे योग; दहींना मंड साथे योग; आमळांना रस साथे योग; सौवीरक साथे योग—

અથવા તેનો શીતળ કષાય કરીને સુરામંડથી યુકત, બોરના સીધુ સાથે, દહીંના મંડથી યુકત, આમળાંના રસ સાથે અથવા સૌવીરકની સાથે તે પીવો. ૯,૧૦

आरग्वधनो त्रिवृतना कषाय साथे योग; बीलीना कषाय साथे योग—

તથા ગરમાળાના ગોળના કલ્કને નસોતરના કવાથ સાથે તથા બીલાંના કષાય સાથે લવણ અને મધ સહિત પીવો. ૧૧

आरग्वधनो एक लेहनो योग—

અથવા તેના કવાથમાં ગોળ સહિત નસોતરનું ચૂર્ણ નાખી, ધીમે ધીમે લેહ સિદ્ધ કરી, તે લેહ પુરુષને માત્રા અનુસાર ચટાડવો. ૧૨

आरग्वधना બે ઘીના યોગો—

અથવા ગરમાળાથી સિદ્ધ કરેલા દૂધમાંથી જે ઘી નીકળે તેને ગરમાળાના ગોળના કલ્કની સાથે આમળાંના રસમાં સાધીને પીવું. ૧૩

દશમૂળ, કળથી અને જવના ક્વાથમાં કાળાં નસોતર વગેરેના કલ્કની સાથે સિદ્ધ કરેલ તે જ ઘી પીવું. ૧૪

आरग्वधनो एक अरिष्टयोग—

ગરમાળાના ગોળની એક અંજલિ એટલે ૪ પલ અને ગોળની એક અંજલિ દંતીમૂળના ક્વાથમાં નાખીને, દોઢ મહિનો રાખી, અરિષ્ટ થાય ત્યારે તે પીવું. ૧૫

आरग्वधना न कहेल विरेचनना योगनो उपदेश—

જેને જે અન્નપાન હૃદ્ય હોય. પછી ભલે તે મધુર, કટુ કે લવણ હોય, પણ તેની સાથે વિરેચન દેવું. ૧૬

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક–

દ્રાક્ષારસ, સુરા, સીધુ, દહીં, આમળાંનો રસ, સૌવીરક, ત્રિવૃત્કષાય, બિલ્વકષાય, લેહ અને અરિષ્ટમાં એક એક તથા ઘીમાં બે યોગ–આ પ્રમાણે મૃદુ અને આરોગ્યદાયક બાર યોગો આ 'ચતુરંગુલકલ્પ'માં કહેવામાં આવ્યા છે. ૧૭,૧૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'ચતુરંગુલકલ્પ' નામક આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮

---

## અધ્યાય નવમો

### તિલ્વકકલ્પ

तिल्वककल्पनो उपक्रम—

"હવે અહીંથી 'તિલ્વકકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

तिल्वकना पर्यायो; तिल्वकना उपयोगनो विधि—

તિલ્વકને લોધ્ર, બૃહત્પત્ર અને તિરીટક માન્યો છે. તેના મૂળની છાલને, અંદરનું વલ્કલ કાઢી નાખી, સૂકાવવી. પછી તેનું ચૂર્ણ કરી, ત્રણ ભાગ કરીને બે ભાગને તિલ્વકના કષાયમાં ઝબોળી ગાળી લેવું. ત્રીજા ભાગને તેની ભાવના દેવી અને પછી ફરીને દશમૂલના ક્વાથથી ભાવના દેવી અને પછી ફરીને સૂકાવી, ચૂર્ણ કરી, તે પછી પ્રયોગ કરવો. ૩–૫

तिल्वकना दहीं वगेरे साथे पांच योग—

તે પછી એક કર્ષ જેટલું એ ચૂર્ણ દહીં, તક, સુરામંડ, ગોમૂત્ર, બોરનો સીધુ અથવા આમળાંના રસ સાથે પીવું. ૬

तिल्वकनो सौवीरकयोग—

મેંઢાશીંગી, હરડે, પીપર અને ચિત્રક સાથે ઊકાળેલ પાણીમાં શેકેલા જવનો આસવ થવા દેવો. જ્યારે તેનો સૌવીરક થાય ત્યારે તેની અંજલી સાથે લોધ્રનો કલ્ક હંમેશ પીવો. ૭½

तिल्वकनो सुरायोग—

લોધ્રના કષાયથી થયેલ અને પખવાડીઉં પડી રહેલ સુરા મનુષ્યે પીવી. ૮

तिल्वकनो अरिष्टयोग—

દંતીમૂળ અને ચિત્રક જુદાં જુદાં એક એક આઢક એક દ્રોણ પાણીમાં ઊકાળીને તેમાં ગોળની એક તુલા અને લોધ્રની અંજલિ નાખવાં. પખવાડિયા પછી તે મદ્ય પીનારનું વિરેચન બને છે. ૯½

तिल्वकनो कंपिल्लक साथे योग—

કંપીલાના ક્વાથથી દશ વાર ભાવના દીધેલ તિલ્વકની માત્રા, ફરીને કંપીલાના ક્વાથ સાથે પીવી. ૧૦½

तिल्वकना त्रण लेहना योग—

ગરમાળાના કલ્પની પેઠે આનો પણ બીજો લેહ કરવો જોઈએ. ત્રિફલાનો ક્વાથ, ઘી, મધ, ફાણિત અને તિલ્વકનું ચૂર્ણ એનાથી સિદ્ધ કરેલો લેહ વિરેચનમાં શ્રેષ્ઠ છે. ૧૧,૧૨

તિલ્વકના ક્વાથ અને કલ્ક સાથે સાકર અને ઘી નાખી તૈયાર કરેલો લેહ તે વિરેચનમાં શ્રેષ્ઠ છે. ૧૩

तिल्वकना चार घीना योगो—

નસોતર વગેરેની નખસહિત આઠ આઠ મુઠ્ઠીને જુદી જુદી એક દ્રોણ પાણીમાં ઊકાળવી, ચતુર્થાંશ બાકી રહે ત્યારે, બિલ્વ જેટલાં પીસેલાં તેઓની જ સાથે, મૂત્ર અને લવણસહિત. પ્રસ્થ ઘીમાં તે પકાવવું. પછી યોગ્ય સમયે તેની માત્રા પીવી. એ શ્રેષ્ઠ વિરેચન છે. ૧૪,૧૫

લોધ્રના કલ્કથી તથા ગોમૂત્ર, કાંજીક અને લવણથી ઘી પકાવવું; અને ગરમાળાના કલ્પની માફક તેનાથી પણ બે ઘી સિદ્ધ કરવાં. ૧૬

अघ्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક–

દહીં વગેરેથી પાંચ યોગ, એક સુરા, સૌવીરકથી એક, તથા એક અરિષ્ટયોગ, એક કંપીલાથી, ત્રણ લેહો અને ઘીથી વળી ચાર કહ્યા છે. એ પ્રમાણે લોધ્રમૂલના કલ્પમાં આ સોળ યોગ બતાવ્યા છે. ૧૭ ૧૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'તિલ્વકકલ્પ' નામક નવમોઅધ્યાય સંપૂર્ણ થયો ૯

---

# અધ્યાય દશમો

## સુધાકલ્પ

सुधाकल्पनो उपक्रम—

"હવે અહીંથી 'સુધાકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧–૨

सुधाना गुणो—

સર્વ વિરેચનોમાં થોરને સહુથી તીક્ષ્ણ માનેલ છે. તે દોષોના સમૂહને જલદી તોડી નાખે છે અને કષ્ટસાધ્ય વિભ્રમ ઉત્પન્ન કરનાર છે. ૩

सुधाना प्रयोगने लायक न होय तेवा पुरुषो—

તેથી મૃદુ કોઠામાં, દોષનો સંચય અલ્પ હોય ત્યારે અને બીજો માર્ગ લઈ શકાય એમ હોય ત્યાં સુધી તેને કદી પણ પ્રયોજવો ન જોઈએ. ૪

सुधाना प्रयोगने लायक होय तेवा पुरुषो—

પાંડુરોગ, ઉદરરોગ, ગુલ્મ, કુષ્ઠ, દૂષીવિષથી થયેલી પીડા. સોજો, મધુમેહ અને દોષોને કારણે થયેલા ચિત્તવિભ્રમમાં તથા એવી જાતના રોગોથી ઘેરાયેલા રોગીને સબળ જાણી, થોરનો પ્રયોગ કરાવવો; કારણ કે તેનો જો સરખી રીતે પ્રયોગ થયો હોય તો દોષોના મહાન સંચયને પણ તે જલદી હરી લે છે. ૫–૬ ૧/૨

सुधाना भेदो—

તે બે જાતનો માનેલો છે–એક તો જેને બહુ કાંટા હોય છે તે અને બીજો જેને સારી પેઠે તીક્ષ્ણ પણ ઓછા કાંટા હોય છે. તે બેમાં બહુ કાંટાવાળો શ્રેષ્ઠ છે. તેનાં નામ સ્નુહ, ગુડા, નન્દા, સુધા અને નિસ્ત્રિંશપત્રક છે. ૭,૮

सुधाना उपयोगनो विधि—

ખાસ કરીને શિશિર ઋતુને અન્તે બે વર્ષ કે ત્રણ વર્ષના તે થોરને શસ્ત્રથી ચીરીને, બુદ્ધિમાન વૈદ્યે તેનું દૂધ લેવું. ૯

સુધાના સૌવીરક વગેરે સાથે સાત યોગો—

બીલી વગેરેના, બૃહતીના અથવા કંટકારીના ગમે તેના એકના ક્વાથની સાથે થોરના દૂધને સમાન ભાગે મેળવી, અંગારા પર સૂકાવી નાખવું. પછી સૌવીરકની સાથે અથવા તુષોદકની સાથે, બોરનો રસ, આમળાંનો રસ, સુરા, દધિમંડ અથવા બીજોરાંના રસ સાથે બોર જેવડી તેની માત્રા પીવી. ૧૦૧

સુધાના ઘી અને માંસરસ સાથે એક એક યોગ—

સાતલા, સ્વર્ણક્ષીરી, કાળું નસોતર વગેરે અને ત્રિકટુમાંથી જે કોઈ મળે તેને સાત દિવસ સુધી થોરના દૂધની ભાવના દેવી. એમાંથી બોર જેટલી માત્રા ઘી સાથે અથવા માંસરસ સાથે પીવી. ૧૨,૧૩

સુધાનો એક પાનકયોગ—

ત્રિકટુ, ત્રિફલા, દન્તીમૂળ, ચિત્રક અને નસોતરને થોરના દૂધની ભાવના દઈ, ગોળનું શરબત સારી રીતે તૈયાર કરી પીવું. ૧૪

સુધાનો એક પ્રેયયોગ—

નસોતર, ગરમાળો, દન્તીમૂળ, શંખિની અને સપ્તલાને સમ પ્રમાણમાં લઈ, તેના ચૂર્ણને ગોમૂત્રમાં આખી રાત રાખી, પછી તડકામાં સૂકાવવું. આ પ્રમાણે સાત દિવસ સુધી ભાવનાઓ આપી, વળી પાછી સાત દિવસ સુધી થોરના દૂધની ભાવના આપવી. પછી સૂકાવીને, તે ચૂર્ણ ભભરાવેલ પુષ્પમાળ સૂંઘવાથી અને તે ચૂર્ણ છાંટેલ વસ્ત્ર પહેરવાથી મૃદુ કોઠાવાળા રાજાઓનું સુખપૂર્વક જલદી વિરેચન થાય છે. ૧૫–૧૭

સુધાનો એક લેહયોગ—

કાળું નસોતર અને નસોતરના ક્વાથથી થોરનું દૂધ, ઘી અને ફાણિતનો લેહ પકાવીને વિરેચન માટે મનુષ્યને તે લેહ માત્રાસર ચટાડવો. ૧૮

સુધાના યૂષ વગેરે સાથે ત્રણ યોગો; શુષ્ક મત્સ્ય સાથે યોગ; માંસ સાથે યોગ—

થોરનું દૂધ યૂષ, માંસરસ અને ઘીની સાથે પીવરાવવું; અથવા સૂકવેલાં માછલાં કે માંસને થોરના દૂધની ભાવના દઈ મનુષ્યે ખાવાં. ૧૯

સુધાનો સુરાયોગ અને ઘૃતયોગ—

ગરમાળાની પેઠે થોરના દૂધથી આમળાંસહિત ઘી પકાવવું; અથવા અગાઉની પેઠે થોરના દૂધથી સુરા કરાવવી અથવા ઘૃત પકાવવું. ૨૦

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક–

સૌવીરક વગેરેથી સાત, ઘીથી એક, માંસરસથી એક, પાનક એક, પ્રેય એક, લેહ એક, યૂષ વગેરેથી ત્રણ યોગો, શુષ્ક મત્સ્ય અને માંસરસ સાથે બે, સુરા એક અને બે ઘૃત–આ પ્રમાણે થોરના આ વીસ યોગો કહી બતાવવામાં આવ્યા છે. ૨૧,૨૨

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'સુધાકલ્પ' નામક દશમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૦

---

## અધ્યાય અગિયારમો

### સપ્તલાશંખિનીકલ્પ

સપ્તલાશંખિનીકલ્પનો ઉપક્રમ—

"હવે અહીંથી 'સપ્તલાશંખિનીકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

સપ્તલા અને શંખિનીના પર્યાયો—

સપ્તલાના પર્યાય એ ચર્મસાહ્વા અને બહુફેનરસા છે; અને શંખિનીના પર્યાય તિક્તલા, યવતિક્તા અને અક્ષિપીડક છે. ૩

સપ્તલા અને શંખિનીના ગુણો—

તે બન્ને વિકાસી, તીક્ષ્ણ અને રૂક્ષ હોવાથી ગુલ્મ, ગરદોષ, હૃદ્રોગ, કોઢ, શોફ અને ઉદરરોગ વગેરેમાં અને કફની અધિકતાવાળા રોગોમાં યોજવાલાયક છે. ૪

સપ્તલા અને શંખિનીનું ગ્રાહ્ય અંગ—

બહુ સુકાઈ ગયેલું નહિ એવું શંખિનીનું ફળ, ફોતરાં ઊતારીને ગ્રહણ કરવા લાયક છે; અને સપ્તલાનાં મૂળ લઈને વાસણમાં રાખવાં. ૫

સપ્તલા અને શંખિનીના સોળ કલ્કના યોગો—

તે બન્નેનો અક્ષ જેટલો પિંડ પ્રસન્ના એટલે સુરાનો ઉપરનો ભાગ અને લવણસહિત તથા પ્રિયાલ પીલુ, કર્કન્ધુ, મોટાં બોર, અંબાડો, દાડમ, દ્રાક્ષ, પનસ, ખજૂર, ખાટાં બોર અને ફાલસાં સાથે કફવાતજન્ય હૃદ્રોગમાં અને ગુલ્મમાં પ્રયોજવો જોઈએ. ૬,૭

મૈરેય, અમ્લ દધિમંડ, સૌવીરક, તુષોદક અને સીધુમાં પણ આ કલ્પ સુખપૂર્વક જલદી વિરેચન કરનાર છે. ૮

સપ્તલા અને શંખિનીના છ તૈલયોગો—

વિદારીગન્ધા વગેરે સાથે ઊકાળેલા દૂધમાં સપ્તલા અને શંખિનીના કલ્ક એક ભાગ અને નસોતર તથા કાળું નસોતર અરધો ભાગ નાખી તેલ પકાવવું. સિદ્ધ થયેલા તેને દહીંના મંડ સાથે મેળવી પાવું. ૮,૯½

શંખિનીનું ચૂર્ણ બે ભાગ અને તલનું ચૂર્ણ એક ભાગ, તેને પીલીને કાઢેલું તેલ હરડેના ક્વાથ સાથે પીવું. અળસી, સરસવ, એરંડ અને કરંજમાં પણ આ જ પ્રકારની વિધિ છે ૧૦,૧૧

સપ્તલા અને શંખિનીના આઠ ઘીના યોગો—

શંખિની અને સાતલાથી સિદ્ધ કરેલા દૂધમાંથી જે ઘી નીકળે તેને, તેઓના જ કલ્કના એક ભાગથી અને નસોતર તથા કાળાં નસોતરના અરધા ભાગથી પકાવવું. અને તે વિરેચન દૂધમાં ઘોળી પીવું ૧૨½

આ કલ્પ દંતી અને દ્રવન્તીનો, અજશૃંગી અને અજગંધાનો, ક્ષીરિણી અને નીલિકાનો, તે જ પ્રમાણે બન્ને કરંજનો તથા શ્યામલતા અને ઉંદરકનીનો છે. આ બબ્બેનાં જોડકાંના અરધા ભાગના કલ્કથી તે જ પ્રમાણે ફરીને ઘી સિદ્ધ કરવું. ૧૩-૧૪½

શંખિની, સપ્તલા અને આમળાંના ક્વાથમાં ઘી સિદ્ધ કરવું. ૧૫

સપ્તલા અને શંખિનીના ત્રણ લેહયોગો; કંપિલ્લક સાથે એક યોગ—

નસોતરના કલ્પની માફક ઘૃતપાક, લોધ્રની પેઠે ત્રણ ચાટણ અને સુરા તથા કંપીલાનો યોગ પણ લોધ્રની માફક કરવો. ૧૬

સપ્તલા અને શંખિનીના પાંચ સંઘાતયોગો—

તે જ પ્રમાણે દન્તી અને દ્રવન્તીના કલ્પ અનુસાર અજગન્ધા અને અજશૃંગીનાં સૌવીરક અને તુષોદક સાથે વિરેચન થઈ શકે. ૧૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

કષાયો દશ અને ૭ એટલે કુલ ૧૬, તેલમાં ૭, ઘીમાં આઠ, પાંચ મદ્ય, ત્રણ લેહ તથા કંપીલામાં એક યોગ—આ પ્રમાણે સપ્તલા અને શંખિનીસહિત અથવા એકલા પણ હિતકર છે. ૧૮,૧૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાન વિષે 'સપ્તલાશંખિનીકલ્પ' નામક અગિયારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૧

---

## અધ્યાય બારમો

### દન્તીદ્રવન્તીકલ્પ

દન્તીદ્રવન્તીકલ્પનો ઉપક્રમ—

"હવે અહીંથી 'દન્તીદ્રવન્તીકલ્પ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

दन्ती अने द्रवन्तीना पर्यायो—

દન્તીના પર્યાય ઉદુમ્બરપર્ણી, નિકુંભ અને મુકૂલક છે. અને દ્રવન્તીનાં નામ ચિત્રા, ન્યગ્રોધી, મૂષિકાહ્વયા તથા મૂષિકપર્ણી; ઉપચિત્રા, શમ્બરી, પ્રત્યક્શ્રેણી, સુતશ્રેણી, દન્તી અને રં(ચં)ડા કહેલ છે. ૩

दन्ती अने द्रवन्तीनां ग्राह्य अंग अने प्रयोगविधि—

કઠણ, જાડી છાલનાં, હાથીદાંત જેવાં અને ઈંટોડી તથા તાંબા જેવાં તે બન્નેનાં મૂળનો સંગ્રહ કરી, બુદ્ધિમાન વૈદ્યે પીપર અને મધ ચોપડી, તેઓને દર્ભથી વીંટી, માટીથી લીપી દઈ, સ્વિન્ન કરવાં; તે પછી તડકામાં સૂકાવવાં; કારણ કે અગ્નિ અને સૂર્ય તેઓની વિકાશિતાનો નાશ કરે છે. ૪,૫

दन्ती अने द्रवन्तीना गुणो—

એ મૂળો તીક્ષ્ણ, ઉષ્ણ, આશુકારી, વિકાશી અને ગુરુ છે. એ દોષ-પિત્ત અને કફને તેઓ ઓગાળી નાખે છે અને વાયુને કુપિત કરે છે. ૬

दन्ती अने द्रवन्तीना सात कल्कना योगो; मांसरस साथे त्रण योगो—

તે બન્નેનો કર્ષ જેટલો કલ્કપિંડ દહીં, તક્ર અને સુરામંડ સાથે અને પ્રિયાલ, મોટાં બોર, બોર તથા પીલુના સીધુ સાથે ગુલ્મરોગીએ, ઉદરરોગીએ અને જે મનુષ્ય પર દોષોએ આક્રમણ કર્યું હોય તેણે પીવો. પાંડુરોગીએ, કોઠામાં કૃમિવાળાએ અને ભગંદરના રોગીએ તે કલ્કપિંડ ગાય-મૃગ અને બકરાંના માંસરસ સાથે પીવો. ૭,૮

दन्ती अने द्रवन्तीना त्रण स्नेहयोगो—

દશમૂળના કવાથથી યુકત તે બન્નેના કલ્ક અને કષાયમાં ઘી પકાવવું; અને કક્ષા, અલજી, વિસર્પ તથા દાહમાં તેનો પ્રયોગ કરવો. તે જ પ્રમાણે સિદ્ધ કરેલું તેલ પ્રમેહ, ગુલ્મ, ઉદાવર્ત તથા કફજન્ય અને વાતજન્ય વ્યાધિમાં કામ આવે છે તથા ચારે ય સ્નેહ, ઉપર પ્રમાણે સિદ્ધ કરતાં મલબન્ધ, શુક્રરોધ અને અપાનરોધમાં તથા વાતવ્યાધિઓમાં પ્રયોજાય છે. ૯,૧૦

दन्ती अने द्रवन्तीना छ लेहना योगो—

વિરેચન માટે, દન્તી અને મેંઢાશીંગીના કવાથમાં, ગોળ-મધ અને ઘીસહિત સિદ્ધ કરેલો લેહ દાહ, સંતાપ અને પ્રમેહનો નાશ કરનાર છે. ૧૧

એ જ લેહ અજગન્ધાથી સિદ્ધ કર્યો હોય તો વાતજન્ય તૃષામાં અને પિત્તજન્ય જ્વરમાં પ્રયોજાય છે. ૧૧ૢ

દન્તી અને દ્રવન્તીનાં મૂળોને આમળાંના રસમાં પકાવવાં. તેનો કવાથ થાય તે ત્રણ ભાગ અને બે ભાગ ફાણિતના, તેને તપાવેલા ઘીમાં કે તેલમાં ભૂજવાં; અને દન્તી તથા દ્રવન્તીના કલ્કનો તથા કાળું નસોતર વગેરે ૯ દ્રવ્યોના કલ્કનો એક ભાગ તેમાં નાખવો. તેવી રીતે સિદ્ધ થયેલો લેહ ચાટવો; તેથી સુખપૂર્વક વિરેચન થાય છે. ૧૨-૧૪

એ જ પ્રમાણે દશમૂલના કવાથમાં, બહેડાંના કવાથમાં તથા હરડેના કવાથમાં લેહો જુદા જુદા પકાવવા. ૧૫

दन्ती अने द्रवन्तीनो एक चूर्णयोग—

તેઓના જ રસની ભાવના દીધેલું તે બન્નેનું બિલ્વ જેટલું ચૂર્ણ અમ્લ દ્રવ્યથી યુકત કરી આપતાં મલબન્ધમાં અને વાતજન્ય ગુલ્મમાં શુભ છે. ૧૬

दन्ती अने द्रवन्तीनो शेरडी साथे एक योग—

અથવા શેરડીના સાંઠાને ચીરી, વચમાં તેના કલ્કથી લીપી અને સ્વિન્ન કરી પછી ખાવો; તેથી સુખપૂર્વક વિરેચન થાય છે. ૧૭

दन्ती अने द्रवन्तीना मग वगेरे साथे त्रण रसयोगो—

દન્તી અને દ્રવન્તીનું મૂળ મગની સાથે; પકાવવું

અને લાવ-વર્તીરક વગેરે સાથે પકાવવું; તો તે રસો વિરેચન કરનારા બને છે. ૧૮

दन्ती अने द्रवन्तीना यवागू वगेरे साथे त्रण योगो—

અથવા તે બન્નેના કષાયથી યવાગૂ, જાંગલ માંસરસ અને અડદના યૂષને સંસ્કાર કરી દેવાં; તેથી વિરેચન થાય છે. ૧૯

दन्ती अने द्रवन्तीनो एक उत्कारिकायोग—

તેના કષાયના ત્રણ ભાગ તથા બે ભાગ સાકરના, એક ભાગ ઘઉંના લોટનો તેની શુભ ઉત્કારિકા બનાવવી. ૨૦

दन्ती अने द्रवन्तीनो एक मोदकयोग; एक मद्ययोग—

અથવા એ જ કલ્પથી એનો મોદક બનાવવો; તે વિરેચન છે; અને તે બન્નેના કષાયથી એનું મદ્ય બનાવવું. ૨૧

दन्ती अने द्रवन्तीनो एक भक्ष्ययोग—

દન્તીના કવાથમાં ધોળેલાં અને દન્તીના તેલમાં સિદ્ધ કરેલાં, ગોળ અને લવણવાળાં વિવિધ પ્રકારનાં ભક્ષ્યોને મનુષ્યે ખાવાં. ૨૨

दन्ती अने द्रवन्तीनो एक चूर्णयोग—

દન્તી, દ્રવન્તી, મરી, યવાની, ઉપકુંચિકા, સૂંઠ, હેમદુગ્ધા અને ચિત્રકનું ચૂર્ણ કરી સાત દિવસ સુધી ગાયના મૂત્રની ભાવના દેવી. પછી એક પાણિતલ જેટલું તે ચૂર્ણ ઘી સાથે પીવું. ઔષધ પચી જાય અને રેચ લાગી જાય એટલે તર્પણ પીવું. તે ચૂર્ણ સર્વ રોગ હરનારું, મુખ્ય, સર્વ ઋતુઓમાં પ્રયોજી શકાય તેવું, નુકસાનકારક ન હોવાથી બાળક અને વૃદ્ધ માટે માન્ય, અને દુષ્ટ ભોજનથી થયેલા અજીર્ણ, પાર્શ્વશૂલ, ગુલ્મ, પ્લીહોદર, ગંડમાલા, વાતવિકાર અને પાંડુરોગમાં પ્રશસ્ત છે. ૨૩-૨૬

दन्ती अने द्रवन्तीनो एक मोदकयोग—

ચિત્રક અને દન્તીનું એક એક પલ, હરડે વીસ, નસોતર અને પીપર બબ્બે કર્ષ—તે સર્વના ચૂર્ણને આઠ પલ ગોળ સાથે મેળવીને દશ મોદક કરવા. પછી દશમે દશમે દિવસે એક એક મોદક ખાવો અને ગરમ પાણીનું અનુપાન કરવું. ૨૭,૨૮

આ મોદકો પરહેજી વગરના, સર્વ રોગનાશક અને ગ્રહણી, પાંડુરોગ, અર્શ, ખજવાળ, કોઠ અને વાયુનો નાશ કરનાર છે. ૨૯

दन्ती अने द्रवन्तीनो एक कषाययोग—

અરધો પ્રસ્થ એટલે ૮ પલ દ્રાક્ષમાં તૈયાર કરેલો બે પલ દન્તીનો કવાથ, પિત્તકાસમાં અને પાંડુરોગમાં વિરેચન તરીકે પ્રશસ્ત છે. ૩૦

दन्ती अने द्रवन्तीनो एक कल्कयोग—

સમ પ્રમાણમાં ગોળ સાથે દન્તીનો કલ્ક ઠંડા પાણી સાથે પીવો. આ સૌથી મુખ્ય અને કમળો મટાડવામાં સૌથી ઉત્તમ વિરેચન છે. ૩૧

दन्ती अने द्रवन्तीना पांच आसवयोगो—

પીપર, મીંઢળ અને ચિત્રકથી લીપેલા ઘડામાં કાળું નસોતર અને દન્તીના કવાથમાં કરેલો ગોળનો અરિષ્ટ વાતકફજન્ય પ્લીહા, પાંડુરોગ અને ઉદરરોગનો નાશ કરે છે. ૩૨

તે જ પ્રમાણે અજગન્ધાસહિત અથવા અજશૃંગી સહિત દન્તી અને દ્રવન્તીના કવાથમાં ગોળનો અરિષ્ટ કરવો; તે સુખપૂર્વક વિરેચન કરનાર છે. ૨૬

તેનું ચૂર્ણ અને કવાથ, અડદનો કવાથ, સુરાબીજ અને પાણીથી ઉત્પન્ન થયેલી મદિરા કફજન્ય ગુલ્મ, મંદાગ્નિ, પાર્શ્વગ્રહ અને કટિગ્રહમાં પ્રયોજવી. ૩૪

दन्ती अने द्रवन्तीना एक एक सौवीरक-तुषोदक-सुरा अने कम्पिल्लक साथे योगो—

અજગન્ધાના કષાયથી તેના સૌવીરક અને તુષોદક તૈયાર કરવાં; અને સુરા તથા કંપિલ્લામાં તે બન્નેના બે યોગ લોધ્રની પેઠે કહેલા છે. ૩૫

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના શ્લોક—

દહીં વગેરેમાં ત્રણ, પ્રિયાલ વગેરેથી પાંચ, માંસ-રસમાં ત્રણ, સ્નેહોમાં ત્રણ, લેહ છ, ચૂર્ણમાં એક જ, શેરડીમાં એક, મગ અને માંસોના ત્રણ રસ, યવાગૂ વગેરેમાં ત્રણ, ઉત્કારિકાવિધિમાં એક, મોદકમાં એક, મદ્યમાં એક, ક્વાથ તેલમાં એક, ચૂર્ણ એક, ફરીને મોદક એક, આસવમાં પાંચ, સૌવીરકમાં એક અને તુષોદકમાં વળી એક યોગ, સુરા એક, કંપીલામાં એક તથા ઘીમાં પાંચ યોગ કહેલા છે. ૩૬-૩૯

દન્તી અને દ્રવન્તીના આ કલ્પમાં રુચિ-દોષ અને રોગ અનુસાર વિવિધ પ્રકારના યોગોના સોળ સોળના ત્રણ સમૂહો એટલે કુલ ૪૮ કહી બતાવવામાં આવ્યા છે. ૪૦

पंदर द्रव्योनो आश्रय करीने वमन अने विरेचनमां जेटला योगो कह्या तेनो निर्देश—

વમનની અંદર ત્રણસોને પંચાવન યોગો કહ્યા છે; અને વિરેચનમાં બસોને પીસ્તાલીસ યોગ કહ્યા છે. ૪૧

આ પ્રમાણે મુખ્યત્વે કરીને પંદર દ્રવ્યોનો આશ્રય કરીને ઊર્ધ્વભાગના એટલે વમનના અને અનુલોમ ભાગના એટલે વિરેચનના છ સો યોગ કહ્યા છે. ૪૨

योग ए नाम केम अपाय छे—

એ બાબતમાં શ્લોકો છે—

જે દ્રવ્ય, જે પ્રધાન દ્રવ્યની સાથે મિશ્રિત થાય છે, તેના નામનો તે યોગ થાય છે એ નક્કી છે. ૪૩

गुणभूत सुरा वगेरे फळ वगेरेनुं अनुवर्तन करे छे—

મીંઢળ વગેરે પ્રધાન દ્રવ્યોનાં સુરા વગેરે ગૌણ દ્રવ્યો છે; અને જેવી રીતે બીજા લોકો રાજાનું અનુકરણ કરે છે તેવી રીતે સુરા વગેરે મીંઢળ વગેરેનું અનુવર્તન કરે છે. ૪૪

आ द्रव्योने विरुद्ध वीर्य पण बाधक नथी—

આ પ્રધાન દ્રવ્યોને વિરુદ્ધવીર્ય પણ બાધક બનતું નથી અને તુલ્યવીર્ય થતાં ક્રિયાનું સામર્થ્ય અધિક બને છે. ૪૫

विरुद्ध वीर्यवाळां द्रव्योना प्रयोगनो हेतु—

એથી રોગ અનુસાર, આવશ્યક વર્ણ-રસ-સ્પર્શ અને ગન્ધ માટે વિરુદ્ધ વીર્યવાળાં દ્રવ્યોનો પ્રયોગ થાય છે એમ નક્કી કરવામાં આવ્યું છે. ૪૬

बळ वधारे उत्पन्न करवा माटे तेना स्वरसनी भावना आपवी—

વળી વધારે બળ ઉત્પન્ન કરવું હોય તો તે સ્વરસની ભાવનાથી કરવું; કારણ કે થોડાં દ્રવ્યને પણ સારી રીતે ભાવના આપી હોય તો તે બહુ કર્મ કરનાર બને છે. તેથી દ્રવ્યોને સ્વરસથી કે તુલ્ય વીર્યવાળાં દ્રવ્યથી ભાવના આપવી. ૪૭½

तुल्य अने अतुल्य वीर्यवाळां द्रव्योनो संयोग करवो जोईए—

સંયોગ-વિયોગ-કાલ અને સંસ્કારની યુક્તિથી અલ્પ દ્રવ્યની પણ મહાન સિદ્ધિ અને પુષ્કળ દ્રવ્યનું અલ્પ કર્મ કરી શકાય છે. ૪૮½

अहीं कहेवामां आवेल भागथी बीजी कल्पना पण करवी जोईए—

આ છ સો યોગોને માત્ર એક ભાગ જ સમજવો; પોતાની બુદ્ધિથી એ પ્રમાણે હજારો અથવા કરોડોની પણ કલ્પના કરી શકાય. દ્રવ્યો અને વિકલ્પો બહુ હોવાથી યોગોની સંખ્યા ગણી ગણાય એમ નથી. ૪૯,૫૦

तीक्ष्ण विरेचननां लक्षणो—

તે તીક્ષ્ણ, મધ્ય અને મૃદુનાં લક્ષણ તમે સાંભળો. જે વિરેચન અથવા નિરૂહ સુખપૂર્વક, જલદીથી, મહા વેગથી અને રોકાયા વગર પ્રવર્તે, ગુદામાં બહુ ગ્લાનિ ન કરે, હૃદયમાં પીડા ન કરે, અન્તરાશયને પીડા ન કરતાં સઘળા દોષને બહાર કાઢી નાખે છે તે તીક્ષ્ણ છે એમ જાણવું. ૫૧–૫૨½

औषध तीक्ष्ण-मध्य के मन्द केम बने छे—

જલ, અગ્નિ અને કીડાઓએ સ્પર્શ ન કર્યો હોય તેવું, દેશ અને કાલના ગુણથી યુક્ત, થોડીક અધિક માત્રાવાળું અને તુલ્ય વીર્યવાળાં દ્રવ્યોની સારી પેઠે ભાવના દીધેલ ઔષધ, સ્નેહ અને સ્વેદ પામેલ પુરુષને માટે તીક્ષ્ણ બને છે. ૫૩,૫૪

અગાઉ કહેલા એ ગુણોથી તથા માત્રાથી કંઈક હીન ઔષધ, સારી:રીતે સ્નેહ તથા સ્વેદ પામેલા પુરુષને માટે મધ્ય બને છે. ૫૫

મન્દ વીર્યવાળું, હીન માત્રાવાળું અને અસમાન વીર્યવાળા દ્રવ્યથી યુક્ત અને મંદ વેગવાળું ઔષધ વિરૂક્ષ પુરુષને માટે મૃદુ બને છે. ૫૬

तीक्ष्ण वगेरे औषधो कोने आपवां जोईए—

મધ્ય અને મૃદુ ઔષધ બધા દોષને દૂર ન કરવાથી બલવાન પુરુષો માટે સંશોધન બનતાં નથી. સિદ્ધિ ઇચ્છનાર વૈદ્ય તેઓનો મધ્ય અને હીન બલવાળા પુરુષો માટે પ્રયોગ કરવો જોઈએ. ૫૭

સર્વ લક્ષણવાળો, મધ્ય લક્ષણવાળો અને અલ્પ લક્ષણવાળો રોગ અનુક્રમે તીક્ષ્ણ, મધ્ય અને મૃદુ છે. માટે બલને ધ્યાનમાં રાખતા વૈદ્યે તેઓ પર તીક્ષ્ણ આદિ ઔષધો યોજવાં. ૫૮

वमन औषध पित्त देखाय त्यां सुधी आपवुं जोईए—

પ્રથમ વમન દ્રવ્ય પીધા પછી દોષ બહાર ન નીકળે તો પછી જ્યાં સુધી વમનમાં પિત્ત દેખાય નહિ ત્યાં સુધી ફરીફરી વમન માટેનું ઔષધ આપવું જોઈએ. ૫૯

दोष वगेरेनुं बळ जोईने वमन द्रव्य आपवुं जोईए—

દોષોનું અને રોગીનું ત્રણ પ્રકારનું બળ જોઈને ફરીથી સંશોધન ઔષધ દેવું અથવા બીલકુલ ન દેવું. ૬૦

बीजुं औषध क्यारे आपवुं—

દોષ બહાર કાઢનાર ઔષધ નીકળી જાય અથવા પચી જાય ત્યારે ઉત્તમ સિદ્ધિ ઇચ્છનાર ડાહ્યા મનુષ્યે બીજી વાર ઔષધ પ્રયોજવું. ૬૧

वमन औषधमां पाचननी प्रतीक्षा न करवी जोईए—

વમન ઔષધ પચ્યા વગર જ દોષને બહાર કાઢે છે અને વિરેચન પચતું હોય ત્યારે દોષને બહાર કાઢે છે. માટે વમન દ્રવ્યની પચવાની રાહ ન જોવી જોઈએ. ૬૨

क्यारे फरीथी संशोधन औषध आपवुं—

વિરેચન ઔષધ પીધા પછી દોષોને બહાર કાઢ્યા વગર પચી જાય અથવા ઊલટીમાં નીકળી જાય તો ધીર વૈદ્યે ફરીથી ઔષધ પાવું. ૬૩

પ્રદીપ્ત અગ્નિવાળા, બહુ દોષવાળા અને દૃઢ સ્નેહ ગુણવાળા પુરુષનું બરાબર સંશોધન ન થયું હોય તો, તે દિવસ ભોજન કરવા દઈને બીજે દિવસે ફરીથી વિરેચન પાવું ૬૪

जे दुर्बळ अने बहु दोषवाळाने दोष पाकी जवाथी विरेचन थाय तेमां जे करवु ते—

દુર્બલ અને બહુ દોષવાળા જે પુરુષને દોષ પાકી જવાથી ધીમે ધીમે વિરેચન થાય તેનું ફરીથી અનુલોમક ભોજનો વડે સારણ કરવું. ૬૬

बाकी रहेला दोषना शमन माटे उपाय—

વમન અને વિરેચનથી નિ:શેષ શુદ્ધ નહિ થયેલા

પુરુષના બાકીના દોષને યવાગૂ વગેરે ભોજનથી અને કષાયપાનથી શાન્ત કરવો. ૬૬

कोने मृदु औषध आपवुं—

દુર્બલ, અગાઉ સંશોધન પામેલ, અલ્પ દોષવાળા અને જેના કોઠાની ખબર ન હોય તેવા મનુષ્યને મૃદુ ઔષધ પાવું. ૬૭

એ અવસ્થામાં મૃદુ ઔષધ શ્રેષ્ઠ છે; કારણ કે અનેક વાર પીધું હોય તો પણ તે નુકસાન થોડું કરે છે અને મરણનો ભય રહેતો નથી. પણ અતિ તીક્ષ્ણ ઔષધ સારું નથી કારણ કે તે તરત જ પ્રાણનું જોખમ પેદા કરે છે. ૬૮

દુર્બલ હોવા છતાં મહા દોષવાળા મનુષ્યને મૃદુ ઔષધોથી થોડે થોડે બહુ વાર વિરેચન કરાવવું જોઈએ; કારણ કે દોષોને બહાર કાઢવામાં ન આવે તો તેઓ એને મારી નાખે છે. ૬૯

जेने विरेचन उपर तरफ जाय तेमां चिकित्सा—

જેનું પીધેલું અનુલોમિક-વિરેચન ઔષધ કફ સાથે મળીને ઉપર તરફ ગમન કરે તેને વમન કરવા દઈ, કોગળા કરાવી, મુખકંઠ શુદ્ધ કરી, લંઘન કરાવ્યા પછી તેને વિરેચન ઔષધ પાવું. ૭૦

दोषनी अप्रवृत्तिमां कर्तव्य—

જો વિબંધ અલ્પ હોય, લાંબે વખતે સ્રવતો હોય તો રોગીએ ઊનું પાણી પીવું; તેથી આધ્માન, તૃષા, ઊલટી અને ચૂંક પણ શાન્ત થાય છે. ૭૧

દોષથી રૂંધાયેલું ઔષધ જો ઊંચે કે નીચે જઈ ન શકે અને ઓડકાર તથા શૂલ થતાં હોય તો તેમાં સ્વેદ આપવો. ૭૨

दोषनी अतिप्रवृत्तिमां कर्तव्य—

સારી રીતે વિરેચન થયા પછી પણ જો ઔષધના ઓડકાર આવે તો તે ઔષધની તરત જ ઊલટી કરાવી નાખવી. તે પચી જવાથી થતા વિરેચનના અતિયોગનું સારી પેઠે શીતલ ચિકિત્સાથી વૈદ્યે સ્તંભન કરવું. ૭૩

विरेचन कार्य न करे तेनुं कारण अने चिकित्सा—

ક્યારેક કફથી રોકાયેલું ઔષધ છાતીમાં જ રહી જાય છે તે કફ ક્ષીણ થતાં સાંયકાળે કે રાત્રિએ પ્રવૃત્તિ કરે છે. ૭૪

રૂક્ષ અને આહાર વગરના મનુષ્યોનું વિરેચન ઔષધ પચી જાય અથવા વાયુથી વિષ્ટંભ પામી ઊર્ધ્વ ભાગમાં રહી જાય તો સ્નેહ અને લવણસહિત બીજું ઔષધ પીવું. ૭૫

औषध पचतुं होय त्यारे तृषा-मोह अने मूर्च्छा थाय तो कर्तव्य—

વિરેચન ઔષધ પચતું હોય ત્યારે જો તૃષા, મોહ, ભ્રમ અને મૂર્ચ્છા થાય તો તેમાં પિત્તનાશક, મધુર અને શીત ઔષધ પ્રશસ્ત છે. ૭૬

औषध कफथी ढंकातां ज्यारे लाळ थाय त्यारे चिकित्सा—

વિરેચન ઔષધ કફથી ઢંકાઈ જતાં જો લાળ, ઉછાળો, ચૂંક અને રોમહર્ષ થાય તો તેમાં તીક્ષ્ણ, ઉષ્ણ અને કટુ વગેરે કફહર ઔષધ હિતકર છે. ૭૭

सुस्निग्ध अने क्रूर कोष्ठमां कर्तव्य

સારી પેઠે સ્નિગ્ધ અને ક્રૂર કોઠાવાળા પુરુષને અલ્પ વિરેચન થયું હોય તો તેને લંઘન કરાવવું જોઈએ. તેથી એનો સ્નેહજન્ય કફ અને દોષની રુકાવટ શાન્ત થાય છે. ૭૮

विरेचन कर्या वगर ज औषध पची जाय तो चिकित्सा—

રૂક્ષ, બહુ વાયુવાળા, ક્રૂર કોઠાવાળા, વ્યાયામ કરનાર અને પ્રદીપ્ત અગ્નિવાળા પુરુષોને વિરેચન ઔષધ રેચ લગાડયા વિના જ પચી જાય છે. ૭૯

તેઓને પ્રથમ બસ્તિ આપીને પછી વિરેચન આપવું

જોઈએ. તેથી બસ્તિએ પ્રવૃત્ત કરેલ દોષને વિરેચન તરત જ હરી લે. ૮૦

જેઓને સંશોધન વગર જ કર્મ-વાયુ-તડકો અને અગ્નિથી જ દોષો ક્ષય પામે તેમાં કર્તવ્ય—

જે પુરુષો રૂક્ષ ભોજન કરનાર, નિત્ય શ્રમનું કામ કરનાર અને પ્રદીપ્ત અગ્નિવાળા હોય છે તેઓના દોષો કર્મ, વાયુ, તડકો અને અગ્નિથી ક્ષય પામે છે. ૮૧

વિરુદ્ધ ભોજન, ભોજન ઉપર ભોજન અને અજીર્ણ ઉપર ભોજનથી થતા દોષોને પણ તેઓ સહન કરી લે છે માટે તેઓનું સ્નેહન કરવું જોઈએ, વાયુથી રક્ષણ કરવું જોઈએ અને વ્યાધિ વગર તેઓનું વિશોધન ન કરવું જોઈએ. ૮૨

કોને સ્નિગ્ધ અને કોને રૂક્ષ વિરેચન આપવું જોઈએ—

અતિશય સ્નિગ્ધ શરીરવાળાને સ્નેહવિરેચન આપવું ન જોઈએ. સ્નેહથી પીડિત શરીરવાળાને તો રૂક્ષ વિરેચન આપવું જોઈએ. ૮૩

દેશ, કાલ અને પ્રમાણને જાણનાર ધીર વૈદ્ય આ પ્રમાણે વિધિ જાણીને વિરેચનલાયક મનુષ્યોને વિરેચન આપતાં કદી પણ અપરાધ કરતો નથી. ૮૪

જેનો ભૂલવાળો પ્રયોગ વિષ બરોબર છે, યોગ્ય પ્રયોગ અમૃતતુલ્ય છે અને સમયે જે અવશ્ય પીવાનું છે તેનો તે માટે યત્નપૂર્વક પ્રયોગ કરવો જોઈએ. ૮૫

અહીં કહેલ માત્રાનો વિચાર—

આમાં જે દ્રવ્યપ્રમાણ કહ્યું છે તે મધ્ય કોષ્ઠ, વય અને બલ માટે છે. તેનો મૂળ તરીકે આશ્રય કરીને વિકલ્પ થઈ શકે અને તેઓની અધિકતા કે ન્યૂનતાનો વિકલ્પ પણ થઈ શકે. ૮૬

માનપરિભાષા—

૭ ધ્વંશીનો મરીચિ થાય અને ૭ મરીચિનો સર્ષપ, તે આઠ લાલ સર્ષપનો તંડુલ અને બે તંડુલનો એક ધાન્યમાષ, બે ધાન્યમાષનો જવ, તે ચાર જવની એક અંડિકા અને ચાર અંડિકાનો માષ. ૮૭,૮૮

તે માષને હેમ અને ધાન્યક કહ્યો છે; તે ત્રણ માષનો એક શાણ, બે શાણનો દ્રંક્ષણ જાણવો; અને કોલ તથા બદર તેના પર્યાય જાણવા. બે દ્રંક્ષણનો એક કર્ષ જાણવો; સુવર્ણ, અક્ષ, બિડાલપદક, પિચુ, પાણિતલ તથા તિન્દુક અને કવલગ્રહ તેના પર્યાય જાણવા. બે સુવર્ણનું પલાર્ધ એટલે અરધું પલ થાય અને તે જ શુક્તિ અને અષ્ટમિકા કહેવાય છે. બે પલાર્ધનું પલ થાય અને મુષ્ટિ, પ્રકુંચ, ચતુર્થિકા, બિલ્વ, ષોડશિકા અને આમ્ર તેના પર્યાયો છે. બે પલનું પ્રસૃત જાણવું તથા અષ્ટમાન જાણવું. ચાર પલનાં અંજલિ અને કુડવ થાય, તથા બે કુડવની માનિકા થાય; ચાર કુડવનો એક પ્રસ્થ અને ચાર પ્રસ્થનો એક આઢક; તેને પાત્ર પણ જાણવો જોઈએ. આઠ પ્રસ્થનો એક કંસ; ચાર કંસનો એક દ્રોણ અથવા તે અર્મણ અને નલવણ પણ કહેવાય છે અને તે જ કલશ, ઘટ અને ઉન્માન તરીકે પ્રસિદ્ધ છે. બે દ્રોણનો એક શૂર્પ અને કુંભ જાણવો. બે શૂર્પની ગોણી, ખારી અને ભાર જાણવાં. બુદ્ધિમાન માણસે બત્રીસ શૂર્પનો વાહ જાણવો. અને પરિમાણમાં વિશારદ મનુષ્યે સો પલની તુલા જાણવી. આ પ્રમાણેનું શુષ્ક દ્રવ્યોનું આ માપ કહી દેખાડ્યું. ૮૯-૯૭

તરત ઉખેડેલાં દ્રવ્યોમાં અને દ્રવ પદાર્થોમાં આ માપ બમણું લેવું—

તે માપ દ્રવ પદાર્થોમાં અને તરતનાં લીલાં ઉખેડેલાં દ્રવ્યોમાં બમણું લેવું જોઈએ. ૯૮

જે પરિણામ તુલા જેટલું અથવા પલ જેટલું કહ્યું હોય તે તેટલું જ પ્રયોજવું; અને જે પરિમાણ કહ્યું ન હોય ત્યાં તુલ્ય માપ કહેલું સમજવું. ૯૯

દ્રવના કાર્યમાં જ્યાં દ્રવ કહ્યું ન હોય ત્યાં સર્વ સ્થાને પાણી સમજવું અને જ્યાં પાદનો નિર્દેશ કર્યો હોય ત્યાં તે ચતુર્થાંશ સમજવો. ૧૦૦

સ્નેહપાકની પરિભાષા—

જલ, સ્નેહ અને ઔષધનું પ્રમાણ જ્યાં કહ્યું ન હોય ત્યાં ઔષધથી ચારગણો સ્નેહ અને સ્નેહથી ચારગણું પાણી હોવું જોઈએ. ૧૦૧

સ્નેહપાક ત્રણ પ્રકારનો જાણવો-મૃદુ, મધ્ય અને ખર. ઔષધોનો નિર્યાસ કલ્કના જેવો થાય તે મૃદુ પાક જાણવો. ૧૦૨

કડછીને છોડી દે તેવો સંયાવ જેવો નિર્યાસ થાય તે મધ્ય અને નિર્યાસ આંગળીથી વાટ કરતાં છૂટો પડી જાય તેવો થાય તે ખર પાક જાણવો. ૧૦૩

અભ્યંગમાં ખર પાક ઉપયોગી જાણવો; નસ્યકર્મમાં મૃદુ પાક અને પીવા માટે તથા બસ્તિમાં મધ્ય પાક યોજવો. ૧૦૪

પરિમાણના બે પ્રકાર—

પરિમાણ બે પ્રકારનાં કહ્યાં છે–કાલિંગ અને માગધ. પણ કાલિંગ કરતાં માગધ શ્રેષ્ઠ છે એમ પરિમાણ જાણનારા માને છે. ૧૦૫

કલ્પસ્થાનના વિષયો—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોકઃ—

કલ્પનો વિષય, શોધનોની સંજ્ઞા, તેઓની પ્રવૃત્તિમાં જુદો હેતુ, દેશ વગેરેના ગુણ, મદનફલ વગેરેના ગુણ, છ સો યોગો, વિકલ્પનો હેતુ, નામ, તીક્ષ્ણ-મધ્ય અને અલ્પ શોધનનાં લક્ષણ, તાત્કાલિક વિધિ, પરિમાણ અને સ્નેહપાક આ કલ્પસ્થાનમાં બતાવ્યાં છે. ૧૦૬,૧૦૭

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં કલ્પસ્થાનમાં 'દન્તીદ્રવન્તીકલ્પ' નામક બારમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૨

સાતમું કલ્પસ્થાન સમાપ્ત થયું.

---



# ચરક સંહિતા.

## સિદ્ધિસ્થાન

### અધ્યાય ૧ લો

#### કલ્પનાસિદ્ધિ

कल्पनासिद्धिनो उपक्रम—

"હવે અહીંથી 'કલ્પનાસિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

पंचकर्मनी कल्पनाना विषयमां अग्निवेशना केटलाक प्रश्नो—

પંચકર્મમાં શી કલ્પના કહી છે? એનો ક્રમ શો છે? એનાં કૃત, અકૃત અને અતિકૃતનાં લક્ષણો શાં છે? સંખ્યા શી છે? બસ્તિના ગુણ શું છે? કઈ બસ્તિ કેમાં પ્રયોજાય છે? પચંકર્મના સમયે શું તજવા યોગ્ય છે? પંચકર્મ કર્યા પછી પરહેજીનો કેટલો કાળ છે? પ્રયોજાતી બસ્તિ કયે કારણે અંદર જતી નથી? કયે કારણે જલદી આવે છે? કયે કારણે બસ્તિ લાંબે કાળે આવે છે? કેટલાક સાધ્ય રોગો પોતપોતાનાં શમનો પ્રયોજાતાં છતાં શા કારણે શાન્ત થતાં નથી? આ પ્રમાણે શ્રેષ્ઠ શિષ્ય અગ્નિવેશથી સારી રીતે પ્રેરાયેલા, વૈદ્યોમાં શ્રેષ્ઠ, શાસ્ત્રજ્ઞ પુનર્વસુએ સર્વ પ્રજાના હિતની કામનાથી તેને આ પ્રમાણે કહ્યું. ૩–૫ ૧/૨

स्नेहकर्मनी कालमर्यादा—

ઓછામાં ઓછા ત્રણ દિવસ અને વધુમાં વધુ સાત દિવસ સુધી સ્નેહન કરાવેલ પુરુષને સ્વેદયોગ્ય કહ્યો છે. એથી વધારે વખત સ્નેહન કરવાનું શાસ્ત્રકારો કહેતા નથી; કારણ કે સાત દિવસ પછી તે સ્નેહ સાત્મ્ય થઈ જાય છે. ૬ ૧/૨

स्नेह अने स्वेदना गुणो—

સ્નેહ વાયુનો નાશ કરે છે, દેહને મૃદુ બનાવે છે અને મળના વિબન્ધને હણે છે. ૭ ૧/૨

સ્નેહ પામેલ મનુષ્યના સૂક્ષ્મ સ્રોતોમાં ભરાઈ રહેલ દોષને સ્વેદ પીગળાવી નાખે છે. ૭ ૨/૧

वमन अने विरेचनमां दोषनो उत्क्लेश करवानो विधि—

વમનયોગ્ય પુરુષને માંસસહિત ગ્રામ્ય, ઔદક અને આનૂપ માંસરસોથી તથા દૂધથી ઉત્કિલષ્ટ એટલે દોષ બહાર કાઢવા ઉન્મુખ કરવો જોઈએ. તે જ પ્રમાણે વિરેચનયોગ્ય પુરુષને યૂષસહિત સ્નિગ્ધ અને કફની વૃદ્ધિ ન કરનાર જાંગલ રસોથી જમાડવો જોઈએ. ૮ ૧/૨

वमन अने विरेचन प्रतिलोम थाय तेनुं कारण—

કફની અધિકતાવાળો પુરુષ મુશ્કેલી વગર વમન કરે છે અને મન્દ કફવાળાને સારી રીતે વિરેચન થાય છે. કફ અલ્પ હોતાં વમન નીચે જઈ વિરેચનં કરશે અને કફ વધેલો હોતાં વિરેચન ઉપર જઈ વમન કરશે. ૯ ૧/૨

वमन अने विरेचनमां करवानो क्रम—

સ્નેહન કરેલ મનુષ્યને કહ્યા પ્રમાણેનું વમન દેવું; અને વમન થઈ ગયેલને પેયા વગેરેનો અનુક્રમ દેવો.

સ્નેહન કરેલ અને સારી પેઠે સ્વેદન કરેલ શરીરવાળાને યોગ્યમાં યોગ્ય વિરેચન વિધિપૂર્વક દેવું. ૧૦૬

સંશોધન પછી સંસર્જનક્રમ—

પ્રધાન, મધ્ય અને અવર શુદ્ધિથી શુદ્ધ થયેલ વિશુદ્ધ શરીરવાળાએ અનુક્રમે ત્રણ વાર, બે વાર અને એક વાર પેયા, વિલેપી, અકૃતયૂષ, કૃતયૂષ, અકૃતમાંસરસ અને કૃતમાંસરસનું સેવન કરવું જોઈએ. ૧૧૬

ઘાસ અને છાણ વગેરેથી પ્રદીપ્ત કરાતો બહુ થોડો અગ્નિ જેમ ક્રમે ક્રમે મહાન, સ્થિર અને સર્વ પચાવનાર થાય છે તેવી જ રીતે સંશોધનથી શુદ્ધ થયેલાનો અંતરગ્નિ, પેયા વગેરેથી મહાન, સ્થિર અને સર્વ પચાવનાર થાય છે. ૧૨૬

હીન-મધ્ય અને પ્રવર વમન અને વિરેચનનાં લક્ષણો—

હીન, મધ્ય અને ઉત્તમ વમનમાં અનુક્રમે ચાર, છ અને આઠ વેગો અભીષ્ટ છે; અને વિરેચનમાં તેઓ દશ, વીસ અને ત્રીસ તથા નિઃસ્રુત દોષના પ્રમાણથી બે, ત્રણ અને ચાર પ્રસ્થ હોય છે. ૧૩૬

પિત્ત આવે ત્યાં સુધીનું અને વિરેચનથી અરધું વમન તથા કફ આવે ત્યાં સુધીનું વિરેચન ઇષ્ટ કહ્યું છે. મળયુક્ત બે ત્રણ વેગોને તજીને વિરેચનનું માપ કરવું અને પીધેલું ઔષધ તજીને વમનનું માપ કરવું. ૧૪૬

વમન અને વિરેચનના સમયોગ, હીનયોગ અને અતિયોગનાં લક્ષણો—

એક પછી એક જેને કફ, પિત્ત અને વાયુ આવે તથા હૃદય, પડખાં, મસ્તક અને ઇન્દ્રિયમાર્ગની શુદ્ધિ તથા શરીરની લઘુતા જણાય ત્યારે સમ્યગ્ વમન થયું છે એમ જાણવું. ૧૫૬

વમન યોગ્ય રીતે ન થયું હોય તો ફોડકા, કોઠ, ખજવાળ તથા હૃદય અને ઇન્દ્રિયોની વિશુદ્ધિનો અભાવ તથા અંગોનું ભારેપણું થાય છે. ૧૬

વમનના અતિયોગથી તૃષા, મોહ, મૂર્છા, વાયુકોપ, નિદ્રાનાશ તથા બલ વગેરેની હાનિ થાય છે. ૧૬૬

યોગ્ય રીતે વિરેચન થયેલ મનુષ્યને ક્રમે ક્રમે સ્રોતોની શુદ્ધિ, ઇન્દ્રિયોની પ્રસન્નતા, લઘુતા, બલવાન અગ્નિ, નીરોગતા તથા મળ-પિત્ત-કફ અને વાયુની પ્રાપ્તિ થાય છે. ૧૭૬

વિરેચનના અયોગમાં કફ-પિત્ત અને વાયુનો પ્રકોપ, અગ્નિની મન્દતા, ભારીપણું, સળેખમ, તન્દ્રા, ઊલટી, અરુચિ અને વાયુ અનુલોમ ન હોવો—એ થાય છે. ૧૮૬

વિરેચનના અતિયોગમાં કફ, રક્ત અને પિત્તના ક્ષયથી ઉત્પન્ન થતા વાયુથી થતાં સ્પર્શાજ્ઞાન, અંગમર્દ, કલમ અને કંપ વગેરે તથા નિદ્રા અને બળનો અભાવ, અંધારાં આવવાં, ઉન્માદ અને હેડકી—એ થાય છે. ૧૯૬

નિરૂહ અને અનુવાસનનું વિધાન—

આઠ દિવસ સુધી સંસર્જનક્રમથી ભોજન કરનાર તેને નવમે દિવસે ઘી પાવું અથવા અનુવાસન કરવું. ૨૦

તે પછી ત્રણ દિવસે શરીરે તેલ ચોપડેલ અને બહુ ભૂખ્યા નહિ એવા પુરુષને નિરૂહબસ્તિ આપવી. બસ્તિ પાછી વળ્યા પછી જાંગલ માંસરસથી તે પુરુષને જમાડવો અથવા દોષ અને અગ્નિબલ જોઈને જે યોગ્ય લાગે તે દેવું. ૨૧૬

તે પછી અનુવાસનને યોગ્ય પુરુષને બહુ જમાડ્યા વગર રાત્રે અનુવાસન કરવું. ૨૧૬

જે દોષો અગાઉ સ્નેહપાનમાં કહ્યા છે તે જ દોષોથી રક્ષણ કરતાં, શીતકાલમાં અને વસન્તમાં દિવસે અનુવાસન કરવું અને શરદ, ગ્રીષ્મ અને વર્ષામાં રાત્રે અનુવાસન કરવું. ૨૨૬

અનુવાસન પણ પાછું વળી આવે ત્યારે રાત આખી જવા દઈ દિવસે ભોજન કરાવવું અને સાંજે ભોજન કરાવવું. અને તે પછી બે દિવસે, ત્રણ દિવસે અથવા પાંચમે દિવસે અનુવાસન કરવું; અથવા નિરૂહબસ્તિ

પછી ત્રીજે ત્રીજે દિવસે કે પાંચમે દિવસે અનુવાસન દેવું. ૨૩,૨૪

કફજન્ય વિકારમાં એક કે ત્રણ, પિત્તજન્ય વિકારમાં પાંચ કે સાત અને વાતજન્ય વિકારમાં વળી નવ કે અગીઆર–આ પ્રમાણે કુશળ વૈદ્યે એકી બસ્તિ આપવી જોઈએ. ૨૫

વિરેચન પામેલ મનુષ્યે સાત દિવસ સુધી નિરૂહ-બસ્તિનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ અને નિરૂહથી શુધ્ધ થએલાએ સાત દિવસ સુધી વિરેચનનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે તે એટલે વિરેચન પર નિરૂહ કે નિરૂહ પર વિરેચન એના ખાલી શરીરને કદાચ મારી નાખે. ૨૬

બસ્તિના ગુણો—

બસ્તિ વયઃસ્થાપક, આરોગ્ય-આયુષ્ય-બલ-અગ્નિ-મેધા-સ્વર અને વર્ણ કરનાર, સર્વ અર્થ સારનાર, બાળક-વૃધ્ધ અને યુવાનને નુકશાન ન કરનાર તથા સર્વ રોગનો નાશ કરનાર છે. ૨૭

નિરૂહબસ્તિ મળ, કફ, પિત્ત, વાયુ અને મૂત્રને ખેંચી કાઢનાર, દૃઢતા કરનાર અને વીર્ય તથા બળ આપનાર છે. વળી ચારે બાજુ રહેલા દોષના સંચયને દૂર કરી સર્વ વિકારોને શાન્ત કરે છે. ૨૮

નિરૂહથી દેહ શુદ્ધ માર્ગવાળો થતાં સ્નેહન, વર્ણ અને બલ દેનાર છે; ખાસ કરીને વાયુથી પીડિત મનુષ્યને માટે તૈલદાનથી શ્રેષ્ઠ બીજું કોઈ દ્રવ્ય નથી. ૨૯

તેલ સ્નેહથી વાયુની રૂક્ષતાને, ગુરુ હોવાથી વાયુની લઘુતાને અને ઉષ્ણ હોવાથી વાયુની શીતલતાને મટાડી જલદીથી મનની પ્રસન્નતા, વીર્ય, બલ, વર્ણ અને અગ્નિની પુષ્ટિ આપે છે. ૩૦

મૂળમાં જળ સીંચવાથી જેમ વૃક્ષ લીલાંછમ પાંદડાંવાળું અને કોમળ પત્ર તથા કુંપળીયાંવાળું થાય છે અને વખત જતાં મહાન તથા ફૂલ અને ફળ આપનારું બને છે તેવી રીતે માણસ પણ અનુવાસનથી થાય છે. ૩૧

જેઓ સ્તબ્ધ હોય છે, જેઓ વળી સંકુચિત હોય છે, જેઓ પાંગળા હોય છે, જેઓ ભાંગેલ કાયાવાળા તથા સન્ધિમુક્ત હોય છે અને જેઓની શાખાઓમાં પ્રકુપિત વાયુ સંચાર કરે છે તેઓને માટે બસ્તિ ખાસ કરીને પ્રશસ્ત છે. ૩૨

આધ્માનમાં, મળ ગંઠાઈ જવામાં, શૂલમાં, ભોજનની અરુચિમાં અને પેટમાં એવા પ્રકારના જે રોગો થાય છે તેમાં બસ્તિ અભીષ્ટ છે. ૩૩

વાયુથી ઉત્પન્ન થયેલા ઉપદ્રવવાળી જે સ્ત્રીઓ પુરુષથી સંયોગ પામ્યા છતાં ગર્ભ ધારણ કરતી નથી અને જે પુરુષો ક્ષીણ ઇન્દ્રિયવાળા અને કૃશ છે તેઓને માટે બસ્તિ પરમ પ્રશસ્ત છે. ૩૪

ઉષ્ણથી પરાભવ પામેલાઓને શીત અને શીતથી પરાભવ પામેલાઓને નવશેકી બસ્તિઓ આપવાનું કહે છે; માટે વિભાગ કરીને સર્વ સ્થાને વિપરીત ઔષધ-યુક્ત બસ્તિ યોજવી જોઈએ. ૩૫

કોઢ, પ્રમેહ વગેરે શોધનયોગ્ય રોગોમાં અને મેદવાળા પુરુષો–જેઓ પણ શોધનયોગ્ય છે તેઓને બૃંહણ બસ્તિ આપવી ન જોઈએ. ૩૬

ક્ષીણ અને ક્ષતયુક્તને, શોષરોગીને, બહુ દુર્બલ થયેલને, મૂર્ચ્છા પામેલાને, સંશોધન કરેલને અને જેઓનું આયુષ્ય દોષોમાં બંધાયેલું છે તેવાઓને વિશોધનીય બસ્તિઓ આપવી નહિ. ૩૭

શાખાગત, કોષ્ઠગત તથા મર્મસ્થળ ઉપરનો ભાગ સર્વ અવયવ અને અંગમાં ઉત્પન્ન થનાર જે રોગો છે તેઓના જન્મનું કારણ વાયુ સિવાય બીજું કોઈ નથી. ૩૮

મળ, મૂત્ર અને પિત્ત વગેરે મળ અને આશયોનો સંયોગ તથા વિયોગ કરનાર તે હોવાથી, અતિશય વૃદ્ધિ પામેલા તેના શમન માટે બસ્તિ વિના બીજું કોઈ ઔષધ નથી. ૩૯

તેથી કેટલાક બસ્તિને અરધી ચિકિત્સા અને કેટલાક સંપૂર્ણ ચિકિત્સા પણ કહે છે. ૩૯ ½

બસ્તિના સમયોગ, હીનયોગ અને અતિયોગનાં લક્ષણો—

જે બસ્તિ નાભિપ્રદેશ, કેડ, પડખાં અને ઉદરમાં જઈને મળ તથા દોષના સંચયને વલોવી, શરીરનું સ્નેહન કરી, મળ અને દોષસહિત યોગ્ય રીતે સુખપૂર્વક બહાર આવે તે સફળ બસ્તિ છે. ૪૦ ½

મળ, મૂત્ર અને વાયુ સારી રીતે નીકળી જાય, રુચિ, અગ્નિની વૃદ્ધિ, કોઠાની લઘુતા, રોગની શાન્તિ, સ્વસ્થતા અને બલ-એ સારી રીતે નિરૂહ પામેલનું લક્ષણ છે. ૪૧ ½

નિરૂહના અયોગથી મસ્તક-હૃદય-ગુદા-બસ્તિપ્રદેશ અને શિશ્નમાં પીડા, સોજો, સળેખમ, વાઢ, મોળ, વાતરોધ, મૂત્રરોધ અને શ્વાસ થાય છે. ૪૨ ½

અતિશય વિરેચન પામેલનાં જે લક્ષણ થાય છે તે જ લક્ષણ અતિશય નિરૂહ પામેલનાં થાય છે. ૪૩

રોકાયા વગર મળસહિત તેલ પાછું આવે છે, રક્ત વગેરે ધાતુઓ, બુદ્ધિ અને ઇન્દ્રિયો નિર્મળ થાય છે, નિદ્રા સારી રીતે આવે છે, શરીરની લઘુતા થાય છે, બળ આવે છે અને વેગો છુટા રહે છે—એ સારી રીતે અનુવાસન થયેલમાં થાય છે. ૪૪

શરીરનો નીચલો ભાગ-ઉદર-બાહુ-પીઠ અને પડખાંમાં પીડા, રૂક્ષ અને ખર શરીર તથા મળ-મૂત્ર અને વાયુનો રોધ એ સરખી રીતે અનુવાસન ન થયેલનાં લક્ષણ છે. ૪૫

મોળ, મોહ, થાક, શિથિલતા, મૂર્છા અને વાઢ એ અતિ અનુવાસન થયેલનાં લક્ષણ છે. ૪૫ ½

જેનામાં અહીં ત્રણ પ્રહર સુધી સ્નેહ અનુવર્તન કરે તે પુરુષ શુધ્ધ દેહવાળો બને છે. જો સ્નેહ તરત પાછો આવે તો ફરીથી બીજો સ્નેહ આપવો જોઈએ; કારણ કે શરીરમાં નહિ રહેલો સ્નેહ સ્નેહન કરતો નથી. ૪૬ ½

કર્મબસ્તિ, કાલબસ્તિ અને યોગબસ્તિનું વિવરણ—

કર્મબસ્તિઓ ત્રીસ માનેલ છે, તેની અરધી કાલબસ્તિઓ અને તેનાથી અરધી યોગબસ્તિઓ છે. બાર અનુવાસનસહિત નિરૂહ બાર, સ્નેહ પ્રથમ એક અને અને પછીથી પાંચ-એમ કુલ ત્રીસ કર્મબસ્તિઓ થાય છે. કાલબસ્તિઓમાં ત્રણ સ્નેહબસ્તિઓ અન્તે અને એક શરુઆતમાં તથા વચ્ચે એક નિરૂહ અને એક સ્નેહ, છ નિરૂહબસ્તિસહિત છ સ્નેહબસ્તિઓ અપાય છે. યોગબસ્તિઓમાં ત્રણ નિરૂહબસ્તિઓ અને અન્ત, આદિ અને મધ્યની સહિત પાંચ સ્નેહબસ્તિઓ આપવી. ૪૭–૪૮ ½

વાતાદિકમાં ત્રણ કે પાંચ અથવા તો ચાર કે છ અનુવાસન સ્નેહ આપીને, વૈદ્યે એ પછી તરત જ સ્રોતોની શુધ્ધિ માટે નિરૂહબસ્તિઓ આપવી જોઈએ એમ કહે છે. ૪૯ ½

શિરોવિરેચનનો વિધિ—

તે પછી વિશુધ્ધ થયેલા દેહવાળાના મસ્તકને ક્રમસર સ્નેહ લગાડી હથેળીથી સ્વેદન કરી અને મળાનું ત્રણ પ્રકારનું બળ જોઈ ત્રણ વાર, બે વાર કે એક વાર શિરોવિરેચન દેવું. ૫૦ ½

શિરોવિરેચનના સમયોગ, હીનયોગ અને અતિયોગનાં લક્ષણો—

શિરોવિરેચનથી શુધ્ધ થયેલા મનુષ્યમાં છાતી અને માથાનું હલકાપણું, ઇન્દ્રિયોની નિર્મળતા તથા સ્રોતોની શુદ્ધિ થાય છે. ૫૧

શિરોવિરેચન ખરાબ થયું હોય તો ગળામાં કફ લીપાઈ જાય છે, માથું ભારે થાય છે અને થૂંક ખૂબ આવે છે. ૫૧ ½

માથાનું અતિશય શોધન થતાં માથું, આંખ, શંખ-દેશ અને કાનમાં પીડા તથા ત્રોડ થાય છે અને અંધારાં આવે છે. ૫૨

તેમાં ચિકિત્સા—

તેમાં અતિયોગમાં મૃદુ અને દ્રવ તર્પણકારક પદાર્થ દેવા અને અયોગમાં સ્નેહન કરીને ફરીને તીક્ષ્ણ શિરોવિરેચન દેવું. ૫૨½

આ પ્રમાણે રોગી અને સ્વસ્થને સુખકર, બલ અને આયુષ્યની વૃદ્ધિ કરનાર તથા રોગોને હણનાર પંચકર્મનો પ્રયોગ કહી બતાવવામાં આવ્યો છે. ૫૩

બસ્તિ વગેરેમાં પરહેજીનો કાલ—

વળી બસ્તિ વગેરેમાં જેટલો કાળ જાય છે તેનાથી બમણો પરહેજીનો કાળ હોઈ શકે. ૫૩½

બસ્તિ વગેરેમાં પરહેજી—

અતિ બેસી રહેવું, અતિ ઊભું રહેવું, અતિ બોલવું, સવારી, દિવસે નિદ્રા, મૈથુન અને વેગોનો નિરોધ, શીત ઉપચાર, તડકો, શોક, રોષ અને અકાળે ભોજન તથા અહિત ભોજનને તજવાં જોઈએ. ૫૪½

આપવામાં આવેલ બસ્તિ જે હેતુથી અંદર જતી નથી—

બસ્તિનું નેત્ર પૂરાઈ જવાથી, વિષમપણે પ્રવેશ કરાવવાથી તથા ગુદામાર્ગ અર્શ-કફ અથવા મળથી રોકાયેલ હોવાથી બસ્તિ અંદર જતી નથી; અને બસ્તિ જો દોષથી ઘેરાઈ જાય, અલ્પ હોય અથવા અલ્પ વીર્યવાળી હોય તો સુખેથી બહાર આવતી નથી. ૫૫½

આપવમાં આવેલ વસ્તિ જે હેતુથી શીઘ્ર અને લાંબે વખત જાય છે—

મળ, વાયુ અને મૂત્રનો વેગ પ્રાપ્ત થતાં, વાયુ અતિ વધેલો હોતાં, ગુદા અલ્પબળવાળી હોતાં, બસ્તિ અતિ ઉષ્ણ કે તીક્ષ્ણ હોતાં અને કોઠો મૃદુ હોતાં, બસ્તિ આપતાં વેંતજ પાછી આવે છે. ૫૬½

જે સાધ્ય રોગોમાં પણ પંચકર્મ સિદ્ધ થતું નથી—

મેદ અને કફથી રુંધાયેલો વાયુ શૂલ, અંગસુપ્તિ અને સોજો કરે છે તેવા મનુષ્યને સ્નેહ આપનાર મૂર્ખો તે વિકારોને નક્કી વધારે છે. ૫૭½

તથા એકબીજાના માર્ગને રોકી રહેલ તથા અન્ય ધાતુઓથી દૂષિત થયેલ, માટે જાણી ન શકાતા બીજા રોગો પણ પોતપોતાનાં ઔષધોથી શાન્ત થતા નથી. ૫૮½

પથ્ય રૂપમાં પ્રયોજેલું હોવા છતાં પણ રોગના શમન માટેનું સર્વ કર્મ, હીન માત્રામાં કે અતિ માત્રામાં, વિપરીત કાળે અને મિથ્યા ઉપચારને લઈ, તે વિકારને શાન્ત કરી શકતું નથી. ૫૯½

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ઋષિઓમાં શ્રેષ્ઠ ભગવાન આત્રેયે પંચકર્મ સંબંધી મહા અર્થવાળા આ બાર પ્રશ્નોના પ્રજાના હિત માટે અહીં 'કલ્પનાસિદ્ધિ' અધ્યાયમાં સારી રીતે પ્રત્યુત્તર આપ્યા છે. ૬૦½

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'કલ્પનાસિદ્ધિ' નામક પહેલો અધ્યાય સંપૂર્ણ થયો. ૧

---

## અધ્યાય બીજો

## પંચકર્મીયા સિદ્ધિ

પંચકર્મીયા સિદ્ધિનો ઉપક્રમ—

"હવે અહીંથી 'પંચકર્મીયા સિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

'હે અગ્નિવેશ! જેઓનાં જે કારણે પંચકર્મ ન કરાવવાં જોઈએ અને જેઓનાં કરાવવાં જોઈએ તે સર્વ કહેવામાં આવશે. ૩

સામાન્ય રીતે પંચકર્મને અયોગ્ય પુરુષો—

ઉગ્ર, સાહસિક, બીકણ, કૃતઘ્ન, વ્યગ્ર, સત્પુરુષ-રાજા અને વૈદ્યનો દ્વેષ કરનાર, તેઓના દ્વેષનું પાત્ર, શોકપીડિત, નાસ્તિક, મુમૂર્ષુ અને જે સાધનહીન હોય, વૈદ્યનો વેરી, વૈદ્યમાની, શ્રદ્ધાહીન, બહુ શંકાશીલ અને વૈદ્યને વશ ન રહેનાર આ સર્વના ઉપચાર વૈદ્યે કરવા નહિ. એઓના ઉપચાર કરનાર વૈદ્યને બહુ દોષો પ્રાપ્ત થાય છે. ૪-૬

એ સિવાયના બીજા બધા પુરુષોની ચિકિત્સા સર્વ ઉપચારોથી કરવી. એઓની અવસ્થાના વિભાગ કરીને શું તજવા યોગ્ય છે અને શું કરવા યોગ્ય છે તે કહેવામાં આવશે. ૭

વમનને અયોગ્ય પુરુષો—

ત્યારે વમન યોગ્ય ન હોય તેવા-ક્ષતયુક્ત, ક્ષીણ, અતિસ્થૂલ, અતિકૃશ, બાલ, વૃદ્ધ, દુર્બલ, થાકેલ, તરસ્યો, ભૂખ્યો, કામના ભારથી તથા લાંબું ચાલવાથી નબળો થયેલ, ઉપવાસ-મૈથુન-ભણતર-વ્યાયામ અને ચિંતામાં મગ્ન, શુષ્ક દેહવાળો, ગર્ભિણી, સુકોમળ, સંવૃતકોષ્ઠ એટલે વાયુથી સાંકડા કોઠાવાળો, મુશ્કેલીથી ઊલટી કરનાર, ઊર્ધ્વ રક્તપિત્ત-સતત ઊલટી અને ઊર્ધ્વવાતથી પીડિત, આસ્થાપન પામેલ, અનુવાસન પામેલ, હૃદ્રોગ-ઉદાવર્ત-મૂત્રાઘાત-પ્લીહા-ગુલ્મ-ઉદરરોગ અષ્ઠીલા-સ્વરોપઘાત-અંધારાં આવવાં-શીરઃશૂલ-શંખશૂલ-કર્ણશૂલ અને નેત્રશૂલથી પીડિત. ૮

વમનને અયોગ્ય પુરુષોને વમનથી જે વ્યાપત્તિઓ થાય છે તે—

તેમાં ક્ષતયુક્ત મનુષ્યને વમન દ્વારા ફરીથી જખમ થવાથી વધુ પડતું લોહી નીકળે; ક્ષીણ, અતિસ્થૂલ, અતિકૃશ, બાલ, વૃદ્ધ અને દુર્બલ મનુષ્યોને ઔષધનું બળ સહન ન કરી શકવાથી મૃત્યુ થાય; તે જ પ્રમાણે થાકેલ, તરસ્યા અને ભૂખ્યાનું સમજવું; કામના ભારથી અને લાંબો માર્ગ ચાલવાથી નબળાં થયેલ, ઉપવાસ-મૈથુન-ભણતર-વ્યાયામ અને ચિન્તામાં મગ્ન તથા શુષ્ક દેહવાળાંઓને રૂક્ષતાને લઈ વાતકોપ, રક્તમોક્ષ અને ક્ષતનો ભય રહે; ગર્ભિણીને ગર્ભની વ્યાપદ અને કાચો ગર્ભ પડી જવાથી ભયંકર રોગોની પ્રાપ્તિ થાય; સુકોમળ મનુષ્યને હૃદયમાં આઘાત થવાથી ઉપર તરફ અને નીચે તરફ લોહીની અતિ પ્રવૃત્તિ થાય; સંવૃતકોષ્ઠ અને મુશ્કેલીથી વમન કરનારને અતિશય કરાંઝવાથી દોષ અંદરના કોઠામાં ઉત્ક્લિષ્ટ થઈ, અંદર વિસર્પ, સ્તંભ, જડતા, જ્ઞાનરહિતતા કે મરણ ઉત્પન્ન કરે; ઊર્ધ્વમાર્ગી રક્તપિત્તવાળાના ઉદાનને ઉપર તરફ ધકેલીને પ્રાણો હરે અને લોહીની અતિ પ્રવૃત્તિ કરે; નિરંતર વમન કરનારને પણ તે જ પ્રમાણે થાય; ઊર્ધ્વવાતવાળા, આસ્થાપન પામેલ અને અનુવાસન પામેલ મનુષ્યોને વાયુની ઊર્ધ્વ પ્રવૃત્તિ અતિશય થાય; હૃદ્રોગીને હૃદયનું રુંધન થાય; ઉદાવર્તના રોગીને એકદમ શીઘ્રતાથી મરનાર અતિ ભયંકર ઉદાવર્ત થાય; મૂત્રાઘાત વગેરેથી પીડાતા મનુષ્યોને એકદમ તીવ્ર શૂલ ઉત્પન્ન થાય; અંધારાં આવવાના રોગથી પીડાનારને અંધારાં વિશેષ પ્રમાણમાં આવે છે; શિરઃશૂલ વગેરેમાં શૂલની અતિ વૃદ્ધિ થાય; માટે આ લોકો વમનયોગ્ય નથી. આ સર્વેયમાં વિષ, સંયોગજન્ય ઝેર, વિરુદ્ધ ભોજન, અજીર્ણ પર ભોજન અને આમથી ઉત્પન્ન થયેલા રોગોમાં એવી મનાઈ નથી; કારણ કે એ રોગો શીઘ્ર-કારી છે. ૯

વમનને યોગ્ય પુરુષો—

બાકીના બધા વમનયોગ્ય છે. ખાસ કરીને પીનસ, કોઢ, નવો જ્વર, રાજયક્ષ્મા, કાસ, શ્વાસ, ગલગ્રહ, ગલગંડ, શ્લીપદ, પ્રમેહ, મન્દાગ્નિ, વિરુદ્ધ ભોજન અને અજીર્ણ પર ભોજન, વિસૂચિકા, અલસક, વિષ પીધેલ ઝેર પીધેલ, સર્પ વગેરેથી દંશ પામેલ, ઝેર ચોપડેલ અસ્ત્રથી વિંધાયેલ, નીચેના ભાગના રક્તપિત્ત, કફપ્રસેક, દુર્નામ, મોળ, અરુચિ, અપચો, અપચી, અપસ્માર, ઉન્માદ, અતિસાર, શોફ, પાંડુરોગ, મુખપાક અને દુષ્ટ ધાવણ વગેરે રોગો અને ખાસ કરીને 'મહારોગાધ્યાય'માં કહેલા રોગો, એમાં વમન સૌથી મુખ્ય છે એમ કહ્યું છે. જેમ ખેતરનો પાળો તૂટી જતાં શાળ વગેરે સૂકાઈ ન જવાનો દોષ નાશ પામે છે તેવી રીતે. ૧૦

विरेचनने अयोग्य पुरुषो—

આટલા વળી વિરેચનને યોગ્ય નથી—સુખમાં ઊછરેલ, ક્ષતયુક્ત ગુદાવાળા, મુક્તનાલ એટલે મળની નાળ પર કાબુ વગરના, નીચેના ભાગમાં રક્તપિત્તવાળા, બહુ લંઘન પામેલ, દુર્બળ ઇન્દ્રિયોવાળા, મંદ અગ્નિવાળા, નિરૂહ પામેલ, કામ વગેરેથી વ્યગ્ર, અજીર્ણવાળા, નવા તાવવાળા, મદાત્યયવાળા, આધ્માનવાળા, શલ્યથી પીડિત, પ્રહાર પામેલ, અતિ સ્નિગ્ધ, રૂક્ષ અને દારુણ કોઠાવાળા તથા અવમ્યમાં જણાવેલા ક્ષતયુક્તથી માંડી ગર્ભિણી સુધીનાં મનુષ્યો. ૧૧

तेओने विरेचनथी जे व्यापत्तिओ थाय छे ते—

તેમાં સુખમાં ઊછરેલને સુકોમળને માટે કહેલો દોષ થાય; ક્ષતયુક્ત ગુદાવાળાને વિરેચન જખમી ગુદામાં પ્રાણહારક વ્યાધિ ઉત્પન્ન કરે; મુક્તનાલ મનુષ્યને અતિશય પ્રવૃત્તિથી મારી નાખે; તે જ પ્રમાણે નીચેના ભાગના રક્તપિત્તવાળાને થાય; બહુ લંઘન પામેલ, દુર્બળ ઇન્દ્રિયોવાળા, મંદ અગ્નિવાળા અને નિરૂહ પામેલ મનુષ્યો ઔષધના વેગને સહન ન કરી શકે; કામ વગેરેથી વ્યગ્ર મનવાળાને વિરેચનની પ્રવૃત્તિ થતી નથી અથવા મુશ્કેલીએ પ્રવૃત્તિ થાય છે તો અયોગજન્ય દોષો ઉત્પન્ન કરે છે; અજીર્ણવાળાને આમદોષ થાય; નવા તાવવાળાના અપક્વ દોષને વિરેચન બહાર કાઢતું નથી અને વાયુને જ કોપાવે છે; મદાત્યયવાળાના મદ્યથી ક્ષીણ થયેલા દેહમાં વાયુ પ્રાણસંશય કરે; આધ્માનવાળા કે આધ્માન થતું આવતું હોય તેવા મનુષ્યના મલાશયમાં ભેળો થયેલો વાયુ પ્રસરાતો પ્રસરાતો ઓચિંતો અતિતીવ્ર આનાહ અથવા મરણ ઉત્પન્ન કરે; શલ્યપીડિત અને પ્રહાર પામેલના ક્ષતમાં આશ્રિત વાયુ જીવનનો નાશ કરે; અતિસ્નિગ્ધને અતિયોગનો ભય રહે; રૂક્ષને વાયુ અંગ જકડે; દારુણ કોઠાવાળાને વિરેચનથી વધેલા દોષો હૃદયશૂલ, પર્વભેદ, આનાહ, અંગમર્દ, ઊલટી, મૂર્ચ્છા અને થાક ઉત્પન્ન કરીને પ્રાણોને હણે; તથા ક્ષતયુક્તથી શરૂ થઈ ગર્ભિણી સુધીના મનુષ્યોને વમનપ્રકરણમાં કહેલ દોષ થાય. તેથી એટલાનું વિરેચન ન કરવું જોઈએ. ૧૨

विरेचनने योग्य पुरुषो—

બાકી બધા વિરેચનને યોગ્ય છે. ખાસ કરીને કોઢ, જ્વર, પ્રમેહ, ઉપરના ભાગનું રક્તપિત્ત, ભગંદર, ઉદરરોગ, અર્શ, બ્રધ્ન, પ્લીહા, ગુલ્મ, અર્બુદ, ગલગંડ, ગાંઠ, વિસૂચિકા, અલસક, મૂત્રાઘાત, ક્રિમિકોઠ, વિસર્પ, પાંડુરોગ, શિરઃશૂલ, પડખાંનું શૂલ, ઉદાવર્ત, નેત્રદાહ, મુખદાહ, હૃદ્રોગ, વ્યંગ, નીલિકા, નેત્રસ્રાવ, નાસિકાસ્રાવ, મુખસ્રાવ, હલીમક, શ્વાસ, કાસ, કમળો, અપચી, અપસ્માર, ઉન્માદ, વાતરક્ત, યોનિદોષ, વીર્યદોષ, તિમિરરોગ, અરુચિ, અપચો, ઊલટી, શોફોદર અને વિસ્ફોટક વગેરે રોગો તથા ખાસ કરીને 'મહારોગાધ્યાય'માં કહેલા પિત્તવ્યાધિઓ—એઓમાં વિરેચન સૌથી મુખ્ય છે એમ કહ્યું છે. જેમ અગ્નિ શાંત થતાં અગ્નિઘર શાંત થાય છે તેમ વિરેચનથી પિત્ત શાંત થાય છે. ૧૩

आस्थापनने अयोग्य पुरुषो—

આટલા વળી આસ્થાપનને યોગ્ય નથી—અજીર્ણવાળા, અતિ સ્નિગ્ધ, સ્નેહ પીધેલ, ઉત્ક્લિષ્ટ દોષવાળા, મંદાગ્નિવાળા, સવારીથી થાકેલ, અતિ દુર્બળ, ભૂખ-તરસ અને શ્રમથી પીડિત, અતિકૃશ, ખોરાક ખાધેલ, જલ પીધેલ, વમન પામેલ, વિરેચન પામેલ, નસ્યકર્મ કરેલ, ગુસ્સે થયેલ, બીધેલ, મત્ત, મૂર્ચ્છિત, સતત ઊલટી અને થૂંકવાળા, શ્વાસ, કાસ, હેડકી, બદ્ધોદર, છિદ્રોદર, જલોદર, આધ્માન, અલસક, વિસૂચિકા, આમપ્રજાત એટલે કાચા ગર્ભનો પાત, આમાતિસાર, મધુમેહ અને કોઢ—એથી પીડિત મનુષ્યો. ૧૪

तेमने आस्थापनथी जे व्यापत्तिओ थाय छे ते—

તેમાં અજીર્ણવાળા, અતિ સ્નિગ્ધ અને સ્નેહ પીધેલાને દૂષ્યોદર, મૂર્ચ્છા કે સોજો થાય; ઉત્ક્લિષ્ટ દોષવાળા અને મન્દાગ્નિવાળાને તીવ્ર અરુચિ થાય; સવારીથી થાકેલાને ક્ષોભથી વિકૃત થયેલી બસ્તિ દેહનું શોષણ કરે; અતિ દુર્બળ અને ભૂખ-તરસ તથા શ્રમથી પીડિતને અગાઉ કહેલ દોષ થાય; અતિ કૃશને કરીને

કૃશતા ઉત્પન્ન કરે; ખોરાક ખાધેલ અને જલ પીધેલ મનુષ્યોનો વાયુ ઉત્કિલષ્ટ થઈને, બસ્તિને ઉપર કે નીચે ધકેલીને જલદી ભયંકર વિકારોને જન્માવે; વમન અને વિરેચન પામેલ મનુષ્યોનાં રૂક્ષ શરીરને નિરૂહ બસ્તિ, જેમ જખમમાં ક્ષાર બળતરા કરે તેમ બાળે છે. જેનું નસ્યકર્મ કરવામાં આવ્યું હોય તેવા ખૂબ રૂંધાયેલ સ્રોતોવાળાની ઇન્દ્રિયોનો ભ્રંશ કરે; ગુસ્સે થયેલ અને બીધેલને બસ્તિ ઉપરના માર્ગે નીકળે; મત્ત અને મૂર્ચ્છિત મનુષ્યની સંજ્ઞા ખૂબ વિચલિત થતાં, ચિત્તની હાનિને લઈ, વ્યાપદ થાય; સતત ઊલટી અને થૂંકવાળા તથા શ્વાસ-કાસ અને હેડકીથી પીડાયેલ મનુષ્યોનો ઊર્ધ્વ બનેલ વાયુ બસ્તિને ઉપર તરફ લઈ જાય; બદ્ધોદર, છિદ્રોદર, જલોદર અને આધ્માનથી પીડાયેલાઓને બસ્તિ ખૂબખૂબ આધ્માન કરી પ્રાણોનો નાશ કરે; અલસક, વિસૂચિકા, આમપ્રજાત અને આમાતિસારવાળાને આમજન્ય દોષ થાય, મધુમેહ અને કોઢવાળાને વળી વ્યાધિની વૃદ્ધિ થાય; માટે એઓ આસ્થાપનયોગ્ય નથી. ૧૫

आस्थापनने योग्य पुरुषो—

બાકીના બધા આસ્થાપનયોગ્ય છે. ખાસ કરીને સર્વાંગરોગ, એકાંગરોગ, કુક્ષિરોગ, વાતરોધ, મળરોધ, મૂત્રરોધ અને વીર્યરોધ, બલક્ષય, વર્ણક્ષય, માંસક્ષય, વીર્યક્ષય, બલદોષ, વર્ણદોષ, માંસદોષ, વીર્યદોષ, આધ્માન, અંગસુપ્તિ, ક્રિમિકોષ્ઠ, ઉદાવર્ત, શુદ્ધાતિસાર, પર્વભેદ, અભિતાપ, પ્લીહા, ગુલ્મ, શૂલ, હૃદ્રોગ, ભગંદર, ઉન્માદ, જ્વર, બ્રધ્ન, શિરઃશૂલ, કર્ણશૂલ, હૃદયગ્રહ, પાર્શ્વગ્રહ, પૃષ્ઠગ્રહ, કટીગ્રહ, કમ્પ, આક્ષેપક, ગૌરવ, અતિલઘુતા અને રજઃક્ષય એટલે માસિક ઋતુની ક્ષીણતાથી પીડાયેલ, વિષમાગ્નિ, સ્ફિચ-ગોઠણ-પીંડી-સાથળ-ઘૂંટી-પાની-ફણો-યોનિ-બાહુ-આંગળાં-ડીંટડી-દાંત-નખ-પર્વ અને હાડકામાં શૂલ-શોષ અને જડતા, અન્ત્રકૂજન, વાઢ અને થોડા થોડા શબ્દ સાથે ઉગ્ર ગન્ધવાળા મળનો ત્યાગ વગેરે રોગો તથા ખાસ કરીને 'મહારોગાધ્યાયમાં' કહેલા વાતવ્યાધિઓ—એઓમાં આસ્થાપન સૌથી મુખ્ય છે. જેમ વનસ્પતિનાં મૂળ છેદવાથી ડાળ પાંદડાં વગેરે સુકાઈ જાય છે તેમ આસ્થાપન વડે વાયુનાં મૂળ છેદવાથી સર્વ વિકારો નાશ પામે છે. ૧૬

अनुवासनने अयोग्य पुरुषो—

જેઓ આસ્થાપનને યોગ્ય નથી તેઓ જ અનુવાસનને યોગ્ય નથી. ખાસ કરીને ખોરાક ન ખાધેલ, નવો તાવ, પાંડુરોગ, કમળો, પ્રમેહ, અર્શ, સળેખમ, અરુચિ, મન્દાગ્નિ, દુર્બલ, પ્લીહા, કફોદર, ઊરુસ્તંભ, મળભેદ, વિષ પીધેલ, ઝેર પીધેલ, પિત્તાભિષ્યન્દ, કફાભિષ્યન્દ, ગુરુકોષ્ઠ, શ્લીપદ, ગલગંડ, અપચી અને પેટમાં ક્રિમિવાળા. ૧૭

तेमने अनुवासनथी जे व्यापत्तिओ थाय छे ते—

તેમાં ખોરાક ખાધેલ ન હોય તેના માર્ગ ખુલ્લા હોવાથી સ્નેહ ઉપર તરફ ચાલ્યો જાય છે; નવો તાવ, પાંડુરોગ, કમળો અને પ્રમેહના રોગીઓના દોષોને ઉત્કિલષ્ટ કરી ઉદરરોગને ઉત્પન્ન કરે; અર્શરોગીના અર્શોને અભિષ્યન્દિત કરી આધ્માન કરે; અરુચિથી પીડાતા મનુષ્યની અનાજની ઇચ્છાનો જ વળી નાશ કરે; મન્દાગ્નિવાળાના અને દુર્બલના અગ્નિને વધારે મંદ કરે; સળેખમ અને પ્લીહા વગેરેવાળા મનુષ્યો, જેઓને દોષ ખૂબ ઉત્કિલષ્ટ થયો હોય, તેઓનો ફરીને વળી દોષ વધારે; માટે એટલા અનુવાસનયોગ્ય નથી. ૧૮

अनुवासनने योग्य पुरुषो—

જેઓ આસ્થાપનયોગ્ય છે તેઓ જ અનુવાસનયોગ્ય છે. ખાસ કરીને રૂક્ષ અને તીક્ષ્ણ અગ્નિવાળા તથા કેવળ વાતરોગથી પીડિત—એઓમાં અનુવાસન સૌથી મુખ્ય છે એમ કહ્યું છે. જેમ મૂળમાં પાણી રેડવાથી વૃક્ષ આખામાં પ્રસરે છે તેમ સ્નેહ આખા શરીરમાં પ્રસરી જાય છે. ૧૯

शिरोविरेचनने अयोग्य पुरुषो—

આટલાં વળી શિરોવિરેચનને યોગ્ય નથી—અજીર્ણવાળા, ખોરાક ખાધેલ, સ્નેહ-મદ્ય અને જલ પીધેલ કે

પીવાની ઇચ્છાવાળા, માથું ધોયેલ, નહાવાની ઇચ્છાવાળા, ભૂખ-તરસ અને શ્રમથી પીડિત, મત્ત, મૂર્ચ્છિત, શસ્ત્ર લાગેલ, દંડ લાગેલ, મૈથુન-વ્યાયામ અને મદ્યપાનથી થાકેલ, નવો તાવ અને શોકથી સંતપ્ત, વિરેચન પામેલ, અનુવાસન પામેલ, ગર્ભિણી, નવા સળેખમથી પીડિત તથા ઋતુ વગર અને વાદળીઆ દિવસે. ૨૦

તેમને શિરોવિરેચનથી જે વ્યાપત્તિઓ થાય છે તે—

તેમાં અજીર્ણવાળા અને ખોરાક ખાધેલ મનુષ્યનો દોષ ઊર્ધ્વગામી સ્રોતોને પૂરી દઈ કાસ, શ્વાસ, ઊલટી અને સળેખમ ઉત્પન્ન કરે; સ્નેહ-મદ્ય અને જલ પીધેલ, પીવાને ઇચ્છતા અને પીતા મનુષ્યોમાં મુખસ્રાવ, નાસા-સ્રાવ, આંખ ચીપડાથી લીપાવી, તિમિરરોગ અને શિરોરોગને ઉત્પન્ન કરે; શિરોવિરેચન પહેલાં માથું ધોયેલ કે પછી માથું ધોવાથી સળેખમ; ભૂખથી પીડાયેલાને વાતપ્રકોપ; તરસથી પીડાયેલાને વળી તરસની વૃદ્ધિ અને મુખશોષ; થાકેલ, મત્ત અને મૂર્ચ્છિતને આસ્થાપનમાં કહેલા દોષ ઉત્પન્ન કરે; શસ્ત્ર અને દંડ લાગેલને અધિક તીવ્ર પીડા જન્માવે; મૈથુન-વ્યાયામ અને મદ્યપાનથી થાકેલાને મસ્તક-સ્કંધ-નેત્ર અને છાતીમાં પીડા; નવા તાવ અને શોકથી સંતપ્ત થયેલને ગરમી નેત્રનાડીઓનું અનુસરણ કરી અંધારાંની અને તાવની વૃધ્ધિ કરે; વિરેચન પામેલાને વાયુ ઇન્દ્રિયનાશ કરે; અનુવાસન પામેલાને કફ માથાનું ભારેપણું, ખજવાળ અને ક્રિમિદોષો ઉત્પન્ન કરે; ગર્ભિણીના ગર્ભને જડ કરી નાખે અને તે ગર્ભ કાણો, વાંકા હાથનો, પક્ષાઘાતવાળો અને લૂલો થાય છે; નવા સળેખમથી પીડાયેલાના સ્રોતોને વિકારયુક્ત કરે; ઋતુ વગર અને વાદળીએ દિવસે તે શિરોવિરેચન શીતદોષ, પૂતિનસ્ય અને શિરોરોગને ઉત્પન્ન કરે; તેથી એઓ શિરોવિરેચનને યોગ્ય નથી. ૨૧

શિરોવિરેચનને યોગ્ય પુરુષો—

બાકીના બધા શિરોવિરેચનને યોગ્ય છે. ખાસ કરીને શિરઃસ્તંભ, દન્તસ્તંભ, મન્યાસ્તંભ, ગલગ્રહ, હનુગ્રહ, સળેખમ, ગલશુંડિકા, શાલૂક, શુક્ર, તિમિર, વર્ત્મરોગ, વ્યંગ, ઉપજિહ્વિકા, આધાશીશી, ડોક-સ્કન્ધ-ખભા-મુખ-નાસિકા-કાન-આંખ-મસ્તક-કપાલ અને શિરોરોગથી પીડાયેલ, અપતન્ત્રક, અપતાનક, ગલગંડ, દન્તશૂલ, દન્તહર્ષ, દાંત હાલવા, અક્ષિરાજી, અર્બુદ, સ્વરભેદ, જીભ ઝલાવી, ગદ્દગદ અને ક્રથન વગેરે ઊર્ધ્વજત્રુગત પરિપકવ વાત વગેરે વિકારો—આ રોગોમાં શિરોવિરેચન સૌથી મુખ્ય છે એમ કહ્યું છે; કારણ કે તે મસ્તકમાં પ્રવેશ કરીને, જેમ ચોટેલી સળીને મુંજમાંથી ખેંચી લેવામાં આવે તેમ વિકાર કરનાર સંપૂર્ણ દોષને તે ખેંચી દૂર કરે છે. ૨૨

કઈ ઋતુમાં ક્યારે વમન આપવું—

મારક રોગોમાં પ્રાવૃટ, શરદ અને વસન્ત સિવાયની ઋતુઓમાં પણ કૃત્રિમ ગુણો ઉત્પન્ન કરી શિરોવિરેચન દેવું. ગ્રીષ્મમાં બપોર પહેલાં, શીતમાં મધ્યાહ્ને અને વર્ષામાં વાદળાં વગરના દિવસે નસ્ય દેવું. ૨૩

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોક—

આ પ્રમાણે પાંચ પ્રકારનું કર્મ અને જે કર્મ, જેઓને માટે, જે કારણે હિતકર નથી તથા જે જેઓને માટે હિતકર છે તે વિસ્તારપૂર્વક બતાવ્યું. ૨૪

ઉક્ત વિધિના નિષેધમાં વૈદ્યે પોતે તર્ક કરવો જોઈએ—

બતાવેલા અર્થને પણ ડાહ્યા માણસે એકાન્તપણે વળગી રહેવું ન જોઈએ. બુદ્ધિમાન વૈદ્યે પોતે પણ અહીં તર્ક કરવો જોઈએ. ૨૫

કારણ કે દેશ, કાલ અને બલ અનુસાર એવી અવસ્થા ઉત્પન્ન થાય કે જેમાં કાર્ય એટલે કરવા લાયક અકાર્ય એટલે ન કરવા લાયક બને અને તજવા લાયક કર્મ કરવું પડે. ૨૬

ઊલટી-હૃદ્રોગ અને ગુલ્મરોગની પોતપોતાના ચિકિત્સાધ્યાયમાં અમુક અવસ્થા પ્રાપ્ત કરીને વમન અને કુષ્ઠરોગીઓને બસ્તિકર્મ બતાવ્યું છે. ૨૭

તેથી શાસ્ત્રમાં નિર્દેશ હોય તો પણ પોતે બુદ્ધિથી વિચાર કરીને કાર્ય કરવું. તર્ક વગરની જે સિદ્ધિ મળે તે યદચ્છાસિદ્ધિ અચાનક મળેલ સિદ્ધિ જ છે. ૨૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'પંચકર્માયસિદ્ધિ' નામક બીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૨

---

## અધ્યાય ત્રીજો

### બસ્તિસૂત્રીયા સિદ્ધિ

બસ્તિસૂત્રીયસિદ્ધિનો ઉપક્રમ—

"હવે અહીંથી 'બસ્તિસૂત્રીય' સિદ્ધિનું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

બસ્તિના વિષયમાં અગ્નિવેશના કેટલાક પ્રશ્નો—

પર્વતશ્રેષ્ઠ હિમાલયના રમણીય પડખાના ભાગમાં આરામ લેતા, બેઠેલ અને મહર્ષિઓના સમૂહથી વીંટાળાયેલ ભગવાન પુનર્વસુને અગ્નિવેશે હાથ જોડી આ પ્રમાણે પૂછ્યું. ૩

'શી શી બાબતનો વિચાર કરીને પુરુષોને આપેલી બસ્તિ સફળ થાય ? એની નળી શેની બનાવેલી હોય છે? તે નળી કેવી જાતનાં પ્રમાણ અને આકૃતિવાળી તથા શા ગુણવાળી હોય છે? કેને માટે કયાં ઉત્પત્તિસ્થાન અને કયા ગુણવાળું બસ્તિપાત્ર હોય છે? નિરૂહની કલ્પના શી છે? તેના પ્રયોગની માત્રા શી છે? અનુવાસનમાં સ્નેહની માત્રા શી છે? બસ્તિ વખતે સૂત્રાની શી વિધિ છે? કઈ કઈ બસ્તિઓ છે.? અને કેને માટે તેઓ હિતકર છે?' એ પ્રમાણે આ સાંભળી મહર્ષિએ ઉત્તરમાં આ પ્રમાણે વચન કહ્યું. ૩-૫

જે જોઈને આપવામાં આવેલ બસ્તિ સરખી રીતે સિદ્ધ થાય છે—

દોષ,ઔષધ,દેશ,કાલ,સાત્મ્ય,અગ્નિ,સત્વ વગેરે,વય અને બલનો બરાબર વિચાર કરીને પ્રયોજેલી બસ્તિ નક્કી ગુણકારી બને છે અને સર્વ કર્મ સિદ્ધિવાળાં થાય છે. ૬

જે દ્રવ્યોથી બસ્તિનું નેત્ર બનાવવું જોઈએ—

સોનું,રૂપું,કલઈ,તાંબુ,પિત્તલ,કાંસુ,હાડકાં,લોહવૃક્ષ,વાંસ, હાથીદાંત, નલ, શીંગડાં અને તે તે મણિઓથી સારી ત્રણ કર્ણિકાઓવાળી નળીઓ બનાવવી. ૭

બસ્તિનેત્રનું પ્રમાણ અને આકૃતિ—

છ,વીસ અને બાર વર્ષના મનુષ્યો માટે છ,બાર અને આઠ આંગળના માપની નળીઓ જોઈએ અને છિદ્રો મગ,ચણીબોર અને સતીન પેસી શકે તેવાં તથા વાટથી બંધ કરેલાં હોવાં જોઈએ. ૮

બસ્તિનેત્રનું પ્રમાણ અને આકૃતિ—

બસ્તિનેત્ર વય પ્રમાણે અંગુઠો અને ટચલી આંગળી જેટલી પરિધિવાળાં મૂલ અને અગ્રભાગમાં હોવાં જોઈએ. વળી સીધા ગાયના પૂછડા જેવી આકૃતિનાં, શ્લક્ષ્ણ અને ગોળ મોઢાંવાળાં જોઈએ. ૯

બસ્તિયન્ત્રના નિર્માણનો વિધિ—

તેમાં એક કર્ણિકા આગળના ચોથા ભાગમાં અને બસ્તિ બાંધવા માટેની બે કર્ણિકા મૂળમાં હોવી જોઈએ. ૯૩

વૃધ્ધ બળદ, પાડા, હરિણ, શૂકર અથવા તો બકરાની બસ્તિ પાત્ર કરવી. તે દૃઢ, પાતળી, સિરા વગરની, ગન્ધરહિત, કષાયની ભાવનાથી લાલ, સારી પેઠે કોમળ અને સારી પેઠે શુદ્ધ હોવી જોઈએ. પુરુષોનું વય જોઈને યોગ્યતા પ્રમાણે બસ્તિનેત્રોમાં સારી રીતે સૂત્રથી બાંધીને પ્રયોજવી. ૧૧

બસ્તિ ન મળે ત્યારે અવેજીમાં વાપરવાની વસ્તુ—

બસ્તિ ન મળે તો પ્લવ પક્ષીનું ગળું, અંકપાદનું ચામડું અથવા સારી પેઠે ઘટ કપડું લઈ શકાય. ૧૧૩

બસ્તિના પ્રયોગનો વિધિ—

વિધિ જાણનાર વૈદ્યે પુરુષને આસ્થાપનને યોગ્ય જાણીને, જેને અન્ન પચી ગયું છે તેવા અને એકાગ્ર

મનવાળા પુરુષને પવિત્ર દિવસે, શુક્લ પક્ષમાં, પ્રશસ્ત નક્ષત્ર-મુહૂર્ત અને યોગમાં ઉપચાર કરવો. ૧૨૩

બલા, ગળો, ત્રિફળા, રાસ્ના અને નાનાંમોટાં બે પંચમૂલ દરેક એક એક પલ જેટલાં; આઠ મીંઢળ અને બકરાનું માંસ અરધી તુલા–તેને પાણીમાં પકાવી ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી લેવું. ૧૩૩

વસ્ત્રથી ગાળીને યવાની, મીંઢળ, બીલી, કઠ, વજ, શતાહ્વા, મોથ અને પીપર–દરેકના પિચુ એટલે કર્ષ જેટલા પ્રમાણમાં કલ્ક સાથે ગોળ-મધ-ઘી અને તેલને નવશેકાં ભેળવી એક પલ ગોળ, સ્નેહ એટલે ઘી અને તેલનો માત્રા બે પ્રસૃત અને મધ તથા સિંધાલૂણુ યુકિત અનુસાર નાખીને, બસ્તિમાં ઝેરણીથી મથીને, નેત્રના આગલા ભાગમાં રહેલી વાટને દૂર કરી, સારી રીતે બાંધેલી તે બસ્તિમાં સળ ન રહે તેવી રીતે રાખી, દબાવીને, વાયુ કાઢી નાખી, અંગુઠાના વચલા ભાગથી નેત્રનું મોઢું બંધ કરી દેવું. ૧૪–૧૬

શરીરે તેલ ચોળેલ, મૂત્ર અને મળ કરી લીધેલ અને બહુ ભૂખ્યો નહિ એવા મનુષ્યને સમથળ અથવા માથા તરફ જરાક નીચા અને બહુ ઊંચું ન હોય તેવા તથા સારા બિછાનાવાળા શયનમાં ડાબે પડખે સૂવરાવી, સીધું શરીર રખાવી, પોતાના હાથનું જ ઓશીકું કરાવી, જમણા સકિથને સંકોચાવી અને ડાબાને લાંબો કરી, તે પછી તેને બસ્તિ દેવી. ત્યારે સ્નેહ ચોપડેલ ગુદામાં સ્નિગ્ધ કરેલ નેત્રનો ચોથો ભાગ ધીમે ધીમે મેરુદંડ અનુસાર સીધો દાખલ કરવો; અને કંપ ન થવો, હલે નહિ, હલકાપણું વગેરે હાથના ગુણ તેને દેખાડવા. પછી એક જ વાર દબાવીને બસ્તિદ્રવ આપી દઈ, ધીમે ધીમેજ નાખેલા નેત્રને પાછું ખેંચવું. ૧૭–૧૯૩

બસ્તિ બરાબર આપવામાં ન આવી હોય તો તેમાંથી થતી વ્યાપત્તિઓ—

જો બસ્તિ આડી જાય તો ધારા અંદર જતી નથી. જો નેત્ર ચલિત થાય તો ગુદામાં વ્રણ થાય. ધીમેથી દબાવીને દીધેલી બસ્તિ પકવાશયમાં પહોંચતી નથી અને બહુ દબાવેલી બસ્તિ કંઠ સુધી દોડી જાય છે. ૨૦૩

અતિ શીતલ બસ્તિ સ્તંભ કરનાર છે અને અતિ ઉષ્ણ બસ્તિવિદાહ અને મૂર્છા કરે છે. અતિ સ્નિગ્ધ બસ્તિ જડતા કરે છે; રૂક્ષ બસ્તિ વાયુ કરે છે; અને પાતળી, અલ્પ માત્રામાં અને લવણરહિત બસ્તિ અયોગ કરે છે. વધારે માત્રામાં હોય તો અતિયોગ કરે છે અને ઘાટી હોય તો પુરુષને સૂકો બનાવે છે અને લાંબે વખતે બહાર આવે છે. લવણ જો અધિક હોય તો દાહ અને અતિસાર કરે છે; માટે સારી રીતે યુકિતપૂર્વક અને સમથળ રીતે બસ્તિ આપવી જોઈએ. ૨૧,૨૨૩

પ્રથમ સ્નેહમાં મધ અને સિંધાલૂણુ નાખી, મથીને પછી કલ્ક નાખવો; તેને મથી ફરીને દ્રવોની સાથે સંયોજન કરી, તેને ઝેરણીથી મથી, બસ્તિપાત્રમાં નાખવું. ૨૩૩

डावे पडखे सूतेलाने बस्ति आपवानो हेतु—

ગ્રહણી અને ગુદા ડાબા ભાગમાં આશ્રય કરી રહેલાં છે માટે તે પડખે સૂતેલામાં બસ્તિ સુખપૂર્વક વ્યાપ્ત થાય છે અને એ પ્રમાણે કરચલીઓ પણ બેસી જાય છે. માટે ડાબે પડખે સૂતેલ મનુષ્ય બસ્તિ દેવાને યોગ્ય છે. ૨૪૩

बस्ति आपवाने वखते आवश्यिक कर्म—

બસ્તિ અરધી આપી હોય ત્યાં મળ અને વાતનો વેગ થાય તો બસ્તિનેત્ર પાછું ખેંચી લઈને, વેગ છોડયા પછી, બાકીની બસ્તિ દેવી; અને શરીર ચત્તું કરી, માથા નીચે ઓશીકું રાખવું. એ પ્રમાણે કરવાથી એના દેહને સાર પ્રાપ્ત થાય છે. ૨૫૩

पहेली-बीजी अने त्रीजी बस्तिनुं फळ—

પહેલી બસ્તિ વાયુને પોતાના માર્ગમાંથી ખેંચી લાવે છે, બીજી પિત્તને અને ત્રીજી કફને. ૨૬

बस्ति पाछी आव्या पछीनुं कर्म—

બસ્તિ પાછી વળી આવે એટલે નવશેકા પાણીથી નાહી, પાતળા માંસરસ સાથે શાળના ચોખા ખાવા. તે પચી જતાં સાંજે હલકું અને થોડી માત્રામાં ભોજન કરાવી, બૃંહણને માટે તેનું અનુવાસન કરવું. ૨૭

निरूह पछी अनुवासन आपवुं जोईए—

નિરૂહના ચતુર્થાંશ જેટલા તેલને અમ્લ દ્રવ્યો અને વાતનાશક તેલથી સાધિત કરીને અનુવાસન દેવું; અને સ્નેહને જલદી બહાર ન આવવા દેવા માટે બન્ને સ્ફિચોને હથેલીથી ઠપકારવા. ૨૮

બન્ને પગની એ જ આંગળીઓનાં જોડાંને જરા ખેંચવું અને ચત્તા શરીરવાળા તેનાં પગનાં તળાંને સ્નેહથી ઘસવાં. એડી, આંગળીઓ અને પીંડીઓ તથા એના શરીરનાં જે અવયવો પીડાયુકત હોય તેને સ્નેહથી મસળવાં. ૨૯

અને ત્યારપછી ઓશીકું રાખી સુખેથી નિદ્રાની ઉપાસના કરે. ૨૯½

निरुहमां कषाय अने स्नेहनी मात्रा--

કષાયના પાંચ ભાગ, પિત્તમાં અને પુરુષ સ્વાભાવિક સ્થિતિમાં હોય ત્યારે સ્નેહનો છઠ્ઠો ભાગ, વાયુ વધેલો હોય તો સ્નેહનો ચોથો ભાગ અને કફમાં આઠમો ભાગ–એ નિરૂહમાં માત્રા છે. ૩૦½

वय प्रमाणे निरुहनी मात्रा—

નિરૂહની માત્રા પહેલે વર્ષે અરધો પ્રસૃત એટલે ૧ પલ, તે પછી બારમા વર્ષ સુધી અરધાઅરધા પ્રસૃતની વૃદ્ધિ કરવી. પછી બારમા વર્ષથી અઢારમા વર્ષ સુધી એક એક પ્રસૃતની વૃદ્ધિ કરવી. તે પ્રમાણ સિત્તેર વર્ષ સુધીનું કહ્યું છે. તે પછી સોળ વર્ષના માણસની પેઠે કરવું એટલે કે ૧૦ પ્રસૃતની માત્રા પ્રયોજવી. ૩૧,૩૨

બાળક અને વૃદ્ધમાં કહ્યા પ્રમાણેના પ્રસૃતના પ્રમાણથી અને ખાસ કરીને મૃદુ નિરૂહમાત્રા પ્રયોજવી જોઈએ. ૩૨½

वस्ति आपवाने वखते प्रशस्त शयन--

નિરૂહ પછીની શય્યા બહુ ઊંચી નહિ તેવી, બહુ નીચા પાયા ન હોય તેવી, પગ રાખવાની પીઠસહિત, મોટા અને કોમળ બીછાનાયુકત, પૂર્વ તરફ માથું રખાય એવી અને ઓઢવાનાં શ્વેત વસ્ત્રવાળી પ્રશસ્ત છે. ૩૩½

वस्ति आप्या पछी भोजन—

તે પ્રમાણે વળી વ્યાધિ જોઈને યૂષ, દૂધ અને માંસરસ વગેરેથી ભોજનની ગોઠવણી કરવી જોઈએ. સર્વ નિરૂહોમાં આ વિધિને મુખ્ય જાણવી. અહીંથી હવે પછીની બસ્તિઓ કહીશ. ૩૪½

वातज रोगोमां निरूहना योगो; द्विपंचमूलादि निरूह--

બકરાના માંસસહિત અને અગાઉ કહેલ બલા વગેરેના કલ્ક સાથે દશમૂળના કવાથને અમ્લ દ્રવ્ય-સહિત તથા ત્રણ સ્નેહ એટલે ઘી-તેલ-વસાથી યુકત, સર્વ વાતવ્યાધિ હરનાર શ્રેષ્ઠ નિરૂહ તરીકે બતાવ્યો છે. ૩૫½

स्थिरादि निरूह—

બલા, પટોલ, ત્રાયમાણ, એરંડમૂળ અને જવથી યુકત શાલપર્ણી વગેરેના વર્ગના કવાથનો એક પ્રસ્થ; તેમાં બકરાંનો માંસરસ અરધો પ્રસ્થ મેળવી તેને ફરીથી સિદ્ધ કરવો. જ્યારે તે પ્રસ્થ જેટલો રહે ત્યારે ધઉંલા, પીપર અને નાગરમોથના કલ્કયુકત તથા તેલ-ઘી-મધ અને સિંધાલૂણસહિત તે બસ્તિ દીપન છે અને માંસ તથા બલવર્ધક છે તથા આંખને બલ આપે છે. ૩૬–૩૭½

एरंडमूलादि निरूह--

એરંડમૂલ ત્રણ પલ, પલાશ, જે હ્રસ્વ પંચમૂલ, રાસ્ના, અશ્વગન્ધા, અતિબલા, ગળો, સાગોડી, ગરસાળો, દેવદાર–એ દરેક એક પલ; તેની સાથે આઠ મીંઢળ નાખી, ચાર આઢક જલમાં કવાથ કરી, આઠમો ભાગ બાકી રહે ત્યારે શતાહ્વા, હપુષા, ધઉંલા, પીપર, જેઠીમધ, બલા, રસાંજન, ઇન્દ્રજવ અને મોથ–એ દરેકનો કલ્ક એક અક્ષ જેટલો, સાથે લવણનો અંશ એક અક્ષ નાખી, મધ-તેલ અને ગોમૂત્ર મેળવી આપેલી બસ્તિ મનુષ્યોને દીપન અને લેખનીય છે. આ એરંડબસ્તિનો પ્રયોગ કરવાથી તે પીંડી-સાથળ-પગ-ત્રિક અને પીઠના શૂળને, કફના આવરણને, વાયુના નિરોધને, શૂલસહિત મલગ્રહ-મૂત્રગ્રહ અને વાતગ્રહને, આધ્માનતા, અશ્મરિ અને શર્કરાને, આનાહને તથા અર્શ અને ગ્રહણીદોષોને શાંત કરે છે. ૩૮–૪૨

छागरसादि निरूह--

ચાર પલ તેલ અને ઘીમાં ભૂંજેલો બકરાનો માંસ-રસ પચાસ પલ, દહીં અને દાડમથી અમ્લ કરી, બલા વગેરેના કલ્કસહિત તે રસ બલ, માંસ, વર્ણ, વીર્ય અને અગ્નિ આપનાર તથા અંધાપામાં અને શિરોરોગમાં પ્રશસ્ત છે. ૪૩

पलाशादि निरूह—

ચાર આઢક જલમાં આઠ પલ ખાખરો પકાવી માત્ર અરધો આઢક રસ બાકી રાખવો. તેને એક એક પલ વજ અને પીપર તથા શતાહ્વા બે પલના કલ્કથી યુકત કરી, સિંધાલૂણ-મધ અને તેલ મેળવી,

બલ અને વર્ણ વધારનાર તે નિરૂહ દેવો. તે આનાહ, પાર્શ્વશૂલ, યોનિદોષ, ગુલ્મ અને ઉદાવર્તની પીડાનો નાશ કરે છે. ૪૪,૪૫

पित्तजन्य रोगोमां निरूहना योगो; यष्ट्याह्व बस्ति—

આઠ પલ જેઠીમધથી સિદ્ધ કરેલું દૂધ શતાહ્વ મીંઢળ અને પીપરથી યુક્ત કરી, ઘી અને મધ સાથેનો નિરૂહ વાતરક્ત, સ્વરભેદ અને વિસર્પમાં હિતકર છે. ૪૬

यष्ट्याह्वादि बस्ति बीजी—

જેઠીમધ, લોધ્ર, વાળો અને ચન્દન તથા કમલ અને ઉત્પલ સાથે ઊકાળેલું શ્રેષ્ઠ ગાયનું દૂધ, સાકર અને મધયુક્ત તથા જીવનીય ગણના કલ્કસહિત, સારી પેઠે શીતલ કરી, બસ્તિ તરીકે આપવાથી પિત્તના રોગોને હણે છે. ૪૭

चन्दनादि बस्ति—

ચંદન, પદ્મક, ઋદ્ધિ, જેઠીમધ, રાસ્ના, અરડૂસો, સારિવા, લોધ્ર, મજીઠ અને વળી અનન્તા, બલા, સ્થિરા વગેરે અને તૃણપંચમૂલ—એ દરેક બે કર્ષનો પાણીમાં કાઢો કરી, તે ક્વાથથી અરધા આઢક દૂધને પકાવવું; પાણી જ્યારે બળી જાય ત્યારે જીવન્તી, મેદા, ઋદ્ધિ, શતાવરી, વીરા, કાકોલી, ક્ષીરકાકોલી, કશેરુકા, સાકર, જીવક, પદ્મરેણુ, પ્રપૌંડરીક, કમલ,ઉત્પલ, લોધ્ર, કૌંચાં, જેઠીમધ, વિદારીકન્દ, મુંજ, નાગકેસર અને ચંદનને પીસીને કલ્ક બનાવી, તેમાં નાખી, ઘી અને મધ મેળવી, સિંધાલુણસહિત શીતલ જ નિરૂહબસ્તિ દેવી. બસ્તિ પાછી વળી આવે ત્યારે નવશેકા પાણીથી નાહી જાંગલ માંસરસ સાથે અથવા દૂધ સાથે શાળના ચોખા ખાવા. ૪૮–૫૧

આ બસ્તિ દાહ, અતિસાર, પ્રદર, રક્તપિત્ત, હૃદ્રોગ પાંડુરોગ, વિષમજ્વર, ગુલ્મ, મૂત્રગ્રહ અને કમળો વગેરે પિત્તજન્ય સર્વ રોગોને હણે છે. ૫૨

द्राक्षादि बस्ति—

દ્રાક્ષ વગેરે કાશ્મર્ય, મહુડાં, વાળો, સારિવા, ચન્દન અને શીતળચીની સાથે પકાવેલું દૂધ તેમાં શ્રાવણી મુદ્ગપર્ણી, વંશલોચન, કૌંચાં અને જેઠીમધનો કલ્ક તથા ઘઉંનો લોટ એ દરેક અક્ષ જેટલું નાખી, મધ, ઘી, જેઠીમધનું તેલ, પથ્યા, વિદારીકંદ અને શેરડીનો રસ તથા ગોળથી યુક્ત તે પિત્તહર બસ્તિ બનાવવી. ૫૩,૫૪

તે બસ્તિ હૃદય-નાભિ-પડખાં અને મસ્તકના દાહમાં, અંદરના દાહમાં, મૂત્રકૃચ્છ્રમાં, ક્ષતક્ષીણમાં અને વીર્ય નાશ પામ્યું હોય તેમાં તથા પિત્તના અતિસારમાં મનુષ્યો માટે પ્રશસ્ત છે. ૫૫

कोशातकादि निरूह—

કોશાતક,ગરમાળો,દેવદાર,ચણોઠી,મૂર્વા, કુટજ, આકડો, કાળીપાટ, કળથી અને ઊભી ભોરીંગણી—એ સર્વને પાણીમાં પકાવીને તેનો ક્વાથ દશ પ્રસૃત રાખવો. ૫૬

તેમાં અક્ષ અક્ષ જેટલાં સરસવ, નાની એલચી, મીંઢળ અને કઠ; તથા મીંઢળનું તેલ, મધ, જવખાર અને સરસવનું તેલ દરેક એક પ્રસૃત; તેનાથી યુક્ત કરી, જાણકાર વૈદ્યે કફરોગીને, મંદાગ્નિવાળાને અને ભોજન-દૂષીને એ નિરૂહબસ્તિ દેવી. અથવા પટોલ, હરડે, દેવદાર અને પીપરનો અગ્નિ ઉપર જલમાં ક્વાથ કરી તેનાથી બસ્તિ દેવી. ૫૭,૫૮

द्विपंचमूलादि निरूह—

દશમૂળ,ત્રિફળા,બીલી અને મીંઢળનો ગોમૂત્રસહિત કષાય કરવો. તેમાં ઇન્દ્રજવ-કાળીપાટ-મીંઢળ અને મોથનો કલ્ક, સિંધાલૂણ, જવખાર અને તેલ નાખવાં. આ મુખ્ય નિરૂહ કફજન્ય વિકારોને, પાંડુરોગને, અલસકને, આમદોષને તથા વાતરોધ અને મૂત્રરોગને તથા બસ્તિપ્રદેશના ભયંકર આટોપને પણ હણે છે. ૫૯,૬૦

रास्नादि निरूह—

રાસ્ના, ગળો, એરંડમૂળ, વાવડિંગ, દારુહળદર, સપ્તચ્છદ, કાળો વાળો, દેવદાર, લીંબડો, ગરમાળો, કરિયાતું, પટોલ, કાળીપાટ, કડુ, ઉંદરકની, દશમૂલ, મોથ, ત્રાયમાણ, સરગવો અને ત્રિફળાથી કરેલો ક્વાથ, મીંઢળનો ક્વાથ અને ગોમૂત્ર—તેમાં જેઠીમધ, પીપર, કલિંગ,શતાહ્વા, રસાંજન ઘોળો વજ,વાવડિંગ,ઇન્દ્રજવ, કાળીપાટ, મોથ અને સિંધાલૂણનો કલ્ક નાખી, ઘી-મધ અને તેલ મેળવી બનાવેલો આ નિરૂહ કૃમિ,કોઢ, પ્રમેહ,ગ્રન્થિ,ઉદર,અજીર્ણ અને કફના રોગીઓને દીધો હોય અને રૂક્ષ ઔષધથી અપતર્પણવાળાઓને આ જ

ઉપર કહેલા રોગો હોતાં નિરૂહ દીધો હોય તો વાતને હણી, અગ્નિને પ્રદીપ્ત કરી અને રોગોને જીતી લઈ, બળ આપે છે. ૬૧-૬૪

संसर्गजन्य रोगोमां पुनर्नवाद्य निरूह—

સાટોડી, અરંડમૂળ, અરડૂસો, પાષાણભેદ, ધોળી સાટોડી, ભૂતીક, બલા, પલાશ અને દશમૂલ—એ દરેક દ્રવ્ય એક પલ; ધોઈને ખાંડી નાખેલ આઠ મીંઢળ; બીલી, જવ, બોર, કળથી, ધાણા અને મીંઢળ દરેક એક પ્રસૃત જેટલાં; દૂધ અને જવ એ આઢક જેટલાં; તેને પકાવી દૂધ બાકી રહે એટલે શ્વેત વસ્ત્રથી ગાળી, તેમાં વજ, શતાહ્વા, દેવદાર, કઠ, જેઠીમધ, સિદ્ધાર્થક, પીપર, યવાની અને મીંઢળનો કલ્ક નાખવો; ગોળ તથા સિંધાલૂણ નાખવું; તથા ત્રણ પ્રસૃત મધ, તેલ અને ઘીથી યુક્ત કરી, બહુ ઊનો કે ઠંડો નહિ એવો તે નિરૂહ, વિશેષ જ્ઞાનવાળા વૈદ્યે વિધિપૂર્વક દેવો. તે સંસર્ગથી થયેલા બધા રોગોનો નાશ કરનાર છે. ૬૫-૬૮

निरूहनी कल्पना दोषनी अपेक्षा राखे छे—

વાયુમાં સ્નિગ્ધ, ઉષ્ણ અને માંસરસસહિત એક નિરૂહ; પિત્તમાં મધુર, શીતલ અને દૂધની સાથે બે નિરૂહો અને કફમાં ગોમૂત્રસહિત કટુ, ઉષ્ણ અને તીક્ષ્ણ ત્રણ નિરૂહો આપવા જોઈએ. એથી અધિક નિરૂહો આપવા ન જોઈએ. ૬૯

निरूह आप्या पछी भोजन—

વાયુમાં નિરૂહ પછીનું ભોજન માંસરસથી કરવું; પિત્તમાં દૂધથી અને કફમાં યૂષોથી; તે જ પ્રમાણે અનુવાસનયોગ્ય પુરુષોમાં વાત વગેરે અનુક્રમે બીલીનું તેલ, જીવનીય ગણનું તેલ અને મીંઢળનું તેલ પ્રયોજવું જોઈએ. ૭૦

अध्यायार्थसंग्रह—

આ પ્રમાણે બસ્તિ દેવાનું આ આખું શ્રેષ્ઠ વિધાન સત્ય સ્વરૂપમાં કહી દેખાડયું છે. તે ભણીને જે વિદ્વાન અહીં બસ્તિકર્મ કરે છે તેને લોકમાં સિદ્ધિ મળે છે.

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'બસ્તિસૂત્રીયસિદ્ધિ' નામક ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો. ૩

---

# અધ્યાય ચોથો

## સ્નેહવ્યાપદિકી સિદ્ધિ

स्नेहबस्तिव्यापत्सिद्धिनो उपक्रम—

"હવે અહીંથી 'સ્નેહવ્યાપત્સિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

वातजन्य रोगोमां वे अनुवासन; दशमूलादि अनुवासन—

વાત-પિત્ત અને કફનો નાશ કરનાર આ સ્નેહ બસ્તિઓ અને મિથ્યા રીતે આપવાથી થતી વ્યાપદ તથા તેની ચિકિત્સા તું સાંભળ. ૩

દશમૂલ, બલા, રાસ્ના, અશ્વગન્ધા, સાટોડી, ગળો, એરંડમૂળ, ભૂતીક, ભારંગી, અરડૂસો, રોહિષ, શતાવરી, સહચર અને કાકનાસા પ્રત્યેક એક પલ; જવ, અડદ, અળસી, બોર અને કળથી દરેક પ્રસૃત જેટલાં; તેઓને ચાર દ્રોણ પાણીમાં પકાવી, એક દ્રોણ બાકી રહે ત્યારે તેની સાથે પલ પલ જેટલાં જીવનીય ગણનાં દ્રવ્યો મેળવી, એક આઢક તેલ અને તેટલું જ દૂધ નાખી તેલપાક સિદ્ધ કરવો. આ અનુવાસન સર્વ વાતવિકારોને દૂર કરનાર છે. તે જ પ્રમાણે આનૂપ જીવોની જીવનીય ગણથી સાધિત વસા પણ સર્વ વાતવિકારને દૂર કરનાર છે. ૪-૭

शताह्वादि अनुवासन—

શતાહ્વા, જવ, બીલી અને અમ્લ દ્રવ્યોથી સિદ્ધ કરેલું તેલ વાયુમાં અનુવાસન તરીકે કામ આવે છે અને અગ્નિમાં તપાવેલા સિંધાલૂણથી ઝામી ઝામીને તપાવેલું ઘી પણ વાયુ દૂર કરનાર છે. ૮

पित्तजन्य रोगोमां जीवन्त्यादि अनुवासन—

જીવન્તી મીંઢળ, મેદા, શ્રાવણી, જેઠીમધ, બલા, શતાહ્વા, ઋષભક, પીપર, કાકનાસા, શતાવરી, કૌંચાં, ક્ષીરકાકોલી, કાકડાશીંગી, શટી અને વજને પીસીને, તેલ તથા ઘી, તેનાથી ચારગણા દૂધમાં સિધ્ધ કરવાં. તે

અનુવાસન બૃંહણ, વાતપિત્તનો નાશ કરનાર તથા બલ-શુક્ર અને જઠરાગ્નિ વધારનાર છે તથા મૂત્ર-વીર્ય અને રજના દોષોને હરે છે. ૯–૧૧

ચોથા ભાગના તેલ સાથે ઘીને ચારગણા દૂધમાં, મળી શકે તે ચન્દનાદિકના કલ્ક સાથે સિધ્ધ કરવાથી પિત્તનાશક અનુવાસન બને છે. ૧૨

સૈન્ધવાદિ અનુવાસન—

સિંધાલૂણ, મીંઢળ, કઠ, શતાહ્વ, નિચુલ, વજ, વાળો, જેઠીમધ, ભારંગી, દેવદાર, કટ્ફલ, સૂંઠ, પુષ્કરમૂળ, મેદા ચવ્ય, ચિત્રક, શટી, વાવડિંગ, અતિવિષ, કાળું નસોતર, હરેણુ, નીલિની શાલપર્ણી, બીલી, અજમોદા પીપર, દન્તીમૂળ અને રાસ્નાનો પીસીને કલ્ક કરવો; તેને એરંડતૈલમાં કે તલના તેલમાં સિદ્ધ કરવો. તે તેલ કફરોગ દૂર કરનાર છે. ૧૩–૧૫

અનુવાસન કરવાથી તે બધ્ન, ઉદાવર્ત, ગુલ્મ અર્શ, પ્લીહા, પ્રમેહ, આઢયવાત, આનાહ અને અશ્મરીનો નાશ કરે છે. ૧૬

અથવા અમ્લ દ્રવ્યોથી યુક્ત મીંઢળથી કે બિલ્વાદિ ગણથી અથવા કફહર ઔષધોથી કફહર તેલ વૈદ્યે તૈયાર કરવું જોઈએ. ૧૭

વિડંગાદિ તૈલ—

વાવડિંગ, એરંડમૂળ, હળદર, પટોલ ત્રિફલા ગળો, જાતિનાં કૂંપળિયાં, નિગુંડી, દશમૂલ, ઉંદરકની, લીંબડો, કાળીપાટ, સહચર, ગરમાળો અને કરેણુ એઓના કવાથથી અને આના કલ્કથી તેલ પકાવવું; મીંઢળ, બીલી નસોતર, પીપર, રાસ્ના, કરિયાતું, દેવદાર, સપ્તપર્ણ, વજ, કાળો વાળો, દારુહળદર, કઠ, ઇન્દ્રજવ, મજીઠ, હળદર, શતાહ્વા, ચિત્રક, કપૂરકાચલી, ચોરક અને પુષ્કરમૂળ. તે પાન, અભ્યંગ અને અનુવાસનમાં પ્રયોજવાથી કોઢ, કૃમિ, પ્રમેહ, અર્શ, ગ્રહણીરોગ, નપુંસકતા, વિષમાગ્નિ, મળ તથા ત્રણે દોષને જલદી દૂર કરે છે. ૧૮–૨૨

રોગ-વ્યાયામ-કામ અને મુસાફરીથી ક્ષીણ-નિર્બલ અને ઓજસરહિત તથા ક્ષીણ થયેલ વીર્યવાળાઓને સ્નેહબસ્તિ અતિશય બલ દેનારી છે. પગ, જંઘા, ઊરુ, પીઠ, ખભા અને કેડને પરમ સ્થિરતા આપે છે અને પ્રજારહિત સ્ત્રીઓની તથા પુરુષોની પ્રજા ઉત્પન્ન કરે છે. ૨૩, ૨૪

સ્નેહબસ્તિની છ વ્યાપત્તિઓ—

વાત, પિત્ત, કફ, અતિઅન્ન અને મળથી સ્નેહબસ્તિ ઢંકાઈ જતાં અને જમ્યા વગરનાને દેવાથી સ્નેહ બસ્તિની છ વ્યાપદ થાય છે. ૨૫

વાતાવૃત સ્નેહનું લક્ષણ અને ચિકિત્સા—

વાયુ અધિક હોતાં શીત અને અલ્પ, પિત્ત અધિક હોતાં અતિ ઉષ્ણ, અને કફ અધિક હોતાં મૃદુ, અતિશય જમેલને ગુરુ, તથા મલના સંચયમાં અલ્પબલ સ્નેહબસ્તિ દેવામાં આવતાં, તેઓથી ઘેરાયેલો સ્નેહ જતો નથી અને એ દોષો બહુ વધેલા હોવાથી, પરાભવ પામવાથી પણ જતો નથી. જમેલ ન હોય તેનો માર્ગ અન્નથી રોકાયેલ ન હોવાથી તે બસ્તિ ઉપર ચાલી જાય છે. તેનું લક્ષણ આ પ્રમાણે થાય છે. ૨૬,૨૭

અંગમર્દ, જ્વર, આધ્માન, શીત, સ્તંભ, ઊરુપીડા, પડખામાં પીડા અને ઉદ્વેષ્ટનથી વૈદ્યે સ્નેહને વાયુથી ઘેરાયેલ જાણવો. ૨૮

સ્નિગ્ધ અમ્લ, લવણ અને ઉષ્ણ, રાસ્ના અને પીતદ્રુના તેલથી મિશ્રિત સૌવીરક, સુરા, બોર, કળથી અને જવથી સાધિત, ગોમૂત્રસહિત અને પંચમૂલથી બનાવેલ નિરૂહોથી તેનું બરાબર નિર્હરણ એટલે દોષ કાઢવાનું કરવું જોઈએ અને સાંજે જમ્યા પછી તે બન્ને તેલથી તેનું અનુવાસન કરવું જોઈએ. ૨૯,૩૦

પિત્તાવૃત સ્નેહનું લક્ષણ અને તેની ચિકિત્સા—

દાહ, લાલાશ, તૃષા, મોહ, તમકશ્વાસ અને જ્વર એ વિકારોથી સ્નેહ પિત્તથી ઘેરાએલ જાણવો. તેને મધુર અને કડવી બસ્તિઓથી હરી લેવો જોઈએ. ૩૧

કફાવૃત સ્નેહનું લક્ષણ અને ચિકિત્સા—

તન્દ્રા, શીતજ્વર, આળસ, પ્રસેક, અરુચિ, ભારેપણું, મૂર્ચ્છા અને ગ્લાનિથી સ્નેહને કફથી ઘેરાયેલ જાણવો. ૩૨

કષાય, કટુ, તીક્ષ્ણ અને ઉષ્ણ, સુરા અને ગોમૂત્રથી સાધિત, મીંઢળના તેલથી યુક્ત અને અમ્લ દ્રવો સાથેની બસ્તિઓથી તેને બહાર કાઢવો. ૩૩

અત્યશનાવૃત સ્નેહનું લક્ષણ અને ચિકિત્સા—

ઊલટી, મૂર્ચ્છા, અરુચિ, ગ્લાનિ, શૂલ, નિદ્રા, અંગમર્દ, આમનાં લક્ષણ તથા દાહથી તેને અતિભોજનથી ઘેરાયેલ જાણવો. ૩૪

કટુ અને લવણ દ્રવ્યોના કવાથથી તથા ચૂર્ણથી પાચન, મૃદુ વિરેચન અને આમચિકિત્સામાં કહેલ ક્રિયા અહીં હિતકર છે. ૩૫

વિડાવૃત સ્નેહનું લક્ષણ અને ચિકિત્સા—

મળ-મૂત્ર અને વાયુનો રોધ, શૂલ, ભારેપણું, આધ્માન તથા હૃદ્રોગથી સ્નેહને મળથી ઘેરાયેલ જાણીને, સ્નેહ-સ્વેદ અને વર્તિથી, કાળું નસોતર અને બિલ્વાદિથી સિદ્ધ કરેલ નિરૂહોથી તથા અનુવાસનોથી અને ઉદાવર્તનો નાશ કરનાર વિધિથી તેને સરખી રીતે બહાર કાઢવો. ૩૭

ઉપર જતા સ્નેહનું લક્ષણ અને ચિકિત્સા—

જમ્યો ન હોય તેને અથવા શૂન્ય ગુદાવાળાને ખૂબ દબાવીને દીધેલ સ્નેહ, વેગથી ઉપર તરફ દોડી જાય છે; અને ત્યાંથી કંઠમાંથી કે ઉપરના છિદ્રોમાંથી પણ બહાર આવે છે. ૩૮

ગોમૂત્ર, કાળું નસોતર અને નસોતરથી સિધ્ધ કરેલ જવ-બોર અને કળથીવાળો અને તેનાથી જ સિધ્ધ કરેલ તેલવાળા નિરૂહ અને અનુવાસન અહીં ઇષ્ટ છે. ૩૯

ગળામાંથી પાછા નીકળતા તે સ્નેહને સ્તંભ, કંઠગ્રહ અને વિરેચનથી તથા ઊલટી મટાડનાર ક્રિયાઓથી પાછો વાળવો જોઈએ. ૪૦

રૂક્ષતાથી બહાર ન આવતા સ્નેહની ઉપેક્ષા કરવી જોઈએ—

સંપૂર્ણ ઢંકાયેલ કે અલ્પ ઢંકાયેલ સ્નેહ, બસ્તિ બહાર ન આવતાં શરીરની રૂક્ષતાને લઈ જેને ઉપદ્રવ ન કરે તેના વિદ્વાન વૈદ્યે ઉપેક્ષા કરવી. ૪૧

અનુવાસનની પહેલાં કેવું ભોજન આપવું—

જેને અનુવાસનસ્નેહનો સમ્યગ્યોગ થયો છે તેને દ્રવ, ઉષ્ણ, લઘુ અને પથ્ય ભોજન દેવું; અને ભોજ્ય પદાર્થ પ્રમાણસર જમેલાને ત્રણ ત્રણ દિવસે અનુવાસન દેવું. ૪૨

અનુવાસન આપેલાને ઉષ્ણ જલ દેવું જોઈએ; તેના ગુણો—

રાત આખી પસાર કરેલ મનુષ્યને પ્રભાતમાં ધાણા અને સૂંઠથી સિધ્ધ કરેલ જલ અથવા કેવળ ઉષ્ણ જલ વિચક્ષણ વૈદ્યે દેવું. ૪૩

ઉષ્ણ જલ મનુષ્યોના સ્નેહના અજીર્ણને પકાવી નાખે છે, કફને તોડી નાખે છે અને વાયુને તે અનુલોમન કરે છે. ૪૪

તેથી વમન, વિરેચન, નિરૂહ અને અનુવાસનમાં વાત અને કફની શાંતિ માટે ઉષ્ણ જલ દેવું જોઈએ. ૪૫

કોને નિત્ય અનુવાસન આપવું—

રૂક્ષ પદાર્થોનું નિત્ય સેવન કરનાર, પ્રદીપ્ત અગ્નિવાળા, વ્યાયામ કરનાર, વાતરોગી તથા વંક્ષણ-શ્રોણિ અને ઉદાવર્તના વાતવાળા રોજરોજ સ્નેહબસ્તિ આપવા યોગ્ય છે. ૪૬

જેમ પાણી રેતીમાં પેસી જાય છે તેમ એઓને સ્નેહ જલદી પચી જાય છે. એ સિવાયના બીજાઓનો અગ્નિ સ્નેહને ઘણુંખરું ત્રણ દિવસે પચાવે છે. ૪૭

અનુવાસનમાં આમ-સ્નેહનો નિષેધ—

વળી કાચો સ્નેહ દેવો ન જોઈએ; કારણ કે તે ગુદાને અભિષ્યન્દિત કરે. બસ્તિને થોડી બાકી રાખવી કારણ કે બાકીના ભાગમાં વાયુ રહેલો હોય છે. ૪૮

ગુદા અને કંઠદ્વારા એક વખતે સ્નેહ ન આપવો—

વળી ગુદા અને કંઠદ્વારા એક કાળે સ્નેહ ન આપવો જોઈએ. બન્ને માર્ગોથી એક સાથે જતો સ્નેહ વાયુને અને જઠરાગ્નિને દૂષિત કરે છે. ૪૯

અનુવાસન અને નિરૂહ એકલા જ સેવવા ન જોઈએ—

સ્નેહબસ્તિ કે નિરૂહનો એકલાનો બહુ પ્રયોગ ન કરવો જોઈએ. એકલા સ્નેહથી ઉત્કલેશ અને અગ્નિનાશ તથા નિરૂહથી વાયુનો ભય થાય છે. ૫૦

તેથી નિરૂહ આપ્યો હોય તેને અનુવાસન આપવું અને અનુવાસન આપેલને નિરૂહ આપવો. આ પ્રમાણે સ્નેહ અને શોધનની યોજનાથી બસ્તિકર્મ ત્રિદોષ મટાડે છે. ૫૧

કોને માત્રાવસ્તિ હિતકર છે—

કામ, વ્યાયામ, ભાર, મુસાફરી, સવારી અને સ્ત્રી-ગમનથી ક્ષીણ થયેલા, દુર્બળ અને વાયુથી પીડિત મનુષ્યને દરરોજ માત્રાબસ્તિ આપવાનું કહેલ છે. ૫૨

માત્રાબસ્તિના ગુણો—

સ્નેહની નાની માત્રાની સમાન માત્રાબસ્તિ થાય છે. તેમાં મનુષ્ય ઇચ્છા પ્રમાણે આહાર-વિહાર કરી શકે છે અને સર્વકાળે તે નુકસાનરહિત છે. ૫૩

સ્નેહમાત્રાનું વિધાન બલકારક, સુખેથી ઉપચાર થઈ શકે એવું, સુખેથી મળ લાવનાર, બૃંહણ અને વાતરોગ મટાડનાર છે. ૫૪

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

વાતાદિક દોષની શાન્તિ માટે શ્રેષ્ટ સ્નેહબસ્તિઓ, અજ્ઞાન મનુષ્યોએ તેઓનો પ્રયોગ કરવાથી થતી વ્યાપદ અને તેની ચિકિત્સા, સ્નેહબસ્તિની પહેલાં જે ખાવું જોઈએ તે, જેઓ ખરેખર સ્નેહને યોગ્ય છે અને જેઓ ત્રણ ત્રણ દિવસે સ્નેહબસ્તિને યોગ્ય છે તે, સ્નેહ બસ્તિનો વિધિ તથા માત્રાબસ્તિનો વિધિ એ સર્વ કહી બતાવવામાં આવ્યાં છે. ૫૫,૫૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિ સંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'સ્નેહવ્યાપત્સિદ્ધિ' નામક ચોથો અધ્યાય સંપૂર્ણ થયો. ૪

---

## અધ્યાય પાંચમો

### નેત્રવ્યાપદિકી સિધ્ધિ

નેત્રવસ્તિવ્યાપત્તિસિધ્ધિનો ઉપક્રમ—

"હવે અહીંથી 'નેત્રબસ્તિવ્યાપત્તિસિધ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧ ૨

વર્જ્ય નેત્રવસ્તિ; તેમના દોષો—

ચિકિત્સામાં તજવા લાયક નેત્રો અને બસ્તિઓ તથા અજ્ઞાન વૈદ્યે વાપરેલ નેત્રોની વ્યાપદ અને તેની ચિકિત્સા તું સાંભળ. ૩

ટુંકું, લાંબુ, પાતળું, જાડું, જીર્ણ, શિથિલ બન્ધન-વાળું, પડખામાં છિદ્રવાળું અને વાંકું—એ આઠ નેત્રોને તજવાં જોઈએ. ૪

ક્રમાનુસાર તેઓના આ દોષો છે. અપ્રાપ્તિ એટલે ન પહોંચવું, અતિગતિ એટલે બહુ દૂર જવું, ક્ષોભ, કર્ષણ, ક્ષણન, આવ, ગુદપીડા અને કુટિલગતિ. ૫

વર્જ્ય બસ્તિઓ; તેમના દોષો—

વિષમ, માંસલ, કપાયેલ, સ્થૂલ, અનેક સૂક્ષ્મ

છિદ્રોવાળું, વાતદુષ્ટ, સ્નિગ્ધ અને ક્લેદયુક્ત એ આઠ બસ્તિપાત્રોને ચિકિત્સામાં તજવાં જોઈએ. ૬

બસ્તિપાત્રના દોષથી બસ્તિની ગતિની વિષમતા, વિસ્રતા એટલે આમગન્ધ હોવો, સ્રાવ, દુર્ગ્રહતા એટલે મુશ્કેલીથી પકડાવું, નિસ્રવ એટલે ઝરી જવું, ક્ષીણયુક્ત થવું, હાથમાંથી પડી જવું અને ધારણ ન કરી શકાવું—એ થાય છે. ૭

बस्ति आपनारना दोषो—

બસ્તિ દેનારથી આટલા દોષ થાય છે—સવાત એટલે વાયુસહિત ઔષધ દેવું; અતિદ્રુત એટલે બહુ ઉતાવળ કરવી. ઉત્ક્ષિપ્ત એટલે નેત્રને ઉપર ચઢાવી દેવું, તિર્યગ એટલે નેત્ર ત્રાંસુ નાખવું, ઉલ્લુપ્ત એટલે વારંવાર દબાવવું, કમ્પિત એટલે નેત્ર હલવું, અતિ એટલે નેત્ર ઘણી વાર નાખવું, બાહ્યગ એટલે નેત્ર બહાર રહેવું, મન્દવેગ અને અતિવેગ. ૮

वायु काढ्या वगर अथवा निःशेष बस्ति आपवाना दोषो—

વાયુ કાઢી નાખ્યા વગર બસ્તિ બાંધવામાં આવતાં અથવા શેષ રાખ્યા વગરજ બસ્તિ દેતાં, વાયુ પ્રવેશ કરીને, કુપિત થઈ, શૂલ અને સોય ભોંકાવા જેવી પીડા થાય છે. ૯

तेमां चिकित्सा—

તેમાં અભ્યંગ, ગુદાપ્રદેશનો સ્વેદ અને વાતહર ભોજનો પ્રયોજવાં જોઈએ. ૯ $\frac{1}{2}$

उतावळे आपवा वगेरेथी थता दोषो तथा तेनी चिकित्सा—

બસ્તિનેત્ર ઉતાવળે નાખવાથી, એકદમ બહાર ખેંચી લેવાથી અને ઉપરની તરફ નાખવાથી કટી-ગુદા અને જંઘામાં પીડા, મૂત્રાશયની જડતા અને ઊરુઓમાં વેદના થાય છે. તેમાં વાતહર ભોજન, સ્નેહ, સ્વેદ અને બસ્તિઓ પ્રયોજવાં જોઈએ. ૧૧

बस्तिनुं ऊर्ध्वगमन थाय तेनां कारणो अने चिकित्सा—

નેત્ર ત્રાંસું નાખવાથી, વળિયાંથી દ્વાર રોકાયેલ હોતાં અને બાંધવાના સૂત્ર વગેરેથી નેત્ર બંધ હોતાં, બસ્તિદ્રવ્ય અંદર જતું નથી. ત્યારે તેને પાછું ખેંચી લઈ સંશોધન કરી દાખલ કરવું. ૧૨

दबावतां वच्चे छोडी देवाथी थता दोषो अने तेनी चिकित्सा—

દબાવતાં દબાવતાં વચમાં છોડી દેવાથી ગુદામાં પરાભવ પામેલો બલવાન વાયુ છાતી અને મસ્તકમાં પીડા તથા ઊરુઓની શિથિલતા જન્માવે છે. ૧૩

તેમાં બીલી વગેરે, મીંઢળ તથા કાળું નસોતર વગેરે અને ગોમૂત્રવાળી બસ્તિ દેવી જોઈએ. ૧૩ $\frac{1}{2}$

कम्पनथी गुदा पराभव पामे तेना दोषो अने चिकित्सा—

ગુદા કમ્પનથી પરાભવ પામતાં દાહ, બળતરા અને શોફ થાય છે; તેમાં બસ્તિસહિત કષાય, મધુર અને શીતલ શેક દેવો જોઈએ. ૧૪ $\frac{1}{2}$

वारंवार बस्तिनेत्र नाखवाथी थता दोषो अने तेनी चिकित्सा—

વારંવાર બસ્તિનેત્ર નાખવાથી વળીયાંમાં ઘાસોટી લાગવાથી પીડાસહિત દાહ, ફાટ અને ગુદાની તથા મળની પ્રવૃત્તિ થાય છે. તેમાં ઘીનું પોતું, દૂધ અને પિચ્છા-બસ્તિ પ્રશસ્ત છે. ૧૬

मन्दबस्तिथी तथा स्नेह बहार रही जाय तेना दोषो अने चिकित्सा—

મન્દબસ્તિ પક્વાશયમાં પહોંચતી નથી અને બાહ્યગ બસ્તિ જલદીથી પાછી વળે છે. સિદ્ધિ ઇચ્છનાર વૈદ્યે તેવી સ્થિતિમાં ફરીને સ્નેહ આપવો. ૧૭

बहु दबाववाथी थता दोषो अने चिकित्सा—

બહુ દબાવેલી બસ્તિ કોઠામાં જ રહે છે અથવા ગળામાં આવે છે. તેમાં બસ્તિ, વિરેચન અને ગળું દબાવવું વગેરે ચિકિત્સા છે. ૧૮

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક:—

જે માણસ બસ્તિનેત્ર અને અને બસ્તિદાતાના આ દોષો તેનાં ઔષધસહિત જાણે છે તેની પાસે બુદ્ધિમાન માણસે બસ્તિકર્મ કરાવવાં. ૧૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'નેત્રબસ્તિવ્યાપત્સિદ્ધિ' નામક પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો. ૫

---

## અધ્યાય છઠ્ઠો
## વમનવિરેચનવ્યાપત્સિદ્ધિ

वमनविरेचनव्यापत्सिद्धिनो उपक्रम—

"હવે અહીંથી 'વમનવિરેચનવ્યાપત્સિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

ઊર્ધ્વશોધન એટલે વમન અને અનુલોમ શોધન એટલે વિરેચનની સરખી વિધિ અને યોગ્ય રીતે તે ન થયાં હોય તો તેઓના દોષો તેઓનાં ઔષધસહિત કહીશ. ૩

प्रावृट, शरद्, वसन्त वगेरे साधारण ऋतुमां संशोधन आपवुं जोईए—

ગ્રીષ્મ, વર્ષા અને હેમન્ત એ અનુક્રમે અતિ ઉષ્ણ, વર્ષાદવાળી અને શીત હોય છે. તેઓની વચ્ચે તેઓથી સાધારણ પ્રાવૃટ વગેરે ત્રણ ઋતુઓ છે. ૪

શોધનની બાબતમાં આષાઢ અને શ્રાવણને પ્રાવૃટ જાણવા, કારતક અને માગશરને વળી શરદ જાણવા તથા ફાગણુ અને ચૈત્રને વસન્ત જાણવા. ૫

આ પ્રમાણે સ્વસ્થવૃત્તને લક્ષમાં રાખી ઋતુઓના વિભાગ કલ્પીને વૈદ્યે વ્યાધિમાં વ્યાધિ અનુસાર સંશોધન દેવું. ૬

वमन वगेरेनी वच्चे स्नेह-स्वेदनो प्रयोग अने अन्ते स्नेहनो प्रयोग करवो जोईए—

વમન વગેરે કર્મોની વચ્ચેવચ્ચે સ્નેહ અને સ્વેદનો પ્રયોગ કર્યે જવો અને અન્તે સંશમનીય સ્નેહનો પ્રયોગ કરવો. ૭

अतिस्निग्ध माणसोने विरेचन आपवुं नहि—

વિસર્પ, પિડકા, શોફ, કમળો અને પાંડુના રોગીઓને તથા પ્રહાર પામેલ અને વિષપીડિત મનુષ્યોને અને અતિશય સ્નિગ્ધ મનુષ્યોને વિરેચન કરાવવું નહિ. ૮

कोने स्नेहविरेचन अने कोने रूक्षविरेचन आपवुं—

અતિશય સ્નિગ્ધ શરીરવાળાને સ્નેહનું વિરેચન દેવું નહિ. સ્નેહથી ઉત્કિલષ્ટ શરીરવાળાને રૂક્ષ વિરેચન આપવું. ૯

केवी रीते पीधेलुं औषध सम्यग्योग करनार बने छे—

સ્નેહ અને સ્વેદથી યુકત પુરુષને ખોરાક પચી જતાં એકાગ્રમનથી માત્રાસર પીધેલું ઔષધ સમ્યગ્યોગ કરનાર બને છે. ૧૦

સ્નિગ્ધ વાસણમાંથી જેવી રીતે પ્રયત્ન વિના જલ ખસેડી શકાય છે તેવી રીતે સ્નિગ્ધ દેહમાંથી કફ વગેરે દોષો ઔષધોથી ખસેડી શકાય છે. ૧૧

અગ્નિ જેમ ભીનાં લાકડાંને ચારે બાજુથી વિષ્યન્દિત- એટલે દ્રવ ખેંચી લેવો–એ કરે છે તેમ સ્નિગ્ધ મનુષ્યના સ્થિર દોષોને સ્વેદ વિષ્યન્દિત કરે છે. ૧૨

મેલા વસ્ત્રને ક્ષારમાં બાફીને જે પ્રમાણે મેલનું પાણીથી સંશોધન કરવામાં આવે છે તે પ્રમાણે સ્નેહ અને સ્વેદથી મળને ચલાયમાન કરી, શોધન ઔષધોથી તેનું શોધન કરવામાં આવે છે. ૧૩

अजीर्ण होय त्यारे पीधेला संशोधन औषधथी थतां लक्षणो—

ખાધેલું પચ્યા પહેલાં શોધન ઔષધ પીધું હોય

તો ગ્લાનિ વધે છે અને કબજીઆત થાય છે અને પીધેલું સંશોધન વિપરીત માર્ગે પ્રવર્તે છે. ૧૪

मात्रामां लीधेल संशोधन औषधना गुणो—

થોડી માત્રામાં, મહાન વેગવાળું, સુખેથી બહુ દોષોને હરનાર, પચવામાં હલકું, સારા સ્વાદવાળું, પ્રસન્નતાકારક, રોગનાશક, વ્યાપત્તિમાં પણ થોડો વિકાર કરનાર, બહુ ગ્લાનિ ન કરનાર અને જે ગન્ધ-વર્ણ તથા રસથી યુક્ત હોય તેને માત્રાસર ઔષધ જાણવું. ૧૫,૧૬

औषध केवा मनवाळा थईने पीवुं—

અશુભ કરનાર કામાદિક માનસિક દોષોને દૂર કરી એકાગ્રમનથી પીધેલું ઔષધ સમ્યગ્યોગ કરનાર બને છે. ૧૭

आवती काले वमन पीधुं होय तेणे शुं खावुं जोईए—

આવતી કાલે જે મનુષ્યને વમન પીવું હોય તેણે કફ વધારનાર, તરત પચી જાય તેવું અને મોટે ભાગે દ્રવ હોય તેવું ભોજન કરવું જોઈએ; અને વિરેચન પીવું હોય તેણે હલકું અને ઉષ્ણ ભોજન કરવું જોઈએ. ૧૮

કફ ઉત્કિલષ્ટ હોવાથી અને અલ્પ હોવાથી દોષો તરત આવી જાય છે. ૧૮½

सम्यक् शुद्धनां लक्षणो—

**ઔષધ પીધેલ મનુષ્યનાં શુદ્ધિનાં લક્ષણ વૈદ્યે જોવાં.** કફની પાછળ પિત્ત નીકળે તો ઊર્ધ્વભાગમાંથી અને મળ તથા પિત્તની પછી કફ નીકળે તો નીચેના ભાગમાંથી દોષ હરાયા છે એમ કહેવું; સાથે કૃશતા અને નબળાઈ લઘુતાસહિત હોય તો. ૧૯,૨૦

शुध्धिनां लक्षण देखातां बाकीना औषधनी ऊलटी कराववी—

વિરેચનથી શુધ્ધિનાં લક્ષણ દેખાતાં બાકીના ઔષધની ઊલટી કરાવી નાખવી, પણ જો લઘુતા ન આવી હોય તો ઊલટી ન કરાવવી. સ્તિમિતતા અને વાયુરોધમાં ઓડકાર ન આવતો હોય તો પણ શરીરની લઘુતા થાય અને કફ પાતળો પડે ત્યાં સુધી વમન કરાવવું. એ પછી વમન કરાવે તો આપદ થાય. ૨૧½

यथोक्त वमननुं फळ—

વમન સરખી રીતે થઈ જતાં જઠરાગ્નિ વધે છે અને દોષો શાંત થાય છે. જો સરખી રીતે જીર્ણ થયેલ ઔષધનાં લક્ષણ ન દેખાય તો વમન કરેલ મનુષ્યને લંઘન કરાવવું જોઈએ.

सम्यग् वमन थयुं होय तेने माटे पश्चात्कर्म—

પણ જો તે લક્ષણો દેખાય તો પેયાદિક્રમ કરવો અને લંઘન કરાવવું નહિ. ૨૨,૨૩

पेया वगेरे क्रम करवानो हेतु—

સંશોધનોથી શુદ્ધ થયેલ અને જેના દોષ હરી લેવામાં આવ્યા છે તેવા શરીરધારીનો અગ્નિ મંદ થઈ જાય છે; માટે પેયાદિક્રમનું આચરણ કરવું જોઈએ. ૨૪

तर्पण वगेरे क्रम क्यां करवो—

કફ અને પિત્તની અલ્પ શુદ્ધિ થઈ હોય તો મદ્યપાન કરનારને અને વાતપિત્તના રોગીને તર્પણાદિ ક્રમ કરવો; કારણ કે પેયા તેઓને કિલન્નતા કરે. ૨૫

जीर्णौषधनां लक्षणो—

અનુલોમ વાયુ, સ્વસ્થતા, ભૂખ, તરસ, ઉત્સાહ, મનસ્વિતા, લઘુતા, ઇન્દ્રિયોની ચંચળતા અને ઓડકારની શુદ્ધિ–એ પચી ગયેલ ઔષધનાં લક્ષણ છે. ૨૬

अजीर्णौषधनां लक्षणो—

થાક, દાહ, અંગોની શિથિલતા, ભ્રમ, મૂર્ચ્છા, શિરપીડા, બેચેની અને બલહાનિ–એ ઔષધ પચવામાં બાકી રહેવાનાં લક્ષણ છે. ૨૭

કેવું ઔષધ વ્યાપત્તિ કરે છે—

અકાળે, નાની માત્રામાં, અધિક માત્રામાં, જૂનું, ભાવના વગરનું અને યોગ્ય રીતે સંસ્કાર ન પામેલું ઔષધ જલદી વ્યાપદ કરે છે. ૨૮

વમનવિરેચનની દશ વ્યાપત્તિઓ—

આધ્માન, પરિકર્તિકા, સ્રાવ, હૃદ્ગ્રહ, અંગગ્રહ, જીવાદાન, વિભ્રંશ, સ્તંભ, ઉપદ્રવ અને ક્લમ—એ પરિચારક, ઔષધ, વૈદ્ય અને રોગીની વિગુણતાને લઈ, અયોગ અને અતિયોગથી થતી દશ વ્યાપદ માનેલી છે. ૨૯,૩૦

વમનવિરેચનના યોગ-અતિયોગ અને અયોગનાં લક્ષણો—

સમ્યક્ પ્રવૃત્તિ એ યોગ, અતિપ્રવૃત્તિ એ અતિયોગ અને વિપરીતપણે, બિલકુલ નહિ અથવા થોડા પ્રમાણમાં પ્રવૃત્તિ તે અયોગ થાય. ૩૧

કફના ઉત્કલેશવાળા મનુષ્યે અતિ દુર્ગંધવાળું, અતિશય અહૃદ્ય, બહુ પ્રમાણમાં અને અજીર્ણ પર પીધેલું વિરેચન ઊર્ધ્વગામી બને છે. ૩૨

ભૂખથી પીડિત અને મૃદુ કોઠાવાળા તથા કફના થોડાક જ ઉત્કલેશવાળા મનુષ્યે પીધેલ તીક્ષ્ણ અને ક્ષોભયુકત બનેલ વમન, વિરેચન બની જાય છે. ૩૩

વિપરીત માર્ગે દોષોનું સંપૂર્ણ હરણ ન કરવાથી તેઓની અયોગની સંજ્ઞા થાય છે. તેમાં દોષ કાં તો મુશ્કેલીથી નીકળે છે, કાં તો નીકળતો જ નથી અથવા અલ્પ પ્રમાણમાં નીકળે છે. ૩૪

ઔષધ પીધું હોય છતાં શુદ્ધિ ન થાય તો કર્તવ્ય—

ઔષધ પીધું હોય છતાં શુદ્ધિ ન થાય તો તે પચી જતાં,ફરીથી ઔષધ પીવું; પણ પચ્યું ન હોય તેના પર બીજું ઔષધ પીવું ન જોઈએ; કારણ કે અતિયોગનો ભય રહે. ૩૫

કોઠાની ગુરુતા અને લઘુતા, તથા બળ પણ જાણી લઈને અયોગમાં મૃદુ અથવા તીક્ષ્ણ ઔષધ પણ આપવું. ૩૬

દુર્વમનસાં વમન અને ક્રૂરકોષ્ઠમાં વિરેચન ન આપવું જોઈએ—

જેને ઊલટી ન થતી હોય તેને વમન ઔષધ અને જેનો કોઠો કઠણ છે તેને વિરેચન ઔષધ પાવું ન જોઈએ, અથવા અધિક પ્રમાણમાં પાવું ન જોઈએ; કારણ કે પીવાથી તે વળી તે બન્નેને હણી નાખે. ૩૭

અયોગથી થતી વ્યાપત્તિઓ—

સ્નેહન અને સ્વેદન ન કરેલ શરીરવાળા રૂક્ષ પુરુષને જૂનું ઔષધ દોષોનો ઉત્કલેશ કરી, બહાર કાઢવા સમર્થ થતું નથી; અને વિભ્રંશ, સોજો, હેડકી, ખૂબ અંધકાર દેખાવો, પીંડીઓમાં ગોટલાં ચડવાં, ખજવાળ, ઊરુઓની શિથિલતા અને વિવર્ણતા—એ રોગોને ઉત્પન્ન કરે છે. ૩૮,૩૯

સ્નેહન અને સ્વેદન કરેલ, તથા પ્રદીપ્ત અગ્નિવાળા મનુષ્યને અતિ અલ્પ માત્રામાં આપેલ ઔષધ પચી જતાં અથવા શીત દ્રવ્યોથી સ્તબ્ધ થતાં અથવા દોષ પાકયા વગર પીવેલ ઔષધ દોષોનો ઉત્કલેશ કરીને બહાર કાઢી શકતું નથી અને ઉપર કહ્યા તે જ રોગોને ઉત્પન્ન કરે છે. તે બધો અયોગ જ છે એમ જાણીને બુદ્ધિમાન માણસે તે બાબતમાં કહ્યા પ્રમાણેની ચિકિત્સા કરાવવી. ૪૦,૪૧

તેની ચિકિત્સા—

તેલ અને સિંધાલૂણથી તેને અભ્યંગ કરી તથા પ્રસ્તરસ્વેદથી અને સંકરસ્વેદથી સ્વેદન કરી, ઔષધ પચી ગયા પછી તેને ફરીને ઔષધ પાવું; અથવા ગોમૂત્રસહિત નિરૂહબસ્તિ દેવો. ૪૨

નિરૂહણ થઈ ગયા પછી તેને જાંગલ માંસરસોથી જમાડીને મીંઢળ, પીપર અને દેવદારથી સિદ્ધ કરેલ તેલથી માત્રા અનુસાર અનુવાસન દેવું. ૪૩

વાતહર સ્નેહોથી સ્નેહન કરેલ મનુષ્યનું ફરીથી તીક્ષ્ણ ઔષધથી શોધન કરવું; પણ અતિતીક્ષ્ણ ઔષધથી નહિ; કારણ કે તેથી અતિયોગ થાય છે. ૪૪

અતિયોગથી થતી વ્યાપત્તિઓ—

ભૂખ્યા અને મૃદુ કોઠાવાળાને આપેલ અતિતીક્ષ્ણ ઔષધ મળ, પિત્ત અને કફને જલદી હરી લઈ દ્રવ ધાતુઓનો સ્રાવ કરે છે; અને બલ તથા સ્વરનો ક્ષય, દાહ, કંઠશોષ, ભ્રમ અને તૃષા કરે છે. તેમાં બાકીના ઔષધનું મધુર દ્રવ્યોથી ઉલ્લેખન કરવું. ૪૬

તેમની ચિકિત્સા—

વમનના અતિયોગમાં વિરેચન અને વિરેચનોના અતિયોગમાં વળી વમન થાય તો સારી પેઠે શીતલ પરિષેક અને અવગાહ વગેરેથી તથા કષાય, મધુર, શીતલ, રક્તપિત્ત અને અતિસારનો નાશ કરનાર તથા વળી દાહ અને જ્વર મટાડનાર અન્નપાન અને ઔષધોથી તેનું સ્તંભન કરવું. ૪૭,૪૮

અંજન, ચંદન, કાળો વાળો, બકરાંનું રક્ત અને સાકરના પાણીનો મન્થ લાજાના ચૂર્ણ સાથે પીવો. તે અતિયોગનો શ્રેષ્ઠ હરનાર છે. ૪૯

અથવા વડ વગેરેના શુંગોથી સિદ્ધ કરેલી પેયા મધ સાથે અને મળ કબજીઆત કરનાર ઔષધોથી સિદ્ધ કરેલ દૂધ અને ભોજ્ય પદાર્થ દેવા. ૫૦

અથવા જાંગલ માંસરસોથી ભોજન તથા પિચ્છા-બસ્તિ પ્રશસ્ત છે, અને મધુરગણનાં દ્રવ્યોથી સિદ્ધ કરેલા દૂધથી કાઢેલ ઘીથી અનુવાસન કરવું જોઈએ. ૫૧

વમનના અતિયોગમાં વળી શીતલ જલનો પરિષેક કરી, કફહર દ્રવ્યો સાથે ઘી, મધ અને સાકરસહિત મન્થ પીવો. ૫૨

ખૂબ ઓડકારસહિત ઊલટીમાં અને મૂર્છામાં ધાણા તથા નાગરમોથનું ચૂર્ણ મહુડાં અને રસાંજન સહિત મધમાં મેળવીને ચટાડવું. ૫૩

ઊલટી કરતાં કરતાં જો જીભ અંદર પેસી જાય તો સ્નિગ્ધ, અમ્લ અને લવણ તથા હૃદ્ય યૂષ, દૂધ અને માંસરસથી કોગળા કરવા તે હિતકર છે; અને બીજાં માણસોએ તેની આગળ ખાટાં ફળો ખાવાં. જો જીભ બહાર નીકળી ગઈ હોય તો તલ અને દ્રાક્ષના કલ્કથી તેને લીપીને પાછી પેસાડી દેવી. ૫૪,૫૫

જીભ ઝલાવાના અને વાયુના રોગોમાં બુદ્ધિમાન વૈદ્યે ઘી અને માંસથી સાધિત પાતળી યવાગૂ તથા સ્નેહ અને સ્વેદ દેવાં. ૫૬

વમન પામેલ, વિરેચન પામેલ, મંદ અગ્નિવાળા અને લંઘન કરેલ મનુષ્યે અગ્નિ અને પ્રાણની વૃદ્ધિ માટે પેયાદિક ક્રમનો આશ્રય કરવો. ૫૭

આધ્માન—એ વ્યાપત્તિનું વર્ણન અને ચિકિત્સા—

બહુ દોષવાળા, રૂક્ષ, મંદાગ્નિવાળા અને ઉદાવર્તવાળા મનુષ્યને આપેલ અલ્પ ઔષધ દોષોને ઉત્ક્લિષ્ટ કરી તથા માર્ગો રૂંધીને નાભિપ્રદેશને ખૂબ ફૂલાવે છે; પીઠ-પડખાં અને મસ્તકમાં પીડા કરે છે તથા શ્વાસ, મળ, મૂત્ર અને વાયુનો ભયંકર નિરોધ કરે છે. ૫૮,૫૯

અભ્યંગ, સ્વેદ અને વર્તિ વગેરે, નિરૂહસહિત અનુવાસન અને ઉદાવર્ત મટાડનાર સર્વ ચિકિત્સા આધ્માન રોગી માટે પ્રશસ્ત છે. ૬૦

પરિકર્તિકા—એ વ્યાપત્તિનું વર્ણન અને ચિકિત્સા—

સ્નિગ્ધ અને ભારે કોઠાવાળા મનુષ્યે આમયુક્ત દોષમાં પીધેલ તથા શુષ્ક દેહવાળા, મૃદુ કોઠાવાળા, થાકેલ અને અલ્પ બળવાળા મનુષ્યે પીધેલ બલવાન ઔષધ ગુદામાં જઈ, આમયુક્ત દોષને જલદી દૂર કરી, તીવ્ર શૂલવાળી તથા પિચ્છા અને લોહીયુક્ત વાઢ ઉત્પન્ન કરે છે. ૬૧,૬૨

આમયુક્ત દોષમાં લંઘન, પાચન અને રૂક્ષ, ઉષ્ણ તથા લઘુ ભોજન. અને શુષ્ક દેહવાળા માટેનો સર્વ બૃંહણીય તથા મધુર વિધિ હિતકર છે. ૬૩

આમ પચી જતાં જો વાઢ વગેરે અનુબન્ધ હોય તો ક્ષાર, અમ્લ અને લઘુ ભોજન પ્રશસ્ત છે; અથવા વાયુ અધિક હોતાં હીરાકસીમિશ્રિત અથવા ક્ષાર કે લવણ સાથે દાડમના રસયુકત ઘી પીવું; અથવા અન્નપાનમાં દાડમની છાલથી યુકત ખાટું દહીં પીવું કે દેવદાર અને તલનો કલ્ક ઊના પાણી સાથે પીવો; અથવા પીપળો, ઉંબરો, પીપળ અને કદંબ સાથે ઊકાળેલું દૂધ પીવું. ૬૪-૬૬

અથવા વળી કષાય, મધુર, શીતલ અને પિચ્છાબસ્તિ કે જેઠીમધથી સિદ્ધ કરેલ સ્નેહબસ્તિ દેવરાવવી. ૬૭

परिस्राव-ए व्यापत्तिनुं वर्णन अने चिकित्सा—

બહુ દોષવાળાને આપેલ અલ્પ ઔષધ દોષનો ઉત્કલેશ કરી દોષનો થોડો થોડો સ્રાવ કરે છે અને ખજવાળ, શીફ, કોઢ,ભારેપણું,અગ્નિનો નાશ,સ્તિમિતતા, અરુચિ અને પાંડુતા કરે છે તે પરિસ્રાવ કહેવાય છે. તે દોષનું શમન કરવું જોઈએ કે વમન પણ કરવું જોઈએ અથવા સ્નેહન કરીને ફરીથી તીક્ષ્ણ વિરેચન પાવું જોઈએ. જ્યારે શુદ્ધિ થઈ જાય ત્યારે સંસ્કાર કરેલ ચૂર્ણ, આસવ અને અરિષ્ટો અપાવવાં. ૬૮–૭૦

हृद्ग्रह-ए व्यापत्तिनुं वर्णन अने चिकित्सा—

વેગોને રોકવાથી વાયુ વગેરે કુપિત થઈને ઔષધનું પાન કરનારના હૃદયમાં જઈ ભયંકર હૃદ્ગ્રહ કરે છે. ૭૧

તે રોગી હેડકી, ઉધરસ, પાર્શ્વશૂલ, દીનતા, લાળ અને આંખના વિભ્રમથી યુકત બની, સંજ્ઞાસહિત થઈ દાંત કકડાવતો જીભ કરડે છે. ૭૨

વૈદ્યે તે બાબતમાં ભ્રમમાં પડવું નહિ પણ પિત્તની મૂર્ચ્છાથી પીડિત હોય તો કટુ દ્રવ્યોથી તેને જલદી વમન કરાવવું. ૭૩

તે પછી એના બાકી રહેલ દોષનું પાચનીય દ્રવ્યોથી પાચન કરવું અને તે પછી એના કાયાગ્નિ અને બળનું ક્રમે ક્રમે ઉત્થાન કરવું. ૭૪

અતિવમન કરનાર જેનું હૃદય પવનથી પીડાતું હોય તેને સ્નિગ્ધ, અમ્લ અને લવણ દ્રવ્ય દેવાં અને પિત્ત તથા કફમાં એથી વિપરીત દ્રવ્યો દેવાં જોઈએ.૭૫

अंगग्रह-ए व्यापत्तिनुं वर्णन अने चिकित्सा—

જેણે ઔષધ પીધું છે તેના વેગોના રુંધનથી અથવા કફથી રૂંધાયેલો અથવા સંશોધનના અતિયોગવાળાનો વાયુ સ્તંભ, કંપ, સોય ભોંકવા જેવી પીડા, શિથિલતા, ઉદ્વેષ્ટન અને મન્થન જેવી પીડાસહિત અંગોને ઝાલી લે છે. તેમાં સ્નેહ અને સ્વેદ વગેરે સર્વ વાતહર કર્મ કરાવવું જોઈએ. ૭૬,૭૭

जीवादान-ए व्यापत्तिनुं वर्णन अने चिकित्सा—

મૃદુ કોઠામાં અને થોડા દોષવાળાને આપેલું અતિતીક્ષ્ણ ઔષધ દોષોને હરી, રકતનો ક્ષોભ કરી જીવરકતને હરે છે એટલે બહાર કાઢે છે. ૭૮

તેનાથી એટલે જીવરકતથી મિશ્રિત અન્ન કાગડાને અથવા તો કૂતરાને દેવું. જો તે ખાઈ જાય તો જીવરકત કહેવું અને જો ન ખાય તો રકતપિત્ત ભાખવું. ૭૯

અથવા તેમાં ઝબોળેલા શ્વેત વસ્ત્રને સૂકાવા દઈ, ઊના પાણીથી ધોતાં, રકતપિત્તમાં તે વિવર્ણ થઈ જાય અને જીવરકત હોય તો શુભ્ર થઈ જાય. ૮૦

જીવદાનમાં તૃષા, મૂર્ચ્છા અને મદથી પીડિત તે રોગીની સર્વ પિત્તહર ચિકિત્સા અને અતિયોગમાં જે ક્રિયા હિતકર તે તે સર્વ ક્રિયા મરણ પર્યન્ત કરવી જોઈએ. ૮૧

જીવતાં હરિણ, ગાય, ભેંસ અને બકરીનું તરતનું લીધેલ લોહી જીવન રકતને મળતું હોવાથી પીવું; કારણકે તે તરત જ જીવન રકત બની જાય છે. ૮૨

દર્ભના ચૂર્ણસહિત તે જ લોહીની બસ્તિ દેવી અથવા શ્યામા, કાશ્મર્ય, બોર, ધ્રો અને કાળા વાળા સાથે

ઉકાળેલા દૂધની ઘીના મંડ અને રસાંજનથી યુક્ત કરીને શીતલ બસ્તિ દેવી; અથવા સારી પેઠે શીતલ પિચ્છા-બસ્તિ કે ઘીના મંડનું અનુવાસન દેવું. ૮૩,૮૪

गुदभ्रंश– ए व्यापतिनुं वर्णन अने चिकित्सा––

અને ગુદભ્રંશ થયો હોય તો કષાય દ્રવ્યોથી તેનું સ્તંભન કરી ગુદાને પેસારી દેવી; અને એની સંજ્ઞાના નાશમાં આશ્વાસન અને સંગીતના ધ્વનિ કરાવવા. ૮૫

જ્યારે પીધેલું વિરેચન માત્ર મળ કાઢીને જ બેઠું રહે છે અને વમન માત્ર પીધેલા ઔષધને જ કાઢે છે અને દોષોનો ઉત્ક્લેશ કરી તેને બહાર કાઢતાં નથી ત્યારે પ્રકુપિત થયેલા દોષો ખજવાળ વગેરે રોગો કરે છે તેને વિભ્રંશ માનેલ છે. તેનું ઔષધ વ્યાધિ અનુસાર થાય છે. ૮૬,૮૭

स्तंभ–ए व्यापत्तिनुं वर्णन अने चिकित्सा—

સ્નિગ્ધ મનુષ્યે સ્નેહસહિત પીધેલ તે ઔષધ મૃદુતાને લઈ દોષોથી ઘેરાઈ જાય છે. તેથી દોષોને તે બહાર કાઢતું નથી અને પોતાના સ્થાનથી ખસેલા દોષોનું ઉલટું સ્તંભન કરે છે. ૮૮

વાતરોધ, ગુદસ્તંભ અને શૂલ સાથે જેને થોડું થોડું ક્ષરણ થાય છે તેને લંઘન અને પાચન કરાવ્યા પછી તે તીક્ષ્ણ બસ્તિ કે વિરેચનને યોગ્ય છે. ૮૯

उपद्रवनुं वर्णन अने चिकित्सा—

રૂક્ષ કે અલ્પબળવાળા મનુષ્યે પીધેલું રૂક્ષ વિરેચન વાયુને જલદી કોપાવી ભયંકર ઉપદ્રવો કરે છે. ૯૦

મોહ પામતા મનુષ્યનાં સર્વ અવયવોમાં ભયંકર સ્તંભ અને શૂલ થાય છે; તેમાં સ્નેહ-સ્વેદ વગેરે વાતહર વિધિ આચરવો જોઈએ. ૯૧

क्लम–ए व्यापतिनुं वर्णन अने चिकित्सा—

સ્નિગ્ધ અને મૃદુ કોઠાવાળા પુરુષને આપેલું મૃદુ ઔષધ કફ અને પિત્તનો ઉત્કલેશ કરી અને વાયુનો નિરોધ કરી તન્દ્રા અને ભારેપણાસહિત દુર્બળતા અને અંગોની શિથિલતા કરે છે. માટે તેને તરત બહાર કાઢવું જોઈએ. એમાં લંઘન અને પાચન તથા સ્નિગ્ધ અને તીક્ષ્ણ શોધન હિતકર છે. ૯૨,૯૩

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

આ પ્રમાણે કુશળતારહિત વૈદ્યોએ મનુષ્યોનાં વમન અને વિરેચનની, લક્ષણ અને ચિકિત્સાસહિત વ્યાપદો કહેવામાં આવી છે. આ વ્યાપદો અને અવસ્થાઓને સત્ય સ્વરૂપમાં જાણીને. મનુષ્યોના સદા આરોગ્યની ઇચ્છા-વાળા બુદ્ધિમાન વૈદ્યે સારી રીતે સંશોધન આપવું. ૯૪,૯૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિધ્ધિસ્થાન વિષે 'વમનવિરેચનવ્યાપત્સિધ્ધિ' નામક છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ થયો. ૬

---

## અધ્યાય સાતમો
### બસ્તિવ્યાપત્સિધ્ધિ

बस्तिव्यापत्सिद्धिनो उपक्रम—

"હવે અહીંથી 'બસ્તિવ્યાપત્સિધ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

બુધ્ધિ, ધૈર્ય, ઉદારતા, ગંભીરતા, ક્ષમા, ઇન્દ્રિયદમન અને તપના ભંડાર પુનર્વસુને વિનયયુક્ત શિષ્યગણે પૂછ્યું. ૩

"બસ્તિની કઈ કઈ અને કેટલી વ્યાપદ છે ? તેઓનાં હેતુ અને લક્ષણ શાં છે ? ચિકિત્સા શી છે ?" એ પ્રમાણે પ્રશ્નો સાંભળીને ગુરુએ તેઓને કહ્યું. ૪

बस्तिना असम्यग्योगथी थती बार व्यापत्तिओ—

"અયોગ, અતિયોગ, થાક, આધ્માન, હેડકી, હૃત્પ્રાપ્તિ ઊર્ધ્વગમન, પ્રવાહિકા, શિરોવેદના, અંગવ્યથા,

પરિકર્ત અને પરિસ્રવ–એ બસ્તિનો સમ્યગ્યોગ ન થવાથી ઉત્પન્ન થયેલ બાર વ્યાપદ છે. એ દરેકનાં રૂપ અને ચિકિત્સા તમે ધ્યાનપૂર્વક સાંભળો. ૫,૬

અયોગ, વ્યાપત્તિનું વર્ણન અને ચિકિત્સા––

ભારે કોઠાવાળા, મોટે ભાગે વાયુવાળા, રૂક્ષ કે વધેલ વાયુવાળા પણ મનુષ્યમાં શીતલ,અલ્પ,લવણ સ્નેહ, દ્રવ અને માત્રાવાળી અથવા ઘાટી પણ બસ્તિ તે દોષને ક્ષોભ પમાડી, દુર્બળતાને લઈ બહાર ન કાઢતાં કોઠાનું ભારેપણું, વાત-મૂત્ર અને મળનો રોધ, નાભિ અને મૂત્રાશયમાં પીડા, દાહ, હૃદયલેપ, ગુદામાં સોજો, ખજવાળ, ગુમડાં, વિવર્ણતા, અરુચિ અને અગ્નિમાંદ્ય કરે છે. ૭–૯,

તેમાં ગરમ પ્રમથ્યાનું પાન, જુદા જુદા પ્રકારના સ્વેદ, ફલવર્તિઓ અથવા સમય જોઈને વિરેચન પ્રશસ્ત છે. ૧૦

બીલીનાં મૂળ, નસોતર, દેવદાર, જવ, બોર અને કળથીથી યુક્ત સુરા વગેરે અને ગોમૂત્રથી યુક્ત તથા અગાઉ કહેલ બલા વગેરેના કલ્કથી યુક્ત બસ્તિ તે અયોગ કરનારા વિબંધજનક બસ્તિને હરે છે. ૧૧

અતિયોગ, વ્યાપત્તિનું વર્ણન અને ચિકિત્સા—

સ્નેહન અને સ્વેદન પામેલ મૃદુ કોઠાવાળાને આપેલ અતિતીક્ષ્ણ કે ઉષ્ણ બસ્તિ અતિયોગ કરનાર બને છે. તેનાં લક્ષણ અને ચિકિત્સા બન્ને શોધન એટલે વમન-વિરેચનની સમાન થાય છે. ૧૨

પૃશ્નિપર્ણી, સ્થિરા, પદ્મ, કાશ્મર્ય, જેઠીમધ, બલા, દ્રાક્ષ અને મહુડાંને પીસી દૂધમાં,ચોખાના ધોવરામણમાં તથા દ્રાક્ષ, તપાવી લાલ કરેલ ઢેફું અને જેઠીમધના શીત કષાયોમાં ઘોળી, ઘીસહિત બસ્તિ અતિયોગથી ઉત્પન્ન થયેલ દાહમાં દેવી. ૧૩,૧૪

ક્લમનું વર્ણન અને ચિકિત્સા—

આમ બાકી હોતાં આપેલ મૃદુ નિરૂહથી પ્રેરાયેલ દોષ વાયુના માર્ગને રૂંધે છે અને વાયુને કોપાવી, અગ્નિનો નાશ કરે છે. ૧૫

અને થાક, વિદાહ. હૃદયશૂલ,મોહ, વેષ્ટન તથા ગુરુતા કરે છે. તેનો રૂક્ષ સ્વેદનોથી અને પાચનોથી ઉપચાર કરવો. ૧૬

પીપર, કતૃણ, કાળો વાળો, દેવદાર અને મૂર્વા સાથે ઉકાળેલું પાણી સંચળ મેળવીને પીવું. તે અગ્નિદીપક અને હૃદયનું શોધન કરનાર છે. ૧૭

વજ, સૂંઠ, કપુરકાચલી અને નાની એલચીને દહીંના મંડમાં ઘોળીને પ્રસન્ના, અરિષ્ટ કે આસવ સાથે પીવાં. ૧૮

દેવદાર, ત્રિકટુ, હરડે, ખાખરો, ચિત્રક, કપુરકાચલી અને કઠને પીસીને ગોમૂત્ર સાથે પીવાં; અને તે જ પ્રમાણે અગ્નિદીપક ક્ષાર પણ પીવા. ૧૯

એને દશમૂલથી તૈયાર કરેલ બસ્તિ ગોમૂત્રસહિત દેવી; અથવા દેખાઈ આવે એટલા મીઠાવાળી માધુતૈલિક બસ્તિ ગોમૂત્રસહિત દેવી. ૨૦

આધ્માનનું વર્ણન અને ચિકિત્સા—

મહાદોષવાળા, રૂક્ષ અને ક્રૂર આશયવાળા મનુષ્યને આપેલ અલ્પ વીર્યવાળી બસ્તિ દોષથી ઘેરાઈ જાય છે અને તેનો માર્ગ રોકાઈ જવાથી વાયુનો નિરોધ કરે છે; તેથી વિમાર્ગગામી તે વાયુ આધ્માન, મર્મપીડા, વિદાહ અને ગુરુ કોઠાવાળાને અંડ તથા વંક્ષણની પીડા કરે છે, હૃદયને શૂલથી રોકી લે છે અને આમતેમ દોડે છે. ૨૧,૨૨

તેને અભ્યંગ અને સ્વેદન કરાવી, શ્યામા અને મીંઢળ વગેરેથી, કઠ, પીપર, લવણ અને સરસવથી, તથા ધુંસ, અડદ વજ, સુરાબીજ, જવખાર અને ગોળથી બનાવેલી, હાથના અંગુઠા જેવી તથા વચમાં જવ જેવી વર્તિ તેલ ચોપડીને સ્નેહયુક્ત ગુદામાં રખાવવી; અથવા લવણ, ગૃહધૂમ અને સિદ્ધાર્થકથી કરેલી વર્તિ રખાવવી. ૨૩–૨૫

અથવા બીલી વગેરેની પીલુ, સરસવ અને ગોમૂત્ર-સહિત નિરૂહબસ્તિ દેવી જોઈએ અને સરલ તથા દેવદારથી સિદ્ધ કરેલ અનુવાસન દેવું જોઈએ. ૨૬

હિક્કાનું વર્ણન અને ચિકિત્સા—

મૃદુ કોઠાવાળા અને નિર્બળ મનુષ્યને આપેલ અતિ તીક્ષ્ણ બસ્તિ દોષને અતિ બહાર કાઢતાં હેડકી ઉત્પન્ન કરે છે; તેને હેડકીનાશક અને જે બૃંહણ છે તે હિતકર છે. ૨૭

બલા, સ્થિરા વગેરે, કાશ્મર્ય, ત્રિફળા, ગોળ અને સિંધાલૂણથી તથા પ્રસન્ના અને ખાટા આરનાલથી તેલ પકાવીને અનુવાસન કરવું. ૨૮

પીપર અને સિંધાલૂણ એક કર્ષ જેટલાં લઈ ગરમ પાણી સાથે પીવાં અને વાતહર ધૂમ, ચાટણ, માંસરસ, દૂધ, સ્વેદ અને અન્ન દેવાં. ૨૯

હૃત્પ્રાપ્તિનું વર્ણન અને ચિકિત્સા—

અતિતીક્ષ્ણ, વાયુસહિત કે સરખી રીતે ન દબાવેલ બસ્તિ હૃદયને આઘાત કરે છે; તેમાં કાશ, કુશ અને ઇત્કટ તથા અમ્લસ્કન્ધ અને લવણસ્કન્ધનાં દ્રવ્યો, કેરડાં તથા બોર ઉકાળીને તૈયાર કરેલ બસ્તિ અને વાતહર દ્રવ્યોથી સિદ્ધ કરેલ તેલનું અનુવાસન હિતકર છે. ૩૦,૩૧

ઊર્ધ્વગમનનું વર્ણન અને ચિકિત્સા—

બસ્તિ દીધા પછી વાત-મૂત્ર અને મળના વેગને રોકનારની અથવા બહુ દબાવીને દીધેલ બસ્તિ વેગવાળી હોવાથી મોઢેથી બહાર આવે છે. ૩૨

તેને મૂર્છારૂપી વિકાર થયેલો જોઈને પ્રથમ મોઢા ઉપર શીતલ જલ છાંટવું, પડખાં અને ઉદરને નીચેની તરફ મસળવાં અને તેને પંખો નાખવો. ૩૩

કેશ પકડીને તેને અધ્ધર લટકાવી હલાવવો અને ગાય, ગર્દભ, અશ્વ હાથી, સિંહ, સીપાઈ, સર્પ, ઉંબાડીઆં અને એવા પ્રકારની બીજી બાબતોથી તેને ત્રાસ પમાડવો એટલે બી જવાથી તેને બસ્તિ નીચેની તરફ પ્રવૃત્ત થાય છે. તદુપરાંત મરી ન જાય તેવી રીતે વસ્ત્રથી કે હાથથી ગળું રૂંધવું; કારણ કે પ્રાણ અને ઉદાન રોકાવાથી અપાન વાયુ પોતાનો અતિપ્રસિદ્ધ માર્ગ નીચેની તરફનો લઈ તે બસ્તિને એકદમ નીચે ખેંચી જાય છે. ૩૪-૩૬

તે પછી સોપારીનો એક કર્ષ જેટલો કલ્ક, અમ્લ દ્રવ્યોથી યુક્ત પાવો. તે ઉષ્ણતા, તીક્ષ્ણતા અને સરતાને લઈ તેની બસ્તિનું અનુલોમન કરે છે. ૩૭

જો બસ્તિ પક્વાશયમાં રહેલી હોય તો સ્વેદન કરીને દશમૂલની નિરૂહબસ્તિ દેવી અને જવ, બોર તથા કળથીથી તૈયાર કરેલ ગોમૂત્રસાધિત બસ્તિ દેવી. ૩૮

જો બસ્તિ ઉર:પ્રદેશમાં રહેલી હોય તો બિલ્વાદિ પંચમૂલથી સિદ્ધ કરેલ બસ્તિ ઇષ્ટ છે અને જો વીર્ય દ્વારા મસ્તકમાં રહેલ હોય તો નસ્ય, ધૂમપાન અને સરસવથી મસ્તકનું લેપન ઇષ્ટ છે. ૩૯

પ્રવાહિકાનું વર્ણન અને ચિકિત્સા—

મહાદોષવાળાં મનુષ્યને સ્નેહન તથા સ્વેદન કરાવ્યા પછી મૃદુ અને અલ્પ ઔષધવાળી બસ્તિ ઉત્ક્લેશ કરીને દોષને અલ્પ પ્રમાણમાં હરે છે અને પ્રવાહિકાના રોગને ઉત્પન્ન કરે છે. ૪૦

અથવા વાયુનો નિરોધ થવાથી તે પ્રાણી બસ્તિથી ઉત્પન્ન થયેલા સોજાસહિત અને જાંઘ તથા ઊરુની શિથિલતાસહિત વારંવાર કરાંઝે છે એટલે વેગને મારે બળ કરે છે. ૪૧

તેને લંઘન કરાવી સ્વેદન તથા અભ્યંગ અને શોધક તથા આનુલોમિક નિરૂહો આપવા અને રેચ લીધેલ મનુષ્ય જેવો આહારવિહાર રખાવવો. ૪૨

શિર:શૂલનું વર્ણન અને ચિકિત્સા—

દુર્બલ, ક્રૂર કોઠાવાળા અને તીવ્ર દોષયુક્ત પુરુષને આપેલ પાતળી, મૃદુ, શીત અને અલ્પ બસ્તિ દોષથી ઘેરાઈ જાય છે, તેનાથી પરાભવ પામેલ વાયુ માર્ગો દ્વારા અંગોમાં દોડતાં, ઉપર તરફ જતાં, મસ્તકમાં રોકાઈ જાય છે અને ડોક તથા મન્યાઓને ઝાલી લે છે તથા માથાને અને કંઠને ભેદે છે એટલે ભેદન જેવી પીડા કરે છે. ૪૩,૪૪

બાધિરતા, કાનમાં અવાજ, સળેખમ અને નેત્ર-વિભ્રમ કરે છે. તેને તેલ અને લવણથી વિધિપુરઃસર અભ્યંગનો પ્રયોગ કરવો; પ્રધમન નસ્યોથી અને ધૂમ-પાનથી એવું શિરોવિરેચન કરવું; તથા સ્નેહન કરી, તીક્ષ્ણ અને આનુલોમિક ભોજન કરાવી અનુવાસન દેવું. ૪૫,૪૬

અંગશૂલનું વર્ણન અને ચિકિત્સા—

સ્નેહન અને સ્વેદન આપ્યા વિના જેને ગુરુ અને તીક્ષ્ણ અને અતિમાત્રામાં બસ્તિનો પ્રયોગ કરવામાં આવે તેને અતિપ્રમાણમાં પ્રવૃત્તિ થાય. ૪૭

તેના દોષો સ્રવી જતાં અતિપ્રમાણમાં નિરૂહ પામેલ અને તેથી સ્તબ્ધ અને ઉદાવર્તયુક્ત કોઠાવાળા તેનો વાયુ પરાભવ પામે છે. ૪૮

તેથી તે વાયુ વિલોમ ગતિ થતાં, દેહધારીનાં અંગોને ગાત્રવેષ્ટન, સોય ભોંકાવા જેવી પીડા, ફાટ, અંગ ફરકવાં અને બગાસાંસહિત પીડા કરે છે. ૪૯

તેને તેલ અને સિંધાલૂણનો અભ્યંગ કરી, પાણીથી પરિષેક કરવો અને એરંડાનાં પાંદડાંના ક્વાથથી તથા પ્રસ્તરસ્વેદથી સ્વેદન કરાવવું. ૫૦

જવ, કુળથી, બોર તથા બન્ને પંચમૂળને બે આઢક જલમાં પકાવી, ચતુર્થાંશ બાકી રાખી તેમાં બીલી, ઉષ્ણ તેલ અને લવણ નાખી તેનાથી નિરૂહણ કરવું. નિરૂહ પામેલ તેને આશ્વાસન આપી પાણીની કોઠીમાં નવરાવવો. ૫૧,૫૨

તે પછી તેને જમાડીને જેઠીમધથી સિદ્ધ કરેલ તેલથી અથવા બીલીથી સિદ્ધ કરેલા તેલથી વૈદ્યે તેનું અનુવાસન કરાવવું. ૫૩

પરિકર્તિકાનું વર્ણન અને ચિકિત્સા—

મૃદુ કોઠાવાળા અને અલ્પ દોષવાળા મનુષ્યને આપેલ રૂક્ષ, તીક્ષ્ણ અને અતિમાત્રામાં બસ્તિ દોષોને જલદી બહાર કાઢી વાઢ ઉત્પન્ન કરે છે. ૫૪

અને બસ્તિના નિર્લેખનથી ત્રિકપ્રદેશ, વંક્ષણ અને બસ્તિ પ્રદેશનો ત્રોડ, નાભિની નીચે પીડા, કબજિયાત અને થોડો થોડો મળ આવવાનું થાય છે. ૫૫

તેમાં શેરડી વગેરે મધુર અને શીતલ ઔષધો સાથે ઊકાળેલા દૂધની જેઠીમધ અને તલના કલ્ક સાથે બસ્તિ દેવી અને ભોજનમાં દૂધ આપવું. ૫૬

રાળ, જેઠીમધ જિંગિની, કર્દમ અને રસાંજનને દૂધમાં ઘોળી બસ્તિ દેવી અને ભોજનમાં અમ્લતા દેખાઈ આવે એવા મૃદુ પદાર્થ આપવા. ૫૭

પરિસ્રવનું વર્ણન અને ચિકિત્સા—

પિત્તરોગમાં આપેલ અમ્લ, ઉષ્ણ, તીક્ષ્ણ કે લવણ બસ્તિ લેખન કરે છે, ગુદાને હાનિ પહોંચાડે છે, અને વિદાહ ઉત્પન્ન કરે છે. ૫૮

વિદાહ પામેલ તે રક્ત અને અનેક વર્ણવાળાં પિત્તનો ગુદાદ્વારા સ્રાવ કરે છે. તેને સ્રાવ બહુ વેગથી થાય અને તેથી તે વારંવાર બેભાન બને છે. ૫૯

શેમળાની લીલી સાંઠીને ખાંડીને બકરીના દૂધમાં ઊકાળી, ઘીથી યુક્ત કરી, તેને શીતલ બસ્તિ દેવરાવવી. ૬૦

આ કલ્પના વટાદિકના પલ્લવોમાં, જવ અને તલમાં, સુવર્ચલા અને ઉપોદિકામાં તથા કર્બુદારમાં પ્રશસ્ત છે. ૬૧

ગુદામાં જે શીતલ અને મધુર પરિષેચન તથા પ્રલેપ થતા હોય તે, તથા રક્તપિત્ત અને રક્તાતિસારનો નાશ કરનાર ચિકિત્સા અહીં પ્રશસ્ત છે. ૬૨

વસ્તિની મૃદુતા અને તીક્ષ્ણતા કેમ કરવી—

સમય અનુસાર ગોમૂત્ર, પીલુ, ચિત્રક, લવણ, ક્ષાર અને સરસવથી બસ્તિની તીક્ષ્ણતા અને દૂધ વગેરેથી બસ્તિની મૃદુતા કરવી જોઈએ. ૬૩

બસ્તિ સર્વ શરીરના મળને હરે છે તેમાં બે દૃષ્ટાન્ત—

આકાશમાં રહેલો સૂર્ય જેવી રીતે ધરતીના રસને હરે છે તેવી રીતે બસ્તિ પક્વાશયમાં રહી રહી પગનાં તળિયાંથી માંડી માથા સુધીના દોષોને પોતાના વીર્યથી હરે છે. ૬૪

વસ્ત્ર જેવી રીતે કસુંબાથી મિશ્રિત પાણીમાંથી રંગ હરી લે છે તેવી રીતે નિરૂહ, પીગળેલા દેહમાંથી મળોને બહાર કાઢે છે. ૬૫

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના શ્લોક—

આમ બસ્તિની આ વ્યાપદો લક્ષણ અને ઔષધસહિત કહી બતાવી. તે બસ્તિઓને સંપૂર્ણપણે જાણીને પ્રયોગ કરનાર કદી પણ ભૂલ કરતો નથી. ૬૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'બસ્તિવ્યાપત્સિદ્ધિ' નામક સાતમો અધ્યાય સંપૂર્ણ થયો. ૭

---

## અધ્યાય આઠમો

### પ્રાસૃતયોગિકા સિદ્ધિ

પ્રાસૃતયોગીયસિદ્ધિનો ઉપક્રમ—

"હવે અહીંથી 'પ્રાસૃતયોગીયસિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

સુકોમળ મનુષ્યોના અને કામથી તૂટી ગયેલ મનુષ્યોના સ્નેહન કરનાર અને મૃદુ નિરૂહો પ્રસૃત-પ્રમાણ દ્વારા જુદા કહીશ. ૩

વાતઘ્ન અને બલ-વર્ણ કરનાર નિરૂહ—

દૂધ બે પ્રસૃત લેવું અને મધ, તેલ તથા ઘી ત્રણ પ્રસૃત લઈ, ઝેરણીથી મથીને આપેલ બસ્તિ વાતનાશક અને બલ તથા વર્ણ કરનાર છે.

વાતનાશક નિરૂહ—

તેલ, પ્રસન્ના, મધ અને ઘી એક એક પ્રસૃત, બિલ્વાદિમૂલનો કવાથ બે પ્રસૃત, કળથીનો કવાથ બે પ્રસૃત; આ બસ્તિ વાતહર છે. ૫

બીજો વાતનાશક નિરૂહ—

પંચમૂલનો કવાથ પાંચ પ્રસૃત, તેલ બે પ્રસૃત, મધ અને ઘી એક એક પ્રસૃત; આ બસ્તિ સ્નેહન કરનાર અને વાયુનાશક છે. ૬

શુક્રવર્ધક નિરૂહ—

સિંધાલૂણ અરધો કર્ષ, મધ, તેલ, દૂધ અને ઘી એક એક પ્રસૃત અને હપુષા એક કર્ષ; આ નિરૂહ પરમ વીર્યવર્ધક છે. ૭

પંચતિક્ત નિરૂહ—

પટોલ, લીંબડો, કરિયાતું, રાસ્ના અને સપ્તપર્ણનો કવાથ ચાર પ્રસૃત, ઘી એક પ્રસૃત; એને સરસવના કલ્ક સાથે મેળવી, આપેલો આ પંચતિક્ત નિરૂહ પ્રમેહ, અભિષ્યન્દ અને કોઢનો નાશ કરનાર છે. ૮,૯

ક્રિમિનાશક નિરૂહ—

વાવડિંગ, ત્રિફલા, સરગવો, મીંઢળ, મોથ અને ઉંદરકનીનો કવાથ પાંચ પ્રસૃત તથા તેલ એક પ્રસૃત; તેઓને મથીને વાવડિંગ અને પીપરના કલ્કસહિત આપેલ આ નિરૂહ ક્રિમિનાશક છે. ૧૦

વીર્યવર્ધક નિરૂહ—

પયસ્યા, શેરડી, સ્થિરા, રાસ્ના અને વિદારીકંદનો કવાથ એક એક પ્રસૃત, મધ એક પ્રસૃત, ઘી એક પ્રસૃત; તેમાં પીપરનો કલ્ક નાખી આપેલી બસ્તિ વીર્યની વૃદ્ધિ કરનાર છે. ૧૧

ભેદન નિરૂહ—

તેલ, ગોમૂત્ર, દહીંનો મંડ અને ખાટી કાંજી કુલ ચાર પ્રસૃત; તેમાં સરસવનો કલ્ક મેળવી આપેલી બસ્તિ મલરોધ અને આનાહને તોડનાર છે. ૧૨

મૂત્રકૃચ્છ્રહર નિરૂહ—

ગોખરુ, પાષાણભેદ અને એરંડાનો કવાથ તથા તેલ અને સુરાસવ કુલ પાંચ પ્રસૃત; તેમાં જેઠીમધ, કૌન્તી, પીપર અને સાકરનો કલ્ક મેળવી આપેલ બસ્તિ

મૂત્રકૃચ્છ્ર અને આનાહમાં ઉત્તમ છે. પ્રસ્તુત પ્રમાણ અનુસાર આ નવ નિરૂહો લવણસહિત અને નવશેકા આપવા જોઈએ. ૧૩,૧૪

मृदु बस्तिथी जड थयेलने माटे तीक्ष्ण निरूह; तीक्ष्ण बस्तीथी कृश थयेलने आस्थापन--

મૃદુ બસ્તિથી જડ થયેલ મનુષ્યને બીજી તીક્ષ્ણ બસ્તિની આવશ્યકતા રહે છે; અને તીક્ષ્ણ બસ્તિથી કૃશ થયેલાને મધુર આસ્થાપનની જરૂર રહે છે. ૧૫

गुदादाह वगेरेमां द्राक्षादि योग—

વાતદોષવાળા મનુષ્યને ઉષ્ણ બસ્તિઓથી જો ગુદાનો દાહ વગેરે થાય તો દોષોનું અનુલોમન કરનાર નસોતરનો કલ્ક દ્રાક્ષના પાણી સાથે આપવો. ૧૬

કારણ કે તે પિત્તના મળને તથા વાયુને હરીને દાહ વગેરેને જીતે છે.

बस्तिथी शुद्ध थयेलने माटे यवागूविधान—

શુદ્ધિ થયા પછી મનુષ્યે સાકરયુકત ઠંડી યવાગૂ પીવી. ૧૭

मळ क्षीण थयेल होय तेनी चिकित्सा—

અથવા અતિશય વિરેચન થયું હોય અને મળ ક્ષીણ થઈ ગયો હોય તો તેણે અડદના યૂષ સાથે કુલ્માષ ખાવા અથવા મદ્ય કે સુરા પીવી. ૧૮

अतिसारना छत्रीस भेदो—

અરુચિવાળો મનુષ્ય જો શૂલસહિત, આમયુકત અને અડદના જેવા ગંધવાળો મળ કરે તો તેણે મોથ, અતિવિષ, કડ઼, તગર, દેવદાર અને વજ પીવાં. ૧૯

જેને પાકેલા મળ, વાત, રકત, પિત્તઅથવા કફનો અતિસાર થાય તેને માટે પોતપોતાના મળ વગેરેના વર્ગનાં ઔષધોથી બસ્તિ શ્રેષ્ઠ ઔષધ છે. ૨૦

એના સંસર્ગથી આ છ અતીસારના ત્રીસ ભેદ થાય છે; મૂળના છ સાથે છત્રીસ થયેલા તેઓને ઉપદ્રવ-યુક્ત પણ જાણવા. ૨૧

अतिसारना उपद्रवो--

શૂલ, પ્રવાહિકા, આધ્માન, દાહ, અરુચિ, જ્વર, તૃષા, ઉષ્ણતા, દાહ અને મૂર્ચ્છા વગેરે એઓના ઉપદ્રવ જાણવા. ૨૨

ते उपद्रवोनो नाश करनारा योगो—

તેમાં આમના અતીસારમાં ત્રિકટુ, અમ્લ દ્રવ્ય અને લવણથી યુકત પાચન આપવું જોઈએ; કારણ કે આમમાં પાચન પ્રશસ્ત છે, બસ્તિનો તો નિષેધ કરવામાં આવે છે. ૨૩

મળના અતીસારમાં વાતનાશક તથા ગ્રાહી વર્ગનાં દ્રવ્યોથી બસ્તિ આપવી પ્રશસ્ત છે અને વાયુના અતીસારમાં સ્વાદુ, અમ્લ અને લવણ દ્રવ્યોથી યુક્ત બસ્તિ પ્રશસ્ત છે. ૨૪

રકતના અતીસારમાં બકરાં વગેરેના રકતથી, પિત્તમાં કષાય-મધુર અને તિકત દ્રવ્યોથી તથા કફના અતિસારમાં કષાય, કટુ અને તિકત દ્રવ્યોથી બસ્તિ આપવી જોઈએ. ૨૫

મળ અને વાયુ સાથે આમનો અને આમની સાથે મળ અને વાયુનો સંસર્ગ થતાં ત્રિકટુ, અમ્લ દ્રવ્ય અને લવણથી યુકત અન્તરપાન પાચન આપવું જોઈએ. ૨૬

પિત્તની સાથે આમનો અથવા રકતની સાથે આમનો અથવા તો આમની સાથે વળી તે બન્નેનો સંસર્ગ થતાં ત્રિકટુ, મધુર દ્રવ્ય અને તિકત દ્રવ્યનું અન્તર-પાન હિતકર છે. ૨૭

તથા કફના સંસર્ગવાળા આમમાં કષાય, ત્રિકટુ અને તિકત દ્રવ્યનું તથા આમની સાથે કફના સંસર્ગમાં ત્રિકટુ, કષાય અને લવણથી યુકત પાચન હિતકર છે. ૨૮

વાયુની સાથે મળનો કે પિત્તનો સંસર્ગ થતાં અને મળ તથા પિત્તની સાથે વાયુનો સંસર્ગ થતાં મધુર, અમ્લ અને કષાય દ્રવ્યોની બસ્તિ ઉત્તમ છે. ૨૯

મળ અને રક્તના, પિત્ત અને મળના, તથા રક્ત અને પિત્તના એક બીજાના સંસર્ગમાં કષાય-સ્વાદુ અને તિક્ત દ્રવ્યોની બસ્તિ આપવી જોઈએ. ૩૦

કફની સાથે મળ કે પિત્તનો, અને મળ-પિત્ત તથા રક્તની સાથે કફનો સંસર્ગ થતાં ત્રિકટુ, તિક્ત અને કષાય દ્રવ્યોની બસ્તિ ઉત્તમ છે. ૩૧

વાયુની સાથે કફનો સંસર્ગ થતાં ત્રિકટુ, તિક્ત અને અમ્લ દ્રવ્યની બસ્તિ અને રક્તની સાથે કફનો સંસર્ગ થતાં સ્વાદુ, ત્રિકટુ અને તિક્ત દ્રવ્યની બસ્તિ આપવી જોઈએ. ૩૨

કફના સંસર્ગવાળા વાયુમાં ત્રિકટુ, અમ્લ દ્રવ્ય અને લવણની બસ્તિ થાય અને વાયુ સાથે પિત્તનો સંસર્ગ થતાં મધુર, અમ્લ અને તિક્ત દ્રવ્યોની બસ્તિ કરવી જોઈએ. ૩૩

अतिसारमां कहेल क्रमनो बीजे पण उपयोग करवो—

આ જ પ્રમાણે ત્રણ, ચાર અને પાંચના સંસર્ગની પણ કલ્પના કરવી જોઈએ. અતિસારના વિષયમાં કહેલી આ યુક્તિ સર્વેય રોગોમાં સમજવી. ૩૪

आम वगेरे छना संसर्गनी चिकित्सा—

છએના એક સાથે સંસર્ગમાં છયે રસોનું પાચન આપવું જોઈએ, પણ આમ સિવાયના પાંચના સંસર્ગમાં છ રસની બસ્તિ કહેલી છે. ૩૫

अतिसारने हरनार घी—

ઊંબરાના શલાટુ, જાંબુ, આંબા અને ઊંબરાની છાલ, શંખ, સર્જરસ, લાખ અને કર્દમ એક એક પલ લઈ, તેઓને પીસી, તેઓની સાથે પ્રસ્થ એક ઘી બમણા દૂધમાં પકાવવું. સર્વ અતિસારોમાં એ બલ અનુસાર પીવું. ૩૬,૩૭

अतिसारने हरनार यवागू—

કચ્છુરા, ધાતકી, બીલી, સમંગા, લાલ શાળ, મસૂર અને પીપળાનાં કૂંપળોને પાણી સાથે ઊકાળીને યવાગૂ કરી શકાય. ૩૮

તે જ પ્રમાણે કાચો ઊંબરો, કટ્વંગ, સમંગા અને પીપળનાં પલ્લવોથી તથા મસૂર, ધાવડીનાં ફૂલ અને બલાથી પણ યવાગૂ થાય. ૩૯

સ્થિરા વગેરેના, બલા વગેરેના કે શેરડી વગેરેના પણ કવાથોમાં મસૂરસહિત જુદી જુદી યવાગૂઓ થાય. ૪૦

કચ્છુરાનાં મૂળ અને શાળ આદિ તંદુલોથી સાધિત, ખાટાં દહીં-તક્ર-આરનાલ અને દૂધમાં અથવા તો શેરડીના રસમાં સાધિત, સાકર અને મધસહિત શીતલ યવાગૂઓ સર્વ અતિસારનો નાશ કરનાર છે. ઘી, મરી અને જીરાં-સહિત મધુર કે લવણયુક્ત પણ કલ્યાણકારક છે. ૪૧,૪૨

अतिसारनुं चिकित्सासूत्र—

એ બાબતમાં શ્લોકો છે—

વાયુમાં સ્નિગ્ધ, અમ્લ, લવણ અને મધુર અન્તર-પાન અને નવશેકી બસ્તિ; તથા પિત્તમાં અને રક્તમાં શીત, તિક્ત, કષાય અને મધુર પાન અને બસ્તિ અપાય છે. ૪૩

કફમાં તિક્ત, ઉષ્ણ, કષાય અને કટુ; મળમાં સંગ્રાહી અને વાતહર; આમમાં પાચન પાન અને રક્તમાં પિચ્છાબસ્તિઓ અને રક્તબસ્તિઓ આપવી જોઈએ. ૪૪

મિશ્ર અને દ્વન્દ્વ વગેરેના યોગોવાળો પણ અતિસાર કહી દેખાડ્યો. તેમાં ઉપદ્રવની અધિકતા અનુસાર દોષોનો ઉપચાર કરવો જોઈએ. ૪૫

अध्यायार्थसंग्रह—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

'પ્રસૃતસિદ્ધિ'માં વ્યાપદની ચિકિત્સાસહિત પ્રાસૃતિક નિરૂહો તથા અતિસારમાં હિતકર નિરૂહો, રસ, કલ્પ, ઘૃત અને યવાગૂઓ ગુરુએ કહી બતાવ્યાં છે. ૪૬

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિ-સંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'પ્રાસૃતયોગીયસિદ્ધિ' નામક આઠમો અધ્યાય સંપૂર્ણ થયો. ૮

---

# અધ્યાય નવમો

## ત્રિમર્મીયા સિદ્ધિ

ત્રિમર્મીયા સિદ્ધિનો ઉપક્રમ—

"હવે અહીંથી 'ત્રિમર્મીયા સિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

મર્મની સંખ્યા; તેમાં ત્રણ મર્મની પ્રધાનતા—

હે અગ્નિવેશ ! આ શરીરમાં સ્કન્ધ અને શાખાઓને આશ્રયે રહેલાં એક સો સાત મર્મ છે. તેમાંના કોઈ એકમાં પીડા થતાં ચેતનાધાતુના વિશેષ સંબંધને લઈ અધિક પીડા થાય છે. તેમાં શાખામાં રહેલાં મર્મ કરતાં સ્કન્ધમાં રહેલાં મર્મ વધારે પ્રધાનતાવાળાં છે; કારણ કે શાખાઓ તેઓને આશ્રયે છે. સ્કન્ધમાં રહેલાં મર્મ કરતાં પણ હૃદય, બસ્તિ અને મસ્તક વધારે પ્રધાન છે; કારણ કે તેઓ શરીરનું મૂળ છે. ૩

હૃદય-બસ્તિ અને શિર-એ પ્રધાન મર્મોનું વર્ણન—

ત્યાં જેમ આરા પૈડાની નાભિમાં રહેલા છે તેમ દશ ધમનીઓ, પ્રાણ, અપાન, મન, બુદ્ધિ, ચેતના અને મહાભૂતો હૃદયમાં રહેલાં છે; અને જેમ કિરણો સૂર્યમાં રહેલાં છે તેમ ઇન્દ્રિયો અને ઇન્દ્રિય પ્રાણવહ સ્રોતો માથામાં રહેલાં છે. વળી જેમ મહાસાગર નદીઓનો આશ્રય છે તેમ સ્થૂલગુદ, અંડ, સેવની, શુક્રવહ અને મૂત્રવહ નાડીઓની વચ્ચે મૂત્રનું ધારણ કરનાર બસ્તિ જલવહ સર્વ સ્રોતોનો આશ્રય છે. સૂર્યનાં કિરણથી જેમ આકાશ વ્યાપ્ત થાય છે તેમ તેની સાથે સંબંધ ધરાવતા અને મર્મ કહેવાતા ઘણા સ્રોતોથી આ શરીર વ્યાપ્ત છે. ૪

પ્રધાન મર્મના આઘાતનાં સાધારણ લક્ષણો—

તે ત્રણમાંના કોઈ એકના પણ નાશથી તરત જ શરીરનો નાશ થાય છે; આશ્રયના નાશને લઈ આશ્રયે રહેલાંનો પણ વિનાશ થાય. તેઓને નુકશાન થવાથી અતિશય ભયંકર રોગો ઉત્પન્ન થાય છે; માટે બહારના પ્રહારથી અને વાતાદિકથી તેઓની ખાસ કરીને રક્ષા કરવી જોઈએ. ૫

પ્રધાન મર્મના આઘાતનાં વિશેષ લક્ષણો—

તેમાં હૃદયને અભિઘાત થતાં કાસ, શ્વાસ, બલક્ષય, કંઠશોષ, ક્લોમનું ખેંચાવું, જીભ નીકળી પડવી, મુખશોષ, તાલુશોષ, અપસ્માર, ઉન્માદ, બબડાટ અને સંજ્ઞાનાશ વગેરે થાય. માથામાં અભિઘાત થવાથી મન્યાસ્તંભ, અર્દિત, નેત્રવિભ્રમ, મોહ, ઉદ્વેષ્ટન, ચેષ્ટાનાશ, કાસ, શ્વાસ, હનુગ્રહ, મૂંગાપણું, ગદ્ગદતા, આંખ વીંચાઈ જવી, ગંડોનું ફરકવું, બગાસાં આવવાં, લાળનો સ્રાવ થવો, સ્વરભેદ અને મોઢું વાંકું થઈ જવું વગેરે થાય. બસ્તિમાં પ્રહાર લાગતાં વાત-મૂત્ર અને મળની રૂકાવટ, વંક્ષણ-મૂત્રેન્દ્રિય અને બસ્તિમાં શૂલ, કુંડલ, ઉદાવર્ત, ગુલ્મ, વાતાષ્ઠીલા, બસ્તિનો ઉપસ્તંભ, નાભિ-કુક્ષિ-ગુદા અને શ્રોણિ પ્રદેશનું ઝલાઈ જવું વગેરે થાય. વાતાદિકના આક્રમણ પામેલ એઓનાં લક્ષણ તેઓની ચિકિત્સાની વિધિસહિત ચિકિત્સાસ્થાનમાં કહી દેવામાં આવ્યાં છે. ૬

વધાં મર્મોની વાતથી વિશેષ રક્ષા કરવી જોઈએ—

પરંતુ આ મર્મોને ખાસ કરીને વાયુથી રક્ષવાં જોઈએ; કારણ કે વાયુ પિત્ત અને કફને પ્રેરવામાં હેતુરૂપ અને પ્રાણનું મૂલ છે. તે બસ્તિકર્મ વડે સૌથી સાધ્ય છે; માટે મર્મોની રક્ષામાં બસ્તિકર્મ જેવું કોઈ કર્મ નથી. તેમાં વિમાનસ્થાનમાં કહેલ છ આસ્થાપન-સ્કન્ધ અને બે અનુવાસન સ્કન્ધ, અહીં કહેલ બસ્તિઓ અને વાતરોગની ચિકિત્સાને બુદ્ધિથી વિચાર કરી મહા મર્મોની રક્ષા માટે પ્રયોજવાં જોઈએ. ૭

વાતથી દુષ્ટ મર્મોની ચિકિત્સા—

ફરીને વળી હૃદય પર વાયુનું આક્રમણ થતાં હિંગના ચૂર્ણને લવણોમાંના એકના ચૂર્ણ સાથે યુક્ત કરી, બીજોરાંના રસ સાથે અથવા બીજા અમ્લ રસ સાથે કે હૃદ્ય રસ સાથે પાવું. પીવા માટે સ્થિરા વગેરે હ્રસ્વ પંચમૂલનો ક્વાથ સાકરસહિત બીલી વગેરે પંચમૂલના

ક્વાથમાં સિદ્ધ કરેલ યવાગૂ અને હૃદ્રોગમાં કહેલ ચિકિત્સા પીવા માટે પ્રયોજવાં. મસ્તક પર વાયુનું આક્રમણ થતાં અભ્યંગ, સ્વેદન, ઉપનાહ, સ્નેહપાન, નસ્યકર્મ, અવપીડન અને ધૂમ વગેરેનો પ્રયોગ કરવો. બસ્તિ પર વાયુનું આક્રમણ થતાં કુંભીસ્વેદ, વર્તિઓ, શ્યામા વગેરેથી ગોમૂત્રમાં સિદ્ધ કરેલ નિરૂહ-પીલી-વગેરેથી સુરામાં સિદ્ધ કરેલ નિરૂહ, શરમૂલ-કાશ-શેરડી-દર્ભ અને ગોખરુનાં મૂલ સાથે ઊકાળેલા દૂધમાં ત્રપુસ-એર્વારુ અને ખરાશ્વાનાં બીજ, જવ, ઋષભક અને વૃદ્ધિનો કલ્ક મેળવી, સિદ્ધ કરેલ નિરૂહ અને તેની પર દેવદારથી સિદ્ધ કરેલા તેલથી અનુવાસન, વિરેચન માટે તિલ્વકનું ઘી; શતાવરી, ગોખરુ, બૃહતી, કંટકારિકા, ગળો, સાટોડી, કાળો વાળો, બે સારિવા, લોધ્ર, શ્રેયસી, કુશમૂલ અને કાશમૂલના ક્વાથથી ચારગણા દૂધમાં બલા, વૃષ, ઋષભક, ખરાશ્વા, કાળીજીરી, વત્સક, ત્રપુસ, એર્વારુકનાં બીજ, શિતિવારક, જેઠીમધ, વજ, શતપુષ્પા, પાષાણભેદ, સાટોડી અને મીંઢળના કલ્કથી સિદ્ધ કરેલા તેલથી ઉત્તરબસ્તિ દેવી; અથવા તો શુદ્ધિ, સ્નેહન અને સ્વેદન કરાવી બસ્તિશૂલ અને મૂત્રવિકારને હરનાર નિરૂહ દેવો. ૮

મર્મોનું પાલન કેમ કરવું—

એ બાબતમાં શ્લોકો છે—

મનુષ્યોના પ્રાણ હૃદય, મસ્તક અને બસ્તિમાં રહેલા છે. તેથી તેઓના રક્ષણ માટે હંમેશાં પ્રયત્ન કરવો જોઈએ. ૯

મર્મને નુકશાન થાય તેવી બાબતનો ત્યાગ, સ્વસ્થ-વૃત્તનું નિત્ય પાલન અને ઉત્પન્ન થયેલ મર્મરોગનો નાશ કરવો એ મર્મોનું પરિપાલન છે. ૧૦

અપતન્ત્રકની સંપ્રાપ્તિ અને લક્ષણો—

અહીંથી આગળ હવે 'ત્રિમર્મીય' ચિકિત્સાધ્યાયમાં મર્મજન્ય જે વિકારો કહેવામાં આવ્યા નથી તેમાંના કેટલાક તેઓનાં ઔષધસહિત કહીશ. ૧૧

પોતાના કોપક હેતુઓથી કોપેલ વાયુ પોતાના સ્થાનથી ઉપર તરફ જાય છે અને હૃદયમાં જઈ પીડા કરતો કરતો મસ્તકમાં અને શંખદેશમાં જઈ પીડા કરતો કરતો અંગોને ધનુષની માફક નમાવી દે છે અને આક્ષેપ તથા મોહ કરે છે, અંગોને નમાવે છે અને આંચકી લાવે છે તથા ઉચ્છ્વાસને રોકે છે. રોગી મુશ્કેલીથી શ્વાસ લે છે, આંખો સ્તબ્ધ થાય છે અને મીંચાઈ જાય છે તથા દરદી કબૂતરની પેઠે ઘૂઘવે છે અને તે સંજ્ઞારહિત બને છે. તે અપતન્ત્રક કહેવાય છે.

अपतानककी संप्राप्ति अने लक्षणो—

દૃષ્ટિને જડ કરી, સંજ્ઞાનો નાશ કરી અને દરદી ગળાથી ઘૂઘવાટ કરે છે, તથા વાયુ હૃદયને છોડી દે ત્યારે મનુષ્ય સ્વસ્થ થઈ જાય છે અને વળી આક્રમણ કરે ત્યારે પાછો બેભાન થાય છે તેને કેટલાક અપતાનક કહે છે. ૧૨-૧૫

अपतन्त्रक अने अपतानकनुं चिकित्सासूत्र—

કફ અને વાતથી રૂંધાયેલા તેના શ્વાસને તીક્ષ્ણ પ્રધમન નસ્યો વડે મુક્ત કરવો જોઈએ; જ્યારે તે ચેતનાવહ ધમનીઓ મુક્ત થાય છે ત્યારે તે ભાનમાં આવે છે. ૧૬

अपतन्त्रक अने अपतानकमां शिरोविरेचन—

મરી, સરગવાનાં બીજ, વાવડિંગ અને મરવો એનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને શિરોવિરેચન તરીકે દેવું. ૧૭

अपतन्त्रक अने अपतानकमां पान—

વળી હૃદયગ્રહ અને અપતન્ત્રકમાં નેપાળી ધાણા, હરડે, હીંગ, પુષ્કરમૂળ અને ત્રણ લવણ એટલે સિંધાલૂણ, સંચળ, બીડલવણના ચૂર્ણને જવના ક્વાથ સાથે કે ષડંગ વિધિથી તૈયાર કરેલ પાણી સાથે પીવું. ૧૮

हिंग्वादि योग—

હિંગ, અમ્લવેતસ, સૂંઠ, સંચળ અને દાડમનું ચૂર્ણ

પીવું; કારણ કે અપતન્ત્રકમાં વાત અને કફનો નાશ કરનાર તથા હૃદ્રોગ મટાડનાર ચિકિત્સા હિતકર છે. ૧૯

अपतन्त्रक अने अपतानकमां तीक्ष्ण शोधनवस्तिनो निषेध—

સર્વથા શોધક તીક્ષ્ણ બસ્તિઓ તેને હિતકર નથી; સંચળ, હરડે અને ત્રિકટુથી સિદ્ધ કરેલ ઘી તેને માટે હિતકર છે. ૨૦

तन्द्रानुं निदान अने संप्राप्ति—

મધુર-સ્નિગ્ધ અને ભારે અન્નના સેવનથી, ચિન્તનથી, શ્રમથી, શોકથી અને વ્યાધિના લાંબા વખતના અનુબન્ધથી વાયુ વડે પ્રેરાયેલ આ કફ જ્યારે હૃદય પર ઘેરો ઘાલી, હૃદયના જ્ઞાનાદિક આશ્રિત ભાવોને આવરી લે છે ત્યારે તન્દ્રા ઉત્પન્ન થાય છે. ૨૧,૨૨

तन्द्रानां लक्षणो—

હૃદયમાં વ્યાકુળતા થવી,વાણી-ચેષ્ટા અને ઇન્દ્રિયોની ગુરુતા તથા મન અને બુદ્ધિની પ્રસન્નતાનો અભાવ એને તન્દ્રાનું લક્ષણ માન્યું છે. ૨૩

तन्द्रानुं चिकित्सासूत्र—

તેમાં કફહર શોધન, સંશમનો, વ્યાયામ, રકતમોક્ષણ અને કટુતિકત ભોજન કરવાં જોઈએ. ૨૪

तेर मूत्रदोषोनां नाम—

મૂત્રૌકસાદ, મૂત્રજઠર, મૂત્રકૃચ્છ્ર, મૂત્રોત્સંગ, મૂત્રક્ષય મૂત્રાતીત, વાતાષ્ઠીલા, વાતબસ્તિ, ઉષ્ણમારુત, વાતકુંડલિકા. મૂત્રગ્રન્થિ, વિડ્ઘાત અને બસ્તિકુંડલ એ તેર મૂત્રના દોષો છે. તેઓને લક્ષણ અનુસાર સાંભળ. ૨૫,૨૬

मूत्रौकसादनां निदान, लक्षण अने चिकित्सा—

વાયુથી જ્યારે પિત્ત, કફ અથવા બન્ને, બસ્તિમાં સંઘાત પામે છે ત્યારે રાતો, પીળો કે ઘાટો અથવા દાહસહિત શ્વેત, ઘટ્ટ કે સર્વ લક્ષણથી યુકત પેશાબ ઊતરે છે, તે રોગને મૂત્રૌકસાદ જાણવો; અને પિત્ત તથા કફ હરનાર ઔષધોથી તેને જીતવો. ૨૭,૨૮

मूत्रजठरनां निदान, लक्षण अने चिकित्सा—

વેગ રોકવાથી પરાભવ પામેલું અને વાયુથી ઉદાવર્તયુકત થયેલું મૂત્ર જ્યારે ઉદરને ભરી દે છે ત્યારે કારણ જણાયા વગર વેદના થવા લાગે છે, સાથે અપચો તથા મૂત્ર અને મળનો રોધ થવાથી તેને મૂત્રજઠર કહેવો. તેના ઉપર મૂત્રનું વિરેચન કરનાર ચિકિત્સા યોજવી. ૨૯,૩૦

'ત્રિમર્મીય' અધ્યાયમાં કહેલું હિંગુદ્વિરુત્તરચૂર્ણ મૂત્ર અને ઉદરનો આનાહ તથા ગુદા અને શિશ્નનો આધ્માન મટાડે છે. ૩૧

मूत्रकृच्छ्रनां निदान, लक्षण अने चिकित्सा—

મૂત્રનો વેગ આવવા છતાં મૈથુન કરવાથી, વાયુ વડે વિક્ષિપ્ત થયેલું અને પોતાના સ્થાનથી ખસેલું વીર્ય મૂત્રની પહેલાં કે પછીથી સ્રવે છે તેને મૂત્રકૃચ્છ્ર કહેવામાં આવે છે. ૩૨

मूत्रोत्संगनां निदान अने लक्षणो—

શિશ્નછિદ્રની વિગુણતા અને વાયુના આક્ષેપને લઈ થોડુંક મૂત્ર મણિસન્ધિમાં રોકાઈ રહે છે; બાકી રહેલા મૂત્રથી ભારે થઈ ગયેલ શિશ્નવાળા તેનું તે મૂત્ર પાછળથી વેદના વિના કે અતિશય વેદનાસહિત તૂટી ધારે સ્રવે છે તે મૂત્રોત્સંગ કહેવાય છે. ૩૩

मूत्रसंक्षयनां निदान अने लक्षणो—

વાયુને લઈ મૂત્ર સૂકાઈ જતાં વાતલક્ષણયુક્ત મૂત્રક્ષય થાય છે. ૩૪

मूत्रातीतनां निदान अने लक्षणो—

લાંબા વખત સુધી ધારણ કરી મૂત્ર કરનારનું મૂત્ર જલદી ઊતરતું નથી અથવા ઊતરે છે તો ધીમે ધીમે; તેને મૂત્રાતીત કહેવામાં આવે છે. ૩૫

મૂત્રાષ્ઠીલાનાં નિદાન અને લક્ષણો—

વાયુ બસ્તિ તથા ગુદાને રોકી તેઓનું આધ્માન કરી, ચલ-ઉપસેલી-તીવ્રવેદનાયુક્ત અને મૂત્રમાર્ગને તથા મળમાર્ગને રૂંધનાર અષ્ઠીલા એટલે ગાંઠ ઉત્પન્ન કરે છે. ૩૬

વાતવસ્તિનાં નિદાન અને લક્ષણો—

મૂત્ર ધારણ કરનારને વેગ રોકવાથી બસ્તિમાં પ્રકોપ પામેલો વાયુ મૂત્રરોધ. વેદના અને ખજવાળ કરે છે; તેથી તે વાતબસ્તિ કહેવાય છે. ૩૭

ઉષ્ણવાતનાં નિદાન અને લક્ષણો—

બસ્તિ અને મૂત્રેન્દ્રિયમાં પીડા અને દાહ કરનાર ઉષ્ણવાત ઉષ્ણતાયુક્ત મૂત્રને ગરમીથી સૂકાવીને રાતું, પીળું મૂત્ર મુસ્કેલીએ ઊતારે છે. ૩૮

વાતકુંડલિકાનાં નિદાન અને લક્ષણો—

મૂત્રની ગતિના રોધથી ઉદાવર્તવાળો તે દુષ્ટ વાયુ મૂત્રસ્થાનમાં અને મૂત્રમાર્ગમાં ભગ્ન એટલે પરાભવ પામેલ, વ્યાવિદ્ધ એટલે વક્ર અને કુંડલી એટલે કુંડાળાના આકારનો બની, મૂત્રનો વિઘાત કરે છે; સ્તંભ, ભંગ જેવી વેદના, ગુરુતા, ઉદ્વેષ્ટન, તીવ્ર પીડા, મૂત્રરોધ અને મળરોધથી તેને વાતકુંડલિકા જાણવી. ૩૯,૪૦

રક્તગ્રન્થિનાં નિદાન અને લક્ષણો—

વાત અને કફથી દૂષિત થયેલું રકત બસ્તિદ્વારમાં ભયંકર ગાંઠ ઉત્પન્ન કરે છે. તે ગાંઠથી રોકાઈ જવાને લઈ તે દરદી મુસ્કેલીથી પેશાબ કરે છે અને પથરીના જેવાજ શૂલવાળા તેને રકતગ્રન્થિ કહે છે. ૪૧-૪૨

વિડ્વિઘાતનાં નિદાન અને લક્ષણો—

રૂક્ષ અને દુર્બળ મનુષ્યોનો મળ જ્યારે વાયુથી ઉપર તરફ જઈ મૂત્રના સ્રોતમાં પહોંચે છે ત્યારે વિષ્ટાના સંસર્ગવાળું હોવાથી, વિષ્ટાના ગંધવાળું મૂત્ર મનુષ્યને મુસ્કેલીથી ઊતરે છે તેને વિડ્વિઘાત જાણવો. ૪૩

વસ્તિકુંડલનાં નિદાન અને લક્ષણો—

જલદી માર્ગ ચાલવાથી, પરિશ્રમથી, પ્રહાર લાગવાથી અને બહુ દબાવાથી બસ્તિ પોતાના સ્થાનથી ઉંધી પડીને મોટી મોટી ગર્ભ જેવી આવી રહે છે. ૪૪

ત્યારે શૂલ, સ્પન્દન અને દાહથી પીડાયેલ મનુષ્યને ટીપું ટીપું પેશાબ ઉતરે છે; પણ બસ્તિદેશને દબાવવાથી સ્તંભ, ઉદ્વેષ્ટન અને પીડાથી યુક્ત તે ધાર છોડે છે. ૪૫

પ્રબળ પવનવાળા, બુદ્ધિરહિત વૈદ્યથી ઘણુંખરું ન અટકે એવા, અને શસ્ત્ર તથા વિષની ઉપમા આપી શકાય એવા તે ભયંકર રોગને બસ્તિકુંડલ કહે છે. ૪૬

જો તે પિત્તયુક્ત હોય તો દાહ, શૂલ અને મૂત્રની વિવર્ણતા થાય છે; અને કફથી ભારેપણું, સોજો તથા સ્નિગ્ધ-ઘટ અને ધોળો પેશાબ થાય છે. ૪૭

જે બસ્તિનું છિદ્ર કફથી રૂંધાયું હોય કે પિત્તની પ્રબલતા હોય તે સાધ્ય નથી; જેનું છિદ્ર રૂંધાયું ન હોય અને જે કુંડાળું ન વળી ગઈ હોય તે સાધ્ય છે. ૪૮

બસ્તિ કુંડાળું વળી ગઈ હોય તો હૃદયનો મોહ અને શ્વાસ થાય છે. ૪૮½

મૂત્રાઘાતની ચિકિત્સા—

દોષની અધિકતા જોઈને એઓને મૂત્રકૃચ્છ્ મટાડનાર ઔષધોથી જીતવા જોઈએ; અને બસ્તિ તથા ઉત્તર-બસ્તિ સર્વેયમાં આપવી જોઈએ. ૪૯½

ઉત્તરવસ્તિનો વિધિ—

ઉત્તરબસ્તિનું પુષ્પનેત્ર સોનાનું અને લીસું હોવું જોઈએ; જાઈ અને કરેણના ફૂલની ડાંડલી સમાન સૂક્ષ્મ અને ગાયના પૂંછડા સમાન આકૃતિવાળું હોવું જોઈએ; અથવા રૂપાનું અને સરસવ જેવડા છિદ્રવાળું એ કર્ણિકાવાળું અને બાર આંગળનું હોવું જોઈએ. ૫૦,૫૧

બકરાની બસ્તિથી યુક્ત તેના વડે અરધો પલ સ્નેહ અંદર દાખલ કરવો; અથવા વયના ભેદ અનુસાર સ્નેહની માત્રા કલ્પી સ્નેહ દાખલ કરવો. ૫૨

નહાયેલ, માંસરસ સાથે કે દૂધ સાથે ભોજન કરેલ, મળમૂત્રનો ત્યાગ કરી આવેલ, ગોઠણ જેટલી ઊંચી કોમળ પીઠ પર સુખપૂર્વક સીધા બેઠેલ મનુષ્યના હર્ષયુક્ત શિશ્નમાં ઘી ચોપડેલ શલાકા વડે જવાના માર્ગને શોધીને જો તે અટક્યા વગર અંદર ચાલી જાય તો શિશ્ન જેટલા પ્રમાણમાં પુષ્પનેત્રનો પ્રવેશ કરાવવો અને ગુદાની બસ્તિની પેઠે સેવનીની સીધાણમાં મૂત્રમાર્ગે ઉત્તરબસ્તિ દેવી. ૫૩,૫૪

અતિશય અંદર ગયેલું નેત્ર બસ્તિને નુકશાન કરે, ઓછું ગયું હોય તો સ્નેહ ધારેલ સ્થળે પહોંચતો નથી; માટે સુખેથી દાબી, કંપ વગર બસ્તિ દેવી અને નેત્ર પાછું ખેંચવું. ૫૬

બસ્તિ જો પાછી આવે તો બીજી અને ત્રીજી વાર પણ આપવી; અને આવે નહિ તો તેની ઉપેક્ષા કરવી; પણ રાત આખી ચાલી જાય છતાં જો પાછી ન આવે તો પીપર, લવણ, ગૃહધૂમ, અઘેડો, સરસવ, વાર્તાકુનો રસ, નિર્ગુંડી, ગરમાળો અને સહાચરને ગોમૂત્ર તથા અમ્લ દ્રવ્યો સાથે પીસીને, ગોળ નાખી વર્તિ બનાવી, અંદર દાખલ કરાવી. આ વર્તિ આગલા ભાગમાં સરસવના આકારની અને પાછલા અરધા ભાગમાં મૂળમાં અડદ જેવડી, પુષ્પનેત્ર જેટલી લાંબી, ઘી ચોપડેલ, કોમળ અને ભાંગી ન જાય તેવી હોવી જોઈએ. મૂત્રનાડીમાં નેત્ર જેવી અને ગુદામાં અંગુઠા જેવડી હોવી જોઈએ. ૫૭–૬૦

તે બન્ને વર્તિથી સ્નેહ જ્યારે પાછો આવે ત્યારે અનુવાસનવિધિ કરવી જોઈએ; તેની પરહેજી, વ્યાપદ અને સમ્યગયોગનાં લક્ષણ પણ જાણવાં જોઈએ. ૬૧

સ્ત્રીઓને ઉત્તરવસ્તિ આપવાનો નિષેધ––

સ્ત્રીઓનો તે ઉપચાર તો આર્તવ સમયે કરવો જોઈએ; કારણ કે ગર્ભાશય ત્યારે ખુલી ગયું હોવાથી સુખેથી તે સ્નેહને ગ્રહણ કરે છે. ૬૨

ત્યારે પવન જીતાઈ જતાં યોનિ જલદીથી ગર્ભ ધારણ કરે છે. બસ્તિજન્ય વિકારોમાં, યોનિના વિભ્રંશથી ઉત્પન્ન થયેલ વિકારોમાં, તીવ્ર યોનિશૂલમાં, યોનિની વ્યાપદમાં, રક્તપ્રદરમાં, મૂત્ર બિલકુલ ન આવતું હોય તેમાં અને વળી ટીપું ટીપું મૂત્ર આવતું હોય તેમાં, પોતપોતાનાં ઔષધથી સંસ્કાર કરેલ ઉત્તરબસ્તિ દેવી જોઈએ. ૬૩–૬૪½

યુવાન સ્ત્રીઓની બસ્તિના પુષ્પનેત્રનું પ્રમાણ દશ આંગળ, મૂત્રસ્રોત જેટલી પરિધિ અને મગ પેસી જાય તેવડું છિદ્ર હોવું જોઈએ. ૬૫½

સ્ત્રીઓના યોનિમાર્ગમાં દાખલ કરવું હોય તો ચાર આંગળ અને મૂત્રમાર્ગમાં બે આંગળ પણ બાળકીને એક આંગળ દાખલ થાય તેમ કરવું જોઈએ. ૬૬½

ચત્તી સૂતેલીના સક્થિઓને બરાબર સંકોચીને એને પૃષ્ઠવંશની સીધાણમાં સુખપૂર્વક બસ્તિનેત્ર દાખલ કરવું. ૬૭½

બસ્તિકર્મમાં એક રાતદિવસમાં બે વાર, ત્રણ વાર કે ચાર વાર સ્નેહની યોજના કરવી જોઈએ; અને બસ્તિ આપી દીધા પછી વધારે જાડી વર્તિ દેવી જોઈએ. ૬૮½

સ્નેહની માત્રા વધારતા જવી અને આ કર્મ ત્રણ રાત કરવું. ત્રણ દિવસ પછી વળી આ જ વિધિથી ઉત્તરબસ્તિનું કર્મ કરવું. ૬૯½

શંખકનાં નિદાન, લક્ષણો અને ચિકિત્સા—

અહીંથી હવે શિરોરોગનો કાંઈક ભેદ કહેવામાં આવશે. ૭૦

દૂષિત થયેલાં રક્ત, પિત્ત અને વાયુ શંખદેશમાં પરસ્પર મળીને તીવ્ર પીડા, દાહ, રતાશ તથા ભયંકર સોજો ઉત્પન્ન કરે છે. ૭૧

શંખક નામનો તે વિષના જેવો રોગ મસ્તક તથા ગળાને એકદમ રૂંધી, ત્રણ રાતમાં તો જીવિતનો અવશ્ય નાશ કરે છે. ૭૨

જો દરદી ત્રણ દિવસથી વધારે જીવે તો અસાધ્ય છે એમ કહી શિરોવિરેચન, પરિષેક અને વિસર્પ મટાડનાર જે સર્વ છે તેનાથી ચિકિત્સા કરવી. ૭૩

અર્ધાવભેદકનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા—

રૂક્ષ ભોજન, અતિ ભોજન, ખાધા ઉપર ખાવું, પૂર્વવાત, ઝાકળ, મૈથુન, વેગોનો નિરોધ, પરિશ્રમ અને વ્યાયામથી કુપિત થયેલો વાયુ એકલો જ અથવા કફ-સહિત બની, અરધા માથાને ઝાલી લઈ, પછી મન્યા, ભ્રમર, શંખ, કાન, આંખ અને અરધા લલાટમાં શસ્ત્ર કે અરણિમન્થન જેવી તીવ્ર અતિશય વેદના કરે છે તે અર્ધાવભેદક કહેવાય છે. જો તે અતિશય વધેલો હોય તો આંખ કે કાનનો પણ વિનાશ કરે છે. ૭૪–૭૬

ચારે સ્નેહોની ઉત્તમ સંપૂર્ણ માત્રા, શિરોવિરેચન, કાયવિરેચન, નાડીસ્વેદ, જૂનું ઘી, અનુવાસન રૂપ બસ્તિ-કર્મ, ઉપનાહ, શિરોબસ્તિ અને ડામ દેવા, તથા સળેખમ અને શિરોરોગમાં જે ચિકિત્સા બતાવી છે તે સર્વ અહીં પ્રશસ્ત છે. ૭૭,૭૮

સૂર્યાવર્તનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા—

વેગો રોકવાથી તથા અજીર્ણ વગેરેથી દૂષિત થયેલાં રક્ત અને વાયુ મસ્તિષ્કને દૂષિત કરે છે; અને દૂષિત થયેલું તે બન્નેથી સંસર્ગ પામીને સૂર્યના ઉદય વખતે કિરણના સંતાપથી ધીમે ધીમે દ્રવ બની ખસવા લાગે છે; તેથી દિવસે દિવસના વધવાની સાથે માથાનું શૂલ પણ વધતું ચાલે છે. ૭૯,૮૦

દિવસ ક્ષીણ થતાં ત્યારે મસ્તિષ્ક ઘટ થવા લાગતાં તે શાન્ત થાય છે તે સૂર્યાવર્ત કહેવાય છે. તેમાં જમ્યા ઉપર ઘી, શિરોવિરેચન, કાયવિરેચન, માથા પર ત્રણ સ્નેહ એટલે ઘી-તેલ અને વસાનું ધારણ, જાંગલ માંસોનો ઉપનાહ, ઘી અને દૂધનું પરિષેચન, તથા મોર-તેતર અને લાવ વગેરે સાથે ઊકાળેલા દૂધમાંથી કાઢેલા ઘીને જીવનીયગણના કલ્કથી આઠગણા દૂધમાં સિદ્ધ કરીને નસ્ય કરાવવું એ ઉપાયો છે. ૮૧–૮૩

અનન્તવાતનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા--

ઉપવાસ, અતિશોક તથા અતિ રૂક્ષ, શીત અને અલ્પ ભોજનથી દૂષિત થયેલા ત્રણે દોષો મન્યા, પીઠ અને છાતીમાં તીવ્ર વેદના કરે છે. તે વેદના આંખ, ભ્રમર અને શંખદેશમાં આવી રહે છે. ગંડસ્થલના પડખેના ભાગનું ફરકવું, નેત્રરોગ અને હનુગ્રહ પણ થાય છે તે અનન્તવાત કહેવાય છે. તેને સિરામોક્ષણ અને સૂર્યાવર્તનાશક ઔષધોથી મટાડવો. ૮૪–૮૫½

શિરઃકંપનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા--

રૂક્ષ વગેરે હેતુઓથી કુપિત થયેલો વાયુ માથાનો કમ્પ ઉત્પન્ન કરે છે. તેમાં ગળો, બલા, રાસ્ના, મહાશ્વેતા અને અશ્વગંધાથી સ્નેહન અને સ્વેદન વગેરે વાતનાશક કર્મ તથા તર્પણ નસ્ય પ્રશસ્ત છે. ૮૬,૮૭

નસ્યકર્મના ગુણો—

શાસ્ત્ર જાણનારે શિરોરોગમાં નસ્યકર્મ કરવું જોઈએ; કારણ કે નાક એ મસ્તકનું દ્વાર છે. તે માર્ગે તે ઔષધ મસ્તકમાં વ્યાપીને તેઓ રોગોને હણે છે. ૮૮

નસ્યકર્મના ભેદો—

નસ્યકર્મ નાવન, અવપીડ, ધ્માપન, ધૂમ અને પ્રતિમર્શ—એ પાંચ પ્રકારે નસ્યકર્મ જાણવું જોઈએ. ૮૯

નાવન સ્નેહન અને શોધન એ બે પ્રકારનું સમજવું, અને અવપીડ, શોધન તથા સ્તંભન એ બે પ્રકારે માનેલ છે. ૯૦

જે ચૂર્ણનું નાસિકામાં ધ્માપન એટલે ફૂંકવું તે દેહના સ્રોતોનું શોધન કરનાર છે. શમનાદિક જે ધૂમ અગાઉ કહ્યો છે તે ત્રણ પ્રકારનો જાણવો. ૯૧

પ્રતિમર્શ એ દોષરહિત અને બન્ને કામ એટલે સ્નેહન અને વિરેચન કરનાર સ્નેહ છે. આ પ્રમાણે તે નસ્યકર્મ ત્રણ પ્રકારનું છે-રેચન, તર્પણ અને શમન. ૯૨

नस्यकर्म कया रोगमां करवुं जोईए—

સ્તંભ, સ્પર્શાજ્ઞાન અને ભારેપણું વગેરે જે કફ-જન્ય શિરોરોગો છે તેમાં શિરોવિરેચનરૂપ નસ્યકર્મ પ્રશસ્ત છે. ૯૩

અને આથાને કમ્પ તથા અર્દિત વગેરે જે વાત-પ્રધાન રોગો છે તેમાં મસ્તકના તર્પણરૂપ નસ્યકર્મ પ્રશસ્ત છે. ૯૪

રક્તપિત્ત વગેરે રોગોમાં શમન નસ્ય ઇષ્ટ છે, અને ધ્માપન તથા ધૂમપાન તેઓને માટે યોગ્ય મનુષ્યોનું કહેલ છે. ૯૫

विरेचन नस्य कयां द्रव्योथी बनाववुं--

(દોષાદિકની પરીક્ષા કરીને જ વૈદ્યે સરખી રીતે નસ્યકર્મ કરાવવું.)

મસ્તકના વિરેચન માટે વિમાનસ્થાનમાં જે ફળ વગેરે ઔષધદ્રવ્યો કહ્યાં છે તેનું ચૂર્ણ બનાવવું અને તેનાથી શિરોવિરેચનરૂપ સ્નેહ પકાવવો. ૯૬½

तर्पण नस्य कयां द्रव्योथी बनाववुं--

મધુરસ્કન્ધમાં જે ઔષધદ્રવ્ય કહેલ છે તેનાથી સ્નેહ સિદ્ધ કરીને, બનાવટો જાણનાર વૈદ્યે તર્પણ નસ્યકર્મ કરવું. ૯૭

अवपीडन आपवानो विधि--

જેણે મળ-મૂત્રત્યાગ વગેરે આવશ્યક કર્મ અગાઉથી કરી લીધેલું છે એવા, સારી રીતે બિછાવેલ શય્યામાં સુખપૂર્વક ચત્તા સૂતેલ, માથું કાંઈક લટકતું રાખેલ અને પગ કંઈક ઊંચા રાખેલ મનુષ્યને સવારે કે મધ્યાહ્ને બુદ્ધિમાન વૈદ્યે નસકોરામાં તર્પણ સ્નેહ દેવો. માથુ નીચું ન રાખેલ મનુષ્યને નસ્ય માથામાં પહોંચતું નથી. ૯૮-૧૦૦

માથું બહુ જ નીચું રાખેલ હોય તેને નસ્ય મસ્તિષ્કમાં ભરાઈ જાય છે. માટે એ પ્રમાણે સૂતેલ મનુષ્યના મસ્તકનું શુદ્ધિ માટે સ્વેદન કરવું. ૧૦૧

સ્વેદન કરીને ડાબા અંગુઠાના વેઢાથી નાકને ઊંચું કરી જમણા હાથ વડે પ્રણાડીથી એટલે નસ્ય દેવાની નળીથી કે પોતાંથી બન્ને નસકોરાંમાં એક સમાન નસ્ય સ્નેહ, વિધિ અનુસાર દેવો. તે કરી લેતાં ફરીને સ્વેદન કરાવવું અને કફસહિત તે સ્નેહને ફરીફરીને બહાર કાઢયે જવો. તે પ્રમાણે કરવાથી સ્નેહ અંદર ટકતો નથી. ૧૦૨,૧૦૩½

સ્વેદનથી ઉત્કલેશિત થયેલો કફ નસ્યકર્મ માટે નજીક આવ્યો હોય છે તે પાછો સ્નેહની શીતલતાને લઈ મસ્તકમાં ઘટ્ટ બની જાય છે; તેથી કાન, મન્યા અને ગળા વગેરેમાં વિકાર કરનાર બને છે. ૧૦૪,૧૦૫

તેથી નસ્યકર્મ કર્યા પછી કફનાશક ધૂમનું પાન કરવું, હિતકર અનાજ ખાવું, પવનના ઝપાટા વગરનાં અને ઉષ્ણ સ્થાનનું સેવન કરવું અને ઇન્દ્રિયોને નિયમમાં રાખવી. ૧૦૬

प्रध्मापनना प्रयोगनो विधि—

અવપીડનો આ વિધિ કરવો; પણ પ્રધ્માપનનો વિધિ આ છે; ૭ આંગળની નળી વડે મુખથી તે ચૂર્ણ નસકોરામાં ફૂંકવું. ૧૦૭

શિરોવિરેચન થઈ ગયા પછી તેને ગરમ પાણી પાવું અને વાયુના ઝપાટા વગરના સ્થાનમાં રાખી, હલકું તથા ત્રણે દોષથી વિરુદ્ધ ન હોય તેવું ભોજન તન્દ્રારહિત વૈદ્યે કરાવવું. ૧૦૮

नस्यकर्मनी व्यापत्ति अने चिकित्सा—

શિરોવિરેચનથી શુદ્ધ થયેલ મનુષ્ય જે દોષના કોપક હેતુનું સેવન કરે છે તે દોષ ત્યાં વિચરતો વિચરતો પોતાના ઘણા રોગોને ઉત્પન્ન કરે છે. ૧૦૯

વિચક્ષણ વૈદ્યે તે રોગોમાં પોતપોતાની અનુસાર

કહેલ ચિકિત્સા કરવી; અને અકાળે કરેલ શિરોવિરેચનથી ઉત્પન્ન થયેલ રોગોની તેઓની અનુસાર ચિકિત્સા કરવી. ૧૧૦

અજીર્ણમાં, ભોજન કર્યા પછી, પાણી પીને, વાદળીઆ દિવસે, નવા સળેખમમાં, નાહ્યા પછી, સ્નેહપાનમાં અને અનુવાસનમાં સ્નેહન નસ્ય કફજન્ય ઘણા રોગો કરે છે. તેમાં સર્વ તીક્ષ્ણ અને ઉષ્ણ વગેરે કફહર વિધિ હિતકારક છે. ૧૧૧,૧૧૨

શુષ્ક દેહવાળા, વિરેચન પામેલ, ગર્ભિણી અને વ્યાયામથી પરાભવ પામેલ તથા તરસમાં આપેલ રૂક્ષ નસ્યથી કોપેલ વાયુ પોતાના રોગોને ઉત્પન્ન કરે છે. ૧૧૩

તેમાં સ્નેહન, બૃંહણ અને સ્વેદન વગેરે સર્વ વાતહર વિધિ હિતકર છે અને ગર્ભિણીને તો ઘી અને દૂધ ખાસ કરીને હિતકર છે. ૧૧૪

જ્વર અને શોકથી અતિશય સંતાપ પામેલ અને મદ્ય પીનારના શિરોવિરેચનથી થયેલા તિમિર રોગને રૂક્ષ તથા શીતલ અંજનોથી, લેપોથી અને પુટપાકોથી મટાડવો. ૧૧૫

પ્રતિમર્શના ગુણો—

સ્નેહન અને શોધન એમ બે પ્રકારનું નસ્ય માનેલ છે. પણ પ્રતિમર્શ નસ્યનું કામ કરે છે અને દોષ કરનાર નથી. ૧૧૬

પ્રતિમર્શના પ્રયોગનો વિધિ--

દરરોજ સવારે અને સાંજે સ્નેહભરી આંગળી નસ્ય તરીકે દેવી; પણ તે સ્નેહ ઊંચો ચઢાવી જવો નહિ. નીરોગ મનુષ્યોને માટે તે પ્રતિમર્શ શિર-કપાલ વગેરેની દઢતા કરનાર છે. ૧૧૭

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારના બે શ્લોક—

જે કારણે ત્રણ મર્મો મુખ્ય છે, તેઓને અભિઘાત થતાં તેઓનાં લક્ષણ અને ચિકિત્સા, તેઓના રોગના ભેદો અને તેનાં ઔષધ, ઉત્તરબસ્તિની વિધિ અને નસ્યકર્મની વિધિ તથા તેઓની વ્યાપદ અને તેનાં ઔષધ-એ સર્વ 'મર્મ' નામક સિદ્ધિમાં કહી બતાવવામાં આવ્યાં છે. ૧૧૮,૧૧૯

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'ત્રિમર્મીય સિદ્ધિ' નામક નવમો અધ્યાય સંપૂર્ણ થયો. ૯

---

## અધ્યાય દશમો

### બસ્તિસિદ્ધિ

બસ્તિસિદ્ધિનો ઉપક્રમ—

"હવે અહીંથી 'બસ્તિસિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

હે અગ્નિવેશ ! તે તે રોગ પર કહેલ સિદ્ધ બસ્તિઓની વૈદ્યોને સફળતાદાયક સિદ્ધિ હું કહું છું તે તું સાંભળ. ૩

બળ વગેરેના વિભાગ પ્રમાણે આપવામાં આવેલ બસ્તિ બધા રોગોને દૂર કરે છે—

બલ, દોષ, કાલ, રોગ અને પ્રકૃતિના વિભાગ કરી પોતપોતના ઔષધવર્ગથી સરખી રીતે યોજેલી બસ્તિઓ પોતપોતાના રોગોને કબજે કરે છે. ૪

બસ્તિના ગુણો--

જલદી અને સુખપૂર્વક શોધન કરનાર હોવાથી, જલદી અપતર્પણ અને તર્પણના યોગને લઈ તથા હાનિકારક ન હોવાથી બસ્તિ સમાન બીજું કોઈ કર્મ નથી. ૫

વિરેચનની અપેક્ષાએ બસ્તિ શ્રેષ્ઠ છે—

વિરેચનમાં દોષહરતા હોવા છતાં પણ કટુ, તીક્ષ્ણ

અને ઉષ્ણ વગેરે ઔષધો લેવાથી દુઃખ, ઓડકાર, ઉત્કલેશ અને અહૃદ્યતા અને કોઠામાં પીડા થાય છે. ૬

ધાતુ અને બલ પૂરાં પ્રાપ્ત ન થયાં હોવાથી બાળક અને ધાતુ તથા બલ ઓછાં થઈ ગયાં હોવાથી વૃધ્ધ–એ બન્ને વિરેચનને યોગ્ય નથી. તેઓને માટે આસ્થાપન જ સર્વ કામ સાધનાર ઉત્તમ કર્મ છે. ૭

તે મનુષ્યોને બલ, વર્ણ, હર્ષ, મૃદુતા અને અંગોમાં સ્નિગ્ધતા જલદી આપે છે. ૭½

बस्तिना भेदो—

તે બસ્તિ ત્રણ પ્રકારની છે. અનુવાસન, નિરૂહ અને ઉત્તરબસ્તિ. ૮

क्यां केवी बस्ति आपवी—

શાખાવાતથી પીડિત તથા સંકોચ, સ્તબ્ધતા અને અંગભંગના રોગીઓને તથા મળરોધ, આધ્માન, અરુચિ અને વાઢ વગેરે રોગોમાં તે પ્રશસ્ત છે. ૯

વિચાર કરીને ગરમીથી પીડાતા મનુષ્યોને શીતલ અને ઠંડીથી પીડાતા મનુષ્યોને નવશેકી બસ્તિઓ, તેઓને યોગ્ય ઔષધથી યુક્ત કરી પ્રયોજવી. ૧૦

बृंहणीय बस्तिने अयोग्य पुरुषो—

શોધન કરવા યોગ્ય રોગોમાં બૃંહણ બસ્તિઓ દેવી ન જોઈએ. મેદવાળા મનુષ્યો અને જે મનુષ્યો કોઢ તથા પ્રમેહથી પીડાય છે તેઓ પણ શોધન કરવા યોગ્ય છે. ૧૧

शोधनीय बस्तिने अयोग्य पुरुषो—

ક્ષીણ, ક્ષતયુક્ત, દુર્બલ, મૂર્છિત, કૃશ અને શુષ્ક દેહવાળાઓને તથા જેઓનું આયુષ્ય દોષ પર ટકી રહ્યું છે તેને શોધન બસ્તિ આપવી ન જોઈએ. ૧૨

कार्यविशेषनी अपेक्षाए बस्तिना संस्कारना भेद—

વાજીકરણ, રક્તદોષ અને પિત્તમાં મધ-ઘી અને દૂધથી યુક્ત તથા કફ અને વાતમાં તેલ-ગોમૂત્ર-આરનલ અને લવણથી યુક્ત બસ્તિઓ પ્રશસ્ત છે. ૧૩

ધાતુઓને વિરોધી ન થાય તેવી રીતે અમ્લ દ્રવ્ય, ગોમૂત્ર, દૂધ, સુરા અને ક્વાથ એ દ્રવ્યોને બસ્તિઓમાં યોજવાં અને રસની યોનિ એટલે ઉત્પત્તિસ્થાન હોવાથી ગરમ પાણીને યોજવું. ૧૪

દેવદાર, શતાહ્વા, નાની એલચી, કડ, જેઠીમધ, પીપર, મધ, સ્નેહ તથા સરસવ, સાકર અને લવણ એ બસ્તિઓના ઊર્ધ્વભાગ અને અનુલોમ ભાગના આવાપ એટલે નાખવાનાં દ્રવ્યો છે. એથી કષાયો સાથે મેળવીને જેઓ જેમાં પ્રયોજવાં જોઈએ તે હવે પછી કહીશ. ૧૫,૧૬

वातरोगमां प्रशस्त त्रण बस्तिओ—

લાંબા વખતથી થયેલ અને કઠણ બલવાળા વ્યાધિઓમાં આવાપ અને કષાયસહિત તીક્ષ્ણ તથા વિપરીત અવસ્થામાં મૃદુ અનુવાસન અને નિરૂહો યોજવાં જોઈએ. ૧૭

જુદા જુદા વ્યાધિઓમાં સંપૂર્ણપણે સિદ્ધ થયેલી અને એકબીજાના સામર્થ્યનો નાશ ન કરે તેવાં દ્રવ્યોથી જેને જેમાં ઘોળવી જોઈએ તેવી બસ્તિઓ અહીંથી અરધા અરધા શ્લોકમાં સાંભળ. ૧૮

બીલા, અગ્નિમન્થ, શ્યોનાક, કાશ્મર્ય અને પાટલિ; શાલપર્ણી, પૃશ્નિપર્ણી, બન્ને બૃહતી અને વર્ધમાનક; તથા જવ, કળથી, બોર અને સ્થિરા; એ ત્રણે યોગ ચારે સ્નેહસહિત તથા માંસરસસહિત, વાતદોષમાં પ્રશસ્ત છે. ૧૯,૨૦

पित्तरोगोमां प्रशस्त त्रण बस्तिओ—

નલ, વંજુલ, વાનીર, શતપત્ર અને શેવાળ; મજીઠ, સારિવા, અનન્તા, પયસ્યા અને જેઠીમધ; તથા ચન્દન, પદ્મક, કાળો વાળો અને પુન્નાડા-તે સાકર-મધ અને ઘી સહિત તથા દૂધસહિત ત્રણે બસ્તિઓ પિત્તદોષમાં હિતકર છે. ૨૧–૨૨

कफरोगोमां प्रशस्त त्रण बस्तिओ—

આકડો, અલર્ક, એકાષ્ઠીલા અને સાટોડી; હળદર, ત્રિફળા, નાગરમોથ, દેવદાર અને કુટજ્ઞટ; પીપર તથા ચિત્રક; તે ક્ષાર, મધ અને ગોમૂત્રસહિત તથા બહુ સ્નેહવાળા નહિ એવા ત્રણે યોગો કફરોગીઓને હિતકારક છે. ૨૩,૨૪

पक्वाशयनुं शोधन करनार चार बस्तिओ—

મીંઢળ, જીમૂતક, ઇક્ષ્વાકુ, ધાર્માર્ગવ અને વત્સક; શ્યામા ત્રિફળા સ્થિરા દન્તી અને વળી દ્રવન્તી; પ્રકીર્યા, ઉદકીર્યા, નીલિની અને ક્ષીરિણી; તથા સપ્તલા, શંખિની, લોધ્ર અને કંપીલાનું ફળ; ગોમૂત્રથી સિદ્ધ કરેલા તે ચારે યોગો પકવાશયનું શોધન કરનારા છે. આ ચાર યોગોનું છુટાં છુટાં અને સમસ્ત રૂપમાં ઉદાહરણ આપવામાં આવ્યું છે. ૨૫-૨૭

शुक्र अने मांस वधारनार चार बस्तिओ—

કાકોલી, ક્ષીરકાકોલી, મુદ્ગપર્ણી અને શતાવરી; વિદારીકન્દ, જેઠીમધ, શીંગોડાં અને કશેરુક; કૌંચબીજ, અડદ, ઘઉં અને જવ; જલજ માંસ તથા આનૂપ માંસ; એ ચાર બસ્તિઓ વીર્યવર્ધક અને માંસવર્ધક છે. ૨૮,૨૯

सांग्राहिक चार बस्तिओ—

જીવન્તી, અગ્નિમન્થ, ધાવડીનાં ફૂલ અને વત્સક; પ્રગ્રહ, ખેર, કહ, શમી, મીંઢળ અને જવ; પ્રિયંગુ, રકતમૂલી, તરુણી અને સ્વર્ણયૂથિકા; વડ વગેરે દૂધવાળાં વૃક્ષ, કેસુડાં અને લોધ્ર; એ સાંગ્રાહિક બસ્તિઓ માનેલ છે. ૩૦,૩૧

परिस्रवमां बे बस्तिओ—

પરિસ્રવમાં ધોળી સાટોડી અને સાટોડી સાથે ઊકાળેલા દૂધથી અથવા તાંદળજાયુકત ઉંદરકની સાથે ઊકાળેલ દૂધથી બસ્તિ દેવી. ૩૨

दाहमां एक बस्ति—

કાલંકતક, કાંડેક્ષુ, દર્ભ, પોટગલ અને શેરડી સાથે ઘી અને દૂધસહિત બસ્તિ દાહનાશક છે અને બીજી ઉત્પલ વગેરે સાથે ઘી અને દૂધસહિત બસ્તિ દાહનાશક છે. ૩૩

परिकर्तिकामां बे बस्तिओ—

દૂધમાં સાધેલાં કર્બુદાર, આઢકી, નીપ અને વિદુલ સાથે મધ અને સાકર મેળવી વૈદ્યે ઠંડી બસ્તિ દેવી. ૩૪

સત્ય સ્વરૂપમાં ક્રિયાને જાણનાર સુવૈદ્યોએ પરિકર્તમાં શ્રીપર્ણી અને કોવિદારની ડાંખળીઓથી તેજ પ્રમાણે તૈયાર કરેલ બસ્તિ દેવી જોઈએ. ૩૫

प्रवाहणमां बे बस्तिओ—

શાલ્મલિની ડાંખળીઓની દૂધમાં સિદ્ધ કરેલ ઘી યુકત બસ્તિ અને તે જ પ્રમાણે શાલ્મલિના ગુંદથી સિદ્ધ કરેલ બસ્તિ કરાંજવાના રોગમાં હિતકર છે. ૩૬

अतियोगमां बे बस्तिओ—

અશ્વાવરોહક, કાકનાસા અને રાજકશેરૂકથી દૂધમાં સિદ્ધ કરેલ અને મધ, રસાંજન તથા ઘીથી યુકત બસ્તિઓ અતિયોગમાં ઉત્તમ છે. વડ વગેરે ચારે વૃક્ષોથી તે જ વિધિએ સિદ્ધ કરેલ બસ્તિ બીજી છે. ૩૭½

जीवादानमां बस्तिओ—

બૃહતી, ક્ષીરકાકોલી, પૃશ્નિપર્ણી અને શતાવરી તથા કાશ્મર્ય, ખેર, દૂર્વા, કાળો વાળો અને પ્રિયંગુ એ બન્ને સમૂહોને દૂધમાં ઊકાળી, ઘી-રસાંજન-મધ અને સાકર મેળવી, વૈદ્યે તે બન્ને શીત બસ્તિઓ જીવાદાનમાં દેવી. ૩૮,૩૯

ગાય, મેંઢી, બકરી અને ભેંસના દૂધ સાથે જીવનીય ગણની ઔષધીઓ ભેળવી, સસલાં, એણ, દક્ષ, બીલાડાં,

ભેંશ-મેંઢાં અને બકરીના તરતના લોહી સાથે મેળવી આપેલી બસ્તિ જીવાદાનમાં પ્રશસ્ત છે. ૪૦,૪૧

મહુડાં,જેઠીમધ,દ્રાક્ષ,ઘ્રો,કાશ્મર્ય અને ચન્દનથી, મધ અને સાકરસહિત, તે જ વિધિથી બસ્તિ દેવી જોઈએ. ૪૨

रक्तपित्त अने प्रमेहमां बस्ति—

મજીઠ, સારિવા, અનન્તા, પયસ્યા અને જેઠીમધથી સાધિત તથા સાકર, ચન્દન, દ્રાક્ષ, મધ, આમળાં અને ઉત્પલથી સાધિત બસ્તિઓ રકતપિત્તમાં, અને સોમવલ્કના કષાયની બસ્તિ પ્રમેહમાં હિતકર છે. ૪૩

ગુલ્મ, અતિસાર, ઉદાવર્ત, સ્તંભ અને સંકોચ વગેરે રોગોમાં તથા સર્વાંગરોગ, એકાંગરોગ અને એવી જાતના રોગોમાં વિચક્ષણ વૈદ્યે અગાઉ કહેલ વિધાન પ્રમાણે જુદા જુદા પ્રકારના યોગો કરીને પોતપોતાનાં ઔષધથી સિદ્ધ બસ્તિઓ દેવી. ૪૪,૪૫

अध्यायार्थसंग्रह—

આ બાબતમાં ઉપસંહારના શ્લોક–

વાયુ વગેરેના ત્રણ ત્રણના સમૂહ એટલે ત્રણ વાતની, ત્રણ પિત્તની અને ત્રણ કફની; પકવાશયની શુદ્ધિ માટે,વૃષ્ય અને સાંગ્રાહિકના ત્રણ ચારના સમૂહ એટલે પકવાશય-શોધક ચાર, વૃષ્ય ચાર અને સાંગ્રાહિક ચાર; પરિસ્રાવ, દાહ, પરિકર્ત, પ્રવાહણ અને અતિયોગમાં બે બે તથા જીવાદાનમાં ત્રણ, રકતપિત્તમાં બે અને પ્રમેહમાં બે–એ પ્રમાણે સુલભ, અલ્પ ઔષધવાળી અને અલ્પ કલેશવાળી સૌથી ગુણવાળી આડત્રીસ બસ્તિઓ છે. ૪૬–૪૮

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાન વિષે 'બસ્તિસિધ્ધિ' નામક દશમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૦

---

# અધ્યાય અગિઆરમો

## ફલમાત્રાસિદ્ધિ

फलमात्रासिद्धिनो उपक्रम—

"હવે અહીંથી 'ફલમાત્રાસિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું.' આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

आस्थापनमां कयुं फळ श्रेष्ठ छे ते विषयमां मुनिओना मतो—

આસ્થાપનની યોજનાઓમાં મીંઢળ વગેરેમાં કોને શ્રેષ્ઠ માનવામાં આવેલ છે એમ ફલબસ્તિની શ્રેષ્ઠતાના નિશ્ચયમાં વિવાદયુકત ભૃગુ, કૌશિક, કાપ્ય, શૌનક, પુલસ્ત્ય, અસિત અને ગૌતમ વગેરે મુનિઓ, ઉદાર મત-બુદ્ધિ-શ્રુતિ અને વિજ્ઞાનથી સમૃદ્ધ ભગવાન આત્રેય પાસે આવ્યા. ૩,૪

શૌનકે કહ્યું, 'ફળોમાં કફ અને પિત્ત હરનાર જીમૂતક શ્રેષ્ઠ છે.' રાજા વામકે કહ્યું, 'તે મૃદુ વીર્યવાળું હોવાથી મળનું ભેદન કરતું નથી.'' ૫

તે તો કડવી તુંબડીને શ્રેષ્ઠ માનતો હતો; કારણ કે વમનમાં તે દોષોને પ્રેરનાર છે. ગૌતમે કહ્યું, 'ઉષ્ણતા, તીક્ષ્ણતા, કટુતા અને રૂક્ષતાને લઈ તે અવૃષ્ય છે.' ૬

કફ અને પિત્તનું નાશક ધામાર્ગવ શ્રેષ્ઠ છે એમ તે માનતા હતા. પણ બડિશ તેને વાતલ, ગ્લાનિ કરનાર અને બલનાશક માનતા હતા. ૭

તે તો ઇન્દ્રજવને વખાણતા હતા કે તે બલનાશક નથી અને કફ તથા પિત્તને હરનાર છે માટે ઉત્તમ છે. પણ કાપ્યે કહ્યું, 'તે અતિશય વિજ્જલ, ઊર્ધ્વ ભાગના દોષને પ્રેરનાર અને વાયુનો ક્ષોભ કરનાર છે.' ૮

તે તો કહેતા હતા કે કૃતવેધન વાતલ છે અને પ્રબળ કફ અને પિત્તને હરે છે. ભદ્રશૌનકે કહ્યું, 'તે પણ ઠીક નથી, તે તો કટુક અને અતિશય બલનાશક છે.' ૯

આ પ્રમાણે હેતુઓથી સારી પેઠે વિચિત્ર તે વચનો સાંભળીને બુદ્ધિમાન આત્રેયે ફળોની બાબતમાં શ્રેષ્ઠ નિશ્ચય કહી દેખાડયો અને આ પ્રમાણે બોલ્યા. ૧૦

તેમાં આત્રેયનો નિર્ણય—

'તમે સર્વેએ ફલના દોષ અને ગુણની બાબતમાં સરખી રીતે વાણી ઉચ્ચારી છે. દોષ વગરનું અને ગુણવાળું ન હોય તેવું આ જગતમાં કંઈ નથી. એથી ગુણની અધિકતા શેમાં છે તેનો વિચાર કરવામાં આવે છે. ૧૧

અહીં જીમૂતક કોઢમાં હિતકર છે, ઇક્ષ્વાકુ પ્રમેહરોગીને હિતકર માનેલ છે, કુટજનું ફલ એટલે ઇન્દ્રજવ હૃદ્રોગમાં અને ધામાર્ગવ પાંડુરોગમાં શ્રેષ્ઠ છે. ૧૨

કૃતવેધન ઉદરરોગમાં હિતકર છે અને મીંઢળ સર્વ રોગનું વિરોધી નથી એટલે સર્વ સ્થાને યૌગિક છે. તે મધુર, કષાય અને તિક્ત તથા રૂક્ષ નહિ એવું અને કટુ, ઉષ્ણ તથા વિજ્જલ છે. ૧૩

તે કફ અને પિત્તને હરનાર, જલદીથી અસર કરનાર, નુકશાન ન કરનાર અને વાયુનું અનુલોમન કરનાર છે. એથી બીજાં ફળો હોવાં છતાં તે ખાસ કરીને 'ફલ' નામ પ્રાપ્ત કરે છે.' ૧૪

ગુદામાં ગયેલ બસ્તિ સર્વ શરીરમાં રહેલ દોષોને કેમ કાઢે છે તે બાબતમાં અગ્નિવેશનો પ્રશ્ન—

ગુરુએ એ પ્રમાણે વચન કહ્યું અને મુનિસમૂહે તેને માનસહ સ્વીકાર્યું. તે પછી પ્રણામ કરીને આનંદયુક્ત શિષ્યગણે એક સાથે મળીને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યો. ૧૫

'આપ ગુરુએ કહ્યું કે બસ્તિ સર્વ કર્મ અને ગુણ સાધનાર છે, પણ એ નાભિથી ઉપર તો જતી નથી. તે તો નાભિની નીચે ગુદામાં જાય છે. તો પછી શરીરમાંથી સર્વ સ્થાનેથી દોષોને કેવી રીતે દૂર કરે છે?' ૧૬

તેમાં આત્રેયનું સમાધાન—

ત્યારે ગુરુએ કહ્યું, 'સંયોગ અને વિયોગને લઈ વાયુ આ શરીરને ધારણ કરી રાખે છે; તે એકલો જ અથવા દોષસહિત બની, પોતાના આશયમાં રહ્યો રહ્યો પ્રકોપ પામે છે. ૧૭

શુદ્ધિ કરનાર બસ્તિ પિત્ત-કફ અને મળયુક્ત તે પવનનું અનુલોમન કરે છે. આમ તેની શાંતિથી આખાય શરીરમાં રહેલો રોગસમૂહ પણ શાન્ત થાય છે. ૧૮

પશુઓને બસ્તિ આપવાનો વિધિ—

આ પ્રમાણે બુદ્ધિથી અખંડિત અર્થ જાણી જઈને શિષ્યગણે એને હાથી, ઊંટ, ગાય, ઘોડા, ઘેટાં અને બકરાના રોગોને દૂર કરનાર કર્મ પૂછ્યું. ત્યારે તેણે 'બસ્તિ રોગ દૂર કરનાર કર્મ છે' એમ કહ્યું. ફરીથી શિષ્યગણથી પ્રેરાયેલા તેમણે તેની વિધિ પણ કહી. ૧૯

'હે સૌમ્ય! હાથી અને ઊંટને માટે બકરા અને ઘેટાની બસ્તિ એટલે મૂત્રાશય તથા ગાય અને ઘોડાને માટે ભેંસની બસ્તિ કહે છે. બકરાં અને ઘેટાં માટે વૃષભ બળદની બસ્તિ લેવાનું તેના ઉપાયનું ચિન્તન કરનારા કહે છે. ૨૦

ક્રમાનુસાર અરત્નિ, અઢાર આંગળ, સોળ આંગળ, તેમજ દશ આંગળનું બસ્તિનેત્ર હાથી, ઊંટ, ગાય, ઘોડા, ઘેટાં અને બકરાંને બસ્તિ આપવામાં જોઈએ. તેમાં તેઓનો ચોથો ભાગ દાખલ કરવો તે હિતકર જાણવું. ૨૧

બકરાં અને ઘેટાંની નિરૂહમાત્રા એક પ્રસ્થ છે; ગાય વગેરેમાં બળ અનુસાર બમણી કે ત્રમણી; ઊંટની નિરૂહમાત્રા બે આઢક તથા હાથીની એથી બમણી એટલે દ્રોણ જેટલી નિરૂહમાત્રા છે. અનુવાસનમાં સૌ સૌની નિરૂહમાત્રાથી આઠમો ભાગ સ્નેહ લેવો જોઈએ. ૨૨

ઇંદ્રજવ, કઠ, જેઠીમધ, પીપર, વજ, શતાહ્વા, મીંઢળ અને રસાંજન, ગોળ, સિંધાલૂણ તથા દશમૂલ એ સર્વ પશુઓ માટે હિતકર છે. પીપળો, વડ, અશ્વકર્ણ, ખેર, પ્રગ્રહ, શાલ અને તાડનાં ફળ એ હાથી માટે વધારાની કલ્પના છે. ૨૩½

તેજ પ્રમાણે મુદ્દગપર્ણી, માષપર્ણી, ધવ, સરગવો, પાટલી અને મહુડાંનો સાર, સાથે નિકુંભ અને ચિત્રક, ખાખરો, ભૂતીક, દેવદાર અને રોહિણીનો કષાય એ વધારામાં ગાયને માટે હિતકર છે. ૨૪રૂ

ખાખરો, દન્તી, દેવદાર, કતૃણ અને દ્રવન્તી એ ઘોડાને માટે વધારાનાં દ્રવ્યો કહ્યાં છે. ૨૫

ગર્દભ અને ઊંટ માટે પીલુ, કરેડાં, ખેર, શમ્યાક અને બિલ્વાદિ ગણનાં પાન અધિક છે; બકરાં અને ઘેટાં માટે ત્રિફલા, ફાલસાં, કોઠ, ચણીબોર, બીલી અને મોટાં બોર અધિક છે. ૨૬

સદા રોગી મનુષ્યો—

ત્યારે અગ્નિવેશે પૂછ્યું, 'સતત રોગી મનુષ્યો કોણ છે ? અને તેઓને હિતકર શું છે ?' ગુરુએ તેનો જવાબ આપ્યો કે 'શ્રોત્રિય બ્રાહ્મણ, રાજાના સેવકો તેમજ વેશ્યા અને પણ્યજીવી એટલે દુકાનદારો સદા રોગી છે. ૨૭

તેઓ સતત આતુર હોય તેનું કારણ અને ચિકિત્સા—

શ્રોત્રિય બ્રાહ્મણ વેદાધ્યયન, વ્રત અને આહ્નિક ક્રિયા વગેરેથી દેહનું હિત કરી શકતો નથી. રાજાની સેવા કરનાર, રાજાના મનને રાજી રાખવાને લઈ, બીજાના હુકમ ઉઠાવવાથી, બહુ ચિન્તા અને બહુ ભયથી દેહનું હિત કરી શકતો નથી. ૨૮

વેશ્યા પુરુષના ચિત્તને અનુસરનાર હોવાથી, પુરુષોના ઉપચારમાં તત્પર હોવાથી તથા શરીરની સ્વચ્છતા અને શણગારમાં રચીપચી હોવાથી દેહનું હિત કરી શકતી નથી. દુકાનદારો સતત બેઠાડુપણુથી અને નિરન્તર વેંચાણ તથા ખરીદી વગેરેના લોભથી પણ દેહનું હિત કરી શકતા નથી. ૨૯

તેઓ બધાં હરહંમેશા આવેલા વેગને રોકે છે અને સમયસર ભોજન કરતાં નથી. તે જ પ્રમાણે જે બીજા મનુષ્યો પણ સમયસર મલત્યાગ અને વિહાર કરતા નથી તેઓ સદા રોગી રહે છે. ૩૦

વેગ રોકવાથી પ્રકુપિત થયેલા વાયુને વિબંધ તથા સર્વ અંગમાં પીડા કરતો જોઈને વૈદ્યે સારી રીતે બનાવેલી સ્નેહયુકત વર્તિ પહેલેથી જ તેઓમાં પ્રયોજવી. ૩૧

સાટોડી, એરંડ, નિકુંભ, ચિત્રક, દેવદાર, નસોતર, નિદિગ્ધિકા તથા બિલ્વાદિ જે મહાપંચમૂલ, તેઓને દહીંના મસ્તુયુકત ગોમૂત્રમાં પકાવીને તેલ-ઘી અને પાંચે લવણો ભેળવીને બસ્તિ પ્રયોજવી. નિરૂહ પતી ગયા પછી જાંગલ માંસરસથી ભોજન કરાવીને પછી નિકુંભના તેલથી અનુવાસન કરાવવું. ૩૨,૩૩

બલા, રાસ્ના, મીંઢળ, બીલી, ચિત્રક, દશમૂલ, ગરમાળાની શીંગ, જવ અને કળથીને એક આઢક જલમાં પકાવવાં; તે કવાથ ઇન્દ્રજવ વગેરેના કલ્ક સાથે તથા તેલ-ઘી-ગોળ અને સિંધાલૂણસહિત, સદા રોગીને માટે હિતકર તથા બલ અને વર્ણને વધારનાર છે. તે પ્રમાણે જેઠીમધ, બીલીનું ફળ અને શતાહ્વાથી પણ સાધિત તેલ, અનુવાસન યોગ્ય મનુષ્યને માટે હિતકર છે. ૩૪,૩૫

જીવનીય ગણના કવાથથી સાધિત તેલ અનુવાસનમાં અને જીવનીય ગણનો લવણરહિત કવાય નિરૂહમાં બાળક માટે હિતકર છે. બાળક અને વૃદ્ધ માટે જલદી અંગ અને બળ વધારવા નિરૂહબસ્તિથી શ્રેષ્ઠ બીજું કંઈ નથી. ૩૬

અધ્યાયાર્થસંગ્રહ—

તે બાબતમાં ઉપસંહારનો શ્લોક—

ફલનું કર્મ, બસ્તિની શ્રેષ્ઠતા, ગાય વગેરે માટે જે બસ્તિનેત્ર અને બસ્તિઓ, સતત રોગીઓ અને તેઓને માટે જે હિતકર તે સર્વ 'ફલમાત્રાસિદ્ધિ' અધ્યાયમાં બતાવ્યાં છે.

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમા સિદ્ધિસ્થાન વિષે 'ફલમાત્રાસિદ્ધિ' નામક અગિઆરમો અધ્યાય સંપૂર્ણ થયો. ૧૧

———

## અધ્યાય બારમો

### ઉત્તરબસ્તિસિદ્ધિ

उत्तरबस्तिसिद्धिनो उपक्रम—

"હવે અહીંથી 'ઉત્તરબસ્તિસિદ્ધિ'નું વ્યાખ્યાન કરશું." આ બાબતમાં ભગવાન આત્રેયે નીચે પ્રમાણે જ કહેલું છે. ૧,૨

वमन वगेरेथी शुद्ध रोगीनुं जे रीते पालन करवुं जोईए ते—

જેવી રીતે નવા ઇંડાને તેમજ છલોછલ ભરેલા તૈલપાત્રને રક્ષવાં જોઈએ અને દંડધારી ગોવાળ જેમ ગાયોને રક્ષે તેવી રીતે વમનાદિકથી શુદ્ધ થયેલ, દુર્બલ, કૃશ, અલ્પ અગ્નિવાળા, ઢીલા સાંધાવાળા, વાયુ-મળ-મૂત્ર-કફ અને પિત્ત જેઓનાં કાઢવામાં આવ્યાં છે તેવા, કૃશ આશયવાળા, શૂન્ય શરીરવાળા અને પ્રતીકારને સહન ન કરી શકનાર રોગીને વૈદ્યે ખરેખર રક્ષવો જોઈએ. ૩–૫

तेमना अग्निने प्रदीप्त करवा माटे पेयादिक्रम—

ક્રમ જાણનાર વૈદ્યે અગ્નિ પ્રદીપ્ત કરવા માટે પહેલાં તો પેયા વગેરેથી અને પાછળથી માંસરસથી એમ ક્રમે ક્રમે ઉપચાર કરવા. ૬

પહેલાં સ્નિગ્ધ-અમ્લ-મધુર અને હૃદ્ય રસ, પછી અમ્લ અને લવણ રસ, તે પછી મધુર અને તિક્ત રસ, અને તે પછી વળી કષાય અને કટુક રસ દેવા. ૭

એકબીજાથી વિરુદ્ધ રસોના ઉપયોગથી અને સ્નિગ્ધ તથા રૂક્ષના વિપરીત ક્રમે ઉપયોગથી વૈદ્યે દરદીને સ્વભાવિક સ્થિતિમાં લાવવો એટલે સ્વાભાવિક ભોજન પર લઈ આવવો. ૮

स्वस्थ थयेलानां लक्षणो—

સઘળા રસોના અભ્યાસને સહન કરનાર, વેગોના નિરોધથી રહિત, કામમાં પ્રીતિયુક્ત, સ્થિર ઇન્દ્રિયવાળો, બલવાન અને મનોબળવાળો પુરુષ સ્વાભાવિક સ્થિતિને પામેલો જાણવો. ૯

स्वस्थ न थयेल मनुष्य माटे वर्ज्य—

આ સ્વાભાવિક સ્થિતિને ન પામ્યો હોય તેણે તજવા લાયક સર્વ આહારવિહારનો ત્યાગ કરવો; અને મહા દોષ કરનાર આ આઠ બાબતોને તો ખાસ કરીને તજવી. ૧૦

ઊંચે સાદે બોલવું, રથનો હડદોલો, અતિ ચાલ ચાલ કરવું, અતિશય બેસી રહેવું, અજીર્ણ પર ભોજન અહિત ભોજન દિવસની નિદ્રા અને મૈથુન. ૧૧

તેઓથી ઊર્ધ્વદેહમાં થનારા, આખા શરીરમાં થનારા, શરીરના નીચેના ભાગમાં થનારા, મધ્ય ભાગમાં થનારા, આમદોષથી થનારા, કફથી થનારા અને ક્ષયથી થનારા રોગો યથાક્રમે થાય છે. ૧૨

तेमने माटे विस्तृत व्याख्यान—

તેઓમાંથી દરેકનાં વિસ્તૃત લક્ષણ અને યથાવત્ ચિકિત્સા તથા સિદ્ધ યાપનબસ્તિઓ કહીશ. ૧૩

ऊंचेथी अने बहु बोलवाथी थती व्यापत्तिओ—

તેમાં ઊંચેથી તથા બહુ બોલવાથી શિરસ્તાપ, શંખ અને કાનમાં તોદ, કાનનો ઉપરોધ, મોઢું-તાળવું તથા ગળાનો શોષ, તિમિર, તરસ, જ્વર, તમક, હનુગ્રહ, મન્યાસ્તંભ, થૂંક આવવું તે, છાતી તથા પડખામાં શૂળ, સ્વરભેદ, હેડકી, શ્વાસ વગેરે થાય છે. (૧)

रथक्षोभथी थती व्यापत्तिओ—

રથક્ષોભથી સાંધા તથા પર્વોની શિથિલતા, હનુ નાક-કાન તથા માથામાં શૂળ, તોદ, કુક્ષિક્ષોભ, આટોપ, આંતરડામાં અવાજ, આધ્માન, હૃદય તથા ઇન્દ્રિયોનો ઉપરોધ, સ્ફિક્-પડખાં-વંક્ષણ-વૃષણ-કેડ અને બરડામાં વેદના, સાંધા-ખભા તથા ગરદનની નિર્બલતા, અંગોનો અભિતાપ, પગના સોજા, પગના સ્પર્શજ્ઞાનનો નાશ તથા પાદહર્ષ વગેરે થાય છે. (૨)

अति चंक्रमणथी थती व्यापत्तिओ—

બહુ ફરવાથી—પગ-જાંઘ-સાથળ-ઢીંચણ-વંક્ષણ-શ્રોણિ તથા બરડાનું શૂળ, સક્થિસાદ તથા સક્થિ-તોદ, પિંડીઓમાં ગોટલાં ચઢવાં, અંગમર્દ, અંસાભિતાપ, સિરા તથા ધમનીઓનો હર્ષ, શ્વાસ, કાસ વગેરે થાય છે. (૩)

अत्यासनथी थती व्यापत्तिओ—

બહુ બેસી રહેવાથી—રથક્ષોભથી થતાં સ્ફિક, પડખાં, વંક્ષણ, વૃષણ, કેડ તથા બરડાની વેદના વગેરે થાય છે. (૪)

अजीर्ण अने अध्यशनथी थती व्यापत्तिओ—

અજીર્ણ તથા અધ્યશનથી—મુખશોષ, આધ્માન, શૂળ, નિસ્તોદ, તરસ, અંગસાદ, ઊલટી, અતિસાર, મૂર્છા, જ્વર, પ્રવાહણ અને આમવિષાદિ રોગો થાય છે. (૫)

विषमाशनथी थती व्यापत्तिओ—

વિષમાશન તથા અહિત ભોજનથી—અન્નની ઇચ્છા ન થવી, દુર્બલતા, વિવર્ણતા, ખરજ, પામા, ગાત્રોનો અવસાદ અને વાતના પ્રકોપથી થનારા સંગ્રહણી, વગેરે થાય છે. (૬)

दिवास्वप्नथी थती व्यापत्तिओ—

દિવસે ઊંઘવાથી—અરુચિ, અવિપાક, અગ્નિનાશ, સ્તિમિતતા, પાંડુતા, ચામડીની ખરજ, પામા, દાહ, ઊલટી, અંગમર્દ, હૃદયસ્તંભ, જડતા, તંદ્રા, ઊંઘ્યા કરવું, ગ્રન્થિજન્મ દુર્બલતા, મૂત્ર તથા આંખો રાતી થવી અને તાળવાનો ઉપલેપ. (૭)

व्यवायथी थती व्यापत्तिओ—

મૈથુનથી—બલનો શીઘ્ર નાશ, સાથળમાં પીડા, માથું - બસ્તિ-ગુદા - ઉપસ્થ- વંક્ષણ - સાથળ - ઢીંચણ જાંઘ તથા પગનું શૂળ, હૃદયના ધબકારા, આંખની પીડા, અંગો શિથિલ થવાં, શુક્રના માર્ગમાંથી રક્ત આવવું, કાસ, શ્વાસ, થૂંકમાં લોહી પડવું, સ્વર બેસી જવો, કેડની અશક્તિ, એક અંગમાં થનાર કે આખા શરીરમાં થનારા રોગો, વૃષણનો સોજો, અધોવાયુ-મલ તથા મૂત્રની અટકાયત, શુક્રનો નિસર્ગ, જડતા, ધ્રુજારી, બહેરાશ, વિષાદ વગેરે થાય છે. ગુદામાં છેદન જેવી પીડા, ઉપસ્થમાં તાડન જેવી પીડા થવી, મન ઊંડાણમાં પડતું હોય તેમ લાગવું, હૃદયનું કમ્પન, સાંધાઓની પીડા અને અંધારાં આવવા જેવું થવું. (૮)

એમ આ આઠ અપચારોથી આ ઉપદ્રવો પેદા થાય છે. ૧૪

पूर्वोक्त व्यापत्तिओनी चिकित्सा—

તેઓની ચિકિત્સા—તેમાં ઊંચેથી બોલવાથી તથા બહુ બોલવાથી થયેલાને માટે અભ્યંગ, સ્વેદન, ઉપનાહ, ધૂમપાન, નસ્યકર્મ, ભોજન બાદ સ્નેહપાન, માંસરસ, દૂધ વગેરે વાતઘ્ન સર્વ વિધિ તથા મૌન પળાવવું. (૧)

રથક્ષોભ, બહુ ફરવું તથા બહુ બેસી રહેવાથી થયેલામાં સ્નેહ તથા સ્વેદન વગેરે વાતઘ્ન સર્વ વિધિ તથા નિદ્રાનો ત્યાગ. (૨)

અજીર્ણ તથા અધ્યશનથી થયેલામાં અપક્વ અન્ન ન રહે ત્યાં સુધી વમન કરાવવું, રૂક્ષ સ્વેદ, લંઘનીય-પાચનીય તથા દીપનીય ઔષધોનો પ્રયોગ. (૩)

વિષમ તથા અહિતાશનથી થયેલમાં પોતપોતાના દોષને હરનાર કર્મ. (૪)

દિવસે સૂવાથી થયેલામાં—ધૂમપાન, ઉપવાસ, વમન-કર્મ, શિરોવિરેચન, કસરત, રૂક્ષ ભોજન, અરિષ્ટ અને દીપનીય ઔષધોનો ઉપયોગ, પ્રઘર્ષણ, ઉન્મર્દન, પરિ-ષેચન વગેરે કફઘ્ન બધો વિધિ કરવો. ૫

મૈથુનથી થયેલામાં—જીવનીયગણનાં દ્રવ્યોથી પકાવેલ દૂધ અને ઘીનો ઉપયોગ તથા વાતઘ્ન સ્વેદન-અભ્યંગ અને ઉપનાહો, વૃષ્ય આહાર, સ્નેહ, સ્નેહવિધિ, યાપન બસ્તિઓ અને અનુવાસન બસ્તિ. મૂત્રના રોગો તથા

બસ્તિના શૂળમાં ઉત્તરબસ્તિ, વિદારીગન્ધાદિ ગણુ તથા જીવનીય ગણુનાં દ્રવ્યોથી તથા દૂધ વડે પકાવેલું તેલ. ૧૫

मुस्तादि यापनबस्ति—

યાપનબસ્તિઓ બધા કાળમાં દેવી. તે અમે કહીએ છીએ. નાગરમોથ, વાળો, કાંસકી, ગરમાળો, રાસ્ના, મજીઠ, કડુ, ત્રાયમાણુ, સાટોડી, બહેડાં, ગળો, સ્થિરાદિ પંચમૂળ એટલે શાલવણુ, પીઠવણુ, ઊભી તથા બેઠી ભોરીંગણી અને ગોખરુ–દરેક ૧ પલ ટુકડા કરેલાં, તથા આઠ મીંઢળ લેવાં. ધોઈ નાખીને પછી ૧ આઢક પાણીમાં ક્વાથ કરવો. એક ચતુર્થાંશ બાકી રહે ત્યારે ક્વાથમાં બે પ્રસ્થ દૂધ નાખી ફરીથી દૂધ બાકી રહે ત્યાં સુધી ઊકાળવો. પછી તેમાં એક ચતુર્થાંશ જાંગલ પ્રાણીઓનો માંસરસ તથા તેટલાં જ મધ તથા ઘી નાખવાં. સુવા, જેઠીમધ, ઇન્દ્રજવ, રસાંજન અને ધરૂંલાનો કલ્ક સિંધવસહિત નાખવો. તેની નવશેકી બસ્તિ દેવી. તે શુક્ર, માંસ તથા બલ પેદા કરનાર છે. ક્ષતક્ષીણ, કાસ, ગુલ્મ, શૂલ, વિષમજ્વર, બ્રધ્ન, વાતકુંડલિકા, ઉદાવર્ત, કુક્ષિશૂલ, મૂત્રકૃચ્છ્ર, રક્તપ્રદર, વિસર્પ, પ્રવાહિકા, માથાની પીડા, ઢીંચણુ-સાથળ-જાંઘ તથા બસ્તિ જકડાઈ જવાં, અશ્મરી, ઉન્માદ, અર્શ, પ્રમેહ, આધ્માન, વાતરક્ત, પિત્ત અને કફના રોગો મટાડનાર તથા સદ્યબલકર તથા રસાયન છે. (૧)

एरंडमूलादि यापनबस्ति—

એરંડાનાં મૂલ તથા ખાખરાનાં મૂળ ૭ પલ, શાલવણુ, પીઠવણ, ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, ગોખરુ, રાસ્ના, આસંધ, ગળો, સાટોડી, ગરમાળો અને દેવદાર–કટકા કરેલાં–દરેક ૧ પલ, તથા આઠ મીંઢળ લેવાં. ધોઈને એક આઢક જળ તથા પા આઢક દૂધમાં નાખી પકાવવાં. ચોથો ભાગ બાકી રહે ત્યારે ક્વાથ ગાળી લેવો. તેમાં સુવા, કઠ, નાગરમોથ, લીંડીપીપર, હાઉબેર, બીલું, વજ, ઇન્દ્રજવ, રસાંજન, ધઉંલા, અજમો-એટલાંનો કલ્ક નાખવો અને મધ, ઘી તેલ તથા સિંધવથી યુક્ત કરી નવશેકી નિરૂહબસ્તિ એક, બે કે ત્રણુ વાર દેવી. આ બસ્તિ દરેકને માટે અને વિશેષ કરીને લલિત, સુકુમાર, સ્ત્રીવિહારથી ક્ષીણ, ક્ષતવાળા, વૃધ્ધ, લાંબા વખતના અર્શના રોગી તથા બાળકની કામનાવાળાઓને માટે પ્રશસ્ત છે. (૨)

सहचरादि यापनबस्ति—

તે જ પ્રમાણે કાંટાશેળિયો, ખરેટી, દર્ભનાં મૂળ અને ઉપલસરીથી પકાવેલ દૂધની બસ્તિ આપવી. (૩)

बृहत्यादि यापनबस्ति—

તથા ઊભી ભોરીંગણી, બેઠી ભોરીંગણી, શતાવરી અને ગળોથી ઊકાળેલા તથા જેઠીમધ અને મીંઢળનાં બીજના કલ્કયુક્ત દૂધની બસ્તિ પ્રથમ પ્રમાણે દેવી. (૪)

बलादि यापनबस्ति—

તથા કાંસકી, અતિબલા, વિદારી, શાલવણુ, પીઠવણ, ઊભી તથા બેઠી ભોરીંગણી, દર્ભનાં મૂળ, કાલસાં, સીવણ, બીલાં અને યવથી પકાવેલ, જેઠીમધ અને મીંઢળનો કલ્ક નાંખેલ, મધ-ઘી તથા સંચળયુક્ત દૂધની બસ્તિ કાસ, જ્વર, ગુલ્મ, પ્લીહા, અર્દિત, સ્ત્રી તથા મદ્યપાનથી ક્ષીણુ થયેલાઓને માટે તુરત બળ દેનાર તથા રસાયન છે. (૬)

बलादि यापनबस्ति—

ખરેટી, ગંગેટી, રાસ્ના, ગરમાળો, મીંઢળ, બીલાં, ગળો, સાટોડી, એરંડો, આસંધ, કાંટાશેળિયો, ખાખરો, દેવદાર, દશમૂળ દરેક ૧ પલ; યવ, બોર અને કળથી તથા સૂકા મૂળા બે પ્રસૃત; એક દ્રોણ પાણીમાં નિરૂહ બસ્તિ જેટલો ક્વાથ બાકી રહે ત્યાં સુધી પકાવવાં. ક્વાથને ગાળી લઈ, તેમાં જેઠીમધ, મીંઢળ, સુવા, કઠ, લીંડીપીપર, વજ, ઇન્દ્રજવ, રસાંજન, ધરૂંલા અને અજમાનો કલ્ક નાખવો અને ગોળ, ઘી, તેલ, મધ, દૂધ, માંસરસ, ખાટી કાંજી અને સિંધવથી યુક્ત નવશેકી બસ્તિ વાતજ શુક્ર-મૂત્ર અને ઝાડાની અટકાયતમાં તથા ગુલ્મ, હૃદયરોગ, આધ્માન, બ્રધ્નરોગ, પડખાં પીડ તથા કેડનો જકડાટ સંજ્ઞાનાશ તથા બલક્ષીણતામાં આપવી. (૬)

हपुषादि यापनबस्ति—

હાઉબેર અર્ધો કુડવ, ખાખરા કરેલા બમણા જવ, પાણી તથા દૂધમાં દૂધ બાકી રહેતાં સુધી પકાવવાં. તેની મધ, ઘી, તેલ અને સિંધવયુકત બસ્તિ આખા શરીરમાં ફેલાયેલ વાતરકતવાળા, ઝાડા-પેશાબની અટકાયતવાળા અને સ્ત્રીઓમાં ક્ષીણ થયેલાઓને હિતકર્તા તથા વાતઘ્ન, બુદ્ધિ-મેધા-અગ્નિ તથા બલને પેદા કરનાર છે. (૭)

लघुपंचमूलादि यापनबस्ति—

લઘુ પંચમૂળનો ક્વાથ દૂધ અને પાણીમાં કરવો. લીંડીપીપર, જેઠીમધ તથા મીંઢળનો કલ્ક નાખીને ગોળ, ઘી, તેલ અને સિંધવવાળી બસ્તિ ક્ષીણ અને વિષમજ્વરથી ક્ષીણ થયેલાઓ માટે છે. (૮)

बलादि यापनबस्ति त्रीजी—

બલા, અતિબલા, અઘેડો, કૌંચાં-આઠ પલ, અધકચરા કરેલ જવ અર્ધ કુડવનો ક્વાથ, ગોળ, ઘી, તેલ અને સિંધવથી યુકત કરી, પ્રથમ જેમ બસ્તિ આપવી. તે વૃદ્ધ, દુર્બળ અને શુક્ર તથા રકતની ક્ષીણતાવાળાઓ માટે શ્રેષ્ઠ છે. (૯)

बलादि यापनबस्ति चोथी—

બલા, જેઠીમધ, વિદારીકન્દ, દર્ભનાં મૂળ, દ્રાક્ષ અને જવથી બકરીના દૂધમાં ક્વાથ કરી, જેઠીમધ અને મીંઢળનો કલ્ક નાખી, જેઠીમધ, ઘી તથા સિંધવ નાખી, જ્વરવાળાને બસ્તિ આપવી. ૧૦

शालपर्ण्यादि यापनबस्ति—

શાલવણ, પીઠવણ, ગોખરુનાં મૂળ, સીવણ, ફાલસાં, ખજૂરનાં ફૂલ અને મહુડાંનાં ફૂલથી બકરીનું દૂધ તથા પાણી દરેક એક પ્રસ્થ વડે ક્વાથ કરવો. તેમાં લીંડીપીપર, જેઠીમધ અને કમળનો કલ્ક નાખવો. ઘી અને સિંધવવાળી તે બસ્તિ ક્ષીણેન્દ્રિય તથા વિષમજ્વરથી કૃશ થયેલાને માટે પ્રશસ્ત છે. (૧૧)

स्थिरादि यापनबस्ति—

સ્થિરાદિ પંચમૂળ પાંચ પલ, શાલિ, ષષ્ટિક, જવ, ઘઉં, અડદ પાંચ પ્રસૃતનો બકરીના દૂધમાં ક્વાથ કરવો. ચતુર્થાંશ બાકી રહે ત્યારે કુકડીનાં ઈંડાંનો રસ તથા તેટલાં જ મધ, ઘી, સાકર, સિંધવ અને સંચળથી યુકત બસ્તિ શ્રેષ્ઠ વાજીકરણ તથા બલ અને વર્ણ પેદા કરનાર છે. એમ બાર યાપનબસ્તિઓ કહી. ૧૬

मोर-गोनर्द वगेरेनो पण पूर्वोक्त कल्प थाय छे—

એ જ પ્રમાણે મોર, ગોનર્દ, હંસ તથા સારસનાં ઈંડાંના રસનો પણ કલ્પ થાય છે. ૧૭

तित्तिर्यादि यापनबस्ति—

તેતર, મોર અને રાજહંસનાં માંસ અને લઘુ પંચમૂળથી પકાવેલ દૂધમાં સુવા, જેઠીમધ, રાસ્ના, ઇન્દ્રજવ, મીંઢળ અને લીંડીપીપરનો કલ્ક તથા ઘી, તેલ, ગોળ અને સિંધવવાળી બસ્તિ બળ, વર્ણ તથા શુક્રજનન અને રસાયન છે. (૧)

द्विपंचमूलादि यापनबस्ति—

દશમૂળ તથા કુકડાના માંસરસથી પકાવેલ દૂધ ચતુર્થાંશ રહે ત્યારે લીંડીપીપર, જેઠીમધ, રાસ્ના અને મીંઢળનો કલ્ક નાખી, સાકર-મધ અને ઘીથી યુકત બસ્તિ બહુ સ્ત્રીસંભોગ કરનારાને બલ દેનાર છે. (૨)

मयूरादि यापनबस्ति—

પિત્ત, પાંખ, પંજા, ચાંચ અને આંતરડાં કાઢી નાખીને મોરનું માંસ, સ્થિરાદિ પંચમૂલ દરેક ૧ પલ લઈ, પાણીવાળા દૂધમાં દૂધ બાકી રહે ત્યાં સુધી પકાવવું. મીંઢળ, લીંડીપીપર, વિદારીકન્દ, સુવા અને જેઠીમધનો કલ્ક નાખી, મધ-ઘી તથા સૈંધવ મેળવી, સ્ત્રીઓમાં બહુ આસક્તિને લીધે ક્ષીણ ઇન્દ્રિયવાળાને બસ્તિ આપવી. તે બલ તથા વર્ણને કરનાર છે. (૩)

विष्किर वगेरेनो पण पूर्वोक्त कल्प थाय छे—

એ જ પ્રમાણે વિષ્કિર, પ્રતુદ, પ્રસહ અને જલચર

પ્રાણીઓનાં માંસોનો અને દૂધ સિવાય રોહિતાદિ માછલાંનો કલ્પ થાય છે. (૪)

गोधादि यापनबस्ति—

ઘો, નોળિયો, બિલાડો, ઉંદર અને શાહુડીનાં માંસ, અને પંચમૂળ દરેક દશ દશ પલ; દૂધમાં પકાવીને તે દૂધની, લીંડીપીપર અને મીંઢળનો કલ્ક, સિંધવ સંચળ, સાકર, મધ, ઘી અને તેલયુક્ત બસ્તિ બલ્ય, રસાયન, ક્ષીણના ક્ષતનું સન્ધાન કરનાર, મથિતોરસ્ક, રથ-હાથી-ઘોડાથી ભગ્ન, વાતબલાસક વગેરે, ઉદાવર્ત, વાતજન્ય મૂત્ર-મળ અને શુક્રની અટકાયતવાળાઓને શ્રેષ્ઠ હિતકર્તા છે.(૫)

कूर्मादि यापनबस्ति—

કાચબો વગેરે ગમે તે એકના માંસથી પકાવેલ દૂધમાં સાંઢ, હાથી, ઘોડો, મગર, હંસ અને કૂકડાના અંડરસ; મધ, ઘી, સાકર, સિંધવ, એખરો અને કૌંચાંનાં બીજનો કલ્ક મેળવેલ બસ્તિ વૃદ્ધોને પણ બલ આપનાર છે. (૬)

कर्कटरसादि यापनबस्ति—

ચકલીના ઈંડાંના રસયુક્ત કર્કટકનો માંસરસ, મધ, ઘી અને સાકર સાથેનાની બસ્તિ દેવી, આ બસ્તિઓ પરમ વૃષ્ય છે. ઉચ્ચટા, એખરો અને કૌંચાંનાં બીજથી પકાવેલું દૂધ ભોજન પછી પીવાથી માણસને સો સ્ત્રીમાં રમણ કરે તેવો બનાવે છે. (૭)

गोरसादि यापनबस्ति—

સાંઢ-બકરો તથા સૂવરના વૃષણ, કર્કટ અને ચકલાનાં માંસથી પકાવેલા દૂધની ઉચ્ચટા, એખરો અને કૌંચા, મધ, ઘી અને થોડા સિંધવથી લવણ-વાળી કરેલ બસ્તિ દેવી. (૮)

दशमूलादि यापनबस्ति—

દશમૂળ, મોર, હંસ અને કૂકડાના કવાથ પાંચ પ્રસૃત; તેલ, ઘી, વસા અને મજ્જા એ ચાર પ્રસૃતથી યુક્ત સુવા, નાગરમોથ અને હાઉબેરનો કલ્ક નાખેલ, લવણવાળી બસ્તિ પગ, ઘુંટી, સાથળ, ઢીંચણ, જાંઘ, ત્રિક, વંક્ષણ, બસ્તિ અને વૃષણના વાતના રોગોને હરનાર છે. (૯)

मृग वगेरेनो पण पूर्वोक्त कल्प थाय छे—

મૃગ, વિષ્કિર, આનૂપ અને બિલેશય પ્રાણીઓના માંસથી આ જ કલ્પ માફક બસ્તિ આપવી. (૧૦)

मध्वादि यापनबस्ति—

મધ અને ઘી બે પ્રસૃત, તેટલું જ ગરમ પાણી, સુવા અર્ધો પલ અને અર્ધો અક્ષ સિંધવવાળી બસ્તિ પરમ વૃષ્ય તથા મૂત્રકૃચ્છ્ર, પિત્ત અને વાતને હરનાર છે. ૧૧

घृतादि यापनबस्ति—

તાજું ઘી, તેલ, વસા અને મજ્જા ચાર પ્રસ્થ, હાઉબેર અર્ધો પલ અને અર્ધો અક્ષ સિંધવવાળી બસ્તિ પરમ વૃષ્ય, મૂત્રકૃચ્છ્ર અને પિત્તના રોગ મટાડનાર તથા રસાયન છે. (૧૨)

मधुतैलादि यापनबस्ति—

મધ અને તેલ ચાર પ્રસૃત, સુવા અર્ધોપલ અને અર્ધો અક્ષ સૈંધવવાળી બસ્તિ દીપન, બૃંહણ, બલ તથા વર્ણને કરનાર, ઉપદ્રવ ન કરનાર, પરમ વૃષ્ય, રસાયન, ક્રિમિ, કુષ્ઠ, ઉદાવર્ત, ગુલ્મ, અર્શ, બ્રધ્ન, પ્લીહા અને પ્રમેહ મટાડનાર છે. (૧૩)

मधुघृतादि यापनबस्ति—

તે પ્રમાણે જ મધ અને ઘી, તેટલું જ દૂધ—આગળ પ્રમાણેના કલ્કવાળી બસ્તિ બલ તથા વર્ણને કરનાર, શ્રેષ્ઠ વાજીકરણ, ઉપદ્રવરહિત, બસ્તિ-ઉપસ્થનો પાક, વાઢ, મૂત્રકૃચ્છ્ર તથા પિત્તના રોગ મટાડનાર તથા રસાયન છે. ૧૪

मधुघृतादि यापनबस्ति—

તેજ પ્રમાણે મધ અને ઘી, તેટલો જ માંસરસ અને એક અક્ષ નાગરમોથવાળી પહેલાની જેવી બસ્તિ વાતબલાસક, પાદહર્ષ, ગુલ્મ, ત્રિક-

સાથળ અને ઢીંચણુનો ઘણો સંકોચ, એઓનો તથા બસ્તિ, વૃષણુ, લિંગ, ત્રિક અને પીઠના શૂળનો નાશ કરનાર છે. (૧૫)

सुरादि यापनवस्ति—

સુરા, સૌવીરક, કળથી, માંસરસ, મધ. ઘી, તેલ, સાત પ્રસૃત; મોથ અને સુવાનો કલ્ક તથા સિંધવ-યુક્ત બસ્તિ બધા વાતજન્ય રોગો મટાડનાર છે. (૧૬)

द्विपंचमूलादि यापनवस्ति—

દશમૂળ, ત્રિફળા, બીલું અને મીંઢળનો ગોમૂત્રમાં કવાથ કરવો. તેમાં ઇન્દ્રયવ, મીંઢળ, નાગરમોથ અને કાળીપાટનો કલ્ક અને સિંધવ, જવખાર, મધ તથા તેલયુક્ત બસ્તિ કફના રોગ, બસ્તિનો આટોપ, વાતજન્ય શુક્રની અટકાયત, પાંડુરોગ, અજીર્ણ, વિસૂચિકા અને અલસક રોગોમાં આપવી. ૧૮

श्रेष्ठ वाजीकरण स्नेहबस्तिओ—

હવે આગળ શ્રેષ્ઠ વાજીકરણ સ્નેહો કહેશું.—

શતાવરી, ગળો, શેરડી, વિદારીકન્દ, આમળાં, દ્રાક્ષ અને ખજૂરને યંત્રમાં પીલીને કાઢેલો દરેકનો રસ એક એક પ્રસ્થ; તે જ મુજબ ઘી, તેલ, ગાયનું-ભેંસનું અને બકરીનું દૂધ એ એ પ્રસ્થ લેવું; જીવક, ઋષભક, મેદા, મહામેદા, વાંસકપૂર, શીંગોડાં, મધુલિકા, જેઠીમધ, ઉચ્ચટા, લીંડીપીપર, કમળકાકડી, નીલકમળ, કદમ્બનાં ફૂલ, પુંડરીક, કમળનાં કેસરનો કલ્ક; પૃષત અને તરક્ષુનાં માંસ; કૂકડો, ચકલી, ચકોર, કોયલ, મોર, જીવંજીવક, કુલિંગ અને હંસનાં ઇંડાના રસ–વસા અને મજ્જા ૧ પ્રસ્થ નાખીને પાક કરવો. સિદ્ધ થયે ભગવાન શંકરની પૂજા કરી, સફેદ છત્રથી તેના પર છાંયડો કરી, વેદઘોષ, શંખ, ઢોલ તથા ભેરીના નાદ કરતાં તેને હાથીની પીઠ ઉપર મૂકવો. તે સ્નેહનો ત્રીજો ભાગ મધ મેળવીને, મંગલકર્મ-આશીર્વચન તથા દેવસ્તુતિ કરીને બસ્તિ તરીકે દેવો. સ્ત્રીમાં વિહાર કરનાર, ક્ષીણવીર્ય, ક્ષતક્ષીણ, વિષમજ્વરપીડિત માણસોને, યોનિરોગી, વંધ્યા, રક્તગુલ્મવાળી, છોકરાં મરી જતાં હોય તેવી, અને જેને આર્તવ ન આવતું હોય તેવી સ્ત્રીઓને, માંસ અને લોહીની ક્ષીણતાવાળાને માટે આ શ્રેષ્ઠ પથ્ય છે. અને વળિયાંપળિયાંનો નાશ કરનાર ઉત્તમ રસાયન છે. (૧)

કાંસકી, ગોખરુ, રાસ્ના, અસગંધ, શતાવરી, કાંટા-શેળિયો દરેક ૧૦૦ પલ; તેને કૂટી, ૧૦૦ દ્રોણ પાણીમાં પકાવવાં. જ્યારે ૧ દ્રોણ પાણી બાકી રહે ત્યારે તેમાં વિદારીકન્દ, આમળાંનો સ્વરસ, બકરો, પાડો, સૂવર, આખલો, કૂકડો, મોર, હંસ, કારંડવ અને સારસના અંડરસો દરેક પ્રસ્થ; ઘી અને તેલનો એક એક પ્રસ્થ; આઠ પ્રસ્થ દૂધમાં સુખંડ, જેઠીમધ, મધુલિકા, વાંસકપૂર, બિસ, કમલદંડ, નીલકમળ, પરવળ, કૌંચાં, અન્નપાકી, વાડનાં માથાં, ખજૂર, દ્રાક્ષ, ભોંયઆમલી, ભોરીંગણી, જીવક, ઋષભક, મુદ્દગપર્ણી, માષપર્ણી, શતાવરી, મેદા, લીંડીપીપર, કાળો વાળો, તજ અને તમાલપત્રનો કલ્ક નાખી પકાવવું. સિધ્ધ થયા બાદ વેદપાઠાદિ વિધિથી બસ્તિ આપવી. તેથી સો સ્ત્રી સાથે સંભોગ કરી શકે છે. તેના પ્રયોગમાં આહાર-વિહારની કાંઈ પણ પરહેજ નથી. તે વૃષ્ય, બલ્ય, બૃંહણ, આયુષ્ય, વળિયાં તથા પળિયાંનો નાશ કરનાર, ક્ષતક્ષીણ, નષ્ટશુક્ર, વિષમજ્વર-પીડિત તથા યોનિરોગી સ્ત્રીઓને શ્રેષ્ઠ પથ્ય છે. (૨)

કાંટાશેળિયો ૧૦૦ પલ, ચાર દ્રોણ પાણીમાં પકાવીને ૧ દ્રોણ બાકી રહે ત્યારે કવાથ સારી પેઠે ગાળી, તેમાં વિદારીકન્દ તથા શેરડીનો રસ એક એક પ્રસ્થ, તેથી આઠ ઘણું દૂધ, ઘી તથા તેલ પ્રસ્થ; ખપાટ, જેઠીમધ, મહુડો, સુખડ, મધૂલિકા, ઉપલસરી, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ક્ષીરવિદારી, અગર, મજીઠ, નખલા, કપૂરકાચલી, કાંટાશેળિયો, ધ્રો, તજ, અને લોધ્ર દરેક એક અક્ષ તથા બે કર્ષ સાકરનો કલ્ક નાખી પકાવવું. સિધ્ધ થયે વેદઘોષાદિ વિધિથી બસ્તિ આપવી. તે સર્વ રોગ હરનાર, રસાયન, અન્તઃપુરમાં રહેનાર લલિતાઓને માટે શ્રેષ્ઠ, ક્ષત, ક્ષય, વાત-પિત્તની વેદના, શ્વાસ, અને કાસ મટાડનાર છે. તૃતીયાંશ મધ મેળવી દેવાથી વળિયાં પળિયાં હરનાર તથા વર્ણ, રૂપ, બલ, માંસ અને શુક્ર વધારનાર છે. (૩)

આ સ્નેહબસ્તિઓ રસાયન છે. જો મનુષ્ય વિભવ-

યુક્ત હોય તો તેનું વીર્ય તથા બલાધાનને માટે તેના સો વખત કે હજાર વખત પાક કરવા. ૧૯

પૂર્વોક્ત બસ્તિના ગુણો—

તે બાબતમાં શ્લોકો છે—

આ યાપન નામની બસ્તિઓ અને સ્નેહો કહ્યા તે સ્વસ્થ માટે, રોગી માટે અને વૃધ્ધો માટે વિરોધી નથી. ૨૦

અતિ મૈથુન કરનારાઓને શુક્ર-માંસ અને બલ આપનાર, સર્વ રોગો મટાડનાર અને દરેક ઋતુમાં પ્રયોગ કરાય તેવી છે. ૨૧

સન્તાન વિનાનાં સ્ત્રીપુરુષોને પણ સન્તાનો આપનાર છે. તેઓ સ્નેહબસ્તિ–અનુવાસન અને નિરૂહ બેયનું કામ કરનાર છે. ૨૨

તેમાં અપથ્ય—

વ્યાયામ, મૈથુન, મદ્ય, મધ, ઠંડું પાણી, સંભોજન અને રથક્ષોભ–એ યાપનબસ્તિઓમાં નિન્દિત છે. ૨૩

અધ્યાયાર્થસંગ્રહ—

એ બાબતમાં ઉપસંહારના શ્લોકો:—

મોર, ગોનર્દ અને હંસનાં ઈંડાંથી કુકડીનાં ઈંડાં પ્રમાણેની ત્રણ બસ્તિઓ, વિષ્કિકરની વીસ, પ્રતુદની ત્રીસ, પ્રસહની ઓગણત્રીસ, જલચરોની સત્તાવીસ, મયૂરકલ્પથી માછલાં વગેરેની નવ બસ્તિઓ, કૂર્મકલ્પથી કર્કટક આદિની દશ બસ્તિઓ, મૃગોથી સત્તર, વિષ્કિકરોથી ઓગણીસ, આનૂપથી નવ, કૂકડાના અને મયૂરના કલ્પ જેમ બિલેશયથી ચૌદ, સ્નેહોની સાથે ટૂંકાણમાં આ ઓગણત્રીશ બસ્તિઓ કહી. તેનો વિસ્તારથી ભાગ પાડતાં બસો સોળ બસ્તિઓ થાય છે. તે મધ મેળવીને દેવાથી મનુષ્યને અતિવૃષ્ય બનાવે છે. અને તેઓને મધથી સ્તંભિત કરવાથી અતિયોગ કે અયોગ કરતી નથી. ૨૪-૨૮½

યાપનબસ્તિ પાછી ન આવે તો કર્તવ્ય—

આ બસ્તિઓ મૃદુ હોવાથી જે મનુષ્યને દીધા બાદ પાછી ન આવે તેને તરત જ ગોમૂત્રયુક્ત તીક્ષ્ણ બસ્તિઓથી આસ્થાપન કરાવવું જોઈએ. ૨૯½

યાપના બસ્તિના અતિસેવનથી થતા દોષો—

યાપનબસ્તિના અતિશય સેવનથી સોજા, અગ્નિનાશ, પાંડુરોગ, શૂલ, અર્શ, વાઢ, જ્વર અને અતિસાર થાય છે. ૩૦½

તેમાં ચિકિત્સા—

તે ઉપદ્રવોમાં અરિષ્ટ, દૂધ તથા સીધુ આદિથી અગ્નિપ્રદીપનની ક્રિયા કરાવવી જોઈએ. અને તેથી જ યાપનબસ્તિઓનું સેવન યુક્તિપૂર્વક કરવું જોઈએ, પણ લાગલાગટ સેવન ન કરવું. ૩૧½

ઊંચેથી બોલવું આદિની વ્યાપત્તિઓ ચિકિત્સાસહિત વિસ્તારથી જુદી જુદી કહી છે. તેઓથી મનુષ્યનું સદા રક્ષણ કરવું. ૩૨½

સિદ્ધિસ્થાનની નિરુક્તિ—

વમનાદિ કર્મો યથાવિધિ ન થવાથી પેદા થયેલા વિકારોનું સાધન એટલે ચિકિત્સા જે સ્થાનમાં કહેવાયું છે તેને સિદ્ધિસ્થાન કહેવાય છે. ૩૩½

આ તન્ત્રના અધ્યયનનું ફળ—

આત્રેય ઋષિની વાણીરૂપ ૧૨૦ અધ્યાય કે જે પ્રાણીઓના હિતને માટે બુદ્ધિમાન અગ્નિવેશે કહ્યા છે તે પૂર્ણ થયા. ૩૪½

વિધિસર આ સંહિતા ભણવાથી આ લોકમાં લાંબું આયુષ્ય, યશ, સ્વસ્થતા, ધર્માર્થકામ તથા મોક્ષ અને ઉત્તમ સિદ્ધિને મેળવે છે. ૩૫½

પ્રતિસંસ્કર્તાનું કર્મ—

સંસ્કર્તા સંક્ષેપમાં કહેલનો વિસ્તાર, અતિ વિસ્તારમાં કહેલાનો સંક્ષેપ કરે છે અને જૂના શાસ્ત્રને ફરીથી નવા જેવું બનાવે છે. ૩૬½

ચરક અને દૃઢબળે અગ્નિવેશના તન્ત્રનો પ્રતિસંસ્કાર કર્યો—

તેથી જ અતિ બુદ્ધિમાન ચરક મુનિએ આ ઉત્તમ

શાસ્ત્રનું સંસ્કરણ કર્યું; પરન્તુ તેમાં ત્રીજા ભાગની અપૂર્ણતા જોવામાં આવે છે. તેથી પંચનદપુરમાં જન્મેલા દૃઢબલે ભૂતપતિ શંકરને તુષ્ટ કરીને તેના અસમ્પૂર્ણ ભાગને પૂરો કર્યો. બીજાં બહુ શાસ્ત્રોમાંથી વીણવાની દૃષ્ટિથી બીજા વિષયોનો પણ સંચય કરીને ચિકિત્સાસ્થાનના સત્તર અધ્યાય, સિદ્ધિસ્થાન અને કલ્પસ્થાનથી તેને પૂર્ણ કર્યું. આ શાસ્ત્ર શબ્દ અને અર્થની ન્યૂનતા વિનાનું અને તંત્રદોષ વગરનું અને વિચિત્ર એવી છત્રીસ તંત્રયુક્તિથી શોભીતું છે. ૩૭–૪૦૧/૨

છત્રીસ તંત્રયુક્તિઓ—

તેમાં-અધિકરણ, યોગ, હેત્વર્થ, પદાર્થ, પ્રદેશ, ઉદ્દેશ, નિર્દેશ, વાક્યશેષ, પ્રયોજન, ઉપદેશ, અપદેશ, અતિદેશ, અર્થાપત્તિ, નિર્ણય, પ્રસંગ, એકાન્ત, અનૈકાન્ત, અપવર્ગ, વિપર્યય, પૂર્વપક્ષ, વિધાન, અનુમત, વ્યાખ્યાન, સંશય, અતીતાવેક્ષણ, અનાગતાવેક્ષણ, સ્વસંજ્ઞા, ઊહ્ય, સમુચ્ચય, નિદર્શન, નિર્વચન, સંનિયોગ, વિકલ્પન, પ્રત્યુત્સાર, ઉદ્ધાર અને સંભવ–આ તંત્રયુક્તિઓ છે. ૪૧–૪૪૧/૨

તેઓ સંપૂર્ણપણે વિસ્તારમાં કે સંક્ષેપમાં શાસ્ત્રમાં કહેવાયેલી હોય છે. પરન્તુ અતિસંક્ષેપમાં કહેવાયેલ શાસ્ત્રમાં તેમનો એકદેશ દેખાય છે. ૪૫૧/૨

તન્ત્રયુક્તિના જ્ઞાનનું ફળ—

જેમ કમળના વનનો વિકાસ કરવાને સૂર્ય, ઘર પ્રકાશિત કરવાને દીવો, તેવી જ રીતે શાસ્ત્રને વિકસિત અને પ્રકાશિત કરવાને માટે તંત્રયુક્તિઓ છે. ૪૬૧/૨

જે કોઈ પણ આ એક જ શાસ્ત્રને બરાબર સમજે છે તે યુક્તિને જાણનાર હોવાથી બીજાં શાસ્ત્રોને પણ બરાબર સમજી શકે છે. જેમ ભાગ્યક્ષીણ થવાથી અર્થની પ્રાપ્તિ થતી નથી તેમ તંત્રયુક્તિ જાણ્યા વિના શાસ્ત્રોનો અભ્યાસ કરનાર વૈદ્ય શાસ્ત્રના અર્થનેતત્ત્વને સમજી શકતો નથી. ૪૭,૪૮

બરાબર ન સમજાયેલ શાસ્ત્ર, બરાબર નહિ પકડેલા શસ્ત્રની જેમ મૂર્ખને હાનિ કરનાર છે અને બરાબર સમજાયેલ શાસ્ત્ર અને બરાબર પકડાયેલ શસ્ત્રની પેઠે ડાહ્યા મનુષ્યનું રક્ષણ કરે છે. ૪૯

તેટલા માટે આ શાસ્ત્રના ગુણદોષના તત્વજ્ઞાન માટે તેઓ ઉત્તરતંત્રમાં ફરીથી વિસ્તારપૂર્વક કહેવામાં આવશે. ૫૦

આ શાસ્ત્રના જ્ઞાનનું ફળ—

જે પુરુષ આ શાસ્ત્ર સંપૂર્ણપણે ભણી તેના અર્થ બરાબર સમજે છે, તંત્રાર્થમાં ચોક્કસ મતવાળો હોય, ચિકિત્સાકર્મ કરતો હોય, તે મનુષ્યોને સુખી જીવન આપનારો બને છે અને ધૃતેવૃતિ, સ્મૃતિ, બુદ્ધિ તથા ધર્મવૃદ્ધ થાય છે. ૫૧

જે પુરુષના હૃદયમાં આ બાર હજાર શ્લોકવાળી સંહિતા રહે છે તેજ અર્થજ્ઞ છે, તેજ વિચારજ્ઞ છે અને તેજ ચિકિત્સાકર્મમાં કુશળ છે. તે રોગો, તેઓની ચિકિત્સા અને બીજા કયા અર્થને તે જાણતો નથી? સ્વસ્થ અને રોગીના હિતને માટે અગ્નિવેશે કહેલ આ ચિકિત્સા છે. જે કાંઈ આ તંત્રમાં છે તે બીજે છે અને જે કાંઈ આ તંત્રમાં નથી તે બીજે ક્યાંય પણ નથી. ૫૨,૫૩૧/૨

અગ્નિવેશે રચેલા અને ચરક વડે પ્રતિસંસ્કૃત થયેલા શાસ્ત્રમાં આઠમું સિદ્ધિસ્થાન પ્રાપ્ત થતાં તેમાં દૃઢબલે પોતાની સિદ્ધિને માટે સંક્ષેપમાં સિદ્ધિસ્થાન પૂરું કર્યું. ૫૪,૫૫

આ પ્રમાણે અગ્નિવેશે રચેલ અને ચરકથી પ્રતિસંસ્કાર પામેલ શાસ્ત્રમાં અપ્રાપ્ત અને દૃઢબલે પૂર્ણ કરેલા આ શાસ્ત્રમાં સિદ્ધિસ્થાનમાં 'ઉત્તરબસ્તિસિદ્ધિ' નામનો બારમો અધ્યાય પૂર્ણ થયો. ૧૨



## चरकसंहिताऽध्यायनामानि

### १ सूत्रस्थान

१ दीर्घञ्जीवितीय
२ अपामार्गतण्डुलीय
३ आरग्वधीय
४ षड्विरेचनशतीय
५ मात्राशितीय
६ तस्याशितीय
७ नवेगान्धारणीय
८ इन्द्रियोपक्रमणीय
९ खुड्डाकचतुष्पाद
१० महाचतुष्पाद
११ तिस्रैषणीय
१२ वातकलाकलीय
१३ स्नेह
१४ स्वेद
१५ उपकल्पनीय
१६ चिकित्साप्राभृतीय
१७ कियन्तःशिरसीय
१८ त्रिशोथीय
१९ अष्टोदरीय
२० महारोग
२१ अष्टौनिन्दितीय
२२ लङ्घनबृंहणीय
२३ संतर्पणीय
२४ विधिशोणितीय
२५ यज्जःपुरुषीय
२६ आत्रेयभद्रकाप्यीय
२७ अन्नपानविधि
२८ विविधाशितपीतीय
२९ दशप्राणायतनीय
३० अर्थेदशमहामूलीय

### २ निदानस्थान

१ ज्वर
२ रक्तपित्त
३ गुल्म
४ प्रमेह
५ कुष्ठ
६ शोष
७ उन्माद
८ अपस्मार

### ३ विमानस्थान

१ रस
२ त्रिविधकुक्षीय
३ जनपदोद्ध्वंसनीय
४ त्रिविधरोगविशेष-विज्ञानीय
५ स्रोत
६ रोगानीक
७ व्याधितरूपीय
८ रोगभिषग्जितीय

### ४ शारीरस्थान

१ कतिधापुरुषीय
२ अतुल्यगोत्रीय
३ खुड्डिकागर्भावक्रान्ति
४ महतीगर्भावक्रान्ति
५ पुरुषविचय
६ शरीरविचय
७ शरीरसंख्या
८ जातिसूत्रीय

### ५ इन्द्रियस्थान

१ वर्णस्वरीय
२ पुष्पितक
३ परिमर्शनीय
४ इन्द्रियानीक
५ पूर्वरूपीय
६ कतमानिशरीरीय
७ पन्नरूपीय
८ अवाक्शिरसीय

९ यस्यश्यावनिमित्तीय
१० सद्योमरणीय
११ अणुज्योतीय
१२ गोमयचूर्णीय

६ चिकित्सास्थान

१ रसायन
  १ अभयामलकीय
  २ प्राणकामीय
  ३ करप्रचितीय
  ४ आयुर्वेदसमुत्थानीय
२ वाजीकरण
  १ संप्रयोगशरमूलीय
  २ आसिक्तक्षीरीय
  ३ माषपर्णभृतीय
  ४ पुमाञ्जातबलादिक
३ ज्वर
४ रक्तपित्त
५ गुल्म
६ प्रमेह
७ कुष्ठ
८ राजयक्ष्म
९ उन्माद
१० अपस्मार
११ क्षतक्षीण
१२ श्वयथु
१३ उदर
१४ अर्श
१५ ग्रहणी
१६ पाण्डुरोग
१७ हिक्काश्वास
१८ कास
१९ अतिसार
२० छर्दि
२१ विसर्प
२२ तृष्णारोग
२३ विष
२४ मदात्यय
२५ द्विव्रणीय
२६ त्रिमर्मीय
२७ ऊरुस्तम्भ
२८ वातव्याधि
२९ वातशोणित
३० योनिव्यापत्

७ कल्पस्थान

१ मदन
२ जीमूतक
३ इक्ष्वाकु
४ धामार्गव
५ वत्सक
६ कृतवेधन
७ श्यामात्रिवृत्
८ चतुरङ्गुल
९ तिल्वक
१० सुधा
११ सप्तलाशङ्खिनी
१२ दन्तीद्रवन्ती

८ सिद्धिस्थान

१ कल्पना
२ पञ्चकर्मीय
३ बस्तिसूत्रीया
४ स्नेहव्यापदिकी
५ नेत्रबस्तिव्यापदिकी
६ वमनविरेचनव्यापत्
७ बस्तिव्यापत्
८ प्रासृतयोगिका
९ त्रिमर्मीया
१० बस्ति
११ फलमात्रा
१२ उत्तरबस्ति

———